પુસ્તક ૧૩ મું.
અંક ૧લો

જાન્યુઆરી
૧૯૩૮



# પુસ્તકાલય

લવાજમ:
વાર્ષિક રૂ. ૩-૮-૦
" રૂ. ૫-૦-૦
રૂ. ૦-૬-૦

તંત્રીઓ:
નાનાભાઈ ચંદ્રશેખર દીવાનજી
નાજુકલાલ નંદલાલ ચોકસી

વ્યવસ્થાપક:
વાઘજીભાઈ નારણભાઈ અમીન,
બી. કૉમ.
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા......વડોદરા.



# અનુક્રમણિકા



—✠—


યુવક

# ઊર્મિ

શિષ્ટ સાહિત્ય અને સંસ્કારવાંછુઓનું માસિક

## બે આશિર્વચનો

પૂજ્ય ગાંધીજી જોડે હરિજન પ્રચારને અંગે કરાંચી ગયો હતો. ત્યારે 'ઊર્મિ'નું દર્શન થયું હતું તે વખતે એ કેવળ સાહિત્યિક માસિક હોય એમ લાગ્યું: આ વખતે જ્યારે હિન્દી પ્રચારને અંગે કરાંચી ગયો ત્યારે 'ઊર્મિ'નું ફરી દર્શન થયું અને પ્રજાજીવનની મિમાંસાનાં તત્ત્વો ઉમેરેલાં દેખાયાં. કોઈપણ નિયતકાલિક કેવું દેખાય છે એ જોવા કરતાં એની પાછળ કેવું મંડળ કામ કરે છે એ જોવું વધારે મહત્ત્વનું છે. મને એ મંડળ રાષ્ટ્રપ્રેમી, તત્ત્વનિષ્ઠ, મહેનતુ અને સંપીલું લાગ્યું તેથી 'ઊર્મિ' વિષે હું ઘણી આશાઓ સેવતો થયો છું.

શબ્દોની પણ એક અસર હોય છે. ઊર્મિ શબ્દ સાથે આત્મવિલોપનથી અમર થયેલી ઊર્મિલાનું સ્મરણ થાય જ છે. સેવાધન લક્ષ્મણને શ્રી. રામચંદ્રના સહવાસનું એટલું બધું વળતર મળ્યું કે એની અદેખાઈ જ થાય. બંધુપ્રેમી ભરતે શ્રી. રામચંદ્રની ગેરહાજરીમાં પ્રજાનું એટલું સરસ ભરણપોષણ કર્યું કે આખી પ્રજાએ એના પ્રત્યે ભક્તિભાવ કેળવ્યો. બિચારી ઊર્મિલા સીતા જેમ રામ સાથે વનવાસ જઈ શકી તેમ લક્ષ્મણ સાથે એ ન જઈ શકી. એણે તમામ લાગણીની ઊર્મિઓ દબાવી પોતાનું દુઃખ પી જઈ સાસુઓની સેવા કરી અને રામચંદ્રને અભાવે ઝેરી બનેલા વાતાવરણમાં મૂક સેવાથી અમૃતસિંચન કર્યું એ જ આદર્શ આજે આપણા અહિંસક યુદ્ધના સૈનિકો આગળ છે. એવા સેવકોની વિચારસૃષ્ટિ અને કલ્પનાસૃષ્ટિ તેમજ યોજનાસૃષ્ટિ જો 'ઊર્મિ'માં પ્રગટ થાય તો સાહિત્યની એ અપૂર્વ સેવા થશે. 'ઊર્મિ' એ આદર્શ પાર પાડો એજ પ્રાર્થના છે.

વર્ધા તા. ૧૭–૮–૩૭ — **કાકાસાહેબ કાલેલકર**

'ઊર્મિ'ના છેલ્લા સાતે અંક જોઈ ગયો નવા વરસથી તેને સર્વભોગ્ય અને અનેક બાજુથી સમૃદ્ધ બનાવવા યત્ન સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. એ દૃષ્ટિએ દર માસે એકાદ ચરિત્રલેખ, પ્રવાસલેખ, રાજકારણચર્ચા વગેરે જે સામગ્રી આપવાની રાખી છે તે ખરેખર આવકારપાત્ર છે. કાકાસાહેબ અને કિશોરલાલભાઈ જેવા સમર્થ લેખકોનાં લખાણોને લીધે છેલ્લા બે અંકો તો ખાસ ધ્યાન ખેંચે એવા બન્યા છે. એવા લેખકોનો સહકાર ચાલુ રહેશે અને વધતો જશે તો 'ઊર્મિ' નિશંક ગુજરાતનાં અગ્રગણ્ય શિષ્ટ માસિકોમાં મહત્ત્વનું સ્થાન મેળવી શકશે.

કરાચી તા. ૨૨–૮–૩૭. — **વિશ્વનાથ મગનલાલ ભટ્ટ**

ઊર્મિ કાર્યાલય : ડેન્સો હૉલ : કરાચી

પુસ્તકાલય

પુસ્તક ૧૩ મું | જાન્યુઆરી | અંક ૧ લો

# તેરમું વર્ષ

**પ્રસ્તુત** અંક સાથે 'પુસ્તકાલય' પોતાના જીવનનાં બાર વર્ષ પૂરાં કરી તેરમામાં પ્રવેશે છે. બાર વર્ષની એની કામગીરીનો, તથા વડોદરા રાજ્યના તેમજ ગુજરાત બૃહદ્ ગુજરાતના પુસ્તકાલય જગતની એણે બજાવેલી સેવાનો ક્યાસ તો એના નિયમિત વાચકો જ કાઢી શકે. અમારે તો માત્ર એટલું જ કહેવાનું કે બાર વર્ષના એના જીવનમાં 'પુસ્તકાલયે' સંતોષપ્રદ વિકાસ સાધ્યો છે અને યથાશક્તિ સેવા બજાવવાની જીગરપૂર્વક કોશિષ કરી છે. હજી વધુ સેવા બજાવવાની એને હોંસ છે અને તે પ્રભુકૃપાએ તેમ લેખક ભાઈબેનોના સહકાર અને સહાયે પાર પડે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

નવીન વર્ષમાં પ્રવેશતાં જુનાનું સરવૈયું કાઢવાનો 'પુસ્તકાલય'નો શિરસ્તો છે. તે મુજબ તપાસતાં જણાય છે કે પૂરા થયેલા વર્ષમાં એણે **'પુસ્તક પરિચય' 'પુસ્તકાલય નોંધ' 'વાચનતરંગ' 'થોડુંક જાણવા જેવું' 'નવીન ફાલ' 'શું વાંચશો?' 'માસિકો મળ્યા તારીખ' 'પુસ્તકાલયોની તપાસણી' 'વિચાર ચંક્રમણ'** એ વગેરે એનાં વિશિષ્ટ અંગોનાં લખાણો ઉપરાંત ૨૬૦ જેટલી વિવિધ ગદ્યપદ્ય વાચનસામગ્રી ૭૮૯ પૃષ્ઠોમાં રજુ કરી છે. તે રજુ કરવામાં હિંદુ મુસ્લીમ બન્ને કોમોનાં નાનાં મોટાં લેખકો મળી કુલ ૯૧ જેટલા લેખકોનો સહકાર મેળવવા 'પુસ્તકાલય' ભાગ્યશાળી થયું છે. લેખકવૃંદમાં ૫ બેનો, ૫ બાલલેખકો, ૨ હરિજન અને ૧ પાટણવાડીઆ જેવી પછાત કોમનો લેખક છે: એ બીના સ્રી, બાલ તેમ જ હરિજન અને પછાત કોમમાં પણ 'પુસ્તકાલય'ના વાચકો છે એની જ પ્રતીતિરૂપ લેખાશે. નાના મોટા એ બધાં જ લેખક ભાઇ-

બેનોનો આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ, અને પુસ્તકપરિચયાદિ વિશિષ્ટ અંગોને નિભાવવામાં જે જે સજ્જનોએ સહકાર આપ્યો છે તેની ખાસ નોંધ લઇએ છીએ. આશા છે કે ગત વર્ષના બધા જ લેખકો પોતાનો ભાવભર્યો સહકાર એવો ને એવો જ, આ નવીન વર્ષમાં પણ, ચાલુ રાખશે અને 'પુસ્તકાલય'ને વધુ લોકપ્રિય બનાવવાની અમારી ઉમેદને ખર લાવવામાં સહાયભૂત થશે. પુસ્તકાલય પ્રવૃત્તિ વિષયક ને પોષક લેખો, નિબંધો, કાવ્યો, સંવાદો, વાર્તાઓ, નાટિકાઓ અને અહેવાલો ઉપરાંત દેશવિદેશના મશહુર ગ્રંથપાલો અને સાહિત્ય સર્જકોના જીવનની આછી રૂપરેખાનાં લખાણો પુસ્તકાલયનાં પૃષ્ઠો માટે સદાય આવકારપાત્ર ગણાતા આવ્યાં છે ને આવશે. સામાન્ય વાચકવર્ગને વાર્તાઓ અને સંવાદોનું વાચન વધારે રૂચે છે, એટલે પુસ્તકાલય પ્રવૃત્તિ પોષક વાર્તાઓ ને સંવાદો આપવાનું ધોરણ પણ 'પુસ્તકાલયે' સ્વીકારેલું છે. તે લક્ષમાં લઇ એ દિશામાં પ્રયત્ન કરવા અમારા ચાલુ તેમજ બીજા લેખક બંધુઓને અમારી નમ્ર વિનંતિ છે.

પૂરા થયેલા વર્ષમાં 'પુસ્તકાલયે' નાનાં મોટાં ૨૮૭ પુસ્તકો અને ૩૭ સામયિકો મળી કુલ ૩૨૪ પ્રકાશનોનો પરિચય આપ્યો છે, અને એકધારા જારી રહેલા 'નવીન ફાલ'ના વિભાગમાં ૧૪૩ નવીન પ્રકાશનોની નોંધ લીધી છે. અમારા આ 'નવીન ફાલ' વિભાગની ઉપયોગિતા અને આવશ્યકતા પિછાની ગુજરાત મહાગુજરાતના લેખક–પ્રકાશક બંધુઓ એ ખાતે અમને હજી વિશેષ સહકાર આપવાનું યોગ્ય ગણે એમ ઇચ્છીએ છીએ.

શ્રીયુત મોતીભાઈ સાહેબે ગત વર્ષમાં પુનઃ શરૂ કરેલી પુસ્તકાલય મંડળો વિષયક 'પ્રશ્નોત્તરી'નો વિભાગ ખાસ ઉપકારક ગણાય તેમ છે. ગત વર્ષમાં એના માત્ર બેજ હપ્તા આપવાનું સદ્ભાગ્ય સાંપડયું છે. આ નવીન વર્ષમાં એ વિભાગ ચાલુ રાખવાનીજ નહિ પણ એ દ્વારા પોતાના બહોળા અનુભવ ને જ્ઞાનનો વધુ લાભ આપવાની તેઓ સાહેબને વિજ્ઞપ્તિ કરીએ છીએ.

卐

મનુષ્યોને સમાનતાની ભૂમિપર લાવવાના જો કોઇ સારાં સાધનો હોય તો તે માત્ર પુસ્તકો જ છે: અને સર્વ માણસોને માટે ખુલ્લો એવો જો કોઇ પણ ખજાનો વા ભંડાર હોય તો તે માત્ર પુસ્તકાલય જ છે.

## વ્હારા નૂતન વર્ષે

( ઉપજાતિ )

સાહિત્ય કેરી અણુખૂટ સેવા,
અગાધ આ દ્વાદશ વર્ષથી તેં
બજાવી સારા વટપૂર રાજ્યે,
વહાવી કાવ્યો તુજ માર્ગ દ્વારા.
અર્પી કવિતા કવિ કોની ઉર્મિ
વહંતી દેતી શુભ પાઠ રાજ્યે;
સાહિત્ય સેવા કરવા જનોને
પ્રેરન્ત ગ્રંથો શુભ વાંચવાને.

ત્રયો દશં વર્ષ જ આજ બેઠું,
વહાવજે તું શુભ પાઠ જેવા
વહાવી પ્હેલાં સેવા કરી તેં,
સાહિત્ય ગ્રંથો તણી આજ સુધી.
અમાપ આ દ્વાદશ વર્ષ સેવા,
અખંડ રે'જે નિજ રાજ્યમાં તું;
દીર્ઘાયુ હો આ ભૂપ શ્રી સયાજી,
અતૂટ હો આ તુજ શુભ સેવા.

સાવલી ] ધીરજલાલ મ. બારોટ
( ઉ. વ. ૧૫ )

—✠—

## ધન્યવાદ !

( મન્દાક્રાન્તા )

તેં કીધી છે, સકલ જનની, સેવ સ્વપ્નાં સ્વપીને;
તેં લીધી છે, ગરીબ જનની, આ'ય સેવા કરીને;
તેં અર્પી છે, અવિરત અમી, એકધારૂં વહીને,
તેં પોષી છે, પરમ પ્રીતથી, તૃપ્ત તૃષા કરીને.

તેં અર્પ્યાં છે, ભરતભૂમિમાં, ગ્રંથ દ્વાદશ હોંસે,
ને સુભાગી, અવનિ પર થૈ, ગ્રંથ તેરે પ્રવેશે;
તે ટાણે આ સકલ સુજનો, વાચકો ને વિશારદો;
આપે સૌએ અમી વરસતા, હાર્દથી ધન્યવાદો.

વ્યાસવાસણા, }
તા. આતરસુંબા. } ' જ્ઞાનાંકુર '

# નૂતન વર્ષે

[ લેખક :—વ્રજલાલ દ. મહેતા, ભલગામ ]

**વડોદરા** રાજ્યના કીર્તિસ્થંભ સમી પુસ્તકાલય પ્રવૃત્તિમાં પ્રાધાન્યપણે સેવ અર્પતું આપણું 'પુસ્તકાલય' માસિક ચાલુ અંકથી તેરમા વર્ષમાં પ્રવેશ કરે છે

'**પુસ્તકાલય**' માસિક બાર વર્ષથી નિયમિતપણે પુસ્તકાલય પ્રવૃત્તિને એકધાર સેવા અર્પી રહ્યું છે એ કોઇથી અજાણ્યું નથી.

દર વર્ષની માફક ગયા વર્ષમાં માસિકમાં '**નવીન ફાલ**' '**વાચનતરંગ**' '**વિચાર ચંક્રમણ**' '**પુસ્તક પરિચય**' '**શું વાંચશો ?**' '**થોડુંક જાણવા જેવું**' '**શિષ્ટવાચન પરીક્ષાનાં નિવેદનો**' વગેરે સુંદર વિભાગો તો ચાલુ રહ્યા છેજ.

માસિકે પ્રવૃત્તિમાં કેટલો વેગ આપ્યો છે, તેનો ખ્યાલ તો પ્રવૃત્તિમાં રસ ધરાવનાર હરકોઇ ભાઇને આવ્યો હશેજ. '**પુસ્તકાલય**'માં લખતા જુદા જુદા લેખકોના વિચારો, તથા બીજાં અન્ય છપાતાં નિવેદનો અને હેવાલો ઉપરથી પ્રવૃત્તિની સફળતા સમજાય તેમ છે.

અને હવે તો પુસ્તકાલય પ્રવૃત્તિમાં તો શું પણ સારાયે માનવજીવનમાં જે વસ્તુની ખાસ જરૂર પડે છે તે 'નિયમિતતા'નો બોધપાઠ દર મહિનાની ૧૫ મી તારીખે નિયમિત '**પુસ્તકાલય**' માસિક પ્રસિદ્ધ થઇને પોતેજ આપણને આપી રહ્યું છે.

તેના બદલામાં પોતાની અંદર ભરેલી પુસ્તકાલય પ્રવૃત્તિની અનેકવિધ રસ-સામગ્રી આપણી સમક્ષ ધરીને તે આજ નવા વર્ષના પ્રભાતે આપણી પાસેથી નીચે પ્રમાણે માગણી કરે છે :

(૧) માસિકે જે **નિયમિતતાને** પોતાના જીવનમાં મહત્ત્વનું સ્થાન આપ્યું છે તેજ **નિયમિતતાને** તેવુંજ સ્થાન આપણે આપણા જીવનમાં આપીએ.

(૨) માસિક બહાર પડે અને આપણા હાથમાં આવે કે તુર્તજ અનેક કામ પડતાં મૂકીને તેનું અચૂક વાચન કરીએ.

(૩) તેના વાચનમાં યે જો વખતનો અભાવ હોય તો પછી સરક્યુલર, સૂચનાઓ, પુસ્તક પરિચય, પુસ્તકાલય નોંધ, શું વાંચશો ? નવીન ફાલ વગેરે વિભાગો તો જરૂર વાંચી લેવા.

(૪) અને અવકાશે માસિકનું પૂરેપૂરૂં મનનપૂર્વક વાચન.

માસિકનું આટલું નિયમિત વાચન ચાલુ રાખવાનો માસિકની નવા વર્ષની માગણી મુજબ આપણે નિશ્ચય કરીશું અને તેને અમલમાં મૂકીશું તો પ્રવૃત્તિમાં આપણે નવા વર્ષમાં શું કરવું તેની દિશા તેમાંથી જ મળી રહેવાની.

પુસ્તકાલય પ્રવૃત્તિમાં જેને રસ છે, પુસ્તકાલય પ્રવૃત્તિ એ સમાજના ખાસ અંગોને સ્પર્શનારી અને સમાજના જ્ઞાનસાહિત્યને જીવંત રાખનારી પ્રવૃત્તિ છે એમ સમજનારા ભાઈઓને માટે તો ' **પુસ્તકાલય** ' માસિક અણમોલ ખજાનો છે–તેમાંથી ધારે તે બાબતોના ઉકેલ તે મેળવી શકે છે, માટે બની શકે તેટલાં આવરણોને દૂર કરીને પણ માસિકનું નિયમિત વાચન કેળવવું તે કોઈપણ પુસ્તકાલયભક્તને માટે ખાસ જરૂરનું છે.

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિનું તો ' **પુસ્તકાલય** ' માસિક એક સારૂં વાજીંત્ર બની ગયું છે–ખાસ કરીને તો એ વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિનું મુખપત્ર જ ગણાય. એટલે વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોને પોતાની યથાશક્તિ સેવા અર્પનારાં કોઈપણ ભાઈ–બ્હેને માસિક પ્રત્યે જરા પણ અવગણના કરવી પોષાય તેમ નથી. છતાં જેટલી અવગણના રખાશે તેટલી તેમની સેવાવૃત્તિમાં વિક્ષેપ–મંદતા આવવા સંભવ છે.

વડોદરા રાજ્યની અને વડોદરા રાજ્ય બહારની પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેનાર સૌ કોઈ ભાઈબ્હેનને માસિકની સાથે મારી પણ અંતઃકરણપૂર્વકની પ્રાર્થના છે કે ' આપણી પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાણસમા આ વાજિંત્રનાં નિયમિત ચાલતાં રસગાન નિયમિત સાંભળજો, અને એનો પ્રવૃત્તિમાં યથાશક્તિ ઉપયોગ કરજો. '

પ્રભુને પ્રાર્થના છે કે પુસ્તકાલય પ્રવૃત્તિ જેવી–લોકકલ્યાણના અનેક માર્ગોમાં સુવર્ણમાર્ગ સમી પુસ્તકાલય પ્રવૃત્તિના મુખપત્રસમું માસિક ' પુસ્તકાલય ' ઘણું જીવો અને પૂર્ણ રીતે ફાલો ફૂલો ! ' અસ્તુ ! '



## ઝંખના

( રાગ: મેં બનકી ચીડીયાં બનકે બન બન બોલું રે ! )

કરૂં જ્ઞાન દેવી તુજ કાજ કુસુમની માળા હું<br>
મહીં ખીલતાં કુસુમો હસતે હરખે ગુંથું હું<br>
તુજ સ્નેહ દૃષ્ટિ હું ઝંખું;<br>
મુજ ઉરમાં તુજને ઇચ્છું.<br>
ફુલ માળ ધારી ઉર સ્થાન આપી, ઝટ શમવો અજ્ઞાન જ્વાળા,<br>
બળી રહ્યો માતા હું.

બલવંત મહેતા

# વર્ષારંભની વિચારસરણી

[ લેખક :—કૃષ્ણલાલ ર. ત્રિવેદી, નાનામાચીયાળા ]

ડિસેમ્બર માસ જાય છે અને જાન્યુઆરી આવે છે. જુનું વર્ષ જાય છે, નવું વર્ષ આવે છે. આમ ને આમ ઇસુની કેટલીએ સદીઓ વીતી ગઇ, વીતે છે અને વીતશે. ૧૯૩૭ નાં પૂરા થતા વર્ષનો ચાર્જ ૧૯૩૮ નું વર્ષ લે છે. જાણે નવો વાઇસરોય ! જુનું વર્ષ ચાર્જની આપલે કરતાં કરતાં નવા વર્ષને કહે છે: "તું હજી બાળક છે, તને અનુભવ નથી, જગતની લીલીસુકી તેં જોઇ નથી, માટે જનસમાજનું નિરીક્ષણ કરી કાર્ય કરવાની પદ્ધતિ સ્વીકારશે તો સુખી થશે, કેમકે જમાનો આગળ વધે છે. અરે ! આપણે છીએ તો જ જમાનો-વખત-સમય બધું જ છે ને ? મારે હવે તો સમય-ભવિષ્ય ઉજ્જવળ છે, મને રહેવા ઘણીએ ઇચ્છા છે પરંતુ લાચાર ! મારે મારી ફરજ બજાવવી જ જોઇએ. અને તું તારી ફરજ બજાવશે એમ મને લાગે છે." આ પ્રમાણે જૂનાં નવાંની આપ લે ચાલ્યા જ કરે છે.

અલબત્ત, આજના નવા વર્ષને દિવસે આપણે કાંઇ જગતડાંપણ ડૉળવાનું નથી. આપણે તો ફક્ત "જનસમાજ અને પુસ્તકાલય પ્રવૃત્તિ" એ બેનો જ સંબંધ વિચારવાનો છે.

ઇ. સ. ૧૯૩૭ ના પૂરા થતાં વર્ષ દરમ્યાન પુસ્તકાલય પ્રવૃત્તિ સારી વેગ પામી છે એમ ચોક્કસ કહી શકાય. આ વર્ષમાં પુસ્તકાલય પરિષદો પણ ઠીક ઠીક ભરાઇ છે. બધીય પરિષદો, તેનાં ભાષણો, ઠરાવો, નિબંધો એ બધાનો એક જ સુર છે કે, પુસ્તકાલય પ્રવૃત્તિને અપનાવો, તેને ઘરગથ્થુ કરો, તેની અનેકવિધ ખીલવણી કરો, તેને આમ જનતાનાં ઝુંપડાં સુધી પહોંચતી કરો, ખેતર ખેડતો મજુર, હળ હાંકતો ખેડૂત, કોસ હાંકતો કોસીઓ ને ખાણ ખોદતો ખાણીઓ પણ વાચનથી, પુસ્તકાલય પ્રવૃત્તિથી અજાણ ન રહેવા પામે-ન જ રહેવા જોઇએ. સાધનસંપન્ન પુસ્તકાલયોએ પોતાનાં સ્વતંત્ર મકાનો બાંધવા જોઇએ. પુસ્તકોનો વાપર, વાચનપ્રચાર ખૂબ જ થવો જોઇએ: આવા સૂરો પુસ્તકાલય પ્રવૃત્તિ પાછળ ઉભા જ છે. અને તે યોગ્ય જ છે, કેમકે ऋते ज्ञानान्न मुक्तिः એ વાક્ય પ્રમાણે જ્ઞાન વગર મુકિત-જીવનનો આનંદ, સરલતા ને ઉદ્ધાર નથી જ. આ વાતનું ઉદાહરણ પાશ્ચાત્ય પ્રજા સારી રીતે પૂરૂં પાડે છે. અને જ્ઞાન તો ભણ્યા, વાંચ્યા, વિચાર્યા વગર મળતું જ નથી એ ધ્રુવો સત્ય છે. આખી જીંદગી ખૂટી જાય તો પણ જ્ઞાન મેળવવું ઘણું જ બાકી રહી જાય છે. આમ જ્ઞાનની વિશાળતા અપાર મહાસાગર જેવી છે. વિદ્વાનો વિદ્યાના સાગરને સામો કિનારો છે એમ માનતા જ નથી. એ ગમે તેમ હોય, પરંતુ વિદ્યા ભણ્યા વગર, પુસ્તકો વાંચ્યા વગર, વાંચીને જ્ઞાન મેળવ્યા વગર, ને પ્રાપ્ત કરેલું જ્ઞાન કર્તવ્યમાં મૂકયા વગર આપણો કોઇનો પણ ઉદ્ધાર નથી, એ વાત નક્કી છે. આખી જીંદગી સુધી ભણાવે એવી શાળાઓ જગતમાં નથી, હોય જ નહિ, છે એમ કહેલું એ કેવળ

ગપાષ્ટક હાંકવા જેવું છે. હા, એટલું ખરૂં કે પુસ્તકાલય એ શાળાની બીજી બાજુ છે. આ સત્ય જો બરાબર સમજાય તો પુસ્તકાલયની ઉપયોગિતા બરાબર સમજવામાં આવશે.

પુસ્તકાલયથી, પુસ્તકોના વાચનથી જ્ઞાન લાધે એ વાત કબૂલ મંજૂર, પણ જ્યાં પુસ્તકાલય ન હોય, ત્યાં શું કરવું ? મેળવવી ભારે પડે તેવી લોકમદદ કેમ ઉભી કરવી ? વગેરે મુખ્ય બાબતો સાધ્યા પછી જ પુસ્તકાલય કાઢી શકાય છે.

આ બાબત જરા વિચારસરણી માગી લે છે. શકય એટલી મદદ, છેવટે પાંચ જ રૂપીઆ ઉભા કરી વાચનાલય તો નિદાન ઉભું કરી શકાય જ છે. અને વાચનાલય એ પુસ્તકાલયના બીજ સમાન છે. એટલે કે વાચનાલયનાં છાપાં, માસિકો વાંચતાં વાંચતાં લોકોના દીલમાં એ વાત વસી જ જાય છે કે પુસ્તકાલય વગર ચાલે જ નહિ. દેહને જેમ ખોરાક જોઇએ છે, તેમ બુદ્ધિને મનને જ્ઞાન વા વાચનરૂપી ખોરાક જોઇએ જ: એવી પ્રતીતિ થઇ જતાં પુસ્તકાલય તે ગામે જરૂર સ્થપાવાનુ જ.

અને આ પ્રમાણે જ આપણા વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ આટલી ફાલીફૂલી છે. આપણે ઇચ્છીએ કે બૃહદ્ ગુજરાતમાં પણ પુસ્તકાલય પ્રવૃત્તિ મધપુડા જેમ ફેલાઇ જાય.

હવે, નવા શરૂ થતા ૧૯૩૮ ના વર્ષમાં શું ? ભૂત અને વર્તમાનના મૂલ્યાંકન યા સમાલોચના કરતાં ભવિષ્યનું મૂલ્યાંકન વધારે અટપટું—સંદિગ્ધ હોય છે. આપણા હાથ ઘણા યે જ્યોતીષિઓ જોઇ ગયા હશે, છતાં પરિણામમાં ઘણે ભાગે શૂન્ય જ આવે છે; પરંતુ આપણે તો તદ્દન સત્ય વાતો કરવાની છે. અને જ્યાં સત્ય હોય ત્યાં જ બધું આવી મળે ને ?

પહેલી વાત તો એ કે, પુસ્તકાલય ન હોય ત્યાં નિદાન વાચનાલય તો સ્થાપી દેવાય જ. એવા ગામનો શિક્ષક જનતાને વાચનાલયનાં છાપાં, માસિકોમાંથી સમાચારો વાંચી સંભળાવે ને તેનો પ્રેમ વાચનાલય ઉપર દઢ કરે.

વાચનાલય જામ્યા પછી પુસ્તકાલય સ્થાપતાં હરકત નહિ જ આવે. આ માટે લોકમદદ મેળવવી જરા અઘરી લાગે છે, અને અઘરી છે પણ ખરી; બધા મંત્રી ભાઇઓનો આજ અનુભવ છે. પરંતુ લોકોનો પુસ્તકાલય સ્થાપવા તરફ ચાહ થાય તો અડચણ આવે નહિ અને પુસ્તકાલય સહેજે સ્થાપિત થઇ શકે.

આમ પુસ્તકાલય સ્થાપન થયા પછી બાલકો, વિદ્યાર્થીઓ, સ્ત્રી, પુરૂષોમાં વાચનનો ખૂબ જ છૂટથી ઉપયોગ કરાવવો. અજ્ઞાન ભોળાં ગામડિયાંનું અજ્ઞાન દૂર કરવું. તેમનાં ખોટા વહેમો, ગંદી ટેવો, અંધશ્રદ્ધાળુપણું, બીકપણું, અનારોગ્ય વગેરે દૂર કરાવવાને મંત્રી ભાઇઓ ધારે તો જરૂર પ્રયત્ન કરી શકે. ગામડાંના ખેડુતોને સહકારી મંડળી, લૅન્ડ મૉર્ટગેજ બેન્ક, તગાવી વગેરેના ફાયદા સમજાવવા. વાતચીત માનવજાત વચ્ચે પરિચય વધારે છે, અને પરિચય નિકટતા આણે છે. આ મુજબ

મંત્રી ભાઇઓ ગ્રામ જનતામાં હળીમળીને, તેમના એક અંગ બનીને, તેમનામાંના જ એક થઇને રહે તો અત્યારે આખા દેશમાં ગ્રામ ઉદ્ધારના જે સળગતા પ્રશ્નો ખડા છે તેનો કંઇક નિકાલ જરૂર આવી જાય.

આપણે આશા રાખીએ કે નવા વર્ષમાં જે જે ગામોએ શાળા હોય ત્યાં નિદાન પુસ્તકપેટી સાથનાં વાચનાલય થઇ જશે. શાળા વગરનાં ગામોએ પણ વાચનાલયો ઉઘડે એ ઇષ્ટ છે. પુસ્તકાલય ખાતાએ ચાલુ સાલે એ નીતિ સ્વીકારી છે તે ખુશ થવા જેવું છે. એનો લાભ પ્રવૃત્તિના કાર્યકરો ઉઠાવે એ ખાસ ઇચ્છવા જોગ છે. વાચનાલય હોય, લોકોનો તે તરફ સારો ચાહ હોય, લોકો સારી રીતે વાંચતા હોય, ત્યાં પુસ્તકાલયો સ્થાપન થાય જ. ગામની વસ્તીના સંપૂર્ણ સહકારથી કાઢેલું પુસ્તકાલય તો ગામનું દેવસ્થાન જ બની રહે.

—※—

# મોતી ચણો

આવોને હંસ સહુ મોતી ચણો,
મોતી વેરાયાં છે ચંદનિયા ચોકમાં;
હોઠે ચુમો ને નયને વીણો,
આવોને હંસ સહુ મોતી ચણો.

મોતી છવાયાં છે મોંઘા મૂલનાં,
વીણી સ્નેહે જીવનનું સાર્થક કરો;
આવોને હંસ સહુ મોતી ચણો;
મોતી ઝળકન્તાં ને હૈયાં હર્ષન્તાં.

ઉરમાં ખુબ વીણવા આનંદ ધરો,
આવોને હંસ સહુ મોતી ચણો;
હેતસ્વી હંસ સહુ આવો ઉલ્લાસે,
મોતીડાં ચણવા પગલાં ભરો.

આવોને હંસ સહુ મોતી ચણો,
કાળિદાસ કહે કણ મોતીડાં ચણજો;
આજે પ્રતાપ છે શ્રીમંત તણો,
આવોને હંસ સહુ મોતી ચણો.

: મુ. રણુંજ ] કાળિદાસ દયાળજી વણકર.

# ज्ञानवाडी

( રાસ )

વ્હાલાં ! પધારો જ્ઞાન વાડીએ રે લોલ !
સેવાને રમ્ય સુવાસ જો;
મ્હેંકે એ જ્ઞાની ગુલો મીઠડાં રે લોલ ! ૧
ચાલો પ્રફુલ દિલે વાડીએ રે લોલ !
ઘુંસતાં દિલગીરીનો નાશ જો;
મ્હેંકે એ જ્ઞાની ગુલો મીઠડાં રે લોલ ! ૨
નાચે હૃદયે ગુલો ફાંકડાં રે લોલ !
નયને ભરે ચમકાર જો;
મ્હેંકે એ જ્ઞાની ગુલો મીઠડાં રે લોલ ! ૩
ચમકે શશીથી ગુલો અદકાં રે લોલ !
દેતાં શિતળતાનો સાર જો;
મ્હેંકે એ જ્ઞાની ગુલો મીઠડાં રે લોલ ! ૪
ગ્રીષ્મના ભાનુ સમ એ બને રે લોલ !
ત્યારે અજ્ઞાનતા જાય જો;
મ્હેંકે એ જ્ઞાની ગુલો મીઠડાં રે લોલ ! ૫
ગુંજે શિવાજી રામ નામને રે લોલ !
શૂરતાને નીતિ શિખાય જો;
મ્હેંકે એ જ્ઞાની ગુલો મીઠડાં રે લોલ ! ૬
ગીતા ધર્મજ્ઞ જગે ગુંજતી રે લોલ !
ધર્મ ને નીતિ ભણાય જો;
મ્હેંકે એ જ્ઞાની ગુલો મીઠડાં રે લોલ ! ૭
પરિમલ પાંખડીઓ પ્રસારતી રે લોલ !
ચો દિશ સુધા છંટાય જો;
મ્હેંકે એ જ્ઞાની ગુલો મીઠડાં રે લોલ ! ૮
ઠામે તે ઠામ વાડી શોભતી રે લોલ !
શ્રીમંતને ધન્યવાદ જો;
મ્હેંકે એ જ્ઞાની ગુલો મીઠડાં રે લોલ ! ૯
ચાલો મધુર રસ રેલતી રે લોલ !
પીવા સુધાનાં પાત્ર જો;
મ્હેંકે એ જ્ઞાની ગુલો મીઠડાં રે લોલ ! ૧૦

शिवात्मज-डींगुचा

# મંત્રી ભાઈઓને વિનંતિ

[ લેખકઃ—નાનજીભાઈ જેઠીદાસ પટેલ, ધરમોડા ]

**પુસ્તકાલ** માસિકનાં પાનાં પર નજર કરતાં કેટલીકવાર પુસ્તકાલયોનું કામ કરનાર મંત્રી ભાઈઓની ખામીઓ પહેલી તકે જણાઈ આવે છે. કેટલાક પત્રવ્યવહાર ઉપરથી તેમ બીજી હકીકત ઉપરથી જાણવા કારણ મળે છે. કે, પુસ્તકાલય ખાતું, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, અને વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ આ ત્રણે સંસ્થાઓ અલગ છે, એટલુંજ નહિ પણ એ દરેકનું શું કાર્ય છે તેની પણ ઘણા ખરાઓની જાણબહાર છે. આનું કારણ તપાસતાં આપણને સહેજે માલમ પડે છે કે '**પુસ્તકાલય**' વંચાતું નથી અથવા વંચાય છે તો તેનો અમલ નથી થતો.

પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેનાર દરેક વ્યક્તિએ, પુસ્તકાલયનું સુકાન જેમના હાથમાં છે તેવા મંત્રી ભાઈઓએ, અને બીજા તમામ શિક્ષક ભાઈઓએ પુસ્તકાલય પ્રવૃત્તિથી વાકેફગાર રહેવાની જરૂર છે. અને એ માહિતી લેવા માટે '**પુસ્તકાલય**' માસિકના વાચનની જરૂર છે. કારણકે હાલ તો '**પુસ્તકાલય**' માસિક એકલું જ આપણને જગતની, દેશની અને વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિની માહિતી પુરી પાડે છે. વળી, આજે વડોદરા રાજ્યના શિક્ષકો ઉપર પુસ્તકાલય પ્રવૃત્તિની જે ફરજ નાખવામાં આવી છે તે જોતાં તો દરેકે દરેક શિક્ષકે પુસ્તકાલય માસિક વાંચવાની અગત્ય છેજ. કેળવણી ખાતામાં નોકરી કરનાર માણસને '**આજ્ઞાપત્રિકા**'નો કેળવણી વિભાગ વાંચવાની જેટલી જરૂર છે, તેટલીજ જરૂર પુસ્તકાલયોનું કામ કરનાર માણસને '**પુસ્તકાલય**' માસિક વાંચવાની જરૂર છે. ઉપર કહ્યું તેમ દરેક શિક્ષક ભાઈએ તે વાંચવાની અગત્ય તો છેજ, તથાપિ જેમને માથે પુસ્તકાલયોનું કામ કરવાની ફરજ છે તેમણે તો તે અવશ્ય વાંચવું જોઈએ.

'**પુસ્તકાલય**' માસિક પૂરેપૂરૂં વંચાય તે તો અતિ ઉત્તમ છે. છતાં જેમને એ આખું વાંચવાનો અવકાશ ન હોય અથવા કંટાળો હોય તેઓએ તો '**પુસ્તકાલય**'નો અંક હાથમાં આવે કે તરતજ તેની અનુક્રમણિકા જોઈ જવી. અને જો કોઈ લેખ પર નજર કરવાની ઈચ્છા થાય તો કરવી; નહિતર પછી '**થોડુંક જાણવા જેવું**', '**તંત્રીની નોંધ**', '**રાજ્યપુસ્તકાલય મંડળની જાહેરાતો**' (જો હોય તો) અને '**ખાતાના વટહુકમો અને સૂચનાઓ**' એટલું તો જરૂર વાંચી જવું. પુસ્તકાલયનું કામ કરનાર દરેક ભાઈ જો આટલુંજ વાંચશે તો પણ તે પુસ્તકાલય પ્રવૃત્તિથી અજ્ઞાત નહિ રહે એટલુંજ નહિ, પણ નજીવી બાબતમાં બીજા માણસને પૂછવા જવાની કે પડપૂછ કરવાની મહેનતમાંથી બચી જવાશે અને કામ વખતસર થઇ જશે.

આપણે 'પુસ્તકાલય'નો ડીસેમ્બર અંક જોઇશું તો જણાશે કે હજુ કેટલાંક પુસ્તકાલયોનાં વાર્ષિક નિવેદનો ખાતા તરફ ગયાં જ નથી; તેમજ પુસ્તકોની યાદીઓ

મોકલ્યા વગર નાણાં જમા પડી રહ્યાં છે. લોકમદદ અને પાવતીઓ વખતસર નહિ મોકલવાને કારણે પત્રો બંધ પડવાનો સંભવ રહે છે. આપણે કામકાજની પૂરતી માહિતીના અભાવે ફરિયાદો કરીએ છીએ કે પુસ્તકાલય સહાયક સ. મંડળ પુસ્તકો કેમ નથી મોકલતું ? અથવા શા માટે મોડાં મોકલે છે ? અમારાં પત્રો કેમ બંધ પડ્યાં ? વગેરે ઘણા પ્રકારની ફરિયાદો જારી રાખીએ છીએ. ઘણાએ મંત્રી ભાઇઓની એવી સમજ છે કે, ડીસેમ્બર આખર સુધીમાં લોકમદદની રકમ મોકલીએ તો ચાલી શકે. પણ તે સાથે તેઓ એટલું ભૂલી જતા લાગે છે કે ડીસેમ્બર આખર સુધીમાં જે તે પત્રના વ્યવસ્થાપક તરફ લવાજમ પહોંચી જાય તો જ નવા વર્ષથી પત્રો શરૂ થઇ શકે, અને તે ત્યારે જ બને-કે જ્યારે આપણે નવેમ્બર આખર સુધીમાં લોકમદદ અને પાવતીઓ મોકલી આપીએ.

અંતમાં, તમામ મંત્રી ભાઇઓને એટલી વિનંતિ કરીને વિરમીશું કે તેઓ '**પુસ્તકાલય**' માસિકમાંથી પુસ્તકાલય નોંધ, ખાતાના હુકમો, સૂચનાઓ તથા પુસ્તકાલય મંડળની જાહેરાતો અવશ્ય વાંચે. આટલું પણ વાંચવામાં આવશે અને તેનો અમલ થશે તો કામકાજમાં ઘણી સરળતા થઇ મુશ્કેલીઓ દૂર થશે.

—卐—

## જીવનધ્યેય

( ઉપજાતિ : સૉનેટ )

જ્યારે ડૂબું હું સુવિચાર માંહી,
સ્મરન્ત ત્યારે મમ જ્ઞાનદેવી;
પ્રાપ્તવ્ય જેનું, ભવ આ તરાવે,
એ ભાગ્યદેવી મળશે જ ક્યારે ?

" રે ! માનવી ! શું સ્મરતો મને તું ?
ઊભેલ જો, હું, તુજ આશદીવી;
મારા ગૃહે તું સુખ દીર્ઘ પામે,
જે પ્રાપ્તિ સુવાંચન નિત્ય માગે. "

હા ! જ્ઞાનદેવી ! તુજ બોલ મોંઘા,
કેમે કરી ના મુજથી ભૂલાય;
જગાવ માતા ! ઉર ગ્રંથપ્રેમ,
હું જેથી પામું તવ જ્ઞાનલોક.

છે જ્ઞાન જ જીવનધ્યેય સાચું,
જે પ્રાપ્તિથી જીવન ધન્ય થાતું.

વડોદરા ] 'ચંદ્રસેન'

# વાચનના હેતુઓ

[ લેખક :—ઇંદ્રિવદન ધ. પંડયા, વડોદરા વિભાગ શાળાધિકારી ]

**વાચનનો** શોખ પ્રજામાં પેદા થાય એ માટે જેને વાંચતાં આવડે છે તેને શા માટે વાચન ચાલુ રાખવું જોઇએ તેનું કારણ સ્પષ્ટ રીતે તેને સમજાવવું જોઇએ.

હાલમાં પુસ્તકાલયમાંનાં પુસ્તકો, માસિકો કે વર્તમાનપત્રો લોકો પાછા વાંચતાં લખતાં ભૂલી ન જાય તે હેતુથી વાંચવા માટે રાખવામાં આવે છે એમ સામાન્ય માન્યતા પ્રસરેલી છે. વાંચનારાઓ કયા કયા હેતુથી વાંચવા પ્રેરાય છે એ જો સમજાય તો તે પ્રમાણેની ગોઠવણ પુસ્તકાલયમાં થઇ શકે. મોટે ભાગે નીચેના હેતુઓ વાંચનારાઓના સંબંધમાં આવ્યાથી, જણાઇ આવ્યા છે:

(૧) કેવળ કાળ નિર્ગમન કરવાના હેતુથી.
(૨) કેવળ જગતમાં કયાં કયાં શું શું બનાવો બને છે તે જાણવાના હેતુથી.
(૩) જગતમાં જે કોઇ ન જાણતું હોય તે જાણી લઇ બીજા આગળ હોશિયાર કહેવડાવવાના હેતુથી.
(૪) સારા સારા વિદ્વાનોના વિચારો જાણી લઈ પોતાના ભાષણમાં, લેખમાં અથવા અન્ય કોઇ પ્રસંગે તે વિચારોનો ઉપયોગ કરી વિદ્વાનમાં ખપવાના હેતુથી.
(૫) પોતાના ધંધાને અંગેનાં પુસ્તકો વાંચી તેમાંની હકીકત જાણી ધંધો સુધારવાના હેતુથી.
(૬) ધંધા વગરના માણસો જુદા જુદા ધંધા સંબંધી હકીકત જાણી પોતાને ફાવતો ધંધો પસંદ કરવાના હેતુથી.
(૭) રાજ્યદ્વારી વાતાવરણ જાણી લઇ તે પ્રમાણે પોતાની ચાલબાજીમાં ફેરફાર કરવાના હેતુથી.
(૮) સારા વિદ્વાન માણસોના વિચારો અને સિદ્ધાંતો જાણી તે પ્રમાણે વર્તનમાં મૂકવાના હેતુથી.

હાલ તુરતને માટે તો આ આઠ હેતુઓ આગળ પડતા જણાય છે. એ હેતુઓ પ્રમાણે વાંચવા છતાં તે કેમ પાર પાડવા તે હજી આપણા વાચક વર્ગને જોઇએ તેટલું જાણમાં નથી. વાંચવા માટે જે અમુક નિયમો છે તે નિયમો આપણે વાચન શરૂ થાય તે પહેલાં આપવા જોઇએઃ

(૧) કોઇ પણ પુસ્તક વાંચતાં પહેલાં દરેક વાંચનારે પોતાની પાસે એક કોરા કાગળની નોટ રાખવી જોઇએ. તેમાં જે પુસ્તક વાંચવાની શરૂઆત કરીએ તે પુસ્તકનું નામ, કર્તા તથા વાંચવા માંડયાની તારીખ આપણે નોંધી રાખવી જોઇએ, અને પુરું થાય એટલે તે તારીખ પણ નોંધવી જોઇએ. પસંદ ન પડવાને લીધે અથવા વ્યવસાય અગર બીજા કોઈ કારણને લીધે પુસ્તક અધુરૂં મૂકયું હોય તો તે પણ જણાવવું જોઇએ. પુસ્તક વાંચવા કયાંથી મેળવેલું તે પણ અંદર જણાવ્યું હોય તો ઠીક થઇ પડે.

(૨) આની સાથે સાથે બીજી એક નોટ પણ પુસ્તક કે વર્તમાનપત્ર કે માસિક વાંચતાં હોઇએ ત્યારે રાખવી જોઇએ. એની અંદર વાંચવામાં આવતાં સારાં અમૂલ્ય વાક્યો, શબ્દો, સિદ્ધાંતો, ટુંકી કહેવતો કે એવું બીજું ઉતારી લઇ શકાય. આવી નોટ જો તૈયાર હોય તો ભાષણો કરતી વખતે, લખતી વખતે તેમ અન્ય વખતે પણ બહુ જ ઉપયોગમાં આવે છે.

(૩) કોઇ વખતે કોઈ લેખ કે પરિચ્છેદ આખો જ ઘણો ઉપયોગી લાગે અને તે માસિક કે વર્તમાનપત્ર વંચાઇ ગયેલું હોય તો ગ્રંથપાલની રજા લઇ તેટલો ભાગ કાપી લઇ, તે એક ત્રીજી નોટ બાંધી તેમાં ચોંટાડી રાખ્યો હોય તો આપણી પાસે એક અમૂલ્ય સંગ્રહ થાય અને ભવિષ્યમાં આપણને ઘણી મદદ આપે. આ રીતે આવી રીતની ત્રણ જુદી જુદી નોટો દરેક વાચક પાસે હોવી જોઇએ. માત્ર જેઓ વાંચીને કાળક્ષેપ કરવા કરતાં વિશેષ હેતુ રાખતા નથી તેમને માટે આ અલબત્ત, જરૂરનું નથી. બાકી તો બધાને જ આ પદ્ધત ઉપયોગી છે.

આ ઉપરાંત જો કોઇ અમુક પુસ્તકોનો જ વધારે ઉંડો અભ્યાસ કરવો હોય તો તેને માટે એક જુદી જ નોટ રાખવી જોઇએ.

આપણે ત્યાં લોકો કંઇક ને કંઇક વાંચે છે ખરા, પરંતુ જે વાંચે છે તેનો ઉપયોગ થાય એવું કાંઇ કરતા નથીઃ અને તેનો ઉપાય એજ છે કે જે પોતે વાંચે તેમાંથી પોતાને ઉપયોગનું લાગે તો તે લખી લેવું. અત્યારે તો એવી માન્યતા પેસી ગઇ છે કે, વાંચ્યું છે તે જરૂર પડશે ત્યારે એ પુસ્તકમાંથી જોઇ લઇશું. પરંતુ પાછળથી એવો ગુંચવાડો ઊભો થાય છે કે ક્યાં ને કયા પુસ્તકમાં વાંચ્યું હતું તેનું સ્મરણ સરખું રહેતું નથી. કદાચ સ્મરણમાં હોય તો માહિતી એકત્ર કરતી વખતે પુસ્તક મળતું નથી, એટલે તે પુસ્તકમાં આમ લખ્યું છે એમ કહી સંતોષ માનવો પડે છે. આ સ્થિતિ પેદા ન થાય તેમજ એકના એક પુસ્તકો ફરી ફરી ખેંવડાઇ ન જાય તે માટે ઉપર સૂચવેલી નોટો રાખવી ખાસ આવશ્યક છે. કોઇ ગમે તે એક હેતુથી વાંચે છે, પણ કેટલાક તો હેતુ સમજ્યા વગર જે પુસ્તક હાથમાં આવ્યું તે વાંચ્યે રાખે છે. પણ વાંચનારે પુસ્તક વાંચતાં પહેલાં નિદાન એટલું તો નક્કી કરી લેવું જ જોઇએ કે આ પુસ્તક માત્ર વાંચવા ખાતર વાંચું છું કે એમાંથી મારે કોઇપણ પ્રકારનો લાભ ઉઠાવવાનો છે. હેતુ નક્કી થયેથી પુસ્તક કેમ વાંચવું તે વાંચનારને પોતાને જ દીવા જેવું સ્પષ્ટ થશે. પણ જેમ ઘરમાંથી બહાર નીકળતાં પહેલાં પોતાને ક્યાં જવું છે, શા હેતુથી જવું છે, એ નક્કી હોય તેવા માણસની ચાલવાની રીતમાં, અને બીજો કે જેણે કંઇ નક્કી નથી કર્યું તેની ચાલવાની રીતમાં ખૂબ ખૂબ તફાવત પડશે. આજ તફાવત પુસ્તક લેતાં પહેલાં જેણે વાંચવાનો હેતુ સ્પષ્ટ કર્યો છે તેના વાંચવામાં, અને હેતુ નક્કી કર્યા સિવાય વાંચનારનામાં તુરત માલમ પડી આવશે.

સબબ જો વાચનનો શોખ કે અભ્યાસ વધારવો હોય તો જેમ બને તેમ વધારે અને પદ્ધતિસર લખવાની ટેવ પાડવી. પ્રભુ સૌને સુબુદ્ધિ સુઝાડો એજ અભીપ્સા !

—✻—

# સાહેલડી હો ! ચાલોને વાંચવા

સરખી સાહેલડી હો ! ચાલોને વાંચવા,
જ્ઞાનનીર દામ વીણુ મળે; ( ૨ )
સાહેલડી હો ! ચાલોને વાંચવા;
સરખી સાહેલડી હો !
ચાલોને જ્ઞાન નીર પીવા. (૧)

ઉંડી ઉર વાડીની રે, કે ઉર્મિં તૃપ્ત કરવા,
વિકસિત દિલ કરવા; ( ૨ )
સાહેલડી હો ! ચાલોને વાંચવા.
સરખી સાહેલડી હો !
ચાલોને અમૃત સિંચવા. (૨)

વેણી ગૂંથી લ્યો રે, કે પુષ્પ સુવાસની,
પુસ્તક પરાગ પૂંજવા ( ૨ )
સાહેલડી હો ! ચાલોને વાંચવા.
સરખી સાહેલડી હો !
ચાલોને ચક્ષુ ઠારવા. (૩)

નોંધ બૂક રાખજો રે, કે ટાંકવા સુવાક્યો,
સાક્ષર સંદેશ સૂણાવા ( ૨ )
સાહેલડી હો ! ચાલોને વાંચવા.
સરખી સાહેલડી હો !
ચાલોને આદેશ ઝીલવા. (૪)

ચાલો સીધાવીએ રે, કે સયાજી ઉદ્યાનમાં,
જીવન સાફલ્ય કરવા, ( ૨ )
સાહેલડી હો ! ચાલોને વાંચવા.
સરખી સાહેલડી હો !
ચાલોને કર્તવ્ય શીખવા. (૫)

ચીમનલાલ ચુનીલાલ શાહ
મુ. શિ. સંદેસર શાળા.

# પુસ્તકાલયનો ઈતિહાસ

[ અનુવાદક :—રસુલભાઇ ન. વહોરા ]

કોઇ પણ રાષ્ટ્રની ઉન્નતિ કે પતનમાં તેના સાહિત્યનો મુખ્ય હિસ્સો રહેલો છે. એટલા જ માટે શિષ્ટ સાહિત્યના ઇતિહાસમાં પુસ્તકાલયોનું સ્થાન ઘણા સમયથી નમૂદ થએલું માલમ પડે છે. બેબીલોનમાં ઈ. સ. પૂર્વે ચાર હજાર વર્ષ પહેલાં ઇટો અને પથ્થરો પર લેખો લખીને તેમને ટોપલીઓમાં ભરીને મંદિરમાં રાખી મૂકતા. આવી કેટલીય ટોપલીઓ ભેગી થતી, તેથી એક પુસ્તકાલય જેવો દેખાવ થઇ રહેતો. રાજાઓ આવી ટોપલીઓમાં મૂકાએલી ઇટોનું રક્ષણ કરતા. જે કોઇ આવાં મૂકાએલાં પુસ્તકને નુકશાન કરતા, તેમને શિક્ષા થતી. એ શિક્ષા જેવી તેવી નહોતી થતી; ખૂબ કડક ને કપરી થતી.

મિસરમાં આજથી ૩૫૦૦ વર્ષ પહેલાં એક મોટું પુસ્તકાલય હતું. એમાં ચોતરફ કોતરાએલા પથ્થરો અને નવાઇ ઉપજાવે એવાં ઝાડોની છાલોથી તૈયાર કરેલાં પુસ્તકો રાખવામાં આવ્યાં હતાં. પુસ્તકાલયમાં એ વખતના રાજાઓનો થોડો ઘણો ઇતિહાસ પણ સંઘરવામાં આવતો. કહેવાય છે કે જે વખતે સમ્રાટ જૂલિયસે મિસર ઉપર ચઢાઈ કરી તે વખતે લૂંટી આણેલા સામાન સાથે તે મિસરમાંનાં પુસ્તકો પણ રોમમાં ઊઠાવી લાવ્યો હતો; અને એ જ પુસ્તકો વડે તેણે રોમમાં પુસ્તકાલયની સ્થાપના કરી હતી.

ભારતવર્ષમાં પુસ્તકો તો અનાદિ કાળથી લખાતાં આવેલાં છે; પણ આપણું ઐતિહાસિક બંધારણ વ્યવસ્થિત ન હોવાને લીધે પ્રાચીન સમયમાં પુસ્તકાલયોનો સાચો પત્તો પડતો નથી.

એટલું તો ખરૂં કે ઇ. સ. થી લગભગ બે હજાર વર્ષ પહેલાં આર્યોએ વેદ વગેરે લખ્યાં; ત્યાર પછી ઉપનિષદ વગેરે બનાવ્યાં. રામાયણ મહાભારતના કાળે પણ પુસ્તકાલયો હોવાનું ચોક્કસ પ્રમાણ મળતું નથી. મગધ સમ્રાટ મહાપદ્મનંદનું પોતાનું એક પુસ્તકાલય હતું, જે ચંદ્રગુપ્ત મૌર્યને ગાદીએ આવ્યા પછી, પ્રધાન ચાણાક્યની દેખરેખ નીચે સોંપાએલું હતું. આ સંબંધમાં ગ્રીસના પ્રખ્યાત રાજદૂત મેગેસ્થિનિસે પોતાના પુસ્તકમાં ઠીક ઠીક વર્ણન કર્યું છે.

બૌદ્ધ સમયમાં ભારતવર્ષમાં કેટલાંક પુસ્તકાલયો હતાં. ચીનાઇ યાત્રાળુઓએ એ પુસ્તકાલયો વિષે સુંદર પ્રકાશ પાડયો હતો. ફાહ્યાન તો પોતાની સાથે લગભગ પાંચસો જેટલાં પુસ્તકોનો ઢગ હિંદથી ચીનમાં લઇ ગયો હતો. એ વખતે પુસ્તકો ભોજપત્ર એટલે કે તાડપત્રો ઉપર લખવામાં આવતાં હતાં.

એ વખતનું નાલંદા વિશ્વવિદ્યાલયનું પુસ્તકાલય અજોડ ગણાતું હતું. તેમાં હજારો ગ્રંથો હતા. એ જોવાને સેંકડો મુસાફરો દૂર દેશોએથી પણ આવતા હતા.

ગુપ્ત વંશના રાજાઓએ પણ સાહિત્યની ખીલવણી માટે ખૂબ પ્રેમ દર્શાવેલો. તેમણે કવિઓ અને લેખકોને હજારો રૂપિયા ઇનામ આપીને પુસ્તકાલયોની સ્થાપનાના પાયા મજબૂત કરેલા. છૂટે હાથે નાણાં વેરીને પુસ્તકાલયોને પ્રોત્સાહન આપેલું. વિક્રમાદિત્યે મંદિરોમાં પુસ્તક સંગ્રહ કરવાનો રિવાજ દાખલ કરેલો.

ત્યાર પછી વિક્રમશિલા અને ઉદન્તપુરીનાં વિદ્યાલયોનો ઇતિહાસ મળી આવે છે. આ પુસ્તકાલયોને પાલવંશીય રાજાઓએ પોષ્યાં. બારમા સૈકામાં ભોજ રાજાએ ધારમાં એક પુસ્તકાલય સ્થાપન કર્યું હતું.

ચાલુક્ય રાજાઓમાંના એક રાજાએ **"ભારતી ભાન્ડાગાર"** નામનું પુસ્તકાલય ખોલેલું. તેમાં સંસ્કૃત અને પાલી ભાષાના અનેક ગ્રંથો હતા. હાલ એ ભંડારની જગ્યાએ એક મસ્જીદ નજરે પડે છે.

મુસલમાન બાદશાહોએ પુસ્તકાલયોની અધિક ઉન્નતિ કરી. અલાઉદ્દીન ખીલજીના પુસ્તકાલયનો મંત્રી અમીર ખુશરૂ હતો. તે મોટો પ્રખ્યાત કવિ હતો. દક્ષિણમાં પણ બ્રાહ્મણી રાજ્યના બાદશાહના મંત્રી મુહમ્મદ ગવાઁનું એક જાણીતું પુસ્તકાલય હતું. અને વિજયનગરમાં તો હજારો ગ્રંથોથી ખડકાએલું એક મોટું પુસ્તકાલય હતું, જેનું વર્ણન ઇબ્નબતૂતાએ પોતાનાં પુસ્તકોમાં કર્યું છે.

મોગલ બાદશાહો તો પુસ્તક વિષયક બાબતોમાં ખૂબ ખૂબ જાણીતા છે. હુમાયુનું મૃત્યુ પુસ્તકાલયના દાદર ઉપરથી લપસવાથી થયું હતું, એમ બતાવવામાં આવે છે. અકબરના સમયમાં ફૈજીએ ઘણાંય પુસ્તકો આમ તેમથી લાવીને દિલ્હીમાં એકઠાં કર્યાં હતાં. જહાંગીર તથા શાહજહાંને પણ થોડોઘણો પુસ્તકપ્રેમ રહ્યો હતો. મોગલ સામ્રાજ્યના પતન પછી એમનો એ બધો પુસ્તકભંડાર ટીપુ સુલતાન અને નિઝામ હૈદ્રાબાદના રાજ્ય કર્તાઓએ કબજે કરી લીધો. ત્યારપછી અંગ્રેજ સલ્તનતનું આગમન થયું. એ સત્તા સ્થાપન થયા પછીનો પુસ્તકાલય યુગનો બીજો હપ્તો શરૂ થાય છે.*

* દીપક હિન્દીના ઑકટોબર ૧૯૩૭ ના અંકમાંથી.

# વિચાર ચંક્રમણ

'**નવજીવન**' કાર્યાલયને આગ લાગવાથી તેનાં કેટલાંક પુસ્તકો બળી ગયાં છે. તે પુસ્તકો ફરીથી છપાઈને બહાર પડે તેને વખત લાગે તે સ્વાભાવિક છે. દરમિયાન બુકસેલરો તે પુસ્તકોના ભાવ વધારીને ન વેચે તે સંબંધમાં શ્રી. મેઘાણીએ '**જન્મભૂમિ**'માં ચેતવણીનો સૂર ઉઠાવ્યો છે. પરંતુ આ સૂરની અસર કેટલી થશે તે જોવા જેવું છે. કેમકે બુકસેલરો આવી મળેલી તકનો લાભ જવા દે તેવા સામાન્યતઃ હોતા નથી. સસ્તું સાહિત્ય કાર્યાલયના '**આર્યભિષક**'ના આઠ અને દશ રુપીઆ લેવાતા આ લેખકે જોયા છે (અલબત્ત ત્યારે આર્યભિષકની કિંમત ચાર રૂપીઆ હતી, દોઢ નહિ.) એટલે કાર્યાલયના વ્યવસ્થાપકે સ્પષ્ટ નિવેદન બહાર પાડીને જણાવવું કે અમુક પુસ્તકો બળી ગયાં છે, અને તેની નવી આવૃત્તિ અમુક સમયમાં બહાર પડશે માટે તેટલો સમય ખરીદનારાએ રાહ જોવી. બાકી વ્યવસ્થાપકને સામેથી પુછાવી જોવાની માથાકુટમાં પડનારા ગ્રાહકો બહુ ઓછા મળી આવશે.

* * *

પુસ્તકો સંબંધી કૉપીરાઈટનો કાયદો શું છે તેને પ્રસિદ્ધિ મળવાની જરૂર છે. એક જ પુસ્તક બે પ્રકાશકો છપાવે તેવા દાખલા આપણે ત્યાં બહુ જુજ બન્યા છે. '**હિંદબ્રિટાનિયા**' અને '**ગંગા ગોવિંદસિંહ**'ની આવૃત્તિઓ 'ગુજરાતી' પ્રેસની માલિકીની હોવા છતાં શ્રી. મણિલાલ દેસાઇએ સસ્તી આવૃત્તિઓ છપાવી હતી તે વાતને થોડાં વર્ષો વીતી ગયાં છે. '**સરસ્વતીચંદ્ર ભાગ ૨**'ની નવી સસ્તી આવૃત્તિ બહાર પાડવાની શ્રી. ઇશ્વરલાલ વીમાવાળાએ જાહેરાત કરી હતી, પરંતુ તેને ઘણો સમય વીતી ગયા છતાં હજુ તે પુસ્તક બહાર પડયું નથી, એટલે તે વાત પડતી મુકાઇ હોય તેમ લાગે છે. હવે પ્રશ્ન એ છે કે પુસ્તકની પહેલી આવૃત્તિ છપાયા બાદ કેટલાં વર્ષે લેખકનો હક્ક તેના પરથી ઉઠી જાય છે? બાકી, આપણે ત્યાં તો પરભાષાના લેખકોનાં પુસ્તકોના અનુવાદ વિના રજાએ થયા કરે છે અને મૂળ લેખકને તે વાતની મોડે મોડે ખબર પડે છે.

* * *

ગ્રંથવિક્રેતાના જગતમાંથી એક વ્યકિત હમણાં જ અદ્રશ્ય થઇ અને તે તારાપોરવાળાની પ્રસિદ્ધ પેઢીના ભાગીદાર હીરજી દીનશા તારાપોરવાળા. ચાળીશ વર્ષ સુધી આ ધંધામાં રહી, મેડોઝ સ્ટ્રીટની એક નાની દુકાનમાંથી અત્યારની સ્થિતિએ પહોંચવામાં તેમનો ફાળો નાનોસુનો નહોતો. હિંદી લેખકોને ઉત્તેજન આપી તેમનાં પુસ્તકો અંગ્રેજી ભાષામાં પ્રગટ કરાવવા તે હમેશાં તત્પર રહેતા. પણ તેમની ખાસ વિશિષ્ટતા એ હતી કે 'દૈનિક'માં પુસ્તકોની જાહેરખબર એક પણ દિવસ આપ્યા સિવાય તે રહ્યા નહોતા. પુસ્તકો માટે જાહેરખબર પાછળ આટલું ખર્ચ કરનાર તે અદ્વિતીય રહેશે તેમ કહી શકાય.

* * *

પરભાષામાંથી ઉતારેલ લેખ તથા પુસ્તકમાં ઋણ સ્વીકાર ન કરવાનું દિનપ્રતિદિન વધતું જાય છે. આમાં પોતાની મહત્તા બતાવવા સિવાય બીજો કંઇ હેતુ હોય તેમ લાગતું નથી. આ માટે કંઇક કડક નિયમનની જરૂર જણાતી નથી ?

* * *

સળંગ નવલકથા માટે જ ખાસ અંક કાઢવાની પહેલ ' ઉર્મિ 'એ કરી છે. આવતા વર્ષ માટે પણ કેટલાક ખાસ અંકોની તેણે જાહેરાત કરી છે. ' ઊર્મિ 'ના છેલ્લા અંકો જોતાં થોડા સમયમાં તે ગુજરાતી ભાષાનું અજોડ અગ્રગણ્ય માસિક બની જાય તો કોઇને નવાઇ લાગશે નહિ.

' ચક્રમ '

—※—

## વાચનપ્રેમી બંધુઓને !

વાચનના ઓ પ્રેમી બંધુઓ,
શિષ્ટ વાચનમાં પ્રેરાજો જીરે ! ૧
શિષ્ટ વાચનમાં જીવનચરિત્રો,
જીવનના માર્ગો દર્શાવતાં જીરે ! ૨
જીવનચરિત્રોના લ્હાવા અનેરા,
વિવિધ રીતે અનુભવજો જીરે ! ૩
સત્ય સ્નેહ ને ધૈર્ય ઔદાર્ય,
ઉત્સાહ નીડરતા પ્રેરતાં જીરે ! ૪
પ્રેરણાના એક અણુ પ્રકાશે,
ઉદ્યોગ વૃક્ષો ખીલતાં જીરે ! ૫
પર્ણકુટીમાંથી શ્વેત મંદિરમાં,
ગાંગો તેલી ભોજ થાતા જીરે ! ૬
આત્મશ્રદ્ધાનાં અનેરાં કીર્ણો,
અલૌકિક શોધો પ્રગટાવતાં જીરે ! ૭
પુસ્તકવાચનના અનુપમ શોખથી
તારલા સમા તમ ઝળકશો જીરે ! ૮
વાંચી વાંચીને મનમાં વિચારો,
વિચાર ચારિત્ર્ય શોભાવશે જીરે ! ૯
ચારિત્ર્યગૃહમાં જ્ઞાનદીપકથી,
ઝગઝગાટ તેજ આપશે જીરે ! ૧૦

ડાહ્યાભાઈ રામદાસ પટેલ
મુખ્ય શિક્ષક વિશ્રામપુરા (પાદરા)

# વાચન તરંગ

## (૧) મારી જીવનકથા (પં. જવાહરલાલ નહેરૂની આત્મકથા):—

તાજેતરમાં ગુજરાતની જનતાનાં ભાવભીનાં આમંત્રણ સ્વીકારી દર્શનાતુર માનવીઓને દર્શન દઈ હિન્દના અજોડ ત્યાગવીર, મોજમઝાને ઠોકરે મારી દેશની દાઝને હૈયે રાખી આત્મભોગ આપનાર મહાસભાના પ્રમુખ પંડિત જવાહરલાલ નહેરૂ ગુજરાતી જનતાના પ્રીતિભાજન બનેલા છે. એ લોકપ્રિય નરની કથાને વાચન તરંગમાં આલેખવી એ જો કે પુષ્પની એકલી પાંદડીઓ ચુંટવા બરાબર છે, છતાં એવા પ્રયત્નનો ખાસ હેતુ તો વાચક બન્ધુઓને એ પ્રેરણાદાયક આત્મચરિત્રના વાચન તરફ પ્રેરવા એ જ છે.

પંડિતજીના વડવાઓ મૂળ રહીશ કાશ્મીરના, પરંતુ ધંધાર્થે સંયુક્ત પ્રાંતમાં ઉતરી આવેલા. તેમના પિતા પંડિત મોતીલાલજી તેમના ભાઈઓ સાથે રહેતા અને અભ્યાસ કરતા. ત્યારબાદ પંડિતજીના પિતાએ કાનપુરમાં વકીલાત શરૂ કરી. પંડિતજીનો જન્મ ૧૮૮૯ ના નવેમ્બર માસમાં થયો હતો. ખરેખર તેમની બાલ્યાવસ્થા વૈભવોમાં પસાર થતી. તેમના અભ્યાસ માટે એક અંગ્રેજને રોકવામાં આવ્યો હતો. તેમના મન પર તે વખતે થીઓસૉફીની સારી છાપ પડી હતી. આ વેળા એની બીસેન્ટે હોમરૂલ લીગની ચળવળ ઉપાડી અને પંડિતજીને તેમાં જોડાવાનું મન પણ થએલું. આ બાબતો પડતી રહી અને પંડિતજીને વિલાયત મોકલવામાં આવ્યા. ત્યાં તેઓ પ્રથમ હેરોમાં અભ્યાસ કરી, પાછળથી કેમ્બ્રીજ યુનીવરસીટીમાં જોડાયા. વિલાયતના સ્વતંત્ર વાતાવરણે તેમના મગજ પર સારી અસર કરી. તે વેળા વિલાયતમાં ઘણા હિન્દીઓ હિન્દની રાષ્ટ્રીય ચળવળ વિષે હિન્દી વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણો કરતા. પંડિતજીને આ બાબતમાં ઘણો રસ પડતો. વિલાયતમાં દશેક વર્ષ ગાળી પંડિતજી હિન્દ પરત આવ્યા ને આવતાં બરાબર રાષ્ટ્રીય ચળવળમાં જોડાયા. તેમનું જીવન ત્યારથી મહાસભાની સાથે અદ્યાપિ સુધી જોડાયેલું છે. એટલે તેમની જીવનકથા મહાસભામય હોય એ બનવાજોગ છે. પંડિતજીના મગજમાં આઝાદીનાં આંદોલનો પ્રથમથી જ હતાં. એટલે જ હિન્દ આવતાં બરાબર તેમણે આઝાદીજંગના કાર્યક્રમમાં પોતાનું જીવન જોડી દીધું. આ વેળાએ મહાસભામાં ઘણાખરા શોખની ખાતર જ જતા. દેશમાં ઘણા આગળ પડતા મધ્યમ-માર્ગીઓ તેમજ કેટલાક અંતિમમાર્ગીઓ હતા. આમ મહાસભાનું નાવ હાલમડોલની સ્થિતિ પર હતું. શ્રીનિવાસ શાસ્ત્રી તે વેળા દેશમાં જુદો જ જુવાળ ચઢાવતા હતા. પંડિતજીને તેમની શિખામણ પ્રત્યે ચોકખો અણગમો હતો. હોમરૂલ લીગની ચળવળ જોસમાં હતી. કેટલાક નેતાઓ અણીના વખતે ફરી જતા હતા. પંડિતજીએ આ દરમિયાન હિમાલયનો પ્રવાસ કર્યો, ગાંધીજીએ દેશમાં સત્યાગ્રહ શરૂ કર્યો અને પરિણામે પંજાબમાં તથા અમૃતસરમાં ગોળીબાર થયા. પંડિતજીના પિતાએ અલ્હાબાદથી 'ઇન્ડીપેન્ડન્ટ' પત્ર શરૂ કર્યું. લોકમાન્ય તિલક મહારાજનું તેજ અરસામાં અવ-સાન થયું. પંડિતજીનાં માતા તથા પત્ની મસુરીમાં દવાખાને હતાં. પંડિતજીને ત્યાં

પાછળથી જવા દેવામાં ન આવ્યા. પંડિતજી પરત આવ્યા ને સંયુક્ત પ્રાંતમાં કિસાનોની ચળવળ ઉપાડી. પંડિતજી આવી સભાઓમાંથી બોલવાનું શીખ્યા. આ પ્રવૃત્તિને અંગે રાયબરેલીમાં ગોળીબાર થયો ને ઘણું નુકશાન થયું. પંડિતજીના પિતા અને ગાંધીજી હવે નિકટના સંબંધમાં આવ્યા. કલકત્તામાં મહાસભાનું અધિવેશન ભરાયું અને ગાંધીજી પ્રજામાં જાણીતા ને માનીતા થયા. આ વખતે ધારાસભામાં બહિષ્કારની ચળવળ ચાલી, તેમાં ઘણા સંમત થયા અને ઘણાએ પોતપોતાની નોંખી યોજનાઓ ઘડવા માંડી. પંડિતજીના પિતાએ મહાસભામાં ઝુકાવ્યું, એટલે દ્રવ્યપ્રાપ્તિનાં દ્વાર બંધ થયાં. તેમણે સાદાઇથી જીવન ગાળવા માંડ્યું. જાહેર જનતામાં તેમના વિષે વાયકા હતી કે તેમનાં કપડાં પેરીસ ધોવા મોકલવામાં આવતાં અને પંડિતજી પ્રિન્સ ઑફ વેલ્સ સાથે ભણતા હતા. આ બાબતનો પંડિતજી ઇન્કાર કરે છે. મહમદઅલી ઝીણા આ વખતે હિન્દુ મુસ્લીમ એકતાના એલચી જેવા હતા. અસહકારની ચળવળ જોસમાં હતી. સરકાર તે વેળાએ ગુંચાઇ ગઇ હતી. પંડિતજીને ગાંધીજીની લડત ઘણી ગમી અને તેમના મન પર અહિંસાના વિચારોથી અજબ ભાવ સ્ફૂર્યા. ગાંધીજી તેમને આમજનતાના ખરા પ્રતિનિધિ તરીકે જણાવા માંડયા. અસહકારની ચળવળમાં તેમની માતુશ્રી સરઘસમાં પણ ભાગ લેતાં હતાં. એક વેળા તેઓ સરઘસના મોખરે ઉભાં હતાં તે વેળા લાઠીચાર્જ થયો અને તેમના માથા પર માર પડતાં લોહી પણ નીકળ્યું હતું. તેમનાં પત્ની કમલાદેવી પણ ખરા તડકામાં ઉભાં રહી સરઘસ અને અસહકારની ચળવળમાં ભાગ ભજવતાં હતાં. તેમના પિતાશ્રીને આ વખતે જેલમાં જવાનું થયું. તેઓ મહાસભાની કારોબારી સમિતિમાં અગત્યનો ભાગ ભજવી દેશની ચળવળને આગળ ધપાવતા હતા. સંયુક્ત પ્રાન્તની નાકરની લડતને અંગે નાભાની જેલમાં પંડિતજીને જવાનું થયું ત્યાં તેમને ઘણું કષ્ટ વેઠવું પડયું. તેમણે નમતું ન આપ્યું અને ત્રણ દિવસ જેલમાં રહી પરત આવ્યા. મૌ. મહમદઅલીએ આ વખતે મહાસભાનું પ્રમુખસ્થાન લીધું હતું. ગાંધીજી આ વખતે માંદા થઇ ગયા હતા. પંડિતજીના પિતા બાદશાહી સ્વભાવના હતા અને પોતાની દલીલો હમેશાં ગમે તેવા ભોગે સાબીત કરતા. પંડિતજી આ વેળા અલ્હાબાદની સુધરાઇના પ્રમુખ થયા. તેમને આપણી સુધરાઇઓ વિષે કાંઇ જુદો જ અભિપ્રાય છે. પાછળથી પંડિતજી પ્રમુખસ્થાનેથી નીકળી ગયા. બાદ પંડિતજી વિલાયતના માર્ગે ગયા અને ત્યાં ઘણાને મળ્યા. તેમની દૃષ્ટિએ ત્યાં રહેતા માણસો જુદા જ વિચારો ધરાવતા લાગ્યા. પંડિતજી વિલાયતના વસવાટ દરમિયાન બ્રસેલ્સના પીડિતોના સંમેલનમાં ગયા. ત્યાં સામ્રાજ્યવિરોધી સંઘ ઉભો કરવામાં આવ્યો હતો. તેમાં ઈંગ્લેંડવાળા મી. લેન્સબરી પણ હતા. પણ દેશનું ભલું કરવાના બહાના હેઠળ તે સામ્રાજ્ય વિરોધી સંઘમાંથી નીકળી ગયા. દેશભરમાં મહાસભા ધીરે ધીરે પ્રગતિ કરતી હતી. લાહોરમાં મહાસભાનું અધિવેશન તેમના પ્રમુખપદે ભરાયું ને પૂર્ણ સ્વરાજ્યનો ઠરાવ થયો. ત્યારબાદ ગાંધીજીએ ૧૯૩૦ માં અસહકારની ચળવળ ફરીથી ઉપાડી. જ્યાં જુવો ત્યાં લોકો મીઠું લુંટવા મંડી ગયા. દેશમાં લાઠીચાર્જ અને ઓર્ડીનન્સ રાજ્ય થયું. ગાંધીજીને પણ પકડવામાં આવ્યા ને યરવડા જેલમાં મોકલવામાં આવ્યા. આ વેળાએ

પંડિતજીના પિતાએ પોતાનું આનંદ ભુવન મહાસભાને સ્વરાજ્ય ચળવળને અંગે વાપરવા આપી દીધું. પંડિતજી પણ ઘણા બિરાદરો સાથે જેલમાં જ હતા. તેમને જેલનો અનુભવ ઘણો થયો. જેલનું જીવન ગાળતાં ગાળતાં તેમને કેટલીક તે અંગેની બીજી બાબતોની પણ ઝાંખી થવા લાગી. ગાંધી-ઇરવીન સંધિ શરૂ થઇ. ત્યારબાદ પંડિતજીના પિતાને ગંભીર માંદગી આવી. કમલા નહેરૂ પણ આ વખતે પકડાયાં હતાં. સંયુકત પ્રાન્તમાં કિસાનોની નાકરની લડત જોસમાં હતી. પંડિતજીના પિતા આ વેળા મૃત્યુ પામ્યા. ગોળમેજી પરિષદ લંડનમાં ભરી તેમાં ગાંધીજીને આમંત્રણ આપવામાં આવ્યું. ઘણા મધ્યમ માર્ગીઓ પરિષદમાં જવા તલપાપડ થઇ રહ્યા હતા. ગોળમેજી પરિષદમાં કોમ કોમના ભાગલા પડયા ને કાંઇ વળ્યું નહિ. પંડિતજી આ વેળા સિલોનના પ્રવાસે ગયા હતા. ત્યારબાદ દિલ્હીમાં નેતાઓ ભેગા થયા. પંડિતજી ગાંધીજી સાથે રોજ ફરતા ને કેટલીક બાબતોની ચર્ચા ચલાવતા. કેટલીક બાબતોમાં ગાંધીજી કરતાં તેમનું દષ્ટિબિન્દુ જુદું પડતું. સરહદમાં ખાન અબ્દુલ ગફુરખાન ગાંધીજીના અનુયાયી બન્યા અને તેમણે ચળવળમાં ઘણો સારો હિસ્સો આપવા માંડયો. ૧૧૯૩૨ માં ચળવળ કંઇક શાન્ત થઇ. ઘણા ઝઘડા અને દલીલોનો અંત આવ્યો. એ દિવસ ઇતિહાસમાં યાદગાર રહેશે. છતાં દેશમાં ઓર્ડીનન્સ રાજ્ય ચાલુ હતું. અમલદારો પોતાની ચાલાકી અને બાહોશીનાં બણગાં ફૂંકતા હતા. જેલમાં પંડિતજી પોતાનો ટાઇમ કોઇ વેળા કાંતવામાં તો કોઇ વેળા વાંચવામાં અને કુદરતી સૌંદર્ય જોવાનું મળે તો તેમાં પસાર કરતા હતા. પંડિતજી આ વેળા દહેરાદુનની જેલમાં હતા. જેલમાં તેમના પ્રત્યે સારો ભાવ બતાવવામાં આવતો; પણ એક વેળા તેમની પુત્રી કુ. ઇંદિરા અને તેમની માતાજીનું જેલમાં તેમની મુલાકાત લેવા આવતાં અપમાન થવાથી તેમને ઘણું લાગી આવ્યું હતું. માતુશ્રીને સરઘસમાં ચએલા લાઠીચાર્જના દુઃખે તેમનો જીવ ઉકળી ઉઠતો પણ પાછો તે શાંત થઇ જતો. પંડિતજીએ પરદેશમાં ઘણું જ્ઞાન મેળવ્યું છે ત્યાંનો સામ્યવાદ અને સમાજવાદ તેમને ઘણીવાર અહિંનું વાતાવરણ જોતાં મુંઝવે છે. ઘણા મધ્યમ માર્ગીઓ સરકારને મળી જતા અને મોટી મોટી પદવીઓ લેતા. વિલાયતમાં આઇ. સી. એસ. થઇ આવતા હિન્દીઓ ઘણો ફાંકો રાખે છે એ પ્રત્યે પંડિતજીને ઘણો ખેદ થાય છે. તેમની બહેનનો વિવાહ ઘણી સાદાઇથી તેમજ આંતરજાતીય કરવામાં આવ્યો હતો. આ વેળા ચાણાક્યબુદ્ધિ શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ મરણ પામ્યા. દેશમાંથી ધીરે ધીરે પીઢ આગેવાનો ખરી પડતા હતા. આ વેળા બિહારમાં ધરતીકંપ થયો ને ઘણું નુકશાન થયું. એ પ્રસંગે પંડિતજીએ જાતે ત્યાં ઘણી મદદ કરી. ત્યારબાદ તેમને કોઇ કારણસર અલીપુર જેલમાં મોકલવામાં આવ્યા. જેલજીવન તેમને મન સાધારણ બનાવ હતો. કારણ કે તેમને કઇ વખતે પકડવામાં આવશે તે નક્કી કહી શકાતું નહિ. તેમનો કેટલોય માલ હરરાજ થઇ જતો પણ તેમનું મન કોઇ રીતે ડગતું નહિ. પોતાને ગૃહે ઘણી વાર માતાને કે પત્નીને માંદાં મુકીને પણ જેલમાં જવાનો વખત આવતો. તેમનું લગ્ન થયા પછી એકવીશ માસે કુ. ઇંદિરાનો જન્મ થયો હતો. કુ. ઇંદિરા નહેરૂને વિલાયત અભ્યાસ કરવા મોકલવામાં આવ્યાં. કમલા નહેરૂ

માંદાં થયાં. તેમને મૂકીને પંડિતજીને જેલમાં જવાનું થયું હતું. કમલા નહેરૂને આના લીધે જરા પણ કચવાટ થતો નહિ પણ તેથી ઉલટાં હર્ષ પામતાં. કમલા નહેરૂને માંદગીની સારવાર માટે પરદેશ મોકલવામાં આવ્યાં. ત્યાં તેમની વધુ બીમારી જણાતાં સરકારે પંડિતજીને જેલમાંથી છૂટા કર્યા ને પંડિતજી પરદેશ ગયા. ત્યારબાદ કમલા નહેરૂનું ત્યાં જ અવસાન થયું. હિન્દની સંસ્કૃતિ પંડિતજીને ગમે છે. વિલાયતી સંસ્કૃતિ પણ ગમે છે, પરંતુ બ્રીટીશ સલ્તનત જે આપમુખત્યારી અહિં બતાવે છે, તેની સામે તેમને ભારે રોષ છે. જેલજીવનની અનેક યાતનાઓ પંડિતજીએ હસતે મુખે ભોગવી છે. ગાંધીજીના તેઓ પ્રતિદિન નિકટના સાથી બન્યા છે, છતાં ઉપવાસ, અસહકારના કેટલાક મુદ્દા વગેરેમાં પંડિતજીનું દષ્ટિબિન્દુ ગાંધીજીથી જુદું પડે છે. મહાસભાની કારોબારી સમિતિમાં કેટલીક વાર મતભેદ ઉપસ્થિત થતો છતાં પંડિતજી આખરે સંમત થતા અને મહાસભાનું ઘણુંખરૂં કામ તેમને જ કરવું પડતું. પંડિતજીને નાણાંની તંગી ઘણી વાર પડતી પરંતુ જેમ બને તેમ સાદાઇથી જીવન ગાળી તેમણે નિભાવ્યું છે. સંયુક્ત પ્રાન્તની કિસાન પ્રવૃત્તિમાં તેમણે ઘણો ભાગ ભજવ્યો છે.

વાચક ! હિન્દના આ અજોડ ત્યાગવીરના જીવનનું આટલું આછું દિગ્દર્શન કરતાં પણ ત્હારૂં હૈયું થનગન્યા વગર નહિ રહે એમ માનું છું. આખી જીવન કથાનું વાચન એવું તો રસીલું છે કે એકે એક લીટી મનનપૂર્વક વાંચ્યા વગર તૃપ્તિ નહિ થાય. એટલે આ નાનકડા તરંગથી તૃપ્તિ ન થાય એ દેખીતું છે. આશા રાખું છું કે સૌ કોઇ આ પુસ્તક ભાવપૂર્વક વાંચે અને વિચારે. શિષ્ટવાચનમાં આ પુસ્તક ઘણું સારૂં ગણાય એમ મારી ધારણા છે. છતાં ય દીર્ઘદષ્ટિએ તો પુસ્તક ઉચ્ચ આદર્શો અને ધ્યેયની પ્રાપ્તિએ પહોંચાડનારૂં છે, એ તો સૌ કોઇ કબૂલ કરશે જ. પરિણામે સૌ કોઇ પુસ્તક વાંચી જાય એ જરૂરી છે.

રારોદ,
તા. ૬૨જાણ } ઇશ્વરભાઇ નાગજીભાઇ પટેલ

—卐—

[ અનુસંધાન-પૃ. ૩૧ નું ]

આજની પરિષદમાં પધારી તમારી જે વાતો સાંભળી છે અને મુશ્કેલીઓ જાણી છે, તે પણ તેઓ વિચારશે અને તમને સૌને સંતોષ આપશે એમ હું માનું છું. આ પરિષદમાં વિદ્યાર્થીઓ અને બેનોએ જે સંવાદો અને ગરબા રજુ કર્યા છે તે ઘણા જ ઉત્તમ અને સરસ રીતે રજુ કરાયા છે. તે ઉપરથી જણાય છે કે આ પરિષદની સફળતા માટે બાળકોએ પણ કેટલો બધો શ્રમ લીધો છે ! શિક્ષકો અને ગામના સહકારથી શું ન થઇ શકે ? તે પણ આજની આ પરિષદ આપણને બતાવી આપે છે. " વગેરે વગેરે જણાવી પ્રમુખશ્રીએ પોતાનું વક્તવ્ય પૂરૂં કર્યું હતું.

ત્યારબાદ વિદાયગીત, આભાર, ફુલહાર વગેરે થઇ રાજગીત ગવાઇ પરિષદ વિસર્જન થઇ હતી.

વ. મૂ.

—卐—

# થોડુંક જાણવા જેવું

**પ્રાચીન મિસરનું સાહિત્ય :—**વિદ્વાનોનું એમ માનવું છે કે જેમ મિસરી સંસ્કૃતિ જગતની અન્ય સંસ્કૃતિ કરતાં ઘણી વધારે જુની છે, તેમ લખવાની કળા પણ એ જ પ્રજાએ સૌથી પહેલાં શોધી હતી. ચિત્રોથી શરૂઆત કરી, ચિત્ર સંજ્ઞાઓ પર થઇ છેવટે ૨૪ ચિહ્નવાળા મૂળાક્ષરો પર ૭ હજાર વરસ પહેલાં સ્થિર થનારી મિસરની લિપિના કરતાં કાંઇ ખાસ વધારે સરળતા આજની લિપિઓમાં આણી શકાઇ નથી. સૃષ્ટિના સરજનહારના ચિત્ત સ્વરૂપ થોથ ( Thoth ) દેવ આ મૂળાક્ષરોના કર્તા છે એમ મિસરની પ્રજા માનતી. એ જ દેવને તેઓ સંખ્યા શાસ્ત્રનો સ્રષ્ટા, જ્ઞાનનો સ્વામી, શિલ્પ શાસ્ત્ર અને ચિત્ર કલાનો ઉત્પાદક માનતા. બધા ધર્મગ્રંથો પણ થોથ દેવે અથવા એની પ્રેરણા પામેલા પવિત્ર પુરુષોએ રચેલા હતા. પ્રાચીન મિસરનું જે કંઈ સાહિત્ય મળી આવેલું છે તે પત્થર પર કોતરેલું કે ચર્મપત્ર પર અથવા પેપીરસના ટીપણાં પર લખેલું છે. પેપીરસ નામનાં બરૂના જેવા છોડના સોટાના અંદરના ભાગમાંથી બારીક ચીપો કાપી તેને એક પછી એક આડી ઉભી મૂકી ગુંદરે ચોઢી દબાવી સૂર્યના તાપમાં સુકવવામાં આવતી. અને પછી એ પત્તાની સપાટી લીસી બનાવી તેના ઉપર લખાણ કરવામાં આવતું. આવા એક પછી એક પત્તાં ચોઢાતાં ચોઢાતાં એક મોટું ટીપણું બની જતું. અને એજ એમનો ગ્રંથ બનતો. આવું લાંબામાં લાંબું હાથ લાગેલું ટીપણું ૧૩૩ ફૂટ લાંબું અને ૧૬॥ ઇંચ ઉંચું છે.

મિસરના સાહિત્યમાં આપણને આજે ધાર્મિક ગ્રંથો, ઇતિહાસનાં પુસ્તકો, પ્રવાસવર્ણનો, વિજ્ઞાન, ગણિત, ભૂમિતિ, ભૂગોળ, વૈદક તથા રાંધવાની કળાનાં પુસ્તકો, નૈતિક તથા ફિલ્સુફીના ગ્રંથો, વાર્તાઓ અને પ્રેમગીતો મળી આવે છે. સૌથી જુનામાં જુનો ગ્રંથ આશરે ૭ હજાર વરસ પહેલાં લખાયેલો મળ્યો છે. આ બધા સાહિત્યનો મોટો ભાગ તે સમયની કબરોમાંથી આપણને હાથ લાગ્યો છે. એના ખગોળવેત્તાઓએ ત્રીસ દિવસનો મહિનો અને બાર મહિનાનું વરસ ગણી છેલ્લે પાંચ દિવસ ઉત્સવના ઉમેરી કાળ ગણવાની જે પદ્ધતિ સ્થાપી હતી તેમાં આજે ૭ હજાર વરસે પણ કાંઇ ખાસ ફેરફાર કરી શકાયો નથી.

* * *

**જાપાનના ગાંધી કાગાવાની સાહિત્ય પ્રવૃત્તિ અને તેનાં મૂલ્ય :—** દીન જનોની સેવા તે પૈકીના એક થઇનેજ થઇ શકે એવા નિશ્ચયથી કાગાવા માત્ર ૨૧ વર્ષની ઉમરે શિકાવાની ગંદી વસ્તીમાં માત્ર ૭ ફુટ ચોરસ એવી ઓરડીમાં રહેવા આવ્યા. તે દરમ્યાન તેમને ક્ષય પણ લાગુ પડેલો. આવી યાતનાઓની વચ્ચે તેમણે પોતાની પ્રથમ નવલકથા કોરા કાગળની તંગીને કારણે નકામા માસિકપત્રો વગેરેનાં પાનાં ઉપર લખવી શરૂ કરી અને તે પૂરી થયે તેને પ્રકાશકને બતાવતાં તેના તેને ૨૫૦ પાઉન્ડ ઉપજ્યા. ટૂંક મુદતમાં આ પુસ્તકની અઢી લાખ નકલો ખપી ગઈ અને તેણે કાગાવાને જાપાનના સર્વશ્રેષ્ઠ લેખકોની હરોળમાં બેસાડયા.

કાગાવાએ પોતાની પચાસ વર્ષની વય સુધીમાં ૬૦ પુસ્તકો લખ્યાં છે અને તેની પંદર લાખ નકલો વેચાઇ ગઇ છે. તેણે બીજી ત્રીસ પુસ્તિકાઓ અને ૩૫ પત્રિકાઓ લખી હતી, જેની અનુક્રમે ત્રણ લાખ અને પચાસ લાખ નકલો ખપી હતી. તેની પાસે હાલ કેટલાંક તૈયાર અને કેટલાંક અધુરાં લખેલ પુસ્તકો પડયાં છે. આ પુસ્તકો ધર્મ, દર્શન શાસ્ત્ર, કવિતા, અર્થશાસ્ત્ર, રાજનીતિ, મજૂર આંદોલન અને જીવન વિજ્ઞાન વગેરે વિષયો ઉપર છે.

* * *

**અમેરિકાની શિક્ષણ પ્રવૃત્તિ :—**

| | |
|---|---|
| અમેરિકાની જાહેર શાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ | ૨૭૦૦૦૦૦૦ |
| ,, ખાનગી ,, ,, ,, ,, | ૩૫૦૦૦૦૦ |
| ,, જાહેર તથા ખાનગી મળી કુલ શાળાઓ | ૨૯૭૦૦ |
| સાંજની શાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ | ૧૦૦૦૦૦૦ |
| ગ્રીષ્મ શાળામાં ,, ,, ,, | ૫૦૦૦૦૦ |
| રાત્રિ ,, ,, ,, ,, | ૩૫૦૦૦૦ |
| કૉલેજમાં ,, ,, ,, | ૧૧૫૦૦૦૦ |
| કૉલેજની ગ્રીષ્મ શાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ | ૪૫૦૦૦૦ |
| વધારાના અભ્યાસક્રમનો ,, ,, ,, | ૨૭૫૦૦૦ |
| નર્સીંગનો ,, કરતી વિદ્યાર્થીનીઓ | ૧૦૦૦૦૦ |
| વેપારી લાઇનનો ,, કરતા વિદ્યાર્થીઓ | ૧૦૦૦૦૦ |
| અમેરિકાના હાઇસ્કૂલ ગ્રેજ્યુએટો | ૧૦૫૦૦૦૦ |
| ,, કૉલેજ ,, | ૨૨૫૦૦૦૦ |
| કૉલેજ મંડળના સભ્યોઃ પુરુષો | ૬૭૦૦૦ |
| ,, ,, ,, સ્ત્રીઓ | ૨૨૦૦૦ |
| અમેરિકાની તમામ કૉલેજો અને વિદ્યાપીઠો પાસેનું કુલ ભંડોળ રૂ. | ૧૨૦૦૦૦૦૦૦૦ |
| વર્ષ આખરે શિક્ષણ પાછળ કુલ ખર્ચ | ૯૦૦૦૦૦૦૦૦ |

* * *

**૧૭૦૦ વરસ પહેલાંની શાહી :—** શોધખોળ માટે જ્યાં જ્યાં ખોદકામ થતું હોય છે ત્યાંથી સામાન્યતઃ તામ્રપત્રો, જુના સીક્કા, મૂર્તિઓ, હથિયારો, અને એવા અન્ય અવશેષો મળી આવે છે. પણ જુના જમાનાની શાહી મળવાનો પ્રસંગ તો અનેરો છે. ઈ. સ. ૧૮૨૯ માં સર હમ્ફ્રિ ડેવી નામના એક રસાયણ શાસ્ત્રી જ્યારે પોમ્પીઆઇ નગરમાં ખોદકામ કરતા હતા ત્યારે તેને જુની શાહીનો એક ખડીઓ હાથ આવ્યો, જેમાં શાહી મોજુદ હતી. તે શાહી વડે તેણે બ્રિટનની રોયલ સોસાયટીને એક પત્ર લખ્યો હતો તે કાગળ તથા મળી આવેલ શાહીનો ખડીઓ હજુ સાચવી રખાયા છે

નાનાલાલ કે. પટેલ

—※—

# મહાલ પુસ્તકાલય પરિષદો

**( ૨ ) કડી મહાલ પહેલી પુસ્તકાલય પરિષદઃ**—આ પરિષદ કડી મહાલના કલ્યાણપુરા ગામે તા. ૧૨-૧૨-૩૭ ના રોજ કડી વિભાગ શાળાધિકારી રા. રા. ચુનીભાઇ મ. દેસાઈ સાહેબના પ્રમુખપણા નીચે ભરાઇ હતી. કલ્યાણપુરા ગામ કડીથી ૧૫ માઇલ દૂર છે, અને એની નજીકમાં કોઇ રેલ્વે સ્ટેશન નહિ હોવાથી તેમ પરિષદનો કાર્યક્રમ રવિવારે સવારના ૯ વાગ્યાથી શરૂ થતો હોવાથી પ્રમુખશ્રી અને અન્ય મેમાનો તથા પ્રતિનિધિ ભાઈઓ આગલે દિવસે સાંજે જ કડીથી સ્પેશિયલ મોટરોમાં કલ્યાણપુરા આવી ગયા હતા.

પરિષદ માટે ગુજરાતી શાળાના કંપાઉન્ડમાં એક મંડપ બાંધવામાં આવ્યો હતો, અને તેને ધજા-વાવટા, તોરણો અને કહેવતોથી સારી રીતે શણગાર્યો હતો. વળી આ પ્રસંગને અનુસરી શાળાના બાગને પણ સુંદર બનાવી તેમાં આવેલા એક ચોતરા ઉપર દક્ષિણામૂર્તિ કાર્યાલય તરફથી આવેલાં પુસ્તકો તથા સેન્ટ્રલ લાઇબ્રેરી તરફથી રમતો અને સ્ટીરિયોસ્કોપને લગતું આવેલું સાહિત્ય વગેરે ગ્રામ્ય જનતાને જોવા માટે પ્રદર્શિત કરવામાં આવ્યું હતું.

પરિષદનું કાર્ય રવિવારે સવારના બરાબર નવ વાગે શરૂ કરવામાં આવ્યું હતું. મંડપ પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોથી ભરચક દેખાતો હતો. બહારથી આવેલા મેમાનોમાં પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. રાંગણેકર સાહેબ, મહાલ વહીવટદાર શ્રી. તૈયબજી સાહેબ, કડી હાઇસ્કુલના હેડમાસ્તર શ્રી. નરહરિશંકર શાસ્ત્રી સાહેબ, મહાલ શાળાધિકારી શ્રી. નાતુ સાહેબ કડી કસ્બા પુ. ના મંત્રી શ્રી. ભાઇલાલભાઇ ગો. વકીલ, કડી મહાલ અને પ્રાંતની જનસેવાની પ્રવૃત્તિઓમાં રસપૂર્વક કાર્ય કરતા શ્રી. પુરષોતમદાસ ર. વકીલ તથા એમના સ્નેહી શ્રી. છગનભાઇ વકીલ, મહાલ પુસ્તકાલય મંડળના મંત્રી શ્રી. કાસમભાઇ તથા સહમંત્રી શ્રી. મફતલાલ, રાજ્ય પુ. પ્રચારક શ્રી. વલ્લભભાઈ મ. પટેલ, મહેસાણા પ્રાંત પંચાયત મેમ્બર કનીપુરના શ્રી. ડાહ્યાભાઇ બ. પટેલ, સ્પેશિયલ ડયુટી નાયબ ફોજદાર શ્રી. નિંબાલકર, સાયન્સ શિક્ષક શ્રી. સવાઇલાલ પરીખ વગેરેની હાજરી ધ્યાન ખેંચતી હતી.

શરૂઆતમાં વિદ્યાર્થીઓએ ઈશસ્તુતિ, ભગવો વાવટો, સ્વાગત ગીત વગેરે ગાયા બાદ આદુંદરાના મુખ્ય શિક્ષક શર્મા અંબારામે સર્વેનું સન્માન કરનારું એક ગીત ગાયું હતું. ત્યાર પછી સ્વાગત પ્રમુખ શ્રી. ભગવાનભાઇ લખુભાઇ પટેલે ઉભા થઇ બહારથી આવેલા મેમાનો અને પ્રતિનિધિઓનું ભાવભર્યું સ્વાગત કરી, પોતાનું ભાષણ શાળાના મુખ્ય શિક્ષક, શ્રી. ગોપાળદાસ મકનભાઇને વાંચવાનું જણાવતાં શ્રી. ગોપાળભાઇએ તે વાંચી સંભળાવ્યું હતું, જેમાં ગામનો ઇતિહાસ વિશેષ હતો. એ ઇતિહાસનો સાર નીચે પ્રમાણે છેઃ—

" × × × કલ્યાણપુરા ગામ સંવત ૧૯૩૪ માં મહા સુદી ૧૨ એ વસ્યું.

આ જગાએ પહેલાં પડતર જમીન હતી અને અહીંથી એક માઈલ દૂર વલાવડા અને દોઢ માઇલ દૂર પાલી ગામ જે આવેલાં છે, ત્યાં તે વખતે રબારીની વસ્તી વિશેષ હતી, અને આજે પણ છે. તે વખતના રબારીઓનાં ઢોરાં આ જગાએ ચરતાં હતાં અને તેથી એ લોકો આ ઠેકાણે કોઇને વસવાટ કરીને રહેવા દેતા નહતા, જો કોઇ રહેવા વિચાર કરે તો તેને પજવતા અને અનેક રીતે હેરાન કરતા; પણ તે વખતના મહાલ વહીવટદાર સાહેબ શ્રી. કલ્યાણજી ભોળાભાઇના આગ્રહ અને પ્રેમથી આ ગામની વસાહત થઈ અને તેઓના નામ ઉપરથી ગામનું નામ પણ કલ્યાણપુરા પડયું તથા ગામની ઉગમણી દિશાએ જે તળાવ આવેલું છે તે તળાવનું નામ પણ તેમના પિતાના નામ ઉપરથી ભોળાસર પડયું. આ ગામમાં હાલ જે કડવા પાટીદારોની વસ્તી છે તે બીજાં રજવાડાઓનાં જુદાંજુદાં ગામોથી, ત્યાંના રજવાડાઓના ત્રાસથી કંટાળીને અત્રે આવીને વસેલી છે. તેમાંનો એક ભાગ કારેલા તાલુકે લખતરથી, બીજો ભાગ દહેગામ તાલુકે બજાણાથી, ત્રીજો ભાગ માલવણ તાલુકે ધ્રાંગધ્રાથી અને ચોથો ભાગ ધરમડ તાલુકે ધ્રાંગધ્રાના ગામેથી આવેલો છે. આ ગામની વસ્તી અત્યારે ૧૩૧૨ ની છે. અહીં કપાસ પીલવાનાં ૫ જીન અને રૂની ગાંસડીઓ બાંધવાનું એક પ્રેસ છે. રૂ. ૬૮૦૦ ની કિંમતનું શાળાનું મકાન પણ બાંધવામાં આવ્યું છે. પુસ્તકાલયના મકાન માટે પણ રૂ. ૧૦૦૦ ભરેલા છે અને તેનું કાયમ ફંડ પણ રૂ. એક હજાર ઉપરાંતનું છે.× × × ”

ત્યારપછી કડી વિભાગ શાળાધિકારી શ્રી. ચુનીભાઇ મ. દેસાઇ સાહેબને પ્રમુખસ્થાન સ્વીકારવાની, કડી સા. પુ. ના મંત્રી શ્રી. ભાઇલાલભાઇ ગોવિંદભાઇ વકીલ તરફથી દરખાસ્ત મૂકાતાં અને તેને શ્રી. પુરુષોતમદાસ ર. વકીલનું અનુમોદન તથા પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. રાંગણેકર સાહેબ અને કલ્યાણપુરાના મુખ્ય શિક્ષક શ્રી. ગોપાળજી મકનજી તરફથી વિશેષ અનુમોદન મળતાં શ્રી. ચુનીભાઇ સાહેબે પ્રમુખસ્થાનનો સ્વીકાર કરી પોતાનું ભાષણ વાંચી સંભળાવ્યું હતું, જેનો સાર નીચે પ્રમાણે છેઃ—

## પ્રમુખનું ભાષણ

“ × × × શ્રીમંત મહારાજા સાહેબ ગાદીએ આવ્યા ત્યારથી વડોદરા રાજ્યની સ્થિતિ સાથે આજની સ્થિતિની સરખામણી કરવાનું આ સ્થળ નથી. એટલે તે સંબંધમાં વિશેષ વિવેચન ન કરતાં એટલું જ કહીશું કે તેઓશ્રીની રાજ્ય કારકીર્દીમાં આપણી સર્વ દિશામાં પ્રગતિ થઇ છે, અને જનકલ્યાણની જે બે મુખ્ય પ્રવૃત્તિઓ— ફરજીઆત કેળવણી અને પુસ્તકાલય પ્રવૃત્તિ—એ બેમાં બીજાં રાજ્યોને પણ આપણા રાજ્યે યોગ્ય દિશા બતાવી છે અને તેનું અનુકરણ કરવા પ્રેરણા આપી છે.

કોઇ પણ પ્રજાની ઉન્નતિ, તે પ્રજામાં સુસંસ્કાર આવ્યા સિવાય થતી નથી. અને પ્રજાને સુસંસ્કારી બનાવવી હોય તો પ્રથમ તેની નિરક્ષરતા ટળવી જ જોઇએ. શ્રીમંત મહારાજા સાહેબે તે માટે જ કોઇપણ રાજ્યે ન ભરેલું એવું સ્તુત્ય પગલું ભર્યું અને ફરજીઆત કેળવણી આપણા રાજ્યમાં પ્રથમ અમરેલીમાં દાખલ કરવામાં આવી.

આ પ્રયોગ સફળ થવાથી, ૧૯૦૬ માં આખા રાજ્યમાં પ્રાથમિક કેળવણી ફરજીયાત થઇ અને હવે તેનાં મિષ્ટ ફળ આવવા માંડયાં છે, એમ કહીએ તો બિલકુલ ખોટું નથી. જનસમાજમાં કેળવણી માટે અભિરુચિ પ્રકટી છે, અને શાળાઓ માટે અનેક માગણીઓ આવતી જાય છે. પછાત કોમ પણ પ્રથમના કરતાં કેળવણી પ્રતિ વધારે રસ લેતી થઇ છે, અને ઉપલા વર્ગોમાં તે કોમનાં બાળકોનું પ્રમાણ દિવસે દિવસે વધતું જાય છે. આ રીતે જો કે ફરજીયાત કેળવણી સફળ થઇ છે અને થતી જાય છે તથા બીજા ઇલાકાના પ્રમાણમાં આપણે ત્યાં વાંચી લખી શકે તેવાં સ્ત્રી–પુરુષોની સંખ્યા પ્રમાણમાં સારી છે, તો પણ આ સ્થળે મારે આટલું જણાવવું જોઇએ કે શ્રીમંતની જે અભિલાષા છે કે મારી પ્રજામાં એક પણ માણસ અભણ રહેવું ન જોઇએ તે અભિલાષા હજી પાર પડી નથી. તે ધ્યેયને પહોંચવા આપણે પ્રયત્ન કરી રહ્યા છીએ, પરંતુ હજી તેનાથી આપણે ઘણા દૂર છીએ એમ કહ્યા સિવાય ચાલે એમ નથી. × × ફરજીયાત કેળવણીને સફળ કરનાર બીજું મહત્ત્વનું અંગ તે પુસ્તકાલય પ્રવૃત્તિ છે. ફરજીયાત કેળવણી દાખલ થયા પછી થોડાં જ વર્ષમાં આ પ્રવૃત્તિ હાથ ધરવામાં આવી છે, અને આપણે શાળાવાળાં ઘણાં ગામોએ પુસ્તકાલયો અને વાચનાલયો સ્થાપી શકયા છીએ. ભણેલું ભૂલી જવામાં આવે તો ફરજીયાત કેળવણી પાછળ કરેલો ખર્ચ ઉગી નીકળે નહિ એ દેખીતું જ છે. કારણ કે શાળામાંથી ઉઠી ગયા પછી તેને વાંચવાનો મહાવરો ન રહે તો માણસ માત્ર સહી કરવાનું જ જાણે અને તેનામાં સુસંસ્કાર નાખી તેને ઉત્તમ નાગરિક બનાવવાનો જે ઉચ્ચ અભિલાષ છે તે પાર પડે નહિ. આ દિશામાં પ્રથમ પ્રયત્ન કરનાર શ્રીયુત મોતીભાઇ અમીન સાહેબનું સ્થાન ઘણું ઉચું છે. નાનાં મિત્રમંડળ પુસ્તકાલયોથી શરૂ કરી તેમણે આ દિશામાં પ્રગતિ કરી અને પછી શ્રીમંત મહારાજા સાહેબે લાયબ્રેરી ખાતામાં તેમની યોજના કરી તેમની પ્રવૃત્તિને સારી રીતે વિકસાવવાનો માર્ગ કરી આપ્યો. તે કામના ખાસ નિષ્ણાત શ્રી. બોર્ડન સાહેબ અને શ્રી. ન્યુટન મોહન દત્ત જેવા અનુભવીઓની દેખરેખ નીચે શ્રી. મોતીભાઇ સાહેબ શ્રીમંત મહારાજા સાહેબની ઉદાર નીતિને પરિણામે પુસ્તકાલય પ્રવૃત્તિને હાલની ઉચ્ચ સ્થિતિએ મૂકીને હવે પોતે નિવૃત્ત થયા છે, તો પણ હજી તેમના તરફથી જ્યારે સલાહ જોઇએ ત્યારે તે આપવા તૈયાર જ છે. તે ખાતાનું સુકાન સુભાગ્યે એવા જ યોગ્ય પુરુષોના હાથમાં મૂકવામાં આવ્યું છે કે તેની પ્રગતિ આગળ ને આગળ થતી જ રહે. × × × આપણો દેશ ધર્મપ્રધાન છે. ધાર્મિક વૃત્તિઓ જાગૃત રહે તે માટે થોડે થોડે સમયે આપણા ઉત્સવો એવી રીતે ગોઠવવામાં આવ્યા છે કે પ્રજા તેનો મર્મ સમજી તે ઉત્સવો જે ઉદ્દેશથી રખાયા છે તે ઉદ્દેશ પ્રમાણે પાળવામાં આવે તો તેમને જ્ઞાન અને આનંદ બંને મળે અને તેમનું ચરિત્ર ઘડાવામાં પણ યોગ્ય મદદ થાય. આપણાં મંદિરોમાં પહેલાં એવી વ્યવસ્થા હતી કે, દરરોજ ધાર્મિક પુસ્તકોનું થોડુંઘણું પણ વાચન થતું, વિદ્વાન પુરાણીઓ દરેક મંદિરમાં રાખવામાં આવતા અને તેમના દ્વારા જ્ઞાનની લ્હાણી ચાલુ રહેતી; પરંતુ સમય બદલાતાં આ બધું ઓછું થયું છે. હવે તો પુસ્તકાલયોને માથે આ સર્વ જવાબદારી આવી પડી છે, એમ કહીએ તો ખોટું નથી.

પુસ્તકાલયો જ હવે ખરાં મંદિરો છે અને ત્યાંથી આપણે જ્ઞાન મેળવી આપણા ચારિત્રનું ઘડતર કરવાનું છે. × × × આ મંદિરો જેટલા પ્રમાણમાં આપણે સારાં અને સમૃદ્ધ બનાવી શકીએ તેટલા પ્રમાણમાં સારો લાભ ઉઠાવી શકીએ. પુસ્તકાલય માટે જગા ઉત્તમ પસંદ કરી, સર્વને અનુકૂળ આવે એવે સ્થળે પુસ્તકાલયનું મકાન હોવું જોઈએ. હજી પુસ્તકાલયો માટે આપણે સ્વતંત્ર મકાનો ઘણે સ્થળે બાંધી શક્યા નથી. સ્વતંત્ર મકાનો વગર શાળામાં રહેતાં પુસ્તકાલયોનો જોઈએ તેવો સારો ઉપયોગ ન થાય એ સ્વાભાવિક છે. માટે જેમ બને તેમ પુસ્તકાલયો માટે સારાં હવા અજવાળાવાળાં મકાનો બાંધી તેનો સારામાં સારો ઉપયોગ થાય એવો પ્રયત્ન થવો જોઈએ. × × × ઉત્તમ મકાન હોય, પરંતુ પુસ્તકોની પસંદગી સારી ન હોય અને ગમે તેવાં પુસ્તકો વાચકોના હાથમાં મૂકવામાં આવે તો લાભને બદલે હાનિ થવાનો સંભવ છે; માટે પુસ્તકાલયોમાં જેમ બને તેમ સારાં અને ઉત્તમ પ્રકારનાં ધાર્મિક, સામાજિક, જીવનચરિત્રો, વિજ્ઞાન વગેરે જુદા જુદા વિષયોનાં પુસ્તકો સંગ્રહવાં જોઈએ. સાહિત્યના ક્ષેત્રમાં લેખકોએ આંખો મીંચીને ઝંપલાવવા માંડ્યું છે, અને મધ્યમ પ્રકારનું સાહિત્ય વધારે પ્રમાણમાં બહાર પડતું જાય છે. એટલે પુસ્તકાલયના વ્યવસ્થાપકોએ પુસ્તકોની પસંદગીમાં સાવધાની રાખવાની જરૂર ઉભી થઈ છે. સામાન્ય વાચકની રૂચિ પ્રથમ નવલકથા તરફ ખેંચાય છે. આ રૂચિ આગળ ન વધે અને નવલકથા વાચનમાં જ રમ્યા કરે તો બહુ વિશેષ લાભ થવા જેવો નથી. માટે પ્રથમ લોકોને રૂચે તેવું સાહિત્ય આપી, ધીમે ધીમે તેમની રસવૃત્તિ ખીલવી, તેમને ઉત્તમ પ્રકારના વાચન તરફ વાળવાની જરૂર છે. આ કામ માટે પુસ્તકાલયમાં ગ્રંથપાલની પસંદગી કરવામાં પણ દક્ષતા રાખવાની જરૂર છે. ઉત્તમ મંદિર બાંધ્યું હોય અને દેવદેવીઓની મૂર્તિઓ પણ સારા ઠાઠમાઠથી પધરાવી હોય, પરંતુ ત્યાંનો પૂજારી સારો ન હોય તો તે મંદિર પ્રતિ લોકોની ઉપેક્ષા થાય છે; તેવી જ રીતે જે પુસ્તકાલયનો ગ્રંથપાલ ઉત્સાહી, સેવાભાવી, શાંત પ્રકૃતિવાળો, તથા હમેશાં પ્રસન્ન સ્વભાવવાળો હોય છે, ત્યાં પુસ્તકાલયનો ઉપયોગ ઘણો સારો થાય છે, અને બજેટ માટે પણ ઘણી મહેનત પડતી નથી. પરંતુ જ્યાં સારા ગ્રંથપાલો હોતા નથી ત્યાં બહુ સારી પ્રગતિ જોવામાં આવતી નથી. પુસ્તકાલયનો હેતુ ફળીભૂત કરવો હોય તો દરેક પુસ્તકાલય માટે સ્વતંત્ર ગ્રંથપાલની યોજના હોવી જોઈએ. આપણે ત્યાં મોટે ભાગે પુસ્તકાલયો શાળામાં છે એટલે શિક્ષકો આ કામ કરી શકે છે. પણ સ્વતંત્ર ગ્રંથપાલ જેટલા કામની આપણે એમની પાસે આશા ન રાખી શકીએ. × × સ્ત્રીઓને માટે વાચનની વ્યવસ્થા હજી ઘણી ખામીવાળી છે. શાળામાં પુસ્તકાલય હોય ત્યાં સ્ત્રીઓ પુસ્તકો લેવા ન જ જાય તે સ્વાભાવિક છે. જ્યાં સ્વતંત્ર પુસ્તકાલયો છે, ત્યાં અઠવાડિયામાં એક બે દિવસ સ્ત્રીઓ માટે રાખવામાં આવે છે; પરંતુ તેનો લાભ પણ સારી રીતે લેવાતો નથી જ. માટે મહિલા પુસ્તકાલયો જેટલા પ્રમાણમાં વધારે સ્થાપી શકાય તેટલા પ્રમાણમાં મોટાં ગામોમાં સ્થાપવાં જોઈએ અને તે ગામની સુશિક્ષિત સ્ત્રીએ અગર સ્ત્રી શિક્ષિકા તે ગામે હોય તો તેણે આ પુસ્તકાલયની વ્યવસ્થા ઉપાડી લેવી જોઈએ. બાલ પુસ્તકાલયોની પણ એટલી જ જરૂર છે. પરંતુ મહિલા પુસ્તકાલયમાં એક ભાગ તે માટે અલગ રાખવામાં આવે તો તે વ્યવસ્થા કરવામાં કંઈ અડચણ પડે તેમ નથી. × × "

ઉપરની મતલબના પ્રમુખશ્રીના ભાષણ બાદ મુખ્ય શિક્ષક શ્રી. ગોપાળદાસે બ્હારથી આવેલા સંદેશા વાંચી સંભળાવ્યા હતા, જેમાં ખેરાળુ મહાલ પુ. મંડળના મંત્રી, અને આણસ્મા મહાલ શાળાધિકારી શ્રી. રસિકલાલ તરફથી આવેલા સંદેશા મુખ્ય હતા. ત્યાર પછી મહાલ પુસ્તકાલય મંડળના સહમંત્રી શ્રી. મફતલાલે મહાલ મંડળનું નિવેદન કહી સંભળાવતાં માજી વહીવટદાર સાહેબ શ્રી. મણિભાઈના પ્રયાસથી મહાલ મંડળમાં આવેલી જાગૃતિ, મહાલ પુ. મંડળના નવીન વ્યવસ્થાપક મંડળની રચના, જુથ મંડળોનું કાર્ય, મહાલનાં પુસ્તકાલયોની સ્થિતિ વગેરે કહ્યા બાદ પુસ્તકાલયોનાં ચાલુ બજેટમાં અને મકાન બાંધવામાં કાયમ ફંડની લેવાતી આંટ દૂર કરવાને તથા દફતરી કામમાં જે ત્રણ ચાર જાતનાં રજીસ્ટરો રાખવામાં આવે છે તેમાં ઘટાડો કરવાને પુસ્તકાલય ખાતાને વિનતિ કરી હતી. તે પછી વિદ્યાર્થીઓ તરફથી પ્રતાપ રાણાનો સંવાદ તથા કન્યાઓ તરફથી સરસ્વતી માતાનો ગરબો ગવાયા બાદ પ્રમુખશ્રી તરફથી અન્ય સજ્જનોને આ પ્રસંગને અનુસરી બોલવાનું સૂચન થતાં શ્રી. શંકરલાલ કે. મ્હેતાએ **" વર્તમાન પત્રોની સમાજ ઉપર અસર અને પુસ્તકાલય એ સાર્વજનિક કેળવણીનું અંગ છે "** એ વિષય ઉપર તથા કડી હાઇસ્કુલના હેડમાસ્તર શ્રી. શાસ્ત્રી સાહેબે **" પુસ્તકાલય પ્રવૃત્તિ "** ઉપર પોતાનાં ભાષણો વાંચી સંભળાવી પુસ્તકાલયોથી થતા ફાયદા સંબંધીનો ગ્રામ્ય જનતાને સારો ખ્યાલ આપ્યો હતો. આ પછી મારવાડીના ધીરાણ સંબંધીનો વિદ્યાર્થીઓ તરફથી સંવાદ ભજવાતાં અને તે પૂરો થતાં સવારનો કાર્યક્રમ પૂરો થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

***

બપોરના ત્રણ વાગતાં વિષય વિચારિણી સભા મળી કયા કયા ઠરાવો પરિષદમાં મૂકવા તે નક્કી કરાયું હતું, અને ત્યાર પછી ચાર વાગે પરિષદની બેઠક પુનઃ શરૂ થતાં શરૂઆતમાં ઠરાવો પસાર કરવાનું કામ હાથમાં લેવાયું હતું. ઠરાવો કુલ ૧૧ હતા, જેમાં પહેલો ઠરાવ શ્રીમંત મહારાજા સાહેબને દીર્ઘાયુ ઇચ્છનારો અને બીજો ઠરાવ શ્રી. મોતીભાઇ અમીન સાહેબનો આભાર માનનારો હતો. બાકીના ૯ ઠરાવો નીચે પ્રમાણે છેઃ—

## ઠરાવો

**ઠરાવ નં. ૩ :**—પુસ્તકાલય પર્વણી દિન નિયમિત રીતે ઉજવવા તથા તે પ્રસંગે પુસ્તકોનું પ્રદર્શન ભરવા દરેક પુસ્તકાલય તેમ વાચનાલયને આ પરિષદ ભલામણ કરે છે.

દ. મૂ.–કચરાલાલ નારાયણજી જાની, રાજપુર.　　અ. આ.–મનસુખલાલ મોતીલાલ શાહ, ડરણ.

**ઠરાવ નં. ૪ :**—ગ્રામોદ્ધારના આ યુગમાં પુસ્તકાલય જેવી લોક શિક્ષણની પ્રવૃત્તિમાં શિક્ષકોની સાથે ઉભા રહી પટેલ તલાટીઓ પણ લોકમદદ મેળવવામાં હાલ જે સહકાર આપે છે. તે કરતાં વિશેષ સહકાર અંતઃકરણપૂર્વક આપે એમ આ પરિષદ મે. રા. વહીવટદાર સા. ને ભલામણ કરે છે.

દ. મૂ.–અંબાલાલ મગનલાલ પટેલ, કુકેરા.　　અ. આ.–જીવણલાલ ભોળાનાથ ભટ, માથાસુળ.

ઠરાવ નં. ૫ :—પુસ્તકાલય માટે બજેટમાં ગ્રામપંચાયતમાંથી મદદ મંજુર કરી મોકલ્યા છતાં કેટલેક સ્થળેથી મળતી નથી અને મળે છે તો ઘણી મોડી અને અધુરી મળે છે. તો તે નિયમ પ્રમાણે મળે તે બદલ ગ્રામપંચાયતોને ભલામણ કરવામાં આવે છે.

દ. મૂ.–નટવરલાલ લાલજીભાઇ જાની, મણિપુર. અ. આ.–ત્રિભુવન ગોપાળદાસ પટેલ, રાજપુર.

ઠરાવ નં. ૬ :—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફથી જે પુસ્તકો પુસ્તકાલયોને મોકલવામાં આવે છે, તેમાંનાં કેટલાંક માગ્યા વગરનાં હોય છે, અને તેથી કેટલાંક પુસ્તકો ખેવડાય છે કે જેની જરૂર ન હોય તેવાં આવી જાય છે. તેથી આ પરિષદ પુસ્તકાલય સહાયક સહકારી મંડળને આવા પ્રકારની અડચણો દૂર થાય એવી વ્યવસ્થા કરવા ભલામણ કરે છે.

આ ઠરાવની નકલ પુસ્તકાલયખાતામાં પણ મોકલવી.

દ. મૂ.–અંબાલાલ લાલજીભાઇ બારોટ, ઊંટવા. અ. આ.–ચતુર્ભૂજ પ્રભાશંકર વ્યાસ, રંગપુર.

ઠરાવ નં. ૭ :—કડી મહાલમાં વાંચનાલયો છે, તેમને પુસ્તકાલયોના આકારમાં ફેરવવા તથા પુસ્તકાલયોનાં સ્વતંત્ર મકાનો બાંધવામાં અને લોકમદદ સારી એકઠી કરી પુસ્તકાલયને સારી સેવા અર્પણ કરનાર શિક્ષકોને ઉત્તેજન મળે તેટલા ખાતર તેમને પ્રમાણપત્ર આપવા પુસ્તકાલયખાતાને આ પરિષદ ભલામણ કરે છે.

દ. મૂ.–સદીકભાઇ ઉસ્માનભાઇ કાગદી, કડી. અ. આ.–કાન્તિલાલ છોટાલાલ પંડ્યા, વાઘરોડા.

ઠરાવ નં. ૮ :—પુસ્તકાલય માસિકનું લવાજમ રૂ. ૩–૮–૦ ઘણું ભારે છે. તેનું લવાજમ ઘટાડવા આ પરિષદ પુસ્તકાલય મંડળને ભલામણ કરે છે.

( નકલ ખાતામાં મોકલવી. )

દ. મૂ.–અંબારામ નાથાભાઇ શર્મા, આદુંદરા. અ. આ.–શંકરલાલ ત્રિભુવન વ્યાસ, સેંદરડી.

ઠરાવ નં. ૯ :—કડી મહાલમાં એકે પરિષદ ભરાઇ નહોતી, પરંતુ કલ્યાણપુરા ગામે પહેલ કરી સારી રીતે પરિષદનું કાર્ય પાર પાડ્યું એ, તે બદલ ગામના કાર્યકર્તાઓ તેમ શિક્ષક મંડળનો આ પરિષદ આભાર માને છે.

દ. મૂ.–ચંદનજી રણછોડજી પરમાર, જાસલપુર. અ. આ.–ડાહ્યાભાઇ નાથાભાઇ પટેલ, ડેરસણ.

ઠરાવ નં. ૧૦ :—આ પરિષદની બેઠકમાં પસાર કરેલા ઠરાવોનો અમલ કરવા માટે જે તે સ્થળે પહોંચાડવા આ પરિષદ પ્રમુખશ્રીને સત્તા આપે છે.

દ. મૂ.–વકીલ પુરૂષોત્તમદાસ રણછોડદાસ પટેલ, કડી. અ. આ.–વકીલ ભાઇલાલ ગોવિંદલાલ પારેખ, કડી

ઠરાવ નં. ૧૧ :—પ્રમુખશ્રીએ જે કુનેહ અને કાર્યદક્ષતાથી પરિષદનું કાર્ય ફત્તેહમંદ રીતે પાર ઉતાર્યું છે, તે બદલ આ પરિષદ તેઓશ્રીનો આભાર માને છે.

દ. મૂ.–વકીલ છગનભાઇ રામભાઇ પટેલ, કડી અ. આ.–સોમેશ્વર મોતીરામ રાવળ, ખાવડ.

ઉપર પ્રમાણે ઠરાવોનું કામ પતવા બાદ પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. રાંગણેકર સાહેબે આજના પ્રસંગને ઉદ્દેશીને બોલતાં જણાવ્યું કે– " પુસ્તકાલયોના મંત્રીઓ તરફથી પુસ્તકાલયોનું કામ કરવા બદલ ખાતા તરફનું પ્રમાણપત્ર મળવાની જે માગણી આજની પરિષદમાં થઇ છે તે માગણી ખાતું સ્વીકારશે કે કેમ એ એક શંકા છે; કારણ એમાં ઘણી મુશ્કેલીઓ ઉભી થવાનો

સંભવ રહે છે. આના કરતાં તો કામ કરનારને કંઇક પણ પગાર મળે એવી કોઇ યોજના વિચારાય તો સારૂં ! હું કેટલાય વખતથી એ પ્રશ્ન વિચારી રહ્યો છું, અને થોડાક વખતમાં એની યોજના પણ બહાર પાડવાની ઇચ્છા રાખું છું. આ સિવાય મહાલ મંડળના મંત્રી તરફથી પણ જે બે પ્રશ્નો રજુ થયા છે તેમાંનો એક પ્રશ્ન એ છે કે " પુસ્તકાલયનું મકાન બાંધવામાં તથા પુસ્તકાલયના ચાલુ બજેટમાં કાયમ ફંડની જે આંટ લેવાય છે તે દૂર થવી જોઇએ. " આ સંબંધમાં તો હું એટલું જ જણાવીશ કે આપણે આપણા ગૃહજીવનમાં જેમ ધનસંચય કરીએ છીએ, અને એ સંચય કોઇ વખત જેટલો કામ લાગે છે, તેમ પુસ્તકાલયોનું આ કાયમ ફંડ પણ કોઇ વખત તેટલું જ ઉપયોગી થઇ પડે છે. જેથી એ આંટ તો કોઇ પણ રીતે દૂર થઇ શકે તેમ નથી. બીજો પ્રશ્ન એ છે કે " પુસ્તકાલયોમાં પુસ્તકોનાં ચાર જાતનાં રજીસ્ટરોનું ભારણ ખૂબ થઇ ગયું છે, આટલાં બધાં રજીસ્ટરો ન હોય તો ન ચાલે ? " આ સંબંધમાં પણ જણાવીશ કે પુસ્તકાલયની શરૂઆતથી તમામ પ્રકારનાં રજીસ્ટરો બાંધી એમાં પુસ્તકોની નોંધ રાખવામાં આવે તો કામનું ભારણ કંઇ જ વધતું નથી. પુસ્તકો ખૂબ વધી ગયા પછી આ પ્રકારનાં રજીસ્ટરો બનાવવામાં આવે છે, એટલે જ એ ભારણ લાગે છે. આ રજીસ્ટરો વાચકો અને ગ્રંથપાલ બેઉને ઉપયોગી તો છે જ, એમ તો કામ કરનાર સહુ કોઇ જરૂર કબૂલ કરશે જ. આ સિવાય બીજી એક બે વાતો મારા તરફથી રજુ કરૂં છું અને તે એ કે નાનાં ગામડાંનાં બજેટોમાં પુસ્તકો મંગાવવા જેટલી રકમ રહેતી નથી, જેથી એવાં ગામોનાં પુસ્તકાલયોના મંત્રીઓએ વડોદરાથી ફરતા પુસ્તકાલયની પેટીઓ મંગાવી લોકોને પુસ્તકોનો લાભ મળે તેવી તજવીજ કરવી જોઇએ. વળી સ્ટીરીયોસ્કોપ અને કાર્ડ જે આજે અહીં બાગમાં મૂકવામાં આવ્યાં છે, તે પણ વડોદરાથી પેટીઓમાં તમે મંગાવી શકો છો અને લોકોને બહારની દુનિયાનો કંઇક કંઇક ખ્યાલ એથી આપી શકો છો. "

ત્યારબાદ કડી હાઇસ્કૂલના સાયન્સ શિક્ષક સવાઇલાલ તરફથી સાયન્સના પ્રયોગો થયા હતા. આ પ્રયોગોથી, સમાજમાં જે અંધશ્રદ્ધા અને વહેમ પોષાઇ રહ્યાં છે તે સંબંધમાં લોકોને ઘણું જાણવાનું મળ્યું હતું. એ પછી વિદ્યાર્થીઓ તરફથી **પ્રતાપ** અને **માનસિંહનો** સંવાદ ભજવાયો હતો, તથા કન્યાઓ તરફથી ગરબા ગવાયા હતા.

## ઉપસંહાર

છેવટમાં પ્રમુખશ્રીએ ઉપસંહાર કરતાં જણાવ્યું કે " આજની આ પરિષદનું કામ શાંતિથી પાર ઉતર્યું છે તે બદલ આપ સૌનો આભાર માનું છું. શ્રી. શાસ્ત્રીજીએ " શ્રીમંત મહારાજા સાહેબ કેળવણી પાછળ જે પૈસા ખર્ચે છે તે સફળ થતા નથી " એવું જે કહ્યું છે તે બરાબર છે. શિક્ષક ભાઇઓ પણ એ મર્મ સારી રીતે સમજી લે અને પોતે જે ફરજ બજાવે છે તે વધારે નથી, એમ માની આથી પણ વધારે ફરજ બજાવતા થઇ જાય એવી હું આશા રાખું છું. શ્રી. રાંગણેકર સાહેબે

[ વધુ માટે જુઓ પૃ. ૨૨ ]

શ્રી. જયસિંહરાવ સાર્વ. પુ. ના હીરકમહોત્સવ પ્રસંગે

# શ્રીમંત મહારાજા સાહેબનું પ્રવચન

**વ**ડોદરાના શ્રી જયસિંહરાવ સાર્વજનિક પુસ્તકાલય તથા વાચનાલયની સ્થાપનાને ૬૦ વર્ષ પૂરાં થયાં હોઈ તેના હીરક મહોત્સવ નિમિત્ત તા. ૧૫-૧૨-૩૭ ના રોજ સદ્‌ગત મહારાજ કુમાર શ્રી જયસિંહરાવ ગાયકવાડનું તૈલચિત્ર ખુલ્લું મૂકવાનો વિધિ ના. દિવાન સાહેબને હસ્તે થયો હતો; તથા બીજે દિવસે ન્યાયમંદિરના વિશાળ હૉલમાં શ્રીમંત મહારાજા સાહેબની હાજરીમાં સમારંભ ઉજવાયો હતો. એ સમારંભમાં મુખ્ય વક્તા સેંટ ઝેવિયર કૉલેજના પ્રોફેસર હેરાસના પ્રવચન શ્રીમંત મહારાજા સાહેબે પ્રસંગોચિત જે વિવેચન કર્યું તે મનનીય હોવાથી **'નવગુજરાત'** સાપ્તાહિકમાંથી અત્રે ઉતારી લેવાનું ઉચિત ગણ્યું છેઃ—

## તે વખતે ને આજે

" × × હું જે વખતે ગાદીએ આવ્યો ત્યારે વડોદરાના વાંકાચુંકા સાંકડા રસ્તા, ગંદકી, ધૂળનો ત્રાસ, અંધારા હવાઅજવાળાનાં સાધન વગરનાં મકાનો વગેરે જે સ્થિતિ હતી તેમાં ખૂબ સુધારો થઇ શહેર વધુ આરોગ્યમય તથા સુંદર બન્યું છે. ફાધર હેરાસે જે વિષય ચર્ચ્યો છે તેનું વિવેચન કરવા હું શકિતમાન નથી. પરિસ્થિતિને લીધે વિદ્યાપીઠનું શિક્ષણ હું લઇ શકયો નથી, અને રાજકાજનો ભાર ઉંચકવા માટે જેટલું શિક્ષણ હું લઇ શકયો છું તે મારા રોજના કામકાજને લાગુ પાડી, મને રાજકારોબારની ગુંચ ઉકેલવા તથા પ્રજાની અડચણો દૂર કરવાના કામમાંથી જે વખત મળે તે હું વાંચનમાં ગાળું છું, અને પુસ્તકો એ માણસના ઉત્તમ મિત્રો હોઇ તેમને માણસનું મન સુધારવાના સારાં સાધન તરીકે માનું છું.

મેં મારા પુત્ર જયસિંહરાવને શરૂઆતમાં હેરોમાં ભણવા મૂકયો હતો, અને પછી અમેરિકા મોકલી ત્યાંનું ઉત્તમ શિક્ષણ અપાવી ગ્રેજ્યુએટ બનાવ્યો હતો; મેં મોટી આશાઓ બાંધી હતી પરંતુ તેઓ લાંબું ન જીવવાથી મારી આશાઓ ભાગી પડી. મને મારા છોકરાને પરદેશ મોકલી શિક્ષણ આપવામાં કેટલીક નિષ્ફળતાઓ મળી છે. તેવી ભૂલો બીજા ન કરે એમ ઇચ્છું છું.

## હૈવી સ્પેનમાં સુલેહ થાઓ

રેવરંડ હેરાસ સ્પેન દેશના છે, અને તેમાં સુંદર શીલ્પશાસ્ત્રના નમૂના રૂપ સ્મારક જેવાં સુંદર મકાનો, પુસ્તકાલયો વગેરે છે. એ દેશમાં આજે રાજદ્વારી કારણોથી આંતરવિગ્રહ ચાલતા પ્રજાના જાનમાલનો નાશ થઇ રહ્યો છે; પણ હું આશા રાખું છું કે ત્યાં થોડા વખતમાં સુલેહ શાંતિ સ્થપાઇ પ્રજા સુખ ભોગવશે.

## મૌલિક વિચાર કરો

પ્રૉ. હેરાસને તમે સાંભળ્યા છે. ઘણા લોકો પુસ્તક વાંચી પુરાતન શોધખોળ

સંબંધે જ્ઞાન મેળવે છે; પણ તે પુરૂં હોઇ શકે નહીં. જેમની પાસે સાધન હોય તથા ઇચ્છા હોય તેઓ મોહેન્જોદારો-સુમેરિયાની સંસ્કૃતિના અભ્યાસ માટે સિન્ધ મેસોપોટેમીયા વગેરે ઠેકાણે જઇ પુરાતન શોધખોળનો અભ્યાસ કરી મૌલિક વિચાર બાંધી શકે.

## જ્ઞાનને વ્યવહારમાં ઉતારો

તમારામાંથી ઘણા યૂરોપ જઇ આવ્યા હશો, પરંતુ તેમાંથી કેટલા પોતાનું જ્ઞાન વ્યવહારિક જીવનમાં લાગુ પાડવા પ્રયત્ન કરે છે ? ઘણાખરા ફક્ત સ્વાર્થ સાધવા, જગો મેળવવા, ઐહિક લાભ મેળવવા માટે શીખી આવે છે. પરંતુ પરદેશી સમાજનાં સારાં તથા નરસાં લક્ષણોનો અભ્યાસ કરી તેમાંથી સારૂં ગ્રહણ કરવાનું કેટલા શીખે છે ? તમે તેમ કરો તોજ શાણપણ આવશે, તમારૂં ગૌરવ વધશે.

## નિઃસ્વાર્થ માનવ સેવાની જરૂર

આપણા દેશમાં ગરીબી, સામાજિક જ્ઞાતિ તથા વર્ગ વિભાગો, રાજદ્વારી મુશ્કેલીઓ, સામાજિક દુર્ગુણો, પરાધીનતાને લીધે ઉત્પન્ન થએલી ખરાબ વૃત્તિઓ તથા જુનાં શાસ્ત્રો તથા પુસ્તકોની ગુલામીને લીધે આપણી ઉન્નતિ થતી નથી. તે અંતરાયે દૂર કરવા તથા આરોગ્ય તથા બળવાન જીવન જીવવા માટે **સ્વાર્થને બદલે સેવાને** પ્રથમ સ્થાન આપવું જોઇશે. માનવસેવા ભેદભાવ વગર કરતાં તમે દેશની જ સેવા કરશો અને સમાજને ઉન્નત કરશો. આપણી પડતીનાં કારણો નિઃસ્વાર્થ માનવસેવા મારફત દૂર કરશો તો તમારૂં કલ્યાણ થશે.

## અમેરિકન ધનિકો પ્રજાકલ્યાણમાં ધન ખર્ચે છે

હું અમેરિકામાં ગયો ત્યારે ત્યાં નાણાંનો ઉપયોગ માનવસેવાના અનેક સામાજિક ક્ષેત્રમાં થાય છે અને પ્રજાના કલ્યાણ માટે ધનિકો પોતાનો ફાળો આપે છે એવું મારા જોવામાં આવ્યું. મને પણ એ વૃત્તિને લીધે ૧૯૧૦ માં પુસ્તકાલય પ્રવૃત્તિ વિકસાવવાનું સુઝયું હતું.

## નિષ્ફળતામાં સફળતાનાં બીજ

મેં પ્રજાકલ્યાણના અનેક પ્રયત્ન કર્યા છે, પરંતુ પ્રજા તે માટે તૈયાર નહીં હોવાથી મને કેટલેક પ્રસંગે નિષ્ફળતા મળતાં નિરાશ થવું પડયું છે; તોપણ એ નિષ્ફળતામાં ભાવી સફળતાનાં બીજ રહેલાં હોવાથી હું મારા મનને દીલાસો આપું છું. તમે બધા મારાં બાળકો છો અને તેથી તમારૂં ઉત્તમ કલ્યાણ ઇચ્છું છું. અને તમે પણ જ્ઞાનનો ઉપયોગ નોકરી મેળવવા કે સ્વાર્થ સાધવા ખાતર ન કરતાં માનવ જાતની સેવા કરવામાં કરશો એવી હું આશા રાખું છું.

## બળ વધારી દોષો ઘટાડીએ

આપણે આપણામાં સંઘ શકિતથી બળ વધારી આપણા દોષો ઘટાડવા જોઇએ. તમે ન્યાતના ભેદ તેમ વર્ગભેદને તથા સ્વાર્થી વૃત્તિને દૂર કરી એકત્ર મળી કામ કરો, ફકત નકલ ન કરતાં વિચાર કરી મૌલિક સ્વતંત્ર કાર્ય કરતા થઇ જાઓ. ”

—✲—

# જરૂર ઉજવજો

## આ સાલ

# પુસ્તકાલય પર્વણી !

લોકભદ્ર પુસ્તકાલય પ્રવૃત્તિમાં આમજનતાને રસ લેતી કરવાના, તથા ગામની આબાલવૃદ્ધ ભણેલી જનતાનો વાચનરસ જાગૃત કરી તેમને પુસ્તકાલયનો લાભ લેવાની તથા તેને પોષવાની પ્રેરણા કરવાના સદુદ્દેશથી વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે એક ખાસ પર્વણીદિન ઉજવવાની પ્રથા છેલ્લાં સાતેક વર્ષથી પાડી છે. તે મુજબ દર સાલ મહા સુદ પાંચમનો વસંતપંચમીનો દિવસ પર્વણી-દિન તરીકે અનેક પુસ્તકાલયો ઉજવે છે. અને તે દ્વારા પુસ્તકાલય પ્રવૃત્તિના સેવકો અને ભક્તો પોતાની માનીતી પ્રવૃત્તિનો સંદેશ ઘેર ઘેર પહોંચાડવાની, સ્થાનિક સંસ્થાને લોકપ્રિય બનાવવાની, વર્ષ દરમ્યાન પોતે કરેલા કામનો હિસાબ ગામલોક આગળ રજુ કરવાની તથા પોતાની જરૂરિયાતથી ગામલોકને વાકેફ કરવાની તક લે છે.

ચાલુ સાલે એ શુભ દિન તા. ૫ મી ફેબ્રુઆરીને રોજ આવે છે એ વાત પુસ્તકાલય–ભક્તોની ધ્યાન બહાર ન જ હોય. આ વર્ષે એ દિન રાજ્યના ચારે પ્રાંતોમાં વિવિધ કાર્યક્રમોથી ઠેરઠેર ઉજવાય અને તેનો અહેવાલ પ્રસિદ્ધિ માટે જરૂર મોકલી અપાય. કાર્યક્રમોનું દિશાસૂચન તો ગત વર્ષોના પર્વણી ઉત્સવના અહેવાલ ' પુસ્તકાલય 'નાં પૃષ્ઠોમાં છપાયા છે તે જોઇ જવાથી મળી રહે તેમ છે. છતાં નીચેની રૂપરેખા ધ્યાનમાં લેવા ભલામણ છેઃ—

૧ પુસ્તકાલયના સ્થળને સ્વચ્છ ને સુવ્યવસ્થિત કરી ધજા પતાકાથી શણગારવું.

૨ શક્ય હોય તો ગામના વિવિધ નાકા પર તથા મુખ્ય માર્ગો વચ્ચે પુસ્તકાલય સૂત્રોનાં બોર્ડો કે કાપડી તોરણો લટકાવી દેવાં.

૩ પ્રભાતફેરી કાઢી ભજનો અને ગીતો લલકારતાં મહોલ્લે મહોલ્લે ફરવું.

૪ ઉત્સાહ હોય તેમણે પુસ્તકાલય તેમ ગ્રામ ઉદ્યોગના પ્રદર્શનોની ગોઠવણ કરવી.

૫ બપોરના સમયમાં સ્ત્રી બાળકો માટે અનુકૂળ સ્થળોએ ઇલાયદા સમ્મેલનો

ભરી સ્ટીરીઓસ્કોપ, રમત ગમતનાં સાધનો, ચિત્રપોથીઓ, વાર્તાકથન, વગેરે દ્વારા તેમનું મનરંજન કરવું.

૬ સાંજરે ૫ થી ૬ ના સમયમાં જાહેર સભા રાખી તેમાં પોતાના પુસ્તકાલયની પ્રગતિ સંબંધી ટુંકી હકીકત જાહેર કરવા ઉપરાંત સંભાષણ, નાટયપ્રયોગ સંવાદ, * રાસ–ગરબા, અને બાળકોની રમત ગમત પૈકી હરકોઇ એક યા વધુ કાર્યક્રમ અનુકૂળતા પ્રમાણે રાખવો.

૭ રાતના ભજન મંડળી, હરિકીર્તન, વ્યાખ્યાન, મેજીકલૅન્ટર્ન વગેરે પૈકી હરકોઇ કાર્યક્રમ સવડ પ્રમાણે રાખી શકાય.

ઉપર પ્રમાણે અનુકૂળતા મુજબ કાર્યક્રમ નક્કી કરી તે પાર પાડવા ઘટતી તૈયારી પુસ્તકાલય–શક્તો આજથી જ કરવા માંડે. આ ઉત્સવની ઉજવણીમાં ખાસ ખર્ચ કરવાપણું ઓછું જ છેઃ ખર્ચ વગર પણ ઉજવી શકાય એવા કાર્યક્રમો ચોજી શકાય તેમ છે. આશા છે કે ઉત્સાહી કાર્યકરો ઉત્સાહી બાળકો અને યુવાનોના સહકારપૂર્વક ચાલુ સાલનો પર્વણીદિન ઉજવવામાં કોઇ પણ નિમિત્તે પાછા નહિ જ પડે. અહેવાલો જરૂર મોકલી આપજો.

ના. નં. ચોકસી
સહમંત્રી વ. રા. પુ. મંડળ



ઉત્તમ પુસ્તકો સત્સંગ જેટલું કામ કરે છે, ત્યારે ખરાબ પુસ્તકો સત્સંગની સારી અસરને ભૂંસી નાખે છે.

—પંડિત રત્નચંદ્રજી.

---

* ( ૧ ) પુસ્તકાલય પર્વણીનો ઉત્સવ ( ૨ ) લાલા પટેલની લાયબ્રેરી ( ૩ ) નમૂનેદાર ગામઃ એ સંવાદો સન ૧૯૩૨ ના ( ૪ ) શાંતિની શોધમાં સન ૧૯૩૩ ના ( ૫ ) વિદ્યાનાં દાન, સન ૧૯૩૫ ના ( ૬ ) લક્ષ્મીસરસ્વતી સન ૧૯૩૬ ના, તથા ( ૭ ) ગરીબની જ્ઞાનતૃષા સન ૧૯૩૭ ના ' પુસ્તકાલય ' અંકોમાં છપાયેલ આ સંવાદ–નાટિકાઓ પુસ્તકાલય પ્રવૃત્તિ વિષયક હોઇ આ પ્રસંગ માટે ખાસ પસંદ કરવા જેવાં છે. સમૂહગીતો, રાસ અને ગરબીઓ પણ ' પુસ્તકાલય 'ની ફાઇલોમાંથી અનેક મળી આવશે. ' ચાલો ભજવીએ 'ના ભાગોમાંથી અગર અન્ય કોઇ બોધક સંવાદ પણ સુખે ભજવી શકાય.

# પુસ્તકાલયોની તપાસણી

**નીચેના** પ્રચારકોએ જણાવેલી મુદત દરમ્યાન નીચેનાં સ્થળોની મુલાકાત લઇ પુસ્તકાલયોની તપાસણી, વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છેઃ—

૧. શિનોર મહાલનાં ગ્રામપુસ્તકાલયોની તપાસણીનું કામ, સાલાનુબાદ, એકસહા કરાવી લેવાની વ્યવસ્થા મહાલમંડળ તરફથી થયેલી હોઈ નીચેના ભાઇઓએ તેમનાં નામ સામે જણાવેલાં ગામોની મુલાકાત ડીસેમ્બર માસ દરમ્યાન લીધી છેઃ—

(અ) **સાઠલી પુ૦ના મંત્રી રા. રા. હીરાલાલ શેગટલાલ જાની :—** (૧) માંજરોલ (૨) મીઢોલ (૩) ઉતરાજ (૪) તરવા (૫) વણીયાદ.

(ઘ) **શિનોર કસ્બા પુ૦ના ગ્રંથપાલ હરિવલ્લવ બાલાશંકરઃ—**(૧) માલસર (વર્ગીકરણ કરી દીધું છે) (૨) માંડવા (૩) સુરા સામળ (૪) દામાપુરા (૫) કણજેઠા (૬) ફોફળીઆ (૭) કુકસ (૮) તેરસા.

૨. **વિસનગર મહાલ પુ૦ મંડળના મંત્રી વ માનદ પ્રચારક રા. રા. ઉમિયાશંકર લ. દવે :** ઑગસ્ટથી ઑક્ટોબર સુધીમાંઃ—(૧) કાંસા (દેણપ જુ. મં. ની સભા ભરાવી) (૨) વાલમ (જુથ મં.ની સભા ભરાવી) (૩) વિસનગર (મહાલ પુ. મં.ની સભા) (૪) વડુ (કા. ફં.નો દાખલો દફતરે હોવાની અનિવાર્ય જરૂર) (૫) ભાન્ડુ (વર્ગીકરણ થઇ જવાની જરૂર) (૬) બાસણા (વર્ગીકરણ પુરૂં થઇ જવાની તથા પુસ્તકોને લેબલો નંબરો તથા શિક્કા થઇ જવાની જરૂર) (૭) ચિત્રોડા મોટા (નવું પુ. ઉઘડાવવા પ્રચારકાર્યઃ ૧૬ રૂ. એકઠા કર્યા ને રૂ. ૨૫ ની કબુલાત લીધી.)

ઉપરાંત (૧) બદલપુર (૨) થલોટા અને (૩) રાજગઢ ગામે પુસ્તકાલયો ઉઘડાવવા શેઠશ્રી મહાસુખભાઇ પાસેથી ખૂટતી રકમ મેળવી જરૂરી રકમ ઉભી કરવાની જોગવાઇ કરી.

૩. **ચાણસ્મા મહાલ પુ. મંડળના મંત્રી વ માનદ પ્રચારક રા. નાનજીભાઈ જે. પટેલ :** ડીસેમ્બરમાંઃ—(૧) બહુચરાજી (વાચક રજીસ્ટર રાખવાની આવશ્યકતા) (૨) ડેડીવાડા (નવીન પુ૦ માટે અંદાજ પત્ર બનાવી મોકલ્યું) (૩) જીતોડા (વર્ગીકરણ થયું છેઃ નંબરો તથા શિક્કા ઠરેલા ધોરણે થવાની જરૂર) (૪) જાખાના (નં. ૩ પ્રમાણે)

[આખા માસની કુલ મુસાફરી ૧૫ માઇલ રેલ્વે માર્ગે અને ૩૦ માઇલ પગપાળાઃ ખર્ચ ૦–૪–૦.]

૪. **ચાણસ્મા મહાલ માનદ સહપ્રચારક રા. કરૂણાશંકર મોહનલાલ વ્યાસ :** સપ્ટેમ્બરથી નવેમ્બર સુધીમાંઃ–(૧) દાણોદરડા (વર્ગીકરણ થઇ જવાની જરૂર) (૨) ગાંભુ (નં ૧ પ્રમાણે) (૩) લણવા (પુસ્તકોમાં ઠરેલા ધોરણે શિક્કા થવાની જરૂર) (૪) પીંઢારપુરા (નં. ૧ પ્રમાણે) (૫) મીઠાધરવા (વિષયવારી રજીસ્ટર તૈયાર કરી દઇ જણાવો.)

[સર્વ સ્થળે પગપાળા મુસાફરી.]

પ્રચારકોએ રૂબરૂમાં કરેલી સૂચના સમજૂતનો અમલ બનતી ઉતાવળે કરી દેવાની લાગતાવળગતાઓને ભલામણ !




૧ ફૂલ ગજરીઃ—લેખક, ઉમિયાશંકર જોષી; પ્રકાશક, અશોક પ્રકાશન મંદિર, વડોદરા; ૧૯૩૭ આવૃત્તિ ૧ લી; ક્રાઉન ૧૬ પેજી, પૃ. ૩૧; સચિત્ર; કાચું-પૂઠું; કિં. ૦-૩-૦.

અશોક બાલપુસ્તકમાળાના ત્રીજા ગુચ્છના આ પાંચમા પુષ્પમાં ( ૧ ) તુલસી બાઇ ( ૨ ) મસ્તાન કુંદનલાલ ( ૩ ) સદાજી ( ૪ ) બાલમંદિરમાં પોપટ આવ્યો ( ૫ ) આવરે બુલબુલ ( ૬ ) અમારી બદુડી, અને ( ૭ ) મનુડી નામની ૭ બાલ-સુલભ વાતો છે. પ્રથમ ત્રણને તો રેખાચિત્રો પણ ગણી શકાય. લેખક ભાઇ પોતે પાલણપુર બાલમંદિરના અનુભવી સંચાલક છે એટલે તેમની વસ્તુપસંદગી તથા લખાવટ બાલદુનિયાને રૂચિકર હોય જ.

૨ **કાગળના કીમીયાઃ**—લેખક, પ્રિયવદન બક્ષી; પ્રકાશક, સાલ, કદ, પૂઠું, કિંમત ઉપર પ્રમાણે; પૃષ્ઠ સંખ્યા ૩૦.

આ પુસ્તિકા અશોક બા. પુ. માળા ૩ જા ગુચ્છનું ૬ ઠું પુષ્પ છે ને એમાં કાતરની મદદથી રદ્દી કાગળમાંથી વિવિધ આકૃતિઓ બનાવવાની રીતો લેખકે બતાવી છે. શાળાઓમાં શિક્ષકો તેમજ ઘર આગળ માબાપો આ ચોપડી તથા કાતર ને કાગળો બાળકો આગળ મૂકી તેમની ચંચળ બુદ્ધિ તથા અનુકરણ વૃત્તિને સારો ખોરાક આપી શકે.

૩ **વિજ્ઞાન વિહાર ભા. ૩ઃ**—લેખકઃ નવલકાન્ત નેમચંદ ભાવસાર; પ્રકાશક, સાલ, પૂઠું, કદ, કિંમત ઉપર પ્રમાણે; પૃષ્ઠ સંખ્યા ૩૨.

અશોક બા. પુ. માળા ગુ. ૩ ના ૭ મા પુષ્પ તરીકે પ્રસિદ્ધ થયેલી આ નાનકડી પુસ્તિકામાં સ્ટવની કરામત અને તેના ઉપયોગ વખતે યાદ રાખવા જેવી સૂચનાઓ, તથા ( ૨ ) લોખંડની ઉત્પત્તિ, તેની વિવિધ બનાવટ અને ઉપયોગ વિષે આવશ્યક માહિતી બાળકોને રસ પડે તેવી ભાષામાં આપવામાં આવી છે. બાળકોને તે જરૂર રૂચશે. મોટાંઓએ પણ એકવાર અવશ્ય નજર તળે કાઢી જવા જેવી.

૪ **રંભાનું રસોઇ ઘર ખંડ ૩ઃ**—લેખિકા, સૌ. સુમતિ નાગરદાસ પટેલ; પ્રકાશક, સાલ, કદ, પૂઠું, કિંમત ઉપર પ્રમાણે; પૃષ્ઠ ૩૨.

અશોક બા. પુ. માળા ગુ. ૩ પુષ્પ ૮ઃ સ્ત્રીઉપયોગી આ પુસ્તિકા એના આગલા બે ખંડો જેટલી જ આવકારપાત્ર છે. આમાં વિવિધ અથાણાં, મુરબ્બા,

પાક, શરબત ઉપરાંત પાપડ, થાપડા, ચેવડો, ઉંધિયું, વગેરે ખાદ્ય સામગ્રી બનાવવાની રીતો સહેલી ભાષામાં સમજાવી છે. સંસ્કારી દરેક ઘરમાં આના ત્રણે ખંડો હોય એમ ઇચ્છીએ છીએ. કન્યાઓને ઇનામો આપતી વખતે તેમજ લગ્નભેટ તરીકે પુસ્તકો આપવાની પસંદગીમાં આ ' **રંભાના રસોઈ ઘર** ' ના ખંડોને અવશ્ય યાદ કરાય.

૫ **મીરાંબાઈ**:—સંપાદક, નાગરદાસ ઇ. પટેલ; પ્રકાશક, સાલ, કિંમત. પૃષ્ઠ વગેરે ઉપર પ્રમાણે: અશોક બાલ પુ. માળા, ગુચ્છ ૩ પુ. ૯.

સંપાદક ભાઈએ આ પુસ્તિકામાં ભક્ત કવિ મીરાંબાઇનાં જીવન કવનની પીછાન બાલવાચકોને કરાવી છે. બાળકોને તેનું વાચન જરૂર રૂચશે. છેવટનાં પૃષ્ઠોમાં મીરાંબાઇકૃત ૧૭ ભજનોની પસંદગી પણ આવકારપાત્ર છે.

૬ **દગાબાજ દુશ્મન**:—લેખક, ચંદ્રભાઈ કા. ભટ્ટ બી. એ.; પ્રકાશક, સાલ, કદ, કિંમત વગેરે ઉપર પ્રમાણે; પૃષ્ઠ સંખ્યા ૩૬. અશોક બા. પુ. માળા ગુ. ૩ પુ. ૧૦:

આ દુશ્મન તે અન્ય કોઇ નહિ પણ ઉધઈ. ક્ષુદ્ર મનાતું આ જંતુ માનવસમાજને કેટલું ત્રાસદાયક છે, એનાં ઉત્પત્તિ, વિકાસ, ઉત્પાત, શિસ્તપાલન વગેરે કેવાં છે, તેનો આવશ્યક પરિચય લેખકે આ નાનકડી કૃતિમાં આત્મકથન શૈલીમાં કરાવ્યો છે. એના વાચનથી બાળકો તેમ મોટાંઓ ઉધઈ વિષે ઘણી આશ્ચર્યકારક વાતો જાણી શકશે.

૭ **શેકસપીઅરનાં કથાનકો ભાગ ૧લો**:—લખનાર, રમણલાલ નાનાલાલ શાહ; પ્રકાશક, બાલજીવન કાર્યાલય, વડોદરા; ૧૯૩૭ આવૃત્તિ ૧લી; કદ ૧૬ પેજી પૃ: ૧૫૮; કાચું પૂઠું; સચિત્ર; કિં: ૧—૦—૦.

' **બાલજીવન** 'ના ગ્રાહકોને ૧૮મા વર્ષની ભેટ તરીકે વહેંચાયલા આ પુસ્તકમાં લેખક ભાઇએ સુપ્રસિદ્ધ અંગ્રેજ કવિ શેકસપીઅરની ૭ નાટ્યકૃતિઓનો સાર વાર્તા શૈલીમાં ઉતાર્યો છે, તે અંગ્રેજી નહિ જાણનાર જનતા માટે આવકારપાત્ર લેખાશે. લખાવટ સામાન્ય રીતે સહેલી છે; છતાં ' પ્રશંસક ' ' સમીક્ષા ' ' ઉલ્કાપાત ' ' અનુકંપા ' ' અપકૃત્યો ' વગેરે જેવા સંસ્કૃત અને ' મીરાસ ' ' શહિદી ' જેવા અરેબિક યા ફારસી શબ્દો પણ છૂટથી વપરાયા છે તે જોતાં પ્રકાશન સાવ બાલભોગ્ય તો ન જ ગણાય. સિવાય, ' નસીબો ' ' મુદ્દઇ ' જેવા શબ્દો તો એવા છે કે જેના અર્થ જોડણી કોશમાં પણ જડવા દુર્લભ છે. બાળ જગત માટેનાં લખાણોમાં તો સાવ સહેલા—કોઇની પણ મદદ વગર સમજી શકાય એવા—પરિચિત શબ્દપ્રયોગ જ કરવાની જરૂર સ્વીકારવાનું લેખક ભાઇને બંધુભાવે સૂચન કરીએ છીએ.

૮. **શબ્દપોથી**:—લેખક-પ્રકાશકો, રસુલભાઈ ન. વહોરા તથા રતિલાલ ક. ત્રિવેદી, વડોદરા; ૧૯૩૭ ત્રીજી આવૃત્તિ; ૧૬ પેજી પૃ: ૩૨; કાચું પૂઠું; કિં. ૦—૧—૬.

મૂળાક્ષરોથી પરિચિત થયેલાં બાળકોને વાંચનમાર્ગે પ્રેરવામાં આ પોથી ખૂબ ઉપકારક નીવડી હોય એમ તો ટુંક વખતમાં નીકળેલી એની આ ત્રીજી

આવૃત્તિ જ પૂરવાર કરી આપે છે. આ વખતની આવૃત્તિમાં શબ્દોની ગોઠવણ તેમજ પસંદગીમાં થયેલો ફેરફાર ખાસ નોંધપાત્ર છે. બારાક્ષરીના ક્રમે શબ્દોની પ્રાસબંધ ગોઠવણીથી પોથીનું વાંચન વધારે રસિક બન્યું છે.

૯. પ્લાઈ વુડ:—લેખક-પ્રકાશક, રવિશંકર હરિશંકર પંડયા, હાજી કેમ્પરોડ-કરાંચી; આવૃત્તિ ૧ લી ૧૯૩૭; ક્દ ૧૬ પેજી પૃ: ૨+૨+૨+૬૨; પૂઠું સચિત્ર કાર્ડબોર્ડનું; કિં. ૦-૧૨-૦.

'પ્લાય વુડ' એટલે લાકડાંનાં પાતળાં પડોને વૈજ્ઞાનિક પદ્ધતિએ સરસથી ચોંટાડી બનાવેલું લાકડું. આ બનાવટી લાકડું તેની અસલ જાત કરતાં મજબૂતાઇમાં ચઢી જતું હોવાથી એનો ઉપયોગ બાંધકામ તેમજ ફરનીચરની બનાવટમાં વધતો જાય છે. એ પ્લાયવુડની બનાવટ, ઉપયોગ અને ઉદ્યોગ વિષે લેખકભાઇએ આ પુસ્તકમાં એ વિષય પરનાં પ્રમાણભૂત પુસ્તકો તેમજ લાકડાનાજ વ્યાપાર અંગેના પોતાના જાત અનુભવ પરથી સંક્ષિપ્ત છતાં ઉપયુક્ત માહિતી આપેલી છે. પ્રસ્તાવનાલેખક શ્રી. બ. જુન્નરકર લેખકના શબ્દોનો હવાલો આપી જણાવે છે કે " હિંદુસ્તાનમાં આવી જાતનું આ પહેલું જ પુસ્તક છે." ગુજરાતીમાં તો પહેલું જ હોય આપણા ઉદ્યોગ વિષયક અલ્પ સાહિત્યમાં અભિનંદનીય ઉમેરો કરે છે. પુસ્તકાલયોએ જરૂર એને અપનાવવું ઘટે.

૧૦. **નવા યુગની સ્ત્રી અને પુરૂષ પાત્ર વિનાનાં બીજા નાટકો:**—લેખક, શારદા પ્રસાદ વર્મા; પ્રકાશક, યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા-સુરત; પહેલી વાર ૧૯૩૬; ૧૬ પેજી પૃ: ૧૬+૧૨૮; કિં. કાચું પૂઠું, ૦-૧૨-૦; પાકું પૂઠું ૧-૦-૦.

'**શરમ**'ની ૧૧ લહરીઓના લેખક ભાઇ શારદાપ્રસાદનું આ નવીન પ્રકાશન આપણા નાટય સાહિત્યમાં આવકારપાત્ર ઉમેરો કરે છે. એમાં એમની પોતાની કૃતિનાં '**નવાયુગની સ્ત્રી**' '**ચંદનહાર**' અને '**મીરાંબાઈ**' એ ત્રણ નાટકો સંચિત થયેલાં છે. નાટકો સ્ત્રી-સમેલનમાં ભજવવાની દૃષ્ટિએ લખાયાં હોય તેની યોજનામાં લેખકે નજીવા અપવાદ સાથે પુરૂષ પાત્રોને આવવા દીધાં જ નથી. એટલે મહિલા સમાજ અને કન્યાશાળાઓના મેળાવડા વખતે તો મનરંજનની આ સામગ્રી ખાસ આવકારપાત્ર થઇ પડશે. પુસ્તકની પ્રસ્તાવના સાક્ષર શ્રી રમણલાલ દેસાઇએ લખી આપી છે, અને તેમણે અભિપ્રાય આપ્યો છે કે ત્રણે નાટકો સફળ સાહિત્ય કૃતિઓ છે.

આશા છે કે મહિલા સંસ્થાઓ તેમ સાર્વજનિક પુસ્તકાલયો આને પોતાના સંગ્રહમાં યથાસવડે સ્થાન આપવા નહિ ચૂકે.

૧૧. **અમરેલી પ્રાંત ( વડોદરા રાજ્ય )ની ખાધા ખોરાકી:**—લેખક-પ્રકાશક, ડૉ. રઘુનાથ ગંગારામ કદમ, દામનગર (કાઠિયાવાડ ); ૧૯૩૭; રોયલ ૮ પેજી પૃ. ૫૨; કાગળનું પૂઠું; કિં. ૦-૮-૦.

નામમાં સૂચિત થાય છે તેમ આ પુસ્તિકામાં વડોદરા રાજ્યના અમરેલી પ્રાંતના જુદા જુદા મહાલોમાં ખાદ્ય સામગ્રીની પેદાશ કેવા પ્રકારની છે, મહાલની

માંસાહારી તેમજ શાકાહારી વસ્તીનો સવાર, બપોર ને સાંજનો સામાન્ય ખોરાક શું છે, આરોગ્ય અને પોષણની દષ્ટિએ તેના ઉત્પન્ન વગેરેમાં કેવા ફેરફાર ઇષ્ટ અને શક્ય છે એ વગેરેની માહિતી આપવામાં આવેલી છે. સરકારી ડાકટર તરીકે પ્રાંતના જુદા જુદા ભાગમાંના વસવાટ અંગે લેખકને મળેલા જાત અનુભવ તેમ અભ્યાસના ફળ-સ્વરૂપ આ પુસ્તિકા ગ્રામોદ્ધારના પ્રશ્નમાં રસ ધરાવતા તથા તે ક્ષેત્રમાં કાર્ય કરતા સરકારી તેમજ પ્રજાકીય સેવકોને ખાસ ઉપકારક જણાશે. શરીરને પોષક વિવિધ તત્ત્વો ગરીબ જનતા શેમાંથી મેળવી શકે, વનસ્પતિજ તથા પ્રાણીજ પદાર્થોના ગુણદોષ, ખોરાકને લગતા કેટલાક શબ્દોના ખુલાસા, ગ્રામ્ય પ્રજાની સ્થિતિ-સુધારણા માટેનાં સૂચનો, તથા તુરંગમાં અપાતા ખોરાકના પ્રકાર અને પ્રમાણ દર્શાવતાં જે ૪ પરિશિષ્ટો છેવટે સામેલ રખાયાં છે તેથી તો પુસ્તિકાની ઉપયોગિતા ખાસ વધે છે. '**દેવદાસી**'ના વાર્તાસંગ્રહ પછી આવું ઉપયોગી પ્રકાશન જાહેર સમક્ષ મૂકવા બદલ, જન્મે મહારાષ્ટ્રીય છતાં ગુજરાતી બની રહેલા આ ડૉકટર મહાશયની સાહિત્ય રસિકતાને વખાણીએ છીએ. કિંમત કંઇક વધારે ખરી.

૧૨. **અહેવાલ સંગ્રહ: વર્ષ આઠમું:**—તૈયાર કરનાર, મણિલાલ મંગળજી કાશીવાળા તથા કુબેરભાઇ મા. ચૌહાણ; પ્રકાશક, ગ્રામ સુધારણા સહકારી મંડળ, વાઘોડીયા; ૧૯૩૩; પૃષ્ઠ ૮૪; કિં. ૦–૧૦–૦; ફોટો બ્લોકસ સંખ્યા ૧૦.

વાઘોડીઆ મહાલની વિધવિધ ૮ સંસ્થાઓના વિગતવાર વૃત્તાંતોના આ સંગ્રહ પરથી તે તે સંસ્થાની કામગીરી ને સ્થિતિનો સારો ચિતાર મળે છે. વાઘોડીઆ કસ્બા, તથા જરોદ અને રસુલાબાદના ગ્રામ પુસ્તકાલયના વાર્ષિક વૃત્તાંતો, તથા વાઘોડીયામાં ભરાયેલી સહકારી તથા વડોદરા પ્રાંતની પુ. પરિષદોના વૃત્તાંતો પણ આમાં સંચિત થયેલા છે. મહાલની વિવિધ પ્રવૃત્તિઓની વિગતવાર માહિતી એકસહ આપવાની નીતિ જારી રાખવા બદલ મહાલના કાર્યકર્તાઓનો ઉત્સાહ ધન્યવાદને પાત્ર છે.

**ના. નં. ચોકસી.**

૧૨. **આજકાલ:**—લેખક, પુરુષોત્તમ પારેખ; પ્રકાશક, વાડીલાલ હરખચંદ શાહ, નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૯૨; કાચું સચિત્ર પૂઠું, મૂલ્ય રૂ. ૧–૦–૦; પાકું પૂઠું રૂ. ૧–૪–૦.

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના ૨ જા વર્ષના પાંચમા તથા કુલ ૧૩ મા પુસ્તક રૂપે પ્રસિદ્ધ થતા આ પુસ્તકમાં ખેડુતો અને શ્રમજીવીઓના દુઃખદ જીવન પ્રસંગો કરુણા-જનક ભાષામાં વર્ણવ્યા ઉપરાંત છેવટે બે શ્રમજીવીઓ અને સુવર્ણ મહોત્સવ નામના બે લેખો છે. ભાઇ પુરુષોત્તમ પારેખ નવીન લેખક છે, એ એમના પુસ્તકમાંથી જણાઇ આવે છે. કેટલીક વાકયરચના ખામી ભરેલી છે. છતાં વાર્તાઓ ટૂંકી અને દર્દભરી છે. કેટલીક વાર્તાઓનું છેવટ અધવચ આવી જાય છે, કેટલીક વિશેષ હકીકતની અપેક્ષા એમાં રહે છે. છતાં પણ વર્ણવેલા પ્રસંગો બહુ અસરકારક

રીતે વર્ણવ્યા છે. એકંદર ૧૯ ટૂંકી વાર્તાઓ અને ત્રણ સામાજિક પ્રશ્નો, ખાસ કરી ( શ્રમજીવી અને ખેડુતોના ) પુસ્તકમાં છે. ગરીબોને ગામના પટેલો, પોલીસો, જમીનદારો, જમીનદારોના મુનીમો, સમાજની જ્ઞાતિઓના અગ્રેસરો કેવી રીતે કનડે છે અને તેમને પીઠ થાબડનાર કોઇ ન હોવાથી તેમનું જીવન કેવું કંટાળાભરેલું અને ધૂળધાણી થઇ જાય છે તે આ વાતો ઉપરથી ખાસ જણાઇ આવે છે. શ્રી. રામરાય મુનશીએ ટૂંકી પ્રસ્તાવના ટૂંકી વાર્તાઓને અનુસરીને જ લખી છે. આવા પુસ્તકોનો બહોળો પ્રચાર થઇ લોકમત જાગ્રત થાય અને દરેકે દરેક ગામોમાં લોકમત જાગૃત થઇ આવા કમનસીબ બનાવો ન બને એવી તજવીજ નવીન લોહીવાળાં યુવક યુવતીઓ તરફથી થાય તો આવાં પુસ્તકોનું લેખન સફળ થાય. પુસ્તક ઉત્તેજનને પાત્ર છે. આવા જ પુસ્તકો દ્વારા લોકમત જાગૃત થશે ત્યારે જ ખેડુતો વગેરે જ્ઞાન પ્રાપ્ત કરી વાણીઆઓ, જમીનદારો, શેઠ શાહુકારો વગેરેથી ચુસાતા બંધ થશે અને તેમનું જીવન રસમય બનશે. પૃષ્ઠ ઉપરનું ચિત્ર ભાવવાહી છે.

૧૩. **ક્ષિતીશઃ**—લેખક, ઇંદુકુમાર શંકરલાલ શહેરાવાળા; પ્રકાશક, સોમાલાલ મગળદાસ શાહ, ગુજરાતી પંચ ઑફીસ, ગાંધી રોડ, અમદાવાદ; ૧૯૯૪ ( સંવત ) ક્રાઉન ૧૬ પેજી, પાન ૨૨+૫૧૯; કાચું ત્રિરંગી સુશોભિત બોર્ડનું પુઠું, મૂલ્ય રૂા. ૨—૦—૦.

રા. સોમાલાલ શાહે ઉપરોક્ત પુસ્તક '**ગુજરાતી પંચ**'ની ૧૯૩૭ ની ભેટના પુસ્તક તરીકે પોતાના ગ્રાહકોમાં વહેંચવા પ્રસિદ્ધ કર્યું છે. ૧૯૩૭ ની ભેટ તરીકે ઘણું મોડું થયું કહેવાય, પરંતુ અનિવાર્ય સંજોગોને લીધે એ બનવા પામ્યું છે એટલે ક્ષંતવ્ય છે. આ ૪૧ મી ભેટ છે. ૪૦ મી ભેટના પુસ્તક તરીકે પણ આ જ લેખકનું '**વલ્લરી**' નામનું નવલકથાનું પુસ્તક '**ગુજરાતી પંચે**' ૧૯૩૬ માં આપ્યું હતું. આવતા વર્ષ માટે પણ એજ લેખકનું નવીન પુસ્તક વહેંચવાનું નક્કી થઇ ગયું છે. એટલે ભાઇ શહેરાવાળાની નવલકથાઓ લોકપ્રિય તો સિદ્ધ થઇ ચૂકી છે. ભાઇ શહેરાવાળાની આ ત્રીજી નવલકથા છે. ચંદ્રિકા ભા. ૧ લો ૧૯૩૭ માં પ્રસિદ્ધ થઇ ચૂકયો છે. બીજો ભાગ સંજોગોવશાત્ હજુ પ્રસિદ્ધ થયો નથી પરંતુ જલદી પ્રસિદ્ધ થઇ જશે. એમનું પાત્રાલેખન મને તો ઘણું ઉંચી જાતનું જણાય છે. પ્રસ્તુત નવલકથાનો નાયક ક્ષિતીશ એક જાગીરદારનો પુત્ર છે. એની જાગીરદારી મોટી છે અને પ્રથમ જાગીરદાર તરીકે એ પ્રતિષ્ઠિત પણ છે. ક્ષિતીશના પિતા હરિવદન જાગીરદાર, પ્રતિભાશાળી, અગ્રગણ્ય, ઉમદા વિચારવાળા, ગૌરવાન્વિત અને ઉદાર હોવાથી પોતાને ત્યાંના પ્રસંગો પણ જાગીરદારને શોભે એ રીતે ઉજવે છે, અને પુત્રના લગ્નનો ઉત્સવ જાહોજલાલીથી ઉજવી પોતાના મહારાજાને પણ આમંત્રણ આપે છે. મહારાજા તે સ્વીકારી એમને શોભા આપે છે. પરંતુ એમની જાહોજલાલી એમની આંખમાં ખૂંચે છે અને તેને ધીમી ધીમી કનડગતોથી સંતાપવા માંડે છે. સંજય નામનો ખાનગી મંત્રી એને ઉત્તેજન આપે છે, જ્યારે દિવાન હંસમૂર્તિ પોતાનો સ્પષ્ટ પરંતુ રાજાને અણગમતો અભિપ્રાય આપી રાજાની ખફગી ખુશીથી હોરી લે

છે. રાજા ધીમે ધીમે હરકોઇ બહાને જાગીરદારી છીનવી લે છે, પરંતુ જાગીરદાર નમતું નથી આપતા. આ મુશીબતોમાં હરિવદન જાગીરદાર અવસાન પામે છે અને ક્ષિતીશચંદ્ર જાગીરદાર થાય છે અને રાજાની સાન ઠેકાણે લાવવા માટે પોતાની પ્રવૃત્તિઓ શરૂ કરી પ્રજા તરફથી રાજ્યનો સામનો કરે છે. એટલી બુદ્ધિપૂર્વકની એની વ્યવસ્થા છે કે રાજ્ય કશું જ કરી શકતું નથી. પ્રજા બધી ક્ષિતીશના નામ પર મરી ફીટે છે. જો કે પોતાના રાજા નવમાનસિંહજી તરફથી આવી કનડગત થાય છે ત્યારે ક્ષિતીશના સસરા જે પાસેના રાજાના રાજગોર હતા તેમના તરફના પોતાના વિશ્વાસને લીધે તેમજ ક્ષિતીશની અક્કલ અને હોંશિયારી પર આફરીન થઇને રાજા રઘુવીરસિંહ એને પોતાના નાયબદિવાન પદે નિયુકત કરે છે અને એ હુકમ રાજા નવમાનસિંહજીના ખાતા મારફત મોકલે છે અને તેમને પોતાના જાગીરદારની અન્ય રાજાને કેટલી કિંમત છે તે તરત જાહેર થાય છે. સંજયની મારફત ક્ષિતીશને એ હુકમ પહોંચાડવામાં આવે છે, પરંતુ સમાજનો પકકો હિમાયતી ક્ષિતીશ પોતાના સિદ્ધાન્તમાંથી ચળતો નથી અને માનસહિત એ પદને અસ્વીકારી પોતાનું દષ્ટિબિંદુ જણાવી દે છે. મહારાજા રઘુવીરસિંહને તો પ્રથમથી જ ખાતરી હતી કે આ માણસ એ પદ સ્વીકારશે નહીં, પરંતુ ક્ષિતીશ વિષેનો એમનો મત ઘણો જ ઉંચો થાય છે. સમાજસેવાનો જેમ ક્ષિતીશનો ખ્યાલ ઉચ્ચ કોટીનો હતો તેમજ સંસારવ્યવહારનો એનો ખ્યાલ પણ એટલો જ ઉચ્ચ અને ભાવવાળો હતો. પોતાની પત્ની પસંદ કરવામાં ક્ષણિક મોહને વશ ન થતાં બે બાળાઓ વિષે જાતમાહિતી મેળવી તેમાંથી પોતાને અનુકૂળ સ્વભાવની બાળા સાથે તે પરણે છે અને તેથી સરોજના પિતા તથા સરોજ અને તેની સખી તરફની કનડગતોને ગણકારતો નથી, ઉલટો સરોજને શિખામણ આપી પોતાનો નિશ્ચય અડગ હોવાનું જણાવે છે. પોતાની જાગીરદારી જવામાં સરોજના પિતાનો હાથ હતો તેમજ બીજી પણ ઘણી રીતે એ લોકો તરફથી કનડગતો થતી હતી છતાં તે જરાપણ પાછી પાની કરતો નથી, પરંતુ પોતાના સિદ્ધાન્તને જ વળગી રહે છે અને સમાજસેવાનો સાચો સિદ્ધાન્ત અન્ય પાસે પણ ચીવટાઇથી પળાવે છે. નવમાનસિંહજીના કારભારીઓની ગફલતથી તેમના તરફથી થતા અયોગ્ય હુકમો સામે થવાને પ્રજાને વ્યવસ્થિત રીતે તૈયાર કરે છે. આખરે નવમાનસિંહજી ખરી વસ્તુસ્થિતિ પારખી ક્ષિતીશને બોલાવી તેની જોડે વાટાઘાટ કરી તેની નીડરતા, સિદ્ધાન્તપ્રિયતા, અલોલુપતા તથા સ્વાર્થત્યાગથી તેની ખરી કિંમત કરી પોતાની બાજી પલટી નાખે છે અને સંજયને દૂર કરી હંસમૂર્તિ દ્વારા ક્ષિતીશનો સહકાર મેળવે છે અને ધીરે ધીરે ક્ષિતીશના પુત્ર જન્મોત્સવને પ્રસંગે પોતાની તરફની ભેટ તરીકે અણીશુદ્ધ જાગીરદારી તેને પાછી સોંપે છે અને જાગીરદારો સંબંધી પ્રશ્નમાં તેની જ સલાહ પ્રમાણે કામ કરે છે. કુમારી સરોજ પણ પોતાના બધા પ્રયત્નો અફળ જતાં ક્ષિતીશની જ સલાહ પ્રમાણે વર્તવા કબૂલ થાય છે અને ક્ષિતીશના જમણા હાથ જેવા વિનુભાઇ જોડે પરણી ધીમે ધીમે એની પ્રવૃત્તિમાં જોડાઇ જાય છે અને આખરે બધાં સુખી થઇ જાય છે. ધર્મિષ્ઠા પણ ક્ષિતીશને લાયક જ નીવડે છે અને સરોજના ક્ષણિક મોહ માટે દુશ્મનાવટ નહિ રાખતાં મારી બક્ષી પોતાનાથી બનતી બધી મદદ કરે છે અને એનો સંસાર સુધારી આપે છે.

સમાજસેવકો કેટલા નિરભિમાની, સાદા, ઉચ્ચ ચારિત્ર્યવાન તેમજ ગંભીર અને ઉદાર હોવા જોઇએ તેમજ લોકપરીક્ષા કરવાની તેમની શકિત કેવી હોવી જોઇએ તે ક્ષિતીશના પાત્ર ઉપરથી બહુ સુંદર રીતે સમજી શકાય છે. ક્ષિતીશ એક આદર્શ જાગીરદાર છે અને જુલમને જરા પણ નમતું આપી હાજીહા કરે એવો નથી એ ખાસ જોવાલાયક છે. પોતાના સિદ્ધાન્તને પણ બહુજ મક્કમ રીતે વળગી રહેતા લોકનાયકે શીખવું જોઇએ અને સમાનભાવ પણ રાખવો જોઇએ. વિનુભાઇનું પાત્ર પણ તેવું જ છે. હંસમૂર્તિ નીડર, સત્યવકતા અને ગંભીર છે. એજ ગુણો છેવટે એના રાજાની પ્રીતિ પાછી મેળવે છે અને પોતાની કુનેહ અને રાજનીતિજ્ઞપણાથી ક્ષિતીશ જેવાનો પણ મિત્ર બની રહે છે. ધર્મિષ્ઠાનું પાત્ર પણ આધુનિક યુવતીઓએ આદર્શ તરીકે પૂજવાલાયક છે. આફતમાં પોતાના પતિને સહાય કરી તેને તેના કામમાં સફળતા પ્રાપ્ત કરવામાં સહાયભૂત થાય છે અને છોકરાંને પણ પોતાના પતિના આદર્શ પ્રમાણે કેળવે છે. પરંતુ આધુનિક સમય માફક ક્ષિતીશ જોડે લડી તેના કામમાં નડતરરૂપ થતી નથી તેમ રિસાઇ છૂટાછેડા મેળવવા વિચાર સરખો પણ કરતી નથી.

રા. શહેરાવાળાનું પાત્રાલેખન ઉચ્ચ કોટીનું છે. માત્ર દરેક વખતે નીતિના પાઠ ભણાવવાનું એમનું વલણ પુસ્તકની એકધારી વાર્તામાં જરા અડચણકર્તા હોય એમ લાગે છે.

ગ્રામસેવકોએ તો આ પુસ્તક ખાસ વાંચવાલાયક છે. ગામે ગામ આ પુસ્તક વંચાવું જોઇએ અને બધા ગ્રામસેવકો અને ખાસ કરી નાયકો ક્ષિતીશના જેવા નીડર, ઉચ્ચ ભાવનાવાળા, સ્વાર્થત્યાગી થવા પ્રયત્ન કરશે તો આ પુસ્તકનું પ્રકટીકરણ બહુ સફળ થયું એમ ગણાશે.

પુસ્તકનું વસ્તુ જેટલું સુંદર છે તેટલાં તેના રૂપરંગ આકર્ષક નથી. બાંધણી તદ્દન ખરાબ છેઃ બે ચાર વખત પુસ્તક ઉથલાવતાં તૂટી જાય એવી છે. પૂઠાંની રચના સુંદર ચિત્રવાળી અને કળાપૂર્ણ છે.

૧૪. **ક્રાન્તિને કિનારેઃ**—લેખક, સનત વીણ; પ્રકાશક, ભોગીલાલ ગાંધી, નવી દુનિયા કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ, ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી પાન ૨૮૦; ભાવવાહી સચિત્ર બોર્ડનું પૂઠું; મૂલ્ય ૨—૦—૦.

નવી દુનિયા ગ્રંથમાળાના બીજા વર્ષના ચોથા પુસ્તક તરીકે આ ઉદ્દામ નવલકથા પ્રસિદ્ધ થાય છે. ઉદ્દામ નવલકથાસાહિત્ય એટલે શું ? તે પ્રકાશકે એજ મથાળા નીચે શરૂઆતમાં વિસ્તારથી સમજાવ્યું છે એમાં શ્રમજીવીઓનાં જીવનની કડવાશ ઓછી કરી તેમને જીવનના રંગોથી રંગવા મજૂરનેતાઓનો પ્રયત્ન વર્ણવ્યો છે. અમદાવાદ, કાનપુર વગેરે સ્થળે હમણાં જ આવા પ્રસંગો બની ગયા છે. પુસ્તકની શરૂઆત હડતાલના ગીતથી થાય છે. વેદી નામનો શ્રમજીવીઓનો નાયક બેલગાડીઓવાળાનું સંગઠ્ઠન કરવા મથી રહ્યો છે. એટલે મીલોમાં હડતાળનો પ્રસંગ ઉપસ્થિત થતાં, મીલ માલેક નેતાઓનાં ભાષણોથી તેમજ મજૂરોનો મક્કમ દેખાવ જોઇ ચેતી જઇ સમાધાન માટે નેતાઓને બોલાવે છે. રામલાલ, વેદી, સદાબેન, રામચરણ વગેરે વાટાઘાટ કરવા

જાય છે, પરંતુ શેઠની શરતો અને તેમની રીતભાતથી ચેતી જઇ પોતાની જ શરતો સિવાય હડતાળ બંધ નહિ રહે એવું શેઠને જણાવી બધા છૂટા પડી જાય છે. નેતાઓ મજૂરોને વ્યવસ્થાસર કામ કરવા તેમજ મીઠી જીભથી છેતરાઇ નહિ જવા અને મક્કમ રહી પોતાની ધારી શરતો કબૂલ કરાવવામાં અડગ રહેવા ભાષણો દ્વારા બોધ આપે છે. એટલામાં ત્યાં પોલીસ આવી પહોંચે છે અને લાઠીમારથી ઘણાને શોષવું પડે છે. વેદી જેનું ખરૂં નામ દુલારેલાલ ચતુર્વેદી છે તેને ઇસ્પિતાલમાં લઇ જવો પડે છે અને ત્યાં સદા એની ચાકરી કરે છે. સદા સ્ત્રી છતાં મજુરોને પ્રોત્સાહન આપે છે અને ભાષણ દ્વારા બધાને પોતાના તરફ આકર્ષે છે. આગલા અનુભવને લીધે અને ઠરેલ સ્વભાવને લીધે એ જલદી મજુરોની પૂજ્ય દેવી બની જાય છે. દીનેશ પત્રકાર હોઇ આવી ચળવળોમાં ખૂબ ઉત્સાહપૂર્વક ભાગ લે છે અને બધાને અચંબો પમારે છે દીનેશ તથા પ્રાણલાલને પોલીસ પકડી જાય છે અને તેમને જેલમાં રાખે છે. આ બધું મીલમાલિકની કુનેહને આભારી છે. રામલાલ, સુબોધ, સદા, રામચરણ વગેરે મજુરોને શાંતિ જાળવવા સમજાવી તેમના કુટુંબની ખબર-અંતર રાખે છે અને તેમને અડચણ આવવા દેતાં નથી. હડતાલનો કેસ ચાલે છે તેમાં છેવટે સમાધાન થતાં કેસ પાછો ખેંચી લેવાય છે. એટલામાં દેશમાં હડતાલ પાડવાનો ઠરાવ થતાં મીલમાલીકો સમય વર્તી નેતાઓ અને હડતાલ સમિતિના સભ્યો જોડે વાટાઘાટ કરી સંતોષકારક સમાધાન પર ઉતરી જાય છે. સદા પોતાના આગલા પ્રેમી પુરરવા જે એક મજૂરનેતા હતો તેનો અચાનક ફરી ભેટો થતાં તેના તરફ આકર્ષાય છે અને આખરે તેની જોડે જીવન ગાળવા તૈયાર થઇ જાય છે.

સદા, દીનેશ વેદી, રામલાલ વગેરે વ્યકિતઓનું પાત્રાલેખન ખાસ ધ્યાન ખેંચે એવું છે. મજૂરોમાં કામ કરનારા માટે આ પુસ્તક ઘણું ઉપયોગી છે. હડતાલ વખતે શી શી તજવીજો કરી મજૂરોમાં શાંતિ જાળવવી પડે છે તે આમાંથી સમજાય છે.

આધુનિક ક્રાંતિના સમયમાં આ પુસ્તક સુંદર ઉપદેશ આપી શકે છે અને મજૂરોની ખરી સ્થિતિનો ખ્યાલ આપણને આપે છે. દરેકે આ પુસ્તક વાંચી મજૂરો તરફ દીલસોજી દાખવવી જોઇએ અને તેમનું જીવન અમીમય થાય એવા પ્રયત્નો કરવા જોઇએ. છપાઇ, કાગળ વગેરે સુંદર છે. બાંધણી પણ ફરમાની છે એટલે ટકાઉ છે. આવું સુંદર પુસ્તક પ્રગટ કરવા માટે અમે પ્રકાશકને અભિનંદન આપીએ છીએ. કર્તાનું પાત્રાલેખન પણ સારૂં છે. મજુરનેતાઓ કેવા હોવા જોઇએ તે એમણે બહુ સુંદર રીતે આલેખ્યું છે.

૧૫. **સંસાર દર્શન:**—લેખકો, જોશી બાળકૃષ્ણ ચુનીલાલ અને દ્વિવેદી, રમાકાન્ત; પ્રકાશક, ઈશ્વરલાલ વીમાવાળા, શ્રી શક્તિ કાર્યાલય, કેળાં પીઠ, સુરત; ૧૯૩૭; કાચું પૂઠું, ક્રાઉન ૧૬ પેજી; પાન ૧૦૮; મૂલ્ય ૦–૬–૦.

ઉપરોક્ત ' શ્રી શક્તિ ગ્રંથમાળા ' ના ૬૭ મા પુસ્તક રૂપે પ્રસિદ્ધ થતા આ પુસ્તકમાં ૫ વાર્તાઓ સંસારની જુદી જુદી દિશાઓ દર્શાવી રહી છે. ૧ આદર્શની

દૃષ્ટિ, ૨. વિદ્યાર્થિની, ૩ અવિભાજ્ય સ્નેહ, ૪ બાલઉછેર, અને ૫ આપ વીતી. આમાં ' વિદ્યાર્થિની ' ના લેખક શ્રી. બાળકૃષ્ણ સુ. જોશી છે. ભાઈ બાળકૃષ્ણ જોશીની વાર્તા કુમારિકાઓ માટે પુરૂષ શિક્ષક ઘેર બોલાવવા કે કેમ તે સંબંધી બહુ મોટો પ્રશ્ન ઉપસ્થિત કરે છે. ' આદર્શ દૃષ્ટિ 'માં આદર્શ એટલે શું ? અને બહારથી સુંદર દેખાય તે આદર્શ નહિ પરંતુ આચરણ આદર્શનો હોય તો જ આદર્શ નીવડે એમ હંસાબેન અને મહાકોરના જીવન પ્રસંગમાંથી બહુ સુંદર રીતે જાણી શકાય છે. પ્રેમ કેવો નિર્દોષ હોઇ શકે છે અને પત્નીત્વનું રક્ષણ કરીને આત્મસંયમ જાળવી ગાઢ સ્નેહ રાખી શકાય છે એ કુમુદ અને સુરેશનાં પાત્રો દ્વારા પ્રકાશિત કરવામાં આવ્યું છે. બાલ ઉછેરમાં આધુનિક યુગમાં શ્રીમંત સ્ત્રીઓ બાળકોને આયાને સોંપી બહારની પ્રવૃત્તિમાં પડી માન અકરામ પામે છે અને છેવટ કેવું દુઃખદાયી આવે છે તે બતાવે છે. સુલોચના નંદુ પર છોકરાનો ભાર રાખી તદ્દન બેદરકાર બને છે અને છેવટે છોકરાને ગુમાવે છે. શેઠને પણ ધંધાને અંગે છોકરાની ફિકર રાખવાનો અવકાશ નથી. ' આપ વીતી ' માં કુમારિકાઓ પરણ્યા પહેલાં વિશ્વાસ રાખી પોતાનું કૌમાર્ય ગુમાવે છે અને છેક છેવટે જ્યારે આંખ ખૂલે છે ત્યારે ભીખ માગી પુરૂં કરવાનો સમય આવે છે એ વિજયાના દૃષ્ટાંતથી સ્પષ્ટ થાય છે.

વાર્તાઓ બધી મનનીય, ઉપદેશાત્મક અને ગંભીર વિષયો ચર્ચનારી છે. સ્ત્રીઓ તથા કુમારિકાઓ તેમજ માબાપોએ ખાસ વાંચવા અને વિચારવાલાયક છે. કાગળ છપાઈ વગેરે સારાં છે. માત્ર કિંમત વધારે પડતી છે એમ અમને લાગે છેઃ ૩ આનાથી વિશેષ હોવી ન જોઇએ એમ અમારૂં માનવું છે.

**૧૬. નીતિશાસ્ત્ર પ્રવેશઃ**—અનુવાદક, ગોરધનદાસ કહાનદાસ અમીન; પ્રકાશક, શંભુલાલ જગશી શાહ, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય; અમદાવાદ; ૧૯૩૮; રોયલ ૮ પેજી, પાન, ૨૮+૫૭૨; પાકું આચ્છાદનવાળું પૂઠું; મૂલ્ય રૂ. ૩–૮–૦.

સ્વ. ગાંધી સાંકળચંદ નરસિંહદાસ સ્મારકમાળાના બીજા પુસ્તકરૂપે આ મૂળ મરાઠી પુસ્તકનો અનુવાદ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય દ્વારા પ્રસિદ્ધ થાય છે. મૂળ મરાઠી લેખક શ્રી. વામનરાવ મલ્હાર જોશીના મરાઠી પુસ્તકનો અનુવાદ એમના મિત્ર ગોરધનદાસે તૈયાર કર્યો અને કેટલાંક વર્ષો પછી પ્રસિદ્ધ થાય છે. અનુવાદની પ્રસ્તાવના કાકા કાલેલકરે પોતાની લાક્ષણિક શૈલીમાં લખી આપી પુસ્તકનું મૂલ્ય વધાર્યું છે. મૂળ પુસ્તકનો ઉપોદ્‌ઘાત શ્રી. ગોવિંદ ચિમણાજી ભાટેએ લખેલો છે. પ્રસ્તાવના તેમજ ઉપોદ્‌ઘાત વાંચવાલાયક છે. પુસ્તકની ખરી ખૂબીઓ તેમાં વર્ણવી છે. જીવનના મૂળભૂત નીતિ અને આચારની દરેક વ્યક્તિને જરૂર છે. એટલે આ પુસ્તક ખાસ વાંચવા લાયક છે. નીતિશાસ્ત્રનો અન્ય શાસ્ત્રો સાથે સંબંધ, વિકાસવાદ અને નીતિશાસ્ત્ર, નીતિનો દેહ અને આત્મા, નીતિશાસ્ત્રનો ઉપયોગ, ધર્મ અને નીતિ વગેરે પ્રકરણો ખાસ ધ્યાન ખેંચે એવાં છે. નીતિ સિવાય ડગલું પણ ભરી શકાય નહિ એ સત્ય આ પુસ્તક ઉપરથી તારવી શકાય છે. આમાં આત્મજ્ઞાન, તત્ત્વજ્ઞાન વગેરે સંબંધી પણ ઘણું જાણવાનું મળે છે. દરેકમાં નીતિનું નિયમન ખરૂં જ, તત્ત્વજ્ઞાનીઓ, આત્મ-

જ્ઞાનપિપાસુઓ વગેરેને પણ આમાંથી પોતાની તૃષા છીપે એવું ઘણું મળી રહેશે. પાશ્ચાત્ય નીતીશાસ્ત્રો સાથે આપણા હિંદના નીતિશાસ્ત્રનો સુમેળ આમાં સાધ્યો છે. બન્નેનો પુખ્ત અભ્યાસ કરીને જ આ પુસ્તક લખાયું છે. આ શાસ્ત્રીય પદ્ધતિએ લખાયલા નીતિશાસ્ત્રના પુસ્તકની ગુજરાતી સાહિત્યમાં જરૂર હતી જ. ગુજરાતી તથા મરાઠી ભાષાની મૈત્રી પણ આવા પ્રસંગોથી દૃઢ થાય છે. છપાઇ કાગળ બાંધણી વગેરે સારાં છે. પુસ્તકાલયો જરૂર ખરીદે.

**૧૭. નર્મદનું મંદિર–પદ્ય વિભાગ:**—સંયોજક, વિશ્વનાથ મગનલાલ ભટ્ટ; પ્રકાશક, મંત્રીઓ ગુજરાત સાહિત્ય સભા, ગાંધી રસ્તો અમદાવાદ, સેન્ટ્રલ બેંક બિલ્ડિંગ; ૧૯૩૭; કદ ૧૬ પેજી પાન ૪૮+૨૧૪; મૂલ્ય રૂ. ૧–૮–૦; બીજી આવૃત્તિ.

સ્વ. કવિ નર્મદાશંકરની જયંતિ નિમિત્તે એમના કાવ્યોમાંથી ભાઇ વિશ્વનાથે ગુજરાત સાહિત્ય સભાના માનદ મંત્રીઓ તરફની સૂચનાનુસાર જુદાં જુદાં ખાસ વાંચવાલાયક અને ઉત્તેજનાત્મક તેમજ ઉપદેશાત્મક પદો ચૂંટી કાઢી અને વિષય પ્રમાણે ગોઠવી પ્રસિદ્ધ કર્યાં છે. મહાકવિઓની કૃતિઓનુ પુનર્જીવન આ પ્રમાણે થવાથી તેમની અસર સમાજ ઉપર થશે જ. આવી પ્રથા શરૂ કરવા માટે ગુજરાત સાહિત્ય સભાના સંચાલકોને અભિનંદન ઘટે છે. ચુંટણી રસમય અને બોધપ્રદ છે. આધુનિક વાતાવરણને અનુકૂળ પદો આગલા કવિઓ લખી ગયા છે એથી એ કવિઓનું દુરઅંદેશીપણું જણાઇ આવે છે. સાહિત્યયુગના નેતાઓ આવા દૃષ્ટાઓ જ થઇ શકે.

દરેક ઘરમાં આ પુસ્તક ખરીદાઇ વંચાવું જોઇએ. પુસ્તકાલયો તો જરૂર ખરીદે અને પ્રચાર કરે. આમાં આધુનિક યુવાનોને માર્ગદર્શન પણ મળશે જ. અધ્યાત્મ જ્ઞાન, સ્વદેશપ્રેમ, શૌર્યોત્તેજક પદ્યો તેમજ જ્ઞાનપીપાસુ કાવ્યો વગેરે પદો આમાં હોવાથી સ્વ. નર્મદાશંકર કવિ તરફ લોકોનું વલણ સ્વાભાવિક રીતે જ થશે. આધુનિક ગુજરાતનો એ લાડીલો કવિ તો છે જ.

છપાઇ, કાગળ, ઢબછબ વગેરે સુંદર હોઇ બીજી આવૃત્તિ આટલા ટૂંક વખતમાં કાઢવી પડી એજ એની લોકપ્રિયતાનું સ્પષ્ટ ચિહ્ન છે.

**૧૮. ફુલવાડીની ખીલવણી:**—લેખક તથા પ્રકાશક, અંબાલાલ મોતીભાઇ પટેલ, પટેલ ફાર્મ અને નરસરી, ઉદવાડા સ્ટેશન; સંવત ૧૯૯૩; ક્રાઉન ૧૬ પેજી, પાન ૬+૧૫૦; બોર્ડનું પૂઠું; મૂલ્ય ૧૨ આના; પહેલી આવૃત્તિ.

ખેતીવાડી શાસ્ત્રનું શિક્ષણ અને તેની પદ્દી લઇ ભાઇશ્રી અંબાલાલે ઉદવાડા–સ્ટેશન પર ફાર્મ અને ઝાડો ઉછેરવાનું સાહસ ઉપાડયું છે અને તેને પોતાના શિક્ષણ તેમજ જાતઅનુભવનો લાભ અન્ય જિજ્ઞાસુઓને મળે એ ઉદ્દેશથી એમણે ફુલવાડીની ખીલવણી, ફળવાડીની ખીલવણી, ફળબાગ, ફૂલબાગ, વગેરે પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. એ માટે એમને અભિનંદન ઘટે છે. પ્રસ્તુત પુસ્તકમાં ફુલઝાડ ઉછેરવા સંબંધી સામાન્ય જ્ઞાન ઉપરાંત તેને કેવી જમીન જોઇએ, ખાતર કેવું જોઇએ, ફૂલ સારાં, મોટાં અને સુગંધીદાર શી રીતે થાય, કયારે કેવાં ખાતરપાણી જોઇએ, તેમજ કયારે

ક્યારે ઝાડપાનની છાંટણી કરવી જોઇએ, વગેરે બહુ વિસ્તારથી સમજાવ્યું છે. બંગલાવાળાઓને તેમજ માળીઓને તો આ પુસ્તક બહુ જ ઉપયોગી થઇ પડશે. બંગલાઓમાં ટાંગવાની ટોપલીઓ, કુંડા માટે કેવાં ઝાડો જોઇએ, સુંદર કઇ કઇ વેલો શોભા આપી શકે અને તેની કેવી માવજત થવી જોઇએ, બગીચામાં છોડ તેમજ રોપાઓથી કેવી રીતે સુંદર અક્ષરો ઉગાડી શકાય, બગીચા માટે કયા કયા હથીઆરો જોઇએ, વગેરે બહુ સુંદર, સરળ અને બોધક રીતે વર્ણવ્યું છે. આવાં પુસ્તકો શાળાઓ પુસ્તકાલયો, ધનિકો તેમજ સામાન્ય મનુષ્યો જેઓ કુંડામાં, અગાશીમાં ફૂલઝાડો રોપે છે તેમને બહુ ઉપયોગી છે. છપાઇ, કાગળ, ચિત્રો, શૈલી વગેરે સરસ છે. કયા માસમાં કયાં ઝાડ ઉછેરી શકાય તે પણ અહીં આપેલું હોવાથી જનતાને બહુ અનુકૂળ આવશે.

૧૯. **ફળવાડીની ખીલવણી:**—કર્તા તથા પ્રકાશક, અંબાલાલ મોતીલાલ પટેલ, પટેલ ફાર્મ અને નર્સરી, ઉદવાડા સ્ટેશન; સંવત ૧૯૯૪; ચોથી આવૃત્તિ; બોર્ડનું પૂઠું; પાન ૧૨+૧૪૮; મૂલ્ય બાર આના.

પ્રસ્તુત પુસ્તકની આ ચોથી આવૃત્તિ છે. પ્રથમ આવૃત્તિ સને ૧૯૨૯ માં, બીજી ૧૯૩૦ માં, ત્રીજી ૧૯૩૩ માં અને ચોથી ૧૯૩૭ માં કાઢવી પડે એજ એની લોકપ્રિયતા અને ઉપયોગિતા જણાવે છે.

ફળ ઝાડોને કેવી જમીન માફક આવે છે, હવા કેવી જોઇએ, પાણીની કેવી સગવડ જોઇએ, મજુરો સોંઘામાં જોઇએ, સાધન અને મૂડી જોઇએ, બજાર નજીક જોઇએ વગેરે શરૂઆતમાં ટૂંકમાં સમજાવી પોતાના જાતઅનુભવ ઉપરથી આ પુસ્તક કર્તાએ લખી પ્રસિદ્ધ કર્યું છે ફળ ઝાડોને કેવી જમીન જોઇએ, ખાતર કયું અને કેટલું, ઝાડો વચ્ચેનું અંતર કેટલું જોઇએ, ખાડા કેવા જોઇએ, કેવી રીતે ઝાડો રોપવાં જોઇએ, પાણી ક્યારે ક્યારે કેટલું પાવું જોઇએ, નાશકારક જંતુઓને અટકાવ કેવી રીતે કરવો જોઇએ, બગીચાના મિત્રો કોણ અને શત્રુઓ કોણ કોણ છે, વળી આંબા, ચીકુ, પપૈયા, કેળ, મોસંબી, સંત્રાં, લીંબુ, જામફળ, દ્રાક્ષ, અંજીર વગેરે માટે કેવી જમીન જોઇએ, તેમજ સારાં ફળ લાવવા માટે ખાતર કેવું જોઇએ, કેટલું જોઇએ, પાણી ક્યારે કેટલું પાવું જોઇએ, ઉછેરતાં કેટલી કાળજી રાખી વખતો વખત તજવીજ કેવી રાખવી જોઇએ વગેરે બહુ સરળ અને સ્પષ્ટ રીતે સમજાવ્યું છે. આગલા પુસ્તક માફક આ પુસ્તક પણ શ્રીમંતો, માળીઓ, ખેડુતો, શાળાઓ, પુસ્તકાલયો વગેરેને તેમ સામાન્ય જનતાને પણ બહુ ઉપયોગી છે, ઉત્તેજન મળ્યું છે અને મળશે જ. ઘર આગળ બગીચા હોય તો જીવનનો અનેરો આનંદ માણી શકાય. આવાં પુસ્તકોની ઘણી જરૂર હતી જ અને તે ભાઇ અંબારીઆ તથા ભાઇ અંબાલાલે પૂરી પાડી છે તેથી તેમને અભિનંદન ઘટે છે. કયા માસમાં કયાં ઝાડો રોપવા વગેરે જણાવતું સમયપત્રક છેવટે આપ્યાથી પુસ્તકની ઉપયોગિતા ઘણી વધે છે.

૨૦, **ખેતીનાં મૂળતત્વો ભા. ૧ લો:**—કર્તા તથા પ્રકાશક, માર્તંડ

શિવભદ્ર પંડ્યા, સયાજી ગંજ, વડોદરા અને સરકારી ફાર્મ, ભરૂચ; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૭+૮૮; બોર્ડનું પૂઠું, મૂલ્ય ૬ આના.

ભાઈશ્રી માર્તંડ પંડ્યા કપાસ ભાગ. ૧–૨ ના કર્તા છે. તેમણે મી. પટવા સાથે રહી બાગબગીચાનું પુસ્તક પણ લખ્યું છે. પોતે મુંબાઇ સરકારના ખેતીવાડી ખાતાનાં ફાર્મોમાં અખતરા કરી અનુભવપૂર્ણ માહિતી જનહિત કારણે પ્રસિદ્ધ કરે છે. કૃષિશાળાઓ અને બાયલ વર્ગના વિદ્યાર્થીઓ માટે આ પુસ્તક લખાયું છે. પુસ્તકની શૈલી એવી સરળ અને સાદી છે કે છોકરાઓ રમતાં રમતાં ખેતીનું સામાન્ય જ્ઞાન મેળવી શકશે. મુંબઇ સરકારના ખેતીવાડી ખાતાના અમલદાર શ્રી. ભાઇલાલ શંકરભાઇ પટેલના ટૂંકા ઉપોદ્ઘાતથી પણ પુસ્તકની કિંમત વધે છે. આવી પાઠમાળાઓની જરૂર હતી જ. અંગ્રેજી તેમજ ગુજરાતી પુસ્તકોને આધારે આ પુસ્તક લખાયું છે એટલે જરૂરી બધી જ બાબતોનો આમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

ખેતી એટલે શું ? એજ સમજુતીથી શરૂઆત કરી ખેતી ઉત્તમ કેમ કહેવાય છે, પૃથ્વી કેમ બની, પૃથ્વીનાં કઠણ પડ કયાં, ખડકો કેટલી જાતના, મુંબાઇ ઇલાકામાં ખડકો કયાં છે, ખડકોનું બંધારણ શું છે, જમીન કેમ બની, જમીનનાં રજકણ, ચૂનો અને સેંદ્રિય દ્રવ્ય, જમીનની જાત, તેના ભૌતિક ગુણો, અંતર પડ કે તળ જમીન, મુંબાઇ ઇલાકાની જમીન, ગુજરાતની જમીન, વનસ્પતિપોષક દ્રવ્યો, પાણી, તેની વ્યવસ્થા, ખેતીનાં ઓજાર, દેશી ઓજાર, નવી ઢબનાં ઓજાર વગેરે બધું બહુ ઝીણવટથી સરળ ભાષામાં બાળકોને સમજણ પડે એવી રીતે આપવામાં આવ્યું છે. ઝાડો પાણી કેવી રીતે ચૂસે છે તે ક્રિયા વગેરે બહુજ કુશળતાથી વર્ણવ્યું છે. એટલે શાળા, પુસ્તકાલયો અને ગામડાંઓમાં તો આ પુસ્તક બહુજ ઉપયોગી છે. આશા છે કે લોકો એનો બહોળો ઉપયોગ કરી પોતાની જમીન સુધારશે તેમજ પાક પણ મનમાનતો મેળવશે, જુનાં નવાં ઓજારો આકૃતિ સાથે સમજાવ્યાં છે. છેવટના પ્રકરણમાં ખેતીમાં વપરાતાં કોષ્ટકો આપવાથી માપણી, માપ વગેરેમાં ઘણી સ્પષ્ટતા થઇ છે.

| | | |
|---|---|---|
| **૨૧ હીરા મોતી**<br>**૨૨ જાપાનનો જ્વાળામુખી**<br>**૨૩ ચાંદો સૂરજ** | કર્તાઃ રણછોડલાલ નાનાલાલ શાહ<br>પ્રયોજકઃ કીર્તિદાબ્હેન દીવાનજી<br>લેખક : રમણલાલ સોની | પ્રકાશક ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય અમદાવાદ, ગાંધી રસ્તો. |

૧૯૩૭, ક્રાઉન ૧૬ પેજી, પાન અનુક્રમે ૩૮, ૪૪ અને ૪૫ : કાચું પૂઠું; મૂલ્ય ૩ આના દરેકના.

ગુર્જર બાલ ગ્રંથાવલિના ૨૭, ૧૭ મા તથા ૧૮ મા પુસ્તકરૂપે આ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. ભાઇ રમણલાલે બાળકો માટે તરેહ તરેહનાં અને વિષયો વાર પુસ્તકો મોટા અક્ષરે, સચિત્ર અને સરળ ભાષામાં તૈયાર કરવાનું બીડું ઝડપ્યું છે. એમના એ સાહસ માટે ખરેખર માનની લાગણી પેદા થાય છે. હીરા મોતીની આ ત્રીજી આવૃત્તિ છે. એમાં ભાઇ રમણલાલે વાર્તારૂપે હીરા મોતીની ઉત્પત્તિ, તેની જુદી જુદી જાતો, તે કેવી રીતે મળે છે. કયાંથી મળે છે, તેનો ઉપયોગ શો છે તેના ઉપર પહેલ કેવી રીતે પાડે છે અને તેને સુશોભિત બનાવે છે, વગેરેની સચિત્ર માહિતી

અત્રે આપી છે. છીપમાંથી મોતી કેવી રીતે કાઢે છે, કાઢતાં કેવી કાળજી રાખવી પડે છે વગેરે સરળ ભાષામાં વર્ણવ્યું છે.

જાપાનના જ્વાળામુખીમાં એક રસમય જાપાની વાર્તા આપવામાં આવી છે. આમાં વાંસના વેપારીની છોકરી સાથે જાપાનનો શહેનશાહ પરણવા ઇચ્છે છે પરંતુ જોરજુલમ કે બળજબરી તે કરી શકતો નથી. બળવાન પ્રજાનું એ લક્ષણ છે. આમાં કાન્ગુઆ નામની સુંદર છોકરી સોનુગી નામના વાંસના વેપારીને કેવી રીતે મળી, તેણે તેને કેવી રીતે ઉછેરી અને પરણવાલાયક થતાં તેને માટે મોટા મોટા રાજા મહારાજાઓ અને શ્રીમંતોને આમંત્રણ આપી નોતર્યા, પરંતુ કાન્ગુઆએ કોઇને પણ પરણવાની ઇચ્છા બતાવી નહી. બધા જતા રહેતાં માત્ર ચાર રાજકુમારો મક્કમ રહી ત્યાં જ પડી રહ્યા. પોતાના બાપની મરજી ઉપરથી કાન્ગુઆ તેમની પરીક્ષા કરે છે તેમાં બધા જ એને છેતરવા જાય છે પણ પકડાઇ જાય છે એટલે બધાને પાછા જવું પડે છે. પછી જાપાનનો રાજા મિકાડો એની જોડે પરણવા માગે છે, પરંતુ કાન્ગુઆ ના કહે છે. જોરજુલમ કરવા જતાં કાન્ગુઆ હવામાં મળી જાય છે અને મિકાડો હેરાન નહિ કરવાનું વચન આપે છે ત્યારે પાછી આવે છે. પરંતુ એ ચંદ્રલોકમાં ચાલી જાય છે. આ રૂપકકથા બહુ સુંદર અને રસમય છે. ચંદ્ર સૂરજમાં ભાઇ રમણલાલે ચંદ્ર તથા સૂરજની વિજ્ઞાનની દૃષ્ટિએ રચના તથા તેની શકિતઓ વગેરે વર્ણવી છે. પૃથ્વી, ચંદ્ર, તથા સૂરજનો એકમેક સાથે સંબંધ વગેરે આમાં સહેલી ભાષામાં સમજ પડે એવી રીતે આપ્યું છે. આકૃતિઓથી સમજવામાં બહુ સરળતા થઇ છે. આમાં સૂર્ય ચંદ્રની ગતિ, ગ્રહણ, તેમની ક્રાંતિઓ વગેરે બાબતો બહુ સુંદર રીતે આપી છે. શાળા, પુસ્તકાલયો વગેરેમાં બહુ ઉપયોગી થઇ પડશે. સૃષ્ટિજ્ઞાનમાં બહુ મદદ રૂપ થઇ પડશે.

૨૪. **વૈજ્ઞાનિક જગત ભા. ૧ લો:**—કર્તા, ચંદ્રભાઇ કા. ભટ; પ્રકાશક, લીનુબેન શાહ, ચેતન પ્રકાશન કાર્યાલય, એલિસબ્રીજ–અમદાવાદ; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી; પાન ૨૪૦; સચિત્ર ભાવવાહી આચ્છાદન સહિત પાકું પુઠું; મૂલ્ય રૂ. ૧–૪–૦.

ચેતના પ્રેરે એવું સાહિત્ય પ્રકાશન કરવાનો આ કાર્યાલયનો પ્રયત્ન છે. આ પુસ્તકમાં વિજ્ઞાનના ૧૫ સેવકોની કથાઓ આપેલી છે. આમાંની વાતો વાંચવાલાયક, આનંદજનક અને આશ્ચર્યજનક છે. દરેકને શી શી વિટંબણાઓ પડે છે, લોકો કેવા તિરસ્કારે છે છતાં વૈજ્ઞાનિકો પોતાના કાર્યમાં મચ્યા રહે છે. શાળાઓ અને પુસ્તકાલયો જરૂર ઉત્તેજન આપે. એવાં પુસ્તકો પ્રેરક અને ઉત્તેજક છે. એટલે જેટલાં વધારે વંચાય એટલાં સારાં.

આવું નવીન પ્રકાશન પ્રસિદ્ધિમાં લાવવા માટે સંચાલકોને ધન્યવાદ ઘટે છે.

૨૫. **સોવિયેટ સમાજ:**—લેખક નીરૂ દેસાઇ; પ્રકાશક, ભોગીલાલ ગાંધી, નવી દુનિયા કાર્યાલય ગાંધી રોડ, અમદાવાદ; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૨૧૧; કાચું પૂઠું; મૂલ્ય રૂ. ૨.

આધુનિક સમયમાં રૂશિયામાં સોવિયેટ રાજ્ય કેવી રીતે થયું, ત્યાં શું શું થાય છે, રાજ્યવ્યવસ્થા, સમાજવ્યવસ્થા, કારોબાર વગેરે કેવી રીતે ચાલે છે તે બધાને જાણવા ઇંતેજારી થાય એ સ્વાભાવિક છે. છેલ્લાં પાંચ દશ વર્ષથી રૂશિયા તરફ બધાનું ધ્યાન દોરાયું છે, વેપાર વગેરે પણ પુષ્કળ છે, તમામ વ્યવસ્થા અન્ય દેશો કરતાં તદ્દન જુદી રીતે અને પ્રજાના નાયકો તરફથી થાય છે. આ પુસ્તકમાં રૂશિયા સંબંધી સંપૂર્ણ માહિતી આપવામાં આવી છે. સમાજવાદ ત્યાં પૂરેપૂરો જામ્યો છે. આ પુસ્તકમાં રાજ્યનો ઇતિહાસ, તેના ઉદ્યોગો, રાજકીય બંધારણ, સમાજવાદી સ્પર્ધા, તબીબી યોજના, આર્થિક સંતાપમાંથી મુક્તિ, શિક્ષણ, નવાં ઘર અને ગામ, નીતિ વગેરે બાબતો બહુ સુંદર રીતે આપી છે. છપાઈ વગેરે ઠીક છે. કાગળો હલકા છે. પુસ્તક ઉપયોગી અને બોધક છે.

ના. ચં. દીવાનજી.

## સામાયિકો

**૧. વૈદ્યોનું વાર્ષિક ગ્રંથ ૧ લો:**—તંત્રી, પ્રતાપકુમાર પોપટભાઇ વૈદ્ય, વૈદ્યભુવન, ભૂલેશ્વર, મુંબાઇ નં. ૨; ૧૯૯૪ ( સંવત ); રૉયલ ૮ પેજી, પાન ૩૭૬; મૂલ્ય રૂ. ૩–૦–૦; કાચું પૂઠું.

આયુર્વેદના હિમાયતી ડૉ. પોપટભાઇના પુત્ર પ્રતાપકુમાર તરફથી આ વાર્ષિક આજ સાલે ચાલુ થાય છે. એમનો પ્રયાસ બહુ આવકારદાયક છે. સિદ્ધ અને અનુભવી લેખકોના લેખોથી વૈદ્યોને ઘણી સહાય મળશે. લોકો પણ આ વિષય તરફ લક્ષ આપતા થશે. હિંદુસ્થાન સમસ્તમાંથી લેખો મંગાવી આમાં પ્રસિદ્ધ થયા છે. ચિકિત્સા પદ્ધતિ, શલ્ય તંત્ર, પ્રાચીન દંત વિદ્યા, ત્રિદોષવાદ, સૂર્ય નમસ્કાર, માનસિક રોગો, ફળ રસોનો ઉપયોગ, આધુનિક નિઘંટુ, આયુર્વેદની બનાવટો, પારદ શુદ્ધિ, ફાર્માકોપીઆ વગેરે અભ્યાસપૂર્ણ લેખો ઉપરાંત આયુર્વેદનાં પુસ્તકોનાં અવલોકનો, સામયિક પ્રકાશનો અન્ય સિદ્ધ લેખકોના માહિતીપૂર્ણ લેખો વગેરે બહુ ઉપયોગી જ્ઞાન આ વાર્ષિક દ્વારા આપવા પ્રયત્ન થયો છે તે સ્તુત્ય છે અને ઉત્તેજનને પાત્ર છે. પુસ્તકાલયો જરૂર ખરીદે.

આ નવીન વાર્ષિકને પત્રકાર જગત્ આવકાર આપશે જ. આવા અભ્યાસપૂર્ણ લેખોવાળા આયુર્વેદના સામયિકની જરૂર હતી જ.

**૨. શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રિમાસિક:**—તંત્રી, અંબાલાલ બુ. જાની, ૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભા મંદિર, મુંબાઇ નં. ૪; જાન્યુઆરી–માર્ચ, પુસ્તક બીજું અંક ૪; મૂલ્ય રૂ. ૦–૧૨–૦, વાર્ષિક રૂ. ૩–૦–૦.

શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી પુરાતત્ત્વની બાબતની ઉણપ પૂરી પાડવામાં આવે છે. આ અંકમાં પણ ઘણા અભ્યાસપૂર્ણ નિષ્ણાતોએ લખેલા લેખો છે. અખાકૃત કવિતા, ઉજળીઆત અને ઉતરતા વર્ણનાં લોકગીતો અને તેની સમીક્ષા,

આળ ટાળવાના માર્ગો, ઉપાહરણ, કબીર સંપ્રદાય, કવિ નર્મદનું ગદ્ય, ગુજરાતની ભૂરચનાની ઉત્પત્તિ, ગુજરાતનું શિલ્પ સ્થાપત્ય, નરસિંહ મહેતાનાં અપ્રસિદ્ધ પદો, વડોદરા રાજ્યની પુરાતન શોધખોળોની માહિતી વગેરે લેખો ખાસ વાંચવાલાયક છે. આ અંક પૂરેપૂરો વાંચી જવાલાયક છે. આવાં સામાયિકો વાંચવાથી આપણા જ્ઞાનમાં જરૂર ઉમેરો થાય.

૩. **બુદ્ધિપ્રકાશ:**—તંત્રી–પ્રકાશક, હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, આસિ. સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ભદ્ર, અમદાવાદ; વર્ષ ૮૪, અંક ૪ થો ઑક્ટોબર થી ડિસેંબર ૧૯૩૭; વાર્ષિક લવાજમ રૂ. ૧–૮–૦.

બુદ્ધિપ્રકાશે પોતાની નવીન શૈલી પ્રમાણે અપ્રસિદ્ધ લેખોની પ્રસિદ્ધિ કરીને પુરાતત્ત્વના વિષયમાં કિંમતી ફાળો ત્રીજે ત્રીજે મહિને આપવા માંડયો છે. એ માટે ભાઈ હીરાલાલ પારેખને અભિનંદન ઘટે છે. આ અંકમાં રાચેલનો ગૃહત્યાગ, આપણું કાવ્ય ઘડતર, સાહિત્યનિરીક્ષામાં જીવનદષ્ટિનું પ્રતિબિંબ, શબ્દોની વ્યુત્પત્તિઓ અને સમજૂતી, કવિ નાનાલાલનાં નાટકો, નુપૂરઝંકારનું નાદતંત્ર વગેરે લેખો ખાસ વાંચવા ને મનન કરવાયોગ્ય છે.

**ના. ચં. શીવાનજી.**



## સ્વીકાર

નીચેનાં પુસ્તકો વગેરે મળ્યાં છેઃ પરિચય હવે પછીઃ—

( ૧ ) અમર માર્કણ્ડેયમ્ ( ૨ ) બ્રહ્માત્મ વિદ્યા અનુપ્રવેશઃ ( ૩ ) રામશ્લોકી ગીતા ( ૪ ) શ્રીહરિ રસ ( ૫ ) શ્રી અનુભૂતિ પ્રકાશ ( ૬ ) શ્રી વટપત્તષ્ટકમ્ ( સટીક ) ( ૭ ) લલિત કળા અને બીજા સાહિત્ય લેખો ( ૮ ) શ્રી સયાજી સ. સેવક સંઘ લિ. પત્રિકા અંક ૧૭: કોડીનાર સ. બેન્કીંગ યુનીયન ( ૯ ) મહેળાવ સાર્વ૦ પુ૦ નો ૩૬–૩૭ નો વાર્ષિક રિપોર્ટ ( ૧૦ ) ભાદરણ બાલ પુ૦ નું સન ૧૯૩૬–૩૭ નું વાર્ષિક નિવેદન ( ૧૧ ) તપસ્વીઃ દીપોત્સવી અંકઃ તંત્રી, હરિપ્રસાદ કે. આચાર્ય, સોનગઢઃ છૂટક નકલ ૦–૪–૦ઃ વાર્ષિક લવાજમ રૂ. ૨–૦–૦. ( ૧૨ ) વિશ્વ વિજ્ઞાન માસિક, પં. ગોવિંદલાલ શર્મા, ઠે. આદર્શ સમાજ કાર્યાલય, શાહપુર–અમદાવાદઃ વા. લવાજમ રૂ. ૧–૦–૦ઃ વૈદ્યો, શિક્ષકો, સ્ત્રીઓ તથા લાયબ્રેરીઓ માટે ૦–૮–૦.



# નવીન ફાલ

| અ. નં. | પુસ્તકનું નામ | કર્તા | પ્રકાશક | મૂલ્ય | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | શ્રી દિવ્ય ગીરામૃત | દેવશંકર શર્મા આનંદાશ્રમ | મહારાજશ્રી મણિપ્રભા ગુરૂ દેવશંકર શર્મા, શુકલતીર્થ | ૧–૦–૦ | |
| ૨ | વિહાર દિગ્દર્શન ભાગ ૧ લો. | મૂનિશ્રી પ્રિયંકર-વિજયજી (સંપાદક) | શાહ, સોમચંદ જેસિંગદાસ મહેસાણા | ૧-૧૦-૦ | હિંદી ભાષામાં |
| ૩ | દેશીરાજ્યો અને ફેડરેશન | ત્રિવેદી, સ્વ. ચુનીલાલ શામજી | ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ | ૫–૦–૦ | શ્રી કે. કે. ઠાકોરની પ્રસ્તાવના તથા શ્રી. પોપટલાલ ચુડગરના ઉપોદ્‌ઘાત સહિત |
| ૪ | આચાર્ય કૃપાલાનીના લેખો | દેસાઇ મગનભાઇ (સંપાદક) | જેઠાલાલ જીવણલાલ ગાંધી, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ | ૨–૦–૦ | સ્વ. શાન્તિલાલ ચીમનલાલ બેંકર સ્મારકમાળા પુ. ૪. |
| ૫ | યમ-દમન | શિવપ્રસાદ પી. મહેતા | ગીતા ઓફિસ અમદાવાદ | ૦–૬–૦ | 'ગીતા' માસિકનું પ્રથમ ભેટ પુસ્તક |
| ૬ | વિભંગ કલા | શુકલ, દુર્ગેશ | નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ | ૧–૪–૦ કાચું પુઠું ૧–૮–૦ પાકું પુઠું | નવયુગ ગ્રંથમાળા વર્ષ ૬, પુષ્પ ૩૮ મું પુ. ૩ જું |
| ૭ | લલિતકલા અને બીજા સાહિત્ય લેખો | સૌ. સ્વ. ચૈતન્યબાલા મજમુદાર | મંજુલાલ ર. મજમુદાર વડોદરા | ૨–૦–૦ | |

# " પુસ્તકાલય " માસિક

' **પુસ્તકાલયો**ની સેવા ' એ ' **પુસ્તકાલય** ' માસિક પ્રગટ કરવાનો ઉદ્દેશ હતો અને છે. પુસ્તકાલયો જીવતાં જાગતાં કામ કરતાં અને સેવા બજાવતાં રાખવા હોય તો પુસ્તકાલય મંડળો અને ' **પુસ્તકાલય** ' જેવાં અનેક માસિકોની અનિવાર્ય જરૂર છે જ; પરંતુ પુસ્તકાલયો પ્રગતિ કરે તેમ તેમ પુસ્તકાલય માસિક પણ પ્રગતિવાન બનવું જોઇએ.

એક વખત એવો હતો કે જ્યારે ' **સાહિત્ય** 'ના વિદ્વાન તંત્રી સ્વ. મટુભાઇને મેં કહ્યું કે સાહિત્યનો એક અંક પુસ્તકાલય પ્રવૃત્તિના ખાસ અંક તરીકે પ્રસિદ્ધ કરીએ. ઉત્તરમાં તેમણે મને પ્રશ્ન કર્યો હતો કે ' **સાહિત્ય** 'નો આખો અંક ભરાય એટલા લેખો પુસ્તકાલય પ્રવૃત્તિ વિષેના મળશે ખરા ? ૧૨ વર્ષ પૂરાં કરી ૧૩ મા વર્ષમાં ' **પુસ્તકાલય** ' માસિક પ્રવેશ કરે છે એટલે સ્વ. મટુભાઇના પ્રશ્નનો ઉત્તર આપોઆપ અપાઇ ચૂકયો એમ કહેવાય.

' **પુસ્તકાલય** ' માસિક શરૂ કરતાં એનું શું નામ રાખવું એમ ગુજરાત વર્નાકયુલર સોસાઇટીના વિદ્વાન આસિ. સેક્રેટરી શ્રીયુત હીરાલાલ પારેખને પૂછાવતાં તેમણે ' **પુસ્તકાલય** અને **પુસ્તકો** ' એવા કંઇક નામનું સૂચન કરેલું એમ મને યાદ છે. ટૂંકામાં ' **પુસ્તકાલય** ' માસિકમાં પુસ્તકો અને પુસ્તકોના લેખોને બહુ જ મહત્ત્વનું સ્થાન અપાવવું જોઇએ એ નિર્વિવાદ છે.

' **પુસ્તકાલય** 'ના હાલના ધોરણમાં કયાં કયાં ફેરફાર કરવા એ વિચારવાનો અને સૂચન થયેલા ફેરફારો સત્વર દાખલ કરવાનો વખત હવે આવી લાગ્યો છે. માટે ( ૧ ) પુસ્તકાલયોની અને પુસ્તકોની ઉપયોગિતા વિષેનાં જે લેખો અને કાવ્યો હાલમાં મોટા પ્રમાણમાં પ્રગટ થાય છે, તેમાં ઘટિત ફેરફાર કરી ઉત્સાહી ગ્રંથપાલોના નક્કર અનુભવો નોંધાતા જાય અને ( ૨ ) શું વાંચવું એ સંબંધમાં લેખોનું ફક્ત નામ નિર્દેશ થાય છે તેને બદલે એ લેખો વિષે ટૂંક નોંધ આપવામાં આવે, ( ૩ ) પુસ્તકાલય માસિકમાં હાલ આવે છે તે ધોરણે અને તેથી વિશેષ પુસ્તકોનો પરિચય કરાવવામાં આવે, અને ( ૪ ) તે પુસ્તકોમાંનાં થોડાંક ટૂંકાં પણ ઉત્તમ કોટિનાં અવતરણો પણ આપવામાં આવે, તે ઉપરાંત ( ૫ ) ગુજરાતી ભાષાનાં સામાયિકોમાં દર અઠવાડિયે અને દર માસે જે અનેક પુસ્તકોનો પરિચય કરાવવામાં આવે છે તે પુસ્તકોનાં અને લેખકોનાં નામ, પુસ્તકની કિંમત અને પરિચયવાળા સામાયિકનું નામ અને તારીખ એટલું દરેક અંકમાં પત્રક રૂપે પ્રગટ થાય તેમજ ( ૬ ) સારાં ઉત્તમ પુસ્તકોની જાહેરાત ઓછે ખર્ચે પુસ્તકાલય માસિકમાં પ્રગટ કરવાની સુવ્યવસ્થિત યોજના પણ થાય તો આ માસિક પુસ્તકાલયોની હાલ જે સેવા બજાવે છે તે કરતાં વધારે સારી સેવા બજાવી શકશે.

મેં પોતે તો ' **પુસ્તકાલય** ' માસિકને વધારે ઉપયોગી બનાવવા ફક્ત દિશાસૂચન કર્યું છે. પણ માસિકના વાંચકો, પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેતાં સ્ત્રી–પુરુષો અને ગુજરાતના વિદ્વાનો આ બાબત **પુસ્તકાલય માસિકના તંત્રી વડોદરા** એ સરનામે યોગ્ય સૂચનાઓ લખી મોકલશે તો તેમાંની જરૂરી વિગતો પ્રગટ કરવામાં આવશે અને તેમની સૂચનાઓ સત્વર અમલમાં પણ મૂકવા તજવીજ થશે.

વડોદરા
તા. ૮–૧–૩૮

મોતીભાઇ ન. અમીન

# પુ૦ સ૦ સ૦ મંડળ લિ૦ ના વહિવટ

## ચર્ચાપત્રનો ખુલાસો

'**નવગુજરાત**'ના તા. ૨૦–૧૨–૩૭ ના અંકમાં પુ૦ સ૦ સ૦ મંડળ લિ૦ ના વહિવટ સંબંધમાં, પાદરાના શ્રી. મ. મો. પટેલની સહીથી એક ચર્ચા છપાઇ છે. તેનો ખુલાસો મંડળના પ્રમુખ રા. રા. ચુનીલાલ પુ. શાહે '**નવગુજરાત**'ના તા. ૧૦–૧–૩૮ ના અંકમાં છપાવ્યો છે. તે લાગતા વળગતા સર્વની જાણ માટે અત્રે ઉતારી લેવાનું યોગ્ય ગણ્યું છેઃ—

" પુસ્તકાલય સ૦ સ૦ મંડળ સંબંધી એક ભાઇએ બે શંકાઓ દેખાડી છેઃ

**( ૧ ) લોનો વેચવાથી નુકશાન થયું છે.**

**( ૨ ) વહીવટી ખર્ચ વધારે છે.**

આ પ્રશ્નો મહત્ત્વના હોઇ દરેક જણને માહિતી આપવી જરૂરની હોવાથી આ શંકાઓનો ઉત્તર મોકલી આપું છું.

સને ૧૯૩૩–૩૪ અને સને ૧૯૩૪–૩૫ માં મંડળે પાંચ ટકાની અને સાડાપાંચ ટકાની થઇને કુલ લોનો લગભગ એક લાખ રૂપીઆની રૂા. ૨૫૬૧–૮–૦ નું પ્રીમીઅમ ભરીને ખરીદી હતી, અને તે લોનો સને ૧૯૩૬ ની આખરમાં રૂા. ૩૧૪૯–૧૦–૦ નું પ્રીમીઅમ ઉપજાવીને વેચી નાખી છે.

આ વેચાણથી મંડળના ઇન્વેસ્ટમેન્ટ રિઝર્વફંડ ખાતે રૂા. ૫૮૮–૨–૦ નો સરવાળે વધારો થયો છે, અને દોઢ બે વર્ષના ગાળામાં પાંચ ટકાનું અને સ્હાડાપાંચ ટકાનું વ્યાજનું ઉત્પન્ન મંડળને મળ્યું છે. આ લોનો પૈકી કેટલીક ૧૯૩૮ માં, કેટલીક ૧૯૩૯ માં અને કેટલીક ૧૯૪૦ માં પાકતી હોવાથી તેની ઉપરનું પ્રીમીઅમ દર વર્ષે ઘટતું જાય તે પાકતા વર્ષમાં મૂળ કિંમતે ઉતરી જાય એ સ્વાભાવિક છે.

પાકતી મુદત સુધી મંડળ આ લોનો રાખી મૂકે તો તેના ઉપર સરેરાસ બે વર્ષનું સવાપાંચ ટકા લેખે દર સેંકડે રૂા. ૧૦–૮–૦ વ્યાજ ઉપજત અને તેમાંથી રૂપીએ ત્રીસ પાઇ પ્રમાણે ઇન્કમટેક્સ બાદ કરતાં રૂા. ૯–૦–૦ કરતાં પણ ઓછું હાથમાં આવત.

મુદત પાકતાં પહેલાં વેચી દેવાથી રૂા. ૭–૧૦–૦ નું પ્રીમીઅમ ઉપજ્યું છે, અને તે લોન પૈકી રૂા. ૬૩૦૦૦) વાર્ષિક રૂા. ૧–૧૨–૦ ના વ્યાજથી રોકેલી હોવાથી બે વર્ષનું વ્યાજ રૂા. ૩–૮–૦ દર સેંકડે થાય. એટલે પ્રીમીઅમ અને વ્યાજનું કુલ ઉત્પન્ન રૂા. ૧૧–૨–૦ મળશે. એટલે દર સેંકડે રૂા. બે પ્રમાણે વધારે રકમ મળશે.

બાકીની રકમ તો બે ટકા કરતાં વધારે વ્યાજથી રોકેલી છે એટલે તે સંબંધે કહેવાનું છે નહિ.

સ્ટાફના માટે બહારથી લાગે તેવું છે, પણ જ્યાં જ્યાં લીમીટેડ કંપનીઓ હોય છે ત્યાં ત્યાં ખર્ચ વધારે હોય છે. કાયદેસર રીતે અને ઑડિટર માગે તે પ્રમાણે જો કાગળીઆં કરવામાં આવે તો તો ખર્ચ હજી પણ વધારે આવવા સંભવ છે. મે. ઑડિટર સાહેબ જોડે આ સંબંધી વાટાઘાટ થઇ છે, અને જો તે કહે તે પ્રમાણે કામ કરવામાં આવશે તો જે ચોપડા રેકર્ડ વગેરે રાખવાં જ જોઇએ તે પ્રમાણે કરતાં આજે જે સ્ટાફ છે તેનાથી પણ પહોંચી વળી શકાય તેમ છે જ નહિ, અને તેથી તે પ્રશ્ન આજે સહકારી અધિકારી સાહેબ પાસે છે.

ખાનગી માણસ પોતાની દુકાનમાં બહુ ઓછા ખર્ચે ચલાવી શકે. મંડળી ન ચલાવી શકે તે દેખીતું છે. કારણ કે બધાનો વિશ્વાસ તેના માણસોએ મેળવવાનો હોય એમ છતાં જો વહીવટી ખર્ચ ઓછું કરવા સૂચના કરવામાં આવશે તો તે સૂચના ડાયરેકટરો જરૂરથી સ્વીકારશે.

( સહી ) ચુનીલાલ પી. શાહ
પ્રમુખ,
પુસ્તકાલય સ૦ સ૦ મંડળ લી૦ "




## વડોદરા રાજ્ય

**છૂટા થાય છે:**—તા. ૧૬–૧૧–૩૭ થી બે માસની રજા પર ઉતરેલા પુ. સ. સ. મંડળના મંત્રી શ્રી. ભાઇલાલભાઇ ખુશાલભાઇ પટેલ રજાની મુદત પુરી થતાં તા. ૧૬–૧–૩૮ થી રાજીનામું આપી મંડળની નોકરીમાંથી છૂટા થયા છે. મંત્રી પદ પર શ્રી. વાઘજીભાઇ નારણભાઇ અમીન બી. કોમ ની ગોઠવણ ચાલુ રહી છે.

**જ્યુબિલી બાગમાં વાચનાલય :**—વડોદરાના જ્યુબિલી બાગમાં ફરવા આવતા વાચનરસિક ગૃહસ્થોના લાભાર્થે પુ. ખાતાની મદદથી સાંજના સમયમાં એક વાચનાલય છેલ્લાં કેટલાંક વર્ષોથી ચલાવાતું હતું, અને તેની વ્યવસ્થા પુ. સ. સ. મંડલ લિ. ની સંસ્થા કરતી હતી. ગઇ સાલ સંજોગવશાત્ ખાતા તરફની મદદ નહિ મળી શકવાને કારણે એ વાચનાલય બંધ પડયું હતું. તે ચાલુ કરવા આવશ્યક મદદ માટે મંડળના મંત્રીએ સ્થાનિક પત્રોમાં જાહેર અપીલ બહાર પાડેલી તેના જવાબમાં મુંબાઇના મેસર્સ છગનલાલ નરોત્તમદાસ એન્ડ કું. તરફથી રૂ. ૬૦ ) નો ચેક મંડળને મળી જતાં તા. ૧ ૧–૩૮ થી વાચનાલય શરૂ કરી દેવામાં આવ્યું છે. કંપની મજકુરના વ્યવસ્થાપકોને અનેકશઃ ધન્યવાદ !

**ભાદરણમાં મહિલા ઉદ્યોગાલય:**—ભાદરણના શ્રી. કંકુબા મહિલા પુસ્તકાલયના નીચેના ખંડમાં તા. ૧–૧–૩૮ થી સ્ત્રી હુન્નરોદ્યોગાલય ખોલવાની વ્યવસ્થા ભાદરણ કેળવણી મંડળે કરી છે. વિદ્યાલય માટે જરૂરી સાધનો ખરીદ કરવા સારૂં રૂ. ૯૦૦)ની મદદ રા. રા. મગનભાઇ શંકરભાઇ પટેલ તરફથી મળી છે. જરૂરી મહેકમ ખર્ચ પણ મળી રહેવાની આશા છે. શિક્ષણ આપવા માટે વડોદરાના શ્રી. ચીમનાબાઇ સ્ત્રી ઉદ્યોગાલયમાં તૈયાર થયેલાં શ્રીમતી શાન્તાગૌરી વ્યાસની નીમણુંક થઇ હોઇ તેમણે હાલ તુરત કપડાં વેતરવા, શીવવાનું તથા ભરત ગુંથણનું કામ શીખવાડવાની ગોઠવણ કરી છે. આશરે પચાસેક બેનો વર્ગમાં જોડાઇ છે. સ્તુત્ય !

વર્ગ માટે પુસ્તકાલયનો ખંડ વાપરવા દેવાની આવશ્યક પરવાનગી પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબના હુકમ નં. ૨૯૧૫ તા. ૨૩–૧૨–૩૭ થી મેળવી લેવામાં આવી છે.

**ગુ. વ. સોસાઇટીમાં રજીસ્ટર્ડ થયું:**—અસ્તાન તા. પલસાણા ગામ

પુસ્તકાલયને ગુ. વ. સો. માં રજીસ્ટર કરાવવામાં આવ્યું છે. રજીસ્ટર શી માટે જરૂરી રૂ. ૫૦] ગામના પટેલ શ્રી. છગનભાઇ છીતાભાઇએ આપવાની ઉદારતા દેખાડી છે તે બદલ તેમને ધન્યવાદ !

**મકાન માટે તૈયારીઃ**—કોયલી તા. વડોદરા ગ્રામપુસ્તકાલયની મકાન માટેની માંગણી પુસ્તકાલય ખાતાંએ બહાલ રાખી છે, અને તેને માટે આવશ્યક લોકમદદ તથા કાયમ ફંડની રકમો પ્રાંત પંચાયત, તથા પુ. સ. સ મંડળમાં ભરાઇ પણ ગઇ છે. જમીન તૈયાર હોય તો ચાલુ સાલે મકાન બંધાઇ જવાની વકી ખરી !

**—મોટા આંકડીઆ તા. અમરેલીઃ**—ગામે તા. ૩-૧-૩૮ ના રોજ શ્રીમંતના હીરક મહોત્સવની યાદગીરીમાં હીરકદિન સરઘસ સભાના કાર્યક્રમથી ઉજવ્યો હતો. એ પ્રસંગે પુસ્તકાલયના મકાન માટે મંત્રીએ કરેલી અપીલના જવાબમાં રાજેશ્રી દુર્લભજી આત્મારામ જોશીએ પોતે મુંબાઇ ગયા બાદ યોગ્ય મદદ કરવાનું આશ્વાસન આપ્યું છે.

વર્ગીકરણ થઇ ગયું છેઃ—[ ડિસેંબર ૩૭ અંકના પૃ: ૭૦૦ થી ચાલુ ] (૩૫૦) માલસર તા. શિનોર.

## પુસ્તકાલયોને મળેલી ભેટ :—

**—પાતળવેણી તા. વડોદરાઃ**—રૂ. ૧૦] પાદરાના પા. દેસાઇભાઇ ઇશ્વરભાઇ કડીવાળા તરફથી પૌત્ર લગ્નની ખુશાલીમાં; ૨૧] પાદરાના પા. કેશવલાલ કાળીદાસ ચોંકસી તરફથી પુત્રલગ્નની ખુશાલીમાંઃ કુલ રૂ. ૩૧].

**—અંજેસર તા. સાવલીઃ**—વડોદરા પ્રાંત પંચાયતના સભાસદ મોતીપુરાના રહીશ પા. રામભાઇ શિવાભાઈ તરફથી રૂ. ૨૫] નું કબાટ નંગ ૧.

**—બાલીસણા તા પાટણઃ**—રૂ. ૧૧] પાનસરના શેઠ છોટાલાલ મૂળચંદના પુત્ર કાંતિલાલ વકીલ તરફથી સ્વલગ્ન પ્રસંગે.

**—હરમડીઆ તા. કોડીનારઃ**—રૂ. ૧૦] શેઠ જીવાભાઇ મૂળજીભાઇ જીનીંગ ફેકટરીવાળા તરફથી; રૂ. ૫] શેઠ ખાનમામદ અલીભાઇ તરફથી હસ્તે ગુલામહુસેનભાઇઃ **કુલ રૂ. ૧૫].**

## વ૦ રા૦ પુ૦ મંડળ

**પર્વણીદિનઃ**—આવતા માસની પાંચમી તારીખે આવતો ' **પર્વણીદિન** ' ઉજવવાની ભલામણ પુસ્તકાલય ભકતોને હવે કરવાની હોય ખરી ? ચાલુ અંકમાં અન્યત્ર એ સંબંધમાં પ્રસિદ્ધ થયેલ લેખ વાંચી, સગવડ પડતા કાર્યક્રમથી એ શુભ-દિન ચાલુ સાલે ઠેર ઠેર ઉલટભેર ઉજવાય એજ શુભેચ્છા !

**શિક્ષણ વર્ગોઃ**—આ સંબંધમાં અન્યત્ર પ્રસિદ્ધ થયેલી રા. પુ. મંડળની જાહેરાત નં. ૧/૧૯૩૭-૩૮ તરફ મંત્રી-ગ્રંથપાલોનું ધ્યાન ખેંચી જેમણે હજી લગી એ શિક્ષણ વર્ગનો લાભ ન લીધો હોય તેમને પોતપોતાના પ્રાંતિક વર્ગ માટે ઉમેદ-વારી સવેળા નોંધાવી દેવાની ભલામણ કરીએ છીએ.

**મહાલ પરિષદો:**—તા. ૧૨–૧૨–૩૭ ના રોજ ભરાઈ ગયેલી કડી મહાલની પ્રથમ પુસ્તકાલય પરિષદનો અહેવાલ ચાલુ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થયો છે તે જોઈ લેવાની લાગતાવળગતાઓને વિનંતિ.

**—શિનોર મહાલની ૩ જી પરિષદ:**—તા. ૩૦–૧–૩૮ રવિવારના રોજ બપોરના સમયે **અવાખલ** ગામે, મહાલ વહિવટદાર રા. રા. મણિરાય વેણીરામ મજમુંદાર સાહેબના અધ્યક્ષપદે ભરવાનું ઠર્યું છે. મહાલનાં બધાં પુસ્તકાલયો પોતપોતાનાં પ્રતિનિધિઓ મોકલી આપી પરિષદની કાર્યવાહીને સફળ બનાવે એમ ઈચ્છીએ.

**—વિસનગર મહાલની ૪ થી પરિષદ:**—હોળીના તહેવારો દરમ્યાન વિસનગર તળમાં ભરવાનો ઠરાવ મહાલ મંડળની ત્રિમાસિક સભામાં થયો છે.

**—મહેસાણા મહાલની ૨ જી પરિષદ:**—સગવડ પડતા સ્થળે માર્ચ માસમાં ભરવાની તૈયારીઓ ચાલે છે.

**મહાલ મંડળની ત્રિમાસિક સભા:**—વિસનગર મહાલ મંડળની ત્રિમાસિક સભા તા. ૨૫–૧૨–૩૭ ના રોજ વિસનગર સા. પુ૦ ના મકાનમાં ભરાઈ હતી. તેમાં વાલમ, દેણપ, કાંસા, ગુંજા, ગોઠવા, ભાલક અને વિસનગર જૂથ મંડળોના મંત્રીઓ તથા તરભ, રંગાકુઈ અને થલોટા પુસ્તકાલયોના મંત્રીઓ વગેરે મળી કુલ **૧૫** સભ્યો હાજર હતા. કામકાજમાં ત્રિમાસિક નિવેદન પછી (૧) રાજગઢ અને થલોટા ગામોએ નવીન પુસ્તકાલયો ઉઘડાવવાના કામે અનુક્રમે રૂ. ૩૦) અને ૨૫) ની મદદ આપવા બદલ શેઠ શ્રી મહાસુખભાઈને અભિનંદન આપવાનો, (૨) મહાલ પરિષદ હોળીના તહેવારો દરમ્યાન વિસનગર તળમાં ભરવાનો, તથા (૩) ગ્રામ પુસ્તકાલયોનાં મકાન માટે જુદા જુદા પ્લાન ખાતા તરફથી કર્યા છે તે મંગાવવાનો—એમ ૩ ઠરાવ કરી પાછલી સાલની અનામત રકમોમાંથી ખરીદવાનાં પુસ્તકોની યાદીઓ તરત જ મોકલી આપવાની તથા ઉજળિયાત વસ્તીવાળા **સલીસણા, બાકરપુર,** અને **શુશી** ગામોએ પુસ્તકાલયો નથી તે ઉઘડાવવા બનતો પ્રયાસ કરવાનાં સંબંધી યોગ્ય ચર્ચા થઈ હતી.

**પ્રાન્તિક પ્રચારકો:**—મહેસાણા પ્રાન્તના પુસ્તકાલય પ્રચારકપદે ઉમતા તા. ખેરાળુવાળા પુસ્તકાલય કામના અનુભવી રા. અમથાલાલ કકુરામ ત્રિવેદીની નીમણૂંક તા. ૧–૧–૩૮ થી થઈ હોઈ તેમણે ખેરાળુ મહાલમાં ફરવાનું શરૂ પણ કરી દીધું છે.

—વડોદરા પ્રાંત માટેના પ્રચારકની પણ પસંદગી થઈ ગઈ છે. એ જગા માટે વડુ તા. પાદરાના ગ્રંથપાલ તરીકે ગ્રામ પુસ્તકાલયના વહિવટનો ૭ સાત વર્ષનો અનુભવ ધરાવતા રા. ડાહ્યાભાઈ તળજાભાઈ પટેલની અરજી બહાલ રખાઈ છે. તેમણે તા. ૧૫–૧–૩૮ થી પોતાની જગો સંભાળી લીધી છે. તેમને પ્રથમ સંખેડા મહાલની ફેરણી સોંપાવાની છે.

હવે રહ્યા નવસારી અને અમરેલી પ્રાન્તો: ત્યાંનાં પ્રાન્ત મંડળો પણ પોતપોતાના પ્રાંત માટેના પ્રચારકો શીઘ્ર નીમી દે એ ખાસ ઈચ્છવાયોગ્ય.

## રાજ્ય બહાર

**ચરોતરની પુસ્તકાલય પ્રવૃત્તિઃ**—રૂ. ૧૦ થી રૂ. ૨૦ સુધીની ગામ મદદમાં તેટલી જ બીજી રકમ ઉમેરી આપીને સો ઉપરાંતનાં ગામોમાં **દાદાભાઈ નવરોજજી વાચનાલયો** આણંદની સુપ્રસિદ્ધ ચરોતર એજ્યુકેશન સોસાઇટી તરફથી છેલ્લાં કેટલાંક વર્ષોથી નભાવવામાં આવે છે. દા. ન. વાચનાલયની એ પ્રવૃત્તિને ચરોતરનાં બાકીનાં ગામોમાં વિસ્તારવાનો પ્રયાસ સોસાયટીએ ચાલુ સાલ હાથ ધર્યો છે, અને તેની સફળતા માટે પ્રચારક તરીકે જાણીતા થયેલા ભાઈ શિવાભાઇ ભાઇલાલભાઇ પટેલને ખેડા જીલ્લાના પુસ્તકાલય પ્રચારક પદે નીમી તેમની મારફત જે ગામ માત્ર રૂ. પાંચ મોકલી આપે તેમને પણ વાચનાલયનો લાભ આપવાની યોજના કરવામાં આવી છેઃ સ્તુત્ય !

**રાજકોટમાં બાલ પુસ્તકાલયઃ**—રાજકોટની શ્રી કિશોરસિંહ સ્કૂલનો શતાબ્દી ઉત્સવ ચાલુ માસની તા. ૮–૯–૧૦ ના દિવસોએ ઉજવાયો. એ પ્રસંગે સ્કૂલ અંગે બાલ પુસ્તકાલય તથા પ્રદર્શન ખુલ્લું મૂકાવવાનો વિધિ ના. ઠાકોર સાહેબને શુભ હસ્તે કરવાયો છે.

**શ્રી પાર્વતીબાઇ હિન્દુ લાયબ્રેરી–મુંબાઈઃ**—મુંબાઇના માંડવી લતામાં આવેલી આ સંસ્થાનો ઉત્તરોત્તર સારો લાભ લેવાતો હોવાનું અમને મળેલા નીચેના આંકડા પરથી સમજાય છેઃ—

| સન | વંચાયલા પુ. ની સંખ્યા | વાચક સંખ્યા |
|---|---|---|
| ૧૯૩૬ | ૧૫૫૨૨ | ૪૪૬ |
| ૧૯૩૭ | ૨૧૭૫૫ | ૫૩૬ |

સાથે પુસ્તક ભંડોળની સંખ્યા પણ જણાવાતી રહે તો સારૂં !

**પ્રતિબંધ ઉઠે છેઃ**—શ્રી નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ કૃત "**ગેરીબાલ્ડીનું જીવન ચરિત્ર**" તથા "**પ્રેસિડન્ટ ગારફીલ્ડ**" એ બે ગુજરાતી પુસ્તકો તેમજ "**શ્રી કૃષ્ણ શિષ્ટાઈ**" નામક મરાઠી પુસ્તક પરનો પ્રતિબંધ ઉઠાવી લેવાયો છે.

**વિદાય લે છેઃ**—ભાવનગરની દક્ષિણા મૂર્તિ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થતું "**છાત્રાલય**" માસિક અગિયાર વર્ષની સેવા સમર્પી, આર્થિક મુશ્કેલીને કારણે, હાલ તુરત માટે તો વિદાય લે છે. છાત્રાલય દુનિયાને એની ખોટ ખસુસ સાલવાની.

## પરદેશ

**હૉસ્પિટાલ લાયબ્રેરીઓની પહેલઃ**—દુનિયાભરમાં હૉસ્પિટાલ લાયબ્રેરીઓની યોજના કરવાનું માન આયર્લેન્ડનું પ્રજાસત્તાક ખાટી ગયું છે. આ યોજનાનો ખ્યાલ મૂળ સ્ટીવન બ્રાઉન નામના એક ધર્માધ્યક્ષને આવેલો અને તે તેણે ૧૯૩૩ માં આયરિશ પુસ્તકાલય મંડળની પરિષદમાં રજુ કરેલો. તેને પરિણામે ૧૯૩૭ ની શરૂઆતમાં ૧૦ હજાર પૌન્ડનું એક ટ્રસ્ટ ફંડ સ્થાનિક સ્વરાજ્ય ખાતાના મંત્રી તરફથી જુદું કાઢવામાં આવ્યું છે, અને હવે નવેમ્બર માસથી તે યોજના અમલમાં પણ મૂકાઈ ગઇ છે. યોજનાનુસાર દેશભરની કોઇ પણ સરકારી, અર્ધ સરકારી કે સ્વયં

સેવાભાવી હસ્પીતાલોને ચોપડીઓનો જથ્થો દરદીઓના ઉપયોગ માટે પૂરો પાડવામાં આવે છે. મોકલાતાં પુસ્તકો ફાટે તુટે યા બગડે તેની જવાબદારી હસ્પીતાલોને શિર નથી રખાઇ, તેમ ચેપી રોગોના દવાખાનાંઓને ધીરાતાં પુસ્તકો પાછા નહિ મંગાવતાં માંડી જ વાળવાની નીતિ સ્વીકારાઇ છે. હસ્પીતાલો અંગે કાયમનાં પુસ્તકાલયો ઉભાં કરવામાં મદદભૂત થવાનો પણ યોજનાનો આશય છે.

**ઈનામને પાત્ર ઠરેલી નવલકથા:**—અમેરિકામાં થયેલી નવલકથાઓની હરિફાઇમાં ફ્રેડરિક પ્રોકોશ કૃત "**ધી સેવન હુ ફ્લેડ**" નામની નવલકથા છા હજાર ડોલરનું ઈનામ જીતી ગઇ છે. ચટ્ટો અને વિન્ડસની પેઢીએ એની ઈંગ્લીશ આવૃત્તિ પ્રસિદ્ધ કરવાની તૈયારી આદરી છે.

**અંધ વાચકોના લાભાર્થે:**—યુનાઇટેડ સ્ટેટ્સની કૉંગ્રેસ સરકારે અંધ જનતાના લાભાર્થે ચાલુ વર્ષે ૧ાા લાખ ડૉલર ખર્ચવાનું બીલ પસાર કર્યું છે. એ રકમનો વિનિયોગ આંધળાંઓ માટે "**બોલતાં પુસ્તકો**" પ્રસિદ્ધ કરવાના તથા વહેંચવાના કામે થશે. યુનાઇટેડ સ્ટેટ્સમાં હાલ આંધળાંની સંખ્યા ૩,૨૦,૦૦૦ જેટલી હોય તેમાંનાં અડધો અડધનાં દષ્ટિદીપ તેમની આધેડ વય પછી બુઝાયા હોવાનું તથા તેમાંનાં ઘણાંખરાંએ શિષ્ટ અંગ્રેજી સાહિત્યનાં સર્વમાન્ય ગ્રંથો પોતાની દેખતી અવસ્થામાં વાંચ્યાં હોવાનું જણાયું છે. સન ૧૯૩૫ માં ૧૫૦૦ અંધો બોલતાં પુસ્તકોનાં માલીક હતાં, જ્યારે આ નવી યોજનાથી તે સંખ્યા ૧૮૦૦૦ ને જુમલે પહોંચશે એવો અંદાજ છે.

## અવસાન નોંધ

નડિયાદના વતની ગુજરાતના જાણીતા સાક્ષર શ્રી. ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા, જેઓ છેલ્લાં કેટલાંક વર્ષોથી દમના વ્યાધિથી પીડાતા હતા, તેઓ તા. ૨૮–૧૨–૩૭ ના રો / ગુજરી ગયા છે. આ માઠા બનાવની સખેદ નોંધ લઇએ છીએ અને મહુંમના આત્માને ચિર શાંતિ ઇચ્છીએ છીએ. મહુંમ 'ગુરૂદત્ત વિદ્યાર્થિનું જીવનચરિત્ર, 'પાંચ પ્રેમકથા', 'કાવ્ય કુસુમાંજલિ', 'બે પ્રેમકથા', 'સ્નેહાંકુર' વગેરે પુસ્તકોના લેખક હતાઃ વ્યાખ્યાતા પણ કુશળ હતા.

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. / ૩૭-૩૮

## ગ્રામ પુસ્તકાલયોના ગ્રંથપાલો અને મંત્રીઓ માટે પ્રાંતવાર શિક્ષણવર્ગો

**ગ્રામ** પુસ્તકાલયોના કામ કરનારા મંત્રીઓ તથા ગ્રંથપાલો માટે પ્રાંત દીઠ, પુસ્તકાલય શિક્ષણવર્ગો દરવર્ષે ભરાય છે. તે મુજબ ચાલુ સન ૧૯૩૭-૩૮ માટે એ વર્ગો નીચેની વિગતે ભરવા ઠરાવ્યું છેઃ—

| પ્રાન્ત | તારીખ : વાર | સ્થળ |
|---|---|---|
| ૧ વડોદરા | ૨૪-૨૫-૨૬ માર્ચ '૩૮ ગુરુ, શુક્ર, શનિ | સંખેડા |
| ૨ મહેસાણા | ૧૮-૧૯-૨૦ એપ્રીલ '૩૮ સોમ, મંગળ, બુધ | દહેગામ |
| ૩ નવસારી<br>૪ અમરેલી | એપ્રીલ કે મે માસમાં | |

નવસારી પ્રાંતનો વર્ગ નવસારી મહાલના અનુકૂળ પડતા સ્થળે તથા અમરેલી પ્રાંતમાં ઓખામંડળ સિવાય બીજા મહાલોમાં આવા વર્ગ એક વાર ભરાઇ ગયેલા હોવાથી આ વખત ઓખામંડળ માટે વર્ગ ભરવાની યોજના છે. એ બે વર્ગો માટે સ્થળ તથા તારીખો ચોક્કસ થયે જાહેર કરવામાં આવશે, તેમ ઉમેદવારોને વ્યક્તિગત ખબર પણ આપવમાં આવશે.

શિક્ષણવર્ગ જે તાલુકામાં ભરાય તે તાલુકાનાં તમામ પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલ ભાઇઓ લાભ લઇ શકે તેટલા ખાતર ચાલુ સાલે એ વર્ગ અંગે થતો બધો જ ભોજનખર્ચ રાજ્ય પુસ્તકાલય મંડળ ઉપાડી લે અને પ્રાંતના હરકોઇ ઉમેદવારને થતો મુસાફરીખર્ચ જે તે પુસ્તકાલયના બજેટમાં પાડી શકાય તેવી યોજના રાખી છે. આ શિક્ષણવર્ગો ચલાવવા માટે રાજ્ય પુસ્તકાલય મંડળથી મંત્રીઓ, રાજ્ય પુસ્તકાલય પ્રચારક, તથા પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેનાર જે તે પ્રાન્તના ભાઇઓ હાજર રહેશે. પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ પણ આવશે. શિક્ષણવર્ગોનું કામ ત્રણે દિવસ સવારના ૭ા થી ૧૦ા તથા બપોરે ૨ થી ૫ એમ બે કકડે ચાલશે. વચલો વખત ભોજન, આરામ, વાર્તાલાપ અને રમત ગમત વગેરે માટે રહેશે. રાત્રે ૮ા થી ૧૦ સુધીના વખતમાં જાદુઇ ફાનસનાં દશ્યો બતાવવામાં આવશે કે પછી ઉપયોગી છતાં આનંદજનક વાર્તાલાપ ચાલશે. ત્રીજે દિવસે સવારના ભાગમાં શંકા નિવારણનું કાર્ય થશે, અને સાંજના ભાગમાં નજીકના જોવા જાણવા જેવા કોઇ સ્થળની મુલાકાતે જવાનું ગોઠવાશે.

પુસ્તકાલયોના મંત્રી વા ગ્રંથપાલ જે હાલ હશે તેમને આ વર્ગમાં પ્રથમ

પસંદગી આપવામાં આવશે. બીજા ભાઇઓ પણ પોતાના ખર્ચે આવવાની શરતે અરજી કરી શકશે અને જગો હશે તો તે મંજુર રખાશે.

આ વર્ગોમાં આવવાની ઇચ્છા રાખનારાઓએ પોતાનાં નામ, ઠામ, અભ્યાસ ઉંમર, ધંધો અને પુસ્તકાલય અંગેની કામગીરીની હકીકત સાથેની અરજી અમારા તરફ મોકલી આપવીઃ વડોદરા અને મહેસાણા પ્રાન્તના વર્ગો માટેની અરજીઓ મોડામાં મોડી અનુક્રમે તા. ૧૫ માર્ચ અને ૧૦ એપ્રિલ ૧૯૩૮ સુધીમાં મળી જવી જોઇએ નવસારી અને અમરેલી પ્રાંતોના વર્ગો માટેની અરજીઓ પણ સવેળા આવે એ ઇચ્છવા યોગ્ય ગણાય.

આ શિક્ષણવર્ગનો લાભ જેમને લેવો હોય અને ચાલુ સાલના બજેટમાં તે માટે જેમણે સવડ ન રાખી હોય તેવાં પુસ્તકાલયોએ જરૂરી રકમ પૂરતો ફેરફાર કરવાનું લખાણ પુસ્તકાલય ખાતાના મે. મદદનીશ વ્યવસ્થાપક સાહેબ તરફ આ વાચતા બરાબર મોકલી આપવું.

આ વર્ગો માટે જેમની અરજીઓ મંજુર થશે તેમને વ્યકિતગત ખબર આપવામાં આવશે. તેમણે વર્ગનું કામ ઠરેલા દિવસના સવારથી જ શરૂ થવાનું હોવાથી આગલી રાત્રે જ વર્ગના સ્થળે હાજર થઇ જવું જોઇશે.

પથારી, જળપાત્ર વગેરે અંગત જરૂરી સામાન ઉપરાંત વટહુકમ સૂચનાઓનાં એકીકરણનાં ત્રણે પુસ્તક, વર્ગીકરણ પદ્ધતિનું પુસ્તક, પોતપોતાના પુસ્તકાલયનું જનરલ રજીસ્ટર ઉપરાંત વિષયવારી, નામવારી પત્રકો તૈયાર થયેલાં હોય તો તે, અને રા. બ. ગોવિંદભાઇ દેસાઇકૃત "**ઘરમાં રમવાની રમતો**" એટલું સૌએ લેતા આવવું. શિક્ષક હશે તેમની કામગીરી ગણાય એ માટે હાજરીના દાખલા આપવામાં આવશે.

આ પહેલાં ભરાઈ ગયેલા શિક્ષણવર્ગોનો લાભ ન લીધો હોય એવા જે તે પ્રાંતના ગ્રામપુસ્તકાલયના મંત્રીઓ વા ગ્રંથપાલો અને જુથમંડળના મંત્રીઓ આ વર્ગોનો જરૂર લાભ લેઃ અને જે તાલુકામાં વર્ગ ભરાતો હોય તે તાલુકાના તો બધા જ લે. જે તે પ્રાન્ત ખાતે નવીન ઉઘડેલા વા ઉઘડવાનાં પુસ્તકાલયોના મંત્રીઓને તો આ વર્ગનો લાભ લેવાની ખાસ ભલામણ છે. **ઓખામંડળમાં તો મહાલનાં સર્વ પુસ્તકાલયોના મંત્રી ભાઇઓ ઉપરાંત મહાલની દરેક શાળામાંથી એકેક શિક્ષક પણ આ વર્ગનો લાભ જરૂર લે એમ ઇચ્છીએ છીએ.**

વ૦ પુ૦ સ૦ સ૦ મંડળ લિ૦<br>રાવપુરા : વડોદરા<br>તા. ૧૦-૧-૩૮

**મોતીભાઇ ન. અમીન**<br>**મણિલાલ મં. કાશીવાળા.**<br>માનદ મંત્રીઓ,<br>વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

—卐—

# આભાર નોંધ

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરાના મંત્રી શ્રીયુત ભાઇ ભાઇલાલભાઇ ખુશાલભાઇ પટેલ, મંડળની શરૂઆતથી એટલે તા. ૧-૪-૨૪ થી તા. ૧૫-૧-૩૮ સુધી, મંડળની જવાબદારીવાળાં અનેક કામો બાહોશીથી અને ખંતથી કરી, તા. ૧૬-૧-૩૮ થી મંડળની નોકરીમાંથી રાજીનામું આપી છૂટા થાય છે. મંડળ સાથેની આ ૧૩ વર્ષની તેમની કારકિર્દી દરમ્યાન તેઓએ મંડળની જમાવટ કરવામાં, તેના હિસાબી વહિવટમાં, સંખ્યાબંધ પુસ્તકાલયોના મંત્રીઓ, પુસ્તકોના લેખકો અને પ્રકાશકો, તેમજ વર્તમાનપત્રો તથા માસિકોના તંત્રીઓ અને વ્યવસ્થાપકો સાથે પત્રવ્યવહારમાં, તેમજ પુસ્તકાલયખાતા તથા રાજ્ય પુસ્તકાલય મંડળ સાથે સંબંધો જાળવી રાખવામાં સારી કુનેહ વાપરી છે. મંડળના કામકાજમાં નિયમિતપણું અને ચોકસાઇ સાચવવામાં તથા પુસ્તકાલયોના હિસાબની ચોખવટ રાખવામાં, તેમને કેટલાક પ્રસંગોએ કડકાઇથી કામ લેવું પડયું હશે, અને આ કારણે તેમને કેટલાકોની સાથે કડવાશ પણ વહોરવી પડી હશે. શિસ્તપાલન સાચવવા જતાં અને તેમના સ્વભાવમાં સ્વાભાવિક બની રહેલી કઠોરતા વિચારતાં તે ટીકાને પાત્ર પણ થયા છે; છતાં એકંદર રીતે જોતાં, મંડળની હાલની સ્થિતિ, તેમના જ્ઞાન, અનુભવ અને શકિતને ઘણે મોટે ભાગે આભારી છે, એમ હું મારો અભિપ્રાય જાહેર કરૂં છું અને તેમણે મંડળની અને પુસ્તકાલય પ્રવૃત્તિની કરેલી સેવાઓ માટે તેમનો હું જાહેર રીતે આભાર માનું છું.

વડોદરા,
તા. ૮-૧-૩૮

મોતીભાઈ ન. અમીન.
અધ્યક્ષ.
વ્યવસ્થાપક મંડળ,
પુસ્તકાલય સ૦ સ૦ મંડળ લિ૦

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી૦, વડોદરા.

## નવીન બહાર પડેલાં મંડળમાં વેચાતાં પુસ્તકોની યાદી.

| અનુક્રમ નંબર. | પુસ્તક નામ. | વિષય. | લેખક. | પ્રકાશક. | કિંમત. | રિમાર્ક. |
|---|---|---|---|---|---|---|
| ૧ | નીતીશાસ્ત્ર પ્રવેશ | નીતિ | ગોરધનદાસ કહાનદાસ | ગુર્જરગ્રંથ રત્ન કાર્યાલય | ૩- ૮-૦ | |
| ૨ | આબાદ હિંદુસ્તાન | રાજ્યનીતિશાસ્ત્ર | ગોપાળદાસ જી. પટેલ | નવજીવન પ્ર. મંદિર | ૧- ૦-૦ | |
| ૩ | ત્રણ રત્નો | ધર્મ | ,, | ,, | ૦- ૮-૦ | |
| ૪ | મરૂ કુંજ ( નવી આવૃત્તિ ) | વૈદક | મથુરાંદાસ ત્રિકમજી | ,, | ૦- ૮-૦ | |
| ૫ | વલ્કલ | નવલકથા | જસવંત ઠાકર | નવચેતન સા. મંદિર | ૧- ૦-૦ | |
| ૬ | ખેતીવાડીનાં મૂળ તત્ત્વો ભા. ૧લો | ઉપયુક્ત કલા | માર્તંડ શિવભદ્ર પંડ્યા | માર્તંડ શિવભદ્ર પંડ્યા | ૦- ૬-૦ | |
| ૭ | યમદમન | ધાર્મિક | શિવપ્રસાદ મહેતા | ગીતા ઓફીસ અમદાવાદ | ૦- ૬-૦ | |
| ૮ | દેશી રાજ્યો અને ફેડરેશન | રાજકીય | ચુનીલાલ શામજી ત્રિવેદી | ગુર્જરગ્રંથ રત્ન કાર્યાલય | ૫- ૦-૦ | |
| ૯ | આચાર્ય કૃપલાનીના લેખો | નિબંધો. | મગનભાઈ દેસાઈ | ,, | ૨- ૦-૦ | |
| ૧૦ | ફળવાડીની ખીલવણી | ફળઝાડ સંબંધી | અંબાલાલ મો. પટેલ | અંબાલાલ મો. પટેલ | ૦-૧૨-૦ | |
| ૧૧ | શેક્સપીઅરનાં કથાનકો | વાર્તા | રમણલાલ ના. શાહ | બાલજીવન | ૧- ૦-૦ | |
| ૧૨ | શ્રીકાન્ત ભા. ૩ જો | નવલકથા | શરદ બાબુ | ગુર્જરગ્રંથ રત્ન કાર્યાલય | ૨- ૦-૦ | |

ટીપઃ—નાની મોટી ખરીદી કરનાર પુસ્તકાલયોને મંડળના ઠરેલા ધોરણ મુજબ પૂરું કમીશન આપવામાં આવે છે.

વડોદરા, }
૧-૧-૩૮ }

વા. ના. અમીન
અ. મંત્રી.

## પુ. સ. સ. મંડળ લિ. વિભાગ

# પત્રો શરૂ થયાની માહિતી સન ૧૯૩૭–૩૮

'પુસ્તકાલય' માસિકના ડિસેમ્બર માસના અંકમાં જાહેર થયા પ્રમાણે તા. ૧૭–૧૨–૩૭ સુધી નીચે જણાવેલાં જે ૨૩૩ ગ્રા. પુ.ની લોકમદદ આવેલી, તેમનાં પત્રો તા. ૧–૧–૩૮ થી શરૂ કરાવ્યાં છે.

### યાદી નં. ૨ : સંખ્યા ૨૩૩.

| | | | | |
|---|---|---|---|---|
| **પેટલાદ ૧૨** | ભાયલી | કરમડી | શિરોળા | **દહેગામ ૨** |
| કલોલી | વડોદરા ટ્રેનીંગ સ્કુલ | કુરાઈ | ટીંગલોદ | ધમીજ |
| ખણુસોલ | પુ. વા. | કોરલ | **સાવલી ૭** | હાલીસા |
| ગંગાપુર | સેરખી | ખાંધા | ખાખરીઆ | **આતરસુંબા ૨** |
| ધુંટેલી | સલાડ | ગંધારા | રાણીપુરા | બારીઆ |
| જોળ | સોખડા | જુની જીથરડી | ગાંગડીઆ | વ્યાસવાસણા |
| દંતાલી | મહાપુરા | દેથાણ | નમીસરા | **કડી ૧૨** |
| બામણોલી | અટલાદરા | નવી જીથરડી | મંજુસર | ખોરજના દોડા |
| બોરીઆ | ગોસીંદ્રા | પુરા | અલીંદ્રા | ભટાસણ |
| ભૂરાકોઇ | ફ્રાન્ઝલપુર(સાંકરદા) | બોકડા | કુનપાડ | મેડાઆદરજ |
| રૂણજ | રણોલી | સણીઆદ | **વાઘોડીઆ ૧૩** | મોકાસણ |
| ધર્મજ અંસજ વા | કરાલી | સારીંગ | કરમાલીઆ- | વડુ |
| માલવાડા | **પાદરા ૧૪** | ઉમજ | પુરા | વીડજ |
| **ભાદરણ ૮** | ગવાસદ | નિશાળીઆ | કામરોળ | સરસાવ |
| જહાજ | ધાયજ | કંથારીઆ | ખંધા | આકુંદરા |
| ઝારોળા | ચિત્રાલ | **ડભોઇ ૭** | ખેરવાડી | કણઝરી |
| ટીંબા | તિથોલ | કરણેટ | ગજાદરા | ઇંદ્રાડ |
| પીપળી | સોજ | ધમેલી | પીપળીઆ | ઢોરીઆ |
| પીપળોઇ | માસર | નાહારીઆ | ગુતાલ | કલ્યાણપુરા |
| ફીણાવ | મુજપુર | બોરબાર | માડોધર | **કલોલ ૧૧** |
| જાવેલ | લતીપુરા | ભીલુપુર | રવાલ | ધસંડ |
| સુંદણ | સોખડાખુર્દ | સીતપુર | રાહકુઇ | કુંડાસણા |
| **વડોદરા ૧૭** | પીંડાપા | કુંવરપુરા | સાંગાડોળ | જામલા |
| ગોરવા | ભદારી | **શિનોર ૭** | તરસવા | ડીંગુચા |
| ઊંડેરા | મોભારોડ | અચીસરા | ચીપડ | પાનસર |
| ચાપડ | ભાણપુર | અનસોયા | **સંખેડા ૧** | મોખાસણ |
| તરસાળી | વડદલા | આણંદી | કસુંબીઆ | વડસર |
| ચોર | **કરજણ ૧૬** | સતીસણા | **તિલકવાડા ૧** | વેડા |
| બાજવા | ઉરદ | સેગવા | બુજેઠા | ધાનજ |

કોઠા
વાગોસણ
**વિજાપુર ૪**
ગવાડા
ગેરીતા
લોદ્રા
સોખડા
**વિસનગર ૩**
દવાડા
ખંડોરણ
વાલમ
**મહેસાણા ૭**
આખજ
બુટાપાલડી
ભાલકીઆ સ્ટેશન
હાડળી
મેવડ
નાગલપુર
મુલસણ
**સિદ્ધપુર ૩**
કહોડા
વડવાડા
દુંડાવ
**ખેરાળુ ૨**
સીપોર
વીઠોડા
**પાટણ ૪**
ખીમીઆણા
આંબાપુરા
સમોડા
પાટણ ડો.પંડ્યા વા.
**ચાણસ્મા ૧૨**
કંબોઇ
બ્રાહ્મણવાડા
મુંઢેલા
વડાવલી
વીરતા
ખોરસમ
વેણપુરા
મોટપ
ભાટસર
ચડાસણા
દાણોદરડા
ધાણોધરડા
**નવસારી ૧૦**
કાછીઆવાડી
ડોલાસણા
ચોખડ
પોંસરા
વીરાવલ
સંદલપુર
સાગરા
દેલવાડા
પરથાણ
ભિનાર
**ગણદેવી ૩**
ધકવાડા
ગંગોર
દેવસર
**પલસાણા ૫**
એરથાણ
બગુમરા
વણેસાપીસાદ
છટાળવા
તાંતીથૈયા
**કામરેજ ૬**
ઉંભેલ
દીગસ
નનસાડ
મોરથાણ
હલધર
ખાનપુર
**મહુવા ૧**
વહેવલ
**માંગરોલ ૫**
કંટવા
લીંબાડા
સીમોદરા
કોસાડી
લુહારા
**વ્યારા ૩**
કપુરા
ઉમરવાવ નજીક
વાંસકુઇ
**અમરેલી ૧૮**
કેરીઆ નાગસ
જાળીઆ
દેવળીઆ
નાના માંચીઆળા
લાલાવદર
દહીડા
પીપળલગ
સણોસરા
રાજસ્થલી
તરકતલાવ
ઇશ્વરીઆ
કેરીઆચાડ
ઢોલરવા
નાના આંકડીઆ
ફત્તેપુર
મોટા ભંડારીઆ
વાંકીઆ
નાના ભંડારીઆ
**દામનગર ૩**
ધુફણીઆ
દહીથરા
નારણગઢ
**ધારી ૪**
દેવળા
સરસીઆ
બાડેર
આંબરડી
**ખાંભા ૨**
ઇંગોરાળા
વાંકીઆ
**કોડીનાર ૩**
કડોદરા
ઘાંટવડ
માલસરમ
**રતનપુર ૨**
મોણપુર
શાહપુર
**ઓખામંડળ ૧**
ખતુંબા
ધીણકી
બરડીઆ

૪૫૧ ડીસેમ્બર અંકની યાદી નં. ૧ નાં ( ૪૬૧ નહિ પણ ૪૫૧ )
+ ૨૩૩ આ યાદીનાં
૬૮૪ જાન્યુઆરીથી શરૂ થયલાં કુલ એકંદર,

નીચે જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયોની લોકમદદ તથા સરકાર પંચાયત મદદની પાવતીઓ તા. ૪–૧–૩૮ સુધીમાં આવી ગઈ હોવાથી તે તમામને તા. ૧૫–૧–૩૮ થી પત્રો શરૂ કરી આપવાની વ્યવસ્થા થઇ છેઃ તા. ૨૦–૧–૩૮ સુધીમાં જેમની રકમ તથા પાવતીઓ આવી ગઇ હશે તેમને હવે તા. ૧–૨–૩૮ થી શરૂ કરી આપવામાં આવશેઃ

## યાદી નં. ૩ : સંખ્યા ૨૨૦.

| | | | | |
|---|---|---|---|---|
| **પેટલાદ ૧૬** | પદમલા | દેલવાડા | ઝાલ | વાવોલ |
| ડેમોલ | સરાર | માંગરોળ | ટીંબા | **વિજાપુર ૬** |
| ત્રંબોવાડ | પાતલવેણી | લીલોડ | **દહેગામ ૯** | દેવડા |
| ચલેંડી | વેમાલી | આસનેરા | ભાવડા | વિહાર |
| નવાગામ | અલ્હાદપુરા | સાંસરોદ | મગોડી | વેડા |
| (પુરવણી) | માણેજા | **ડભોઇ ૪** | બહીએલ | સમૌ |
| પચરાણીઆ ઉર્ફે | સમસાબાદ | પીસાઇ | સાંપા | ઇભરામપુરા |
| ધૈર્યપુરા | કરોડીઆ | ફરતીકુઇ | વાસણા ચોધરી | લાકરોડ |
| પાડગોળ | ખલીપુર | બહેરામપુરા | આલમપુર | **વિસનગર ૫** |
| બાંટવા | **પાદરા ૧૧** | માવલી | સોનારડા | કાંસા |
| ભાટીએલ | અભોલ | **શિનોર ૭** | સલાટપુર | વડુ |
| મોરડ | ઉમરાયા | તેનતલાવ | ધનીઓળ | ખરસદા |
| રામોદડી | કણઝટ | બેખડા | **આતરસુંબા ૪** | ગુંજા |
| રૂણ | કરણાકુવા | નાનાકરાળા | હીલોલ | રંગાકુઇ |
| વટાવ | કુરાલ | તરવા | દેવકરણના મુવાડા | **મહેસાણા ૫** |
| વીરોલ | ગોરીઆદ | અંબાલી | ધડીઆ | અલોડા |
| સીમરડા | જલાલપુર | ગરાડી | આંબવેલ | પુનાસણા |
| સીલવાઇ | લુણા | બાવળીઆ | **કડી ૪** | ચરાડુ |
| સંજાયા | વિશ્રામપુરા | **વાઘોડીઆ ૩** | કંડ | લાખવડ |
| **ભાદરણ ૭** | સરસવણી | કાશીપુરા | ખાવડ | ધનપુરા |
| કણઝટ | સાદડ | ગણેશપુરા | સાદરા | **સિદ્ધપુર ૧૦** |
| કીંખલોડ | **કરજણ ૧૨** | જરોદ | નગરાસણ | ઊંઝા આર્ય |
| જોશીકુવા | ચોરંદા | **સંખેડા ૮** | **કલોલ ૭** | સમાજ વા. |
| વટાદરા | ધાવટ | કાવીઠા | ઉનાઉ | ઐઠોર |
| વાલવોડ | રણાપુર | પીપલસટ | જામલા-(પુરવણી) | જગન્નાથપુરા |
| લાલપુરા | રોપા | ભાટપુર | બાવલા | ડાભી |
| ગંભીરા | વલણ | વડેલી | રાંધેજા | ભુણાવ |
| **વડોદરા ૧૦** | સણાપુર | ધર્માપોડા | સાંતેજ | સમોડા |
| ગોત્રી | ઇટોલા | પાટણા | સોજા | સુણક |

# શું વાંચશો ?

| લેખ | માસિક | પુસ્તક | માસ |
| --- | --- | --- | --- |
| ઝિંદાદિલ નાનસેન<br>લાડકી બહેન<br>નિશીથ યાત્રા<br>મારી સફર | કુમાર | ૧૧ ( ૧૬૮ ) | માગશર |
| એશિયા ખંડના મતભેદ<br>ફેડરેશનઃ એના પ્રકારો<br>વિદ્યાર્થી જીવન અને તેનો સદુપયોગ<br>આહાર અને આરોગ્ય | ચિત્રમય જગત | ૨૧ | જાન્યુઆરી |
| વિધવાની કન્યા<br>સ્મરણ શક્તિના અદ્ભુત દૃષ્ટાંતો<br>જ્યોતિષી<br>જર્મની | નવચેતન | ૩૨ | જાન્યુઆરી |
| આવું ક્યાં સુધી નભશે ?<br>હિંદુ-મુસલમાન કી જય !<br>દધિ વલોણું<br>વરકન્યાની પસંદગી–કોણ કરે ? | નવરચના | ૨ | ડીસેમ્બર |
| બાળ લગ્નનો વિદ્યાર્થી<br>છુટાછેડા<br>ખેતીનો ધંધો ઉત્તમ કેમ ? | પાટીદાર | ૧૫ | પોષ |
| વીમાનો કાયદો<br>શ્રી મોતીભાઇ અમીન માનવતાની નજરે<br>રૂપીયા આના પાઇ | પ્રસ્થાન | ૨૪ | આસો |
| ઉઘડતા પાને<br>ઇટલી, જર્મન ને રશિયાની યુવક પ્રવૃત્તિ<br>સ્ત્રીઓ ઘરમાં કે બહાર ? | યુવક | ૮ | જાન્યુઆરી |
| રેઢીઆળ<br>કામ ચલાઉ મહંત<br>કચ્છનો ક્રોમવેલ ફત્તેહમામદ જમાદાર | શારદા | ૨૮ | ડીસેમ્બર |
| કેળવણી ક્યારથી ?<br>એનો ઉપાય ધીરજ | શિક્ષણ પત્રિકા | ૧૨ | માર્ગશીર્ષ |

—x—

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૪૯

| વર્ગ | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | કિંમત | કદ | વર્ષ | પૃષ્ઠ | પૂંઠું | પ્રકાશકનું નામ તથા સ્થળ |
|---|---|---|---|---|---|---|---|---|
| ચ | આફતે મર્દા | નટવર વીમાવાળા | ૧–૦–૦ | ૧૬° | ૧૯૩૭ | ૧૮૭ | પાકી | કર્તા, ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડીયા ચકલો, સુરત |
| ચ | મોતના પંજામાં | બાળકૃષ્ણ ચુનીલાલ જોશી | ૦–૮–૦ | ,, | ૧૯૩૭ | ૯૩ | ,, | ,, |
| ચ | ચીણગારી | શ્રી ભાનુપ્રસાદ વ્યાસ | ૦–૧૨–૦ | ,, | ૧૯૩૭ | ૧૩૬ | ,, | ,, |
| ચ | બકોર પટેલની છઠ્ઠી વાતો | શ્રી હરીદાસ વ્યાસ | ૦–૩–૦ | ૮° | ,, | ૧૯ | કાચી | ,, |
| ચ | સદર ૭ મી વાતો | ,, | ૦–૫–૦ | ૮° | ,, | ૨૪ | ,, | ,, |
| ર | મુસ્લીમ સમયનું સ્પેન અને બીજા નિબંધો | ઇમામુદીન દરગાહવાળા | ૦–૮–૦ | ૨૪° | ,, | ૮૦ | ,, | કર્તા, દરગાહ શરીફ, નવસારી |

પુસ્તકાલય ખાતું,
સાર્વજનિક પુસ્તકાલય શાખા,
વડોદરા, તા. ૭ જાનેવારી ૧૯૩૮.

પું૦ ત્રિ૦ શાહ

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક

પુસ્તકાલય ખાતું સાર્વજનિક પુ૦ શાખા

સૂચના નંબર ૪૦૭ સને ૧૯૩૭–૩૮

## વિષય :—

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો

| નામ | પ્રકાર | લવાજમ | ઠેકાણું |
|---|---|---|---|
| Mass Uplift | બુલેટીન | એક પ્રતના રૂ. ૦–૮–૦ | ભીખાલાલ બી. કપાસી, જર્નાલીસ્ટ અને કોરસ્પોન્ડન્ટ વડોદરા. |

પુસ્તકાલય ખાતું
સાર્વજનિક પુસ્તકાલય શાખા,
વડોદરા, તા. ૭–૧–૩૮

પું૦ ત્રિ૦ શાહ

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક.

—卐—

સૂચના અંક ૪૦૮ સને ૧૯૩૭–૩૮

## વિષય :

### ફરતા પુસ્તકાલયની પેટીઓ નિયત કરેલા દિવસોએ જ પરત મોકલવા બાબત

સૂચના અંક ૩૪૯ તા. ૫–૩–૩૬ થી ફરતા પુસ્તકાલય શાખાની પેટીઓ બી બી. એન્ડ સી. આઇ. રેલ્વે માર્ગે આવનાર વડોદરા સ્ટેશને સોમવારે અને બરોડા સ્ટેટ રેલ્વે માર્ગે આવનાર ગોયાગેટ સ્ટેશને ગુરૂવારે ઉતરે એવું ઠરાવવામાં આવ્યું હતું. સદર સૂચના બદલ વાઘોડીયા મુકામે ભરાયેલી પ્રાંત પુસ્તકાલ પરિષદ્ વખતે ચર્ચા થઇ. તે અનુસાર સૂચના અંક ૩૮૪ થી ફરતા પુસ્તકાલય શાખાની પેટીઓ બનતા સુધી ઠરાવેલા દિવસે જ મોકલવાનો વહિવટ રાખવા ઠરાવવામાં આવેલું હતું. છતાં ફરતા પુસ્તકાલયની પેટીઓ લગભગ રોજ ને રોજ બન્ને સ્ટેશને આવે છે, આથી એક માણસ પેટીઓ લાવવા સારૂ આખો દિવસ રોકવો પડે છે તે અગવડ ભરેલું છે, અને ફરતા પુસ્તકાલયના કામમાં ખલેલ ઉત્પન્ન કરે છે. તે દૂર કરવાનું રા. મંત્રીઓના જ હાથમાં છે, અને જે તે ઠરાવેલા દિવસે પેટીઓ પોહોંચાડવાની તજવીજ કરશે તો થવા સરખુ છે.

વડોદરા,
તા. ૭–૧–૧૯૩૮

द्य. वि. थाकनीस
વ્યવસ્થાપક,
પુસ્તકાલયખાતું, વડોદરા રાજ્ય

પુસ્તક ૧૩ મું.
અંક ૧લો

ફેબ્રુઆરી
૧૯૩૮

# પુસ્તકાલય

લવાજમ:
દેશમાં વાર્ષિક રૂ ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છુટક નકલ: રૂ. ૦-૬-૦

તંત્રીઓ
નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
માણેકલાલ નંદલાલ ચોકસી

વ્યવસ્થાપક
વાઘજીભાઇ નારણભાઇ અમીન,
બી કૉમ.
મંત્રી પ. સ. સ. મં. લિ
રાવપુરા વડોદરા



# અનુક્રમણિકા



—✠—

# ઊર્મિ

૧

શિષ્ટ સાહિત્ય અને સંસ્કારવાંછુઓનું માસિક

## બે આશિર્વચનો

પૂજ્ય ગાંધીજી જોડે હરિજન પ્રચારને અંગે કરાંચી ગયો હતો. ત્યારે 'ઊર્મિ'નું દર્શન થયું હતું તે વખતે એ કેવળ સાહિત્યિક માસિક હોય એમ લાગ્યું. આ વખતે જ્યારે હિન્દી પ્રચારને અંગે કરાંચી ગયો ત્યારે 'ઊર્મિ'નું ફરી દર્શન થયું અને પ્રજાજીવનની મિમાંસાનાં તત્ત્વો ઉમેરેલાં દેખાયાં. કોઇપણ નિયતકાલિક કેવું દેખાય છે એ જોવા કરતાં એની પાછળ કેવું મંડળ કામ કરે છે એ જોવું વધારે મહત્ત્વનું છે. મને એ મંડળ રાષ્ટ્રપ્રેમી, તત્ત્વનિષ્ઠ, મહેનતુ અને સંપીલું લાગ્યું તેથી 'ઊર્મિ' વિષે હું ઘણી આશાઓ સેવતો થયો છું.

શબ્દોની પણ એક અસર હોય છે. ઊર્મિ શબ્દ સાથે આત્મવિલોપનથી અમર થયેલી ઊર્મિલાનું સ્મરણ થાય જ છે. સેવાધિન લક્ષ્મણને શ્રી. રામચંદ્રના સહવાસનું એટલું બધું વળતર મળ્યું કે એની અદેખાઇ જ થાય. બંધુપ્રેમી ભરતે શ્રી. રામચંદ્રની ગેરહાજરીમાં પ્રજાનું એટલું સરસ ભરણપોષણ કર્યું કે આખી પ્રજાએ એના પ્રત્યે ભક્તિભાવ કેળવ્યો. બિચારી ઊર્મિલા સીતા જેમ રામ સાથે વનવાસ જઇ શકી તેમ લક્ષ્મણ સાથે એ ન જઇ શકી. એણે તમામ લાગણીની ઊર્મિઓ દબાવી પોતાનું દુઃખ પી જઇ સાસુઓની સેવા કરી અને રામચંદ્રને અભાવે ઝેરી બનેલા વાતાવરણમાં મૂક સેવાથી અમૃતસિંચન કર્યું એ જ આદર્શ આજે આપણા અહિંસક યુદ્ધના સૈનિકો આગળ છે. એવા સેવકોની વિચારસૃષ્ટિ અને કલ્પનાસૃષ્ટિ તેમજ યોજનાસૃષ્ટિ જો 'ઊર્મિ'માં પ્રગટ થાય તો સાહિત્યની એ અપૂર્વ સેવા થશે. 'ઊર્મિ' એ આદર્શ પાર પાડો એજ પ્રાર્થના છે.

**વર્ધા તા. ૧૭–૮–૩૭** **કાકાસાહેબ કાલેલકર**

'ઊર્મિ'ના છેલ્લા સાતે અંક જોઇ ગયો નવા વરસથી તેને સર્વભોગ્ય અને અનેક બાજુથી સમૃદ્ધ બનાવવા યત્ન સ્પષ્ટ રીતે જોઇ શકાય છે. એ દૃષ્ટિએ દર માસે એકાદ ચરિત્રલેખ, પ્રવાસલેખ, રાજકારણચર્ચા વગેરે જે સામગ્રી આપવાની રાખી છે તે ખરેખર આવકારપાત્ર છે. કાકાસાહેબ અને કિશોરલાલભાઇ જેવા સમર્થ લેખકોના લખાણોને લીધે છેલ્લા બે અંકો તો ખાસ ધ્યાન ખેંચે એવા બન્યા છે. એવા લેખકોનો સહકાર ચાલુ રહેશે અને વધતો જશે તો 'ઊર્મિ' નિશંક ગુજરાતનાં અગ્રગણ્ય શિષ્ટ માસિકોમાં મહત્વનું સ્થાન મેળવી શકશે.

**કરાચી તા. ૨૨–૮–૩૭.** **વિશ્વનાથ મગનલાલ ભટ્ટ**

ઊર્મિ કાર્યાલય : ડેન્સો હૉલ : કરાચી







# ગાંડીવ

# બાળ સાહિત્ય

## ૭૫ પુસ્તકો તૈયાર છે.




આખુ ગુચ્છજ મંગાવો.

કુલ કિંમત : રૂ૦ ૨૩-૬-૦

---

## ચાલો ભજવીએ

ભાગ ૧ થી ૧૨ કુલ કિં. ૭ા રૂ.

---




## કુમારમાળા

પુસ્તકો ૧ થી ૧૦ કુલ કિં. ૬ા

---



ગાંડિવ બાળપખવાડિક દરેક વાંચનાલયમાં હોવું જોઈએ






'હાંડીઓ' અઠવાડિક લાંયબ્રેરીઓને ટપાલ ખર્ચ વિના અપાય છે








# પુસ્તકાલય

પુસ્તક ૧૩ મું | ફેબ્રુઆરી | અંક ૨ જો


# ખાસ અંક

**સાચા ગ્રામોદ્ધાર** માટે જ્ઞાનપ્રચારની આવશ્યકતા વિષે ભાગ્યે બે મત હોય. જ્ઞાનપ્રચારના સાધન તરીકે સાર્વજનિક પુસ્તકાલય–વાચનાલયની અગત્ય પણ સ્વીકાર્યા વગર ચાલે તેમ નથી. મદ્રાસ, સયુક્તપ્રાંત, મધ્યપ્રાંતની મહાસભાવાદી સરકારોએ પોતાનાં તંગ બજેટોમાં પણ પુસ્તકાલય–પ્રચાર માટે રકમો મંજુર કરીને આ વાત સ્વીકારી છે. ગુજરાતમાં ભરાતી એકાવનમી મહાસભાની સ્વાગત સમિતિએ ગ્રામોદ્યોગ પ્રદર્શનમાં ગ્રામપુસ્તકાલય પ્રવૃત્તિના વિભાગને સ્થાન આપવાનું ઠરાવીને પણ એ જ વાતનો સ્વીકાર કરેલો છેઃ ને તે યોગ્ય જ થયું છે.

ગુજરાતમાં વડોદરા રાજ્ય બહારના પ્રદેશમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર કરવો એ પણ અમારું એક ધ્યેય છે. એટલે મહાસભા પ્રદર્શનમાં ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિ વિભાગ ખોલવાની યોજના થઇ છે એ વાતની જાણ થતાં, અમે અમારો ફેબ્રુઆરી અંક ખાસ અંક તરીકે કાઢવાનું ઠરાવી તેમાં ગ્રામ પુનર્ઘટના અંગે પુસ્તકાલય પ્રવૃત્તિની ઉપકારકતા ને જરૂરિયાત, વડોદરા રાજ્યની માફક બ્રિટિશ મૂલકમાં પુસ્તકાલય પ્રવૃત્તિ વ્યાપક બનાવવા શું શું કરી શકાય, ગ્રામોદ્ધાર અને નિરક્ષરતાનિવારણ, હિંદમાં બલ્કે ગુજરાતમાં ચાલતી વિવિધ પુસ્તકાલય પ્રવૃત્તિની યોજનાઓનો ખ્યાલ, એ વગેરે વિષયના લેખો, તથા બે હજાર ને તેથી ઓછી વસ્તીવાળાં શાળાવાળાં ગામોની જીલ્લાવાર તાલુકાવાર માહિતી, ગ્રામ જનતાને ઉપયોગી પુસ્તકો તથા પત્રોની ક્રમિક યાદીઓ, તેમજ પુસ્તકાલય પ્રવૃત્તિને ઉપયોગી થઇ પડે તેવાં સુભાષિતો અને સૂત્રો આપવાનું નક્કી કરેલુંઃ અને તેને માટે ગુજરાતના જાણીતા લેખકો તથા કાર્યકરોને, એ વિભાગની જવાબદારી સ્વીકારનાર ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિના જાણીતા સેવક શ્રીયુત મોતીભાઇ ન. અમીનની સહીથી જાનેવારીની અધવચમાં એક વિનંતિપત્ર મોકલી આપેલો. તેના જવાબ રૂપે દશ બાર દિવસની ટુંક મુદતમાં, જે લેખસામગ્રી અમારી તરફ આવી શકી છે, તેમાંથી ઉપરોક્ત વિષયોને રજુ કરનારાં જરૂરી લખાણો આ અંકમાં પ્રસિદ્ધ કર્યાં છે. તેનું વાચન, કેળવણીના પૂરક અંગ તરીકે હિંદમાં વ્યાપક ધોરણ પર વડોદરા રાજ્યેજ જેને સૌથી પહેલાં અપનાવી છે, એવી આ પ્રજોપકારક પ્રવૃત્તિને બ્રિટિશ તેમજ અન્ય

મોટાં રાજ્યોમાં દાખલ કરાવવામાં પ્રેરક અને માર્ગદર્શક નીવડ્યા વગર નહિ રહે એમ માનીએ છીએ.

કેળવણી તેમજ ગ્રામોદ્ધારનાં ક્ષેત્રોમાં રાષ્ટ્રીય દષ્ટિના સુધારાવધારાની આવશ્યક્તા સ્વીકારનાર ને અખતરા આદરનાર મહાસભાવાદી પ્રાંતિક સરકારો મન પર લે તો વડોદરા સરકારના ધોરણે, અને જીલ્લા સમિતિ વા અન્ય કોઈ સામાજિક કે શિક્ષણ સંસ્થા ધારે તો ચરોતર એજ્યુકેશન સોસાઇટીના ધોરણે, ગ્રામોદ્ધાર કે ગ્રામપુનર્ઘટનાના કોઇ પણ કાર્યક્રમના અનિવાર્ય અંગ સમી સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિની જડ પોતપોતાના પ્રદેશમાં જરૂર જમાવી શકે.

રજુ થયેલી સામગ્રીમાં, ચરોતર એજ્યુકેશન સાસાઇટી, ચરોતર પ્રદેશ પૂરતો, આ દિશામાં કેવો પ્રયત્ન કરે છે અને કરવા માંગે છે તેની માહિતી આપનાર લેખો તેમજ કોઠાઓ અન્ય જીલ્લાઓના કાર્યકરોને બેશક માર્ગદર્શક થઇ પડશે.

રાજ્ય અગર ઇતર કોઇપણ સંસ્થાની મદદ વગર કેવળ સ્વાશ્રયના પાયા પર સ્વતંત્ર રીતે પણ આ લોકભદ્ર પ્રવૃત્તિને અપનાવી શકાય તેવી, **ગામડાંના વેરાતાં ધનનો સદુપયોગ, મુષ્ટિફંડ, પૈસાફંડ,** વગેરેની યોજનાઓ વિચારવા જેવી છે. એ યોજનાઓ વ્યવહારમાં કેટલે દરજ્જે કારગત નીવડે એ તો અનુભવેજ સમજાય. છતાં બારડોલી જેવા જાગૃત ને સુવ્યવસ્થિત તાલુકામાં સામુદાયિક સ્વરૂપે, અને ભાવનાશાળી ગ્રામસેવક યા ચેતનવંતા યુવક મંડળની દોરવણી નીચે વ્યકિતગત ગામમાં ગ્રામવાચનાલયો તથા ફરતાં પુસ્તકાલયોની પ્રવૃત્તિ પૂરતી આની કોઇ યોજના યશસ્વી નીવડવાને વાંધો ન આવે એમ માનીએ છીએ.

વડોદરા રાજ્ય બહારના ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિને ફેલાવવામાં માર્ગદર્શક થઇ પડે તેવી યોજનાઓ અને માહિતીઓવાળાં લખાણો જ પ્રસિદ્ધ કરવાની આ ખાસ અંકની યોજના હોવાથી **પુસ્તક પરિચયાદિ** અમારા નિયમિત વિભાગોને આ વખત પડતા મૂકવાનું યોગ્ય ગણ્યું છે; એટલુંજ નહિ પણ ખાસ વડોદરા રાજ્ય સાથેજ સંબંધ ધરાવતાં લખાણો તેમજ આ અંકમાં પ્રસિદ્ધ થવાને પાત્ર **પુસ્તકાલય પર્વણીના અહેવાલોને** પણ આવતા અંક પર મુલતવી રાખવાનું ઉચિત ગણ્યું છે. એ વિભાગો હવે પછીના અંકોમાં પૂર્વવત્ દેખા દેશેજ.

આ **ખાસ અંક** માટે લેખો મોકલી આપનાર નાના મોટા બધાજ લેખક બંધુઓનો સહૃદય આભાર માનીએ છીએ. સ્થળસંકોચને કારણે વા મોડા પડ્યાને કારણે જેમના લેખોને આ અંકમાં સ્થાન આપવાનું નથી બન્યું, તેમાંના જે પ્રસિદ્ધ કરવા જેવા હશે તેમને આવતા અંકમાં યા તે પછીના અંકોમાં યથાસવડે જરૂર સ્થાન અપાશે.

અંતે, **પુસ્તકાલય** માસિક એ કેવળ વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિનુંજ મુખપત્ર નથી. પરંતુ સમગ્ર ગુજરાત—બૃહદ્ ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિનું મુખપત્ર છે, એ વાત ધ્યાનમાં લેવા પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ ધરાવનાર સર્વ કોઇને વિનંતિ કરીએ છીએ. આ અંકમાં પ્રસિદ્ધ થયાં છે તે જાતનાં વા વડોદરા રાજ્ય સિવાયના પ્રદેશ સાથે સંબંધ ધરાવતાં આ પ્રવૃત્તિ વિષયક કોઇ પણ લખાણ ક્યારેય આદરપાત્ર ઠરશે.

### અખિલ હિંદ ખાદી અને ગ્રામઉદ્યોગ પ્રદર્શનમાં

# ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિ વિભાગ.

**હિંદમાં** કુલ ગામ સાત લાખ: સમગ્ર ગુજરાતનાં ગામ આઠ હજાર. ગુજરાતના ગ્રામજનોને ધંધામાં ઉપયોગી થાય, તેમને નિર્દોષ આનંદનું સાધન મળે અને તેમના ધર્મના તથા નીતિના સંસ્કાર જાગૃત થાય તે માટે શાળાઓ પછી મુખ્ય જરૂરિયાત પુસ્તકાલયોની છે. સરકાર વા લોકલબોર્ડ આ જરૂરિયાત પૂરી પાડવાની જવાબદારી ન ઉપાડી લે તોપણ લોકો પોતે જ સ્વાશ્રય અને સહકારના ધોરણે નાની નાની રકમોથી દશ વીશ રૂપિયા એકઠા કરીને પણ વાચનાલય કાઢી શકે, અને કોઇ મધ્ય સ્થળેથી ફરતા પુસ્તકાલયની પેટીનો મફત મળતો લાભ મેળવી લેઇને જ્ઞાન ગંગાનો પ્રવાહ નિરંતર વહેતો રાખી શકે; અને જ્યારે પણ વધુ મદદ મળી આવે ત્યારે પોતાના ગામ માટે રૂ. ૨૫, ૫૦ કે વધુ રકમનાં પુસ્તકસંગ્રહો દ્વારા સ્થાયી પુસ્તકાલય કેમ વસાવી શકે તેનો ખ્યાલ આપવો એ પ્રદર્શનના આ વિભાગનો પહેલો ઉદ્દેશ છે.

ગ્રામજનો માટે ધર્મનું અને સેવાનું આ ક્ષેત્ર નવું છે: જ્ઞાનનો મહિમા તેઓ હજી પૂરેપૂરો સમજ્યા નથી. એટલે આ નૂતન પ્રવૃત્તિને તાલુકા અને જીલ્લાના કાર્યકરો કેવી રીતે ઉપાડી લઇ શકે, અને તેની શરૂઆત નાના પાયા પર કેવી રીતે થઇ શકે તેનો ખ્યાલ આપવો એ આ પ્રદર્શન વિભાગનો બીજો ઉદ્દેશ છે: અને તે માટે ચરોતર પ્રદેશની, ખાસ કરી ખેડા જીલ્લાની પુસ્તકાલય પ્રવૃત્તિની, સવિસ્તર માહિતી રજુ કરવાનું ઉચિત ગણવામાં આવ્યું છે; જેથી કરીને ગુજરાતના બીજા જીલ્લાઓને આ લોકભદ્ર પ્રવૃત્તિને અપનાવવાનું સુલભ થઇ શકે.

કોઇ રાજ્ય જો આ પ્રશ્ન ઉપાડી લે, લોકલ બોર્ડોનો સહકાર પણ આ પ્રજોપકારક પ્રવૃત્તિમાં સાંપે અને સખી ગૃહસ્થોની મદદો, ધર્મ ભાવના યા કીર્તિના બહાને પણ, આવી મળે તો સમગ્ર રાજ્યમાં કેવું સુંદર કાર્ય થઇ શકે તેનો ખ્યાલ આપવો એ ત્રીજો ઉદ્દેશ હોઈ તેના તરફ ધ્યાન દોરવા વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિની વિગતો પણ પ્રદર્શિત કરવામાં આવી છે.

પુસ્તકાલય પ્રવૃત્તિમાં બાળકો, સ્ત્રીઓ, ખેડૂતો, શિક્ષકો તેમજ સર્વસાધારણ જનસમૂહને સરખું સ્થાન છે. એટલે તેમને બધાંને ઉપકારક થાય તેવાં પુસ્તકો તથા પત્રો માસિકો પ્રદર્શિત કરવામાં આવ્યાં છે. દૃશ્યચિત્રો તથા રમત-ગમત દ્વારા મનોરંજન કરનારાં સાધનોને પણ વિસારવામાં આવ્યાં નથી.

ટૂંકામાં, ગામડાંમાં વસનાર કોઇ પણ સેવાભાવી ભાઇ યા બ્હેન અગર સેવાભાવી થોડાક યુવકો સહેલાઈથી અને થોડા ખર્ચમાં આ પ્રવૃત્તિ શરૂ કરી શકે તેવી યોજનાઓ આ વિભાગમાં રજુ થયેલી જોવા મળશે.

ગ્રામ ઉદ્યોગ-બલ્કે ગ્રામ પ્રવૃત્તિનો જ આ વિભાગ હોવાથી એના આ પુસ્તકાલય વિભાગને પણ ગ્રામ-પુસ્તકાલય પ્રવૃત્તિ પૂરતો જ મર્યાદિત રાખવામાં આવ્યો છે. કસ્બા કે પ્રાંતનાં મોટાં શહેરોની પ્રવૃત્તિનો ખ્યાલ આપવાનો પ્રયત્ન નથી કરાયો.

**મોતીભાઇ ન. અમીન**

---

* ગામડાંઓ માટે વસાવવાં યોગ્ય પુસ્તકો તેમજ પત્રો-માસિકોની યાદીઓની છૂટી નકલો પુ. સ. સ. મંડળ લિ. વડોદરાને લખવાથી મળી શકશે.

# ગુજરાત સમગ્ર માટે પુસ્તકાલય પ્રવૃત્તિ

[ લેખક :—મોતીભાઇ ન. અમીન ]

પ્રાણી માત્ર કુદરતી હાજતોને આધીન રહે છે, અને પોતપોતાના સ્વાભાવિક ધર્મ વગર શિખવે પાળે છે. મનુષ્ય અન્ય પ્રાણીઓ કરતાં વિશેષ જ્ઞાન ધરાવે છે, અને તેથી તેને પ્રાણી માત્રના સ્વાભાવિક ધર્મ ઉપરાંત વિશેષ ધર્મ આચરવાના હોય છે. હાથી, સિંહ, વાઘ, રીંછ, કુતરાં, બકરાં, વાંદરાં, પોપટ જેવાં પ્રાણીઓ પણ કેળવણીથી સરકસમાં આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવી શક્તિઓનું પ્રદર્શન કરી શકે છે. પણ તેઓ આ રીતે મનુષ્યને આધીન રહી તેની ફક્ત સેવા કરે વા આનંદ આપે અને પોષણ મેળવે, એથી વિશેષ તેઓ કંઈ જ ન કરી શકે. તેઓ સમાજ સ્થાપી ન શકે, વા ગામ વસાવી ન શકે; તેમજ અન્ય પ્રાણીઓની સામે પોતાનું રક્ષણ પણ કરી ન શકે. ત્યારે મનુષ્યને સર્વ શક્તિઓની બક્ષિસ મળેલી છે ને તે કેળવવામાં આવે અને તેમના જ્ઞાનમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થાય તો તેઓ શું કરે તે જોવું જાણવું હોય તો હજારો વર્ષથી ઉભા રહેલાં જંગલો અને થોડાં વર્ષથી ઉભાં કરેલાં શહેરો, તેમજ હજારો વર્ષથી જંગલોમાં એકની એક સ્થિતિમાં રહેલાં જંગલી પ્રાણીઓનાં જૂથો અને ઉત્તરોત્તર જ્ઞાન મેળવી અનુભવ અને તાલીમથી તૈયાર થયેલા, કાયદા અને નિયમોથી ચાલતા મનુષ્યોના વ્યવસ્થિત સમાજો તરફ દ્દષ્ટિ કરો. મનુષ્યને જ્ઞાન, કેળવણી તાલીમ અને સંસ્કાર મળે તો સુંદર ગામો અને શહેરો ઉભાં થાય અને એકબીજાનાં રક્ષણ, સુખ, શાંતિ અને મદદને માટે અનેક યોજનાઓ રચાય. આ રીતે મનુષ્ય માત્રને સુખી, સંતોષી અને ઉન્નત જીવન જીવવા માટે જ્ઞાનની અન કેળવણીની જરૂર રહે છે.

૨. આવું જ્ઞાન સહેલાઈથી મળે તેના એક સાધન તરીકે શાળાઓ સ્થાપવામાં આવે છે, અને તે દ્વારા છોકરાંને લખતાં વાંચતાં શિખવાય છે. પણ શાળાઓમાં બાળકોને લખતાં વાંચતાં શિખવ્યા પછી તેમણે મેળવેલું જ્ઞાન સાચવી રાખવા અથવા તો તેમાં વધારો કરવા પુસ્તકાલયો શરૂ કરવામાં ન આવે તો તેઓ શાળામાં ભણેલું ઉત્તર વયમાં ભૂલી જાય છે અને નવું વધારેનું જ્ઞાન મેળવી શકતાં નથી. એટલે તેઓ સહેલાઇથી જંગલી પ્રાણીઓની માફકજ જ્ઞાન અને કેળવણી પામી બળવાન બનેલી બીજી સુધરેલી પ્રજાઓના ભોગ થઇ પડે છે, તેમના ગુલામ થઈ રહે છે, તેમની સેવા બજાવી, તેમને આનંદ આપી પેટપૂરતું પોષણ મેળવે છે. માટે ઉપરની દુઃખદ સ્થિતિમાંથી અજ્ઞાન પ્રજાને મુક્ત કરવા શાળાઓ હોય ત્યાં આપણે પુસ્તકાલયો સ્થાપવાં જ જોઇએ, અને જ્ઞાનમાં આગળ વધવું હોય તો તેમને અનુકૂળતા કરી આપવીજ જોઇએ.

૩. ગુજરાતમાં શાળાઓ હોય ત્યાં પુસ્તકાલયો નાના મોટા પ્રમાણમાં સ્થાપવાંજ જોઇએ: એ સિદ્ધાંત સ્વીકારી લઇ એ જવાબદારી કોણ કેટલા પ્રમાણમાં કેવી રીતે લે તે પ્રશ્ન વિચારવાનો રહે છે. યુરોપ, અમેરિકા જેવા આગળ વધેલા દેશોના ધોરણે

તો જેઓ શાળાઓ ચલાવે તેઓએજ પુસ્તકાલયોની જવાબદારી લેવી જોઇએ. એટલે કે સરકાર, સુધરાઇઓ અને લોકલબોર્ડોએ પ્રજાના કરમાંથી પુસ્તકાલયો સ્થાપવા અને નિભાવવાની જોગવાઇ કરવી જોઇએ. યૂરોપ અમેરિકામાં પુસ્તકાલયો માટે જરૂર પડે તો ખાસ કર નાખીને પણ આ મહત્ત્વની જરૂરિયાત પૂરી પાડવામાં આવે છે. આ દેશમાં કરનું ભારણ એટલું બધું વધી ગયું છે કે નવા કર નાખવા જેવી સ્થિતિ તો નથીજ, પણ ચાલતા ખર્ચમાં ઘટાડો કરીને પણ, બીજા સુધારા શકય અને સહેલા બને તેની ખાતર પણ, પુસ્તકાલયો અને વાચનાલયો સરકારે એકદમ શરૂ કરવાં જોઇએ.

૪. સરકાર, સુધરાઇઓ અને લોકલબોર્ડો પુસ્તકાલય પ્રવૃત્તિનું મહત્ત્વ ન સ્વીકારે અને એ દિશામાં કંઇ ન કરે તો સખી ગૃહસ્થો જેઓ ધર્મશાળાઓ, વાડીઓ, સદાવ્રતો અને કુવાઓ કરાવે છે અથવા તો શાળાઓ, છાત્રાલયો, દવાખાનાં અને જળાગારો પૂરાં પાડે છે તેઓએ આ યુગનું માહાત્મ્ય સ્વીકારી આ નવી જ્ઞાન પરબો આખા ગુજરાતમાં અને તેમ શકય ન હોય તો પોતપોતાના જીલ્લામાં અને તેમ પણ શકય ન હોય તો પોતપોતાના તાલુકામાં શરૂ કરી આપવા પ્રયત્ન કરવો જોઇએ. ગ્રામોદ્ધારની વાતો તો જ્યાં અને ત્યાં આખા દેશભરમાં સંભળાય છે; પણ ગ્રામોદ્ધારના પાયારૂપ આ જ્ઞાનપરબોનો ઘણાંને વિચાર પણ આવ્યો નથી, આવતો નથી. મુંબઇ, અમદાવાદ કે પૂના જેવા શહેરમાં એક કૉલેજ સ્થાપવા માટે લાખો રૂપીઆ આપવા તૈયાર થનાર કોઇ ઉદાર સખી ગૃહસ્થ અમેરિકાના એન્ડ્રુ કાર્નેગીની માફક રૂપિયા એક જ લાખનું ટ્રસ્ટ બનાવી, નાનાં ગામડાંના લોકો એકઠી કરે તેટલી જ ૨ઃ. ૧૦) કે રૂ. ૨૦)ની મદદ આપવાનું સ્વીકારે, તો પણ આ કામની સુંદર શરૂઆત થઇ શકે. આશરે ૩૦૦ ગામોને લાભ મળે અને આ એક શુભ દષ્ટાંતનું અનુકરણ થતાં બીજા ટ્રસ્ટો પણ ઉભાં થાય અને પરિણામે આવા રૂ. ૫,૦૦,૦૦૦)ના વ્યાજમાંથી ગુજરાતના પાંચે જીલ્લાઓમાં થઇ ૧૫૦૦ વાચનાલયોનો નિભાવ થાય. પછી તો દરેક ગામ અને જે તે ગામના સખી ગૃહસ્થો પોતપોતાના ગામમાં પુસ્તકાલય પ્રવૃત્તિને અપનાવી લેવા એક બીજા સાથે સ્પર્ધા કરે અને આખા ગુજરાતમાં આવી નાનકડી શરૂઆતથી એન્ડ્રુ કાર્નેગીના આત્માને સંતોષ મળે તેવી સર્વદેશીય યોજના જામે. આવી શરૂઆત કરી આપનાર કોઇ સખી ગૃહસ્થ સમગ્ર ગુજરાત માટે વા કોઇ એક જીલ્લા માટે વહેલા મોડા મળી આવશે જ એમ આપણે આશા રાખીએ.

રાજ્ય વા લોકલબોર્ડો આ પ્રશ્ન હાલ તુરત હાથમાં ન લે, કોઇ સખી શેઠીઆઓ આ કામ તરફ લક્ષ ન આપે, તોપણ ગામડાંના કામ કરવાને ઉત્સુક સમાજસેવકો સાચા હોય અને આવાં કામોમાં તેમને શ્રદ્ધા હોય અને પુસ્તકાલયો સ્થાપવાં જ હોય તો તેમણે એક બીજાના મોં સામું જોઇ બેસી નહિ રહેતાં પોતપોતાના તાલુકા કે જીલ્લામાં નાનકડી શરૂઆત એકદમ કરી દેવી જોઇએ. આ દિશામાં અગાઉ પેટલાદ બોર્ડિંગ હાઉસની કેટલીક ઉપયોગી પ્રવૃત્તિઓના એક ભાગ તરીકે મિત્રમંડળ પુસ્તકાલયોની યોજના સરસ દષ્ટાંતરૂપ છે, અને હવે તેવું જ બીજું દષ્ટાંત ચરોતર પ્રદેશના **"દાદાભાઇ નવરોજજી વાચનાલયો"**નું છે. સમગ્ર

ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિ માટે સંયોગો અનુકૂળ નહિ જણાયાથી અને એ મહાભારત કામ, ઇચ્છા હોવા છતાં ઉપાડી લેવાની મારામાં શકિત નહિ હોવાથી, ચરોતર પ્રદેશમાં આ દિશાની આખી યોજના તૈયાર કરવામાં આવી છે. તે ધોરણે હરકોઇ જીલ્લા વા તાલુકામાં કામ થઇ શકે તેમ છે. ચરોતર પ્રદેશને " દાદાભાઇ નવરોજજી યાદગીરી મંડળ "નો ટેકો મળી ગયો છે, પણ અમે તે મંડળને શોધવા નહોતા ગયા. મંડળ ગુજરાતનાં ગામડાંમાં દેશના દાદા દાદાભાઇના નામે કંઇક કામ કરવા ઇચ્છા રાખતું હતું અને તેને પુસ્તકાલયોની પ્રવૃત્તિ ગમી ગઇ એટલે અમારી યોજના તે મંડળે અપનાવી લીધી. શરૂઆતમાં ફકત ૨૦ પુસ્તકાલયોને વાર્ષિક રૂ. ૫૦૦) આપવાનું મંડળે સ્વીકાર્યું હતું, પણ છેલ્લાં ત્રણ વર્ષથી ખેડાજીલ્લાના એકેએક ગામે વાચનાલય શરૂ કરવાની જવાબદારી અમે લીધી એટલે મંડળે વાર્ષિક રૂ. ૧૦૦૦) આપવાનું સ્વીકાર્યું છે. આ સંબંધી વિગતવાર હકીકત આ અંકમાં જ બીજા લેખમાં આપવામાં આવી છે. એટલે તે ઉપરથી વાંચકોને સારો ખ્યાલ આવશે. ટુંકામાં, શહેરના જેવી ગામડાંને પણ ભૂખ છે; શહેરોની માફક જ ગામડાં આગળ વધવા ઇચ્છે છે. એકલાં શહેર આગળ વધશે અને ગામડાં પાછળ રહેશે તો ઘંટીના પડ માફક ગામડાં શહેરોને પણ પાછાં પાડશે અને જેમ સ્વાર્થ અને પરમાર્થની બેવડી દૃષ્ટિએ હરિજનોને અપનાવી લેવાની આપણી પવિત્ર ફરજ ઠરે છે, તેમ શહેરી લોકોએ પોતાના સ્વાર્થ અને પરમાર્થની બેવડી દૃષ્ટિએ જ આ ગ્રામોદ્ધારના કહેવાતા યુગમાં–આ સાચા ગાંધી યુગમાં–ગામડાંના લોકોને જ્ઞાન મળે તેવી આ જ્ઞાનપરબોની યોજનાને જૂથ, તાલુકા કે જીલ્લાવાર મંડળો સ્થાપી વધાવી લેવી જોઇએ–એકદમ તે માટે કામ શરૂ કરી દેવું જોઇએ.

સમાજ વ્યકિતઓનો બનેલો છે. દરેક વ્યકિત પોતપોતાની ફરજ અદા કરે તોપણ સમાજ ખૂબ પ્રગતિ કરી શકે. આગળ વધેલા દેશોમાં દરેક વ્યકિત સમજપૂર્વક ઘરની અને બહારની સ્વચ્છતા પૂરેપૂરી સાચવે છે એટલે આખું શહેર સ્વચ્છ રહે છે. તેવી જ રીતે સ્વાર્થની સંકુચિત દૃષ્ટિએ પણ દરેક ગામ પોતપોતાના સ્વાર્થને માટે જ દશ વીસ રૂપીઆ નાની નાની રકમોથી પણ ઉભા કરી એક વાચનાલય શરૂ કરે અને પાંચ દશ વર્ષ એ નિભાવ્યા કરે તો તે ગામે જરૂર સરસ પુસ્તકાલય તૈયાર થાય તેવી અને તેટલી મદદ એ ગામને વખત જતાં જરૂર મળી રહેશે. વડોદરા રાજ્યમાં આ પ્રમાણે જ બન્યું છે. રાજ્યની બેવડી મદદની લાલચ એ ગામલોકોને મોટું પ્રલોભન છે જ, પણ વ્યકતિગત પ્રયત્નથી જ આખા મહાલો અને મહાલો, આખા પ્રાંતો અને પ્રાંતો પુસ્તકાલયોની જાળથી પથરાઇ રહ્યા છે. બ્રિટિશ રાજ્યમાં પણ સેવાના આ ક્ષેત્રમાં દરેક ગામે સરસ કામ થઇ શકે તેમ છે. કામ કરનાર પોતે પણ સ્વાર્થ સાથે પરમાર્થ સાધી શકે તેમ છે. પોતે વાંચે, જ્ઞાન મેળવે, અને તે કારણે જ બીજાને વાંચવાની, જ્ઞાન મેળવવાનીનું અનુકૂળતા કરી આપે. આ પ્રકારના વ્યકિતગત કામ કરનાર ભાઇઓ પછીથી એકત્ર મળી, કોઇ સારા સમાજ–સેવકની નેતાગીરી નીચે, મંડળ સ્થાપી સમૂહગત કામ કરવા મંડે એટલે તાલુકાનાં પાછળ પડતાં ગામ પણ જાગૃત થાય અને આખો તાલુકો પછીથી પ્રગતિને પંથે વળે.

૫. ઉપરની યોજનાઓ થતાં અને કામ કરતાં કદાચ યુગ વા યુગો વીતે પણ ગુજરાતનો કોઈ એક સેવાભાવી કર્તવ્યશીલ અને વ્યવહારકુશળ નેતા આ પ્રશ્ન હાથમાં લે, અને એક મંડળ સ્થાપી પોતાની દેખરેખ નીચે આખા દિવસનું કામ કરનાર જરૂર પ્રમાણે એક બે કે ત્રણ સેવકો રોકી કામ કરવા મંડી પડે તો શરૂઆતનાં દશ વર્ષમાં ૧૦૦૦ ઉપરાંતની વસ્તીવાળા દરેક ગામે નાનકડું વાચનાલય સ્થપાય, લોકલ બોર્ડ તરફની ફરતાં પુસ્તકાલયની પેટીઓ દરેક ગામે ફરતી થઇ જાય અને ૨૦૦૦ ઉપરાંત વસ્તીવાળાં ગામોએ સ્વતંત્ર પુસ્તકાલયો, મંદિરો, મસ્જીદો, ધર્મશાળાઓ કે શાળાઓમાં અને કોઇ કોઇ જગાએ સ્વતંત્ર મકાનોમાં દાખલ થઇ જાય; અને તે પછીનાં ૧૫ વર્ષમાં પુસ્તકાલયો એટલી બધી પ્રગતિ કરે કે ૨૫ વર્ષના કામના પરિણામે વડોદરા રાજ્યના ધોરણે જ પુસ્તકાલયોની એવી ફુલગુંથણી થઇ જાય કે એ દૃષ્ય જોનાર અનેરો આનંદ અનુભવે. અને મારા જેવા તો કેટલા ય યુવકો ગુજરાતને માટે આ એક જ પ્રવૃત્તિને ગૌરવનો વિષય ગણે.

ઉપરની રૂપરેખામાં શકયતાના ઘણા અંશો છે. રાજ્ય થોડુંઘણું હાલશે જ. લોકલબોર્ડો થોડાં જ વર્ષોમાં આ કામ શરૂ કરશે. મોટી સુધરાઇઓએ તો કામ શરૂ કરી પણ દીધું છે. સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસે સુરત જીલ્લાની શાળાઓ માટે જે સુંદર કામ કરી બતાવ્યું છે તેવું જ કામ અને તેથી પણ મોટા પ્રમાણમાં કામ કરનાર શેઠીઆઓ આ પ્રવૃત્તિ તરફ હાથ લંબાવશે, અને ગ્રામોદ્ધારની વાતો કરનારાઓ પણ ગામડાંની સેવા કરવાના તેમના બીજા પ્રયત્નો નિષ્ફળ જશે ત્યારે, અનુભવથી લોકોમાં જ્ઞાનનો પ્રચાર કરી સારા સંસ્કાર આપવાના સાધન તરીકે પણ આ જ્ઞાનપરબો જમાવવા તરફ લક્ષ આપતા થશે જ અને અંતે ગામડાંની શાળાઓ પછીની બીજી મોટામાં મોટી જરૂરિયાત જે પુસ્તકાલયો અને વાચનાલયો સ્થાપવાની તે પૂરી પાડશે જ. આપણે આશા રાખીએ કે આવો સુદિન વહેલો પ્રાપ્ત થાય.

**વસો**, તા. ૧૬-૧-૩૮.



સારાં પુસ્તકો મેળવો, સારાં પુસ્તકોના શોખીનો આકર્ષાય એવા સ્થાનમાં તેમને ગોઠવો, સારાં પુસ્તકોના સુહૃદને તેની વ્યવસ્થા સોંપોઃ એટલે પુસ્તકાલય સ્થપાઇ ગયું. મરજી હોય તે બધાંય તેમાં સહાય કરશે અને તેનાથી મળતો લાભ અને આનંદ પામશે. ધાર્મિક, રાજનૈતિક કે સામાજિક મતભેદ વગર તમામને તે ઉચ્ચાનંદ અને તલસ્પર્શી જ્ઞાનની શોધ માટે એકત્ર કરે છે, અને વતનના મમત્વ-અભિમાનના પાયારૂપ સાર્વજનિક કાળમાં સહુનો એક સરખો રસ ઉત્પન્ન કરે છે.

# પુસ્તકાલયોની જરૂરિયાત

[ લેખક :—નાનજીભાઇ જેઠીદાસ પટેલ, ધરમોડા. ]

## ૧. પુસ્તકાલય ગ્રામોદ્ધારનું મુખ્ય અંગ છે :

દેશની આબાદીનો મુખ્ય આધાર ગામડાંના ઉદ્ધાર ઉપર નિર્ભર છે. હિન્દની ૯૦ ટકા વસ્તી તેનાં ૧૦ લાખ ગામડાંમાં વસે છે, અને મુખ્યત્વે ખેતીનો ધંધો કરે છે. આજ સુધી ગામડાંની પ્રજા તરફ કોઇનુંયે લક્ષ ગયું નહોતું. પરિણામે ગામડાં અને તેનો ખેડૂત ભાંગી ગયાં છે, અને હિન્દનું સાચું હીર ઓસરતું જાય છે. આવી સ્થિતિ લાંબો કાળ કોઇપણ સરકાર કે પ્રજા ચલાવી શકે નહિ. આથી હિન્દનાં કેટલાંક દેશી રાજ્યો, બ્રિટિશ હિન્દની સરકાર અને મહાસભાએ ગ્રામોદ્ધારનું કાર્ય હાથ ધર્યું છે, એટલું જ નહિ પણ સંયુકત પ્રાંતની મહાસભાવાદી સરકારે તો પોતાનાં દશ હજાર ગામડાંમાં પોતાનું કાર્ય શરૂ પણ કરી દીધું છે. ગ્રામોદ્ધાર માટે ખેડુત પ્રજામાં પ્રચારકાર્યની જરૂર છે. જુદા જુદા દેશોની તે સંબંધી માહિતી, તેને લગતી હકીકતનાં ચોપાનિયાં વગેરે વંચાવવાની અને પૂરાં પાડવાની જરૂર છે. કોઇપણ કાર્યની સફળતા તેના પ્રચાર કાર્ય ઉપર નિર્ભર છે. ૧૯૨૧ ના અને ૧૯૩૦ ના સત્યાગ્રહની સરખામણી કરો. ૮–૧૦ વર્ષના ટુંકા ગાળામાં પ્રચાર વગર પ્રજા તૈયાર થઇ શકે ખરી ? અને એ પ્રચારકાર્યમાં ગાંધીજીના નવજીવન અને યંગ ઈંડીયાએ જ મુખ્ય ભાગ ભજવ્યો છે. આવી જાતનાં ચોપાનિયાં અને પુસ્તકો પૂરાં પાડવાનું કાર્ય પુસ્તકાલય દ્વારા જ સંભવી શકે : અને તેથી જ ગ્રામોદ્ધારનાં પ્રચારકાર્ય માટે પુસ્તકાલય એ એક આવશ્યક જરૂરિયાત છે.

## ૨. પુસ્તકાલય એ કેળવણીનું પૂરક છે:

ગ્રામોદ્ધારના કાર્યમાં નિરક્ષરતા ટાળવી એ પણ એક મુખ્ય કાર્ય ગણાય. આજે ગામડાંની પ્રજામાં વ્યાપેલી નિરક્ષરતા ટાળવા માટેની યોજનાઓ વિચારાય છે. અને દક્ષિણામૂર્તિ જેવી સંસ્થાએ તો અક્ષરજ્ઞાન યોજના દ્વારા ગુજરાતની નિરક્ષરતા ટાળવા માટે ઘણો સારો પ્રયત્ન કર્યો પણ છે. વળી તે માટે શાળાઓ અને રાત્રી શાળાઓ ચલાવાય છે. આ સૌ પ્રયત્ન ગામડાંની નિરક્ષરતા ટાળવા માટે છે. આ બધાએ પ્રયત્નોની સફળતાનો આધાર તો છેવટે પુસ્તકાલય ઉપર જ આવે છે. ૪ થી ૬ વર્ષ જેટલી મુદત શાળામાં ગાળ્યા છતાં મોટપણે નિરક્ષર થએલાં માણસો આપણને ઘણાંયે મળી આવે તેમ છે. ચાર પાંચ ધોરણનો અભ્યાસ કરનાર માણસ પોતાની સહી પણ ન કરી જાણે તેનું કારણ શું ? કારણ એટલું જ છે કે શાળા છોડયા પછી તેમને પુસ્તક કે વર્તમાનપત્ર વાંચવા મળતાં નથી. ચાર પાંચ વર્ષ શાળામાં ભણનાર વિદ્યાર્થીની જો આ સ્થિતિ હોય તો પછી સાધારણ અક્ષરજ્ઞાન મેળવનાર પોતાનું જ્ઞાન કયાં સુધી ટકાવી શકે ? વડોદરા રાજ્યમાં તો એ કારણે જ '**જ્યાં શાળા ત્યાં પુસ્તકાલય**'નો સિદ્ધાન્ત સરકારે સ્વીકાર્યો

છે. ગામડાંની પ્રજા પૈસા ખર્ચીને વર્તમાનપત્રો વાંચે કે મોટાં શહેર કે કસ્બામાં જાતે જઈને પુસ્તકો લાવે, એ સુખદ સ્થિતિ આવવાને તો હજુ આપણે માટે વાર છે. ગામડાંની પ્રજા સમક્ષ વર્તમાનપત્રો અને પુસ્તકો પૂરાં પાડવા, નિરક્ષરતા સદાને માટે ટાળવા, અને મેળવેલું અક્ષરજ્ઞાન ટકાવી રાખવા કેળવણીના પૂરક તરીકે પુસ્તકાલયની અનિવાર્ય જરૂરિયાત છે.

### ૩. પુસ્તકાલય એ ગામડાનું સરસ્વતી મંદિર છે :

જેવું પ્રતિમા વિનાનું મંદિર, તેવુંજ પુસ્તકાલય વિનાનું ગામ સમજવું. દેવમંદિરના પૂજારીઓ અને દર્શનાર્થીઓ જેમ દેવમંદિરમાં એકઠાં મળે છે, તેમજ પુસ્તકાલયમાં સરસ્વતીના નાના મોટા ઉપાસકો એકઠા મળે છે, પરસ્પર વાર્તાલાપ કરી પુસ્તકો અને પેપરો સાથે વાતો કરી આત્મસંતોષ મેળવે છે; દેશ પરદેશની વાતો વાંચે અને વિચારે, ભૌગોલિક જ્ઞાન પ્રાપ્ત કરે, વિગ્રહોની ભયંકરતા વિચારે, અને દુનિયાની કયી પ્રજામાં કેટલી માનવતા છે તે પણ સમજી શકે; દેવમંદિરમાં દેવની સમક્ષ જઈ કરેલાં કામોનો હિસાબ રજુ કરી, નઠારાં કૃત્યોની માફી માગી, અને સારાં કાર્યો બદલ સંતોષ મેળવીને પરલોકવાસની ભૂમિકા તૈયાર કરે છે. તેમજ પુસ્તકાલયમાં આવતા સરસ્વતીના પુજારીઓ, દુનિયાના મનુષ્યોમાં પોતાનું સ્થાન નક્કી કરે છે. બીજા દેશના ઉદ્યોગોની આપણા દેશ ઉપર કેવી અને કેટલી અસર થાય છે એ સઘળું વિચારી મનુષ્ય પોતાની ભૂમિકા તૈયાર કરે છે. ગામડાંની પ્રજાને ઉપરની સઘળી બાબતોથી પરિચિત કરવાના આવશ્યક સાધન તરીકે પુસ્તકાલયની જરૂરિયાત છે.

### ૪. પુસ્તકાલય એ પ્રજાનું વિદ્યાપીઠ છે :

અમેરિકાના એક સાધારણ ગામડામાં વસનાર અલ્પ કેળવણી લઈને અમેરિકાના પ્રમુખપદે પહોંચનાર લિંકન, તાર વહેંચવાની નોકરીએથી લોખંડના કારખાનાંના રાજા બનનાર દાનવીર કાર્નેગી, અને ફેરીયાના ધંધામાંથી વિજ્ઞાનની વર્તમાન અને ચાલુ શોધો કરનાર એડીસન, વગેરે મહાન વ્યક્તિઓને તૈયાર કરનાર પુસ્તકો અને તેમનાં સંગ્રહાલયોજ ગણાય. આજે અમરેલી, ભાદરણ, વસો વગેરેનાં મહિલા પુસ્તકાલયોએ, એને પુસ્તકાલયજ નહિ પણ વિદ્યાપીઠ જેવાં કેન્દ્ર બનાવવા માટે જે પ્રયત્નો આદર્યા છે, તે જોતાં માની શકાય કે પુસ્તકાલયો પાઠશાળા જેવાં બની શકે, અને પાઠશાળાની ગરજ સારે છે. પુસ્તકાલયમાંથી જે જ્ઞાન પ્રાપ્ત થાય અને જે સંશોધન કરી શકાય તેમાંથી પ્રજા પોતાના નિત્યના જીવનનું કંઈપણ ઉપયોગી તત્ત્વ મેળવી શકે તે માટે ગામડાંઓમાં પુસ્તકાલયોની જરૂરિયાત છે.

### ૫. પુસ્તકાલય ગ્રામ્ય સંસ્કારિતાનું કેન્દ્ર છે :

પુસ્તકો એ એક સાચા મિત્રની ગરજ સારે છે. વાચનથી માણસમાં દિવ્ય જ્ઞાન પ્રાપ્ત થાય છે. અજ્ઞાન રૂપી અંધકારનો નાશ કરી આત્માને ઉજ્જ્વળ બનાવે છે. મનુષ્ય પુસ્તકાલયમાંથીજ પુસ્તકો દ્વારા ઉચ્ચતર સંસ્કારો પામીને, પચાવીને, જીવનને પ્રકાશિત બનાવી શકે છે. પોતાના જાતીય સંસ્કારોને સુદૃઢ બનાવવાનું મુખ્ય સ્થળ

પુસ્તકાલયજ છે. હૃદયનો ભાર હળવો કરી તેને પ્રફુલ્લિત બનાવી શકાય છે. પુસ્તકાલયમાંથી સ્ત્રી કે પુરુષ, બાલ કે વૃદ્ધ, હિન્દુ કે મુસ્લીમ, ખ્રીસ્તી કે પારસી સૌ કોઇ પોતપોતાના યોગ્ય સંસ્કારો ગ્રહણ કરે છે. તેથીજ જન્મથી પડેલા સંસ્કારોને વિકસાવવા પુસ્તકાલયની જરૂરિયાત છે.

**૬. પુસ્તકાલય રાષ્ટ્રનું ઘડતર કરે છે :**

પુસ્તકાલય દ્વારા રાષ્ટ્રના સાચા નાગરિકો તૈયાર કરી શકાય છે. પ્રજાના માનસમાં અને વર્તનમાં પરિવર્તન કરાવવામાં વર્તમાનપત્રો અને પુસ્તકો મુખ્ય ભાગ ભજવી શકે છે. દુનિયાના ઘણા દેશોમાં આપણે દૃષ્ટિ ફેંકીશું તો જણાશે કે પુસ્તકો અને વર્તમાનપત્રોએ રાષ્ટ્રના ઘડતરમાં મુખ્ય હિસ્સો આપેલો છે. માટેજ રાષ્ટ્રઘડતરના એક સાધન તરીકે પુસ્તકાલયની જરૂરિયાત છે.

**૭. પુસ્તકાલય ગામડાંની પ્રજાનું વિશ્રામસ્થાન છે :**

છેલ્લે, આપણે વિચારીએ કે ગામડાનો એક થાકયોપાકયો ખેડૂત પુસ્તકાલયમાં આવી એકાદ ગમ્મતની વાર્તા વાંચે કે બીજા પાસેથી સાંભળે, તેની ઉપર વિચાર કરે અને એ રીતે પોતાનો શારીરિક શ્રમ હલકો કરે તોય તે ઓછું ઉપકારક નથી. ગામડાની પ્રજાને આનંદિત કરવા, તેમના શારીરિક શ્રમને હલકો કરવા અને તેમના દુઃખી ચહેરા ઉપર સ્મિત ફરકતું કરવા માટે પુસ્તકાલયની અગત્યની કોણ ના પાડી શકે તેમ છે ?

—❀—

## ગ્રંથપ્રેમ

( વંશસ્થ )

હતો હું ત્યારે ત્રણ પાંચ વર્ષનો,
યજ્ઞોપવિત ધારણ વખ્ત જ્યારનો.
મૃદંગ વાગે, ગીત સૂર ગાજે,
આનંદ તરંગો, મુજ ઉર વાહે

મુન્ડન કરાવી, કર દંડ ગ્રહાવી,
પવિત ધરાવી, મંત્રો ભણાવી.
તદા મૂકયો થાળ, મુજ પાસ લાવી,
જેમાં હતી સર્વ, વિવિધ વાની.

" અસ્ત્રો, કલમ, પોથી અને કટારી
મુકી હતી, સાથ મીઠાઇ રસાળી. "
ગુરૂ વધાઃ " ભાઇ ગ્રહો ગમે તે,
વસ્તુ પ્રસારી, પ્રિય સામને જે. "

વિચાર હિંડોળે, મન અલ્પ ઝુલ્યું,
ત્યાગી સહુ, ગ્રંથ મુજ પ્રિય ગ્રાહ્યું.
અને સ્ફુર્યું ત્યાં, ગુરૂ માત તાતને
હાસ્ય મારો ગ્રંથપ્રેમ નિહાળીને.

બલવંત મહેતા.

# ગ્રામ પુસ્તકાલયોનું મહત્ત્વ

[ અનુવાદક : રસુલભાઈ ન. વહોરા ]

**પુસ્તકાલય**ના મહત્ત્વ સંબંધે જેટલું કહેવામાં આવે તેટલું થોડું છે. વર્તમાન યુગની એક ઘણી મોટી વિશેષતા પુસ્તકાલયોનું સંગઠન અને વ્યવસ્થા છે. યૂરોપીય દેશોમાં જ્યાં કેળવણી અનિવાર્ય છે ત્યાં પુસ્તકાલયોનો પણ કંઇ તોટો નથી. ત્યાં સરકાર તરફથી પુષ્કળ પુસ્તકાલયો ઉઘાડેલાં હોય છે. પૈસાદાર સ્વદેશાભિમાની ઉદાર પુરુષોની પણ ત્યાં કંઇ કમીના હોતી નથી. આ લોકો પુસ્તકાલયોની સ્થાપના માટે પોતાનું સર્વસ્વ આપી દેતાં જરા પણ અચકાતા નથી.

કેટલાક વખતથી આપણા દેશમાં પણ પુસ્તકાલયોની સંખ્યા ઉત્તરોત્તર વધતી જાય છે. તોપણ હજી સંતોષપ્રદ સંખ્યાનો આંકડો ઊભો થયો નથી. જો કે શહેરોમાં પુસ્તકાલયોની સંખ્યા વધી છે, પણ ગામડાંમાં શહેરો કરતાં પણ વધારે પુસ્તકાલયો સ્થપાવાની અતિ આવશ્યકતા છે. ગામડાંઓ કરતાં શહેરવાસીઓ કામધંધે વળગેલા હોય છે, તે સાથે સંસ્કારી હોવાથી પોતાના ખીસ્સાના પૈસા ખરચીને પણ પુસ્તકો ખરીદી વાંચી શકે છે. પરંતુ કેટલાંય ગામડાં એવાં પડયાં છે કે જેના રહેવાસીઓએ પોતાની ઉમ્મરભરમાં પુસ્તકનાં દર્શન જ કર્યાં હોતાં નથી, તો પછી ભણવાની તો વાત જ શી કરવી ? અભણ ગામડીઆ પુસ્તક વાંચવાનું જાણતા જ નથી; પરંતુ જે કોઇ વાંચી શકે તેમ છે, તેવા અર્ધું ભણેલા અથવા સાધારણ ભણેલા ગામડાના યુવકો પણ ઘણું કરીને આમ તેમ રઝળી રખડીને પોતાનો વખત નકામો વીતાવે છે.

આવા યુવકોમાંથી ઘણા ખરા ધંધારોજગારને માટે ફરતા ફરે છે. કેટલાક કામધંધે વળગેલા હોય છે; તેઓ ખેતીવાડીના કામથી પરવારીને વખત મળે છે છતાં કોઇ પુસ્તક કે વર્તમાનપત્ર વાંચતા નથી. એમને એ વાત ધ્યાનમાં આવતી નથી કે બાળપણમાં હું જે ભણ્યો છું તેને તાજું રાખવાને અને મારૂં જ્ઞાન વધારવાને માટે નિત્ય કંઇ ને કંઇ વાંચતા રહેવું જોઇએ.

ગામડાંઓમાં સમજણા માણસોની સંખ્યા ધીરે ધીરે વધી રહી છે. એવા લોકોને એવું પ્રોત્સાહન મળવું જોઇએ, એવું સાધન મળવું જોઇએ કે જેથી થોડુંઘણું અક્ષરજ્ઞાન ધરાવનાર પણ પોતાની ભવિષ્યની જીંદગીને સુધારી શકે. એવા લોકો માટે શિક્ષક સિવાયનું જ્ઞાનવૃદ્ધિ કરાવનારૂં સૌથી સરળ, સસ્તું સાધન પુસ્તકાલય જ છે. ગામડાંમાં સર્વત્ર મોટે ભાગે થોડુંઘણું જ ભણેલા, કે ભાંગ્યું તૂટયું નજીવું જ ભણેલા લોકો હોય છે. એવાઓની મનની શક્તિઓનો અને બુદ્ધિનો વિકાસ પુસ્તકો દ્વારા જેટલો થાય છે, તેટલો બીજા કોઈ મહાન આગેવાનથી પણ થઇ શકતો નથી. પુસ્તકાલય બધાં માણસો પાસે ઉપયોગી ગ્રંથો પહોંચાડીને સમાજ અને માનવજીવનના વિકાસને ફેલાવે છે.

પુસ્તકાલયનાં મુખ્યત્વે કરીને ૩ મહાન કાર્યો છે:

( ૧ ) લોકોની બુદ્ધિ વધારવી, ( ૨ ) તેમને સારે રસ્તે દોરવા, ( ૩ ) તેમનાંમાં આનંદનો વધારો કરવો.

અત્યારે ભારતવર્ષમાં રાષ્ટ્રીય જાગૃતિ આવી હોઇ જ્ઞાનપ્રચારને માટે ઠેકઠેકાણે પુસ્તકાલય રૂપી પવિત્ર જ્ઞાનવૃક્ષની સ્થાપનાની ખૂબ જ જરૂર છે.

આમજનતામાં શિક્ષણપ્રચાર કરવાનું ઉપયોગી સાધન પુસ્તકાલય છે. શાળાઓમાં જેમ બાળકોને શિક્ષણ આપવામાં આવે છે તેવું જ જ્ઞાન પુસ્તકાલયો દ્વારા યુવકો અને વૃધ્ધોને મળી શકે છે. અક્ષર–પ્રચાર માટે પુસ્તકાલયોની જેટલી જરૂર અભણને છે, તેથી પણ વધારે ભણેલાં તેમ ભણતાં એ સૌને છે, કેમકે તેમનાં ભણવાનાં પુસ્તકો તો અમુક જ નક્કી કરેલાં હોય છે ને તેને આધારે જ તેમના જ્ઞાનની કસોટી કરવામાં આવે છે. પરંતુ તેમને બહારનું વિશેષ જ્ઞાન તો પુસ્તકો દ્વારા જ મળે છે. જે વિદ્યાર્થી બહારનાં–શિક્ષણમાં ઠરાવ્યા ઉપરાંતનાં પુસ્તકો વાંચે છે, તે વધુ જાણકાર બને છે. કોઇએ ઠીક જ કહ્યું છે કે:—

**पुस्तकी भवति पंडितः ।** અર્થાત્ અધિક પુસ્તકો અધ્યયન કરનાર વિદ્વાન બને છે. એટલે સુધી જોવામાં આવ્યું છે કે નિશાળમાં સપૂરું નહિ ભણેલાં પણ જેમણે બહારનાં પુસ્તકો લાવીને વાંચ્યાં હોય છે તે સારા ઉંચી કોટીના વિદ્વાન બન્યા હોય છે. ખરેખર વાત એમ છે કે અજાણી બાબતોને જાણવાને માટે પુસ્તકો જ એક માત્ર સાધન છે. સૌથી મોટામાં મોટા પંડિતના વિચારો જાણવાને માટે તેણે લખેલાં પુસ્તકો વાંચવાં એ સર્વશ્રેષ્ઠ માર્ગ છે. વિદ્વાન જે રહસ્યોને બહુ જ પ્રયાસ કરીને વારંવાર અધ્યયન કરીને બીજાંને રૂચે એવી રીતે પુસ્તકો લખીને બહાર પાડે છે, તે પુસ્તકો વાંચનારને સરળતાથી ઓછી મહેનતે સમજાઇ જાય છે. કોઇ મોટા વિદ્વાનની મુલાકાત કરવાની ઇચ્છા થાય અને તમે તે મુલાકાત માટે ઘણી જ મહેનત કરો ને વખત ગુમાવો, ત્યારે જ તમે તેમને મળી શકો છો. છતાં ય એ મુલાકાત બહુ જ થોડા વખત માટેની હોય છે, એટલે તેમના જ્ઞાન અને અનુભવનો લાભ જોઇએ તેટલો મળી શકતો નથી. પરંતુ એકાદ પુસ્તકાલયમાં જઇને તેમનાં લખેલાં પુસ્તકો કલાકોના કલાકો સુધી વાંચ્યા કરો; ચાહે તેટલું જ્ઞાન મેળવી લ્યો; તો પણ તે થાકશે નહિ કે ના પાડશે નહિ. **માનવ સમાજની સર્વોત્કૃષ્ટ સાહિત્ય વિષયક સેવા પુસ્તકો દ્વારા જ થઇ શકે છે.**

છતાં સેવાભાવી નવજુવાનોએ હજી એ તરફ જોઇએ તેટલું લક્ષ આપ્યું નથી. તોપણ ગામડાંઓમાં એના " શ્રી ગણેશ " મંડાઇ ચૂક્યા છે. સાચું તો એ છે કે આ કામ પાછળ જેટલો સમય ગાળવો જોઇએ તેટલો ગળાતો નથી. એટલે જેટલી ધારીએ તેટલી સફળતા મળતી હોય એમ સાધારણ જોનારને જણાતું નથી.

જે તપોભૂમિ ભારતમાં ફક્ત પરોપકારને માટે કુવા, ધર્મશાળાઓ, વિદ્યાલયો, દેવાલયો વગેરે અનાયાસે ઉભાં થઇ જાય છે તે પુણ્ય ભૂમિમાં વિદ્યાધનનું એક પવિત્र

સાધન જે પુસ્તકાલય તેની સ્થાપનાનું કાર્ય એ કંઇ નવી વાત નથી. પણ આ સુંદર પ્રવૃત્તિનું પ્રચારકાર્ય કરનાર સેવાભાવી પ્રચારકોની વિશેષ જરૂર છે, કે જેઓ દેશના સાધારણ ભણેલા વિદ્યાપ્રેમીઓ પાસે પહોંચી જઇને ઝુંપડે ઝુંપડે પુસ્તકાલયોની સ્થાપનાનો મંત્ર ગજાવી આવે, અને ધનિક લોકો સાથે મળી જઇને તેમને પુસ્તકાલય પ્રવૃત્તિ તરફ આકર્ષી આ પુણ્ય કાર્યમાં ઉદારતાપૂર્વક હાથ લંબાવીને જ્ઞાનજ્યોતિનો પ્રકાશ ફેલાવવાની ઉપકારક બાબતમાં મદદ કરતાં બનાવી દે.

આપણી સામે એક જ પ્રશ્ન ઉભો છે કે ગામડાગામના છોકરાછોકરી ભણીગણીને નિશાળ છોડયા પછી પણ શીખેલું ભૂલી ન જાય એને માટે શું કરવું ? પોતાની આવડતનો ઉપયોગ ક્યાં ને કેવી રીતે કરાય ? પોતે પોતાની મેળે પુસ્તકો ખરીદીને વાંચ્યા કરે એ બનવાજોગ નથી.

નિશાળનું ભણતર છોડયા પછી કેટલાક તો પુસ્તકનું દર્શન પણ કરી શકતા નથી. આવી દશામાં જ્યાં સુધી તેમને પોતાના અક્ષરજ્ઞાનનો ઉપયોગ કરવાનો, પ્રાથમિક નિશાળમાં ભણેલા ભણતરનો ઉપયોગ ઘેરબેઠાં થાય તેવો મોકો આપવાનો પ્રબંધ ન હોય ત્યાં સુધી પ્રાથમિક કેળવણી પાછળ ખરચેલો પૈસો અને સમય બંને વ્યર્થ જાય છે. લોકોને માત્ર ભણાવી લેવાથી કશો જ લાભ નથી, ભણતરનો ઉપયોગ કરવાને પ્રોત્સાહન ન મળે એ ઇચ્છવાયોગ્ય નથી જ. કારણ કે ઉપયોગ ન થવાથી છોકરાછોકરીઓ નિશાળમાં ભણેલું ધીમે ધીમે ભૂલી જાય છે, ને ભણેલાં અભણ બની જાય છે. આવી રીતે વરસો જતાં એક મોટી રકમ અણદીઠી ઉપડી જાય છે–બરબાદ થાય છે. રાષ્ટ્રીય ધનના આ ભારે અપવ્યયને રોકવાનો એક માત્ર ઉપાય ગામડાંની નિશાળમાં નિશાળ સાથે જ એક એક ગ્રામ્ય પુસ્તકાલયની સ્થાપનાનો છે.*

હિંદી જનતામાં નવજીવન પેદા કરનારી મહાસભા જેવી પવિત્ર સંસ્થા રાષ્ટ્રીય જાગૃતિનાં બીજાં કામો માટે ખૂબ ખૂબ પ્રયત્નો કરી રહી છે. તેમનું થોડું પણ ધ્યાન ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિ તરફ ખેંચાય અને તે દેશમાં જાળની પેઠે ફેલાએલી જીલ્લા અને તાલુકા સમિતિઓ દ્વારા ગામડે ગામડે પુસ્તકાલયોના સંગઠિત કાર્યને ફેલાવે તો તેમણે પોતે ધારેલી ધારણા સફળ કરવામાં પુસ્તકાલયોની સંસ્થા તેમને મદદ રૂપ થઇ પડશે. ×

—※—

જ્યાં સુધી જ્ઞાન થયેલું હોતું નથી, ત્યાં સુધી જ લોકો બકબકાટ કરે છે અને વાદવિવાદ કરે છે. ઘડો નદીના પાણીમાં પૂરો ભરાય અને નદીના જળ સાથે એકરૂપ થાય ત્યારે જ બડબડીયાં બોલતાં બંધ થાય છે.

—શ્રી રામકૃષ્ણ પરમહંસ

* વડોદરા રાજ્યે એ પ્રયત્નો કર્યા છે.

× હીરક ( હિંદી માસિક )ના મે ૧૯૩૭ ના અંકમાંથી.

# સ્વતંત્ર પુસ્તકાલયો શી રીતે થાય ?

[ લેખક :—રમણલાલ નાનાલાલ શાહ, વડોદરા ]

છાપાંમાં સમાચાર વાંચતા હશે એમને ખબર હશે કે જ્યારે જ્યારે ગવર્નરો જૂદાં જૂદાં ગામોની મુલાકાતો લે છે ત્યારે ત્યારે લોકલબોર્ડો કે મ્યુનીસીપાલીટીઓ તેમને માનપત્ર આપે છે, અને પોતાની જરૂરીઆતો માટે નાણાંની માગણી કરે છે. બધા સરકારી અમલદારોનો એકજ જવાબ હોય છે : " સરકાર પાસે નાણાં કયાં છે ? તમારી સ્થાનિક જરૂરીઆતો માટે કરવેરા નાંખો, એ નાણાં ઊભાં કરો, અને એનો ઉપયોગ કરો. "

પણ ગવર્નરોની આ સલાહનો અમલ કરવો સહેલો નથી. હિંદની પ્રજા વર્ષોની પરાધીનતાને લઇ અકલ્પ્ય ગરીબાઇમાં દહાડા વીતાવે છે. કરવેરાના ભારે બોજાથી એ લદાયલી છે. એમાં પણ અજ્ઞાન રૂપી કાળભૈરવનો એના ગળે ભયાનક ભરડો છે. ગરીબાઇ, અજ્ઞાન, અને કરવેરાઃ આ ત્રિવિધ તાપથી તોબાહની તાળી પોકારનાર પ્રજા ઉપર કરવેરા શી રીતે નાખવા ? મુડદાલ જેવા બાંધાના દરદીને એના ફાયદા માટે પણ ઇન્જેક્ષન આપતાં ડાકટર ડરે છે; તો આપણી પ્રજાને અક્ષરજ્ઞાન આપવા માટે કરવેરા નાખી નવાં નાણાં ઉભાં કરી તેમાંથી પુસ્તકાલયો સ્થાપવાનું કાર્ય હાલના તબક્કે તો બની શકવાનો સંભવ ઓછો છે.

હજુ તો મહાસભાના પ્રાંતિક સ્વરાજ્યના શાસનને પહેલી છમાસી વીતવાની વેળા ચાલે છે. ચિહ્નો તો એવાં જણાય છે કે એ શાસન હજુ લાંબો વખત ટકશે. જો એમ બને અને એમની સખત કરકસરને લીધે ભવિષ્યમાં નાણાં ફાજલ પડી શકે તો એ સારી વાત છે.

પણ એ તો ભવિષ્યની વાત થઇ. એથી આજના પ્રશ્નનું નિરાકરણ થતું નથી. લોકલબોર્ડો, સુધરાઇ કે પંચાયતોની મદદ સિવાય ગામડાંઓમાં પુસ્તકાલયો, વાચનાલયો નભાવી શી રીતે શકાય એ અગત્યનો પ્રશ્ન છે.

દરેક વર્ષે ગામમાં લગનગાળો આવે છે. લગનગાળામાં એક ગામમાં બીજા ગામની જ્યારે જાનો આવે છે ત્યારે એ આવનાર જાનવાળા ખુશાલીમાં શાળાનાં બાળકોને પીત્તળનાં પવાલાં, કાપડના કટકા, કે પતાસાં કે મીઠાઇઓ વહેંચે છે. ગામમાં જ્યારે જ્યારે માણસો મરણ પામે છે ત્યારે ત્યારે એમના પુણ્યદાન નિમિત્તે થોડી થોડી રકમો જૂદી કાઢવામાં આવે છે.

હવે ગામડાંઓમાં જે શિક્ષકો હોય અથવા જે ઉત્સાહી યુવાનો રહેતા હોય તેઓ જો આવી જાનવાળાઓને સમજાવી પટાવી પતાસાં, પ્યાલાં કે કાપડના કકડાની લહાણી કરવાને બદલે જ્ઞાનદાન અર્થે એટલી રકમ આપવા સમજાવે અને એ રીતે એવી રકમો એકઠી કરે તો શરૂઆતમાં નાનકડું વાચનાલય નીકળી શકે એમાં શંકા

નથી. ગામમાં કોઇનું મરણ થાય અને એના પુણ્યદાન નિમિત્તે આવતી રકમ પણ એમાં ઉમેરી શકાય.

વળી, ગામનાં સારાં નસીબ હોય અને બાપનું બારમું કે બૈરીનું સીમન્ત ઉજવવાની જમાનાજૂની જંગલી અને શરમભરેલી પ્રથા ચાલુ રાખી નાહક નાણાંની નીક અવળે માર્ગે વહેવડાવવાને બદલે કોઇ સમજુ માણસ જ્ઞાનદાન માટે એમાંથી થોડીક રકમ આપે તો એ રકમ પણ આવી રકમમાં ઉમેરી શકાય.

પણ એવી રકમ તો મળે ત્યારે ખરી. લહાણીની નાનકડી રકમ તો જલદી મળી શકે. એવી રકમ વતી નાના પાયા ઉપર ગ્રામ વાચનાલય નીકળી શકે. ઝાડને છાંયે, મહાદેવની દહેરીએ, ગામના ચોરાની નજીક, કે ગમે ત્યાં એ વાચનાલયનાં છાપાં વાંચવાની જગા રાખી શકાય. બહારગામથી આવતા સાધુસંન્યાસીઓ કે જોગીજતીઓને ગામમાં ખાવાપીવાનું ને રહેવાનું મળી શકે છે તો પોતાના ઘરઆંગણે પ્રકટેલી જ્ઞાનગંગાને ગામમાં એક બાજુ જગા મળવાની મુશ્કેલી તો નહિ જ નડે.

એ પછી એક કાળું પાટીયું જોઇએ. જ્યારે જ્યારે નવી ટપાલમાં છાપાં આવે ત્યારે ત્યારે એમાંથી અગત્યના સમાચારોની તારવણી કરી એ કાળા પાટીયા ઉપર લખી લોકોના અવરજવરવાળી જગાએ મૂકવામાં આવે. લોકો એ વાંચતા થશે, જગતના વર્તમાન તરફ રસવૃત્તિ કેળવતા થશે. અને નવીન વૃતાન્તો જાણવાની એમની જિજ્ઞાસાવૃત્તિને વેગ મળશે.

આજ ગ્રામ વાચનાલયની સફળતાની ચાવી. એમાંથી જતે દિવસે એ ગામમાં આપોઆપ જ એવું વાચનાલય નભાવવાની વૃત્તિ ગામ લોકોમાં જન્મશે; અને એમાંથી જતે દિવસે પુસ્તકાલય પણ એ ગામમાં સ્થપાઇ શકશે. માત્ર એક બે ઉત્સાહી શિક્ષકો કે શિક્ષિત માણસો ગામમાં જોઇએ.

અમદાવાદથી પ્રકટ થતા ' **સંદેશ** ' ની વાત કરો. એ જ્યારે પ્રકટ થયું ત્યારે માત્ર ૧ પૈસામાં સમાચાર આપવાની તેણે હામ ભીડેલી. આટલી રકમમાં એ પત્ર શી રીતે પગભર થશે એની ઘણાને શંકા હતી. પરંતુ સન ૧૯૩૦–૧૯૩૧ અને ૧૯૩૩ ના સત્યાગ્રહ સંગ્રામની ચળવળના દેશભરમાં પડઘા પડ્યા. માણસોને સમચારો જાણવાની તીવ્ર ઉત્કંઠા જાગી. એ ઉત્કંઠામાંથી ' **સંદેશ** ' ની ખપત એટલી બધી વધી કે એણે એસોશિએટેડ પ્રેસ, રૂટર, યુનાઇટેડ પ્રેસ સર્વીસીઝ વગેરેના તારો પરભારા મંગાવવાનો ભારે ખર્ચાળ પ્રયોગ આશ્ચર્યકારક રીતે કર્યો ને એની હજારો નકલોનો જોતજોતાંમાં ફેલાવો થઇ ગયો. આમપ્રજાની વાચનની ભૂખ આપોઆપ સતેજ થઇ, અને વધારામાં એણે એ વિશેષ સતેજ કરી. એની આશ્ચર્યજનક સફળતાનું રહસ્ય હોય તો તે આ છે.

એનોજ દાખલો આપણે નજર સમીપ રાખીએ. ગામડાંમાં એક વાર પ્રજામાં નવીન જાણવાની જિજ્ઞાસા સતેજ કરવી જોઇએ. એ થઈ કે આપોઆપ ગ્રામ વાચનાલય કે ગ્રામ પુસ્તકાલયના કાયમી મોરચા એ ગામે મંડાશે. ઘર આંગણે પ્રકટેલી જ્ઞાનગંગાનાં પુનિત જળનાં પાન કરી એ ગ્રામનિવાસીઓ જગતના જીવનવ્યવહારમાં કુશળતાથી પોતાનું કલ્યાણ સાધી શકશે.

—※—

# ગ્રામદેવતા

[ ગામડાંના વેરાતાં ધનનો સદુપયોગ સૂચવતી બોધક વાર્તા ]

લેખક :—ગુલાબભાઇ પરાગજી દેસાઇ, તલોદફળીઆ ( બીલીમોરા )

" **માસ્તર** ! કેમ આજે કંઇ હજી પરવાર્યા નથી ? " લલ્લુકાકાએ જગદીપના ઘરમાં પગ મૂકતાં જ પ્રશ્ન કર્યો.

" આવો કાકા ! હવે આ તૈયારીમાં જ: આજે જરા વાર તો થઇસ્તો ! "

" તમારે આજકાલના જુવાનીઆઓને ખાવું થોડું પણ વરણાગી અને વાર વધારે ! " કાકાએ પોતાની જુવાનીનો જમાનો જાણે યાદ આવતો હોય તેમ લાંબો નિશ્વાસ મૂકીને કહ્યું.

જગદીપ લલ્લુકાકાએ કહ્યું તેમ આજકાલનો યુવાન હતો: આદર્શવાદી હતો. કુદરતે નાની ઉંમરમાં એના પિતાને મૃત્યુના મુખમાં હોમી દઇ એને ઘરની ધુંસરીમાં જોડી દીધાથી એ ગંભીર જીવન જીવતો બન્યો હતો. આ નાનકડા ગામમાં જગદીપ શિક્ષક હતો. ટુંક પગારમાં પણ ભોળા અને નિખાલસ ગ્રામવાસીઓ સાથે રહેવામાં એને આનંદ હતો. ગામમાં કંઇક વહેમી પરંતુ ઠરેલ વ્યવહારૂ વૃદ્ધો સાથે એ ઘણો સંબંધ સેવતો. એને એ વૃદ્ધોની બધી વાત હસવા જેવી ન લાગતી. આરંભે શૂરા જુવાનીઆઓ કરતાં આ અનુભવી વૃદ્ધોના ઠરેલ વિચારોના અંતે અમલમાં મૂકાતી યોજનાઓ એને વધારે પસંદ પડતી. ગામના યુવક વર્ગનો જગદીપ નેતા હતો પણ આ વૃદ્ધોનો શિષ્ય હતો. નવા અને જુના વિચારોની જ્વાળાઓથી શુદ્ધ થઇ અમલમાં મૂકાતું પ્રત્યેક કાર્ય સંગીન બનશે એવું એનું મંતવ્ય હતું.

જગદીપ દરરોજ રાત્રે પોતાના ઘરમાં રામાયણ, મહાભારત જેવાં ધાર્મિક પુસ્તકો વાંચતો; અને છેલ્લે પોતાના ભાંગ્યાં તૂટયા સંગીત વિષયક જ્ઞાન દ્વારા એક બે ભજનો પોતાના હાર્મોનિયમ સાથે ગાતો: ગામના મંદિરના એક પૂજારીને પોતાની સાથે નરઘાં વગાડવાને મદદમાં લેતો.

દરરોજનો આ રાત્રિ–પ્રોગ્રામ ધાર્મિક વિચારના ગામના વૃદ્ધોને ઘણો જ ગમતો અને સૌ વૃદ્ધો જગદીપને ત્યાં કથા ભજન સાંભળવા રાત્રે ભેગા થતા. હાલનો ફેશનેબલ દેખાતો અને ભણેલામાં ખપતો એકાદ યુવક જો કોઇ પણ નજીવું, જુના વિચારે ધાર્મિક મનાતું કૃત્ય કરતો હોય, તો તે કૃત્ય ઘરડાંઓને મન ઘણું જ વંદનીય બની જાય છે, અને તે યુવક સેતાનની સેનામાં જાણે એકાદ ફિરસ્તા જેવો એ ઘરડાંઓની આંખે આદરણીય બને છે.

જગદીપ—આ નાનકડા શ્રીપુર ગામના યુવક વર્ગનો નેતા–પોતાના આ ધાર્મિક રાત્રિ–પ્રોગ્રામથી ગામના વૃદ્ધોનો પણ માનીતો બન્યો હતો.

આપણી વાર્તાની શરૂઆતમાં કહેવાયું તેમ લલ્લુકાકા અને જગદીપના ટુંક સંવાદ પછી વારાફરતી ગામના વૃદ્ધો ભેગા થયા અને જગદીપનો કાર્યક્રમ નિત્ય-નિયમ પ્રમાણે શરૂ થયો.

૨

શ્રીપુર ગામના યુવાનોની મંડળી આજે જગદીપની સરદારી નીચે ભેગી થઇ હતી. યુવાન એટલે ઉતાવળીઓ. કોઇ પણ કાર્ય કરવાનું હોય તો ઝંપલાવ્યે પાર, એમજ સમજે. કોઇ પણ નવા વહેણમાં સહેલાઇથી તણાઇ જતાં એને વાર નહિ. સાથે સાથે તોફાની માનસના કેટલાક યુવાનો કોઇની સહાનુભૂતિ અગર સલાહની અપેક્ષા સિવાય પતંગીઆની માફક યાહોમ કરી કોઇ વાર થતા કાર્યને પણ પૂરતા ધૈર્યને અભાવે વેડફી નાંખે છે—આરે આવેલું વહાણ પણ ડુબાવી દે છે.

આજે ભેગી થએલી યુવક મંડળીમાં પણ એવાજ માનસના કેટલાયે યુવાનો હતા. કેટલાક ખાલી ડોકાં ધૂણાવનાર અને હામાં હા મીલાવનારા હતા, ત્યારે કેટલાક કંઇ ન સમજ પડતી હોય તેમ એકાદ મહાન યોગીની જેમ સમાધિસ્થ રહેનાર પણ હતા. પરંતુ મંડળીનો નાયક જગદીપ યુવાન-વૃદ્ધ હતો. જેમ કેટલાક વૃદ્ધો વૃદ્ધ હોવા છતાં યુવાનના વેગથી, યુવાનના ઉત્સાહથી કાર્ય કરે છે, તેમ યુવાન છતાં વૃદ્ધો જેટલું ગાંભીર્ય અને ધૈર્ય રાખનારને આપણે યુવાન-વૃદ્ધ નામ આપીએ તો તે ખરૂં નહિ તો ખોટું તો ન જ કહેવાશે.

"પણ માસ્તર સાહેબ ! શા માટે તમે એમ શાંત બની બેસી રહો છો ? એ ઘરડાઓ વિના શું આપણે કંઇ ન કરી શકીએ ?" એક ઉતાવળીઓ યુવાન ગિરીશ બોલ્યો.

"અરે ભાઇ ! આપણે બધું કરી શકીએ; પણ થોડા દિવસ ધૈર્ય રાખવામાં આપણને કંઇ નુકશાન છે ?"

"ત્યારે આ ગામે પુસ્તકાલય સ્થાપવું એવો મંડળમાં ઠરાવ શા માટે ચીતરી માર્યો ?"

"ભાઇ સુધાકર ! ઠરાવ કર્યો તે અમલમાં મૂકવા માટે જ; પણ અમલમાં મૂકવા અગાઉ એની સંપૂર્ણ યોજના તૈયાર કરવી જોઇએ ને ?

"યોજના એમાં શી ઘડવાની હતી ? આ આપણે પચાસ જણા છીએ. રૂપીઓ રૂપીઓ દરેક જણ કાઢે. પચીસ રૂપીઆ થશે; મકાન તો નિશાળનું નહિ તો પછી મંદિરનું છેજ; પત્રો અને પુસ્તકો મંગાવતાં જ વાર છે ને ?"

"એ ખરૂં, ભાઇ ! આ વર્ષે આપણે પચીસ રૂપીઆ કાઢીશું; આવતે વર્ષે કાઢીશું; એમ એ પુસ્તકાલય ક્યાં સુધી નભશે ? આપણે અમર હોઇએ તો પણ આપણી આર્થિક સ્થિતિ અને આપણા માનસિક વલણ અમર નથી. તે જાણો છો ને ?" જગદીપે ખુલાસો કર્યો.

"ત્યારે તમે શું કરવા માગો છો ?"

" હું કરીશ તે આપ સર્વને થોડા દિવસમાં સમજાશે, આપ નિશ્ચિંત રહો. દશ દિવસમાં હું આપણા ગામે સ્થાયી પુસ્તકાલય સ્થાપવાની યોજના આપની સમક્ષ રજુ કરીશ. "

૩

" લલ્લુ કાકા ! નરસિંહ કાકા ! આજે અમર ચરિત્રનો ત્રીજો ભાગ પૂરો થયો, હવે ચોથો મારી પાસે નથી. બે ત્રણ દિવસે હું પાસેના ગામના પુસ્તકાલયમાંથી લેતો આવીશ ત્યારે હવે વંચાશે. " જગદીપે વૃદ્ધોની ઉઠતી મંડળી સમક્ષ વૃદ્ધોને નિરાશ કરતી વાત રજુ કરી.

" હેં માસ્તર ! ત્યારે મને આગળથી કહ્યું હોત તો હું તે લાયબ્રેરીમાંથી લાવી મૂકત કેની ? આ તો આપણી કથા અટકવાની ! "

" એ ખરૂં કાકા ! પણ મારા મનમાં કે એનો પાંચમો ભાગ તો ત્યાં પણ નથી એટલે ચોથો વાંચ્યો તો શું અને ન વાંચ્યો તો શું ? "

" અરરર ! એ તો મોટી પીડા ! ત્યારે પાંચમો ભાગ વળી ક્યાં ઢુંઢીશું ? વેચાતો મંગાવોને માસ્તર ! "

" પણ કાકા ! એમ કેટલાંક પુસ્તકો વેચાતાં મંગાવીએ, તેના કરતાં એવાં સારાં પુસ્તકો દર વરસે ખરીદાય અને આખા ગામને જ્યારે જોઇએ ત્યારે કામ લાગે, વળી દેશ પરદેશના સમાચાર જાણવા એકાદ પેપર મંગાવાય એવું પુસ્તકાલય આપણા ગામે જ ઉઘાડીએ તો ? "

" એ વાત ખરી ! હેં નરસી ! તું પણ તે દહાડે પેલા જુવાનીઆઓ કંઇ લાયબ્રેરી ઉઘાડવાના છે, એમ કહેતો હતો ને ? "

" અરે હા ! એ તો બધા જુવાનીઆઓ કહે છે કે રૂપીઓ દરેક જણનો ભેગો કરી લાયબ્રેરી કાઢવાના. " નરસિંહ કાકાએ ખુલાસો કર્યો.

" અરે લલ્લુકાકા ! એ તો જુવાનીઆઓ છે, ઉતાવળીઆ કહેવાય. એ લોકો પણ મેં કહ્યું તેવું પુસ્તકાલય જ ઉઘાડવા કહે છે. અને વાત પણ ખરી છે. એવું એક પુસ્તકાલય આપણા ગામે ઉઘડે તો પુસ્તકો શોધવાની પીડા મટે: પણ કાકા ! એમ રૂપીઓ રૂપીઓ એ લોકો કેટલાંક વર્ષ કહાડે ? એમ તો વર્ષ બે વર્ષ પુસ્તકાલય નભે. "

" ત્યારે એવું કાયમનું પુસ્તકાલય રહે એવો કંઇ રસ્તો ? " લલ્લુકાકા આતુરતાથી બોલ્યા.

" રસ્તો છે, પણ આપ સર્વ વડીલોની કૃપા હોય તો બને. " જગદીપે મુખ્ય મુદ્દો રજુ કર્યો.

જગદીપ જાણતો હતો કે ઉચ્છૃંખલ જુવાનીઆઓ ગામના વૃદ્ધ રૂપી આમદેવતાને દુભવશે તો ગામમાં વૃદ્ધો અને યુવાનના પક્ષો બંધાશે, અને આમ પુસ્તકાલય સ્થાયી ન રહેશે. આથી યુક્તિપુરઃસર વૃદ્ધોની સહાનુભૂતિ આ કાર્ય પ્રત્યે વળે અને આ આમદેવતા પોતે જ પુસ્તકાલય માટે તલપાપડ બને એવી પરિસ્થિતિ જગદીપે ઉત્પન્ન

કરી. 'ઘરડાં વગર ગાડાં ન વળે' એ કહેવતાનુસાર ઘરડાઓને એણે આમ પુસ્તકાલય માટે ઉત્સુક-કરી પુસ્તકાલયનું ગાડું સીધે પંથે વાળવા માંડ્યું.

"જરૂર જરૂર! હમારી સૌની સંમતિ છે. તમે રસ્તો બતાવો. આપણે જરૂર આપણા ગામમાં પુસ્તકાલય સ્થાપવું જ; કેમ, નરસી!" લલ્લુકાકાએ આતુરતાથી કહ્યું.

"ત્યારે કાકા! ભલે આપણે પાદરે ભેગા મળી, વાત કરી ચોક્કસ ગોઠવીએ." જગદીપ રાજી થતો બોલ્યોઃ સૌ વૃદ્ધ મંડળી વિખેરાઇ.

૪

"મુરબ્બીઓ! આપ સૌ આપણા ગામે પુસ્તકાલય કેમ સ્થપાય અને તે કાયમ કેમ નભે, એ બાબત રસ્તો બતાવવા મને આગ્રહ કરો છો. આપણા ગામે જ્ઞાન-પરબ શરૂ થાય એવી આપ સૌની ઇચ્છા છે. આપણું ગામ નાનું છેઃ પૈસાની એવી સવડ થાય કે જેથી પુસ્તકાલય સ્થપાય અને કાયમને માટે કંઇ પણ બહારની મદદ વિના ચાલુ રહે, એવી આપણી સૌની ઇચ્છા છે. ગામડાંમાં ગ્રામદેવતાના આશીર્વાદથી કોઇ પણ વાતની ખોટ પડતી નથી એવી આપણી જમાનાજુની માન્યતા છે. એ ગ્રામદેવતાના આશીર્વાદ ક્યારે ઉતરે કે જો ગામ જ્ઞાની હોય, જ્ઞાનમાર્ગે આગળ વધતું હોય, પુણ્યપંથે પ્રવાસ વધારવા પ્રયત્નશીલ હોય. ગામડાંમાં પૈસાની સવડ કરવી એટલે ફાળો કરવો એ વસ્તુ ન જ નભે. ફાળામાં જરૂર જેટલા પૈસા ભરવા જેટલી આપણા ગરીબ ખેડુત ગ્રામવાસીઓની શક્તિ નથી જ—ન જ હોય. ત્યારે એવે વખતે આવાં જરૂરી કાર્યોમાં ગામડાંનાં વેરાતાં ધનનો ઉપયોગ કરવો પડે છે. પુસ્તકાલયની સ્થાપના—અને તે પણ ગામના એકલાના જ ઉપર આધાર રાખતા—કોઇની પણ મદદ વગરના કાયમી પુસ્તકાલયની સ્થાપનાના સંભવ બદલ મેં કેટલી યે રાત્રિ સુતાં સુતાં વિચાર કર્યો અને છેવટે હું મારી અલ્પમતિ અનુસાર ગામડાંનાં એ વેરાતાં ધનના ઉપયોગની યોજના આપ સૌની સમક્ષ રજુ કરવાના નિશ્ચય ઉપર આવ્યો છું.

આપણા ગામે દરેક ઘરે ઢોરો છે. એ ઢોરો સવારથી સાંજ સુધી વગડામાં, ગામના પાદરે, ગોવાળની દેખરેખ નીચે હોય છે. ઢોર એના માલીકની સંભાળ નીચે આવે છે ત્યારથી ચરવા જાય ત્યાં સુધીના તેના છાણનો તેનો માલીક સંગ્રહ કરે છે, અને તેમાંથી એ પોતાની ખેતી માટે ખાતર તૈયાર કરે છે. પરંતુ આખા ગામના ઢોરોનું છાણ વગડામાં અને ગામને પાદરે નિષ્ફળ વેડફાય છે. એનો સંગ્રહ એક માણસ કરે તો આખું વર્ષ ખાતર મેળવે તે બદલ તે ગામને અમુક રકમ આપે. એ પ્રમાણે ગામના છાણના ઇજારામાંથી આપણે કંઇ નહિ તો વર્ષે દહાડે ત્રીસ પાંત્રીસ રૂપીઆ તો મેળવીશું જ.

ત્યારબાદ આવી વગડામાંના આપણા વાડાઓની વાત. વગડામાં ભરવાડો સાથે આપણે ગ્રામવાસીઓ આપણા વાડામાં બકરાં ચરાવવા બદલ કંઇ કેટલીયે વાર લડીએ છીએ. દિવાળી મહિના પછી વાડાઓનું ઘાસ કપાઇ જાય ત્યારે સીમમાં એ ભરવાડો બકરાં ફેરવે અને તકરાર થાય છે, એ તકરાર બંધ કરી—એ

ભરવાડોને પણ ગામ આપો—એ લોકો સાથે પણ વર્ષે દહાડે અમુક રકમ નક્કી કરો. ગામને ઉત્પન્ન મળશે, તકરાર જતી રહેશે, આપણે રખવાળી મટશે, અને એ ભરવાડ ભાઇઓને ચોરીછુપીથી સંતાતા ફરવું મટશે. હવે આપનું ત્રીજું ધન કચરો. ગામના યુવાનોને મેં કહી રાખ્યું છે. તેઓ દર અઠવાડીએ ગામમાંથી કચરો સાફ કરી તેનો સંગ્રહ કરશે. તેમાંથી ખાતર બનાવી વર્ષના અંતે રહેજે દશ રૂપીઆ ઉભા કરશે. આ રીતે ગામ કચરા વિનાનું, તકરાર વિનાનું અને જ્ઞાનદીપે ઉજ્જવળ બનશે, અને એથી ગ્રામદેવતાના આશીર્વાદો ગામ ઉપર ઉતરતાં આપણાં મૃત્યુ મરી જશે. આપણું પુસ્તકાલય ચાલશે.

આમ મળતી રકમમાંથી આપણા પુસ્તકાલય માટે આપણે દર વર્ષ પચાસેક રૂપીઆનાં પુસ્તકો પેપરો ખરીદશું. સારાં પુસ્તકો સાથે પેપર કયાં અને કેટલાં ખરીદવાં તેના માર્ગદર્શન માટે આપણા સેવાભાવી પુસ્તકાલય–પ્રેમી રત્નોની આપણે મદદ લઇશું. તેથી આપણો માર્ગ સરળ બનશે. ગામનાં ઉત્પન્નમાંથી પચાસેક રૂપીઆ પુસ્તકો પેપરો માટે જતા વધતી રકમમાંથી આપણા પુસ્તકાલયને કાયમ નભાવવા આપણે એક કાયમફંડ બનાવશું. " જગદીપે ઉત્સાહથી પોતાના અંતરનો ઉભરો શ્રીપુરના પાદરે આમલીના ઝાડ નીચે ભેગા થયેલા ગ્રામવાસીઓ આગળ ખાલી કર્યો.

યુવાન, વૃદ્ધ સૌ ખુશ ખુશ થઇ ગયા. જગદીપની યોજના સૌને પસંદ પડી અને આવતી કાલથી જ એ યોજના અમલમાં મૂકવાનો ઠરાવ કરી સૌ છૂટા પડ્યા.

## ૫

" બ્હેનો ! તમે રોજ આવીને આ ચોપડીઓ સાંભળો છો, એમાં તમને રસ પડે છે ? "

" હા, જ્યોત્સ્નાબ્હેન ! આવું આવું રોજ સાંભળવાથી અમારા કજીઆ કંકાસ જતા રહ્યા. "

" તો પાલીબ્હેન ! તમે પણ વાંચતાં શીખોને ? "

" બળ્યું, આ ઉંમરે તે શીખાય ? "

" જરૂર, હજી તમે ક્યાં ઘરડાં છો ? માંડ માંડ ત્રીસ થયાં હશે. "

" ત્યારે કાલથી પ્રયત્ન કરી જોઉં ! તમે આ વાંચો છો ને મને એમ થાય છે કે આવું વાંચતાં મને આવડે તો ફુરસદ મળ્યે ઘરે હું પણ વાંચ્યા કરૂં. "

" કાલથી તમે શીખવા માંડોઃ એક મહિનામાં વાંચતાં થઈ જશો. "

જગદીપની સ્ત્રી જ્યોત્સ્નાએ પણ પોતાના પતિના કાર્યમાં રસ લઇ એની પુસ્તકાલય અને ગ્રામોદ્ધાર પ્રવૃત્તિને વેગ આપવા માંડયો હતો. શ્રીપુરમાં સારી સારી ગ્રામલલનાયોગ્ય નાનકડી ચોપડીઓ લાવી એ ગામની સ્ત્રીઓને વાંચી સંભળાવતી. અને વાચનરસ પ્રગટાવી નિરક્ષર મટવા માટેની લાલસા એ સ્ત્રીઓમાં પ્રેરતી. ઉપર જણાવેલા વાર્તાલાપ પછી કંઇ કેટલીયે સ્ત્રીઓએ જ્યોત્સ્ના પાસે ભણવા માંડ્યું અને વાંચતાં આવડતાં કપાસ વીણી તેમજ પીપર ( અજુદેની તાલુકામાં થતો પાક ) વીણી, તેમાંથી મળતા પૈસા ગામના પુસ્તકાલયના બજેટમાં આપવા માંડયા.

આ તરફ જગદીપે હવે પુસ્તકાલયમાં જ સારાં સારાં પુસ્તકોમાંથી વાર્તાઓ ભજનો વાંચી બતાવી વૃદ્ધોમાં પણ વાચનરસ અને અક્ષરજ્ઞાનની ભૂખ જગાડી રાત્રીશાળા શરૂ કરી. આપણા લલ્લુ કાકા અને નરસિંહ કાકાએ પણ હવે રોજ સવારે પુસ્તકાલયમાં જઇ પોતાનાં ખોડકાં માથાં પર હાથ ફેરવતે ફેરવતે લહેરથી પેપર વાંચવા શરૂ કર્યાં. જ્ઞાન–દીપના ઉજ્જ્વલ પ્રકાશથી કજીઆ કંકાસ, નિંદાકુથલી, ખોટી અહંતા અદૃશ્ય થયાં. લગ્નપ્રસંગે તેમજ મરણપ્રસંગે પણ લોકો પુસ્તકાલયમાં પૈસા આપતા થયા. પુસ્તકાલય એજ ગામના યુવાનોની કલબ અને વૃદ્ધોનો ચોરો બન્યું; પણ ત્યાં નિંદાકુથલીને બદલે જ્ઞાનગોષ્ટિ સાથે નિર્દોષ ન્યાય તોળાવા લાગ્યો.

શ્રીપુર ગામમાં પુસ્તકાલયનું–ગ્રામદેવતાનું પ્રાકટ્ય થતાં કલેશ, કજીઆ અને દુર્ગુણો એક પછી એક નાસવા માંડયા. **नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।**

પ્રિય વાચક ! શ્રીપુરના ગ્રામદેવતા કોણ ? ગ્રામવાસી વૃદ્ધો, જગદીપ, કે પુસ્તકાલય ?



## પુસ્તક–સુહૃદોને !

( અંજની )

જીવનનાં સાચાં સંગાથી
પોષણ કીધ સદૈવ સુધાથી;
નહિ ઉપકાર વળે જ કશાથી
ઓ વ્હાલાં સુહૃદો ! ૧

નૈરાશ્યે ભવનાં ઓસરિયાં
સાન્ત્વનનાં ઓજસ પૂર વહિયાં
આશાનૂર ઉરે ઝળહળિયાં
ઓ વ્હાલાં સુહૃદો ! ૨

જડતાઓઘ સદા ઉર છાયો
ચેતનનો દીવો પ્રગટાવ્યો
ઉન્નતિકેરો પંથ બતાવ્યો
ઓ વ્હાલાં સુહૃદો ! ૩

સુભાષ ને જવાહિરનાં વચનો
મૈયાનાં વીતકનાં કથનો
કહી જગવ્યો સુર મુક્તિપથનો
ઓ વ્હાલાં સુહૃદો ! ૪

યુગયુગના ઉરના ધબકારા
વત્સલતાથી શ્રવણ કરાવ્યા
ચેતનના ઉર ઓઘ વહાવ્યા
ઓ વ્હાલાં સુહૃદો ! ૫

સરોજિની બુલબુલનાં ગીતો
ગાંધીજીનાં જીવન – કવિતો
દેખાડયાં દુખિયારાં દલિતો
ઓ વ્હાલાં સુહૃદો ! ૬

રવીન્દ્રનાં ઉરગુંજન મોંઘાં
ખંડખંડ જગદીશ નુર આંજ્યાં
'સ્વરૂપ'ના ઉરથી ઉર સાંધ્યાં
ઓ વ્હાલાં સુહૃદો ! ૭

કૃતજ્ઞતાથી ઉર ધબકે છે
અશ્રુ નેન થકી ટપકે છે
અસંખ્ય ઉપકારો ઝળકે છે
ઓ વ્હાલાં સુહૃદો ! ૮

'વિલ્લિસ્સુ'

# ગ્રામોદ્ધારમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો યોગ

તથા

# તે માટેની વ્યવહારૂ આર્થિક યોજના

[ લેખક :—પોપટલાલ પુંજાલાલ શાહ, વાંકાનેર ]

**સાચી** રીતે આજ સુધી પુસ્તકાલય પ્રવૃત્તિનો શહેરની પ્રવૃત્તિ તરીકે જ જન્મ થયેલો છે. પશ્ચિમમાં કે પૂર્વમાં શહેરના નવરા જીવનને જ્ઞાનની ભૂખ લાગવાથી એ પ્રવૃત્તિનો અવતાર થયો, અને મુદ્રણકળાએ એનું પોષણ કર્યું. પછી આપણી પ્રાચીન ભંડાર પદ્ધતિને પશ્ચિમની પદ્ધતિએ શાસ્ત્રીયતા અર્પી. એવી રીતે આજની પુસ્તકાલય પ્રવૃત્તિ પગભર થઇને પ્રસરી.

હરકોઇ શહેરી પ્રવૃત્તિને ગામડાંમાં લઇ જતાં પહેલાં એક જ વિચાર કરવાનો રહે છે કે એ પ્રવૃત્તિ ગામડાંનું રહ્યુંસહ્યું સાદાઇવાળું નિર્દોષ જીવન તો નહિ કચાળે ને? કારણ કે આજ તો શહેરી પ્રવૃત્તિ શહેરમાં રહીને પણ એની વિષજ્વાળથી ગામડાંને દઝાડી રહી છે, તો પછી એજ પ્રવૃત્તિ દૂર રહેવાને સાટે ગામડામાં પેસે તો કેવું અનિષ્ટ પરિણામ આવે, એનો ખ્યાલ દરેક ગ્રામસેવકે, ગ્રામોદ્ધાર ઇચ્છનારે કરવાનો રહે છે.

મિલની પ્રવૃત્તિએ હાથકંતામણ ને હાથવણાટનો નાશ કર્યો, ચોખા ખાંડવાના યંત્રે ખાંડનારાની ધરતી–હાથની–રોજી ઝુંટવી લીધી અને ચાની હોટલોએ ગામડાંમાં પેસીને દૂધ, છાશ વા રાબડી પીવાની આરોગ્યપોષક ટેવ તેમની કને છોડાવી દીધી.

ગામડાંને શહેરનો વિલાસી પવન ઓછો સ્પર્શે અને ગામડું સાચું ગામડું જ રહે, એને માટે વિચાર કરતાં પુસ્તકાલય પ્રવૃત્તિ ગામડાંને ઉપકારક છે કે કેમ, તેનાથી ગ્રામજીવન બગડશે તો નહિ ! વગેરે વિચારો કરવાના રહ્યા છે.

પણ એ વિચાર કરીએ તે પહેલાં અતિ અલ્પાંશે પણ વાચનશોખ શહેરમાંથી ગામડાંમાં પેઠો છે. વળી પુસ્તકાલય પ્રવૃત્તિ પણ ગામડાંમાં ખાસ કરીને વડોદરા રાજ્યનાં ગામડાંમાં તો ઠીક ઠીક પ્રવેશી ચૂકી છે. વળી એની ઉપયોગિતા પણ કાંઇક અંશે પ્રત્યક્ષ થઇ રહી છે. એટલે ઉપર કહી તે શંકા કે ઉપરોક્ત વિચાર અસ્થાને ગણાય. છતાં એનો વિચાર કરવાની વેળા વીતી જ ગઇ છે, અથવા નિર્ણય થઇ જ ગયો છે, એમ પણ કહી શકાય તેમ નથી.

ગ્રામોદ્ધારમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો યોગ શા માટે કરવો જોઇએ એ પ્રશ્ન સહેજે ઉઠે. નવી કેળવણી અને નવા વ્યવહારના વાયરા પૂરા વાયા નહોતા અને એનો સ્પર્શ બહુ થયો ન હતો, તે પહેલાં ગામડું પોતાની રીતે પોતાની જ્ઞાનભૂખ નિવારતું હતું. પુરાણીઓનો કથાપ્રચાર, ભજનિકોની ભજન રમઝટ અને ગઢવીઓની શૌર્યભરી ઇતિહાસ–કથા–કહેણી એ બધું ચોરાને સજીવન રાખતું અને ગામડાની પોતાની થોડી થોડી જ્ઞાનભૂખ એમ સંતોષાતી. વળી કોઇ કોઇ વાર પથિકો આવે ને નવી નવી વાતો કહી જાય, અને ચોરાનાં ચિત્રો પણ જ્ઞાન આપે.

પણ આજ એમાંનું કાંઇ રહ્યું નથી એમ કહીએ તો ચાલે. એ બધું નવે સ્વરૂપે આજ આપણી આગળ ઉદ્ધાર માગે છે. એ ઉદ્ધાર કેમ થાય ? એમાં પુસ્તકાલય શો હિસ્સો આપી શકે ?

ચોરાને બદલે પુસ્તકાલય-જ્ઞાનમંદિર થાય; પણ એ મંદિર શારદામંદિર હોય તોજ શોભે. એમાં ભૈરવની, કાલિકાની, કે એવા ઉગ્ર દેવની સ્થાપના ન શોભે; તેમજ વહેમપોષક મેલા દેવોનું પ્રતિષ્ઠાપન પણ ન ચાલે. જે પુસ્તકાલયમાં વિલાસપોષક, શ્રમવિરોધક કે બિભત્સ રસપોષક પુસ્તકો હોય, ડીટેકટીવ નવલકથાની રોમાંચક ઉશ્કેરાટભરી ચોપડીઓ હોય, જેમાંથી ખેતી, ગ્રામઉદ્યોગ, વણાટ, કંતામણ-વગેરેનો સંદેશો ન સાંપડતો હોય એવાં પુસ્તકો શહેરોમાં ન ચાલે, તો ગામડામાં તો એને અડાયજ કેમ !

વળી કેટલીકવાર વ્યભિચારને રમણીયતા અને રસિકતા અર્પનાર પુસ્તકો પણ બ્રહ્મચારિણી શારદાદેવીના મંદિરમાં પેસી જાય છે; તેની પણ ગ્રંથપાલે ચોકી કરવી રહી. આમ ચોરાને જ્ઞાનમંદિર બનાવીને તેનું આંગણું અને ગર્ભદ્વાર બંને સ્વચ્છ અને શુદ્ધ, પવિત્ર અને પૂજ્ય રખાય તો અવશ્ય પુસ્તકાલય પ્રવૃત્તિ ગ્રામોદ્ધારમાં અતિ ઉપકારક નીવડે.

હવે એને માટે વ્યવહારુ વિચાર કરતાં એમ લાગે છે કે ગ્રામસેવક કે ગ્રંથપાલ ગ્રામજીવનમાં ઓતપ્રોત થઇ ગયો હોવો જોઇએ. એને કયાં કયાં પુસ્તકો ગ્રામજીવનના ઉદ્ધારમાં ફાળો આપે એવાં છે તેની પૂરી માહિતી હોવી જોઇએ, અને ગ્રામજીવનના પાયારૂપ ઉદ્યોગો અને સામાજિક જીવનને અનુરૂપ લાગતાં પુસ્તકોની પણ એને જાણ હોવી ઘટે, તેમજ તે બધાનો અભ્યાસ પણ તેણે કરેલો હોય. એટલે ગ્રામસેવક કે ગ્રંથપાલ એવી રીતે ધ્યાન રાખીને પુસ્તકપસંદગી કરવા માંડે તો પુસ્તકાલય પ્રવૃત્તિ ગામડાંને હાનિકારક થવાને બદલે લાભકારકજ થાય.

સાચી રીતે તો આ કાર્ય કપરૂં છે, અને એને માટે ગ્રામસેવક એકલો કાંઇ કરે તો પહોંચી વળે નહિ: પણ કાં તો તેણે શરુઆત કરીને નવા ગ્રામસેવકો પેદા કરવા રહ્યા, અને તેમાંથી એકને એકલી પુસ્તકાલય પ્રવૃત્તિ સોંપી દેવી રહી, અથવા તો સેવકો મળી રહે કે ગ્રંથપાલ તૈયાર હોય તો તેને એ કાર્ય સોંપી દેવું રહ્યું.

પછી તો પૂજારી કથા વાર્તા દ્વારા, વાચન શ્રવણ મારફત લોકોને રંજન કરીને મંદિર પ્રત્યે ભક્તિ અને શ્રદ્ધા ઉત્પન્ન કરે એટલે લોકો સહેજે સહેજે પુસ્તકોનું સેવન કરવા મંડી પડે.

ખેતીવાડીને લગતી કથાઓ, તેના અખતરાની રસમય વાતો, તેની પાછળ જીવન હોમનારાંના વૃત્તાંતો, ખેતીને લગતા બીજા ઉદ્યોગોનું શાસ્ત્રીય શિક્ષણ આપે તેવાં સાદાં વ્યવહાર વર્ણનો, તેમજ તે બધાને અનુરૂપ ચિત્રો વગેરે વડે પુસ્તકાલયનો યોગ ગ્રામોદ્ધારમાં સુંદર ફાળો આપી શકે.

સામાજિક જીવન અને ધાર્મિક જીવનના ઘડતર માટે તો ખાસ ચીવટ રાખવી જોઇએ. શહેર કરતાં ગામડાંની નાડમાં સર્વ-ધર્મ-સમભાવ હજી પણ ભર્યો ભર્યો રહે

છે. તેને પોષનારી હકીકતો ગામડાંના ઇતિહાસમાંથી ગ્રામસેવક તેમજ ગ્રંથપાલ મેળવી લે અને રોજ રોજ બાળકો તેમ મોટેરાં આગળ સરસ રીતે રજુ કરે, એને પુસ્તકાકારે પ્રગટ કરે એટલે એ સાચું ધાર્મિક જીવન જાગતું રહે.

અસ્પૃશ્યતાનિવારણ પણ એ જ રીતે ધીમે ધીમે થઇ શકે, કારણ કે ગામડાંમાં હજી ક્યાંક ક્યાંક ગ્રામ સંબંધ—ગામસગાઇ—જળવાઇ રહી છે. ગામડાના લોકો હજી પણ ક્યાંક ક્યાંક હરિજનને કાકો, દાદો કહીને બોલાવે છે; એનો પુનરુદ્ધાર પણ પુસ્તકાલય દ્વારા થઇ શકે. કારણ કે પુસ્તકાલયમાં આવનારાં સૌને એવી રીતે બોલાવવાની ટેવ પાડવાનું શીખવાય તો એ સાદી સહૃદય રીત નાશ પામતી અટકે, એટલું જ નહિ પણ જીવનમાં મૂળ ઘાલે અને સામાજિક સંગઠનમાં પુસ્તકાલય સાચો ફાળો આપી શકે.

આર્થિક દૃષ્ટિ અને સામાજિક નજરે આજ શહેરમાંથી શ્રમપ્રિયતા નાશ પામતી દેખાય છે. ગામડાંમાં પણ ક્યાંક ક્યાંક એ અરુચિનાં દર્શન થઇ રહ્યાં છે. દૃષ્ટાંત તરીકે જેમ શહેરમાં વેપારી ગાદી તકીએ પડી રહેવાનું કરે છે, કોન્ટ્રાકટર ખુરશી પર બેસીને બીજા પાસેથી કામ લે છે, અને અધિકારી નીચલા નોકરો પાસેથી કામ લઇને પોતે સહી જ કરે છે, તેમ ગામડાંમાં પણ ખેડુત સાથી રાખીને કામ લેતાં શીખ્યો છે, અને કોઇ કોઇ સ્થળે ગામડાના હરિજને પણ કોન્ટ્રાકટર થઇને પોતે મજુરી કરવાનું કે કામ કરવાનું માંડી વાળ્યું છે. આ ચેપ ગામડાંમાં ન પેસે, ગ્રામોદ્ધારમાં આ શ્રમ અરુચિને સ્થાન જ ન મળે એવી સાવચેતી માટે શ્રમરુચિ ઉત્પન્ન કરવામાં, જાળવી રાખવામાં અને પોષવામાં પણ પુસ્તકાલયનો યોગ મોટી સેવા સાધી શકે.

શ્રમપ્રિયતાનાં ઉદાહરણો, એની કથાઓ, ગામડાના જીવનમાં એનું સ્થાન વગેરે સમજાવનારાં પુસ્તકો તે વસાવે, અને પોતે પણ ગામડામાંથી ત્યાંના જ રહીશોનાં શ્રમપ્રિય જીવન તપાસીને તેની ઉપયોગિતા પ્રત્યક્ષ બતાવતી વાતો કહે. વળી એનો અભ્યાસ થવાથી શ્રમપ્રિયતામાં ખામી ક્યાં ક્યાં છે તે પણ તે શોધી કાઢે અને તે બધું તે પુસ્તકાલય દ્વારા સમજાવી શકે.

દારુ, ચા, તમાકુ, બીડી, આદિનાં વ્યસનોને દૂર કરવા માટે પણ તે એવા ગ્રંથો સંગ્રહે કે તે વાંચીને લોકો ઘડીક વાર વિચારમાં પડી જાય; એ વિચારને પછી પોતે ઝડપી લે અને લોકોને એવાં વ્યસનોમાંથી વાળી લે. તેમાં પણ વ્યસનહીન, શરીર-સ્વાસ્થ્ય સાચવનારા ગામના રામશંકર ગોર, કે ભીમાકાકા જેવા ગ્રામજનોની હકીકત પોતે જાણી લે અને ગામડાના લોકોને કહી બતાવે.

એટલે પુસ્તકોમાંથી ગ્રામોદ્ધારની યોજના, હકીકત, શ્રમપ્રિયતા સામાજિક સંગઠન, સર્વધર્મ—સમભાવ, કે વ્યસનનિષેધ વિષે વાંચીને સંભળાવવામાં આવે અથવા ઉદ્યોગો વિષે જે જે કાંઈ પુસ્તકાલય દ્વારા કહેવામાં આવે, તે બધાને લગતું જેટલું મળે તેટલું ગામડાના ભૂત અને વર્તમાન ઇતિહાસમાંથી શોધવાનું કાર્ય પણ

ગ્રંથપાલે કરવાનું રહે છે. એ સંશોધન પછી હસ્તલિખિત દીવાલપત્ર-પાટીયાં વડે, નાની નાની પુસ્તિકા વડે, અને સાથે સાથે વાતો વડે, લોકો આગળ રજુ થાય તો પુસ્તકોમાં-પુસ્તકાલય વડે-કહેવાની વાતોનો લોકો સાક્ષાત્કાર કરી શકે; એટલે તે વાતો તેમનાં હૈયાં સોંસરવી પેસી જાય. ગ્રામોદ્ધારનાં એ તત્ત્વોની પ્રાપ્તિ માટે પુસ્તકાલય પ્રવૃત્તિનો યોગ ભારે ઉપકારક થઈ પડે.

વળી, ગ્રામોદ્ધારમાં ઉત્સવોની પણ અગત્ય છે જ. ગામડાની રમતોનો, અને પર્વોનો ઉદ્ધાર કરવામાં પુસ્તકાલય પ્રવૃત્તિ ખૂબ જ ઉપકારક નીવડે. ગ્રંથપાલ, ગ્રામ-સેવક, તથા શિક્ષક ત્રણે સહકાર સાધીને એ કાર્ય સુંદર રીતે સાધી શકે. પણ એ બધું ગ્રામસેવકમાં કે શિક્ષકમાં જ સમાઇ રહેતું હોય તોયે ગામડામાં જીવનનો થનગનાટ શોધનાર ગ્રંથપાલ ( તે સેવક હો કે શિક્ષક હો ) પુસ્તકો દ્વારા એ રમતોની ઉપયોગિતા, ઉત્સવોનો આનંદ અને પર્વોનાં પુણ્ય સ્વરૂપ સમજાવી શકે: બીજા દેશોની સાથે સરખાવીને બધું સમજાવી શકે.

વળી, પુસ્તકોમાં રમતો, ઉત્સવો અને પર્વો વિષે કહ્યું હોય તે વાતોથી તેમજ ગામડાના જીવનનાં પ્રત્યક્ષ ઉદાહરણોથી સમજાવી શકે; તેમજ કેટલુંય નવું નવું યોજી શકે. વળી પર્વના ઇતિહાસને ઉકેલીને સમજાવે અને પાદરના પાળીઆના ઇતિહાસને રસિક રીતે વર્ણવી દેખાડે.

વળી પુસ્તકાલય પ્રવૃત્તિને અંગે જ વર્ષમાં બેએક ઉત્સવો તે યોજે. તેમાં પુસ્તકની વ્યવહારુ આરાધના લોકોનો વાચનશોખ વધે તેવી રીતે કરે; પુસ્તકોની આકર્ષક ગોઠવણી કે રચના કરે, પુસ્તક અને પુસ્તકાલયના ઉપકાર વિષે અને ઉપયોગિતા વિષે સંવાદો સંગીત અને વાર્તાઓ ગોઠવે. એમ થવાથી પુસ્તકપ્રેમ વધે.

શરુઆતમાં પુસ્તકપ્રેમ ઉત્પન્ન કરવા સાત્વિક રસિકતા કેળવીને કામ લેવું જોઇએ. તેથી લોકોને વાંચવાની અથવા વાંચતાં શીખવાની રુચિ થશે. એ રુચિ પોષવા-નિરક્ષરતા ફેડવા-પણ ગ્રંથપાલે-સેવકે થોડો સમય, ગામડાને અનુકૂલ હોય તેવો, કાઢવો પડે.

આમ ગ્રામોદ્ધારનું આવશ્યક અંગ, જે નિરક્ષરતાનિવારણ તે પણ પુસ્તકાલય પ્રવૃત્તિનું જ એક અંગ બની રહેતું ઘટે.

આવી રીતે થવાથી વાચનશોખ વધે, એટલે ગ્રામસંસ્કાર જાળવવાનું ભાન જાગ્રત થાય અને લોકો પોતાની મેળે જ પોતાના સુસંસ્કારોને વળગી રહેતાં શીખે.

આમ ઉત્સવો, રમતો, પુસ્તકાલય પર્વો, ઉજવણી, પર્વોત્સવો અને તેની સમજણ અર્થે નિરક્ષરતાનિવારણ; એ બધું યોજવાથી પુસ્તકાલય પ્રવૃત્તિ દ્વારા આપણી સંસ્કૃતિનો સાચો ઉદ્ધાર અને તેનું સબળ સંરક્ષણ થઇ શકે.

પ્રાચીન કાળે પણ પુસ્તકો દ્વારા, અને કથાવાર્તા દ્વારા આપણી સંસ્કૃતિનો વારસો મળતો રહ્યો હતો તેથી તે જળવાઇ રહેતી હતી.

આવી રીતે અનેક માર્ગ વડે પુસ્તકાલય પ્રવૃત્તિ ગ્રામોદ્ધારમાં ઉપકારક કે ઉપયોગી જ નહિ પણ માર્ગદર્શક અને નેતૃત્વધારક થઇ પડે.

૨

પુસ્તકાલય પ્રવૃત્તિ ગ્રામોદ્ધારમાં ઉપયોગી અને ઉપકારકજ નહિ પણ માર્ગદર્શક અને નેતૃત્વધારક થઈ પડે તેમ છે; પણ તેને માટે કાંઇક પણ અર્થોપાર્જનની યોજના ન હોય તો તે નભી શકે નહિ.

પુસ્તકોની ખરીદી, ગ્રંથપાલનો પગાર, કબાટ વગેરે સામગ્રી, મકાનભાડું એ સર્વ આજના યુગમાં પ્રથમ માગે છે પૈસા અને પછી સેવકનો પરસેવો. પ્રથમ થોડાક પણ પૈસા હોય તો કાર્ય આગળ ધપે. પછી સેવક પરિશ્રમ ને પરસેવાથી એ પૈસો થોડોક પેદા કરી લે અને પછી ધીમે ધીમે કાર્ય પૈસાને આકર્ષે એમ પણ બને.

છતાં કાંઇક આર્થિક યોજના જોઇએ.

નાનામાં નાના, પણ પેટપૂરતું કમાતા લોકસમૂહવાળા ગામડામાં પુસ્તકાલય પ્રવૃત્તિ કેમ આરંભાય તેનો વિચાર પણ આપણે કરવો રહ્યોઃ પછી ભલે પુસ્તકાલયનું ઉદ્‌ઘાટન પ્રથમ માત્ર એક પુસ્તક પેટીથીજ થાય.

પુસ્તકાલયની આર્થિક વ્યવસ્થા ગામડાંમાં પણ વ્યવહારુ રીતે થઈ શકે તેને માટે નીચે મુજબ યોજના કેટલેક અંશે માર્ગદર્શક થઈ પડશે એવી આશા છેઃ—

૧. ઉત્સવો કે પર્વો હોય ત્યારે થોડામાં થોડું પૈસાનું અથવા અનાજનું ઉઘરાણું કરવું.

૨. લગ્નાદિ પ્રસંગે લોકોની શક્તિ મુજબ પુસ્તકાલયદાન લેવું—ઉઘરાવવું.

૩. સરકાર—રાજ્ય—પાસેથી વા લોકલબોર્ડો પાસેથી બની શકે તેટલી મદદ ( ગ્રાન્ટ ) મેળવવી.

૪. આવી રીતો પણ કેટલાક લોકોને ભારે પડે અથવા ગમે નહિ. ખાસ કરીને કેટલાક શ્રમજીવી પણ માંડમાંડ ગુજારો કરતા લોકોને આવી રીતે પણ આપવું પાલવે નહિ, છતાં તે લોકો પણ કાંઇક આપવા તો રાજી હોય. તે પૈકી મહેનત આપી શકે તેવા લોકો પાસેથી થોડું થોડું મહેનતનું કાર્ય તેમને રાજી રાખીને, ધર્મ સમજાવીને, મરજીઆત રીતે લેવું. દાખલા તરીકે સુતાર પાસેથી વગરમજુરીએ એક નાનો બાંકડો કે એક સાદું કબાટ ધીમે ધીમે કરાવી શકાય, કુંભાર પાસેથી પણ થોડાં થોડાં વાસણો લઇને વેચી નંખાય, અને હરિજન કનેથી તેમજ બીજા મહેનતુ લોક પાસેથી થોડું થોડું સુતર કંતાવાય, વણાવાય અને પછી વેચી શકાય. આવા ગરીબ કામગરા લોકો તો નિરક્ષર મટે અને વાચન શીખે તો પુસ્તકાલય માટે આવી મજૂરી મેળે મેળે કરી દે.

૫. પણ આ બધી રીતો કાયમી જેવી ન ગણાય. થોડી પણ કાયમી ઉપજ માટે એક તદ્દન સાદી અને ગમે તે ગામડાને અનુકૂળ પડે તેવી "મુષ્ટિફંડ"ની યોજના હાથ ધરવી જોઇએ. આપી શકે તેવા દરેક ઘર પાસેથી રોજનું એક મુઠી અનાજ ઉઘરાવવું. ગામલોકો સામાન્ય રીતે રોજના ખોરાકમાં જે અનાજ વાપરતા હોય તેની એક મુઠી રોજ પ્રત્યેક ઘર દીઠ લેવી. તેને માટે ગામડાંમાં જેટલાં ઘર

હોય તેટલી માટલી રાખવી; તે દરેક પર પુ. સુ. ફં. નં. એ પ્રમાણે શાહીથી લખવું અને દરેકને ઘર પ્રમાણે ૧, ૨, ૩, ૪ એમ નંબર આપવા એટલે કે લખવા. તે માટલી દરેક ઘેર મૂકવી અને દરેક ઘરની વડીલ સ્ત્રી–માતા–તેમાં રોજ ઉઠીને એક મુઠી સારું અનાજ નાંખે તેમ વિનવવું. અઠવાડીઉં થયે, વિદ્યાર્થીઓ કે થોડાક સ્વયંસેવકો અથવા ગ્રામસેવક કે ગ્રંથપાલ અને તેના સાથીઓ તે અનાજ ઉઘરાવી લે અને પાછી ખાલી માટલી પોતપોતાને સ્થાને રહી જાય. પછી તે અનાજ અઠવાડીએ કે મહિને વેચી નંખાય અને તેનો હિસાબ રખાય.

આવી રીતે રોજની વપરાશનું અનાજ ઉઘરાવાય. ધારો કે એક ૫૦૦ માણસની વસતિવાળું ગામ છે. તો તે ગામમાં આશરે સો ઘર થયાં. તેમાંથી ૮૦ ઘર મુષ્ઠિફંડ આપે તેવાં છે. તો તે ગામલોકો સહેજે અઠવાડીઆમાં એક ઘરનું સવાશેર અનાજ ગણતાં અઢી મણ અનાજ પુસ્તકાલય માટે ઉઘરાવી શકે. આવી મુષ્ઠિફંડની યોજના કાઠિયાવાડમાં ઠીક ઠીક પ્રચલિત થઇ હતી, હજી પણ ક્યાંક ક્યાંક છે, અને ક્યાંક ક્યાંક એ યોજનાએ અનાજના ઉઘરાણામાંથી કાયમનું નાણાંમાં અપાતા મરજીઆત કરનું સ્વરૂપ ધારણ કર્યું છે. આવી કોઇક યોજના, ગામડાની અનુકૂળતા પ્રમાણે જરૂરી ફેરફારો સાથે, ઘડાય તો તે ભારે ન પડે અને થોડે થોડે પ્રયત્ને પુસ્તકાલય પ્રવૃત્તિ પગભર થઈ જાય.

બાકી આવું બધું કરવા માટે ઝંખના, ધગશ, સેવાવૃત્તિ, ધીરજ, અભ્યાસ અને અડગ નિરભિમાન જોઇએ.

ગ્રામોદ્ધારની નવરચનામાં પુસ્તકાલય પ્રવૃત્તિ આવી રીતે ખૂબ જ ઉપકારક થઇ પડે, અને તેમાંથી ધીમે ધીમે ગામડામાં જ પોતાનું સેવક મંડળ જામે અને સંઘબળ જાગે અને ચોરા ચોવટચોરા મટી જઇને ચેતનચોરા થઇ શકે.



પરાજયથી હાડકાંમાં ચકમક અને સ્નાયુમાં હાડકાંની કઠણાઇ એટલે મજબૂતાઈ આવે છે ને તેથી માણસો અજિત બને છે. દુનિયા ઉપર જેમનું પ્રભુત્વ છે એવા વીર નરો આ પરાજયની સ્થિતિમાં ઉત્પન્ન થયા છે. માટે પરાજયથી ડરતા નહિ. કોઇપણ સારા કામમાં તમારો પરાજય થાય ત્યારે તમારે સમજવું કે હવે વિજય સમીપ છે.

—બીચર.

# ગામડાંઓમાં પુસ્તક–પ્રવૃત્તિ

[ લેખક :—ડુંગરશી ધરમશી સંપટ, કરાંચી ]

હિંદમાં સાત લાખ ગામડાંઓ છે. જેમણે આ ગામડાંઓમાં જાતે ફરીને અનુભવ લીધો છે, તેઓ આ ગામડાંઓ અને ગ્રામવાસીઓની મંદ સ્થિતિ, અજ્ઞાન, દરિદ્રતા, રોગગ્રસ્તતા અને પરાધીનતા જોઇ ઘણાં અશ્રુઓ ખેરવે છે. આ વિશાળ દેશના ગ્રામવાસીઓ ઘણી પેઢી પરંપરાથી દુઃખ અને દીન સ્થિતિમાં લપટાયલાં છે. દરિદ્ર અવસ્થાથી ઉત્પન્ન થતા બધા દુર્ગુણોએ તેમના મનમાં વાસ કર્યો છે. ગ્રેટબ્રિટનનાં ગામડાંઓમાં જે શિક્ષણ, સ્વચ્છતા, તાજગી અને જીવંત લોકજીવન જોવામાં આવે છે, તે આપણાં ગામડાંઓમાં નથી, એનું મુખ્ય કારણ આપણાં ગામડાંઓની હેબતાવી નાખે તેવી ગરીબાઇ છે. ઇંગ્લંડની દરેક મનુષ્યની વાર્ષિક પેદાશ એંસી પૌંડ એટલે લગભગ એક હજાર રૂપિયા સરેરાશમાં આવે છે. હિંદના મનુષ્યની સરેરાશ વાર્ષિક પેદાશ માત્ર પચાસ રૂપિયાની ગણાય છે. એટલે આપણા કરતાં ઇગ્લંડના મનુષ્યોની વાર્ષિક આવક વીશ ગણી વધારે છે.

આપણા લોકોની દરિદ્રતાને કારણે અજ્ઞાન વધ્યું છે. અજ્ઞાનથી અસ્વચ્છતા અને ગંદાઇ આવ્યાં છે. ગંદાઇથી રોગો આવ્યા છે. રોગોથી અકાળે મૃત્યુની સંખ્યા વધી છે. યૂરોપના ઘણાખરા દેશોની ઉમ્મર ભોગવવાની સરેરાસ ૫૦ થી ૫૮ વરસો સુધીની આવે છે, ત્યારે આપણા દેશની એટલે હિંદની પ્રજાની જીંદગીની સરેરાસ માત્ર ૨૩–૨૪ વરસની આવે છે. તેનું મુખ્ય કારણ સ્વાસ્થ્ય અને સુખ શાંતિના નિયમોનું અજ્ઞાન, વૈદકીય ચિકિત્સાની ગેરહાજરી, દરિદ્રતા અને પ્રગતિનો અભાવ છે. જ્યાં જુઓ ત્યાં ગામડાંઓમાં કચરો, દુર્ગંધી પદાર્થોનો જમાવ, અસુખાકારીભરેલાં રહેઠાણો જોવામાં આવશે. યૂરોપમાં સુસંસ્કારી ગૃહસ્થો વાનપ્રસ્થ અવસ્થા ગામડાંઓમાં ગુજારવા માંગે છે; પરંતુ આપણે ત્યાં તેવી સગવડવાળાં ગામડાંઓ જ બહુ થોડાં છે.

બંગાળાનાં ગામડાંઓ જુઓ. ત્યાંના ગ્રામવાસીઓ અને તેમના પ્રાણીઓ કેવાં દુબળાં અને નાના કદનાં છે ? મેલેરીઆને લીધે ઘણાંખરાંની પેટની બરોળ વધી આવી હોય છે. ઘણાંને હુકવર્મ(વાળા)નો રોગ હોય છે. ઇશ્વરની ઇચ્છાથી રોગો આવે છે અને નિવૃત્ત થાય છે; એમાં મનુષ્ય ઇચ્છા કાંઇ કામ કરે નહિ એવી તેમની માન્યતા જન્મથી જ હોય છે. ઓરિસ્સાના ગામડાંઓ તો ઘણાં જ પછાત છે. દરિદ્રતા પણ ત્યાં સાક્ષાત મૂર્તિવંત થઇ બિરાજે છે. નદીઓની ભયંકર રેલો એ ગામડાંઓને ઘણી વખતે તાણી જાય છે. મેલેરીઆ વારંવાર ત્યાં મોટો ભોગ લે છે. સંયુક્ત પ્રાંતનાં ગામડાંઓમાં પણ ભૂખ્યાં, દુઃખીમાં અને રોગી ચીંથરેહાલ ગામડાંઓની સંખ્યા મોટી છે. રાજપૂતાનાનાં ગામડીઆઓની મોટી સંખ્યા પાણી, વસ્ત્રો અને અનાજ વગેરે જરૂરની વસ્તુઓ માટે તરફડે છે. સિંધના ખેડુતો પણ ફળદ્રુપ જમીન છતાં ઘણા દુઃખી છે. જમીનદારો, પાણીની રેલો, શાહુકારોનું કરજ એમને ઉંચી સ્થિતિમાં આવવા દેતાં નથી.

આપણો ગુજરાત માત્ર તાપી નદી અને વીરમગામ વચ્ચેનો પ્રદેશ નથી; પણ કચ્છ અને કાઠિયાવાડ પણ એમાંજ આવી જાય છે. ગુજરાતનાં ગામડાંઓ બીજા હિંદનાં ગામડાંઓની સરખામણીમાં ઠીક ગણાય. છતાં ત્યાંનાં ગામડાંઓ પણ દુઃખ, દીનતા, દરિદ્રતા, અજ્ઞાન અને અસુંખાકારીથી ભરેલાં છે. આ આઠ હજાર ગામડાંઓનું સાહિત્ય આપણી પાસે ઘણું અલ્પ છે. આપણાં વિદ્વાનો, સંસ્કારવાંચ્છુઓ અને ઉમંગભર્યા યુવકો ગામડાંઓનું શાસ્ત્રીય પદ્ધતિએ નિરીક્ષણ કરવાનું શરૂ કરે અને તે સંબંધી વિગતવાર ઝીણવટ સાથેનું સાહિત્ય બહાર પાડે તો મોટો ઉપકાર થાય ગામડાંઓ સંબંધી આપણું જ્ઞાન ઉપરટપકીઉ અને અલ્પ છે. આ વિષયમાં વિશેષ સંશોધન થવાની ઘણી જરૂર છે.

આ આઠ હજાર ગામડાંઓમાંથી ઘણાંખરાં સેંકડો વરસોથી જે સંસ્કૃતિ હતી તેજ ભોગવતાં આવ્યાં છે. આ આઠ હજાર ગામડાંઓમાંથી માત્ર આશરે પંદરસોથી સત્તરસોમાં નિશાળો છે. આ બાબતમાં વડોદરાની સરકાર વિશેષ યશ ધરાવતી જણાઈ છે. પુસ્તકશાળા કે લાયબ્રેરી તો કોઇકજ ગામડાંમાં હશે. ગામડાંઓમાં પણ હવે ખોટી સંસ્કૃતિ ઘુસી ગઇ છે. ચાહ સર્વત્ર મૂર્તિમંત થઇ બિરાજે છે. છાશ રોટલા કે રાબના દિવસો હવે વહી ગયા છે. જાપાનની સસ્તી ચીજોએ ગામડાંમાં ઉંડાં મૂળ ઘાલ્યાં છે. હાથવણાટના મજબૂત કપડાંને બદલે જાપાનીઝ કાપડ ખરીદાય છે. દીવેલના તેલની જગ્યા ગાસ્લેટ તેલે લીધી છે. ગામડાંઓનું અર્થશાસ્ત્ર બદલાયું છે. પરદેશીઓએ એમાંથી ફાળો મેળવવા માંડ્યો છે.

ઘણાંખરાં ગામડાંઓમાં ખેડૂતવર્ગ તો બીલકુલ અજ્ઞાન છે. ગુજરાતનાં ગામડાંઓની વસ્તીમાં પુરૂષવર્ગમાં માત્ર ત્રણથી પાંચ ટકા જ ભણેલાં હોય છે. સ્ત્રીઓ તો લગભગ મોટે ભાગે અજ્ઞાન રહે છે. બાળકો તો ઘણાંખરાં પોતાનાં માતાપિતાને ખેતીનાં કામમાં મદદ કરે છે. ગામડાંઓમાં ઉજળીઆત વર્ગમાંથી સાધારણ રીતે ઠીક સંખ્યા અક્ષરજ્ઞાન ધરાવે છે. પરંતુ વર્તમાનપત્રો તો બહુ થોડાં વાંચે છે. મેં કચ્છમાં પચીસ ગામડાંઓની તપાસ લીધી. તેમાં માત્ર પાંચમાંજ પરદેશ ફરી આવેલાં માણસો વર્તમાનપત્રો મંગાવતા કે વાંચતા હતા. ખેડુતોમાં વર્તમાનપત્ર વાંચનાર કોઇ મને મળ્યો જ નહિ. હરિજનોના આવાસમાં જૂનાં વર્તમાનપત્રોની પસ્તીના ટુકડા જોવામાં આવ્યા. કોળી, કુંભાર અને બીજા વસવાયાઓની સ્થિતિ પણ એવાજ પ્રકારની હતી. કોઇના ઘરમાં ધાર્મિક પુસ્તક પણ મને મળ્યું નહિ. હવે કેટલાક ખેડૂતોના છોકરાઓ જ્યાં જ્યાં નિશાળ છે ત્યાં ભણવા જતાં જોયાં હતાં. પરંતુ હરિજનોનાં છોકરાંઓને માટે તો તેવી સગવડ બહુ જુજ સ્થાને મળે છે. જે ગામડાંઓમાં નિશાળો સ્થપાઇ છે, ત્યાં હરિજનોનાં છોકરાંઓ જતાં નથી—બલ્કે તેમને આવવા દેવાતાં નથી.

બધાં ગુજરાતનાં ગામડાંઓની સ્થિતિ સમાન નથી. દેશી રાજ્યોનાં ગામડાંઓ વધારે પછાત છે. ત્યાં અક્ષરજ્ઞાનની સગવડો બહુ ઓછી છે. વડોદરા સિવાય બીજાં રાજ્યોનાં ગામડાંઓમાં પુસ્તકાલયો બહુ થોડાં છે. જો શાળાઓ સ્થપાય અને સારી રીતે પ્રચાર થાય તોજ અક્ષરજ્ઞાન વધે તેમ છે. ગામડાંઓમાં ખેડૂતો અક્ષરજ્ઞાન વગર શાહુકારોને હાથે નીચોવાય છે. શાહુકારો ગમે તેમનું નામું માંડે છે. ખેડૂત હમેશાં કરજદાર જ રહે છે, માટે ગામડાંઓમાં મુખ્ય જરૂર તો અક્ષરજ્ઞાનની છે, ગામડીઆ-

એના હાથમાં ઘણો સમય ફાજલ રહે છે. જોકે ખેતીના દિવસો એટલે ખેતરો ખેડવાં, વાવવાં અને ચોકી કરવા તથા લણવાના સમયમાં પૂરતું કામ રહે છે; છતાં પાંચ મહિના તેઓ તદ્દન નવરા જેવા જણાય છે, ચોરે બેસી ગપ્પાં મારે છે. આ સમયનો સદુપયોગ થવો જોઈએ. એમને કાંઈક સારી પ્રવૃત્તિઓ દેખાડવાની આવશ્યકતા છે.

ગામડાંઓમાં અર્થશાસ્ત્રની દષ્ટિએ બીજી મોટી ખામી તે ગૃહઉદ્યોગોની છે. અનાજ પકાવી તેની પેદાશમાંથી પોતાનું ગુજરાન ચલાવવું અને વસ્ત્રો, વાસણો, છત્રીઓ, ચાહ, ગાસલેટ, તેલ, સાબુ, મીણબત્તી, ખાંડ વગેરે ચીજો પરદેશી લેવી એવું હમણાંના ગામડાંઓનું અર્થશાસ્ત્ર છે. કોઈ હાથઉદ્યોગ ત્યાં હવે સરસ સ્થિતિમાં ચાલતો નથી. ગામડાંઓના હરિજનોનું કાપડ જાપાનીઝ કાપડ આગળ હરિફાઈમાં ટકી શકતું નથી. એટલે એ ઉદ્યોગ ઘસાય છે. ટોપલીઓ વણવી, રસીઓ તૈયાર કરવી, ફળફુલનાં ઝાડો ઉછેરવાં, લોઢાનાં ખેતીનાં સાધનો તૈયાર કરવાં વગેરે એકેય ગૃહઉદ્યોગ મારા જોવામાં આવ્યો નહિ. ગામડાંઓમાં ખેડુતોની સ્ત્રીઓ તો ઘણા કામમાં રહે છે. એમને બારે માસ ઘરનું, જાનવરોની સેવાનું અને ખેતીનું કામ રહે છે. પરંતુ પુરૂષ વર્ગમાં પાંચેક માસ નિવૃત્તિ જોવામાં આવી. રેંટીઓ તો કયાંયે જોવામાં આવ્યો નહિ. હરિજનોમાં કાપડ વણવાનું જ્ઞાન ઘણાખરાઓને છે.

કચ્છનાં થોડાં ગામડાંઓના અનુભવ અહીં અસ્થાને નહિ ગણાય. એક ગામડામાં દરબારી અથવા ખાનગી શાળા નથી. આખા ગામમાં કયાંયે વર્તમાનપત્ર આવતું નથી. ગામમાં એક લોહાણાની ધીરધાર કરવાની દુકાન છે. તે ધણીને લખતાં વાંચતાં આવડે છે. પરંતુ પુસ્તક કે વર્તમાનપત્ર તે વાંચતો નથી. ચોરા ઉપર ઠાકુરદ્વારાની પૂજા એક બ્રાહ્મણ કરે છે. એની પાસે રામરક્ષાના સ્તોત્રની ચોપડી છે. તેમાંથી તે અશુદ્ધ સંસ્કૃત વાંચી જાણે છે. બાકી બીજું કોઇ જ ગામમાં લખતાં વાંચતાં જાણતું નથી. આ ગામમાં પોષ્ટ નથી. કોઇને કદી કાગળ આવતો નથી, તેમ લખવાની જરૂર પણ પડતી નથી.

બીજું સાધારણ મોટું ગામડું છે. એમાં ખાનગી સંસ્થાની શિક્ષણ શાળા છે. ખેતીના વખતમાં વાણીઆ બ્રાહ્મણના પાંચ છ છોકરા ભણવા આવે છે. સાધારણ ખેતીનો વખત નથી હોતો ત્યારે વીસ છોકરાં ભણે છે. માસ્તર સારો છે એટલે ચોરે બેસી રામાયણ વાંચી સંભળાવે છે. સાંભળવા ઘણા માણસો આવે છે. પાંચ છ ઘર બ્રાહ્મણ અને દશેક ઘરો લોહાણા વાણીઆનાં છે. એમાંના ઘણાખરા પુરૂષોને લખતાં વાંચતાં આવડે છે. મધ્યપ્રાંતમાં રહી આવેલ એક માણસ છાપું મંગાવે છે. બ્રાહ્મણોમાં પણ લખી વાંચી શકે તેવા ચાર પાંચ માણસો છે. પોષ્ટની ગોઠવણ પણ હલકારાની મારફતે થાય છે. કોઇ કોઇ વાર બ્રાહ્મણોમાંથી કથા પણ કરે છે. મહાત્મા ગાંધીજીના નામને અહીં ઘણા જાણે છે. યૂરોપની છેલ્લી મોટી લડાઇની પણ ઘણાંઓને ખબર છે. ખેડુતોમાં પણ બે ત્રણને લખતાં વાંચતાં આવડે છે. હરિજનોમાં એકેયને અક્ષરજ્ઞાન નથી. માસ્તરો પાસે થોડાંક પુસ્તકો છે. ચોમાસામાં ગામ ઘણું અસ્વચ્છ બને છે, રોગચાળો પણ ફાટે છે.

ત્રીજું મોટું ગામ છે, રેલ્વે પડખે થઇને ચાલી જાય છે. દરબારી શાળા છે,

એનો માસ્તર પોષ્ટનું કામ પણ સંભાળે છે. ખેડૂતોની વસ્તી મોટી છે. એમનાં ઘણાં બાળકો નિશાળમાં જાય છે. હરિજનોની સારી સંખ્યા છે. હાથવણાટનું કામ સાધારણ ચાલે છે. નાનાં મોટાં સૌ ચાહના બંધાણી છે. ગામમાં બે ત્રણ વર્તમાનપત્રો આવે છે. ગામવાસીઓમાંથી કેટલાક પરદેશ પણ વસી આવ્યાં છે. એટલે અલક મલકની વાતો ચોરે) ઘણી વખત સંભળાય છે. શાળામાં થોડાં પુસ્તકો છે. ગામના મંદિરમાં એક બાવો સરસ રીતે તુળસીકૃત રામાયણ વાંચે છે. અશુદ્ધ સંસ્કૃતમાં ક્રિયાકર્મ કરાવનારા બ્રાહ્મણો પણ મળે છે. એક ખાનગી ગૃહસ્થની સારી જેવી પુસ્તકોની સંખ્યાવાળી લાયબ્રેરી પણ છે. વર્તમાનપત્રો પણ આવે છે. ઉજળીયાત વસ્તીનાં ઘરોમાં પુસ્તકો વાંચવાનો મહાવરો જણાય છે. આ ગામમાં જ્ઞાતિ સંબંધનાં માસિકો પણ જોવામાં આવ્યાં. યુવકો કોંગ્રેસની વાતો પણ કરે છે. ખાનગી કન્યાશાળા ખોલવાની વાતો પણ થાય છે.

કચ્છનાં ગામડાંઓ જેવાં જ લગભગ કાઠિયાવાડનાં ગામો છે. ગુજરાતનાં કેટલાક વિભાગનાં ગામો કાંઇક વધારે સંસ્કૃતિ ધરાવનાર છે; પરંતુ મોટા પ્રમાણનું અજ્ઞાન સૌ દેશાભિમાનીને સાલે તેવું હોય છે. આર્થિક સ્થિતિ પણ બહુ મોળી હોય છે. ગામડાંઓના લોકોને નવું નવું જાણવાની ઉત્કંઠા છે. માત્ર કોઇ એમને સંભળાવનાર જોઇએ, જેવી ધાર્મિક જીજ્ઞાસા અને ધર્મ સંબંધીના સાહિત્ય સાંભળવાની ઇચ્છા હોય છે, તેવી જ બીજી પણ જાણવા સમજવાની જીજ્ઞાસા તેમને રહે છે.

ગામડાંઓને માટે હળવું સાહિત્ય હોવું જોઇએ. એમાં એકેય ડાચાકુટ, કઠણ અને સમજવામાં ન આવે એવા શબ્દો ન યોજાયલા હોય એ જરૂરનું છે. નાની નાની વાતોથી ગામડાંઓની સ્વચ્છતા અને સુખ શાંતિ કેમ વધે એવા પ્રકારના ખાસ સાહિત્યની જરૂર છે. ગૃહઉદ્યોગો તરફ ગામડાંઓની રૂચિ વધે એવા સાહિત્યની પણ આવશ્યકતા છે. ફુરસદના વખતમાં શું શું કામ ધંધા હાથમાં લેવા તે પણ એઓને સમજાવવાની જરૂર છે. મેલેરીઆ, કોલેરા, ઇન્ફ્લુએંઝા, પ્લેગ, ક્ષય જેવા રોગોમાં કેમ સારવાર કરવી તે પણ એમને સમજાવવું જોઇએ. ગામડાંઓમાં હમણાં મોટામાં મોટી તકલીફ અસ્વચ્છતાની છે. જ્યાં ત્યાં ગંદા કચરાના ઢગલા પડેલા હોય છે. સાંકડા રસ્તાઓમાં કુદરતી હાજતનાં ગંધાતા પદાર્થો પડયા હોય છે. એ સર્વે દૂર કરવા સંબંધી જ્ઞાન એમને મળવું જોઇએ.

ગામડાંઓમાં ધાર્મિક સાહિત્યનો ખૂબ ખૂબ આદર છે. ભગવાં વસ્ત્રો તરફ પૂજ્ય ભાવ પણ ખૂબ છે. આ ભગવાં વસ્ત્ર ધારણ કરનારા સાધુઓની કોઈ સંસ્થા જો સારાં પુસ્તકોનું વાચન ગામડાંઓમાં કરે તો એ હીલચાલને બહુ આદર મળે તેમ છે. સાધુઓને ગામડાંમાં ઉદરનિર્વાહ જેટલું મળી રહે તેવા સંજોગો છે. એઓ સ્વચ્છતા, સુખશાંતિ, ગ્રામ્યપંચાયત, ગૃહઉદ્યોગો, કેળવણી, વહેમનિવારણ વગેરે વિષયો ઉપર જો કાંઇ સારાં સારાં પુસ્તકો વાંચે તો ગામડાંઓની પ્રજા જરૂર સાંભળે. એવા સાધુઓ જો કવીનાઇન ગામડાંઓમાં વહેંચે તો ગ્રામવાસીઓના ઉપર મોટો ઉપકાર થાય.

હમણાં પુસ્તકોની ગુજરાતી ભાષા ઘડાઇ ઘડાઇ અમુક આકાર ધારણ કરી પ્રજા સમક્ષ પીરસાઇ છે. પરંતુ પુસ્તકીયા ભાષામાં કેટલીક વખતે અંગ્રેજી અને સંસ્કૃત શબ્દો ઘુસી ગયા એ ગામડાંઓને માટે યોગ્ય નથી. એમને તો તદ્દન સરળ સાદી ટુંકા વાક્યોવાળી અને ક્લિષ્ટરચનાવિનાની ભાષા જોઇએ. ગામડાંઓ માટે ખાસ પરિસ્થિતિ ધ્યાનમાં રાખી પુસ્તકો રચાય તો બહુ ઉપકારક થઇ પડે,

આઠ હજાર ગામડાંઓમાંથી એક હજાર ગામડાંઓમાં ફરતાં પુસ્તકાલયો ઉપકારક થઇ પડે એવી આશા રહે છે. નવા ગ્રંથકારો કરતાં પણ જુના ગ્રંથકારોનાં પુસ્તકો વધારે ઉપયોગી થઇ પડે તેવી વલણ છે. એમના માટે નીચેનાં પુસ્તકો વધારવાની મારી સૂચના છેઃ—

(૧) દલપત કાવ્યના ભાગો (૨) જાતમહેનત (૩) સોરઠની રસધારો (૪) સોરઠના બહારવટીઆ (૫) નવલ ગ્રંથાવલી (૬) રાયચુરાની લોકકથાઓ તથા લોકગીતો (૭) ગાંધીજીના પુસ્તકો (૮) કાઠિયાવાડની વાર્તાઓ અને રાસમાળા (૯) મેવાડની જાહોજલાલી અને અમૃતલાલ સુંદરજીના સ્વર્ગો. (૧૦) શ્રીરામકૃષ્ણ દેવનાં કથામૃતો (૧૧) શ્રી જ્ઞાનેશ્વરી ગીતા (૧૨) શ્રી મલબારીનાં કાવ્યો. (૧૩) સેવાના સન્માર્ગો (૧૪) સસ્તા સાહિત્ય મંડળનાં કેટલાંક ઉપયોગી પુસ્તકો (૧૫) સુંદરી સુબોધની જુની ફાઇલો.

આ યાદી ઘણી મોટી બનાવી શકાય. હમણાં સંયુક્ત પ્રાંતમાં પ્રધાનમંડળે લોકસેવા માટે મોટી યોજના રજુ કરી છે. તેમાંથી ઘણું પ્રાપ્ત કરવાનું બની શકે તેમ છે. સ્ત્રીશિક્ષણના થોડાં પુસ્તકો પણ સાથે મૂકવાં જોઇએ.

ફરતાં પુસ્તકાલયો માટે સેવાભાવી યુવકોને રાખવા જોઇએ. એ યુવકો હમણાં બેકારીના સમયમાં પુષ્કળ મળે તેમ છે. એમને થોડા સમય સુધી એક અનુભવી ગૃહસ્થના હાથ તળે તાલીમ આપવી જરૂરની છે. તાલીમ પામેલા આ યુવકો પુસ્તકો તથા કવીનાઇનનાં પડીકાં લઇ જુદે જુદે ગામે ફરે એવી વ્યવસ્થા કરવાની જરૂર છે. સાચા શુદ્ધભાવી યુવકોને જો અનુભવી કાર્યકર્તાઓના હાથ નીચે તાલીમ આપી કેળવવામાં આવે તો બહુ ફાયદો થાય. સર્વન્ટ ઓફ ઇન્ડીઆ સોસાયટીની ઢબ ઉપરે ગુજરાતમાં વાચન પ્રસારણ માટેની યોજના ઘડવી જોઇએ. કોઇક વખતે ફુરસદે આખી યોજના તૈયાર કરવાની ઇચ્છા છે.

મહારાષ્ટ્ર ઘણું ગરીબ છે. છતાં પૈસા ફંડની યોજના ત્યાં સફળ નીવડી છે. પૈસાફંડમાંથી ત્યાં તળેગામનું કાચનું કારખાનું અને બીજા ઉપયોગી કાર્યો થઈ શક્યાં છે. આપણું ગુજરાત પ્રમાણમાં સમૃદ્ધિશાળી ગણાય. આવક માટે આવી પૈસાફંડની યોજના અમલમાં મૂકવી જોઇએ. મહાગુજરાતનાં જુદાં જુદાં સંસ્થાનોમાં જો આ ફંડના ઉપદેશકો ફરવા નીકળે તો એમનો આદર સહિત જરૂર સત્કાર થાય. ગુજરાત બહાર વીશ લાખ ગુજરાતીઓ વસે છે. પોતાના દેશને પ્રાણથી પણ અધિક ચાહે છે. ગુજરાતી સંસ્કૃતિ વધારવા ખૂબ ધન આપે છે. બીજી ગુજરાત બહારની પ્રવૃત્તિઓમાં પણ ઘણું ધન આપે છે. એમનો સહકાર સાધવો જોઇએ. કામ કરનારાને શુદ્ધ હૃદયના દેશ અને પ્રજાપ્રેમીને પૈસાની ઉણપ કદી રહેતી નથી. તેમને મદદ અને સહકાર પૂરતા પ્રમાણમાં મળે છે. આ યોજનાની ગુજરાતમાં ઘણી જરૂર છે.

ગુજરાતીઓમાં સાહસ, શક્તિ, ધીરજ, ખંત અને પરગજુપણું છે. સમૃદ્ધિ પણ પ્રમાણસર ઠીક છે. પરદેશોમાં ઠીક ઠીક કમાય છે. માત્ર સારા કામ કરનાર જોઇએ છે. ફરતા પુસ્તકાલયની પ્રવૃત્તિ સૌને ગમે તેવી છે. સર્વત્ર એને આદર મળે તેવી સંભાવના છે. માત્ર કાર્યકર્તાઓનું જૂથ જોઇએ. આગ્રાના દયાળબાગે પાંચ હજાર રૂપિયાથી શરૂ કર્યું હતું. આજે એણે ૦ાા કરોડની મિલ્કત અને હજારો ઉદ્યોગી સેવાભાવી યુવકોને તૈયાર કર્યા છે. ગુજરાતમાં પણ દયાળબાગો ઉભાં થાઓ એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

—※—

# પુસ્તકાલયનાં પ્રકાશકિરણો

( ૧૪ )

(૧૪૧) માતૃભૂમિ હિન્દની સર્વમાન્ય સંસ્થા "મહાસભા" બે વર્ષથી ગામડાંમાં ભરાય છે, અને આદેશ આપે છે કે ખરૂં હિન્દ **ગામડાંમાં વસે છેઃ ગામડાંના ઉદ્ધાર વિના હિન્દનો ઉદ્ધાર નથી.**

૪૨) ફૈજપુર અને હરિપુરા સરખાં હિન્દનાં ગામડાંમાં મહાસભાએ પોતાનો રાષ્ટ્રધ્વજ રોપીને જગતને જણાવી દીધું છે કે હિન્દની મહાસભાએ હિન્દના સર્વદેશીય વિકાસની અજબ કૂંચી હાથ કરી છેઃ અને તે

**ગ્રામ્યહિન્દનો સર્વદેશીય વિકાસ.**

માટેજ

ગ્રામોદ્ધાર એજ સારાયે હિન્દની શુદ્ધ સ્વતંત્રતાની ચાવી છે.

૪૩) હિન્દનો ઉદ્ધાર સાચું હિન્દ જેમાં વસે છે તેનો વિકાસ કરવામાં રહેલો છે.

| | | |
|---|---|---|
| સાચું હિન્દ ક્યાં | ? | ગામડાંમાં. |
| ગામડાંની મુક્તિ ક્યાં | ? | જ્ઞાનમાં. |
| જ્ઞાન ક્યાં | ? | પુસ્તકોમાં. |
| પુસ્તકો ક્યાં | ? | પુસ્તકાલયમાં. |

માટેજ

પુસ્તકાલયને અપનાવ્યા સિવાય આપણો વિકાસ સદાય અધૂરો રહેશે.

૪૪) હિન્દુસ્થાન ગામડાંમાં વસે છે. ગામડાંમાં વસેલો મોટો સમાજ આર્થિક સ્થિતિએ ગરીબાઈ ભોગવે છે. ગામડાંનો ઉદ્ધાર થયા વગર દેશનો ઉદ્ધાર અશક્ય છે. જ્ઞાન વગર ગામડાંનો ઉદ્ધાર નથી. ગામડાંના લોકોની સ્થિતિ ગરીબ છે પણ તેનાં હૃદય ગરીબ નથી. જરૂરજોગું જ્ઞાન આવતાં એ ગરીબ લોકનું ઉદાર હૃદય પોતાના દેશને માટે કંઇ ને કંઇ કરવા થનગની ઉઠે છે; અને તેવાં થનગનતાં હૃદયોની રહીસહી ઉદારતામાંથી અપાતી અંશમાત્ર મદદમાંથી જ જ્યારે આવાં પુસ્તકાલયો ખોલાશે અને પુસ્તકાલયપર્વણી–ઉત્સવો હિન્દને ગામડે ગામડે ઉજવાશે, ત્યારે સારૂંયે હિન્દ સર્વોત્તમ જ્ઞાનસૂર્યનાં પ્રકાશકિરણોથી ઝળકી ઊઠયું હશે.

(૧૪૫) પુસ્તકાલયની પ્રગતિ એ દેશની પ્રગતિ છેઃ પુસ્તકાલયનાં બહુમાન એ દેશનાં ઉજળાં ભાવિનાં બહુમાન છે.

(૧૪૬) અક્ષરજ્ઞાન વગર અજ્ઞાનાંધકારમાં આથડતાં દેશબાંધવોને આંખો નહિ આવે; અને પુસ્તકાલય પ્રવૃત્તિને વ્યાપક બનાવીને પૂરેપૂરા જીગરથી અપનાવ્યા વગર આવેલી આંખોને ફરીં અંધાપો આવી જવાનો સંભવ નહિ ટળે.

(૧૪૭) જ્ઞાનનાં કિરણ મેળવવાં હોય તો સદ્‌ગ્રંથોનું સુવાચન મેળવો.

(૧૪૮) સુવાચનનાં અમૃતબિંદુઓ તમારા જીવનના દુઃખમય વાતાવરણને દૂર કરશે.

(૧૪૯) પુસ્તકાલયોજ ગામડાંનાં સાચાં દેવમંદિરો છે.

(૧૫૦) ગ્રંથપાલ એ તમારો સાચો સલાહકાર છે.

—વ્રજલાલ દ. મહેતા

—✻—

## ગ્રંથ—કથન

( હરિગીત )

હું છું ફિરસ્તો સ્વર્ગનો તે મોકલ્યો આ લોકમાં,
આનંદ જનને આપવા જે છે પડેલા શોકમાં;
જ્ઞાનવારિ તૃષાર્ત જનને મિષ્ટ પાવા કાજ હું,
આવ્યો પ્રભુપ્રેર્યો જગતકલ્યાણ કરવા કાજ હું. ૧

કેદી કરી કો ખંડમાં ગોંધી મને ના રાખશો,
હું વિહરનારો વિશ્વમાં ચકળાવો મારો ન નાખશો;
મારી સુવાસ પ્રસારીને આહ્લાદ આપીશ સર્વને,
આવો મળો ભાવે મને થઇ મિત્ર ફરશું ઉપવને. ૨

ખોલીશ હું તમ જ્ઞાનચક્ષુ જોઇ શકશો સત્યને,
વાતો કરીશ વિનોદની ને હરીશ સર્વ વિપત્યને;
ચર્ચા કરીશું તત્ત્વની સમજાવું નીતિ ધર્મને,
પરમાર્થ પંથ બતાવીને કહું પરમપદના મર્મને. ૩

ઇતિહાસ ને ભૂગોળની આકાશ ને પાતાળની,
જીવજંત વનસ્પતિની ટેકરા ને ઢાળની;
સાહિત્ય ને વિધ વિધ કળાની જ્ઞાન ને વિજ્ઞાનની,
વિદ્યા ભરી કૈં કૈંક મુજમાં દઇશ તમને ઘણી ઘણી. ૪

રડતા હશો તો હું હસાવીશ ધીરજ આપીશ દુઃખમાં,
ઘુંચો ઉકેલીશ જીવનની આનંદ આપીશ સુખમાં;
રસ્તો બતાવીશ હું ખરો ભૂલા કદાપિ પડ્યા હશો;
સન્મિત્ર થઇને કરીશ કામજ મુજ કને જો આવશો. ૫

જે સ્નેહ રાખે મુજ પરે કલ્યાણ હું તેનું કરૂં,
સેવે મને જે ભાવથી ભવતાપ હું તેના હરૂં;
પણ એક ચેતવણી દઉં ઉરમાં ઉતારી રાખજો,
અમ જાતમાં ભૂંડા પડ્યા કંઇ તે થકી દૂર ભાગજો. ૬

મુજ મૂલ્ય તે હું શું કહું અણમોલ વસ્તુ હું ખરે,
પારખજનો પરખે મને પણ મૂર્ખ શું કિંમત કરે?
જતને કરીને જાળવો છું કોક દી બહુ કામનો,
છું નામનો હું ગ્રંથ પણ શણગાર છું તમ ધામનો. ૭

મુજ અંગ નાજુક છે ઘણું પકડી ન ચુંથી નાખશો,
ના ભોંય પર પટકી મને મુજ હાડ ભાંગી નાખશો;
ના કાન પકડી ખેંચી તેની કોર વાળી નાખશો,
ના ધૂળમાં રગદોળશો ગંદો કરી ના નાખશો. ૮

ધીમે રહીને પકડજો સંભાળી હેઠે મૂકશો,
ને બાળ કોમળ ચેક સાચવજો મને ના ચૂકશો;
મુજ અવયવો તોડી વછોડી ફેંકી દઇ ખંડિત કરી,
કદરૂપ કરશો ના મને રાખી દયા મુજ પર જરી. ૯

વડોદરા :　　—જગજીવનદાસ દયાળજી મોદી

—※—

# માનવી જીવનમાં પુસ્તકાલયનું સ્થાન

[ લેખક :—કેશવ મંગેશ રાંગણેકર, બી. એ.
મદદનીશ વ્યવસ્થાપક, પુસ્તકાલય ખાતું, વડોદરા ]

**આ જગતમાં** દરેક પ્રાણી સુખ મેળવવા પ્રયત્ન કરે છે, એ વાત સર્વ કોઇ જાણે છે. જગતમાં સુખના પ્રમાણમાં દુઃખજ દરેકને વધારે પ્રમાણમાં ભોગવવું પડે છે, એ વાત પણ પ્રસિદ્ધ જ છે. બીજાં અનેક પ્રાણીઓ કરતાં મનુષ્ય પ્રાણીમાં બુદ્ધિનું પ્રમાણ વધારે હોવાથી તે આવી પડેલું દુઃખ ભોગવતો હોય તો પણ તે ભૂલી જઇ આગળ ઉપર સુખ મેળવી શકાય તેવો પ્રયત્ન દરેક માણસ પોતાના બુદ્ધિ-સામર્થ્યથી કરી રહે છે. આવો પ્રયત્ન કરવામાં એને બુદ્ધિની ખીલવણી કરવી પડે છે અને તેમ કરતાં તે પોતાના જ્ઞાનમાં સેહેજે વૃદ્ધિ કરતો જાય છે.

જ્ઞાન ખાસ કરીને બે પ્રકારથી મેળવી શકાય છેઃ એક સ્વાનુભવથી અને બીજું બીજાઓના અનુભવથી. આ બીજા પ્રકારનું જ્ઞાન મેળવવાનું મોટામાં મોટું સાધન પુસ્તકો છે. આજ સુધી જગતમાં થઇ ગયેલા અનેક પ્રસિદ્ધ પુરૂષોના અનુભવો એમણે પોતે લખેલાં પુસ્તકોમાં અગર તો તેમના સ્નેહીઓ વા અન્ય ગ્રંથકારોએ એમનાં જીવનચરિત્ર સંબંધી લખેલાં પુસ્તકોમાં પ્રસિદ્ધ કરેલા છે. તેમજ બીજા અનેક વિષયો ઉપર લખેલાં પુસ્તકો વાંચીને પણ દરેક માણસ જ્ઞાન મેળવી શકે છે. શ્રીમદ્ ભગવદ્ગીતા, ચંદ્રકાન્ત, રામાયણ, મહાભારત, અને જુદા જુદા ઐતિહાસિક ગ્રંથોના વાચનથી ઘણુંજ જ્ઞાન મેળવી શકાય છે, તે સહુ કોઇ જાણે છે. શિક્ષિત લોકો તો એવા ગ્રંથો વાંચેજ. પરંતુ અભણ માણસોને પણ આવાં પુસ્તકોમાં ગ્રથિત થયેલું જ્ઞાન કોઇની મારફતે મેળવવાની ઇચ્છા થાય છે એ વાત હરિકીર્તનો સાંભળવા જનાર લોકોની સંખ્યા ઉપરથી સિદ્ધ થાય છે. ન્હાનાં બાળકોને વાર્તાઓ સાંભળવામાં રસ પડે છે અને જેમ જેમ બાળકો મોટાં થતાં જાય તેમ તેમ જો તેઓ ભણતાં હોય કે ભણેલાં હોય તો તેમને પુસ્તકો વાંચવાની ઇચ્છા થતી જાય છે.

હાલના જમાનામાં સુશિક્ષિત રાષ્ટ્રો જ સુધરેલાં રાષ્ટ્રો કહેવાય છે. આપણો હિંદ દેશ શિક્ષણની દૃષ્ટિએ બહુ જ પછાત હોવાથી સુધરેલા રાષ્ટ્રોમાં એની ગણત્રી થતી નથી. આપણા અભણ લોકોની સંખ્યા ઘણા જ મોટા પ્રમાણમાં છે. આ વાત દેશનેતાઓના ધ્યાનમાં જેમ જેમ આવવા માંડી તેમ તેમ તેઓએ પોતાના દેશ-બંધુઓને શિક્ષણ મળે તેવી તજવીજ કરવાની શરૂઆત કરી. શ્રીમંત ગાયકવાડ નરેશને પરદેશના પ્રવાસમાં એવું જણાઇ આવ્યું કે લોકોના સુખનું મુખ્ય સાધન શિક્ષણ છે. એટલે તેઓએ પોતાની પ્રજાને સુખી બનાવવાના હેતુથી કેળવણી વિષયક જે સુધારા કર્યા છે તેમાં પુસ્તકાલય પ્રવૃત્તિ મુખ્ય ભાગ ભજવે છે. પોતાના રાજ્યમાં તેઓ સાહેબે સ્વતંત્ર પુસ્તકાલય ખાતું સ્થાપી ન્હાનાં મોટાં ગામોનાં પોતાનાં પ્રજાજનોને જ્ઞાન મેળવવાની કેવી તજવીજ કરી આપી છે તે આખા જગભર પ્રસિદ્ધ છે,

મુદ્રણકળા અસ્તિત્વમાં આવ્યા પછી દિવસે દિવસે સાહિત્યક્ષેત્રમાં એટલો બધો વધારો થતો જાય છે કે કોઈ એક વ્યક્તિ, ગમે તેટલી સધન હોય તો પણ, બધું જ સાહિત્ય ખરીદ કરી શકે તેમ હોતું નથી. તેથી પુસ્તકોની, અગર સામાયિકોની સામુદાયિક ખરીદી કરવાની જરૂરીઆત લોકોને જણાઇ અને તેથી જ પુસ્તકાલયની સંસ્થા અસ્તિત્વમાં આવી. કેટલાક સધન માણસો પોતપોતાનાં સ્વતંત્ર પુસ્તકાલયો રાખે છે. તેનો ઉપયોગ બહુજન સમાજને મળી શકે તેમ હોતું નથી. તેથી સાર્વજનિક પુસ્તકાલયનો પ્રચાર ઠેરઠેર થયો અને વડોદરા રાજ્ય પૂરતી વાત કરીએ તો રાજ્યની પ્રજા ઘણા મોટા ભાગે પુસ્તકાલયથી મળતી સગવડનો પૂરેપૂરો લાભ લઇ શકે છે.

પુસ્તકોના વાચનનો મુખ્ય હેતુ શિક્ષણ છેઃ એવું ધારવામાં આવે છે અને કહેવામાં પણ આવે છે; પરંતુ તેનો બીજો અને મહત્ત્વનો ઉપયોગ મનોરંજનનો પણ છે. જે પુસ્તકો જ્ઞાન આપી સાથે સાથે મનોરંજન પણ કરતાં હોય તે પુસ્તકો વિશેષ મહત્ત્વનાં ગણાય. દાખલા તરીકે પ્રથમ આપણા દેશના મલ્લ પહેલવાન જેવા વ્યાયામવીરો અમુક પ્રકારનો વ્યાયામ લઇ શરીરબળ કેળવતા, પરંતુ હાલના જમાનામાં શરીરબળ સાથે મનોબળ પણ કેળવવાનો પ્રયાસ થાય છે. એટલે એવા વ્યાયામપ્રયોગો હાલમાં અસ્તિત્વમાં આવ્યા છે કે જેથી શરીરને વ્યાયામ થઇ મનને રંજન થાય. તેથી આખાડાની ન્હાની સરખી ઓરડીઓમાંની વ્યાયામપ્રવૃત્તિ ઓછી થતી જઇ ખુલ્લા મેદાનની વ્યાયામપ્રવૃત્તિ આખા જગતમાં હાલ ચાલુ છે. શરીર અને મન એ બન્નેનો એવો નિકટ સંબંધ છે કે એક વ્યવસ્થિત હોય તો જ બીજું વ્યવસ્થિત રહે. આ શરીર અને મનની સ્થિતિનો અનુભવ દરેકને છે જ.

કોઇ પણ પુસ્તકાલયમાં વંચાયેલાં પુસ્તકોના આંકડા મેળવતાં નવલ-કથાઓના વાચનનું પ્રમાણ બીજા અનેક વિષયો ઉપરનાં પુસ્તકોના વાચન કરતાં વધારે હોય છે, અને એ બહુ જ સ્વાભાવિક છે એવું ઘણાખરા વાચકો અનુભવ ઉપ-રથી કહી શકશે. મનુષ્ય પ્રાણી ગમે તે રીતે પોતાના મનનું રંજન કરવા ઇચ્છે છે. જેને વાચનથી રંજન થાય છે તેને વાંચ્યા વિના ચેન પડતું નથી. કેટલાક લોકો રાત્રે સૂતી વખતે પણ પાનું અડધું પાનું વાંચ્યા વગર સૂતા નથી. એટલું પણ વાંચ્યા વગર એમને ઉંઘ આવે જ નહિ એવી ટેવ એમને પડેલી હોય છે. એટલે તેમની બાબતમાં વાચન એ લેહેરની વાત ન રહેતાં જીવનને માટે એક આવશ્યક વસ્તુ બની હોય છે.

આપણા દેશમાં અસહકારની ચળવળ ચાલુ થઈ ત્યારથી લોકોમાં વર્તમાનપત્રના વાચનનો શોખ ઘણો વધી ગયો છે—એટલે સુધી કે ગામડાના લોકોને પણ ટપાલ ક્યારે આવે અને છાપું ક્યારે વાંચવા મળે એવું થઇ જાય છે. મોટાં શહેરોમાં ચાહની દુકાનો અગર હેરકટીંગ સલુનોમાં ગ્રાહકોને આકર્ષવા માટે જ ખાસ ખરીદેલાં છાપાં રાખવામાં આવે છે; અને તે મફત વાંચવા મળે તેટલા ખાતર પણ ઘણા ગ્રાહકો એ દુકાનો તરફ વળે છે, એવો અનુભવ છે. એટલે લોકોનો વાંચવાનો શોખ વધ્યો છે.

જ્યારે લોકોને અમુક જાતની અભિરૂચિ થઇ છે ત્યારે તે અભિરૂચિને પહોંચી વળવા યોગ્ય તે તજવીજ કરવાનું કામ લોકનેતાઓનું અને રાજ્યકર્તાઓનું પણ છે. સુભાગ્યે વડોદરા રાજ્યમાં આ બધી તજવીજો કયારથીએ ચાલુ થઇ ગઇ છે અને દિવસે દિવસે તેનો લાભ લોકો વધારે પ્રમાણમાં લેતા જાય છે. આપણે ઇચ્છીશું કે વડોદરા રાજ્યની આ પુસ્તકાલય પ્રવૃત્તિ રાજ્ય બહારના હિંદના ભાગને આદર્શરૂપ થઇ પડશે. શ્રીમંત વડોદરા નરેશના નીચેના શબ્દો સંબંધકર્તા માણસો ખાસ ધ્યાનમાં રાખશે તો આપણી ઇચ્છા વહેલી ફલિભૂત થશે એવી આશા કરીએ તો શું ખોટું છે ?

"લોકોએ સંજોગો ઉપર વિજય મેળવવો જોઇએ અને સમજવું જોઇએ કે વધારે ને વધારે જ્ઞાનપ્રાપ્તિ એ એમની મોટામાં મોટી જરૂરિયાત છે. લોકોને પુસ્તકો ચહાતાં બનાવવાં જોઇએ. આકર્ષક મહાલયો કે સુંદર ચિત્રોને નહિ, પરંતુ ગ્રંથમાંની વસ્તુને લોકો પોતાના જીવનનું એક અવિભાજ્ય અંગ ગણતા થાય એમ કરવું જોઇએ. એમ થાય તો જ પુસ્તકાલય એ જીવનના શોખની વસ્તુ નહિ રહેતાં તેના અસ્તિત્વ માટેની એક આવશ્યક ચીજ બની રહેશે."

જે લોકોને ખરેખરો વાંચવાનો શોખ હોય છે તેમની બાબતમાં વાચન એ તેમના જીવનમાં અગત્યની વસ્તુ છે; એટલું જ નહિ પરંતુ નાના મોટા રોગોથી પીડાતા લોકોને કાંઇક વાંચવાનું આપી અગર તો વાંચી સંભળાવી તેમનું દુઃખ વિસરાવી શકાય છે અને જીવનથી કંટાળેલા એવા લોકો ક્ષણ માત્ર માટે પણ વૈરાગ્ય છોડી દે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે વાચન માનવી જીવન સુખદ કરવાનું એક પ્રમુખ સાધન છે. વાચન, પછી તે ભલે પત્રો માસિકોનું અગર પુસ્તકોનું હોય તો પણ તે પૂરૂં પાડવાનું સાર્વજનિક કામ પુસ્તકાલયો જ કરે છે, અને તેથી જ પુસ્તકાલયો માનવી જીવનમાં મહત્ત્વનું સ્થાન ભોગવે છે.



વિદ્યારૂપી ધન એવું છે કે તે કોઇનાથી ચોરી શકાતું નથી, તેની કદી આનાપાઇમાં કિંમત કરી શકાતી નથી, કિંવા તે કદી ક્ષીણ થતું નથી; અને તેથીજ વિદ્યારૂપ દ્રવ્ય એ બીજાં તમામ દ્રવ્યના કરતાં શ્રેષ્ઠ છે, એમ ડાહ્યા પુરૂષો માને છે.

—હિતોપદેશ

# સ્ત્રી સાહિત્યનો વિશિષ્ટ વિભાગ

**ગુજરાતના** લાયબ્રેરીઅન સમા, શ્રી મોતીભાઇ અમીને હરિપુરા મહાસભાના આમંત્રણથી ત્યાં મહાસભાની બેઠક સમયે પુસ્તકાલયપ્રદર્શન ભરવાનું માથે લીધું છે એ જાણીને સૌ કોઇ વાચનરસિક માનવીને હર્ષ થશે. મહાસભા અખિલ ભારતીય સંસ્થા છે. એટલે એના પુસ્તકાલયપ્રદર્શનમાં તો આખા હિંદની ભાષાઓનાં પુસ્તકો આવે. મરાઠી, હિંદી, બંગાળી, તામિલ, તેલુગુ, ઉર્દુ, કાનડી વગેરે દરેક ભાષાના લોકોને મહાસભાના પુસ્તકાલયપ્રદર્શનમાં પોતપોતાની ભાષાનાં ઉત્તમ પુસ્તકો મૂકાયલાં જોવાનો હક છે. પરંતુ ઉપરોક્ત પુસ્તકાલયપ્રદર્શનમાં ફક્ત ગુજરાતી પુસ્તકાલય વિભાગ યોજ્યો છે, તે પણ એક સુંદર વિચાર છે. મહાસભાને અંગે આખા દેશના મહાપુરૂષો હરિપુરામાં પધારવાના છે. તેઓ ગુજરાતનાં પુસ્તકો અને ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિ જુએ તો તેથી તેઓ પોતાના પ્રાન્તની કક્ષા સાથે સરખાવી જુએ, પોતાના પ્રાન્તની સાહિત્ય પ્રગતિ સાથે તેની તુલના કરે અને પરિણામે તેઓ ગુજરાતની પુસ્તકપ્રવૃત્તિને પ્રેરણા આપી શકે તેમજ તેમાંથી પોતાના પ્રાન્તની પુસ્તકપ્રવૃત્તિને માટે પ્રેરણા મેળવી શકે.

અને ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિ એ આખા હિંદમાં અજોડ પ્રવૃત્તિ છે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી. ગુજરાતની—એટલે કે વડોદરા રાજ્યના ગુજરાતની એ પ્રવૃત્તિ છે. પણ ગુજરાતનો લગભગ અડધ ઉપરાંતનો ભાગ વડોદરા રાજ્યનો છે, અને એથી જ ગાયકવાડના ગુજરાતની એ શુભ્ર પ્રવૃત્તિ માટે આખું ગુજરાત મગરૂર થઇ શકે છે. તળ ગુજરાતમાં તો બ્રિટિશ પ્રદેશ અને ગાયકવાડનો પ્રદેશ એ એક બીજાની સાથે એવા તો ગુંથાઈ ગયેલા છે કે જાણે એક વસ્ત્રના તાણા વાણા ન હોય ? અને તેને પરિણામે વડોદરા રાજ્યની એ પ્રવૃત્તિનો ચેપ બ્રિટિશ પ્રદેશમાં પણ લાગ્યા વગર નથી રહ્યો. સુરત જીલ્લામાં ચાલી રહેલી સર. પી. ટી. લાયબ્રેરીઓની પ્રવૃત્તિ જે શ્રી ગુલાબભાઇ નાયક અને શ્રી જયસુખલાલ કાનુગાની સીધી દેખરેખ હેઠળ સુંદર રીતે ચાલી રહેલી છે, તે ગાયકવાડના ગુજરાતના સંસર્ગનું ઉત્તમ પરિણામ છે એમ કહેવું અસ્થાને નથી. જો એ પ્રવૃત્તિનો ચેપ આખા હિંદને લાગશે અને મહાસભા જેવી મહાન સંસ્થા એને જોઇતું પીઠબળ આપશે તો માત્ર થોડા જ સમયમાં આખા હિંદનો ' સીનો ' બદલાઇ જશે એમાં કાંઇ જ શક નથી.

આટલી સામાન્ય ચર્ચા કર્યા પછી હવે હું મારો ખાસ વિષય જે સ્ત્રીસાહિત્યનો છે તેને વિશે થોડુંક વિવેચન કરીશ. ગુજરાતમાં છેલ્લાં દશ વરસમાં સાહિત્યનું ક્ષેત્ર સારી રીતે ખેડાઇ રહ્યું છે, અને તેના જુદા જુદા વિભાગોની રચના થઇ તે તે વિભાગને વિશે પણ ઝીણવટભરેલી દૃષ્ટિથી સાહિત્યની ખિલવણી થઇ રહી છે, બાળસાહિત્ય, કુમારસાહિત્ય, નાટ્યસાહિત્ય, કાવ્યસાહિત્ય, ઇતિહાસસાહિત્ય, અર્થશાસ્ત્ર–સાહિત્ય, વર્તમાનપત્ર વિભાગ, લોકસાહિત્ય વિભાગ એમ અનેક વિભાગો રચાઇ તેના ઉપર ખાસ ધ્યાન આપવામાં આવ્યું છે, એ ખરૂં; પરંતુ હજુ સ્ત્રીસાહિત્યનો વિભાગ અલગ

થયો નથી તેમજ તેનું કાર્યક્ષેત્ર નક્કી કરવામાં આવ્યું નથી, એ જરા શોચનીય વાત છે. ગુજરાતની સાંસ્કારિક જાગૃતિ જોતાં, ગુજરાતના મહાપુરુષોએ ગુજરાત બહારની સંસ્કૃતિ ઉપર પોતાનાં ઓજસની જે છાપ પાડવા માંડી છે તે ધ્યાનમાં લેતાં નિઃસંકોચપણે એમ કહી શકાય કે આપણા સાહિત્યના પ્રાગતિક ઇતિહાસમાં હવે એવો સમય આવી પહોંચ્યો છે કે જ્યારે બીજા બધા સાહિત્યના વિભાગોની પેઠે જ સ્ત્રીસાહિત્યનો વિભાગ પણ નિશ્ચિંતપણે નક્કી થવો જોઇએ; સાહિત્યની ઉત્સવો-જવણીના દરેકે દરેક પ્રસંગે બીજા સાહિત્યવિભાગોની પેઠે જ સ્ત્રીસાહિત્યના વિભાગને પણ તેમના જેવું જ મહત્ત્વનું સ્થાન મળવું જોઇએ અને સાહિત્યના ધુરંધર વિવેચકોએ તેનું પણ કાર્યક્ષેત્ર નક્કી કરવું જોઇએ. આજે પાંચેક વરસ થયાં મેં આ વિષય ઉપર ખાસ ધ્યાન આપીને યથાશક્તિ, યથામતિ પ્રયત્નો કર્યા છે; પરંતુ હું કબૂલ કરું છું કે મારી મતિ ને મારી શક્તિ તે કાંઇ સર્વમાન્ય અને સર્વગ્રાહ્ય શક્તિ–મતિ નથી. સ્ત્રીસાહિત્યનું જે ધોરણ મેં નક્કી કર્યું છે તે કાંઇ છેવટનું સર્વમાન્ય ધોરણ નથી કે તેજ કાંઇ સર્વમાન્ય કાર્યક્ષેત્ર નથી. એના સ્પષ્ટીકરણને માટે, સ્ત્રીસાહિત્યના ક્ષેત્રની સ્પષ્ટ મર્યાદાઓ બાંધવાને માટે ગુજરાતના બીજા ધુરંધર વિચારકોનાં અનેક સૂચનો મળવાની આવશ્યકતા છે જ. તે જો મળે અથવા તો સાહિત્ય પરિષદ જેવી સંસ્થામાં એકાદ વાર આ વિષયને સ્પષ્ટ સ્વરૂપ આપવાની અને તેને ખાસ વિભાગ તરીકે સ્વીકારવાની ચર્ચા થાય તોજ એનું સર્વમાન્ય અને સર્વોપયોગી સ્વરૂપ નક્કી થઇ શકે.

થોડાક દિવસ ઉપર કરાંચીમાં ગુજરાતી સાહિત્ય પરિષદ મળી તે પહેલાં મેં તેના મંત્રીઓને પત્ર લખી પૂછાવ્યું હતું કે " આપે સ્ત્રીસાહિત્યનો વિભાગ રાખ્યો છે કે કેમ ? રાખ્યો હોય તો તેમાં મૂકવા માટે હું **સ્ત્રી સાહિત્ય મંદિર**નાં પ્રકાશનો મોકલી આપું. " પરંતુ એ પત્રનો જવાબ મંત્રીઓ તરફથી તો મળ્યો જ નહિ. ખાનગી પત્ર લખતાં ખુલાસો મળ્યો કે " **સ્ત્રી સાહિત્ય** વિષે આ પરિષદમાં ખાસ વિભાગ રાખ્યો નથી કે તેનાં પુસ્તકોને વિશિષ્ટ રીતે મૂકવા માટે હવે કાંઇ બની શકે તેમ નથી, વગેરે. " આ પરથી માલૂમ પડે છે કે આપણા સાહિત્યકારોને પણ હજુ **સ્ત્રીસાહિત્ય** માટે ખાસ વિચારણા કરવાની કે **સ્ત્રીસાહિત્યને** માટે ખાસ પ્રયત્નો કરવાની કાંઇક જરૂર છે એમ ઉગી આવ્યું નથી. આપણા કેળવણીકારોએ સ્વીકાર્યું છે કે સ્ત્રીઓને માટે કેળવણી છોકરાઓના જેવી જ નહિ પણ કંઇક જુદા પ્રકારની રખાવી જોઇએ. તેમાં કાંઇ જ શક નથી એમ તેમણે કબૂલ કરીને બાળાઓને માટે જુદો અભ્યાસક્રમ રાખ્યો છે, બાળાઓને માટે જુદાં પાઠ્ય પુસ્તકો રાખ્યાં છે. એ બધું બન્યું છે ખરું; પરંતુ સાહિત્યના ક્ષેત્રમાં એમને માટે કેટલુંક ખાસ સાહિત્ય હોવું જોઇએ–એમને માટેના ખાસ વિષયો ઉપર ખાસ પુસ્તકો લખાવાં જોઇએ, વગેરે બાબતની જરૂરીઆત હજુ સ્વીકારાઇ નથી એ અફસોસની વાત છે. સ્ત્રીને એના પોતાના જીવનમાં ઉપયોગી થઇ પડે તેમજ માર્ગદર્શક બને એવાં પુસ્તકોની ખૂબ જ જરૂર છે અને તે પુસ્તકોના **પ્રચાર**ની પણ ખૂબ જ જરૂર છે. ( તેની ચર્ચા કરતાં લેખ અતિ લાંબો થઇ જાય માટે મુલતવી રાખું છું. )

આ **પ્રચાર** શબ્દ આવ્યો એટલે સ્ત્રીસાહિત્યના પ્રચારનો પ્રશ્ન નજર સામે આવીને ખડો થાય છે. બીજા કોઇ પણ પ્રકારનાં સાહિત્યના પ્રચારમાં હોઇ શકે તેના કરતાં વધુ મુશ્કેલીઓ અને તેના કરતાં વધુ વિઘ્નો સ્ત્રીસાહિત્યના પ્રચારમાં છે. થોડા જ વખત ઉપર **કડી મહાલ**ની પુસ્તકાલય પરિષદ કલ્યાણપુરા ગામે મળેલી, ત્યાં તેના પ્રમુખ મહાશયે પોતાના ભાષણમાં સ્ત્રીસાહિત્યના પ્રચારની મુશ્કેલીઓ વર્ણવી છે તે ખરેખર અનુભવી સાહિત્યપ્રચારકની મુશ્કેલી છે. તેમણે ગામે ગામ મહિલા પુસ્તકાલયો સ્થાપવાની ખાસ ભલામણ કરેલી છે ને તેજ ભારતવર્ષની ગ્રામ્ય જનતાનો ઉદ્ધાર કરવાની ચાવી છે. તે જ ગ્રામ્ય જનતાને બહારના જગત સાથે સંસર્ગમાં રાખનાર સંયોજક તાર (connecting wire) રૂપ છે એમ ભારપૂર્વક જણાવ્યું છે. તેમના એ વિચારો દરેક સાહિત્યના ક્ષેત્રમાં કામ કરનારને માટે મનન કરવા યોગ્ય છે.

સ્ત્રીસાહિત્યમાં શું શું આવી શકે અને શું શું ન આવી શકે એને વિશે ઘણાંક મંડળોમાં મતભેદ છે. અત્યારે એ મતભેદ એટલો તીવ્ર છે કે જાણે એમાંથી એ મતનું સ્પષ્ટીકરણ કરનારી કોઇ લાઇનદોરી નાંખી જ શકાય નહિ એમ લાગે છે. કેટલાક એમ કહે છે કે જે કંઇ પુરુષોનું સાહિત્ય છે, તે બધું સ્ત્રીઓનું પણ હોવું જોઇએ; કારણ કે સ્ત્રીઓ અને પુરુષો કાંઇ જુદા જગતમાં રહેતાં નથી. એક જ જગતમાં તેમને રહેવું પડે છે એટલે એકજ પ્રકારનું જ્ઞાન બંનેને મળેલું હોય તો કશો વાંધો નથી. કેટલાંક એમ કહે છે કે પુરુષો અને સ્ત્રીઓની વચ્ચે સમાનતા હોવી જોઇએ, તેમના હક પણ સરખા હોવા જોઇએ અને તે કારણે તેમને વાંચન પણ સરખું મળવું જોઇએ. તેમ બીજી તરફથી એ વાતનો પૂરેપૂરો વિરોધ કરનાર વ્યક્તિઓ પણ છે. એમનો વિરોધ પણ સબળ પુરાવા સહિતનો હોય છે. એટલે તેમના સંતોષને ખાતર સ્ત્રીસાહિત્યની આસપાસ લાઇનદોરી મૂકાય એ ઠીક છે. બાકી, જે વિશિષ્ટ ગુણ ચતુરાઇવાળી સ્ત્રી છે, સામાન્ય સ્ત્રી કરતાં જેનામાં વધુ જોમ છે, તે તો આખાયે સાહિત્યજગતમાં જરૂર ઘુમવાની જ: એવીને કોઇ અટકાવી શકતું નથી.

છતાં કેટલીક બાબતોમાં બેઉ પ્રકારનાં માનવીઓ વચ્ચે જરાયે મતભેદ નથી. સતીઓનાં, સાધ્વીઓનાં, વીરાંગનાઓનાં ચરિત્રો, દેશસેવિકાઓની જીવનકથાઓ સ્ત્રીઓ જ વાંચે તો બહેતર: અને એક પત્નીવ્રતધારી રામચંદ્રજી જેવાનું ચરિત્ર પુરુષોએ જ વાંચવું જોઇએ એમ તેઓ એકીસાથે કબૂલ કરે છે. ઉપરાંત સ્ત્રીઓનું સ્થાન ઘરમાં જ છે અને ઘરસેવા કરતે કરતે જનસેવા તે ધારે તો ઘણીજ સારી રીતે કરી શકે છે, પોતે આદર્શ જીવન જીવી અન્ય બહેનોને અનુકરણ કરવા યોગ્ય દૃષ્ટાંત આપી શકે છે. એવી બહેનોને જાણવા જેવા અનેક નિર્દોષ વિષયો છે. પરપ્રાન્તની અને પરદેશની સ્ત્રીઓ શું કરે છે, તેમની જીવનપ્રણાલિકા કેવી છે, તેઓ પોતાનાં બાળકોને કેવી રીતે ઉછેરે છે, તેઓ નાના નાના ગૃહઉદ્યોગો ભરતગુંથણ વગેરે કરીને પોતાના પતિને કેવી રીતે સહાય કરી શકે છે, તેમના વિશિષ્ટ સામાજિક રીતરીવાજો, તેમના વિશિષ્ટ દવા-દારૂ-અને માવજતના પ્રકારો વગેરે જાણે-સમજે અને તેમાંથી

[ વધુ માટે જુઓ પૃ. ૧૧૩ ]

# ચરોતરની પુસ્તકાલય પ્રવૃત્તિ

## શરૂઆતરૂપે મિત્રમંડળ પુસ્તકાલયોઃ

૧. આખા હિંદુસ્તાનમાં નહિ તો છેવટે મુંબઈ ઇલાકામાં પુસ્તકાલય પ્રવૃત્તિ શરૂ કરવાનું માન પેટલાદને ભાગે જાય છે; કારણ કે સને ૧૯૦૬–૭ માં પેટલાદ એ. વી. સ્કૂલના હેડ માસ્તર તથા તેમના મિત્રોએ મળી ગુજરાતમાં જુદાં જુદાં સ્થળોએ મિત્રમંડળ પુસ્તકાલયો શરૂ કર્યાં હતાં. આ મિત્રમંડળ પુસ્તકાલયોની યોજના પ્રમાણે દરેક ગામે દર વર્ષે રૂ. ૧૦) અથવા ૧૫) આપવાના હતા. આ રકમથી બમણી કિંમતનાં વર્તમાનપત્રો, માસિકો, અને પુસ્તકો પૂરાં પાડવામાં આવતાં હતાં. આમ કરવાથી આવતી ખોટને પહોંચી વળવા વર્તમાનપત્રો તથા માસિકોના તંત્રીઓને તથા પુસ્તકોના કર્તાઓને મળી કિંમતમાં રાહત મેળવવામાં આવતી હતી, તેમજ ખાનગી મદદ મેળવવામાં આવતી હતી. આ યોજનાથી ચાલતાં વાચનાલયો અને પુસ્તકાલયોનો ઉપયોગ નાતજાતના ભેદભાવ સિવાય સૌ કોઈને કરવા દેવામાં આવતો હતો. એ બદલ કંઇ જ ફરજિયાત લવાજમ લેવામાં આવતું નહોતું. આ વાચનાલયો અને પુસ્તકાલયોની વ્યવસ્થા મોટે ભાગે ગામની શાળાના શિક્ષકો જ રાખતા હતા. આ શિક્ષકોને મદદગાર થઇ પડે તે માટે ફાળો ભરનાર ગૃહસ્થોમાંથી કેટલાક ગૃહસ્થોની સમિતિ નીમવામાં આવતી હતી. પુસ્તકાલયના નિભાવ માટે આવશ્યક સ્થાનિક મદદની રકમ પુસ્તકાલયમાં રસ લેનાર વ્યક્તિઓ લગ્નપ્રસંગે દાન મેળવીને કે ગામમાં ઉઘરાણું કરીને મેળવી લેતી.

## વડોદરા રાજ્યમાં પુસ્તકાલયોની સ્થાપના

૨. આ અરસામાં પુસ્તકાલય પ્રવૃત્તિને શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ તરફથી ઘણું ઉત્તેજન મળ્યું. તેઓશ્રી સને ૧૯૦૮ માં અમેરિકામાં પ્રવાસ કરતા હતા, ત્યાંથી તેમણે દિવાન સાહેબને તાર કર્યો કે પ્રજામાં જ્ઞાનપ્રચાર કરવા માટે રાજ્યનાં ગામોમાં પુસ્તકાલયો કાઢવાં; અને તેની સાથે જ એ કાર્ય માટે રૂ. ૩૦,૦૦૦ ની રકમ પણ મંજૂર કરી. આથી રાજ્યના કેળવણી ખાતાએ પુસ્તકાલયોની યોજના ઘડી કાઢી. એ યોજના પ્રમાણે દર વર્ષે વર્તમાનપત્રો માટે રૂ. ૨૪) આપનાર ગામને બીજી તેટલી રકમ આપવામાં આવતી હતી, તથા જે વધારાની રૂ. ૨૫) ની મદદ ગામલોક આપે તો રૂ. ૧૦૦) ની કિંમતનાં પુસ્તકો પૂરાં પાડવામાં આવતાં હતાં. કહેવાની જરૂર નથી કે આ યોજના પૂરેપૂરી સફળ નીવડી; અને એને પરિણામે ફક્ત બે ત્રણ વર્ષમાં જ રાજ્યનાં જુદાં જુદાં ગામોમાં લગભગ ૩૦૦ પુસ્તકાલયો અને વાચનાલયો ઉઘડયાં.

## હિંદુસ્તાનમાં પહેલવહેલું પુસ્તકાલય ખાતું

૩. શ્રીમંત મહારાજા સાહેબ જ્યારે ૧૯૧૦ માં બીજી વાર અમેરિકાના પ્રવાસે ગયા હતા ત્યારે ત્યાંથી તેઓશ્રીએ પ્રખ્યાત તેમજ દીર્ઘદર્શી પુસ્તકાલયનિષ્ણાત સ્વર્ગસ્થ મિ. ડબલ્યુ. એ બોર્ડનની નિમણૂક કરી તેમને રાજ્યના પુસ્તકાલય ખાતાના પહેલા

સંચાલક બનાવ્યા. રાજ્યની પુસ્તકાલય-પ્રવૃત્તિની પ્રગતિમાં સહાયક થવા માટે તેમના હાથ નીચે શ્રીમંત મહારાજા સાહેબે મિત્રમંડળ પુસ્તકાલયોના ઉત્પાદક તથા વ્યવસ્થાપક સદ્‌ગૃહસ્થની નિમણૂક કરી. આ પુસ્તકાલય પ્રવૃત્તિ ત્યારથી માંડીને તે અત્યાર સુધી હિંદુસ્તાનમાં અજોડ છે. મિ. બોર્ડન અને એમના મદદનીશે રાજ્યનાં શહેરો તેમજ ગામોમાં પુસ્તકાલયો ખોલવા માટે એક પછી એક યોજનાઓ બહાર પાડવા માંડી. આ યોજનાઓ પ્રમાણે પુસ્તકાલયોના નિભાવ માટે તેમજ મકાનો માટે સરકાર તરફથી ઉદાર મદદ આપવામાં આવતી હતી. આથી થોડાં જ વર્ષોમાં રાજ્યના દરેક મહાલમાં ઘણાં પુસ્તકાલયો સ્થપાયાં. આ બધા મહાલોમાં ચરોતરમાં આવેલા કેળવણીમાં આગળ પડતા પેટલાદ અને ભાદરણ મહાલોએ વધારેમાં વધારે લાભ ઉઠાવ્યો હતો. આ બે મહાલોનાં કુલ ૧૦૪ ગામો પૈકી ૯૮ ગામોમાં શાળાઓ છે, અને એ બધાં ગામોમાં પુસ્તકાલયો છે. આ ૯૯ પુસ્તકાલયો પૈકી ૨૮ પુસ્તકાલયોને હવાઅજવાળાવાળાં રૂપિયા ત્રણ હજારથી માંડી રૂપિયા દશ હજાર સુધીનાં પોતાનાં સ્વતંત્ર મકાનો છે. આમાંનાં ૮ કસ્બા પુસ્તકાલયો છે. તે દર વર્ષે રૂ. ૫૦૦) થી ૨૦૦૦) સુધીની રકમ પુસ્તકો, વર્તમાનપત્રો, પગાર, અને કંટીંજટ પાછળ ખર્ચે છે; અને દર વર્ષે તેના ૬,૨૪૯ વાચકો લગભગ ૬૦,૦૦૦ પુસ્તકો વાંચે છે. આમાંના પાંચ કસ્બાઓમાં મહિલા પુસ્તકાલયો છે, અને ચારમાં બાલ પુસ્તકાલયો છે. વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ આખા હિંદુસ્તાનમાં અજોડ છે; અને પેટલાદ તથા ભાદરણ મહાલનાં પુસ્તકાલયો આખા વડોદરા રાજ્યમાં અજોડ છે. શ્રીમંત મહારાજા સાહેબે પુસ્તકાલય પ્રવૃત્તિનાં પાણી સીંચ્યાં અને આ બે મહાલના આગેવાનોએ કૃપાળુ મહારાજા સાહેબની ઉદાર યોજનાનો પૂરતો લાભ લીધો. રાજ્યના બીજા બધા મહાલોની માફક આ બે મહાલોએ મહાલ પુસ્તકાલય મંડળ સ્થાપ્યાં છે. આ મંડળ મહાલમાં આવેલાં પુસ્તકાલયો તથા વાચનાલયોની દેખરેખ રાખે છે, તથા આજ કામ કરવા માટે પુસ્તકાલય પ્રચારક નીમી તેની મદદથી મહાલનાં પુસ્તકાલયો બરાબર ચાલે તેની કાળજી રાખે છે.

## ગોખલે પુસ્તકાલયો

૪. મિત્રમંડળ પુસ્તકાલયોની યોજના સને ૧૯૦૬ થી ૧૯૧૦ સુધીનાં પાંચ વર્ષ સુધી અમલમાં રહી. ત્યાર પછી વડોદરા રાજ્યની વધુ વિસ્તૃત તથા વધારે લાભદાયી યોજના અમલમાં આવવાથી આ યોજના અદશ્ય થઈ. પરંતુ ફળદ્રુપ જમીનમાં વાવેલું બી ટકી રહી વખત જતાં તેમાંથી પુષ્કળ પાક ઉતર્યો; એક વાર ખરા દિલથી શરૂ કરેલી પ્રવૃત્તિ વખતોવખત જુદાં જુદાં મંડળોની દેખરેખ નીચે વધતી જ રહી. પ્રથમ તો ગુજરાત કેળવણી મંડળે મદદ આપી નવાં પુસ્તકાલયો અને વાચનાલયો શરૂ કરવાનું તથા જૂનાં પુસ્તકાલયો અને વાચનાલયોને મદદ આપવાનું કામ માથે લીધું. આ બધાં પુસ્તકાલયોને સર્વન્ટ્સ ઑફ ઇંડિયા સોસાયટીના સ્થાપક સ્વર્ગસ્થ ગોખલેના નામ ઉપરથી ' ગોખલે પુસ્તકાલયો ' કહેવામાં આવતાં હતાં. આ ગોખલે પુસ્તકાલયોની યોજના આખા ગુજરાત માટે હતી; પણ તેનો વધારેમાં વધારે લાભ ચરોતરના

ખેડા જિલ્લાએ લીધો; કારણ કે ત્યાં મિત્રમંડળ પુસ્તકાલયોએ ભૂમિકા તૈયાર કરેલી હતી તથા તેના પાડોશના ગાયકવાડ સરકારના પ્રદેશમાં વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ પૂર જોસમાં ચાલતી હતી. અમદાવાદના મિલમાલિક સ્વર્ગસ્થ શેઠ મંગળદાસ ગિરધરદાસે આ યોજનાને અંગે પુસ્તકાલયોને પુસ્તકો પૂરાં પાડવા માટે રૂા. ૫૦૦૦) ની મદદ આપી. આ યોજનાનો લાભ ચરોતરનાં ૫૦ પુસ્તકાલયોએ લીધો હતો.

## હોમરુલ લીગ પુસ્તકાલયો

૫. આ યોજના ફક્ત બેત્રણ વર્ષ ચાલી એટલામાં હિંદુસ્તાન માટે હોમરુલની ચળવળ ચાલી. ગુજરાત કેળવણી મંડળના ઉત્સાહી મંત્રી શ્રી. ઇંદુલાલે મંડળનું શાન્ત કાર્ય પડતું મૂકી રાજકારણમાં ઝંપલાવ્યું; પરંતુ તેમણે ગુજરાતમાં પુસ્તકાલયો અને વાચનાલયો ચલાવવાનો વિચાર છોડી દીધો નહિ. પુસ્તકાલયોને આપવામાં આવતાં વર્તમાનપત્રો અને પુસ્તકોની યાદીઓ એમના નવા વિચારો પ્રમાણે ફેરવવામાં આવી તથા પુસ્તકાલય પ્રવૃત્તિ મુંબઇની હોમરુલ લીગ મારફત ચલાવવા તથા નભાવવામાં આવી. ચરોતરનાં ગામોને શરૂઆતમાં મિત્રમંડળ યોજનાનો અને પાછળથી ગોખલે પુસ્તકાલયોની યોજનાનો લાભ મળ્યો હતો. તે હવે તેમનાં પુસ્તકાલયો માટે હોમરૂલ લીગની મદદ મેળવવા બહાર પડયાં.

## સોલિસિટરની મદદ

૬. પરંતુ હોમરૂલની ચળવળ પણ ટૂંક મુદત ચાલી; અને બહારની મદદ સિવાય વાચનાલયો તથા પુસ્તકાલયો બંધ થવા વારો આવ્યો. પરંતુ સદ્દભાગ્યે મુંબઇના પ્રખ્યાત સોલિસિટર શ્રી. નટવરલાલ માધવલાલ દેસાઇને ચરોતરની પુસ્તકાલય પ્રવૃત્તિને મદદ કરવાનો વિચાર થયો; અને તેમણે તે માટે મુંબઇમાં ફંડ ભેગું કર્યું, અને તેમાંથી મદદ માગનાર દરેક વાચનાલયને રૂ. ૧૦) આપવામાં આવ્યા. આથી ઘણાં વાચનાલયો ટકી શકયાં; અને કહેવાની જરૂર નથી કે નિયમ પ્રમાણે લોકમદદ મળી આવી ત્યાં નવાં વાચનાલયો પણ નીકળ્યાં.

## દાદાભાઇ નવરોજજી વાચનાલયો

૭. શ્રી. નટવરલાલની પ્રેરણા અને દોરવણીથી દાદાભાઇ નવરોજજી યાદગીરી મંડળ તરફથી દર વર્ષે રૂ. ૫૦૦) ની મદદ, જે વાચનાલયો મંડળ તરફથી મળતી મદદ જેટલી રકમ આપે તેમને માટે આપવાનું નક્કી થયું. આ મંડળ દેશના મહાન દાદા સ્વર્ગસ્થ દેશભકત દાદાભાઇની યાદગીરીમાં બાર વર્ષથી ગામડાંમાં જાહેર સંસ્થાઓ ચલાવે છે. આ યોજનામાં પેટલાદના સુપ્રસિદ્ધ દાનેશ્વરી દાતાર શેઠ શ્રી. રમણલાલ કેશવલાલે દર વર્ષે રૂ. ૨૦૦) આપવા માંડયા; અને જ્યારે ત્રણેક વર્ષ પછી તેમની મદદ બંધ થઇ ત્યારે તેને બદલે ચરોતર એજ્યુકેશન સોસાયટીની મદદ શરૂ થઇ; અને આ રીતે લગભગ ૭ વર્ષ ૩૫ વાચનાલયો નભી રહ્યાં.

## પ્રિયંવદા વાચનાલયો

૮. જ્યારે ઉપરની યોજના ચાલતી હતી ત્યારે બીજા એક સદ્દગૃહસ્થ શ્રી.

વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોરે એમનાં સદ્દગત પુત્રી પ્રિયંવદાના સ્મારકરૂપે દર વર્ષે રૂ. ૫૦૦) અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી મારફત આપવાની ઇચ્છા જણાવી. આ ફંડમાંથી ૩ વર્ષ સુધી ૫૦ વાચનાલયો વધારે ચાલ્યાં.

## દાદાભાઇ નવરોજજી વાચનાલયોનો વધુ ફેલાવો

૯. ૧૯૩૫–૩૬ થી મુંબઇના દાદાભાઇ નવરોજજી યાદગીરી મંડળ તથા આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટીના સહાકારથી ખેડા જિલ્લામાં ઓછામાં ઓછાં ૧૦૦ વાચનાલયો ઉઘાડવા તથા ચલાવવામાં આવે છે. જે ગામ રૂ. ૨૦) લોકમદદ આપે તે ગામને બીજી તેટલી જ મદદ આપવામાં આવે છે. આ યોજના ગયે વર્ષે સારી રીતે ચાલી હતી; અને આ વર્ષે પણ તે સફળતાથી ચાલે છે.*

## સખી દિલના ગૃહસ્થો તરફથી સ્થપાયેલાં કસ્બા પુસ્તકાલયો

૧૦. નાનાં ગામોમાં વાચનાલયો અને પુસ્તકાલયો ઉઘાડવા અને ચલાવવ વર્ષોવર્ષ ઘણી ઘણી યોજનાઓ થઇ છે; પરંતુ શહેરનાં મોટાં પુસ્તકાલયોને સરકાર લોકલબોર્ડ કે અમેરિકાના સ્વર્ગસ્થ મી. એન્ડ્રૂ કાર્નેગી જેવા દાનેશ્વરીની મદદ મળી નથી. આમ છતાં પાડોશના વડોદરા રાજ્યનો દાખલો લઇને થોડાક દીર્ઘદર્શી અને સખી દિલના ગૃહસ્થોએ એમનાં પોતાનાં ગામોને મદદ કરી છે, અને પુસ્તકાલયો શરૂ કરવામાં તથા નભાવવામાં ઉદાર મદદ આપી છે. દાખલા તરીકે, નડિયાદના સુપ્રસિદ્ધ સાક્ષર સ્વર્ગસ્થ મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ એમનાં પત્નીના સ્મારક તરીકે પોતાના વતનમાં સુંદર મકાનવાળા ડાહીલક્ષ્મી પુસ્તકાલયની સ્થાપના માટે રૂા. ૫૦,૦૦૦) આપેલા છે.

તે જ રીતે, બોરસદના સ્વર્ગસ્થ લલ્લુભાઇ પ્રેમાનંદ પરીખનું સ્મારક રાખવા એમના મિત્રો અને પ્રશંસકોએ રૂા. ૧૦,૦૦૦) ખર્ચી પુસ્તકાલયનું મકાન બંધાવ્યું છે.

વળી, મુંબઇના સુપ્રસિદ્ધ સોલિસિટર શ્રી. શંકરભાઇ જેરાભાઇ અમીને રૂ. ૧૦,૦૦૦) ખર્ચી એમના પિતાના સ્મારક તરીકે ટાવરવાળું મકાન પુસ્તકો માટે વીરસદમાં બંધાવ્યું છે. એ જ ગામના બીજા સદ્‌ગૃહસ્થ શ્રી. મગનભાઇ પુરુષોત્તમ અમીને પણ ગામના સ્ત્રીવર્ગ માટે તેવું જ સારું પુસ્તકાલયનું મકાન થોડા વખત થયાં બંધાવ્યું છે.

આ પ્રમાણે ખંભાત રાજ્યના તારાપુર ગામના યુવક વર્ગે પણ રૂા. ૧૦,૦૦૦) ખર્ચી ગામમાં પુસ્તકાલયનું મકાન બંધાવી ચરોતરની પુસ્તકાલય પ્રવૃત્તિને શોભાવી છે.

ગયે વર્ષે જ બોરસદ તાલુકાના સુણાવ ગામે પણ ત્યાંના ગામ લોકોએ એમના

* આ યોજનાને અંગે ૧૯૩૮ ની શરૂઆતમાં ૧૫૦ વાચનાલયો થઇ ગયાં છે, અને બીજાં વધારે ઉઘાડવા પ્રયત્ન ચાલુ છે.

ગામના રહીશ ત્યાંની ગુજરાતી શાળાના લોકપ્રિય હેડમાસ્તર સ્વર્ગસ્થ કિશાભાઇ લલ્લુભાઇ પટેલના સ્મારક તરીકે રૂ. ૫૦૦૦) નું મકાન પુસ્તકાલય માટે બંધાવ્યું છે.*

અને છેક હમણાં જ આણંદ તાલુકાના ચીખોદરા ગામના તમાકુના વેપારી. શ્રી. લાલાજી ગરબડભાઇ પટેલે એમના વતનમાં રૂ. ૫૦૦૦) ખર્ચી પુસ્તકાલય માટે મકાન બંધાવ્યું છે. આ પ્રમાણે કરમસદ, ખેડા, ડાકોર, વગેરે ઘણાં સ્થળો છેલ્લાં ઘણાં વર્ષોથી સારાં પુસ્તકાલયો ચલાવે છે.

આ પ્રમાણે, ગામડાં તથા શહેરો સુવ્યવસ્થિત અને પૂરતી સાધન સામગ્રીવાળાં પુસ્તકાલયો પોતાને ત્યાં સ્થાપવા એક બીજા સાથે હરીફાઇ કરી રહ્યાં છે; અને આશા રાખવામાં આવે છે કે થોડાં વર્ષોમાં ચરોતરના એકેએક આગળ પડતા ગામમાં હવા-અજવાળાવાળું તથા પૂરતી સાધનસામગ્રીવાળું સાર્વજનિક પુસ્તકાલય થઇ જશે.

## પહેલી ગુજરાત પુસ્તકાલય પરિષદ

૧૧. ગુજરાત પુસ્તકાલય પરિષદની પહેલી બેઠક ગુજરાત વર્નાકયુલર સોસાયટીના આશ્રય નીચે અમદાવાદમાં મળી હતી. એના પ્રમુખ તરીકે વડોદરા રાજ્યના માજી દિવાન સર મનુભાઇ નંદશંકર મહેતા હતા. આ બેઠકમાં આખા ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિ આગળ ધપાવવા માટે ગુજરાત પુસ્તકાલય મંડળ જેવું સ્થાયી મંડળ સ્થાપવા સુપ્રસિદ્ધ વ્યકિતઓની એક વગવાળી સમિતિ નીમવામાં આવી છે. બીજી પુસ્તકાલય પરિષદ આણંદમાં ભરવા માટે ચરોતર એજ્યુકેશન સોસાયટીએ આમંત્રણ આપેલું છે. આ બીજી પરિષદ ભરાય તે પહેલાં ખેડા જીલ્લાના તથા ખંભાત રાજ્યનાં ૧૦૦૦ વસ્તીવાળાં શાળાવાળા એકેએક ગામમાં વાચનાલય અને નાનું પુસ્તકાલય સ્થાપવાનું સોસાયટીએ નક્કી કર્યું છે. સોસાયટીના આ પ્રશંસનીય કાર્યમાં ( ૧ ) મુંબઇનું દાદાભાઇ નવરોજી યાદગીરી મંડળ, ( ૨ ) ખેડા જિલ્લા લોકલબોર્ડ અને ( ૩ ) ખેડા જિલ્લા ગ્રામોદ્ધાર મંડળ સહકાર આપશે; અને બીજી પરિષદ આણંદમાં મળે તે પહેલાં ધારેલું પરિણામ મેળવશે. વળી ચરોતર પ્રદેશનાં બધાં પુસ્તકાલયો અને વાચનાલયોને મદદ કરવા તથા તે વ્યવસ્થિત ચાલે તે માટે દોરવણી આપવા ચરોતર પુસ્તકાલય મંડળ સ્થાપવાનું પણ નકકી થયું છે.

## ચરોતરમાં અમલમાં મૂકેલા સિદ્ધાંતો તથા ત્યાંની પ્રવૃત્તિની વિગતવાર માહિતી આપવાનું કારણ.

૧૨. ગુજરાતના એક જિલ્લામાં જે સિદ્ધ થઇ શકયું છે તથા જે ભવિષ્યનાં થોડાં વર્ષોમાં સિદ્ધ થઈ શકે તેમ છે તે વખત જતાં ગુજરાતના બીજા જિલ્લાઓમાં પણ થઇ શકે; અને એક પ્રાંતે મેળવેલા અનુભવો હિંદુસ્તાનના બીજા પ્રાંતોને

* ઉતરસંડાના સદ્‌ગૃહસ્થ શ્રી. પુરૂષોત્તમ લલ્લુભાઇ પટેલે એમના પિતાના સ્મરણાર્થે એમના ગામમાં રૂ. ૫૫૦૦ નું મકાન પુસ્તકાલય માટે બંધાવ્યું છે.

પણ કંઈક ઉપયોગી અને મદદકર્તા થઈ પડે; આવાં કારણસર ચરોતરની પુસ્તકાલય પ્રવૃત્તિ બારીક વિગતવાર વર્ણવેલી છે; અને વિશેષમાં, પુસ્તકાલય પ્રવૃત્તિની પ્રગતિમાં અમલમાં મૂકાયેલા સિદ્ધાંતો બીજા પુસ્તકાલય મંડળોની જાણ માટે અત્રે ટૂંકામાં આપવામાં આવે છેઃ—

૧. આવાં કામોમાં સ્થાનિક નેતાઓએ સરકાર કાર્ય શરૂ કરે તેની રાહ જોવી નહિ,

૨. પુસ્તકાલય પ્રવૃત્તિની પ્રગતિ ઇચ્છનારાઓને જ્યાંથી મદદ મળે ત્યાંથી તે લેવા તેમણે હંમેશ તત્પર રહેવું જોઇએઃ પછી તે મદદ સરકાર, લોકલ બોર્ડ, જાહેર મંડળ કે ખાનગી સદ્‌ગૃહસ્થ, એક વ્યકિત કે વધારે વ્યકિતઓ—ગમે તેના તરફથી મળતી હોય.

૩. જાહેર મદદ મેળવવાની જે જે રીતો પોતાનાં સ્થળ અને પરિસ્થિતિને અનુકૂળ હોય—દાખલા તરીકે, ઘેરેઘેર ફરી ઉઘરાણું કરવું, લવાજમ લેવાં, દાન મેળવવાં, લગ્નપ્રસંગે બક્ષિસ મેળવવી, કે ગામનાં કે બીજાં જાહેર ફંડોમાંથી હિસ્સો મેળવવો—તે તે બધી રીતોનો કુનેહથી લાભ લેવો જોઇએ.

૪. જો દાતાઓ તરફથી યોગ્ય રકમ મળે તો પુસ્તકાલયો કે વાચનાલયો સાથે દાતાઓનાં નામ જોડવામાં હરકત નથી.

૫. નવો છોડ નવી ધરતીમાં ઉગાડવા માટે જેમ ઘણાં વર્ષો સુધી ધીરજ અને ખંત રાખવાં પડે છે તેમ પુસ્તકાલય પ્રવૃત્તિ માટે પણ સમજવું.

૬. જે ગામમાં શાળા હોય તે ગામમાં, છોકરા છોકરીઓ, તથા ગામનાં મોટી ઉંમરનાં માણસો ભણેલું ભૂલી જઇ નિરક્ષર ન બની જાય તે માટે પુસ્તકાલય હોવું જ જોઇએ.

૭. જે વ્યકિતને પ્રભુમાં તથા પોતાના સેવાધર્મમાં શ્રદ્ધા હોય તેણે પોતાના કાર્યમાં છેવટે સફળતા મળવા સંબંધી શંકા કે બીક રાખવી નહિ.*

શંકરભાઇ સો. પટેલ

---

* લાહોરના ' ધી મૉડર્ન લાયબ્રેરીઅન ' નામના અંગ્રેજી ત્રિમાસિકના સને ૧૯૩૬ ના ઑક્ટોબરના અંકમાં આવેલા શ્રી. મોતીભાઇ અમીનના લેખનું ભાષાંતર.

# ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિની ભાવિ ખીલવણી

**ચરોતર** પ્રદેશની ૨૧ હાઇસ્કૂલોમાં અને તેથી બીજી બમણી તમણી સંખ્યાની અંગ્રેજી શાળાઓ તથા અંગ્રેજી વર્ગોમાં અને વડોદરા, અમદાવાદ, મુંબાઇ અને પૂના વગેરે શહેરોની કૉલેજોમાં ચરોતરના સેંકડો વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે: અને આ રીતે આ પ્રદેશની કેળવણી બેસુમાર વધ્યે જાય છે. ચરોતરના યુવકો દેશ પરદેશમાં કેળવણી લે છે એટલું જ નહિ પરંતુ તે કેળવણી દ્વારા દેશ પરદેશમાં તેઓ સારી નોકરી કરે છે, ભારે વેપાર ખેડે છે, મોટા ઉદ્યોગ અને ધંધાઓમાં ઝંપલાવે છે. ટુંકામાં કેળવણી, નોકરી, વેપાર, કે ઉદ્યોગ ધંધાનું એક પણ ક્ષેત્ર એવું નથી કે જેમાં ચરોતરના યુવકોએ સાહસ ખેડ્યું ન હોય અને તેમાં સફળતા મેળવી ન હોય. યુવકોનાં વિરલ સાહસ, ખડતલ સ્વભાવ, સતત ઉદ્યોગ, ભારે હિંમત, વગેરે ગુણો માટે ચરોતર ખરેખર મગરુર થઈ શકે.

યુવકો કેળવણી લે, દેશ પરદેશ ખેડે, વેપારધંધામાં મોટાં મોટાં સાહસ કરે એટલે લક્ષ્મીદેવી પણ તેમને વરેજ અને તે લક્ષ્મીનો ઉપયોગ અંગત સ્વાર્થ ઉપરાંત પોતાના વતનમાં જાહેર સંસ્થાઓ સ્થાપવા વા નિભાવવાનાં પરોપકારી કાર્યોમાં પણ કરે એ કેવળ સ્વાભાવિક છે. નડિયાદ, આણંદ, ભાદરણ, ધર્મજ, સોજીત્રા, વસો, નાર, તારાપુર, બોરસદ, વીરસદ, સુણાવ, કરમસદ, ઉત્તરસંડા, ચિખોદ્રા, કપડવણજ, કઠલાલ વગેરે અનેક સ્થળોનાં વિવિધ સાર્વજનિક મકાનો જુઓ, શાળાઓ, છાત્રાલયો, પુસ્તકાલયો, દવાખાનાં, જળાગાર, પ્રસૂતિગૃહો, વગેરે સંસ્થાઓના ઇતિહાસો તપાસો અને ખાતરી થશે કે અગાઉ જે દ્રવ્ય નાતવરાઓમાં જ ખર્ચાતું હતું તેનો સદુપયોગ સાર્વજનિક સંસ્થાઓ સ્થાપવા અને તેમને નિભાવવામાં થવા માંડયો છે.

યુવકોની કમાણીમાંથી પુસ્તકાલય પ્રવૃત્તિને પણ સારો ફાળો મળ્યો છે; અને ભવિષ્યમાં એથી પણ વધારે સારો ફાળો મળે એવાં શુભ ચિહ્નો નરી આંખે દેખાય છે. પણ ચરોતરમાં હાલની મંદ ગતિના સ્વાભાવિક ક્રમે જે કામ આવતાં પચીસ ત્રીસ વર્ષ પછી થાય એજ કામ નજીકનાં પાંચ દસ વર્ષમાં થયેલું જોવાની ઇચ્છા હોય તો સંઘબળ, સહકાર, અને સ્વાશ્રયના ધોરણે સતત, સબળ, અને વ્યવસ્થિત પ્રયત્નો થવા જોઇએ. વડોદરા રાજ્યમાં કસ્બા પુસ્તકાલયોનો જે કાર્યક્રમ ત્રીસ વર્ષમાં પૂરો થાય એમ હતો તેજ કાર્યક્રમ શ્રીમંત મહારાજા સાહેબની મદદથી ફક્ત ચાર વર્ષમાં પૂરો થયો, અને તેવી જ રીતે દર વર્ષે વીસ ગ્રામ પુસ્તકાલયો નવાં ઉઘાડીને બાકી રહેલાં ગામોને પુસ્તકાલયો પૂરાં પાડવાનો જે કાર્યક્રમ ત્રીસ વર્ષમાં પૂરો થનાર હતો તેજ કાર્યક્રમ દર વર્ષે સો વા પચાસ પુસ્તકાલયો ઉઘાડવાની યોજના કરીને ફક્ત નવ વર્ષમાં જ લગભગ પૂરો કરવામાં આવ્યો છે. જેથી વડોદરા રાજ્યમાં ૧૪૦૦ જેટલાં સુંદર પુસ્તકાલયો સ્થપાઇ ચૂક્યાં છે. ચરોતર પ્રદેશ માટે પણ હાલની મંદગતિએ આવતાં પચાસ વર્ષમાં કદાચ ચરોતરના એકે એક શાળાવાળા ગામે વાચનાલય વા પુસ્તકાલય સ્થપાઈ જશે. પરંતુ જો વ્યવસ્થિત યોજના થાય અને તે યોજનાપૂર્વક કામ ચાલે તો આવતા પાંચ દશ વર્ષમાં જ એવી સ્થિતિ લાવી શકાય

કે ખેડાજીલ્લા અને ખંભાત રાજ્યમાં શાળાવાળા એકે એક ગામે વાચનાલય અને ફરતું પુસ્તકાલય હોય જ.

ખેડાજીલ્લામાં હાલ શાળાવાળાં કુલ ગામ ૩૪૦ છે, અને ખંભાત રાજ્યમાં શાળાવાળાં કુલ ગામ ૫૨ છે. પેટલાદ અને ભાદરણ મહાલોમાં તો શ્રીમંત ગાયકવાડ સરકારની મદદથી દરેક ગામે સરસ સ્થાયી પુસ્તકાલયો સ્થપાઇ ચૂકયાં છે, અને ખંભાત રાજ્ય પોતાનાં ૫૨ ગામોની સંભાળ પોતે જ ઘણે ભાગે લેશે એમ ત્યાંના મે. દિવાન સાહેબ સાથે મારે થયેલી વાતચીત ઉપરથી સમજાય છે. વળી ખેડા જીલ્લાનાં ૩૪૦ ગામો પૈકી આશરે ૪૦ મોટાં ગામો તો પોતપોતાની વ્યવસ્થા ઉપાડી લેશે. એટલે ખેડા જીલ્લાનાં બાકીનાં નાનાં ૩૦૦ ગામોનો વિચાર કરવાનો રહે છે. આ ગામો પૈકી ૧૫૦ ગામોમાં તો ચરોતર એજ્યુકેશન સોસાયટી અને દાદાભાઇ નવરોજજી યાદગીરી મંડળના સહકારથી વાચનાલયો સ્થપાઇ ચૂકયાં છે, અને બાકીનાં ગામોમાં પણ વાચનાલયો શરૂ થાય તેવા પ્રયત્નો ચાલુ છે.

ખેડા જીલ્લામાં શાળાવાળાં ગામોને, ખેડા જીલ્લા લોકલબોર્ડ ફરતા પુસ્તકાલયની પેટી પૂરી પાડશે. એટલે વાચનાલયોને સરકાર મદદ ન મળે ત્યાં સુધી જીલ્લાના આગેવાનોએ થોડીઘણી મદદ આપી કામ શરૂ કરી આપવાનું રહે છે. ગામમદદ અને વસ્તિના પ્રમાણમાં આ વાચનાલયોને રૂ. ૫, રૂ. ૧૦, કે રૂ. ૨૦ ની મદદ દર વર્ષે આપવાની યોજના છે અને તે ખાતે વાર્ષિક રૂ. ૩૦૦૦) ની મદદની જરૂર રહે છે, જેથી લોકોના બીજા રૂ. ૩૦૦૦) મળી કુલ રૂ. ૬૦૦૦) માં તેમને વર્તમાનપત્રો અને માસિકો પૂરાં પાડી શકાય. આ રૂ. ૩૦૦૦) ની મદદ ચરોતર એજ્યુકેશન સોસાયટી, દાદાભાઇ નવરોજજી યાદગીરી મંડળ, અને વર્તમાનપત્રો અને માસિકોના માલીકોની સહાનુભૂતિથી મળી રહે એવી યોજના થઇ છે. સોસાયટી હાલની તેની બીજી જવાબદારીઓ સાથે આ નવી આર્થિક જવાબદારી કાયમને માટે ઉપાડી ન જ શકે. માટે સોસાયટીની લોનફંડની યોજનાને જેવી રીતે ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ૦ નામનું સ્વતંત્ર મંડળ સ્થાપીને અપનાવી લેવામાં આવી છે, તેવી જ રીતે સોસાયટીની ચરોતર પ્રદેશ પૂરતી પુસ્તકાલય પ્રવૃત્તિની આ યોજનાને ચરોતર પુસ્તકાલય મંડળ નામનું બીજું સ્વતંત્ર મંડળ સ્થાપીને અપનાવી લેવા નક્કી કર્યું છે. જેથી આ મંડળ સ્થપાતાં તેના મંત્રીઓ અને અન્ય કાર્યવાહકો સરકાર, જીલ્લા લોકલ બોર્ડ, અને સખી સદ્‌ગૃહસ્થો પાસેથી ઉદાર મદદો મેળવશે, અને ચરોતર પ્રદેશનું એક પણ શાળાવાળું ગામ વાચનાલય અને ફરતું પુસ્તકાલય વા સ્થાયી પુસ્તકાલય વિના ન રહે તે માટે બનતા બધા જ પ્રયત્નો કર્યા કરશે. નવીન સ્થપાનાર ચરોતર પુસ્તકાલય મંડળના નિયમો અત્રે પ્રગટ કરવામાં આવતા નથી. પરંતુ ચરોતર એજ્યુકેશન સોસાયટી, ચરોતર વિદ્યાર્થી સ. સ. મંડળ લિ૦ને જેમ ચરોતર પ્રદેશના દેશ પરદેશમાં વસતા ઉત્સાહી યુવકો અને અન્ય સજ્જનોએ અપનાવી લઇ જેમ ઉદાર સહાય આપી છે, તેવી જ સહાય ચરોતર પ્રદેશની સેવાની આ મારી ત્રીજી અને કદાચ છેલ્લી સાર્વજનિક યોજનાને સહાય મળશે જ એવી આશા સેવી રહ્યો છું.

વડોદરા,
તા. ૨૭-૧-૩૮

મોતીભાઇ ન. અમીન

# ચરોતર પ્રદેશની પુસ્તકાલય પ્રવૃત્તિનો ખ્યાલ

## નં. ૧—ગામો, શાળાઓ તથા પુસ્તકાલયોની તાલુકાવાર સંખ્યા

| મહાલોનાં નામ | ૪૦૦૦ ઉપરાંતની વસ્તીવાળાં ગામો | | | ૨૦૦૦ ઉપરાંતની વસ્તીવાળાં ગામો | | | ૧૦૦૦ ઉપરાંતની વસ્તીવાળાં ગામો | | | ૫૦૦ ઉપરાંતની વસ્તીવાળાં ગામો | | | ૫૦૦ થી ઓછી વસ્તીવાળાં ગામો | | | કુલ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ગામ | શાળા | પુસ્ત. પ્રવૃત્તિ | ગામ | શાળા | પુસ્ત. પ્રવૃત્તિ | ગામ | શાળા | પુસ્ત. પ્રવૃત્તિ | ગામ | શાળા | પુસ્ત. પ્રવૃત્તિ | ગામ | શાળા | પુસ્ત. પ્રવૃત્તિ | ગામ | શાળા | પુસ્ત. પ્રવૃત્તિ |
| **બ્રિટિશ રાજ્યઃ ખેડા જીલ્લો** | | | | | | | | | | | | | | | | | | |
| આણંદ | ૯ | ૯ | ૯ | ૧૬ | ૧૬ | ૧૩ | ૧૭ | ૧૭ | ૧૦ | ૨૧ | ૨૦ | ૫ | ૧૨ | ૩ | ૧ | ૭૫ | ૬૫ | ૩૮ |
| બોરસદ | ૪ | ૪ | ૪ | ૧૫ | ૧૪ | ૯ | ૩૫ | ૩૩ | ૧૯ | ૨૭ | ૨૧ | ૧૨ | ૭ | ૪ | ૨ | ૮૮ | ૭૬ | ૪૬ |
| નડીયાદ | ૩ | ૩ | ૩ | ૧૦ | ૧૦ | ૭ | ૨૯ | ૨૯ | ૧૧ | ૨૯ | ૧૫ | ૫ | ૨૦ | ૪ | ૧ | ૯૧ | ૬૧ | ૨૭ |
| માતર | — | — | — | ૪ | ૪ | ૩ | ૧૫ | ૧૫ | [illegible] | ૨૨ | ૧૪ | ૪ | ૪૦ | ૩ | ૧ | ૮૧ | ૩૬ | ૧૮ |
| કપડવંજ | ૩ | ૩ | ૩ | ૬ | ૬ | ૪ | ૧૧ | ૭ | ૨ | ૩૧ | ૮ | ૩ | ૩૧ | ૪ | ૨ | ૮૨ | ૨૮ | ૧૪ |
| મહેમદાવાદ | ૨ | ૨ | ૧ | ૬ | ૬ | ૫ | ૧૮ | ૧૪ | ૪ | ૧૭ | ૧૧ | ૨ | ૧૭ | ૨ | — | ૬૦ | ૩૫ | ૧૨ |
| ઠાસરા | ૨ | ૨ | ૧ | ૩ | ૩ | ૨ | ૧૬ | ૧૨ | ૩ | ૨૭ | ૧૫ | ૩ | ૪૯ | ૭ | — | ૯૭ | ૩૯ | ૯ |
| કુલ | ૨૩ | ૨૩ | ૨૧ | ૬૦ | ૫૯ | ૪૩ | ૧૪૧ | ૧૨૭ | ૫૯ | ૧૭૪ | ૧૦૪ | ૩૪ | ૧૭૬ | ૨૭ | ૭ | ૫૭૪ | ૩૪૦ | ૧૬૪ |
| **વડોદરા રાજ્યઃ પેટલાદ અને ભાદરણ મહાલ** | | | | | | | | | | | | | | | | | | |
| પેટલાદ | ૮ | ૮ | ૮ | ૧૨ | ૧૨ | ૧૨ | ૨૪ | ૨૩ | ૨૩ | ૧૭ | ૧૭ | ૧૭ | ૧૨ | ૧૧ | ૧૧ | ૭૩ | ૭૧ | ૭૧ |
| ભાદરણ | ૧ | ૧ | ૧ | ૯ | ૯ | ૯ | ૧૩ | ૧૨ | ૧૨ | ૫ | ૪ | ૩ | ૩ | ૧ | ૧ | ૩૧ | ૨૬ | ૨૬ |
| કુલ | ૯ | ૯ | ૯ | ૨૧ | ૨૧ | ૨૧ | ૩૭ | ૩૫ | ૩૫ | ૨૨ | ૨૧ | ૨૦ | ૧૫ | ૧૨ | ૧૨ | ૧૦૪ | ૯૭ | ૯૭ |
| **ખંભાત રાજ્ય :** | | | | | | | | | | | | | | | | | | |
| ખંભાત | ૨ | ૨ | ૨ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૫૦ | ૪૭ | — | ૨૯ | — | — | ૮૪ | ૫૨ | ૫ |
| કુલ એકંદર | ૩૪ | ૩૪ | ૩૨ | ૮૨ | ૮૧ | ૬૫ | ૧૮૦ | ૧૬૪ | ૯૬ | ૨૪૬ | ૧૭૨ | ૫૪ | ૨૨૦ | ૩૯ | ૧૯ | ૭૬૨ | ૪૮૯ | ૨૬૬ |

# ચરોતર પ્રદેશની પુસ્તકાલય પ્રવૃત્તિનો ખ્યાલ

## નં. ૨ તાલુકાવાર વિવિધ માહિતી

| મહાલનું નામ. | કુલ ગામ. | શાળાવાળાં ગામ. | પુસ્તકાલય પ્રવૃત્તિ. | | | | સ્વતંત્ર મકાન વાળાં પુસ્તકાલય | ગ્રા. વ. સો. માં રજીસ્ટર્ડ થએલાં પુસ્તકાલય. | ખેડા જીલ્લા લોકલબોર્ડનાં ફરતાં પુસ્તકાલયનાં કેન્દ્ર. | પુસ્તકાલય પ્રવૃત્તિ વિનાનાં ગામ. | શાળાવાળાં પુસ્તકાલય પ્રવૃત્તિ વિનાનાં ગામ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | દા. ન. વાંચનાલય. | | સ્વતંત્ર પુસ્તકાલય | કુલ. | | | | | |
| | | | વાંચનાલય | પુસ્તકાલય સાથે. | | | | | | | |
| **બ્રિટિશ રાજ્ય : ખેડા જીલ્લો.** | | | | | | | | | | | |
| આણંદ | ૭૫ | ૬૫ | ૩૨ | ૫ | ૧૧ | ૩૮ | ૬ | ૫ | ૭ | ૩૭ | ૨૭ |
| બોરસદ. | ૮૮ | ૭૬ | ૩૧ | ૫ | ૧૦ | ૪૬ | ૬ | ૯ | ૭ | ૪૨ | ૩૦ |
| નડીઆદ | ૯૧ | ૬૧ | ૧૮ | ૪ | ૫ | ૨૭ | ૩ | ૫ | ૭ | ૬૪ | ૩૪ |
| માતર | ૮૧ | ૩૬ | ૧૪ | — | ૪ | ૧૮ | — | ૩ | ૫ | ૬૩ | ૧૮ |
| કપડવંજ | ૮૨ | ૨૮ | ૧૧ | ૨ | ૧ | ૧૪ | — | — | ૫ | ૬૮ | ૧૪ |
| મહેમદાવાદ | ૬૦ | ૩૫ | ૧૦ | ૧ | ૧ | ૧૨ | ૧ | ૨ | ૫ | ૪૮ | ૨૩ |
| ઠાસરા | ૯૭ | ૩૯ | ૬ | ૨ | ૧ | ૯ | ૧ | ૧ | ૪ | ૮૮ | ૩૦ |
| કુલ | ૫૭૪ | ૩૪૦ | ૧૧૨ | ૧૯ | ૩૩ | ૧૬૪ | ૧૭ | ૨૫ | ૪૦ | ૪૧૦ | ૧૭૬ |
| **વડોદરા રાજ્ય : ૧ પેટલાદ મહાલ ૨ ભાદરણ મહાલ.** | | | | | | | | | | | |
| પેટલાદ | ૭૩ | ૭૧ | — | — | ૭૧ | ૭૧ | ૧૮ | ૩૮ | — | ૨ | — |
| ભાદરણ | ૩૧ | ૨૭ | — | — | ૨૬ | ૨૬ | ૭ | ૧૮ | — | ૩ | ૧ |
| કુલ | ૧૪૦ | ૮૯ | — | — | ૯૭ | ૯૭ | ૨૫ | ૫૬ | — | ૫ | ૧ |
| **ખંભાત રાજ્ય :** | | | | | | | | | | | |
| ખંભાત | ૮૪ | ૫૨ | ૩ | — | ૨ | ૫ | ૨ | ૨ | — | ૭૯ | ૪૭ |
| કુલ એકંદર | ૭૯૮ | ૪૮૧ | ૧૧૫ | ૧૯ | ૧૩૨ | ૨૬૬ | ૪૪ | ૮૩ | ૪૦ | ૪૯૪ | ૨૨૪ |

વડોદરા અને ઈંગ્લંડની ગ્રામ પુ. પ્રવૃત્તિ સંબંધમાં

# મી. ઇ. સૉલ્ટર ડેવિસનું પ્રવચન

ધી ન્યુ એજ્યુકેશન ફેલોશિપનું પ્રતિનિધિ મંડળ જાનેવારી માસમાં વડોદરાની મુલાકાતે આવેલું અને તેના વિદ્વાન સભ્યોનાં વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનો વડોદરા કૉલેજના હૉલમાં ગોઠવાયલાં. એ વ્યાખ્યાનોનો સાર જે તે વખતના સાપ્તાહિક દૈનિકોમાં છપાઇ ચૂકયો છે, ને તે જીજ્ઞાસુઓએ વાંચી પણ લીધો હશે જ.

તા. ૧૨–૧–૩૮ ના રોજ આ પ્રતિનિધિ મંડળના સભ્યો રાજ્ય વિદ્યાધિકારી મે. રા. રા. ભાટે સાહેબ તથા પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રીમાન વાકનીસ સાહેબ સાથે વડોદરા નજીકના છાણી વગેરે બેએક ગામોની શાળા તેમજ પુસ્તકાલય સંસ્થા જોવાને ગયેલા ને ત્યાંની પ્રવૃત્તિ ને કામગીરી જોઇ જાણી વડોદરા રાજ્યની ગ્રામ પુસ્તકાલય તેમ ફરતા પુસ્તકાલય પ્રવૃત્તિ પરત્વે સંતોષ પ્રદર્શિત કર્યો હતો. તેજ દિવસે સાંજરે પ્રતિનિધિ મંડળના સભ્યો સેન્ટ્રલ લાઇબ્રેરીની મુલાકાતે આવ્યા હતા અને મકાનની અદ્યતન રચના, પુસ્તકોની ગોઠવણ તથા આપલે પદ્ધતિનું બારીક અવલોકન કરી પ્રતિનિધિ મંડળ તરફે પ્રમુખ મી. ક્રિલિયાકસે સાભાર સંતોષ પ્રદર્શિત કરતાં જણાવ્યું હતું કે " એમના પોતાના દેશ ઇન્ગ્લેંડમાં વડોદરાની સેન્ટ્રલ લાયબ્રેરી પ્રવૃત્તિ જેવું નથી, અને તેમાંય એના બાલ પુસ્તકાલય વિભાગની તો તેમનાં મન પર ઉંડી છાપ પડી છે. "

પ્રતિનિધિ મંડળના સભ્યોમાં વિલાયતના પુસ્તકાલય મંડળ ( બ્રિટિશ લાઇબ્રેરી એસોશિએશન )ના માજી પ્રમુખ મી. ઇ. સોલ્ટર ડેવિસ પણ હતા. તેમની સાથે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના સભ્યોની મુલાકાત ગોઠવી પરસ્પર વિચારોની આપલે કરવાની યોજના શ્રી. વાકનીસ સાહેબે કરી હતી. તે મુજબ સેન્ટ્રલ લાયબ્રેરીનું નિરીક્ષણ કાર્ય પતતાં, પ્રતિનિધિ મંડળના અન્ય સભ્યો વિદાય થઇ ગયા બાદ ક્યુરેટર સાહેબે રાજ્ય પુ. મંડળના પ્રમુખ રા. બ. ગોવિંદભાઇ દેસાઇ, મંત્રી રા. મોતીભાઇ અમીન વગેરે રાજ્ય પુસ્તકાલય મંડળના સભ્યો તથા મિ. ડેવિસ અને તેમનાં ધર્મપત્નીની પરસ્પર પીછાન કરાવી હતી. ત્યારબાદ સેન્ટ્રલ લાઇબ્રેરીના મહેકમ તેમજ રાજ્ય પુ. મંડળના સભ્યોની બનેલી નાની મિજલસ સમક્ષ રાજ્ય પુ. મંડળના પ્રમુખે વડોદરા રાજ્ય પુ. મંડળના કાર્યની રૂપરેખા વર્ણવી બતાવ્યા બાદ મી. ડેવીસને બ્રિટિશ લાયબ્રેરી એસોશિએશન તરફે કંઇક કહેવાની વિજ્ઞપ્તિ ક્યુરેટર સાહેબે કરતાં તેમણે જે પ્રેરણાત્મક પ્રવચન કર્યું તેનો સાર ભાગ નીચે પ્રમાણેઃ

" આવી મિજલસોમાં મેમાન થઇ આવેલ ગૃહસ્થને બોલવાની ફરજ પડતાં તે ' આ મિજલસમાં ભાગ લેતાં પોતાને બહુ આનંદ થાય છે ' એવા શબ્દોથી શરૂઆત કરે છે. એવો શિરસ્તો છે. હું પણ એજ શબ્દોથી શરૂ કરૂં છું; પરંતુ

આજના મારા એ ઉદ્‌ગારો માત્ર શિરસ્તાગત નથી પણ હૃદયગત છે. તમારા આ અદ્યતન ઢબના પુસ્તકાલય તેમજ પુસ્તકાલય પ્રવૃત્તિ વિષે આજ અમે જે જોયું છે ને જાણ્યું છે તેથી અમને ખરેખર ખૂબ જ આનંદ થયો છે. ઇન્ગ્લેન્ડમાં અમે લોકોએ વડોદરાની પુસ્તકાલય પ્રવૃત્તિ વિષે બહુ બહુ સાંભળેલું. આજે તે પ્રત્યક્ષ નિહાળતાં વડોદરાએ એ બાબતમાં મેળવેલી કીર્તિ સાવ સાચી છે એવી અમારી ખાત્રી થઇ છે. વડોદરા સંસ્થાને હિંદુસ્તાનમાં નિદાન આ બાબતમાં સુંદર દાખલો બેસાડયો છે. વડોદરાની પ્રજા એને માટે ખરેખર મગરૂબી ધરાવી શકે. આજે સવારે અમે તમારા ક્યુરેટર મી. વાકનીસની સોબતમાં તમારી ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિનું અવલોકન કરવાની તક લીધી હતી. અમે છાણીનું તેમજ એક બીજી જગો કે જેનો નામોચ્ચાર કરવાને હું અશકત છું ( સાંકરદા ), એ બે ગામોની મુલાકાત લીધી હતી. એ બન્ને સ્થળની કામગીરી જોઇ અમે બહુ જ ખુશી થયાં છીએ. શાળાના સમય દરમ્યાન બાળકોને વાચનનું સાધન પૂરૂં પાડવું એ બહુ ડહાપણભર્યું છે. ગ્રામ પુસ્તકાલયો શાળાના સમય બહાર પણ અભ્યાસ ચાલુ રાખવાની સગવડ પૂરી પાડે છે. ઑસ્ટ્રેલિયા, ન્યુ ઝીલાંડ વગેરેમાં ફરીને અમે હિંદ આવ્યાં છીએ. હિંદમાં પણ આ પહેલાં કેટલેક સ્થળે ફર્યાં છીએ. પરંતુ એમાં કયાંય વડોદરા જેવી વ્યવસ્થિત પુસ્તકાલય પ્રવૃત્તિ અમારા જોવામાં આવી નથી. સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિના ક્ષેત્રમાં તમારે ત્યાં જે કાર્ય થઇ રહ્યું છે તે બદલ હું તમોને, તમારા રાજ્યને તથા શ્રીમંત ગાયકવાડ નરેશને અંતઃકરણપૂર્વક અભિનંદન આપું છું.

શ્રીમંત ગાયકવાડ નરેશને લંડનમાં એક ખાણાના પ્રસંગ પર મળવાનું સદ્‌ભાગ્ય મને સાંપડયું હતું; તેમજ અમારી લાયબ્રેરી એસોશિએશનના માનદ ઉપપ્રમુખ તરીકે એઓશ્રીને સ્વીકારવાની દરખાસ્ત મૂકવાનું સદ્‌ભાગ્ય પણ મને મળ્યું હતું. હિંદની સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિના પુરસ્કર્તા તરીકે તેઓશ્રીની કીર્તિ બીલકુલ યથાર્થ છે કેળવણી તેમજ પુસ્તકાલય પ્રવૃત્તિની બાબતમાં વડોદરાની ખ્યાતિ પુષ્કળ છે. પુસ્તકાલય એ કેળવણીનું-લોક શિક્ષણનું ઉત્તમ પ્રકારનું સાધન છે. પુસ્તકાલય પ્રવૃત્તિવિહોણી કોઇ પણ શિક્ષણપ્રણાલિ અધૂરી જ ગણાય, તેમ સારા પુસ્તકાલયની સગવડ વિનાની કોઇ પણ શાળા ય અધૂરી ગણાયઃ બલ્કે તેને ખરેખરી શાળા ગણી શકાય જ નહિ. શાળાનું પુસ્તકાલય તો શાળાની હરેક જાતની પ્રવૃત્તિનું ધામ બની રહે. પુસ્તકાલય એ તો પુખ્ત વયનાં માણસોની કેળવણીનું પણ સાધન છેઃ આ કથનમાં લેશ પણ અતિશયોકિત ન સમજશો. નિશાળેથી ઉઠી ગયા બાદ છોકરા છોકરીઓ પોતાના વ્યવહારૂ જીવનમાં ઉપસ્થિત થતી મુશ્કેલીઓ અને ગુંચવણોનો ઉકેલ પુસ્તકાલય દ્વારા જ મેળવી શકે. જ્યાં એ ઉપયોગી સાધન પ્રાપ્ત નથી હોતું ત્યાંની વસ્તીના પ્રાથમિક કેળવણીના સંસ્કાર પણ રફતે રફતે ભુંસાઇ જાય છે અને પુનઃ અભણતા પ્રવર્તે છે. વડોદરાની રૈયતને આ ઉપકારક સાધન મળવા બદલ અભિનંદન આપું છું. પુસ્તકાલય પ્રવૃત્તિની બાબતમાં રાજ્ય પુસ્તકાલય ખાતા સાથે રહીને કામ કરવા બદલ તમારા પુસ્તકાલય મંડળને પણ અભિનંદું છું; અને આશા રાખું

છું કે ઉભયનો એ સહકાર એવો ને એવો ચાલુ રહી તમો આ ઉપકારક પ્રવૃત્તિનું ઉત્તમ ફળ મેળવવાને ભાગ્યશાળી બનશો. ”

ઇંગ્લંડની પુસ્તકાલય પ્રવૃત્તિ વિષે બોલતાં મી. ડેવિસે જણાવ્યું કે “ ઇંગ્લંડની અર્વાચીન પુસ્તકાલય પ્રવૃત્તિ સોએક વર્ષ પર શરૂ થયેલી ગણાય. શરૂ શરૂમાં તો એનો પારાવાર વિરોધ થયો હતો. જમીનદાર, શાહુકાર વગેરે ઉપલા થરના લોકો એમ કહીને તીવ્ર વિરોધ કરતા હતા કે મજૂરવર્ગને ભણવાની ને વાંચવાની લત લગાડશે તો તેઓ ફાટી જશે ને કામ બરાબર નહિ આપે. એ વિરોધનો સફળતાપૂર્વક સામનો કરનાર પહેલો નર જહોન બ્રાઇટ હતો. એના પ્રયાસથી અંતે પાર્લામેન્ટમાં પુસ્તકાલય કાનુન ( લાઇબ્રેરી ઍક્ટ ) પસાર થયો. છતાં એનો અમલ તો શહેરો પૂરતો જ મર્યાદિત રહ્યોઃ ગ્રામ્ય વસ્તી તો ૧૮૯૪ ની સાલ સુધી એના લાભથી સાવ વંચિત રહેલી. અમે અંગ્રેજો ગ્રામ્ય પુસ્તકાલય પ્રવૃત્તિને અપનાવવાને એન્ડ્રયુ કાર્નેગી ટ્રસ્ટ ફંડના એક અહેવાલ પરથી પ્રેરાયા. કાર્નેગી ફંડના ટ્રસ્ટીઓ શહેરોનો પ્રશ્ન હાથ નથી ધરતા પણ ગામડાંઓનો પ્રશ્ન હાથ ધરે છે. તદનુસાર ઇંગ્લાંડ, સ્કૉટલેન્ડ, અને વેલ્સની ગ્રામ્યવસ્તીને કલ્યાણકારી પુસ્તકાલય પ્રવૃત્તિનો લાભ મળવાની વ્યવસ્થા થઇ. પરગણાની પુ. પ્રવૃત્તિ ( કાઉન્ટી સર્વિસીઝ ) અસ્તિત્વમાં આવી. અમારે ત્યાં આવી પરગણા પુ. પ્રવૃત્તિનું જ તત્ત્વ વિશેષ છે; તમારે ત્યાં છે તેમ સ્થાનિક પુસ્તકાલયોનું એટલું નહિ. એકંદર ૬૩ કાઉન્ટીઓમાંથી માત્ર ૩ કાઉન્ટી જ પરગણા પુ. પ્રવૃત્તિથી વંચિત છેઃ બાકીની ૬૦ કાઉન્ટીઓમાં ગ્રામ્ય વસ્તી માટે સુંદર વ્યવસ્થા છે. ઉદાહરણ તરીકે મારી કેન્ટ કાઉન્ટીમાં તાજાં પ્રકાશનોથી ભરેલી બે મોટરવાનો નિયમિત રીતે ગામોગામ ફરે છે. તે દરેકમાં ૨૦૦૦ વિવિધ વિષયનાં પુસ્તકો હોય છે. ગ્રામ વસ્તીના લાભાર્થે પુસ્તકોનો નવો જથો સોંપીને જુનો જથો તે પાછો લઇ જાય છે. આ મોટરવાનો આખા પરગણામાં નક્કી કરેલા દિવસોએ ને સ્થળોએ નિયમિત ફરે છે ને ગ્રામ વસ્તીને તાજી વાચનસામગ્રી પૂરી પાડે છે. કેન્ટની માફક જ ઇંગ્લાંડ, સ્કૉટલેંડ ને વેલ્સની બધી કાઉન્ટીઓમાં વ્યવસ્થા છે. વસ્તુતઃ અમારે ત્યાં પરગણા પુસ્તકાલય પ્રવૃત્તિની જાળગુંથણી છે. એમની વચ્ચે પરસ્પર સહકાર પણ છે. એ સહકારને પરિણામે લંડનમાં રાષ્ટ્રીય મધ્યવર્તી પુસ્તકાલય ( નેશનલ સેન્ટ્રલ લાયબ્રેરી ) જેવી સંસ્થા અસ્તિત્વમાં આવી છે. એનો સંબંધ દુનિયાનાં મોટાં મોટાં પુસ્તકાલયો સાથે પણ છે. એટલે કોઇપણ વાચકને કોઇપણ વિષયનું કોઇપણ ભાષાનું ગમે તેવું મોંઘું પુસ્તક જોઇતું હોય તો તે પણ આ રાષ્ટ્રીય પુસ્તકાલય મારફત ઘેર બેઠાં મેળવી શકાય છે. આ સંસ્થાનું કામ જ પુસ્તકો મેળવી પૂરાં પાડવાનું છે. પોતાના જથામાં હોય તો તેમાંથી નહિ તો દેશના કે પરદેશના કોઇપણ પુસ્તકાલયમાંથી પ્રાપ્ત કરીને તે ઘેર બેઠાં ટપાલ રસ્તે પુસ્તક મોકલી આપે છે. મોકલવાનો ખર્ચ પણ તેજ ભોગવી લે છે. પુસ્તક પરત કરતી વખતનો ખર્ચ જ માત્ર વાચકને ઉઠાવવાનો રહે છે. અમારે ત્યાંના પુસ્તકાલયો પરસ્પર સંકળાયેલાં છે ને તેમની પુસ્તક યાદીઓ કેટલોગ રૂપે વખતોવખત છપાતી રહે છે તેથી જ આ યોજના સફળ તેમ શક્ય બની છે. પુસ્તકાલય પ્રવૃત્તિની કોઇપણ યોજનામાં તાજાં પુસ્તકોનો પ્રવાહ સતત વહેતો રહેવાની આવશ્યકતા છે.

પુસ્તકાલય પ્રવૃત્તિની કોઇપણ સંસ્થાએ ગંધાતું ખાબોચિયું નહિ પણ વહેતું ઝરણું બની રહેવું જોઇએ. રાષ્ટ્રીય મધ્યવર્તી પુસ્તકાલય એ અમારો અખૂટ ભંડાર છે કે જેમાંથી અમે તાજો પ્રવાહ એકધારો મેળવી શકીએ છીએ. ઇંગ્લાંડમાં કાઉન્ટી લાઇબ્રેરીની પ્રવૃત્તિ જેટલી સફળ નીવડી છે એટલી અન્ય કોઇ પ્રવૃત્તિ નીવડી નથી. અમારે ત્યાં મોટરવાનની યોજના સફળ નીવડી છે તેનું કારણ એ પણ છે કે અમારે ત્યાં રસ્તાઓ અને સડકોની અનુકૂળતા છે, અમારાં ગામડાં બહુ વિખરાયલાં નથી, તેમ વાહન-વ્યવહારની કે માલને ખસેડવા કરવાની પણ મુશ્કેલીઓ નથી. આ બધી જ બાબતોમાં તમારે ત્યાંની પરિસ્થિતિ પ્રતિકૂળ છે. છતાં પણ તમારા વડોદરા રાજ્યે ફરતા પુસ્તકાલય પ્રવૃત્તિની યોજના દ્વારા આ પ્રશ્નને સફળ રીતે ઉકેલ્યો છે. તમારી ફરતા પુસ્તકાલયની યોજના મને ખૂબ જ ગમી છે. અમારે ત્યાં પણ એ દાખલ કરવા જેવી લાગી છે. ફરતા પુસ્તકાલયની યોજના બાબતમાં તેમ જ એકંદરે પુસ્તકાલય પ્રવૃત્તિની બાબતમાં વડોદરાએ સમગ્ર હિંદુસ્તાનને સાચેજ સુંદર દૃષ્ટાંત પૂરૂં પાડ્યું છે. એને માટે વડોદરાના ગાયકવાડને તેમજ તમો બધાંને હું ફરીથી ધન્યવાદ આપું છું. "

ઉપરની મતલબનું મી. ડેવિસનું વક્તવ્ય ખલાસ થતાં રાજ્ય પુ૦ મંડળના પ્રમુખ રાવબહાદુર ગોવિંદભાઇ હા. દેસાઇએ વક્તાનો આભાર માનતાં જણાવ્યું કે " અમારા પ્રજાવત્સલ મહારાજા સાહેબે એન્ડ્રયુ કાર્નેગીના દેશમાંથી સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિનાં બીજ આયાત કર્યાં છે ને વડોદરાની ફળદ્રુપ જમીનમાં વાવ્યાં છે. એકે એક ગામમાં પુસ્તકાલય સ્થાપન કરવું એ સિદ્ધાંત શ્રીમંત ગાયકવાડ સરકારે સ્વીકારેલો છે. એ સિદ્ધાન્તના પરિપાલન અર્થે અમારૂં પુસ્તકાલય મંડળ જીગરપૂર્વક કોશિષ કરે છે. અમારો માર્ગ સરળ નથી. અમારે અનેક મુશ્કેલીઓમાંથી પસાર થવાનું છે. છતાં અમે નાસીપાસી સેવતા નથી. આમવર્ગની પુસ્તકાલય વૃત્તિને અમારે જાગૃત કરવાની છે અને તેને માટે અમે વિવિધ રીતે મથીએ છીએ. અમે તો માત્ર તમારા પગલે ચાલીએ છીએઃ બીજી કોઇ વખત તમારૂં આવવું થશે ત્યારે આજના કરતાં વધારે પ્રગતિ બતાવવા શકિતમાન થઇશું એવી ઉમેદ રાખીએ છીએ. "

છેવટે ફુલહાર થઇ મિજલસ વિસર્જન થઇ હતી.

ના. નં. ચોકસી.



મનુષ્ય પોતે જે જાતની સોબત સેવતો હોય છે, તેના પરથી પિછાનાય છે; એટલુંજ નહિ પંણ તેના સોબતીઓની અસર તેના જીવન પર મસમોટા પ્રમાણમાં પડતી હોવાથી તેનું જીવન કાં તો વિકસે છે કે પછી કથળે છે. આપણે જે કંઇ શીખીએ છીએ અને આપણે જેવા હોઇએ છીએ, તેનો મોટો ભાગ તો આપણી આજુબાજુની પરિસ્થિતિમાંથી અજાણતાં આપણા જીવનમાં ઉતરેલો હોય છે.

—વિલિયમ. આર. ઇસ્ટમેન.

# નિરક્ષરતા સામે મોરચા

[ હાલમાં જ ઇંગ્લાંડથી ન્યુ એજ્યુકેશન ફેલોશીપના પ્રતિનિધિ તરીકે હિંદુસ્તાનમાં આવી ગયેલા પ્રતિનિધિ મંડળમાંના પ્રોફેસર પાઓરી બોવેએ તા. ૯-૧-૩૮ ને રવિવારના રોજ શિક્ષકો સમક્ષ માનનીય શ્રીયુત બી. જી. ખેર મુંબાઇ ઇલાકાના મુખ્ય પ્રધાનના અધ્યક્ષપણા નીચે ' નિરક્ષરતા સામે મોરચા ' એ વિષય પર વિદ્વત્તાપૂર્ણ અને અનુભવપૂર્ણ મનનીય ભાષણ સર કાવસજી જહાંગીર હોલમાં આપ્યું હતું. તે ગ્રામોદ્ધારની આધુનિક પ્રવૃત્તિ માટે ખાસ જરૂરનું અને માર્ગદર્શક હોવાથી અંગ્રેજી ભાષાથી અનભિજ્ઞ નાગરિકો માટે અત્રે તેનો સાર ગુજરાતીમાં આપવામાં આવ્યો છે. આશા છે કે વિદ્વાનો, લોકનેતાઓ, અધ્યાપકો વગેરે સામાજિક કેળવણીમાં રસ લેનારાઓ વાંચી સમજી, મનન કરી તેનો યોગ્ય ઉપયોગ પોતાના કાર્યના ફકેલમાં કરશે તો લીધેલો શ્રમ સફળ થયો ગણાશે. —ના. ચં. દીવાનજી ]

અધ્યાપક બોવેના મત પ્રમાણે નિરક્ષરતા સામેના યુદ્ધને બે બાજુઓ છે. ( ૧ ) ફરજિયાત પ્રાથમિક કેળવણી દ્વારા બાળકોમાંથી અને ( ૨ ) પુખ્ત વયનાં મનુષ્યોમાંથી, નિરક્ષરતા ટાળવી. સંકુચિત દૃષ્ટિએ જોઇએ તો અક્ષરજ્ઞાન એ કેળવણી નથી. ઉચ્ચ જ્ઞાનવાળા અને ખરેખરાં સંસ્કારવાળાં એવાં ઘણાં મનુષ્યો છે કે જેમને વાંચતાં લખતાં બિલકુલ આવડતું નથી. લખવા, વાંચવા તથા બોલી જવાનું જ્ઞાન એટલે કે અક્ષરજ્ઞાન એ કાંઇ કેળવણી નહિ પરંતુ ઉચ્ચ શિક્ષણ અને સંસ્કૃતિ મેળવવાનું શક્તિશાળી હથિઆર.

## પરદેશોમાંની લડત

એ પછી વ્યાખ્યાનકારે નિરક્ષરતા સામેના યુદ્ધની રૂશિયા, સ્પેન, મેકિસકો, તુર્કી અને અન્ય દેશોની પદ્ધતિ વર્ણવી હતી, અને એ દેશોમાં આવેલાં જાણવાલાયક પરિણામો પણ જણાવ્યાં હતાં. જુજ સમયમાં અને થોડા ખર્ચે એક વ્યક્તિને અક્ષરજ્ઞાન શિખવવાનું શી રીતે બની શકે, તથા એ શીખેલી વ્યક્તિઓને માટે તેમની જરૂરીઆતો અને માનસિક શક્તિઓને અનુકૂળ પુસ્તકો તથા વર્તમાનપત્રો દ્વારા તેઓ ભણેલું ભૂલી ના જાય તે માટે વાચનનાં સાધનો પૂરાં પાડવા કેવી તજવીજો થઇ છે તે પણ તેમણે જણાવ્યું હતું.

ત્યારપછી પ્રોફેસર બોવેએ પશ્ચિમના દેશોના નિરક્ષરતા સામેના યુદ્ધના ત્રણ મહાન ઉદ્દેશો સંબંધી વિવેચન કર્યું હતું. આમાંનો ૧૬ મી સદીનો પ્રાધાન્ય સૂર એવો ધાર્મિક ઉદ્દેશ હતો. ધાર્મિક અને આધ્યાત્મિક પ્રેરણાઓનું મૂળ શોધી કાઢવાની ઉત્સુકતાથી લોકો વાંચતા લખતા શીખવા માગતા હતા. બીજો નાગરિક ઉદ્દેશ, અઢારમી સદીમાં પૂર બહારમાં હતો. એ સમયે, સમાનતા, નાગરિકત્વના હકો અને રાજકીય સ્વાતંત્ર્યના વિચારો લોકોને કેળવણી મેળવવા પ્રેરતા હતા. તેજ પ્રમાણે વીસમી સદીનો પ્રચલિત પ્રધાન સૂર એવો આર્થિક ઉદ્દેશ, પોતાની માગણીઓ વ્યવસ્થિત રીતે રજુ કરવા અને સંઘબળથી તેનો સ્વીકાર. કરવાનો હોવાથી લોકો શીખવા તૈયાર હતા. એમના પોતાના મત પ્રમાણે, હિંદુસ્તાનની આ લડતમાં આ ત્રણે ઉદ્દેશો હાલમાં પ્રચલિત છે.

" પ્રજાસત્તાકવાદ અને શિક્ષણ, તથા પ્રજાસત્તાકવાદ અને અક્ષરજ્ઞાન " આ બન્ને એક બીજા સાથે નિકટનો સબંધ ધરાવે છે. તવારીખમાં જોઇશું તો આપણને જણાશે કે રાજકીય સ્વતંત્રતાના તબક્કા દર્શાવતા સમયોમાં જ કેળવણીની મહાન પ્રગતિ થએલી જણાશે. હિંદુસ્તાનમાં ઇ. સ. ૧૯૩૭ નું વર્ષ માત્ર પ્રજાસત્તાકવાદની તવારીખમાં જ નહિ પરંતુ કેળવણીની તવારીખમાં પણ મહાન ગણાશે.

## પુખ્ત વયનાંની કેળવણી.

પુખ્ત વયનાંની કેળવણી સંબંધી વિવેચન કરતાં પ્રોફેસર બોવેએ જણાવ્યું કે આ વિષયના પ્રથમ પાઠ તરીકે આપણે જાણવું જોઇએ કે લોકોને જે શીખવું હોય તેજ તેમને શીખવવું પરંતુ શિક્ષકો યોગ્ય ધારે તે તેમને શીખવવું નહિ. દરેક વર્ગ કે જાતના શિક્ષણ માટે આજ સૂત્ર હોવું જોઇએ. બીજા પાઠમાં આપણે અક્ષરજ્ઞાન અને કેળવણી એ વચ્ચેનો તફાવત સમજવો જોઇએ.

અંતમાં, તેમણે હાલમાં હિંદુસ્તાનમાં ચાલી રહેલા પુખ્ત વયનાંની કેળવણીના પ્રયોગો સંબંધી વિવેચન કરી એમ ઇચ્છ્યું કે એ પ્રયોગો એટલા બધા સફળ નીવડે કે અન્ય દેશોને તે પ્રેરણારૂપ થઇ પડે.

મુંબાઇ સરકારના મુખ્ય મંત્રી નામદાર શ્રીયુત બાળાસાહેબ ખેરે પ્રમુખ તરીકે ઉપસંહાર કરતાં, નિરક્ષરતા સામેના મોરચાના મહત્ત્વનો કાંઇક ખ્યાલ આપતાં જણાવ્યું કે ઇલાકાની કુલ વસ્તીના માત્ર ૧૦ ટકાજ ભણેલાં છે અને ૭૬ ટકા પુરૂષો અને ૯૬ ટકા સ્ત્રીઓ અભણ જણાયાં છે. શાળામાં જઇ શકે એવાં બાળકોમાંથી માત્ર ૩૭ ટકા છોકરાઓ અને ૧૪ ટકા છોકરીઓ નિશાળમાં ભણે છે. આ પ્રશ્નનો સંતોષકારક ઉકેલ લાવવાનું હાથ ધરવામાં આવ્યું છે.

## નવો મુસદ્દો.

કેળવણીનાં બે દ્રષ્ટિબિંદુઓ પ્રાથમિક અને પુખ્તવયનાંની કેળવણી વિષે બોલતાં ના. શ્રીયુત ખેરે જણાવ્યું કે પ્રાથમિક કેળવણીના સંબંધમાં સરકાર વર્ષો થયાં વિચાર કર્યાં કરે છે. પ્રાથમિક કેળવણીનો કાયદો છેક ઇ. સ. ૧૯૨૩ માં અમલમાં આવ્યો હતો. એટલે લગભગ ૧૪ વર્ષમાં તેની ખામીઓ તથા ઉણપો અનુભવથી જણાઇ આવી છે. આધુનિક જરૂરીઆતો અને પરિસ્થિતિને અનુકૂળ એવા સુધારા કરીને તે કાયદાને નવીન સ્વરૂપ આપવાનો પ્રશ્ન મુંબાઇ સરકાર વિચારી રહી છે. પુખ્તવયનાંની કેળવણીના સંબંધમાં પૂનાના ' અક્ષરજ્ઞાન સંઘ ' અને બીજાઓ તરફથી પ્રયોગો થઇ રહ્યા છે અને સરકાર પણ એ સંબંધમાં પ્રયત્નો કરી રહી છે. પુખ્તવયનાં મનુષ્યો ઘણાજ થોડા ખર્ચે ત્રણ માસથી પણ ઓછા સમયમાં વાંચતાં લખતાં અને બોલતાં શીખી શકે એવી એક પદ્ધતિ તેમણે ઉપજાવી કાઢી છે.

પરંતુ હજુ આપણે ઘણી મોટી મજલ કરવાની છે અને જો એકલી સરકાર ઉપરજ આધાર રાખી આપણે બેસી રહીએ તો ખરેખર આપણે હજુ ઘણો સમય રાહ જોવી પડશે. આ મહાન લડત લોકોએ ઉપાડી લેવી જોઇએ અને તેને માટે ઘણા મોટા લશ્કરની જરૂર છે. તેમણે એ લશ્કરમાં જોડાવા પ્રજાને આહ્વાન કર્યું હતું.

---

# સુભાષિતો

अज्ञेभ्यो ग्रन्थिनः श्रेष्ठा
ग्रन्थिभ्यो धारिणो वराः।
धारिभ्यो ज्ञानिनः श्रेष्ठा
ज्ञानिभ्यो व्यवसायिनः ॥

અર્થાત્—અભણુ કરતાં પુસ્તક વાંચનારાં શ્રેષ્ઠ છે; ગ્રંથોને ધારણ કરવાવાળાં વધુ શ્રેષ્ઠ છે; તેમાંથી જ્ઞાન પ્રાપ્ત કરેલાં વધુ પ્રશસ્ય છે; અને તે જ્ઞાનને વ્યવહારમાં મૂકનારા શ્રેષ્ઠતમ છે. —મનુ. અ. ૧૨ શ્લોક ૧૦૩.

૨. ઉત્તમ સાહિત્ય દ્વારા આપણે દેશ અને કાળની મર્યાદા તોડીને અનેક લોકો સાથે બુદ્ધિનો અને હૃદયનો, વિચારનો અને પ્રેરણાનો સંબંધ બાંધી શકીએ છીએ. —કાકા કાલેલકર.

૩. પુસ્તકોમાં હું ગુંથાયલો રહી શકતો તેથી મને બે માસ વધારે જેલ મળત, તો પણ હું કાયર થાત નહિ; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. એક પછી બીજું, એમ સારાં પુસ્તકો વાંચતાં વાંચતાં છેવટે આંતર–વિચાર પણ કરી શકાશે. —મહાત્મા ગાંધીજી.

૪. પુસ્તકો વાંચવાની આદત પ્રશંસનીય છે; પરંતુ જેઓ ઘણાં પુસ્તકો ઝપાટાબંધ વાંચી નાખે છે એમના પ્રત્યે હું આશંકાથી જોઉં છું. પુસ્તક જો વાંચવા જેવું હોય તો એને પૂરતા લક્ષ અને પૂરતી ચીવટથીજ વાંચવું જોઇએ.
( તવારીખની તેજછાયા ) —પં. જવાહરલાલ નહેરૂ.

૫ મિત્રો મેળવવા હમેશ સુલભ નથી હોતું; પરંતુ પુસ્તકો સંબંધી તેમ નથી. તમારી ઇચ્છા હોય તો પુસ્તકો દ્વારા તમે દરરોજ કેટલોક સમય દુનિયાના શ્રેષ્ઠ અને ડહાપણભર્યાં સ્ત્રીપુરુષોની સંગતિ મેળવી શકો. —જે. સી. ડાના.

૬. ખેડુત જેમ આખું ખેતર ખેડે છે પણ તે સાથે એક જગાએ ઉંડો કુવો કરે છે, તેજ પ્રમાણે માણસે જ્ઞાનના બધા વિષયોનો સ્પર્શ કરવો જોઇએ અને તે સાથે એક વિષયમાં ઉંડા ઉતરવું જોઇએ. —બાબુ ક્ષિતિમોહન સેન.

૭. પુસ્તકો રૂપી શિક્ષકોને જનતામાં ફરતા કરવાથી તોપો, યાન્ત્રિક સાધનો અને ધારાશાસ્ત્રીઓ કરતાં પણ વધારે સારાં પરિણામ નીપજાવી શકાય છે. —ડૉ. ડબલ્યુ. ઇ. ચેનિંગ.

૮. સાર્વજનિક પુસ્તકાલય એ પ્રજાની માલિકીની સહકારને ધોરણે ચાલતી અને દરેકે દરેક વ્યક્તિને વગર લવાજમે પુસ્તકો વાંચવા આપનારી સંસ્થા છે　　　　—હજીઅન.

૯. પુસ્તકાલય એ મનુષ્યનું સાચું અને સર્વદેશીય મનુષ્યત્વ ખીલવવા ઉપરાંત મનુષ્યને જગતના જ્ઞાનચોકમાં ઉભા રહેવાની તાકાત અને વીર્યબળ બક્ષનારૂં અજોડ ઔષધાલય છે.

( પુ. પ્રકાશકિરણ ૧૦ )　　　　—વૃજલાલ દ. મહેતા

૧૦. પુસ્તકાલયો વાંચવાની અભિરુચિ તૃપ્ત કરે છે અને સાથે સાથે અભિરુચિ ઉત્પન્ન પણ કરે છે; એટલે કે કાર્ય અને કારણ એમ ઉભય રૂપે લાભદાયી છે. એટલે દરેક શાળાને અંગે નાનું સરખું પણ પુસ્તકાલય હોય એ જરૂરનું છે.　　　　—લેડી વિદ્યાગૌરી નીલકંઠ.

૧૧. પુસ્તકાલય વગર પ્રાથમિક કેળવણી તો નિષ્ફળજ નીવડે. વળી, શાળાઓ અને પાઠશાળાઓ વિદ્યાર્થીને અમુક ભૂમિકાએ પહોંચાડયા પછી તેને સંઘરતી નથી, ત્યારે પુસ્તકાલય તો વિદ્યાર્થીની જીવનભરની પાઠશાળા છે.

—રમણલાલ વ. દેસાઇ.

૧૨. શાળાનો ઉમરો ઓળંગીને પુસ્તકાલયમાં પગ મૂકાય ત્યારેજ ફરજીયાત શિક્ષણનાં ખરાં સારાં ફળ આવે. પુસ્તકાલય જીવન પર્યંતની શાળા છે; શિક્ષણનું મોટામાં મોટું સાધન છે. લોકોને અક્ષરજ્ઞાન આપીને પછી તેના હથિયાર ન આપવાં એ તો ગંભીર ભૂલ છે, બલ્કે પાપ છે.

—સૌ. શારદા મ્હેતા, બી. એ.

૧૩. ગામડાંનાં ભોળાં માનવી હમેશાં દેવમંદિરે જઇ દેવદર્શન કરવાનું નથી ચૂકતાં: તેવીજ ભાવના તેમને પુસ્તકાલયમાં જઇને જ્ઞાન લેવાની તથા દેશના વિવિધ સમાચાર જાણવાની થાય, ત્યારે જ ગામડાંનું ભાવિ ઉજ્જવલ બનવા માંડયું છે, એમ સમજવું.

( પુ. પ્રકાશકિરણ ૨૩ )　　　　—વૃજલાલ દ. મહેતા.

૧૪. સંસ્કૃતિનો લેશમાત્ર પણ દાવો ધરાવનાર સુધરેલા ગણાતા દેશમાં લોકો સહેલાઇથી લાભ લઇ શકે એવાં સાર્વજનિક પુસ્તકાલયો નિભાવવાં એ રાજ્યની ફરજ છે.　　　　—ડૉ. મોતીસાગર.

૧૫. આમવર્ગને માટે સાર્વજનિક શિક્ષણનો પ્રબંધ કરવો એ રાજ્યની અગત્યની ફરજ છે. આ અનિવાર્ય ઉદ્દેશની સિદ્ધિ અર્થે ઉપયુક્ત રીતે ખર્ચાતી કોઇપણ રકમનો ઇન્કાર ન જ થવો જોઇએ. ઉલટું, જાહેરમતે તો 'નાણું જેટલું વધારે વિવેકપુરઃસર ખર્ચાય તેટલું દેશહિતની દૃષ્ટિએ સારૂં'—એ સિદ્ધાંતને પસંદગી આપવી જોઇએ. આમવર્ગની જ્ઞાનસંપન્નતા જેવો સોંઘો વીમો, રાષ્ટ્ર માટે અન્ય કોઇ જ નથી.　　　　—એન્ડ્રુ કાર્નેગી.

—⁂—

# ગુજરાત પુસ્તકાલય પરિષદ

[ લેખક :—મોતીભાઇ ન. અમીન, વસો ]

વડોદરા રાજ્યે શાળાઓમાં ભણેલું બાળકો ભૂલી ન જાય અને પુસ્તકો તેમજ પત્રોના વાચન દ્વારા વિશેષ જ્ઞાન મોટી ઉંમરે મેળવી શકે તે માટે આખા રાજ્યમાં શાળાઓની માફક પુસ્તકાલયો સ્થાપવાની અને નિભાવવાની એક વિશાળ અને ઉદાર યોજના અમલમાં મૂકી એટલે ઘણાં ગામોએ પુસ્તકાલયો સ્થપાયાં. આ પુસ્તકાલયો ચાલુ રહે, લોકોની સેવા યથાર્થ રીતે બજાવે અને બાળકો, સ્ત્રીઓ અને પુરુષોમાં જ્ઞાનનો પ્રચાર કરવાનું કાર્ય કરે તે હેતુથી પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેનાર સ્ત્રી-પુરુષોએ પુસ્તકાલયોનું સંગઠન કરવા તજવીજ કરી અને ગણદેવી સાર્વજનિક પુસ્તકાલયના ઉત્સાહી કાર્યવાહકોની કાર્યદક્ષતાથી પહેલી વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ ગણદેવીમાં ભરીને વડોદરા રાજ્યે પુસ્તકાલય મંડળની સ્થાપના કરી. પરિણામે વડોદરા રાજ્યમાં એ પરિષદપ્રવૃત્તિના પ્રતાપે અને રાજ્ય પુસ્તકાલય મંડળની યોજનાને કારણે પુસ્તકાલય મંડળે સુંદર પ્રગતિ કરી. આ રીતે ગણદેવી મુકામે સ્થપાયલું વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ આજે મહાલે મહાલે અને પ્રાંતે પ્રાંતે પરિષદો ભરે છે. વિવિધ કાર્યક્રમો યોજે છે અને પુસ્તકાલયોનું હિત સાચવે છે.

પુસ્તકાલય પ્રવૃત્તિએ જેવી જમાવટ વડોદરા રાજ્યમાં કરી છે તેવું કંઇક નાના પાયા પર પણ સમગ્ર ગુજરાતમાં થાય એમ સર્વ કોઇ ઇચ્છે છે. તે માટે કંઇ કંઇ પ્રયત્નો પણ થયા છે. ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ મળે, ગામેગામ પુસ્તકાલયો સ્થાપવાની યોજના થઇ શકે, અને પુસ્તકાલયોનું કામ કરનાર બંધારણપૂર્વકનું કોઈ જવાબદાર મંડળ ઉભું થાય તે માટે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પહેલી ગુજરાત પુસ્તકાલય પરિષદ ભરીને એ સંબંધી વિચાર કરવા એક કારોબારી સમિતિ પણ નીમી છે. એ કારોબારી સમિતિના મંત્રીઓએ ગુજરાત પુસ્તકાલય મંડળ સ્થાપી રૂપ લે તે માટેનું બંધારણ ઘડી કાઢી તૈયાર કરી રાખ્યું છે, અને બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ આણંદ મુકામે મળે તે માટે ચરોતર એજ્યુકેશન સોસાયટીએ સ્વાગત મંડળ નીમીને જોઇતી તૈયારી પણ કરી રાખી છે. પહેલી પુસ્તકાલય પરિષદના પ્રમુખ તરીકે વડોદરા રાજ્યના માજી દિવાન સર મનુભાઇ નંદશંકર મહેતાને સ્વીકાર્યા હતા, અને બીજી પુસ્તકાલય પરિષદનું પ્રમુખપદ સુરતજીલ્લાની દરેક શાળામાં ફરતા પુસ્તકાલયની પેટીઓ પૂરી પાડી પુસ્તકાલય પ્રવૃત્તિમાં નવી ભાત પાડનાર સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસે સ્વીકાર્યું હતું. પરંતુ બીજા અનેક વ્યવસાયોને લઇને પુસ્તકાલય પરિષદના પ્રમુખ તરીકે સેવા બજાવવા હાલમાં તેમને અવકાશ નહિ મળે એમ તેમણે જણાવી દીધું છે. એટલે હવે પ્રમુખની પસંદગી નવેસર કરી પરિષદ ભરવી અથવા તો ગુજરાતમાં પુસ્તકાલયોની જમાવટ થાય, તાલુકાનાં કે જીલ્લાનાં કે સમગ્ર ગુજરાતનાં પુસ્તકાલયનું એક વા બીજી રીતે સંગઠન થાય અને પુસ્તકાલયોનું કામ કરનાર અને

તેમાં ઉમંગ ધરાવનાર એક સારો વર્ગ ઉભો થાય ત્યાં સુધી પરિષદ ભરવાનું હાલ મુલતવી રાખવું: એ બે પ્રશ્નો પૈકી એક પ્રશ્નનો નિર્ણય કરવાનું રહે છે.

વડોદરા રાજ્યમાં રાજ્યની અને પ્રાંત પંચાયતની એકસરખી મદદ મળવાનું ધોરણ સ્વીકારાયાને કારણે એક પ્રકારનું સ્વાભાવિક રીતે સંગઠન જેવું કંઇક હતું જ. પરિષદો ભરવા માટે પુસ્તકાલય ખાતાએ અનુકૂળતાઓ આપવા બનતું બધું જ કર્યું હતું. પુસ્તકાલયોની પ્રગતિ એટલી સારી થયેલી હતી કે પુસ્તકાલયોને લગતા અનેક પ્રશ્નો વિચારવાના હતા અને તેનો ઉકેલ કરવાનો હતો. એટલે પુસ્તકાલય પરિષદો ભરાઇ અને સફળ નીવડી. વડોદરા રાજ્ય સિવાયના ગુજરાતમાં આમાંની એક પણ અનુકૂળતા હાલ નથી. રાજ્યની મદદ કંઇ જ નથી. જીલ્લા લોકલ બોર્ડો પુસ્તકાલયોની જવાબદારી સ્વીકારે એવી તેમની તૈયારી પણ જણાતી નથી; અને કોઇ જીલ્લામાં કે તાલુકામાં જીલ્લાની કે તાલુકાની જવાબદારી લેનાર કોઇ વ્યક્તિઓ હજી સુધી બહાર આવી નથી. પરિણામે પુસ્તકાલયોનો પ્રશ્ન વડોદરા રાજ્યના એક બે ભાઇઓ, ગુજરાત વર્નાકયુલર સોસાયટીના ઉમંગી આસિ૦ સેક્રેટરી, અને ચરોતર એન્યુકેશન સોસાયટીના કેટલાક સ્વયંસેવકો જ વિચારી રહ્યા છે. મને લાગે છે કે જો ભૂમિકા તૈયાર ન થઇ હોય, પુસ્તકાલયોને માટે ગુજરાતને સાચી ભૂખ ન જાગી હોય, અને ગુજરાતને માટે કામ કરનાર કોઇ જવાબદાર વ્યક્તિ સમયનો ભોગ આપીને કામ કરવા તૈયાર ન હોય તો હાલ બે પાંચ વર્ષ પરિષદ ભરવાનું મુલતવી રાખવું એ વધારે સલાહભર્યું ગણાશે. અને આ મુદ્દત દરમિયાન જુદા જુદા જીલ્લાઓમાં ઉત્સાહી ભાઇઓએ અને બહેનોએ યથાશક્તિ સ્વતંત્ર રીતે કામ કરવા મંડી પડવું જોઇશે. માત્ર વ્યક્તિગત ગામની દૃષ્ટિએ નહિ પણ સમસ્ત તાલુકાની કે જીલ્લાની દૃષ્ટિએ પુસ્તકાલય પ્રવૃત્તિનું કામ થાય અને કંઇક રસ તે માટે જામે તે પછી જ ગુજરાત પુસ્તકાલય પરિષદનો પ્રશ્ન હાથ લેવો.

હું માનું છું કે જેઓ પરિષદ દ્વારા ભૂમિકા તૈયાર થશે એમ સમજે છે તેઓ, મારા ઉપરના અભિપ્રાયથી કદાચ નિરાશ થશે, પણ એ નિરાશાને આશામાં ફેરવવાનું કામ ઘણું સહેલું છે. ખેડા જીલ્લા માટે પુસ્તકાલય પ્રવૃત્તિની આખી યોજના આ અંકમાં અન્યત્ર પ્રગટ કરવામાં આવી છે. તે ઉત્સાહી ભાઇઓ વાંચે અને પોતપોતાના પ્રદેશના સંયોગોને લક્ષમાં લઇ એ યોજનામાં ઘટિત ફેરફાર કરી પોતપોતાના પ્રદેશનો કાર્યક્રમ તૈયાર કરે અને અમલમાં મૂકે તો પુસ્તકાલય પરિષદ ભરવાની ભૂમિકા તૈયાર થતાં વિલંબ નહિ લાગે. પરિણામે પુસ્તકાલયો અને વાચનાલયો કેવી રીતે ખીલવવાં, તે માટે મદદ ક્યાંથી અને કેવી રીતે મેળવવી, અને કેવા કાર્યક્રમ રચવા એ બધું વિચારવાનું સુલભ થશે. ઉપર પ્રમાણેનો મારો અભિપ્રાય એક વ્યક્તિ તરીકેનો છે. સોસાયટી બીજી પુસ્તકાલય-પરિષદ ભરવા આજે તૈયાર છે, અને કોઇ પણ વખત માટે તૈયાર રહેશે. એટલે આ વર્ષે, આવતે વર્ષે જ્યારે પણ પરિષદ ભરવી હશે ત્યારે ભરવામાં કંઇ જ હરકત આવશે નહિ. પરિષદ ભરાશે તોય અને નહિ ભરાય તો પણ ખેડા જીલ્લા પૂરતો તો '**જ્યાં શાળા ત્યાં વાચનાલય વા પુસ્તકાલય**' એ સિદ્ધાંતનો પૂરેપૂરો અમલ કરવાને ચ. એ. સોસાયટી બનતું બધું જ કર્યા કરશે, અને અન્ય જીલ્લાઓ સાથે પૂરેપૂરો સહકાર સાધશે.

વસો }
તા. ૨૧-૧-૩૮ }

૯

# સુરત જીલ્લાની પ્રવૃત્તિ

ખેડા જીલ્લાના ધોરણે ગુજરાતના બીજા જીલ્લાઓની અને દેશી રાજ્યોની પુસ્તકાલય પ્રવૃત્તિની સવિસ્તર વિગતો આ અંકમાં પ્રગટ કરવા વિચાર હતો, અને તે માટે માહિતી મેળવવા જે તે લોકલબોર્ડના પ્રમુખ સાહેબને વા જે તે રાજ્યના શાળાધિકારી સાહેબને લખવામાં આવ્યું હતું. પણ તેમના તરફથી પુસ્તકાલયો વા વાચનાલયોની માહિતીને બદલે ફક્ત શાળાઓની માહિતી અમને પૂરી પાડવામાં આવી છે, એટલે તેવી હકીકત આ અંકમાં પ્રગટ કરવામાં આવી નથી.

સુરત જીલ્લાની લગભગ બધીજ શાળાઓને સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ તરફથી ફરતાં પુસ્તકાલયની યોજનાનો લાભ મળે છેઃ તેની વિગત અત્રે આપવામાં આવે છેઃ—

## સુરત જીલ્લાની શાળાઓ તથા પુસ્તકાલયોની વિગત

| તાલુકાનું નામ. | ધો. ૭ | ધો. ૬ | ધો. ૫ | ધો. ૪ | ધો. ૩ અને ઇતર | મુખ્ય સ્કૂલો | ઇતર સ્કૂલો | શાળાની કુલ સંખ્યા | સાર્વજનિક પુ. | વીલેજ ઇન્સ્ટ્ર. પુ. | સર. પી.ટી. પુ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વલસાડ | ૧૮ | ૧૨ | ૫ | ૧૨ | ૧ | ૩૯ | ૯ | ૪૮ | ૦ | ૩ | ૪૫ |
| માંડવી | ૩ | ૩ | ૨ | ૭ | ૧ | ૧૧ | ૫ | ૧૬ | ૪ | ૦ | ૧૬ |
| ચીખલી | ૧૭ | ૮ | ૯ | ૧૪ | ૧ | ૪૦ | ૯ | ૪૯ | ૫ | ૪ | ૪૬ |
| ચોર્યાસી | ૧૮ | ૫ | ૯ | ૧૨ | ૦ | ૪૧ | ૩ | ૪૪ | ૪ | ૩ | ૪૨ |
| બારડોલી | ૧૬ | ૧૧ | ૫ | ૧૪ | ૭ | ૪૩ | ૧૦ | ૫૩ | ૧૭ | ૦ | ૫૩ |
| જલાલપુર | ૩૨ | ૧૪ | ૨૪ | ૫ | ૩ | ૬૬ | ૧૨ | ૭૮ | ૭ | ૦ | ૭૬ |
| ઓલપાડ | ૨૧ | ૧ | ૧૦ | ૨૬ | ૧ | ૪૬ | ૨૩ | ૬૯ | ૩ | ૨ | ૫૦ |
| વાલોડ (પેટા. તા.) | ૧ | | ૧ | ૧ | ૦ | ૩ | ૦ | ૩ | | ૧ | ૩ |

ટીપઃ—મોરબી, પોરબંદર અને લીમડી સંસ્થાનો, તથા ભરૂચ જીલ્લાની શાળાઓની હકીકત આવી છે. પરંતુ તેમાં પુસ્તકાલયોની માહિતી નથી વા નહિ જેવી છે એટલે તે હકીકત પ્રગટ કરવાની જરૂર નથી ગણી.

## સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ

# બાલલાયબ્રેરીની યોજના

સુરત જીલ્લાની લો. બો. શાળાઓમાં, સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ બાલલાયબ્રેરીઓ આપવામાં આવી છે. સર પુરુષોત્તમદાસની યોજના મુજબ જો ગામ લોકો બાલલાયબ્રેરી માટે રૂા. ૨૫) આપે તો તેઓ સાહેબ શાળા દીઠ રૂા. ૪૦) આપે છે. આ રીતે એકઠા થતા રૂા. ૬૫) માંથી રૂા. ૨૫) નું કબાટ, તથા રૂા. ૪૦) નાં પુસ્તકો આપવામાં આવે છે. આ યોજનાનો લાભ ૩૫૦ શાળાઓને મળ્યો છે. વળી બાલલાયબ્રેરી માટે માસિકો પણ મંગાવવામાં આવે છે. સિવાય, લાયબ્રેરીના નિભાવ તથા વિકાસ માટે શાળાફંડ ખોલવામાં આવ્યાં છે. એ ફંડમાં ગામમાં જન્મ, લગ્ન, મેળાવડા તથા મરણના શુભાશુભ પ્રસંગોએ મરજીઆત ધોરણે નાણાં ભરાવવામાં આવે છે. બાળકોનાં નામ શાળામાં દાખલ કરાવતી વખતે વાલી પાસે મરજીઆત ધોરણે એ ફંડમાં નાણાં મૂકાવવામાં આવે છે.

સુરત જીલ્લાનાં નીચેનાં ગામોમાં સુરત ડીસ્ટ્રીકટ એકઝીક્યુટીવ કમિટિ, વીલેજ ઇમ્પ્રુવમેન્ટ તરફથી લાયબ્રેરીઓ આપવામાં આવી છે. કમિટિ તરફથી રૂા. ૨૫) નાં પુસ્તકો આપવામાં આવ્યાં છે, અને તે રાખવા માટે દરેક ગામની વીલેજ અપલીફ્ટ કમિટિ તરફથી એકેકું કબાટ આપવામાં આવ્યું છે. વળી 'ગુજરાતમિત્ર' નામનું એક અઠવાડિક પણ એ લાયબ્રેરી માટે પૂરું પાડવામાં આવ્યું છે.

| ગામનું નામ | | ગામનું નામ | |
|---|---|---|---|
| ૧ જાગવા | તા. ઓલપાડ | ૧૧ સ્યાદલા | તા. બારડોલી |
| ૨ કરંજ | ,, | ૧૨ તડકેશ્વર | તા. માંડવી |
| ૩ અડાજણ | ,, | ૧૩ વરેઠી | ,, |
| ૪ ઇચ્છાપોર | ,, | ૧૪ જલાલપોર | તા. જલાલપોર |
| ૫ રાયમ | તા. બારડોલી | ૧૫ વાસણ | તા. ચીખલી |
| ૬ અકોસ | ,, | ૧૬ પીપલીગભાણ | ,, |
| ૭ વરાડ | ,, | ૧૭ રાનકુવા | ,, |
| ૮ નીકેર | ,, | ૧૮ ખેરગામ | ,, |
| ૯ પેરા | ,, | ૧૯ ઉમરસાડી | તા. વલસાડ |
| ૧૦ ખુઠારી | ,, | ૨૦ વાઘછીયા | ,, |




## વડોદરા રાજ્ય

**ગ્રામપંચાયતની મદદ અને સંખેડા મહાલ:**—મંજુર થયેલી ગ્રામપંચાયત મદદની રકમ પુસ્તકાલયોને વેળાસર નહિ મળવાને કારણે બજેટના કામમાં પડતી અગવડ તરફ મહાલ મંડળના મંત્રીએ રા. રા. મહાલ વહિવટદાર સાહેબનું ધ્યાન ખેંચતાં તેઓ સાહેબે શાળાવાળા જે ગામે પુસ્તકાલય વા વાચનાલય હોય તેને ગામ મદદ પ્રમાણે ગ્રામપંચાયત મદદની રકમ તુર્ત અદા કરી દેવાની સૂચના કાઢી છે, અને તેનો અમલ દિન ૭ માં થવા જે તે ગ્રામપંચાયતના અધ્યક્ષ તરફ તે મોકલી આપવામાં આવી છે. સ્તુત્ય !

**ઉદ્‌ઘાટન ક્રિયા:**—માલસર તા. શિનોરના મહાત્મા શ્રી પ્રેમાનંદજી મહારાજ સાર્વજનિક ગ્રામપુસ્તકાલયનું મકાન બંધાઇ જતાં તેને ખુલ્લું મૂકવાનો સમારંભ તા. ૨૦–૧–૩૮ ના રોજ મહાત્માશ્રીના ભાઈ રા. રા. મોહનલાલ હરિશંકર દવેના પ્રમુખપદે થયો હતો. એ શુભ પ્રસંગ નિમિત્ત પ્રમુખશ્રી તરફથી રૂ. ૧૦૧) તથા શ્રીમાન મોહનલાલ ગોપાળજી દવે તરફથી રૂ. ૨૬) પુસ્તકાલયને ભેટ આપવાનું જાહેર થયું હતું.

**વિસનગર માટે મહિલા પુસ્તકાલય:**—વિસનગરના જાણીતા નાગરિક રાજરત્ન શેઠ શ્રી મહાસુખભાઇ ચુનીલાલ તરફથી પોતાનાં સદ્‌ગત ધર્મપત્નીના સ્મારક તરીકે વિસનગર કસ્બા માટે રૂ. ૪ હજારના ખર્ચે મહિલા પુસ્તકાલય બંધાવવાની યોજના થઇ છે. મકાન બંધાવા માંડ્યું છે અને તે બેએક માસમાં પૂરૂં થશે એવી ગણત્રી છે.

**હાર્દિક ધન્યવાદ:**—નાના માચીયાળા તા. અમરેલીનાં વતની મુંબાઇ-નિવાસી ગં. સ્વ. શ્રી મણિબેન ચત્રભુજ જીવણદાસ પોતાને વતન પધારતાં તેમના તરફથી શાળાનાં બાળકોને ઇનામ વહેંચવાનો, તથા તેમને પોતાને માનપત્ર એનાયત કરવાનો ભવ્ય મેળાવડો અમરેલી પ્રાંત સુબા સાહેબના પ્રમુખપદે યોજાયો હતો. તે પ્રસંગે ગામના સાર્વજનિક પુસ્તકાલયને દર વર્ષે રૂ. ૭૫) ની રકમ તથા ધાર્મિક વગેરે ઉત્તમ પ્રકારના સાહિત્યથી ભરેલાં બે કબાટ તથા બે બાંકડા આપવાનું શ્રી મણિબેન તરફથી વચન અપાયું છે. સ્તુત્ય !

શ્રી મણિબેનનાં વતનપ્રેમ તથા પુસ્તકાલય પ્રત્યેની અમીદષ્ટિ બદલ અમારાં તેમને હાર્દિક ધન્યવાદ !

**પુસ્તકાલયોને મળેલી ભેટ:**—સિદ્ધપુર મહાલ પુ૦ મંડળને એકંદર રૂ. ૬૦) રાજરત્ન શેઠ શ્રી મહાસુખભાઈ ચુનીલાલ તરફથી સુજાણપુર, મામવાડા, કરણપુર, દેથળી, વણાગલા એ ગામોનાં નવીન પુસ્તકાલયોનાં કાયમ ફંડ તથા લોકમદદ માટે; રૂ. ૫૦) મુંબાઈના શેઠ અલીમહમંદ જલાલુદ્દીન જે. પી. તરફથી મુડાણા ગામે પુસ્તકાલય કાઢવા મહાલશાળાધિકારી સા૦ ની વિનંતિ પરથી; રૂ. ૪૫) સિદ્ધપુર તાલુકા શિક્ષક મંડળ તરફથી વણાગલા તથા દેથળી ગામમાં બજેટ માટે લોકમદદના ફાળામાં; રૂ. ૫) મહાલ પુ૦ મંડળના મંત્રી રા. રા. ચીમનલાલ સાંકળચંદ શેઠ તરફથી દેથળીના પુસ્તકાલય માટે ખૂટતી લોકમદદ પૂરી કરવા.

**સિદ્ધપુર મહાલના એકેએક ગામે પુસ્તકાલય ચાલુ સાલે ઉઘાડી દેવાના મહાલ પુ૦ મંડળના પ્રયાસને સાથ આપવા બદલ ઉપરોક્ત બધાજ સજ્જનોને ધન્યવાદ ! શિક્ષક મંડળનો ઉત્સાહ તો ખાસ પ્રશંસાપાત્ર !**

—કલ્યાણા તા. સિદ્ધપુર રૂ. ૫) પાટણનિવાસી મર્હુમ બાઈ યશસ્વતીબેનનાં માતુશ્રી મણિબેન તરફથી જાણીતા જૈન મુનિ શ્રી વલ્લભવિજયજીના સદુપદેશથી પ્રેરાઈને.

—ગાંભુ તા. ચાણસ્મા રૂ. ૨) ગામના વતની શ્રી. મણિલાલ નથ્થુરામ તરફથી; રૂ. ૩) વિજાપુરડા ગામધણી બારોટજી અમરસિંહજી ત્રિકમસિંહજી પાટણનિવાસી તરફથી મળી કુલ રૂ. ૫).

## વ૦ રા૦ પુ૦ મંડળ

**પર્વણી અહેવાલ:**—વસન્તપંચમી તા. ૫–૨–૩૮ ને રોજ રાજ્યમાં ઠેરઠેર ઉજવાયલા ' પુસ્તકાલય પર્વણીદિન 'ના અહેવાલ મળ્યા છેઃ સ્થળસંકોચને કારણે તે આવતા અંકમાં પ્રસિદ્ધ કરાશે. જેમને અહેવાલ ન મોકલી આપ્યા હોય તે જરૂર મોકલી આપે.

**શિક્ષણવર્ગ:**—પુસ્તકાલયોના ગ્રંથપાલો તથા મંત્રીઓ માટેના પ્રાંતવાર શિક્ષણવર્ગો ભરવા સંબંધીની જાહેરાત ગતાંકમાં પૃષ્ઠ ૬૧ ઉપર પ્રસિદ્ધ થયેલી છે, તે તરફ ધ્યાન ખેંચી ઇચ્છુક ઉમેદવારોને પોતાની ઉમેદવારી જલદી નોંધાવી દેવાની ભલામણ કરીએ છીએ.

**મહાલ પરિષદો:**—શિનોર મહાલની ૩જી પુસ્તકાલય પરિષદ અવાખલ મુકામે તા. ૩૦–૧–૩૮ ના રોજ મહાલ વહિવટદાર શ્રીમાન મણિરાય વેણીરાય મજમુદાર સાહેબના પ્રમુખપદે ભરાઈ ગઈ છે. તેનો અહેવાલ સ્થળસંકોચના કારણે આવતા અંક પર મુલતવી.

—સિદ્ધપુર મહાલની બીજી પરિષદ તા. ૬–૩–૩૮ ને રવિવારને દિવસે હાજી-પુર ગામે મહાલ શાળાધિકારી શ્રીયુત ઇશ્વરભાઇ મ. પટેલના પ્રમુખપદે ભરવા ઠર્યું છે. તેમાં ઉત્સાહપૂર્વક ભાગ લેવા તથા ચર્ચવા જેવા ઠરાવોના ખરડા મહાલ મંડળના મંત્રી તરફ મોકલી આપવા મહાલનાં પુસ્તકાલયના મંત્રી ભાઇઓને ભલામણ !

—સંખેડા મહાલની પ્રથમ પરિષદ માંકણી ગામે માર્ચ માસમાં ભરાશે.

**પ્રાંત, મહાલ, અને જૂથમંડળોની સભાઓ:**—મહેસાણા પ્રાંત પુ. મંડળના વ્ય. મં. ની સભા તા. ૨૨–૧–૩૮ ના રોજ મહેસાણા મુકામે મંડળના પ્રમુખ શ્રીયુત દુર્ગાશંકર ક. દવેના પ્રમુખપદે મળી હતી. તેમાં (૧) વ્ય. મં. ની સભા દર ત્રણ માસે ભરવા સંબંધી (૨–૩) પ્રાંત પ્રચારકની નીમણોકને બહાલી આપવા તથા કામગીરીના ક્રમ સંબંધી (૪) દહેગામ મુકામે ભરાનાર પ્રાંતિક શિક્ષણ વર્ગનો લાભ લેવાની બીનતાલીમ મંત્રીઓને ભલામણ કરવા સંબંધી, (૫) સ્વતંત્ર રીતે શિષ્ટ વાચનની પરીક્ષા લેવાની વ્યવસ્થા કરનાર પ્રાંતના કોઇપણ મહાલ મંડળને રૂ. ૫) ઇનામ સારૂ આપવા સબંધી, (૬) મહાલ પરિષદ ભરવા સંબંધમાં દહેગામ મહાલને કડી મહાલનું અનુકરણ કરવા સંબંધી (૭) પ્રાંત પુ. મંડળની સભામાં પસાર થયેલા ઠરાવોની નકલ દરેક મહાલ મંડળ તરફ મોકલી આપવા બાબત, તથા (૮) મહાલ પરિષદોના ટુંક અહેવાલ પ્રાંત મંડળ તરફ મોકલી આપવા સંબંધીના ઠરાવો થયા હતા.

—સંખેડા મહાલ મંડળની સભા તા. ૯–૧–૩૮ ના રોજ મળી હતી. તેમાં મહાલ માટે '**ગાંધીજીની આત્મકથા**' એ પુસ્તકની પરીક્ષા રાખવા, મહાલ પરિષદ માંકણી ગામે ભરવા, તથા મહાલ પુસ્તકાલયોનું કામકાજ મહાલ પુ. મંડળ મારફત લેવા સંબંધી પુ. ખાતાને તથા પુ. સ. સ. મં. ને વિનંતિ કરવાના ઠરાવ થયા હતા.

—આણસ્મા મહાલના **ગાંભુ જૂથની** સભા તા. ૨૩–૧–૩૮ ના રોજ ગ્રુપ સમાજની સાથે સાથે ભરાઇ, જેમાં મંજુર થયેલી ગ્રામ પંચાયતની રકમ વહેલી તકે મંગાવી લઇ સવેળા ઉપયોગમાં લેવા, પર્વણીદિન ઉજવવા, જૂથનાં જુદાં જુદાં પુસ્તકાલયોમાં આવતાં જુદાં જુદાં માસિકોનો પરસ્પર લાભ આપવા, બાલસાહિત્ય ન હોય ત્યાં વસાવી લેવા, જાણવા જેવા સમાચાર. ભીંત પરની કાળી સપાટી પર લખતા રહેવાની યોજનાની ભલામણ કરવા વગેરે સંબંધી ૯ ઠરાવો થયા હતા.

**મહાલ મંડળ તરફે શિષ્ટ વાચનની પરીક્ષા:**—નવસારી મહાલ મંડળ તરફથી '**વીર વિઠ્ઠલભાઇ**' એ પુસ્તકની પરીક્ષા તા. ૩૦–૧–૩૮ ના રોજ રાખવામાં આવી હતી. તેનો લાભ મહાલનાં ૩૦૦ જેટલાં બાલબાલિકાઓએ લીધો હતો.

—સંખેડા મહાલ મંડળે **ગાંધીજીની આત્મકથા** એ પુસ્તકની પરીક્ષા લેવાની યોજના કરી છે.

—વડોદરા મહાલ પુ. મંડળે તા. ૧-૫-૩૮ ના રોજ શિક્ષકો માટે શિષ્ટ વાચનની પરીક્ષા લેવાનું ઠરાવ્યું હોઇ તેને માટે "પ્રથમિક શાળામાં માતૃભાષાનું શિક્ષણ" એ પુસ્તક નક્કી કરેલું છે. એ પુસ્તકની નકલ કેળવણી ખાતા તરફથી રાજ્યની દરેક શાળાને મોકલી અપાયલી છે. એટલે આશા રાખવામાં આવે છે કે મહાલનાં તમામ શિક્ષક શિક્ષિકાઓ આ પરીક્ષાનો લાભ લેશે. ઇનામ વહેંચણીની પણ યોજના રખાઇ છે ને તેને માટે ઉત્તમપદ પાસ, પૂર્વપદ પાસ, તથા અપ્રેઇન્ડ એવા ત્રણ વર્ગ પાડી ત્રણે વર્ગમાં ઉંચે નંબરે આવનારને ઇનામ અપાશે. ઉમેદવાર શિક્ષકોએ તા. ૧૫ થી ૨૦ મી એપ્રિલ સુધીમાં મહાલ પુ. મંડળના પ્રમુખ શ્રીયુત દેવચંદ રામજી તરફ નામ ઠામ અભ્યાસ ઉમ્મર સાથેની અરજી મોકલી આપવાની છે.

## રાજ્ય બહાર

### દુઃખદ અવસાન

બંગાળાના મશહૂર નવલકથાકાર શ્રી. શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયનું ૬૧ વર્ષની વયે તા. ૧૬-૧-૩૮ ના રોજ અવસાન થયું છે. તેની સખેદ નોંધ લઇએ છીએ. 'વિરાજવહૂ' 'શરતબાબુની ત્રણ વાર્તાઓ' 'ગૃહ દાહ' 'દેવદાસ' 'શ્રીકાંત' 'જીવન યાત્રા' 'પરિણીતા' વગેરે એમની અનેક કૃતિઓના અનુવાદ દ્વારા ગુજરાતી આલમને એમનું નામ સુપરિચિત બનેલું છે. ગુજરાતી ઉપરાંત અન્ય ભાષાઓમાં—અંગ્રેજી સુદ્ધાંતમાં—તેમની કૃતિઓનાં ભાષાંતર થયેલાં છે ને તે રસથી વંચાયાં છે. એમના અવસાનથી સાહિત્યસૃષ્ટિએ એક અપ્રતીમ સર્જક ગુમાવ્યો છે એમાં શક નહિ. સદ્‌ગતના આત્માને પ્રભુ ચિર શાંતિ સમર્પો !

—✻—

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | મળ્યા તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદ વિજ્ઞાન | ૨૧ | ૨ | માગશર | ૩૧–૧–૩૮ |
| ઊર્મિ | ૬ | ૧૨ | ડીસેમ્બર | ૧૦–૧–૩૮ |
| કિશોર | ૩ | ૯ | આશ્વિન | ૨૮–૧–૩૮ |
| કુમાર | ૧૫ | ૧ (૧૬૯) | પોષ | ૨૨–૧–૩૮ |
| કૌમુદી | ૧૬ | ૫–૬ | નવે૦–ડિસે૦ | ૨–૨–૩૮ |
| ખેડુત, ખેતી અને સહકાર | ૪ | ૭ | જાનેવારી | ૨૧–૧–૩૮ |
| ખેતીવાડી | ૩ | ૮ | માગશર | ૪–૧–૩૮ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૬ | ૬ | જાનેવારી | ૨–૨–૩૮ |
| ગુણસુંદરી | ૨૯ | ૬ | ફેબ્રુવારી | ૨–૨–૩૮ |
| ગ્રામજીવન | ૮ | ૭ | ,, | ૨–૨–૩૮ |
| ચરોતર | ૮ | ૧ | જાન્યુઆરી | ૧૭–૧–૩૮ |
| ચિત્રમય જગત | ૨૩ | ૧૧ | ,, | ૫–૧–૩૮ |
| નવચેતન | ૩૨ | ૫ | ફેબ્રુઆરી | ૩–૨–૩૮ |
| નવરચના | ૨ | ૯ | ડીસેમ્બર | ૧૬–૧૨–૩૭ |
| પાટીદાર | ૧૫ | ૪ | માહ | ૧૬–૧–૩૮ |
| પ્રસ્થાન | ૨૫ | ૨ | માગશર | ૨–૨–૨૮ |
| ફાર્બસ ગુ. સભા ત્રિ૦ | ૨ | ૪ | જાન્યુ૦–માર્ચ | ૧૮–૧૨–૩૭ |
| બાલજીવન | ૧૮ | ૩ | જાન્યુઆરી | ૮–૧–૩૮ |
| બાલમિત્ર | ૧૭ | ૭ | ફેબ્રુઆરી | ૨–૨–૩૮ |
| બાળક | ૧૬ | ૨ | ફેબ્રુઆરી | ૧–૨–૩૮ |
| બુદ્ધિપ્રકાશ–ત્રિ૦ | ૮૪ | ૪ | ઑકટો૦–ડીસે૦ | ૪–૧–૩૮ |
| માનસી–ત્રિ૦ | ૨ | ૪ | | ૨૫–૧–૩૮ |
| યુવક | ૮ | ૨ | ફેબ્રુઆરી | ૨–૨–૩૮ |
| વસન્ત–ત્રિ૦ | ૩૬ | ૨ | વૈશાખ–અષાઢ | ૨–૧૧–૩૭ |
| વિલાસ–ત્રિ૦ | ૨૦ | ૨ | ડીસેમ્બર | ૧૯–૧–૩૮ |
| વૈદ્યકલ્પતરૂ | ૪૩ | ૧ | જાન્યુઆરી | ૮–૧–૩૮ |
| વ્યાયામ | ૨૩ | ૪ | જાન્યુઆરી | ૨૬–૧–૩૮ |
| શારદા | ૨૮ | ૪(તંત્રી અંક) | ,, | ૧૯–૧–૩૮ |
| શિક્ષણ પત્રિકા | ૧૨ | ૧૧ | પોષ | ૧૯–૧–૩૮ |
| સૌરાષ્ટ્ર શિક્ષણ–ત્રિ૦ | ૧૧ | ૩ | સપ્ટે૦–નવે૦ | ૨–૧૨–૩૭ |
| સ્કાઉટ વીર | ૮ | ૧ | જાન્યુઆરી | ૧૦–૧–૩૮ |
| સ્ત્રીબોધ | ૮૨ | ૨ | ફેબ્રુઆરી | ૨–૨–૩૮ |

ટીપઃ—અંક આ વખત વહેલો તૈયાર થવાનો હોવાથી તા. ૪–૨–૩૮ સુધીમાં મળેલાંની જ નોંધ લેવાઇ શકી છે.

# શું વાંચશો ?

| લેખ | માસિક | પુસ્તક | માસ |
|---|---|---|---|
| મહારાષ્ટ્રમાં સ્વરાજ્યની સ્થાપના કેવી રીતે થઇ ?<br>આચાર્ય જગદીશચંદ્ર બોઝ<br>ખગોળની વાતો | કિશોર | ૩ | આશ્વિન |
| એમન દ. વેલેરા<br>નવનીતની નોકરી<br>અહિંસાનાં વમળમાં | કુમાર | ૧૫ (૧૬૯) | પોષ |
| અભિસારે—<br>સદ્ગત ડૉ. સર જગદીશચંદ્ર બોઝ<br>ઘેલછા | કૌમુદી | ૧૬ | નવે૦–ડિસે૦ |
| પોલાન્ડની નારી<br>વિશ્વયુદ્ધ અને આપણા દેશની સ્ત્રીઓનું કર્તવ્ય<br>માતા સ્વરૂપરાણી નહેરૂ | ગુણસુંદરી | ૨૯ | ફેબ્રુઆરી |
| આત્માની આરઝૂ<br>વેચાણ વધારવાના નુસખાઓ<br>ગોરસમન્થન<br>સીંદરીનો વળ | નવચેતન | ૩૨ | ફેબ્રુઆરી |
| લગ્ન અને વંશ વૃદ્ધિ<br>નાતવરા ને વરઘોડા<br>યુવકો સમાજ સુધારામાં કેવી રીતે ભાગ લે ? | પાટીદાર | ૧૫ | મહા |
| ગુનેગાર<br>રાજકીય નોંધ<br>બાળકોનાં પેટન્ટ ફૂડઝ<br>જ્ઞાનગોચરી | પ્રસ્થાન | ૨૫ | માગશર |
| આજની પરિસ્થિતિ અને યુવક જગત<br>આપણો જીવનવ્યવહાર<br>લગ્ન અને પ્રેમ | યુવક | ૮ | ફેબ્રુઆરી |
| સ્વ. ભાઇ ચંદ્રશંકર ન. પંડ્યા<br>સમાજવાદી રૂશિયાનું નારી જીવન<br>તંત્રીની વહુનો વિલાપ | શારદા | ૨૮ | જાન્યુઆરી |
| મુડીવાદીઓની ચક્કીમાં<br>કુદરતી સંયોગ<br>તેણે આત્મહત્યા શા માટે કરી ? | સ્ત્રીબોધ | ૮૨ | ફેબ્રુઆરી |



—✻—

# ગ્રામ પુસ્તકાલયો માટે પુસ્તક યાદીઓ

**એ**કાવનમી મહાસભાના ખાદી તથા ગ્રામ ઉદ્યોગ પ્રદર્શનના ગ્રામ પુ. પ્રવૃત્તિ વિભાગમાં ગ્રામ પુસ્તકાલયનાં ( ૧ ) આરંભદર્શક, અને ( ૨ ) પ્રગતિ-દર્શક એમ બે કબાટમાં રૂ. ૧૦૦) સોની કિંમતનાં જે પુસ્તકો રાખવામાં આવ્યાં તેની, તેમજ ( ૧ ) સર્વસામાન્ય માટે, ( ૨ ) શિક્ષકો માટે, ( ૩ ) સ્ત્રીઓ માટે, ( ૪ ) બાળકો માટે, તથા ( ૫ ) ખેડૂતો માટે ગોઠવાયલી ફરતા પુસ્તકાલયની ખાસ પેટીઓનાં પુસ્તકોની યાદીઓ આ નીચે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

## કબાટ નં. ૧ : આરંભદર્શક

પુસ્તકાલય વસાવવાની ઇચ્છાવાળું છતાં મંદ આર્થિક સ્થિતિવાળું હોય ગામ આરંભદર્શક કબાટનાં રૂા. ૧૦૦) નાં પુસ્તકોનો જથ્થો એકી વખતે ન ખરીદ કરી શકે તો ટુકડે ટુકડે ૭ પેટીઓ દ્વારા તેજ પુસ્તકો વસાવી શકે એટલા ખાતર, એજ પુસ્તકોનો જથ્થો ૭ પેટીઓમાં વહેંચી નાખવાની યોજના રખાઇ હોઇ એ ૭ પેટીઓ નીચે પ્રમાણેઃ—

### પેટી નં. ૧

#### બાલ સાહિત્ય

| પુસ્તક | કર્તા વા પ્રકાશક | |
|---|---|---|
| દ. મૂ. બા. સા. માળા પુ. ૧ થી ૧૬ | દ. મૂ. પ્ર. મં. | ૧– ૮–૦ |
| વિદ્યાર્થી વાંચનમાળા શ્રેણી ૧ લી | શાહ, ધી. ટો. | ૧– ૮–૦ |
| જાપાનિકા | ગાંડીવ કાર્યા. | ૦– ૪–૦ |
| ટોલસ્ટોયની નીતિકથાઓ | શાહ, ર. ના. | ૦– ૪–૦ |
| **જીવન ચરિત્ર** | | |
| બુકર ટી. વૉશિંગ્ટન | પુ. સ. સ. મં. | ૧–૧૨–૦ |
| ફોરમ લહરી ૧–૩ | વર્મા, શારદાપ્રસાદ | ૦– ૬–૦ |
| ટૉમસ આલ્વા એડીસન | વહોરા, રસુલભાઇ ન. | ૦– ૨–૬ |
| એન્ડ્રુ કાર્નેગી. | ,, | ૦– ૨–૯ |
| બેન્જામિન ફ્રાન્કલીન | ,, | ૦– ૪–૦ |
| મહાભારતનાં પાત્રો પુ. ૧–૩ ( કર્ણ, પાંચાલી, દુર્યોધન. ) | નાનાભાઇ | ૦–૧૦–૦ |
| વીર વિઠ્ઠલભાઇ | શાહ, ધી. ટો. | ૦– ૨–૦ |
| **વાર્તાઓ** | | |
| રાયચુરાની રસીલી વાર્તાઓ | રાયચુરા, ગો. દ્વા. | ૧– ૮–૦ |
| સૌરાષ્ટ્રની રસધાર ભા. ૧ | મેઘાણી ઝ. કા. | ૧– ૮–૦ |
| હરિજનની હાય | પંડિત, હસમુખલાલ કે. | ૦– ૪–૦ |
| દિવા સ્વપ્ન | ગિજુભાઇ | ૦–૧૦–૦ |

## હાસ્ય-વિનોદ

| | | |
|---|---|---|
| આલમની અજાયબીઓ | શાહ, ધી. ટો. | ૦– ૮–૦ |
| સંગીત નીતિ વિનોદ | મિત્રમંડળ, પેટલાદ | ૦– ૮–૦ |

## ધર્મ–નીતિ

| | | |
|---|---|---|
| બાલ રામાયણ | દ મૂ. પ્ર. મં. | ૦–૧૦–૦ |
| હરિજન ભાગવત ખંડ ૧ | ગાંધીજી | ૦ ૧૨–૦ |
| નીતિનાશને માર્ગે | ,, | ૦– ૪–૦ |
| રામ અને કૃષ્ણ | મશરૂવાળા, કિ. ઘ. | ૦– ૮–૦ |

## વૈદક

| | | |
|---|---|---|
| દિનચર્યા | વૈદ્ય, બાપાલાલ ગ. | ૧– ૮–૦ |

## કાવ્યો

| | | |
|---|---|---|
| છોટમની વાણી ગ્રંથ ૩ જો | મ. સા. વ. કાર્યા. | ૧– ૦–૦ |

## પ્રવાસ

| | | |
|---|---|---|
| હિમાલયનો પ્રવાસ | કાકા કાલેલકર | ૦–૧૨–૦ |

## સાહિત્ય

| | | |
|---|---|---|
| વાચંન | મહેતા, જીવણલાલ અ. | ૦–૧૦–૦ |
| | | ૧૭–૧૩–૩ |

કમીશન બાદ જતા પુસ્તકોની કિં. રૂ. ૧૪–૧૩–૯
પેટીની કિં. રૂ. ૩– ૦–૦

કુલ કિં. રૂ. ૧૭–૧૩–૯

# પેટી નં. ૨

## બાલ સાહિત્ય

| | | |
|---|---|---|
| દ. મૂ. બાલસાહિત્ય માળા પુ. ૧૭ થી ૩૨ | દ. મૂ. પ્ર. મં. | ૧– ૮–૦ |
| વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી ૨ જી | શાહ, ધી. ટો. | ૧– ૮–૦ |

## જીવન ચરિત્રો

| | | |
|---|---|---|
| ફેરમ લહરી ૪, ૫, ૬ | વર્મા, શારદાપ્રસાદ | ૦–૧૪–૦ |
| કિશોર ચરિત્ર માળા પુ. ૪ થી ૬ ( ગાર્ફિલ્ડ, લિંકન, જ્યૉર્જ વૉશિંગ્ટન ) | રસુલભાઈ વોરા | ૦– ૮–૯ |
| મહાભારતના પાત્રો પુ. ૪ થી ૬ ( ભીમસેન, અર્જુન, યુધિષ્ઠિર. ) | નાનાભાઈ | ૧– ૦–૦ |

## વાર્તાઓ

| | | |
|---|---|---|
| સામાજીક ટૂંકી વાર્તાઓ મં. ૨ જો | સ. સા. વ. કાર્યા. | ૧– ૮–૦ |
| ગરીબની ગૃહલક્ષ્મી ભા. ૧–૨ | પ્રેમચંદજી ( મૂળ લે. ) | ૩– ૮–૦ |
| નરબંકા | અડાલજા, તા. પો. | ૨– ૮–૦ |
| સૌરાષ્ટ્રની રસધાર ભા. ૨ | મેઘાણી, ઝવેરચંદ | ૧– ૮–૦ |
| દેશદેશની વીરકથાઓ ભા. ૧–૨ | શાહ, ર. ના. | ૧–૧૨–૦ |
| બાળવાર્તાઓ ભા. ૨ | ગિજુભાઇ | ૦– ૬–૦ |
| શિકારિકા ભા. ૧ લો | જોશી, જીવરામ | ૦– ૮–૦ |
| રાજા ભોજ | શાહ, ર. ના. | ૦– ૩–૦ |
| રઘુ સરદાર | ગાંડીવ કા. | ૦– ૫–૦ |

## હાસ્ય-વિનોદ

| | | |
|---|---|---|
| બીરબલનો બંધુ | ગાંડીવ કાર્યા. | ૦– ૮–૦ |
| વાઘોનું વન | ,, | ૦– ૪–૦ |

## ધર્મ-નીતિ

| | | |
|---|---|---|
| વર્ણવ્યવસ્થા | ગાંધીજી | ૦– ૬–૦ |
| શ્રેષ્ઠ સલાહકાર ભા. ૨ જો | પુ. સ. સ. મં. | ૦– ૬–૦ |
| પ્રાસંગિક મનને | ગિજુભાઇ | ૦– ૮–૦ |

## કાવ્ય

| | | |
|---|---|---|
| લાડ કાવ્ય | ગાંડીવ કાર્યા. | ૦– ૪–૦ |
| ગ્રામગીતો | અશોક પ્ર. મં. | ૦– ૩–૦ |

## વિજ્ઞાન-વૈદક

| | | |
|---|---|---|
| ભૂતેર ગલ્પ | દ. મૂ. પ્ર. મં. | ૦– ૫–૦ |
| વહુને શિખામણ | અંજારિયા, ર. ગ. | ૧– ૦–૦ |

## પ્રવાસ

| | | |
|---|---|---|
| કૈલાસ માનસ સરોવર-દર્શન | ગિજુભાઈ | ૦–૧૦–૦ |
| | | ૨૧–૧૪–૦ |

કમીશન જતાં પુસ્તકોની કિં. રૂ. ૧૭– ૬–૦
પેટીની કિં. રૂ. ૩– ૦–૦

કુલ કિં. રૂ. ૨૦– ૬–૦

## પેટી નં. ૩

### બાલસાહિત્ય

| | | |
|---|---|---|
| દ. મૂ. બાલસાહિત્ય માળા. પુ. ૩૭ થી ૪૮ | દ. મૂ. પ્ર. મંદિર | ૧– ૮–૦ |
| વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી ૩જી | શાહ, ધી. ટો, | ૧– ૮–૦ |
| ફોરમ લહરી. ૭–૮ | વર્મા, સારદાપ્રસાદ | ૦– ૬–૬ |
| કિશોર ચરિત્રમાળા પુ. ૭–૮ ( હેનરી ફોસેટ; બુકર ટી. વૉશિંગ્ટન ) | | ૦– ૬–૦ |
| મહાભારતનાં પાત્રો પુ. ૮–૯ ( કુંતી-ગાંધારી, દ્રોણ-અશ્વત્થામા ) | નાનાભાઇ | ૦– ૮–૦ |
| ઝંડાધારી | કોઠારી અને મેઘાણી. | ૦– ૮–૦ |
| પંડ્યાજીને સ્મરણાંજલિ | નવજીવન, કાર્યા. | ૦– ૮–૦ |

### વાર્તાઓ

| | | |
|---|---|---|
| સામાજીક ટુંકી વાર્તાઓ અં. ૩ જો | મ. સા. વ. કાર્યા. | ૧–૧૨–૦ |
| પચાસ વર્ષ પછી | પાઠક, રા. ના. | ૧– ૪–૦ |
| પરિણીતા | શરચ્ચંદ્ર ( મૂ. લે. ) | ૦– ૮–૦ |
| સૌરાષ્ટ્રની રસધાર ભા. ૩ જો | મેઘાણી, ઝ. કા. | ૧– ૮–૦ |
| સાગરસમ્રાટ | ભટ્ટ, મૂ. મો. | ૦–૧૨–૦ |
| રખડુ ટોળી ભા. ૧–૨ | ગિજુભાઇ | ૧– ૦–૦ |
| બાલવાર્તાઓ ભા. ૩ જો | ,, | ૦– ૬–૦ |
| રાજાજીની વાતો | રાજગોપાલાચાર્ય ( મૂ. લે. ) | ૦– ૪–૦ |
| ગરીબની હાય | પ્રેમચંદજી ( મૂ. લે. ) | ૦– ૩–૦ |
| બાલમિત્રની વાતો ભા. ૨ જો | ચંદ્રશંકર | ૦– ૯–૦ |
| નાનકડી વાતો | શાહ, ર. ના. | ૦– ૬–૦ |
| વસુંધરાનાં વહાલાં દવલાં | મેઘાણી, ઝ. કા. | ૧– ૮–૦ |

### હાસ્ય-વિનોદ

| | | |
|---|---|---|
| બંગાળી બીરબલ | વીમાવાળા ન. મૂ. | ૦– ૬–૦ |

### ધર્મ–નીતિ

| | | |
|---|---|---|
| સત્યમય જીવન | મશરૂવાળા, કિ. ઘ. | ૦–૧૦–૦ |
| સારી રીતભાત | દેસાઇ, ગો. હા. | ૦– ૭–૦ |
| શાંત પળોમાં | ગિજુભાઇ | ૦– ૬–૦ |

### કાવ્યો

| | | |
|---|---|---|
| આશ્રમ ભજનાવલિ | નવજીવન કાર્યા. | ૦– ૨–૦ |

## વૈદક–વિજ્ઞાન

| | | |
|---|---|---|
| વગર દોકડાનો વૈદ | અંજારિયા, ર. ગ. | ૨– ૦–૦ |
| બાલવિજ્ઞાન ભા. ૩ | પુ. સ. સ. મં. | ૧– ૮–૦ |
| વિજ્ઞાન વિહાર ભા. ૧ | ભાવસાર, નવલકાંત ને. | ૦– ૩–૦ |
| પ્રવાસી પંખી ખંજન | દેસાઇ, કેશવપ્રસાદ | ૦– ૪–૦ |
| | | ૧૯–૮–૦ |

કમીશન જતાં પુસ્તકોની કિં. રૂ. ૧૬–૪–૩
પેટીની કિં. રૂ. ૩–૦–૦
કુલ કિં. રૂ. ૧૯–૪–૩

# પેટી નં. ૪

## બાલ સાહિત્ય

| | | |
|---|---|---|
| દ. મૂ. બા. સા. માળા પુ. ૪૯ થી ૬૪ | દ. મૂ. પ્ર. મંદિર | ૧– ૮–૦ |
| વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી ૪ થી | શાહ, ધી. ટો. | ૧– ૮–૦ |

## જીવનચરિત્રો

| | | |
|---|---|---|
| ફોરમ લહરી ૯–૧૦ | વર્મા, શારદાપ્રસાદ | ૦– ૫–૬ |
| જગતના સિતારા | પટેલ, ફુલાભાઈ | ૦– ૮–૦ |
| કિશોર ચરિત્રમાળા પુ. ૯–૧૦ ( ટોલસ્ટોય, ગેરીબાલ્ડી ) | વહોરા, રસુલભાઇ ન. | ૦– ૬–૦ |
| મહાભારતનાં પાત્રો પુ. ૯–૧૦ ( ભીષ્મ, ધૃતરાષ્ટ્ર ) | નાનાભાઇ | ૦– ૬–૬ |
| સોરઠી સંતો ભા. ૧ | મેઘાણી, ઝવેરચંદ | ૧– ૮–૦ |
| આત્મકથા ભા. ૧–૨ | ગાંધીજી | ૧– ૦–૦ |
| નરકેસરી નેપોલિયન | ધૂમકેતુ | ૦– ૩–૦ |

## વાર્તાઓ

| | | |
|---|---|---|
| સામાજીક ટુંકી વાર્તાઓ ગ્રં. ૪ થો | સ. સા. વ. કાર્યા. | ૨–૧૨–૦ |
| સૌરાષ્ટ્રની રસધાર ભા. ૪ થો | મેઘાણી, ઝવેરચંદ | ૧– ૮–૦ |
| ખજાનાની શોધમાં | ભટ્ટ, મૂ. મો. | ૦–૧૨–૦ |
| ચાંદા પર ચઢાઇ | ગાંડીવ કાર્યા. | ૦– ૮–૦ |
| આવું કેમ સમજ્યું ? | ભટ્ટ, વિશ્વનાથ મ. | ૦– ૯–૦ |
| બાળવાર્તાઓ ભા. ૪ થો | ગિજુભાઇ | ૦– ૫–૦ |

### હાસ્ય-વિનોદ

| | | |
|---|---|---|
| ચતુરસિંહ | મંછારામ ઘેલાભાઇ | ૦– ૬–૦ |
| દેશ દેશની અદ્દભુત વાતો ભા. ૧ લો | શાહ, ર. ના. | ૦–૧૦–૦ |

### ધર્મ-નીતિ

| | | |
|---|---|---|
| હિંદુ ધર્મની આખ્યાયિકાઓ ખંડ ૧ લો | નાનાભાઇ | ૦– ૮–૦ |
| ગોસેવા | ગાંધીજી | ૦– ૫–૦ |
| પારસગીતા | સર્વેયર, જ. બ. | ૩– ૦–૦ |
| જીવતા તહેવારો | કાકા કાલેલકર | ૦– ૨–૬ |

### કાવ્ય

| | | |
|---|---|---|
| રઢિયાળી રાત ભા. ૧ | જોષાણી, મનુભાઇ | ૦–૧૦–૦ |

### વૈદક-વિજ્ઞાન

| | | |
|---|---|---|
| ઘરગથુ વૈદક | વૈદ, બાપાલાલ ગ. | ૨– ૦–૦ |
| વિજ્ઞાનવિહાર ભા. ૨ જો | ભાવસાર, નવલકાંત ને, | ૦– ૩–૦ |
| રેલપાટા | ગાંડીવ કાર્યા. | ૦– ૩–૦ |

### સામાજીક-રાજકીય

| | | |
|---|---|---|
| નુતન રશિયામાં ડોકીયું | પ્રસ્થાન કાર્યા. | ૦– ૮–૦ |
| | | ૨૨– ૨–૬ |

કમીશન જતાં પુસ્તકોની કિં. રૂ. ૧૫–૭–૯
પેટીની કિંમત રૂ. ૩–૦–૦

કુલ કિં. રૂ. ૧૮–૭–૯

## પેટી નં. ૫

### બાલ સાહિત્ય

| | | |
|---|---|---|
| દ. મૂ. બા. સા. માળા પુ. ૬૫ થી ૮૦ | દ. મ. પ્ર. મંદિર | ૧– ૮–૦ |

### જીવન ચરિત્ર

| | | |
|---|---|---|
| ફોરમ લહરી ૧૧, ૧૨ | વર્મા, શારદાપ્રસાદ | ૦– ૪–૬ |
| કિશોર ચરિત્ર માળા પુ. ૧૧, ૧૨ (વિલ્યમ ટેલ, હેનરી ફોર્ડ) | વહોરા, રસુલભાઇ ન. | ૦– ૫–૬ |
| મહાભારતનાં પાત્રો પુ. ૧૧ (શ્રી કૃષ્ણ) | નાનાભાઇ | ૦– ૬–૦ |
| ભાઇલાલ વ્યાસનાં સંસ્મરણો | શુકલ, દયાશંકર ભા, | ૧– ૮–૦ |
| અપંગની પ્રતિભા | નવજીવન કાર્યા. | ૧–૧૨–૦ |

| | | |
|---|---|---|
| નરવીર લાલાજી | કોઠારી–મેઘાણી | ૦– ૪–૦ |
| કીર્તિસ્થંભ ભા. ૧–૨ | ગાંડીવ કાર્યા. | ૦– ૮–૦ |
| ભારતભૂષણ માલવીયાજી | " | ૦– ૫–૦ |

## વાર્તાઓ

| | | |
|---|---|---|
| ભૂતકાળના પડછાયા ભા. ૧–૨ | આચાર્ય, ગુણવંતરાય | ૨– ૦–૦ |
| સૌરાષ્ટ્રની રસધાર ભા. ૫ મો | મેઘાણી, ઝ. કા. | ૧– ૮–૦ |
| દેવદાસી | ડો. કદમ, રઘુનાથ ગં. | ૦–૧૨–૦ |
| ધ્રુપદાની | ગાંડીવ કાર્યા. | ૦– ૮–૦ |
| દેશ દેશની અદ્‌ભૂત વાતો ભાગ ૨ જો | શાહ, ૨. ના. | ૧– ૮–૦ |
| સોરઠી શૂરવીરો | જોધાણી મનુભાઈ | ૦– ૪–૦ |
| શિકારિકા ભા, ૨ જો | જોશી, દીનુભાઈ | ૦– ૮–૦ |
| બાલવાર્તાઓ ભા. ૫ મો. | ગિજુભાઈ | ૦– ૫–૦ |
| વર્તમાન યુગના બહારવટીઆ | મેઘાણી ઝા. કા. | ૦– ૬–૦ |
| ૭ મૂર્ખાઓ | દ. મૂ. પ્ર. મં. | ૦– ૫–૦ |
| દોઢ ડાહ્યા | શાહ, ૨. ના. | ૦–.૮–૦ |

## ધર્મ–નીતિ

| | | |
|---|---|---|
| સ્વામી વિવેકાનંદ ભા ૧૨–૧૩ | સ. સા. વ. કાર્યા. | ૧– ૮–૦ |
| હિંદુ ધર્મની આખ્યાયિકાઓ ભા. ૨ જો | નાનાભાઈ | ૦– ૮–૦ |
| જાતક કથા સંગ્રહ | પ્રસ્થાન કાર્યા. | ૦– ૩–૦ |

## કાવ્ય

| | | |
|---|---|---|
| રાસ કુંજ | બરફીવાળા, શાન્તિબેન સુ. | ૧– ૪–૦ |

## હુન્નર–વિજ્ઞાન

| | | |
|---|---|---|
| વિજ્ઞાન વિનોદ | ભાવસાર, નવલકાંત ને. | ૦– ૫–૦ |
| હુન્નરિકા | ગાંડીવ કાર્યા. | ૦– ૪–૦ |

## પ્રવાસ

| | | |
|---|---|---|
| ચીન જાપાનની યાત્રા | પ્રસ્થાન કાર્યા. | ૦– ૮–૦ |
| ચાર પ્રવાસો | પાઠક, રામભાઈ | ૦–૧૦–૦ |
| | | ૧૯–૧૫–૦ |

જતાં પુસ્તકોની કિં. રૂ ૧૬–૩–૦
પેટીની કિંમત રૂ. ૩–૦–૦

કુલ કિં. રૂ. ૧૯–૩–૦

## પેટી નં.. ૬

### બાલસાહિત્ય

| | | |
|---|---|---|
| વિદ્યાર્થી વાચનમાલા શ્રેણી ૫ મી | શાહ, ધી. ટો. | ૧– ૮–૦ |

### જીવનચરિત્ર

| | | |
|---|---|---|
| અમારા જીવનની કેટલીક યાદગીરીઓ | માડગાંવકર, સરસ્વતી | ૧– ૮–૦ |
| રાષ્ટ્રવીર શિવરાજ | કોઠારી, કકલભાઇ | ૦– ૮–૦ |
| આપવીતી | કોસંબી, ધર્માનંદ ( મૂ. લે. ) | ૧– ૪–૦ |
| રામાયણનાં પાત્રો પુ. ૧ થી ૫ | નાનાભાઇ | ૧– ૭–૦ |
| ધર્માત્માઓનાં ચરિત્રો | બધેકા, ગિજુભાઇ | ૦– ૮–૦ |
| ધોંડો કેશવ કર્વેનું ચરિત્ર | પુ. સ. સ. મં. | ૩– ૦–૦ |

### વાર્તાઓ

| | | |
|---|---|---|
| સામાજિક ટૂંકી વાર્તાઓ ગ્રંથ ૫ મો | સ. સા. વ. કાર્યાલય | ૧– ૪–૦ |
| સોલંકીયુગની કીર્તિકથાઓ | મીસ્ત્રી, અંબાલાલ ના. | ૨– ૦–૦ |
| ચંદ્રનાથ | શરદ્ચંદ્ર ( મૂ. લે. ) | ૦–૧૪–૦ |
| રોબિન્સન્ ક્રુઝો | ભટ્ટ, ચં. મ. | ૧– ૪–૦ |
| પાતાળ પ્રવેશ | ભટ્ટ, મૂ. મો. | ૦–૧૦–૦ |
| ટારઝન ભા. ૧–૨ | દ. મૂ. પ્ર. મં. | ૦–૧૦–૦ |
| રાંમસિંહ રાઠોડ | પુ. સ. સ. મં. | ૦– ૬–૦ |

### હાસ્ય–વિનોદ

| | | |
|---|---|---|
| અમે બધાં | મહેતા, ધ. કૃ. તથા દવે, જ્યો. ક. | ૨– ૮–૦ |
| મિથ્યાભિમાન | ભટ્ટ, ચં. મ. | ૦– ૬–૦ |
| મુરખરાજ | ટૉલસ્ટૉય ( મૂ. લે. ) | ૦– ૮–૦ |

### ધર્મ–નીતિ

| | | |
|---|---|---|
| મહાભારત કથા | નાનાભાઇ | ૧– ૦–૦ |
| કૌતકમાળા અને બોધવચન | ગણેશજી જેઠાભાઇ | ૧– ૮–૦ |
| ભાગ્યના સ્રષ્ટાઓ | સ. સા. વ. કાર્યાલય | ૧– ૮–૦ |

### કાવ્ય

| | | |
|---|---|---|
| કોયા ભગતની કડવી વાણી | સુંદરમ્ | ૦– ૮–૦ |

### વૈદક–વિજ્ઞાન

| | | |
|---|---|---|
| માંદગી અને માવજત | શાહ, હિંમતલાલ મ. | ૦– ૪–૦ |
| વિજ્ઞાનવિહાર ભા. ૩ જો | ભાવસાર, નવલકાંત ને. | ૦– ૩–૦ |
| ચાંદો સૂરજ | ગુ. વ. ર. કા. | ૦– ૪–૦ |

### અર્થશાસ્ત્ર

| | | |
|---|---|---|
| બંગાળા એહાલ | પટેલ, ગોપાળદાસ છ. | ૦– ૭–૦ |
| એવડું પાપ | ,, | ૦– ૬–૦ |

### ખેતી

| | | |
|---|---|---|
| ખાતરોની માહિતી | પટેલ, સોમાભાઇ ઝી. | ૦– ૬–૦ |
| | | ૨૬– ૭–૦ |

કમીશન બાદ જતાં પુસ્તકોની કિં. રૂ. ૧૯–૧૩–૬
પેટીની કિં. રૂ. ૩– ૦–૦
કુલ રૂ. ૨૨–૧૩–૬

ટીપઃ—આ ૭ પેટીઓનાં પુસ્તકો તેજ આરંભદર્શક કબાટ નં. ૧ નાં પુસ્તકો હોવાથી તેની સળંગ યાદી આપવાની જરૂર નથી ગણી.

## કબાટ નં. ૨ : પ્રગતિદર્શક

| નામ | કર્તા | કિંમત |
|---|---|---|
| **જીવન ચરિત્ર** | | |
| મારી જીવનકથા | દેસાઇ મ. હ. | ૩– ૦–૦ |
| અમર મહાજન | કોઠારી, કકલભાઇ | ૦–૧૨–૦ |
| કાગાવા | પ્રસ્થાન કાર્યાલય | ૦– ૩–૦ |
| જોસેફ પિલસુદસ્કી | કુમાર કાર્યાલય | ૧– ૦–૦ |
| રામકૃષ્ણ પરમહંસ | સ. સા. વ. કાર્યા. | ૧– ૮–૦ |
| સ્વામી ભાસ્કરાનંદ અને વિજયકૃષ્ણ ગોસ્વામી | ,, | ૧– ૮–૦ |
| વીર નર્મદ | ભટ્ટ, વિશ્વનાથ મ. | ૧– ૦–૦ |
| શ્રી ચૈતન્ય મહાપ્રભુ | સ. સા. વ. કાર્યા. | ૨– ૪–૦ |
| આદર્શ ચરિત્ર–સંગ્રહ | ,, | ૧–૧૨–૦ |
| થૉમસ આલ્વા એડિસન | ઓગલે, ગુરુનાથ પ્ર. | ૨– ૦–૦ |
| એક ક્રાન્તિકારની આત્મકથા ભા. ૧–૨ | પ્રસ્થાન કાર્યા. | ૨– ૮–૦ |
| **વાર્તાઓ** | | |
| ગ્રામલક્ષ્મી ભા. ૧–૪ | દેસાઇ, ર. વ. | ૧૦– ૮–૦ |
| દિવ્યચક્ષુ | ,, | ૨– ૮–૦ |
| ગ્રામ સેવક દિનેશ | શાહ, હિં. સુ. | ૨– ૦–૦ |
| પાટણની પ્રભુતા | મુનશી. ક. મા. | ૨– ૮–૦ |
| લગ્ન પ્રપંચ | પટેલ, ન. ઇ. | ૨– ૮–૦ |
| વિરાટ જાગે છે ત્યારે | આચાર્ય ગુ. પો. | ૨– ૮–૦ |

| | | |
|---|---|---|
| સ્વામી | સોની, ર. પી. | ૧– ૪–૦ |
| ઝાંઝવાના જળ | સોપાન | ૧– ૩–૦ |
| ડીટેકટીવ દેવીન્દ્રનાં સાહસો | કર્ણિક, મા. ભા. | ૨– ૮–૦ |
| તણખા મં. ૧–૪ | ધૂમકેતુ | ૬– ૮–૦ |
| જેલ ઑફીસની બારી | ઝવેરચંદ મેઘાણી | ૧– ૦–૦ |
| સોરઠ, તારાં–વહેતાં પાણી | ,, | ૨– ૮–૦ |
| સ્વાપર્ણ | યાજ્ઞિક, ભદ્રકુમાર | ૧– ૦–૦ |
| ભગવો નેજો | આચાર્ય ગુણવંતરાય | ૧– ૦–૦ |
| આવતી કાલ | પાઠક, રામનારાયણ ના. | ૨– ૮–૦ |
| ડોકિયું | ભટ્ટ, ચંદ્રભાઈ ક્ષા. | ૦–૧૦–૦ |
| ઘરે બાહિરે | પારેખ, નગીનદાસ ( અનુ. ) | ૨– ૦–૦ |
| સોરઠી બહારવટીયા ભા. ૧–૩ | ઝવેરચંદ મેઘાણી | ૩– ૮–૦ |
| આનંદ બત્રીસી | ખંધડીયા, જ. દુ. | ૧– ૮–૦ |
| કલમ ચાબુક | બેકાર | ૦–૧૦–૦ |
| કુમારનાં સ્ત્રી–રત્નો | યાજ્ઞિક, ઇ. ક. | ૧– ૦–૦ |
| દર્પણના ટુકડા | પુરાણી, અંબાલાલ | ૧– ૦–૦ |
| ગાંધી યુગની વાર્તાઓ | રાયચુરા, ગો. દા. | ૧–૧૨–૦ |
| દાલચીવડાનો દાયરો | ,, | ૧– ૮–૦ |
| ભારેલો અગ્નિ | દેસાઈ ર. વ. | ૩– ૦–૦ |
| ઘર ભણી | ઇન્દ્ર, વસાવડા | ૧– ૮–૦ |

**નાટક–કાવ્ય**

| | | |
|---|---|---|
| સાપના ભારા | જોશી, ઉમાશંકર | ૧– ૮–૦ |
| અંતરનાં અજવાળાં | ચૌધરી, જે. છ. | ૦– ૫–૦ |
| વહેમી | પાઠકજી, બો. જ. | ૦– ૮–૦ |
| આગગાડી | મહેતા, ચંદ્રવદન | ૧– ૪–૦ |
| ન્યાતના નખરાં | પંડ્યા, ગજેન્દ્ર લા. | ૮– ૬–૦ |
| કાઠિયાવાડી દુહા | રાયચુરા, ગો. દા. | ૧– ૦–૦ |
| રાસતરંગિણી | બોટાદકર, દા. ખુ. | ૦–૧૦–૦ |
| નર્મદનું મંદિર | ભટ્ટ, વિ. મ. | ૧– ૮–૦ |

**ધર્મ–નીતિ**

| | | |
|---|---|---|
| શ્રી વાલ્મીકિ રામાયણ ભા. ૧–૨ | સ. સા. વ. કાર્યા. | ૩– ૪–૦ |
| શ્રી મહાભારત મંજરી | ,, | ૨– ૦–૦ |
| શ્રી દાસબોધ | ,, | ૨– ૦–૦ |
| શ્રી પુરુષ મર્યાદા | મશરૂવાળા કિ. ઘ. | ૦– ૫–૦ |
| ધર્મ મંથન | ગાંધીજી | ૦–૧૨–૦ |

**સામાજિક–રાજનૈતિક**

| | | |
|---|---|---|
| દુઃખી હિંદ | વ્યાસ, ગુ. ધિ. | ૪– ૮–૦ |
| બારડોલીનો સત્યાગ્રહ | નવજીવન કાર્યા. | ૨–૧૨–૦ |
| સત્યાગ્રહની મર્યાદા | ,, | ૧– ૪–૦ |

| | | |
|---|---|---|
| પ્રગતિશીલ જાપાન | પટેલ, ત્રિ. ર. | ૧– ૦–૦ |
| રંગ દ્વેષનો દુર્ગ ભા. ૧–૨ | જોશી, પ્રા. સો. | ૫– ૦–૦ |
| રશિયાનું ઘડતર | મહેતા, બબલભાઈ | ૨– ૦–૦ |
| સંપૂર્ણ દારૂનિષેધ | ગુર્જર ગ્રં. ર. કા. | ૦– ૮–૦ |

**ઇતિહાસ**

| | | |
|---|---|---|
| તવારીખની તેજછાયા ભા. ૧–૫ | પંડિત જવાહરલાલ નેહરૂ | ૨– ૮––૦ |

**હુન્નર–વિજ્ઞાન–વૈદક**

| | | |
|---|---|---|
| તારાશાસ્ત્ર | હાથી, છેલશંકર મ. | ૦–૧૨–૦ |
| ઉધઇનું જીવન | મશરૂવાળા, કિ. ઘ. | ૦–૧૦–૦ |
| મિલની મુલાકાત | અડાલજા, તા. પો. | ૦– ૬–૦ |

**સાહિત્ય**

| | | |
|---|---|---|
| નવલ ગ્રંથાવલિ | પરીખ, નરહરિ દ્વા. | ૨– ૦–૦ |
| જીવનનો આનંદ | કાલેલકર, દ. બા. | ૧– ૮–૦ |
| સ્મરણ યાત્રા | કાલેલકર, દ. બા. | ૧– ૦–૦ |
| મનન અને મન્તવ્યો | ખાંડવાળા, ર. વિ. | ૦– ૮–૦ |

**પ્રવાસ**

| | | |
|---|---|---|
| કુદરત અને કળાધામમાં વીસ દિવસ | શાહ, ધી. ટો. | ૧– ૮–૦ |
| સિદ્ધપુર | ડૉ. ચિ. મ. | ૦– ૬–૦ |

## ફરતાં પુસ્તકાલયો

[ સર્વસામાન્ય; શિક્ષક, સ્ત્રીઓ, બાળકો તથા ખેડુતો માટેની આ ખાસ પેટીઓમાં ગ્રા. પુ. નાં કબાટોમાં આવી જતાં પુસ્તકો સિવાયનાં પુસ્તકો સામાન્યતઃ લેવાયાં છે ]

**નં. ૧–સર્વસામાન્ય માટે**

| | | |
|---|---|---|
| નીતિ–શિક્ષણ | ધ્રુવ, આનંદશંકર બા. | ૦–૧૩–૦ |
| અમર ચરિત્ર ભા. ૧ લો. | ભક્ત, બા. વે. | ૩– ૮–૦ |
| ગુરુ ગોવિન્દસિંહ | ઠક્કર, નારાયણ વસનજી | ૧–૧૦–૦ |
| ટ્રોટ્સ્કી | મહેતા, રતિલાલ | ૦– ૬–૦ |
| બુદ્ધચરિત્ર | કોસંબી, ધર્માનંદ | ૧– ૪–૦ |
| નીતિશાસ્ત્ર પ્રવેશ | અમીન ગો. ક. (અનુ.) | ૩– ૮–૦ |
| મંગળ પ્રભાત | ગાંધી, મો. ક. | ૦– ૧–૦ |
| દૂધમા કાકી | જાગીરદાર, છોટાલાલ ડા. | ૧– ૪–૦ |
| કોકીલા | દેસાઇ, ર. વ. | ૨– ૮–૦ |
| પ્રાયશ્ચિત ભા. ૧–૨ | સોપાન | ૪– ૦–૦ |
| ધૂંપદાની | ભટ્ટ, વિનોદ | ૧– ૪–૦ |

| | | |
|---|---|---|
| ભેદભદ | નીલકંઠ, ર. મ. | ૨– ૦–૦ |
| વૈજ્ઞાનિક જગત ભા. ૧ લો | ભટ્ટ, ચં. કા. | ૧– ૪–૦ |
| શેક્સપીઅરનાં કથાનકો | શાહ, ર. ના. | ૧– ૦–૦ |
| ઓતરાતી દિવાલો | કાલેલકર, દ. બા. | ૦– ૬–૦ |
| કકળતું કોગિ | ભટ્ટ, ચં. કા. | ૦– ૫–૬ |
| રાઇનો પર્વત | નીલકંઠ, ર. મ. | ૧– ૮–૦ |
| પ્રભાત પ્રાર્થનામાળા | સં: ર. ગ. અંજારીયા | ૨– ૦–૦ |
| કોડિયાં | શ્રીધરાણી, કૃષ્ણલાલ | ૧– ૪–૦ |
| ગુજરાતનાં તીર્થસ્થાનો | શાસ્ત્રી, દુ. કે. | ૦–૧૨–૦ |
| ગિરિરાજ આબુ | પરીખ, શં. હા. | ૦– ૮–૦ |
| ત્યારે કરીશું શું ? | અ: પરીખ, ન. હા. | ૧– ૦–૦ |
| વીરની હાકલ | સં: મીસ્ત્રી ર. કે. | ૦–૧૨–૦ |
| પૈસાદાર કેમ થવાય ? | અ: રાવળ ડા. હિં. | ૧– ૪–૦ |
| માંબાપોને | બધેકા, ગિજુભાઇ | ૦–૧૦–૦ |
| માબાપોના પ્રશ્નો | ,, | ૦– ૮–૦ |
| માબાપ થવું આકરૂં છે | ,, | ૦–૧૦–૦ |
| તક્રકલ્પ અર્થાત્ છાશ સેવન વિધિ | ભટ્ટ, હ. સુ. | ૦–૧૩–૦ |
| કન્યાને પત્રો | પરીખ, ન. હા.–દેસાઇ મં. હ. | ૦– ૬–૦ |

## નં. ૨–સ્ત્રીઓ માટે

| | | |
|---|---|---|
| વહુને શીખામણ | અંજારિયા, રવિશંકર ગણેશજી | ૧– ૦–૦ |
| ઋતુ ધર્મ | શાસ્ત્રી, માધવપ્રસાદ ના. | ૦– ૫–૦ |
| ગૃહ વ્યવસ્થાની વાતો અથવા ઍટરી | વીમાવાળા, ઇશ્વરલાલ | ૦– ૬–૦ |
| કાકી | ,, | ૦– ૩–૦ |
| અર્ધાંગના | ,, | ૦– ૪–૦ |
| વંધ્યા | મૈશ્રી, છગનલાલ નારાયણ | ૦– ૪–૦ |
| દરેક સ્ત્રી વાંચે | જોશી, વાસુદેવ વિનાયક | ૦– ૩–૦ |
| લેડી વિદ્યાબ્હેન મણિમહોત્સવ અભિનંદન ગ્રંથ સં. | પારેખ, હીરાલાલ ત્રિ. | ૧– ૮–૦ |
| રંભાનું રસોઇ ઘર ભા. ૧ થી ૩ | સૌ. સુમતિ ના. પટેલ | ૦– ૯–૦ |
| રસમય વાનીઓ | એરંડા, તારામતી જ. | ૧– ૦–૦ |
| દક્ષિણી રાંધણ કળા | શ્રી. સુલોચના દીઘે | ૦– ૩–૦ |
| રશિયન નારી | ભટ્ટ, ચંદ્રભાઇ કા. | ૦–૧૦–૦ |
| વીરાંગનાની વાતો | અડાલજા, તા. પો. | ૨– ૮–૦ |
| ગોરદી વીરાંગનાની વાર્તાઓ | રાયપુરા. ગો. હા. | ૨– ૦–૦ |
| મારી કહાણી | શ્રી. પાર્વતીબાઇ આઠવલે | ૦– ૮–૦ |
| વિરાજ વહુ | (અ.) દેસાઇ, મ. હ. | ૦–૧૦–૦ |

| | | |
|---|---|---|
| ભરત-ગુંથણ | શ્રી. પરીનબહેન મીસ્ત્રી | ૦-૧૦-૦ |
| વિષવૃક્ષ | ચટ્ટોપાધ્યાય, બંકિમચંદ્ર | ૧- ૮-૦ |
| સીતા | ચોકસી, ના. નં. | ૦- ૬-૦ |
| કન્યાને પત્રો | દેસાઇ, મહાદેવ હ. અને પરીખ, નરહરિ દ્વા. મા. | ૦- ૬-૦ |
| પાર્વતી | મજમુંદાર, મંજુલાલ ર. | ૦- ૬-૦ |
| હાસ્ય કલાપ | ગાંડિવ સાહિત્ય મંદિર | ૧- ૮-૦ |
| સ્ટવનું શાસ્ત્ર | શ્રી. કાન્તાગૌરી ઇ. વીમાવાળા | ૦- ૩-૦ |
| ખાંયણા | (સં.) વીમાવાળા ઇશ્વરલાલ | ૦- ૫-૦ |
| દેવી ચૌધરાણી | ,, | ૧- ૮-૦ |
| ભવાટવી | વીમાવાળા, નટવરલાલ | ૦- ૪-૦ |
| પતિની પસંદગી | સ્ત્રી શકિત ગ્રંથમાળા | ૦- ૪-૦ |
| શિવાજીની બા | શ્રી જ્યોતિ | ૦-૧૦-૦ |
| સુખી ઘર | સ્ત્રીશકિત ગ્રંથમાળા | ૦- ૩-૦ |
| શાકાહારી પારસી વાનીઓ | શ્રી પરીન એદલજી મીસ્ત્રી | ૦- ૬-૦ |
| કોને પરણું ? | (અ.) સુતરીયા રં. લ. | ૧- ૪-૦ |
| સુઘડતા અને સુંદરતા | શ્રી. પરીન એદલજી મીસ્ત્રી | ૦- ૮-૦ |
| ચોર્યાસીનું ચક્કર | સ્ત્રીશકિત ગ્રંથમાળા. | ૦- ૫-૦ |
| સખીના પત્રો | શાહ, હિં. મ. | ૦- ૮-૦ |
| વહેમી પતિ | સ્ત્રીશકિત ગ્રંથમાળા | ૦- ૩-૦ |
| માંદગી અને માવજત | શાહ, હિં. મ. | ૦- ૪-૦ |
| રાણકદેવી | દેસાઇ, કાલીપ્રસાદ | ૦-૧૨-૦ |
| રાસ પદ્ય | શાહ, મૂળજીભાઇ પી. | ૧- ૦-૦ |

## નં. ૩-શિક્ષકો માટે

| | | |
|---|---|---|
| શિક્ષક હો તો | બધેકા, ગિજુભાઇ | ૦-૧૦-૦ |
| પ્રાથમિક ગણિત શિક્ષણ | પટેલ, સોમાભાઇ કી. | ૦-૧૨-૦ |
| પ્રાથમિક શાળાના શિક્ષકનો સાથી | ભટ્ટ, સુ. બે. | ૧- ૦-૦ |
| આ તે શી માથાફોડ ? | બધેકા, ગિજુભાઇ | ૦-૧૦-૦ |
| કેળવણીના પાયા | મશરૂવાળા, કિશોરલાલ | ૧- ૦-૦ |
| દિવાસ્વપ્ન | બધેકા, ગિજુભાઇ | ૦-૧૮-૦ |
| પ્રાથમિક શાળામાં શિક્ષણ પદ્ધતિઓ | ,, | ૦- ૮-૦ |
| બાલશિક્ષણ | ,, | ૦-૧૦-૦ |
| જર્મનીમાં કેળવણીની પ્રણાલી | (અ.) ભટ્ટ, ગિ. મ. | ૦-૧૨-૦ |
| મોન્ટીસોરી પ્રવેશિકા | (અ:) તારાબ્હેન. | ૦-૧૨-૦ |
| ઘરમાં મોન્ટીસોરી | તારાબ્હેન | ૦-૧૦-૦ |
| વડીલો વાંચે | હરભાઇ | ૦-૧૦-૦ |

| | | |
|---|---|---|
| હાલતાં ચાલતાં | બધેકા, ગિજુભાઈ | ૦–૧૦–૦ |
| મોન્ટીસોરી સિદ્ધાન્તોએ વ્યાકરણ શિક્ષણ | પટેલ, સો. ડી. | ૦–૧૨–૦ |
| મોન્ટીસોરી પદ્ધતિનો આત્મા | અઃ દેસાઈ નરેન્દ્ર સિ. | ૧– ૨–૦ |
| નવી દૃષ્ટિ | ત્રિવેદી હરભાઈ | ૦–૧૦–૦ |
| યુરોપના સુપ્રસિદ્ધ શિક્ષણ–સુધારકો | ત્રિવેદી વિદ્યારામ વ. | ૧–૧૨–૦ |
| શિક્ષણનો શાસ્ત્રાર્થ | શાસ્ત્રી, મગનલાલ | ૦–૧૧–૦ |
| ડૉલ્ટન યોજના | ત્રિવેદી, હરભાઈ | ૧– ૦–૦ |
| પ્રાથમિક શાળામાં ભાષા–શિક્ષણ | બધેકા, ગિજુભાઈ | ૦–૧૦–૦ |
| પ્રાથમિક શાળામાં શિક્ષક | ,, | ૦–૧૦–૦ |
| પ્રાથમિક શાળામાં કલા કારીગરીનું શિક્ષણ ભા. ૧–૨ | ,, | ૧– ૪–૦ |
| કોઈએ નહોતું કીધું | ત્રિવેદી, હરભાઈ | ૦–૧૦–૦ |
| મૂંઝવતું બાળક | અઃ ત્રિવેદી, હરભાઈ | ૧– ૦–૦ |
| શા માટે ? | ત્રિવેદી, હરભાઈ | ૦– ૮–૦ |
| નવી કેળવણી | ,, | ૦–૧૨–૦ |
| બાલવિજ્ઞાન ભા. ૩ જો | સૌ. વિમળા સેતલવાડ | ૧– ૮–૦ |

## નં. ૪–ખેડુત માટે

| | | |
|---|---|---|
| કૃષિ શિક્ષણ | પટેલ, સોમાભાઈ ગોકળભાઈ | ૦–૧૨–૦ |
| ખાતરોની માહિતી | પટેલ, સોમાભાઈ કીશાભાઈ | ૦– ૬–૦ |
| ઢોરનો વૈદ ભા. ૧–૨ | પઠાણ યુ. જે. | ૧– ૦–૦ |
| લીંબુ અને તેની જાતનાં ફળોનો ઉદ્યોગ | ગજ્જર, મગનલાલ | ૦– ૪–૦ |
| ખેડુતોની સમસ્યા | લાલજી પેન્ડસે, ઇન્દુલાલ યાજ્ઞિક, સૌમેન્દ્ર ટાગોર. | ૧– ૪–૦ |
| વણાટશાસ્ત્ર ભા. ૧ લો | ગાંધી, મગનલાલ ખુશાલચંદ | ૦–૧૦–૦ |
| ખાંડ બનાવવાની રીત | અંજારિયા, દુલેરાય છોટાલાલ | ૦– ૮–૦ |
| ફળઝાડ તથા શાકભાજી વાવવાની રીતનું બગીચાનું પુસ્તક | ,, | ૨– ૮–૦ |
| ગાય, ભેંસ, બળદ તથા ઘોડાં ઉછેરવાની તથા ઘી દુધ વાપરવાની રીત | ,, | ૧– ૮–૦ |
| ખેતીવાડીના ધંધામાંથી પૈસા કમાવાની કુંચી | ,, | ૧– ૮–૦ |
| માળીનો ભોમીયો | ,, | ૨– ૦–૦ |
| ખેતીવાડીની પાઠમાળા ભા. ૧ લો | ,, | ૧– ૪–૦ |
| ફળવાડીની ખીલવણી | પટેલ, અંબાલાલ મોતીભાઈ | ૦–૧૨–૦ |
| ફુલવાડીની ખીલવણી | ,, | ૦–૧૨–૦ |

## નં. ૫—બાળકો માટે

| | | |
|---|---|---|
| મોટા થઈશું ત્યારે | ઓઝા, જયંતીલાલ | ૦— ૫-૦ |
| સુધન્વા | મજમુદાર, મં. ર. | ૦— ૬—૦ |
| હરિશ્ચંદ્ર | સૌ. મનોરમા મજમુદાર | ૦— ૬—૦ |
| ભગીરથ | મજમુદાર- ભગીરથ | ૦— ૬—૦ |
| ધ્રુવ | ચોકસી ના. નં. | ૦— ૬—૦ |
| પ્રહ્લાદ | મજમુદાર, શ્રીમતીબાળા | ૦— ૬—૦ |
| બકોર પટેલની વાતો ભા. ૧ થી ૩ | વ્યાસ હરિપ્રસાદ | ૦—૧૦—૦ |
| પીળાં પલાશ | શ્રી ધરાણી, કૃષ્ણલાલ | ૦— ૭-૦ |
| પવન પાવડી | જોશી, હિનુભાઇ | ૦— ૬—૦ |
| વિજ્ઞાનિકા | નટુભાઇ | ૦— ૩—૦ |
| ગમ્મતિકા | ,, | ૦— ૪—૦ |
| ગણિત ચમત્કાર | શાહ, જેઠુભાઇ | ૦— ૪—૦ |
| બાળકોનું મહાભારત ૧—૨ | શાહ, ર. ના. | ૧—૧૨—૦ |
| ગમ્મત ગીતો | ગિરીશ | ૦— ૫—૦ |
| વસ્તુપાળ—તેજપાળ | શાહ, ધી. ટો. | ૦— ૬—૦ |
| હિતોપદેશની વાતો ભા. ૧—૨ | ભટ્ટ, ચં. મ. | ૦—૧૨—૦ |
| ચાલો ભજવીએ ભા. ૧—૨ | વીમાવાળા, નટવરલાલ | ૦—૧૪—૦ |
| ગોળીબારની મુસાફરી ભા. ૧—૨ | સૌ. હંસાબહેન મહેતા | ૨— ૨—૦ |
| લપલપીયાં | શાહ, ર. ના. | ૦— ૮—૦ |
| ધુપદીપ | દવે. હી. લ. | ૦— ૮—૦ |
| દગાબાજ દુશ્મન | ભટ્ટ, ચં. કા. | ૦— ૩—૦ |
| સાહસિકોની સૃષ્ટિ | ભટ્ટ, મૂ. મો. | ૧— ૪—૦ |
| અજબ દુનિયા | પટેલ, ના. ઇ. | ૦— ૩—૦ |
| હિંદના ઇતિહાસની વાતો | અ. મહેતી મ. ભા. | ૦—૧૨—૦ |
| પૂછડીયાના પ્રદેશમાં | સોની, રમણલાલ | ૦— ૮—૦ |
| અરુણનું અદ્ભુત સ્વપ્ન | સૌ. હંસાબહેન મહેતા | ૧— ૮—૦ |
| શિકાર કથાઓ | જોશી, જીવરામ | ૦— ૮—૦ |
| કથાગીતો | ભાવસાર, સોમાભાઇ | ૦— ૬—૦ |
| જગતના જવાંમર્દો | શાહ, ર. ના. | ૦— ૬—૦ |
| ગામડાનું ગૌરવ | જોધાણી, મનુભાઈ | ૦— ૬—૦ |
| પચાસ પ્રેરક પ્રસંગો | ભટ્ટ, ચં. મ. | ૦— ૬—૦ |
| વીર અભિમન્યુ | ,, | ૦— ૬—૦ |
| ટચુકડી સો વાતો ભા. ૧ થી ૬ | કાંટાવાળા, હ. દા. | ૬— ૦—૦ |
| માલિયાનું મંડળ | ગાંડીવ કાર્યા. | ૦— ૩—૦ |

—✠—

## પુ. સ. સ. મંડળ લિ વિભાગ

# પત્રો શરૂ થયાની માહિતી

નીચેનાં ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયોનાં બજેટની મંજુરી તથા લોકમદદનાં નાણાં તા. ૨૨–૧–૩૮ સુધીમાં અમારા તરફ આવી ગયેલ હોવાથી તેમને તા. ૧–૨–૩૮ થી પત્રો શરૂ કરી આપવાનો તજવીજ થઇ છે. આ યાદી પૈકી તેમજ અગાઉની યાદીઓ પૈકી જેમણે સરકાર, પંચાયત મદદની પાવતીઓ ખાતા તરફ ન મોકલી આપી હોય તેમણે તે તરતજ મોકલી આપવી:—

### યાદી નં. ૪ : સંખ્યા ૧૧૯

| | | | | |
|---|---|---|---|---|
| **પેટલાદ ૧** | મીયાગામ | લઢોદ | પુંધરા | **નવસારી ૪** |
| કાવીઠા | શરોદ | સોનગીર (ઇડર) | ઉપખલ | મહુવર |
| **ભાદરણ ૨** | કલા | ડોળમાર | હરણાહોડા | સરઇ |
| જલસણ | પીંગળવાડા | **દહેગામ ૩** | પાલડીવ્યાસ | વેજલપોર |
| વાસણા | સાદરણા | કડવાડા | **મહેસાણા ૨** | કાળાકાછા |
| **વડોદરા ૫** | વીરજઇ | પરાંતીઆ | દેલા | **ગણદેવી ૪** |
| અંકોડીઆ | **ડભોઇ ૬** | નાના જલુંદ્રા | આંબલીઆસણ | તોરણગામ |
| કોયલી | અકોટી | **કડી ૧૦** | **સિદ્ધપુર ૪** | દેવધા |
| ધનોરા | કુંઢેલા | કૈયલ | કરલી | દેસરા |
| સમા | કુંવરવાડા | જુલાસણ | મકતુપુર | કેસલી |
| નિઝામપુરા | મોટા હબીપુરા | કરણ | મોટાવાસણા | **પલસાણા ૪** |
| **પાદરા ૮** | વડવાણા | ડાંગરવા | ખટાસણ | તુંડી |
| ડબકા | સાઢોદ | થોળ | **ખેરાળુ ૪** | દસ્તાન |
| ભાજપુરા | **શિનોર ૨** | ડેકસણા | ચાણસોલ | સાંકી |
| મોભા | અવાખલ | લુણાસણા | ડભાડ | હરીપુરા |
| સોલા | દીબરવા | ઊંટવા | મંડાલી | **કામરેજ ૩** |
| સાંગમા | **સાવલી ૨** | ચાલાસણ | બલાદ | કોસમાડા |
| મજાતુવા | બાકરોલ | અંબાલપુરા | **પાટણ ૩** | ભૈરવ |
| સોમજીપુરા | અંજેસર | **કલોલ ૨** | ચારૂપ | માકણા |
| ગજાતણ | **વાઘોડીઆ ૧** | પલીઅડ | એદલા | **મહુવા ૬** |
| **કરજણ ૯** | લીલોર | નારદી ૧ | હીરક મહોત્સવ | રાણત |
| દેરોલી | **સંખેડા ૫** | **સિદ્ધપુર ૬** | કાકરડા-વા-પાટણ | વેલણપુર |
| પાછીઆપુરા | માલપુર | કોલવડા | **હારીજ ૧** | કોસ |
| ફત્તેપુર | રાજનગર | ઉગાવાડીઆ | વાંસા | ગુણસવેલ |

૧૨

| | | | | |
|---|---|---|---|---|
| વલવાડા | ફલકવા | પીઠવાજાલ | ધારી ૨ | રતનપુર ૩ |
| વાંસકુઇ | અમરેલી ૮ | ગાવડકા | કેરાળા | ઈશ્વરીઆ |
| માંગરોળ ૨ | ચાંદગઢ | મોટા માંચીઆળા | જીરા | નવાગામ |
| પીપોદરા | વરસડા | દામનગર ૨ | કોડીનાર ૨ | શીયાનગર |
| મહુવેજ | વિઠ્ઠલપુર | ગણેશગઢ | પ્રાચી | |
| વ્યારા ૨ | ટીંબલા | રાભડા | વેલણ | |
| ખુંટાડીઆ | જેસીંગપુરા | | | |

કુલ ૧૧૯
યાદી નં. ૧ થી ૩ નાં ૯૦૪

કુલ એકંદર ૧૦૨૩

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૫૦

| વર્ગ | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | કિંમત | કદ | વર્ષ | પૃષ્ઠ | બાંધણી | પ્રકાશકનું નામ |
|---|---|---|---|---|---|---|---|---|
| ઈ | સદ્‌ગુરૂની વાર્તાઓ ભાગ ૧ લો | ચુનીલાલ તુલસીદાસ | ૧–૦–૦ | ૧૬ | ૧૯૩૭ | ૩૬૪ | પાકી | ચુનીલાલ તુલસીદાસ જરમન સીલ્વર મર્ચંટ દુકાન નં. ૧૩૬ કંસારા ચાલ મુંબાઈ નં. ૨ |
| ઈ | સદર ભાગ ૪ થો | ,, | ૧–૪–૦ | ,, | ૧૯૩૬ | ૪૫૬ | ,, | |
| | मराठी | | | | | | | |
| क्ष | काशीनाथ त्रिंबक तेलंग यांचें चरित्र | कर्नाटकी, श्रीनिवास ना. | ३–०–० | १६० | १९२९ | ५१२ | કાપડી | भारत–गौरवमाला, ठाकुरद्वार, मुंबई |
| झ | भाऊदाजी लाड यांचें चरित्र | ,, | १–०–० | ,, | १९३१ | १३० | ,, | ,, |
| झ | शंकर पांडुरंग पंडित | ,, | १–०–० | ,, | १९३५ | १५२ | કાગદી | व्हीं. प्रभा आणि कंपनी, गिरगांव मुंबई |

પુસ્તકાલય ખાતું,
સાર્વજનિક પુસ્તકાલય શાખા,
વડોદરા તા. ૩૧–૧–૩૮

પુ. શ્રી. શાહ

के. म. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક

પુસ્તકાલય ખાતું | સાર્વજનિક પુસ્તકાલયશાખા

## સૂચના નં. ૪૦૯ સને ૧૯૩૭-૩૮

## વિષય.

### સને ૧૯૩૬-૩૭ ના બજેટની બાકીના ખર્ચની પાવતીઓ વેળાસર તપાસવા મોકલવા બાબત.

આથી ગ્રામપુસ્તકાલયના મંત્રીઓને જણાવવામાં આવે છે કે જે ગ્રામપુસ્તકાલયના મંત્રીએ સન ૧૯૩૬-૩૭ ના બજેટ પૈકીની પુસ્તકોની, પુસ્તક બંધામણની, મકાન દુરસ્તીની તથા નોકરખર્ચની, પરિષદખર્ચની, પુસ્તકાલય શિક્ષણખર્ચની અને કંટીજંટ ખર્ચની પાવતીઓ તપાસવા હજુ સુધી મોકલી ન હોય તે પુસ્તકાલયના મંત્રીએ બાકીના ખર્ચની પાવતીઓ તપાસવા તુરત પુસ્તકાલયખાતા તરફ મોકલી આપવાની તજવીજ કરવી.

વડોદરા,
૨-૨-૩૮

के. मं. रांगणेकर.
મદદનીશ વ્યવસ્થાપક,
પુસ્તકાલય ખાતું.

—:o:—

પુસ્તક ૧૩ મું.
અંક ૩જો

માર્ચ
૧૯૩૯



# પુસ્તકાલય

લવાજમ:
દેશમાં વાર્ષિક રૂ. ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છુટક નકલ: રૂ. ૦-૬-૦

તંત્રીઓ:
નાનાભાઈ ચંદ્રશેખર દીવાનજી
નાજુકલાલ નંદલાલ ચોકસી,

વ્યવસ્થાપક:
બાપુજીભાઈ નારણભાઈ અમીન
બી. કૉમ.
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા ...વડોદરા



# અનુક્રમણિકા



—✠—




પુસ્તક ૧૩ મું        માર્ચ        અંક ૩ જો

# પુસ્તકો

માલિની વૃત

(૧)

કંઇ કંઇ શિખવા ને જાણવા જન્મ પામ્યાં,
પણ સહુ શિખ દેતાં સ્વાર્થભાવે સજાવ્યાં;
અસત સત તણું ના ભાન આવે સમે જે,
તવ મધુતમ ભાવે પુસ્તકો શિખવે તે.

(૨)

વિકળ હૃદય જ્વાળા દુભતાં દાહ દેતી,
સરિત સમ સુહાતી જ્ઞાનનું નીર વે'તી;
અહળક ભરતી જ્યાં ઓટ વિના ભરાયે,
સદન સરસ ગ્રંથે લુબ્ધ ના કોણ થાયે?

(૩)

પળ પળ પડતાં આ પત્ર જેવાં શિશિરે,
વિરહ વિપદ એવાં પ્રેમીનાં હાર્દ ચીરે;
સુમન સુરભિ પાછી વાય આવ્યે વસન્તે,
ત્યમ ઉર ભર શાન્તિ થાય એ શ્રેષ્ઠ ગ્રંથે.

(૪)

જગ જન મળતાં સૌ કોઇ સારાં નઠારાં,
નયન–હૃદય ચાહે તેમ કોઇ અકારાં;
ત્યમ સહુ સરખાં ના પુસ્તકો કામ આવે,
ધીર ઉર મહીં જોતાં બુદ્ધિ વિદ્યા બતાવે.

વસન્તાત્મજ

# ગામડાં ને પુસ્તકાલય

[ લેખક :—મણિલાલ મંગળજી કાશીવાળા ]

હિન્દુસ્થાનમાં ખાસ કરીને વિશાળ વસતિ ગામડાંમાં છે. આજે ઇલાકા, પ્રાંતો કે શહેરોની ગણતરી બાદ કરતાં મોટી વસતિ ગામડાંમાં છે. ગામડાંની પ્રજા નિરક્ષર છે એટલુંજ નહિ પણ વાચનલાભથી પણ વંચિત છે. આ પ્રજાને સહેલાઇથી વાચનલાભ કેમ અપાય તે માટે આજે ઘણે સ્થળે ઘણા ભાઇઓ વિચાર કરતા થઈ ગયા છે. ખરેખર ! સૌ કોઇ શિક્ષિત સમાજને જરૂર એમ લાગે છે કે ગામડાંની પ્રજામાંથી નિરક્ષરતા ટળી જાય અને તે જ્ઞાનવાળી બને તેવા રસ્તા આપણ સૌએ શોધવા રહ્યા.

આજે વડોદરા રાજ્યમાં કેટલાંય વર્ષોથી નાનાં ગામોમાં જ્યાં શાળા હોય ત્યાં પુસ્તકાલય હોવું જોઇએ એ યોજના અમલમાં મૂકાઇ રહી છે. વડોદરા રાજ્ય સિવાયનાં ગામોમાં પણ એના જેવીજ કોઇ યોજનાની આજે જરૂર છે.

ગુજરાત પુસ્તકાલય પરિષદ મળી ગઇ. બીજી બેઠકની તૈયારીઓ થઇ રહી છે. એ તૈયારી થાય કે ન થાય પણ ગુજરાતમાં વસતા શિક્ષિત જનોએ અને ખાસ કરી શહેરોમાં વસતા ધનિક ભાઇઓએ હવે આ વિષે ગામડાંમાં જ્ઞાનપ્રચારની યોજના માટે પુષ્કળ મદદ કરવી જોઇશે.

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે અમરેલીમાં મળેલી બેઠક પ્રસંગે પુસ્તકાલયની પ્રવૃત્તિ બીજાં દેશી રાજ્યોમાં સહેલાઇથી અમલમાં મૂકાય તેવા પ્રયત્ન કરવાનો ઠરાવ કરેલો, અને તે પછી નિમાયલા પ્રતિનિધિ મંડળે નામદાર ભાવનગર નરેશના રાજ્યમાં જઇ આ માટેની *સુંદર યોજના રજુ કરી આપી હતી. આજે ભાવનગર રાજ્યનાં ગામડાંમાં એ રીતે વાચનાલયો [illegible] ખોલાતાં જતાં ગયાં છે.

હિન્દનાં એકેએક ગામડે આવીજ કોઇ યોજના અમલમાં મૂકાય તોજ ગામડાંમાં સહેલાઇથી જ્ઞાનપ્રચાર સાધી શકાય. દેશીરાજ્યમાં જેમ રાજ્યની મદદ મળે તેમ બ્રિટિશ હિન્દનાં ગામડાંમાં પણ રાજ્ય, લોકલબોર્ડો અને મ્યુનિસિપાલીટીઓ–પંચાયતો–જરૂર મદદ આપી શકે. આ માટે હવે વડોદરા રાજ્યની યોજના માફક યોજના કરી કેળવણી ખાતા દ્વારા હિન્દનાં ગામડાંમાં પુસ્તકાલય–વાચનાલયની યોજના શરૂ થાય, એમ સૌ કોઇ ઇચ્છે છે.

---

* પુસ્તકાલય માસિકના વર્ષ ૧૯૩૭ ના જાન્યુઆરી અંકમાં એ પ્રકટ કરી છે.

## ગ્રામોદ્ધારનો સાચો ઉપાય

# આદર્શ પુસ્તકાલય

[ લેખક : કાશીભાઈ રામદાસ પટેલ, મુ. શિ. અણસ્તુ તા. કરજણ ]

**આ**ધુનિક ગામડું મેલું છે. તેના રિતરિવાજ ઢંગધડા વગરના છે. જ્ઞાતિ ખર્ચા કરીને પ્રજા કરજમાં ડૂબતી જાય છે. ગામડાનો ખેડૂત શાહુકારનો ગુલામ છે. ગામડાની પ્રજામાં ચ્હા, દારૂ, તાડી, અફીણ, ભાંગ ગાંજો વગેરે વ્યસનો સામાન્ય થઈ ગયેલાં છે અને તેથી પ્રજા દીનહીન થતી જાય છે. આરોગ્યના નિયમોથી, ઘરગથ્થુ ઉપાયોથી અજાણ્યુ હોવાથી તે દુઃખ દર્દથી પીડાય છે, દ્વેષ-વેર ઝેરથી અંદરોઅંદર લઢી સરકાર દરબારમાં નાણાં ગુમાવી ગરીબ બને છે. લોકો નિરૂદ્યમી અને અંધશ્રદ્ધાળુ બની ગયેલા છે. અંત્યજોને અધમ લેખવામાં આવે છે. સ્ત્રીઓ અજ્ઞાન, કંકાસણી, અને પરતંત્ર દશામાં સડતી માલમ પડે છે. મકાનોમાં, રસ્તાઓમાં તેમજ નવાણો પર ગંદકી જોવામાં આવે છે.

આવાં ગામડાનો મોક્ષ કરવો તેનું નામ ગ્રામોદ્ધાર. ગામડાંની ઉપરોકત દશા હોવાનું કારણ માત્ર એટલું જ કે તે અજ્ઞાન રૂપી ગાઢ તિમિરમાં ગરકાવ થઈ ગયાં છે. અજ્ઞાન એ જ માણસની દુર્દશાનું મૂળ છે. વિદ્યા સિવાયનો માણસ પશુ તુલ્ય ગણાય છે. કહ્યું છે કે:—

> माता शत्रु पिता वैरी, येन बालो न पाठितः ।
> न शोभते सभा मध्ये हंस मध्ये बको यथा ॥

જે પોતાનાં બાળકોને ન ભણાવે તે માતા શત્રુ અને પિતા વૈરી છે. હંસની સભામાં બગલો શોભે તેવી જ રીતે તે મૂર્ખ સભા મધ્યે શોભે છે. મતલબ કે તે શોભતો જ નથી; કારણ કે તેનામાં પશુતાના દુર્ગુણો હોય છે. અજ્ઞાન માણસ આંખ છતાં અંધ છે.

જ્ઞાનદાન એ સર્વશ્રેષ્ઠ દાન છે; કારણ કે તે દાન જે લે છે, તેને જન્મભર ભીખ માગવી પડતી નથી. જ્ઞાન પ્રાપ્તિથી જ ગાંગા તેલી જેવા ગરીબો ભોજ સમા તવંગર થાય છે. અન્નદાન ફકત થોડા સમય પૂરતી તૃપ્તિ આપે છે. પરંતુ ભૂખનો વખત થયે ફરીથી ભીખ માગવી પડે છે. માટે એવી રોટલી નાખો કે જેથી તે લેનાર ભિખારી રહે નહિ. આ રોટલી તે ગરીબાઈ ટાળનાર જ્ઞાન.

અમેરિકાના સ્વાતંત્ર્યનો પ્રણેતા જ્યોર્જ વૉશિંગ્ટન, ગાર્ફિલ્ડ, લિંકન વગેરે જ્ઞાનદાન જેમાંથી પ્રાપ્ત થાય છે, તેવા પુસ્તકપ્રેમથી જ ગરીબાઈમાંથી મુકત થઈ અમેરિકાના પ્રમુખ થવા ભાગ્યશાળી થઈ શકયા.

જ્ઞાન એજ શકિત છે. **नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।** જ્ઞાન જેવું પવિત્ર કંઈ જ નથી. તે જ્ઞાન સાચું જ્ઞાન હોવું જોઈએ. એકલા અક્ષરજ્ઞાનથી તો આપણે જોઈએ છીએ તેમ જાશાચીઠ્ઠી બાંધનારા જ જન્મે છે. પરંતુ તે અક્ષરજ્ઞાન રૂપી સમૃદ્ધ સાધનથી શિષ્ટ પુસ્તકો દ્વારા સારૂં જ્ઞાન પ્રાપ્ત થાય છે;

કારણ કે सा विद्या या विमुक्तये જે મુક્તિ અપાવે, જે ઉદ્ધાર કરે તેજ જ્ઞાન તેજ વિદ્યા છે. એ વિદ્યા સુજ્ઞ લેખકોનાં પુસ્તકોમાંથી મળશે. પુસ્તકો મહાન વિશ્વ-વિદ્યાલય છે. તેમાં મહાન લેખકો–કવિઓ અને વિચારકોના અનુભવનાં પ્રતિબિંબ દષ્ટિગોચર થાય છે. તેજ મહાન જ્ઞાન આપે છે. અજ્ઞાન રૂપી તિમિરને દૂર કરવા પુસ્તકાલય રૂપી જ્ઞાનસૂર્યની અતિ આવશ્યકતા છે. તે તિમિર દૂર થતાં આપોઆપ પ્રકાશ થઇ ઉદ્ધાર થવાનો જ.

જ્યાં સુધી શિષ્ટ પુસ્તકોના વાચન કે ઉપદેશથી જ્ઞાન પ્રાપ્ત થયું નથી, અજ્ઞાન દૂર થયું નથી, ત્યાંસુધી ગ્રામોદ્ધારને ઉજાશ આપનાર સારા પાકા રસ્તા, સારાં નવાણો, શાળાઓ, વ્યાયામશાળાઓ કે ઔષધાલયો મૃત શબ સમાન છે. કારણ કે તેનો યોગ્ય ઉપયોગ જ નહિ થાય. માટે પ્રથમ પુસ્તકોથી જ્ઞાન પ્રાપ્ત થવાની અતિ જરૂર છે.

હવે આપણે જોઇએ કે પુસ્તકાલયથી ગ્રામોદ્ધાર શી રીતે થઇ શકે ? પુસ્તકાલયમાં તેનો ગ્રંથપાલ આદર્શ, શુદ્ધ ચારિત્ર્યવાળો, ઉત્તમ વક્તા, અને સેવાવૃત્તિ-વાળો જોઇએ. તેણે પોતાના પુસ્તકાલયમાં રાજ્યનીતિ, આરોગ્યશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર, ઇતિહાસશાસ્ત્ર, ભૂગોળશાસ્ત્ર, ધર્મનીતિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ઉપરાંત બોધક નવલકથાઓનાં પુસ્તકો રાખવાં જોઇએ.

સાથે સાથે સ્ટીરીઓસ્કોપ, બેબી સીનેમા, મેજીક લેન્ટર્ન, કેળવણીના રેકોર્ડોવાળાં ગ્રામોફોન તથા રમતગમતનાં સાધનો રાખવાં જોઇએ. ઉપરોક્ત સાધનોથી જ્ઞાતિના રિવાજો, આર્થિક દશા, અસ્પૃશ્યતા તથા અન્ય ગ્રામ્ય કુટેવોમાં ફેરફાર થશે. સાથે જ્ઞાનવર્ધક સભા રાખવી અને તેમાં મેજીક લેન્ટર્ન સાથે અસરકારક રીતે ગ્રંથપાલે ભાષણ કરવું જેથી પ્રજામાં ચેતન આવશે.

રાત્રે ધર્મ તથા નીતિનાં પુસ્તકો ગામને ચકલે (ગધ્યે) બેસીને ગ્રંથપાલે વાંચવાં અને સમજાવવાં જેથી પ્રજાનું ચારિત્ર્ય સુધરશે. ગ્રામોદ્ધારમાં સૌથી મહત્ત્વનું ચારિત્ર્યઘડતર છે. ચારિત્ર્યઘડતરથી પ્રામાણિકતા, ન્યાય અને નીતિ આવે છે, અને પ્રપંચ–દ્વેષ-વેરઝેર–કંકાસ વગેરે દુર્ગુણો નાશ પામે છે. માટે ગ્રામ્યજીવનને ચારિત્ર્યશીલ બનાવવા કથા જેવું બીજું એક પણ સાધન નથી.

વર્તમાનપત્રોના સમાચાર લોકોને વાંચી સંભળાવવાથી કે ચકલામાં કોઇ ઘરની ભીંતે બ્લેકબોર્ડ પર દુકાણમાં લખવાથી પ્રજા દેશવિદેશના સમાચાર જાણી જાગૃત થાય છે અને જમાના સાથે ચાલવા પ્રયત્ન કરે છે.

'**આપણે પાપે,**' '**ઇન્સાનની આહ,**' '**ઢેડનો બાળક**' વગેરે જેવાં અંત્યજ ઉદ્ધારનાં ગાંધીજીનાં કે અસ્પૃશ્યતા સામે તિરસ્કાર જન્માવનારાં પુસ્તકો વંચાવવાથી અને સમજાવવાથી અસ્પૃશ્યતાનિવારણના ઉકેલમાં સરળતા મળે છે અને અંત્યજો પણ સારી કેળવણી લેતા થઇ જાય છે.

રાજ્યશાસ્ત્રનાં પુસ્તકોથી પ્રજા રાજ્યના કાયદા તથા નિયમોથી માહિતગાર થાય છે ને તેથી કોર્ટ કચેરીમાં હજારો રૂપીઆ તણાઇ જતા બચે છે. કાયદો થવાનાં કારણ જાણે છે અને તે ભંગ થવાનો ગુનો ન થાય તેવા ઉપાય લે છે.

અર્થશાસ્ત્રનાં જુદાં જુદાં પુસ્તકોના વાચનથી પ્રજા નાણાં પ્રાપ્ત કરવા તરફ

લક્ષ દોડાવે છે, અને મહેનત પણ ઉત્પાદક હોય તેવી કરે છે. પરિણામે પ્રજાનો આર્થિક વિકાસ થાય છે.

ઇતિહાસ તેમજ ભૂગોળશાસ્ત્રનાં પુસ્તકો વાંચવાથી દેશની ઉન્નતિ સાધવાના, વિશ્વબંધુત્વની ભાવનાના વિચારો જન્મે છે. દેશમાં સ્વાતંત્ર્યના ઉત્પાદકો જન્મે છે. દુનિયાના મતમતાંતરોનો નાશ કરનારા જન્મે છે. ...

સાયન્સનાં પુસ્તકો વાંચવાથી જગદીશચંદ્ર બોઝ, પ્રફુલ્લચંદ્ર રોય, અને અન્ય પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો જેવા શોધકો જન્મે છે. જેનાથી અત્યારે આગગાડી, વીજળી, અને અન્ય લડાયક સામગ્રીઓ તથા ઉપયોગી સાધનો શોધાયાં છે તેવા વીરો જન્મી દેશનો ઉદય અનેક રીતે સમીપ આવે છે.

આરોગ્યશાસ્ત્રનાં તેમજ વૈદકશાસ્ત્રનાં પુસ્તકો વાંચવાથી સ્વચ્છતા તરફ સહજે લક્ષ જાય છે; ગામડું સ્વચ્છ બને છે, આહાર વિહારમાં પ્રજા નિયમવાળી બને છે, અને રોગમાંથી મુક્તિ મેળવી તંદુરસ્ત તેમજ દૃઢ થાય છે. ઘરગથ્થુ ઉપચારો જાણવાથી સામાન્ય દર્દોમાંથી મુક્તિ મેળવે છે, આરોગ્ય રહી દીર્ઘાયુષ પ્રાપ્ત થાય તેવા ઉપાયો પ્રજા યોજે છે. વ્યાયામથી સશક્ત બને છે.

ઉદ્યોગી ચારિત્રવાળા ફ્રાંકલિન, એડીસન, બુકર ટી. વૉશિંગ્ટન જેવા નરવીરોનાં ચરિત્ર વાંચવાથી મહત્ત્વાકાંક્ષી થાય છે અને ઉચ્ચ જીવન જીવવા માટે અનેક ઉદ્યોગમાં પ્રવૃત્ત રહે છે.

આવી રીતે ગામડાનો સાચો ઉદ્ધાર થાય છે. લોકો પોતાની જરૂરિયાતો સમજે છે, જ્ઞાનપૂર્વક જીવે છે. પરોપકારી—કરકસરવાળા, જ્ઞાની, મજબૂત શરીરવાળા ઉદ્યોગી લોકો બની ગામડું સાચું શહેર બને છે.

આમ પુસ્તકાલયના આદર્શ ગ્રંથપાલે ગામનાં અજ્ઞાન સ્ત્રી—પુરુષોને કેળવવા માટે રાત્રિશાળા કાઢવી જોઇએ અને તેમાં અક્ષરજ્ઞાનની યોજના દ્વારા સામાન્ય વાંચતાં લખતાં શીખવ્યા બાદ પુસ્તકાલયમાંથી શિષ્ટ પુસ્તકોની સમજ આપી તે વાંચવાની પ્રેરણા કરવી જેથી અભણ લોકોની સંખ્યા ન રહેતાં પ્રજા જ્ઞાનરસિક બનશે.

સ્ત્રીઓને સ્ત્રીશક્તિનાં—ધર્મનાં—નીતિનાં તેમજ ભરતગુંથણ વગેરેનાં પુસ્તકો ઉપરાંત ' **શારદા** '–' **ગુણસુંદરી** '–' સ્ત્રીબોધ ' જેવાં માસિકો વાંચવા પ્રેરણા કરવી. સ્કાઉટો મારફત ઘેર પુસ્તકો પહોંચાડવાં જેથી ગામડાની અજ્ઞાન નારીશક્તિ જાગ્રત થશે અને તેમાંથી શિવાજી, નેપોલીઅન, વૉશિંગ્ટન, ગાંધીજી જેવા વીરો પ્રગટ થશે તો ગ્રામોદ્ધાર આપોઆપ જ થશે. નેપોલિયન કહે છેઃ—

' કહે નેપોલિયન દેશને કરવા આબાદાન
સરસ રીતે તો એજ છે કે માતાને જ્ઞાન. '

માટે ગામડાની સ્ત્રીજાતિ માટે તમારાં પુસ્તકાલયો ખુલ્લાં રાખો, તેને સર્વ સગવડ આપો અને જ્ઞાનરસિક બનાવો.

આદર્શ ગ્રંથપાલ પુસ્તકાલયને જીવંત સંસ્થા બનાવશે અને બાળકથી વૃદ્ધ, બ્રાહ્મણથી અંત્યજ સુધી પુસ્તકપ્રેમ પ્રગટ કરશે, તો ઉપરોક્ત રીતે ગ્રામોદ્ધાર ન્યાય અને નીતિના પાયા ઉપર રચાશે. અને ગ્રામોદ્ધાર થતાં ભારત માતાનો ઉદ્ધાર થવો મુશ્કેલ નથી. પુસ્તકાલય દૈવી સંસ્થા છે, કામધેનુ છે. જે જે માગીએ તે તે તેમાંથી મળે છે. માટે તેને અપનાવો.

—✻—

# વડોદરાનાં પુસ્તકાલયો :

## તેમનાં વર્તમાન અને ભવિષ્ય

[ લેખક :—ચં. દિ. વાકનીસ, ક્યુરેટર ]

**વડોદરા** રાજ્યની બધી પ્રજાને મફત પુસ્તકાલયોની સવડ કરી આપ્યાથી વડોદરા હિન્દુસ્તાનમાં માત્ર દેશી રાજ્યોમાં જ નહિ પરંતુ દેશના ઇલાકાઓમાં પણ અદ્વિતીય ખ્યાતિ મેળવી રહ્યું છે. આથી આગળ વધીને કહીએ તો પુસ્તકાલય પ્રવૃત્તિની નિપુણતા અને પ્રચારકાર્યમાં ઈંગ્લેન્ડ અને અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સની સાથે વડોદરા અગ્ર ભાગે આવે છે. આખા રાજ્યનું ક્ષેત્રફળ લગભગ ૮૦૦૦ ચોરસ માઇલ છે, તેમાં ૧૪૦૦ કરતાં વધુ પુસ્તકાલયો આવેલાં છે. તેથી પુસ્તકાલયનું પ્રમાણ ૫-૭ ચોરસ માઇલે એક આવે છે. પુસ્તકાલયોમાં એકંદર પુસ્તકોની સંખ્યા દશ લાખની છે. જો રાજ્યની વસતીના ૨૦ ટકા પ્રમાણે વાચકોની સંખ્યા ગણવામાં આવે તો વાચક દીઠ પુસ્તકનું પ્રમાણ ૨.૦૧ થાય. આ સ્થાનિક પુસ્તકાલયો ઉપરાંત ૪૦૦ ફરતાં પુસ્તકાલયો છે. ફરતા પુસ્તકાલયની પેટીઓમાં પુસ્તકો રાજ્યના બધા ભાગોમાં નિરંતર ફેરવવામાં આવતા હોવાથી જે પુસ્તકાલયોમાં જોઇતાં પુસ્તકો ન હોય તેની, તથા જે ગામે સમૂળગાં પુસ્તકાલયો ન હોય ત્યાં પુસ્તકાલયોની ખોટ પુરી પડે છે.

આ પુસ્તકાલયોનો ઇતિહાસ, તેમનું હાલનું બંધારણ તથા તેમની સ્થિતિનો અભ્યાસ કરવાથી કોઇને પણ બોધ થયા સિવાય રહેશે નહિ. પુસ્તકાલયોનું મૂળનું અને હાલનું બંધારણ એક જ હોવાથી તેના મૂળના ઇતિહાસ તરફ આપણે દૃષ્ટિપાત કરીએ. સને ૧૯૦૬ માં શ્રીમંત મહારાજા સાહેબ યુનાઇટેડ સ્ટેટ્સના પ્રવાસે ગયા હતા. લોકોના શિક્ષણ જ્ઞાન અને વિનોદના ફેલાવામાં ત્યાંનાં સાર્વજનિક પુસ્તકાલયો ઘણો મોટો ભાગ લેતાં હોવાનું તેઓશ્રીને જણાયાથી ઘણી અસર થઇ તેથી વડોદરામાં આવા પ્રકારની સંસ્થાઓ સ્થાપવાનો વિચાર તેઓશ્રીના મનમાં તુર્ત જ ઉદ્‌ભવ્યો. વળી થોડાં વર્ષ ઉપર રાજ્યમાં દાખલ કરેલી ફરજીઆત કેળવણીના કાર્યને આથી ઉપયોગી મદદ મળશે એમ પણ લાગ્યું. આ વિચારને અમલમાં મૂકતાં ચાર વર્ષ વીતી ગયાં. અમેરિકાની પદ્ધત મુજબ વડોદરા રાજ્યમાં પુસ્તકાલયો ઉઘાડવાની યોજનાનો અમલ કરવા સારૂ મી. વિલિયમ એલેનસન બોર્ડન નામના એક અમેરિકન ગ્રંથપાળને સને ૧૯૧૦ માં રોકવામાં આવ્યા. તેમણે વડોદરામાં આવી વસ્તુસ્થિતિનો વિચાર કરી પ્રથમ વડોદરા શહેરમાં મધ્યવર્તી પુસ્તકાલય ઉઘાડયું અને રાજ્યમાં સર્વ સ્થળે પુસ્તકાલયો ખોલવાની યોજના તૈયાર કરી. કાર્યકુશળ ગ્રંથપાળો પુરા પાડી શકાય એ હેતુથી તેમણે વડોદરામાં ગ્રંથપાળોને શિક્ષણ આપવાનો એક વર્ગ પણ ઉઘાડયો.

મે. બોરડન સાહેબે ગ્રામ પુસ્તકાલયો ઉઘાડવાની જે યોજના તૈયાર કરી હતી તે મુજબ ગ્રામ પુસ્તકાલયો ઉઘાડવામાં આવેલાં અને આવે છે. આ યોજના અમલ

કરવામાં જેટલી સરળ છે તેટલી જ સમજવામાં સહેલી છે. જો કોઇ ગામના લોકો કમીમાં કમી રૂ. ૫૦) એકઠા કરી પુસ્તકાલય ઉઘાડવા સારૂ પુસ્તકાલય ખાતા તરફ માગણી કરે તો પુસ્તકાલય ખાતું તેમના ( બજેટ ) અંદાજમાંથી રૂ. ૭૫) પુસ્તકો માટે ઉમેરી રૂ. ૧૦૦ નાં પુસ્તકો પુરાં પાડે છે, તથા વધારાના રૂ. ૨૫) આપી તથા રૂ. ૨૫) પંચાયત મદદના અપાવી એકંદર રૂ. ૭૫) માંથી વર્તમાનપત્રો માસિકો કબાટ ટેબલ ખુરસી વગેરે સાહિત્ય પુરાં પાડે છે. આવી રીતે નાનામાં નાના પુસ્તકાલયની શરૂઆત રૂ. ૧૭૫ ની મુડીથી થાય છે. જો ગામનો કોઇ માણસ કામ કરવા ખુસી બતાવે તો ગામની કોઈ અનુકૂળ જગાએ, નહિ તો શાળાના શિક્ષકના તાબામાં રાખી નિશાળના ઓરડામાં પુસ્તકાલય ઉઘાડવામાં આવે છે. પુસ્તકાલય ખાતાની મદદથી એકવાર પુસ્તકાલય ઉઘાડાયા બાદ તેની વ્યવસ્થા ગામ લોકો તરફથી એક સમિતિ દ્વારા થાય છે. આ વ્યવસ્થાપક મંડળમાં ઘણે ભાગે અધ્યક્ષ, મંત્રી અને ગ્રંથપાળ એવા ત્રણ માનદ હોદ્દેદારો હોય છે. સામાન્યતઃ મંત્રી પુસ્તકાલયના હલન ચલનનો આત્મા હોય છે. ગામનો શ્રીમંત લાગવગવાળો આગેવાન હોય તે પ્રમુખ તરીકે ચુંટાય છે. ગ્રંથપાળ જો માનદ મંત્રી ન હોય તો તે સ્થળની શાળાનો શિક્ષક ઘણે ભાગે હોય છે અને તે પુસ્તકાલયનું સર્વ કામકાજ કરે છે. દરેક વર્ષે તે પોતાના પુસ્તકાલયનું ( બજેટ ) અંદાજપત્ર બનાવી રાજ્યના પુસ્તકાલયખાતા તરફ મોકલે છે. પુસ્તકાલયખાતું તેને મંજુર કરે છે અને લોકમદદની એકઠી કરેલી રકમ જેટલીજ રકમ સરકારમાંથી અને તેટલીજ પ્રાંતપંચાયતની રકમમાંથી આપે છે.

પુસ્તકાલયો ભવિષ્યમાં પોતાના પગ પર ઉભાં રહી શકે એ હેતુથી પુસ્તકાલયનું કાયમ ભંડોળ એકઠું કરવાની અગત્ય જણાઇ. આથી પુસ્તકાલય લોકમદદની વાર્ષિક જે રકમ એકઠી કરે તેનો ત્રીજો ભાગ જુદો રખાવવો એવો ડહાપણ ભરેલો અને દીર્ઘદ્દષ્ટિવાળો સુધારો સને ૧૯૧૬ થી દાખલ કરી અમલમાં મૂકાવનાર પહેલા વ્યવસ્થાપક સદ્દગત રા. કુડાલકર હતા. દરવર્ષે નવીન પુસ્તકાલયો ઉઘડવાને લીધે પુસ્તકાલયની સંખ્યા વધતી જતી હોવાથી બધાં પુસ્તકાલયોને સરકાર તથા પ્રાંત-પંચાયત હંમેશ મદદ આપી શકે નહિ એ સહજ સમજી શકાય તેમ છે. આ પરિસ્થિતિમાં, શરૂ થતી ઔદ્યોગિક હિલચાલને આપવામાં આવતા **સંરક્ષણ**ની માફક સરકાર માત્ર નવીન પુસ્તકાલયોની સંસ્થાઓને મદદ કરી શકે.

ઉપર જણાવ્યા મુજબનાં નાનાં પુસ્તકાલયો ઉઘાડવાનું કામ વાસ્તવિક રીતે હવે પુરૂં થયું છે. પ્રાથમિક શાળાવાળા દરેક ગામે પુસ્તકાલય ઉઘાડવામાં આવી ગયું છે એમ બે વર્ષ ઉપર શ્રીમંત મહારાજા સાહેબના રાજ્યારોહણના હીરક મહોત્સવ પ્રસંગે પુસ્તકાલય ખાતું જાહેર કરી શક્યું હતું. પુસ્તકાલયની બાબતમાં ઘણે ભાગે ૪૦૦૦ કરતાં વધુ વસ્તીવાળાં ગામોને કસ્બા, અને વડોદરા રાજ્ય જે ચાર પ્રાંતોમાં વહેંચાયલું છે તેના મુખ્ય ગામને પ્રાંતનું ગામ કહેવામાં આવે છે. જુદી જુદી જાતનાં દરેક પુસ્તકાલયને મદદ કેટલી આપવી તેનું ધોરણ સરકાર તરફથી નક્કી કરવામાં આવેલું છે. તે અન્વયે પુસ્તકાલય ખાતું ગ્રામ પુસ્તકાલયને રૂ. ૧૦૦, કસ્બા પુસ્તકાલયને રૂ. ૩૦૦ અને પ્રાંત પુસ્તકાલયને રૂ. ૭૦૦ સુધી સરકાર મદદ આપે છે અને પાંત

પંચાયત પાસેથી અપાવે છે. કેટલાંક ગામોએ સુધરાઈ કે ગામ પંચાયતો હોય છે તેમના તરફથી પણ પુસ્તકાલયોને મદદનો ફાળો મળે છે.

લોકો જે રકમ એકઠી કરે છે તે મુખ્યત્વે કરીને સખાવત, દાન, વર્ગણી અને કાયમ ભંડોળના વ્યાજની બનેલી હોય છે. ગામમાં લગ્ન જનોઈ જન્મ મરણ વગેરે પ્રસંગે લોકો પાસેથી સખાવતની રકમ ઉઘરાવાય છે. મફત સાર્વજનિક પુસ્તકાલયોમાં વાચકો પાસેથી ઉઘરાવાતી વર્ગણી પ્રથમ દષ્ટિએ વિરોધાત્મક જણાય છે પણ વાસ્તવિક રીતે ત્યાં વિરોધ હોતો નથી. વર્ગણી પુસ્તકો વાંચવા માટેની નથી પરંતુ પુસ્તકાલયમાં આવતાં વર્તમાનપત્રો માસિકો વગેરે ઘેર વાંચવા મળે તે માટેની હોય છે.

ઉપર પ્રમાણે ટૂંકાણમાં સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિના બંધારણની રૂપરેખા છે. પાશ્ચાત્ય દેશનો પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેનાર ઇસમ આપણાં પુસ્તકાલય જુવે તો તેનું ધ્યાન બે બાબત તરફ દોરાય. એક તો વડોદરા રાજ્યનાં પુસ્તકાલય એ આખા ગામનું સાંઘિક કાર્ય નથી અને બીજું સાંકળની કડીઓની માફક એકબીજાની સાથે સંબંધ ધરાવી મધ્યસ્થ પુસ્તકાલય ખાતા સાથે જોડાયલાં નથી.

જ્યારે આપણે રાજ્યનાં પુસ્તકાલયોનું હાલનું કામકાજ અને થયેલો ઉપયોગ તપાસીએ ત્યારે આ બે વસ્તુઓ કેટલી અગત્યની છે તેનો ખ્યાલ આવશે. આ માટે ખાતાનું સને ૧૯૩૬-૩૭ ની સાલનું વાર્ષિક નિવેદન જે છેવટનું છપાયું છે તે જોઈએ. આ નિવેદનના પરિશિષ્ટ અંક બારમામાં જુદી જુદી જાતનાં પુસ્તકાલયોના આંકડા આપેલા છે. તેમાં મહેસાણા પ્રાંત પુસ્તકાલય અને વસો કસ્બા પુસ્તકાલયની હકીકત આપેલી છે. આ બે ગામોની વસ્તી અનુક્રમે ૧૨,૦૦૦ અને ૮૭૦૫ માણસોની છે. જો એક કુટુમ્બ સરાસરી પાંચ ઇસમનું ગણીએ તો મહેસાણામાં ૨૪૦૦ અને વસોમાં ૧૭૦૧ કુટુમ્બ થાય. રાજ્યમાં ફરજીઆત પ્રાથમિક કેળવણી લાગુ કર્યાને ૩૦ કરતાં વધુ વર્ષ થઈ ગયાં છે તેમજ પુસ્તકાલયો સ્થપાયાંને પણ ૨૦ કરતાં વધુ વર્ષ થયાં છે. એટલે દરેક કુટુમ્બમાં કમીમાં કમી બાપ મા કે એકાદ છોકરું વાચક હોય એમ માનીએ તો તે કોઈ રીતે વધારે પડતી આશા રાખેલી ગણાશે નહિ. છતાં નિવેદન ઉપરથી જણાય છે કે મહેસાણામાં ૭૨૦ અને વસોમાં ૪૧૮ વાચકો છે. આપણે યાદ રાખવું જોઈએ કે આ આંકડા લોકો જેઓ સારો લાભ લઈ શકે એવાં બંને સ્થળોનાં માત્ર મુખ્ય પુસ્તકાલયોના જ છે. તદુપરાંત મહિલા અને બાળ પુસ્તકાલયોનો ઉપયોગ અનુક્રમે સ્ત્રીઓ અને બાળકો તરફથી થાય છે તેથી વાચકોની સંખ્યા બમણી ગણીએ તો પણ આંકડો અભિમાન ધરી શકાય એવો થતો નથી. વળી આ બંને સ્થળોએ સીનેમાગૃહો ગાયનગૃહો વગેરે વિનોદનાં સાધનો ઘણાં કમી છે એ પણ આપણે જાણીએ છીએ. આથી એવું અનુમાન થાય છે કે જે લોકો પુસ્તકાલયમાં જતા નથી તે માત્ર એટલા જ કારણથી જતા નથી કે પુસ્તકાલય તેમને પૂરતું આકર્ષક લાગતું નથી. પુસ્તકાલયો આકર્ષક કેમ થતાં નથી તેનું કારણ શોધવા ઊંડો વિચાર કરવો પડે તેમ નથી. પ્રથમ આપણે પુસ્તકખરીદીનો વિચાર કરીએ. નિવેદન ઉપરથી જણાય છે કે મહેસાણાએ

રૂ. ૧૯-૧૪-૦ નાં અને વસોએ રૂ. ૧૫૩-૩-૬ નાં પુસ્તકો ખરીદેલાં છે. ખરીદેલાં કે ભેટ મળેલાં પુસ્તકની સંખ્યા મહેસાણામાં ૧૧ છે જ્યારે વસોમાં ૧૭૪ છે. મહેસાણા એ પ્રાંતનું મુખ્ય સ્થળ ( સદર સ્ટેશન ) હોવાથી ત્યાં ઓછામાં ઓછા વીસ વકીલ દાક્તર તેમજ તેટલા જ સરકારી અધિકારીઓ છે, વળી ત્યાંની હાઇસ્કૂલમાં પણ શિક્ષકો છે. આ બધા લોકો ત્યાંના સાર્વજનિક પુસ્તકાલયમાં જે માનસિક ખોરાક મળવાનો હક્ક રાખી શકે તે તેમને મળતો નથી.

વસોમાં ૧૨૨ પુસ્તકો રૂ. ૧૫૩-૩-૬ ની કિંમતનાં ખરીદાયાં છે. મોટી ઉમરનાં માણસોને વાંચવા યોગ્ય અંગ્રેજી પુસ્તકો આટલી સસ્તી કિંમતમાં મળતાં નથી તેથી એવું અનુમાન ખરૂં હોવાનું લાગે છે કે ખરીદેલાં લગભગ બધાં પુસ્તકો ગુજરાતી હોવાં જોઇએ. જો કે વાત આપણને રૂચતી નથી તોપણ સત્ય હકીકત એ છે કે હિંદુસ્તાનમાં દેશી ભાષાનું સાહિત્ય બીજી ભાષાઓમાંથી ઉતરી આવેલું છે તેથી તેમાં ચેતનાત્મક અને સર્જનાત્મક વિચારો ઘણા જ થોડા પ્રમાણમાં જોવામાં આવે છે. આ દૃષ્ટિબિન્દુ લક્ષમાં લેતાં બુદ્ધિશાળી અને ચાલાક લોકોનો પુસ્તકાલય પ્રત્યે અણગમો અને અભાવ હશે એવું કારણ લાગે છે.

મહેસાણામાં કુલ પુસ્તકસંખ્યા ૮૭૦૪ ની અને વસોમાં ૭૩૬૮ ની છે. દરેક નોંધાયલા વાચક દીઠ વધુમાં વધુ ત્રણ પુસ્તક જોઇએ એ પ્રમાણ આપણે આશા રાખીએ તો ઉપર જણાવેલી પુસ્તકસંખ્યા ઉતરતા પ્રકારની ગણાય નહિ. પરંતુ એ પ્રમાણ પુસ્તકનો જથ્થો આંગળીનાં ટેરવાં સુધી જીવન્ત અર્થાત અપટુડેટ હોય તો આશા કરી શકાય. સને ૧૯૩૬-૩૭ ની સાલમાં થયેલો પુસ્તકનો વધારો પ્રતિનિધિક ગણીએ તો પુસ્તકાલયોનો પુસ્તકસંગ્રહ પાનખર ઋતુનાં સુકાયલાં અને ખરી પડેલાં પાનાં જેવી શુષ્ક અને નીરસ ચોપડીઓનો હશે એમ મનાય.

મહેસાણા અને વસોનાં પુસ્તકાલયો તેમની જાતનાં પુસ્તકાલયોમાં કોઇ પણ પ્રકારે ઉતરતી કોટીનાં પુસ્તકાલય નથી. એથી ઉલટું બન્ને સ્થળોની પુરૂષ અને સ્ત્રી વસ્તી ઉત્સાહી શ્રીમંત અને પુસ્તકાલયોમાં રસ લેનારી છે. છાણી અને મોગરીનાં અગર આગલા વર્ષના નિવેદનમાં જણાવેલાં કસ્બા અને ગ્રામ પુસ્તકાલયોનું આવા જ પ્રકારનું પૃથક્કરણ કરીએ તો આથી સારૂં પરિણામ નીકળી શકે તેમ નથી.

પુસ્તકાલયોનો ઉપયોગ, અને ભેટ લેનાર તરીકેનો મારો અનુભવ, આંકડાના પૃથક્કરણથી જે હકીકત નીકળી છે તેને જ મળતો થાય છે. પુસ્તકાલયોનું બંધારણ સમસ્ત જનતાને લાગે વળગે એવું હોતું નથી. પરંતુ ઘણે અંશે જુજ ઇસમોનું હોય છે. થોડાં મનુષ્યોનો સમૂહ તેને નિભાવે છે. જેઓ તેની વ્યવસ્થાથી **નાસીપાસ** થાય છે, તેઓ તેમને મદદ ન આપતાં અલગ રહે છે. જો પુસ્તકાલય એ ગામની જનતાનું એકામતે થયેલું અર્થાત્ ગામ પંચાયતનું કાર્ય હોય અને પુસ્તકાલયના કર તરીકે દરેક જણ પાસેથી રકમ ઉઘરાવવાનું ઠરાવવામાં આવે તો આ સંસ્થાને એકદમ નવીન ચેતન આવશે. કોઇ પણ માણસ આથી દૂર રહી શકશે નહિ અને દરેક જણ પુસ્તકાલયની ઉપયોગિતા વધારી તેમજ તેનો લાભ સમજાવી વધુ મતનો સાથ મેળ-

વવા તજવીજ કરશે. પુસ્તકાલય કોઇથી દૂર રાખી ન શકાય એવી સંસ્થા બનશે અને કોઇના ધ્યાનની બહાર રહેશે નહિ. આવી રીતે તે વધારે લોકપ્રિય અને સારૂં કામ કરતું થશે એ નિઃસંશય વાત છે. એક રીતે તેની આર્થિક સ્થિતિ નિશ્ચિત બનશે અને પાકા પાયા ઉપર મૂકાશે, અને લોકોની દાનવૃત્તિની અનિશ્ચિત ઇચ્છાના તરંગ ઉપર રહેશે નહિ. દરેક જણને પોતાના પદરની રકમ આપવી પડે તેથી આ રકમ કેવી રીતે ખર્ચાય છે, તેનો સારો ઉપયોગ થાય છે કે નહિ વગેરે જોવાની સ્વાભાવિકપણે દરેક જણની ઇચ્છા થશે એટલે લોકો કેળવાશે અને લોકશાસન સંસ્થાના વહિવટની તાલીમ મેળવશે. તેથી વર્ગણીદારોના વર્ગ રાખવાની જરૂર રહેશે નહિ અને બધા વાચકો એક પંક્તિમાં મૂકાશે. આ પરિણામ અનિશ્ચિત નથી એમ ઉપર દર્શાવેલા વિચારો અને પાશ્ચાત્ય દેશોના અનુભવ ઉપરથી ઉત્તેજીત થઇ જણાવવામાં આવે છે.

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિની બીજી વિશિષ્ટતા એ છે કે નજીકના પુસ્તકાલયથી દરેક પુસ્તકાલય સ્વતંત્ર છે. પણ પુસ્તકાલયનાં જુનાં ન વંચાવાથી પડી રહેલાં પુસ્તકની સ્થિતિ, એક જ પ્રકારની ચોપડીઓનું દરેક સ્થળે એવડાવવું વગેરેથી ઉપજેલા કંટાળા અને નાસીપાસી થવાથી પુસ્તકાલયોના અલગપણાને માટે કોઇ દિલગીર થયા વગર રહેશે નહિ. રૂ. ૧૦૦ કરતાં કમી બજેટ ( અંદાજ ) વાળાં આશરે ૮૦૦ કરતાં વધુ ગ્રામપુસ્તકાલયો છે. આવી સંસ્થાઓ પાસે નવીન પુસ્તકો મળવા માટે વાચક માગણી કરે તો તેને મળવાની શી આશા ? નવીન પુસ્તકો વિનાનું પુસ્તકાલય એ દુઝણી ગાયો સિવાયની ગૌશાળા જેવું છે. આર્થિક દૃષ્ટિથી કોઇપણ નાનકડું ગામ એક સ્વતંત્ર પુસ્તકાલય પોષી શકે એ બનવાજોગ નથી, એવો ઇંગ્લેન્ડ અને અમેરિકાનો અનુભવ સુપ્રસિદ્ધ છે. આપણે પણ આપણા અનુભવ ઉપરથી આ મતને ટેકો આપીએ છીએ. જો નાનાં પુસ્તકાલયોનો સમૂહ થાય અને તેમનાં સાધનો એકત્ર કરવામાં આવે તો ગામડાંની પ્રજાને જુદા જુદા પ્રકારનું વાચનનું સાધન મળી શકે એવો સંભવ છે, નવીન (તાજા) પુસ્તકસમૂહને લીધે પુસ્તકાલયો લોકોનું ધ્યાન ખેંચવામાં મદદરૂપ થશે.

ઉપરના વિવેચનનો સારાંશ એ છે કે વડોદરા રાજ્યની પુસ્તકપ્રવૃત્તિની યોજનામાં નીચેની બે બાબતોનો ફેરફાર કરવો ઇષ્ટ જણાય છે. (૧) ભૂમિગત પાણી માટે તેનો ઉપયોગ કરનાર યા ન કરનાર ખાતેદારો પાસેથી ( સબ સોઇલના ધોરણ મુજબ ) જેમ સરખી રીતે વિશેષ વેરો લેવાય છે તેમ ગામના પ્રત્યેક ઘરદીઠ પુસ્તકાલયનો વેરો ભરવાનું ઠરાવવું કે જેથી ગ્રામપુસ્તકાલય ગામજનતાનું કાર્ય બનશે; (૨) આશરે વીસ ગામોને પુસ્તકાલય પૂરતાં જોડાણ કરી તે બધાંનો એક સામાન્ય પુસ્તકસમૂહ રાખવો. આવાં ચાર પાંચ જૂથો એક તાલુકાજૂથ સાથે અને તાલુકાજૂથ પ્રાંત મંડળ સાથે જોડવાં. લોકશાહી યુગમાં આ સુધારા પુસ્તકાલયનો પાયો વધારે વ્યાપક કરવામાં અને પુસ્તકાલય પદ્ધતિ એકજીવી કરવામાં ઉચિત અને અનુરૂપ થશે.

---ૐ---

# પુસ્તકાલય પ્રવૃત્તિને વ્યાપક અને લોકભોગ્ય કેમ બનાવી શકાય ?

લેખક : કૃષ્ણલાલ રણછોડ ત્રિવેદી

હિન્દુસ્તાનની વસ્તીના ૮૦ ટકા લોકો ગામડાંમાં વસે છે અને વસ્તીના ૮૦ ટકા લોકો મુખ્ય ધંધો ખેતીનો કરે છે. એટલે સાધારણતઃ ગામડાંમાં સામાન્ય કેળવણી પામેલો જનસમાજ વધારે હોય છે.

હિન્દુસ્થાનના કમભાગ્યે વડોદરા રાજ્ય જેવી બેનમૂન, સર્વાંગ સુંદર પુસ્તકાલય પ્રવૃત્તિ વડોદરા રાજ્ય સિવાય બીજે નથી એ ખરેખર દુઃખદ વિષય છે. વળી પુસ્તકાલયની ઇમારત પ્રાથમિક કેળવણીના પાયા ઉપર રચાએલી છે. એ પાયા જેટલા સુદૃઢ, સુંદર ને ચિરંજીવી એટલી જ પુસ્તકાલય પ્રવૃત્તિ સુદૃઢ, સુંદર ને ચિરસ્થાયી બની શકે.

વડોદરા રાજ્યં જેવી પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત હિન્દુસ્તાનના ઘણા જ થોડા ભાગમાં છે. એટલે પ્રાથમિક કેળવણી પામ્યા વગર–સુધારણાની પ્રાથમિક તાલીમ લીધા વગર પુસ્તકાલય પ્રવૃત્તિની વાતો કરવી, એ અનાજ વાવ્યા વગર લણવાની વાતો કરવા જેવું છે. કહો કે, રેતીના કે હવાઇ કિલ્લા જેવું છે.

પરંતુ બ્રિટિશ હિન્દમાં કેળવણીનું ધોરણ મરજીઆત છે. પણ અક્ષરજ્ઞાન પામેલો જનસમુદાય ઇતર દેશી રાજ્યોને મુકાબલે ત્યાં વધારે જોવામાં આવે છે. એટલે જો વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને કોઇ પણ બીજી સરકાર સારી રીતે અપનાવવા ધારે તો તેમાં મુખ્ય અને સંગીન–ક્રિયાત્મક ફાળો બ્રિટિશ હિંદની સરકાર જ આપી શકે એ વાત નરી સત્ય છે. બ્રિટિશ હિન્દ સિવાય હિન્દુસ્થાનના ઇતર ભાગો–દેશીરાજ્યોમાં પણ પુસ્તકાલય પ્રવૃત્તિ થોડી ઘણું છે જ; પરંતુ વડોદરા રાજ્ય જેવી વ્યાપક ને લોકભોગ્ય નથી તેમજ સાર્વજનિક નથી ને ગામડે ગામડે પહોંચી વળતી નથી. એટલે બ્રિટિશ હિન્દ તેમજ દેશી રાજ્યોમાં પુસ્તકાલય પ્રવૃત્તિને ખીલવવા ઘણો જ અવકાશ છે.

વિકાસવાદના ક્રમ પ્રમાણે છેલ્લાં ૧૦૦–૧૫૦ વર્ષોમાં સમસ્ત દુનિયાએ હરેક દિશામાં કેળવણી, વિજ્ઞાન, કળા, હુન્નર–ઉદ્યોગ, વાણિજ્ય, રેલ્વે, તાર, ટેલિફોન, રેડિયો, વાયરલેસ, નૌકાશાસ્ત્ર, વાયુયાન અને ટેલિવિઝન વગેરે બાબતોમાં અદ્‌ભુત વિકાસ સાધેલો છે. એ વિકાસનો સાધારણ પાસ હિન્દને પણ લાગેલો છે. પરંતુ જેટલી પ્રગતિ સાધવાની શરૂઆત હિન્દે મોડી કરી, એટલો સમય તેને વિકાસ સાધીને પાશ્ચાત્ય રાષ્ટ્રોની હરોળમાં આવતાં લાગશે જ. આથી 'સુધરેલા' રાષ્ટ્રો કરતાં હિન્દુસ્તાન પાછળ છે, અને હજી થોડાં વર્ષો પાછળ રહેશે જ. કેમકે એકી સાથે આખી સીડી ચડી શકાય જ નહિ, ક્રમે ક્રમે પ્રગતિ સાધતાં સુધારાની ટોચે, સંસ્કૃતિના શિખરે–કહો કે માનવતાની ઉચ્ચ કક્ષાએ પહોંચી શકાય છે.

દુનિયાના દરેક દેશ કરતાં હિંદુસ્થાન તદ્દન ન્યારી પ્રકૃતિનો છે. આજે જેમ હિન્દના બેટાબેટીઓને રોટી માટે માદર વતન છોડી બ્હાર દૂર દેશાવર જવું પડે છે, તેમ આજથી ૧૦૦-૧૫૦ વર્ષ અગાઉ જવું પડતું નહોતું. તેનું કારણ એજ કે પોતાની જરૂરીઆતની તમામ ચીજો તેને પોતાના ગામમાંથી જ મળી રહેતી, એટલે આગળ દૂર જવાની જરૂર સાધારણુ રીતે રહેતી નહિ. ત્યારે કેળવણીનું પ્રમાણુ તદ્દન નહિ જેવું હોવાથી નિરક્ષરતા વધારે પ્રમાણુમાં હતી, અને લોકો પણુ એમ માનતા કે ભણ્યા વગર પણુ ગુજરાન ચાલે છે. આવા અજ્ઞાન, ભોળા અને હાલની દૃષ્ટિએ જડ માનસને લીધે કેળવણી વિકાસ પામી નહિ: અને હજી પણુ ગીરના ભાગોમાં એવાં મનુષ્યો છે કે જેણે રેલ્વે પણુ નહિ જોઇ હોય. જ્યારે જગત સુધારણાની-સંસ્કૃતિની પ્રાથમિક ભૂમિકામાં હતું ત્યારે હિન્દુસ્થાન બીજા દેશો કરતાં સુધારામાં ઘણું જ આગળ હતું. धर्म, अर्थ, काम અને मोक्ष એ ચારે ય પુરૂષાર્થોમાં धर्म અને मोक्ष એ બે જ મુખ્ય હતા. ત્યારનો જનસમાજ પણુ એવી રીતે ગોઠવાએલ હતો—એવી રીતે ડાહ્યા મનુષ્યોએ ગોઠવ્યો હતો કે જીવનની બધી ય જરૂરીઆતો માણસને પોતાના ગામ તથા આસપાસનાં ગામોમાંથી મળી શકતી. ત્યારે જરૂરીઆતો પણુ ઓછી જ હતી.

ત્યારપછી હિંદના રાજકીય અને સામાજિક જીવનમાં અદ્દભુત પરિવર્તનો થવા લાગ્યાં. વિદેશીઓની સ્વારીઓ આવી. તેમણે આ દેશમાં લડાઇઓ કરી રાજ્યો જીત્યાં, અને ઘણાંખરાં અહીં સ્થાયી રહ્યા. ત્યારપછી બ્રિટિશ પ્રજા આવીઃ તેનો ઇતિહાસ તો દરેકને વિદિત જ છે. એટલે સુધારાના માર્ગે આગે કુચ કદમ કરતાં કરતાં હિન્દુસ્થાન સામાજિક, રાજકીય દૃષ્ટિએ અત્યારે હાલની ભૂમિકા પર આવી ઉભેલું છે. તેમજ બ્રિટિશો આવ્યા બાદ હિન્દુસ્થાનમાં કેળવણીનું પ્રમાણુ વધેલું છે.

સરકારનું અને દેશનેતાઓનું લક્ષ હાલમાં જ ગામડાં તરફ ગયું છે. બધાંજ કહે છે કે ગામડાં સુધારો, અજ્ઞાન જનસમૂહને લખતાં વાંચતાં કરો, તેની નિરક્ષરતા ને ગરીબાઇ ટાળો, તેને જીંદગી ભારરૂપ ન લાગતાં હળવી લાગે, જીવનમાં મિઠાશ લાગે એમ કરો, તેમનામાં જિજીવિષા જગાડો, તે પણુ પ્રગતિ સાધે. પરિણામે આજે ગામડાંના પ્રશ્નો બની ગયા છે અને ગ્રામોદ્ધારનો સાચો અને સત્ય આવકારદાયક અભ્યાસ થવા લાગ્યો છે. પણુ પરિણામ હજી ભાવિમાં છે. પરંતુ પ્રયત્ન કર્યાથી ફળ મળશે જ એ વાત તો દેખીતી જ સાચી છે. **कर्मण्येवाधिकारस्ते माफलेषु कदाच न,** ગીતાભકતોને આ વાત યાદ દેવડાવવાની જરૂર હોય જ નહિ.

જગતમાં દરેક મનુષ્યને જીવવા માટે ખોરાક, રહેવાને ઘર તથા પહેરવાને કપડાં જોઇએ છે. આ ત્રણુ વસ્તુની જરૂર દરેકને છે. એટલે ગામડાંમાં આ ત્રણુ બાબત ઉપર ખાસ લક્ષ અપાય તો ગામડાંની ઘણી ગરીબી, ઘણાં ખોટા ભારણુ ઓછાં થઇ જાય.

વડોદરા રાજ્યમાં શ્રી. મહારાજા સાહેબે પોતાના યાદગાર હીરક મહોત્સવ પ્રસંગે રૂપિયા એક કરોડની દેણુગી આવા ગામડાંના પ્રશ્નો માટે જ કરી પોતાની સાઠ વર્ષની રાજ્ય કારકીર્દિના સુવર્ણ યુગમાં પ્રજા સુધારા રૂપી દયા અને સંસ્કૃતિનો કળશ ચઢાવ્યો

છે. આ દેણગી ખરેખર આદર્શ, અનુકરણીય અને ગામડાનાં જીવનને બરાબર બંધબેસતી જ છે. હાલ જેમ મોટા લોકોમાં સ્મારક ફંડો હોસ્પિટલો માટે ફંડો થાય છે, તેવી રીતે ગ્રામ્યોદ્ધાર ફંડ થવાની ખાસ આવશ્યકતા છે. આવાં ફંડોમાં ધનવાનો જરૂર ફાળો આપે. આવી યોજનાઓ બ્રિટિશ હિન્દમાં તેમજ ઇતર દેશી રાજ્યોમાં સત્વરે થવી ઘટે છે.

છતાંએ હજી ગામડાંના પ્રશ્નો ઘણા બાકી રહી જાય છે. જેનું જીવન ગામડામાં વ્યતીત થયું હોય, જે ગ્રામજનતા સાથે દૂધમાં સાકરની પેઠે હળીમળી ગયો હોય, જેણે ગામડાંનાં સુખદુઃખ અનુભવ્યાં હોય, જેણે ગામડાંની અડચણો વેઠી હોય તેજ માણસને ગ્રામ્યજીવનનો બરાબર ખ્યાલ આવે; નહિ કે કોટ–પાટલુન પહેરી કોલર, નેકટાઇ પહેરી–ચશ્મા ચડાવી ગામડાંમાં આવી " ફ્લાઈંગ વિઝિટ " કરી એ મિનિટમાં ચાલતી પકડે તેને. મુંબઇ કે કલકત્તા વસતા તાજા કૉલેજીઅનને કાઠિયાવાડ કે પંચમહાલના એકાદ નાના નેસડામાં ઉભો રાખ્યો હોય, તો તેને ગામડાંનો જરા પણ ખ્યાલ આવેજ નહિ. પૂજ્ય મહાત્માજીએ આટલા માટેજ–ગ્રામ્યજીવનનો ખરેખરો ખ્યાલ તમામ જનતાને આવે તે માટે મહાસભા ગામડામાં ભરવાની યોજના કરી છે. અને તે ફૈજપુર મહાસભા પછી પ્રજા સારી રીતે સમજી શકી છે.

સાહિત્ય જો લોકભોગ્ય હોય તોજ ગ્રામજનતા તેનો સારો એવો લાભ લઇ શકે. ફક્ત ગુજરાતી ભણેલો જો અંગ્રેજી સાહિત્યમાં રસ લઇ શકે તોજ સામાન્ય કેળવણી પામેલો વિદ્વાનોની ભાષા સમજી શકે. માટે સાહિત્ય લોકભોગ્ય હોવુંજ જોઇએ. વિદ્વદ્ભોગ્ય અને લોકભોગ્ય, સાહિત્યના એવા પ્રકારો ચાલી શકે. જેમ બાલ-સાહિત્યની દિશા ગિજુભાઇએ હાલ ઉઘાડી છે, તેમ મેઘાણીએ લોકસાહિત્ય–લોકભોગ્ય સાહિત્યનાં પગરણ આદર્યાં છે. આ તો હજી પાશેરામાં પહેલી પુણી છે. ગ્રામજનતાને પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેતી કરવા માટે કાં તો તેને ભણાવી તેની બુદ્ધિની સપાટી વિદ્વાનોનાં માનસ સાથે એક કક્ષામાં આવે તેવી કરવી યા તો તેને માટે લોકભોગ્ય સાહિત્યનું સર્જન કરવું.

હિન્દને નડતા પ્રશ્નો પૈકી સંબંધકરતા અમુક પ્રશ્નોની ચર્ચા ઉપર આવી ગઇ છે. હવે પુસ્તકાલય લોકભોગ્ય કેમ બને તે જરા જોઇએ.

પુસ્તકાલય પ્રવૃત્તિ બૃહદ્ ગુજરાતમાં ઘેર ઘેર પહોંચાડવા નીચેની યોજના જરા માર્ગદર્શક થઇ પડશેઃ—

( ૧ ) હાલ દેશમાં કોંગ્રેસ પ્રધાન મંડળ હોવાથી પ્રાથમિક કેળવણી જો બની શકે તો મફત અને ફરજીઆત કરવી. જો તે ન બની શકે તો તે જરા વિસ્તૃત કરવી, એટલે કે તદ્દન ન્હાનાં ગામોમાં પણ શાળાઓ સ્થાપન કરવી.

( ૨ ) જ્યાં શાળા હોય ત્યાં વાંચનાલય ઉભું કરવા તજવીજ કરવી. આને માટે લોકમદદ મેળવવામાં ગામના શિક્ષિત તથા સાધનસંપન્ન ગૃહસ્થો પાસેથી ફાળા કે મદદ રૂપે રકમ મેળવી, તેમાં સરકાર મદદના રૂપીઆ ઉમેરી છાપાં–માસિકો આપવાં. શરૂઆતનું બજેટ રૂા. ૧૫×૨=૩૦) નું થવું જોઇએ. આ મદદ

માટે સરકારે દરેક મોટા પ્રાંત કે વિભાગવાર રૂા. ૨૫૦૦૦ થી રૂા. ૧) લાખ સુધીની મદદ આપવી. સરકારે દરેક પ્રાંત કે વિભાગવાર આ ફાળો વહેંચી આપવો. તે દરેક પ્રાંતે પોતાના તાબાનાં શહેરોની મ્યુનિસિપાલીટિઓ તથા તાલુકાનાં લોકલ બોર્ડોને વહેંચી આપવો. ને જે તે ગામની માગણી આવેથી લોકલ બોર્ડો ગામડાંને મદદ આપી શકે. જ્યાં સરકાર યા લોકલ બોર્ડ મદદ ન આપે ત્યાં પ્રજાએ જ મદદ કરવી જોઇએ, એ ખુલ્લી વાત છે; અને આ માટે ધનવાન ગૃહસ્થો પાસેથી ભિક્ષા માગવાનું રહે છે. હિન્દની આઝાદીની લડતમાં ધનવાનોએ ઘણો ફાળો આપ્યો છે. તે મુજબ આવા ધનવાન સખી ગૃહસ્થો પાસેથી ફાળો ઉઘરાવવો ને તેને "**સાર્વજનિક પુસ્તકાલય ફંડ**" એવું નામ આપવું. અને ગામમાંથી ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થો પાસેથી ફાળો ઉઘરાવી તે લોકમદદ ઉપર ઉપરોક્ત ફંડમાંથી મદદ ઉમેરી આપી વાંચનાલય યા પુસ્તકાલય શરૂ કરવું. આ યોજના ચાલુ થાય ત્યાં સુધી કચ્છ-કાઠિઆવાડની જે જ્ઞાનપ્રચાર યોજના છે તેમાંથી લાભ મેળવી ગામડાંને અપાવવો.

બ્રિટિશ હિન્દમાં ગ્રામ્ય પંચાયતો હોય તો તે પણ પુસ્તકાલય પ્રવૃત્તિને આગળ ધપાવવા યોગ્ય મદદ કરે અને લોકમદદ જેટલી જ મદદ આપે. આને માટે સરકારે યોગ્ય પગલાં લેવા જોઇએ.

( ૩ ) જ્યાં ૨૦૦૦ સુધીની વસ્તી હોય, લાંબી મુદતથી શાળા હોય, ભણેલાં સ્ત્રી-પુરૂષોનું પ્રમાણ ઠીક હોય ત્યાં પુસ્તકાલય સ્થાપવું. વળી કાઠિયાવાડ કરતાં ગુજરાત વધારે ધનવાન હોવાથી ગુજરાતમાં લોકમદદ મેળવવી વધારે મુશ્કેલ નથી જ, કેમકે વડોદરા રાજ્યમાં પણ અમરેલી ને ઓખામંડળ કરતાં વડોદરા, મહેસાણા ને નવસારી પ્રાંત આગળ છે. એટલે ગુજરાતમાં લોકમદદ મેળવવી અઘરી નથી. પ્રથમ પુસ્તકાલય સ્થાપવા માટે રૂા. ૧૦૦)નાં પુસ્તકો, રૂા. ૨૫)નું કબાટ નં. ૧; રૂા. ૨૫ માંથી શિક્કો, રજીષ્ટરનાં તથા ઇસ્યુબુકોનાં ફોર્મો-કન્ટિજન્ટ વગેરે આપવાં. આમ રૂા. ૧૫૦)માં તદ્દન નવું પુસ્તકાલય સ્થાપન થઇ શકે. રૂા. ૭૫ લોકમદદ ઉપર રૂા. ૭૫ સરકાર કે લોકલ-બોર્ડની મદદ મળી રૂા. ૧૫૦) કરવા જોઇએ.

( ૪ ) વાચનાલય યા પુસ્તકાલયનું કામ શાળાના શિક્ષકને સોંપવાથી વધારે લાભદાયી નીવડશે.

( ૫ ) કાયમ ફંડની યોજના વાચનાલય કે પુસ્તકાલય સ્થાપન થયા બાદ પાંચ વર્ષ પછી અમલમાં આણવી.

( ૬ ) બહુજ પછાત ગામ હોય ત્યાં લોકભોગ્ય સાહિત્યથી ભરપૂર ૧ પુસ્તક-પેટી તથા ૧૫ નાં વર્તમાનપત્રો સરકાર ખર્ચે વગર માગે આપવાં.

આ સિવાય જે ખાસ ગરીબ સ્થિતિનાં તદ્દન ન્હાનાં નેસડાં જેવાં ગામ હોય ત્યાં જે તે સ્થળ પરત્વે એકાદ છાપું તથા એકાદ માસિક વિના મૂલ્યે ને વગર માગણીએ આપવાં. તેની વ્યવસ્થા ગામના કોઇ પણ ભણેલા ઇસમને સોંપવાથી જ્યાં વાચનાલયની જરા પણ સંભાવના નહિ હોય ત્યાં ભવિષ્યમાં વાચનાલય જરૂર ઉભું કરી શકાશે. ( આ હકીકત અમરેલી ત્રિમાસિક શિક્ષક સમાજના પ્રમુખ રા. રા.

રણછોડલાલ કુંવરજી વૈદ્યના ભાષણ ઉપરથી લીધી છે, અને જો શક્ય જણાય તો જરૂર અખતરા દાખલ અજમાવવા જેવી છે. )

( ૭ ) જ્યાં જ્યાં કોંગ્રેસનાં થાણાં હોય, એટલે કે જ્યાં ૨ કાંતવું, પીંજવું, ને ખાદી વણવી વગેરે ગ્રામ ઉદ્યોગો-ચાલુ હોય ત્યાં ત્યાં જે જે સેવકો ગ્રામોદ્ધારની દિવ્ય દિશા તરફ મથી રહ્યા હોય ત્યાં પુસ્તકપેટી સાથનું વાચનાલય સ્થાપવું ને તેની વ્યવસ્થા તે સેવકોને સુપ્રત કરવી, ને આમ જનતાને તેનો પૂરો લાભ આપવો.

( ૮ ) ઓછું ભણેલાં—ફક્ત સાધારણ વાંચી લખી શકે તેવાં માણસો માટે રામાયણ, મહાભારત, સાદી ભાષામાં તથા મોટા અક્ષરે લખાવાં જોઈએ. આ સિવાય સૌરાષ્ટ્રની રસ ધાર ભા. ૧-૫, સોરઠી બહારવટીયા ભા. ૧ થી ૩, સોરઠી સંતો, કાવ્ય દોહનના બધા ભાગો, સિંહાસન બત્રીસીની વાર્તા, કથા સરિત્ સાગર, ઐતિહાસિક નવલકથાઓ, સસ્તા સાહિત્યવર્ધક કાર્યાલયનાં ધાર્મિક પુસ્તકો, જીવન ચરિત્રો, છોટમની વાણી, ભજન સાગર, ગીતાજીનું ગુજરાતી ભાષાંતર, વગેરે પુસ્તકો પસંદ કરવાથી ગ્રામજીવનને વધારે સુંદર બનાવી શકાય. કેમકે જે તે પ્રજાનું લોકસાહિત્ય તે તેને વડવાઓ તરફથી મળેલો અમૂલ્ય વારસો છે. વળી લોકસાહિત્ય ભાવવાહી ને હૃદયની લાગણીઓને જાગ્રત કરી પોષણ આપે તેવું હોય છે. માટે લોકસાહિત્ય ગામડાંમાં ખાસ કરીને છૂટથી અપાવું જોઈએ. વડોદરા રાજ્યનાં ઘણાંખરાં સાર્વજનિક પુસ્તકાલયોનો આજ અનુભવ છે.

( ૯ ) ગામમાં વેશવાળ ચુંદડી કે લગ્નપ્રસંગે મદદ મેળવવા રિવાજ રાખવો. કોઈપણ વિદ્વાન, પ્રતિષ્ઠિત કે ધનવાન માણસો ગામમાં આવે ત્યારે તેની પાસે સ્કૂલ તથા વાચનાલય પુસ્તકાલયની વિઝિટ કરાવવી ને મદદ મેળવવા પ્રયત્ન કરવો. પુસ્તકાલય પર્વણી ઉજવી મદદ મેળવવી. ગામનાં તમામ માણસોની સભા ભરી તેને વાચનના ફાયદા સમજાવી જાહેર ઉઘરાણું કરી મદદ મેળવી શકાય. આ રીતે મદદ મેળવવાની રીત ગામના પૂરેપૂરા સહકારથી દાખલ થાય તો લોક મદદ મેળવવાની ઘણી તકલીફો ઓછી થાય.

( ૧૦ ) આમ પુસ્તકાલય પ્રવૃત્તિ જરા વધારે વ્યાપક-ઉપયોગી બન્યા પછી શિષ્ટ વાચનની પરીક્ષાની યોજના દાખલ કરવાથી વધારે ધાર્યું પરિણામ લાવી શકાય.

( ૧૧ ) રિટરિઓસ્કોપ ને કાર્ડો તથા મેજીકલેન્ટર્ન–જાદુઈ ફાનસો, પુસ્તકાલયની ઉપયોગિતા સંબંધી હસ્તપત્રો-દિવાલસૂત્રો મોટાં અક્ષરે બોર્ડ પર લખી રાખેલાં સાથે રાખી ક્રમવાર ૨૦૦૦ થી ઓછી વસ્તીવાળાં ગામમાં ફરવું. હસ્તપત્રિકાઓ છૂટથી વહેંચવી. રાત્રે મેજિકલેન્ટર્ન બતાવવું ને પુસ્તકાલય ને વાંચન ઉપર ભાષણ કરવું. આમ કરવાથી લોકમત કેળવાશે ને વાચનાલય પુસ્તકાલય સ્થાપવામાં સરળતા મળશે.

( ૧૨ ) મુલ્કી અમલદારો, તલાટી, તજવીજદાર, મામલતદાર સાહેબ, ડેપ્યુટી કલેક્ટર, ડૉક્ટર સાહેબો જે જે ગામની મુલાકાત લ્યે ત્યાં ત્યાંના લોકોને ભેગા કરી પુસ્તકાલય સ્થાપવા બોધ આપે ને રાજ્ય તરફથી મળતી સવલતો લોકોને સમજાવે તો પણ અસરકારક પરિણામ આવવા સંભવ છે.

( ૧૩ ) અત્યારે સમસ્ત જગત આગળ - પ્રગતિ કરી રહ્યું છે. જડવાદી સંસ્કૃતિ લશ્કરી બળ એકઠું કર્યા કરે છે, જેને પરિણામે જગતનું રાજકીય તેમજ સુધારાની ઝડપને લીધે સામાજિક વાતવરણ સળગતું છે. પરિણામે જગતનું ધ્યેય નિશ્ચિત નથી. તેવા આંતરરાષ્ટ્રીય સંઘર્ષણના સમયમાં આપણે તદ્દન બેદરકારી સેવીએ તે ચાલે જ કેમ ? આવી બાબતો છાપાં–માસિકો વાંચવાથી બરાબર સમજાય છે. આ માટે દરેક હીલચાલમાં સાચો ભાગ લેતી ગુજરાતની જનતાને પુસ્તકાલય પ્રવૃત્તિને અપનાવવા માટે વધારે કહેવાની જરૂર હોય જ નહિ.

( ૧૪ ) ગ્રામ શિક્ષક કે ગ્રામ સેવક દર અઠવાડીએ ૨–૩ વખત મંદિર કે ચોરે જાહેર સભા ભરે, છાપાં માસિકોમાંથી ઉપયોગી ખબરો વાંચી સંભળાવે, ગ્રામ જીવનને લગતાં સ્વચ્છતા, સુધરેલી ખેતી, સુધરેલી ઢબનાં ઓજારો રાખવાથી ખેતીમાં થતા ફાયદા, સારા ઉત્તમ બી વાવવાથી વધારે આવતું ઉત્પન્ન, ગામનાં ઘરો વાડા સ્વચ્છ રાખવાં, ખાતરની માવજત કેમ રાખવી, ગામમાંથી તમામ પ્રકારની ગંદકી કેમ દૂર કરવી, દરેકને ન્હાવા ધોવા ને પીવાનું ચોકખું પાણી પુષ્કળ કેમ મળે, ગામમાં ચેપી રોગો ન ફેલાય, તન્દુરસ્તી બગડે નહિ, દરેક ઋતુમાં શરીરની રાખવી જોઇતી સંભાળી, નાતતેડાં, મરણ પાછળનાં ખોટાં ખર્ચો, લગ્નમાં વધારે પડતા થતા ખર્ચો ને તેથી આવતી ગરીબી ને કરજદાર સ્થિતિ, તેને પરિણામે વેચવી પડતી જમીનો ને ગામ છોડી મજુરી–નિર્વાહ અર્થે શહેરની મિલો તરફ થતી દોડધામ; શહેરોમાં અમુક વર્ષો પછી અકારૂં લાગતું શહેરી જીવન, પરિણામે તન–મનની થતી હાનિ, સહકારી મંડળીઓ, લેન્ડ મોર્ટગેજ બેન્કો, ગરીબોને ચુસતા શાહુકારો, આપણા ખોટા મોજશોખમાં પરદેશ ઘસડાઇ જતો પૈસો, વગેરે ગ્રામ જીવનને લગતી બાબતો પર તેમને પ્રસંગોપાત્ત અસરકારક ભાષામાં બોધ આપે, ને તે તમામનું મૂળ કારણ અજ્ઞાન છે, તેની તેમને ખાત્રી કરાવી ભણવા વાંચવા તરફ વાળવા પ્રયત્ન કરે તો વાચનાલય કે પુસ્તકાલયનું ભવિષ્ય ઉજ્જવળ બનવાનો સંભવ પૂરેપૂરો છે.

( ૧૫ ) જરૂર જણાય તો બ્રિટિશ હિન્દ તથા બૃહદ્ ગુજરાત માટે વડોદરા રાજ્ય જેવી પુસ્તકાલય સ. સ. મંડળ લિ. નામની સંસ્થા કાઢવી. તે જે તે ગામોની બજેટો મંજુર થઇ આવેથી પૈસા મંગાવી જે તે છાપાં–માસિકોને લવાજમો અદા કરે, એકંદરે પુસ્તકાલયોને લગતું તમામ કામકાજ કરે.

( ૧૬ ) આ સિવાય વડોદરા રાજ્ય પેઠે ફરતાં પુસ્તકાલયોની યોજના વિશાળ પાયા ઉપર સ્થાપવી ને શાળાવાળા દરેક ગામે લોકભોગ્ય–લોકસાહિત્યથી ભરેલી પેટી વગર માગણીએ આપવાથી પ્રજામાં વાચનનો ખૂબ જ રસ જાગશે. તેમનામાં વાચનનો પ્રચાર વધશે, તેમને મનમાં એમ ચોક્કસ લાગશે કે આપણને સુધારવા–આપણામાં વાચનનો રસ જાગ્રત કરવા આપણી માગણી વગર સરકાર પુસ્તકો મોકલે છે, માટે આપણે વાંચી તેનો પૂરો લાભ લેવો જોઇએ.

( ૧૭ ) તદુપરાંત રાત્રિશાળા કાઢી મોટી ઉમ્મરનાં નિરક્ષરોને વાંચવા લખવાનું જ્ઞાન આપવાની યોજના તો ન જ ભૂલાવી જોઇએ.

( ૧૮ ) સીનેમાની ફિલ્મો ઉતારતાં સીનેમા માલેકો પ્રજા સુધારણાની દિશામાં મદદ-સંગીન ફાળો આપવા ઇચ્છતા હોય તો તેમણે આમોદાર-ખાસ કરીને પુસ્તકાલય પ્રવૃત્તિ સંબંધી ફિલ્મો ઉતારવી જોઇએ ને તદ્દન નજીવા દરે લોકોને બતાવવી જોઇએ. આથી ધાર્યું પરિણામ આવશે.

( ૧૯ ) પંડિત મદનમોહન માલવીયાના પ્રયાસથી જેમ બનારસ હિન્દુ યુનિવર્સિટિ અસ્તિત્વમાં આવી છે, તેમજ અખિલ હિન્દ પુસ્તકાલય પ્રવૃત્તિ માટે કોઇ દેશનેતાએ કમર કસી બહાર પડવું જોઇએ ને તેને સરકાર તથા પ્રજાએ પૂરો સહકાર આપવો જોઇએ. આનાથી પણ લાભ થશે.

( ૨૦ ) પુસ્તકાલયોને ઉપયોગી એવું એક ફરતું પુસ્તકપ્રદર્શન ગોઠવવું જે ગામડે ગામડે ફરી લોકોમાં વાચનનો રસ ઉત્પન્ન કરે. સાથે સાથે હસ્તપત્રિકાઓ જરૂર વહેંચવી ઘટે.

( ૨૧ ) જાહેર નિવેદન દ્વારા છાપાંઓમાં એવી જાહેરાતો આપવી કે જે ગામે રૂા. ૧૫ ઉભા થશે તેને રૂા. ૩૦ નાં છાપાં-માસિકો જે તે ગામની માગણી મુજબ અપાશે ને ફરતા પુસ્તકાલયની પેટીઓ ફક્ત માગણી આવેથી સરકાર ખર્ચે જે તે ગામે મોકલી આપવામાં આવશે.

ઉપરોક્ત ૨૧ મુદ્દાઓમાં પુસ્તકાલયની પ્રગતિ સંબંધી જે જે વિચારસરણીઓ રજુ કરી છે, તેનો જે તે સ્થળ પરત્વે સારાસર વિચાર કરી શકય લાગે તેટલી અમલમાં મૂકવાથી કંઇક અંશે જો ફાયદો થાય તો આ લખવું સાર્થક ગણાય.

નિરક્ષરતા અને ગરીબાઇ એ બે અત્યારે હિન્દના મુખ્ય-બળતા પ્રશ્નો છે. તેમાંથી નિરક્ષરતાનો ઉકેલ સરકાર તેમજ પ્રજા સહકારથી કરે એવી ભાવના આપણે શુદ્ધ દિલથી કરીએ. ને શુદ્ધ દીલની ભાવના પરમેશ્વર જરૂર સ્વીકારે છે જ એ વાત તો દરેક માનશો ને ? નિરક્ષરતા રૂપી ઘોર નિંદ્રામાંથી તો આપણી એજ માગણી હોવી જોઇએ કે **उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।**



વાંચતાં શીખવવું એના કરતાં શું વાંચવું એ શીખવવું, તે ઉછરતી પ્રજાના બુદ્ધિ વિકાસની દૃષ્ટિએ વધારે અગત્યનું છે. શિષ્ટ સમાજનો લાભ, નીકર જેઓ ન માણી શકતાં હોય તેવાં અનેકને પુસ્તકાલય તે લાભ પૂરો પાડે છે. વ્યક્તિના ચારિત્ર્ય પર પ્રભાવ પાડનારી વસ્તુઓમાં પુસ્તકાલય એ અગત્યમાં અગત્યની વસ્તુ છે.

—વિલિયમ આર. ઇસ્ટમેન

# ગ્રંથપાલ અને વાચનનો શોખ

[ લેખકઃ—ઇંદ્રવદન ઘ. પંડયા, વિભાગ વિદ્યાધિકારી વડોદરા. ]

**પુસ્તકાલયનો** હેતુ લોકો પુસ્તકોનું વાચન મનન કરે અને તે દ્વારા પોતાનું જીવન સુધારે એમ જો માનીએ તો તે સંબંધમાં ગ્રંથપાલ શું કરી શકે એનો આપણે અત્રે વિચાર કરીએ.

પુસ્તકાલયોનું વર્ગીકરણ થઇ ગયું હોય તો કયા વિષયનાં પુસ્તકો કેટલાં અને કેવાં છે તેની માહિતી સહેલાઇથી મળી શકે. ગ્રંથપાલે પણ એમાંનાં બધાં પુસ્તકો પૂરેપૂરાં વાંચ્યાં હોય છે એમ માનવું વધારે પડતું જ ગણાય. એટલે ગ્રંથપાલને પૂછી પુસ્તક સંબંધી માહિતી મેળવવા વાંચનારાં પ્રયત્ન કરે એ સંભવિત નથી તો જેમ બને તેમ સહેલાઇથી અને પૂરતી માહિતી વાંચનારને મળે એ સંબંધમાં કાંઇ સફળ યોજના થવી જોઇએ.

વડોદરા શહેરના જેવા કેન્દ્ર પુસ્તકાલયમાં ખુલ્લાં કબાટની યોજના થઇ શકે, જો કે તે પણ પૂરેપૂરી સફળ છે કે કેમ એ બાબત વિચારાસ્પદ છે. પરંતુ ગામડાંનાં પુસ્તકાલયના ગ્રંથપાળને તો ગમે તેવી ખાત્રી આપવામાં આવે તોપણ તે આ પ્રયોગ અજમાવવા તૈયાર થાય એ અસંભવિત છે. આનાં બે કારણો છેઃ એક તો આપણો અરસપરસ અવિશ્વાસ અને બીજું આપણી અનિયમિતપણાની ટેવ.

આ બે કેમ કરી જાય તેને માટે અત્યારે આપણા મહાન પુરૂષો પ્રયત્ન કરી રહ્યા છે; પણ કેટલાંય વર્ષોથી આરૂઢ થએલી ટેવ એકદમ જવી મુશ્કેલ છે. અરસપરસનો અવિશ્વાસ ટાળવાનો ઉપાય અત્યારે તો એક જ જણાય છે, અને તે શાળાઓમાં નીતિ અને ધર્મનું શિક્ષણ. માણસના મનમાં માત્ર '**નાહક કોઇને નુકશાન ન કરવું**' એટલી જ ભાવના જો દાખલ થાય તોપણ ઘણો લાભ થાય. જે કરવાથી આપણને લાભ નથી અને બીજાને ચોક્કસ નુકશાન છે, એ કરવાનું આપણે છોડી દઇએ તો ઘણો ફેરફાર થાય. સનાતન ધર્મના જાણીતા નેતા શ્રીયુત કૃષ્ણમૂર્તિ એક વખત પોતાને ભાષણ કરવાનું કહેતાં આવા અર્થનું એક જ વાક્ય બોલ્યા હતા. આ વાક્યનો અર્થ એવો હતો કે તમે જ્યારે કાંઇ કામ કરો ત્યારે બીજાનો વિચાર કરો. એક પુસ્તક તમે પુસ્તકાલયમાંથી લઇ જાઓ તે વાંચી રહો એટલે તમને મળવાનો લાભ પૂરો થયો; પરંતુ તે પાછું ન આપો તો ભવિષ્યના તમામ વાંચનારાઓને એનાથી વંચિત કરો. એક રૂપિયાની ચોપડી તમે કદાચ રાખી લઇ વેચવા જાઓ તો કેટલીક વખત તો તમને બે આના પણ ભાગ્યે જ મળે. મારૂં કહેવું એમ નથી કે દરેક વખતે વાંચનારાઓ ઇરાદાપૂર્વક જ ચોપડી ઉડાવે છે. કેટલીક વખત તો માત્ર બેદરકારીને લીધે જ ચોપડીઓ રખડી જાય છે. આ બેદરકારી આપણી અવ્યવસ્થિત-

પણે રહેવાની ટેવને આભારી છે. આ અવ્યવસ્થિતપણું આપણામાં કેવી રીતે આવ્યું તે સમજાતું નથી. એ અવ્યવસ્થિતપણાને લીધે આટઆટલું નુકશાન ખમ્યા છતાં અને વ્યવસ્થિતપણાના લાભો આપણી રાજ્યકર્તી પ્રજામાં જોયા છતાં, દોઢસો વર્ષના તેના સહવાસ તથા શિક્ષણ છતાં આપણામાંથી કેટલે અંશે ગયા છે તેનો વિચાર આપણે કેળવાએલા લોકોએ કરવાનો છે. એક ગાંધીની દુકાનમાં આટલી બધી વસ્તુઓ છતાં કોઈ પણ વસ્તુ મળતાં કેટલો વખત જાય છે, તેની જોડે પુસ્તકાલયોમાંનાં પુસ્તકો મેળવવામાં કેટલો વખત જાય છે, તેની સરખામણી કરો. કદાચ વાચકોને ખોટું લાગશે, પરંતુ વર્તમાનપત્રો, માસિકો અને પુસ્તકો વાંચી રહ્યા પછી જ્યાંથી અને જેવી સ્થિતિમાં લીધાં હતાં ત્યાં અને તેવી સ્થિતિમાં મૂકવાની કાળજી કેટલા કરતા હશે ? મંગાએલી વસ્તુ ઉપયોગ થઈ રહ્યે પરત મોકલી આપવાની કાળજી કેટલાં કરતાં હશે ? હું મારા અનુભવ પરથી કહું છું કે કેટલીક વખત તો પુસ્તકાલયમાંથી પુસ્તકો અપાવવા જામીન તરીકે ઉભું રહેવું પણ કઠણ લાગે છે. કારણ કે આપણા લોકો પુસ્તકો લેવાની જેટલી કાળજી રાખે છે, તેના પ્રમાણમાં પાછાં આપવાની કાળજી ઓછી જ રાખે છે.

આના સંબંધમાં ઘરડા માણસો પાસેથી સાંભળેલી કહેવત યાદ આવે છે:

**જે જોઈએ તે માગી લીજે, વણ માગે પાછું નવ દીજે,**
**એમ કરતાં જો ભૂલી જાય, તો તેનું મટીને આપણું થાય.**

જો કે આ હાસ્યમાં કહેવાયું હશે, પરંતુ અત્યારે કેટલે દરજ્જે એનો અમલ થાય છે તેનો વિચાર જેમણે તેમણે કરવો રહ્યો. આ બદલ ગ્રંથપાલ શું કરી શકે ? પહેલાં તો ગ્રંથપાલે પોતે આવી કુટેવો કહાડી નાખવા ને નિયમિત બનવાનો પ્રયત્ન કરવો જોઈએ. પુસ્તક પંદર દિવસે વાંચીને પાછું આપવું જોઈએ; નહિ તો પ્રત્યેક પંદર દિવસે ફરીથી સહી કરાવી લેવી જોઈએ: આ નિયમનો અમલ કેટલે દરજ્જે થાય છે ? વર્તમાનપત્રો કે માસિકો અમુક વખતે અને અમુક મુદત સુધી પુસ્તકાલયમાંથી ખસેડવાં જોઈએ નહિ: એ નિયમનું પાલન કેટલે દરજ્જે થાય છે તેનો પણ વિચાર થવો જોઈએ. ગ્રંથપાલે પોતાના પુસ્તકાલયને આકર્ષક ને નમૂનેદાર બનાવવું જોઈએ. બનતા સુધી વાંચનારાઓની સગવડ અને સરળતા એજ એનું ધ્યેય હોવું જોઈએ. તેમજ ગાંધી કે કાપડીઆ પોતાની દુકાનમાં શું છે અને શું નથી, અને જે છે તેનો શો ઉપયોગ થાય છે, એની જેમ માહિતી ધરાવે છે, તેમજ ગ્રંથપાળે પોતાને ત્યાં આવતાં વર્તમાનપત્રો માસિકો તેમજ પુસ્તકો સંબંધી માહિતી ધરાવવી જોઈએ. બધાં જ પુસ્તકો એ વાંચે એ સંભવિત નથી; પણ પુસ્તકો સંબંધી વર્તમાનપત્રોમાં તથા માસિકોમાં આવતા અભિપ્રાયો વાંચી ધ્યાનમાં રાખી વાચકને તે પ્રમાણે સમજૂતિ આપવા જેટલી તૈયારી તો રાખવી જોઈએ. બધા ગ્રંથો ખુલ્લાં કબાટમાં રાખવાનું કદાચ ન બની શકે તો પણ સંદર્ભ ગ્રંથો, રેલ્વે સંબંધી માહિતી આપતી રેલ્વે ગાઈડો વગેરે જે ગુજરાતીમાં છપાય છે તે મેળવી પુસ્તકાલયમાં સર્વ કોઈ ઉપયોગ કરી શકે તેમ ખુલ્લાં

રખાય. આખા ગામની અંદર કેટલીક વખતે ઘડિયાળ હોતાં નથી; હોય તો તેમાં સમયનાં ઠેકાણાં હોતાં નથી. પુસ્તકાલયમાં રાખેલું ઘડીઆળ મોટાં શહેરોમાં ટાવર જે ગરજ સારે છે તે ગરજ, ટકોરા મારવા જેવી વ્યવસ્થા કરીને સારે. તેમ થાય તે ઇચ્છવાયોગ્ય છે. રેલ્વે ગાઇડ, નકશાઓ, નિયમનાં પુસ્તકો, બાગ, નિયમિત ચાલતાં ઘડિયાળ અને પુસ્તકોની સુંદર વ્યવસ્થા એ આકર્ષકતાનાં સુંદર સાધનો છે.

આમ વિધ વિધ સામગ્રી વડે વાચકો સંતોષાશે ને વાચનવૃત્તિને વધુ ને વધુ વિકસિત બનાવશે એમ મારું માનવું છે. પ્રભુ આપણામાં સદ્દબુદ્ધિ પ્રેરી પ્રામાણિકપણાની અને શિસ્તપાલનની ટેવ ખીલવે એજ પ્રાર્થના !

—卐—

## આકાંક્ષા

( ૧ )

બાળ હતો હું જ્યારે
ઉર ઉમળકો જાગે
વાંચન કરવા કાજે
વાંચતા મિત્રો ત્યારે.

( ૨ )

બન્ધુ પુસ્તક લાવી
પાનાંઓ ઉથલાવી
મુખ ગંભીરતા ધારી
કરતો ખોટી લવારી.

( ૩ )

જાતા સુહૃદો ભાળી
વિશાળ વિદ્યા પ્રાપ્તિ
આકાંક્ષા ઉર જાગી
ભણવાની લત લાગી.

બલવંત મહેતા. ( વાઘોડીઆ )

# વડોદરા રાજ્યની પ્રાથમિક શાળાઓના શિક્ષકોને

મિત્રો !

'સૌરાષ્ટ્ર શિક્ષક'નો ચાલુ વર્ષનો ફેબ્રુઆરી અંક અને તેમાંય એની પ્રાસંગિક નોંધ અને અનુક્રમણિકાના વાચનથી મારા મનમાં સ્વાભાવિક રીતે જે પ્રશ્નો ઉભા થયા તે હું અત્રે જાહેર કરૂં છું, અને જો કોઇ તે વિચારવા અને તેના ઉત્તર લખવા તસ્દી લેશો તો ઘટિત ફેરફાર સાથે હું તે પ્રગટ કરવા તજવીજ કરીશ:—

## પ્રશ્નો

૧. વડોદરા રાજ્યમાં મહાલ, પ્રાંત અને રાજ્ય પુસ્તકાલય પરિષદ મળે છે તેવી રીતે કેળવણી પરિષદો મળવાની જરૂર નથી ?

૨. રાજકોટ, અમદાવાદ, સુરત વગેરે શહેરોમાં પ્રાથમિક શાળાઓના શિક્ષકો માટે કેળવણી પ્રદર્શનો ભરાય છે, તેવી જ રીતે વડોદરામાં કેળવણી પ્રદર્શન ભરવા કેમ તજવીજ થતી નથી ?

૩. વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી શિષ્ટ વાચનની ઐચ્છિક પરીક્ષાઓની યોજના ચાલે છે તેવા કોઇ ધોરણે રાજ્ય કે પ્રાંતને માટે શિક્ષકોને ખાસ ઉપયોગી કોઇ પુસ્તકની ઐચ્છિક પરીક્ષા લેવાની યોજના થાય તો તેથી શિક્ષકોને લાભ ન થાય ?

૪. દેશમાં પ્રાથમિક શાળાઓના અભ્યાસક્રમમાં, શિક્ષણપદ્ધતિઓમાં અને પરીક્ષાઓની યોજનાઓમાં મોટા અગત્યના ફેરફારો કરવા પ્રયત્ન થઇ રહ્યા છે તે સંબંધમાં વિચાર કરવા, ચર્ચા કરવા અને નિર્ણય જાહેર કરવા વડોદરા રાજ્યના શિક્ષકોએ કંઇ જ કરવાની જરૂર નથી ?

૫. પ્રાથમિક કેળવણી ફરજીયાત થયાને ૩૨ ઉપરાંત વર્ષો થઇ ગયાં છે. કાયદાનો અમલ કરતાં શિક્ષકોને કંઇ જ મુશ્કેલીઓ જણાતી નથી ? અને જણાતી હોય તો તેનો ઉકેલ લાવવા પ્રયત્ન કરવાની શિક્ષકોને કંઇ પણ જરૂર સમજાતી નથી ? તેમના ૩૨ વર્ષના અનુભવની વિગતો જાહેર કરવામાં આવે તો બ્રિટિશ રાજ્ય અને અન્ય દેશી રાજ્યોને લાભ નહિ થાય ?

૬. અમદાવાદ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ '**ગુજરાત શાળા પત્ર**' ચલાવી શકે, ઇન્ટર ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ '**સૌરાષ્ટ્ર શિક્ષક**' ચલાવી શકે, તો વડોદરા ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલ અને તેમના મદદનીશો તેવું કોઇ માસિક વડોદરા રાજ્ય માટે ન ચલાવી શકે ? વડોદરા રાજ્યના ૬૦૦૦ પ્રાથમિક શાળાના શિક્ષકોને માટે ઉપર જણાવેલાં બે માસિકો ઉપરાંત શ્રીયુત ગિજુભાઇની '**શિક્ષણ પત્રિકા**' સુરતથી પ્રસિદ્ધ થતું '**નૂતન શિક્ષણ**' એવા કોઇ ખાસ માસિકની જરૂર જણાતી

નથી ? વડોદરા રાજ્યમાં કૉલેજના અધ્યાપકો, હાઇસ્કૂલોના ગ્રેજ્યુએટ શિક્ષકો, મહાલ અને પ્રાંતના શાળાધિકારીઓ અને અન્ય શિક્ષિત વર્ગની સંખ્યા એટલી મોટી છે કે તેમાંના કોઇ ઉત્સાહી ભાઇએ સેવાભાવથી આ કામ હાથમાં કેમ નથી લીધું એ એક વિચારવા જેવો પ્રશ્ન છે. કોઇ એક પ્રદેશને કેળવણીના સ્વતંત્ર માસિકની અનિવાર્ય જરૂર હોય, તો તમને નથી લાગતું કે જે રાજ્યે પ્રાથમિક કેળવણી સર્વથી પ્રથમ ફરજીયાત કરી, કેળવણીના ક્ષેત્રમાં અનેક ( સફળ અને નિષ્ફળ ) પ્રયોગો કર્યા અને કેળવણીની વિવિધ દિશાઓમાં છૂટે હાથે લખલૂટ ખર્ચ કર્યું, તે ( વડોદરા ) રાજ્યને જ છે ?

૭. **શિક્ષણ પત્રિકા, સૌરાષ્ટ્ર શિક્ષક, હરિજન બંધુ, કિશોર, કુમાર, પ્રસ્થાન** તમારા ગામના પુસ્તકાલયમાં મંગાવવામાં આવે છે ? તમે તે નિયમિત રીતે વાંચો છો ? ગામમાં તે માસિકો ન આવતાં હોય તો તેમાંનું કોઇ નજીકના બહાર ગામના પુસ્તકાલયમાંથી મંગાવી વાંચો છો ? તમે ફક્ત ટપાલ ખર્ચ આપો તો તેમાંનું કોઇ માસિક બીજે માસે વાંચવા મોકલવાની યોજના થાય તો તમે તેનો લાભ લેવા ખુશી છો ? તમે જે કંઇ વાંચો તેમાંની ઉપયોગી હકીકત તમારા શિક્ષક બંધુઓ, વિદ્યાર્થીઓ વા મિત્રોને કહો છો, વાંચી સંભળાવો છો વા વાંચવાની ભલામણ કરો છો ?

૮. શાળાના વિદ્યાર્થીઓને **બાલમિત્ર** વા તેવું જ બીજું કોઇ બાલોપયોગી માસિક અને બાલસાહિત્યનાં પુસ્તકો છૂટથી વાંચવા આપો છો ? તમારા વર્ગના દરેક વિદ્યાર્થીએ **બાલમિત્ર** અને બાલ સાહિત્યનાં પુસ્તકો વાંચવાં જ જોઇએ એવી કોઇ યોજના તમે કરી છે ? બાળકો બહારનાં પુસ્તકો વાંચશે તો શાળાનો અભ્યાસ બગડશે એ વહેમમાંથી તમે મુક્ત થયા છો ને ?

૯. વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની કયી કયી પરીક્ષામાં તમે બેઠા છો ? પરીક્ષા માટેનાં પુસ્તકો વાંચવાથી તમને આનંદ, જ્ઞાન અને બોધ મળેલો ? તમને જો તેથી લાભ થયો હોય તો તે પછીની બીજી પરીક્ષાઓમાં કેમ બેઠા નહિ ? હવે પછીની પરીક્ષા ક્યારે અને કયા પુસ્તકની છે તે તમે જાણો છો ?

૧૦. પછાત કોમો અને સ્ત્રીઓ પુસ્તકાલયનો લાભ નથી લઇ શકતાં એ કેવળ સાચી હકીકત છે, પણ તે વર્ગોમાં તેનો ઉપયોગ કરાવવા, વા તમે છાપાંમાં વાંચેલી હકીકત વા પુસ્તકોમાંની વાતો તેમને કહી સંભળાવવા તમે કદિ પ્રયત્ન કર્યો હતો ? કર્યો હોય તો તેનું શું પરિણામ આવ્યું તે જણાવશો ?

વસો, તા. ૬–૩–૩૮

**મોતીભાઇ ન. અમીન**

—ૐ—

# કોઈ કહેશો ?

[ લેખક : ગુલાબભાઇ પરાગજી દેસાઇ છીણમ ]

૧

**આગગાડીની** મારી એક મુસાફરીમાં ત્રીજા વર્ગના ડબ્બામાં મારી નજીક એક સાધુ બેઠા હતા. વયે વૃદ્ધત્વના પ્રથમ ઉમરામાં પગ મુકી ચૂકેલા એ સાધુ મને તદ્દન ભોળા જણાયા. આગગાડીમાં મુસાફરો પાસેથી જુદા જુદા પ્રકારે ભીખ માગનારાનો તોટો નથી. ' અપને દીલકી બાત કીસી દુશ્મન સે બતાના ના ચૈએ ' જેવાં ભજનો બોલી; કોઇ ગૌશાળા વિષેનાં લંબાણથી ભાષણો આપી, કોઇ અમુક ગૃહસ્થોની સહીવાળાં છાપેલાં હેન્ડબીલ વહેંચી તે દ્વારા જાતે ગરીબ, મુગાં, બ્હેરા ઠરી પૈસા કઢાવે છે; તો કોઇ માબાપ વિનાનાં છોકરાં તરીકે ' બાલ્ય વયમાં કોઇના માતા પિતા મરશો નહિ ' એ લલકારી પૈસા કઢાવે છે. એવાઓ પૈકી એક છાપેલા હેન્ડબીલ વાળાએ આવી હેન્ડબીલ વહેંચવા માંડયાં. મારી પાસેના પેલા ભોળા સાધુએ કંઈ જાહેર ખબર જેવું સમજી એક હેન્ડબીલ એની પાસેથી લઈ લીધું. મેં જરા ગમ્મત કરવા સાધુને કહ્યું " દેખો મહારાજ ! અબ જીસકી પાસ યે કાગજ હોયગા, ઉસકો એક પેસા દેના પડેગા. "

સાધુએ ગભરાઇ જઇ પૂછયું " કયા સચ બાત હૈ ભૈયા ? આપ ખાલી ધમકી તો નહિ દે રહે હો ? "

મેં કહ્યું: " દેખના જબ કાગજ વાપીસ લેને આયગા તબ. "

સાધુએ ગભરાઇ કહ્યું " માર ડાલા ! "

પુસ્તકાલયમાં છાપાં વાંચવા આવનાર કોઇક પાસે જ્યારે વાર્ષિક બજેટ માટે ગામમદદ એકઠી કરવા–ફાળો ઉઘરાવવા પુસ્તકાલયના મંત્રીજી ! આપ જાઓ ત્યારે આ સાધુ જેવીજ ' માર ડાલા'ની ભાવના તેમની મુખમુદ્રા પર અંકિત થએલી નથી જોતા ? કોઇ કહેશો !

૨

વડોદરામાં મોહન ટોકીઝના ' **દુનિયા ન માને** ' ના ખેલમાં હું બેઠો હતો. મારી પાસે આઠ આનાવાળી સેકન્ડ કલાસની ટીકીટ હતી. રવિવારનો દિવસ એટલે વધારાનો શો હતો. પઠાણ ડોરકીપરને અડધીયું કાઢી આપી હું અંદર આવેલો. ખેલ શરૂ થવાની લગભગમાં જ પઠાણ ડોરકીપરે મારી ટીકીટ જોવાની માગણી કરી. મેં બતાવી અને એ ચાલ્યો ગયો. રાત્રે હું ફરી પાછો ' **તલવાર કા ધની** ' ના ખેલમાં પ્રતાપ વિજય સીનેમામાં ખેલ શરૂ થઇ ગયા પછી ગયો, અને આઠ આના વાળી સીટ પર બેઠો. ત્યાં પણ એમ જ થયું. ડોરકીપરે આવી ભૂલથી મને ઉઠાડયો, પણ ટીકીટ જોઈ પાછો બેસાડી દીધો.

પુસ્તકાલયમાં આવતા માણસો પૈકી કોઇ અજાણ્યા સાદા પણ ખાનદાન મનુષ્ય પ્રત્યે, મનુષ્યની સ્વાભાવિક પ્રકૃતિ અનુસાર અણગમાનું વર્તન દાખવી કોઇ વાર એકાદા કરુઆ પુસ્તકાલયના મંત્રીજીને પાછળથી પસ્તાવાનો પ્રસંગ નથી બનતો ? કોઈ કહેશો ?

૩

રાત્રીના દોઢ વાગ્યાની લોકલના એક ત્રીજા વર્ગના ડબ્બામાં ચઢી હું એક ખાલી જગ્યા પર બેસવા જતો હતો કે – તરત જ પાસેના ગૃહસ્થ બોલી ઉઠયા "અહીંઆં એક માણસની જગ્યા છે." મેં કહ્યું "હરકત નહિ આ બધા સુતા છે તેમાંથી એકાદને ઉઠાડી તેમને બેસાડજો."

ખરી વાત એ હતી કે તેમને સુવું હતું, માટે હું ત્યાં ન બેસું એવી તેમની ઇચ્છા હતી. ગાડી ઉપડીઃ પેલા જગ્યાવાળા ન આવ્યા. એ ગૃહસ્થ વિઠ્ઠલનગર જવાના હતા જેથી એમને કીમ ઉતરવું હતું. કીમ સુધીમાં એકાદી મીઠી નિદ્રાના એમના હકકને ખોટો કરનાર હું એમને ઘણો જ અકારો લાગતો હતો પણ ઇલાજ નો'તો. વિશ્વામિત્રી સ્ટેશન ગયું અને એમનાથી ન રહેવાયું; એઓ અર્ધ ગુજરાતી મિશ્રિત અંગ્રેજીમાં બોલ્યા "પટેલ! (મને એમણે પટેલ ધાર્યો હશે, કોણ જાણે?) પાસેવાળા ભરૂચ ઉતરવાના છેઃ **you better go there.**"

મેં મનમાં હસી કહ્યું "જરૂર મારે માટે ગમે ત્યાં એક જગા થશે એટલે હું અહીંથી ઉઠી જઇશ."

સાર્વજનિક પુસ્તકાલયના ઉપયોગ માટે સૌને સરખો હકક છતાં પોતાના સ્વાર્થ માટે, બીજાના કાયદેસર હક્કની સામે લાલ આંખ કરતા દાદાઓ પુસ્તકાલયના મંત્રીજીઓની નજરે કોઈવાર નથી આવતા? કોઈ કહેશો?

—卐—

## તું છે મોટો દેવ!

( પદ: ધન્યાશ્રી )

તું છે મોટો દેવ! ગ્રંથાલય, તું છે મોટો દેવ! ટેક૦
સકળ વિકળતા સૌની ટાળી જ્ઞાન નિધિ દેનાર, ગ્રંથાલય૦
અજ્ઞાન રૂપી તિમિર હણીને, પેટાવે જ્ઞાનની જ્યોત, ગ્રંથાલય૦
ચાહું જો હું; સેવક થઇ તું, સેવ કરે તતખેવ ગ્રંથાલય૦
મિત્ર તણી તું ગરજ સારીને, અર્પે સુજ્ઞ સલાહ. ગ્રંથાલય૦
શિશુ સકળના જીવન ભરની, કલ્પવૃક્ષ નિશાળ. ગ્રંથાલય૦
'કેળવણીનું કવચ' થઇ તું, અર્પે ગુરૂ સમ જ્ઞાન. ગ્રંથાલય૦
શશીસમાને અમી સિંચીને, રાખે સૌ પર પ્યાર. ગ્રંથાલય૦
જીવોને તું જીવન દઇને, થયો સૂર્ય સમાન. ગ્રંથાલય૦
માનવપણું સાચું ખીલવી; કરે જીવનોદ્ધાર. ગ્રંથાલય૦
ગુર્જરી કેરી કુંજગલીમાં, ફોર તારી ફેલાવ. ગ્રંથાલય૦

બ્યાસવાસણ,
તા. ખાતરસુંબા.

'જ્ઞાનાંકુર'

# પુસ્તકાલય પર્વણી

[ **વસંત પંચમી** તા. ૫-૨-૩૮ ને રોજ રાજ્યના ચારે પ્રાંતોમાં **પર્વણી** દિન ઠેકઠેકાણે ઉજવાયો તેના અહેવાલ જેમના તરફથી અમને મળ્યા છે તેનો ટુંક સાર અત્રે આપવામાં આવે છે. ચાણસ્મા મહાલ મંડળે, અનુકૂળતા ખાતર, આ ઉત્સવ મહાશિવરાત્રીના દિવસે ઉજવવાનું ઠરાવેલું ને તે મુજબ અમલ થયેલો. ]

**વરણામા તા. વડોદરા** :—બપોરે બે વાગે કન્યાશાળામાં શ્રીમતી સાવિત્રીબેન ઘોડાના પ્રમુખપદે સ્ત્રીઓની જાહેર સભા મળી, જેમાં પ્રમુખ બેને તથા શ્રી. સુવર્ણાબેને નિંદા કુથલીને બદલે વખતનો સદુપયોગ કરવાની ટેવ પાડવા, આરોગ્ય સાચવવાની કાળજી રાખવા, એલ્યુમિનિયમનાં વાસણો નુકશાનકારક હોઇ તે ન વાપરવા તથા દર બુધ-શનિએ ભેગાં મળવાની સૂચના કર્યા બાદ સેવા સમાજના મંત્રી શ્રી ચીમનભાઇ અમીને ભેગી થયેલી બેનોને મહિલા પુસ્તકાલયનો યથેષ્ટ લાભ લેવાની વિનંતિ કરી સમાજ તરફથી તેને અંગે દરેક પ્રકારની સવલત આપવાની ખાત્રી આપી હતી. બીજે દિવસે સાડા ચાર વાગે પુસ્તકાલયના મકાનમાં જાહેર સભા ડૉ. ઇન્દ્રવદન ફીકાણીના પ્રમુખસ્થાને મળી જેમાં પ્રમુખ ઉપરાંત મહાલ શાળાધિકારી શ્રી દેવચંદભાઇ, એ. વી. સ્કૂલના હેડમાસ્તર શ્રીયુત ઘોડા, તથા ચીમનભાઇ હ. અમીનના પ્રસંગોચિત વિવેચનો થયા હતાં.

**ગાડા તા. પેટલાદ** :—પુસ્તકાલયના મકાનને ધજા પતાકાથી શણગારવામાં આવ્યું હતું. સવારમાં સરઘસ, બપોરે મંદિરમાં સ્ત્રીઓ આગળ કથાકીર્તન, ને સ્ટીરીઓસ્કોપ વગેરે દ્વારા બાલકોનું મનરંજન, બપોર પછી જાહેર સભામાં-સંવાદ: ગરબા ને ભાષણ: રાત્રે ભજન તથા રોશની.

**સાંઢલી તા. શિનોર** :—અરૂણોદય થતાં પહેલાં, બાળવીરો ધ્વજ વંદનની ક્રિયા કરી સ્કાઉટ માસ્તરની આગેવાની નીચે પ્રચારાર્થે ખાસ તૈયાર કરેલાં ગીતો લલકારતાં ગામના બજારોમાં તેમજ મહોલ્લાઓમાં ફરી વળ્યા: જીન પ્રેસના શેઠે ખુશ થઇ રૂ. ૨) ની મીઠાઇ વહેંચવાનું જાહેર કર્યું. બાદ વ્યવસ્થાપક મંડળના સભ્યોએ આર્થિક સહાય માટે ઝોળી ફેરવી જેમાં આશરે રૂ. ૨૦) મળ્યા. પા. જેસંગભાઇ રણછોડભાઇએ રૂ. ૫) ની મીઠાઇ વહેંચી. જાહેર સભામાં યથોચિત વિવેચનો થયા બાદ મંત્રી શ્રી હીરાલાલ જાનીએ પુસ્તકાલયનું વાર્ષિક નિવેદન વાંચી સંભળાવ્યું. કન્યાઓએ ગરબા ગાયા. પ્રમુખશ્રીએ રૂ. ૫) પુસ્તકાલયને આપ્યા.

**કંડારી તા. કરજણ** :—મદદનીશ વ્યવસ્થાપક શ્રી રાંગણેકર સાહેબના પ્રમુખપદે ઉત્સાહ અને ધામધુમથી પર્વણી ઉત્સવ ઉજવાયો. મકાનને ધ્વજપતાકા તથા છાપેલાં તેમ હસ્તલિખિત સત્રોથી શણગારવામાં આવ્યું. સવારના પાંચ વાગે પ્રભાતફેરી નીકળી, ૮ વાગે બાળ બાળાઓનું પ્રેરણાત્મક બોધક ગીતો લલકારતું સરઘસ; બપોરે બે વાગે જાહેર સભા, જેમાં ઇશસ્તુતિ, શારદા સ્તવન, ગરબા, " વનદેવી અને તેની સખીઓ " ' લાલા પટેલની લાયબ્રેરી ' તથા 'સિકંદર ને પોરસ'ના સંવાદ વગેરેના આકર્ષક કાર્યક્રમ

પછી મંત્રી શ્રી શંકરભાઇ તથા સભાના પ્રમુખશ્રીના પ્રેરણાત્મક પ્રવચનો થયાં. રાત્રે ૮ થી ૧૦ સુધી પુસ્તકાલયના પટાંગણમાં ભજનમંડળીની રમઝટ જામી.

**બામણગામ તા. કરજણ**:—શાળાના મકાનને ધજાપતાકાનો શણગાર: સાત વાગે બાળ બાળાઓનું સરઘસ: આઠ વાગે મોહનદાસ મહારાજના પ્રમુખપદે 'નીતિ અને પુસ્તકની નિકટતા' વિષે ઉદાત્ત પ્રવચન થયું, જેમાં આધ્યાત્મિક જીવનમાં પુસ્તકોનો ફાળો વગેરે બાબતો છણવામાં આવી હતી. દશથી સાડા અગિયાર સુધી બાળકો પાસે મૂકવાચન કરાવ્યું. સાંજે ૩ થી ૫ ના સમયમાં શ્રી સરદારસિંહના પ્રમુખપદે જાહેર સભા થઇ જેમાં રાસ ગરબા, સંવાદ સંભાષણોના આકર્ષક કાર્યક્રમ પછી ગ્રંથપાળની અડચણો રજુ થતાં આગેવાનો તરફથી તેનો સુઘટિત નિકાલ કરી આપવામાં આવ્યો. કુમારમંડળની સ્થાપના કરવામાં આવી જેમાં ૨૦ યુવકો જોડાયા. દરેક સભ્યે અઠવાડિયામાં નિદાન એક પુસ્તક સંપૂર્ણ વાંચવું જોઇએ એવો નિયમ રખાયો છે. રાત્રે ભજનમંડળનો કાર્યક્રમ હતો. રા. શનાભાઇ તથા રા. દેસાઇભાઇ તરફથી બાળકોને કળીના લાડુ તથા જલેબી એક એક મણ વહેંચાયાં.

**બરકાલ તા. શિનોર**:—સાફસુફી ને ધજા તોરણોના શણગાર કરી 'શોભાવો પુસ્તકાલયને' એ દાનપ્રેરક ગીત ગાતું બાળકોનું સરઘસ મહોલ્લે મહોલ્લે ફરી વળ્યું. દાનમાં રૂ. ૯—૧૪—૦ તથા વિદ્યાર્થીઓ માટે સાકર આશરે મણ એક મળ્યાં. સાંજરે શ્રી વ્યાસક્ષેત્રમાં જઇ શ્રીમંત મહારાજા સાહેબના દીર્ઘાયુ માટે પ્રાર્થના કરી. બાદ પુસ્તકાલયના કમ્પાઉન્ડમાં મળેલી જાહેર સભામાં 'ભગવો ધ્વજ' ફરકાવી મકાન પર ચઢાવાયો, ને પ્રસંગોચિત વિવેચનો થયાં.

**અણસ્તુ તા. કરજણ**:—પુસ્તકાલયમાં તૈયાર કરેલી વિવિધ ચિત્ર પોથીઓ તથા હસ્તલિખિત પોથીઓનું પ્રદર્શન આકર્ષક રીતે ગોઠવવામાં આવ્યું હતું. સરઘસ, વ્યાયામ પ્રયોગ, સંવાદ ગરબા, સંભાષણના કાર્યક્રમ ઉજવાયા હતા, જેમાં વડોદરાથી આવેલા જલોપચાર ચિકિત્સક ડૉ. રામચંદ્ર લક્ષ્મણરાવ મોરે, બી. ટી. કૉલેજના પ્રો. શ્રી રામચંદ્ર પંડ્યા, વિદ્યાધિકારી કચેરીના ડે. ચીટનીસ મી. નાણાવટી તથા બરોડા કૉલેજના કેટલાક વિદ્યાર્થીઓની હાજરી પ્રેરણાત્મક નીવડી હતી.

**કોલિયાદ તા. કરજણ**:—૭ થી ૧૧ ના સમયમાં બાલ વાચકો તથા કુમાર મંડળ આગળ સાહિત્યનો ઉપયોગ કેમ કરવો તથા તેના ફાયદા વિષે વિવેચન તથા વાચન: બપોરે સ્ત્રીઓની સભા થઇ જેમાં બેન રૂક્મિણીબાઇએ "ચાલોને સહિ-યર જ્ઞાનરસ જીવનના લેવા જઇએ રે !" એ ગરબી ગાઇ સંભળાવ્યા બાદ નવરાશે ગ્રંથવાચનની ટેવ રાખવાનો બોધ કર્યો હતો. રાત્રે ૭ થી ૧૨ સુધીના જાહેર મેળા-વડામાં ભજન મંડળીની રમઝટ જામી તથા 'લાલા પટેલની લાઇબ્રેરી' નો બોધક સંવાદ ભજવાયો.

**માંકણી તા. સંખેડા**:—સવારે બાળોનું સરઘસ ને શ્રીમંતના ગુણાનુવાદ; બપોરે ગ્રામ પંચાયતના અધ્યક્ષ રૂબરૂ બાળકોની રમત ગમતોનો મેળાવડો; સાંજરે જાહેર સભા.

**વડેલી તા. સંખેડાઃ**—ઉપર પ્રમાણે.

**લઢોદ તા. સંખેડાઃ**—સરઘસ પછી જાહેર સભા ભરાઈ તેમાં ગામ લોકોએ પુસ્તકાલયને સારી રીતે મદદ કરવાની ખાત્રી આપી.

**રાજનગર તા. સંખેડાઃ**—કાર્યક્રમ માંકણી મુજબ.

**કાવીઠા તા. સંખેડાઃ**—સવારે પ્રભાતફેરી, રાષ્ટ્રીય ધ્વજવંદન અને તે પછી જાહેર સભા ભરાઈ.

**બોડેલી તા. સંખેડાઃ**—સવારે પુસ્તક પૂજન તથા શ્રીમંતની છબીને ફૂલહાર સમર્પણ કરી સરઘસ કાઢ્યું, ને સાંજરે જાહેર સભા ભરી પુસ્તકાલયની અગત્ય ને તેના ફાયદા પર યથોચિત વિવેચનો થયાં.

**તાંદલજા તા. સંખેડાઃ**—સવારે સરઘસ, સાંજરે સભા.

**ભાટપુર તા. સંખેડાઃ**—સવારે શ્રીમંતની છબી તથા ભગવા નિશાન સાથેનું સરઘસ ગામમાં બધે ફર્યું; સાંજરે જાહેર સભા થઇ.

**ટીંબા તા. સંખેડાઃ**—શાળાના મકાનમાં સભા કરવામાં આવી ને યોગ્ય વિવેચનો થયાં.

**કસુંબીઆ તા. સંખેડાઃ**—સવારે વિદ્યાર્થી અને શિક્ષકોનું સરઘસ કસુંબીઆ તથા આણંદપુરા બન્ને ગામોમાં ફર્યું: બન્ને ગામોમાં બાળકોને સાકર વહેંચાઇ. સાંજરે સભા રખાઇ હતી.

**માંજરોળ તા. સંખેડાઃ**—સવારે સરઘસ, સાંજરે સભા, અને રાત્રે દેવમંદિરમાં ભજનની રમઝટ.

**કરનાળી તા. તિલકવાડા** :—પુસ્તકાલયના મકાનને ધજા પતાકા તોરણો નો શણગાર સજાવ્યો. શ્રીમંતના તથા સરસ્વતી દેવીના ફોટાને ફુલહાર ચઢાવ્યા અને તે પછી રમણિક આશ્રમવાળાં બેન શ્રી બાજીરાજબાના પ્રમુખપદે જાહેર મેળાવડો ભરાયો. તેમાં પ્રસંગોચિત વિવેચનો પછી પુસ્તકાલયનો સન ૧૯૩૬–૩૭ નો અહેવાલ રજુ કરવામાં આવ્યો, કન્યાઓના ગરબા થયા, રાત્રે સંગીત તથા ભજન મંડળીનો મનોરંજક કાર્યક્રમ રખાયો હતો.

**સિદ્ધપુર** :—સવારે ૮ થી કાર્યક્રમ શરૂ થયો, મકાનને ધજા પતાકાથી શણગારવામાં આવ્યું; પુસ્તક પ્રદર્શન ગોઠવવામાં આવ્યું રમત ગમતો તથા બાલ સાહિત્યનો લાભ બાળકોએ લીધો; સાંજરે ૪ વાગે મહાલ પુ. મં. ના પ્રમુખની આગેવાની નીચે મેળાવડો થયો, જેમાં બાળાઓએ રા. ભાઇ ખુદાબક્ષ રચિત *'વસન્ત'* નો ગરબો ગાયો. બાળાઓને પીત્તળના પવાલાંની લ્હાણી થઇ તથા બાળકોને પતાસાં વહેંચવામાં આવ્યાં.

**વાલમ તા. વિસનગર** :—સવારે નવ વાગે શ્રીમંતના ફોટાને વિવિધ વિષયનાં પુસ્તકો તથા બોધક સૂત્રોની વચ્ચે પાલખીમાં પધરાવી વાજતે ગાજતે સરઘસ

કાઢવામાં આવ્યું; ત્રણ વાગે મહાલ મંડળના પ્રમુખ શ્રી કલ્યાણરાય જોશીના પ્રમુખપદે સભા ભરાઈ જેમાં શ્રીમંતના ગુણાનુવાદ, ગરબા રાસ તથા સંવાદ સંભાષણોનો કાર્યક્રમ સફળ રીતે ઉજવાયો. પ્રમુખશ્રીએ બે ત્રણ પુસ્તકોમાંથી વાચન કરી બતાવ્યું તેમાં આવતા ગરબાની લઢણ ને છટા બતાવી, અને અભણોએ પુસ્તકાલયનો ઉપયોગ શી રીતે કરવો તે અસરકારક રીતે સમજાવ્યું.

**દેણપ તા. વિસનગર** :—પુસ્તકાલયને ધજા પતાકા ને તોરણોથી શણગારવામાં આવ્યું. સરઘસ કાઢવામાં આવ્યું, તથા જાહેર સભામાં પુસ્તકાલયથી થતા ફાયદા પર વિવેચન અંતે સ્થાનિક સંસ્થાનો વધુ સારા પ્રમાણમાં લાભ લેવાનો બોધ કરવામાં આવ્યો.

**માલોસણ તા. વિજાપુર** :—સવારે ૯ વાગે શાળાના મકાનમાં બધા વિદ્યાર્થીઓ તથા શિક્ષકો ભેગા મળ્યા, શાળાના પટાંગણને ધજા પતાકાથી સુશોભિત બનાવવામાં આવ્યું, શ્રીમંતના દીર્ઘાયુ માટે શિવમંદિરમાં પ્રાર્થના કરવામાં આવી; રમત ગમતોની હરીફાઇ કરાવવામાં આવી; શિષ્ટ પુસ્તકોમાંથી બોધક પ્રસંગોનું વાચન થયું; શ્રીમંતની છબીને પાલખીમાં પધરાવી સરઘસ કાઢવામાં આવ્યું; ગવાડાના ગૃહસ્થ રા. કેશવલાલ હીરાચંદ તરફથી પતાસાં વહેંચવામાં આવ્યાં.

**દહેગામ** :—પુસ્તકાલયને ધજા પતાકાથી શણગારવામાં આવ્યું, તથા બહારની દીવાલો પર પુસ્તકાલય વિષયક બોધક સૂત્રોનાં બોર્ડ ટીંગાવવામાં આવ્યાં; શ્રીમંતની છબીને ઉચ્ચ આસન પર પધરાવી ફુલહાર ચઢાવ્યા, મહાલ વહિવટદાર શ્રી રણદીવે સાહેબના પ્રમુખસ્થાને સભા ભરાઇ જેમાં બાળકોના સંવાદ તથા બાળાઓના ગરબા રાસ અને સંભાષણોનો કાર્યક્રમ ઉજવાયો.

**ઉમતા તા. ખેરાળુ** :—પા. વણારસીદાસ ત્રિભોવનદાસના અધ્યક્ષપદે ઉજવાયો. પુસ્તકાલયના મકાનને ધજા પતાકા ને તોરણોનો શણગાર સજાવ્યો, પુસ્તક પ્રદર્શન ગોઠવાયું; પુસ્તકાલયના ફાયદા સભામાં સમજાવાયા

**વ્યાસવાસણા તા. આતરસુંબા**:—પુસ્તકાલયના સ્થળને ધજા પતાકાથી સુશોભિત બનાવવામાં આવ્યું. સવારે પુસ્તકાલય વિષયક ગીતો લલકારતું બાળકોનું સરઘસ ગામભરમાં ફરી વળ્યું. બાદ જાહેર સભા શ્રી. નાથાલાલભાઈ વૈદના પ્રમુખપણે ભરાઇ જેમાં પ્રાર્થના, ગરબા તથા પ્રસંગોચિત વિવેચનો થયાં. સભામાં ટેબલ તથા પેપરો રાખવાની ઘોડી માટે રૂ. ૨૭ મળ્યા. ગરબા ગાનાર કન્યાઓને તથા પ્રાર્થના ગાનાર વિદ્યાર્થીઓને પ્યાલાં અપાયાં, તમામ બાળકોને પતાસાં વહેંચાયાં. સાંજરે રા. મૂળશંકર નાથાભાઇ તરફથી પર્વણી દિન નિમિત્તે શાળાનાં તમામ બાળકોને ભોજન અપાયું.

( ચાણસ્મા મહાલ પુ૦ મંડળના ઠરાવ મુજબ સદર મહાલમાં નીચેનાં ગામોએ મહા શિવરાત્રિ તા. ૨૮-૨-૩૮ ને રોજ પર્વણી દિન ઉજવ્યો હોવાના અહેવાલ મળ્યા છેઃ— )

**વસાઇ**:—મુખ્ય શિક્ષક રા. જેસંગભાઇ દ. પટણીના પ્રમુખપદે વિદ્યાર્થીઓનો મેળાવડો થયો, બાદ ઝોળી સાથે સરઘસ ગામમાં ફર્યું તેને પરિણામે રૂ. ૩૦)ની રકમ એકત્ર થઇ. શાળાનાં બાળકોને જમણુ આપવાનું ઠરાવ્યું. સાંજના પુ૦. ના પ્રમુખ રા. જીવાચંદ મોહનલાલ શાહના અધ્યક્ષસ્થાને જાહેરસભા ભરાઇ.

**ધીણોજ**:—પર્વણીદિન મહાલ શાળાધિકારી શ્રી. દવે સાહેબના અધ્યક્ષપદે ઉજવાયો. સવારે સરઘસ, બપોરે વિદ્યાદાનની ઝોળી ફેરવાઇ તેમાં રૂ. ૬૭–૩–૬ ભેગા થયા જેનો ઉપયોગ પુસ્તકાલયમાં બાલ સાહિત્ય ખરીદવા તથા ½ રકમ નિશાળનાં બાળકોને ઉપયોગી થાય તેવા કામે કરવા ઠરાવ્યું.

**જાખાના**:—વિદ્યાદાન માટે બાળકોને ફેરવતાં રૂ. ૨–૧–૦ ની રકમ મળી.

**મેરવાડા**:—પા૦ શિવરામ ખુશાલદાસના પ્રમુખપણા નીચે પર્વણી દિન ઉજવાયો. વિદ્યાદાન તરીકે રૂ. ૧–૮–૦ મળ્યા.

**ગાંભુ તા. ચાણસ્મા**:—પુસ્તકાલયને ધજા પતાકાનો શણગાર સજાવ્યો. સવારે સરઘસ કાઢી શ્રીમંત મહારાજા સાહેબની તસ્વીરને દેવ મંદિરમાં પધરાવવામાં આવી. બાલકોની સભા ભરવામાં આવી ને તેમાં પુસ્તકાલય પ્રવૃત્તિ વિષયક સંભાષણ સંવાદો, અને બાળાઓના ગરબા રાસ થયા. પુસ્તક પ્રદર્શન યોજવામાં આવ્યું. સાંજરે જાહેર સભા થઇ જેમાં મુખ્ય શિક્ષકે 'પુસ્તકાલયની ઉપયોગિતા' એ વિષય પર અસરકારક પ્રવચન કર્યું.

**નવસારી બાલ તથા મહિલા પુસ્તકાલયો**:—તરફથી પર્વણી દિન ઉજવવામાં આવ્યો. આશરે ૧૧૦ બાળકો અને વિદ્યાર્થીનીઓએ આશાપુરી શેઠ દાદુજીની વાડીમાં એકત્ર મળી પ્રાર્થના કરી તથા શબ્દ ચોરસ, શબ્દ રચના, ઉખાણાં, હું કોણ છું ? શોધો ને જાણો વગેરેની પરસ્પર હરીફાઇમાં તથા રમત ગમતમાં આનંદ મેળવ્યો હતો.

**ધામણ તા. નવસારી**:—પુસ્તકાલયના મકાનમાં રાત્રે સભા મળી જેમાં સારા માઠા અવસરે પુસ્તકાલયને આર્થિક મદદ આપવાની તથા તેનો યથેષ્ટ લાભ ઉઠાવવાની વિનંતિ ગુજારવામાં આવી હતી. પુ. ના મંત્રીએ પોતાનાં સદ્‌ગત માતુશ્રીના પુન્યાર્થે રૂ. ૧૦૧) નું સ્મારક ફંડ આપવાનું પોતાના મોટાભાઇ દ્વારા જાહેર કરાવ્યું.

**કોસંબા**:—સાંજરે ૫ થી ૬ના સમયમાં મુખ્ય શિક્ષક શ્રી પ્રીતમલાલના પ્રમુખપદે ઉત્સવ ઉજવવામાં આવ્યો. પુસ્તકાલયને શણગારવામાં આવ્યું હતું તથા વાચન વિભાગને આકર્ષક રીતે ગોઠવવામાં આવ્યો હતો. કોસંબા શાળાના તમામ શિક્ષકોએ સારો સાથ આપ્યો હતો.

**ઓરણા તા. કામરેજ**:—મહાલ શાળાધિકારી રા. ના પ્રમુખપદે પર્વણી ઉત્સવ ઉજવાયો. સવારે વિદ્યાર્થીઓનું સરઘસ શ્રીમંતની તસ્વીર સહિત પુસ્તકાલય વિષયક ગીતો લલકારતું ગામમાં ફર્યું હતું. બાદ શાળાના કંપાઉન્ડમાં સભા ગોઠવવામાં આવી જેમાં ઇશ પ્રાર્થના, શ્રીમંત પ્રશસ્તિ તથા 'ગામડાનાં દર્શો'નો સંવાદ વગેરેનો કાર્યક્રમ રખાયો હતો, રા. સીતારામ શર્મા તરફથી મીઠાઇ વહેંચવામાં આવી હતી.

**અમરેલી**:—પુસ્તકો માટે ભિક્ષાન્ દેહિની ટહેલ નાખતાં પુસ્તકાલયના કાર્યકર્તાઓ અને સ્વયંસેવકો ગામમાં ફર્યા ને પોણીબસો જેટલાં શિષ્ટ પુસ્તકો મેળવ્યાં.

**મોટા ભંડારીઆ તા. અમરેલી**:—સવારે ઇશ્વર પ્રાર્થના; બપોરે ૩ થી ૫ ના સમયમાં જાહેર સભા ભરાઇ એમાં મુખ્ય શિક્ષક શ્રી કાનજીભાઇ ત્રીકમજીએ પુસ્તક વાચનના લાભાલાભ સમજાવતું બોધક પ્રવચન કર્યું. શ્રીમંત મહારાજા સાહેબને દીર્ઘાયુ ઇચ્છવામાં આવ્યું.

**દેવળી તા. કોડીનાર**:—સાંજના વખતે પટેલ ભગવાનભાઇના પ્રમુખપદે સભા મળી તેમાં વ્યાપાર ઉદ્યોગ ખાતાના શિક્ષક શ્રી રામચંદ્ર આપ્ટેએ તથા પ્રમુખે પ્રસંગોચિત બોધક વિવેચન કર્યા બાદ શ્રીમંત રાજપિતાને દીર્ઘાયુ ઇચ્છવામાં આવ્યું. દર માસની પાંચમે બધાએ વિચારની આપલે માટે એકઠા મળવાનું ઠરાવવામાં આવ્યું.

**ઘાંટવડ તા. કોડીનાર**:—સવારે પ્રભાતફેરી નીકળી; સાંજરે પાંચ વાગે જાહેર સભા થઇ જેમાં બાળકોના સંવાદ, તથા કન્યાઓના ગરબા રાસ થયા ને શ્રીમંતને દીર્ઘાયુ ઇચ્છવામાં આવ્યું; વાર્ષિક નિવેદન વાંચી સંભળાવવામાં આવ્યું.

**ઝર તા. ધારી**:—સવારે ૮ થી ૯ ના સમયમાં બાળકો તેમજ પુ. પ્રવૃત્તિમાં રસ ધરાવતા ગૃહસ્થોનું સરઘસ ગામમાં ફરવા નીકળ્યું. તેણે ગામના દરેક ચોકમાં પુસ્તકાલય પ્રદર્શન ગોઠવી પુસ્તકાલયના ફાયદા સમજાવતાં સંવાદો, રાસો અને આમોદારની કવિતા દ્વારા જનતામાં પર્વણી સંબંધી જાગૃતિ પેદા કરી. જાહેરસભામાં મંત્રીએ વાર્ષિક નિવેદન વાંચી સંભળાવ્યું તથા બીજા ગૃહસ્થોનાં પ્રસંગોચિત વિવેચનો થયાં.

**નવાગામ તા. રતનપુર**:—સવારે ૮ા થી ૧૦ા ના સમયમાં પા. મૂળજી ધનાના પ્રમુખસ્થાને મળેલી સભામાં બાળકોએ શારદા સ્તવન, શ્રીમંતને આશિર્વચન સંવાદો વગેરેનો કાર્યક્રમ હાવભાવ સહિત પાર પાડયો. અત્યંજ બાળકોએ શ્લોકો ગાયા તેથી ગામ લોકોમાં બહુ આનંદ થયો, મંત્રીએ પુસ્તકાલયનું વાર્ષિક નિવેદન રજુ કર્યું તથા પુસ્તકાલયનું સ્વતંત્ર મકાન બંધાવવા માટેની દરખાસ્ત રજુ કરી તેની વિચારણા માટે કમિટિ નીમવામાં આવી. દર માસે બાળ સંમેલન ભરવાનું ઠરાવ્યું.

**વરવાળા તા. ઓખામંડળ**:—પર્વણી નિમિત્તે પુસ્તકાલયના મકાનમાં બપોરે ત્રણથી છના સમયમાં એક સ્ત્રી સંમેલન કન્યાશાળાના મુખ્ય શિક્ષિકા બી. નાથીબાઇની દેખરેખ નીચે ગોઠવવામાં આવ્યું, જેમાં સારી સંખ્યામાં બેનોએ ભાગ લીધો હતો. કન્યાઓના રસિક ને બોધક સંવાદો ને રાસડાઓનો કાર્યક્રમ આકર્ષક હતો. મુખ્ય શિક્ષિકા બેને પુસ્તકાલય સંબંધી માહિતી તથા કેટલાક લેખો વગેરે વાંચી સંભળાવી સભાને આકર્ષક બનાવી હતી.

—※—

# પુસ્તક પરિચય

૧. **બાલભાગવતઃ**—લેખિકા, સૌ. મંજુદેવી માર્તંડરાવ પંડ્યા, રામજી મંદિરની પોળ, વડોદરા, હાલ સરકારી ફારમ, ભરૂચ;-૧૯૩૮, બીજી આવૃત્તિ; ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૬ અ. ૯૨; સચિત્ર બોર્ડનું પૂઠું, મૂલ્ય ૮ આના.

શ્રી સયાજી બાલજ્ઞાનમાળાના ૭૮મા પુષ્પ તરીકે પ્રસિદ્ધ થએલા આ વાર્તા ગુચ્છની બીજી આવૃત્તિ છે. ધાર્મિક શિક્ષણની આવશ્યકતા સ્વીકારાતાં આવાં પુસ્તકોની ખાસ જરૂર છે. ભાગવત જેવા ધાર્મિક ગ્રંથમાંથી બાળકોને રસ પડે અને એમને શિક્ષણ મળે તથા તેમનું ચારિત્ર્ય ઘડાય એ માટે આવાં પુસ્તકોની ખાસ જરૂર છે. બીજી આવૃત્તિ એજ એની લોકપ્રિયતા. પ્રસંગો પણ પ્રોત્સાહક, ભક્તિપ્રેરક અને આલ્હાદક પસંદ કર્યા છે. બાલપુસ્તકાલયો તેમ મહિલાપુસ્તકાલયોએ તો ખાસ ખરીદવા લાયક છે. પ્રાથમિક શાળામાં વધારાનાં વાંચન તરીકે આ પુસ્તક બહુ ઉપયોગી થઇ પડશે. ઘેરેઘેર આવાં પુસ્તકો હોવાં જોઇએ. આવાં પુસ્તકોના વાંચનથી બાલમાનસ સુધરશે અને બાલકો ચારિત્ર્યવાન તેમજ મહત્ત્વાકાંક્ષી થશે.

૨. **શ્રીકાન્તઃ-ભા. ૩ જોઃ**—અનુવાદક, સુશીલ ( રા. ભીમજી હરજીવન ), પ્રકાશક, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન, ૭+૨૭૦, પાકું સચિત્ર રંગીન આચ્છાદનવાળું પૂઠું, મૂલ્ય રૂ. ૨-૦-૦.

પ્રખ્યાત બંગાળી નવલકથાકાર સ્વ. શ્રી શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયની ઉત્તમ વાર્તા 'શ્રીકાન્ત'ના અનુવાદનો આ ત્રીજો ભાગ રા. સુશીલ પાસે તૈયાર કરાવી રા. શંભુલાલ જગશી શાહે ભા. ૧-૨ પછી એક વર્ષે પ્રસિદ્ધ કર્યો છે. પુસ્તકો ભાગો તરીકે આટલા મોટા અંતરે પ્રસિદ્ધ થવાથી એનો ખરો રસ જતો રહે છે અને પુસ્તકનું મહત્ત્વ ઘટે છે. ત્રીજો ભાગ રા. સુશીલે તૈયાર કર્યો છે અને ભાગ ૧-૨ રા. રમણલાલ સોનીએ તૈયાર કરી આપ્યો હતો. બ્રહ્મદેશથી રાજલક્ષ્મીની વિનંતિ સ્વીકારી કલકત્તા પાછા આવ્યા ત્યારથી આ ભાગનું કથન શરૂ થાય છે. રાજલક્ષ્મી એને માટે મરી ફીટે છે. માંદગીમાં ચાકરી કરે છે. પોતે દુઃખ વેઠી શ્રીકાન્તને સુખ આપવા પોતાનાથી બનતું બધું કરે છે. શ્રીકાન્ત અલગનો અલગ જ રહે છે. રાજલક્ષ્મીનો પ્રેમ એ જોઇ શકે છે પરંતુ પોતાને માટે એના સુખનો ભોગ અપાતો નિહાળી એને પોતાના ઉપર ગુસ્સો આવે છે. શ્રીકાન્તની તબીયત સુધારવા રાજલક્ષ્મી પોતાની જાગીરના ફરના ગામમાં જઇ વસે છે. રાજલક્ષ્મી પોતાની પ્રજાના સુખ દુઃખમાં યથાશક્તિ મદદ કરે છે અને ભક્તિમાં તલ્લીન થાય છે. આખરે શ્રીકાન્ત એની રજા લઇ ચાલ્યો જાય છે અને એ ખુશીથી રજા આપે છે. નોકર કેટલા વફાદાર હોય તેનો દાખલો રતન પૂરો પાડે છે.

નોકરીમાંથી રજા મળવા છતાં એ ગૃહસ્વામિની તરફ ખેંચાય છે. હજી ચોથો ભાગ બાકી રહે છે. એ જલદી પ્રસિદ્ધ કરવા ઇચ્છા પ્રદર્શિત કરીએ તો અજુકતું નહિ ગણાય. છપાઇ, બંધામણી વગેરે સુંદર છે. શ્રી. મેઘાણીની પ્રસ્તાવના પણ વાંચવા લાયક છે.

૩. **भारत पारिजातम्–स्वामी** :—શ્રી ભગવદાચાર્ય, કર્તા તથા પ્રકાશક લહેરીપુરા વડોદરા; સં. ૧૯૯૩ (૧૯૩૭); સચિત્ર આચ્છાદન સહિત પાકું પૂઠું; પાન ૩૮+૫૩૨; ક્રાઉન ૧૬ પેજી. કદ; મૂલ્ય રૂ. ૩–૮–૦.

અયોધ્યવાસી સ્વામી શ્રી ભગવદાચાર્યજીએ મહાત્મા ગાંધીજીના આફ્રિકાના સત્યાગ્રહથી આકર્ષાઈ તથા હિંદુસ્તાનના એમના હિંદની મુક્તિ માટેના પ્રયાસથી અંજાઇ જન્મથી આરંભી આધુનિક ધારાસભાઓની સ્થાપના સુધીની એમની કાર્યવાહીનું મૂળ સંસ્કૃત શ્લોકોમાં હિંદી ટીકા સાથે મહાત્માજીનું જીવન વૃત્તાંત લખી પ્રસિદ્ધ કર્યું છે. હિંદી ટીકાને લીધે મહારાષ્ટ્ર, ઉત્તર હિંદુસ્તાન દક્ષિણ હિંદુસ્તાન વગેરે દરેક ભાગમાં આ પુસ્તક લોકપ્રિય થઇ પડશે. એકંદર ૧૮૩૨ શ્લોકોમાં આ આખ્યાન વર્ણવ્યું છે. સંસ્કૃત પણ સરળ અને જલદી સમજી શકાય એવું છે. આ જાતનો આ પ્રથમ જ પ્રયાસ છે. એટલે ખાસ ઉત્તેજનને પાત્ર છે. શરૂઆતમાં '**थोडीसी जाननें योग्य बातें**'માં આ પુસ્તકની ઉત્પત્તિ કારણો સહ બહુ લંબાણપૂર્વક વર્ણવી છે, પુસ્તકાલયો જરૂર ખરીદે. સ્વામીજીને આવું સુંદર પુસ્તક સંસ્કૃત–હિંદીમાં લખવા માટે અભિનંદન ઘટે છે.

૪. **કમળ–દળ** :—લેખક તથા પ્રકાશક, નારાયણલાલ પુરુષોત્તમ સુખડીઆ, ચાણસ્મા; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૬ + ૩૬; કાચું પૂઠું; મૂલ્ય ૪ આના.

'બે બોલ'માં ભાઇ અંબાલાલે જણાવ્યા પ્રમાણે કર્તાએ વખતો વખત સરકારી નોકરીના વ્યવસાયમાંથી સમય મેળવી જુદાં જુદાં માસિકોમાં પ્રસિદ્ધ કરેલાં તથા અન્ય કાવ્યોનો સંગ્રહ આ પુસ્તક દ્વારા પ્રકાશિત કર્યો છે. એકંદરે ૪૮ કાવ્યો છે. ઐહિક તેમજ પારમાર્થિક વિષયોની ચુંટણી ઠીક છે. મોટે ભાગે ભક્તિરસપ્રધાન કાવ્યો વાંચવા તથા સમજવાલાયક છે. કિંમત પ્રમાણમાં વિશેષ છે.

૫. **યમ–દમનઃ**- યોજક તથા પ્રકાશક, શિવપ્રસાદ પી. મહેતા, ગીતા કાર્યાલય, ભાઉની પોળ, રાયપુર, અમદાવાદ; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૧ + ૧૧૬; કાચું પૂઠું; મૂલ્ય ૬ આના.

'ગીતા' માસિકની પહેલી ભેટ ચોપડી તરીકે આ પુસ્તક યોગ્ય છે. નામ પ્રમાણે યમરાજને જીતી લેનાર બે વ્યકિતનાં આખ્યાનો આમાં છે. નચિકેતા અને સાવિત્રી. બન્ને વિષયો જાણીતા છે. પિતાએ ચીડવાઇને યમરાજને દાન કરેલા નચિકેતા, યમરાજના દ્વાર સુધી પહોંચી જઇ જણાવે છે કે મારા પિતાએ મને આપને દાનમાં આપ્યો છે. યમરાજે પાછા જવાને વિનવ્યા છતાં પિતાની આજ્ઞા માથે ચઢાવી યમરાજના દ્વારમાંથી નચિકેતા ખસતો નથી, આખરે યમરાજને રીઝવી તેમની આશિષ લઇ પિતા,

માટે પણ મોક્ષ મેળવી નચિકેતા ઘેર પધારે છે. સાવિત્રી–યમસંવાદ તો જગજાહેર છે. આ બન્ને પ્રસંગો પ્રોત્સાહક અને આહ્લાદક છે. પુસ્તકાલયો જરૂર લે.

**૬. આલમની અજાયબીઓ :**—સંપાદક તથા પ્રકાશક, ધીરજલાલ ટોકરશી શાહ, જ્યોતિ કાર્યાલય, પાનકોર નાકા, જુમ્મામસિદ સામે, અમદાવાદ; ૧૯૩૭; બોર્ડનું પૂઠું; ક્રાઉન ૧૬ પેજી પાન ૧૧ + ૧૧૬; મૂલ્ય ૮ આના.

પ્રકાશકના નિવેદનમાં જણાવ્યા પ્રમાણે અમેરિકાના પ્રખ્યાત ચિત્રકાર મિ. રિપ્લેના 'બિલીવ ઇટ ઓર નૉટ' નામના સંગ્રહમાંથી તેમજ જુદાં જુદાં સામયિકોમાંથી વાચન સમયે જુદી જુદી નોંધ રાખી આ પુસ્તક તૈયાર થયું છે. કુમારો માટે માહિતી એકઠી કરેલી હોવાથી ગોઠવણી તે પદ્ધતસર છે અને છાપકામ પણ તેમને જ અનુકૂળ રાખ્યું છે. અસાધારણ બાબતો જેવી કે લાંબા હોઠ, અતિ આહાર, લાંબી મૂછો, લાંબી દાઢી, બે સમાન ચહેરાના માનવી, અર્ધ મનુષ્ય તથા માછલીનું શરીર, પંદર ઇંચ ગરદનવાળી સ્ત્રી વગેરે દુનિયાની અજાયબીઓ આમાં છે. પાંચ વિભાગ છે. પહેલામાં શરીરની, બીજામાં કુદરતની ત્રીજામાં વિજ્ઞાનની, ચોથામાં અદ્ભુત શક્તિઓ વગેરેની હેરત પમાડે એવી માહિતી આપી દુનિયાની વિચિત્રતાનો પરિચય બહુ આનંદ આપે એવી રીતે આપવામાં આવ્યો છે. કુમારો તેમજ અન્યને બહુ જ ગમશે. ઉત્તેજન મળશે જ. બે ત્રણ ચિત્રો પણ અચંબો પમાડે એવાં છે. વિજ્ઞાનની શોધો ખાસ ઉપયોગી અને શિક્ષણપ્રદ છે.

**૭. શું શીખ્યા ?**:—લે. હર્ષદ પટેલ; પ્રકાશક, ભાઇલાલ ડી. પટેલ, 'આપણું બાળ' કાર્ય મંદિર, ભરૂચ; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી પાન ૨૫; કાચું પૂઠું મૂલ્ય ૩ આના.

ભરૂચના 'આપણા બાળ કાર્ય મંદિર' તરફથી બાળકોને બોધદાયક વાર્તાઓનાં પુસ્તક પ્રસિદ્ધ થવા માંડ્યાં છે તેમાં આ પુસ્તક સારો ઉમેરો કરે છે. એમાં પાંચ ટૂંકી ટૂંકી પરંતુ બાલકોને ખાસ બોધ લેવા લાયક વાર્તાઓ છે. ચારિત્ર્યના ઘડતર માટે આવાં વાર્તાનાં પુસ્તકો ઘણાં ઉપયોગી છે. ઉત્તેજન મળશે જ. પ્રાથમિક શાળાઓ અને બાલમંદિરો તથા પુસ્તકાલયો જરૂર ખરીદે ને ખૂબ વંચાવે.

**૮. રાતું રૂસ ભાગ ૧ લો**:—લે. ચન્દ્રભાઇ કા. ભટ્ટ, પ્રકાશક, નવી દુનિયા કાર્યાલય, અમદાવાદ, ગાંધી રોડ; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૬૭; બોર્ડનું પૂઠું; મૂલ્ય ૧૨ આના, પાકું રૂ. ૧

'ચાલો વિચારીએ' ગ્રંથમાળાના બીજા વર્ષના આ ૩ જા પુસ્તકમાં રૂશિયાના ક્રાંતિકારી ઇતિહાસનો પ્રથમ ભાગ બહુ સરળતાથી અને સહેલથી સમજી શકાય એવી ભાષા તથા છપાઇમાં લખાયો છે. શ્રમજીવીઓની દશા અને તેના ઉપરથી ઉદ્ભવતો તેમનો રોષ અને તે અંગેની ચળવળ બહુ હૃદયસ્પર્શી છે. ઝારના સમયના રૂશિયામાં શ્રમજીવીઓ પર સિતમ ગુજરતો, ધનિકો તેમને દરેક રીતે કનડતા અને તેમની પાસે ગુલામીની રીતે કામ લેતા. તેમનો અવાજ ઉપર જતો જ નહિ એટલે સમય આવે આ ધુંધવાતો અગ્નિ કેવી રીતે રૂશિયામાં ફાટી નીકળ્યો અને તેમાં ઝારશાહીનો અંત કેવી કરુણ રીતે આવ્યો તે ટુંકાં ટુંકાં પ્રકરણોમાં જણાવ્યું છે. પુસ્તક વાંચવાલાયક છે. ઉત્તેજન મળશે જ. બીજો ભાગ જલદી મળે તો સારું.

**૯. ' મારી પડોશણ '. અને બીજી વાતો:**—લેખક તથા પ્રકાશક, ચ્યવનરાય શુકલ, પીપળા શેરી, વડોદરા; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૯૯; કાચું પુઠું; મૂલ્ય ૮ આના.

ભાઇ ચ્યવનરાય શુકલ ઉગતા લેખક છે. એમનો આ પહેલો પ્રયાસ છે. આ ગ્રંથમાં કુલ ૬ વાતો સંસારી નાટકોની છે. પ્રેમ ગાથાઓ ગણાય એવી આ વાતો છે. પ્રથમ પ્રયાસે આ વિષય કરતાં બીજો લીધો હોત તો વધારે સહેલું પડતે. છૂટક છૂટક સામયિકોમાં છપાએલી તે તથા એક બે નવીન ઉમેરી આ પુસ્તક રૂપે પ્રસિદ્ધ થયું છે. ખાસ વિશિષ્ટતા નથી. અભ્યાસ રાખશે તો અગાડી સારૂં લખી શકશે. આમાંની વાતો કેટલીક તો અન્ય ભાષાની વાતો ઉપરથી અનુવાદિત થયેલી અથવા પ્રેરાયલી છે. કાગળ છપાઇ વગેરે ઠીક છે. આઠ આના કિંમત વધારે પડતી લાગે છે.

**૧૦. સૌન્દર્યની દૃષ્ટિએ:**—લેખક, ગિજુભાઇ; પ્રકાશક, દક્ષિણા મૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર; ક્રાઉન ૧૬ પેજી પાન ૧૦૦; કાચું રંગીન સચિત્ર પૂઠું; મૂલ્ય ૫ આના.

દક્ષિણામૂર્તિ બાલ સાહિત્ય વાટિકાનું આ ૨૭ મું પુસ્તક બાળકોના સૌંદર્યનું ભાન કરાવે છે. આમાં ૨૭ વાર્તા છે. ચોમાસું, શિયાળો, વર્ષા વગેરેમાં કુદરતનું સૌંદર્ય કેવું કેવું ખીલે છે અને તે તે ઋતુઓમાં આપણે શું શું જોઇએ છીએ, એ ઋતુઓની ખાસીઅત શી વગેરે બાબતો બહુ સરળતાથી વર્ણવી છે. આવા પુસ્તકથી બાલકોનું જ્ઞાન વધવા ઉપરાંત તેમને સૌન્દર્યનું પણ ભાન થાય છે. મોસમને અભાવે લોકો નકામો વખત ગુમાવે તેના કરતાં કાંઇક ઉદ્યમ કરે એ પણ ઇચ્છવાયોગ્ય છે. કુદરતનું જ્ઞાન આવાં પુસ્તકોથી જલદી થાય છે. બાલ પુસ્તકાલયો, પ્રાથમિક શાળાઓ જરૂર ખરીદે અને બાલકો પાસે ઉપયોગ કરાવે. છપાઇ, કાગળ ભાષા વગેરે સુંદર છે. બીબાં પણ બાલકોને અરનાં જ છે.

**૧૧. ગિરીશભાઇની વાતો ભા. ૨ જો:**—લેખક, ગિરીશભાઇ; પ્રકાશક, કદ, સ્થળ, વર્ષ પૂઠું વગેરે ઉપર પ્રમાણે; પાન ૯૭; મૂલ્ય પાંચ આના.

બાલ સાહિત્ય વાટિકાનું આ ૨૮ મું પુસ્તક છે. એમાં ૬–૭ વાર્તાઓ બાળકોને આનંદ આપે, તેમની જિજ્ઞાસાવૃત્તિ જાગૃત કરે અને જ્ઞાન સાથે ગમ્મત મેળવી આપે એવી છે. ઉત્તરા, અજામુખી, શશકુમાર, અજરાજ, દાનત તેવી બરકત, સુખ શાતા મંદિર વગેરે વાતો મોટાંને પણ વાંચવી ગમે એવી છે. પહેલા ભાગ માફક આ ભાગ પણ બાલપ્રિય બનશે જ.

**વિવિધ માહિતી સંગ્રહ:**—લેખક, વિષ્ણુભાઇ; પ્રકાશક, વર્ષ, સ્થળ, કદ, પૂઠું મૂલ્ય ઉપર પ્રમાણે; પાન ૯૯, મૂલ્ય પાંચ આના.

બાલ સાહિત્ય વાટિકાનું આ ૨૯ મું પુસ્તક છે. એમાં બાળકોને રમતાં રમતાં શબ્દ જ્ઞાન આપવા પ્રયત્ન કર્યો છે. જાત જાતની વસ્તુ સંબંધી માહિતી ઉપરાંત વેલ કોને કહેવાય તેનાં નામે, પ્રકાશની ગતિ, સૂર્યની ગતિ, ઘર બાંધવામાં વપરાતી ચીજો વગેરે બાબતોથી બાલકોના જ્ઞાનમાં બહુ વધારો થશે. વ્યવહારૂ જ્ઞાન આ રીતે ઘણું સારૂં મળે.

પુસ્તક પાઠ્ય પુસ્તક તરીકે પસંદ કરવા લાયક છે. ઉત્તેજન જરૂર મળશે. આવાં પુસ્તકોની ખાસ જરૂર છે, બાળકોને એ ઘણું જ ઉપયોગી છે.

**૧૩. ઉદયપૂર મેવાડ** :—લેખક, નટવરલાલ પ્ર. બૂચ; પ્રકાશક, સ્થળ, વર્ષ, કદ, પૂઠું વગેરે ઉપર પ્રમાણે; પાન ૯૫; મૂલ્ય પાંચ આના.

બા. સા. વાટિકાનું આ ૩૦ મું પુસ્તક છે. આમાં ભાઈ નટવરલાલે આશ્રમનાં બાળકો સાથે કરેલા પ્રવાસનું સહેલી અને સરળ ભાષામાં વર્ણન છે. આ પ્રવાસથી પણ બાળકોને આનંદ થાય છે એટલું જ નહિ પરંતુ બાળકોની જિજ્ઞાસાવૃત્તિ પણ વધે અને તેમનું જ્ઞાન પણ વધે. બધાં પુસ્તકોનાં કાગળ, છપાઈ વગેરે સુંદર છે. પ્રવાસનું વર્ણન વાંચતા આપણે ત્યાં ઉભા હોઈએ એવું સરળ અને સચોટ છે. ઉત્તેજન મળશે જ. બાલકો હોંસે હોંસે વાંચશે. બાલ પુસ્તકાલયો જરૂર ખરીદે.

**૧૪. જીવન ભારતી** :—લેખક, દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર; પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; ૧૯૩૭; ડેમી આઠ પેજી કદ, પાન ૧૩ + ૭૯૯; બોર્ડનું પૂઠું; મૂલ્ય અઢી રૂપીઆ ( ૨–૮–૦ ).

'જીવન વિકાસ' (કેળવણી વિષયક લેખોનો સંગ્રહ) પછી કાકા કાલેલકરના આ સાહિત્ય વિષયક લેખોનો સંગ્રહ ઉપરોક્ત મથાળા નીચે પ્રસિદ્ધ થાય છે. એમાં ૫ વિભાગ છે: ૧ સાહિત્ય વિવેચન, ૨ સાહિત્ય પરિચય, ૩ ભાષા ચર્ચા, ૪ રાષ્ટ્ર ભાષા, અને ૫ એક લિપિ. કાકા કાલેલકરે સમયે સમયે આપેલાં ૨૨ + ૫૭ + ૯+ ૧૧ + ૮ મળી કુલ ૧૧૭ ભાષણોનો આમાં સમાવેશ કરવામાં આવ્યો છે. રાષ્ટ્ર ભાષા તથા એક લિપિ સંબંધી એમનાં વકતવ્યો ખાસ વાંચવા જેવાં છે કારણ કે એમાં હિંદની ઐક્યતા સાધવાના પ્રયાસોની કૂંચી છે. સાહિત્ય વિવેચનમાં લોકવાર્તાની શૈલી, સાર્વભૌમ વાર્તા, પ્રેરક-સાહિત્ય, બ્રાહ્મી સાહિત્યકાર, લોક સાહિત્યની મીમાંસાવાળા લેખો ખાસ મનન કરવા યોગ્ય છે.

આવાં પુસ્તકો ગુજરાતના દરેકે દરેક પુસ્તકાલયમાં હોવાં જોઇએ એટલું જ નહિ પરંતુ શાળા પુસ્તકાલયોમાં પણ ખરીદાવાં જોઇએ. આશા છે કે યોગ્ય ઉત્તેજન મળશે જ.

સાહિત્ય પરિચયમાં વિષયો વિપુલ પ્રમાણમાં છે. પુસ્તકોનાં અવલોકનો, લેખકોના પરિચય વગેરે ઘણી રસદાયક સામગ્રી એમાં જડે છે. ભાષા ચર્ચામાં શબ્દ શાસ્ત્ર, શબ્દ ચર્ચા જૂનામાંથી નવું, ભાષાની ભીડ, જોડણીકોશ વગેરે લેખો વાંચવા લાયક છે.

**૧૫. ધરતીમાતા**:—પ્રકાશક અને સંપાદક, નાગરદાસ ઇ. પટેલ, મલાડ મુંબાઇ; બોર્ડનું પૂઠું; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૩૬; મૂલ્ય ૩ આના.

બાલવિનોદમાળાનું આ ૨૯ મું પુસ્તક છે. પૃથ્વીની ઉત્પત્તિથી માંડીને આધુનિક સમયમાં પૃથ્વી ઉપર શા શા ફેરફારો થઇ રહ્યા છે અને વિજ્ઞાનની શોધોથી પૃથ્વીની શોભા કેવી રીતે કયાં કયાં વધી રહી છે એ બધું આ નાનકડા પુસ્તકમાં બાળકોને રસ પડે એવી રીતે ચીતર્યું છે. સાથે સાથે આપેલા બ્લૉક ચિત્રોથી વિષય સમજવો બહુ સહેલો થઇ પડે છે. બાળ પુસ્તકાલયો અને પ્રાથમિક શાળાઓ જરૂર ખરીદે.

**૧૬. બાલચિત્રો** :—લેખક વૈકુંઠ મો. ઠાકોર; પ્રકાશક ભાઇલાલ ડી. પટેલ, 'આપણું બાળ' કાર્યમંદિર, ભરૂચ; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, કાગળનું પૂઠું, પાન ૨૯; મૂલ્ય ૩ આના.

'આપણી બાલ ગ્રંથમાળા'ના આ ૩ જા પુસ્તકમાં બાલકો હોંસે હોંસે વાંચે

એવી ૭ વાર્તાઓ છે. જ્ઞાન સાથે ગમ્મત આપે એવી વાર્તા છે. બાલ સાહિત્યમાં આ માળા સારો ઉપયોગી ફાળો આપી રહી છે. ઉત્તેજનપાત્ર હોવાથી ઉત્તેજન મળશે જ. આમાં અસલના ગામડી શાળાના મહેતાજી, દુધવાળી, લૈયો, મોચી, મગન દેડ, પૂંજિયો શાકવાળો વગેરે વાતો દ્વારા અસલ ગામમા અરસપરસ પ્રેમ તથા સહકાર કેવો હતો તેનો ખ્યાલ અપાયો છે. છપાઇ વગેરે સુંદર છે.

૧૭. **સારભૂત શ્લોકી ગીતા** :—સંપાદક, લાભશંકર પીતામ્બરદાસ મહેતા, ભાવનગર; ૧૯૩૭, ક્રાઉન ૧૬ પેજી; બોર્ડનું પૂઠું; પાન ૭૦; મૂલ્ય ૬ આના.

સરળ વેદાન્ત ગ્રંથમાળાનું આ ૫ મું પુસ્તક છે. એમાં ગીતાજીમાંથી સારભૂત સિ[illegible] શ્લોકો ગોઠવી ટીકા સાથે આપવામાં આવ્યા છે. શાંકર ભાષ્યના મતાનુસાર આ યોજના થઈ છે. સંપાદક ચુસ્ત શાંકર મતાનુયાયી હોવાથી એ ક્રમ યોજ્યો છે, રસજ્ઞોને બોધપ્રદ તથા આનંદપ્રદ થઇ પડશે. કસ્બા તથા ગ્રામ પુસ્તકાલયો જરૂર ખરીદે.

૧૮. **રઘુવંશ** :—લેખક તથા પ્રકાશક, નાગરદાસ અમરજી પંડયા, ખાંડી પોળ, વઢવાણ સીટી; ૧૯૩૭; ૧૬ પેજી પાન ૨૮+૨૯૨; પાકું પૂઠું, મૂલ્ય બે રૂપીઆ ( ૨–૦–૦ ).

મહાકવિ કાળીદાસકૃત સંસ્કૃત કાવ્યનો આ ગુજરાતી અનુવાદ ખરેખર બહુ સફળ કાવ્ય છે. કાવ્ય સહેલું અને સરળ છે, છતાં મૂળ સંસ્કૃતનો ભાવ જળવાયો છે. સ્વ. શ્રી. કિલાભાઇ ઘનશ્યામ ભટ્ટ પછી આ બીજો અનુવાદ થાય છે. ચિત્રોથી પ્રસંગો સમજવા સહેલા થઇ પડે છે, અને કાવ્યની ખૂબી બરાબર સમજાય છે. આવા પ્રયાસો ઉત્તેજનને પાત્ર છે. આશા છે કે ભાઈ નાગરદાસ અન્ય કાવ્યો તરફ પણ લક્ષ દોડાવશે. પુસ્તકાલયો તો જરૂર ખરીદે. શૈલી, ભાષા વગેરે સરળ અને સુગમ છે.

૧૯. **આચાર્ય કૃપાલનીના લેખો** :—સંપાદક, મગનભાઇ પ્રભુદાસ દેસાઇ; પ્રકાશક, જેઠાલાલ જીવણલાલ ગાંધી, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ; ૧૯૩૭; પાકું પૂઠું; પાન ૧૨+૪૦૪; મૂલ્ય રૂ. ૨–૦–૦.

સ્વ. શાન્તિલાલ ચીમનલાલ બેંકર સ્મારકમાળાના ચોથા પુસ્તક રૂપે પ્રસિદ્ધ થતા આ પુસ્તકમાં આચાર્ય કૃપાલનીએ પોતાના વિદ્યાર્થીઓ સમક્ષ આપેલાં ભાષણો ભાઇ જેઠાલાલે જનસમૂહ સમક્ષ રજુ કર્યાં છે. લેખોના ૪ ખંડ છે તેમાં તત્ત્વવિચાર, સત્યાગ્રહનો મર્મ, હિંદનું રાજકારણ અને પ્રકીર્ણ એમ ચાર વિભાગમાં લેખો ગોઠવ્યા છે. દરેક ખંડમાં અનુક્રમે ૫, ૩, ૧૭ અને ૧૮ લેખો છે. કુલ ૪૩ લેખોનો સમાવેશ આ પુસ્તકમાં છે. છાત્રોને ઉપયોગી થઇ પડે એવી માહિતી જ આ લેખો દ્વારા આચાર્યશ્રીએ આપી છે. ચારિત્ર્યઘડતરમાં આ લેખોએ અજબ ભાવ ભજવ્યો છે.

પ્રાંત, કસ્બા તથા ગ્રામ પુસ્તકાલયો ( સમૃદ્ધ ) જરૂર ખરીદ કરે. ઘરમાં પણ રાખવાલાયક આ પુસ્તક છે.

૨૦. **રેતીનું ઘર**:—લેખક, જયચંદ્ર શેઠ; પ્રકાશક, સ્વસ્તિક ગ્રંથમાળા કાર્યાલય. ૧૧૮, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઇ નં. ૨; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી પાકું પૂઠું; પાન ૬+૧૪૩; આચ્છાદનવાળું; મૂલ્ય રૂ. ૧–૪–૦; માળાના ગ્રાહકને ૦–૧૨–૦ બાર આના.

સ્વસ્તિક ગ્રંથમાળાના ૫ મા વર્ષના ત્રીજા પુસ્તક રૂપે આ વાર્તાસંગ્રહ બહાર પડે છે. આમાં કુલ ૧૨ વાર્તાઓ છે. જીવનની આંટીઘુટી ચર્ચતા જુદા જુદા પ્રશ્નો આમાં ગુંથેલા છે. કેટલાક કરૂણ છે અને કેટલાક આહ્લાદક છે. જીવનની જુદી જુદી કક્ષામાં દરેકે કેટલું સહન કરવું પડે છે તે આ પુસ્તકમાં વર્ણવ્યું છે. પુસ્તક વાંચવા-લાયક છે. સાંધાવાળો, લાલ ટિકિટ, છપ્પરપગી વગેરે ખાસ કરૂણાજનક છે. સંસારમાં વહુઓના ઉપર કેવો સિતમ ગુજરે છે તે છપ્પરપગીની વાતમાં સમજાવ્યું છે. શ્રમજીવીની મુશ્કેલીઓ 'સાંધાવાળો' નામની વાર્તામાં છે. રેલ્વેમાં ગામડાના લોકોને કેટલી હાડમારી ભોગવવી પડે છે તે લાલ ટિકિટવાળી વાર્તામાં જણાવ્યું છે. વાર્તાઓ વાંચવા તથા મનન કરવા લાયક છે.

૨૧. **પ્રદક્ષિણાઃ**—લેખક તથા પ્રકાશક, વિનોદરાય, હ. ભટ્ટ, રણછોડ લાઇન્સ, કરાંચી; ૧૯૩૭ ક્રાઉન ૧૬ પેજી; પાકું પૂઠું; ૧૨+૨૨૦; મૂલ્ય રૂ. ૧-૮-૦.

ઉપરોક્ત પુસ્તક માફક આ પુસ્તકમાં પણ માનવ જીવનની જુદી જુદી બાજુઓની ચર્ચા કરતી ૧૩ ટૂંકી ટૂંકી વાતો છે. મૂળ પાયો પ્રેમનો છે. પ્રેમમાં કેટલાં વિઘ્નો આવે છે તથા પ્રેમીઓને કેવું સહન કરવું પડે છે, ગરીબો અને પારકાને પનારે પડેલાંને કેવો ત્રાસ વેઠવો પડે છે, સ્ત્રીઓ પતિને કેવી કનડે છે, સ્ત્રીઓને પતિઓ કેવા કનડે છે અને તેમનું જીવતર કેવું ધૂળધાણી કરે છે વગેરે બાબતો બહુ કરૂણ રીતે અત્રે વર્ણવી છે. દરેક વાત ખાસ વાંચવાલાયક છે. ઉત્તેજન મળશેજ. **ના. ચં. દીવાનજી**

## સામયિકો

૧. **માનસી વર્ષ ૨, અંથાંક ૪ થોઃ**—ડિસેંબર ૧૯૩૭; તંત્રી, શ્રી વિજયરાય વૈદ્ય ભાવનગર. હમેશ માફક આ અંકમાં પણ અભ્યાસપૂર્ણ લેખો તથા કાવ્યો છે. વિવેચનાત્મક લેખો ખાસ વાંચવા લાયક છે. 'માનસી' પોતાનું સ્થાન અચૂક સાચવી રહ્યું છે. લેખો મનનીય અને જ્ઞાનદાયક છે. લેખોની વિવિધતા પણ છે. વાંચન રસમય છે.

૨. **નવપ્રભાત :**—વસંત અંક, વર્ષ ૧ લું, અં. ૮ મો, તંત્રી, જમિયત કૃ. પંડયા; ખંભાત; મૂલ્ય ૪ આના.

પ્રથમ વર્ષથીજ ખાસ અંકો કાઢવાની પદ્ધતિ તંત્રીજીએ સ્વીકારી છે. આ અંક ખાસ વસંત અંક તરીકે પ્રસિદ્ધ કર્યો છે. રાસો, કાવ્યો, રમુજી લેખો વગેરે સામગ્રી ઉપરાંત ખંભાતના જુના સિક્કા સંબંધી શ્રી રણછોડલાલ જ્ઞાનીનો સચિત્ર લેખ તથા શ્રીમતી ભીખુબ્હેનનો નોર્વેની મુસાફરીનો લેખ, એ બે ખાસ વાંચવા લાયક છે. ૮૮ પાનના આ અંકમાં એ બે લેખ સિવાય ગદ્ય લેખો છે. પરંતુ કાગળ એટલા ખરાબ છે કે વાંચવાનું મન થાય નહિ તંત્રીશ્રીને અમારી નમ્ર વિનતિ છે કે માસિકનો ફેલાવો ઇચ્છતા હો તો કાગળ છપાઇ બીબાં વગેરે સારાં જ જોઇએ. ફૂટી નીકળે એવો કાગળ ના ચાલે. ચિત્રો ભાવવાહી અને સારાં ચીતરેલાં છે પરંતુ છપામણી સ્વચ્છ અને ઉડીને આંખે વળગે એવી નથી. એમાં પણ કાગળ ઉંચી જાતના જોઇએ, નહિ તો લીધેલી મહેનત તથા ખર્ચ નકામા જાય. આશા છે કે રા. જમીઅતરામ પંડયા યોગ્ય સુધારો કરશે. **ના. ચં. દીવાનજી.**

—卐—

# નવીન ફાલ

| અનુ. નં. | નામ. | કર્તા. | પ્રકાશક. | વર્ષ. | મૂલ્ય. રૂ. આ. પા. | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|---|
| ૧ | માંગલીક ગીતમાળા | લવજી ભકત | લવજી કરસન ભકત ફતેપુર ભોજા ભકતની જગ્યા અમરેલી | ૧૯૩૮ | ૦–૧૦–૦ | |
| ૨ | મલ્લિકા | ધૂમકેતુ | કર્તા | ૧૯૩૭ | ૨– ૮–૦ | |
| ૩ | મહરાજ | ગોકલદાસ દ્વા. રાયચુરા | કર્તા | ૧૯૩૭ | ૧– ૮–૦ | |
| ૪ | નકશાકારક હુન્નરો ભા. ૧લો | મૂળજી કાનજી ચાવડા | સંપાદક અને પ્રકાશક સીનુગરા, અંજાર, કચ્છ | ૧૯૩૮ | ૨– ૦–૦ | |
| ૫ | નૌજવાન સુભાષ | ગુણવંત આચાર્ય | ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ | ૧૯૯૪ (૧૯૩૮) | ૦– ૮–૦ | |
| ૬ | રાજાની રાણી. | રમણિકલાલ જયચંદ-ભાઇ દલાલ | ” | ૧૯૩૮ | ૦– ૮–૦ | |
| ૭ | શ્રીકાન્ત ભા. ૪ થો | સુશીલ (અનુવાદક) | ” | ૧૯૩૮ | ૩– ૦–૦ | તરૂણ ગ્રંથમાળ |
| ૮ | સોરઠી વીરાંગનાની વાર્તાઓ | ગોકળદાસ દ્વા. રાયચુરા | કર્તા | ૧૯૩૭ | ૨– ૦–૦ | બીજી આવૃત્તિ |
| ૯ | શોભારામની સરદારી | ચન્દુલાલ માણેક | કર્તા | ૧૯૩૮ | ૦– ૪–૦ | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૦ | મથુરાનો સિંહધ્વજ | આચાર્ય વિજયેન્દ્રસૂરી | યશોવિજય ગ્રંથમાળા, હેરિસ રોડ, ભાવનગર | ૧૯૩૮ | ૧– ૦–૦ | |
| ૧૧ | મહાક્ષત્રપ રાજા રુદ્રદામા | | | | ૨– ૦–૦ | |
| ૧૨ | સર્જન અને ચિંતન | ધૂમકેતુ | ગૌરીશંકર ગો. જોશી, ખાનપુર, અમદાવાદ | ૧૯૩૭ | ૧– ૮–૦ | યુગદર્શન ગ્રંથમાળા |
| ૧૩ | ઉંબર બહાર | મૂળશંકર પાખ્યા (અનુવાદક) | અમૃતલાલ નાનાલાલ પાખ્યા, અત્રે ગ્રંથમાળા કાર્યાલય, ૩૭૪, વેતાળ પેઠ પૂના ૨ | ૧૯૩૭ | ૦–૧૨–૦ | આચાર્ય પ્ર. કેશવ અત્રે કૃત ઘરા બાહેરનો ગુજરાતી અનુવાદ |
| ૧૪ | સ્વૈર વિહાર ભા. ૨ જો | રામનારાયણ વિ. પાઠક. | પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ | ૧૯૩૭ | ૧– ૪–૦ | બૃહદ્ ગ્રંથાવલિ |
| ૧૫ | શેષનાં કાવ્યો | સદર | સદર | સદર | ૨– ૦–૦ | ,, પુ. ૧૨ મું. |
| ૧૬ | અધ્યાત્મ જીવન | સી. જીનરાજદાસ (અનુવાદક રાજ) | અંબાલાલ બુલાખીદાસ શાહ, દરવાજાવાળો ખાંચો અમદાવાદ | ૧૯૩૭ | ૧– ૦–૦ | 'જિનરાજ' ગ્રંથમાળા પુ. ૧ લું |
| ૧૭ | રાજ મુગટ | ધૂમકેતુ | ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ | ૧૯૩૭ | ૨– ૦–૦ | આવૃત્તિ બીજી |
| ૧૮ | પિનાકીન | સુમનલાલ નગીનદાસ તલાટી (અનુવાદક) | સ્વસ્તિક ગ્રંથમાળા કાર્યાલય | ૧૯૩૭ | ૩– ૦–૦ | સ્વસ્તિક ગ્રંથમાળા વ. ૫ મું પુ. ૧–૨ (ફીડોર ડોસ્ટોવસ્કીના ક્રાઇમ અને પનિશમેન્ટનો ગુજરાતી અનુવાદ |

**(૩) શિનોર મહાલ ત્રીજી પુસ્તકાલય પરિષદ:**—શિનોર મહાલ પુસ્તકાલય પરિષદનું ત્રીજું અધિવેશન અવાખલ મુકામે તા. ૩૦–૧–૩૮ ને રવિવાર ના રોજ બપોરના બે વાગે મહાલ વહિવટદાર રા. રા. મણિરાય મજમુદારના પ્રમુખપદે મળ્યું હતું. સોએક પ્રતિનિધિ ભાઇઓ તથા ત્રણસોએક પ્રેક્ષકોની હાજરી હતી. પ્રથમ બાળકો અને બાળાઓની સ્તુતિ અને ગરબા થયા બાદ સ્વાગતાધ્યક્ષ શ્રીમાન અર્જુનકાકા લક્ષ્મણકાકાનું સ્વાગત ભાષણ તેમની નાદુરસ્ત તબીઅતને લીધે. રા. અમૃતલાલ દલપતરામ જોશી મુખ્ય શિક્ષક એઓએ કર્યું હતું. ત્યારબાદ મહાલ મંડળના મંત્રીએ પરિષદની ફત્તેહ ઇચ્છતા આવેલા સંદેશાઓ વાંચી સંભળાવી પરિષદનો અત્યાર સુધીનો રિપોર્ટ વાંચી સંભળાવ્યો. પછી પ્રમુખ રા. રા. મણીરાય વેણીરામ મજમુંદાર સિનોર મહાલ વહીવટદાર સાહેબનું ભાષણ તેઓશ્રીની તબીઅત ઠીક ન હોવાથી તેમના પ્રતિનિધિ તરીકે અવલકારકુન રા. રા. દોલતરાય દેશાઇએ વાંચી સંભળાવ્યું હતું. બાદ ઠરાવોનું કામ શરૂ થયું હતું. ઠરાવોનું કામ પુરૂં થયા બાદ પુસ્તકાલય ખાતાના મદદનીશ અધિકારી રા. રા. રાંગણેકર સાહેબે વિવેચન કર્યું હતું. બાદ દરેક બાળાને પવાલાનું ઇનામ આપવામાં આવ્યું હતું. પછી ફુલહાર થઇ સભા વિસર્જન થઇ હતી.

**સ્વાગત પ્રમુખના ભાષણનો સાર નીચે પ્રમાણે:**—

" x x અવાખલ ગામ એ જુનું ગામ છે. તેની વસ્તી ૭૦૪ પુરૂષો અને ૭૦૬ સ્ત્રીઓ મળી કુલ ૧૪૧૦ માણસોની છે. કુલ ઘર ૪૫૦ છે. વસ્તી મુખ્યત્વે મોમન પાટીદારની છે. આ ગામમાં પ્રાચીન દેવાલય તથા તળાવ છે, તે ઉપરથી પ્રથમ હિંદુઓની વસ્તી હોવી જોઇએ એમ અનુમાન થાય છે. આ ગામમાં ગુજરાતી શાળા ધોરણ ૬ સુધીની છે, એક મસ્જીદ છે, અને એક ધર્મની ગાદી જેને મંદિર કહે છે તે છે. એક મોટું તળાવ છે. આસપાસ પાંચ કુવા છે. મે. રા. રા. શંકરભાઇ પુરૂષોતમ સાહેબના પ્રયાસે સંવત ૧૯૮૩ થી વૉટર વર્કસ પણ ચાલુ થયેલું છે. ગામમાં ચાલુ સાલે મે. વહીવટદાર સા. ના ખાસ પ્રયાસથી (પોતે જાતે બે દિવસ રહીને) રસ્તા-દુરસ્તી પણ સુંદર થઈ છે. ગામમાં પુસ્તકાલયનું સ્વતંત્ર મકાન પણ છે. તેમજ સરકારી ચોરાનું પણ સ્વતંત્ર મકાન ગામની ભાગોળે આવેલું છે. ગામનો મુખ્ય ધંધો ખેતીનો છે. અત્રેના પુસ્તકાલયની સ્થાપના સને ૧૯૦૯ ની સાલે થએલી છે, અને અત્રેનું ગામ તાલુકાના મધ્ય સ્થળે હોવાથી ગેટનું બે બાજુ ચાર ચાર મળી આઠ ઓરડીઓનું મોટું એક મજલી મકાન ગામના પાદરે આવેલું હતું તે સાઠલી ગામ જીન, પ્રેસ અને રૂના વેપારને લઇને જાહોજલાલીમાં આવવાથી અત્રેથી પોલીસ થાણું બંધ કરી સાઠલી મુકામે થાણું નવીન બાંધવાનો નિર્ણય થયો. આ તકનો લાભ લઇ આ તાલુકાના પુસ્તકાલય પ્રવૃત્તિના સેવાભાવી ગૃહસ્થ રા. નટવર-

લાલ ગીરધરલાલ શાહ એમણે બનતા પ્રયત્નો અને તજવીજ કરી સદર પોલીસ થાણાની સઘળી જગ્યા સરકાર મદદ તરીકે રૂા. ૧૧૦૦) ની કિંમતથી અત્રેના પુસ્તકાલયના મકાન માટે મેળવી અને પછી તેટલી જ લોક મદદની રકમ અત્રેથી એકદમ મળવી અશક્ય થવાથી સદર સેવાભાવી ગૃહસ્થ રા. નટવરલાલભાઈએ પોતાના મુખ્ય તાલુકાના પુસ્તકાલયની કાયમ ફંડની રકમમાંથી અત્રેની સહકારી મંડળીના નામે તેટલી રકમ ધીરાણ કરીને મંડળીએ અત્રેના પુસ્તકાલયને ધીરી. એ રીતે ઘણા વિકટ સંજોગોમાંથી લોક મદદની રકમ પ્રાપ્ત થઈ અને તેટલી પંચાયત મદદ મેળવી રૂા. ૨૨૦૦) નું મકાન એ જુની ઓરડીઓ કાઢી નાખી નવેસર પુસ્તકાલયને લાયક ખાતા તરફથી ઠરેલા પ્લાન અને એસ્ટીમેટ મુજબનું બાંધવામાં આવ્યું, તેમજ બાકીની ૭ ઓરડીઓનું જે કાંઈ ભાડું આવે છે તે ચાલુ બજેટ બનાવવામાં વપરાય છે. એ રીતે પુસ્તકાલય રૂપી સરસ્વતી મંદિરનું મકાન અમો મેળવવાને ભાગ્યશાળી થયા છીએ.

× × એક વિદ્વાને કહ્યું છે કેઃ—પુસ્તકાલય એ જ્ઞાનની પરબ છે, અને જ્ઞાન એ મોટી શક્તિ અથવા મોટું દૈવી બળ છે. ધર્મનાં પુસ્તકોનું જ્ઞાન મેળવી માણસ ધર્મનો આગેવાન બને છે. વ્યાપાર વિષયનું જ્ઞાન મેળવી માણસ મોટો વ્યાપારી બને છે. કાયદાનું જ્ઞાન મેળવી માણસ કાયદાશાસ્ત્રી બની શકે છે. એટલે પુસ્તકોમાં અગાધ શક્તિ ભરેલી છે. એટલા માટે જ પુસ્તકાલયને વિદ્વાન કલ્પવૃક્ષ કહે છે. મારે દરેક ભાઈઓ અને બહેનોને મારી નમ્ર વિનંતિ છે કે સારાં પુસ્તકો વાંચી તેનો વિચાર કરી મનન કરી તે આચરણમાં ઉતારીશું તો જ આપણું કલ્યાણ કરી શકીશું. × × "

## પ્રમુખના ભાષણનો મહત્ત્વનો ભાગ નીચે પ્રમાણે :—

" × × હાલ તાજેતરમાં જ એક પુસ્તકાલયના ઉત્સવ પ્રસંગે આપણા શ્રીમંત મહારાજા સાહેબે દર્શાવેલા કેટલાક અમૂલ્ય વિચારોનો ઉલ્લેખ કરું છું:—

" તમારામાંથી ઘણા મોટી ડીગ્રીઓવાળા, અને દેશ વિદેશમાંથી અનુભવો મેળવેલા છે. પરંતુ તેમાંથી કેટલા પોતાનું જ્ઞાન વ્યવહારિક જીવનમાં લાગુ પાડવા પ્રયત્નો કરે છે ? ઘણાખરા સ્વાર્થ સાધવા, જગ્યો મેળવવા, ઐહિક લાભ મેળવવા માટે જ શીખે છે. તેની જ રીતે સારાં નરસાં લક્ષણોનો વિચાર કરી સારું ગ્રહણ કરવાનું કેટલા શીખે છે ? તમે તેમ કરશો તોજ શાણપણ આવશે અને તમારું ગૌરવ વધશે. એટલે મેળવેલા જ્ઞાનને વ્યવહારમાં ઉતારો. આપણા દેશની ગરીબી, સામાજિક દુર્ગુણો, અને સામાજિક તથા રાજ્યદ્વારી મુશ્કેલીઓ દૂર કરવા તથા આરોગ્ય અને બળવાન જીવન જીવવા માટે સ્વાર્થને બદલે સેવાને પ્રથમ સ્થાન આપવું જોઈએ. ભેદભાવ વગર માનવસેવા કરતાં તમે દેશની જ સેવા કરશો. તો જ સમાજને ઉન્નત કરશો, અને એ રીતે જ આપણી પડતીનાં કારણો દૂર થશે. હું અમેરિકા ગયો ત્યારે અમેરિકન ધનિકો પ્રજાકલ્યાણમાં જ ધન ખરચે છે, માનવ સેવા અને સમાજ સેવા

મિઢાળ ગામે બજેટ તૈયાર નહોતાં થયાં એ ખરેખર દીલગીરીની વાત છે. નાનામાં નાનું ગામ પણ પોતાના જ માટે દશ પંદર રૂપીઆ પણ ભેગા ન કરી શકે એ કેવળ હાસ્યાસ્પદ ગણાય. પુસ્તકાલય પ્રવૃત્તિમાં મુખ્યત્વે શિક્ષકો પોતાની અમૂલ્ય સેવા અર્પી કોઇ પણ પ્રકારના બદલાની આશા સિવાય સેવાભાવે કાર્ય કરી રહ્યા છે. અને જો દરેક ગામના આગેવાનો, મુખી અને પટેલ તલાટીઓ તેમને સાથ અને સહકાર આપે તો એ પ્રવૃત્તિમાં વિશેષ વેગ આવે એ દેખીતુંજ છે. હાલમાં ગ્રામસુધારણા અને ગામોદ્ધારનાં આંદોલનો ચાલી રહ્યાં છે. તે વખતમાં ગામડાનાં પુસ્તકાલયને એક સેવાનું કેન્દ્ર બનાવી શકાય તેમ છે, પરંતુ આજે તો આગળ પડતો ભાગ લેનાર વ્યક્તિઓ પોતાનું વર્ચસ્વ બીજાઓ ઉપર સ્થાપિત કરવા હરકોઈ પ્રકારના પ્રયત્નોમાં પોતાની અણમોલ શક્તિઓનો વ્યય સંસ્થાઓના ભોગે પણ કરી રહી છે. બીજાને આગળ પડતા અટકાવવામાં પોતાના જીવનનું સાર્થક સમજે છે અને તેને તોડી પાડવામાં આનંદ માને છે. આજે સમાજ પોતાના ક્ષુદ્ર સ્વાર્થ અને કાવાદાવામાં ઘસડાઇ રહ્યો છે. લગભગ ઘણુંખરાં ગામોમાં પાર્ટીઓ અને કુસંપે વેરઝેરનાં બીજ વાવી મૂકેલા જણાય છે. પરિણામે બન્ને પક્ષોને સોસવું પડે છે. આવી સ્થિતિમાં સમાજ પોતાને, ગામને કેટલું આર્થિક તેમજ સામાજિક નુકશાન કરે છે, તેનો જો એકજ દિવસ સાથે બેસીને આગેવાનો શુદ્ધ હૃદયથી વિચાર કરે તો પોતાનાં દુઃખોનું મૂળ પોતે સહેલાઇથી દૂર કરી શકે તેમ છે. બદલો લેવાનું કાર્ય ઇશ્વરનું છે; મનુષ્યે તો પોતાની ફરજ અદા કરવાની છે. એ સત્ર લક્ષમાં રાખી જો દરેક આગેવાન ગામડામાં કાર્ય કરે, કુસંપને દૂર કરે અને એક બીજાને પડતી મુશ્કેલીઓમાં સહકારથી મદદ કરે, તો પૃથ્વી ઉપર સ્વર્ગ જરૂર ઉતરે. એક મહાન અંગ્રેજ કવિએ કહ્યું છે કેઃ—

Rise, Awake, or be for ever fallen !

ઉઠો, જાગ્રત થાવ, અથવા કાયમને માટે દુર્દશામાં રહોઃ એ વાક્યનું હાર્દ સમજી તે પ્રમાણેનું આચરણ દરેક વ્યક્તિ કરે તો સમાજમાં દુઃખને સ્થાન પણ મળશે નહિ. "

આ પરિષદે કુલ ૧૩ ઠરાવ પસાર કર્યાઃ પૈકી પહેલો ઠરાવ શ્રીમંત મહારાજા સાહેબનો, અને ૧૨ મો તથા ૧૩ મો ઠરાવ અનુક્રમે પ્રમુખ સાહેબનો તથા અવાખસના સ્વાગત મંડળનો આભાર માનનારા હોઇ બાકીના ૧૦ ઠરાવો નીચે પ્રમાણે છેઃ—

## ઠરાવો

**ઠરાવ નં. ૨ :**—રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી દર વર્ષે વસંત પંચમીએ પુસ્તકાલય પર્વણી દિન ઉજવવા ઠર્યું છે. એ દિન ઉજવવાથી પુસ્તકાલયનો ઉદ્દેશ લોકો સારી રીતે સમજતા થાય છે, અને એના પરિણામે એ લોકોનું સંસ્થા પ્રત્યે આકર્ષણ વધે છે, જેથી આવતી વસંત પંચમીએ એ પર્વણીદિન ઉજવવા આ પરિષદ મહાલનાં તમામ પુસ્તકાલયોના મંત્રીઓને ભલામણ કરે છે.

—પ્રમુખ સ્થાનેથી

ઠરાવ નં. ૩ :—પુસ્તકાલયોનું કાયમી અસ્તિત્વ તેના કાયમ ફંડ ઉપરજ અવલંબેલું છે. જેથી જે ગામ પુસ્તકાલયોનું કાયમ ફંડ રૂા. ૫૦૦) ની અંદરનું હોય તે ગામ પુસ્તકાલયોના મંત્રીઓ અને કાર્યવાહકોને રૂા. ૫૦૦) નું પુરું ફંડ કરવા આ પરિષદ ભલામણ કરે છે.

દ મૂ.—રા. નટવરલાલ ગી. શાહ. અ. આ.—રા. પ્રભુદાસ ભીખાભાઇ રાય, મોટાકરાળા.

ઠરાવ નં. ૪ :—પ્રાથમિક શાળાઓમાં દર અઠવાડિયે બે કલાક પાઠય પુસ્તકો ઉપરાંત અન્ય પુસ્તકોનું વાચન રાખવા ઠરાવેલું છે. આ વટહુકમનો અમલ બરાબર થઇ શકે અને વિદ્યાર્થીઓને વિદ્યાર્થી અવસ્થામાં વાંચવાનો રસ લાગે તેમજ એમની ઉત્તરાવસ્થામાં વાંચનનો શોખ ચાલુ રહે તે માટે આ પરિષદ શાળાના દરેક મુખ્ય શિક્ષકને ભલામણ કરે છે કે પોતાની શાળાના વિદ્યાર્થીઓને પુસ્તકાલયોમાં આવતાં બાલ માસિક તેમજ બાળોપયોગી પુસ્તકો વંચાવવા તજવીજ કરવી. અને મહાલ મંડળના વ્યવસ્થાપક તથા જુથ મંડળના વ્યવસ્થાપકને આ પરિષદ વિનંતિ કરે છે કે પોતપોતાના જુથની શાળાઓમાં બાલોપયોગી પુસ્તકો ન હોય ત્યાં ફરતા પુસ્તકાલયની પેટીઓ મોકલી આપવા તજવીજ કરવી.

દ. મૂ.—રા. જયંતિલાલ રેવાશંકર, મિઢોળ. અ. આ.—રા. રતનલાલ હિંમતરામ, શિનોર.

ઠરાવ નં. ૫ :—શિષ્ટ વાચનના પ્રચારાર્થે શિષ્ટ પુસ્તકોની પરીક્ષા માટે પુસ્તકો નિયત કરવા માટે તેમજ તેમાં ભાગ લેનારાઓ માટે પારિતોષિક વગેરેની વ્યવસ્થા કરવા માટે નીચે પ્રમાણે વ્યવસ્થાપક સમિતિ નિમવામાં આવે છે, અને તેને ' શિનોર મહાલ શિષ્ટ વાચન પ્રચારક સમિતિ ' એ પ્રમાણે નામ આપવામાં આવે છે.

| | |
|---|---|
| રા. રા. શાળાધિકારી સા. | રા. રા. જાની હિરાલાલ ફોગટલાલ |
| રા. રા. શાહ નટવરલાલ ગીરધરલાલ | રા. રા. પટેલ ભાઇલાલ ભવાનભાઇ |

દ. મૂ.—રા. નટવરલાલ ગી શાહ અ. આ.—પુરૂષોત્તમદાસ નારણભાઇ, સેગવા

ઠરાવ નં. ૬ :—જે પુસ્તકાલયોનું કાયમફંડ રૂા. ૧૦૦) અગર તે કરતાં વધારે હોય તે પુસ્તકાલયોએ કાયમ ફંડમાંથી રૂા. ૫૦) ઉપાડવાનો વ્યવસ્થાપક મંડળ પાસે ઠરાવ કરાવી ખાતાની મંજુરી મેળવી તે રકમ ગુજરાત વર્ના૦ સોસાયટી અમદાવાદના લાઇફ મેમ્બર તરીકે નામ દાખલ કરવા માટે ભરવી. સદર સંસ્થાના સભાસદ થવાથી બુદ્ધિપ્રકાશ નામનું ત્રિમાસિક વગર લવાજમે ભેટ મળે છે અને દર સાલ એ સંસ્થા તરફથી એક રૂપીઆની કિંમત સુધીનાં જે જે પુસ્તકો પ્રસિદ્ધ થાય છે તે ભેટ તરીકે મળે છે. એ રીતે રૂા. ૫૦) ના વ્યાજ તરીકે ઓછામાં ઓછા આઠ રૂપીઆ જેટલો લાભ મળે છે. જેથી બનતી તાકીદે આ લાભ લેવા માટે દરેક પુસ્તકાલયના મંત્રીઓને ભલામણ કરવામાં આવે છે.

દ. મૂ.—રા. રતનલાલ હિંમતરામ, શિનોર અ. આ.—રા. જયંતિલાલ શંકરલાલ

ઠરાવ નં. ૭ :—સહકારના ધોરણે એક બીજાને મળતા લાભો આપી શકાય એ હેતુથી દરેક મહાલોમાં જુથ મંડળો રચવામાં આવ્યાં છે. આ જુથ મંડળોએ નિયમિત અને વ્યવસ્થિત રીતે કામ કરવા અને તેનું નિવેદન પણ મહાલ મંડળ તરફ મોકલી આપવા આ પરિષદ જુથ મંડળના મંત્રીઓને ભલામણ કરે છે અને એ જુથમંડળો આ વર્ષથીજ નિયમિતપણે કામ કરતા થઇ જાય એવી આ પરિષદ આશા રાખે છે.

દ. મૂ.—રા. હીરાલાલ ફોગટલાલ જાની, સાઢલી અ. આ.—રા. બાપુલાલ રેવાશંકર દવે, માંજરોલ

ઠરાવ નં. ૮ :—પુસ્તકાલય માટે બજેટમાં ગ્રામ પંચાયતમાંથી મદદ મંજુર કરી મોકલ્યા છતાં કેટલેક સ્થળેથી મળતી નથી, અને મળે છે તો ઘણી મોડી અને અધુરી મળે છે. તો તે તાકીદે જે તે વખતે મળે તે બદલ સમસ્ત ગ્રામ પંચાયતોના નિબંધ રાખનાર અમલદાર મે. વહીવટદાર સાહેબને ભલામણ કરવામાં આવે છે.

દ. મૂ.—રા. રતનલાલ શંકરભાઇ, અવાખલ અ. આ.—રા. પીરજાદા કાસમઅલી નજરઅલી, કુકસ

ઠરાવ નં. ૯ :—મહાલનાં જે ગ્રામ પુસ્તકાલયોએ પુસ્તકોનું વર્ગીકરણ કરી વિષયવારી અને નામવારી રજીષ્ટરો બનાવ્યાં ન હોય તે ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓને આ વર્ષ આખર પહેલાં વર્ગીકરણ કરી વિષયવારી અને નામવારી રજીષ્ટરો તૈયાર કરી દેવા આ પરિષદ આગ્રહ-ભરી ભલામણ કરે છે, અને જે મંત્રીઓ વર્ગીકરણનું કામ જાણતા ન હોય તે મંત્રીઓને વડોદરા પ્રાંત ખાતે સંખેડા મહાલમાં ભરાનારા પુસ્તકાલયના શિક્ષણ વર્ગનો લાભ લેવા આ પરિષદ વિજ્ઞપ્તિ કરે છે.

દ. મૂ.—રા. હિરાલાલ ફોગટલાલ જાની, સાઢલી અ. આ.—રા. કરસનભાઇ રણછોડભાઇ, આણંદી

ઠરાવ નં. ૧૦ :—આ ગામમાં ગ્રામ પુસ્તકાલયો દરેક ગામે સ્થપાયા છતાં વાંચી શકે એવી ગ્રામ જનતા તેનો ઉપયોગ સારા પ્રમાણમાં કરતી નથી. આ ખામી દૂર કરવા અને તાલુકાનાં દરેક ગામે વાચનનો રસ ઉત્પન્ન કરવા પ્રચાર કાર્ય કરવા માટે ચાર વર્ષનો કાર્યક્રમ નક્કી કરવો. આ કાર્યક્રમ પાર પાડવા માટે સેવાભાવી કાર્યકર્તાઓની એક સમિતિ નીમી સમિતિના દરેક સભ્યે અમુક ગામ દર વર્ષે પોતાના હસ્તક લઇ તે ગામોમાં વાંચી શકે એવાં સ્ત્રી પુરૂષની નોંધ કરી તેમને વાંચવાના ફાયદા સમજાવી વાંચનનો રસવૃત્તિ જાગૃત કરવી. આ સમિતિએ ઠરાવનો હેતુ પાર પાડવા માટે આંતરવ્યવસ્થા કરી લેવી. આ સમિતિના સભ્યોમાં ફેરફાર કરવો યોગ્ય લાગે તો તાલુકા પુસ્તકાલયના બીજા સંમેલન વખતે કરવો. સમિતિના સભ્યો નીચે પ્રમાણે નિયત કરવામાં આવે છે:—

| | |
|---|---|
| ૧ રા. પરસોતમદાસ નારણભાઇ, સેગવા | ૫ રા. ઇશ્વરભાઇ રણછોડભાઇ, ભરકાલ |
| ૨ રા. હીરાલાલ ફોગટલાલ જાની, સાઢલી | ૬ રા. રતનલાલ શંકરલાલ, અવાખલ |
| ૩ રા. ભાઇલાલભાઇ ભવાનભાઇ, છાણભોઇ | ૭ રા. કિશોરભાઇ ઇશ્વરભાઇ, ભેખડા |
| ૪ રા. પ્રાગજીભાઇ પ્રભુદાસ, આણંદી | ૮ રા. નટવરલાલ ગીરધરલાલ, શીનોર |

ઠરાવ નં. ૧૧ :—આ પરિષદની બેઠકમાં પસાર કરેલા ઠરાવોનો અમલ કરવા માટે જે તે સ્થળે પહોંચાડવા આ પરિષદ પ્રમુખશ્રીને સત્તા આપે છે.

દ. મૂ.—રા. ન. ગી. શાહ  અ. આ.—રા. પુરૂષોતમદાસ નારણભાઇ




## વડોદરા રાજ્ય

**શ્રીમંતની અમરેલી પુસ્તકાલયોની ખાસ મુલાકાત:**—શ્રીમંત મહારાજા સાહેબની સ્વારી ગત માસની અધવચમાં અમરેલી પ્રાંતમાં ફરવા ગયેલી. તે વખતે અમરેલીમાં માત્ર થોડા કલાક થોભી ત્યાંથી ખાંભા, કોડીનાર ને ધારીની મુલાકાતે સ્વારી ઉપડી જવાથી અમરેલીની પુસ્તકાલય સંસ્થાઓની મુલાકાતે જવાનું બની શક્યું નહોતું. સ્વારી ધારીથી સીધી વડોદરે સ્પેશ્યલ ટ્રેન મારફતે પાછી ફરવાની ગોઠવણ નક્કી થઇ હતી. પરંતુ અમરેલીની પુસ્તકાલય સંસ્થાઓ જોવાનું શ્રીમંતે મંત્રીને વચન આપેલું તેની સ્મૃતિ પ્રગટતાં સ્પેશ્યલ ટ્રેનને ૧ કલાક અમરેલી થોભાવીને શ્રીમંત સ્ટેશનેથી સીધા પુસ્તકાલયમાં પધારેલા અને પુસ્તકાલયના વિવિધ વિભાગોનું, પુરાતત્ત્વ પ્રદર્શનનું, વાચન પ્રગતિના તુલનાત્મક આંકડાઓનું, જાત જાતની માહિતી આપતા નકશાઓ અને ચિત્રો વગેરેનું બારીક અવલોકન કરી બહુ પ્રસન્ન થયા હતા. અમરેલી ખોદકામની વસ્તુઓનું ખાસ સંગ્રહસ્થાન નિર્માણ થવાની જરૂરિઆત પ્રત્યે ધ્યાન ખેંચાતાં શ્રીમંતે તે સંબંધમાં ઘટતું કરવાનું આશ્વાસન આપી તે બાબતની નોંધ લેવડાવી હતી.

આ રીતે શ્રીમંત મહારાજા સાહેબે અમરેલી પુસ્તકાલયનું આમંત્રણ સ્વીકારી સ્પેશ્યલ થોભાવીને પણ પુસ્તકાલયની મુલાકાતે પધારવાની કૃપા દર્શાવી એ બીના શ્રીમંતની પુસ્તકાલય પ્રવૃત્તિ પ્રત્યેની અમી દૃષ્ટિ અને અપ્રતીમ સદ્‌ભાવનાની જ સૂચક લેખાશે.

—નેક નામદાર દીવાન સાહેબ સર કૃષ્ણમાચારીએ પણ આગલે દિવસે એટલે કે તા. ૧૯–૨–૩૮ ના રોજે મુલાકાત લઇ સંસ્થાના કાર્ય ને પ્રગતિ પ્રત્યે સંતોષ પ્રદર્શિત કર્યો હતો, અને સંસ્થા અંગેના સંગ્રહસ્થાનને સમૃદ્ધ કરવા પુરાતત્ત્વ સંશોધન ખાતાને હુકમ કરી ઘણી વસ્તુઓ આપવાનું ફરમાવ્યું હતું.

**ખાસ ભલામણ:**—ગતાંકમાં પ્રસિદ્ધ થયેલી ખાતાની સૂચના નં. ૪૦૯ તા. ૨–૨–૩૮ તરફ મંત્રી મહાશયોનું ધ્યાન ખેંચી જેમના તરફથી ખર્ચની પાવતીઓ તપાસણી માટે ખાતા તરફ હજી ન મોકલાઇ હોય તેમને તે તરત જ મોકલી આપવાની ભલામણ કરીએ છીએ.

**ગ્રામ પંચાયતની મદદ અને માંગરોળ મહાલ:**—માંગરોળ મહાલનાં પુસ્તકાલયોને ગ્રામ પંચાયતની મદદ મળતી બંધ થયેલી તે ચાલુ થવા મહાલ પુ. મંડળના મંત્રીએ ખાતા મારફત ના. મંત્રી મંડળ તરફ લખાણુ કરેલું. તે સંબંધમાં રા. રા. મદદનીશ વ્યવસ્થાપક સાહેબ માંગરોળ મહાલની ફેરણીમાં ગયેલા ત્યારે રા. રા. મહાલ વહિવટદાર સાથે થયેલી રૂબરૂ વાટાઘાટને પરિણામે નીચે પ્રમાણેનો નિકાલ એ બાબતમાં થયો હોવાનું રા. રા. વહિવટદાર સાહેબે પોતાના જા. નં. ૧૩૧૭ તા. ૩૧–૧–૩૮ થી પુસ્તકાલય ખાતાને જણાવ્યું છે:—

" ગ્રામ પુસ્તકાલયને ગ્રામ પંચાયત મદદ આપવા અત્રેથી કાંઇ વાંધો લેવામાં આવશે નહિ. "

**સંસ્થાઓ માટે લવાજમ ઘટાડે છે:**—' **બાલવાચન** ' માસિકનું નવું વરસ માર્ચથી શરૂ થયું હોઇ તે પ્રસંગે ગ્રાહક થનાર સંસ્થાને તે પોણા લવાજમથી ( રૂ. ૨ ને બદલે રૂ. ૧।। થી ) આપવાનું સંચાલકોએ ઠરાવ્યું છે. આ ઘટાડેલા દરનો લાભ લેવાની ઇચ્છા ધરાવનાર સંસ્થાઓએ તા. ૩૧–૩–૩૮ સુધીમાં ' બાલવાચન કાર્યાલય, રાજકોટ ' એ શિરનામે રૂ. ૧।। મનીઓર્ડરથી યા બીજી રીતે મોકલી આપવાનો છે.

**ચાલુ સાલનાં નવીન પુસ્તકાલયો:**—ચાલુ સાલે ઉઘાડવાનાં ૫૦ નવીન પુસ્તકાલયો પૈકી ૩૮ ગામની માગણીઓ મંજુર થઇ ગઇ છે: હવે ફકત ૧૨ જ બાકી રહે છે. તો જેમણે રૂ. ૫૦) થી ૭૫) સુધીની લોકમદદની રકમ ભેગી કરી હોય તેમને રકમ સાથે પોતાની માગણી તરત જ ખાતા તરફ મોકલી આપવાની ભલામણ કરીએ છીએ. આ સંબંધમાં ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયેલી ખાતાની સૂચના નં. ૪૧૪ તરફ લાગતાવળગતા સર્વ કોઇ લક્ષ આપે.

**નવીન પુસ્તકાલય માટે પ્રયાસ**—તાતોસણુ તા. વિજાપુર ગામે નવીન પુસ્તકાલય ખોલવા કાજે ત્યાંના મહેતાજી અને શિક્ષકમંડળ ઉત્સાહભર્યો પ્રયાસ કરે છે. તેમણે ગામ લોકોને ભેગા કરી **" પુસ્તકાલય શા માટે ? "** એ વિષય પર પ્રેરણાત્મક સમજુત કરી તથા શિક્ષકોના અથાગ પ્રયાસથી ચાલતી રાત્રિ-શાળા અને ઉમેદ વ્યાયામશાળા અંગે ઉભી થયેલી ' શ્રી મહાવીર બાલ સમાજ મંડળ 'ના સભ્યોએ સાર્વજનિક પુસ્તકાલય કાઢવા માટે એક નાટક ભજવી બતાવ્યું. તેને પરિણામે ટીપ કરતાં ૬૦) રૂપિયા નોંધાયા છે. આજી મુખી શંકરભાઇએ રૂપિયા ૨૫) આપ્યાં છે. પરીક્ષા બાદ આજુબાજુનાં ગામોમાં ફરી ખૂટતી રકમ મેળવવાની ધારણા છે.

ટીપમાં નોંધાયલા રૂા. ૬૦) તત્કાળ ઉઘરાવીને ખાતા તરફ મોકલી આપી ચાલુ સાલેજ પુસ્તકાલયનો લાભ મેળવી લેવાની તજવીજ કરવા તાતોસણુના મહેતાજીને તેમ વિજાપુર મહાલ પુ. મંડળના મંત્રીને ભલામણ કરીએ છીએ.

**પુસ્તકાલયોને મળેલી ભેટ:**—માલોસણ તા. વિજાપુર-રૂ. ૫) ખેરવા તા. મહેસાણાના રહીશ પા. અમીચંદ બાજીદાસ તરફથી કન્યાને તેડવા આવેલા તે પ્રસંગે.

—તાતોસણ તા. વિજાપુર રૂ. ૫) બાવા પુલગેર તરફથી તેમનાં પત્ની સ્વર્ગસ્થ થતાં તેમના પુણ્યાર્થે.

## વ૦ રા૦ પુ૦ મંડળ

**શિક્ષણ વર્ગો :**—વડોદરા પ્રાંતનો શિક્ષણવર્ગ સંખેડા ગામના માંકણી ગામે ચાલુ માસની તા. ૨૪-૨૫-૨૬ એ દિવસોએ ભરાશે. એને માટેના ઉમેદવારોની અરજીઓ મંજુર કરી જેને તેને પરભારા જણાવી દેવામાં આવ્યું છે. બધા ઉમેદવારો જાનેવારીના અંકમાં પૃઃ ૬૧ પર જણાવેલાં સાધનો સાથે તા. ૨૩ મીની સાંજ સુધીમાં માંકણી પહોંચી જાય એ ખાસ ઇચ્છવાયોગ્ય. માંકણી જવા ડભોઈ સંખેડા લાઇનના બોજવા સ્ટેશને ઉતરવાનું છે. ગામ ત્યાંથી બે માઇલ દૂર છે ને ત્યાં પહોંચવા વાહનની જોગવાઇ રહેવાની છે.

—મહેસાણા, નવસારી તથા અમરેલી પ્રાંતોના વર્ગો માટે હજી પણ ઉમેદવારી નોંધાવી શકાય તેમ છે.

**મહાલ પરિષદો :**—શિનોર મહાલની ૩ જી પરિષદનો અહેવાલ ચાલુ અંકમાં છપાયો છે તે જોઈ લેવા લાગતા વળગતાઓને વિજ્ઞપ્તિ.

—સિદ્ધપુર મહાલની ૨ જી પરિષદ ચાલુ માસની તા. ૬-૩-૩૮ ના રોજ હાજીપુર ગામે મહાલ શાળાધિકારી રા. રા. ઈશ્વરભાઈ મરઘાભાઈ પટેલના પ્રમુખપદે ભરાઈ ગઈ. તેનો અહેવાલ આવતા અંકમાં પ્રસિદ્ધ કરાશે.

—સંખેડા મહાલની પહેલી પરિષદ તા. ૨૭-૩-૩૮ ના રોજ માંકણી મુકામે ભરાવાની છે.

—પાદરા મહાલની ચોથી પરિષદ ઢાઢર કાંઠે આવેલા કોટણા ગામે ઘણે ભાગે તા. ૨૭-૩-૩૮ ને રવિવારે સાક્ષરરત્ન શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇના અધ્યક્ષસ્થાને ભરાશે.

પરિષદોમાં રજુ કરવાના ઠરાવોના મુસદ્દા જે તે મહાલ પુ. મંડળના મંત્રી તરફ સવેળા મોકલી આપવાની મહાલ મજકુરના મંત્રીભાઇઓને ભલામણ છે.

—ચાણસ્મા મહાલની ૩ જી પરિષદ એપ્રિલના અરસામાં પીપળ ગામે અને તે સ્થળ અનુકૂળ ન હોય તો અન્ય માગણીવાળા સ્થળે ભરવાનું ઠર્યું છે.

**મહાલ મંડળે તરફે શિષ્ટ વાચનની પરીક્ષા :**—ચાણસ્મા મહાલ પુ. મંડળે શિક્ષકો માટે શિષ્ટ વાચનની પરીક્ષા લેવાનું ઠરાવ્યું હોઇ તેને માટે ગુ. વ. સો. વાળું "**ટસ્કેજી અને તેનાં માણસો**" કિં. ૦-૧૦-૦ એ પુસ્તક નક્કી કરવામાં

આવ્યું છે. પરીક્ષા તા. ૩૦-૪-૩૮ ના રોજ બપોર પછી તાલુકાની મધ્યવર્તી શાળાઓના મકાનમાં લેવાની ગોઠવણ છે. પરીક્ષાનો લાભ લેવાની ઇચ્છા ધરાવનારાઓએ તા. ૨૫-૩-૩૮ સુધીમાં પોતાની ઉમેદવારી આણંદમા મહાલ પુ. મંડળના મંત્રી તરફ નોંધાવવાની છે. ઉપલે નંબરે ઉત્તીર્ણ થનારાને રૂ. ૧૦) સુધીનાં ઇનામ વહેંચવાની વ્યવસ્થા થયેલી છે. બીનતાલીમ ( અન્ટ્રેન્ડ ) શિક્ષકો માટે ખાસ ઇનામ જુદું રાખવાનો પણ વિચાર થયેલો છે.

આશા રાખીએ છીએ કે મહાલનો એકે એક શિક્ષક આ પરીક્ષાનો લાભ લેશે.

## વડોદરા રાજ્ય બહાર

**કોચીનનું ગુજરાતી પુસ્તકાલય:**—કોચીનનું ગુજરાતી પુસ્તકાલય ત્યાંના યુવકમંડળ સાથે જોડાઈ ગયું છે ને હવેથી એ ' શારદા મંદિર ' એ નામથી ઓળખાશે: એનો વાર્ષિક મહોત્સવ પણ આ સાલે મંડળના વાર્ષિક મહોત્સવની સાથે તા. ૩૦-૧-૩૮ ના રોજ શ્રીયુત જમનાદાસ જીવરાજના પ્રમુખપદે ઉજવાયો હતો.

## પુ. સ. સ. મંડળ લિ. વિભાગ

# પત્રો શરૂ થયાની માહિતી

**નીચેનાં** ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયોનાં બજેટની મંજુરી તથા લોકમદદનાં નાણાં તા. ૧૨–૨–૩૮ સુધીમાં અમારા તરફ આવી ગયેલ હોવાથી તેમને તા. ૧૬–૨–૩૮ થી પત્રો શરૂ કરાવી આપેલ છે. **આ યાદી પૈકી તેમજ અગાઉની યાદીઓ પૈકી જેમણે સરકાર પંચાયત મદદની પાવતીઓ ખાતા તરફ ન મોકલી આપી હોય તેમણે બીનચૂકે તે તરતજ મોકલી આપવીઃ—**

**યાદી નં. ૫**

| | | | | |
|---|---|---|---|---|
| **વડોદરા ૫** | વરસડા | રાંચરડા– | વણાગલા | **કામરેજ ૨** |
| સીસ્વા | ધર્મપુર | પાંજરાપોળ વા. | સુજાણપુર | આરતા |
| ખાનપુર | મુવાલ | **વિસનગર ૬** | ઊંઝા મહિલા પુ૰ | ધાતવા |
| સૈયદવાસણા | **સંખેડા ૪** | તરભ | કરણપુર | **મહુવા ૨** |
| પાતલવેણી | ખુનવાડ | બાસણા | **ખેરાળુ ૧** | આમરોલી |
| વડસાલા | માલુ | રાજગઢ | બહાદરપુર | સાંબા |
| **પાદરા ૬** | સરડીઆ | ખદલપુર | **પાટણ ૨** | **માંગરોલ ૧** |
| કલ્યાણકુઇ | હાંડોદ | ઉદલપુર | જંગરાલ | નંદાવ |
| ગણપતપુરા | **દહેગામ ૪** | થલોટા | ધીવટા વા. પાટણ | **અમરેલી ૧** |
| વણછરા | ધારીસણા | **મહેસાણા ૨** | **ચાણસ્મા ૧૦** | કમીગઢ |
| કોટણા | મહુદરા | માકણજ | કેશણી | **દામનગર ૪** |
| સીહોર | જલુંદ્રા મોટા | પાલોદર | પલાસર | ધામેલ |
| મુવાલ | શીહોલી મોટી | **સિદ્ધપુર ૧૪** | અંબાલા | શાખપુર |
| **કરજણ ૨** | **આતરસુંબા ૨** | ઊનાવા | ટાકોદી | કરકોલીઆ |
| અટાલી | ગરોડ | અમુઢ | રૂપપુર | છભાડીઆ |
| કંબોલા | વડાલી | નાગવાસણા | જસલપુર | **ધારી ૨** |
| **ડભોઇ ૧** | **કડી ૨** | સેદ્રાણા | ઘેલીયાવાસણા | ભલગામ |
| અલ્હાદપુરા | વડાવી | મુડાણા | ગંગેટ | ખીચા |
| **શિનોર ૨** | નાનીકડી | મામવાડા | રણેલા | **કોડીનાર ૪** |
| વરખડ | **કલોલ ૪** | રસુલપુર | ડોડીવાડા | દેવળી |
| ટીંગલોદ | શોભાસણ | રણછોડપુરા | **નવસારી ૧** | પણાદર |
| **સાવલી ૪** | સેરીસા | વનાસણ | નીમળાઈ | સીંધાજ |
| ડુંડાવ | વાસણા | દેથલી | | માલગામ |

કુલ ૮૮

યાદી નં. ૧ થી ૪ નાં ૧૦૨૩

---

કુલ એકંદર ૧૧૧૧

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | મળ્યા તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદ વિજ્ઞાન | ૨૧ | ૨(?) | માગશર | ૩૧–૧–૩૮ |
| ઊર્મિ | ૭ | ૨ | ફેબ્રુઆરી | ૮–૩–૩૮ |
| કિશોર | ૩ | ૧૦ | કારતક | ૨૨–૨–૩૮ |
| કુમાર | ૧૫ | ૨(૧૭૦) | માહ | ૨૨–૨–૩૮ |
| કૌમુદી | ૧૬ | ૫–૬ | નવે૦–ડીસે૦ | ૨–૨–૩૮ |
| ખેડુત, ખેતી અને સહકાર | ૪ | ૯ | માર્ચ | ૧૧–૩–૩૮ |
| ખેતીવાડી | ૩ | ૧૧ | ફાગણ | ૮–૩–૩૮ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૬ | ૭ | ફેબ્રુઆરી | ૨–૩–૩૮ |
| ગુણસુંદરી | ૮ | ૩(બાળકઅંક) | માર્ચ | ૧–૩–૩૮ |
| ગ્રામજીવન | ૮ | ૮ | માર્ચ | ૭–૩–૩૮ |
| ચરોતર | ૮ | ૨ | ફેબ્રુઆરી | ૧૬–૨–૩૮ |
| ચિત્રમય જગત | ૨૪ | ૧ (સ્પેનઅંક) | માર્ચ | ૮–૩–૩૮ |
| નવચેતન | ૩૨ | ૫ | ફેબ્રુઆરી | ૩–૨–૩૮ |
| નવરચના | ૨ | ૧૧ | ફેબ્રુઆરી | ૧૭–૨–૩૮ |
| પાટીદાર | ૧૫ | ૫ | ફાગણ | ૨૬–૨–૩૮ |
| પ્રસ્થાન | ૧૩ | ૩ | પોષ | ૮–૩–૩૮ |
| ફાર્બસ ગુ૦ સભા ત્રિ૦ | ૨ | ૪ | જાન્યુ૦–માર્ચ | ૧૮–૧૨–૩૭ |
| બાલજીવન | ૧૮ | ૫ | માર્ચ | ૮–૩–૩૮ |
| બાલમિત્ર | ૧૭ | ૮ | માર્ચ | ૨–૩–૩૮ |
| બાળક | ૧૬ | ૩ | માર્ચ | ૧–૩–૩૮ |
| બુદ્ધિપ્રકાશ–ત્રિ૦ | ૮૪ | ૪ | ઑક્ટો૦–ડિસે૦ | ૪–૧–૩૮ |
| માનસી–ત્રિ૦ | ૨ | ૪ | | ૨૫–૧–૩૮ |
| યુવક | ૮ | ૩ | માર્ચ | ૨–૩–૩૮ |
| વસન્ત–ત્રિ૦ | ૩૬ | ૩ | શ્રાવણ–આશ્વિન | ૨૪–૨–૩૮ |
| વિલાસ–ત્રિ૦ | ૨૦ | ૨ | ડિસેમ્બર | ૧૯–૧–૩૮ |
| વૈદ્ય કલ્પતરૂ | ૪૩ | ૩ | માર્ચ | ૮–૩–૩૮ |
| વ્યાયામ | ૨૩ | ૪ | જાન્યુઆરી | ૨૬–૧–૩૮ |
| શારદા | ૨૮ | ૫ | ફેબ્રુઆરી | ૧૫–૨–૩૮ |
| શિક્ષણ પત્રિકા | ૧૨ | ૧૧ | પોષ | ૧૯–૩–૩૮ |
| સૌરાષ્ટ્ર શિક્ષક–ત્રિ૦ | ૧૧ | ૩ | ડિસે૦–ફેબ્રુ૦ | ૧–૧–૩૮ |
| સ્કાઉટ–વીર | ૮ | ૩ | માર્ચ | ૧૦–૩–૩૮ |
| સ્ત્રી બોધ | ૮૨ | ૩ | માર્ચ | ૩–૩–૩૮ |

# શું વાંચશો ?

| લેખ | માસિક | પુસ્તક | માસ |
|---|---|---|---|
| સાહિત્ય અને સદાચાર<br>'ખબર નથી !'<br>આત્મ ભોગ<br>અર્વાચીન સભ્યતા | ઊર્મિ | ૭ | ફેબ્રુઆરી |
| કુમારી જીન<br>તનેય મ્યાઉં !<br>ગામડામાં જઈને શું કરવું ? | કિશોર | ૩ | કારતક |
| લૂઈ પાસ્તર<br>વસ્તો<br>પાણી | કુમાર | ૧૫ (૧૭૦) | માહ |
| યુરોપમાં સહકારની ઉત્પત્તિ<br>બળદ પારખવાની રીત<br>ગામડામાં આરોગ્યતા | ગ્રામજીવન | ૮ | માર્ચ |
| આપણી આસપાસ<br>ધર્મની ખાળકૂંડી !<br>એક હત્યા | નવરચના | ૨ | ફેબ્રુઆરી |
| અનુભવ નવનીત<br>યુવકો સમાજ સુધારામાં કેવી રીતે ભાગ લે ?<br>બાળલગ્ન પ્રતિબંધક નિબંધ અને સુધારો | પાટીદાર | ૧૫ | ફાગણ |
| કિશોરી<br>બાળકોના પેટંટ ફૂડઝ<br>ભૂમધ્ય સમુદ્ર અને ઇટલી | પ્રસ્થાન | ૨૫ | પોષ |
| કોણ કુલીન ?<br>સેદિ<br>બેકારી કેમ શરૂ થઈ ? | યુવક | ૮ | માર્ચ |
| જૂની નવી<br>પહેલી તારીખ<br>સિંધના પાટનગરમાં | શારદા | ૨૮ | ફેબ્રુઆરી |
| પરીક્ષા અને કેળવણી<br>શિક્ષકનો ધંધો<br>પરિવર્તન | સૌરાષ્ટ્ર શિક્ષક | ૧૧ | ફેબ્રુઆરી |
| ભારતી<br>અબળા શા માટે ?<br>જાપાની મહિલાઓ | સ્ત્રીબોધ | ૮૨ | માર્ચ |

ટીપ—( ૧ ) ચિત્રમય જગતનો માર્ચ માસનો અંક 'ખાસ સ્પેન અંક' હોઇ તેમાં રજુ થયેલી લેખસામગ્રી સ્પેનની સામાજિક, રાજકીય તથા રાજપ્રકરણી બાબતો પર સરસ અજવાળું પાડે છે.

( ૨ ) ગુણસુન્દરીનો માર્ચ અંક ખાસ બાળક અંક હોઇ તેની ગદ્યપદ્ય તેમજ ચિત્ર સામગ્રી બાળકોની કલમે જ પીરસાયેલી છે. બાળકોએ ખાસ વાંચવા જેવો અંક છે.

# વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૫૧

| વર્ગ | પુસ્તકનું નામ. | ગ્રંથ કર્તાનું નામ | કિંમત | કદ | વર્ષ | પૃષ્ઠ | પૂંઠું | પ્રકાશકનું નામ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૐ | શ્રી સ્વામીનારાયણ ચરિત્ર ચિંતામણિ | સાધુ હરિપ્રસાદદાસજી (પ્રકા.) | ૨– ૮–૦ | ૮° | ૧૯૩૮ | ૭૩૮ | પાકું | કર્તા, સ્વામીનારાયણનું મંદિર–વડતાલ |
| ત્ર | અર્શ રોગ ચિકિત્સા પદ્ધતિ | પંડ્યા, શશિકાન્ત લલ્લુભાઇ | ૦–૧૨–૦ | ૧૬° | ૧૯૯૩ | ૧૫૦ | કાચું | કર્તા, અમદાવાદ |
| ટ | ઇગ્લેન્ડ અને હિન્દનું રાજ્ય બંધારણ | શાહ, માણેકલાલ મગનલાલ | ૦– ૮–૦ | ૧૬° | ૧૯૩૭ | ૮૦ | ,, | કર્તા, વડોદરા |
| ભ | માંગલિક ગીતમાળા | ભક્ત લવજી કરશન | ૦–૧૦–૦ | ૧૬° | ૧૯૩૮ | ૧૧૧ | ,, | કર્તા, અમરેલી, |
| ય | ગ્રામ દેવતા | પટેલ, મહીજીભાઇ કાળિદાસ | ૧– ૮–૦ | ૧૨° | ૧૯૩૬ | ૪૫૬ | પાકું | દેવકુંવર આર્યકન્યા શાળા, દારેસલામ |
| A | National Year Book 1938 | Kirit Ghosh (colt) | 1– 0–0 | 16° | 1938 | 457 | Paper | Book Company, Calcutta |

પુસ્તકાલય ખાતું,
સાર્વજનિક પુસ્તકાલય શાખા,
વડોદરા, તા. ૮–૩–૩૮.

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક.

પુસ્તકાલય ખાતું                                                  સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સુચના નં. ૪૧૦ સને ૧૯૩૭–૩૮

## વિષય

### કાયમફંડ ખાનગી ગૃહસ્થને ઘેર નહિ રાખવા બાબત.

આજ સુધીના કામકાજ ઉપરથી તેમજ અમારી ફેરણી વખતે તપાસ કરતાં એમ જણાયું છે કે કાયમફંડ જે ઘણા વખતથી ખાનગી ગૃહસ્થને ઘેર પડેલાં હોય છે તે તેમની પાસેથી કઢાવવા માટે ઘણી મુશ્કેલીઓ ઉભી થાય છે. તેઓ તેમની પાસે જે રકમ જમે હોય તેના કરતાં ઓછી રકમ આપવા પાછળથી જણાવે છે. કેટલીક વખત દાવો કરવાનો પણ પ્રસંગ આવે છે; કેટલીક વખત તેનાથી પક્ષાપક્ષી પણ ઉભી થાય છે.

હાલમાં એક પ્રશ્ન આ સંબંધી ઉભો થયો છે, તેમાં રકમ લગભગ ૨૩ વર્ષથી ખાનગી ગૃહસ્થ પાસે પડેલ છે. તે રકમ વ્યાજ સાથે ઘણી મોટી થઇ છે. આ રકમ પાછી માગતાં ખાનગી ગૃહસ્થ આપી શકે તેવી તેની સ્થિતિ નથી એટલે જુજ રકમ આપી નિકાલ કરવા માગે છે.

આવા બનાવો બનવાનું સંભવિત હોવાથી, આ સૂચનાથી લાગતા વળગતાઓને ખબર આપવામાં આવે છે કે જો કાયમફંડ કોઇ ખાનગી ગૃહસ્થને ઘેર હોય તો ત્યાંથી તુર્ત ઉપાડી લઇ વ્યાજની લાલચમાં ન પડતાં કોઇ સદ્ધર સ્થળે મુકવું એટલે રકમ સુરક્ષિત રહે.

વડોદરા,
તા. ૨–૭–૩૮

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સુચના નં. ૪૧૧ સને ૧૯૩૭–૩૮

## વિષય

### પુસ્તકો કમી કરાવવા આવતી માંગણીઓ બાબત

ઘણાંખરાં ગ્રામ પુસ્તકાલયો તરફથી કેટલાંક ખોવાયલાં પુસ્તકો રજીસ્ટરેથી કમી કરવા પરવાનગી માગતાં લખાણો હાલમાં બહુ મોટા પ્રમાણમાં આવે છે. સદરહુ બાબતની કારણવારી જોતાં જોકે કામ કરનાર મંત્રીઓ ખરેખરા જવાબદાર ન ગણાય તો પણ ખાતા તરફથી વખતોવખત પ્રસિદ્ધ થતાં સરક્યુલરો સૂચનાઓ તરફ તેઓ દુર્લક્ષ્ય કરે છે એ વાત સાબીત થાય છે. સ. નં. ૮૪ તા. ૨૨–૮–૨૩ થી ઠરાવવામાં આવ્યું છે તે પ્રમાણે દર સાલ સાલ આખરે પુસ્તકોની મેળવણી કરી તે બદલનો શેરો જનરલ રજીસ્ટરે જે તે વખતે કરવાનો છે. પરંતુ આ હુકમનું ચુસ્ત પાલન થતું

નથી એવું અમારા પ્રત્યક્ષ જોવામાં આવે છે. દરસાલ મેળવણી કરતાં પુસ્તકો ઘટવાનો સંભવ ઓછો રહે. પરંતુ મોટે ભાગે કામ કરનારની બદલી થયા પછી હવાલો લેનાર ઇસમ મેળવણી કરી પ્રથમના ઇસમ વખતે પુસ્તકો ખોવામાની તકરાર કરે છે, અને છેવટે કોઇને ઘટતાં પુસ્તકો જોડવાં પડે છે અગર પુસ્તકાલયને એટલાં પુસ્તકો જતાં કરવાં પડે છે. આ માત્ર કામ કરનાર ઇસમની બેદરકારી જણાવે છે. અમોએ ફેરણીમાં મુલાકાત લીધેલાં લગભગ બધાં જ પુસ્તકાલયોનાં રજીસ્ટરો મેળવણીના શેરા વગરનાં જોયાં છે, અને તે વખતે સંબંધકર્તા ઇસમોનું ધ્યાન પણ ખેંચીએ છીએ. હવેથી ઉપર જણાવેલા સરક્યુલરનું યથાયોગ્ય પાલન ન થાય તો પુસ્તકો કમી કરવા પરવાનગી માગનારને જ ખોવાયલાં પુસ્તકો બદલ જવાબદાર ગણવાની નાછૂટકે અમોને ફરજ પડશે.

વડોદરા,
તા. ૨-૩-૩૮

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૪૧૨ સને ૧૯૩૭–૩૮

## વિષય

### વડોદરા રાજ્યની રેલ્વેનો નકશો પુસ્તકાલયમાં મૂકવા બાબત.

વડોદરા રાજ્યમાં શ્રીમંત ગાયકવાડ સરકારની રેલ્વે કયાં છે તે બતાવનારો નકશો મેસર્સ એ. થોમસ એન્ડ કૉ. મુંબઇ તરફથી તૈયાર થયો છે અને તેની કેટલીક નકલો કેટલાંક પુસ્તકાલયોમાં તેઓએ જાતે આવી ભીંત ઉપર લગાડી જવાનું કબૂલ કર્યું છે.

આ ઉપરથી દરેક પુસ્તકાલયને જણાવવામાં આવે છે કે જે સ્થળે ઉપર જણાવેલી કંપનીનો કોઇપણ માણસ નકશો લગાડવા આવે તે સ્થળે તેને જોઇતી અનુકૂળતા આપી નકશો ચોઢાવી લેવો. સદર નકશાની કાંઇપણ કિંમત આપવાની નથી.

વડોદરા,
તા. ૨–૩–૩૮

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૪૧૩ સને ૧૯૩૭–૩૮

## વિષય.

### ફરતા પુસ્તકાલયની પેટીઓ પરત મોકલવાના દિવસોમાં ફેરફાર કર્યા બાબત

બી. બી. એન્ડ. સી. આઇ. રેલ્વેના કોઇ પણ સ્ટેશને રવિવારના દિવસે બીજા ગામે મોકલવા માટે પાર્સલ લેવાતું નથી એવું તપાસ કરતાં જણાઇ આવે છે. સબબ

ફરતા પુસ્તકાલયની પેટીઓ સોમવારને બદલે શનિવારે વડોદરા સ્ટેશને ઉતરે એવી રીતે મોકલી આપવા ઠરાવવામાં આવે છે.

ગોયાગેટ સ્ટેશન માટે ગુરૂવાર ઠરાવવામાં આવેલો છે તે કાયમ જ છે.

સદરહુ સૂચના લાગતાવળગતાની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે, આશા છે કે આ સૂચનાનું ચુસ્ત પાલન થશે

વડોદરા,
તા. ૨–૩–૩૮

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં ૪૧૪ સને ૧૯૩૭–૩૮

## વિષય

### ચાલુ સાલે ૫૦ નવીન પુસ્તકાલયો ઉઘાડવા બાબત.

ચાલુ સાલે ૫૦ નવીન પુસ્તકાલયો ઉઘાડવાનાં છે તે પૈકી ૩૮ નવીન પુસ્તકાલયો માટેની માગણી આવેલી તે મંજુર કરી છે. હવે ફક્ત ૧૨ પુસ્તકાલયો નવીન ઉઘાડવાનાં બાકી હોવાથી, જે તે મહાલના પુસ્તકાલય મંડળના મંત્રી, પોતાના મહાલમાં પુસ્તકાલય સિવાયનું સરકારી શાળાવાળું ગામ હોય, અને તે ગામેથી પુસ્તકાલય ઉઘાડવા માટે રૂ. ૫૦) થી ૭૫) સુધીની લોકમદદની રકમ ભેગી કરીને મોકલી આપશે તે ગામે ચાલુ સાલે નવીન પુસ્તકાલય ઉઘાડી આપવામાં આવશે.

વડોદરા,
તા ૩–૩–૩૮

के. म. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૪૧૫ સને ૧૯૩૭–૩૮

## વિષય

### વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામાયિકો

| નામ | પ્રકાર | લવાજમ | ઠેકાણું. |
|---|---|---|---|
| મહાકાલ | માસિક | રૂ. ૨–૦–૦ પોસ્ટેજ માફ. | નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી, તંત્રી, સંઘવીભુવન, લાલા વસાની પોળ, અમદાવાદ. |

વડોદરા,
તા. ૯–૩–૩૮

के. म. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક.

પુસ્તક ૧૩ મું
અંક ૪થો

એપ્રિલ
૧૯૩૮



# પુસ્તકાલય

લવાજમ:
દેશમાં વાર્ષિક રૂ. ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છુટક નકલ: રૂ. ૦-૬-૦

તંત્રીઓ:
નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
નાજુકલાલ નંદલાલ ચોકસી

વ્યવસ્થાપક:
બાધજીભાઇ નારણભાઇ અમીન
બી. કૉમ
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા.....વડોદરા.



# અનુક્રમણિકા

પુસ્તકાલય

પુસ્તક ૧૩ મું | એપ્રિલ | અંક ૪ થો

# કીર્તિ કિરીટ

: માલિની વૃત :

( ૧ )

સ્વજન સહુ ત્યજીને મુક્તિના માર્ગ લીધા,
વિમલ શરીર ઝીલી હંસ ને મોર રીઝયા;
કરૂણ જીવન ત્હોયે સત્ય, ને સ્વાર્થ હીણું,
અમરપદ ગણાએ શારદાનું રસીલું.

( ૨ )

કવિગણ સહુ વંદે પૂજ્ય પાદો પખાલે,
અમરગણ વધાવે કીર્તિદા શારદાને;
જનગણ સહુ હર્ષે સ્નેહભીનાં સુહાદે,
'જીવન રસ દેજે' હિંગ્ગળે સર્વ બોલે.

( ૩ )

પતિત જીવન સર્વે પુણ્ય માર્ગે વહાવે,
અવિરત શ્રમ સાધી ડૂબતાંને તરાવે;
સલિલ કમળ પત્રે તેમ ના ડાઘ લાગે,
મલિન જીવન સાથે સાધતાં ઐક્ય સ્નેહે.

( ૪ )

અમલ જીવને ત્હારૂં સ્વર્ગથી પૃથ્વી લોકે,
સતત પરિશ્રમે કો લાવીયા સાજવી શા;
સદન સદન ત્હોરા વાસ છે એટલું ના,
વટપુર નૃપ શિરે કીર્તિ કિરીટ રાજે.

વાલમ,
તા. વિસનગર } હરિશંકર દુર્ગાશંકર દવે.

# પુસ્તક—ચરણે

: હરિગીત છંદ :

પુસ્તક પ્રાણથી આ દેહ,
મેળવવું દુર્લભ છે એહ;
શોધું કાં જડે ના કંઇ !
ગોતવું એ હવે ક્યાં જઇ ? (૧)

ભરેલું છલતું નવલું તાન,
પ્રણય પોયતું, મસ્તાન;
ઇચ્છું પુસ્તક એવું આજ,
કરતા તૃપ્ત હૃદય–રાજ. (૨)

પાઠો શિયળના શિખાય,
વિશેષે બોધ સુ ઝીલાય;
અંતર દિલડું નિર્મળ થાય,
માનસિક મેલ નિખાળાય. (૩)

પુસ્તક ચાહું છું ભલી ભાત,
વાંચન વાંચવાને ખંત;
ચક્ષુ જિહ્વા એકતાર થાય,
કહો ! તે ક્યાંથી શોધાય ? (૪)

: ગઝલ :

અહા ! શાને રહો વંચિત ? બધાં પુસ્તક ભારે છે;
પ્રણયીને પ્રણય પાતાં, બધાં પુસ્તક નોંખાં છે. (૫)

સુયશ પામો સયાજીરાવ, શતં શરદો અનુભવજો !
ખુઝેલાંને જગાવો છો, રૂડી આશીષ ભોગવજો ! (૬)

ઘણેરાં પુસ્તકો જોયાં, ભર્યો ભંડાર તમ રાજ્યે;
મગજને તાઝગી દેતાં, ઉમંગ, ઉલ્લાસ, શાન્તિયે. (૭)

ચહો જો જ્ઞાન સમૃદ્ધિ, વસી રહેજો વટોદરમાં;
સફળતા ત્યાં અનુભવશો સેન્ટ્રલ લાયબ્રેરીમાં. (૮)

શિખાશે પાઠ શાન્તિના, વળી અજોડ સેવાના;
બતાવે માર્ગ રાહતના, દિગંત ઓવાર આશાના. (૯)

ફુલાવે ઉર વાડીને, હુલાવે મન ગગનને;
સુવાસિત ધાર વરસાવે, પુલકિત દિલડું કરીને. (૧૦)

અજબ રસ વાનગી પીરસે, હૃદય ચેતન બક્ષીને;
નમાવું શીર એવાંને, ફુલારા પુસ્તક ચરણે. (૧૧)

મુ. સંદેસર,
તા. આતરસુંબા,

ચીમનલાલ ચુનીલાલ શાહ.
મુ. શિ. સ. ગુ. શાળા

# ગ્રામ્યજનોની સાચી સેવા

[ લેખક : ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા ]

ગામડાંઓ અને ગ્રામ્યજનોની સેવા શી રીતે થઇ શકે એ માટે દેશના મહારથીઓ આજ જુદી જુદી દૃષ્ટિએ વિચારણા કરી રહ્યા છે. 'સાચું ભારતવર્ષ ગામડાંઓમાં છે, Back to Villages–ગામડાંઓમાં પાછાં જાઓ, ગ્રામ્યોદ્ધાર કરો ' આવી આવી વાતો આપણે અનેક વખત સાંભળીએ છીએ, વાંચીએ છીએ, અને એ વિષે ચર્ચાઓ પણ કરીએ છીએ. પણ પ્રશ્ન એ ઉઠે છે કે આજદિન સુધીમાં કેટલા કાર્યકરો ગામડાંઓમાં જઇને બેઠાં ? કેટલાંઓએ ગ્રામ્યોદ્ધારની યોજના અમલમાં મેલી ? કેટલાંએ ગામડાંઓના પ્રશ્નોમાંથી એકાદ પ્રશ્ન લઇ એને પોતાનો કરી લીધો ? આ સવાલો પૂછવા જેવા છે અને એના જવાબો પણ જાણવા જેવા હશે જ. પણ ' **પુસ્તકાલય** 'માં આપણે ગામડાંઓની પ્રજા આજે શું વાંચે છે એટલું જ ચર્ચીએ તો ઇષ્ટ છે અને તેમાંય છેલ્લાં વીસ વર્ષથી ગ્રામ્યજનોની રેલગાડીની મુસાફરી વધતી ગઇ છે એ વખતે રેલ્વેનાં સ્ટેશનો ઉપર કેવા પ્રકારનું વાચન મળે છે એજ પ્રશ્ન પર આજે વિચારણા. કરી એ વિષે કંઇ વ્યવસ્થા થઇ શકે તો ઠીક એજ દૃષ્ટિએ આ થોડા શબ્દો ' **પુસ્તકાલય** ' માટે લખી મોકલું છું.

ગયે અઠવાડિએ હું વડોદરા આવ્યો એ વખતે રાજકોટ ટાઉન અને રાજકોટ જંક્શન પર જે પ્રકારનું અશ્લીલ સાહિત્ય વેચાતું જોયું એથી બહુ જ ખેદ થયો. પ્લૅટફૉર્મ પર પુસ્તકો વેચનારા, સ્ત્રી પુરૂષનાં તદ્દન નગ્ન અવસ્થાનાં ચિત્રોવાળાં પુંઠાં જે પુસ્તકોનાં છે એવાં પુસ્તકો હાથમાં લઇ વેચનાર છોકરાઓ ડબ્બે ડબ્બે બારી પર ઉભા રહી એ પુસ્તકો હજારો ગ્રામ્યજનોને બતાવે છે, તેમજ સ્ટેશન પર હાથ ગાડીઓમાં બીજાં પુસ્તકો સાથે એ પુસ્તકો સહુ કોઇ જોઇ શકે એ રીતે મૂકે છે. ગાડીના જે ડબ્બામાં ભાઇઓ બહેનો સાથે બેઠાં હોય એ ડબ્બાની બારી આગળ એ નગ્ન ચિત્રોવાળાં પુસ્તકોનું ન્હાનકડું પ્રદર્શન ભરાય એમાં મને આખાય કાઠિયાવાડની ' બેશરમી ' દેખાઇ આવી. રાજકોટના મિત્રોને મ્હેં એમની આ શરમ પર લક્ષ આપવા કહ્યું. બીજા પ્રાંતનો કોઇ પણ સભ્ય પુરૂષ આ પ્રાંતમાં આવે તો તેને કાઠિયાવાડની આ પ્રકારની બેશરમી પર જરૂર તિરસ્કાર આવે. એ મિત્રોએ મ્હને કહ્યું કેઃ " આ અમારી હદ નથી એથી અમે શું કરી શકીએ ? " મેં એમને સમજાવ્યા " હદ સ્ટેટની હો કે એજન્સીની હો તો પણ તમારે તો આને માટે જરૂર કંઇક પગલાં ભરવાં જોઇએ. જેની હદ હોય એમને એક પત્ર લખી પ્રજા જીવનને શરમાવનારાં આવાં પ્રદર્શન પહેલી તકે બંધ કરવાની વિનંતિ કરવી, આગ્રહ કરવો; ગમે તે ઉપાયે આ પ્રકારનાં પુસ્તકો સ્ટેશનોનાં પ્લૅટફૉર્મ પર વેચાતાં અટકાવવાં જોઇએ. "

મિત્રોને આ રીતે કહી હું આ વિષયમાં કંઇ કરી શકું કે નહિ એની વિચારણા મેં પણ કરી જોઇ. વર્ષોથી રેલગાડી પર વેચાતાં ' ગજરામારૂ ' અને ' સદેવંત શાવળીંગા ' વગેરે પ્રકારનાં પુસ્તકોને બદલે પ્રજાને સસ્તી કિંમતે આપણે શિષ્ટ વાંચન આપી શકીએ કે કેમ એ વિચાર તો હું કરી રહ્યો હતો; પણ આજે **' દંપતી શાસ્ત્ર '** અને **' કોક શાસ્ત્ર '**નાં આ રીતે થતાં વેચાણ શી રીતે અટકી શકે એવી વિચારણામાં એક યોજના મ્હને સુઝી છે: તે એ કે મહારાષ્ટ્રમાં જેમ એક આના માળા અને બે આના માળા છે તેવી એક આના માળા અને બે આના માળાની યોજના શરૂ કરવી જોઇએ. મહાગુજરાતના સારા સારા લેખકો પાસે ન્હાની ન્હાની નવલિકાઓ લખાવીને આ પ્રકારનું પ્રકાશન પુસ્તકાલય સહાયક સહકારી મંડળ જેવી સંસ્થા ઉપાડી લેય તો એમાં લાખો ગ્રામ્યજનોની સેવા થઇ શકે તેમ છે.

રેલગાડીનો પ્રવાસી એક આનો અથવા બે આના પ્રવાસમાં ખર્ચી નાખવામાં લેશપણ આનાકાની કરતો નથી. ઘણાઓ તો કંઇ ને કંઇ ગાડીમાં વાંચવા જોઇએ એ દૃષ્ટિએ એક આનો ખરચી જે આવ્યું તે અને જે પ્રકારનું મળે તે લઇને પણ સમય પસાર કરવા વાંચે છે. આવી એક નહિ પણ અનેક વ્યક્તિઓ હોય છે. આ પ્રકારના મોટા સમૂહને સારૂં વાચન આપી શકાય તો એમાં મને પોતાને તો બહુ ઉંચા પ્રકારની સેવા દેખાય છે. જો પુસ્તકાલય સહાયક સહકારી મંડળ જેવી સંસ્થા આ કાર્યને ઉપાડી લેય તો મારી સેવા હું આ વિષયમાં આપવામાં રાજી થઇશ.

દર અઠવાડિયે લાખો નકલ છપાવી એક આના અથવા બે આનાની કિંમત રાખીને ન્હાની ન્હાની નવલિકાઓનો જો પ્રચાર કરવામાં આવે તો આજે જે અનિષ્ટ પ્રકારનું સાહિત્ય રેલ્વેનાં સ્ટેશનોએ ગંદું વાતાવરણ ફેલાવી રહેલ છે એ સ્થિતિમાં પલટો આવશે. પરિણામે ઠેઠ ગામડાંઓ સુધી સસ્તા ભાવે મળતી આ વાર્તાઓ પહોંચશે. આ વાર્તાઓ સાદી અને સરળ ભાષામાં હોવી જોઇએ: સાથે સાથે એમાં ગ્રામ્યજીવનના પ્રશ્નોનો ઉકેલ થાય એવી વસ્તુ ગુંથણી પણ થવી જોઇએ.

ગુજરાતમાં રાષ્ટ્રીય મહાસભા ભરાય છે એવે વખતે મહાગુજરાતનું હિત જેને જેને હૈડે વસી રહ્યું છે એવા આપણા કાર્યકરો એકત્ર થઇને આટલું કરે એવું કોણ નહિ ઇચ્છે ?×

× આ લેખ ફેબ્રુઆરીના ખાસ અંક માટે લખાઇ આવેલો પણ મોડો પડવાથી તેમાં ન લેવાઇ શકેલો.

# જ્ઞાનપ્રચાર

**જીવનના** વિકાસ માટે જ્ઞાનની જરૂર છે. તે મેળવવા માટે લખી વાંચી જાણનાર શહેર અને ગામડાંમાં રહેનાર ભાઈબ્હેન પોતપોતાની રીતે પ્રયત્નો કરે છે. પણ આપણા વિભાગમાં હજુ એવાં ઘણાં ભાઈબ્હેનો છે કે જેઓ સમજપૂર્વક જરા જેટલુંએ લખી વાંચી જાણતાં નથી. જેઓ જરાતરા વાંચી જાણે છે, તેમને વાંચવાને સારૂ **સારાં** પુસ્તકો, છાપાંઓ ને માસિકો ભાગ્યેજ મળે છે. આ અંધકારભરી સ્થિતિમાં પહોંચાડી શકાય તેટલો પ્રકાશ પાડવાની આ **"જ્ઞાનપ્રચાર"**ની યોજના છે.

આ યોજનામાં ભાગ લેવા માટે—સાથ આપવા માટે સેવાના કામમાં પરોવાયેલાં કેટલાંક ભાઈબ્હેનોને નિમંત્રણ આપવામાં આવેલું છે, તેના જવાબમાં લગભગ બધાં બ્હેનોભાઈઓએ "જ્ઞાનપ્રચાર"ના કામમાં સાથ આપવાનું સ્વીકાર્યું છે, તે ખુશ થવા જેવું છે.

થોડાએક ભાઈઓ તો પોતાની રીતે આ જ્ઞાનપ્રચારનું કામ કરી પણ રહ્યા છે. તેમની રીતો અને થતું કામકાજ જાણવાજેવાં છે; પણ તે તો સગવડે નજરે જોવાનાં મળે. દરમિયાન તેમની કેટલીક હકીકત અહીં રજુ કરવાથી આ દિશામાં કામ કરનાર ભાઈબ્હેનોને તેનો કંઈક ખ્યાલ આવી શકશે. એને આપણે અભ્યાસ મંડળ કે વાંચન વર્ગના નામથી ઓળખીશું.

**અભ્યાસ મંડળો**

. એક ભાઈ આપણી પુરાતની કથાવાર્તાના રસિયા છે. તે રાત્રે દેવમંદિરમાં આરતી પછી બેસે છે અને આ પુરાણ કથાને શ્રી નાનાભાઈનાં પાત્રોમાંથી આ જમાનાને બંધબેસતી કરી નવું વાતાવરણ સર્જે છે. આથી ધર્મની સાંકડી મનોવૃત્તિમાં ફેર પડે છે, અને સાથે સાથે "શું ખરી હકીકત આમ છે ?" એની વિચારશક્તિ જાગે છે, અને પરિણામે અંધશ્રદ્ધામાંથી વિજ્ઞાન તરફ વળે છે. આ રીત ગામડામાં બેસતા માણભટ્ટને મળતી છે. તે કયાંક કયાંક રહી છે. તેને આવી રીતે ફરીથી સજીવન કરી શકાય.

એક ભાઈ ભજન અને કીર્તનકાર છે. તે ગ્રામ્ય જીવનનાં ભજનો અને કીર્તનો ગાય છે અને મંડળીઓમાં ગવરાવે છે. આ પણ જ્ઞાનપ્રચારનું એક અંગ છે. કંઠમાં ઉતરી ગયેલું જ્ઞાન લાંબો વખત ટકે છે, અને તેની અસર ધીમે ધીમે પણ રૂઢ થતી જાય છે. પણ આવું ગીતસાહિત્ય સહુને સુલભ નથી. તે કેળવવા માટે સૌએ પ્રયત્ન કરવાનો છે.

ચલચિત્રો અને દિવાલચિત્રો જ્ઞાનપ્રચારમાં ઠીકઠીક મદદ કરી શકે છે. આ ચિત્રો નાણાંની સગવડ પ્રમાણે મેળવી શકાય. પણ કામ કરનાર ભાઈને થોડું એવું જો ચિત્ર કાઢવાનું જ્ઞાન હોય, તો દિવાલચિત્રો બહુજ થોડા ખર્ચે તૈયાર કરી શકે. આવાં ચિત્રો રસ્તે ચિતર્યાં હોય તો જાણે- અજાણે ઘણાં માણસો પર તેની અસર થાય છે; દિવાલચિત્રોની જેમ દિવાલસૂત્રો, દિવાલ પર લખેલી કહેવતો, ને સૂચનાઓથી પણ જ્ઞાનપ્રચાર થાય છે, એવો એક શિક્ષકભાઈનો અનુભવ છે.

એક ભાઈ ગ્રામ્ય પુનર્ઘટનાનું મંત્ર લઈને ગ્રામસેવક બનીને બેઠા છે. તેઓ

ઉત્પાદક ઉદ્યોગના કામ સાથે જ્ઞાનપ્રચારનું કામ પણ કરી રહ્યા છે. હાથપગ ચલાવતાં ચલાવતાં તેઓ કંઇ કંઈ વાતો સંભળાવી શકે છે. આ વાતો સાંભળવાને બ્હાને આવતા કેટલાક વૃદ્ધો અને જુવાનો ત્યાં બેઠા બેઠા હાથપગ હલાવતા થાય છે, જે બેકાર છે તેમને ધંધો મળે છે, અને જ્ઞાનપિપાસુ છે તેને નવીન જ્ઞાન મળે છે. આ ભાઇએ ગ્રામ પુસ્તકાલય પણ મદદ મેળવીને વસાવ્યું છે. એમને શ્રદ્ધા છે કે કામ કરનારને મદદ મળી જ રહે છે.

જ્ઞાનપ્રચારના કામમાં શિક્ષક ભાઈબ્હેનો વિશેષ પ્રમાણમાં મદદ કરી શકે છે. તેમનો ધંધો જ્ઞાનપ્રચાર કરવાનો જ છે. પણ આજે તો ઘણે ભાગે એમનો ધંધો મર્યાદિત એટલે કે નિશાળના ઓરડામાં અને તે પણ ઠરેલા પાંચ કે છ કલાક પૂરતો જ બન્યો છે. બાળકોને પરીક્ષામાં પાસ કરાવવાં એટલું જ ધ્યેય જો શિક્ષક ભાઇ બ્હેનોએ રાખ્યું હોય, તો તેને જ્ઞાનપ્રચાર નહિ કહેવાય. જ્ઞાનની ભૂખ લગાડવી, નવું નવું જાણવાની જીજ્ઞાસા કેળવવી, એ ધ્યેય હોવું જોઇએ.

જ્ઞાનપ્રચારના સંબંધમાં પુસ્તકો, માસિકો, પત્રો એ પ્રથમ જરૂરીયાત છે એ વાત સાચી છે, પણ **કઇ જાતના જ્ઞાનનો પ્રચાર પ્રધાન ગણવો એ પ્રથમ નક્કી કરવાનું છે.** આજે તો પુસ્તકો, પત્રો, ઢગલાબંધ બહાર પડે છે. એ બધાં મેળવી શકાય નહિ. વળી એ દરેકમાં કંઇ ને કંઇ નિરનિરાળું કે અસંગત હોય, તેમાં નવા અભ્યાસીની ચાંચ પણ ન ખૂડે. જેઓ સમજપૂર્વક વાંચી શકે તેવી શક્તિવાળા છે તેઓ તો પોતાને ગમતું સાહિત્ય જ્યાં ત્યાંથી મેળવી જ લે છે, પણ આ પ્રશ્ન બહુ સારી રીતે સમજપૂર્વક ન વાંચી શકે તેવાં જુવાન માણસો માટે ખાસ વિચારવા જેવો છે.

ગુજરાતભરમાં પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપનાર શ્રી મોતીભાઈ અમીને શિષ્ટ વાચનની પરીક્ષા લેવાની પદ્ધતિ પ્રચલિત કરી છે, એમાંથી ઘણું લેવાનું છે. ફરતાં પુસ્તકાલયની પેટીઓ પણ ઉપયોગી છે. નાની ઉંમરનાં બાળકો માટે, મોટી ઉંમરના જુવાન ભાઇબ્હેનો માટે, વાનપ્રસ્થ જેવાં ભાઇબ્હેનો માટે, શહેરમાં તથા ગામડાંમાં રહેનારાંઓ માટે જુદી જુદી જાતનાં સાહિત્યો હોવાં જોઇએ. જ્ઞાનપ્રચારની દૃષ્ટિ સૌના વિષે સમાન હોય, પણ સાધનો સૌને માટે સમાન ન હોય.

આ સંબંધમાં જ્ઞાનપ્રચાર માટે જ્યાં જ્યાં જે જે જાતના પ્રયોગો જે જે રીતે જેઓ કરી રહ્યાં હોય તે સૌ ભાઈબ્હેનો પોતાનો અનુભવ જણાવે. કઇ જાતનું સાહિત્ય પોતાના ક્ષેત્રમાં વધારે વપરાયું છે ? જ્ઞાનપ્રચારના સંબંધમાં પોતાના... ક્ષેત્રનો ઝોક કઈ બાબતમાં વળેલો છે ? તેને કઇ તરફ વાળવો છે ? એ માટે પોતાની પાસે શાં સાહિત્ય છે ? નવું શું જોઇએ જે પોતે પોતાના ક્ષેત્રમાંથી મેળવી શકે તેમ નથી ? તે બાબતમાં છૂટથી વિચારની આપલે કરવાથી આપણે કામમાં સરલતા સાધી શકશું.*

**અમરેલી,** **કરસનદાસ ચીતલીયા.**
તા. ૧૯—૨—૩૮

---

* ગત ફેબ્રુઆરીમાં ગોખલે જ્ઞાન મંદિરના આશ્રયે અમરેલીમાં ઉજવાયલી શ્રી ગોખલે જયંતિ પ્રસંગે છપાયલી ને વહેંચાયલી પત્રિકા.

# હિંદી કૉપીરાઈટનો કાયદો

૧. પુસ્તકાલય માસિકના સને ૧૯૩૮ ના જાન્યુઆરી માસના પાન ૧૭ ઉપર વિચાર ચંક્રમણ અંક ૨ માં, પુસ્તકો સંબંધી કૉપીરાઈટનો કાયદો શું છે. તેની પ્રસિદ્ધિ મળવાની જરૂર જણાવવાથી, અને કૉપીરાઈટ કાયદાના કેટલાક મુદ્દાની સ્પષ્ટતા થવાની તેમને આવશ્યકતા જણાયાથી, પુસ્તકાલયમાં રસ લેતા એક ભાઈની સૂચના ઉપરથી, કૉપીરાઈટના કાયદા સંબંધે કંઈક લખવાનું ઉચિત ધાર્યું છે.

૪. કૉપીરાઈટ ઍક્ટને " **પ્રત હક્ક સંબંધી નિબંધ** " કહેવામાં આવે છે. પ્રત હક્ક સંબંધી નિબંધ પ્રથમ સને ૧૯૧૧ માં પાર્લામેન્ટના કૉપીરાઈટ ઍક્ટ તરીકે અમલમાં આવ્યો. સને ૧૯૧૧ નો પ્રત હક્ક સંબંધી નિબંધ બ્રિટિશ હિંદુસ્થાનમાં લાગુ કરતી વખતે તેના ઠરાવોમાં ફેરફાર તથા વધારો કરવાનો નિબંધ સને ૧૯૧૪ માં અમલમાં આવ્યો.

૩. બ્રિટિશ હિંદુસ્થાનનો " સને ૧૯૧૪ નો ૩ જો ધી ઇન્ડીયન કૉપીરાઈટ ઍક્ટ " વડોદરા રાજ્યને કેટલાક નામ હોદ્દા વગેરેના ફેરફાર સાથે ન્યાયમંત્રી કચેરી જાહેરાત અંક ૮ તા. ૧૯–૬–૩૧ થી, તા. ૧ ઑગસ્ટ ૧૯૩૧ થી લાગું કરવામાં આવ્યો છે.

૪. કોઈપણ સાહિત્યની, નાટકની, સંગીતની તથા કલાત્મકની મૂળ કૃતિની બાબતમાં ( ૧ ) નામદાર શહેનશાહના મુલકોના ભાગોમાં પ્રસિદ્ધ થયેલી હોય તો ( ૨ ) અપ્રસિદ્ધ હોય તો તે બનાવતી વખતે તેના કર્તા બ્રિટિશ રૈયત હોય તો અગર તો શહેનશાહના મુલકોના સદર ભાગોમાંનો રહીશ હોય તો, નિબંધના ઠરાવોને પાત્ર રહીને પ્રત હક્ક રહેશે.

૫. " પ્રત હક્ક "નો અર્થ ( ૧ ) કૃતિ અગર તેનો કોઈપણ મહત્ત્વનો ભાગ ગમે તેવા કોઈપણ મૂર્ત રૂપમાં બનાવવાનો અગર ફરી બનાવવાનો, ( ૨ ) કૃતિ અગર તેનો કોઈપણ મહત્ત્વનો ભાગ જાહેરમાં ભજવી બતાવવાનો, ( ૩ ) અગર કોઈપણ ભાષણની બાબતમાં તે ભાષણ અગર તેનો મહત્ત્વનો ભાગ જાહેરમાં આપવાનો **અનન્ય હક્ક** એવો થાય છે.

૬. પ્રત હક્કમાં ( ૧ ) તે કૃતિનો કોઈપણ તરજૂમો કરવાના, ફરી ના કરવાના, ભજવી બતાવવાના અથવા પ્રસિદ્ધ કરવાના,

( ૨ ) નાટકની કૃતિની બાબતમાં સદરહુ કૃતિને નવલકથાનું અગર નાટક ન હોય એવું બીજું સ્વરૂપ આપવાના,

( ૩ ) નવલકથા અગર નાટક ન હોય એવી બીજી કૃતિની અથવા કોઈ કલાત્મક કૃતિની બાબતમાં, તેવી કોઈ કૃતિનો જાહેરમાં પ્રયોગ કરી બતાવીને, અગર બીજી રીતે નાટકનું સ્વરૂપ આપવાના,

( ૪ ) સાહિત્યની, નાટકની, અગર સંગીતની કૃતિની બાબતમાં, બનાવટ વડે તે કૃતિ યાંત્રિક રીતે ભજવી બતાવવામાં આવે અથવા આપવામાં આવે એવી કોઇપણ યાંત્રિક નોંધ ( record ), યાંત્રિક છિદ્રવાળી વિટાળા કરેલી નોંધ ( perforated roll ) ચલચિત્રનું ચિત્રપટ ( film ) અગર બીજી બનાવટ કરવાના અનન્ય હક્કનો સમાવેશ થાય છે.

૭. કોઇ કૃતિના પ્રત હક્કના માલીકને, જે કાંઈ કરવાનો અનન્ય હક્ક કૉપીરાઇટના કાયદાથી આપ્યો હોય, તેવું કાંઇપણ કૃત્ય જે કોઈ શખ્સ પ્રત હક્કના માલીકની સમ્મતિ સિવાય કરશે તેણે તે કૃતિના પ્રતહકકનું ઉલ્લંઘન કર્યું છે એમ સમજવું; પરંતુ તેના અપવાદ નીચે પ્રમાણે છે:—

( ૧ ) ખાનગી અભ્યાસ, સંશોધન, ટીકા, સિંહાવલોકન, અથવા વર્તમાનપત્ર માટે સારાંશ કરવા સારૂ કોઇ કૃતિનો વ્યાજબી ઉપયોગ કર્યાથી,

( ૨ ) જ્યારે કોઇ કલાત્મક કૃતિનો કર્તા તે કૃતિના પ્રત હક્કનો માલીક ન હોય ત્યારે, તે કર્તાએ તે કૃતિના મુખ્ય ઘાટની, પ્રતિકૃતિ અથવા નકલ ન થાય તેવી રીતે તે કૃતિના માટે બનાવેલા કોઇ બીબાનો, ભરતનો ( cast ), આકૃતિ ( sketch )નો, નકશા ( plan )નો, નમુનાનો, અગર કાચી આકૃતિ (study)નો ઉપયોગ કર્યાથી,

( ૩ ) શિલ્પકલા અગર કલાત્મક હુન્નરની કૃતિ, જો કોઇ જાહેર અથવા ઇમારતમાં જાથુકની રાખેલી હોય તો તેનાં ચિત્રો, ચિત્રપત્રો ( Drawings ) કોતરકામો અગર છબીઓ બનાવવાથી અગર પ્રસિદ્ધ કર્યાથી,

( ૩ ) જે સાહિત્યની કૃતિઓના સંબંધમાં પ્રત હકક હોય, પણ જે કૃતિઓ નિશાળોના ઉપયોગ માટે પ્રસિદ્ધ થઇ ન હોય, એવી પ્રસિદ્ધ થએલી સાહિત્યની કૃતિઓમાંથી ટુંકા ફકરાઓ પ્રસિદ્ધ કરવાથી; પરંતુ પાંચ વર્ષમાં તેના તેજ પ્રસિદ્ધકર્તાએ એકના એક જ કર્તાની કૃતિમાંથી એવા બેથી વધારે ફકરાઓ પ્રસિદ્ધ કરેલા હોવા ન જોઇએ, તથા જે કૃતિઓમાંથી એ ફકરાઓ લીધા હોય તે કૃતિનું નામ તેણે આપેલું હોવું જોઇએ.

( ૫ ) જાહેરમાં આપેલા ભાષણનો હેવાલ વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ કરવાથી પ્રત હક્ક ઉલ્લંઘનનો ગુન્હો થતો નથી; પરંતુ હેવાલ લેવાની મનાઇ કરી હોય તો પ્રતહક્કનું ઉલ્લંઘન કર્યું ગણાશે.

( ૬ ) કોઇ પ્રસિદ્ધ થયેલી કૃતિમાંનો કોઇ વ્યાજબી ઉતારો, કોઇ એક શખ્સે જાહેરમાં વાંચ્યાથી અથવા મોઢે બોલી જવાથી,

પ્રતહકકનું ઉલ્લંઘન થએલું ગણાતું નથી.

૮. જે કૃતિ પ્રતહક્કનું ઉલ્લંઘન કરનારો છે, અગર જે કૃતિથી પ્રતહક્કનું ઉલ્લંઘન થશે એમ જાણવા છતાં કોઇ શખ્સ,

(૧) તે વેચે, ભાડે આપે, અગર ધંધા તરીકે વેચવા અગર ભાડે આપવા માટે ખુલ્લી મૂકે અથવા માંડે, અગર

(૨) ધંધાના કારણ સારૂ અગર પ્રતહક્કના માલીકને નુકશાન થાય તેટલે દરજ્જે વહેંચે, અગર

(૩) ધંધાના કારણ સારૂ જાહેરમાં પ્રદર્શિત કરે, અગર

(૪) વેચવા માટે અગર ભાડે આપવા માટે આયાત કરે તો તેણે પ્રતહક્કનું ઉલ્લંઘન કર્યું છે એમ સમજવું.

૯. જે કોઇ પણ શખ્સ કોઇ પણ કૃતિના પ્રતહક્કની માલીકની સમ્મતિ સિવાય તે કૃતિના જાહેર પ્રયોગ માટે, કોઇ નાટકગૃહનો, અગર રમતગમતની જગ્યાનો પોતાના ખાનગી નફા માટે ઇરાદાપૂર્વક ઉપયોગ કરવા દે તો તેણે પ્રતહક્કનું ઉલ્લંઘન કર્યું છે એમ સમજવું.

૧૦. કોઇ પણ કૃતિનો પ્રતહક્ક તે કૃતિના કર્તાની હયાતિ સુધી તથા તેના મરણ પછી ૫૦ વર્ષની મુદત સુધી અસ્તિત્વમાં રહેશે. ( ૧૯૧૧ )

૧૧. પરંતુ બ્રિટિશ હિંદુસ્થાનમાં પ્રથમ પ્રસિદ્ધ થયેલી કૃતિની બાબતમાં, તે કૃતિ પ્રથમ પ્રસિદ્ધ થયાની તારીખથી માત્ર દશ વર્ષની મુદત સુધીજ, તે છાપવાના, ફરી કાઢવાના, ભજવી બતાવવાના અથવા તેનો તરજૂમો પ્રસિદ્ધ કરવાના, અનન્ય હકકનો તે પ્રતહક્કમાં સમાવેશ થશે. ( ૧૯૧૮ )

૧૨. સામાન્ય રીતે કોઇ પણ કૃતિનો કર્તા, તે કૃતિના પ્રતહક્કનો પ્રથમ માલીક ગણાશે; પરંતુ—

(૧) જ્યારે કોઇ કોતરકામની, છબીની, અથવા પ્રતિમા ( portrait )ની, તકતી અથવા બીજી અસલ બનાવવા માટે કોઇ બીજા શખ્સે ફરમાવ્યું હોય, અને તે ફરમાન મુજબ કિંમતી મોબદલો લઇને તે બનાવી હોય ત્યારે, વિરૂદ્ધ કરારના અભાવે, એવી તકતી અથવા અસલ બનાવવાનું ફરમાવનાર શખ્સ પ્રતહક્કનો પ્રથમ માલીક થશે.

(૨) કર્તા, નોકરીના અગર ઉમેદવારીના કરાર અન્વયે, બીજા શખ્સની નોકરી કરતો હોય તે દરમ્યાન, અને તે નોકરીના અંગે કોઇ કૃતિ બનાવવામાં આવી હોય તો તે કૃતિનો પ્રથમ માલીક નોકરી રાખનાર શખ્સ થશે, પરંતુ

(૩) જ્યારે તેવી કૃતિ, વર્તમાનપત્ર, ચોપાનીયાં, માસિક, અઠવાડિક વગેરે માટે

લખેલો લેખ હોય, તો વિરૂદ્ધ કરારના અભાવે, તે લેખ, વર્તમાનપત્ર, ચોપાનીયાં, અગર એવા નિયત કાલના ભાગ સિવાય, બીજી રીતે, પ્રતિબંધ કરવાનો, કર્તાનો હક્ક છે એમ સમજવું.

## દિવાની રાહે દાદ

૧૩. કોઈ કૃતિના પ્રતહક્કનું ઉલ્લંઘન કરવામાં આવે ત્યારે, તે પ્રતહક્કના માલીકને, કોઇ પણ હક્કના ઉલ્લંઘન માટે કાયદા પ્રમાણે મળનારી અથવા મળી શકે એવી તાકીદરૂપે, મનાઇરૂપે, નુકશાનીરૂપે, હિસાબ રીતે અગર બીજી રીતે દાદ લઇ શકાય એમ હોય તો, સઘળા પ્રકારની દાદ લેવાનો હક્ક છે.

૧૪. જે કૃતિનો પ્રત હક્ક અસ્તિત્વમાં હોય તે કૃતિની, ઉલ્લંઘન કરનારી સર્વ પ્રતો, અને ઉલ્લંઘન કરનારી પ્રતો બનાવવા માટે વાપરેલી અગર વાપરવા ધારેલી, સર્વ તકતીઓ, તે કૃતિના પ્રત હક્કની માલીકની મિલ્કત ગણાશે, અને તેથી સદરહુ માલીક તેનો કબજો મેળવવા માટે અથવા તેમાં કરવામાં આવેલા સ્વરૂપાન્તરના સંબંધમાં કામ ચલાવવા માટે મુખત્યાર છે.

૧૫. જ્યારે કોઇ ઇમારત અથવા બાંધકામ જે કોઇ બીજી કૃતિના પ્રત હક્કનું ઉલ્લંઘન કરતું હોય અગર પુરૂં થયે ઉલ્લંઘન કરે એવા સ્વરૂપનું હોય, તો તે પ્રત હક્કના માલીકને, તે ઇમારત અગર બાંધકામ બંધાતું અટકાવવાનો, અગર તેને તોડી પાડવાનો, તાકીદ હુકમ અગર મનાઇ હુકમ મેળવાનો હક્ક છે એમ સમજવું નહિ.

## મુદત

૧૬. પ્રત હક્કનું ઉલ્લંઘન કરવા બાબતનું કોઇ કામ એવું ઉલ્લંઘન થયા પછીના તરતનાં ત્રણ વર્ષ વિત્યા બાદ શરૂ કરવું નહિ.

## સંયુકત કર્તાઓના પ્રતહક્ક બાબત

૧૭. કર્તાઓએ સંયુકત રીતે કરેલી કૃતિનો પ્રત હક્ક, જે કર્તા પહેલાં મરણ પામે તેની જીંદગી સુધીનો, તથા તેના મરણ પછી પચાસ વર્ષની મુદત સુધી, અગર જે કર્તા છેલ્લો મરણ પામે તેની જીંદગી સુધીની મુદત, એ બેમાંથી જે મુદત વધારે લાંબી હોય તેટલી મુદત સુધી અસ્તિત્વમાં રહેશે. ( ૧૯૧૧ )

૧૮. કોઇ સાહિત્યની, નાટકની, સંગીતની, અગર કોતરકામની કૃતિના સંબંધમાં, તેના કર્તાના મરણ વખતે, અગર સંયુકત કૃતિના સંબંધમાં તેનો જે કર્તા છેલ્લો મરણ પામે તે વખતે અગર તેની તુર્ત પહેલો, પ્રત હક્ક અસ્તિત્વમાં હોય, પણ તે કૃતિ પ્રસિદ્ધ થયેલી ન હોય, તે કૃતિ નાટકની કે સંગીતની હોય તો, તે તારીખ પહેલાં તેનો જાહેર પ્રયોગ થયેલો ન હોય, તેવે પ્રસંગે તેનો પ્રત હક્ક તે પ્રસિદ્ધ કરવામાં આવે અગર ભાષણની બાબતમાં તે જાહેરમાં

આપવામાં આવે, એ પૈકી જે બનાવ બને ત્યાંસુધી, અને તે પછી પચાસ વર્ષની મુદત સુધી અસ્તિત્વમાં રહેશે.

૧૯. કાયદાની ભાષા એ સાહિત્યની ભાષા નથી, કાયદાની ભાષા નીરસ હોય છે; છતાં સામાન્યતઃ જનસમાજને સમજાય તેવી સરળ ભાષામાં જરૂરીયાત જેટલી હકીકત રજુ કરવામાં આવે છે. તા. ૨૦–૨–૩૮.

કોઠી નજીકઃ
વડોદરા. } વકીલ હાથીભાઈ અમથાભાઇ પટેલ.

—✠—

## વસન્ત

( ગરબો–તાલ : દાદરો )

વસન્ત વિશ્વ પેલી, આવી અલબેલી
સખી વિકસાવે પુષ્પ એ ઉલ્લાસનાં.......(૨)

તરૂવરો હસી હસી લીએ છે હાથ તાળીઓ.
નવલ પલ્લવીની વાટડી જુએ છે ડાળીઓ,
કોકીલા ટહુકે દૂર કુંજમાં....................વસન્ત

સાખી

રંગ ગુલાલ ઉડે અતિ, શુભદિન સ્હેજ મનાય,
હૈડાં ઊછળે હર્ષમાં, વિવિધ કુસુમ વિકસાય.

ખરે ખીલી વસંત વિશ્વ વાટિકા, લલાટિકા,
સોહે ભૂમિ તણા એ ભાલમાં....................વસન્ત.

તા. ૫–૨–૩૮ ના રોજ વસન્ત પંચમી–પુસ્તકાલય પર્વણી પ્રસંગે બાળાઓએ ગાઇ બતાવેલ.

ખુદાબક્ષ અલીભાઇ શેખ.
આસિ. માસ્તર સ. ગુ. કન્યાશાળા
સિદ્ધપુર

# ગ્રામ પંચાયતો અને પુસ્તકાલય

[ લેખકઃ—વ્રજલાલ દ. મહેતા, ભલગામ. ]

**પંચાયત** જો ધારે તો પોતાના ગામની સુંદર સેવા કરી શકે તેવી સંસ્થા છેઃ માત્ર પંચાયતના અધ્યક્ષ અને સભ્યો કાર્યપરાયણ અને સેવાભાવી હોવા જોઇએ.

પંચાયતને કરવાનાં કામોમાં ઘણાંખરાં એવાં હોય છે કે જે લોકસમૂદાયને ખાસ ઉપયોગનાં હોય.

જીવનની સાચી જરૂરિયાત સમા અક્ષરજ્ઞાન–કેળવણીની સંસ્થા શાળા ઉપર પણ પંચાયતે ધ્યાન આપવાનું હોય છેઃ શાળાના શિક્ષકને થતી અડચણો, વગેરે બાબતોનો નિકાલ લાવવાને પણ પંચાયતને અધિકાર હોય છે.

અને શાળાને અંગે જ ચાલતું ગામડાંનું ગ્રામપુસ્તકાલય પણ શાળા કરતાંય વધારે સંગીન સ્થિતિમાં ચાલે છે કે કેમ, લોકો તેનો લાભ લે છે કે કેમ, વગેરે પંચાયતે જોવાનું રહે છે.

હાલ તો લોકમદદ પુસ્તકાલયને મળે તેમાંથી અર્ધો ભાગ કાયમફંડમાં મૂકવામાં આવે છે, અને બાકીની રકમમાંથી બજેટ બનાવાય છે. લોકમદદ ૫૦ રૂ. થાય ત્યારે ૨૫) કાયમફંડમાં મૂકાય અને ૨૫) નું બજેટ બનાવાય. તેમાં ૨૫) લોકમદદ પર ૨૫) સરકારમદદ, ૨૫) પ્રાંત પંચાયત મદદ અને ૨૫) ગ્રામ પંચાયત મદદ મળી લોકમદદથી કુલ ચાર ગણી રકમ થાય છે.

ગ્રામ પંચાયત પોતાની હદમાં રહીને લોકમદદ જેટલી રકમ પુસ્તકાલયને આપી શકે છે.

કેટલેક સ્થળે એવું બને છે કે લોકમદદ ૩૦) રૂ. થઇ હોય તેમાંથી ૧૫) કાયમ ફંડમાં જતાં ૧૫) રૂ. નું બજેટ બનાવાયું હોય. તેમાં પંદર રૂપિયા ગ્રામપંચાયતે મદદ આપવી જોઇએ, તેને બદલે માત્ર પાંચ રૂપિયા કે ૭ રૂપિયા જ મદદ અપાય છે. પંચાયતને નિયમથી બાધ ન આવતો હોય યાને ૧૦ ટકાથી વધુ રકમ ન થતી હોય તો લોકમદદ જેટલી જ મદદ કરવી એ પંચાયતોની પહેલી ફરજ છે.

પોતાના ગામનું કલ્યાણ કરનારી તમામ સંસ્થાઓને નિભાવવી, સંગીન બનાવવી અને લોકભોગ્ય બનાવવી એ પંચાયતની ખાસ ફરજ છે. બની શકે તેવી રીતે પંચાયતે પુસ્તકાલય જેવી સંસ્થાને વધુ ને વધુ મદદ અપાવવી જોઇએ.

ગામડાંને શાળાની જેટલી જરૂર છે, તેટલી જ પુસ્તકાલયની જરૂર છે. પુસ્તકાલય વિના શાળામાં શિખેલું જ્ઞાન ભૂલાઇ જવાનું. પુસ્તકાલય સુંદર સ્થિતિમાં ચાલતું હશે, લોકો તેનો લાભ લેતા હશે તો તેનું પરિણામ સુંદર આવશે, અને તેનો યશ ગ્રામપંચાયતને અવશ્ય મળશે.

લોકો પાસેથી મદદ મેળવવામાં પણ ગ્રામપંચાયતના અધ્યક્ષ તથા સભ્યોએ

મદદ કરવી જોઇએ. ગામડાંમાં નાની નાની સભાઓ કરીને, વાર પ્રસંગે સમૂહ એકઠો મળ્યો હોય ત્યારે આવી બાબતો ચર્ચા ચલાવીને સમજાવવી જોઇએ, અને પુસ્તકાલય સમી સંસ્થાથી થતા ફાયદા લોકોને સમજાવી પછી તેમની પાસેથી મદદ મેળવવી જોઇએ.

પંચાયતની પોતાની મદદ ઘણી વખત મોડી અપાય છે. જો કે ગ્રામપંચાયતની મદદ જે આવવાની હોય તે પુસ્તકો ખાતે જ રખાવી જોઇએ એટલે પુસ્તકો ખાતે જ ખર્ચવાની હોવાથી કદાચ મોડી આવે તોપણ હરકત ન આવે, છતાંયે બની શકે તો મદદ પુસ્તકાલયોને વહેલી મળી જાય તેવી કાળજી પંચાયતના અધ્યક્ષ રાખે તે ઇચ્છવાયોગ્ય છે.

ગ્રામપંચાયતોને ઘણી વખત પુસ્તકો સરકારમાંથી ભેટ તરીકે મળે છે અને ઘણાંખરાં પુસ્તકો ખરીદાય છે. એક એવો સરક્યુલર છે કે પંચાયત પાસે એવાં પુસ્તકો પડયાં હોય, અને પંચાયતની મરજી હોય તો મે. રા. વહીવટદાર સાહેબની પરવાનગી મેળવીને પોતાના ગામના સાર્વ૦ પુસ્તકાલયને ભેટ તરીકે આપી શકે છે.

પંચાયત પાસે આવેલાં પુસ્તકો પેટીમાં પડી રહે છે. તે સિવાય બીજો ખાસ ઉપયોગ થતો હોય નહિ એ સ્વાભાવિક છે, કદાચ થતો હોય તો પણ પુસ્તકાલયમાં જે રીતે એ પુસ્તક વંચાય તેટલું તો પંચાયત પાસે રહી વંચાય નહિ જ. વળી, આવાં પુસ્તકોમાં ઘણાં એવાં પુસ્તકો હોય છે કે જે પુસ્તકાલયમાં હોતાં નથી. તો બની શકે તો—અને ગ્રામ પંચાયત, પોતાની સ્થાનિક પુસ્તકાલય સંસ્થા પ્રત્યે મમતા ધરાવતી હોય તો જરૂર પોતે પ્રયત્ન કરીને પણ પોતા પાસે રહેલા પુસ્તકોમાંથી બધાં નહિ તો થોડાં આપવા જેવાં જ પુસ્તકો પણ પોતાના પુસ્તકાલયને આપે.

ગ્રામ પંચાયત તો અનેક પ્રકારે લોકસેવા કરી શકે, પોતાના ગામની આવી સાર્વજનિક સંસ્થાઓને ધારે તેટલી ઉન્નત બનાવી શકે, એવું તેમની આગળ સુંદર સેવાનું વિશાળ ક્ષેત્ર છે. પણ તે વિષે હવે પછી—હાલ તો આટલું જ.

—卐—

## જ્ઞાન પરિમલ

( શીખરિણી )

ખીલી વિદ્યા વાડી, જીવન ગૃહની પાસ ફરતી,
ફુલી ફાલી કુંજો, સતત સીંચને જ્ઞાન નીરથી,
ખીલ્યાં પુષ્પો ન્યારાં, પરિમલ ભર્યાં જ્ઞાન રસનાં,
ઘૂમી, ચુંટી, સુંઘું મધુર કુસુમો જ્ઞાન ગ્રહવા.

—આશાદેવી

# પરદેશી સાહિત્ય સૃષ્ટિનું થોડુંક અવનવું

હિંદુ ધર્મની નાલેસી કરતા આર્થર માઈલ્સના પુસ્તક ' ધી લેન્ડ ઑફ ધી લિંગમ્ ( The Land of the Lingam ' ની હિંદમાં આયાત કરવા સામે પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે. કર્તા આ દેશમાં પ્રચલિત અનેક વહેમોનો ન્યાયાધીશ પોતાની મેળે જ બન્યો છે અને હિંદુ ધર્મને, જગતની શરૂઆતથી વહેમોના જાળા તરીકે વર્ણવેલ છે.

' આર્થર માઇલ્સ ' તો તખલ્લુસ છે. લેખિકાનું ખરું નામ ' ગર્વી બેરોન્ટિ ' Gervee Baronte ). તેણે પોતાનું જીવન ચરિત્ર ' લાઇફ એન્ડ લવ્ઝ ઑફ એ પ્રોડિગલ ડૉટર ' ( Life and Loves of a Prodigal Daughter ) નામક પુસ્તકમાં આલેખ્યું છે.

* * *

રામેસિસ ( Rameses ) નું લખેલ રમુજી પુસ્તક ' ઓરિએન્ટલ સ્પૉટ લાઇટ ' ( Oriental Spotlight ) ને ઇજીપ્તમાં જતું અટકાવવામાં આવ્યું છે ઇજીપ્તના લોકો તેને રમુજી ગણતા નથી.

* * *

૭,૫૦૦ ડૉલરનું હાર્પર પારિતોષિક ' ફ્રેડરિક પ્રોકોશ ' ( Frederic Prokosch ) ને તેની નવલકથા ' ધી સેવન હુ ફ્લેડ ' ( The Seven Who Fled ) ના માટે આપવામાં આવ્યું છે. નિર્ણય કરનાર કમીટીમાં સિંકલેર લુઇ, થોર્ન્ટન વિલ્ડર અને લુઇ બ્રોમ્ફિલ્ડ હતા.

* * *

સ્વીડનમાં ઇનામને પાત્ર ઠરેલ નવલકથા ' કેટ્રિના ' ( Katrina ) નો ઇતિહાસ રસદાયક છે. તેની લેખિકા સેલિ સાલ્મિનન ( Sally Salminen ) અમેરિકામાં રસોયણ તરીકે કામ કરતી હતી. ફુરસદના સમયમાં બપોરે તથા રાત્રે તેણે તે લખી કાઢયું તથા ઇનામની હરીફાઇ–હોલ્સિંગ્ફોર્સ પારિતોષિક–માટે સ્કાન્ડિનેવિયાની બે પ્રકાશક પેઢીઓએ પૂછ્યું. તે પુસ્તકનો ૫૦,૦૦૦ માર્કસના પારિતોષિક માટે સર્વાનુમતે પસંદગી કરવામાં આવી. તરતજ તે પુસ્તકનું અસામાન્ય વેચાણ થયું. સ્વીડનમાં પ્રગટ થતાં પુસ્તકોમાં તેનું વેચાણ અભૂતપૂર્વ નીવડયું અને સ્વીડનના સાહિત્યમંડળે સ્વીડનનું સાહિત્ય વિષયક મોટામાં મોટું ઇનામ આપ્યું. આ નવી કદરથી પુસ્તકની લોકપ્રિયતા વધી પડી અને ફિન્લેન્ડ, નૉર્વે, ડેન્માર્ક, ઝેકોસ્લોવેકિયા, હોલંડ, ફ્રાન્સ, જર્મની, ગ્રેટબ્રિટન અને યુનાઇટેડ સ્ટેટ્સમાં તેનું ભાષાંતર થઇ ગયું.

Michele ) ત્રણ વર્ષ કરતાં વધારે સમય સુધી વેચાણમાં પ્રથમ સ્થાન ટકાવી રાખ્યું છે. તેની હવે સસ્તી આવૃત્તિ પ્રગટ થઇ છે.

* * *

' એન્થનિ એડવર્સ ' ( Anthony Adverse )ના લેખક હાર્વે એલનને તેના મહાન પુસ્તકની રૉયલ્ટી તરીકે દર વર્ષે નિયમિત રીતે ૪૦,૦૦૦ પૌંડ મળ્યે જાય છે. તે પુસ્તકનું વેચાણ એટલું મોટું છે કે લેખકને પોતાને ચોક્કસ આંકડાનો ખ્યાલ નથી. તેની ધારણા પ્રમાણે ૧૫ થી ૨૦ લાખ નકલો ખપી હશે. લગભગ દરેક ભાષામાં તેનું ભાષાંતર થયું છે.

* * *

પ્રખ્યાત ફ્રેન્ચ લેખક તથા ' ધી બૉડીઝ રેપ્ચર્સ ' ( The Body's Raptures) ના લેખક મી. જુલે રોમેએ એવી રીત શોધી કાઢી છે કે જેથી લોકો આંખોની મદદ વિના જોઈ શકશે તથા પુસ્તકો વાંચી શકશે. ઘણાં આંધળાંઓના સબંધમાં આ યોજના સફળ થઇ છે.

* * *

ઇન્ટરનેશનલ ( આંતરરાષ્ટ્રીય ) માર્ક ટવેઇન સોસાયટીનો ચૌદમો વાર્ષિક ચંદ્રક મી. પી. જી. વોડ હાઉસને આપવામાં આવ્યો છે.

* * *

વૉર્સોના સ્વિટો કારાગૃહમાં પુસ્તકો લખવાનો પવન ચાલ્યો છે. આ કારાગૃહમાં પોલંડના નામચીન અપરાધીઓને રાખવામાં આવે છે. સેંકડો લેખકોએ કારાગૃહના સ્મરણની નવલકથાઓ, ટુંકી વાર્તાઓ અને પરીકથાઓ લખી છે. કારાગૃહના અધિકારીઓએ આમને કાગળ તથા સીસાપેન મફત પુરાં પાડવા પડે છે. તેમના પર હસ્તલિખિત પ્રતોનો વરસાદ વરસ્યો છે. કારાગૃહના નિયમ પ્રમાણે બધી વાર્તાઓ ' સેન્સર ' પાસે પાસ કરાવવી જોઇએ એટલે અધિકારીઓને મોડી રાત સુધી કામ કરવું પડે છે. એમ જણાય છે કે એકાદ બે કેદીઓની કૃતિઓમાં બુદ્ધિનો ચમકાર પણ દીસે છે.

* * *

૧૯૩૭ નું સાહિત્ય નોબલ પ્રાઇઝ પ્રસિદ્ધ ફ્રેન્ચ લેખક મોં. રોજર માર્ટિન દુ ગાર્ડને આપવામાં આવ્યું છે. પદાર્થ વિજ્ઞાનનું લંડનના પ્રો. જ્યૉર્જ પેજેટ ટોમ્સન અને ન્યુયૉર્કના ડૉ. ક્લિન્ટન જોસેફ ડેવિસનને આપવામાં આવ્યું છે. રસાયણશાસ્ત્રનું ઇનામ બર્મિંગહામના પ્રો. વૉલ્ટર નોર્મન હોવર્થ તથા ઝુરિચના પ્રો. પૉલકેરર વચ્ચે વહેંચી દેવામાં આવ્યું છે. શાંતિનું ઇનામ વાઇકાઉન્ટ સેસિલને રાષ્ટ્રો વચ્ચે શુભેચ્છા પ્રસારવાના કાર્ય માટે આપવામાં આવ્યું છે.

* * *

'સન્ડે ટાઇમ્સ' તરફથી લંડનમાં ભરવામાં આવેલા રાષ્ટ્રીય પુસ્તક પ્રદર્શનમાં ૧૯૩૭માં ચાર શ્રેષ્ઠ પુસ્તકોના કર્તાઓને સુવર્ણ ચંદ્રકો આપવામાં આવ્યા હતા. માર્ગરેટ અર્વિનને તેની નવલકથા 'ધી સ્ટ્રેન્જર પ્રિન્સ (The Stranger Prince)' માટે; રૉબર્ટ બાયરનને શ્રેષ્ઠ પ્રવાસ પુસ્તક 'રોડ ટુ ઓક્સિઆના' (Road To Oxciana) માટે, જ્યૉર્જ ટ્રેવેલિયનને શ્રેષ્ઠ જીવન વૃત્તાંત 'ગ્રે ઑફ ફેલોડોન' (Grey of Fallodon) માટે, રૉબર્ટ લિંડને 'આઇ ટ્રેમ્બલ ટુ થિંક' (I tremble to think) માટે.

* * *

માર્ગરેટ મિચેલની નવલકથા 'ગૉન વિથ ધ વિન્ડ' (Gone With the Wind)નું વેચાણ પંદર લાખ આંકડો વટાવી ગયું છે. હજુ પણ તેની ખપત વધતી જ જાય છે. આટલી ઝડપે અગાઉ બીજા કોઇ પુસ્તકનું વેચાણ થયું નથી.

આ પુસ્તક સામે અપહરણનો દાવો સુસન લોરેન્સ ડેવિસે મંડેલ તે ફેડરલ જજે કાઢી નાખેલ છે.

* * *

હજુ તો જુલાઇમાં પ્રગટ થયેલ ડા. ક્રોનિનની નવલકથા 'ધી સીટેડલ' (The Citadel) ની ૩૦૦,૦૦૦ નકલો ખપી ગઇ છે. આ પુસ્તકનું અગીઆર ભાષામાં ભાષાંતર કરવાની ગોઠવણ થઇ ચૂકી છે.

* * *

જહૉન ગન્થરના પુસ્તક 'ઇન્સાઇડ યુરોપ' (Inside Europe)માં યુરોપના દરેક દેશમાં શું બની રહ્યું છે તે સંપૂર્ણ રીતે સમજાવ્યું છે. હવે તેની સુધારા વધારા સાથેની નવી સચિત્ર આવૃત્તિ બહાર પડી છે. આ પુસ્તકનું બાર જુદી જુદી ભાષામાં ભાષાંતર થઇ ચૂક્યું છે અને તે ભાષાંતરને જગતમાં અપૂર્વ ફતેહ મળી છે. મી. ગન્થર હવે પોતાનું નવું પુસ્તક 'Inside Asia' 'એશિયાની ભીતરમાં' લખવા માટે સામગ્રી મેળવવા એશિયાનો પ્રવાસ કરી રહ્યા છે.

* * *

સાહિત્ય જગતમાં ખળભળાટ મચાવી મૂકનાર માર્કબેનિના પુસ્તક 'લો કંપની' (Low Company) ની સસ્તી આવૃત્તિ પ્રસિદ્ધ થઇ છે.

છોટાલાલ માનસિંગ કામદાર

—ॐ—

પુસ્તકો યુવાવસ્થામાં આપણને માર્ગ દર્શાવે છે અને વૃદ્ધાવસ્થામાં આનંદ આપે છે. તે એકાંતમાં આપણને આશ્રય આપે છે અને આપણા જીવનને બોજારૂપ બનતું અટકાવે છે.

—જેરિમી કોલિયર

# મહાલ પુસ્તકાલય પરિષદો

**( ૪ ) સિદ્ધપુર મહાલ બીજી પરિષદ :—**સિદ્ધપુર મહાલની બીજી પુ. પરિષદ તા. ૧–૩–૩૮ રવિવારે હાજીપુર ગામે ભરાઈ. તે પ્રસંગે તાલુકાના ૨૫ પુસ્તકાલય પ્રતિનિધિઓ ઉપરાંત ૫૦ શિક્ષકો અને બીજાં આસપાસનાં ગામોનાં આવેલાં માણસો મળી ૩૦૦–૪૦૦ માણસોથી મંડપ ચીકાર ભરાયો હતો. પરિષદમાં આસપાસની સ્ત્રી શિક્ષિકાઓએ પણ હાજરી આપી હતી. ખાસ આમંત્રિત ગૃહસ્થો માટે ઉંઝાથી હાજીપુર આવવા મોટરનો પણ બંદોબસ્ત હતો. ૧૧॥ વાગતાં ગામ ઉપર બધા હાજર થઇ ગયા હતા. જેમાં પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. રાંગણેકર સાહેબ તથા મહેસાણા મહાલ શાળાધિકારી શ્રી. રાવળ સાહેબ પણ હતા. વિસનગર મહાલના દેણપ, વાલમ, તરભ એ ગામેથી પણ શિક્ષક ભાઇઓ આવ્યા હતા. મંડપ શાળાની સામેજ ઝાડની છાયા નીચે રાખવામાં આવ્યો હતો તેમાં પુસ્તકાલય પ્રવૃત્તિને અનુસરતાં આકર્ષક બોર્ડ મૂકવામાં આવ્યાં હતાં.

ઠરાવેલા ટાઇમે પરિષદનું કામ શરૂ થયું. પ્રથમ બાળકોએ શ્રીમંત પ્રશસ્તિનો અને " મીઠી સુધા " એ ગરબો ગાયો. પછી પુસ્તકાલય પરિષદ તેમજ પુસ્તકાલયનો હેતુ બતાવતા શ્રી. ખીમજીભાઇ ઠાકર રચિત સંવાદ થયા હતા. તે પછી સ્વાગત પ્રમુખ રા. શિવરામ રામચંદ્રે સત્કારનું ભાષણ વાંચી સંભળાવ્યું, જેનો સારભાગ નીચે પ્રમાણે :—

## સ્વાગત પ્રમુખનું ભાષણ

" × × આવી આવી સભાઓ જોવાનો, તેને સત્કારવાનો લહાવો શહેરો વધુ પ્રમાણમાં લે છે. પણ ઘોડા રેસના મેદાનમાં દોડે તેમાં તો કંઇ નવાઇ જ નથી. પણ જ્યારે અવ્યવસ્થિત વાંકાચૂંકા રસ્તામાં પણ તે દોડી સફળ થાય ત્યારે તેને મળેલી કેળવણી વધુ પ્રશંસાપાત્ર ગણાય. તેવી જ રીતે ગામડાંમાં પણ શહેરોમાં દેખાતી સારી સારી પ્રવૃત્તિનો પ્રવેશ થાય તો ગામડાંને ઘણું નવું જાણવાનું મળે. તેની સાથે આવી પ્રવૃત્તિની અનેકવિધ સારી અસર હંમેશની રહી જવા પામે. એટલે શહેરોને બદલે ગામડાં તરફ વધુ લક્ષ આપી પુસ્તકાલય પ્રવૃત્તિને પણ ગામડાંમાં લોકપ્રિય બનાવવી વધુ ઇષ્ટ છે. તે રીતે આપે અને આજના આપણા પ્રમુખ સાહેબે આ ગામનો ઉત્સાહ અને ધગશ જોઇ હાજીપુરને પરિષદના સ્થળ માટે પસંદ કર્યું તે બદલ સમસ્ત ગામ આપ સૌનું ઘણું જ આભારી છે.

આ પરિષદનો હેતુ મારી નમ્ર સમજ પ્રમાણે આટલો હોઇ શકે: ( ૧ ) ગામે ગામ પુસ્તકાલયો સ્થાપન થાય, ( ૨ ) કાર્યકર્તાઓ, સરકાર અને સ્થાનિક સંસ્થાઓ વચ્ચે સહકાર વધે, ( ૩ ) પ્રજા વાચનમાં વધારે ને વધારે રસ લેતી થાય, ( ૪ ) પુસ્તકાલયોની પ્રગતિ થવાની હરકતો દૂર થાય, ( ૫ ) અને એકંદરે પુસ્તકાલયોનું કામ શ્રીમંતના ઉદ્દેશ પ્રમાણે સફળ થાય તેમ કરવાનો છે.

આ ગામે સને ૧૯૨૧–૨૨ ની સાલમાં પ્રથમ પુસ્તકાલયની સ્થાપના થઇ હતી. વચ્ચે વાચનાલય પુરતું જ બજેટ થવાથી આ પુસ્તકાલય વાચનાલય તરીકે ગણાતું હતું. ૭ વર્ષથી બજેટ ઠીક થવાથી આ ગામના પ્રમાણમાં શિક્ષકો અને ગામના સહકારથી પુસ્તકાલયનું કામ સારા પ્રમાણમાં ચાલે છે.

આ ગામ વસ્યાને આસરે ૧૮૦ વર્ષ થયાં હશે એમ વૃદ્ધ પુરુષોના કહેવાથી સમજાય છે. આ ગામનું નામ હાજીપુર, હાજીપુરા પાટીદારોની અટક ઉપરથી પાડેલું હશે એમ અનુમાન થઇ શકે છે. આ ગામ વસ્યાને થોડાંએક વર્ષ થયાં હશે, ત્યારબાદ ખેરાળુના રહીશ ધનામદાર ઇબ્રાહીમબીયાં મતુભીયાંને આ ગામ શ્રીમંત ગાયકવાડ સરકારે ઇનામમાં આપેલું હતું. તે દરમિયાન ભાગવટીને લીધે ગામલોકોની સ્થિતિ ઘણી કફોડી હતી. હાલના શ્રીમંત મહારાજા સાહેબે આ ગામ આસરે ૨૫ વર્ષથી ખાલસા કરેલું છે. આ ગામની મુખ્ય વસ્તી પાટીદારોની છે. ગામની એકંદર વસ્તી ૬૭૩ માણસોની છે.

શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબનો ઉદ્દેશ એવો છે કે જ્યાં શાળા ત્યાં પુસ્તકાલય હોવું જ જોઇએ. જો શાળાવાળા ગામે પુસ્તકાલય ન હોય તો તે ગામના આગેવાનો અને શિક્ષકોનો જ દોષ કહી શકાય. ગામના આગેવાનો અને શિક્ષકો ધારે તો વર્ષ દહાડાને અંતે નકામા થતા ખર્ચા અટકાવી તેના બદલે નાના પ્રમાણથી પણ એક પુસ્તક મંદિર સ્થાપિત કરી શકે જ. લોકમદદ જેટલી જ રકમ સરકાર ઉદાર હાથે આપે છે, અને તેટલી જ બીજી પંચાયત મદદ અપાવે છે. આવા લાભો આપણે ન લઇ શકીએ તો શું તે આપણી અજ્ઞાનતા ન કહી શકાય ?

પુસ્તકાલય પ્રવૃત્તિમાં વડોદરા પ્રાંત મોખરે રહે છે. તેનો દાખલો લઈ આપણે પ્રયાસ કરીએ તો તે પ્રાંતની હરિફાઇમાં ઉતરી શકીએ ખરા. મને આજે જાણવા મળ્યું છે કે આ મહાલમાં ચાલુ સાલે શાળા ત્યાં પુસ્તકાલય થઈ ગયાં છે. આવાં નબળાં વરસોમાં પણ શ્રીમંતનો હેતુ પાર ' પાડવામાં જેણે જે રીતની શક્તિ ખરચી બાકીનાં બધાં જ પુસ્તકાલય સ્થાપ્યાં તે બદલ તેમને ધન્યવાદ ઘટે છે. × ×"

સ્વાગતનું ભાષણ પૂરું થયા બાદ રા. ખીમજીભાઇની દરખાસ્ત અને રા. પ્રહલાદજીભાઇના અનુમોદનથી મહાલ શાળાધિકારી રા. રા. ઇશ્વરભાઇ મરઘાભાઇ પટેલે પ્રમુખસ્થાન સ્વીકારી પોતાનું છાપેલું ભાષણ વાંચી સંભળાવ્યું, જેનો મહત્ત્વનો ભાગ નીચે પ્રમાણે

## પ્રમુખનું ભાષણ

" × × ચાલુ સાલે આપણા સદ્‌ભાગ્યે શ્રીમંતની મહત્ત્વાકાંક્ષા પાર પડી છે. એટલે કે મહાલે જે રીતે પુસ્તકાલય પ્રવૃત્તિનો વિકાસ કરવો જોઇએ તેનો થોડો ઘણો અમલ થયો છે. હવે તે ગતિને આપણે વધુ વેગવાન કરવાની રહી છે.

જો પરિષદોથી મહાલમાં પુસ્તકાલયો ન હોય ત્યાં ન થાય, શિક્ષકો અને ગ્રામ્ય જનતા પુસ્તકાલયો ઉઘડાવી તેનો પવિત્ર હેતુ પાર ન પાડે તો આપણે કંઇ પણ

પ્રગતિ કરતા નથી એમ જ માની લેવું પડે. આ સ્થિતિમાં પરિષદ ભરી યા ન ભરી એ સરખું જ છે. સારા વિચારો કરવા એ સારું છે પણ તે વિચારોનો આપણે અમલ ન કરી શકીએ તો તે સારા વિચારો નકામા જ છે. આજે આપણે એવા જ વિચાર કરીએ કે જેથી મહાલની પુસ્તકાલય પ્રવૃત્તિ વધુ વેગવાન બને.

શાળા એ બાળકોને જ્ઞાનચક્ષુ આપે છે પણ એ જ્ઞાનચક્ષુ જીવંત રાખવાનું સાધન પુસ્તકાલય જ છે. જો આપણે શાળામાં પ્રાથમિક શિક્ષણ આપી બાળકોને વાચનપ્રિય ન બનાવી શકીએ તો ઉપરોકત આપેલાં જ્ઞાનચક્ષુઓ વર્ષો જતાં અદશ્ય થાય છે. જે શિક્ષકો અને ગ્રંથપાળો બાળકોનાં જ્ઞાનચક્ષુ કાયમ રાખવા ઇચ્છતા હોય તેમણે તે તરફ દુર્લક્ષ રાખવું ન જોઇએ. તેમણે એ પ્રવૃત્તિમાં પોતાનો પ્રાણ રેડી પુસ્તકાલયનો ઉપયોગ ઘણો થાય તે તરફ વધુ ધ્યાન આપવું જોઇએ. એટલે જ્યાં સુધી શિક્ષકો પુસ્તકાલયનો અત્યુત્તમ હેતુ સમજી શાળા જેટલી જ લાગણી તેના તરફ દર્શાવતા નહિ થાય ત્યાં સુધી આપણાં પુસ્તકાલયો નિર્જીવ અને નિરૂપયોગી જ રહેવાનાં એ નિઃસંશય છે. જ્યાં શિક્ષકો આ પ્રવૃત્તિથી થતા લાભ સમજતા થયા છે ત્યાંનાં પુસ્તકાલયો ચેતનવંતાં છે, એમ મને પણ આજ સુધીના અનુભવથી સમજાયું છે. પુસ્તકોને કબાટમાં ગોંધી રાખવાં જોઇતાં નથી, તેને ફરતાં રાખવાં જોઇએ. પુસ્તક પ્રસિદ્ધ થઇ કબાટમાં પડી રહી જુનાં થાય એવો હેતુ પુસ્તકાલયનો હોઇ શકે જ નહિ. આ વાત મારા શિક્ષક ભાઇઓ સમજી જાય તો ખરેખર શાળા અને પુસ્તકાલય એ બેની સેવા વડે તેઓ તે તે ગામના તારણહાર થઇ જાય. આદર્શ પુસ્તકાલયો કે જેનો પૂજારી આ ભાવના સમજ્યો છે ત્યાં, અને નથી સમજ્યો ત્યાં, પ્રમાણમાં ઘણો તફાવત દેખાય છે. એક ગામે ફકત ગણ્યાંગાંઠયાં અને બીકની ખાતર થોડાં એવાં પુસ્તકો ઇસ્યુ થાય છે, ત્યારે બીજે ગામ પુસ્તકાલયના કબાટમાં પુસ્તક પડી રહેતું નથી; વાચકોનો દરોડો પડે છે. પુસ્તકાલય એ ગામડાની અતિ જરૂરીઆતની વસ્તુ છે એમ સૌ સમજે છે. એના બજેટમાં પ્રત્યેક સાલે વધારો થતો રહે છે. ત્યારે જ્ઞાનવિહોણો પૂજારી ૫) રૂા. નું બજેટ સરખું બનાવી શકતો નથી. પુસ્તકાલયને એ એક ભારણ તરીકે સમજે છે. તેનું કારણ આવો શિક્ષક બીજા વ્યવસાયમાં લક્ષ આપી આ પ્રવૃત્તિનું લક્ષબિંદુ સમજ્યો હોતો નથી એમ કહેવું જોઇએ. નિયમિત હંમેશને માટે થોડો એવો વખત મુકરર કરી લોકોને અને બાળકોને આગ્રહથી સારાં પુસ્તકો વાંચવા આપવાં એ ગ્રંથપાળ શિક્ષકનું કર્તવ્ય છે.

આ હેતુ બર લાવવા પ્રથમ હું નમ્ર ભાવે જણાવું છું કે શિક્ષકો અને ગ્રંથપાળો જ્યાં સુધી વાંચતા નહિ હોય, પુસ્તક કે છાપું આવે તે સીલબંધ રાખી મૂકતા હશે ત્યાં સુધી, શાળાનાં બાળકો અને ગ્રામ્યજનો તેને અડકવાનાં નથી. ગામડામાં તો ગ્રંથપાળ શિક્ષક હોય છે. પુસ્તકાલયોનો તે માલીક જેવો છે કેમકે ગામડામાં સાર્વજનિક પુસ્તકાલય એ નાનાથી મોટા, ગરીબથી તવંગર ઉજળીઆતથી અસ્પૃશ્ય એ બધાની એક સરખી માલીકીનું છે એમ તેના ઉપયોગ વડે હજુ સુધી સમજાયું

નથી. એટલે ગામડાના લોકો-આ બાબતમાં શિક્ષકને અને સંસ્થાને જાગૃત રાખે એવી સ્થિતિ હજુ નથી. એટલે તેમાં રહેલો રસ, આનંદ અને આત્મોન્નતિનું રહસ્ય સમજાવવાની મહામૂલી ફરજ શિક્ષકભાઇઓની છે. એક વખત આ સંસ્થાનો સાચો ઉપયોગ જે તે ગામના લોકો સમજતા થશે ત્યારે શિક્ષક કે ગ્રંથપાલનું કામ થોડું-એક હળવું થશે. હજુ તો ઉગતા વૃક્ષને જે રીતે લાલન-પાલનની જરૂર હોય છે તે રીતે આપણી આ ઉગતી સંસ્થાને પોતાની અતિ પ્રિય ફરજ માની તેને મહાવૃક્ષ થવાની તક આપવી જોઇશે. આ તક આપવાને માટે મંત્રી, ગ્રંથપાળ અને શિક્ષકે પોતાના પુસ્તકાલયનાં તમામ પુસ્તકોથી અને વાચનાલયનાં વર્તમાનપત્રોથી માહિતગાર રહેવું પડે. શાળામાંથી જ બાળોપયોગી પુસ્તકો બાળકોને આપવામાં આવે, દુનિયાની નવાજુની અને પુસ્તકોનું રહસ્ય મોટી ઉંમરના પણ ભણીને ઉઠી ગએલા લોકોને કહેવામાં આવે તો પછી વધારે વખત કાર્યકર્તાને મુશ્કેલી રહેવાની નથી. પરંતુ આમ તો ત્યારે જ થાય કે જ્યારે શિક્ષકો પોતાને ત્યાંનાં તમામ પુસ્તકો વાંચી જાય ને નવીન પ્રકાશનના જાણકાર રહે.

ઘણા ભાઇઓ આપણા ગુજરાતના આજના ઉત્તમ બાલસાહિત્યની ગુજ કર્યા સિવાય એટલે કે તે વાંચ્યા સિવાય, તેમાં વાંચવાનું શું હોય એમ માની લઇ બાલ-સાહિત્યથી અળગા જ રહે છે. આપણે જાણવું જોઇએ કે આપણું ગુર્જર બાલસાહિત્ય પૂજ્ય ગિજુભાઈ અને બીજા સારા લેખકોના પ્રતાપે ભારતભરમાં મોખરે છે. તે પુસ્તકો વાંચવાથી જ સમજાય છે કે એમાં તો મોટા મોટા પણ ન જાણતા હોય એવા પ્રસંગો, ને હકીકતો હોય છે ને તે વળી સરળ અને રમુજી ભાષામાં છતાં, અત્યંત આનંદદાયક તેમ જ બોધદાયક હોય છે. આ પુસ્તકો એકલાં બાળકોને જ ઉપયોગી હોય છે એમ નથી પણ જ્ઞાનચક્ષુ ગુમાવવાની તૈયારીમાં હોય એવાં થોડું ભણેલાં મોટાં માણસોને પણ ઉપયોગી છે. બાલસાહિત્ય અને બીજું એવું હળવું સાહિત્ય પ્રથમ વંચાતુ થશે, તો પછી બીજાં ઉંચા પ્રકારનાં પુસ્તકોનો પણ સદુપયોગ આપો-આપ થવા માંડશે, અને તેમ થતાં પુસ્તકાલય એ શાળાથી પણ ગ્રામ જનતાને વિશેષ કલ્યાણકારી સંસ્થા નીવડશે. તેમ થતાં પુસ્તકાલય એ સાચું મંદિર છે, બલ્કે ગરી-બોનું મહાવિદ્યાલય છે, એવી પ્રતીતિ ખસુસ થશે. તેથી જ હું મારા શિક્ષક ભાઇઓ અને ગ્રંથપાળોને ફરીથી વિનવું છું કે તમે પુસ્તકાલયના સાચા પૂજારી બનો. શિક્ષક ભાઇઓ કહેશે કે અમારા ઉપર વધુ ને વધુ જવાબદારીઓ લદાઈ રહી છે. પણ જેને આ સાચી ભાવના અંતરમાં ઉતરી છે તેને માટે આ જવાબ જ ન હોય. શિક્ષક જાતે હંમેશાં પોતાનું જ્ઞાન તાજું રાખે, જગતની સઘળી વાતોથી માહિતગાર રહે, તો જ સારો શિક્ષક નીવડી શકે. આટલા માટે પણ પુસ્તકાલય એ શિક્ષકને પ્રિય હોવું જોઇએ. કારણ જ્ઞાન વધારવાનું સર્વોત્તમ સાહિત્ય આપણું પુસ્તકાલય છે.

હવે હું સારાં પુસ્તકાલયોથી ગ્રામ્ય જીવનમાં કઇ રીતનો ફેરફાર થાય છે તેનું ટુંકામાં વર્ણન કરીશ. હિંદુસ્તાનમાં તેમજ વડોદરા રાજ્યમાં પણ વધુ પડતાં ગામડાં જ છે. એટલે કે પ્રજાની સર્વદેશીય આબાદી ગામડાંની આબાદીમાં જ છે. શહેરોમાં

જ્ઞાનભૂખ જાગે એ સ્વાભાવિક છે. પણ ગામડાંની કંગાળ, પછાત, થોડું ભણેલી પ્રજાને પણ એ ભૂખ લાગતી થાય તો આપણા આજનાં ગામડાંનું કલેવર બદલાઇ જાય. દેશનેતાઓ અને સુધરેલાં રાજ્યોની આજની ગ્રામોદ્ધારની મહત્ત્વાકાંક્ષામાં આ રીતે ગ્રામ પુસ્તકાલયો મહત્ત્વનો ફાળો આપી શકે તેમ છે. જ્યાં જ્યાં પુસ્તકાલયો ચાલે છે ત્યાં સંપ અને સુખમાં પણ વધારો થતો રહે છે. અસ્પૃશ્યતાનું આપણું કાળું કલંક ત્યાંથી થોડા પ્રમાણમાં અને ધીમે છતાં ઓછું તો થાય જ છે. લોકો જગતની સાથે ચાલે છે. દિવસે દિવસે ગ્રામ્ય જનતામાં જ્ઞાનનો પણ વધારો થતો જાય છે. પરિણામે અનેક જાતના વહેમોમાંથી ગામડાંની ભોળી પ્રજા બચી જાય છે. જીવંત પુસ્તકાલયો આ રીતે ગામડાંનું અતિશય કલ્યાણ કરી શકે છે, સેવાના લાભ સમજાવે છે, રાષ્ટ્રભાવના જાગૃત કરે છે અને રૂઢિચુસ્તપણું નાબુદ કરે છે. આવાં પુસ્તકાલયોને આર્થિક મુશ્કેલી ખાસ અપવાદ વગર આવતી નથી. આ રીતની ગામની સેવા બજાવનાર શિક્ષક કે ગ્રંથપાલ સાચો દેશસેવક છે. તેની સેવા મુંગી છતાં મહાન છે. હું ઇચ્છું છું કે આ પરિષદમાં આવેલા શિક્ષક અને ગ્રંથપાલો આ સંકેત સમજી જાય અને પોતપોતાના ગામે જઇ આ કામ માટે મંડી પડે. મને ખાતરી છે કે આપણે એકજ વર્ષમાં ઘણું સારૂં અને સંગીન કામ આ રીતે બતાવી શકીએ, અને પછી ત્રીજી પરિષદ ભરી તેમાં એથી પણ વધુ ઉંચા આદર્શ ધરાવતા વિચારો કરવા સમર્થ થઇએ.

ઉપર જે કહ્યું તેનો સાર ટુંકામાં ક્રમવાર કહીએ તો આ પ્રમાણે થશેઃ—

(૧) ગામડાંમાં ભણેલાં તમામ સ્ત્રી પુરૂષો પુસ્તકાલયોનો ઉપયોગ કરતાં થાય તેમ કરીએ.

(૨) આસપાસ જ્યાં શાળા નથી ત્યાં પણ આપણાં પુસ્તકાલયો અને પત્રો ભણેલાં માટે પહોંચાડીએ.

(૩) એકબીજાં પુસ્તકાલયોનાં સારાં પુસ્તકોની આપલે કરી તમામ ગામે સારાં પુસ્તકો વાંચવાની તક આપીએ.

(૪) અભણ લોકોને માટે પણ અમુક સમાચારો, રસીલી વાતો, ધર્મક્રિયાઓ વગેરે બાબતોનું વર્ણન આપી તેને પણ આપણી પ્રવૃત્તિ તરફ સહાનુભૂતિ ધરાવતા કરીએ.

(૫) જેમ બને તેમ કાયમ ફંડ વધારી પુસ્તકાલયોને નિર્ભય રાખીએ.

(૬) સખાવતી સદ્‌ગૃહસ્થોને શોધી પુસ્તકાલય પ્રવૃત્તિની પ્રસંશનીય યોજના તેમના દીલમાં ઠસાવી તેના દાનનો લાભ પુસ્તકાલયોને અપાવી સમૃદ્ધ બનાવીએ.

(૭) મહાલ પુસ્તકાલય મંડળ અને જીલ્લા મંડળને જાગતાં રાખી તેના કામમાં યથાશક્તિ સેવા આપીએ.

(૮) ઉત્તમ પુસ્તકો કે જે શિક્ષક જીવન અને માનવ જીવનને મહત્તા અપાવનાર હોય છે તેવાં પુસ્તકોની થતી પરીક્ષાઓનો લાભ લઇએ અને લેવડાવીએ તો આપણે ઘણા મહત્ત્વી થઇએ એમાં શક નથી.

ગામડાંનાં પુસ્તકાલયો આ રીતે જાતે ગ્રામોદ્ધાર કરી શકે છે. એટલું જ નહિ પણ ગ્રામસુધારણાની બીજી બાબતોમાં પણ યોગ્ય માર્ગસૂચન અને સહાય આપે છે. આ બધી સારી સારી વાતોનો અમલ ત્યારે જ થશે કે જ્યારે તમો પુસ્તકાલય એ સાર્વજનિક સંસ્થા છે તેના ઉપર આખા ગામનો સરખો હક્ક છે એવું બતાવી આપવા ગામડાંના ભણેલા આગેવાનોની સંમતિથી એટલે કે વ્યવસ્થાપક મંડળની ઈચ્છાને અનુસરો, તેમના હક્ક સમજાવો તોજ થઈ શકે. સંસ્થાના સર્વ સત્તાધીશ ન થશો પણ તેના દીનાત્મા જરૂર બનશો એવી મારી નમ્ર સલાહ છે.

× × બેસી જતાં પહેલાં અહીંની શાળા સંબંધી કેટલીક ટુંકી હકીકત કહેવી યોગ્ય લાગે છે. કારણ કે આપણે શિક્ષણનું કાર્ય પ્રથમ કરવાનું છે. અહીંની શાળા બે શિક્ષકોની છે. તેમાં પણ બે જણ વચ્ચે કેટલાંય વરસોથી ૧૦૦ જેટલી સંખ્યા રહે છે. તેનું પરિણામ છેલ્લાં પાંચ વર્ષથી ૯૫.૦ આવી મંદતા અને દુર્વ્યય જેવું તે સમજતી જ નથી. અહીંના લોકો કેળવણીનો લાભ સમજ્યા છે એટલે કોઈ પણ બાળક દંડમાં જતું જ નથી. આનું કારણ અહીંની સ્થિતિ બીજાથી જુદી છે એમ નથી પણ આ શાળાના નસીબે સેવાભાવી શિક્ષકો મળ્યા હોઇ સંગીન કેળવણી આપી લોકોનો તે પ્રત્યે ભાવ તેમણે કેળવ્યો છે તે છે. સારૂં કામ કરનાર શિક્ષકો કે જેમને કંઇ કામ કરવાની હોંશ છે તેમને આ શાળા એક આદર્શ નમુનો પુરો પાડે તેમ છે. તેની ઇતર પ્રવૃત્તિઓ—બાગ, અખાડો, બાલચમૂ, શાળાની સ્વચ્છતા, શાળામાં રાખવા જોઇતાં નકશા, ચિત્રો જોવા જેવાં અને અનુકરણીય છે. ટુંકામાં આ મહાલનાં જેટલાં ગામોની શાળાની કેળવણી વિષયક જવાબદારી મારે શીર છે તે પૈકી આજની આપણી પરિષદનું આ સ્થળ હાજીપુરની શાળા મારી નજરમાં સર્વોત્તમ જણાય છે. શિક્ષકો બાળકો પ્રત્યે વાત્સલ્ય ભાવથી જોતાં જણાયા છે. પરિણામે શિક્ષકો બાળકોને અને તેના વાલીને શાળા તરફ આકર્ષી શકયા છે, જેનાં મીઠાં ફળ આપણને પણ ચાખવાનો લાભ આજે મળ્યો છે. હાજીપુરમાં પરિષદ ભરવાનો મારો વધારે પડતો આગ્રહ ઉપર જણાવેલા કારણે હતો કારણ પુસ્તકાલયના મંત્રીઓ ગામડાંમાં શિક્ષકો જ હોઇ તેમને અત્રે આવવાથી બેવડો લાભ મળે. તો આશા છે કે સૌ અત્રેની શાળા જોઇ પોતાની શાળામાં બની શકે તેટલું કરવા પ્રેરાશે.

આપણા મહાલમાં ચાલુ સાલે શાળાવાળા છતાં પુસ્તકાલય વગરનાં ૧૧ ગામોએ પુસ્તકાલયો કાઢવાની મારી વિનંતિ ધ્યાનમાં લઇ સવેળા રકમ એકઠી કરી આપી આ ગ્રામ્યોન્નતિનાં કાર્યમાં જે ઉત્સાહ લોકોએ તથા શિક્ષકોએ બતાવ્યો છે તે બદલ તેમને સૌને ધન્યવાદ આપવાનું ચૂકું તો તેમાં મારી કૃતઘ્નતા જ લેખાય. રસુલપુર ગામે તો શિક્ષકે જાતે જ પુસ્તકાલયને કબાટની રકમ આપી છે ત્યારે માલવાડા, કરણપુર એ ગામે બીજા સદ્‌ગૃહસ્થોએ તે રીતની ઉદારતા બતાવી છે. ઉપરાંત મુરબ્બી મહાસુખભાઇ, મુડાણાના શેઠ અલીમહમદ જે. પી., સિદ્ધપુર તાલુકા શિક્ષક મંડળ વગેરેએ પણ મારી વિનંતિનો તત્કાળ અમલ કરી આ મહાલમાં એક પણ

ગામ પુસ્તકાલય વગરનું રહી જવા ન પામે એ ધારણા પાર પાડવામાં મદદ આપી છે એ બદલ તેમનો પણ આભાર માની લઉં છું. આપ સૌ જાણો છો કે આ મહાલની પહેલી પરિષદના પ્રમુખ શ્રીયુત રામનારાયણ પાઠક જેવા વિદ્વાન માણસ હતા. ત્યાર બાદ ત્રણ વર્ષે આ બીજી પરિષદ થાય છે. જો મહાલ પરિષદોમાં આવનારને એટલી જ ચીનગારી મળી જાય કે મારા ગામના પુસ્તકાલયને હું મારા ગામની ઉન્નતિનું કેન્દ્રસ્થાન બનાવવા આજથી પ્રયત્ન કરીશ તો જ આવી પરિષદોની સફળતા છે. તમને છેલ્લી એક વાત કહેવા માગું છું કે બ્રિટિશ હિંદની આજની કેટલીક પ્રાંતિક સરકારો હજુ પ્રાથમિક શિક્ષણનો કાનુ મેળવવા પ્રયત્ન કરી રહી છે એટલે પુસ્તકાલયો કાઢવાની આપણા જેવી અનુકૂળતા તો ત્યાં હોય જ નહિ. પરંતુ આપણા ઉદાર અને પ્રજાહિતચિંતક રાજ્યપિતાએ ૩૦ વર્ષથી પ્રાથમિક શિક્ષણનો કાનુ પોતાને હસ્તક રાખ્યો છે એટલું જ નહિ પણ શિક્ષણનો જીવન પર્યંત ઉપયોગ થાય તેની પણ સગવડ ( પુસ્તકાલય ) આપી મહાન કીર્તિ સંપાદન કરી છે. હું ઇચ્છું છું કે આપણે તેનો ઉપયોગ કરી જાણીએ. × × "

પ્રમુખનું ભાષણ પૂરું થયા પછી વાલમ શાળાના મુ. શિ. રા. મણિશંકરભાઇ તથા સિદ્ધપુરના રા. પ્રહલાદજીભાઇએ પુસ્તકાલયની ઉપયોગિતા અને આજનું આપણું બાલસાહિત્ય એ બાબત ચર્ચા કરી હતી. તે પછી રા. ભીમજીભાઇએ પરિષદ માટે આવેલા સંદેશા વાંચી સંભળાવ્યા હતા, જેમાં શ્રી. ગિજુભાઈ, શ્રી. મહાસુખભાઇ, શ્રી. છોટુભાઇ પંડિત ( મુંબઈ ), ડૉ. ગદનેશ દવે, શ્રી. ભાનુભાઇ, શ્રી. નાજુકલાલ ચોકસી, અને શિક્ષકના તંત્રીના મુખ્ય હતા.

સંદેશા વંચાયા બાદ મહાલ પુસ્તકાલય મંડળનું નિવેદન વંચાયું હતું. તેમાં ખાસ કરીને જાહેર કરવામાં આવ્યું હતું કે " આ મહાલે ચાલુ સાલે તમામ શાળાવાળાં ગામે પુસ્તકાલય ઉઘડી ગયાં છે. ગઇ સાલે ૧૧ ગામોએ પુસ્તકાલય ન હતાં તે થઇ ગયાં છે. ઉપરાંત શિષ્ટ વાચનના પ્રચાર માટે મહાલ મંડળે ઘણો જ પ્રયત્ન તથા ખર્ચ કર્યો છે. તે સિવાય મહાલ મંડળનો હિસાબ તથા માનદ પ્રચારકે કરેલી કામગીરી વાંચી સંભળાવી જુથમંડળોને જાગ્રત થવા વિનંતિ કરવામાં આવી હતી તેમ જ પ્રાન્ત માટે રાખેલા પગારદાર પ્રચારક રા. અમથાલાલની સેવાનો લાભ દરેકે લેવા ખાસ ભલામણ કરી હતી. દહેગામ ભરાનારા વર્ગનો પણ લાભ લેવા સૂચન કર્યું હતું. આમંત્રણ પત્રિકામાં જાહેર કર્યા મુજબ નીચેના બે હરિજન શિક્ષકોને અનુક્રમે રૂ. ૩) અને રૂ. ૨) બે " પુસ્તકાલય પ્રવૃત્તિનું આમોદ્ધારમાં સ્થાન " એ વિષયના સારા નિબંધ લખવા બદલ ઉત્તેજન આપ્યાનું જાહેર કરવામાં આવ્યું હતું. ( નિબંધ યથાવકાશે છપાશે. )

ત્યાર બાદ ઠરાવોનું કામ હાથ પર લેવાયું હતું અને નીચે જણાવેલા ખાસ ઠરાવો પસાર થયા હતા.

### ઠરાવો.

( ૧ ) વડોદરા રાજ્યના અને આ મહાલના અગ્રગણ્ય કવિ શ્રી. મનુ હ. દવે એમનાં રચેલાં પુસ્તકો દરેક પુસ્તકાલયે ખરીદી તેને ઉત્તેજન આપવા તેમજ ગંગાબાઇ ગીતા

પાઠશાળાનું બાલ સાહિત્ય પણ વસાવવા આ પરિષદ આ મહાલને તેમજ બીજા મહાલના પુસ્તકાલયના મંત્રીઓને ખાસ ભલામણ કરે છે.

દ. મૂ. ભીમજીભાઇ ટી. ઠાકર, સિદ્ધપુર. અ. આ. હીરાભાઇ નાગરદાસ, કલ્યાણા
ગોવિંદલાલ વૈદ્ય, સિદ્ધપુર
મણિશંકર જેષ્ઠારામ, વાલમ

( ૨ ) તાલુકાના બધાં પુસ્તકાલયના મંત્રીઓ ઉત્સાહ બતાવી પોતાના પુસ્તકાલયનાં બજેટ દર સાલ નિયમિત મોકલી આ પ્રવૃત્તિને વધુ વેગ આપે એવી આ પરિષદ મંત્રીઓને વિનંતિ કરે છે.

દ. મૂ. અમૃતલાલ આચાર્ય, ઉંઝા. અ. આ. માધાભાઇ રણછોડભાઇ, દાસજ.

( ૩ ) જન્મભૂમિ પત્રની જે પુસ્તકાલયના બજેટમાં માગણી થાય તેને મંજુર રાખવાની આ પરિષદ ખાતાને આગ્રહભરી વિનંતિ કરે છે.

દ. મ. માણેકલાલ શર્મા, સિદ્ધપુર. અ. આ. મોહનભાઇ પટેલ, કરલી.

( ૪ ) ગુર્જર નવલકથાકાર શ્રી નારાયણ વિસનજી ઠક્કુર, સર પ્રભાશંકર પટ્ટણી, શ્રી. ચંદ્રશંકર પંડ્યા, અને સંગીતશાસ્ત્રી શ્રી. ખરેના શોકજનક અવસાન બદલ પરિષદ પોતાનો ખેદ જાહેર કરે છે.

દ. મૂ. માણેકલાલ શર્મા, સિદ્ધપુર. અ. આ. અંબાલાલ નારણદાસ પટેલ, કામળી.

આ સિવાય પરિષદને આમંત્રી હાજીપુર ગામે બતાવેલા ઉત્સાહ બદલ ગામને તથા શિક્ષકોને ધન્યવાદ આપતા તથા બીજા ઔપચારિક ઠરાવો થયા હતા.

ઠરાવોનું કામ પૂરૂં થતાં મે. રાંગણેકર સાહેબે જન્મભૂમિ પત્રની માગણી મંજુર થાય છે અને થશે એમ જણાવી સિદ્ધપુર મહાલની પુસ્તકાલય પ્રવૃત્તિ પરત્વે પોતાનો સંતોષ જાહેર કરી કાર્યકર્તાઓને ધન્યવાદ આપ્યો હતો. ઉપર જણાવેલા ૪ ઠરાવો ઉપરાંત નીચેના ઠરાવો પણ આવ્યા હતા, જેનો ખુલાસો મે. પ્રમુખ સા. તરફથી તેમજ મે. રાંગણેકર સાહેબ તરફથી થતાં ચર્ચાને અંતે તે ઠરાવો પાછા ખેંચાયા હતા વા પસાર થયા ન હતા. ( ૧ ) ગુજરાત વર્ના૦ સોસાઇટીનાં ભેટનાં પુસ્તકો મેળવવા જોઇતા રૂ. ૫૦) નો પણ બજેટમાં સમાવેશ કરવા બાબતનો ઠરાવ આવ્યો હતો, પરંતુ તેમાં પુસ્તકો સામાન્ય ગ્રામજનતાને વધુ પડતાં ઉપયોગી નથી એવો ખુલાસો મે. રાંગણેકર સાહેબે કરી આ માગણી અવ્યવહારૂ હોવાનું જણાવ્યું હતું. રા. ભીમજીભાઇએ જણાવ્યું હતું કે ફક્ત ૫૦) રૂ. ની પાછળ કાયમને માટે ૧૦) રૂ.નાં પુસ્તકો સોસાયટી આપે છે વળી કોઇ સાલ પુસ્તકો વધુ ભણેલાના ઉપયોગનાં આવ્યાં તેથી તેનું નિરૂપયોગીપણું માની લેવું એ ઠીક નથી; ધીમે ધીમે ગ્રામજનતામાં પણ વધુ સંસ્કાર પડતા જાય છે. એટલે આ યોજનાનો લાભ જેમ બને તેમ વધુ લેવાય એજ ઇષ્ટ છે તો પણ ૫૦) રૂ. ની સવડ બજેટમાં પહેલાં પણ અપાઇ નથી તેથી આપણી માગણી બરાબર લાગતી નથી એમ જણાવ્યું હતું. મે. પ્રમુખ સાહેબ પણ આ બાબતમાં સંમત થયા હતા. છેવટે મે. રાંગણેકર સાહેબે પુસ્તકો સારાં છે પણ બજેટમાં સવડ થઇ શકે નહિ એવો ખુલાસો કર્યો હતો.

વળી પુસ્તકાલય પ્રવૃત્તિમાં ખૂબ રસ લેતા શિક્ષકોને પ્રમાણપત્ર મળવાં જોઇએ એવી માગણી થઇ હતી. રા. ખીમજીભાઈ ઠાકરે આ માગણીનો વિરોધ કરતાં જણાવ્યું કે આ રીતે સાચી સેવા કરનારની સેવાનું મૂલ્ય ઓછું થશે એટલું જ નહિ પણ પ્રમાણપત્રો મેળવવા માટે હરિફાઈ વધતાં તે મેળવવા માટે વધુ પડતો પ્રયત્ન થશે અને તે મળી ગયા બાદ તેના ઉત્સાહમાં મંદતા આવવાનો ભય રહે છે. તેથી આવી લાલચભરી સેવામાં સાચી સેવાનો ઉલ્લાસ રહેશે નહિ. ઉપરનો ખુલાસો મે. રાંગણેકર સા. તથા મે. પ્રમુખસાહેબે પણ માન્ય રાખ્યો હતો. પરિણામે ઠરાવ પસાર થયો ન હતો. આ સિવાય રા. ભોડાભાઈ બ્રાહ્મણવાડા પુસ્તકાલયના મંત્રીએ મોટાં ગામોએ કાયમફંડના નિયમને બહુ વળગી ન રહેતાં તેના કાયમફંડના વ્યાજથી સંતોષ માની તેનાં પુસ્તકાલયનાં અંજેટ મંજુર રહે તો પુસ્તકાલયો વધુ ગ્રામજનતાનું હિત કરી શકે તેમ છે એમ વ્યક્ત કર્યું હતું અને તેને અંગે ઘણી ચર્ચા થવા પામી હતી. આ બાબતનો મે. રાંગણેકર સાહેબે ખુલાસો આપ્યો હતો અને આ પ્રશ્નને અંગે તેઓશ્રીએ પુસ્તકાલય ખાતાની હાલની નીતિ તથા કરવા જોઇતા વટહુકમોનું પણ વિવેચન કર્યું હતું.

ત્યારબાદ પ્રમુખસાહેબે ઉપસંહારનું ભાષણ કરતાં બધાને પોતાને ગામે જઇ પુસ્તકાલયનો ઉપયોગ ગામડાંના તમામ લોકો કરતા થાય તેવો પ્રયત્ન કરી આવતી સાલે તેનો સંતોષકારક જવાબ આપી શકાય તે સ્થિતિમાં ત્રીજી પરિષદમાં આપણે મળીએ એવી આશા પ્રદર્શિત કરી હતી. તે દરમિયાન કરલીના રા. મોહનભાઇએ આવતી પરિષદ તેના ગામે ભરવા ઉત્સાહપૂર્વક આમંત્રણ આપતાં તેનો સહર્ષ સ્વીકાર થયો હતો.

છેવટે રાજગીત ફૂલહાર વગેરે થઇ પરિષદનું કામ સમાપ્ત થયું હતું.

ગામ તરફથી તમામ બહારગામથી આવેલા ગૃહસ્થોને જમણ આપવાની વ્યવસ્થા હતી તે પ્રમાણે સાંજના ૬ વાગે સહુ જમીને છૂટા પડયા હતા.

**( ૨ ) સંખેડા મહાલ પ્રથમ પરિષદ:**—તા. ૨૭-૩-૩૮ ને રવિવારે સવારના ૯ થી ૧૨ ના સમયમાં માંકણી મુકામે વડોદરા વિભાગ વિદ્યાધિકારી રા. રા. ઇન્દ્રવદન ધનંજય પંડયા સાહેબના પ્રમુખપદે ભરાઇ ગઇ. કામકાજની શરૂઆત બાલવીરોના આવકારગીત અને ઇશપ્રાર્થનાથી થયા બાદ મહાલ પુ. મંડળના મંત્રી રા. કચુલાલે માંકણીના શેઠ ચુનીલાલભાઇ વતી પરિષદમાં પધારેલા સર્વ કોઇનું માંકણી ગામ તર્ફે સ્વાગત કરતાં માંકણી શાળાના શિક્ષકોનો ઉત્સાહ વખાણી માંકણીની પ્રાચીન આબાદાની તરફ લક્ષ ખેંચતાં જણાવ્યું કે "ગામની પ્રાચીનતા અને આબાદાનીના પુરાવા ગામની આજુબાજુ પડેલા અનેક અવશેષો પૂરા પાડે છે. માંકણીમાં પૂર્વે શેરડીનું વાવેતર પુષ્કળ થતું હતું ને માંકણીનો ગોળ ખાસ વખણાતો હતો. માંકણીના ખેતરે ખેતરે વાવ ને કુવા હતા. લોકવદંતી છે કે માંકણીમાં ૯૯૯ વાવ ને કુવા હતાં. અત્યારે પણ તેનું પ્રમાણ બીજા કોઇ ગામ કરતાં વિશેષ છે, અને તે તરફ માંકણીમાં આવનારાનું ધ્યાન ખેંચાયા વગર રહેતું નથી. કાળે કરીને શેરડીનું વાવેતર બંધ પડયું છે અને કપાસનું શરૂ થયું છે. એટલે પહેલાં વસ્તી મોટે ભાગે કાછીયા કોમની હતી તે ઘસાઇ જઇને પાટીદાર વાણીઆ વગેરેની થઇ છે.

ગામની નજીકની એક વાવમાં એક જુનો લેખ છે તે ઉકેલાનો નથી. તામ્રપત્રો પણ થોડાંક મળી આવેલાં છે તે પણ ઉકેલાતાં નથી. એ જો ઉકેલાય તો માંકણીના પ્રાચીન ઇતિહાસ પર કંઇક અજવાળું જરૂર પડે. આ કામે રાજ્યનું સંશોધન ખાતું રસ લે ને ધ્યાન આપે તો ઘણું રહસ્ય ઉકલે ને ઘણું જાણવાનું મળે."

બાદ પ્રમુખની રીતસર વરણી થયા પછી બાળાઓએ ખંજરી ને મંજીરાના તાલ સાથે '**જો પેલા નંદ કુમાર**'નો ગરબો હાવભાવ સાથે ગાઇ સંભળાવ્યો. પછી મહાલ મંડળના મંત્રીએ મંડળનો સન ૧૯૩૬–૩૭ નો છાપેલો હેવાલ તથા હિસાબ વાંચી સંભળાવ્યો. બાદ પ્રમુખશ્રી પોતાનું છાપેલું ભાષણ વાંચી સંભળાવવા ઉભા થયા, ને તે વાંચતાં પહેલાં રા. કનુલાલે ગામની પ્રાચીનતા સંબંધમાં કહેલી હકીકતોની સચ્ચાઇ સંબંધમાં ધ્યાન ખેંચતાં કહ્યું કે "ગામની પુરાતનતા વિષે મારી ખાત્રી થઇ છે. ગામના તળાવનું નામ પંપા સરોવર છે ને ગામનું નામ મણિપુર છે. આ મણિપુર તે મહાભારતમાં જેનો ઉલ્લેખ છે તે બભ્રુવાહનવાળું જ હોવાનું ઠરે તો નવાઇ નહિ. તળાવ પર મહાદેવનું દહેરું છે તે પણ ઘણું પ્રાચીન હોવાનું જણાય છે. કોતરકામ બાંધણી વગેરે બાબતમાં તે મોઢેરા વગેરેનાં દહેરાંઓ સાથે સરખાપણું ધરાવે છે. આ બાબત મેં સંશોધન ખાતાના અધિકારી સાહેબનું ધ્યાન ખેંચ્યું છે ને તેમણે ફુરસદ મળતાં એ સંબંધમાં યોગ્ય તે તજવીજ કરવાનું આશ્વાસન આપ્યું છે. તામ્રપત્રો વિષે પણ યોગ્ય તે તપાસ કરાવીશ ને પરિણામ જાહેર કરીશ. આવી પ્રાચીનતા તરફ શિક્ષક માત્રે અધિકારીઓનું લક્ષ ખેંચવું ઘટે." શિષ્ટ વાચનની પરીક્ષાની યોજના સંબંધમાં બોલતાં જણાવ્યું કે 'એકલા શિક્ષકો માટે જ પરીક્ષાઓ યોજાય તે બરાબર નથી. ૧૬ વર્ષ ને તેથી વધુ વયનાં છોકરા છોકરીઓ માટે તેમજ એનો માટે પણ પ્રબંધ થવો જોઇએ. શિક્ષકનો ધંધો તો ગાંધી કે મણિયારા જેવો છે. વેપાર ભણાવવાનો છે. એટલે એ વેપારને માટે જરૂરી માલ મેળવી જ લેવો રહ્યો. વાચન સિવાય તે કયાંથી મળે ?"

આ મતલબના પ્રાસ્તાવિક વિવેચન પછી પ્રમુખશ્રીએ છાપેલું ભાષણ વાંચી સંભળાવ્યું, જે આખું વિચારણીય હોવાથી જેમનું તેમ ઉતારી લેવાનું ઉચિત ગણ્યું છે.

## પ્રમુખનું ભાષણ

આ તાલુકો એ વડોદરા રાજ્યનો પૂર્વ દિશામાં સૌથી છેલ્લો તાલુકો છે. એક પશ્ચિમ દિશા સિવાય આ તાલુકાની બધી દિશાએ સંખેડા મેવાસનાં જુદાં જુદાં રાજ્યો છે, એટલું જ નહિ પણ તાલુકાની સરહદની અંદર પણ નાનાં સંસ્થાનો આવેલાં છે. આ તાલુકાની અંદરથી બે લાઇનો જાય છે જેથી હાલમાં તાલુકાની અંદર મુસાફરીની કેટલીક સગવડ થઇ છે. તાલુકાની ફળદ્રુપતાનો ખ્યાલ રાજનગર, ભંડારિયા, અલ્હાદપુરા વગેરેના બાગ જોવાથી થાય એમ છે. રાજ્યના બીજા કોઇ ભાગમાં નથી એવી વસ્તુ અહીંઆં છે. હજુ સુધી મારા જાણવા પ્રમાણે રાજ્યના કોઇપણ તાલુકામાંથી કાંઈ ખનીજ મળી આવતું નથી, જ્યારે આ તાલુકામાં બે મોટી ખાણો છેઃ મોતીપુરા આગળ આરસપહાણની અને સોનગીર આગળ પત્થરની. અછાલીના ડુંગરના જંગલમાંથી ઇમારતી લાકડાં પણ પુષ્કળ મળે છે. ઓર નદી જેવું બારૂં પણ

આ તાલુકામાં છે. આ પ્રમાણેની સ્થિતિ હોવા છતાં તાલુકાની પ્રજાની સ્થિતિ નબળી કેમ એ પ્રશ્ન મનમાં ઉદ્દભવે છે; અને ઉદ્દભવતાંની જોડે જ એ જવાબ મળે છે કે આ તાલુકામાં પછાત કોમની વસ્તી મોટે ભાગે છે. હવે અમુક કોમ પછાત અને અમુક કોમ ઉજળિયાત શા આધારે કહેવાય છે. તેનો વિચાર કરીએ. ખાતા તરફથી સરક્યુલર નં. ૧૨ ની કોમ વિચારી જોઇએ તો જણાશે, કે એમાં આર્ય અનાર્યના ભેદ નથી; પણ આ બન્ને વચ્ચેનો ભેદ કરવામાં જો કોઇ ધોરણ સ્વીકારાયું હોય તો તે કેળવણી છે. જે કોમમાં કેળવાયલાંની સંખ્યા વધારે હોય તે ઉજળિયાત અને કેળવાયલાંની સંખ્યા ઓછી હોય. તે પછાત કોમ ગણાય. ધંધાને અંગે અથવા આર્થિક સ્થિતિને અંગે આ ભેદ નથી. આ ધોરણ સ્વીકારી પછાત કોમને ઉજળિયાતની ગણત્રીમાં લાવવી હોય તો તેનો એક જ ઉપાય છે, અને તે સમજપૂર્વક કેળવણી. સામાન્ય રીતે આ કોમો બીજી કોમો જોડે સરખાવતાં અજ્ઞાનતાને લીધે વધારે ગરીબ છે; અને સામાન્ય રીતે જ્યારે જ્યારે તેને કેળવણીની વાત કરીએ છીએ, ત્યારે ત્યારે તેની ગરીબાઇ આગળ લાવવામાં આવે છે. સૌ કોઇ કબુલ કરે છે કે, આ ગરીબાઇ અજ્ઞાનતાને લીધે છે. હવે પ્રશ્ન એ છે કે ભણે તો ગરીબાઇ જાય અને ગરીબાઇ જાય તો ભણે. આ દલીલ અંગ્રેજીમાં જેને '**વીસિયસ સરકલ**'ની દલીલ કહે છે તેના જેવી છે. દાખલા તરીકે આપણે કોઇને પૂછીએ કે દુનિયામાં પહેલું ઝાડ કે પહેલું બી? આનો જવાબ આપવો જેમ અઘરો છે તેમ ગરીબાઇ પહેલી કાઢવી કે અજ્ઞાનતા પહેલી કાઢવી એ કૂટ પ્રશ્ન છે. પણ જો જરા વધારે વિચાર કરીશું તો જણાશે કે અજ્ઞાનતા ટાળ્યા સિવાય ગરીબાઇ કાઢવાના પ્રયત્નો કરીશું તો તે લાંબો વખત ટકશે નહિ. એટલે ગરીબાઇ રહેવા છતાં જો અજ્ઞાનતા ટળે તો જ કાયમની ગરીબાઇ ટળે; માટે ગમે તેટલું દુઃખ વેઠીને પણ એ લોકોએ ઉજળિયાત કોમમાં–કેળવાયલી કોમમાં દાખલ થવું હોય તો છોકરાં ભણાવવાં જ જોઇએ. આવી રીતે ગરીબાઇ છતાં ભણે એટલા માટે શ્રીમંત મહારાજા સાહેબે એ લોકોને માટે છાત્રાલય, મફત શિક્ષણનાં સાધનો વગેરે ઓછે. તેની નજવીજ કરેલી છે. છતાં પરિણામ ધારેલું આવ્યું નથી. સન ૧૯૦૬ ની સાલમાં શ્રીમંત મહારાજા સાહેબે કૃપાવંત થઇ કેળવણી મફત અને ફરજીયાત દાખલ કરી તે વખતે જેમને ૭ વર્ષ પુરાં થયાં હતાં, તેમને ફરજીયાતનો નિયમ શરૂઆતથી લાગુ પડયો. ૧૯૨૬ માં જે બાળકની ઉમ્મર ૭ વર્ષ પુરાંની હતી, તે બાળક આજે ૧૯૩૮ ની સાલમાં ૩૯ વર્ષનું માણસ હોય. એટલે જો ફરજિયાતનો અમલ શ્રીમંતની ઇચ્છા પ્રમાણે થતો થયો હોય તો રાજ્યમાં જ ઉછરીને મોટાં થયેલાં માણસો પૈકી જેમની ઉમર ૩૯ અને તેની નીચે ૧૧ વર્ષ સુધીની હોય તે નિરક્ષર હોવું જોઇએ નહિ; એટલે કે-આજે રાજ્યમાં ૧૦ અને ૪૦ ની વચ્ચેની ઉમરનો કોઇ પણ ઇસમ નિરક્ષરની ગણત્રીમાં આવવો જોઇએ નહિ. આ સ્થિતિ દરેક ગામે છે કે કેમ, તેનો સારામાં સારો જવાબ ગામ અને મહાલના અમલદારો દઇ શકે; અને જેટલે દરજ્જે એવી ખામી જણાય તેટલે દરજ્જે ફરજીયાતનો અમલ શિથિલ થયો છે એમ સમજવું. ગઇ વસ્તીગણત્રીના આંકડા જોતાં આપણને જરા પણ કેળવણીમાં આગળ ગયાનાં ચિહ્નો જણાયાં નહિ. આમ થવામાં

ક્યાં ક્યાં કારણો અંતરાયરૂપ છે, એ જણાવવું મારા જેવા માટે કઠીન છે, છતાં મારામાં જેટલી હિંમત છે તે બધી એકઠી કરી જણાવું, તો એમ જ કહી શકું કે ઉજળિયાત કોમોએ જ પછાત કોમોને પોતાનામાં ન ભળી જાય તેટલા માટે કેળવણીથી વંચિત રાખી છે. આ કહેતી વખત હું જાણું છું કે તમારો બધાનો રોષ હું વહોરું છું. ફરજીયાત નથી એવાં બાળકોને કમી કરવાની, દંડમાં માફી આપવાની, ગણત્રી બરાબર નહિ કરવાની, શિક્ષણમાં ધગશ અને એમને કેળવવામાં કાળજીનો અભાવ આ બાબતો કોઇપણ બારીકાઇથી જોનારને તરત જ નજરે પડે એવી છે. પછાત કોમોની ગરીબાઇની લાગણી એમના શાહુકારો, એમની પાસેથી ખેતીનું કામ લેનાર ખેડૂતો, તેમ જ દારૂની દુકાન ચલાવનાર પીઠાવાળાને જેટલી હોય છે, તેટલી ભાગ્યે જ બીજાને હોય છે. વળી આ લોકો ગામની અંદર સારી લાગવગ ધરાવનારા અને પૈસાદાર હોવાથી, આવા લોકોનાં બાળકોને ફરજીયાતના અમલમાંથી કેમ છટકાવી શકાય તેની સતત કાળજી રાખે છે. અને આમ કરી આ ગરીબ લોકોને પોતે મોટું પરોપકારનું કાર્ય કરી આપ્યું છે, એમ સમજાવે છે. આવું થાય તેનો ઉપાય શો ? કારણ કે ઉપર જણાવેલા લોકોનો સ્વાર્થ એ કોમને બીન કેળવાયલી જ રાખવામાં છે. આ વસ્તુસ્થિતિનો ઉપાય શો ? ગામ ઉપર અમલદારો કોઇ કોઇ વખત આવે છે, અને તેઓ તો ઉપર કહ્યા તેવા લોકોને અને ગામના પટેલ તલાટીને મળી તેમને બોધ આપી ચાલ્યા જાય છે. કોઇ અમલદાર ભાગ્યે જ આ પછાત કોમના લોકોને એકઠા કરી તેનો મેળાવડો કરવા પ્રયત્ન કરે છે. આમ કરવાને બદલે દરેક અમલદાર ગામ પર જાય ત્યારે આ પછાત લોકો કેવી જગ્યામાં રહે છે, શું ખાયપીએ છે, દિવસ કેમ નિર્ગમન કરે છે, તેનો અભ્યાસ કરી–તેમના મેળાવડા કરી સીધો બોધ આપવા અને તેનાં સુખદુ:ખ જાણવા પ્રયત્ન કરે તો જ તેમની ખરેખરી મુશ્કેલી જાણી શકે એ દેખીતી વાત છે.

આટલી વાર લગી તો મેં તમને માત્ર ફરજીયાત કેળવણીની હકીકત કહી; પરંતુ હવે આપણે ફરજીયાત કેળવણી પછી શું હોવું જોઇએ, તેનો વિચાર કરીએ. આ વિચાર પહેલાના જેટલો જ કઠણ છે. અત્યારે ૭ થી ૧૨ વર્ષ સુધીની ઉમર અને વર્ગ ૫ સુધીનો અભ્યાસ પૂરો કર્યા પછી કાં તો બાળક વર્ગ ૬ નો અભ્યાસ કરે છે, સવડ હોય તો અંગ્રેજી ભણે છે; અને એમાંથી એકેય ન કરનાર ઘરના, ખેતીના કે વેપારના કામમાં પડે છે. આમાંથી વર્ગ ૬ અને વર્ગ ૭ ભણનારની કે અંગ્રેજીમાં છેવટ મેટ્રીકની પરીક્ષા પસાર નહિ કરનારની સ્થિતિ બહુ કફોડી થાય છે. તેઓને નોકરી મળતી નથી, અને ખેતી કે વેપારનાં કામ કરવા માટે જોઇતી ચિવટાઇ કે સહનશીલતા એનામાં રહેતી નથી. એટલે આવા અધકચરા લોકોની સ્થિતિ બહુ દયાજનક હોય છે. ઘણી વખત તો વર્ગ ૫ માં પાસ થઇ વર્ગ ૬ કે અંગ્રેજીમાં દાખલ થનારને ખાત્રી હોય છે કે આપણે ત્યાં નભી શકીશું નહિ, છતાં પણ દેખાદેખીથી બીજા સાથે ઘસડાઇ શરીર, શક્તિ અને ધનનો નાશ કરે છે. જે લોકો વર્ગ ૫ માં પાસ થયા પછી પરિસ્થિતિને અનુસરી અભ્યાસ છોડી દે તેવાઓને માટે, તેમ જ આવા અધૂરા અભ્યાસ મૂકીને આવનાર માટે શરીરશક્તિ અને ધનનો નાશ કર્યા સિવાય જ્ઞાન સંપાદન કરવાનું સાધન તે પુસ્તકાલય છે. મેળવેલું દ્રવ્ય ન

જાય તે માટે જેમ આપણે પૈસા દાગીના વગેરે તપાસતાં રહીએ છીએ અને વધારવા પ્રયત્ન કરીએ છીએ, તેમ જ મેળવેલું જ્ઞાન જતું ન રહે અને દિન પર દિન વધે તે માટે પ્રયત્ન કરવો જોઇએ. અસલના વખતમાં વિદ્યાર્થી જ્યારે ગુરૂને ઘેરથી અભ્યાસ પૂરો કરી પાછા જતા, ત્યારે ગુરૂ એને છેવટનો ઉપદેશ આપતા, અને તેમાં નીચે પ્રમાણે કહેતાઃ—

**માતૃ દેવો ભવ । પિતૃ દેવો ભવ ।**
**આચાર્ય દેવો ભવ । અતિથિ દેવો ભવ ।**
**સ્વાધ્યાયાન્મા પ્રમદ ।**

એમાં ઉપરનાં ચારનો હાલ વિચાર ન કરતાં માત્ર છેવટના વાક્યનો વિચાર કરીએ. **સ્વ** એટલે પોતાના, **અધ્યાયાત્** એટલે અભ્યાસમાં, **મા પ્રમદ** એટલે પ્રમાદ—ભૂલ કરીશ નહિ. તાત્પર્ય એ કે પોતાનો અભ્યાસ ચાલુ રાખવામાં બીલકુલ આળસ કરવું નહિ. ગુજરાતીમાં પણ એક કહેવત છે કેઃ—

**પાન સડે, ઘોડા અડે, વિદ્યા વિસર જાય;**
**કહો ગુરુજી એ તીનકા કૌન ઉપાય ?**

ગુરુએ જવાબ આપ્યો કે આ ત્રણેનો ઉપાય **ફેરવવાથી** : એટલે કે વારંવાર તેનું રટણ કરવાથી આમ થતું અટકે છે. આ જોતાં અભ્યાસ ચાલુ જ રાખવાની કેટલી જરૂર છે તે સ્પષ્ટ સમજાય છે. આ હકીકત ધ્યાનમાં લઇ જેમ બને તેમ વગર મહેનતે અને વગર પૈસે સગવડ મળે તેટલા માટે ગામે ગામ પુસ્તકાલય અને વાચનાલયની યોજના કાઢી છે. પરંતુ શિક્ષણની ખામીને લીધે, આબોહવાને લીધે કે ઘણા દિવસથી પડી ગએલી ટેવને લીધે આપણે એનો જેટલો ઉપયોગ કરવો જોઇએ તેટલો કરતા નથી. આ પરિષદો એનો બહોળો ઉપયોગ લોકો કેવી રીતે કરતા થાય તેને માટે આપણે ભરીએ છીએ, ઠરાવો કરીએ છીએ, અને જાત જાતની ખાતાને તેમજ લોકોને સૂચનાઓ કરીએ છીએ. પણ આ કામ સેવાવૃત્તિનું હોવાથી કામ કરનારાઓમાં જ્યાં સુધી ત્યાગવૃત્તિ કેળવાય નહિ, જ્યાં સુધી નિશાળનું શિક્ષણ ગોખણિયા મટી સમજપૂર્વકનું થાય નહિ, ત્યાં સુધી આવી પરિષદો બહુ સંગીન કાર્ય કરી શકે નહિ. આવી પરિષદો કરતાં પણ કાર્યકરો લોકોના સમાગમમાં જેમ બને તેમ વધારે આવી તેની અડચણનો વધારે બારીકાઇથી અભ્યાસ કરી નિવેડો લાવે તો વધારે સફળ થઇ શકે. વાંચનનાં સાધનો જોડે લોકો પુસ્તકાલયોમાં વધારે આકર્ષાય તેને માટે પ્રયત્ન કરવો જોઇએ. જ્યાં સુધી ગામમાં દવાખાનું અને દારૂનું પીઠું હોય ત્યાં સુધી પુસ્તકાલયનાં પુસ્તકો વંચાયાં છે પરંતુ જીવનમાં ઉતાર્યાં નથી, એમ માનવામાં જરાય અંતરાય નથી. અત્યારે આપણું શિક્ષણ અને વાચન વંધ્યત્વવાળું છે. આપણે શીખીએ છીએ, વાંચીએ છીએ અને પરીક્ષાઓ આપવી પડે તો કદાચ તેમાં સારામાં સારા ગુણો મેળવી પાસ થઇ શકીએ છીએ; પણ જીવન ઉપર તેની અસર લેશમાત્ર થતી નથી. એક જ દાખલો આ બાબતનો અત્યારે આપીશ. અત્યાર સુધીમાં જે પુસ્તકો લખાયાં છે અને છપાયાં છે, તેમાંથી કોઇ પણ પુસ્તકમાં મોડા ઉઠવાથી જિંદગીમાં લાભ છે, એમ લખેલું જોવામાં આવ્યું નથી. ઉલટું એથી વિરૂદ્ધ દરેક ભાષામાં સત્ર છે. અંગ્રેજીમાં કહેવત છે કેઃ—

Early to bed and, early to rise,
Makes a man Healthy, Wealthy and Wise.

રાતે વહેલા જે સૂઇ, વહેલા ઉઠે વીર;
બળ બુદ્ધિ બહુ ધન વધે, સુખિયું રહે શરીર.

આ સિવાય પણ બીજું ઘણું લખી શકાય પણ કેળવાયલા લોકોમાં તો આ ગુણોનો ઉલટો લોપ જોવામાં આવે છે. આવા બીજા ઘણા દાખલાઓ છે. પરંતુ દેખીતી વાતને સાબીત કરવામાં વધારે પ્રમાણોની જરૂર શી ?

અસલના વખતમાં ગુરૂ પોતાને ત્યાંથી ભણીને જતા વિદ્યાર્થીઓને આશિષ આપતાં કે **તવ વિદ્યા ફલવતી ભવ** એટલે તું જે ભણ્યો છે તે સફળ થાઓ. સાર એ કે તે પ્રમાણે તું વર્તન રાખ. હાલમાં પદ્વીદાન સમારંભ વખતે આશિષ અપાય છે, પણ તે આપનાર ગુરૂ પૈકીનો ન હોતાં ઇલાકાનો મોટો અમલદાર હોય છે, જેથી આશિષનો કાંઇ અર્થ સરતો નથી. આપણે જે સિદ્ધાંતોની સત્યતા સિદ્ધ કરીએ તે સિદ્ધાંતો જિવનમાં ઉતારીએ તો આપણું ભણ્યું પ્રમાણ, નહિતર નિરર્થક સમજવું. લંબાણના ભયે હું હવે પરિષદ દ્વારા હાલમાં જે સ્થિતિ છે, તેમાં શું કરી શકીએ તેનો વિચાર કરીશ.

પરિષદ કાયમનું કોઇ સ્વરૂપ લે અને તાલુકાની કેળવણી સંબંધી સ્થિતિનો બારીક અભ્યાસ કરી તેમાં આવતા અંતરાયો દૂર કરવા પ્રયત્નો કરે એ જરૂરનું છે. તેટલા માટે મહાલ સમિતિઓ નિભાવે અને તે ગામેગામની શાળાઓનો, પુસ્તકાલયનો તેમજ વાંચનાલયનો અભ્યાસ કરી યોગ્ય તે નિવેદન રજુ કરે, અને અંતરાયો દૂર કરવા પ્રયત્ન કરે. હાલ દરેક જગ્યાએ પુસ્તકાલયો શાળાના મકાનમાં છે. આ પ્રમાણે પુસ્તકાલયો શાળામાં રાખવા યોગ્ય છે કે કેમ તેનો વિચાર થવાની જરૂર છે. હજુ શાળાઓને બાળકના પ્રમાણમાં વિસ્તારવાળાં મકાનો મળ્યાં નથી તે પહેલાં શાળાના મકાનમાં પુસ્તકાલય, ગ્રામ્ય ઔષધાલય, પોસ્ટ ઓફિસ, વ્યાયામશાળાનાં સાધનો વગેરે રાખવાની જગ્યા કરવી પડે છે. પુસ્તકાલય, મારા અનુભવથી તો ત્યાં જ સારું ચાલે કે કે જ્યાં સ્વતંત્ર મકાનો છે.

વળી ગ્રામવાસીઓએ પોતાની દાનવૃત્તિની દિશા બદલી હવે આ તરફ ધ્યાન આપવું જોઇએ. કહ્યું છે કે—

અન્નદાનં મહાદાનં । વિદ્યાદાનં તતોઽધિકં ॥
અન્નેન ક્ષણિકા તૃપ્તિ । ર્યાવજ્જિય તુ વિદ્યયા ॥

આ વાત આપણે ગામના લોકોને સમજાવી, તેનું વલણ બદલાવી, આવાં પુસ્તકાલયોનાં મકાનો વગેરેમાં મદદ કરતાં શીખવવું જોઇએ. એટલું જો આપણે કરીએ તો આપણાં કાર્યને ઘણો વેગ આપીશું. છેવટે આપણે બધા જે અત્યારે એકત્ર થયા છીએ તે અંતરથી આપણા દેશને માથે લાગેલી નિરક્ષરતાની કાળી ટીલી દૂર કરવા પરમાત્મા શક્તિ આપે એટલું માગી વિરમીએ. તમે બધાએ મને અત્યાર સુધી શાંતિથી સાંભળ્યો તે બદલ તમો સૌનો અંતરથી ઉપકાર માનું છું. ઈશ્વર તમને સદ્બુદ્ધિ આપી, છો તેના કરતાં પણ વધારે સેવાભાવી થાઓ એવી પ્રાર્થના સાથે મારૂં ભાષણ સમાપ્ત કરીશ. ઇતિશમ્ ।

પ્રમુખશ્રીનું ભાષણ ૧૦ ને સુમારે સમાપ્ત થતાં બાલવીરોએ '**મહારાણા પ્રતાપ,**' તથા '**સિકંદર પોરસ**'ના સંવાદ ભજવીને, અને બાલિકાઓએ 'બેટે ઝુલે છે તલવાર' ને 'સરવર તીરે સહીયર સાથે' એ રાસ-ગરબા ભાવભેર ગાઈને સભાનું મનરંજન કર્યું. તે પછી ઠરાવોનું કામ હાથ ધરવામાં આવ્યું ને યથાયોગ્ય વિવેચનો સાથે કુલ ૧૫ ઠરાવો પસાર કરવામાં આવ્યા. પૈકી ઠરાવ નં. ૧ શ્રીમંત મહારાજા સાહેબનો આભાર અને દીર્ઘાયુ સંબંધીનો તથા ઠરાવ નં. ૧૨ પ્રમુખાદિનો આભાર માનવાનો હોઈ બાકીના ૧૦ ઠરાવ નીચે પ્રમાણે :—

ઠરાવો

ઠરાવ નં. ૨ : પેટલાદ અને વાઘોડીઆ મહાલમાં દર વર્ષે જેમ વિદ્યાદાનનો એક દિવસ ઉજવવામાં આવે છે તેમ આપણા મહાલમાં પણ ચૈત્ર સુદી ૯ ( રામનવમી ) એ એવો દિવસ ઉજવાય એમ આ પરિષદ ઇચ્છે છે. અને એનો અમલ ચાલુ સાલથી જ કરવા માટે અત્યારથી જ એની તજવીજ કરવા આ પરિષદ મહાલનાં તમામ પુસ્તકાલયોનાં મંત્રીઓ અને કાર્યકર્તાઓને ભલામણ કરે છે.

ર. મૂ. હર્ષદલાલ છોટાલાલ પંડયા, કાવીઠા　　　અ. આ. શાંતિલાલ પ્રહ્લાદજી માંકણી
　　　વિ. ,, ,, મણીલાલ મંગળજી કાશીવાળા

ઠરાવ નં. ૩ : 'શાળા ત્યાં પુસ્તકાલય' શ્રીમંત મહારાજા સાહેબના એ સ્તુત્ય સિદ્ધાન્તનો સંખેડા મહાલમાં સંપૂર્ણ રીતે અમલ કરી દેખાડવા માટે આવશ્યક પ્રયત્ન કરવા આ પરિષદ નીચેના સદ્‌ગૃહસ્થોની સમિતિ નીમે છે:—

( ૧ ) મે. રા. રા. મહાલ વહીવટદાર સા.　　( ૨ ) રા. રા. મહાલ શાળાધિકારી સા.
( ૩ ) રા. સંખેડા મહાલ પુ. મંડળના મંત્રી　　( ૪ ) શેઠ ગોવિંદલાલ હરિવલ્લભ
( ૫ ) ડૉ. જેઠાલાલ કેશવલાલ પરીખ

ર. મૂ.—જેઠાલાલ મણીશંકર વ્યાસ, કોસીન્દ્રા　　અ. આ.—વલ્લભભાઈ મીઠાભાઈ, કાવીઠા

ઠરાવ નં. ૪ : ભણેલી પ્રજાને વાંચવાનું સાધન પુરૂં પાડવું એ વડોદરા રાજ્યની નીતિ છે, તેને આ પરિષદ હર્ષથી વધાવી લે છે. પણ એ નીતિનો અમલ હાલ માત્ર જ્યાં સરકારી મુખ્ય શાળાઓ હોય છે તેવાં ગામોમાં જ થતો જોવામાં આવે છે, વર્ગોવાળા વા સરકારે માન્ય કરેલી ખાનગી શાળાઓવાળાં ગામોને સેવા લાભ આપવામાં આવતો નથી. તેથી એ સ્તુત્ય રાજનીતિનું ધ્યેય પુરેપુરૂં સચવાતું નથી એમ આ પરિષદ માને છે, અને પુસ્તકાલય ખાતાને તેમજ પ્રાંત પુસ્તકાલય અને રાજ્ય પુસ્તકાલય મંડળોના સંચાલકોને એ બાબતનો સહાનુભૂતિથી વિચાર કરવા આ પરિષદ આગ્રહભરી વિનંતિ કરે છે.

ર. મૂ.—શા. કચુલાલ ચુનીલાલ, સંખેડા　　અ. આ. શા. હીરાલાલ ચુનીલાલ, સંખેડા
　　　વિ. અ. આ.—મણીલાલ મંગળજી કાશીવાળા

ઠરાવ નં. ૫ : પ્રજાને ઉપયોગી કાયદાકાનુનો, નિબંધ નિયમો જેમાં છપાયલા છે એવાં પુસ્તકો ઉપરાંત પ્રાંતનો નકશો, ઘડિયાળ, રેલ્વેગાઇડ તેમજ બાલોપયોગી રમતગમતનાં સાધનો દરેક પુસ્તકાલયમાં હોય એમ આ પરિષદ ઇચ્છે છે અને પોતાના બજેટમાં સવડ કરી વહેલામાં વહેલી તકે વસાવી દેવાની મંત્રી ભાઇઓને ભલામણ કરે છે.

—પ્રમુખસ્થાનેથી

ઠરાવ નં. ૬ : પુસ્તકાલયોનાં બજેટ, પાવતીઓ તથા નિવેદનો સમયસર ખાતા તરફ જાય છે કે નહીં તેની ખબર મહાલ મંડળને પડતી રહે એટલા માટે ગામ પુસ્તકાલયો તથા વાંચનાલયોનો એ ત્રણે પ્રકારનો ટપાલ વ્યહવાર મહાલ મંડળની મારફત થાય એમ આ પરિષદ ઇચ્છે છે. જે પુસ્તકાલયોને આ વ્યવસ્થા અગવડભરેલી માલમ પડે તેઓ

નિદાન વાર્ષિક નિવેદનની એક નકલ તથા બજેટ, પાવતીએ ખાતા તરફ મોકલી આપ્યાની ખબર તો મંડળને આપે જ; અને બજેટ મંજુર થયાં છે કે નહીં તેની ખબર મહાલ મંડળને પડે એટલા ખાતર મંજુર થયેલાં બજેટો ગ્રામ પુસ્તકાલયો તથા વાંચનાલયો તરફ બારોબાર નહીં મોકલતાં મહાલ મંડળ તરફ એકજથ્થે મોકલવાનો વહિવટ રાખવા આ પરિષદ ખાતાને પણ વિનંતિ કરે છે.

દ. મૂ.—શા. નવનીતલાલ મોતીલાલ ગ્રંથપાલ–સંખેડા અ. આ.–જોશી રવિશંકર છોટાલાલ ખુનવાડ

ઠરાવ નં. ૭ : નબળા વખતમાં બજેટ ન બની શકે ત્યારે પણ પુસ્તકો તથા માસિકના વાંચનનો લાભ મળવાનું ચાલુ રહે એટલા ખાતર પચાસ રૂપરાંતનું કાયમ ફંડ ધરાવતાં પુસ્તકાલયો ગુ૦ વ૦ સોસાઇટીમાં રજીસ્ટર થઇ જાય એમ આ પરિષદ ઇચ્છે છે.

—પ્રમુખસ્થાનેથી

ઠરાવ નં. ૮ : શ્રીમંત સરકારના ફરજીઆત કેળવણીના કાયદાના પ્રતાપે શાળા વગરના ગામે પણ નાનાં મોટાં ભણેલાં માણસો વસતાં હોય છે. તેમના હિત માટે વાંચનાલયનો લાભ તો એ ગામે નિદાન અપાવો જ જોઇએ, એમ આ પરિષદ ખાતાને આગ્રહભરી વિનંતિ કરે છે.

દ. મૂ.—શાહ હીરાલાલ ચુનીલાલ મંત્રી, સંખેડા અ. આ.—ઠક્કર શંકરલાલ છગનલાલ, માલુ

વિ. અ. આ.–શા કચુભાલ ચુનીલાલ, સંખેડા

ઠરાવ નં. ૯ : ચાલુ વર્ષે સંખેડા મહાલ માટે "ગાંધીજીની આત્મકથા" એ પુસ્તકની શિષ્ટ વાચનની પરીક્ષા લેવાની યોજના કરાયેલી છે, તેનો લાભ લેવા તથા લેવડાવવા આ પરિષદ પુસ્તકાલયના મંત્રી ભાઇઓને ખાસ ભલામણ કરે છે; મોટા વિદ્યાર્થીઓને પણ એનો લાભ લેવાની પ્રેરણા કરવા શિક્ષક ભાઇઓને વિનંતિ કરે છે.

—પ્રમુખસ્થાનેથી

ઠરાવ નં. ૧૦ : ગામની ભણેલી જનતા દેશ દેશાવરના ચાલુ બનાવોથી વાકેફ રહે એટલા માટે ગામના અનુકૂળ સ્થળે બ્લૅકબોર્ડ કિંવા કાળી સપાટીવાળી દિવાલ પર રોજીંદા વા અઠવાડિક બનાવો લખવાની યોજના રાખવા મંત્રી ભાઇઓને આ પરિષદ ભલામણ કરે છે.

દ. મૂ.–જેઠાલાલ રણછોડ પુરોહિત, ડેલમાર અ. આ.—ચુનીલાલ કરસનભાઇ, ચીખોદ્રા

ઠરાવ નં. ૧૧ : પુસ્તકાલયમાં નહિ આવી શકતાં ભણેલાં સ્ત્રી પુરુષોને ઘેરબેઠાં વાંચનનો લાભ મળે એવી યોજના ગામેગામ થવાની આ પરિષદ આવશ્યકતા ગણે છે અને તેનો અમલ વિદ્યાર્થીઓ મારફત શરૂ કરી દેવા શિક્ષક ભાઇઓને વિનંતિ કરવામાં આવે છે.

દ. મૂ.—ભાનુશંકર ઓડેલી અ. આ.—અલ્હાદપુરાના શિક્ષક

પૈકી ઠરાવ નં. ૪–૬ ને ૮ પર મદદનીશ વ્યવસ્થાપક શ્રી રાંગણેકર સાહેબે ખુલાસા રજુ કર્યા હતા, અને સરકારમાન્ય શાળા ધરાવતા ફાફટ ગામ માટે પ્રાંત વિદ્યાધિકારી સાહેબની જો ભલામણ આવશે તો તેને પુસ્તકાલય આપવાનું, તથા શાળા વિનાના કલોડીઆ ગામને અપવાદ તરીકે વાચનાલય આપવાનું આશ્વાસન આપ્યું હતું. ઠરાવ નં. ૮ માં કરાયલી વિનંતિ પ્રમાણે વહિવટ રાખતાં તો પત્રવ્યવહારમાં ઢિંગાઇ થવાની પૂરી સંભાવના છે એમ જણાવી મંજુર કરેલાં બજેટો તો જે તે પુસ્તકાલય તરફ પરભારા જ રવાના કરવાનો ચાલુ વહિવટ હિતાવહ છે એમ સમજાવ્યું હતું. જરૂર હશે તો મહાલ મંડળને મહાલનાં બજેટો રવાના કરી દીધાની માહિતી પૂરી પાડવામાં આવશે.

ઠરાવોનું કામ પુરું થયા પછી સદ્‌ગૃહસ્થોનાં પ્રાસંગિક વિવેચનો અને પ્રમુખશ્રીનું ઉપસંહારનું વક્તવ્ય થયા બાદ આભારપ્રદર્શનનો ઔપચારિક ઠરાવ પસાર થયો, ને છેલ્લે હાર કલગી વહેંચાઈ રાજગીત સાથે પરિષદ વિસર્જન થઈ.

—✻—

# પુસ્તક પરિચય

**૧. ગ્રહરાજઃ**—લેખક તથા પ્રકાશક, ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા, વડોદરા; ક્રાઉન ૧૬ પેજી પાન ૭ + ૧૬૦; ૧૯૩૭; સચિત્ર, ભાવવાહી ચિત્રવાળું બોર્ડનું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૮–૦.

સંવત ૧૯૯૨ માં પ્રથમ પ્રસિદ્ધ થએલી આ ઐતિહાસિક વાર્તાની એક વરસ જેટલા ટૂંક સમયમાં આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે એ જ એની લોકપ્રિયતા બતાવે છે. કાઠીઆવાડ, ઝાલાવાડ, હાલાર વગેરેનું કંઠસ્થ સાહિત્ય એકઠું કરી પોતાની અસરકારક શૈલીમાં સમાજ સમક્ષ ધરવાનું બીડું ભાઇ રાયચુરાએ ઝડપ્યું છે અને સોરઠી વીરાંગનાઓ, ગ્રહરાજ, નગાધિરાજ, મહીપાળદેવ વગેરે ઐતિહાસિક વાર્તાઓ દ્વારા એ સાહિત્ય તેમણે ગુજરાત સમક્ષ ધર્યું છે.

આ નવલકથામાં વામનસ્થળીના ગ્રહરિપુની જુદી જ દૃષ્ટિથી ઓળખાણ ભાઇ રાયચુરાએ કરાવી છે. ગુજરાતના ઇતિહાસમાં મૂળરાજ સોલંકીના સમયમાં ગ્રહરિપુ સોમનાથના યાત્રીઓને હેરાન કરતો એમ આપણે વાંચી ગયા છીએ. રાસમાળા, પ્રબન્ધ ચિંતામણી, સોરઠી તવારીખ, રત્નમાળ વગેરે ગ્રંથોમાં જે ચિતાર ગ્રહરિપુનો આપ્યો છે તેનાથી તદ્દન જુદો જ ચિતાર અત્રે આપી એ મહાન શંકરભકત, અને શૂરવીર, દાનવીર હતો એમ ચારણો, ગઢવીઓ વગેરે પાસેથી હકીકતો મેળવી ભાઇ રાયચુરા આપણને જણાવે છે. પરંતુ તેનાં લેખી પ્રમાણો એઓ બિલકુલ આપતા નથી. જો આ વાત સપ્રમાણ એઓ આપી શકતા હોત તો એમનું મંતવ્ય ગ્રાહ્ય થવાની સુલભતા થાત. છતાં પણ પુસ્તક વાંચતાં ગ્રહરાજ સંબંધી આપણો ખ્યાલ એના લાભમાં જ પરિણમે છે.

પુસ્તકનાં રૂપરંગ, ઢબછબ. છપામણી કાગળ વગેરે ઉત્તમ છે. ચિત્રો પણ શુદ્ધ અને દેશને અનુકૂળ વાતાવરણ ઉભું કરે એવાં છે. ચિત્રકાર ભાઇ હરિલાલ પ્રેમજી ત્રિવેદીને આવાં સુંદર ભાવવાહી ચિત્રો માટે અભિનંદન ઘટે છે. પુસ્તકાલયો ખરીદશેજ.

**૨. સોરઠી વીરાંગનાની વાર્તાઓઃ**—લેખક તથા પ્રકાશક, કદ, સ્થળ, વર્ષ, પૂઠું વગેરે ઉપર પ્રમાણે; પાન ૮ + ૧૯૬; મૂલ્ય રૂ. ૨–૦–૦.

સદર પુસ્તકની પણ આ બીજી આવૃત્તિ છે. પહેલી આવૃત્તિ સં. ૧૯૮૪ માં પ્રસિદ્ધ થઇ હતી અને તેર વર્ષે આ નવીન આવૃત્તિ બહાર પડે છે. ગઢવીઓ, ચારણો, લોકગીતો, દંતકથાઓ વગેરે સાહિત્યમાંથી એકઠી કરી સોરઠી વીરાંગનાના શરાતનની આ ગાથાઓ ભાઇ રાયચુરાએ ગુજરાત સમક્ષ ધરી છે. સ્ત્રીશક્તિ કેવી હતી તેમ તેઓ કેટલી સ્વતંત્રતાથી વર્તી શકતી તે પણ આ વાર્તાઓ દ્વારા ભાઇ

રાયચુરાએ જણાવ્યું છે. સ્ત્રી અબળા નહિ પરંતુ પ્રબળા છે તે આ વાર્તાઓ વાંચનારને સ્હેજે સમજાશે. વીરાંગનાઓ એકલી નીડર, શૂરવીર અને દઢતાવાળી હતી એટલું જ નહિ પરંતુ દયાળુ, દાનશીલ અને ઉદાર દિલની પણ હતી એ આપણે સમજી શકીએ છીએ.

આમાં કુલ ૧૧ વાર્તાઓ છે. ધોળી આઇ, અમૃત શેઠાણી, શવજી ભેડી, મોતી મા વાળી વાતો ખાસ વાંચવા લાયક અને અનુકરણયોગ્ય છે. વાંચકો આ વાર્તાઓ રસભેર અને આનંદભેર વાંચશે. ચિત્રો વગેરે પણ સુંદર છે. છપાઇ વગેરે પણ સારાં છે.

૩. **શ્રીકાન્ત ભા. ૪ થો:**—મૂળ લેખક, શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય; અનુવાદક, સુશીલ, ( ભીમજી હરજીવન પરીખ ); પ્રકાશક, શંભુલાલ જ. શાહ, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ; ક્રાઉન ૧૬ પેજી, આચ્છાદનવાળું સચિત્ર પૂઠું; ૧૯૩૮; પાન ૭ + ૨૯૪; મૂલ્ય રૂ. ૨–૦–૦.

તરૂણ ગ્રંથમાળાનું આ આઠમું પુસ્તક છે. ૩ જો ભાગ બહાર પડયો ત્યારે ચોથો ભાગ જલદી પ્રસિદ્ધ કરવા સૂચન કર્યું હતું તે પ્રમાણે એકાદ માસમાં આ ભાગ બહાર પડયો છે. ભાઇ મેઘાણીએ પ્રસ્તાવનામાં લખ્યા પ્રમાણે રા. સુશીલનું બંગાળી જ્ઞાન વધારે સારૂં છે; એટલે આ અનુવાદ પણ સફળ થયો છે. પુસ્તક વાંચતાં પણ એ જણાઇ આવે છે.

કાશીથી રાજલક્ષ્મી પાસેથી શ્રીકાન્ત બ્રહ્મદેશ જવા વિદાય લે છે ત્યારથી આ ભાગ શરૂ થાય છે. રસ્તામાં ગાડીમાં જ એમના જ ગામના ઠાકુરદા અને રંગાબેનનો મેળાપ થાય છે અને ઠાકુરદાની તરકીબથી શ્રીકાન્ત રંગાબેન સાથે પરણવા મરજી બતાવે છે. પરંતુ રાજલક્ષ્મીની સંમતિ માગતાં તે મળતી નથી. ઠાકુરદા પોતાનો પ્રયત્ન નિષ્ફળ જતાં ચીડવાય છે. પરંતુ પૈસાથી એમને મનાવી લેવામાં આવે છે. એ અરસામાં શ્રીકાન્ત પોતાના મિત્ર ગોહરને મળે છે અને એને ત્યાં બેચાર દિવસ રહે છે. ગોહર મુસલમાન છતાં સાધુ સંતોમાં અને ભજનમાં મશગુલ રહે છે અને શ્રીકાન્તને પોતાની જોડે મોટા ગોસાઇ તથા વૈષ્ણવીને મળવા લઇ જાય છે. ત્યાં વૈષ્ણવી તરફ એ આકર્ષાય છે. એનું નામ કામલતા છે. પ્રથમ એની જોડે ઓળખાણ હતું. કામલતા સાથેનો પરિચય પ્રેમમાં પરિણમે છે પરંતુ કામલતા દઢ નિશ્ચયવાળી સંયમી અને ભકિતપરાયણ હોવાથી સાધુઓની તથા અતિથિઓની સેવામાં તેમજ ગુરૂદેવની ભકિતમાં સમય વીતાવે છે. થોડા સમય પછી તે કલકત્તા જાય છે ત્યાં રતન મળે છે અને થોડા સમય પછી રાજલક્ષ્મી આવે છે. તે નવીન ઘર લઇ ત્યાં જ રહેઠાણ જમાવે છે અને શ્રીકાન્તની અનન્ય ભકિતથી સેવા કરે છે. થોડા સમય પછી બન્ને પાછાં સાધુઓના અખાડામાં જાય છે અને કામલતા તથા પદ્માને મળે છે. કામલતાના સ્નેહની રાજલક્ષ્મીને ખબર હોય છે છતાં પોતાની બ્હેન તરીકે એની જોડે વર્તે છે. કામલતા પણ પરિસ્થિતિથી વાકેફ થઇ પોતે ત્યાં જતા રહેવા ઇચ્છે છે અને છેવટે જાય છે. શ્રીકાન્ત રાજલક્ષ્મી જોડે કલકત્તે આવે છે અને રાજલક્ષ્મીની મરજી પ્રમાણે નોકરી કરવા રંગુન જવાનું માંડી વાળી રાજલક્ષ્મી જોડે જ રહે છે. કામલતા નિંદા થતાં અખાડામાંથી વૃંદાવન ચાલી જાય છે અને શ્રીકાન્તને રાજલક્ષ્મી તરફ

પ્રેમ રાખવા વિનંતિ કરે છે. પતિભક્તિ કેવી હોય તે રાજલક્ષ્મીની વર્તણુક ઉપરથી બહુ સારી રીતે સમજાય છે. એની પતિભક્તિ પણ અજબ છે. જો કે શ્રીકાન્ત માનેલો પતિ છે પરંતુ એક ચિત્તે તેની ચાકરી કરે છે અને તેની ઝીણામાં ઝીણી જરૂરિઆતો તરફ પોતે લક્ષ આપે છે.

વાર્તા સારી છે અને બોધદાયક છે, પરંતુ ઘણી લાંબી છે. હજુ એકાદ ભાગ બાકી જણાય છે. ઉત્તેજન તો મળશે જ. છપાઇ કાગળ વગેરે સારૂં છે.

૪. દત્તાઃ—અનુવાદક, માણેકલાલ ગો. જોશી; પ્રકાશક, નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પાન ૩૧૮; કાચું સચિત્ર પૂઠું; મૂલ્ય રૂ. ૧–૧૨–૦; પાકું પૂઠું રૂ. ૨–૦–૦.

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના ત્રીજા વર્ષના બીજા પુસ્તક રૂપે આ પુસ્તક પ્રસિદ્ધ થાય છે. સ્વ. શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયની કૃતિઓ ગુજરાતીમાં અનુવાદિત થાય છે એટલે બંગાળી નવલકથાઓનો આપણને પરિચય થાય છે. બંગાળી સમાજની જીવનકથા આવાં પુસ્તકો દ્વારા આપણા જાણવામાં આવે છે.

નાનપણના ત્રણ મિત્રો ગમે તે સંજોગોમાં પણ એકબીજાથી છૂટા નહિ પડવા ઠરાવ કરે છે; પરંતુ કાળની ગતિ ન્યારી છે; ત્રણે જણ છૂટા પડી જાય છે. જેને છોકરી આવે તેનો પોતાના છોકરા જોડે સંબંધ બાંધી મૈત્રી વધારે ગાઢ બનાવવા નિશ્ચય કરે છે. જગદીશ ગરીબ છે. વનમાળી ખૂબ પૈસાદાર છે અને તેને એક છોકરી છે. જગદીશ છૂટો પડી જાય છે પરંતુ રાસબિહારી વનમાળી જોડે સંબંધ રાખી રહ્યો છે અને તેની જાગીરની વ્યવસ્થા પોતાના છોકરા વિલાસની સહાયથી કરે છે. રાસબિહારીની નજર વનમાળીની છોકરી વિજ્યા સાથે વિલાસને પરણાવી તેની મિલકતનો માલિક થઇ બેસવા તરફ છે. વનમાળી અને રાસબિહારી બ્રહ્મોસમાજી છે; વનમાળીએ પ્રસંગોપાત્ત જગદીશને નાણાંની મદદ કરી તેનાં ઘર જમીન લખી લીધાં છે. પરંતુ એને જગદીશ ઉપર પ્રેમ છે અને એનો વિચાર જગદીશના પુત્ર નરેન્દ્ર જોડે વિજ્યાને પરણાવવાનો છે. વિજ્યા બહુ ચબરાક છે અને પિતાના છેવટના શબ્દો બહુ ધ્યાનપૂર્વક સાંભળે છે. ધીમે ધીમે રાસબિહારી પોતાની જાળ પાથરવા માંડે છે અને કલકત્તેથી વિજ્યાને પોતાના વતનમાં તેડી જવામાં સફળ થાય છે. વિજ્યાનો વિચાર નરેન્દ્રને હેરાન કરવાનો નથી પરંતુ રાસબિહારીની રમત એ સમજી જાય છે અને ધીરે ધીરે પોતાની દૃઢતા તથા નિખાલસતા બતાવતાં વિલાસ ચિડવાઇ જાય છે અને વિજ્યાને ધમકાવે છે. નરેન્દ્ર વિલાયત જઇ દાકતર તરીકે નામના મેળવી પ્રસંગોપાત્ત પોતાની ઓળખાણ આપ્યા સિવાય વિજ્યાને મળે છે અને રાસબિહારીનું કારસ્તાન ઉઘું વાળે છે. નરેન્દ્ર જેમ બને તેમ વિજ્યાને ઓછો મળે અને ગામમાં જતો રહે માટે એનાં ઘરબાર દેવા પેટે જપ્ત કરે છે; છતાં પણ વિજ્યા અજાણે નરેન્દ્ર તરફ એની સાલસાઇ, ઉદારતા વગેરે ગુણોથી આકર્ષાય છે. નરેન્દ્રવાળા ઘરમાં બ્રહ્મોસમાજ મંદિરની સ્થાપના કરે છે અને દયાળબાબુને મંદિર ખાતે રાખે છે પરંતુ દયાળબાબુ વિજ્યા તરફ ખેંચાય છે અને પ્રસંગ મળતાં નરેન્દ્રની ઉત્તમતા પણ પારખી જાય છે. અને છેવટે વિલાસ તથા

પ્રેમ રાખવા વિનંતિ કરે છે. પતિભક્તિ કેવી હોય.તે રાજલક્ષ્મીની વર્તણુક ઉપરથી બહુ સારી રીતે સમજાય છે. એની પતિભક્તિ પણ અજબ છે. જો કે શ્રીકાન્ત માનેલો પતિ છે પરંતુ એક ચિત્તે તેની ચાકરી કરે છે અને તેની ઝીણામાં ઝીણી જરૂરિઆતો તરફ પોતે લક્ષ આપે છે.

વાર્તા સારી છે અને બોધદાયક છે, પરંતુ ઘણી લાંબી છે. હજુ એકાદ ભાગ બાકી જણાય છે. ઉત્તેજન તો મળશે જ. છપાઈ કાગળ વગેરે સારૂં છે.

૪. **દત્તા**:—અનુવાદક, માણેકલાલ ગો. જોશી; પ્રકાશક, નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પાન ૩૧૮; કાચું સચિત્ર પૂઠું; મૂલ્ય રૂ. ૧–૧૨–૦; પાકું પૂઠું રૂ. ૨–૦–૦.

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના ત્રીજા વર્ષના બીજા પુસ્તક રૂપે આ પુસ્તક પ્રસિદ્ધ થાય છે. સ્વ. શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયની કૃતિઓ ગુજરાતીમાં અનુવાદિત થાય છે એટલે બંગાળી નવલકથાઓનો આપણને પરિચય થાય છે. બંગાળી સમાજની જીવનકથા આવાં પુસ્તકો દ્વારા આપણા જાણવામાં આવે છે.

નાનપણના ત્રણ મિત્રો ગમે તે સંજોગોમાં પણ એકબીજાથી છૂટા નહિ પડવા ઠરાવ કરે છે; પરંતુ કાળની ગતિ ન્યારી છે; ત્રણે જણ છૂટા પડી જાય છે. જેને છોકરી આવે તેનો પોતાના છોકરા જોડે સંબંધ બાંધી મૈત્રી વધારે ગાઢ બનાવવા નિશ્ચય કરે છે. જગદીશ ગરીબ છે. વનમાળી ખૂબ પૈસાદાર છે અને તેને એક છોકરી છે. જગદીશ છૂટો પડી જાય છે પરંતુ રાસબિહારી વનમાળી જોડે સંબંધ રાખી રહ્યો છે અને તેની જાગીરની વ્યવસ્થા પોતાના છોકરા વિલાસની સહાયથી કરે છે. રાસબિહારીની નજર વનમાળીની છોકરી વિજ્યા સાથે વિલાસને પરણાવી તેની મિલકતનો માલિક થઈ બેસવા તરફ છે. વનમાળી અને રાસબિહારી બ્રહ્મોસમાજી છે. વનમાળીએ પ્રસંગોપાત્ત જગદીશને નાણાંની મદદ કરી તેનાં ઘર જમીન લખી લીધાં છે. પરંતુ એને જગદીશ ઉપર પ્રેમ છે અને એનો વિચાર જગદીશના પુત્ર નરેન્દ્ર જોડે વિજ્યાને પરણાવવાનો છે. વિજ્યા બહુ ચબરાક છે અને પિતાના છેવટના શબ્દો બહુ ધ્યાનપૂર્વક સાંભળે છે. ધીમે ધીમે રાસબિહારી પોતાની જાળ પાથરવા માંડે છે અને કલકત્તેથી વિજ્યાને પોતાના વતનમાં તેડી જવામાં સફળ થાય છે. વિજ્યાનો વિચાર નરેન્દ્રને હેરાન કરવાનો નથી પરંતુ રાસબિહારીની રમત એ સમજી જાય છે અને ધીરે ધીરે પોતાની દક્ષતા તથા નિખાલસતા બતાવતાં વિલાસ ચિઢવાઈ જાય છે અને વિજ્યાને ધમકાવે છે. નરેન્દ્ર વિલાયત જઈ દાકતર તરીકે નામના મેળવી પ્રસંગોપાત્ત પોતાની ઓળખાણ આપ્યા સિવાય વિજ્યાને મળે છે અને રાસબિહારીનું કારસ્તાન ઉધું વાળે છે. નરેન્દ્ર જેમ બને તેમ વિજ્યાને ઓછો મળે અને ગામમાં જતો રહે માટે એનાં ઘરબાર દેવા પેટે જપ્ત કરે છે. છતાં પણ વિજ્યા અજાણે નરેન્દ્ર તરફ એની સાલસાઈ, ઉદારતા વગેરે ગુણોથી આકર્ષાય છે. નરેન્દ્રવાળા ઘરમાં બ્રહ્મોસમાજ મંદિરની સ્થાપના કરે છે અને દયાળબાબુને મંદિર ખાતે રાખે છે પરંતુ દયાળબાબુ વિજ્યા તરફ ખેંચાય છે અને પ્રસંગ મળતાં નરેન્દ્રની ઉત્તમતા પણ પારખી જાય છે અને છેવટે વિલાસ તથા

લક્ષ્મી પુસ્તકમાળાનુ આ પહેલું પુસ્તક છે. હુન્નરો સંબંધી જુદા જુદા લેખકોના લેખો તથા વકતવ્યો એકત્ર કરી ભાઇ મૂળજી ચાવડાએ આધુનિક બેકારીના વખતમાં નફાકારક હુન્નર કયા કયા છે અને નફાકારક હોવાનું કારણ શું તે સવિસ્તર આ પુસ્તકમાં જણાવ્યું છે. બીજો ભાગ સત્વર પ્રસિદ્ધ થાય એજ ઇચ્છા. દરેક પુસ્તકાલયમાં આ પુસ્તક હોવું જ જોઇએ એટલું જ નહિ પરંતુ તે વિશેષ વંચાય એવી પેરવી મંત્રીઓએ કરવી જોઇએ. માલ ખપાવવાની યુકિત, જાહેર ખબરો કેવી હોવી જોઇએ. વસ્તુઓનો ઉપાડ થવા માટે શું શું કરવું જોઇએ, તેમજ ખેતી તેમજ હુન્નર ઉદ્યોગોમાં કયા કયા નફાકારક છે એ સર્વે તેમજ કયા કયા હુન્નરો કયાં કયાં શીખવાય છે, બેકારી ટાળવા કયા કયા હુન્નરઉદ્યોગો શીખવા જોઇએ વગેરે બહુ વિસ્તારથી અત્રે સમજાવ્યું છે. પુસ્તક આધુનિક સમયમાં ઘણું જ ઉપયોગી છે. હુન્નરઉદ્યોગના શિક્ષણની હિંદની સંસ્થાઓની યાદી છેવટમાં આપવાથી પુસ્તકની ઉપયોગિતા વધે છે. સંપાદકને આ પુસ્તક માટે અભિનંદન ઘટે છે.

**૯. નામાંનાં તત્ત્વો:**—કર્તાઓ, કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા, અને જેઠાલાલ જીવણલાલ ગાંધી; પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; ૧૯૩૮, આચ્છાદન સહિત બોર્ડનું પૂઠું; રૉયલ ૮ પેજી, પાન ૧૮+૪૫૨; મૂલ્ય રૂ. ૨–૮–૦; ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિ પુ. ૭.

આપણા ગુજરાતી સાહિત્યમાં હિસાબી કામની માહિતી આપતા આવા શાસ્ત્રીય અને તુલનાત્મક પુસ્તકની ખોટ હતી જ. ભાઇ જેઠાલાલ તથા કિશોરલાલે આ પુસ્તક તૈયાર કરી સાહિત્યની ઉમદા સેવા બજાવી છે. એમને જેટલાં અભિનંદન આપીએ તેટલાં ઓછાં છે. નામાની પૌર્વાત્ય તેમજ પાશ્ચાત્ય પદ્ધતિઓ તુલનાત્મક દૃષ્ટિએ આપવા ઉપરાંત દરેક પદ્ધતિ બહુ સરળતાપૂર્વક અને સ્પષ્ટ ભાષામાં સમજાવી છે. સ્વાભાવિક રીતે જ નામાના ખાસ શબ્દો તો વાપરવા જ પડે, પરંતુ કાચું નામું, પાકું નામું, જુદા જુદાં ખાતાં, પેટા અને પરચુરણ રોકડ મેળ કંપનીના હિસાબ, હુંડી અને બેંક વ્યવહારો, પેટા ખાતાવહી, રોકડ મેળ, આમનોંધ વગેરે નામાંનાં જુદાં જુદાં સ્વરૂપો અને અંગો બહુ સચોટ રીતે અભ્યાસપાઠ સહિત સરળ ભાષામાં સમજાવ્યાં છે. વિદ્યાપીઠના શિક્ષણને અંગે જ આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. દરેક દરેક પુસ્તકાલયો, શાળાઓ, પેઢીઓ, વેપારીઓ વગેરે આ પુસ્તક જરૂર ખરીદે. આવાં પુસ્તકોને ભલામણની જરૂર હોય જ નહિ. શાળાના અભ્યાસક્રમમાં પણ આ પુસ્તક હવે દાખલ થવું જોઇએ.

**૧૦. શ્રી સ્વામીનારાયણ ચરિત્ર ચિંતામણી:**—કર્તા અને પ્રકાશક સાધુ હરિપ્રસાદજી, સ્વામી નારાયણ મંદિર, વડતાલ; ૧૯૩૮; આવૃત્તિ ૨ જી; રૉયલ ૮ પેજી; પાકું સોનેરી પૂઠું; પાન ૧૩+૭૩૮ + ૪ સચિત્ર, મૂલ્ય રૂ. ૨–૮–૦.

વડતાલના ગાદીપતિ શ્રીપતિપ્રસાદજી મહારાજની આજ્ઞાથી એમના એક અનુયાયી સાધુ હરિપ્રસાદજીએ શ્રી સ્વામીનારાયણ મહાપ્રભુજીનું પહેલું ચરિત્ર આ પુસ્તકમાં વિસ્તારપૂર્વક વર્ણવ્યું છે. આટલા બધા વિસ્તારપૂર્વક આ ચરિત્ર જ છપાય છે.

સ્વામીનારાયણ સંપ્રદાયના અનુયાયીઓને તો આ પુસ્તક બહુ જ ઉપયોગી અને ધાર્મિક થઇ પડશે. સહજાનંદ સ્વામીનો પ્રાદુર્ભાવ, તેમનું શિક્ષણ, તેમનું પર્યટન, તેમનો ચમત્કાર તથા તેમનું મુમુક્ષુઓ માટે સ્થાપન વગેરે બાબતો બહુ વિસ્તારપૂર્વક આમાં વર્ણવી છે. પ્રથમ વડતાલની ગાદીમાંથી બે ગાદીઓ, વડતાલ અને અમદાવાદ શી રીતે થઇ તે તેમજ ત્યાંની ગુરુપરંપરા પણ આમાં આપવામાં આવી છે. સહજાનંદ સ્વામીએ મુસલમાન બાદશાહોને પણ ચમત્કારથી કેવા વશ કર્યા હતા તેમજ તેઓ કેટલા ભાવથી ઉપદેશ ન્યાત જાતના ભેદ વગર આપતા હતા તે પણ આમાં બહુ સચોટ વર્ણવ્યું છે.

છાપકામ, કાગળ, છપાઇ વગેરે સુંદર છે. ઉત્તેજન મળશે જ. પુસ્તકાલયો પણ આવા સમર્થ ધર્માત્માઓનાં ચરિત્રો ખરીદી બહોળો ઉપયોગ કરાવે એજ અભિલાષા.

૧૧. **દેશ દેશના લોકોઃ**—લેખક તથા પ્રકાશક, વિઠ્ઠલરાવ દત્તાત્રય ધારે, હિંદુ કૉલોની, દાદર, મુંબાઇ; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૩ + ૨૧૨; કાચું સચિત્ર પૂઠું; મૂલ્ય રૂ. ૧–૪–૦.

નોકરીને અંગે ભાઈ વિઠ્ઠલરાવને વિલાયતમાં અભ્યાસ માટે જવું પડ્યું. ત્યાં વિનોદ ખાતર આ પુસ્તક મરાઠીમાં લખાયું પરંતુ એમના મિત્ર અધ્યાપક આઠવલેએ આ પુસ્તક અચાનક જોઇ એનું ભાષાન્તર ગુજરાતીમાં કરવા ઇચ્છા જણાવી, એને પરિણામે આ અનુભવપૂર્ણ પુસ્તક ગુજરાતી સાહિત્યમાં ઉમેરો કરે છે. પાશ્ચાત્ય અને પૌર્વાત્ય બધા દેશોની ભૂમિઓ, ત્યાંના લોકો, તેમની રહેણી કરણી, તેમની ખાસીયતો, તેમના રીતરિવાજો વગેરે બધું ઝીણવટથી પ્રત્યક્ષ અનુભવપૂર્વક અત્રે એમણે વર્ણવ્યું છે. દેશ દેશની મુસાફરી કરનારને આ પુસ્તક બહુ ઉપયોગી થઈ પડશે. દુનિયાના લોકો સંબંધી માહિતી મેળવવાની આધુનિક સમયમાં ખાસ આવશ્યકતા છે જ એટલે આ પુસ્તકને ઉત્તેજન તો જોઇએ એટલું મળશે. ભાષા, છપાઇ, કાગળ વગેરે સુંદર છે. અધ્યાપક આઠવલેને ગુજરાતી ભાષામાં આવું સુંદર પુસ્તક તૈયાર કરવા માટે અભિનંદન ઘટે છે.

૧૨. **માંગલિક ગીતમાળાઃ**—કર્તા તથા પ્રકાશક, લવજી કરસન ભક્ત, શ્રી ફતેપુર ભોજા ભક્તની જગ્યા, અમરેલી, કાઠીઆવાડ; ક્રાઉન ૧૬ પેજી પાન ૧૩+૧૧૨; ૧૯૩૮, આવૃત્તિ ૨ જી; કાચું પૂઠું.

લગ્ન પ્રસંગે જુદે જુદે સમયે અમરેલીમાં ગવાતાં ગીતોનો આ સંગ્રહ તે સ્થળની રહેણી કરણી બહુ સારી રીતે જણાવે છે. કુલ ૩૮ ગીતો છે. લગ્ન પ્રસંગ ઉપરાંત બારે માસ ખાસ સમયે પ્રસંગાનુસાર ગવાતાં ગીતોનો પણ આમાં સમાવેશ કરવામાં આવ્યો છે. દરેક ગીતને મથાળે ઢાળ પણ આપેલા છે, એટલે સ્ત્રીઓને ગાવામાં સરળતા માલમ પડશે. મહિલા પુસ્તકાલયો, કન્યાશાળાઓ, પુસ્તકાલયો જરૂર ખરીદે.

૧૩. **રાતું રસ ભા. ૨ જો:**- લેખક, ચંદ્રભાઇ કા. ભટ્ટ; પ્રકાશક, ભોગી-

લાલ ગાંધી ' નવી દુનિયા કાર્યાલય ', ગાંધીરોડ અમદાવાદ; ૧૯૩૭; કાચું સચિત્ર પૂઠું; ક્રાઉન ૧૬ પેજી ૬૬, પાન ૫+૧૮૮; મૂલ્ય ૧૨ આના, પાકું પૂઠું રૂ. ૧-૦-૦.

' આલો વિચારીએ ' ગ્રંથમાળાનાં ત્રીજા વર્ષનું આ પ્રથમ પુસ્તક છે. સદર ગ્રંથમાળા તરફથી ક્રાન્તિકારી પુસ્તકો પ્રસિદ્ધ થાય છે. દુનિયામાં કેવી ઉથલપાથલ થઇ રહી છે તે સમાજ સમક્ષ ધરવાનું ધ્યેય આ માળાના સંચાલકનું છે. રૂશિયાની ક્રાંતિનો ઇતિહાસ એકંદર ચાર ભાગમાં પ્રસિદ્ધ થવાનો છે તેમનો આ બીજો ભાગ છે. એમાં રૂશિયાની પ્રજા ત્યાંના ઝાર સામે ધીરે ધીરે માથું ઉંચકી એટલી જોર પર આવે છે અને તે પણ એટલી ઝડપથી કે રાજા કોઇ પણ જાતનાં પગલાં લે તે પહેલાં એને નાસવું પડે છે. ઉદ્દામવાદીઓ વચ્ચે માથું મારવા જાય છે પણ તે પણ મોડા પડે છે અને સોવિયેટ રૂશિયાના નેતાઓના હુકમો માન્ય કરી રાજાને પ્રજાને સોંપી દે છે. પ્રથમની ઝારશાહીના જુલમથી લોકો એટલા બધા કંટાળી ગયા હોય છે અને ભૂખમરાથી એટલા બધા ઉશ્કેરાઇ ગયા હોય છે કે ઝારને તથા તેના આખા કુટુંબને આખરે ગોળીથી વિંધી નાંખે છે અને રાજ્યસત્તા પ્રજાના અગ્રેસરોના હાથમાં જાય છે. લોકોની હાડમારી અને તેને લીધે ફાટી નીકળેલો તેમનો રોષ ખરેખર હૃદય પીગળાવે એવો છે. સોવિએટ અમલની માહિતી હવેના ભાગોમાં મળશે.

રૂશિયા અને હિન્દુસ્તાનની સ્થિતિ કાંઇક અંશે સરખી જ છે. બન્ને ઠેકાણે લોકમત જાગ્રત થઇ ગયો છે અને સમજાવેલો સમજે એવો નથી. ધ્યેય પ્રાપ્ત કીધા વગર એ હવે જંપે એમ નથી. છપાઇ, કાગળ, બાંધણી, અક્ષરો વગેરે સુંદર છે. રૂશિયાનો ઇતિહાસ વાંચવા લાયક છે. માત્ર પુરૂષો જ આગળ પડયા છે એમ નથી પરંતુ રૂશિયાનું નારીજગત પણ સતેજ બની ગયું છે. સ્ત્રીઓએ પણ પુસ્તક વાંચવા લાયક છે. પુસ્તકાલયોએ એને ઉત્તેજન આપવું ઘટે.

**૧૪. દેશી રાજયો અને ફેડરેશનઃ**—લેખકઃ સ્વ. ચુનીલાલ શામજી ત્રિવેદી ફે. ક. મેજીસ્ટ્રેટ, ખંભાત; પ્રકાશક ગં. સ્વ. કમળાબેન ચુ. ત્રિવેદી, રંગરેજની આમલી, ખંભાત; ૧૯૩૭; ૧૬ પેજી કદઃ આચ્છાદનવાળું પાકું પૂઠું; પાન ૩૨+૩૯૨; મૂલ્ય રૂ. ૫-૦-૦; પોપટલાલ ચુડગરના ઉપોદ્દઘાત તથા ખંભાતના માજી દિવાન શ્રી. કૃષ્ણલાલ કીરપારામ ઠાકોરની અંગ્રેજી પ્રસ્તાવના સહિત.

ફેડરેશનનો પ્રશ્ન દેશી રાજ્યો માટે ઘણો અગત્યનો થઇ પડયો છે. બે ચાર વર્ષ થયાં એ પ્રશ્ન ખૂબ ચર્ચાઇ રહ્યો છે. હવે સમય નજીક આવ્યો છે. દેશી રાજ્યોએ ચોક્કસ નિર્ણય જલદી કરવો પડશે એ સમયે પ્રસિદ્ધ થવું આ પુસ્તક ગુજરાત, કાઠીઆવાડના દેશી રાજાઓ, તેમના દિવાનો વગેરેને ઘણું આનકારદાયક થઈ પડશે. દિલગીરી માત્ર એટલી જ છે કે કર્તા પોતે પોતાની કૃતિની સફળતા જોઇ શકયા નથી. શ્રી. ઠાકોરની પ્રસ્તાવના ખરેખર બહુ અભ્યાસપૂર્વક લખાઇ છે.

પુસ્તક ૪ ભાગમાં છે. પહેલામાં સામાન્ય બાબતો, ૨ જામાં નાણાં વિષયક પ્રશ્નો તથા ૩ જામાં બંધારણ સંબંધી ચર્ચાઓ તથા છેલ્લા ભાગમાં ઉજ્જવળ ભાવિ સંબંધી લેખકનું મંતવ્ય રજુ થયું છે. પ્રથમ ભાગમાં દેશી રાજ્યો અને

સાર્વભૌમ સત્તાનો અરસપરસ સંબંધ, નાનાં નાનાં રાજ્યોનો પ્રશ્ન વગેરે બાબતો ચર્ચી છે. બીજામાં જુદી જુદી સમિતિઓનાં નિવેદનો તથા જકાત, મીઠા વેરો, ખેતી અને ખેડૂત, મૂડી, મજૂર અને રેલ્વે વગેરે આવકનાં સાધનોની ચર્ચા કરી છે. ત્રીજામાં સાયમન કમિશન, તેનું નિવેદન, દેશી રાજ્યો, ફેડરેશન, નરેન્દ્ર મંડળની સમિતિઓ, નાણાં વિષયક કમિટિઓ, નરેન્દ્ર મંડળની ૧૪મી બેઠક વગેરેનાં નિવેદનો તથા તેની ચર્ચા આપી છે. ચોથા ભાગમાં આદર્શ રાજ્યવ્યવસ્થા, ઉચ્ચ આદર્શ અને ઉજ્જવલ ભાવિ આપવામાં આવ્યાં છે. છેવટે વિષયસૂચિ આપી કોઇ પણ બાબત શોધવામાં સરળતા કરી આપી છે. પુસ્તકાલયો, શાળાઓ અને વિદ્યાપીઠો જરૂર ઉત્તેજન આપે.

**ના. ચં. દિવાનજી**

## સામયિકો

**૧. માનસી:**—તંત્રી તથા પ્રકાશક, વિજયરાય ક. વૈદ્ય, આનંદ પ્રેસ, સ્ટેશન રોડ, ભાવનગર; માર્ચ ૧૯૩૮ વર્ષ ૩, અં. ૧ લો, હિંદમાં રૂ. ૫ દેશાવર રૂ. ૮.

હમેશ માફક આ અંક પણ વિદ્વાનોના અભ્યાસપૂર્ણ લેખોથી ભરેલો છે. ડૉ. રમણલાલ યાજ્ઞિકનો રંગભૂમિ પરિષદવાળો લેખ, પ્રો. દયાશંકર પો. જોશીનો ' શ્રી ગીતાનો ભક્તિયોગ ' નામક લેખ, રા. ય. ય. રાજવીનો ' એક સ્મરણીય દિવસ ' નારાયણ ગ. જોશીનો ' મહારાષ્ટ્રના દિદેરો ' વગેરે લેખો, તથા સ્વ. સાક્ષરોના પરિચયો વગેરે ખાસ વાંચવા લાયક છે. ધ્વનિમાંનાં તંત્રીના લેખો પણ વાંચવા લાયક છે. તેવો જ શ્રી. જયસુખલાલ મહેતાનો ' નટરાજન 'નો લેખ. એકંદરે અંક શિષ્ટ અને વાંચવા લાયક છે.

**૨. ગીતા ધર્મ:**—ગીતાંક વર્ષ ૩ અં. ૧ લો; પ્ર. ગીતાધર્મ કાર્યાલય, કાશી. લવાજમ હિંદમાં રૂ. ૪–૮–૦.

મૂળ હિંદી માસિક છે: પરંતુ તેમાં ગુજરાતી વિભાગ પણ છે. આ વિશાળ ગીતાંકમાં ગીતાના પ્રખર અભ્યાસીઓના લેખો બહુ મનન કરવા યોગ્ય છે. ચિત્રો પણ પુષ્કળ અને બહુ રંગી છે. સ્પષ્ટ પણ તેટલાં જ છે. આમાં હિંદી કાવ્યમાં ગીતાના નવ અધ્યાય કવિવર શ્રી મૈથિલીચરણ ગુપ્તના કરેલા છે. ચિત્રો પણ ભાવવાહી અને ઉડીને આંખે વળગે એવાં છે. સંસ્કૃત લેખો ભાષાંતર સાથે આપેલા છે. એકંદર ૪૦ હિંદી, ૩૩ ગુજરાતી લેખો અને ૧૦ ચિત્રો છે. ગીતાનો પ્રચાર સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજે ગુજરાતમાં ઠીક ઠીક કર્યો છે એટલે એમના અનુયાયીઓને તેમજ અન્ય ગીતાના અભ્યાસીઓને ઘણું જાણવાનું તેમજ અન્ય દષ્ટિ પણ મળશે. પુસ્તકાલયો આ અંક જરૂર ખરીદે. માસિક ઉત્તેજનને પાત્ર છે.

**૩. બુદ્ધિપ્રકાશ:**—જાન્યુઆરીથી માર્ચ ૧૯૩૮ પુ. ૮૫ અં. ૧; ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ; રૉયલ ૮ પેજી.

બુદ્ધિપ્રકાશ પણ હવે ઉચ્ચ કોટીના અભ્યાસપૂર્ણ લેખો આપતું જાય છે. આ અંકમાં સ. કાશીરામ શાસ્ત્રીના બે લેખો, ખાસ કરીને ગુજરાતી હાથ પ્રતોની સંકલિત

માહી, ભોગીલાલ સાંડેસરાનો 'નરસિંહ પૂર્વેનું ગુજરાતી સાહિત્ય' નો લેખ, ડૉલરરાય માંકડનો 'મુદ્રારાક્ષસના સમય' વાળો લેખ, તથા શ. બળવંતરાય ઠાકોરનો 'શચેલનો ગૃહત્યાગ' ખાસ વાંચવા લાયક છે.

**ના. ચં. દીવાનજી**

## સ્વીકાર

પરિચય હવે પછી અવકાશે:—

(૧) મસ્તફકીરનાં હાસ્ય છાંટણાં. (૨) હિંદી રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ ભા. ૩ જો. (૩) લગ્ન ધર્મ કે કરાર ? (૪) ખરી કેળવણી. (૫) હિંદી રાષ્ટ્રીય મહાસભા. (૬) દશમી, (૭) કાગળ પત્રો, (૮) સુભાષચંદ્ર. (૯) શ્રી બાલ કે. મં. બગસરાનો છઠ્ઠો વા. અહેવાલ. (૧૦) ભાદરણ વાર્ષિક પત્રિકા બીજી. (૧૧) ચરોતર પુ. પ્રવૃત્તિ. (૧૨) સ્વાસ્થ્ય અને શક્તિ ( મે. પ્રાં. વ્યા. મંડળનું મુખપત્ર ) વર્ષ ૧ અંક ૧; તંત્રી, ડાહ્યાલાલ હી. દેસાઇ; મહેસાણા; લવાજમ ૦–૮–૦. (૧૩) નાગર જ્યોતિ–મહિલાઅંક. (૧૪) કુસુમ ( ચારમાસી ) વ. ૧, અં. ૧; તંત્રી વ્રજ મો. ઓઝા, ૩૭૪ વેતાળપેઠ પુના નં. ૨. (૧૫) Mass Uplift ( Anglo Guj. Bulletin No. 2 ) by B. B. Kapasi : single copy 0-8-0 : foreign 1sh.

# નવીન ફાલ

| અનુ. નં. | પુસ્તકનું નામ. | કર્તા. | પ્રકાશક. | વર્ષ. | મૂલ્ય. રૂ. આ. પા. | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|---|
| ૧ | મૃગતૃષ્ણા | જોશી, ખટાઉ વલ્લભજી | સદર, ૯, વોલેસ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ | ૧૯૩૭ | ૧– ૮–૦ | |
| ૨ | હીરાકણી અને બીજી વાતો | સુન્દરમ્ કવિ (લુહાર, ત્રિભુવનદાસ પુ.) | વોરા એન્ડ કુંપની, ૮ રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી, મુંબાઇ ૨. | ૧૯૯૪ (૧૯૩૮) | ૧– ૮–૦ | ત્રિશૂળની નવલિકાઓ. |
| ૩ | અભિષેક | આનન્દેશ (ભટ્ટ, વિનોદરાય હ.) | ચાંપશી વિ. ઉદેશી, ૨૫, પોલોક સ્ટ્રીટ, કલકત્તા. | ૧૯૩૮ | ૧– ૮–૦ | |
| ૪ | શહીદી | ભટ્ટ, ચંદ્રશાઇ કા. | ભોગીલાલ ગાંધી, નવી દુનિયા કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. | ૧૯૩૭ | કાચું પૂઠું ૧– ૦–૦ પાકું ૧– ૪–૦ | નવી દુનિયા ગ્રંથમાળા વ. ૩જું, પુ. ૧ લું. |
| ૫ | કિસાન જાહેરનામું | અખિલ હિંદ કિસાન સમિતિ | સોનુબેન શાહ, લોકનાદ કાર્યાલય, દિલ્હી ચકલા, અમદાવાદ | | ૦– ૦–૬ | |
| ૬ | ગ્રામ ભજન મંડળી | દવે, જુગતરામ (સંપાદક) | નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. | ૧૯૩૮ | ૦– ૨–૦ | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૭ | સર્વોદય કે સામ્યવાદ | દેસાઇ હરિપ્રસાદ | સોનુબેન શાહ, અમદાવાદ | ૧૯૩૮ | ૦– ૧–૦ | |
| ૮ | બિહાર કિસાન | લોકનાદ કાર્યાલય | સદર ” | | ૦– ૧–૦ | રૉય મહાશયનું વિપરીત રૂપાંતર |
| ૯ | ઓળખો છો ? | | પટેલ મગનભાઇ જીવાભાઇ | | ૦– ૦–૩ | |
| ૧૦ | હાલી (જમીનના ગુલામો) | મહેતા, ડૉ. સુમન્ત | સોનુબેન શાહ, લોકનાદ કાર્યાલય, દિલ્હી ચકલા, અમદાવાદ | | ૦– ૦–૩ | |
| ૧૧ | હિંસાની ઉત્તેજના | | ” | | | |
| ૧૨ | શોભારામની સરદારી | યાજ્ઞિક ઇન્દુલાલ કનૈયાલાલ | કર્તા | | ૦– ૪–૦ | ચાર અંકી નાટક. |
| ૧૩ | યોગ પર દીપિકાઓ | પુરાણી, અં. બા. (અનુ.) | અરવિંદ કાર્યાલય, આણંદ | ૧૯૩૮ | ૦–૧૦–૦ | |
| ૧૪ | શાહી આદાબ | મુનશી છોટે સાહબ ઇ. | કર્તા, મુગલવાડા, વડોદરા | ૧૯૩૮ | ૦– ૮–૦ | |
| ૧૫ | કરામતે પીર દસ્તગીર | ” | ” | ૧૯૩૭ | ૦– ૫–૦ | |
| ૧૬ | અખંડ જ્યોત | સોપાન | કાંતિલાલ મ. શાહ, અંજલિ ગ્રંથમાળા, અમદાવાદ. | ૧૯૩૮ | ૧– ૮–૦ | |
| ૧૭ | સાહિત્ય સમીક્ષા | ભટ્ટ, વિ. મ. | નૂતન પ્ર. મંદિર, અમદાવાદ. | ૧૯૩૮ | ૨– ૮–૦ | |




## વડોદરા રાજ્ય

**સિદ્ધપુરમાં મહિલા પુસ્તકાલયઃ**—સિદ્ધપુરમાં મહિલા પુસ્તકાલય બાંધવા સારૂ તત્રસ્થ રાજરત્ન શેઠ મગનલાલ પ્રભુદાસ તરફથી તેમનાં પત્નીનું નામ પુસ્તકાલય સાથે જોડવાની શરતે રૂ. ૪૦૦૦) આપવાની માગણી સ્વીકારી લેવાઇ છે. મહિલા પુ૦ ના બજેટ માટે પણ જરૂરી રૂા. ૧૦૦) ની રકમ એકઠી થઇ ગઇ છે. સુધરાઇ પાસે પણ રૂા. ૧૦૦) ની મદદની માગણી કરવામાં આવી છે. ૬૦ સ્ત્રી સભાસદો નોંધાયાં છે. એનો પોતાનું કાર્યવાહક મંડળ રચી પુસ્તકાલયને લગતાં કામકાજમાં પાવરધી બને ત્યાંસુધી મહાલ શાળાધિકારી વગેરે પાંચ ગૃહસ્થોનું એક સલાહકારક મંડળ નીમાયું છે.

**આગનો ભોગ:**—ગરડા તા. સંખેડા ગામે તા. ૩–૪–૩૮ના રોજ આગ ફાટી નીકળતાં શાળાનું ભાડાનું મકાન આગનો ભોગ બન્યું છે. પુસ્તકાલય પણ શાળામાં જ હોઇ તેનો સરસામાન પણ બળી ગયો છે. દુર્દૈવ !

**શ્રીમંતનો જન્મોત્સવઃ**—નવસારી મહિલા તથા બાલપુસ્તકાલયની સંસ્થાઓએ તા. ૨૨ મી માર્ચના દિને શ્રીમંત મહારાજા સાહેબનો જન્મોત્સવ રંગીન સાથીઆ, હારતોરણોના શણગાર, પ્રભુ પ્રાર્થના, શ્રીમંતના ગુણાનુવાદ, પ્રસંગોચિત વિવેચનો, પુસ્તકાલય વિષયક ગાયન ગરબીઓ વગેરે કાર્યક્રમથી ઉત્સાહભેર ઉજવ્યો હતો.

**પુસ્તકાલયોને મળેલી ભેટ:**—પલસાણા : ૧૦૧) રા. રા. બાબુ સોનીરામ પોતદાર ટ્રસ્ટી સુરજમલ પોતદાર ટ્રસ્ટ ફંડ રંગુન C/o ઘેલાભાઇ દેસાઇ તરફથી પુસ્તકાલયની મુલાકાત લીધી તે પ્રસંગે.

—જોટાણા તા. મહેસાણા : ૫) શાહ બબલદાસ માણેકચંદ તરફથી પુત્ર જન્મની ખુશાલીમાં.

—ગાંભુ તા. સાણુસ્મા : ૭) મનસુરી પીરભાઇનાં વેવાઇ મીર્યાજી છગનભાઇ રે. કાકોસી તા. સિદ્ધપુર તરફથી પુત્રજન્મની ખુશાલીમાં.

## વ૦ રા૦ પુ૦ મંડળ

**શિક્ષણ વર્ગ:**—મહેસાણા પ્રાન્તનો શિક્ષણ વર્ગ ચાલુ માસની ૧૮-૧૯-૨૦ મી તારીખોએ દહેગામ મુકામે ભરાવાનો છે. તેને માટે આવેલી અરજીઓના ઉમેદવારોને વ્યકિતગત ખબર આપી દેવામાં આવી છે. તે મુજબ જેમની અરજીઓ મંજુર રખાઇ હોય તેમને તા. ૧૭ મીની સાંજ સુધીમાં દહેગામ જઇ પહોંચવાની ભલામણ ! દહેગામ તાલુકાના પુસ્તકાલયનું કામ કરનાર મંત્રી યા ગ્રંથપાલ શિક્ષક ભાઇઓ તો આ ઘરઆંગણે આવેલી ગંગાનો લાભ લેવાને ન જ ચૂકે !

—અમરેલી તથા નવસારી પ્રાંતોના વર્ગ માટે પ્રાંત શાળાધિકારીઓ સાથે પત્રવ્યવહાર ચાલે છે. તેનો નિકાલ સંતોષકારક આવી જશે તો મેના છેલ્લા અઠવાડિયાઓમાં એ વર્ગો ઘણું કરીને દ્વારકા અને નવસારીમાં ભરાશે. નવસારી પ્રાંતના ભાઇઓએ પોતાની ઉમેદવારી હવે તો ઝટ નોંધાવી દેવી જોઇએ.

**વડોદરા મહાલ તર્ફે શિષ્ટ વાચનની પરીક્ષા:**—વડોદરા મહાલ મંડળના ઠરાવ અન્વયે તા. ૧-૫-૩૮ને રવિવારને રોજ વડોદરા મહાલના શિક્ષક-શિક્ષિકાઓ માટે **પ્રાથમિક શાળામાં 'માતૃ ભાષાનું શિક્ષણ'** કે જેની નકલ કેળવણી ખાતા તરફથી દરેક શાળામાં મોકલી અપાયેલી છે, તે પુસ્તકની પરીક્ષા લેવાની યોજના રખાઇ છે. પરીક્ષા દરેક સેન્ટરની શાળામાં જે તે સેન્ટરના મુખ્ય શિક્ષકે ઠરાવેલી ત્રણ સ્થાનિક ગૃહસ્થોની દેખરેખ નીચે લેવાશે. ઉમેદવાર શિક્ષકોએ તા. ૨૦ મી એપ્રિલ સુધીમાં શ્રી. દેવચંદ રામજી, પ્રમુખ મહાલ પુ૦ મંડળ વડોદરા એ શિરનામે ખબર આપવી.

**મહાલ પરિષદો:**—સિદ્ધપુર તથા સંખેડા મહાલ પરિષદોના અહેવાલ ચાલુ અંકમાં અન્યત્ર છપાયા છે તે વાંચી લેવાની લાગતાવળગતાઓને ભલામણ !

—પાદરા મહાલની ૪ થી પરિષદ તા. ૨-૩-૩૮ના રોજ સહકારી અધિકારી સાક્ષરરત્ન શ્રી. રમણલાલ વ. દેસાઇ સાહેબના પ્રમુખપદે ઢાઢર કાંઠે કોટણા ગામે ભરાઇ ગઇ. અહેવાલ આવતા અંક પર મુલતવી.

—વિસનગર મહાલની ચોથી પરિષદ તા ૧-૫-૩૮ ને રવિવારના દિવસે રાજરત્ન ગિરધરલાલ ડોસાભાઇ વકીલના પ્રમુખપદે વિસનગર મુકામે ભરવાનું ઠર્યું છે. સ્વાગત પ્રમુખ તરીકે રાજરત્ન મહાસુખભાઇ શેઠ ચુંટાયા છે. પરિષદમાં રજુ કરવાની દરખાસ્તોના મુસદ્દા તા. ૨૫-૪-૩૮ સુધીમાં વિસનગર મહાલ પરિષદના મંત્રી તરફ મોલીક આપવાની તથા પુસ્તકાલયો તથા વાચનાલયોએ નિયમ પ્રમાણે પોતપોતાના પ્રતિનિધિઓ મોકલી આપી પરિષદની કાર્યવાહીને સફળ બનાવવાની લાગતાવળગતાઓને મજબૂત ભલામણ !

**પુસ્તકાલય પર્વણી :**—માર્ચ અંકમાં પ્રસિદ્ધ થયેલા પર્વણી અહેવાલ

ઉપરાંત નીચેનાં સ્થળોએ પુસ્તકાલય પર્વણીદિન વિવિધ કાર્યક્રમોથી ઉજવાયાની ખબર પાછળથી મળી છે:—

(૧) ચાણસ્મા (૨) ધરમોડા તા. ચાણસ્મા (૩) મોટા આંકડીઆ તા. અમરેલી.

## રાજ્ય બહાર

**વિદ્યાદાન:**—ચાલુ સાલે આણંદ તાલુકામાં વિદ્યાદાનનો દિવસ એકસહા ઉજવવાની યોજના ચ. એ. સોસાયટી તરફથી ઘડાઈ હતી. તે મુજબ તા. ૧૦–૪–૩૮ ને રવિવારને દિવસે આણંદ તાલુકાનાં શુમારે સાઠ ગામોએ એ દિન ઉજવાયો છે, ને વિદ્યાર્થીઓ તથા યુવકોના સહકારથી આશરે બે હજાર રૂપિયા જેટલી રકમ મેળવાઇ છે. ભેગી થયેલી અડધી રકમ પુસ્તકાલય પ્રવૃત્તિના કામે વપરાવાની છે એ ખાસ નોંધવા યોગ્ય.

**પુસ્તકાલય પ્રવૃત્તિ માટે:**—સંયુકત પ્રાંતના સત્તારૂઢ કોન્ગ્રેસ પ્રધાન મંડળે સંયુકત પ્રાંતમાં ૪૦૦૦ હજાર વાચનાલયો ખોલવાની યોજના કરી છે: દરેક તાલુકામાં નિદાન ૧૨ વાચનાલયો તો હોવાં જ જોઇએ એમ ઠરાવ્યું છે. મુંબાઇ સરકારના પ્રધાનમંડળે પણ ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિ માટે ૫૦ હજાર રૂપિયાની સવડ પોતાના બજેટમાં રાખી છે.

**દુ:ખદ અવસાન** :—ગુજરાતના બે વૃદ્ધ સાક્ષરો શ્રી. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ તથા શ્રી. ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી એકેક દિવસને આંતરે ગુજરી ગયા છે. ઉભય વચ્ચે એવી પરમ મૈત્રિ હતી કે મુંબાઇ મધ્યે શ્રી. ધ્રુવનું અવસાન થયાના સમાચાર કાને પડતાં જ અમદાવાદમાં શ્રી. દેરાસરીનું પ્રાણપંખીડું પોતાના મિત્રની શોધમાં સંચરી ગયું ! એમના મૃત્યુથી તલસ્પર્શી અભ્યાસવાળા ઠરેલ સાહિત્યકોની ગુજરાતને જે ખોટ છે તેમાં વધારો થયો છે. પ્રભુ ઉભયના આત્માઓને ચિર શાંતિ સમર્પો !

# પત્રો શરૂ થયાની માહિતી

**નીચેનાં** ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયોનાં બજેટની મંજુરી તથા લોક-મદદની રકમ તા. ૨૫-૩-૩૮ સુધીમાં આ તરફ આવી ગયેલ હોવાથી તેમને તા. ૧-૪-૩૮ થી પત્રો શરૂ કરી આપેલ છે. **આ યાદી પૈકી તેમજ અગાઉની યાદીઓ પૈકી જેમણે સરકાર પંચાયત મદદની પાવતીઓ ખાતા તરફ ન મોકલી આપી હોય તેમણે બીન ચૂકે તરતજ મોકલી આપવી.**

**યાદી નં. ૬**

| | | | | |
|---|---|---|---|---|
| **પેટલાદ ૧** | છાણભોઇ | **આતરસુંબા ૨** | **સિદ્ધપુર ૨** | **કામરેજ ૨** |
| કણીઆ | તેરસા | ઉકરડીના મુવાડા | બ્રાહ્મણવાડા | કરજણ |
| **વડોદરા ૩** | દિવેર | ઝંડા | વિશોળ | વલેંજા |
| રવાદ | નાના હબીપુરા | **કઠોલ ૬** | **ખેરાળુ ૭** | **ગણદેવી ૧** |
| ફાજલપુર | મોટા કરાળા | ખોરજડાભી | ઊંઢાઇ-ઉણાદ | માસા |
| દામાપુરા | માલપુર | પીપળજ | લુણવા | **માંગરોળ ૨** |
| **પાદરા ૫** | **સાવલી ૪** | રાયરડા | પાનછા | બોરીદરા |
| કાંદા | ડેસર | મુબારકપુર | ફંસીયા | લીમોદરા |
| ગામેઠા | મુંઢેલા | રકનપુર | મછાવા | **વ્યારા ૧** |
| મહમદપુરા | કડાયલા | કારોલી | ત્રાંસવાડા | રૂપવાડા |
| શાણપુર | બાલ પુ. સાવલી | **વિજાપુર ૫** | **પાટણ ૩** | **અમરેલી ૩** |
| સાદરા | **સંખેડા ૪** | ચરાડા | ચંદ્રુમણા | દેવરાજીઆ |
| **કરજણ ૨** | ગુંડીયા | રણાસણ | દુધરામપુરા | મોટા માંડવડા |
| વેમારડી | તાંદલજા | દેલવાડા | ડેર | ખીજડીઆ |
| હલદરવા | બોડેલી | ગણેશપુરા | **ચાણસ્મા ૧** | **ધારી ૧** |
| **ડભોઇ ૧** | માંકણી | સવાલા | સરસાવ | વીરપુર |
| કરાળી | **દહેગામ ૨** | **મહેસાણા ૧** | **નવસારી ૨** | **રતનપુર ૧** |
| **શિનોર ૭** | વાસણા રાઠોડ | આપાપુરા | માંગરોળ | શિયાનગર |
| કુકસ. | શાહાપુર | | બોરસી | (પુરવણી) |

કુલ ૬૯
યાદી નં. ૧ થી ૫ નાં ૧૧૧૧

૧૧૮૦

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | મળ્યા તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદ વિજ્ઞાન | ૨૧ | ૪ | માહ | ૧૨-૪-૩૮ |
| ઊર્મિ | ૭ | ૩(મહાસભા અં.)માર્ચ | | ૬-૪-૩૮ |
| કિશોર | ૭ | ૧૦ | કારતક | ૨૨-૨-૩૮ |
| કુમાર | ૧૫ | ૩(૧૬૧) | ફાગણ | ૨૮-૩-૩૮ |
| કૌમુદી | ૧૭ | ૧ | જાન્યુઆરી | ૨૬-૩-૩૮ |
| ખેડુત, ખેતી અને સહકાર | ૪ | ૯ | માર્ચ | ૧૧-૩-૩૮ |
| ખેતીવાડી | ૩ | ૧૨ | ચૈત્ર | ૯-૪-૩૮ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૬ | ૮ | માર્ચ | ૨-૪-૩૮ |
| ગુણસુંદરી | ૬ | ૯ | એપ્રિલ | ૧-૪-૩૮ |
| ગ્રામજીવન | ૮ | ૯ | એપ્રિલ | ૨-૪-૩૮ |
| ચરોતર | ૮ | ૭ | માર્ચ | ૧૭-૩-૩૮ |
| ચિત્રમય જગત | ૨૪ | ૨ | એપ્રિલ | ૭-૪-૩૮ |
| નવચેતન | ૩૩ | ૧(વાર્તાઅંક)એપ્રિલ | | ૪-૪-૩૮ |
| નવરચના | ૨ | ૧૨ | માર્ચ | ૧૭-૩-૩૮ |
| પાટીદાર | ૧૫ | ૬ | ચૈત્ર | ૨૮-૩-૩૮ |
| પ્રસ્થાન | ૧૩ | ૩ | પોષ | ૮-૩-૩૮ |
| ફાર્બસ ગુ૦ સભા-ત્રિ૦ | ૨ | ૪ | જાન્યુ૦-માર્ચ | ૧૮-૧૨-૩૭ |
| બાલજીવન | ૧૮ | ૬ | એપ્રિલ | ૯-૪-૩૮ |
| બાલમિત્ર | ૧૭ | ૯ | એપ્રિલ | ૪-૪-૩૮ |
| બાળક | ૧૬ | ૪ | ,, | ૫-૪-૩૮ |
| બુદ્ધિપ્રકાશ-ત્રિ૦ | ૭૫ | ૧ | જાન્યુ૦-માર્ચ | ૨-૪-૩૮ |
| માનસી-ત્રિ૦ | ૩ | ૧ | માર્ચ | ૨૮-૩-૩૮ |
| યુવક | ૮ | ૪ | એપ્રિલ | ૨-૪-૩૮ |
| વસન્ત-ત્રિ૦ | ૩૬ | ૪ | કાર્તિક-પોષ | ૯-૪-૩૮ |
| વિલાસ-ત્રિ૦ | ૨૦ | ૨ | ડિસેમ્બર | ૧૯-૧-૩૮ |
| વૈદ્ય કલ્પતરૂ | ૪૩ | ૪ | એપ્રિલ | ૧૧-૪-૩૮ |
| વ્યાયામ | ૨૩ | ૪ | જાન્યુઆરી | ૨૬-૧-૩૮ |
| શારદા | ૨૮ | ૬ | માર્ચ | ૧૭-૩-૩૮ |
| શિક્ષણ-પત્રિકા | ૧૩ | ૧ | ફાલ્ગુન | ૧૯-૩-૩૮ |
| સૌરાષ્ટ્ર શિક્ષક-ત્રિ૦ | ૧૧ | ૩ | ડિસે૦-ફેબ્રુ૦ | ૧-૧-૩૮ |
| સ્કાઉટ-વીર | ૮ | ૪ | એપ્રિલ | ૮-૪-૩૮ |
| સ્ત્રી બોધ | ૮૨ | ૪ | એપ્રિલ | ૪-૪-૩૮ |

# શું વાંચશો ?

| લેખ | માસિક | પુસ્તક | માસ |
|---|---|---|---|
| ક્રાંતિ કે પ્રતિક્રાંતિ ?<br>ગયા વર્ષનું સરવૈયું<br>હિંદનો ઔદ્યોગિક વિકાસ<br>આપણી સ્વરાજ યાત્રા | ઊર્મિ | ૭ | માર્ચ |
| ટૉમસ પેઇન<br>જુના કાશીમાં<br>મહાગંગા મહાસભા | કુમાર | ૧૫(૧૭૧) | ફાગણ |
| પંચ સાખે<br>જાવા અને તેની સંસ્કૃતિ<br>બા<br>રાખનાં રમકડાં | કૌમુદી | ૧૭ | જાન્યુઆરી |
| આપણા રજવાડાઓની સ્થિતિ<br>ભાવિ યુદ્ધનું ભયંકર સ્વરૂપ<br>સ્ફુટ વિચાર | ચિત્રમય જગત | ૨૪ | એપ્રિલ |
| સત્યાનાશ વાળ્યું<br>સો દર્દોની એક દવા<br>દેવશી કારીગર<br>છુટકારો | નવરચના | ૨ | માર્ચ |
| હરિપુરાની મહાસભા<br>યુવકો સમાજસુધારામાં કેવી રીતે ભાગ લે ?<br>પ્રસંગ કથા | પાટીદાર | ૧૫ | ચૈત્ર |
| સંસ્કારક શરતચંદ્ર<br>મુગલયુગની લશ્કરી અને મહેસૂલી વ્યવસ્થા<br>પૂર્વનો પ્રત્યાઘાત | વસન્ત | ૩૬ | કાર્તિક-પોષ |
| નિર્લેપ<br>કાઠિયાવાડી સાહિત્ય<br>મહાસભાની જાતરા | શારદા | ૨૮ | માર્ચ |
| શાળાની સ્વચ્છતા<br>બાલ મંદિરના આચાર્યને<br>મારો બાલ્યકાળ | શિક્ષણ પત્રિકા | ૧૩ | ફાલ્ગુન |
| જ્યાંના ત્યાં<br>જાપાનની મહિલાઓ<br>બહેનનું સુખ. | બોધ | ૮૨ | એપ્રિલ |

ટીપઃ— નવચેતનનો ’૩૮નો એપ્રિલ અંક વાર્તા અંક હોઇ વાર્તારસિકો માટે રસમય સામગ્રી ધરાવે છે.

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી. વડોદરા.

## નવીન બહાર પડેલાં મંડળમાં વેચાતાં પુસ્તકોની યાદી

| અનુક્રમ નંબર | પુસ્તકનું નામ | વિષય | લેખક | પ્રકાશક | કિંમત | રીમાર્ક |
|---|---|---|---|---|---|---|
| ૧ | જીવન ભારતી | નિબંધો | કાકા કાલેલકર | નવજીવન કાર્યાલય | ૨—૮—૦ | |
| ૨ | રાજમુકુટ | ટુંકી વાર્તાઓ | ધુમકેતુ | ગુર્જર ગ્રંથરત્ન કા.. | ૨—૦—૦ | |
| ૩ | શેષનાં કાવ્યો | કાવ્યો | રામનારાયણ પાઠક | પ્રસ્થાન કાર્યાલય | ૨—૦—૦ | |
| ૪ | સર્જન અને ચિંતન | નિબંધો | ધુમકેતુ | ગુ. ગ્રં. રત્ન કાર્યાલય | ૧—૮—૦ | |
| ૫ | સ્વૈર વિહાર ભા. ૨ જો | ગદ્ય | રામનારાયણ પાઠક | પ્રસ્થાન કાર્યાલય | ૧—૪—૦ | |
| ૬ | વિવિધ માહિતી સંગ્રહ | ભૌક્તિકવિજ્ઞાન | વિષ્ણુભાઇ | દ. મૂ. પ્ર. મંદિર | ૦—૫—૦ | |
| ૭ | ગીરીશભાઇની વાર્તાઓ ભા. ૨ જો | વાર્તા | ગીરીશભાઇ | ,, | ૦—૫—૦ | |
| ૮ | ઉદયપુર મેવાડ | પ્રવાસ કથા | ન. પ્ર. બુચ | ,, | ૦—૫—૦ | |
| ૯ | પીનાકીન | નવલકથા | સુ. ન. તલાટી | જનરલ બુકડેપો | ૩—૦—૦ | |
| ૧૦ | રેતીનું ઘર | વાર્તા | જયચંદ્ર શેઠ | ,, | ૧—૪—૦ | |
| ૧૧ | સોરઠી વિરાંગનાની વાર્તાઓ | નવલકથા | રાયચુરા | પુ. સ સ. મંડળ લી. | ૨—૦—૦ | |
| ૧૨ | નગાધિરાજ | ,, | ,, | ,, | ૧—૮—૦ | |
| ૧૩ | રાજાની રાણી | વાર્તા | ર. જ. દલાલ | ગુ. ગ્રં. રત્ન કા. | ૦—૮—૦ | |
| ૧૪ | નૌજુવાન સુભાષ | જી. ચ. | ગુણવંતરાય આચાર્ય | ,, | ૦—૮—૦ | |
| ૧૫ | શ્રીકાંત ભા. ૪ થો | નવલકથા | સુશીલ | ,, | ૨—૦—૦ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬ | મલ્લીકા | | ધુમકેતુ | ,, | ૨-૮-૦ |
| ૧૭ | ગુર્જરાજ | નવલકથા | રાયચુરા | આર. આર. શેઠ | ૧-૮-૦ |
| ૧૮ | દત્તા | નવલકથા | શરદચંદ્ર | નવચેતન સાહિત્ય મંદિર | ૨-૦-૦ |
| ૧૯ | અભિષેક | વાર્તા | વિનોદરાય ભટ્ટ | ચાંપસી. વિ. ઉદેશી | ૧-૮-૦ |
| ૨૦ | સતી જસમા | વાર્તા | શાંતિલાલ | શ્રીશક્તિ કાર્યાલય | ૦-૬-૦ |
| ૨૧ | મૃગ તૃષ્ણા | નાટક | ખટાઉ વલ્લભજી જોષી | ખટાઉ વલ્લભજી જોષી | ૧-૮-૦ |
| ૨૨ | શત્રુરસ ભા. ૨ જો | ઇતિહાસ | ચંદ્રભાઇ કા. ભટ્ટ | નવી દુનિયા કાર્યાલય | ૧-૯-૦ |
| ૨૩ | નામાનાં તત્વો | ગણિત | મશરૂવાળા | નવજીવન કાર્યાલય | ૨-૮-૦ |
| ૨૪ | આમભજન મંડળ | ગીતો | જુગતરામ દવે | ,, | ૦-૨-૦ |
| ૨૫ | શહીદી | વાર્તા | ચંદ્રાભાઇ | નવિ દુનિયા | ૧-૪-૦ |
| ૨૬ | દેશદેશના લોકો | ઇતિહાસ | વિઠ્ઠલરાવ દત્તાત્રય ઘાટે | વોરા એન્ડ કું. | ૧-૪-૦ |
| ૨૭ | શાહજહાં | નાટક | મેઘાણી | ગુ. અં. રત્ન કા. | ૧-૦-૦ |
| ૨૮ | હીરાકણી અને બીજી વાતો | નવલકથાઓ | સુંદરમ | વોરા એન્ડ કું. | ૧-૮-૦ |
| ૨૯ | લગ્ન ધર્મ કે કરાર | નવલિકાઓ | સ્વ. ભોગીન્દ્ર દિવેટીયા | નવયુગ પુ. ભં. | ૧-૮-૦ |
| ૩૦ | ફકીરી | ,, | પ્રકાશમ | ,, | ૦-૧૨-૦ |
| ૩૧ | હાસ્ય છાંટણાં | હાસ્ય | મસ્તફકીર | ,, | ૨-૮-૦ |
| ૩૨ | હીંદીરાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસભા.૩જો | રાજનીતિ | નરહરી ભટ્ટ | લુહાણા પ્રિં. પ્રેસ | ૩-૦-૦ |
| ૩૩ | ખરી કેળવણી | કેળવણી | ગાંધીજી | નવજીવન કાર્યાલય | ૦-૧૨-૦ |
| ૩૪ | મહાસભાના પ્રમુખો | રાજકીય | સોમાભાઇ પટેલ | સોમાભાઇ પટેલ | ૧-૦-૦ |

ટીપઃ—નાની મોટી ખરીદી કરનાર પુસ્તકાલયોને મંડળના ઠરેલા ધોરણ મુજબ પુરું કમીશન આપવામાં આવે છે.

વડોદરા.
૧-૪-૩૮

વા. ના. અમીન
મંત્રી



# આરોગ્ય.

ધી ઇન્ડિયન રેડ ક્રૉસ સોસાયટીની વડોદરા શાખા તરફથી
પ્રસિદ્ધ થતું ત્રિમાસિક

તંત્રી : રાજરત્ન ડૉ. ધનજીશો હો. મહેતા સી. આઇ. ઇ.

| | | |
|---|---|---|
| અંક ૪૫ મો. | વડોદરા. | એપ્રિલ |
| વર્ષ ૧૧ | | ૧૯૩૮ |

## ક્ષયરોગનાં સંબંધનાં કેટલાંક સિદ્ધાંતો

૧ ક્ષયરોગ બહુ કરી બાળપણમાં લાગુ પડે છે.
૨ એ રોગ વારસામાં ઉતરતો નથી
૩. સાથે વસતા કુટુંબોમાં એક માણસથી બીજાને એ રોગ લાગુ પડે છે.
૪. કેટલીકવાર ક્ષયરોગવાળા જનાવરોનું દુધ પીવાથી અથવા તેમનું માંસ ખાવાથી એ રોગ નીપજે છે.
૫ જેમ રોગ ઝડપથી પારખવામાં આવે અને જેટલી ચોકસાઇથી તેનો ઇલાજ કરવામાં આવે તેમ સાજા થવાના સંભવો વધે છે.
૬ એ રોગ કોઇ પણ માણસમાં આપોઆપ ઉભરી નીકળતો નથી. માત્ર કોઇ બીજા માણસ ઉપરથી જ ઉડે છે.
૭. હાલ શોધી કાઢેલી શારીરિક તપાસની યુક્તિઓથી તે ઝડપથી પારખી શકાય છે અને હાલ જણાયલા ઉપાયોથી તે ફતેહમંદીથી જીતી શકાય છે ( મટાડી શકાય છે )

વાર્ષિક લવાજમ,
રૂ. ૧) ( ટપાલ ખર્ચ સાથે )

ધી ઇન્ડિયન રેડ ક્રૉસ સોસાયટીની વડોદરા શાખા માટેના

# નિયમનો સાર

૧. જે સભ્ય રૂા. ૫૦૦૦) થી ઓછી નહિ એવી રકમ સોસાયટીના ભંડોળમા ભરે તે પેટ્રન કહેવાશે.

૨. જે સભ્ય રૂા. ૧૦૦૦)ની રકમ ભંડોળમા ભરે તે વાઇસ પેટ્રન કહેવાશે.

૨. જે સભ્ય વાર્ષિક લવાજમ રૂા ૧૨) ભરે તેને અન્યુઅલ મેમ્બર અને એક સામટુ લવાજમ રૂા. ૧૫૦) ભરે તેને લાઇફ મેમ્મર ગણવામા આવશે

૪ જે સભ્યો દર વર્ષે રૂ ૧ થી માંડીને રૂ ૫) સુધી ભરે તે ઍન્યુઅલ ઍશોશીએટ કહેવાશે અને જે એકી વખતે રૂા ૫૦) આપે તે લાઇફ ઍશોશીએટ કહેવાશે.

૫ વ્યવસ્થાપક સમિતિ કોઇ પણ ગૃહસ્થને આ સોસાયટીને કોઇપણ જાતની સેવા કર્યા બદલ માનનીય સભ્ય તરીકે ચૂટી શકશે.

૬. લવાજમ, કાતો હેડ ક્વાર્ટર્સના વ્યવસ્થાપક સમિતિ અગર શાખા સમિતિને મોકલી શકાય પરન્તુ શાખા સમિતિએ મુખ્ય વ્યવસ્થાપક સમિતિને સામાન્ય ખર્ચ માટે સભ્યો પાસેથી મળેલા લવાજમ તથા એકસામટી રકમના ૧૦ ટકા જેટલી રકમ મોકલવી જોઇએ વળી એવુ ઠરાવવામા આવ્યુ છે કે કોઇપણ એકજ લવાજમ પૈકી મોકલવાની રકમ રૂા ૧૦૦૦) કરતા વધવી ન જોઇએ

૭. ઉપવો ( છઠ્ઠો ) નિયમ શાખા સમિતિને મળેલી ભેટો કે ઇતર રીતે મળેલી રકમોને લાગુ પડશે નહિ

---

લુહાણામિત્ર પ્રેસ–વડોદરામા અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે છાપી પ્રસિદ્ધ કર્યું.
તા ૧૫–૪–૩૮

# આરોગ્ય

ધી ઇન્ડિયન રેડક્રાસ સોસાયટી વડોદરા શાખા તરફથી પ્રસિદ્ધ થતું
ત્રિમાસિક

| | | |
|---|---|---|
| અંક ૪૫ મો. વર્ષ ૧૧ | વડોદરા. | એપ્રિલ ૧૯૩૮ |


## ઘરગથ્થુ માવજત, પરિચારીકાની જવાબદારીઓ

દર્દીને દવા આપવાનું કાર્ય એ, દર્દીની સારવારમાં એક અગત્યની બાબત છે; અને ડાક્તરના હુકમ પ્રમાણે તે અપાય તે જોવાનું કામ કરવું એ પરિચારીકાની એક ખાસ જવાબદારી છે. દવા ફતેહમંદ નીવડે તેનો ઘણો આધાર કેટલી સંભાળથી તે દર્દીને અપાય છે અને કેટલે દરજ્જે ડાક્તરે આપેલી સુચનાઓનો અમલ થાય છે, તે ઉપર અવલંબી રહે છે.

આ સંબંધમાં પરિચારીકાએ હમેશાં ધ્યાનમાં રાખવા જેવી બાબતો નીચે મુજબ છે.—

૧ દવાઓ હમેશાં, ઘરમાંનાં નાના છોકરાંઓનો હાથ પહોંચી ન શકે અને દર્દીની નજર ન પડયા કરે એવી રીતે એક કબાટમાં મૂકી રાખવી અને તે કબાટને તાળું મારવું.

૨ દર્દીને પાવાની દવા, બીજી બહાર લગાવવાની દવાથી તેમજ ઝેરી જંતુનાશક દવાઓથી અલગ રાખવી.

૩ બધી દવાઓની બાટલીઓને મજબૂત બૂચ મારી રાખવા કે જેથી દવાની જાતી અસર ઓછી થવા ન પામે. દરેક બાટલી ઉપર સ્પષ્ટ સમજાય એવી ચીઠ્ઠી લગાવવી.

૪ બહાર લગાડવાની બધી દવાઓ તેમજ ઝેરી દવાઓ રંગીન બાટલીઓમાં

રાખવી અને તે બાટલીઓનો કાચ ઉભી સળી સળી વાળો ( કાંગરીવાળો ) હોય તો વધારે સારૂં, કારણુ કે અંધારામાં પણુ તેને હાથ લાગતાં જ બાટલી ઝેરી દવાની છે એમ તુર્ત પારખી શકાય. એ બધી બાટલીઓ ઉપર યોગ્ય સમજુત સાથની લાલ રંગનાં ચીઠ્ઠીઓ મારવી.

દવાઓ યોગ્ય વખતે અને ખાસ ચોકસાઇ વાપરી દાકતરના હુકમો બરાબર ધ્યાનમાં રાખી આપવી જોઇએ. દવા ઘણું કરી મોંહ વાટે પાવામાં આવે છે પરંતુ કેટલીકવાર તે એક નાની પિચકારીની સોય ચામડી નીચે ખોસી અંદર દાખલ કરવી પડે છે. એ શિવાય તેની વરાળ દમમાં લઇને, અથવા ગુદામાં પિચકારી મારીને અથવા ચામડી ઉપર ચોળીને ( દાખલા તરીકે ચામડી ઉપર મલમ ઘસીને લગાવીને ) પણુ આપવામાં આવે છે. દવા કેવી રીતે આપવી તે બદલ પરિચારીકા ( નર્સ )ને કાંઇ સંદેહ હોય તો દાક્તરને તે બદલ ખાસ પૂછી લેવું જોઈએ. દવા આપવામાં કોઇપણુ વખતે પરિચારીકાએ જોખમ ખેડવો નહીં. બરાબર આંકા પાડેલા હોય એવાં ( મેઝર ) ગ્લાસમાં માપીને આપવી એ નિયમ ઘણો સારો છે. કેટલીક દવાની બાટલીઓ ઉપર પણુ આંકા પાડેલા હોય છે કે દર વખત કેટલી કેટલી આપવી તે સમજી શકાય છતાં પણુ યોગ્ય મેઝર ગ્લાસ વડે માપી આપવી તે વધારે સંતોષકારક ગણવું જોઈએ કારણુ કે તેમાં માપમાં કાંઇપણુ ભૂલ થવાનો સંભવ રહેતો નથી. ચમચી કે ચમચો માપી આપવી તે પણુ પૂરતી સંતોષકારક રીત નથી. કારણુ કે ચમચી ચમચી અને ચમચા ચમચા એક સરખા હોતા નથી. નાના મોટા હોય છે.

બે જૂદાં જૂદાં મેઝર ગ્લાસનો દવા આપવા માટે ઉપયોગ કરવો સલાહકારક છે—એક બે આંઉસનું મેઝર ગ્લાસ, જે વડે અડધા આંઉસથી બે આંઉસ સુધીના ભાગ સુધીના ભાગ ( ડોઝ ) આપી શકાય, અને બીજું મિનિમ મેઝર જે વડે દવાનાં ટીપાં આપી શકાય.

પ્રવાહી દવાના માપનો કોઠો નીચે મુજબ છે:—

૧ મિનિમ=એક ટીપું.

૬૦ મિનિમ=એક ડ્રામ=એક ચમચી ભરી.

૪ ડ્રામ=અડધો આંઉસ=એક મોટો ચમચો ( ટેબલસ્પુન ) ભરી.

૧ આંઉસ=બે મોટા ચમચા ભરી.

દવા ખાધા પહેલાં કે ખાધા પછી આપવાનું ફરમાન દાકતર તરફથી આપવામાં આવે છે. જો ખાધા પહેલાં આપવાનું ફરમાન હોય તો તે ભૂખ પ્રદિપ્ત કરવા માટે બહુ કરી હોય છે, માટે તે દવા જમતાં પહેલાં વીસથી ત્રીશ મિનિટ અગાઉથી આપવી કે તેથી તેની અસર થઇ ભૂખ લાગે. જમવાની તુર્ત પહેલાં અથવા પહેલા બુક ( બાચકા ) સાથે આપવી નહીં. જો ખાધા

પછી આપવાનું ફરમાન હોય તો જમી રહ્યા પછી દશ કે પંદર મિનિટ રહીને આપવી.

**જો દહાડામાં ત્રણવાર પીવાનું** ફરમાન હોય હોય તો અમુક કલાકોએ જ આપવી સલાહકારક છે; બહુ કરી સવારે દશ વાગે, બપોરે બે વાગે અને સાંજે છ વાગે.

**જો, જરૂર લાગે ત્યારે** આપવી એવું ફરમાન હોય તો–દાખલા તરિકે હૃદયની ગતીને તેજી આપવાની અથવા ઉંઘ લાવવાની દવા હોય તો–પરિચારીકાએ દાકતરને ખાસ પૂછી લેવું કે કયી કયી નિશાની દેખાય ત્યારે દવા આપવાની છે. દવા આપતી વખતે પરિચારીકાએ આસપાસના સંજોગો જોઇ અક્કલ વાપરી કામ લેવું જોઈએ. દાખલા તરિકે ઉંઘ લાવવાની દવા આપવાની હોય તો બિછાનું બરાબર ગરમ છે કે નહીં, દર્દીને આરામ લાગે એવી સ્થિતિમાં સૂતો છે કે નહીં અને કંઇપણ અજવાળું કિંવા ઘોંઘાટ છે કે નહીં તે બદલ અક્કલ વાપરી કામ લેવું. નહીં તો ઉંઘ લાવવાની દવા પોતાનું કામ બરાબર બજાવી શકશે જ નહી. બીજો દાખલો માથું દુઃખતું અટકાવવાની દવાનો લઇશું. જો તે દુઃખતું અટકાવવા અસ્પીરિન કે ફીનૅસીટીનની ટીકલી (ટેબ્લેઇડ) આપવાની હોય તો પ્રથમ દર્દીને શાંત અને અંધારી જગ્યાએ સૂવાડવો અને પોતાનું મન શાંત રાખવા સમજાવવું. તેમ ન કરવામાં આવે તો ઉપર.કહેલી દવાઓની ટેબ્લેઇડ યોગ્ય રીતે કામ કરી શકશે જ નહીં.

દવા પાતી વખતે બાટલીમાંથી ગ્લાસમાં રેડતાં પહેલાં બાટલીને જોસથી હલાવવી જોઇએ કે તે બરાબર એકરસ થાય, એટલું જ નહીં પણ બાટલી ઉપર લગાવેલી ચીઠ્ઠી ઉપલી તરફ રાખી દવા ગ્લાસમાં રેડવી કે તેથી દવાના ટીપાંનો રેલો નીચે ઉતરી ચીઠ્ઠી બગડે નહીં. વળી ગ્લાસમાં દવા નાખી રહ્યા કે તુર્ત બાટલીને બૂચ મારી દેવો એટલું જ નહીં પણ ગ્લાસમાંની દવા દર્દીને તુર્ત જ પાઇ દેવી.

ઘણી ખરી પાવાની દવાઓ પાણી સાથે આપવાની હોય છે અને તે પાણી બહુ કરી બમણું કે ત્રણ ગણું નાખવું. દવા પાયા પછી ગ્લાસ ધોઇ લુંછી સૂકું કરી યોગ્ય ઠેકાણે મૂકી દેવું કે બીજી વાર દવા પાતી વખતે તુર્ત હાથમાં આવે. દવાની બાટલી પોણી ઉપરાંત ખાલી થવા આવે તે ઉપર પરિચારીકાએ નિગાહ રાખવી જોઇએ કે તેથી જરૂર પડે વખતસર વધારાની દવા મંગાવી શકાય અને આઈતી વખતે તે વિના ખોટી થવું ન પડે.

**દમમાં બાફ લેવાની દવાઓ**, બહુ કરી ગળા કે છાતીનો વરમ ઓછો કરવા માટે આપવામાં આવે છે. એ માટે ઘણું કરી (લોબાનનો અર્ક) ફ્રાયર્સ બાલ્સમ, અગર ક્રિઓસોટ વપરાય છે. એ બે પૈકી કોઇ એક દવા થોડાંક

ઉકળતાં પાણીમાં નાખી તેમાંથી નીકળતી વરાળ દમમાં લેવાની હોય છે. બાફ લેવા માટે સૌથી સારી અને સુતરી રીત એ છે કે એક પહોળા મોંનો માટીનો ચંબુ ( જગ = સુરાહિ ) લઇ તેમાં થોડુંક ઉકળતું પાણી અને દવા નાખવી અને તે ચંબુના મોંહો આસપાસ એક હાથ લુંછવાનો ટુવાલ એવી રીતે વીંટાળવો કે વચમાં થોડીક ખુલ્લી જગ્યા રહે. પછી દર્દીએ પોતાના માથા ઉપર બીજો ખુલ્લો ટુવાલ ઓઢી માથું જગ ઉપર ઝુકાવી તેમાંથી નીકળતી વરાળ પોતાના દમમાં લેયા કરવી. બજારમાં, દમ લેવા માટે માટીનું, ટોટી સાથનું એક ખાસ વાસણ તૈયાર મળે છે તેને " ઇન્હેઇલર " કહે છે તે વેચાતું લઇ તેનું ઢાંકણું ખોલી તેમાં ઉકળતું પાણી તથા દવા નાખી, ઢાંકણું પાછું બંધ કરી દઇ ટોટી મ્હોંમાં લઇ તેમાંથી નીકળતી દવા સાથની વરાળ દમમાં લઇ નાક વાટે પાછી કાઢવી.

જો બીનું ગરમ વાતાવરણ બનાવવું હોય તો નીચલી યુક્તિ કરવીઃ—બે મોટી કપડાં સુકવવાની લાકડાની ઘોડીઓ લઇ તે એકબીજાથી થોડી થોડી દુર મૂકી તે ઉપર બે ચાદરો એવી રીતે ઢાંકવી કે વચમાં કેટલીક ખુલ્લી જગ્યા રહે અને એક તંબુ જેવું બને. પછી એક નીચી ટેબલ ઉપર એક સ્પિરિટથી બળતો દીવો મૂકી તેની આસપાસ તેના ઉપર એક લાંબી ટોટીવાળી કિટલી પાણીથી અડધી ભરી તેમાં બાફ લેવાની દવા નાખી, મૂકવી ને કિટલીની ટોટી ચાદરની નીચેની ખુલ્લી જગ્યામાં ખોસેલી રાખવી. એટલે પાણીની વરાળથી બીનું ગરમ વાતાવરણ બનશે. દર્દીએ બે ઘોડીઓ વચ્ચેની ખુલ્લી તંબુ જેવી જગ્યામાં બેસી અગર સુઇ બાફ લેવો. માત્ર આ યુક્તિનો ઉપયોગ કરવામાં સંભાળ એ લેવાની છે કે અંદર પેસતી હવાની ગરમી ૭૦ થી ૭૫ ડીગ્રી ફેરનહાઇટ જેટલી જ રહે તે માટે અંદર એક થર્મોમીટર મૂકી પારો કેટલા અંશ સુધી ચઢયો છે તે થોડી થોડી વારે તપાસ્યા કરવું. કિટલીમાં પાણી સાથે યુકેલીપ્ટસનું તેલ નાખવું.

કેટલીક વખતે દવા ચામડી ઉપર ચોળી શરીરમાં દાખલ કરવામાં આવે છે. એ દવા ઘણું કરી પારાનો મલમ અગર મગરનું તેલ હોય છે. પ્રથમ દર્દીને ગરમ પાણીનું સ્નાન કરાવી પછી એક ખાસ બનાવેલા પારાના મલમની ડાક્તરે ઠરાવ્યા પ્રમાણેની લુગદી શરીરના જૂદા જૂદા ભાગોમાં—ખાસ કરી બગલમાં અગર સાથળ ઉપર—ઘસી ચોળી મોળીને દાખલ કરવામાં આવે છે. ન્હાના બાળકોનું શરીર લવાઇ જતું હોય એવા રોગોમાં મગરનું તેલ ચોળવાનું ડાક્તરો ફરમાવે છે. એવે પ્રસંગે તેલને સહેજ ગરમ કરી પેટ ઉપર નરમ હાથે ચોળ્યા કરવું.

કોઇ વાર દવાની પિચકારી ચામડી નીચે આપવા ફરમાવ્યું હોય ત્યારે પરિચારીકાએ દરેક ચીજ જંતુરહિત કરવાની ખાસ કાળજી રાખવી જોઇએ; નહીં તો મેલવાળા સુઇયા મારફત જંતુઓ ચામડી નીચે દાખલ થઇ

દર્દીનું લોહી ઝેરી બનવાનો ગંભીર ભય ઉત્પન્ન થશે. તે માટે પિચકારી તેમ જ સુઇયાને પાણીમાં ઉકાળી સાફ કરેલા ચિપિયા વડે પિચકારી ઉપર મજબૂત બેસાડી દેવો. પિચકારી મારવાની દવા ઘણું કરી એક નાની ટીકડીના આકારમાં હોય છે. એક નાની કાચની રકાબીને પ્રથમ પાણીમાં ઉકાળી તેમાં થોડુંક–આશરે પંદરેક ટીપાં જેટલું–ઉકાળેલું પાણી નાખી તેમાં દવાની ટીકડી પીગળાવવી, અને તે દવાનું પાણી સુઇયા વડે પિચકારીની અંદર ખેંચી લેવું. ત્યારબાદ જે ઠેકાણે દવાની પિચકારી મારવાની હોય તે જગ્યાની ચામડી ઉપર લાલ દવા (ટીંક્ચર, આયોડીન) લગાવી ચામડી બે આંગળાં વડે ચુંટી ભરતા હોઇએ તેમ ઉંચકી સુઇયો ચામડી નીચે દાખલ કરી પિચકારીનો દાંડો ધીમે ધીમે દાબી બધી દવા અંદર દાખલ કરી દેવી. આવી પિચકારી બહુ કરી હાથના કલાઇવાળા અગર દંડવાળા ભાગ ઉપર જ્યાં ચામડી ઢીલી હોય ત્યાં આપવામાં આવે છે. જો બહુ ઝડપથી પિચકારી આપવાની જરૂર હોય તો પિચકારીને પાણીમાં ઉકાળવાને બદલે તેની અંદર પાંચ સાત વાર થોડુંક મેથીલેટેડ સ્પિરિટ ખેંચી, પાછું પિચકારી દાબી બહાર ફેંકી દેયા કરવું એટલે પિચકારી તથા સુઇયો અંદરથી જંતુરહિત થઇ જશે. પછી તે બન્ને બહારને ભાગે ઉકાળેલાં પાણીવડે અગર સ્પિરિટ વડે સાફ કરી દેવાં કે બહારનો ભાગ પણ જંતુરહિત થઇ જાય.

પરિચારીકાની એક સામાન્ય ફરજ દર્દીને **ગુદામાં પિચકારી** આપવાની હોય છે. કેટલીક વાર મ્હોં વાટે દવા પાઇ જુલાબ આપવાનું યોગ્ય નહીં ગણાય ત્યારે ગુદામાં પિચકારી મારી ઝાડો કરાવવો પડે છે. એ માટે બહુકરી હિગીન્સન્સ સિરીન્જ નામની રબરની પિચકારી વાપરવામાં આવે છે, પરંતુ તેને બદલે એક કાચની ગળણી, એક વાર જેટલી લાંબી રબરની નળી અને એક પિશાબ કાઢવાની રબરની સળી (કૅથીટર) વાપરવાથી વધારે સંતોષકારક રીતે કામ કરી શકાય છે. હિગીન્સન્સ સિરીન્જ વાપરવામાં કેટલીક વાર ઘટે તે કરતાં વધારે જોર વપરાઇ જઇ ગુદાને નુકશાન થવાનો સંભવ રહે છે. કાચની ગળણીને નીચલે છેડે રબરની નળી પરોવી તેને નીચલે છેડે કૅથીટર ખોસી પિચકારી મારવાનું પાણી પોતાની મેળે ગુદામાં ગુરૂત્વાકર્ષણથી દાખલ થઇ જાય છે અને તેથી ગુદાને નુકશાન થવાનું જોખમ બહુ જ ઓછું હોય છે.

ગુદામાં પિચકારી મારવા માટે જૂદી જૂદી પ્રવાહીઓનો ઉપયોગ કરવામાં આવે છે. **સાધારણ રીતે સાબુનું પાણી** વપરાશમાં લેવાય છે. અધોળ કઠણ સાબુ લઇ તેને અઢી પાઇન્ટ ગરમ પાણીમાં પીગળાવવામાં આવે છે. પાણીની ગરમી સુમારે ૯૮ ડીગ્રી ફૅરનહાઇટ જેટલી રાખવી જોઇએ.

ગુદામાં કઠણ મળ બાઝી ગયો હોય છે ત્યારે ઑલીવ આઇલ (ઓલીવનું તેલ)ની **પિચકારી** બહુ ઉપયોગી થઇ પડે છે. દોઢ પાશેરથી અચ્છેર

( છ થી આઠ આંઉસ સુધી, તેલ એક ધાતુના વાસણમાં નાખી તે વાસણને બીજા મોટા વાસણમાં ખુબ ગરમ પાણી ભરી તેમાં મૂકવું એટલે પહેલાં વાસણમાનું તેલ પોતાની મેળે ગરમ થશે. પછી તેની પિચકારી આપવી.

જો દર્દીના પેટમાં ખુબ બાદી થઇ પેટ ફુલી ગયું હોય તો **ટરપીટન ( ટરપેન્ટાઇન ) તેલની પિચકારી** આપવી. પ્રથમ એક પાઇન્ટ જેટલું સાબુનું પાણી બનાવી તેમાં કકરો પડે તેટલી ગરમી આપવી. પછી એક ગીન્ડીમાં એક અધોળ ( આંઉસ ) સાલીટનું તેલ અને તેટલું જ ટરપીટન નાખી બેઉને મેળવી દેવાં અને તેમાં ઉપર કહ્યા પ્રમાણે કકડાવેલું સાબુનું પાણી ધીમે ધીમે રેડતા જઇ હલાવતા જવું. પછી તેમાં એક પાઇન્ટ ઠંડું સાબુનું પાણી ઉમેરવું અને જ્યારે તે મિશ્રણ સુમારે ૯૮ ડીગ્રી ફૅરન્હાઇટ જેટલું ગરમ થાય ત્યારે ગુદામાં દાખલ કરવું.

દર્દીને ખુબ ઝાડા થયા કરતા હોય ત્યારે **ખેળની પિચકારી** આપવામાં આવે છે. એક ચમચી ખેળ ( ઘઉંનું દુધ ) નવટાંક ઠંડા પાણીમાં મેળવી તે વાસણને બીજા ગરમ પાણીના વાસણમાં થોડોક વખત રહેવા દેવું અને તે સાધારણ ગરમ થાય ત્યારે ગળણી, રબરની નળી અને કૅથીટર વડે બહુજ ધીમે ધીમે ગુદામાં દાખલ થવા દેવું. ઝડપથી કિંવા જોરથી દાખલ કરતાં તે તુર્ત પાછું બહાર પડશે એટલે ધારેલી અસર થશે નહીં.

જ્યારે કૉલેરા કે જખમ વિગેરે કારણથી લોહીનો પાણીવાળો ભાગ શરીરમાંથી ઝાઝા પ્રમાણમાં બહાર પડયો હોય અને શરીરને બહુ ધકકો લાગ્યો હોય ત્યારે **નિમકના પાણીની પિચકારી** આપવામાં આવે છે. એક ચમચી સ્વચ્છ નિમક લઇ તેને એક પાઇન્ટ જેટલા ગરમ પાણીમાં પીગળાવવું અને તે ગુદામાં દાખલ કરવું. કેટલીક વાર અડધા આઉંસ જેટલું " ગ્લુકોઝ " ઉમેરવાથી દર્દીને એક પ્રકારનો ખોરાક મળે છે.

*પિચકારી આપતાં પહેલાં બધી જોઇતી ચીજો તૈયાર રાખવી* જોઇએ. દર્દીના આરામમાં જોઇએ તે કરતાં વધારે હરકત ન આવે તથા તેનું શરીર જોઇએ તે કરતાં વધારે ખુલ્લું ન કરાય એવી કાળજી પરિચારીકાએ રાખવી જોઇએ. દર્દીના કુલાં નીચે મૂકવાનું ઝાડાનું વાસણ ( બેડ પૅન ) ગરમ પાણી વડે વિંછળી નાખવું જોઇએ પછી દર્દીને નરમ હાથે ડાબી તરફ કોર ( પાસું ) વળાવી તેના બેઉ ઘુંટણો વાળી દઇ દર્દીના કુલા બિછાનાને એક છેડે આવે એવી રીતે સૂવાડવો. જો ગળણી, રબરની નળી અને કૅથીટરનો ઉપયોગ કરવો હોય તો, કૅથીટરને નીચલે ભાગે બે આંગળાં વચ્ચે દબાવી ગળણીમાં પિચકારીનું પાણી નાખવું કે તેથી તે બહાર વહેવા ન પામે. પછી કૅથીટરને નીચલે છેડે થોડુંક વૅસ્લીન લગાવી તેને નરમ હાથે ગુદામાં ખોસવું. ગળણી

ઉંચા ન ધરતાં દર્દીના કુલાંની સપાટી જેટલી ઉંચાઇએ જ રાખવી કે તેથી પ્રવાહી ધીમે ધીમે દાખલ થશે. ગળણી તદન ખાલી થઇ જવા ન પામે પણ બધી પ્રવાહી પૂરી થતાં સુધી થોડું થોડું ઉમેરાયા કરી ગળણી ભરાયલી જ રહે એવી સંભાળ રાખવી કે તેથી ગુદામાં હવા દાખલ થવા ન પામે.

જો હિગીન્સન્સ સિરીન્જનો ઉપયોગ કરવો હોય તો પિચકારીની પ્રવાહીના વાસણમાં ટોટીથી ઉલટી બાજુનો છેડો મૂકી, રબરનો દડા જેવો ભાગ દબાવી પ્રવાહી સિરીન્જમાં ભરી દઇ ટોટીને વૅઝેલીન લગાવી આગળ હાથે ગુદામાં દાખલ કરવી અને સિરીન્જના રબરવાળા ભાગ ઉપર ધીમે ધીમે દબાણ કરી બધી પ્રવાહી અંદર દાખલ કરવી. સંભાળ લેવી કે અંદર હવા દાખલ થવા ન પામે. ઝાડો થઇ જાય કે તુર્ત એડર્પૅન કાઢી લઇ દર્દીના કુલાં ધોઇ સાફ કરી દર્દીને અસલ પ્રમાણે બિછાનામાં સૂવાડી દેવો.

---

## એમ કાંય ?

હાલના જમાનામાં આપણને રોગો સામે લડવા માટે મોટી મોટી હોસ્પીટલો વિગેરેની યોજના કરવાની અને તેમાં મોટા મોટા મરદ તેમજ સ્ત્રી દાકતરો રોકવાની જરૂર શા માટે પડે છે ? આ સવાલનો જવાબ તદન સાદો છે અને તે એજ કે આપણે હાલ જે ખોરાકો ખાઇએ છીએ તે આપણા શરીરનો સંચો ચલાવવા માટે તથા તેની જરૂરીયાતો પૂરી પાડવા માટે તદન અયોગ્ય છે.

ત્યારે આવી સ્થિતિ પેદા થવાનું કારણ શું અને તેનો ઉપાય શું ?

આપણો અનુભવ એવો છે કે જો જનાવરો ગાયઢોર વિગેરેને તેમનો હંમેશનો, ચાલુ, એકના એક પ્રકારનો ખોરાક પૂરતાં પ્રમાણમાં આપીએ તો તેઓ લાંબી અને દેખઈતી રીતે સુખી જીંદગી ભોગવી સહેલાઈથી પોતાનો વંશવેલો વધારી, ફકત બુઢાપામાં પોતાને જોઇતો ખોરાક નહીં પચાવી અથવા મેલવી શકવાથી જ નબળાઈ આવી મરણ પામે છે. તેઓને આપણ માણસ જાતને સુધારા વધારાને લીધે થતા કોઇ રોગ લાગુ પડતા નથી. માત્ર માણસની માફક તેમને આકસ્મિક ઈજાઓ થાય છે તથા સૂક્ષ્મ જંતુઓનો ચેપ લાગુ પડી તેઓના શરીરને નુકસાન થાય છે અગર તેનો નાશ થાય છે

આ પ્રમાણે સુધારા વધારાથી નીપજતા રોગોથી જેમ જનાવરો મુકત રહેવા પામે છે તેમ અમુક માણસાઇ જાતો જેઓ જનાવરોના જેવી જ જીંદગી ગુજારી કદીમથી ચાલતા આવેલા રિવાજો મુજબ જ વર્તે છે તેઓ પણ ઉપર કહેલા રોગોથી નિરાળા રહે છે.

આવાં ઘણાં ટોળાંઓ દુન્યામાં વસે છે અને તેઓ તનદુરસ્તી ભરેલી સાદી જીંદગી ગુજારે છે. દાખલા તરીકે હિંદુસ્તાનની ઉત્તરે વસતા પઠાણો એકજ જાતનો સાદો ખોરાક ખાઇ એવા મજબૂત, કદાવર અને વિર્યવાન રહે છે કે તેઓ સુધરેલા લોકો કરતાં અતિવધારે પ્રમાણમાં અને વધારે લાંબી મુદત સુધી ચેતન શકિત ધરાવે છે.

નિચલા વર્ગના પ્રાણીઓ (ગાય ઢોર જનાવરો)ની માફક જ તેઓ શિકારી પ્રાણીઓના હુમલાથી ઇજા પામે છે ખરા, તથા તેમના ઉપર પેટમાંના જૂદી જૂદી જાતના કરમોથી માંડી સૂક્ષ્મ ચેપી જંતુઓ સુધી ઘણા જીવજંતુઓ હુમલો કરે છે એ પણ ખરૂં, પરંતુ આપણે સુધારામાં આગળ વધેલા લોકો આપણા પાચનના અવયવોને માફક ન આવે એવા જૂદી જૂદી જાતના ખોરાકો ખાઇ જૂદા જૂદા રોગોને આધીન થઇ જે શરીરની તરેહ તરેહની ક્ષીણુતા ભોગવીએ છીએ તેવી કાંઇ પણ ક્ષીણુતા, તે લોકોમાં જોવામાં આવતી નથી. પઠાણ લોકોનો ખોરાક તદન સાદો છે અને કાંઇક જમાનાઓ થયાં તેમાં ફેરફાર થયો નથી. તે ખોરાક માત્ર જૂદાં જૂદાં ફળો અને દૂધનો જ બનેલો હોય છે. તેઓ આલ્બ્યુમેન ધરાવનારા પદાર્થો, શકર્રાયુકત પદાર્થો, વાઇટેમીન્સ (ચૈતન્ય લાવનારા ખોરાકો) અથવા જૂદા જૂદા ખોરાકોથી શરીરમાં નીપજતી ગરમીના અંશો (કેલોરીઝ) વિષે કાંઇ પણ જાણતા નથી. આટલી બધી તેમની અજ્ઞાનતા છતાં, તેમનું જીવનશકિત ચલાવવા માટે જોઇતી યોગ્ય વસ્તુઓનું જ્ઞાન આપણા (સુધરેલા લોકોના) કરતાં વધારે ઉત્તમ (પરિપૂર્ણ) છે. આ સિદ્ધાંતના ટેકામાં એટલું જ જણાવીશું કે, એક નિષ્ણાત દાકતરે નવ વર્ષસુધી એ લોકોની સાથે રહી તેમની તનદુરસ્તી વિગેરેની બારિક નોંધ રાખી પોતાનો એવો અનુભવ જાહેર કર્યો છે કે "નવ વર્ષની મુદતમાં મેં કોઇ પણ વખત એ લોકોમાં કોઇને અપચાથી, હોજરી તથા ઉપલા આંતરડાંનાં ચાંદાંથી, નીચલા આંતરડાંના વરમ (સોજા)થી અથવા મુરણીઆ મસા (કેન્સર)થી પીડાતો જોયો નથી."

આ કારણને લીધે આપણે ઉપર કહેલાં રોગોને "સુધરેલા જમાનાના રોગો" એવી ઉપમા આપીએ તો તે ખોટું ગણાશે નહીં, આ બધા રોગો, પાચનક્રિયાના માર્ગોમાંથી જૂદાં જૂદાં ઝેરી તત્વો શરીરમાં ચુસાઇ જઇ શરીરના જૂદા જૂદા ભાગોને નુકસાન પહોંચવાથીજ ઉત્પન્ન થાય છે. એ ઝેરી તત્વો શરીરના દરેક અવયવોમાં ક્ષીણુતા પેદા કરે છે અને તેથી શરીરની ચેતનશકિત ઓછી થઇ, જંતુઓના હુમલા સામે લડવાની શકિત પણ ઓછી થાય છે તેથી જંતુઓનો પ્રવેશ થઇ શરીરને નુકસાન પહોંચી તેનો નાશ પણ થાય છે.

સુધરેલા લોકોમાં, કરોડો રૂપીયાનો ખર્ચ કરી (કેન્સર) મુરણીઆ

ત્રાસનો અટકાવ કરવા માટે ઇલાજ શોધવાના ચાલુ પ્રયત્નો કરવા છતાં, એ રોગ આપણામાં કેટલો બધો ફેલાયેલો છે અને પઠાણોમાં તે બીલકુલ જણાતો નથી તેનું કારણ શું એનો વિચાર કરો.

ત્યારે હવે સુધરેલા લોકોને થતા રોગો અને તેથી થતી ક્ષીણતાનું કારણ આપણને ખુલ્લું દેખાઇ આવ્યું છે તો આપણે તે રોગોનું નિવારણ કરવા માટે કાંઇ સાદા સુતરા ઇલાજ શોધી કાઢવા જોઇએ કે તેથી આપણે જે હાલ આપણા અમુલ્ય વખતનો તેમજ પૈસાનો અને કામ કરનારા માણસોનો અતીઘણો વ્યય કરીએ છીએ તે દૂર કરી શકીએ.

સુધરેલા લોકોના ખોરાક, અને પછાત વર્ગના (સુધારા પર નહીં ચઢેલા) લોકોના ખોરાક વચ્ચે ફરક હોવાનું એક કારણ એ છે કે આપણને સાદા ખોરાક સહેલાઇથી મળી શકતા નથી પણ બીજું મુખ્ય કારણ છે કે એકની એક જ જાતનો સાદો ખોરાક આપણને ભાવતો નથી અને તે તરફ આપણને સખત અણગમો લાગે છે. માટે આપણે એ બે જાતના ખોરાકોમાંથી કાંઇ વચલો તોડ શોધી કાઢવો જોઇએ.

આપણામાં સાધારણ રીતે બોલાય છે કે જેમ દાકતરો વધ્યા તેમ રોગ પણ વધ્યા છે. પરંતુ તે વાત ખરી નથી. રોગ વધવાનું ખરૂં કારણ તો આપણે સાદો સુતરો ખોરાક ખાવાનું તજી દઇ જૂદી જૂદી જાતના સ્વાદિષ્ટ ખોરાકો, અને તે વળી જોઇએ તે કરતાં વધારે પ્રમાણમાં ખાવાથી જ રોગ વધ્યા છે. એક દાકતર કહી ગયો છે કે "આ દુન્યામાં, જોઇએ તે કરતાં વધારે પ્રમાણમાં દારૂ પીવાથી જેટલા માણસો મરે છે તે કરતાં જોઇએ તે કરતાં વધારે પ્રમાણમાં ખોરાક ખાવાથી ઘણાં વધારે મરણો નીપજે છે." તે તદન ખરૂં છે.

## ખરાબ સ્વપ્નથી થતો ત્રાસ

આપણે સ્વપ્ન અને સ્વપ્ન આધીન થયલા માણસો એ બન્નેને હસી કાઢીએ છીએ. ઘણે ભાગે સ્વપ્ના અર્થ વિનાના હોય છે એ વાત ખરી. પરંતુ સ્વપ્ન, સ્વપ્નમાં પણ ફરક હોય છે માટે આપણે બધાજને હસી કાઢવા ન જોઇએ.

મારા વાંચવામાં આવ્યું છે કે એક માણસને આશરે વીસેક વખત એવું જ સ્વપ્ન આવ્યા કરતું હતું કે જાણે તેના બિછાના પર રોજ રાતે એક મોટી કાળી બિલાડી કુદી આવી તેના ગળાને નખોરીયાં માર્યા કરતી હતી. આ માણસ સહેલાઇથી ડરી જાય એવો ન હોવાથી તેણે આ વારંવાર આવતા સ્વપ્નાની

દરકાર કીધી નહીં, પરંતુ તેને જોરથી સજોખમ થવાથી તે એકવાર દાકતરની સલાહ લેવા ગયો ત્યારે તેની અજાયબી વચ્ચે દાકતરે તેને તપાસી કહ્યું કે તેના ગળામાં એક ભયંકર પરિણામ નીપજાવે એવી ગાંઠ થઇ હતી. આ સાંભળતાં જ તેને પોતાને હરરોજ સતાવતા સ્વપ્નનું કારણ સમજાઇ ગયું અને તેણે વાઢકાપ કરાવી ગળામાંની ગાંઠ કઢાવી નાખી ત્યારપછી પેલું સ્વપ્નું આવતું બંધ પડી ગયું.

દાકતરો કહે છે કે અમુક રોગોને લીધે દર્દીઓને અમુક પ્રકારના સ્વપ્ના આવે છે. દાખલા તરીકે ક્ષયરોગના દર્દીઓને પોતે હવામાં ઉડતા હોય એવા સ્વપ્ના આવે છે. એક માણસ કોઇપણ વખત ઍરોપ્લેનમાં ઉડયો ન હતો છતાં પણ તેને વારંવાર એવું જ સ્વપ્ન આવતું હતું કે તે એક વિમાનમાં બેસી ઉડે છે. આવા ઘણા દાખલાઓ નોંધાયા છે. હૃદયના રોગથી પીડાતા દર્દીઓને ઘણીવાર એવાં સ્વપ્ન આવે છે કે જાણે તેમના ઉપર કાંઇ ભયંકર આફત આવે છે તેથી બ્હીકના માર્યા પોતે દમ લેતા અચકી જાય છે, અને પછી એક મોટા આચકા સમેત જાગી ઉઠી તેમને અતિશય નબળાઇ લાગેલી દેખાય છે.

અલબત અહીં એમ કહેવાની મતલબ નથી કે બધાં જ સ્વપ્નાં રોગને લીધે નીપજે છે. માત્ર એટલું જ કહેવાનું છે કે અમુક પ્રકારનું સ્વપ્ન વારંવાર આવ્યા કરે તો તે વિષે બેદરકાર રહેવું નહીં અને પોતાના શરીરની બારિક તપાસ કરાવવી. એમ કરવામાં કાંઇ નુકશાન થવાનું નથી.

આ વાત તો શક વિનાની જ છે કે જમવામાં કાંઇને કાંઇ ભૂલ કરવાને લીધે સ્વપ્નાં આવ્યા કરે છે. કેટલીક વાર ડુક્કરનું ગોસ્ત ( હૅમ ) અથવા માછલી ખાધાથી, જાણે એક મોટા રણમાં ફરતા હોઇએ અને તેથી અતિશય તરસ લાગી છે એવું સ્વપ્નું આવે છે. એક માણસનો એવો દાખલો નોધાયલો છે કે તે જ્યારે જ્યારે ખીમાના સમોસા રાતે ખાય ત્યારે તેને સ્વપ્ન આવ્યા વિના રહેજ નહીં અને તે ઘણું કરી ત્રાસદાયક જ સ્વપ્ન હોય. તે માણસને એ આધાથી બીજી રીતે પણ નુકસાન થતું હતું તેથી તેની ખાત્રી થઈ હતી કે સમોસા ખાધાથી જ સ્વપ્ન આવે છે.

રાત્રે જોઇએ તે કરતાં વધારે પ્રમાણમાં અથવા નહી પચે એવો (અયોગ્ય) ખોરાક ખાવો એજ સામાન્ય રીતે ખરાબ સ્વપ્ન આવવાનું કારણ હોય છે. જુના કાળમાં લોકો બપોરે ભારે ખોરાક લઇ રાત્રે હલકા ખોરાક પર રહેતા હતા તે રીત હાલની બપોરે થોડો જ ખોરાક લઇ રાતે વધારે ખોરાક લેવાની રીત કરતાં, તનદુરસ્તીને વધારે અનુકુળ પડતી હતી.

ખાસ કરી કોઇ માણસ પૂરતી કસરત ન કરતો હોય છતાં રાત્રે ભારે ખોરાક ખાય તો તેને સ્વપ્ન આવી છાતી રૂંધાઇ જાય છે અને કેટલીક વખત તે સ્વપ્ન એટલું બધું ત્રાસદાયક હોય છે કે જાગૃતી આવવા છતાં તેના મનમાંથી ત્રાસ

દુર થતો નથી. કોઈ છોકરો આખો દહાડો ખુબ ધીંગામસ્તી કરી અથવા કોઈ મજુર ખુબ કામ કરી, થાકી જઈ સૂએ તો તેની ઉંઘ બીજા બેસીને કામ કરનારા અથવા આળસુ માણસોના કરતાં વધારે ગાઢ હોય છે અને તેમને સ્વપ્નની પીડા ભાગ્યે જ હોય છે. કોઈ કદાચ અતિશય ઉશ્કેરણી થાય એવું સ્વપ્ન હોય તો જ તેમની ઉંઘમાં ખલેલ પહોંચે છે. એવા મજુરને પૂછીએ તો તે એમ જ કહેશે કે તેને કોઈ દિવસ સ્વપ્ન આવતું જ નથી. પરંતુ બનવા જોગ છે કે કદાચ તેને સ્વપ્ન આવતાં હશે પરંતુ તે અતિશય થાકેલો હોવાથી સ્વપ્નની અસરથી તેને જાગૃતિ આવતી નથી તેથી જ તેને યાદ ન રહેવાથી તે સ્વપ્ન આવવાની ના પાડે છે. કોઈ છાકટો થયલો માણસ બડબડ કર્યા કરે છે તેથી ઉપર પૂરવાર થાય છે કે તેને સ્વપ્ન આવતું હશે પરંતુ તે એટલો બધો બેભાન થયલો હોય છે કે તેથી તેને સ્વપ્નની યાદ રહેતી નથી માટે જ તે જાગૃત હાલતમાં આવતાં તેને સ્વપ્ન આવ્યું જ ન હતું એમ તે કહે છે.

આ સર્વે ઉપરથી સાબિત થાય છે કે ત્રાસદાયક સ્વપ્ના અટકાવવા માટે દરરોજ ખુલ્લી હવામાં કસરત કરવી જરૂરની છે. પરંતુ રાતનું ખાણું લીધા પછી તુર્ત જ કરવી નહી, અને જો શરીર નબળું હોય અને મગજ સહેલાઈથી ઉશ્કેરાઈ આવે એવું હોય તો સાંજે બિલકુલ કરવી નહીં. તેને બદલે પાછલા પહોરે કરી લેવી એ વધારે સારૂં છે.

શરીરની હાલતને અનુસરતી દરરોજની નિયમિત કસરત, અને ખાસ કરી રાતે હલકો ખોરાક લેવાથી તથા નહીં પાચન થાય એવા ખોરાકથી પરહેજ રહેવાથી સ્વપ્ન અટકાવી શકાય છે એ શિવાય સ્વપ્ન અટકાવવા બીજી બાબત ધ્યાનમાં રાખવાની તે સૂતી વખતે શરીરની હાલત છે.

ચતા સુવું નહીં, કારણ કે એ હાલતમાં શરીરની ક્રિયાઓ સૌથી મંદ રીતે ચાલે છે. અમુક માણસ એક પડખે સુઈ ઘુરવા માંડે કે તુર્ત જાગી ઉઠે છે, તે જ માણસ જો ચતો સૂએ તો ખુશીથી, હલકા શરોદા કાઢી ઘુર્યા કરે છે, અને તેની ઉંઘમાં ખલેલ પડતી નથી. ચતી હાલતમાંજ ઘણીવાર છાતી પર ભાર પડી જાણે છાતી દબાઈ જાય છે, માણસ ગુંગળાયા કરે છે અને તે સ્થિતિમાંથી તેનો જલદી છુટકો થઈ શકતો નથી. માટે ચતા સૂવું એ સારૂં નથી.

વળી ઉંધા પણ સૂવું નહીં કારણ કે તેમ કરવાથી દમ લેતાં પેટ બરાબર ઉપસતું નથી તેથી ઉંડો દમ લઈ શકાતો નથી. વળી ઉસીકામાં નાક દબાવાથી તથા ગરદન દુખી આવે એવી રીતે વાંકી રહેવાથી ખરાબ સ્વપ્ના બહુ આવે છે અને સવારે ઉઠતી વખતે ગરદન તથા પીઠ અકડી ગયલી જણાય છે.

માટે એક પડખે સૂવું. સાધારણ રીતે એમ કહેવાય છે કે ડાબે પડખે સૂવાથી હ્રદયના કામમાં ખલેલ આવે છે પણ જમણે પડખે સૂવાથી હોજરીમાંનો

થાક લાગે અને આરામ લેવાથી ફાયદો ન લાગે. ૩. વજન ઘટે. ૪. તાવ આવે. ૫. થુંકમાં લોહી પડે. ૬. અપચો રહે ને તેની સાથે ઉલટી થાય.

**ક્ષય થવાનાં કારણો :—**ક્ષય એક જાતના જંતુઓથી થાય છે. તે જંતુઓ ઘણાજ બારીક હોય છે. જે લોકોને ક્ષય રોગ થયો હોય તે લોકોના ફેફસામાં તેમજ થુંકમાં આ જંતુઓ હોય છે. થુંકના એક ટીપામાં હજારો જંતુઓ માલમ પડે છે.

૧. ક્ષય રોગ એ ચેપી રોગ છે. કુટુંબના એક માણસને થયો હોય અને જો પુરતી સંભાળ રાખવામાં નહીં આવે તો કુટુંબના બીજા માણસોમાં પણ આ રોગ ફેલાય છે.

૨. જ્યારે કોઇ ક્ષય રોગનો દર્દી ઘરમાં અગર રસ્તા ઉપર ગમે ત્યાં થુકે છે તે પડેલું થુંક ત્યાં સુકાઇ જાય છે અને જંતુઓ ધુળમાં થઇને હવામાં મળી જાય છે, તેથી હવાની સાથે આ રોગના જંતુ ફેફસામાં જવાથી આ રોગ ફેલાય છે.

૩. જાનવરોને પણ ક્ષય રોગ લાગુ પડેલો હોય છે. તેવા જાનવરોનું દુધ પીવાથી અગર માંસ ખાવાથી, આ રોગ થાય છે.

૪. શરીરની ચામડી પર ઘા કે બીજા કારણને લીધે ચીરા પડે, તો તેની મારફત ક્ષય રોગ લાગુ પડે છે.

**ક્ષય રોગ કોને અને શાથી થાય છેઃ—**ક્ષય રોગના ફેલાવાનું મુખ્ય કારણ તો આ રોગવાળા માણસનો ગળફો છે. મહોલ્લામાં, દુકાનોમાં, નાટકશાળામાં, સિનેમામાં અને રેલ્વે સ્ટેશન ઉપર જે ધુળ ઉડે છે તેમાંનો કાંઇક ભાગ રોગવાળા માણસના ગળફાથી ખરાબ થાય છે. માણસના શરીરમાં હરેક રીતે જંતુ દાખલ થાય છે, તે જોકે અટકાવી શકાય નહીં પણ જો શરીર મજબુત અને તંદુરસ્ત હોય અને નાકમાં બલગમ કે શરદી ન રહેતી હોય તો તેવા તંદુરસ્ત માણસના શરીરમાં ઘણા ક્ષયરોગના જંતુઓનો નાશ થાય છે. પરંતુ હલકો ખોરાક ખાવાથી અથવા પુરતો ખોરાક ન મળવાથી, હદ ઉપરાંત કામ કરવાથી અથવા અમિતાહારીપણાથી શરીર નબળું પડી જાય તો તેવા શરીરમાં ક્ષય રોગના જંતુઓનો નાશ કરવાની શકિત રહેતી નથી. જે લોકો દારૂ પીએ છે તેમને ક્ષય રોગ જલ્દી થાય છે.

તમાકુ પીનારા માણસોના ફેફસાં નબળાં પડવાથી ક્ષય રોગ જલ્દી લાગુ પડે છે.

શહેરમાં અગર કસ્બામાં જ્યાં મકાનો ગીચોગીચ હોય છે ત્યાં અને હવા અજવાળા વિનાના મકાનોમાં રહેતાં લોકોને ક્ષયરોગ જલદી લાગુ પડે છે.

સીગાર બીડી બનાવનારને, સલાટનો ધંધો કરનારને, ચુનાની ભઠ્ઠીમાં કામ કરનારને, ચોખા ખાંડવાની મીલમાં કામ કરનારને, દરજીને, ટોપી બનાવ-

નારને, ટોપલીઓ બનાવનારને, છાપખાનામાં બીબા ગોઠવનારને, પડદામાં રહેતી બેનોને આ રોગ ( ક્ષય ) એકદમ લાગુ પડે છે. ક્ષય રોગથી પીડાતા દર્દીઓમાં મોટો ભાગ આ લોકોનો જ હોય છે.

### ક્ષય રોગ ફેલાતો અટકાવવા માટે શું કરવું:—

૧. ક્ષય રોગના દર્દીએ જાણવું જોઇએ કે આ રોગ ઉધરસ ખાવાથી કે થુંકવાથી ફેલાય છે. જ્યારે ક્ષય રોગનો દર્દી ઉધરસ અથવા છીંક ખાય છે ત્યારે ગળામાંથી નાક તથા મોં વાટે જરા જરા ગળફા બહાર નીકળે છે. આમાં રોગના જંતુઓ હોય છે. માટે જેને આ રોગ થયો હોય તેમણે નાક તથા મોં આગળ કપડું આડું રાખીને ઉધરસ કે છીંક ખાવી, અને આ કપડાંને ગરમ પાણીમાં ઉકાળીને ધોઇ નાખવું.

૨. ક્ષય રોગવાળો માણુસ પોતાના ઘરમાં હોય તે દરમ્યાન તેણે થુંકદાની તેના ઉપર ઢાંકણુ સાથે પોતાની પાસે રાખી તેમાં થુંકવું. થુંક ઢાંકણુ ઉપર કે બહાર ન પડે તે જોવું, નહી તો તેના ઉપર માંખો બેસી રોગ ફેલાવશે.

૩. ક્ષય રોગના દર્દીએ બજારમાં ચાલતાં કે ફરવા જતી વખતે રસ્તા ઉપર ગમે ત્યાં થુંકવું નહીં, પણ પોતાની પાસે ડબ્બો કે પહોળા મોંની શીશી બુચ સાથે રાખી તેમાં થુંકવું અને તે ઘેર લાવી સાફ કરી ગરમ પાણીમાં ઉકાળી નાખવી.

૪. ક્ષય રોગવાળા માણુસે કોઇ પણ બીજા માણુસના ખાવાના પદાર્થને અડકવું નહીં.

૫. ક્ષય રોગના દર્દીએ કોઇ દીવસ ગળફો ગળી જવો નહીં. જો તે ગળી જવામાં આવે તો જંતુઓ આંતરડામાં વધવા માંડે છે, અને તેનાથી રોગ પેટમાં ફેલાવાનો ઘણો સંભવ છે.

૬. ક્ષય રોગવાળા માણુસે સારા માણુસ સાથે એક જ થાળીમાં એકઠા જમવું નહીં.

૭. ક્ષય રોગવાળા માણુસે પોતાનાં ચા, દુધ કે પાણી પીવાના વાસણ જુદા રાખવા તથા સારા માણુસોથી જુદા જમવા બેસવું, અને કદી પણ સાથે બેસવું નહીં.

૮. દારૂ પીવો નહીં.

૯. જે ઓરડામાં સાજા તંદુરસ્ત માણુસો સૂતાં હોય તે ઓરડામાં ક્ષયના દર્દીને સુવાડવો નહિ.

૧૦. કચરો વાળતાં ધુળ પુષ્કળ ઉડતી હોય તો પાણી છાંટીને પછી વાળવું.

૧૧. રાતના બારી બારણાં ખુલ્લાં રાખીને સુવું.

૧૨. ઘર અને તેની આસપાસની જગા સ્વચ્છ રાખવી, કે જેથી માંખોની ઉત્પત્તી અટકે અને રોગ ફેલાય નહીં.

૧૩. દુધ અને પાણી બરાબર ઉકાળી ગરમ કરી પછીથી ઠંડા કરીને પીવા.

૧૪. ગજા ઉપરાંત મજુરી કરવી નહીં.

૧૫. ઘરમાં સૂર્યનો તડાકો બરાબર આવવા દેવો અને તે માટે પૂરતા બારી બારણાં રાખવાં જો બારી બારણાં ન હોય તો શિયાળો, ઉનાળો અને વરસાદ ન હોય ત્યારે તે મોસમમાં છાપરાના નળીયાં ઉકેલી નાખી સૂર્યનો તડકો ઘરમાં આવવા દેવો.

૧૬. ક્ષયના દર્દીનું બિછાનું તડકે સુકવવું અને કપડાં, ચાદર ગરમ પાણીમાં જુદાં ઉકાળીને ધોવાં.

૧૭. બ્રહ્મચર્યનું પાલન કરવું.

**ક્ષયના દર્દીએ પાળવાના નિયમ :—**

જેને ક્ષય રોગ થયો હોય તેણે સાજા થવાની આશા છોડી દેવી નહીં. કારણ કે એ રોગ મટાડી શકાય છે

૧ સાધારણ ઉધરસ અને તાવ સાથે આવતો હોય તો તુર્ત તેવા માણસે કોઇ સારા ડોકટરની સલાહ લેવી.

૨. શરીરની તંદુરસ્તી વધારવા પ્રયત્ન કરવો એટને ચોવીસે કલાક તાજી ખુલ્લી હવા લેવી. પુષ્કળ સારો પૌષ્ટિક, સાદો ખોરાક લેવો દુધ, ઘી વધારે પ્રમાણમાં ખાવાં.

૩. કોઈ પણ જાતની ચીંતા કરવી નહીં. ખુલ્લી હવામાં ફરવું, સુવું, નિયમિત કસરત કરવી.

૪. ક્ષય રોગના દર્દીને સેનાટેરીયમ જેવી જગાએ રાખવો.

૫. ક્ષય રોગના દર્દીને બહાર સ્વેશમાં જુદો સુવાડવો.

૬. ક્ષય રોગના દર્દીએ દિવસના લીમડાના ઝાડ નીચે સૂઇ રહેવું અને બેસવું ઉઠવું.

૭. થુંકવા માટે પીકદાની રાખી તેમાં કાર્બોલીક લોશન નાખી ઉપર ઢાંકણ રાખવું.

૮. દર્દીની પથારી રોજ તડકામાં નાંખવી

૯. તાજા શાક ભાજી અને લીલો મેવો પુષ્કળ ખાવો.

૧૦. નાહીને શરીર સાફ રાખવું. કપડાં, ચાદર રોજ ધોએલાં વાપરવાં.

૧૧. આખો દિવસ તાવ આવતો હોય તો શાંત પડી રહેવું, પૂરતો આરામ લેવો.

૧૨. થાકી જવાય તેટલું કામ કરવું નહીં કે હરવું ફરવું નહીં.

૧૩. ક્ષયના દર્દીએ પોતાના વાપરવાનાં વાસણો જુદા જ રાખવાં.

૧૪. ક્ષયના દર્દીએ બાળકને રમાડવું નહીં ચુંબન કરવુ નહીં. તેમજ બીજાના ખોરાકને અડકવું નહીં.

૧૫. હાથ પગ ધોઇને ખાવા બેસવું છુટો કોગળો કરવો નહીં.

૧૬. પોતાના ઓરડામાં માંખો ન થય તે જોવું.

૧૭. કોઇની સાથે હાથ મીલાવવો નહીં.

( વડોદરા સુધરાઇ આરોગ્યશાખા તફરથી મળેલું )

પુસ્તક ૧૩ મું.
અંક ૫ મો

મે
૧૯૩૮

# પુસ્તકાલય



લવાજમ:
દેશમાં, વાર્ષિક રૂ. ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છૂટક નકલ: રૂ. ૦-૬-૦

તંત્રીઓ:
નાનાભાઈ ચંદ્રશેખર દીવાનજી
નાજુકલાલ નંદલાલ ચોકસી

વ્યવસ્થાપક:
વાઘજીભાઈ નારણભાઈ અમી
બી. કૉમ.
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા......વડોદરા.







# અનુક્રમણિકા



—✻—

# પુસ્તકાલય

પુસ્તક ૧૩ મું    મે    અંક ૫ મો


## જ્ઞાન–જ્યોત

( અનુષ્ટુપ )

" કહો ભાઇ લખ્યું શું તે ? વાંચી, કાગળ આ મહીં "
વદી ઉભો ગ્રામ્ય ખેડૂ ત્યાં, શિક્ષકને, ઉત્સુક બની.
" થોડા વખત પછી આવો, ઉતાવળે એ નહીં બનેઃ "
વદી કામે ડૂબ્યા શિક્ષક, ધારી ગર્વ અતિ ઉરે.

સૂણી વાણી ડુબ્યો ખેડૂ, ઉંડા વિચાર સાગરે,
" અહો શી ખૂમારી છે, શિક્ષિતને જ્ઞાનની ઉરે.
નથી ફુરસદ ઘડીનીએ, અન્ય કાજે કદી જરી,
પ્રતિજ્ઞા આજથી મારી, જ્ઞાન ગ્રહવા કાજની. "

બેસે ઘડી બે ઘડી પાસે, વાંચવા વૃદ્ધ કને જઇ;
શીખવે છે ઘણી હોંશે, વૃદ્ધ નિવૃત્ત, ગૃહે રહી.
થોડા માસ વિત્યા ત્યાં તો, પાવરધો બની જઇ;
મંડયો શીખવવા ખેડૂ ત્યાં, કૃષિકારો ભેગા કરી.

* * * *

વિના જ્યોત, ગૃહ–સંસારે, અંધ રૂપ બને જન,
નિહાળવા સર્વ વસ્તુને, જ્ઞાન જ્યોત ખરેખર !

બલવંત મહેતા.

# कवन

( ખંડ: તોટક. )

( ૧ )

કવિતા,

હૃદયાંગણુની સરિતા,
ગિરિરાજ તણી તનયા ઉમીઆ,
પરમેશ્વરની સહધર્મ પ્રિયા;
જગનું શિવ ચા'ય સદાશિવ જે,
સુખ ચા'ય સહે ઉમીઆ ઉર એઃ
કવિતા સરતી હૃદયાંગણુથી,
વહી એમ રહો ભગ ભદ્ર ભજી.

( ૨ )

કવિતા,

કુલવંશ તણી વનિતા,
યદુનન્દનની મધુ બંસરીએ,
વ્રજ સાર તરુ રસમંજરીએ;
ઉર તાલ દિયે સુરવાદ્ય જહીં,
રસ સાર બને રસ લોમ તહીં.
વનિતા વીર નૃત્ય કલા સરજે,
કવિતા મૃદુ લાસ્ય સુહાસ્ય સહે.

( ૩. )

કવિતા,

વિણુ અર્થ છતાંય ગીતા,
કટુ જીવનના કુરુક્ષેત્ર મહીં,
ક્ષણુ સુખ અને દુઃખ દોષ સહી;
અતિ ગ્લાનિ અને અતિ દૈન્ય વરી,
અહ ! મ્લાન મુખે તુજ કીરત શી !
સુઉદાર બની હસજે ન રમા,
વીર ભૂષણુ જો વીરમાન્ય ક્ષમા.

( ૪ )

કવિતા,

શ્રુત પંથ રહસ્યનીતા,
અવિરામ વીણા રસગાન કરે,
ઉરે સપ્તક પૂર્ણ સુરેજ સરે;
રસરાજ કદી શણુગાર મીઠો,
કરુણા વળી રૂદ્ર ભળેલ દીઠો;
ઉર દ્વંદ્વ અલિપ્ત સુપંકજ શી,
કવિતા રમજો સમીચીન સજી.

વસન્તાત્મજ.

# ગ્રામોદ્ધાર પ્રવૃત્તિમાં આદર્શ પુસ્તકાલયનું સ્થાન*

લેખકઃ--હરિભાઇ પુંજાભાઇ મકવાણા,
મુ. શિ. સ. ગ્ર. અંત્યજ શાળા, સિદ્ધપુર

**यस्यास्ति सद्ग्रंथविमर्शभाग्यं किं तस्य शुष्कैश्चपलाविनोदैः ।**

" જેના ભાગ્યમાં સારા ગ્રંથો વાંચવાનું સાંપડ્યું હોય, તેને લક્ષ્મીના શુષ્ક વિનોદ શા કામના ? "

ઉપરોક્ત કથન વ્યક્તિને તેમ સમષ્ટિને યથાર્થ રીતે લાગુ પાડી શકાય. હિન્દુસ્તાનની સમષ્ટિનો મોટો ભાગ ગામડાંમાં વસેલો છે. ખરૂં કહીએ તો હિન્દ તેના ગામડાંમાં વસે છે એ વાક્યમાં ઘણું તથ્ય છે; કેમકે હિન્દમાં એક લાખથી ૧૪-૧૫ લાખ માણસની વસ્તીવાળાં શહેરો માત્ર ૩૬ છે અને ૩ હજાર ઉપરાંતથી માંડી એક લાખની અંદરની વસ્તીવાળાં ૪૪+ શહેરો છે. એ બધાં મળી પુરાં સોએ શહેર થતાં નથી. ( God made the country and men made the town ) એ ઉક્તિની વસ્તુસ્થિતિ આપણા દેશને બરાબર બંધબેસતી આવે છે. કેમકે લગભગ પ્રાથમિક જેવી દશા ભોગવતો માનવ-સમૂહ હિન્દુસ્તાનનાં ૭૦ લાખ જેટલાં ગામોમાં વસે છે. તેથી જો સારાએ હિન્દુસ્તાનનો અભ્યુદય કરવો હોય, તો સર્વ પ્રથમ આ સિત્તેર લાખ ગામડાંનો તન, મન અને ધનની બાબતોમાં ઉદ્ધાર કરવો જોઇએઃ એ સત્ય દરેક દેશહિત ચિંતકને દીવા જેવું સ્પષ્ટ માલુમ પડ્યું છે. એટલે કે ગામડાંઓનો શારીરિક, માનસિક, અને આર્થિક બાબતોમાં ઉદ્ધાર થાય તોજ આપણા રાષ્ટ્રનો સંપૂર્ણ અભ્યુદય થયો છે એમ ચોક્કસ પણે મનાય. તેથી દેશોદ્ધારની અનેક પ્રવૃત્તિઓમાં ગ્રામોદ્ધાર ( Rural uplift movement ) પ્રવૃત્તિ પ્રમુખપણે છે.

**૧. હિન્દમાં ગ્રામોદ્ધારની જરૂર.**

દેશકાળને જાણનાર એવા વડોદરા નરેશ શ્રી રાજ્યપિતા શ્રીમંત સયાજીરાવ મહારાજા ગાયકવાડ સાહેબશ્રીએ ક્રાંતદૃષ્ટાના દૂરંદેશીપણાથી ગ્રામોદ્ધાર માટે રૂપિયા એક કરોડનો નિધિ રાજ્યની પ્રજાને કૃપાળુપણે અર્પણ કર્યો છે. એ એકજ બાબત આખા દેશની ગામડાંના ઉદ્ધાર પ્રત્યે દોરાયેલી દૃષ્ટિના ઉજ્જવલ ભાવિની સૂચક છે.

આજનાં આપણાં ગામડાંઓની સ્થિતિ તન મનની, અનેક ઉપાધિઓથી હીણી થયેલી છે. ગામડાંના લોકો નિરક્ષર કે અર્ધશિક્ષિત હોય છે. ખૂબ વ્હેમી હોય છે. તેમનાં ઘરબાર અને રાચરચીલાં ગંદાં, ખોડીલાં અને અનારોગ્ય હોય છે. ગરીબાઇ તથા નાના પ્રકારના રોગોએ ત્યાં ધામા નાખ્યા હોય છે.

**૨. હાલનાં ગામડાંઓનો ચિતાર.**

---

* સિદ્ધપુર મહાલની બીજી પુ. પરિષદ માટે લખાયલો નિબંધ.

+ આ સંખ્યા બરાબર નથી, કારણ એટલા કસ્બા તો એકલા વડોદરા રાજ્યમાં જ છે. ગામડાંની સંખ્યા ૭૦ લાખ પણ બરાબર નથી; ૭ લાખ જોઇએ. —તંત્રી:

એટલેજ આપણા સમાજોમાં જ્યાં જોઇએ ત્યાં અજ્ઞાન, કુસંપ, દારિદ્ર, અનેક રોગો, બાલવૃદ્ધ-વિવાહો, સાટાં ત્રેખડાં, કન્યા-વર-વિક્રયો, ખોટા ખર્ચા, વધુ મરણપ્રમાણો, અનૈતિક વ્યવહારો ઇત્યાદિ અનિષ્ટો વ્યાપી ગયાં છે.

**૩. કેળવણી અને તે મેળવવા શાળા તથા પુસ્તકાલયોની જરૂર.**

આવી નિરાશાજનક સ્થિતિમાંથી ગામડાંને બચાવી અમાનવતાના ગર્તમાંથી ઉગારી-ઉદ્ધારી માનવતામાં લાવનારાં સાચાં સાધનોમાં કેળવણી એ મુખ્ય સાધન ગણી શકાય. ગ્રામોદ્ધારમાં કેળવણી અગર લોકશિક્ષણ તેની બે શાખાઓ દ્વારા આબાદ ઉપકારક નીવડે: એક તો શિક્ષણ સંસ્થાઓ-કહેતાં શાળાઓ, અને બીજી પુસ્તકાલયની સંસ્થા. પહેલામાં જ્ઞાન પ્રાપ્ત કરવાનો સવડ અને અવકાશ હોય છે; જ્યારે પુસ્તકાલય સંસ્થા મેળવેલા જ્ઞાનનો સંગ્રહ અને વૃદ્ધિ કરવાના બહોળા ક્ષેત્રને ઉઘાડે છે. જેમ નળનો સંબંધ ટાંકી અગર વિપુલ જળાશય સાથે હોય છે, લગભગ તેવોજ સંબંધ શિક્ષણ સંસ્થાઓનો પુસ્તકાલય સાથે હોવો જોઇએ. ઘરનો નળ જેમ ઘરનાં માણસોને જળ પૂરું પાડે છે તેમ શિક્ષણ સંસ્થાઓ માત્ર વિદ્યાર્થીઓ ( નિશાળીઆ )ને વિદ્યાવારિથી સીંચે છે; અને જેમ સાર્વજનિક નળો સર્વ તૃષાતુર જનોને માટે ખુલ્લા હોય છે, તેમ પુસ્તકાલયો પણ વિદ્યાર્થી તેમ અવિદ્યાર્થી જ્ઞાનપિપાસુ માત્રની વાચનતૃષાને અબાધિત રીતે તૃપ્ત કરે.

**૪. ઉન્નતિનાં સાધનો.**

કોઇપણ રાષ્ટ્ર સમાજ કે વ્યક્તિ એવી ન હોઈ શકે કે જે શિક્ષણની અપેક્ષાએ માતબર છતાં ઉચ્ચ સંસ્કૃતિમય જીવન ગુજારી શકે. અને સાથે એ પણ એટલુંજ સાચું છે કે રાષ્ટ્ર સમાજ કે વ્યક્તિની સાર્વત્રિક ઉન્નતિનો બહુધા આધાર આર્થિક અભ્યુદય પર રહેલો છે. આમ શ્રી-સરસ્વતીનો સુમેળજ ખરૂં સુખ આપી શકે-તેમની પરસ્પર વિસંવાદતા એકમેકને અભાવે જીવનને વિષાદમય શાપરૂપ બનાવવા સમર્થ છે. શ્રી-સરસ્વતીના પ્રચંડ અસહકારને સબબે આપણાં આજનાં ગામડાં અનેક અનિષ્ટોથી આવરિત થયાં છે. તેમને ગોકુળીયાં બનાવવાં હોય તો પહેલી તકે ગામોગામ જ્ઞાનમૂલક સંસ્થાઓ-શાળાઓ અને પુસ્તકાલયો સ્થાપવાની અનિવાર્ય આવશ્યકતા છે.

**૫. સુધરેલા દેશોની પુસ્તકાલય પ્રવૃત્તિ.**

દુનિયાના બીજા સુધરેલા દેશોમાં ગામડાં નથી એમ નથી, પણ ત્યાંનાં શહેરોનો સુધારો અગર કેળવણી તેમનાં ગામડાંને સ્પર્શ્યા વગર ભાગ્યેજ રહેતાં હોય છે. એ દેશોનાં ગામડાંને મુગાબલે હિન્દુસ્તાનનાં ગામડાંમાં નજીવી કેળવણી છે, એમ દરેક દેશના શિક્ષિતજનોના આંકડા જોતાં જણાઈ આવે છે. પાશ્ચાત્ય પ્રજાનો વિદ્યા પ્રત્યે કેવો ઉગ્ર અનુરાગ છે તે અત્રે જણાવવું અસ્થાને નહિ લેખાય. ઈંગ્લંડનું પાટનગર લંડન એ દુનિયામાં સર્વોપરી શહેર છે. ત્યાંના પુસ્તકાલયમાં એટલાં બધાં પુસ્તકો છે કે એ પુસ્તકોનાં કબાટોને જો પાસે પાસે ગોઠવી તેની હાર બનાવી હોય તો તે ૪૬ માઇલ જેટલી થાય. એ

જંગી પુસ્તકાલયમાં દરરોજ હજારો પુસ્તકોનો વધારો થયા જ કરે છે. બીજી બાજુ અમેરિકામાં માત્ર પુસ્તકાલયો પાછળ ૩૦ થી ૪૦ કરોડ જેટલા રૂપિયાનું દાન કરનાર દાનવીર કાર્નેગી જેવા મહાપુરૂષો પાક્યા છે; જ્યારે હિંદુસ્તાનમાં વડોદરા રાજ્યનાં ગામડાં સિવાય હિન્દનાં બીજાં ગામોમાં થોડાં જ પુસ્તકાલયો ઉભાં થયાં હશે. આપણા જ દેશમાં હજારો વર્ષ પર જ્ઞાનની કિંમત આંકતું સત્ય ઉચ્ચારણ શ્રી કૃષ્ણે કરેલું કે, **नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।** જ્ઞાનના જેવું પવિત્ર બીજું કંઇ જ નથી: એ યથાર્થ છે. કારણ કે સર્વ સુખોનું મૂળ જ્ઞાન છે અને સર્વ દુઃખોનું મૂળ અજ્ઞાન છે. અંગ્રેજ પ્રજાએ પોતાની કહેવત ( **Knowledge is Power.** ) જ્ઞાન એ સત્તા છે, તેનો પૂરેપૂરો સાક્ષાત્કાર કર્યો છે. જળનું પાત્ર જેમ સરોવર છે, તેમ જ્ઞાન અગર વિદ્યાનું પાત્ર સદ્ગ્રંથો છે. માટેજ ગામડાંને સજ્ઞાન, પ્રાણવાન, સંસ્કૃત, સુખી અને આદર્શ બનાવવાં હોય તો, ઠામ ઠામ પુસ્તકાલય પરબો માંડી દેવી જોઇએ.

**૬. પાશ્ચાત્ય દેશો કેવી રીતે ઉન્નત થયા ?**

પાશ્ચાત્ય દેશોની ઉન્નતિ જે અત્યારે સાર્વત્રિક છે તે કાંઈ એકાએક-આકસ્મિક રીતે થઇ નથી. ઇ. સ. ૧૪૫૨ માં તુર્કસ્થાને કોન્સ્ટેન્ટિનોપલ જીતી લીધું ત્યાર પહેલાં હાલના સર્વશ્રેષ્ઠ ગણાતા મધ્ય અને ઉત્તર પશ્ચિમ તરફના યુરોપી દેશો લગભગ જંગલી દશામાં જીવન વીતાવતા હતા. યુરોપમાં તુર્કી શાસન દાખલ થતાં કોન્સ્ટેન્ટિનોપલમાં રહેતાં વિદ્વાનો યુરોપના બીજા દેશોમાં જ્યાં ત્યાં ચાલી નીકળ્યા. આ રીતે સૈકાંઓ સુધી એક જ સ્થળે કેન્દ્રિત થયેલી સંસ્કૃતિ બીજા યુરોપી દેશોમાં પ્રસરી. ત્યાર પછી જ યુરોપી વિરાટ તેની ઘોર તંદ્રામાંથી જાગ્યો અને આજની સ્થિતિએ પહોંચ્યો છે. ઇતિહાસ એની સાક્ષી પૂરે છે. આપણા દેશનાં આજનાં ગામડાંની ઇ. સ. ૧૪૫૨ ના યુરોપના જેવી જ લગભગ સ્થિતિ છે, એમ કહું તો ખોટું નથી. કુંભકર્ણની ઘોર નિદ્રામાં ઘોરતા આપણા ગ્રામ્ય વિરાટને જગાડવાનું ખરૂં સાધન માત્ર કેળવણી છે, અને તે એક સારૂં પુસ્તકાલય યોગ્ય રીતે પૂરૂં પાડી શકે. હિન્દુસ્તાનમાં તેની ભૂતપૂર્વ આર્ય સંસ્કૃતિને પુનઃસજીવન કરી નૂતન યુગ ( **Renaissance** ) નો આરંભ કરવો હોય તો ગ્રામ્ય પ્રજાને સાંપ્રત સાહિત્યના સંપર્કમાં લાવવાની અનિવાર્ય જરૂર છે, અને તે જરૂરીઆત એક ગ્રામ પુસ્તકાલયથી જ પૂરી શકાય.

**૭. આધુનિક શિક્ષણ પ્રણાલિ તદ્દન નકામી નથી.**

આધુનિક શિક્ષણ પ્રણાલિ તદ્દન એકદેશી છે, માત્ર બૌદ્ધિક શિક્ષણ મળે છે તેથી તે પાંગળી છે. તેમાં રાષ્ટ્રીય શિક્ષણનું તત્ત્વ નહિ જેવું છે. જીવનમાં એ શિક્ષણ અનુપયોગી નીવડે છે, તથા તેમાં ઘણી ક્ષતિઓ છે, ઇત્યાદિ પોકાર હમણાં શરૂ થયા છે. તેમાં ઘણું વજુદ હશે ખરૂં પણ તેથી તે શિક્ષણ પદ્ધતિ બિલકુલ નિરૂપયોગી કે વાંઝણી છે, એમ ન કહેવાય. વર્તમાન શિક્ષણે નક્કી કેટલાક ઉદાર જીવનનાં તત્ત્વો આપણા જીવ-

નમાં વિકસાવ્યાં છે એની કોઇથી ના કહેવાશે નહિ. અદ્યતન વિચારો, નૂતન ભાવનાઓ, અજબ સ્વદેશશક્તિ, વૈજ્ઞાનિક માનસ, આમરણાંત પ્રવૃત્તિમય જીવનનો ઉલ્લાસ, આત્મત્યાગ, સ્વતંત્રતા ઇત્યાદિ સાંપ્રત યુગના ક્રાંતિકારી જીવનનો વારસો એણે આપ્યો છે. આપણા પૂજ્ય મહાત્માજી, ન્યાયમૂર્તિ રાનડે, દેશભક્ત ગોપાળ કૃષ્ણ ગોખલે, લોકમાન્ય બાલ ગંગાધર તિલક, હિંદના દાદા દાદાભાઇ નવરોજી, રાજા રામ મોહનરાય, લાલા લજપતરાય, સર જગદીશચંદ્ર બોઝ, પંડિત જવાહીરલાલ, પ્રો. રામન, કવિવર ટાગોર વિ. અનેક મહાપુરૂષો ચાલુ શિક્ષણનો વિશ્વવિખ્યાત પરિપાક છે. ગામડાંના લોકોને આપણા દેશના આ વિવિધ ચારિત્ર્યશીલ પુરૂષોનાં જીવન ચરિત્રો અને તેમના અક્ષરદેહો ઘણા આનંદ સાથે નૂતન ભાવનાઓના બોધપાઠ આપે છે, અને તેમનાં ભોળાં-માયાળુ હૃદયોમાં સાહજિક રીતે વીર પૂજાનો ભક્તિભાવ પેદા થાય છે.

**૮. પુસ્તકાલયોની ઉપયોગિતા.**

અનુભવે શિખવ્યું છે કે વિદ્યાર્થી અવસ્થામાં શિક્ષણ પામેલ વ્યક્તિને ધંધાદારી જીવનમાં મેળવેલા જ્ઞાનને ગ્રહી રાખવા તથા તેમાં ઉત્તરોત્તર વધારો કરવાના સાધનની ડગલે ને પગલે પ્રાણવાયુ જેટલી જરૂર પડે છે. ગામડાંનો વિદ્યાર્થી પ્રાથમિક ધોરણ પૂરૂં કરી જીવનનિર્વાહના ધંધામાં પડે અને મોટપણે પુસ્તકને અભાવે ભણેલું ભૂલી જાય તો એવું શિક્ષણ લેવામાં બાલ્યકાળનાં તેટલાં વર્ષોનો દુર્વ્યય જ થયો ગણાય. ગામડાંમાં નથી હોતો હાલનો શહેરી શિક્ષિત વર્ગ કે નથી થતાં ત્યાં મોટા મોટા વક્તાઓનાં ભાષણો કે જે ગામડાંના કેટલાક અલ્પશિક્ષિત પણ જ્ઞાનાભિમુખ જિજ્ઞાસુઓને સંતોષે. એટલે જ ગ્રામોદ્ધારની વર્તમાન પ્રવૃત્તિઓમાં સારા પુસ્તકાલયનું સ્થાન એક અનેરૂં ગણાય.

**૯. ગામડાનો શિક્ષક.**

હવે ગામડાના એક સારા પુસ્તકાલયના પ્રેરક બળો ક્યાં ક્યાં હોઇ શકે તે જોઇએ. ગ્રામ્ય પુસ્તકાલય પ્રવૃત્તિનાં પ્રેરક બળોમાં ગામડાનો શિક્ષક એક અગત્યનું અને અવિભક્ત પ્રતીક છે. સાચે જ તેને પુસ્તકાલયનો પ્રાણ કહી શકાય. ગામડાની બાળ પ્રજામાં વિદ્યાનો સંચાર કરી તેને જ્ઞાનામૃતની આજીવન ભોક્તા બનાવવાનું પ્રધાન કાર્ય શિક્ષકનું છે. તેથી ગામડાનો શિક્ષક જો આદર્શ વિદ્યાવ્યાસંગી હોય અને પોતાની જવાબદારીથી અનભિજ્ઞ ન હોય, તો જ ગ્રામ પુસ્તકાલય જ્યનું લોકભોગ્ય બને. માત્ર વિદ્યાર્થીઓને ઠરેલો અભ્યાસક્રમ ગમે તે રીતે પૂરો કરાવી પગારને આંચ ન આવે તેવી રીતે વર્તવામાં જ ઇતિ કર્તવ્યતા માનનાર શિક્ષક ગામડાની પ્રજાનું વિદ્યાવિષયક કલ્યાણ નહિ કરે. ગામડાનો શિક્ષક વિદ્યા–ભક્ત હશે તો તે ગ્રામ પુસ્તકાલયનો સ્વેચ્છાએ ગ્રંથપાલ બની લોકોની સ્તુત્ય સેવા બજાવી પોતાનું સ્થાન દીપાવશે અને પુસ્તકાલયને આદર્શ બનાવી ગ્રામોદ્ધાર પ્રવૃત્તિને વેગ આપશે.

**૧૦. વાચકો**

ગ્રામ્ય પુસ્તકાલયનાં બીજાં બળોમાં વાચકવૃંદ અને વાચનસાહિત્ય એ બે આવે. વાચકો કેવા હોવા જોઇએ એ પ્રશ્ન જો કોઈ પૂછે તો તેનો તાત્કાલિક ઉત્તર એ હોઇ શકે કે તેઓ

પ્રથમતઃ વિદ્યાભિમુખ વિદ્યાર્થીઓ હોવા જોઇએ. અત્રે વિદ્યાર્થી શબ્દનો અર્થ નિશાળીઆ છોકરા એમ કરવાનો નથી. પોતાનો ધંધો ગમે તો કારીગરનો હોય કે મજૂરીનો હોય, પોતે બ્રાહ્મણ હો વા અબ્રાહ્મણ, તવંગર હો વા નિર્ધન જે હો તે હો, પણ જેને વિદ્યાની ક્ષુધા લાગી હોય જેનું જીવન સાહિત્ય સાથે એકરસ થયું હોય, કુદરતના વિવર્તોના અવલોકન વડે જેનું વૈજ્ઞાનિક માનસ જ્ઞાનોત્સુક બન્યું હોય, અને જેને ક્ષર જીવનને અક્ષરદેહમાં તરબોળ કરવાની તમન્ના જાગી હોય તેવા જિજ્ઞાસુ વિદ્યાર્થીઓ ગ્રામ પુસ્તકાલય વર્ષાના આતુર ચાતકો બની તેનો આસ્વાદ લઇ શકે. એવું ઘણી વખત દીઠામાં આવે છે કે ગામડાના વાચનશોખ ધરાવનાર ઘણા યુવાનોને સાહિત્યના યોગ્ય પુસ્તકને અભાવે ' સદેવંત સાવળીંગા—ગુલ બંકાવલી ' વગેરે હલકી નવલકથાઓનો આશરો લેવો પડે છે અને તેવા હલકા વાચનની ખરાબ અસરને કારણે તેમના જીવન વિકૃત થઇ જાય છે. આવી ભયંકર સ્થિતિમાંથી આપણી ભાવી પ્રજાને બચાવવા—ઉદ્ધારવા—માટે સારૂં પુસ્તકાલય ઘણું કરી શકે.

**૧૧. સાધ્ય**

**सा विद्या या विमुक्तये ।** એટલે કે વિદ્યા તેજ કે જે મુક્ત કરે. આપણો દેશ આજે રાજકીય પરતંત્રતાની બેડીમાં જકડાએલો છે. એટલું જ નથી પણ સામાજિક, ધાર્મિક અને આર્થિક સંકુચિતતાની ભયંકર રાક્ષસણીઓથી તે ગ્રસિત થયેલો છે. આખા જગતનું પેટ ભરનાર આપણા ગામડાનો કિસાન પોતે ભૂખે પેટે મહેનત કરી નશીબની થારી ઉપર જીવી રહ્યો છે. નશીબ તેને દાદ નથી દેતું છતાં તે જાણી શકતો નથી કે આનુ કારણ શું છે. પોતે એ સ્થિતિમાંથી મુક્ત થઇ શકતો નથી તેનું કારણુ એ છે કે પોતે મુક્તદ્વાર એવા વિદ્યામંદિરમાં પ્રવેશી શકયો નથી આપણા રાષ્ટ્રની બહુમતી ધરાવનારો નીચલો થર—ગ્રામવર્ગ—ગામડાંમાં વસેલો છે. તેના જીવનને ગુંગળાવી દેનારી અજ્ઞાનતાની પરિસ્થિતિમાંથી મુક્ત કરી એ ગ્રામ-વર્ગની સંસ્કૃતિના સુદૃઢ પાયા ઉપર આઝાદીની ઇમારત ચણવાથી તેની સંગીનતા નિઃશંક થશે એ સત્ય છેલ્લે છેલ્લે પણ આપણી રાષ્ટ્રીય કોંગ્રેસને સમજાયું છે. અને તેથી જ હવેથી તેની બેઠકો ખાસ કરીને ગામડાંઓમાં ભરાય છે કે જેથી તેનો સંદેશ ગામડાંની પ્રજાને પહોંચે અને એ વિરાટ જાગે.

**૧૨. આદર્શ પુસ્તકાલયનું સાહિત્ય કેવું હોવું જોઇએ**

આપણું અદ્યતન સાહિત્ય પણ હવે ગ્રામોદ્ધારના પ્રધાન દષ્ટિબિંદુથી પ્રગટવા માંડયું છે. તેથી જ ગામડાનું એક સારૂં પુસ્તકાલય ગ્રામ્ય પ્રજાનો વહાલસોયો આદર પામે એ દેખીતું છે. જે સાહિત્ય ગામડાંનાં સુખ દુઃખોને પોતાનાં ગણતું હોય, જે ગામડાંની પ્રજાનું રામભાવી હોય, ગામડાંની પ્રજાનાં સદ્‌ગુણોને જે પ્રોત્સાહન આપે અને દુર્ગુણોને એક ખરા મિત્રની સલાહથી સુધારે, જે સાહિત્ય ગામડાંમાં વ્યાપેલાં કુસંપ, અસંતોષ, વહેમો, ગંદકી, વગેરેને ક્રમશઃ દબાવી ત્યાં સંપ-જંપ, અસ્મિતા, સંતોષ વગેરે

પ્રગટાવે તેવું સાહિત્ય ગામડાંનાં પુસ્તકાલયમાં વસાવવું જોઇએ. ગામડાના પુસ્તકાલયમાં સ્ત્રી ઉપયોગી સાહિત્યને પણ આગળ પડતું સ્થાન અપાવું જોઇએ. ગામડાની થોડી ઘણી શિક્ષિત મહિલાઓ પણ જો પુસ્તકાલયનો લાભ લેતી થાય તો ગામડાની પ્રજામાં નવચેતન આવતાં વાર નહિ લાગે. સ્ત્રી–હૃદયો કુમળાં હોય છે. તેમનાં ઉપર સારી નરસી છાપ શીઘ્ર સંવેદન પામે છે. તેથી આદર્શ ગૃહિણી તરીકેની, માતા તરીકેની, વહુ તરીકેની, અને છેવટે મનુષ્ય તરીકેની પોતાની શી શી ફરજો છે તથા તેવી ફરજો યથાર્થ અદા કરવા પોતે કેવી રીતે વર્તવું જોઇએ એવી બાબતોનો નિર્દેશ કરતું હોય તેવું સાહિત્ય તેમના હાથમાં મુકાવું જોઇએ.

**૧૩. પુસ્તકાલયથી ગામડાનો કેહપલટો થવો જોઇએ**

પુસ્તકાલય નહોતું તે વખતના ગામડાંમાં અને પુસ્તકાલય થયા પછીના ગામડાંમાં શિશિર અને વસંતઋતુ વચ્ચેના તફાવત જેટલો સ્પષ્ટ ભેદ જોને તેને જણાઇ આવે તો જ પુસ્તકાલય પોતાની સાર્થકતા પુરવાર કરી શકે. એટલે કે ગામડાની પ્રજામાં પેલી એક અંગ્રેજી કવિતામાંના ઇંડાને જેમ સ્થિત્યંતર થતાં દુનિયા વિષે પોતે બાંધેલા ખ્યાલને વધુ માનથી વિકસાવી બદલવા પડે છે; તેવી જ જાતનું નવીન દષ્ટિબિંદુ પુસ્તકાલયે દાખલ કરવું જોઇએ. ગામડાની પ્રજાએ કુપમંડુકની સ્થિતિમાંથી હવે જોશભેર બહાર નીકળવું જોઇએ એવી પ્રેરણા સારૂં પુસ્તકાલય પાશે, ત્યારે ગ્રામ્યપ્રજા તેના આવરણોને ભેદી અભ્યુદયના સોપાન પ્રતિ ધસારાબંધ ક્રમણ કરશે અને ત્યારે જ આપણી રાષ્ટ્રીય સ્વતંત્રતાની ઉષાનાં દ્વાર ફટાફટ ઉઘડી જશે.

આધુનિક જમાનો વિજ્ઞાનનો છે. તેણે માનવજીવનના દરેક ક્ષેત્રમાં અબાધ પ્રવેશ કરી દીધો છે. દિવસે દિવસે જીવન વિજ્ઞાનમય થતું જાય છે. આખું માનવજીવન જ જાણે વિજ્ઞાનનો એક મોટો પ્રયોગ હોય, એવું બનતું જાય છે. આમ છે ત્યારે આપણાં ગામડાં વિજ્ઞાન–વિમુખ ગાડરીઆ પ્રવાહમાં જીવન વીતાવે એવી સ્થિતિ હવે લાંબો વખત સહન ન થઇ શકે. આપણો ખેડૂત ખેતીના નવીન ઓજારોથી તથા ખેતી કરવાની શાસ્ત્રીય પદ્ધતિથી અજ્ઞાત ન જ હોવો જોઇએ. આપણાં ગામડાંમાં પડી ભાંગેલો ગૃહઉદ્યોગ નવેસરથી ઘેરઘેર શરૂ કરી દેવો જોઇએ. પરાવલંબી જીવન પ્રત્યે તિરસ્કાર આવવો જોઇએ. આવી આવી બાબતોનું શિક્ષણ ગ્રામ્યપ્રજાને પુસ્તકાલય મારફત મળવું જોઇએ. 'કુવામાં હશે તો હવાડામાં આવશે' એટલે કે માણસમાં જ્ઞાન હશે તોજ તે કર્તવ્યમાં પરિણત થશે. એ ઉક્તિ અનુસાર આપણા ગામડાં જ્યારે વિદ્યાવિભૂષિત થશે ત્યારે આપણી માતૃભૂમિનો ઉદ્ધાર થશે, અને ત્યારે આપણો દેવ દેવો થશે, એ શ્રી કવિ લલિતના શબ્દોમાં કહી સમાપ્ત કરૂં:—

સ્મિત ભરી સહચરી નિરંતર, કાર્ય ધુરંધર બનશે;
અંતરના કંઇ હેત અનેરાં, ઉર છલોછલ ભરશે.
ત્યારે અમી વરશે શાન્તિમાં દુઃખડાં સમશે,
સઘળા લેરાં લ્હાત ભોગથી, પરહિતમાં પરવરશે.

અડગ ધૈર્ય ને શૌર્યભર્યાં, સંતાન હિંદમાં સરશે,
ત્યારે દેવો અવતરશે, નરવીર તરવરશે.
પોતાના પ્રિય દેશી જનનાં, દુઃખ પરસ્પર ધરશે;
જન્મભૂમિના ભોળાં ભાંડુ, ભેળાં હળશે ગળશે.
ત્યારે પ્રભુતા સંચરશે, સ્વર્ગસમ સુંદર હિંદ થશે;
હિન્દ જનો અર્ણવ ઘુઘવશે, ને બ્રહ્માંડ નચવશે.
ડગમગતા ડુંગર ડોલાવશે, રંગરાગ રેલવશે,
એવું ઐક્ય થશે ત્યારે, એવી લલિત લીલા ખીલશે.

## ૧૪. ઉપસંહાર

ટૂંકામાં, ગામડાંમાં જો આદર્શ પુસ્તકાલયો હશે તો બેશક, ગ્રામોદ્ધાર વે'લો વે'લો સફળ થશે. એમ તો નથીજ માનવાનું કે ગામડાંમાં પુસ્તકોના ઢગ ખડકવાથી ગ્રામ પ્રજાની એકાએક ઉત્ક્રાંતિ થઇ જશે. પરંતુ નિરક્ષર જનોને વ્યવહારમાં તથા આચાર વિચારમાં વારંવાર ભોગવવી પડતી મુશ્કેલીમાંથી તેઓને બચાવી લેવાનો સક્રિય હિસ્સો પુસ્તકાલય આપી શકશે. પુસ્તકાલયો મારફત ગામડાને શહેર બનાવી દેવાનો આદર્શ ન હોય; ત્યાં હોટેલોના રાફડા ઉભા કરવાની કોઇની ભાવના ન હોય; પણ જે છે તે કાયમ રાખી તેના આત્માનો ઉદ્ધાર કરવાનો છે. ગામડાંમાં વ્યાપેલાં અજ્ઞાનતા, નિશ્ચેતનતા, કુસંપ અને અસ્વચ્છતાને કારણે ખદબદી ઉઠેલા રોગો આને હઠાવી ગામડાની પ્રજામાં સમભાવ, સ્વચ્છતા, નીતિ રીતિ, નિર્ભયતા ઇત્યાદિ ગુણો ખીલવવામાં પુસ્તકાલય જરૂર સહાયભૂત થશે. વિદ્યામૃતનું પાન થતાં કોઇ પણ ગામડાનો ઇન્સાન શહેરી પ્રજાથી અંજાશે નહિ કે શહેરના ભોગવિલાસોથી લલચાઇ પોતાના જીવનમાં અસંતોષનું વિષ રેડશે નહિ. પોતાના મનુષ્ય તરીકેના હક્કોથી વાકેફ થતાં ગામડાનો માણસ કોઇથી અકારણ ભયભીત થશે નહિ કે કોઇને નિષ્કારણ દબાવશે નહિ. વળી વિદ્યાદીપની પ્રાપ્તિ થતાં ભ્રમને લીધે સર્વ માનવીની ગેરસમજ દૂર કરી ખોટા વહેમોને દફનાવી દેશે અને પોતાના જીવનનું ધ્યેય તેની દૃષ્ટિ સમીપ દેખાતાં ત્યાં પહોંચવાનો તે અવિરત શ્રમ ઉઠાવશે. એવાં એવાં પરિવર્તન પુસ્તકાલયો કરશે ત્યારે ગ્રામોદ્ધાર આપમેળે થઇ જશે. ઇત્યોમ !

—卐—

## પુસ્તકો પ્રાણપ્યારાં

( મંદાક્રાંતા )

લાગે પ્યારાં ભરપુર રસે ભકિતથી જે સમાતાં,
જ્ઞાની થાશે સકળ જગમાં પુસ્તકો વાંચતો જે;
વ્હાલાં મારાં હૃદય સરખાં વાંચું તેને સુહર્ષે,
પીઓ, પીઓ પ્રણય રસ એ, પુસ્તકો પ્રાણ પ્યારાં.

વસઇ, તા. વિજાપુર } પંચોલી જયંતિલાલ ગી.

# છાપું

[ લેખકઃ—રણછોડભાઈ પી. પટેલ, ડબ્લીન ]

છાપું આજના યુગનો શિક્ષક છે. તેમાં હરદિન પ્રકટ થતા તાજા તાજા સમાચારો વાંચવાથી આપણી આંતરિક આંખો ખૂલે છે. છાપામાં ઉપસ્થિત થતાં ચિત્રો જોવાનાં મને તો ખૂબ જ ગમે. પણ ચિત્રમય અખબારો આપવાની પ્રથા ભારતવર્ષનાં છાપાં પાડતાં લાગતાં નથી. હા, કોઈ કોઈ વાર યુરોપ જતા આવતા મુસાફરનાં કે દેશનેતાની મુખમુદ્રાનાં દર્શન છાપામાં થાય છે. શુષ્ક જીવનમાં પ્રેરણા સિંચે તેટલે દરજ્જે છાપું આવકારદાયક છે.

અખબારપત્ર જીવનના અનેક પ્રશ્નોને સ્પર્શે છે. આજની દુનિયાની શીકલ કેવી છે તેનું સાચું જ્ઞાન છાપું કરાવે છે. આત્મઘાતના કરુણપ્રસંગથી માંડી આત્મત્યાગની અમર તક સુધીના બધા સમાચારો છાપામાં હોય છે. એક દિવસે જગતના બધા દેશોનાં અગ્રગણ્ય છાપાં એકઠાં કરીએ અને તેના સમાચારોનું પૃથક્કરણ કરીએ તો આપણને જણાશે કે જગત ઉપરની એકે પ્રજા સુખી નથી, એકે પ્રજા સાધુ નથી, એકે પ્રજાને નિર્વાણ જડયું નથી, બધીજ પ્રજાઓ વિધિના ક્રૂર ચક્ર નીચે સેતાનની લગામથી નથાયેલી, જ્યાં ખેંચે ત્યાં ખેંચાય છે.

ગોપૉનિયું દેશપરદેશની ખબરોનો દૂત છે. ચીન–જાપાનનું યુદ્ધ, રૂસ સરકાર અને ફ્રાન્કોની ધમાલ, જર્મન–ઑસ્ટ્રીયાનું મૈત્રીબંધન અને ઇટાલી–ઇંગ્લૅન્ડની મિત્રચર્ચા પ્ર. અનેક ભવ્ય કથાઓથી આજનું છાપું ભરચક જણાય છે ! માનવહૃદયને લડાઈઓની વાતો ખૂબ ભાવે છે. તેથીજ કદાચ ગીતા જેવા અહિંસાના ગ્રંથને હિંસાની વાતથી શરૂ કર્યો હશે, જ્યારે જગત ઉપર યુદ્ધો ફાટી નીકળે છે ત્યારે છાપાં વધારે વેચાય છે. માનવજાત પાસે જે જે વ્યક્તિઓએ લડાઈના કાર્યક્રમો મર્યા છે તે દેવ જેવા પૂજનીય છે, અને તેઓને તેઓની તલવારો અને તોપો વાપરનાર લડવૈયા ગણી રહ્યા છેઃ આ એક અજાયબી છે.

છાપું જનતાના અભિપ્રાયો ઘડે છે. તે કોઇવાર મહા સત્યોનો સ્વાદ ચખાડે છે. તેમાં આવતી દુઃખદ કથાઓ આપણા હૃદયને ભીનું કરે છે. કોઇવાર તેનું સૂચન જીવનની આખી દિશા બદલી નાખે છે. તેનાથી પ્રજાઓની પ્રગતિના ચીલાઓ પરિવર્તન પામ્યા છે.

જૂના જમાનામાં તો જીભ એજ છાપું હતું. પહેલાં પોતાના મતનો પ્રચાર કરવા વ્યક્તિને ગામેગામ અને દેશેદેશ ફરવું પડતું. હવે તો જગતના એકાદ અંધારા ખૂણામાં બેઠી બેઠી વ્યક્તિ તેની ઉર્મિઓની સુવાસ છાપાં દ્વારા સારાય જગતમાં ફેલાવી શકે. લોકોને બધી વાતો વાંચવી નથી ગમતી હોતી. ભેજે ભેજે ભેદ રહેલા છે. તેથી છાપાંના સમાચારોમાં વિવિધતા હોય છે. વણિકવૃત્તિના રસનો વિષય નરનારને ક્યાંથી

ગમે અને તત્ત્વજ્ઞાના રસનાં ક્ષેત્રો સમાજસુધારકને ક્યાંથી ભાવે ? છાપાનો સંચાલક પાક્કો માનસશાસ્ત્રી હોવો જોઈએ.

એકવાર એક ગોરી મહિલાએ ગાંધીજીને કહ્યું કે તમારું '**યંગ ઇંડિયા**' નામનું 'ન્યુઝપેપર' હું કોઈ કોઈ વાર વાંચું છું.' એક શબ્દ સરખો પણ અસત્યથી અભડાવો ન જોઈએ એવી નેમ રાખનારા મહાત્માજીએ તરત જ પ્રકટ કર્યું કે: " 'યંગ ઇન્ડીયા' ?–એ 'ન્યુઝપેપર' નથી. " હું પણ ત્યાં જ હતો. હું વિચારમાં પડી ગયો. ગાંધીજી બોલ્યા: " 'યંગ ઇન્ડીયા' તો 'વ્યુઝપેપર' છે. " હું માનું છું કે આપણે 'ન્યુઝપેપર' અને 'વ્યુઝપેપર' વચ્ચેનો ભેદ સમજીએ છીએ. આ સમજ છાપાં પાછળ કેટલાં સમય અને ચિંતન ખર્ચવાં એ નિર્ણિત કરવામાં અર્થ લાગશે.

વંટોળીયા જેવા વાતોડીયા લોકોથી બચવું હોય તો છાપામાં મોં ઘાલી રાખવું. ગાડીમાં સજ્જન જણાવું હોય તો છાપામાં આંખો મૂકી રાખવી. સ્હેજ ઉંચા પ્રકારના સજ્જન થવું હોય તો ખાસ 'ટાઇમ્સ ઑફ ઇંડીયા' જ વાંચવું. તેથી તમને માન મળશે, તમારું અભિમાન પોષાશે, તમને ઘડીભર લાગશે કે તમે હવાના દરિયામાં ઉડી રહ્યા છો. તે વખતે દંતકથાના દેડકાની વાત યાદ કરજો.

બાકી **છાપું સુસાફરીનો મિત્ર છે, ફાજલ સમયનો ફિરસ્તો છે.** છાપાનો સાચો ભક્ત છાપાની બધી ખબરો સત્ય લેખતો નથી. છપાય તેટલું બધું સાચું ન હોઈ શકે. એક જ સત્ય ઘટનાને જુદી જુદી રીતે રજુ કરીને માનવહૃદય ઉપર જુદી જુદી જાતની અસરો ઉપજાવી શકાય છે. દા. ત. હિંદુસ્તાનની રાજકીય કે સમાજ જીવનની ઘટનાને '**અમૃત બજાર પત્રિકા**' જે રીતે રજુ કરશે તેનાથી તદ્દન જુદી જ રીતે તેનું દર્શન આપણને અંગ્રેજોના અઠવાડિક '**લંડન ન્યુઝ**' માં થશે.

છાપાના કામણે અનેક બુદ્ધિશાળી આત્માઓનાં માનસને ઘેનમાં ઘેર્યાં છે. લૅનીન, મુસોલીની કે હિટલરની પચાસ ટકા ફત્તેહનાં કારણો તેઓની કલમ છે. છાપાં વિના એ વિરાટ જણાતી વિભૂતિઓ ભાગ્યે જ આટલી સફળ થઈ શકી હોત. ગોપીઓને મુગ્ધ કરવા શ્રીકૃષ્ણ વાંસળી વગાડતા. એ વાંસળીનો રસ આજે છાપાંમાં ઉતર્યો છે. જલસપાટી જેવા સ્થિર માનવ મગજો તેની લહરીએ લહરીએ નવા નવા તરંગોમાં નાચે છે. તોપ કરતાંય કલમના ધડાકા ભારે હોય છે. મહાયુદ્ધમાં ભયંકર જુઠાણાં જન્માવવામાં છાપાં કેટલાં ફાવ્યાં હતાં. તે જાણવા જેવું છે. અંગ્રેજો જર્મની ઉપર વિમાનમાંથી વિચિત્ર નુકતા અને અફવાઓથી ભરેલાં ફરફરીયાં વર્ષાવતા. અને 'હમ્બગ' શબ્દ ક્યાંથી આવ્યો છે ?

રાજદ્વારી વ્યક્તિનું સાચું હથિયાર છાપું છે. કોઈ નવો રાજકીય સુધારો પ્રજામાં સક્રિય કરતાં પહેલાં તે છાપાથી પ્રથમ તો પ્રજાની માનસિક ભૂમિકા તેના સુધારા માટે તૈયાર કરે છે. આંસુમાં બોળી બોળી પ્રજાના જઠરમાં દલીલોની ગોળીઓ ઠેલવામાં આવે છે. ઉદાહરણ તરીકે અંગ્રેજોને હિંદમાં 'ફેડરેશન' લાવવું હોય તો તેઓના રજકુશલ ખેલાડીઓ પ્રજામત તૈયાર કરવા છાપાં દ્વારા 'ફેડરેશન'નાં કીર્તન કરવાનાં.

'ફેડરેશન'ને દલીલો અને આંસુના રંદાથી એવું સુંવાળું બનાવવાના કે ગળે તે વગર મહેનતે ઉતરી જાય. એટલે છાપાને માત્ર બે આંખોથી ન વાંચતાં ત્રણ આંખોથી વાંચવું જોઈએ. બુદ્ધિથી ઘસી ઘસીને છાપાનાં કથન નહીં તપાસીએ તો છાપાની અનેક ભ્રષ્ટ બનાવટો આપણાં આંતર માનસને છિન્ન ભિન્ન કરી નાંખશે, અને આપણે સાન ભૂલીશું.

છાપાના ' કલોરોફોર્મ 'થી બચવું કઠિન છે. છાપાથી મૂર્છિત કરીને જ પ્રજાઓનાં હૃદય ઉપાડી લેવામાં આવે છે. તેથી જ કદાચ આજના આઇરીશ કવિ યેટ્સને લખવાનું મન થયું હશે કેઃ—

> " A statesman is an easy man,
> He tells his lies by rote;
> A journalist makes up his life
> And takes you by the throat,
> So stay at home and drink your beer
> And let the neighbours vote. "

પણ હિંદની જનતાને પશ્ચિમના લોકો જેવો છાપાંનો શોખ નથી. પશ્ચિમના દેશોમાં તો સાધારણ મંજુર પણ સહવાર સાંજના બે દૈનિક છાપાં વાંચે છે. તેમાંથી તે કેટલું સહમજે છે તે નહીં કહું. મારા ધારવા પ્રમાણે પશ્ચિમમાં છાપું વાંચવાનું વ્યસન પડી ગયું છે. બીડી વિના ન ચાલે તેમ છાપા વિના ન ચાલે. કોઈ વાર તો છાપું વંચાય ન વંચાય તેનું કાંઈ નહીં, પણ તેને ખરીદવું તો જોઈએ જ. બધા કરે તે આપણેય કરીએ !

આજકાલ તો એકેએક વસ્તુનું શાસ્ત્ર રચાતું જાય છે. વાળ કાપવાના તત્ત્વજ્ઞાન સુધી વિશ્વ ધપી આવ્યું છે. છાપાનેય તેનું શાસ્ત્ર છે. છાપાને કયારે વાંચવું, કેમ વાંચવું એ તો દરેક વાચક તેના અનુભવથી તારવી કાઢે. મને ખાત્રી છે કે આપણે સૌ આટલી બાબતોમાં તો અમુક અંશે સંમત થઈશુંજઃ (૧) છાપું મિત્ર અને શત્રુ બન્ને છે. (૨) છાપાની બધી વાતો સાચી હોતી નથી. (૩) છાપાને ચિંતનની ચાળણીમાં ગાળવું. (૪) છાપાના વાચનમાં વખતની કરકસર કરવી. (૫) દેશ દેશ પરત્વેના સંબંધો જાણ્યા વિના, રાજનીતિના મૂલભૂત સિદ્ધાંતો સહમજ્યા વિના, અને જગતનો ઇતિહાસ શીખ્યા વિના છાપાંનો જોઈતો સદુપયોગ ન થઇ શકે. (૬) છાપાંના સંચાલકોની સત્યનિષ્ઠા અને વાચકની પાત્રતા ઉપર છાપાનો પરમાર્થ નિર્ભર રહે છે. (૭) પ્રજા પ્રજાઓને પાસે લાવવામાં પ્રોત્સાહન આપે અને વિચારદર્શનના સીમાડા વિશાળ કરે તેટલે દરજ્જે છાપું એક સ્તુત્ય સાહિત્ય છે.

મારી દૃષ્ટિએ છાપું એ ફુરસદનો ફિરસ્તો છે. તેને ફુરસદે વાંચવાનું છે, એટલે તેની ખાતર ખાસ વખત કઢાય નહીં; તે ફિરસ્તો છે માટે તેનો પેગામ ઝીલ્યા વિના છૂટકો નથી.

—※—

# પુસ્તકાલય દ્વારા સંદેશો

[ લેખક :—વ્રજલાલ છગનલાલ જોશી–રાજકોટ. ]

**આજે** સમસ્ત હિંદના પ્રત્યેક પ્રદેશને ખૂણે ખૂણે જાગૃતિનો જુવાળ ફરી વળ્યો છે. સ્વતંત્રતાની પ્રેરણાઓ માનવીએ માનવીના અંતરેથી જાગી છે. દિવસ ઊગે છે ને નવા સંદેશા માટે હિંદી પ્રજા આજે તૈયાર ઉભી હોય છે.

આ સંદેશા, પ્રેરણા કે હાકલને પહોંચાડવાનાં સાધન તે વર્તમાનપત્રો, માસિકો અને પુસ્તકો છે; અને તેની ઉત્તમ વ્યવસ્થિત યોજના તે પુસ્તકાલય જ છે. આ ચેતનાસર્જક, પ્રેરણાવાહક અને જ્ઞાનવિકાસક સંસ્થા દ્વારા જેને પ્રજાના માર્ગદર્શક બનવાનું છે, તે ગ્રંથપાલો પોતાની સેવા ધગશનો ઉપયોગ આ અવસરે દેશની પરમ ઉન્નતિમાં કેવી રીતે આપી શકે તે માટે આ નીચે થોડીક વિગતો આપું છું.

મુફલીસ અને કોમી પત્રો, માસિકો અને પુસ્તકોને પ્રથમ તો ગ્રંથાલયમાં આવતાં અટકાવે, અને જૂનાં પડયાં હોય તેનો ઉપયોગ બંધ કરે; એટલે કે એને વાચનપ્રચારમાંથી અળગાં રાખી દે. આજે આ પ્રવૃત્તિ યુગનાં તે ઝેર વિસ્તારક તત્ત્વો સમાં સાહિત્યોને એ રીતે દફનાવી દઇને બીજી બાજુએ રાષ્ટ્રીય ભાવનાથી ભરપૂર, પ્રજા પ્રગતિની યોજના અને વિચારોથી નીતરતાં છાપાં અને માસિકો જલદીથી ચાલુ કરે. રાજ્યની મદદ આમાં મળે એની પરવા વગર જે ફંડ ફાળો હોય તેમાંથી અને ધનિકો ને દાતારો પાસેથી એ રકમો મેળવવા ઝોળી બાંધીને ફરે, તેમાંથી એ નવસર્જન સાહિત્યને પ્રચારવા માંડે.

પુસ્તકોમાં આજ સુધી શૃંગારિક અને પ્રેમલા પ્રેમલીનું સાહિત્ય ઘણું પ્રચાર પામ્યું છે. આજે મેઘદૂત અને વિક્રમોર્વશી જેવાંની જરાએ જરૂર નથી. સ્ત્રીઓની પાછળ ઘેલા–દિવાના બનનારની કથાઓ ખૂબ વંચાઇ ગઇ છે. તેને સ્થાને દેશના તારણહાર, નેતાઓ અને આજના માર્ગદર્શક રાષ્ટ્રીય સેવકો ને વીરાંગનાઓનાં જીવનચરિતો અને તેમની હાલની પ્રવૃત્તિ ને સંદેશાનાં પુસ્તકો, માસિકો અને પેપરોને પ્રજા આગળ ધરે. તેમાંથી એ માનવીઓ પ્રેરણા મેળવી લેશે. મહારાષ્ટ્રની ઉત્ક્રાંતિમાં સ્વામી સમર્થ રામદાસ, કોંડદેવ અને બીજા સાહિત્યકારોએ ' પોવાડા ' દ્વારા જ આખી પ્રજાને ઇતિહાસ પાયો હતો, પ્રેરણાઓ અને નવચેતના જગાવી હતી, અને રીતે દેશની આઝાદી મેળવી હતી.

આપણે ત્યાં એક બીજી યોજના દ્વારા બાળકોને પણ તૈયાર કરવાનાં છે. બાલસાહિત્યોમાં તદ્દન કલ્પિત વાર્તાઓ અને નિરર્થક કવિતાઓથી તથા જોડકણાંથી ભરેલાં માસિકો ને ચોપડીઓ બંધ કરો. પ્રાણીઓનાં વર્ણનો, વનસ્પતિના પાઠો અને નૈસર્ગિક પ્રશસ્તિનાં કાવ્યોથી બાળકોને અળગાં રાખો. અલબત્ત એ નિરુપયોગી નથી પણ તે એનાં પંતુજીઓને જ સોંપો. ગ્રંથપાલ એ દેશની કેળવણીનો શિક્ષક નથી. તે તો અનેક રાષ્ટ્રોદ્ધારક પ્રવૃત્તિનો સંદેશો માનવીએ માનવીને પહોંચાડનાર રાષ્ટ્રસેવક છે. તે પોતાના કાર્ય પ્રદેશમાંથી એ વસ્તુઓ દૂર જ રાખે.

રાષ્ટ્રીય ગીતો, દેશનેતાઓની જીવનપુસ્તિકાઓ અને તેની સેવાની અનુપમ

કણિકાઓ વીણી વીણીને સંગ્રહાયેલ ચોપડીઓ જ વાચનમાં આપવાની જરૂર છે. યુદ્ધમાં ઝૂકેલા, સ્વાધીનતા માટે શહીદ થયેલા અને સ્વતંત્રતાના શિખરે પહોંચવાને લડતા દેશબંધુઓની સૂચના માર્ગે ધપવાનાં માર્ગદર્શક સાહિત્યો જ બાળવાચક પાસે ધરો.

મહાસભા શું છે? એ શા માટે છે? તેનું બંધારણ શું છે? એથી વાકેફ રાખવા વર્તમાનપત્રો, માસિકો અને પુસ્તકો પસંદ કરીને જ આપો. મહાસભાની બેઠક, તેનાં કાર્ય અને તેમાંથી ઝીલવાના સંદેશાઓ એ એકે એક બાળકને સંભળાવો. અનેક દેશોના ઇતિહાસો નિશાળોમાં ગોખાવાય પરંતુ આપણા દેશના આધુનિક યુગના ઇતિહાસથી અજ્ઞાત હોય, એથી વધુ શરમની વાત શું હોઇ શકે? દેશની પુનઃ ઉન્નતિ સારૂ આ પ્રવૃત્તિ દ્વારા ઘણું કરી શકાશે.

વર્તમાનપત્રો, માસિકો અને પુસ્તકો દ્વારા દેશની આઝાદી માટેના સંદેશાઓ પ્રચારનાર હરકોઇ પુસ્તકાલયના સંચાલક આટલી પ્રવૃત્તિ હાથ ધરે, એ જ અંતિમ અભિલાષા!

—卐—

## જ્ઞાનેશ્વર

ચર્મ ચક્ષુને ખોલો,
જ્ઞાનેશ્વર ! સેવકશું કંઇ બોલો.
ચારુ ચારિત્રે કાવ્ય સાહિત્યે
આવીને ઊભો બાળ ભોળો....જ્ઞાનેશ્વર૦
મૂક મર્માળાં અતિ રસાળાં
ઊર્મિ આનંદે ઉછળનારાં
વાચક હૈયે મસ્તી ભરતાં,
સેવક સ્પર્શે ઝગમગતાં....જ્ઞાનેશ્વર૦
દિશ દિશા, અણું પરમાણું પ્રત્યે
જ્યોતિ જગે રસ ભરો....જ્ઞાનેશ્વર૦
આવ્યાં બાળક દ્વારે ત્હારે
ઉદ્ધરી ઉજ્વળ કરો....જ્ઞાનેશ્વર૦
ભવ્ય ભાવના ભણતર કેરી
ભારતી ઉરે ભરો....જ્ઞાનેશ્વર૦
ચર્મ ચક્ષુમાં અંજન એવું
દિવ્ય દર્શ તું કરો....જ્ઞાનેશ્વર૦
જ્ઞાની ધ્યાની તવ પંથ પળીને
પૂજને દિલડાં ઠરો....જ્ઞાનેશ્વર૦

રસુલભાઇ ન. વહોરા.

# 'ધન્ય જ્યાં મનુજજીવન વિકસે !'

[ લેખક:—રેવાશંકર ગંગારામ વ્યાસ, મુ. શિ. આપાપુરા શાળા

( રક્ત ટપકતી સો સો ઝોળી...એ રાગમાં )

જ્ઞાન-દીપકની જ્યોત ઝગવતું
ટાળે ઉર અંધારૂં,
જીવનના આધાર સમું એ
ગ્રંથાલય પ્રિય મ્હારૂં;
ગ્રંથે સ્નેહ-સુધા વરસે
ધન્ય જ્યાં મનુજજીવન વિકસે !

( ૨ )

તુંથી લાગે વિશ્વ રસીલું
તું વિણ અમ કો દિલદાર,
લૂછે ઉરનાં ઉન્હાં અશ્રુ ?
તું વિણ જગ અંધાર;
ગ્રંથે અમરાત્મા વિલસે—
ધન્ય જ્યાં મનુજજીવન વિકસે.

( ૩ )

નવરસ સ્વાદે હૈયું ઝુલે—
રસ અંગે રેલાવે,
ભવાટવીમાં ભમતાં જનને
પંથ બતાવે પ્રેમે;
સુધાકર શશીસમ એ ભાસે—
ધન્ય જ્યાં મનુજજીવન વિકસે !

( ૪ )

જ્ઞાનોદ્યાને સુમન સુવાસે
ભમર ચૂસે રસ મોહે,
ઇચ્છિત મધુરાં ફળ અર્પે તું
કલ્પવૃક્ષ સમ સોહે;—
સ્નેહ જળ માળી ત્યાં સીંચે
ધન્ય જ્યાં મનુજજીવન વિકસે !

—卐—

# પુસ્તકાલય અને જીવન

[ લેખક: ભગવાનજી કરશનજી બલદાણીઆ, વાંકીઆભાડ તા. ખાંભા. ]

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।

**વિદ્યાવિલાસી** રાજ્યપિતા શ્રીમંત મહારાજા સાહેબની ઉદાર અને પ્રગતિશીલ રાજનીતિને લીધે વડોદરા રાજ્યમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર ઘણી સારી રીતે થયેલો છે. શ્રીમંત મહારાજા સાહેબે જ્યાં શાળાઓ છે, તેવાં ગામોએ પુસ્તકાલયો–સરસ્વતી મંદિરો ઉઘાડયાં છે. જેમ શ્રીમંત મહારાજા સાહેબ ફરજિયાત મફત કેળવણીના પ્રથમ પ્રારંભક છે તેમ પુસ્તકાલય પ્રવૃત્તિના હિન્દભરમાં આદ્ય પ્રવર્તક છે.

શાળામાં ભણેલું ભૂલાઇ ન જાય અને તાજું રહે તથા જ્ઞાનમાં પ્રતિદિન વધારો થતો જાય તેવા સ્તુત્ય ઉદ્દેશથી પુસ્તકાલયો ખોલવામાં આવેલાં છે. તે કેળવણીના સહાયક અંગ તરીકે છે, તેમાં કાંઈ ખોટું નથી. છેલ્લાં દશ વર્ષમાં પુસ્તકાલયોએ ઘણી જ પ્રગતિ કરી છે અને સમૃદ્ધ બન્યાં છે, તે આપણે વાર્ષિક નિવેદનો ઉપરથી જાણી શકીએ છીએ. એક દાયકામાં સાહિત્યક્ષેત્રમાં પણ અજબ જેવો ફેરફાર થઇ ગયો છે. સાક્ષરોએ ઉત્તમ પુસ્તકો રચી ગૂજરાતને ચરણે ધરી ગૂજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું છે, એ સાક્ષર દેહો–ઉત્તમ કૃતિઓ હાલ પુસ્તકાલયોમાં વાંચવા મળે છે.

નિશાળમાં બાળક ભણવા જાય છે. તે પોતાના જીવનની શરૂઆત કરે છે, શાળા તેમાં મદદ કરે છે. પ્રાથમિક શાળાનો અભ્યાસ પુરો કરી ઉચ્ચ કેળવણી લે છે. પરંતુ તે સંસ્થાઓમાંની એક પણ આખી જીંદગી સુધી કાયમ મદદ કરતી નથી. ત્યારે કાયમને માટે કોણ મદદ કોણ કરી શકે ? જ્ઞાનમાં વધારો કરવામાં કોણ સહાય્ય કરી શકે ? તેને કોણ વિકસાવી શકે ? જીવનમાં અનેક આદર્શો કોણ પૂરા કરે ? તેને રસિક કોણ બનાવે ? જવાબ માત્ર એકજ : **પુસ્તકાલય.**

અભ્યાસ પૂર્ણ કર્યા પછી અનેક સાક્ષરોના વિચારો, આદર્શો અને જીવન તપાસવાનું અને તેમાંથી જ્ઞાન વિકાસ સાધવાનું સાધન ઉત્તમ પુસ્તકાલય છે. આવી રીતે પુસ્તકાલય એ મનુષ્યે કરી રાખેલા આદર્શ કે ધ્યેયને પૂર્ણ કરવામાં માર્ગદર્શક અને પોષક અંગ છે, તેમાંથી અનેક પ્રેરણા મળે છે. મનુષ્યને પોતાના દેહવિકાસ માટે જેટલી ખાનપાન વસ્ત્રાદિકની જરૂર પડે છે તેટલી જ જરૂર જ્ઞાન–મનવિકાસ ને માટે ઉત્તમ પુસ્તકાલયની છે. તે એક યુનિવર્સિટિ છે. છેવટે તેમાં અભ્યાસ કરવા ગયા વગર છૂટકો નથી. એટલા માટે જ '**પુસ્તકાલય એ પ્રજાની વિદ્યાપીઠ**' કહેવાય છે.

ચિરંજીવી કોણ ? ચિરંજીવી હોય તો તે માત્ર સાક્ષરોનો અક્ષરદેહ. તેનાં દર્શન કરવા માટે ક્યાં જવું ? સરસ્વતી મંદિરે જવાથી તેના દર્શન થઇ શકે છે. ઘણા લાંબા સમય પર થઇ ગએલા માણસોની ઉત્તમ કૃતિઓ પણ પુસ્તકાલયમાં વાંચવા મળે છે, તેઓ પોતે હયાત નથી પણ તેમનુ કાર્ય હયાત છે, પુસ્તકાલયોમાં તેમનું

જ્ઞાન ભરેલું છે. તે લેવા માટે–જ્ઞાન રસ પીવા માટે દરેક જણે ઈચ્છા કરવી જોઈએ. પુસ્તકાલય તે પિપાસા પૂર્ણ કરવા માટે આતુર છે. ત્યાં જાઓ, જુઓ, ઈચ્છા પડે તે પોતાના માનસને યોગ્ય એવું પુસ્તક માગો અને તે હાજર છે. આમ જગતમાં મહાન સિદ્ધહસ્ત લેખકોનાં પુસ્તકો, તેના જીવન અને આદર્શો વાંચવાથી જીવનમાં વિકાસ થાય છે–પ્રગતિ થાય છે. વાલ્મીકિ, વ્યાસજી, કાલિદાસ, બાણભટ્ટ ભવભૂતિ, પ્રેમાનંદ, નર્મદ, ગાંધીજી તથા હોમર, વિકટર હ્યુગો, પોપ, શેકસપીઅર, ટેનીસન, લોન્ગફેલો, ટોલ્સ્ટોય વગેરે મહાત્મા તથા લેખકો વાંચવા માટે મળે છે.

પુસ્તકાલયમાં શિષ્ટ પુસ્તકોનીજ પસંદગી કરવી જોઈએ. ઉત્તમ પુસ્તક એ ઉત્તમ સલાહકાર છે. તે કાયમને માટે વફાદાર મિત્રની ગરજ સારે છે. અત્યારે સાહિત્યક્ષેત્રમાં ઉત્તમ કોટિનાં પુસ્તકોનો વધારો થયો છે, તેવીજ રીતે અશિષ્ટ અને અશ્લીલ પુસ્તકોનો પણ વધારો થયો છે. આવાં પુસ્તકોના–વાચનથી ઉલટું સમાજને નુકશાન થાય છે. પ્રજાનું માનસ ઉદાર, ઉચ્ચ અને સંસ્કારી બનાવવા માટે ઉત્તમ પુસ્તકોનું વાચન આવશ્યક છે. તે ધ્યેયનો આવાં હલકાં પુસ્તકો નાશ કરે છે, સમાજના માનસ અને ચારિત્ર્યમાં પડતી લાવે છે.

ઉત્તમ પુસ્તકોનું વાચન અમૃત પીધા બરાબર છે. 'અમૃત પીતાં કોઈ ધરાય નહિ.' એ ઉક્તિ પ્રમાણે જ વાચન રૂપી અમૃત–જ્ઞાનામૃત પીતાં પણ કોઈ ધરાતું નથી, અને તે પીવા માંડે તો તે અમૃત ખૂટતું પણ નથી. પુસ્તકો એ જ્ઞાનનો મહાસાગર છે. પણ ખરાબ પુસ્તકોનું વાચન હળાહળ ઝેર પીવા સમાન છે. ખરાબ પુસ્તકો એ ઝેરી જંતુ જેવાં નાશકારક છે. અમૃત પીવાનું પસંદ કરશો કે ઝેર પીવાનું ? અમૃત સંગ્રહવાનું પસંદ કરશો કે ઝેર એકઠું કરવાનું ?

સદ્ગુરુ સત્સંગનો મહિમા શાસ્ત્રોમાં અત્યંત કહ્યો છે. તેના લાભ અને માનવજીવનમાં ઉચ્ચપદ પામવા માટેનાં વખાણ શાસ્ત્રો મુક્ત કંઠે કરે છે.

महानुभाव संसर्गः कस्य नोन्नतिकारकः ।
रथ्याम्बु जाह्नवीसंगात् त्रिदशैरपि वन्द्यते ॥

અર્થાત્ મહાત્મા પુરુષોનો સંબંધ કોની ઉન્નતિ કરતો નથી ? સર્વ કોઈની કરે છે. રસ્તાના પાણીને ગંગાના મેળાપથી દેવતાઓ પણ નમે છે.

सतां संङ्गः कल्पद्रुम इव न किं किं वितनुते !

સત્પુરુષોનો સંગ કલ્પવૃક્ષના જેવો છેઃ તે શું શું કરતો નથી ? મહાન પુરુષોનો સંગ કરવા માટે દરેક વ્યક્તિ શક્તિવાન હોતી નથી. તેના વ્યવસાય, સ્થાન અને સ્થિતિને લઈ તેવું બની શકે તેમ હોતું નથી. આ વખતે જેના મગજમાં ધૂન હોય કે સત્સંગ કરવો તો તેણે શી રીતે કરવો ? તેના માટે માર્ગ ખૂલ્લો છે. સરસ્વતી મંદિરનાં દ્વાર ઉઘાડાં છે. પુસ્તકાલય તેને હાર્દિક આમંત્રણ આપે છે. તે વ્યક્તિ ત્યાં જાય, પોતાની જ્ઞાનપિપાસા તૃપ્ત કરવા માટે મહાન લેખકનું ઉત્તમ પુસ્તક શોધી કાઢે અને વાંચે, તેનું મનન કરે અને તે જીવનમાં ઉતારે તે સત્સંગ બરાબર છે. ઉત્તમ ગ્રંથ સદ્ગુરુની ગરજ સારે છે.

આમ મનુષ્યને જ્ઞાનના વિકાસને માટે, જીવનના ઘડતરને માટે, આદર્શો અને ધ્યેયને પહોંચી વળવા માટે સદ્ગુરૂ–ઉત્તમગ્રંથની જરૂર છે. તે ગુરુનાં દર્શન તો માત્ર

એકજ સ્થળે થાય. તે ક્યાં ? માત્ર પુસ્તકાલયમાં. સારાં પુસ્તકોવાળું પુસ્તકાલય મનુષ્ય જીવનમાં અમૂલ્ય ભાગ ભજવે છે. સદ્ગ્રંથ–સેવનથી ઘણાં પુરુષોને અને સ્ત્રીઓને પ્રેરણા મળી છે. તેઓ નિરાશ થતાં અટક્યાં છે, દુનિયામાં મહાન તરીકેની પદવી પામ્યાં છે.

પુસ્તક વગરનું ઘર તે જળ વિનાના તળાવ જેવું છે. દરેક ભણેલ માણસ પાસે પોતાના ઉપયોગ પૂરતાં સારાં પુસ્તકો હોવાં જોઇએ. જેમ જમાનો ફરતો–પલટાતો જાય છે, તેમ દરેકે દરેક વ્યક્તિને તેના થતા પલટા સાથે રહેવાની જરૂર છે. જો તેમ ન કરે તો તે સમાજમાં પછાત રહી જાય છે, અને પછી ચાલુ સુધારાની ગમ તેને પડતી નથી. જમાનાના સંસ્કાર અને તેના પરિવર્તનના જ્ઞાનથી વાકેફ રહેવા માટે પુસ્તકાલય છે. માટે સૌ કોઇ પુસ્તકાલયમાં જાય, પીવાય એટલો જ્ઞાનરસ પીએ, અને સંતોષ મેળવે. દુનિયામાં અત્યારે શું ગડમથલ ચાલી રહેલી છે, સંસારના સળગતા સવાલો શા શા છે, વિજ્ઞાન કેટલું આગળ વધે છે એ વગેરે દરેક બાબતોથી જાણકાર રહેવા માટે પુસ્તકાલય એક સાધન છે. તે જીવનનું ઉપયોગી અંગ છે.

જાપાન કે અમેરિકા અગર યૂરોપના સુધરેલા દેશોમાં જોતાં માલમ પડશે કે પુસ્તકોની, પત્રોની અને વિદ્યાની કેટલી કિંમત છે ? તે પ્રજાને કેટલી જ્ઞાનભૂખ લાગી છે ? દરેક વ્યક્તિ–પછી તે ખેડૂત, વેપારી, વકીલ, સિપાઇ કે મજુર હોય તો પણ તે હંમેશાં પોતાનું સ્વતંત્ર છાપું વાંચે છે. તેઓ પુસ્તકાલયનો છૂટથી ઉપયોગ કરે છે. દરેક પોતાનું નાનું સરખું પુસ્તકાલય ઘરમાં રાખે છે, દર વરસે કમાણીના અમુક ટકા ઉત્તમ પુસ્તકો ખરીદવામાં ખરચે છે, અને તેવી સંસ્થાઓમાં દાન આપે છે; ત્યારે હિન્દમાં પુસ્તકાલયને કોઇ મદદ તો કરતું નથી પણ મફત વાંચવા મળે છે તે વાંચવા પણ આવતું નથી ! પાશ્ચાત્ય દેશોના જેવી સ્થિતિ જ્યારે હિંદમાં આવશે ત્યારેજ હિંદનો પલટો થશે.

આવી જ્ઞાનભૂખ લગાડવા માટે શાળામાંથી શરૂઆત થઇ શકે. બાળક ભણતું હોય ત્યારે તેને વાચન તરફ દોરવામાં આવે તો પુસ્તકો તરફ તેને અભિરુચિ થાય છે. આવું થઇ શકે તેમ છે. વાચનનો શોખ દરેકને લગાડી શકાય તેવું વાતાવરણ પણ છે. ગ્રામ્ય પુસ્તકાલયોનો વહિવટ શિક્ષકો પાસેજ હોય છે. તેને ખીલવવું, સમૃદ્ધ કરવું અને તેમાંના ગ્રંથો વધારે વંચાય તેમ કરવું એ તેના ગ્રંથપાલના હાથમાં છે. બધાં પુસ્તકોથી ગ્રંથપાલ પરિચિત હોવો જોઇએ. તેની પાસેથી ઉત્તમ પુસ્તક મેળવો અને જ્ઞાનવિકાસ સાધો.

ગુરુ વિના જ્ઞાન નહિ અને જ્ઞાન વિના મુક્તિ નહિ. **ऋते ज्ञानान्न मुक्तिः ।** વિકસા...વે નવજીવન કુસુમ આ વિદ્યાની વાડી

... ... ... ... ... ...

......જ્ઞાન વિનાનાં માનવી કેવળ પશુ સમાન,

જ્ઞાન ક્યાં ? ગુરુ ક્યાં ? પુસ્તકો એ ઉત્તમ જ્ઞાનનો ભંડાર છે, અને તે પુસ્તકાલયમાં છે. તે અમૂલ્ય પુસ્તકો તેનાં કબાટોમાં ગોઠવી દેખાવ માટે રાખવાનાં નથી; પરંતુ તેનું છૂટથી વાચન–અધ્યયન થવું જોઇએ. ત્યાંથી જ્ઞાન મેળવવું અને બીજાને તેમ કરવા પ્રેરણા કરવી. જ્ઞાન મેળવી બીજાને આપવું તેમાં જ તેનું સાર્થક છે. જ્ઞાન વાપરવાથી વધે છે. કહ્યું છે કે "अन्नदानात्परं नास्ति विद्यादानं ततोऽधिकम्!

ઘણાંકનું જીવન પુસ્તકમય થઇ ગયું હોય છે. કલાપી કહે છે કે "જીવીશ બની શકે તો એકલાં પુસ્તકોથી." ઉત્તમ પુસ્તકો વાંચો, તેની નોંધ કરો તેનું મનન કરી જીવનમાં ઉતારો. જીવનને આદર્શવાળું બનાવો. આદર્શો વગરનું જીવન એ જીવન નથી; મૃત્યુથી કોઇપણ દરજ્જે ચઢિયાતું નથી. આદર્શોમાં અચળ શ્રદ્ધા રાખવાથી જીવનમાં ખરો પ્રાણ અને રસ રેડાય છે. તે પોષવાનું સાધન ઉત્તમ પુસ્તકાલય છે. આવી રીતે–' **પુસ્તકાલય એટલે પ્રજામાં પ્રાણ પૂરનાર પ્રગતિ મંદિર : જગત સમસ્તના વિદ્વાનોની રસસામગ્રીનું સંગ્રહસ્થાનઃ** ' એવું જે કહેવાય છે તે બરાબર છે. તેનો લાભ લેતાં ચૂકે તે જીવનની અમૂલ્ય ઘડી ચૂકે છે.

સદ્ભાગ્યે આપણા શ્રીમંત મહારાજા સાહેબે યુરોપ–અમેરિકા વગેરે દેશાવરના પ્રવાસ અને અનુભવ ઉપરથી પુસ્તકાલયની ઉત્તમ યોજના બક્ષી છે. નાનાં ગામડાંમાં પણ અત્યારે જ્ઞાનપરબ મંડાય ચૂકેલ છે. સૌ તેનો લાભ ઉઠાવે.

પ્રજાનું કલ્યાણ થાય એવું જેના હૃદયમાં ગુંજી રહેલું છે એવા પ્રજાવત્સલ શ્રીમંત મહારાજા સાહેબ દીર્ઘાયુષી હો !



## પધારો પુસ્તકાલયમાં

( ગઝલ )

પગથીઉં છે પ્રથમ શાળા, નિરક્ષરતાને હણવાને;
પગથીઉં તે પછી બીજું, પધારો પુસ્તકાલયમાં.
નૂતન જે લેખ ચીતરેલા, પુરાતન હોય જોવાને;
મનન તે સર્વ કરવાને, પધારો પુસ્તકાલયમાં.
મળે માસિક અને દૈનિક, મગજ ભરપૂર ભરવાને;
સુચિત્રો છે નિરખવાને, પધારો પુસ્તકાલયમાં.
ભલું છે ભારતી મંદિર, દુઃખો સૌ દૂર કરવાને;
જગતની જાળમાં આરામ, પધારો પુસ્તકાલયમાં.
અમોલો છે ખજાનો આ, હીરા માણેક મળે છે ફ્રી;
નથી ના પાડતો ભાઈ, પધારો પુસ્તકાલયમાં.
ભણેલા કૈં ગયા ભૂલી, બની છે વાત હસવાની;
નિરર્થક ના સમય ખોશો, પધારો પુસ્તકાલયમાં.
જીવનમાં જ્ઞાનરસ રેડો, જીવનને શુષ્ક ના કરશો;
કવિ કે' પ્રાણ પ્રીતેથી, પધારો પુસ્તકાલયમાં.

કવિ પ્રાણશંકર હીરાશંકર રાવળ
ઉ. શિ. સ. ગુ. શા. નં. ૧ પાટણ,

# રજાના દિવસોનું વાચન

એક પ્રખ્યાત માનસશાસ્ત્રીએ હાલમાં કહ્યું છે કે સરેરાશ મનુષ્યની વાચન શક્તિ પારિપૂર્ણતાએ પહોંચી છે. આ નિવેદન ખરેખર અપમાનજનક છે. પરંતુ વસ્તુસ્થિતિ શું છે ? દર વર્ષે કોઇને કોઇ પુસ્તકનું વેચાણ આગલા વર્ષના પુસ્તક કરતાં વધારે થતું જાય છે. એક સમય એવો હતો કે વીશ હજાર નકલોના વેચાણની વાત માની શકાતી નહિ. આજે, પ્રગટ થયા પછી શરૂઆતનાં થોડાં અઠવાડિયાંમાં એક પુસ્તકની હજારો નકલો ખપી જાય તે વસ્તુ સામાન્ય છે. હજુ - તો પ્રેસમાંથી બહાર પણ ન પડયું હોય ત્યાં જ પુસ્તકની બધી નકલો ખપી ગયાનું પણ આપણે જાણીએ છીએ. લાંબા વખત સુધી સતત માગણી ચાલુ રહે અને વેચાણનો આંકડો દશ લાખને આંટી દે તે વસ્તુમાં આજે નવાઇ લાગતી નથી.×

ગ્રંથવિક્રેતાને મળતા ઓર્ડરો જો લોકોની વાચનશક્તિનું પ્રતીક હોય ( અને ખરેખર તેમજ છે ) તો આ મંદીના સમયમાં પણ લોકોની વાચનભૂખ પરિપૂર્ણ થઇ નથી. વાચનની વધતી જતી ભૂખ માત્ર અંગ્રેજી બોલતા દેશોમાં જ નથી, જગતના બધા ભાગોમાં તે દગ્ગોચર થાય છે. આધુનિક કેળવણી પ્રથા તથા વિજ્ઞાનના પરિણામરૂપ તેને ગણી શકાય.

છેલ્લા થોડા દશકા દરમ્યાન એક મહાન પરિવર્તન થયું છે, જે ધીમે ધીમે પ્રગતિ કરે છે. આ પરિવર્તન એક શબ્દ ' વિવિધતા ' માં સમાવી શકાય. કેમકે અત્યારનાં પુસ્તકોના વિશિષ્ટ વિષયો તથા પ્રકાર વધ્યા છે. પુસ્તક માટે વધતા જતા રસના વિકાસનો એક દાખલો લઇએ. ઇ. સ. ૧૯૦૬ માં કળા અને વિજ્ઞાન' ના વિષયના પાંચસોથી ઓછાં પુસ્તકો પ્રગટ થયાં હતાં. ઇ. સ. ૧૯૩૬ માં તે જ વિષયનાં ત્રણ હજારથી વધારે પુસ્તકો પ્રગટ થયાં હતાં. અગ્રગણ્ય પુસ્તકાલયો પાસેથી મળેલ માહિતી મુજબ ત્રીશ વર્ષ પહેલાં ઘેર લઈ જઇ પુસ્તકો વાંચનારની સંખ્યા માંડ ત્રીશ લાખ હશે, ત્યારે અત્યારે તે સંખ્યા એંશી લાખની છે. પુસ્તકાલયના વાચકો વિશાળ વાચક જનતાનો એક ભાગ માત્ર છે તે વાત ભૂલવી ન જોઇએ; પરંતુ પુસ્તકના ઉપયોગના વિકાસનું તે ઉપયોગી નિદર્શન છે. દિન ઉગ્યે નવાં પુસ્તકો પ્રગટ થતાં જાય છે. તેમાંનાં ઘણાં તો સત્વર ઉપડવા માંડે છે. મોટો ભાગ આગળ વધતો જાય છે, ત્યારે બહુ જ થોડાં બહુ પ્રસિદ્ધિ પામતાં નથી. પુસ્તક સારૂં યા ખરાબ હોય પણ બહુજ ટુંકા વખતમાં. હજારો મનુષ્યો તે વાંચે છે.

આ બધી વસ્તુઓથી અશ્રદ્ધાળુ મુંઝાઇ જાય છે. ત્યારે પરિપૂર્ણતાનું બિંદુ કયાં છે ? આ પ્રશ્નનો જવાબ કોઇ આપી શકશે નહિ, કેમકે વાચનથી જે આનંદ મળે છે અથવા તો તેનાથી જે ઉપયોગી માહિતી મળે છે તે માટે વાચનના કેટલા જથ્થાની જરૂર પડશે તેની કોઇને ખબર પડતી નથી. ગયા વર્ષનો રેકર્ડ તથા છેલ્લાં

---

× વિદેશી પ્રકાશનને ઉદ્દેશીને આ કથન સમજવાનું છે — તંત્રી.

થોડાં વર્ષોમાં પુસ્તકોનું થયેલ વેચાણ, સરેરાશ મનુષ્યની વાચનશકિત પરિપૂર્ણતાએ પહોંચી છે તેમ કહેનારને ગુંચવવાને માટે પૂરતાં છે. પરિપૂર્ણતાનું બિંદુ ! કેવી વાત કરો છો ? જ્ઞાનની પિપાસા કદી તૃપ્ત થઇ સાંભળી છે ?

જેમ સંસ્કૃતિ આગળ ધપે છે તેમ તેમ સાહિત્યનાં પુસ્તકોનું પ્રકાશન પણ વધે છે. કેમકે પુસ્તક સંસ્કૃતિનું મુખ્ય વાહન છે. શાશ્વત વિચારના સાધન તરીકે તે સાબીત થઇ ચુકયું છે. પુસ્તકોના આધારવાળી સંસ્કૃતિ, કોઇ ઉતાવળી તથા નકામી અટકળ પર બંધાયેલ નથી, પરંતુ વ્યવસ્થિત તથા સંગ્રહિત સાધન પર તેનો આધાર રહેલો છે. તેને શાશ્વત સ્વરુપ આપવા માટે સમય તથા શોધખોળની સગવડનો ઉપયોગ કરવામાં આવ્યો હોય છે. તે મુક્ત સંસ્કૃતિ છે. તેના માટે જામીનની જરૂર રહેતી નથી. સીનેમા અથવા રેડિયો કરતાં પુસ્તક એ રીતે જુદું પડે છે કે તે શ્રેષ્ઠ અને કાયમ રહે તેવા તથા ખૂબ ઉપયોગી વિચારો દર્શાવે છે. સુજ્ઞ વાચક તો નકામા વિચારોને ફેંકી દેશે. સુજ્ઞ વાચક પુસ્તકની તારવણી કરીને તેના પર પોતાનો મત બાંધે છે. મહાન પુસ્તકો સંસ્કૃતિના ભૂતકાળ બતાવનાર સીમાચિહ્નો છે. તે માત્ર ભવિષ્યની આગાહી કરશે એટલું જ નહિ પણ ભાવિનું ઘડતર પણ કરશે. જેમ પુસ્તકોનું ઉત્પન્ન વધતું જાય છે તેમ તેમ લોકોની પુસ્તકીયા વૃત્તિ તથા વાંચન વૃત્તિ વધતી જાય છે.

લાખો સ્ત્રી પુરુષોની એવી ઇચ્છા હોય છે કે " શાંતિમાં બેસવું અથવા તો પુસ્તક વાંચવું. " માત્ર સાહિત્યની જ પસંદગીમાં વાચકજનતા વ્યક્તિગત રસવૃત્તિ બતાવે છે. વિશાળ અર્થમાં કહીએ તો વાચકોના બે વિશિષ્ટ પ્રકારના વર્ગ છેઃ એક તો સાહિત્ય સુધારણાનો હેતુ રાખે છે ત્યારે બન્ને વર્ગ સાહિત્યમાં જે રમુજી, ભયંકર તથા ઉપરછલ્લું હોય છે તેના પર ધ્યાન આપે છે.

* * *

શું વાંચવું અને કયારે વાંચવું તે વિષય પર આવતાં રજાના દિવસોના વાચનનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે.

આપણામાં ઘણાં એવાં સ્ત્રીપુરુષો હોય છે કે તેમના દૈનિક જીવનમાં આખું પુસ્તક પહેલેથી છેલ્લે સુધી વાંચી જવું તે મુશ્કેલીભર્યું કાર્ય જણાય છે. આવા લોકોને આનંદ પ્રાપ્ત કરવા માટે ભાગ્યે જ સમય મળે છે. તેમને મન તહેવારો ' ઇશ્વર પ્રેરિત ' લાગે છે.

રજાના દિવસોનું વાચન એટલે શું ? ' ક્રિસ્ટમસ પુસ્તક ' કે રાત્રે સૂતી વખત વાંચવાનું પુસ્તક અથવા તો ટ્રેનમાં વાંચવાનું પુસ્તક શું છે તે પણ આપણે જાણીએ છીએ. જમ્યા પછી અથવા નાસ્તા પછી વાંચવાનું પુસ્તક શું છે તે પણ આપણે જાણીએ છીએ. પણ રજામાં વાંચવાના પુસ્તકની કલ્પના અઠવાડિયાના કોઇ પણ દિવસે વાંચવાના પુસ્તક જેવી જ સાચી છે. રજામાં વાંચવાના પુસ્તક જેવી વસ્તુનું અસ્તિત્વ તો કબૂલ કરવું જ જોઇએ. વાચકના બે પ્રકારો–સહેતુક વાંચનાર તથા ગમ્મતને ખાતર વાંચનાર આ બન્નેને જૂદા પાડનાર ભેદને રજાનું વાચન ખૂબ અસર

કરે છે. લોકો રજામાં વાંચવાને માટે 'વૉર એન્ડ પીસ' (War and Peace) કે 'ફ્રેન્ચ રેવોલ્યુશન' (French Revolution) કે 'ઉમર ખય્યામની રૂબાયત' સાથે લઇ જાય. પરંતુ જ્યારે પેટી ખોલવામાં આવે અને ડેક પર ખુરશી નાખીને બેસે ત્યારે તેને હળવા વાચન પ્રતિ અભિરુચિ થાય છે, પછી ભલે તે પ્રોફેસર હોય, ટીકાકાર હોય કે રાજદ્વારી કે સનંદી નોકર હોય. પોતાની સાથે લાવેલ પુસ્તકો કપડાંની પેટી પર જ પડયાં રહે છે. ડીટેકટીવ વાર્તાઓ, ખૂન ચોરી લુંટફાટની વાતો તે સમયે વાંચવાનું મન થાય છે.

આ રીતે રજામાં વાંચવાનાં પુસ્તકોનો એક વિશિષ્ટ પ્રકાર જ છે.

છોટાલાલ માનસિંગ કામદાર.

—※—

## જ્ઞાનજ્યોત

(વસંત તિલકા)

જ્ઞાને બધી અમર છે દિપતી જ જ્યોતિ;
છે જ્ઞાનમાં જીવન તૃપ્તિ છુપાયલી રે!
આનંદ લ્હાવ લઇએ કરી જ્ઞાન ભક્તિ;
ગુલામીમાંથી કરશું હમ દેશ મુક્તિ.

આકાશગામી સરવે અભિલાષ છોડી,
કાપીશ તું સકળ વિશ્વની દુઃખ દોરી?
માર્ગે પળી સરવ હા! હમદર્દ કેરા;
જાશું અજ્ઞાન તિમિરે થકી જ્ઞાન રાહે.

આશા કરી પૂરશુ ભારતનીય એક,
જ્ઞાને કરી જીવન ઢાલ પળીશું જંગે;
સાહિત્ય ક્ષેત્ર હળ જ્ઞાન વડે જ ખેડી,
અજ્ઞાન રુપી રિપૂનો કરશું જ નાશ.

માતા પિતા ભગિની સર્વ સમાજ સાથે,
માર્ગે પળીશું હમ સૌ નિજ મુક્તિ કેરા;
એ છે બનેલ હમ ધ્યેય જગે અહા! રે;
ને કાજ તે ઝગવશું ઉર જ્ઞાન જ્યોત.

ગુણવંત વ્યાસ

# " પ્રો. ધોંડો કેશવ કર્વેના આત્મચરિત્ર (ઉ૦)"માંના કેટલાક પ્રસંગો

[ વિધવાઓની સ્થિતિ સુધારવાને માટે, અને સ્ત્રીઓને કેળવણી આપવા માટે પૂરાં ૮૦ વર્ષની ઉંમર સુધી ભગીરથ પ્રયત્ન કરનાર અને ખરૂં કહીએ તો સ્ત્રીઓની સેવા માટેજ ભેખ ધરનાર સાધુચરિત કર્વેનું ચરિત્ર મેં પહેલી વાર વાંચ્યું, ત્યારે મારા મન ઉપર એટલી સારી અસર થયેલી કે એ પુસ્તકનું વાચન વધે તેટલા ખાતર કર્વેના આત્મચરિત્રના પુસ્તકથીજ શિષ્ટ વાચનની પરીક્ષાની શરૂઆત કરી. 'પુસ્તકાલય સહાયક સહકારી મંડળે તે પુસ્તકની ૧૦૦૦ નકલો છપાવી તે માટે મને પશ્ચાતાપ થયો અને હસ્તલિખિત પુસ્તક પહેલું મેં વાંચ્યું હોત તો જરૂર તેની પહેલી આવૃત્તિની ૨૦૦૦ નકલો તો છપાવત જ. આ પુસ્તકના પ્રચારાર્થે મેં યથાશક્તિ પ્રયત્ન કર્યો છે, પરંતુ ઉત્તમ કોટિનાં પુસ્તકોનું વાચન ગૂજરાતમાં કેટલું ઓછું છે એના એક પુરાવા તરીકે દુઃખ સાથે મારે જણાવવું પડે છે કે સને ૧૯૨૮ના માર્ચમાં આ પુસ્તકની ૧૦૦૦ પ્રત મંડળે છપાવી, અને તે માટે રૂ. ૧૪૧૭-૭-૭ પાઈનું ખર્ચ કર્યું, તેમાંથી ૧૯૩૮ ના માર્ચ આખરે ૧૬૫ નકલો પુસ્તકની બાકી રહી છે, અને ખર્ચની મુદ્દલ રકમમાં રૂ. ૧૩૪-૨-૦ બાકી રહે છે. દશ વર્ષનું વ્યાજ ગણવામાં આવે તો રૂ. ૫૦૦) મંડળને આ પુસ્તક છપાવવા ખાતે ખોટ આવે એમ કહી શકાય. પ્રો. કર્વેની એકાશીમી જન્મતિથિની જયંતિ હમણાંજ તા. ૧૮-૪-૩૮ ના રોજ દેશના જુદા જુદા ભાગોમાં ઉજવવામાં આવી. તેમની સેવાઓની નોંધ લઇ તેમનાં ગુણગાન સર્વત્ર કરવામાં આવ્યાં, પરંતુ એક હાઇસ્કૂલના પાંચમા ધોરણના એક વર્ગમાં ૪૦ વિદ્યાર્થીઓમાંથી એકજ વિદ્યાર્થી કર્વેના નામથી પરિચિત મળી આવ્યો. અને પુસ્તકાલય માસિકના માર્ચ માસના અંકમાં વિષય, વસ્તુ, કાગળ, છપાઇ, બાંધણી, ચિત્રો વગેરે બાબતોમાં સંતોષ આપે તેવું અતિ અગત્યનું ને મહત્ત્વનું કર્વેનું ચરિત્ર રૂ. ૩-૦-૦ ની કિંમતનું, કર્વે જયંતિના નિમિત્તે રૂ. ૧-૦-૦ માં આપવામાં આવશે, અને પાછળથી આ પુસ્તક બમણી કિંમતે પણ મળી શકશે નહિ એવી જાહેરખબર પૂઠાના આખા ત્રીજા પૃષ્ઠ પર મૂકવામાં આવી, તેના પરિણામે પુસ્તકની ફક્ત એક નકલ વેચાઇ. સંસ્કારી, સેવાભાવી સ્વાશ્રયી અને આત્મભોગવાળું ઉન્નત જીવન કેવું હોય તે જાણવાની જિજ્ઞાસા-ગૂજરાતના ભાઇબેનોમાં કેટલી છે, તેનું આ એક આબેહૂબ દૃષ્ટાંત છે.

આત્મચરિત્રના પૂર્વાર્ધ પછી ઉત્તરાર્ધ પણ ભાઇ જીવણલાલ અમરસી મહેતાએ પ્રગટ કર્યો છે. તેમાંના ચાર અવતરણો અત્રે પ્રગટ કરવામાં આવે છે-એવી આશાથી કે આ અવતરણો વાંચ્યા પછી પણ કોઈ ભાઇ કે બેનને કર્વેનું આત્મચરિત્ર વાંચવાની પ્રેરણા થાય. પુસ્તક ખરીદવાની ઇચ્છાવાળાએ મંત્રી, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા એ સરનામે લખવું. મોતીભાઇ ન. અમીન ]

( ૧ ) ' વિદ્યાપીઠ માટે ફંડ એકઠું કરવામાં મને એક સારો અનુભવ થયો. એક શહેરમાં મધ્યમ સ્થિતિના સારા સંભાવિત ને વજનદાર ગૃહસ્થને ઘેર હું ઉતર્યો હતો. તેમણે પરોણાગત સારી રીતે કરી અને ફંડ ઉઘરાવવામાં મદદ પણ ઠીક કરી. તેમનું ઇંપીરીયલ બેંકમાં ખાતું હતું. દરરોજ જે ફંડ મળે તે પૈસા તેમની પાસે રાખવામાં આવતા. પૈસા વીમો ઉતરાવેલા રજીસ્ટરથી ન મોકલતાં તેમના ખાતામાં રાખવા ને તેમની પાસેથી રજીસ્ટ્રાર પરનો ચેક લઇ પૂના મોકલાવવાનો મારો વિચાર હતો. તેમણે બેન્કમાં પૈસા ભરી ચેક આપ્યો ને મેં તે પૂના મોકલાવ્યો, પણ તે શિકારાયો નહિ. તે ગૃહસ્થ ભીડમાં હતા તેની મને તે વખતે ખબર ન હતી. વચમાં બીજા કોઇને ચેક આપવાથી તેમના ખાતામાં સીલક રહી નહિ. મારા પૈસા ડુબાવવાનો તેમનો બિલકુલ હેતુ નહતો. મેં કોઇને પણ દોષ ન દેતાં મુંગે મ્હોંએ ચારસો છવ્વીસ રૂપિયા ભરી દીધા ને હું મુકત થયો. તે ગૃહસ્થને બે ત્રણ પત્ર લખ્યા, પણ જવાબ મળ્યો નહિ. છેવટે બહુ શરમાઇને તેમણે પત્ર લખ્યો. મેં તેમને માફી આપી, ને ' તમે આપી શકો ત્યારે એ પૈસા આપજો, નહિ તો મેં માંડી વાળ્યા છે એમ સમજજો ! ' એવું લખી મોકલ્યું. તે શહેરના કોઇ માણસને આ વાત મેં જણાવા દીધી નથી.

( ૨ ) ' ઘણાં વર્ષો સુધી સ્ત્રીઓના સહવાસમાં રહેવાથી ને તેમની ઉન્નતિ વિષે જ વિચાર કરવાથી તેમનો એક ગુણ–ભાવિકપણું–મારામાં આવ્યો છે. ભકિતપૂર્વક દેવ આગળ ચોખા, તલ, તાંદુલ, કે ફળ ધરવામાં કે દેવ અથવા વડ કે પીપળાની એક લાખ પ્રદક્ષિણા કરવામાં ભાવિક સ્ત્રીઓ પોતાનો ઘણો વખત ગાળે છે: એનું અનુકરણ કરી હું ઘણો વખત સરસ્વતી દેવી અર્થાત્ મહિલા–વિદ્યાપીઠ–આગળ એક લાખ વર્ગણીદારનું નૈવેદ્ય ધરવાનો સંકલ્પ કરી તે અર્થે ગાળું છું. આ વાત કેટલીક વખત હું મારા વ્યાખ્યાનમાં કહું પણ છું, અને આનો અર્ધો આનો પણ દાન તરીકે દઇને દાતાની સંખ્યા એક લાખની કરવામાં મને મદદ કરો એવી વિનંતિ કરૂં છું. આ કામ મારા જન્મમાં તો પુરૂં થાય એમ લાગતું નથી, કારણ કે સાત વર્ષ સુધી કામ કર્યાં પછી દાતાઓની સંખ્યા ૧૯૨૨૬ જ થઇ છે. લાખ દાતા ભેગા કરવાના સંકલ્પની જ પાછળ લાગવાનો વખત મળે તો તે થઇ શકે ને કદાચિત મારા હાથથી જ એ બની શકે. પણ હાલ તો વિદ્યાપીઠના ખર્ચ જેટલી રકમ મેળવવાની મહેનત કરતાં કરતાં બચે એટલો વખત આ કાર્યમાં ગળાય છે. તેથી તે મંદ ગતિએ ચાલે છે.

( ૩ ) ' પ્રચારના કામમાં કોઈ કોઇ વખત વિચિત્ર અનુભવ થાય છે. પ્રો. વાસુદેવ ગોવિંદ માયદેવ અને હું એક ગૃહસ્થને મળવા ગયા. હાલમાં જુદા જુદા ધર્માદા માટેની ટીપો લઇને ફંડ લેવા માટે ઘણાં માણસો આવે છે તેથી લોકો ત્રાસી ગયા હોય છે. આ ગૃહસ્થ મુંબાઇના વેપારી હતા ને તાજા પૂના રહેવા આવ્યા હતા. અમે એક સંસ્થા માટે આવ્યા છીએ એવી ખબર પડતાં જ તેમણે અમને તિરસ્કારપૂર્વક પાછા વાળ્યા ને અમે પાછા ફર્યા. પ્રો. માયદેવે જતાં જતાં તેમના એક સગાને મળવા આવનાર ગૃહસ્થનું નામ કહ્યું. અમે થોડે દૂર ગયા પછી તે ગૃહસ્થે તે શેઠને મારૂં

નામ કહ્યું. તે સાંભળી તેમણે તરત જ અમને પાછા બોલાવ્યા ને સારી રીતે વાતચીત કરી સારી જેવી મદદ કરી અમને પાછા મોકલ્યા.

( ૪ ) ' આશ્રમ અને વિદ્યાપીઠની સ્થિતિ ખાસ ચિંતાજનક નથી એ વાત ખરી, તો પણ સંપથી કામ કર્યા વિના–દરેક વ્યક્તિએ પોતાનું ઘણુંખરું સામર્થ્ય આ સંસ્થાના કામમાં ખર્ચ્યા વિના–આ જવાબદારી સારી રીતે વહેવી મુશ્કેલ છે. ' જન્મ ને મરણ મનુષ્યને લખાયાં છે ' આ કહેણી માણસને લાગુ પડે છે તેમ સંસ્થાને પણ લાગુ પડે છે. આપણે દીર્ઘાયુષી થવાનો પ્રયત્ન કરીએ છીએ, તે જ રીતે આપણી સંસ્થાને દીર્ઘાયુષી બનાવવાનો પ્રયત્ન આપણા હાથથી થાય એટલો કરવો, એવો મારો નિશ્ચય છે.

' અંતમાં પહેલી આવૃત્તિના ઉપસંહારમાં પ્રદર્શિત કરેલા વિચાર ફરી આ સ્થળે પ્રદર્શિત કરી કલમ નીચે મૂકું છું. પુનર્જન્મની કલ્પના સત્ય હોય ને અંતકાળની વાસના પર પુનર્જન્મનો આધાર હોય તો જગતચાલક આ કાર્ય પરનો મારો પ્રેમ અધિકાધિક વધારે ને જન્મેજન્મ આ કાર્ય માટે તન, મન, ધન અર્પણ કરવાની બુદ્ધિ મને આપે એવી તેની પાસે યાચના કરી હું આપ સર્વની રજા લઉં છું. '—*



## દૃઢ નિશ્ચય અને એકાગ્રતા

જ્યારે એક દૃઢ નિશ્ચયવાન મનુષ્ય સંસાર રૂપી પ્રચંડ રાક્ષસને હિંમતપૂર્વક ગળચીમાંથી પકડે છે ત્યારે તે લાચાર બની જાય છે અને તે પકડનાર મનુષ્યને આશ્ચર્ય થાય છે કે આ રાક્ષસમાં તો માત્ર કાયરોને જ ડરાવીને નસાડવાની શકિત છે!

એક મજબૂત અંતઃકરણની દૃઢ ઇચ્છા હજારોને ધ્રુજાવી શકે છે. એક સુકલકડી ઠીંગુજી પોતાની દૃઢ ઇચ્છાથી સઘળી બાજી ફેરવી નાખે છે, અને પલાયન કરી ગયેલા પ્રચંડ માણસોને પાછા એકત્ર કરી તેમની પાસે ઉત્તમ યુદ્ધ કરાવે છે.

*  *  *

આ ટુંકા માનવજીવનમાં જેને કાંઇ પણ અગત્યનું કાર્ય કરવું હોય તેણે પોતાની સર્વ શકિતઓ વડે એવી એકાગ્રતાપૂર્વક કામ કરવું કે જેથી મોજશોખ માટે જન્મેલા આળસુ માણસોને તો તે ગાંડા જેવો જ લાગે !

—ભાગ્યના સૂત્રોમાંથી.

* પ્રો. ધોંડો કેશવ કર્વે–આત્મવૃ

# મહાલ પુસ્તકાલય પરિષદો

**( ૬ ) પાદરા મહાલ ચોથી પરિષદઃ**—પાદરા મહાલ પુસ્તકાલય પરિષદની ચોથી બેઠક ઢાઢરકાંઠે આવેલા કોટણા ગામે ગુજરાતના જાણીતા સાક્ષર અને વડોદરા રાજ્યના સહકારી અધિકારી શ્રીયુત રમણલાલ વસંતલાલ દેસાઇ સાહેબના પ્રમુખપદે તા. ૩-૪-૩૮ ના રોજ બપોરના ત્રણ વાગે મળી હતી. સભા માટે ચોરા પાસેના ચોગાનમાં આસોપાલવ અને તોરણોથી મંડપ બાંધવામાં આવ્યો હતો ને તેને ધ્વજ તોરણો તથા બોધદાયક સૂત્રોથી સુશોભિત બનાવવામાં આવ્યો હતો. પરિષદમાં બેઠકના પ્રમુખ મે. રમણલાલ દેસાઇ, પુસ્તકાલયખાતાના મદદનીશ વ્યવસ્થાપક મે. રાંગણેકર સાહેબ, મે સેવકલાલ પરીખ, રા. તુલસીભાઇ, સ્વાગત પ્રમુખ રા. રામસિંહભાઇ, રા. વલ્લભભાઈ મૂળજીભાઇ પટેલ, વાકળ અંગ્રેજી શાળાના મંત્રી રા. ખુશાલભાઇ કા. પટેલ, મોભારોડ અંગ્રેજી શાળાના હેડમાસ્તર પુરૂષોત્તમદાસ પટેલ, "નવગુજરાત"ના ખબરપત્રી, અને પ્રતિનિધિઓ તથા પ્રેક્ષકો મળી આશરે બસો માણસની હાજરી હતી. ઇશ્વરસ્તુતિ અને સંવાદથી કાર્યક્રમની શરૂઆત થઇ હતી. બાદ સ્વાગત પ્રમુખ શ્રી. રામસિંહભાઇએ મહેમાનોનું સ્વાગત કરતાં ભાષણ કર્યું હતું, જેનો સાર ભાગ નીચે પ્રમાણે છેઃ—

" × × કોટણા ગામે મહાલ પરિષદ એ પણ આ ગામનાં અહોભાગ્ય ! ફૈઝપુર અને હરિપુરા જેવોજ આ પ્રસંગ ગણાય, કારણ મહાસભા હવે જેમ ગામડામાં મળે છે તેમ આપણા મહાલ પુસ્તકાલયની સભા પણ ગામડે પહોંચી આવી છે. પરિષદ ભરવાનું પ્રથમ માન જેમ પાદરા તાલુકાને મળે છે તેમ નાનામાં નાને ગામડે પરિષદ ભરવાનું પ્રથમ માન કોટણા ગામને મળે છે. × × × આ ગામનો કોઇ ખાસ ઇતિહાસ નથી પણ જુની વદંતાઓ ઉપરથી એમ માનવાને કારણ મળે છે કે આ ગામ લગભગ ૬૦૦–૭૦૦ વર્ષ પૂર્વે વસેલું છે. આ ગામે પ્રથમ રજપૂતોનો વસવાટ થએલો એમ વહીવંચાઓના ચોપડાઓમાંથી હકીકત મળે છે. આ ગામ પ્રથમ વસેલું તે વખતે કોટેશ્વર મહાદેવની પ્રથમ સ્થાપના થએલી, જે અદ્યાપિ સુધી મોજુદ છે. અને તે કોટેશ્વર મહાદેવના નામ ઉપરથી આ ગામનું નામ કોટણા પડેલું છે. × × × આ ગામે ઢાઢર નદી વહે છે. એટલે ૧૯૮૩ ના રેલસંકટમાં ગામમાં આંગળીના વેઢા ઉપર ગણાવી શકાય એટલાં ચાર પાંચ ઘરો ઉભાં રહી બાકીનાં જમીનદોસ્ત થઈ ગયાં હતાં. એટલે આખું ગામ રેલ પછી ફરીજ વસ્યું છે. × × આ ગામે પ્રથમ ૧૯૩૧ માં પુસ્તકાલય ખોલાયું. પુસ્તકાલયમાં લગભગ ૨૦૦ જેટલાં પુસ્તકો છે. લોકો પણ ઠીક લાભ લે છે ને મંત્રી પણ ઉત્સાહી છે. લોકો પણ લોકહિતની આ પ્રવૃત્તિમાં પોતાનાથી બનતી આર્થિક મદદ ઉમંગભેર કર્યે જાય છે. એટલે જો ગામને કાર્ય કરવાનું ક્ષેત્ર તૈયાર કરી આપવામાં આવે તો કોમ તથા વસ્તીના પ્રમાણમાં ગામ આગળ દીપી નીકળે તેમ છે. "

ત્યારબાદ ગવાસદના શ્રી. મોતીભાઇ ગોવિંદભાઈ પટેલની દરખાસ્ત અને

કોટણાના શ્રી. મોતીભાઇ પટેલના ટેકાથી તથા મે. રાંગણેકર સાહેબના વિશેષ અનુમોદનથી સાક્ષરશ્રી મે. રમણલાલભાઇએ પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું.

બાદ મહાલમંડળના મંત્રી શ્રી માધવભાઇ પટેલે વાર્ષિક નિવેદન વાચ્યું હતું, જેનો સાર ભાગ નીચે પ્રમાણેઃ—

" × × પાદરા તાલુકામાં આ ચોથી પુસ્તકલય પરિષદનો શુભ માંગલિક દિવસ છે. સને ૧૯૩૪ માં પહેલી પુસ્તકાલય પરિષદ જલાલપુર ગામે મળી હતી. સને ૧૯૩૫ માં બીજી પરિષદ ડભકા ગામે મળી હતી, અને સને ૧૯૩૬ માં રણુ ગામે ત્રીજી પરિષદ મળેલી. ગઇ સાલે ચોથી પરિષદ સેજાકુવા ગામે મળવાની હતી પણ વડોદરા પ્રાંત પુસ્તકાલય પરિષદ મળવાથી બંધ રહેલી, તે આજે આપણે કોટણાવાસીઓના આમંત્રણથી ઢાઢરને કાંઠે તાલુકાના દૂર દૂરના ખુણામાં પરિષદ ભરવા ભાગ્યશાળી થયા છીએ. × × પાદરા મહાલની કુલ વસ્તી ૯૦૬૩૩ માણસોની: તેમાં પાદરા કસ્બાની ૧૦૩૭૯ અને ગામડાંની વસ્તી ૮૦૨૫૪ છે. ૧ કસ્બો, ૮૨ ગામો અને ૨ પેટા પરાં મળી કુલ ગામ ૮૪ છે. તે પૈકી ૭૧ ગામે શાળા છે અને ૧૩ ગામો શાળા વગરનાં છે. જ્યાં શાળા ત્યાં પુસ્તકાલય થવું જોઇએ. તે મુજબ આ મહાલનાં ૭૧ શાળાવાળાં ગામો પૈકી ૫૯ ગામે પુસ્તકાલય છે ને ચાલુ સાલે ગણપતપુરા પુસ્તકાલય ઉઘાડે છે તે મળી ૬૦ પુસ્તકાલય થયાં છે. મહાલના ગ્રામ્ય પુસ્તકાલયોમાં ૩૬૯૦૧ કુલ પુસ્તકો છે. તેમાં ગત વરસમાં ૬૭૮૨ વાંચકોએ ૨૫૮૧૪ પુસ્તકો વાંચ્યાં છે. બાકી ૧૧ ગામો શાળાવાળાં પણ પુસ્તકાલય વિનાનાં છે. ત્યાં પુસ્તકાલયની પેટી અને વાંચનાલય શરૂ કરાવ્યાં છે એટલે જ્યાં શાળા ત્યાં પુસ્તકાલયનો સંદેશો નિદાન પહોંચી ગયો છે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં ઓગણત્રીસ પુસ્તકાલય ર૭ર૮ર થયેલાં છે. તાલુકાનાં ૬ પુસ્તકાલયને સ્વતંત્ર મકાન છે. × × કામની સરળતા ખાતર તાલુકાનાં પુસ્તકાલયોનાં ૧૨ જુથ ને ૬ પેટા જુથ મળી કુલ ૧૮ જુથ બાંધ્યાં છે ને તેમાં કુલ ૬૦ પુસ્તકાલયો અને ૧૧ વાંચનાલયો આવેલાં છે."

વધુમાં મંત્રીએ નિવેદનના વર્ષમાં થયેલું કામકાજ જણાવતાં કહ્યું કે માનદ પ્રચારકો દ્વારા પુસ્તકાલયની તપાસણી કરાવીને શિષ્ટ વાચનની પરીક્ષાઓનો વધારેમાં વધારે ઉમેદવારો લાભ લે તે માટે પ્રયત્ન કરી રસ ઉત્પન્ન કર્યો છે. વર્ગીકરણ કરવામાં પુરતી મદદ આપવામાં આવી છે. પુસ્તકાલય પ્રવૃત્તિને આગળ ધપાવવા માટે મંત્રીએ જુથ મંત્રીઓને નિયમિત અને વ્યવસ્થિત કામ કરવા, જુથનાં પુસ્તકાલયોએ સહકારથી માસિકો તથા પત્રોની અરસપરસ આપે લે કરવા, પુસ્તકાલયમાં સ્ત્રી અને બાળ સાહિત્યનો વધારો કરવા, તથા બાકી હોય તે પુસ્તકાલયોનું વર્ગીકરણ કરાવી લેવા ઉપર ભાર મૂકયો હતો. બાદ મંત્રીએ પરિષદને સફળતા ઇચ્છતા આવેલા સંદેશા વાંચ્યા હતા.

## પ્રમુખશ્રીનું પ્રેરક પ્રવચન

પ્રમુખસ્થાનેથી મૌખિક ભાષણ કરતાં મે. રમણલાલ દેસાઇએ જણાવ્યું કે "પુસ્તકઅને પુસ્તકાલય સાથે સંબંધ ધરાવતી સંસ્થાઓમાં ભાગ લેવાની મને ખાસ

ઈંતેજારી હોય છે. પુસ્તકાલય પ્રવૃત્તિએ મને ત્રણ વખત પ્રમુખ બનાવ્યો છે ને આજે ચોથીવાર બનાવ્યો છે. બીજી સભાઓ કરતાં આવી સભાના પ્રમુખ થવું મને માનપ્રદ લાગે છે. અહીં અમારી અને તમારી વચ્ચે ભેદ પાડવામાં આવ્યા છે. અમે ખુરશી ઉપર બેસીએ છીએ અને તમે જ્ઞાનના દીપકો–શિક્ષકો–નીચે જમીન ઉપર બેઠા છો એમાં હું સચક વસ્તુ જોઉં છું. જ્ઞાન સદા સર્વદા નમ્ર હોય છે. એક ફારસી કવિએ કહ્યું છે કે જ્ઞાન એ એવા સુંદર ફળવાળું વૃક્ષ છે કે જે નીચુંજ નમેલું રહે છે. તે પ્રમાણે સારા જ્ઞાનવાળા નમ્ર રહે છે. હું તો એમજ જોઉં છું કે તમે ખુરસી ઉપર બેઠેલા છો અને હું જમીન ઉપર બેઠો છું. રાંગણેકર સાહેબ મારા મિત્ર છે અને તેમણે મને વારંવાર પુસ્તકો પૂરાં પાડયાં છે. મનુષ્યોએ કરેલા ઉપકાર હું કદાચ વીસરી શકું પણ પુસ્તકોએ કરેલા ઉપકાર હું કદી વીસરી ન શકું. ગ્રંથપાલ અને શિક્ષકોનો ઉપકાર ભૂલવો જોઈએ નહિ. એમ માનવામાં આવે છે કે હું સારો વ્યાખ્યાતા છું પણ અત્યારે મારે એવા વ્યાખ્યાતાઓ આગળ વ્યાખ્યાન કરવાનું છે કે જેઓને વર્ગમાં દાખલ થઇ શાળા છૂટે ત્યાં સુધી વિદ્યાર્થીઓ આગળ વ્યાખ્યાન કરવું પડે છે. એટલે હું શિક્ષકોને વ્યાખ્યાતા કહું છું. શિક્ષકો માટે મને બહુ માન છે. શિક્ષકો તો જ્ઞાનના દીપકો છે–જ્ઞાનને ફેલાવનારા મીશનરીઓ છે. આજના શિક્ષકો અને ગ્રંથપાલો નવા યુગના સાધુઓ અને સંન્યાસીઓ છે. પૈસા અને શિક્ષકોને કેટલું આદવેર છે તે તમે સારી રીતે જાણી શકો છો. જ્ઞાનનો પ્રકાશ ફેલાવવાનું કામ શિક્ષકો અને ગ્રંથપાલોનું છે. શિક્ષકો સદાય પૂજનીય અને માનનીય છે. શિક્ષકોને માન આપવું એ આપણા પ્રજાજીવનને માન આપવા જેવું છે. શિક્ષકનો ધર્મ વિકટ બનતો જાય છે. સાધુનો ધર્મ ખાંડાની ધાર પર ચાલવા જેવો છે અને શિક્ષકો ખીલાની પથારી ઉપર સૂતેલા સાધુ છે. એટલે શિક્ષકોનો ધર્મ કેટલો વિકટ છે તે જોઇ શકાશે. પણ કામ ગમે તેટલું મુશ્કેલ હોય છતાં કર્યા સિવાય છૂટકો નથી. જો શિક્ષકો પોતાનો ધર્મ ચૂકશે તો સાધુ સંસ્થાઓ જેવી રીતે નિષ્ફળ નીવડી તેવી રીતે શિક્ષક સંસ્થાઓ પણ નિષ્ફળ નીવડશે. શિક્ષકોને તો કામ કરવુંજ પડશે. રાજ્યવહિવટ ચલાવવો અને રાજ્યવહિવટ માટે પ્રજાને તૈયાર કરવી એ બે જુદી વસ્તુ છે. શિક્ષકો રાજ્યવહિવટ માટે પ્રજાને તૈયાર કરવાનું અંગ છે, જ્યારે ગામના બીજા સરકારી નોકરો રાજ્યવહિવટ ચલાવનારાં અંગ છે; અને તેથી ગામડાંના બીજા સરકારી નોકરોને જે સ્વાર્થ અને પ્રતિષ્ઠા હોય છે તે શિક્ષકોને હોતાં નથી. એ સરકારી નોકરો તો અમલદારીજ કરી શકશે. ફૈજપુર અને હરિપુરા કોંગ્રેસની માફક આ પરિષદ ગામડામાં ભરવા માટે હું સ્વાગત પ્રમુખ અને કોટણાવાસીઓને ધન્યવાદ આપું છું.

આપણા હિંદનું–હિંદુ અને મુસલમાનોનું–મળ દુઃખ આપણી અજ્ઞાનતા છે. ૩૫ કરોડની વસ્તીમાંથી ૨૮ કરોડ લખી વાંચી શકતાં નથી. રાજ્યની ૨૪ લાખની વસ્તીમાંથી ૩૦–૩૫ વર્ષથી ફરજીયાત કેળવણીને અંતે પણ આપણે સોએ ૪૦ ટકાથી વધુને ભણતાં વાંચતાં કરી શક્યા નથી: અહીં આવી સ્થિતિ છે તો બીજે કેવી હશે ? આ અજ્ઞાનતાને લઇને આપણે આર્થિક, શારીરિક, રાજકીય કે કોઇ પણ

પ્રકારની પ્રગતિ કરી શકતા નથી. જ્ઞાન સિવાય આપણે આગળ વધી શકવાના નથી. જ્ઞાન માટે શાળા અને પુસ્તકાલયો છે. શાળાના જ્ઞાનમાં વૃદ્ધિ કરવા પુસ્તકાલયો સ્થાપીએ છીએ. તેનો બરાબર લાભ લેવો જોઇએ. પુસ્તકાલય એ જ્ઞાનની પરબ છે. એ સરસ્વતી મંદિરમાં જેટલા ભાવિકોને લાવી શકીએ એટલી આપણી સફળતા છે. હિંદુસ્તાનની અજ્ઞાનતા ટાળવા માટે આપણે જેટલો પ્રયત્ન કરીએ છીએ તે પૂરતો નથી. મંત્રીએ નિવેદનમાં રજુ કરેલા આંકડા ટાંકી પ્રમુખશ્રીએ જણાવ્યું કે પાદરા મહાલમાં પુસ્તકાલય પ્રવૃત્તિ વસ્તીના ચોથા ભાગને પણ સ્પર્શી શકી નથી. માણસ દીઠ એક પુસ્તક આપી શકતાં નથી. આથી હું એમ કહેવા નથી માગતો કે આપનું કામ સંગીન નથી કે આપ કામ કરતા નથી. પણ આપણે કયાં છીએ ને કયાં જવું છે, તેનો વિચાર કરવા પૂરતું જ કહું છું. આથી તમે જોઇ શકશો કે પુસ્તકાલય પ્રવૃત્તિને હજુયે આગળ ધપાવવા કેટલો બધો પ્રયત્ન કરવાની જરૂર છે. પુસ્તકાલય પ્રવૃત્તિને સફળ બનાવવા ફકીરી ધારણ કરવી પડશે. ધુની બની કામની પાછળ મંડયા રહેવું પડશે. જગતમાં મહાન કાર્યો તે કામની પાછળ ઘેલા બન્યા સિવાય સિદ્ધ થયાં નથી. જો તમારે પુસ્તકાલય પ્રવૃત્તિને ઉપયોગી અને આદર્શ બનાવવી હોય તો ઘેલછા સેવો, ધુની બનો ને ત્યારે એ કાર્ય સફળ થશે." પુસ્તકાલયનો ઇતિહાસ આપતાં પ્રમુખશ્રીએ જણાવ્યું કે "પ્રથમ જ્ઞાનને વાણીમાં સાચવવામાં આવતું. પછીથી જુદા જુદા તાડપત્રો, શિલાલેખો, પથરો અને પાંદડાં ઉપર લખી જ્ઞાનની સાચવણી કરવાણાં આવી. યુગે યુગે જ્ઞાનની સાચવણી થઇ છે. અત્યારે પરિસ્થિતિ બદલાઇ ગઇ છે. રાજ્યના પલટાની સાથે પુસ્તકાલયો ડુબી ન જાય તેની કાળજી ખાસ લેવાતી આવી છે. જેસલમીર, ખંભાત અને પાટણમાં સાધુઓ અને ગૃહસ્થો પુસ્તકોને સાચવી રાખવાની કાળજી લેતા હતા. એ પુસ્તકો વેચાય છે, ભેટ અપાય છે ને વારસામાં પણ પ્રાપ્ત થાય છે. પુસ્તકશાળા જીવનની જુદી જુદી અવસ્થા ભોગવી ગઇ છે. પુસ્તકાલય પ્રવૃત્તિ પાછળ રહેલી કલા અને રસ જો ભૂલશો તો એ વિષય નીરસ બની જશે. હિંદ અત્યારે જે મહાદુઃખો ભોગવી રહ્યું છે. તેનું મૂળ તેની ભયંકર અજ્ઞાનતામાં છે. જ્ઞાનથી સુધારા થાય છે. જગત ઘણા સુધારા માગે છે. યુરોપ—એશિયાની પરિસ્થિતિ જુઓ. ત્યાં આજે હત્યાકાંડો વ્યાપી રહ્યા છે. પશ્ચિમમાં જ્ઞાન છે, પણ એ જ્ઞાન દુષિત થએલું છે. જ્ઞાનની સાથે લોભ રહેશે તો જ્ઞાન દુષિત થશે. પશ્ચિમના જ્ઞાનમાં લોભ, દોષ અને સ્વાર્થ રહેલા છે. ત્યાં જ્ઞાનીઓ જ્ઞાન વેચવા ઇચ્છે છે. વિજ્ઞાનશાસ્ત્રીઓ જ્ઞાનની કિંમત માગે છે. આમ જ્ઞાન કુંઠિત થયું છે. પશ્ચિમે જે ભૂલ કરી છે તે હિંદ ન કરે. જ્ઞાન એ તો ધર્મ છે ને શિક્ષકો તો વર્તમાન યુગના બ્રાહ્મણો, સાધુઓ છે. જ્ઞાનના બદલાની આશા ન રાખવી જોઇએ. એનો બદલો ન હોઇ શકે. ગાંધીજીએ કેળવણીનો જે પ્રયોગ આદર્યો છે તેમાં બે આદર્શો સમાયલા છે. જાતમહેનત અને ઓછામાં ઓછો ખર્ચ એ બે મહાન ભાવનાઓ ખરેખર આનંદદાયક છે. એ આપણે ત્યાં ઇચ્છવા યોગ્ય છે. એ મહાન ભાવનાઓની હિંદને નહિ પણ સારાયે જગતને જરૂર પડશે. જગતમાં જો કોઇ પણ સંસ્થા કાયમ રહેશે તો તે શિક્ષકોની સંસ્થા છે. જગતને

રાજા વગર, સૈનિક વગર, મુત્સદ્દી વગર અને સેનાપતિ વગર ચાલશે પણ ગ્રંથપાલ અને શિક્ષક વગર નહિ ચાલે. જગતની સંસ્કૃતિ જેની સાથે જોડાયલી છે એવા શિક્ષકો ને ગ્રંથપાલોને વંદન કરી બેસવાની રજા લઇશ. "

બાદ નીચેના ઠરાવો પસાર થયા હતા:—

## ઠરાવો

ઠરાવ ૧ લો :—હિંદભરમાં પુસ્તકાલય પ્રવૃત્તિને પોતાના રાજ્યમાં પહેલ વહેલી દાખલ કરનાર અને તેને ઉદારતાથી પોષનાર શ્રીમંત મહારાજા સાહેબનો આ પરિષદ આભાર માને છે અને એઓશ્રીનું દીર્ઘાયુ ઇચ્છે છે.

—પ્રમુખસ્થાનેથી

ઠરાવ ૨ જો :—શાળાવાળાં પુસ્તકાલય વિનાનાં દરેક ગામે પુસ્તકાલય ઉઘાડવા ગઇ પરિષદમાં જે ઠરાવ કરેલો તે ઠરાવ પ્રમાણે આજ સુધીમાં ૪ પુસ્તકાલયો ઉઘડ્યાં છે, અને હવે અગીઆર ગામો બાકી છેઃ તો તે ૧૧ ગામોએ પણ જલદીથી પુસ્તકાલયો ઉઘડી જાય તેવી તજવીજ કરવા મહાલના મે. વહીવટદાર સાહેબને, મહાલના બન્ને શાળાધિકારી સાહેબોને, જુથમંડળના મંત્રીઓને, અને અન્ય સેવાભાવી શિક્ષક ભાઇઓને આ પરિષદ આગ્રહભરી ભલામણ કરે છે.

દ. મૂ. ભોગીલાલ દુર્લભરામ પંડ્યા અ. આ. લાલભાઇ ત્રિભોવનદાસ પટેલ

ઠરાવ ૩ જો :—આ મહાલનાં કેટલાંક પુસ્તકાલયોનાં નાણાં, જે તે ગામની સહકારી મંડળીઓમાં જમા છે તે ઘણા પ્રયત્નો કરવા છતાં વસુલ આવતાં નથી તેમજ શ્રીમંત સરકાર તરફથી નીમેલા વસુલાત અમલદારો પણ વસુલ આવેલી રકમ બેન્કમાં જમા કરાવી, પુસ્તકાલયના લેણા પ્રત્યે ઉદાસીનતા સેવે છે તો તેમ ન થવા અને પુસ્તકાલયના લેણા પ્રત્યે સહાનુભૂતિથી વિચાર કરી, વહેલી તકે વસુલ અપાવવા, આ પરિષદ્ સહકારી ખાતાને વિજ્ઞપ્તિ કરે છે.

દ. મૂ. વિષ્ણુપ્રસાદ પ્ર. પંડયા, પાદરા અ. આ. મોતીભાઇ ગોવિંદભાઇ પટેલ, ગવાસદ

ઠરાવ ૪ થો :—ગ્રામ પંચાયતના બજેટમાં પુસ્તકાલયને મદદ આપવા માટે ગ્રામ પંચાયત જે રકમ મંજુર કરે છે તે વર્ષની શરૂઆતમાં મળવી જોઇએ છતાં સાલ આખર સુધીમાંય પણ મળતી નથી; તો તેમ ન થતાં જેમ બને તેમ જલદીથી એ રકમ ગ્રામ પંચાયત તરફથી મળી જાય તેવી તજવીજ કરવા અને જરૂર પડે તો દફતરી હુકમ કરવા આ પરિષદ મે. રા. રા. પાદરા મહાલ વહીવટદાર સાહેબને આગ્રહભરી વિનંતિ કરે છે.

દ. મૂ. ગિરધરલાલ કાળીદાસ ભટ્ટ, માસર અ. આ. ખહેચરભાઇ ધનજીભાઇ, કુરાલ

ઠરાવ ૫ મો :—સહકારના ધોરણે એક બીજાને મળતા લાભો આપી શકાય એ હેતુથી દરેક મહાલોનાં જુથમંડળો રચવામાં આવ્યાં છે. આ જુથમંડળોએ નિયમિત અને વ્યવસ્થિત રીતે કામ કરવા અને તેનું નિવેદન પણ મહાલ મંડળ તરફ મોકલી આપવા આ પરિષદ જુથમંડળના મંત્રીઓને ભલામણ કરે છે અને એ જુથમંડળો આ વર્ષથીજ નિયમિતપણે કામ કરતાં થઇ જાય એવી આ પરિષદ આશા રાખે છે.

દ. મૂ. નાથાભાઇ કેશુરભાઇ પટેલ, વિશ્રામપુરા અ. આ. સુમંતરાય સોમેશ્વર ત્રિવેદી, લતીપુરા

ત્રીજા ઠરાવ ઉપર શ્રી. વિષ્ણુપ્રસાદ અને શ્રી. મોતીભાઇ ગોવિંદભાઇ પટેલે કરેલી ચર્ચા પરત્વે પ્રમુખશ્રીએ સહકારી ખાતાના અધિકારી તરીકે દીલસોજીભર્યો ખુલાસો કરતાં જણાવ્યું કે " એવાં પુસ્તકાલયોની સંખ્યા નામ અને રકમની ચોક્કસ યાદી સાથે મને મોકલી આપશો તો હું એમાં મારાથી બનતી મદદ આપને કરીશ." આજ ઠરાવની ચર્ચા વખતે આસી. કયુરેટર મે. રાંગણેકર સાહેબે મે. સહકારી અધિકારી સાહેબને પ્રશ્ન કર્યો કે " પુસ્તકાલયનાં નાણાં સહકારી મંડળીમાં રોકવાં કે કેમ ? " પ્રમુખશ્રીએ સહકારી અધિકારી તરીકે ખુલાસો કર્યો કે " જેમ બીજી બેન્કોમાં સલામતી માટે નાણાં રોકો છો તેના કરતાં સહકારી મંડળીઓમાં નાણાં વધુ સલામતીભર્યાં છે એની હું ખાત્રી આપું છું. સહકારી મંડળીઓ અને સહકારી બેન્કો સુરક્ષિત છે. " મે. સેવકલાલ પરીખે પણ ત્રીજા ઠરાવ વિશે ખુલાસો કર્યો હતો.

## મે. રાંગણેકર સાહેબનું વિવેચન

ત્યારબાદ મે. રાંગણેકર સાહેબે પ્રાસંગિક વિવેચન કરતાં જણાવ્યું કે " પુસ્તકાલય પ્રવૃત્તિ શરૂ થયે ૨૫ વર્ષ થઇ ગયાં. એનો રૌપ્ય મહોત્સવ પણ ઉજવાયો. પણ મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે પુસ્તકાલય પ્રવૃત્તિ જોઇએ તેટલી વેગવંતી બની નથી. કેમ વેગવંતી થતી નથી એના જવાબમાં કહેવામાં આવે છે કે કોઈ રસ લેતું નથી. ઝોળી લઇને ફરતાં પૈસા મળી શકતા નથી; જોઈતાં પુસ્તકો વસાવી શકાતાં નથી. પુસ્તકાલય પ્રવૃત્તિને વેગવંતી બનાવવા મે. વાકનીસ સાહેબ "પુસ્તકાલય" માસિકના માર્ચ માસના અંકમાં પોતાના "વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિઃ તેનું વર્તમાન તથા ભવિષ્ય" એ નામના લેખમાં બે સૂચનાઓ કરે છેઃ એક તો પુસ્તકાલય વેરો નાખવો, આ વેરો નાખવાનો હેતુ એ છે કે સાધારણ રીતે માણસ પૈસો ખર્ચે તો તેના બદલાની આશા રાખે. એટલે માણસ વેરો આપે તો પુસ્તકાલય પ્રવૃત્તિમાં ભાગ લે. બીજું રૂ. દશ કરતાં વધુ પુસ્તકો ખરીદી શકાતાં નથી. પાદરા પુસ્તકાલય પણ ૧૦૦ કરતાં વધુનાં ખરીદી શકતું નથી. જુનાં પુસ્તકો વાંચવાનું મન થતું નથી ને નવાં નવાં પુસ્તકો વાંચવાનું મન વધુ થાય છે. આપણી ગરીબીને લીધે બજેટ થઇ શકતું નથી તેથી પાંચ અથવા દશ ગામોનું એક જુથ બનાવી ત્યાં વધારે પુસ્તકો ખરીદી રાખી આજુબાજુનાં ગામોમાં એ પુસ્તકો ફેરવવાં. ફરતા પુસ્તકાલયની પેટીઓ જોઇએ તેટલાં પુસ્તકો પૂરાં પાડી શકતી નથી. " પોતાનો અભિપ્રાય જણાવતાં મે. રાંગણેકર સાહેબે કહ્યું કે પુસ્તકાલય વેરો નાખીને પણ આપણે લોકોમાં રસ પેદા કરી શકીશું કે કેમ એ એક પ્રશ્ન છે, કોલેજમાં બહુ ભારે ગેમ્સ ફી લેવાય છે ને છોકરાઓ કોલેજમાં ભણવા માટે એ આપે છે પણ કંઇ દરેક છોકરામાં એ રમતો પ્રત્યે રસ પેદા કરી શકાતો નથી. એટલે આ યોજના ઉપર સૌ વિચાર કરી જોજો. "

સદર પુસ્તકાલય વેરાની યોજનાનો વિરોધ કરતાં ગવાસદ ગુ. શા. ના મુ. શિં. શ્રી. મોતીભાઇ પટેલે જણાવ્યું કે પ્રજા વેરાથી તો ત્રાસી ગઇ છે. ને આ વેરો ગરીબો ઉપર પડશે, શ્રીમંતો ઉપર નહિ. ગરીબોને તો અત્યારે પેટ ભરવાના સાંસા છે, પ્રમુખશ્રીએ અત્રે જણાવ્યું કે, " આ વેરો વસુલ કરવા શિક્ષકો મુકીશું.

( હસાહસ !) " ત્યારે શ્રી. મોતીભાઈએ કહ્યું કે " તો તો વેરો વસુલ જ નહિ થાય. " ત્યારબાદ સ્વાગત મંત્રી શ્રી મોતીભાઈ પટેલે મહેમાનોનો આભાર માનતાં શિક્ષકો અને કેળવણીના પ્રશ્નોનો વિચાર થાય તે માટે મહાલ શિક્ષક મંડળ સ્થાપવાની સૂચના કરી હતી.

## મે. સેવકલાલ પરીખ

ત્યારબાદ મે. સેવકલાલ પરીખે પ્રાસંગિક વિવેચન કરતાં જણાવ્યું કે શિક્ષક વિના સમાજને નહિ ચાલે. જો સહકારી મંડળીઓની પ્રગતિ માટે પ્રથમથી શિક્ષકોનો સહકાર મેળવ્યો હોત તો હાલ જે સ્થિતિ સહકારી મંડળીઓની છે તે ન હોત. જો અમારી પાસે શિક્ષકો હોત તો દફતર સારૂં લખાત, અને હાલ તેથી સહકારી શિક્ષણ વર્ગમાં શિક્ષકોને ખાસ બોલાવવામાં આવી તેનો સહકાર સધાય છે. પુસ્તકાલય પ્રવૃત્તિને આગળ ધપાવવી હોય તો પુસ્તકાલય અને સહકારી મંડળીને સંકલિત કરી લો. સહકારી મંડળીઓમાં તમે રસ લેશો તો પુસ્તકાલય પ્રવૃત્તિ પણ આગળ ધપશે. હિંદમાં તો પુસ્તકોનું પૂજન થાય છે. ગ્રંથોનું વાચન થાય છે. રામાયણ અને મહાભારત જેવા ગ્રંથોનું વાચન થાય તે પહેલાં એનું પૂજન થાય છે. જો કાગળો ને ગ્રંથોને પવિત્ર ગણી એનું પૂજન ન કરીએ તો એના ઉપર પ્રેમ ન ઉપજે. વર્ષમાં એકવાર આપણે સરસ્વતીપૂજન કરવું જોઈએ. કામવાસનાને પ્રેરતી નવલકથા ન વંચાય એ ઇચ્છવા જોગ છે. લોકોને વાર્તા ઉપર પ્રેમ છે તો સારી અને બોધદાયક વાર્તાઓનાં પુસ્તકોની પસંદગી થવી જોઈએ. શિક્ષક એ ગામનો દીવો છે. એ દીવો બુઝાય તો ગામમાં અંધારૂં વ્યાપે. શિક્ષકોએ ગામના ઝઘડામાં ન પડતાં સેવાના કાર્યમાં રચ્યાપચ્યા રહેવું એ જ હિતાવહ છે. ગામનાં સ્ત્રી–પુરૂષોને અઠવાડિયામાં એકવાર એકઠાં કરી એમના આગળ સારાં સારાં પુસ્તકો વાંચી એમનામાં જ્ઞાનની ભૂખ ઉત્પન્ન કરો. "

પ્રમુખશ્રીના પ્રાસંગિક ઉપસંહાર બાદ કોટણાના શ્રી. મોતીભાઈ અને શ્રી. વલ્લભભાઈ પટેલે સૌનો આભાર માન્યો હતો. ફુલહાર, હારકલગી ને પાન સોપારી થઈ પરિષદનું કામકાજ પુરૂં થયું હતું. પરિષદમાં આવેલા મહેમાનોને લાડુનું ભોજન આપવામાં આવ્યું હતું.

જયન્ત એન. શાહ.

**( ૭ ) દહેગામ મહાલ પ્રથમ પરિષદ:**—તા. ૨૦–૪–૩૮ ના રોજ દહેગામ મુકામે કડી વિભાગ શાળાધિકારી મે. ચુનીભાઈ દેસાઈ સાહેબના પ્રમુખપદે મળેલી-આ પરિષદ, પુસ્તકાલય પ્રવૃત્તિની બાબતમાં પછાત ગણાતા દહેગામ મહાલની જાગૃતિના સુચિહ્ન સમી હતી. પ્રગટેલી એ જાગૃતિ સ્થિર બની રહે અને પુનર્જીવન પામેલા મહાલ પુ. મંડળના જાગૃત પ્રયાસ દ્વારા દહેગામ મહાલ પણ એના ભાઈબંધ ચાણસ્મા અને સિદ્ધપુર મહાલોની હરોળમાં આવી ઉભો રહે એ ઇચ્છવા યોગ્ય છે. પરિષદ માટે ગુજરાતી શાળાના સુવિશાળ આંગણામાં નીમ વૃક્ષોના શીતળ છાંયડામાં

પુરશી આંકડાની બેઠક રાખવામાં આવી હતી. સભાસ્થાનથી આરંભી તેની સામેજ આવેલા પુસ્તકાલયના મકાન સુધી લંબાવાયલાં રંગબેરંગી કાગદી તોરણોની કલામય રચનાનું દૃશ્ય જેટલું મનોહર હતું તેટલુંજ બોધક હતું. શાળા અને પુસ્તકાલય ઉભય લોકશિક્ષણની સંસ્થાઓ હોઈ એકની પ્રવૃત્તિ અન્યની પ્રવૃત્તિ સાથે અભિન્ન રૂપે સંકળાયેલી છે: એવો મુગો બોધપાઠ તોરણોની એ રચના પૂરો પાડતી હતી. દહેગામ મહાલની પુસ્તકાલય સંસ્થાઓના ચાળીસેક જેટલા પ્રતિનિધિઓ, શિક્ષણવર્ગમાં આવેલા અન્ય મહાલોના શિક્ષકબંધુઓ, પુ. ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી રાંગ-ણેકર સાહેબ, રાજ્ય પુ. મંડળના મંત્રી, સહમંત્રી અને પ્રચારક ઉપરાંત દહેગામ તળના આબાલવૃદ્ધ નાગરિકો ને મહાલ શાળાધિકારી, અવલકારકુનાદિ અમલદારો મળી શુમારે બસો અઢીસો જેટલી હાજરી હતી. પરિષદના કાર્યની શરૂઆત ૪ ને ૫૦ મિનિટે એક વિદ્યાર્થીનીએ પ્રભુપ્રાર્થનાથી કરી, યોગ્ય સ્થાને રખાયેલી શ્રીમંત રાજપિતાની તસ્વીરને પુષ્પહાર કલગી અર્પણ કરાયાં, અને અન્ય એક વિદ્યાર્થીએ સત્કારગીત ગાઇ સંભળાવ્યું. તે પછી સ્વાગત પ્રમુખ તરીકે વરાયલા દહેગામ કસ્બા પુ૦ ના પ્રમુખ શ્રી મણિભાઇ ચતુરભાઇ અમીને સૌનું સ્વાગત કરતાં પોતાનું ભાષણ વાંચી સંભળાવ્યું, જેનો સાર નીચે પ્રમાણે:—

## સ્વાગત પ્રમુખનું ભાષણ

" × × પુસ્તકાલય એ શું વસ્તુ છે તેનો વિચાર કરીએ. એક મહાન વિદ્વાને પુસ્તકાલયની વ્યાખ્યા આપી છે કે " પુસ્તકાલયો સ્નેહ અને પ્રકાશનું ધામ તથા આત્મા અને બુદ્ધિને પ્રેરક બળ આપનાર તેજસ્વી શક્તિનું કેન્દ્ર સ્થળ છે. " પુસ્તકાલય એ જ્ઞાનની પરબ છે. આવા પ્રકારની પરબ બેસાડવાની શું દરેક વ્યક્તિની ફરજ નથી ? એક જ વ્યક્તિ આવી પરબ બેસાડી ન શકે તે સ્વાભાવિક છે. શ્રીમંત સરકારે આ બાબતમાં ઘડેલી યોજના તરફ દૃષ્ટિ કરતાં આવી પરબ બેસાડવાનો બોજો એક વ્યક્તિ ઉપર પડે તેમ નથી. આ પરબ બેસાડવામાં ફક્ત સેવાભાવી ભાઇઓના પ્રયત્નની જ જરૂર છે. શ્રીમંત મહારાજા સાહેબે ગામડે ગામડે પુસ્તકાલયો કાઢવાની યોજના અમલમાં મૂકવાનો હુકમ સને ૧૯૧૦ માં કર્યો. તે અગાઉ ચરોતરના પ્રખર સેવાભાવી શ્રી. મોતીભાઈ અમીનના ઉત્સાહથી સને ૧૯૦૬ માં મિત્ર મંડળ પુસ્ત-કાલયની યોજના શરૂ થઇ ગઇ હતી. શ્રીમંત મહારાજા સાહેબની સદર યોજનાથી દરેક ગામડે ત્યાં શાળા હોય કે ન હોય તો પણ પુસ્તકાલય તદ્દન ઓછા ખર્ચે ઉઘાડી શકાય તેમ છે. ફક્ત તે હેતુ સફળ કરવા બદલ તે દિશામાં કાર્ય કરનાર સેવાભાવી ભાઇઓના ઉત્સાહની જ જરૂર પડે છે. ગામડે ગામડે પુસ્તકાલય ઉઘાડવા બદલ તેમ જ જ્યાં જ્યાં પુસ્તકાલયો હોય ત્યાં ત્યાં તેમને સારા અને મજબુત પાયા ઉપર મુકી સંગીન બનાવવા કેવા પ્રકારની યોજના કરવી તે બદલ સમજણ પાડવા તથા કાર્યક્ષેત્રની દિશા બતાવવા રાજ્ય પુસ્તકાલય મંડળ સ્થાપવામાં આવેલું છે અને તેમાં ઉત્તમ પ્રકારની વૃત્તિવાળા પ્રચારકો કાર્ય કરે છે, અને સલાહ આપવા તથા માર્ગ બતાવવા તેઓ હંમેશ તૈયાર હોય છે.. શ્રીમંત સરકાર નાણાં આપે છે, સલાહ

આપનાર પ્રચારકો તૈયાર હોય છે, ત્યારે હે સરસ્વતીના ઉપાસક શિક્ષક ભાઇઓ ! આ તમામ સાધનોનો લાભ લઇ તમારી સાથે વસતા ગામડાંઓના ગ્રામ્યવાસીઓને પુસ્તકાલય ઉઘાડી આપી તેમને જ્ઞાન મળે તેવી વ્યવસ્થા કરવી એ શું તમારી ફરજ નથી ? બેશક છેજઃ આ પવિત્ર ફરજ અદા કરતાં અચકાશો તો તમો સ્વાર્થવૃત્તિવાળા ગામડાની ખટપટમાં ભાગ લેનાર શિક્ષક છો એવું વિશેષણ આપને લાચારીથી આપવું પડશે. છેલ્લા ત્રણ દિવસમાં પુસ્તકાલયનું કાર્ય કેવી રીતે ચલાવવું તે બદલની ઉત્તમ પ્રકારની તાલીમ શ્રી. મણીભાઇ કાશીવાળા, શ્રી. ચોકસી તથા શ્રી. વલ્લભભાઇએ આપને આપી છે તેનો ઉપયોગ કરી આપનાં ગામોમાં સંગીન કામ કરી બતાવશો એવી હું આશા રાખું છું. પુસ્તકાલયની જરૂરીઆત અને તેથી થતા ફાયદા વિશે વિવેચન કરવા બેસીએ તો તેનો પાર આવે તેમ નથી. આપણો આ પવિત્ર દેશ એક દિવસ સરસ્વતીદેવીને પ્રિય હતો. કલ્યાણદાયી અને જ્ઞાનદાયી શાસ્ત્રોનો ભારતવર્ષમાં ભંડાર હતો. કાળની ગતિમાં સપડાઇ તેનો મોટો ભાગ આપણે ગુમાવી બેઠા છીએ. જ્યારે હિન્દમાં જ્ઞાનભંડાર ભરપૂર હતો ત્યારે બીજા દેશોનું સાહિત્ય બાલ્યાવસ્થામાં હતું. કાળની ગતિએ ઉલટ પલટો દીધો અને આજે વિલાયત અને અમેરિકામાં મોટાં પુસ્તકાલયો છે. ચીકાગો યુનીવરસીટીનું પુસ્તકાલય અખિલ વિશ્વમાં સૌથી મોટામાં મોટું છે. અને તેની મુલાકાત જ્યારે મહાત્માજી ગાંધીજીએ લીધી ત્યારે તે જોઇ તેઓ વિસ્મય પામ્યા અને તેમણે ઉદ્દગાર કાઢ્યા કે ' તે પુસ્તકાલયનાં તમામ પુસ્તકો વાંચી શકે તેટલું આયુષ્ય ઇશ્વર આપે તો કેવું સદ્દભાગ્ય ! ' વિલાયત અને અમેરિકામાં સુધરાઇઓ પુસ્તકાલયોને નિભાવે છે; જ્યારે આપણે ત્યાં સુધરાઇઓને ફરજીઆત અને મરજીઆત કામો જે કરવાં પડે છે તે પૈકી પુસ્તકાલયને મદદ આપવાનો પ્રશ્ન મરજીઆત કરવાના કામમાં સમાવિષ્ટ થાય છે. અર્થાત્ સુધરાઇને પુસ્તકાલયને મદદ આપવા ઇચ્છા હોય તો આપે. આવી સ્થિતિમાં શ્રીમંત સરકારમાંથી જે મદદ મળે છે તેટલી રકમમાંથી પુસ્તકાલયનું કામ થઇ શકતું નથી. સંગઠ ઉપસંહાર બાદે કોટણા છે. દરેક સ્થળે કીડી, કબુતર, કુતરાંને રોટલા અને આભાર માન્યો હતો. ફુલહાર,પાધુ વેશે ફરતા. બેકારો માટે સદાવ્રત હોય છે; પત્રોઇય હતં. પરિષદમાં આવેલાભવિષ્યના નાગરિકોને જ્ઞાન આપ-

અજ્ઞાનતામાં રાષ્ટ્રનું અહિત છે. પ્રજા અંધકારમાં હોય તો રાષ્ટ્રની અધોગતિ છે. ગૃહસ્થો ! અજ્ઞાન પ્રજાને જ્ઞાન મેળવવાનાં સાધનો સુલભ કરી અજ્ઞાન પ્રજાને જાણુકાર બનાવી તેમના આશીર્વાદ મેળવો. × × ફક્ત પુસ્તકાલય ખોલવાથી હેતુ સચવાતો નથી. તેમાં કામ કરનાર ગ્રંથપાળે પોતાની ફરજ અદા કરવી રહે છે. ગ્રંથપાળ રસપૂર્વક કામ કરે તો જ પુસ્તકાલયનું કામ દીપી ઉઠે અને પુસ્તકાલય ખોલવાનો ઉત્તમ હેતુ સચવાય. આશા છે કે સર્વ ભાઇ આ દિશામાં પ્રવૃત્તિ કરવા તૈયાર થશે. "

સ્વાગત પ્રમુખનું ભાષણ વંચાઇ રહેતાં પ્રમુખવરણીનો ઔપચારિક વિધિ થયો ને તે પછી બાળાઓએ શારદાસ્તવનનો ભાવભર્યો ગરબો ગાઇ સંભળાવ્યો. બાદ પ્રમુખશ્રીએ પોતાનું ટાઇપ કરેલું ભાષણ વાંચી સંભળાવ્યું, જેનો મહત્ત્વનો ભાગ નીચે પ્રમાણેઃ—

## પ્રમુખનું ભાષણ

" × × આ તાલુકામાં શાળાવાળાં ૪૧ ગામો છે અને તેમાં ૧ કસ્બાપુસ્તકાલય અને ૨૫ ગ્રામ પુસ્તકાલયો છે. એટલે લગભગ ૧૫ ગામોને એ પ્રવૃત્તિનો વેગ આપવાની જરૂરીઆત રહે છે. શ્રીમંત મહારાજા સાહેબે જે ઉદ્દેશથી ફરજીઆત કેળવણી દાખલ કરી છે; અને જેનાં મીઠાં ફળ હવે દેખાવા લાગ્યાં છે, તેને સફળ કરવામાં પુસ્તકાલયોની સ્થાપના અને તેનો સદુપયોગ એ ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. પુસ્તકાલય દ્વારા શાળામાં અભ્યાસ કરી ઉઠી ગએલા વિદ્યાર્થીઓને નવા જ્ઞાનનું પોષણ ન મળે તો એ ભણેલું બહુ લાભદાયક થાય તેમ નથી. માટે એ ભણેલું તાજું રાખવા માટે દરેક ગામે પુસ્તકાલય હોવું જોઇએ અને તેનો સારામાં સારો ઉપયોગ થવો જોઇએ એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. મનુષ્યનું ચારિત્ર્ય ઘડવામાં સદ્‌ગુરૂ જેટલો ભાગ ભજવે છે, તેટલોજ ભાગ બલ્કે તેથી વધારે હાલના સમયમાં સારાં પુસ્તકો ભજવે છે. કારણ કે સાચા સદ્‌ગુરુની શોધ કરવી એ હાલના સમયમાં મુશ્કેલ થઈ પડયું છે. પરંતુ સદ્‌ગ્રંથો કયા છે, તેનું કેવી રીતે અધ્યયન કરવું, તેમાંથી કયાં તત્ત્વો ગ્રહણ કરી આચારમાં મૂકવાં, એ કળા જો હસ્તગત થાય તો સદ્‌ગ્રંથો મનુષ્યનું ચારિત્ર્ય ઘડવામાં અત્યંત ઉપયોગી થઇ પડે એમ હું માનું છું; અને તેટલાજ માટે કયો ગ્રંથ, કેવી રીતે મનુષ્યનું ચારિત્ર્ય ઘડી શકે તેમ છે તેનું જ્ઞાન દરેક ગ્રંથપાલને હોવાની જરૂર છે. તેથી પુસ્તકાલયોને અંગે જેટલા પ્રમાણમાં સારા ગ્રંથપાલો આપણે મેળવી શકીએ તેટલા પ્રમાણમાં પ્રજાનું ચારિત્ર્ય ઘડવામાં આપણે સારો ફાળો આપી શકીએ. હાલ વાચનાલયો અને પુસ્તકાલયો સારાં પ્રમાણમાં સ્થપાયાં છે એ ખરેખર ખુશી થવા જેવું છે; તો પણ તેનો સદુપયોગ થાય છે કે કેમ, તેનાથી પ્રજાનું ચારિત્ર્ય ઘડાયું છે કે કેમ સદ્‌ગ્રંથોના વાચનથી પ્રજાની નૈતિક ભાવના સબળ બની છે કે કેમ, અને ભણેલાં માણસોનું વલણ પ્રજાની સેવા કરવા તરફ દોરાતું જાય છે કે કેમ એ વગેરે પ્રશ્નોનો વિચાર કરવાનું હવે આપણું કર્તવ્ય હોવું જોઇએ એમ મારૂં માનવું છે. અમુક પુસ્તકાલયમાં આટલાં પુસ્તકો છે, અને તેમાં આટલા વાચકો છે તે સંખ્યાથી સંતોષ ન માનતાં ઉપર બતાવેલી કસોટીએ ને ગામની

પ્રજા તૈયાર થતી જાય છે કે કેમ તે લક્ષમાં રાખીશું તો શ્રીમંત મહારાજા સાહેબનું પોતાની પ્રજાની સર્વ પ્રકારની ઉન્નતિ કરવાનું જે ધ્યેય છે તે ધ્યેયને પહોંચવામાં આપણે સબળ ફાળો આપી શકીશું. અસલના વખતમાં સાધુ પુરૂષો અને સંન્યાસીઓ ગામેગામ ફરી પોતાના જ્ઞાનનો લોકોને બોધ આપતા અને તે દ્વારા જ્ઞાનની ભાવના, પ્રજા અભણ હતી છતાં પણ, લોકોમાં જાગ્રત રહેતી. આપણા ગાણભટો અને કથાકારો પણ પોતાની આજીવિકા મેળવવાની સાથે પ્રજામાં જ્ઞાનની ભાવના સતેજ રાખવાનો પ્રયત્ન કરતા અને પ્રજાને, તે વખતે જીવનકલહ આટલો બધો મોંઘો ન હોવાથી, તે ભાવના ઝીલવાનો સમય પણ મળતો. એ પ્રથા હવે ધીમે ધીમે બંધ થતી જાય છે, અને તેનું સ્થાન હવે પુસ્તકાલયોએ લેવા માંડયું છે. એટલે પુસ્તકાલયો એ હાલતા ચાલતા સંતોનીજ ગરજ સારે છે, એમ માની તેમનો જેટલો સત્કાર થાય તેટલો કરવા આપણે કટિબદ્ધ થવું જોઇએ. ઘણેખરે સ્થળે શિક્ષકો પુસ્તકાલયોનું કામ કરતા હોય છે એટલે આ દિશામાં શિક્ષકો જેટલો પ્રયાસ કરશે તેટલો વધારે યશસ્વી નીવડશે તેમાં શંકા નથી. શિક્ષકોને માથે પોતાના વર્ગ શિખવવાનું કામ તથા બીજા અનેક ખાતાંઓની પ્રવૃત્તિઓને મદદ કરવાનું કામ હોય છે. પરંતુ સૌથી મહત્ત્વનું કેળવણીનું અંગ એ માણસને માણસ બનાવવાનું છે અને તેનું ચારિત્ર્ય ઉન્નત બનાવી તે સમાજનું ઉપયોગી અંગ થઇ પડે એવો તેને તૈયાર કરવાનું છે. એવા મહત્ત્વના અંગમાં તેનાથી બેદરકાર રહી શકાય તેમ નથી એટલે તેના ભણાવવાના કામમાં અને ચારિત્ર્ય ઘડવાના કામમાં તે જેટલી દક્ષતા રાખશે તેટલું પ્રજાનું જીવન ઉન્નત બનશે. અને ભલે હાલ તેની કિંમત ઓછી અંકાતી હશે તોપણ ભવિષ્યની પ્રજાના ઘડનાર તરીકે તેનું મૂલ્ય કોઇ રીતે ઓછું નથી એમ માની સ્વસંતોષથી તેઓ તથા જ્યાં સ્વતંત્ર ગ્રંથપાલો છે ત્યાં ગ્રંથપાલો આ પુસ્તકાલય પ્રવૃત્તિના કાર્યમાં સેવાભાવે પોતાનો ફાળો આપી, પ્રજાની મહાન સેવા બજાવશે એવી આશા રાખીએ તો તે અસ્થાને ગણાશે નહીં. પુરૂષ વાચકોની સંખ્યાના પ્રમાણમાં હજુ સ્ત્રી વાચકોની સંખ્યા બહુજ અલ્પ પ્રમાણમાં છે. ફરજીઆત કેળવણીનાં ૩૦ ત્રીસ વર્ષના સતત પ્રયાસ પછી પણ સ્ત્રી કેળવણીની દિશામાં હજુ આપણે જોઇએ તેવી પ્રગતિ બતાવી શકયા નથી. બાળ વર્ગમાં દાખલ થનાર પૈકી ૧૦૦ સો બાળકોમાંથી સારૂં લખી વાંચી જાણે એવા ૫૦ પચાસ ટકા છોકરાઓ મળી આવશે, પરંતુ સ્ત્રીની ટકાવારી હજુ ઘણી ઓછી છે અને તેને લઇને સ્ત્રી વાચકોની સંખ્યા પણ એટલાજ પ્રમાણમાં ઘણીજ ઓછી હોઇ કાંઇક નિરાશા ઉપજાવે તેમ છે. પુરૂષ અને સ્ત્રી એ રથનાં બે ચક્રો પૈકી એક ચક્ર નીચું રહેશે તો એ રથ ઘણી સરળતાથી ભાગ્યેજ ચાલી શકશે. એટલે એ દિશામાં ખુબ પ્રયત્ન કરીને આપણે એને સમાન સ્થિતિ ઉપર લાવ્યા સિવાય ચાલી શકે તેમ નથી. તેથી અત્રે પધારેલા સજ્જનોને ખાસ એટલી વિનંતિ છે કે તેઓ પોતાના ગામે સ્ત્રી કેળવણીની પ્રગતિમાં વધારે રસ લેતા થાય અને કન્યાઓ નિદાન ચોથા ધોરણ સુધી પોતાનો અભ્યાસ પૂરો કર્યા સિવાય ઉઠી ન જાય તેની કાળજી રાખે. શિક્ષકો અને ગ્રંથપાલો પણ પોતાના ગામની સ્ત્રી વસ્તીમાંથી જેટલાં ભણેલાં હોય તેમની યાદી તૈયાર કરી તેમને ઘેર પુસ્તકો મોકલી તેમને વાચનનો લાભ

આપવા પ્રયત્ન કરે અને આ રીતે સ્ત્રીઓ જો વાચનમાં રસ લેતી થશે તો સ્ત્રી કેળવણીનો પ્રશ્ન પણ આપોઆપ સરળ થઈ જશે. માટે આ દિશામાં સર્વ ભાઈઓ પોતાથી બનતી મદદ કરશે એવી આશા રાખવામાં આવે છે. જેમ જેમ કેળવણી વધતી જાય છે તેમ તેમ પુસ્તકોનો વધારો થોકબંધ થતો જાય છે, અને સાહિત્ય ખીલતું જાય છે, એ ખરેખર ખુશ થવા જેવું છે. બાળકો માટેના સાહિત્યમાં ઘણો સારો વધારો થતો જાય છે, તેમજ યુવકો અને કિશોરો માટે પણ અનેક જાતનું સાહિત્ય પ્રચારમાં આવતું જાય છે. એટલે શું વાંચવું અને શું ન વાંચવું એનો વિવેક કરવાની દરેક માણસને જરૂર છે. કેટલુંક સાહિત્ય એવું પણ પ્રગટ થાય છે કે જે બાળકોના હાથમાં મૂકતાં પહેલાં માબાપોએ અને ગ્રંથપાલોએ તથા શિક્ષકોએ વિચાર કરવાની જરૂર છે. સદ્‌ભાગ્યે આપણાં પુસ્તકાલયોમાં પુસ્તકોની પસંદગી કરતી વખતે હલકી જાતનાં પુસ્તકો પસંદ ન થાય તેની કાળજી રાખવામાં આવે છે, તો પણ સાહિત્ય એટલું વધતું જાય છે કે સારાસારનો વિચાર કરવાની દરેક વાચકને જરૂર છે. કોઈ પણ પુસ્તકાલયની ઇશ્યુબુક જોવામાં આવશે તો ઘણે ભાગે નવલકથાઓનીજ મોટી સંખ્યા જણાશે. નવલકથાઓ ન વાંચવી એમ કહેવાનો હેતુ નથી, સારી નવલકથાઓ ખરેખર માર્ગદર્શક હોય છે અને મનુષ્યનું જીવન ઘડવામાં તે મદદ રૂપ થઈ પડે છે; પરંતુ નવલકથાઓમાં વાંચનારનું ચિત્ત કથાના આગળના પ્રવાહ સાથે વધારે જોડાએલું રહેતું હોવાથી નવલકથાઓના વાચનનો પ્રવાહ અમુક વખતે અટકવો જોઈએ, એ જરૂરનું છે જીવન ચરિત્રો, વિજ્ઞાનને લગતાં પુસ્તકો, ધાર્મિક આખ્યાનો, સામાજિક રિવાજો તથા તેને સુધારવાના પ્રયત્નને લગતાં પુસ્તકો તથા દેશની આર્થિક સ્થિતિ સુધારવા શા પ્રયત્નો થવા જોઈએ, તેવી ચર્ચા કરતાં પુસ્તકોના વાચકોની સંખ્યામાં વધારો થતો જાય તે દરેક ગ્રંથપાલે જોવાની જરૂર છે. તે દિશામાં તેનો પ્રયત્ન ચાલુ રહે તો અનેક જાતનો ફાયદો થવાનો સંભવ છે. આ ઉનાળાના સમયમાં જે ગૃહસ્થો પાણીની પરબો મંડાવે છે તેમને આપણે ધન્યવાદ આપીએ છીએ, અને પાણીની પરબોનો જે લોકો આશ્રય લઈ પોતાની તરસ છીપાવે છે તેઓ તે પરબ મંડાવનારને પૂર્ણ આશિષ આપે છે. આ શારીરિક તરસ છીપાવવાની પરબ મંડાવનાર જ્યારે ધન્યવાદને પાત્ર છે તો આધ્યાત્મિક તૃપ્તિ આપનાર તેમજ જ્ઞાનની પરબ મંડાવનાર અને તે પરબનું પાણી હમેશાં ચાલુ રહે તેવી યોજના કરનાર શ્રીમંત મહારાજા સાહેબને આપણે જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. તેમના આ સ્તુત્ય કામમાં પ્રજાએ ખૂબ સહકાર આપી આ જ્ઞાનગંગાના પ્રવાહનો લાભ જેમ બને તેમ લોકો વધારે લેતા થાય તેવો પ્રયત્ન કરવો એ આપણા પોતાના જ સ્વાર્થની વાત છે. મારે પુસ્તકાલયોનાં બજેટ વગેરે કરવામાં શિક્ષકોને તથા ગ્રંથપાલોને કેટલેક સમયે હજી જે મુશ્કેલી પડે છે તે મુશ્કેલી હવે પડવી ન જોઈએ. દાનની દિશા બદલવાનો સમય હવે આવી લાગ્યો છે. પોતાના વૃદ્ધ માતાપિતાનાં બારમાં તેરમાં પાછળ ખૂબ ખર્ચ કરનારને પ્રથમ જે મહત્તા મળતી હતી, તેવી મહત્તા હાલ ડાહ્યા માણસો એવા ખર્ચ કરનારને હવે આપતા નથી. તેને બદલે શાળાઓ બંધાવવા, કુવા બંધાવવા, પુસ્તકાલયો બંધાવવા તથા તેની રકમો નિભાવવા

મદદ આપવી વગેરે લોકહિતના કાર્યમાં જેઓ મદદ કરે છે, તેઓના દ્રવ્યનો વધારે સદુપયોગ થાય છે, એમ હવે પ્રજા માનતી થતી જાય છે એટલે હવે નકામા ખર્ચમાં પૈસાનો વ્યય ન કરતાં દાનની દિશા બદલી આવાં સતકાર્યમાં મદદ આપવામાં આવે તો સરકારનું કામ પણ વધારે સરળ થાય અને જે ઉદ્દેશથી આ પ્રયત્ન શરૂ થયો છે, તે ઉદ્દેશ સફળ થાય એ દેખીતું છે. માટે પુસ્તકાલયરૂપી જ્ઞાનની પરબોને સતત ચાલુ રાખવામાં સજ્જનો પોતાનો બનતો ફાળો આપશે એવી વિનંતિ છે. પુસ્તકાલયોનાં મકાનો સંબંધી થોડો વિચાર કરવાની જરૂર છે. પુસ્તકાલયો માટે સ્વતંત્ર મકાન ઘણાં જ થોડાં છે. પુસ્તકાલય માટેનું મકાન એકંદરે એવું સગવડવાળું હોવું જોઈએ, કે ત્યાં બેસી બે ઘડી જ્ઞાન સાથે આનંદ લેવાનું મન થાય. ઘણે સ્થળે શાળા માટે સારાં મકાનો હોતાં નથી ત્યાં તેમાં જ પુસ્તકાલય હોય તો તેનો જેવો ઉપયોગ થવો જોઈએ તેવો થઇ શકે નહીં. માટે ગામના ગૃહસ્થોએ શાળા અને પુસ્તકાલય માટે સારાં મકાનની વ્યવસ્થા કરી આપવી એ ઘણું જ જરૂરનું છે. બાળકો ગમે તેવા મકાનમાં પાંચ છ કલાક ગોંધાઇ રહે એ બીલકુલ ઇચ્છવાજોગ નથી. તેથી પોતાનાં જ બાળકોની ઉન્નતિનું સ્થાન જે નિશાળ અને પુસ્તકાલય તે મંદિર જેટલાં પવિત્ર ગણવાં જોઇએ, અને તે ખરેખર સરસ્વતીદેવીનાં મંદિરો હોવાથી તેમાં જેટલી સ્વચ્છતા અને પવિત્રતા જળવાશે તેટલા પ્રમાણમાં આપણા આચારવિચારની શુદ્ધિ થશે. આ દિશામાં જેટલો પ્રયત્ન થશે તેટલો આવકારદાયક લેખાશે. છેવટે એક સૂચના કરી આપણું આજનું વ્યાખ્યાન સમાપ્ત કરીશું. જે પુસ્તકાલયોનાં બજેટ નાનાં હોય તેમને ત્યાં પૂરતા પ્રમાણમાં સારાં પુસ્તકો ન હોય એ સંભવિત છે. તેવાં પુસ્તકાલયો નજીકનાં મોટાં પુસ્તકાલયોમાંથી સારાં પુસ્તકોની પેટીઓ મંગાવવાનો પ્રબંધ કરે તો થોડે ખર્ચે નાનાં ગામોને સારો લાભ મળી શકે એમ મારું માનવું છે. આ દિશામાં ઉત્સાહી શિક્ષકો અને ગ્રંથપાલો બનતો પ્રયત્ન કરશે એવી આશા રાખી આપે સર્વેએ જે શાંતિ રાખીને સાંભળ્યું છે તે માટે આપનો આભાર માની મારું વક્તવ્ય પુરૂં કરૂં છું. ”

પ્રમુખશ્રીનું ભાષણ પુરૂં થતાં સાક્ષર શ્રી. રમણલાલ રચિત **‘લાલા પટેલની લાયબ્રેરી’** ના બોધપ્રદ સંવાદના બે પ્રવેશ વિદ્યાર્થીઓએ ભજવી બતાવ્યા. બે પ્રવેશની વચમાં રખાયલો **‘ કેમ કરી ટેકરા ચઢાય રે ઉંચા ’** એ લોકગીતના કાર્યક્રમને સ્થાન અપાયું હતું. બાળાઓનો એ લોટા–રાસ પણ મઝાનો હતો. સંવાદ–રાસના એ કાર્યક્રમ પછી પરિષદને સફળતા ઇચ્છનારા બે શુભેચ્છકોના સંદેશા સ્વાગત પ્રમુખે વાંચી સંભળાવ્યા. પૈકી શ્રી મોતીભાઇ અમીનનો સંદેશો પ્રેરણાત્મક હોઇ તેના મહત્ત્વના ભાગને અત્રે ઉતારી લેવાનું ઉચિત ગણ્યું છે;—

“ × × વડોદરા રાજ્યમાં પુસ્તકાલયો સ્થાપવાનું, અને તેનો લાભ લેવાનું જેટલું સ્હેલું શ્રીમંત સરકારે કરી આપ્યું છે, તેટલું સ્હેલું એ કામ છે એમ આપણે સમજ્યા નથી. સમજ્યા હોત તો જે યોજનાને અંગે બમણી મદદ મળે અને એ બધી જ રકમ આપણે પોતાને હાથે ખર્ચવાની અનુકૂળતા હોય છતાં કસ્બા પુસ્તકાલયો ને ગ્રામ પુસ્તકાલયો મદદ મળવાની યત્તા જેટલી પણ રકમ મેળવી ન શકે એ

કોઇ પણ કરવાના વા મહાલના કાયકર્તાઓ માટે અભિમાનનો વિષય ન ગણાય. નદીમાં પાણી સુકાઇ જાય ત્યારે તેનું ભારે દુઃખ ગરીબ લોકોને ભોગવવાનું હોય છે. સરકારમદદ જ્યારે બંધ થશે કે ઓછી થશે ત્યારે એ આફત ગરીબ ગામોની ઉપર વધારે દુઃખરૂપ થઇ પડશે. માટે હજી વખત છે. સરકારની ઉદાર મદદ સને ૧૯૧૧-૧૨ માં જે મળતી તેટલી જ ઉદારતાથી આજે પણ મળે છે. દહેગામ મહાલનું એક પણ શાળાવાળું ગામ પુસ્તકાલય વા વાચનાલય વિનાનું ન રહે અને દરેક ગામમાં ભણેલાં સ્ત્રી પુરૂષો પુસ્તકાલય કે વાચનાલયનો થોડો ઘણો લાભ લીધા વિના ન જ રહે એ જોવાની જવાબદારી જેટલી કેળવણી ખાતાના અધિકારીઓ ને શિક્ષકોની છે, તેટલી જ મુલકી ને ન્યાય ખાતાના અમલદારો તથા તેમના કારકુનોની —ખાસ કરીને દહેગામ મહાલના વકીલો ને ગામડાના તલાટીઓ તથા મુખીઓની છે, એમ જ્યારે સર્વ કોઇ સમજશે ત્યારે જ શ્રીમંત મહારાજા સાહેબનો પ્રજામાં જ્ઞાનનો પ્રચાર કરવાનો ઉદ્દેશ સહેલાઇથી પાર પડશે. મહાલના અધિકારીઓ આવાં શુભ કામમાં એકબીજાની સાથે સહકાર સાધે, ગામડાંની ગરીબ પ્રજા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે અને પ્રજાકલ્યાણનાં આ પ્રકારનાં શુભ કાર્યોમાં પૂરેપૂરી સહાય આપે તો દહેગામ મહાલ રાજ્યના બીજા મહાલોની બરોબરી જરૂર કરી શકે. લોકો અનેક રીતે બીજી બાબતોમાં ખર્ચ કરે છેજ; અજ્ઞાનના કારણે અનેક પ્રકારના દંડ ભોગવે છે. એટલે આવી ભોળી અજ્ઞાન પ્રજાને આગળ લાવવા રાજ્યના સુશિક્ષિત અને કાર્યદક્ષ આગેવાનો—અમલદારો—થોડોક પ્રયત્ન આ દિશામાં કરે તો અજ્ઞાનરૂપી અંધકાર જરૂર દૂર થશે અને લોકો ઘણી બાબતોથી જાણીતા થઇ અજ્ઞાન વહેમ અને ગરીબાઇમાંથી કંઇક અંશે મુક્ત થશે. × × "

બીજો સંદેશો પુસ્તકાલયખાતાના મુખ્ય વ્યવસ્થાપક શ્રી વાકનીસ સાહેબનો હતો.

એ પછી ઠરાવોનું કામ હાથ ધરવામાં આવ્યું ને પ્રજોપકારક પુસ્તકાલય પ્રવૃત્તિને દાખલ કરવા તથા ઉદારતાથી નિભાવવા માટે શ્રીમંત રાજપિતાનો આભાર માની તેઓશ્રીનું દીર્ઘાયુ ઇચ્છવાનો ૧ લો, તથા પ્રમુખાદિના આભાર માનવાના છેલ્લા બે ઠરાવ મળી કુલ ૧૧ ઠરાવો પસાર કરવામાં આવ્યા. ઉપરોક્ત ત્રણ ઠરાવો બાદ જતાં બાકીના ૮ ઠરાવો નીચે પ્રમાણેઃ—

## ઠરાવોઃ

**ઠરાવ ૨ જો :**—દહેગામ મહાલમાં ૧૫* ગામે શાળાઓ હોવા છતાં પુસ્તકાલયો ઉઘડયાં નથીઃ તો તે ગામોએ પુસ્તકાલયો ખોલાય તેવી તજવીજ કરવાની જરૂર પડયે સભ્યો વધારવાની સત્તા સાથે નીચેના ગૃહસ્થોની સમિતિ નીમવામાં આવે છેઃ—

* સદર ગામ નીચે પ્રમાણેઃ—(૧) આલમપુર (૨) કઠોદરા (૩) ગીયોડ (૪) ધણપ (૫) જખોરા (૬) જાળીયાના મઠ (૭) દરોલા (૮) નાના જદુંદ્રા (૯) પાલજ (૧૦) લવારપુર (૧૧) વડવાસા (૧૨) વાસણા ચોધરી (૧૩) શહાપુર (૧૪) સીડોલી મોટી (૧૫) સલાટપુર.

## સમિતિ

મે. મહાલ વહિવટદાર સાહેબ
મે. મહાલ શાળાધિકારી સાહેબ
રા. રા. મણિભાઇ ચતુરભાઇ અમીન
રા. ચીમનલાલ નહાલચંદ શાહ
રા. શંકરલાલ અમૃતલાલ
રા. રામદાસ વહાલદાસ
રા. મરઘાભાઇ ત્રિકમભાઇ
રા હિંમતલાલ હરિભાઇ
રા. ત્રિકમભાઇ જગજીવનદાસ
રા. ભગવતીશંકર બાપુલાલ જોશી

દ. મૂ. શિવાભાઇ સુખરામ કડવાડા અ. આ. શંકરલાલ અમૃતલાલ ઠાકર, સાંપા

ઠરાવ ૩ જો :—મહાલનાં પુસ્તકાલયોને વ્યવસ્થિત બનાવવા માટે બીજા મહાલોમાં છે, તેમ દહેગામ મહાલમાં પણ માનદ પ્રચારક હોવાની આવશ્યકતા આ પરિષદ સ્વીકારે છે, અને એ કામ સેવાભાવે કરવાની તત્પરતા આ પરિષદમાં પધારેલા શિક્ષક પ્રતિનિધિઓ પૈકી કોઇ ઉત્સાહી ભાઇ દર્શાવે એમ આ પરિષદ ઇચ્છે છે.

દ. મૂ. હિંમતલાલ હરિભાઇ, પાલજ અ. આ. છબાભાઇ વરઘભાઇ, જલુંદરા

ઠરાવ ૪ થો :—પુસ્તકાલયોનાં પુસ્તકનું સરળ પદ્ધતિએ વર્ગીકરણ થઇ જવાની જરૂર આ પરિષદ સ્વીકારે છે, અને આ મહાલનાં પુસ્તકાલયોનું એ કામ જેમ બને તેમ જલદી-નિદાન વેકેશન દરમ્યાન પુરૂં કરી નાખવાની મંત્રી તથા ગ્રંથપાલ ભાઇઓને વિનંતિ કરે છે.

દ. મૂ. પ્રભાશંકર બાઇશંકર, પ્રાંતીયા અ. આ. ત્રિકમલાલ જગજીવનદાસ, ચીસોડા

ઠરાવ ૫ મો :—આ મહાલનાં પુસ્તકાલયોને વધારે સારી રીતે ખીલાવી શકાય એ માટે ચોથા ભાગીદાર તરીકે ગ્રા. પં. ને ભેળવવા ઠરેલું છે. છતાં પણ ઘણી ગ્રામપંચાયતો પોતાનાં ગામોનાં ગ્રામ પુસ્તકાલયોને જોઇતી મદદ આપતી નથી. તેથી આ પરિષદ સર્વ ગ્રામપંચાયતોના અધ્યક્ષો અને રા. રા. મહાલ વહિવટદાર સાહેબને ભલામણ કરે છે કે આવતા વર્ષથી એકે એક ગ્રામ પુસ્તકાલયને ગ્રામ પંચાયતની નિયમ પ્રમાણે મદદ મળે તેવો પ્રબંધ કરી આપવો.

દ. મૂ. ચીમનભાઇ નહાલચંદ, દહેગામ અ. આ. મનસુખલાલ શંકરલાલ

ઠરાવ ૬ ઠ્ઠો :—ગ્રામ પુસ્તકાલયો નિભાવવા માટે આ મહાલના પટેલ તલાટીઓ સારો સહકાર આપે તે પ્રમાણેનો પ્રબંધ થવા આ પરિષદ લાગતાવળગતા અમલદાર વર્ગને આગ્રહ-ભરી ભલામણ કરે છે.

દ. મૂ ચીમનભાઇ નહાલચંદ, દહેગામ અ. આ. મણિભાઇ ચતુરભાઇ અમીન, દહેગામ

ઠરાવ ૭ મો :—મહાલ પુસ્તકાલય મંડળ તથા જુથમંડળો વ્યવસ્થિત રીતે કાર્ય કરતા બની જાય એમ આ પરિષદ ઇચ્છે છે, અને તે માટે મહાલ મંડળનું નીચે પ્રમાણે કાર્યવાહક મંડળ નીમવામાં આવે છે:—

પ્રમુખ:—શ્રી. મણિભાઇ ચતુરભાઇ અમીન ઉપપ્રમુખ:—રા. રા. મહાલ શાળાધિકારી સાહેબ
મંત્રીઓ:—દહેગામ કસ્બા પુસ્તકાલયના મંત્રીઓ.
સભ્યો :—પ્રાંતીઆ જુથમંડળના મંત્રી,
નાંદોલ જુ. મં. ના મંત્રી,
ધમીજ જુ. મં. ના મંત્રી,
સાંપા જુ. મં. ના મંત્રી
સિંહોલ મોટી જુ. મં. ના મંત્રી,
પાટણાકુવા જુ. મં. ના મંત્રી,
વાસણા રાઠોડ જુ. મં. ના મંત્રી
આલીઆ જુ. મં. ના મંત્રી
પાલજ પુ૦ ના મંત્રી,
ઇસનપુર પુ૦ ના મંત્રી,
કરોલી પુ૦ ના મંત્રી
શિવશંકર સુખરામ,
ધણપ વા૦ ના મંત્રી:
ઉદણ પુ૦ ના મંત્રી,
મોટા જલુંદરા પુ૦ ના મંત્રી,
છાલા પુ૦ ના મંત્રી

દ. મૂ. તુલસીદાસ જીવરામ, ધણપ અ. આ. છબાભાઇ વરઘભાઇ, જલુંદરા

ઠરાવ ૮ મો :—વડોદરા રાજ્યના દરેક ગામે પુસ્તકાલય ન થઇ શકે તો નિદાન વાચનાલયો તો હોવાં જ જોઇએ એમ આ પરિષદ માને છે. એટલે જો કોઇ પણ શાળા વિનાના ગામે ઉત્સાહી ગૃહસ્થો રૂ. ૧૦) એકઠા કરીને પુસ્તકાલય ખાતા તરફ મોકલે તો તે ગામોએ વાચનાલયો કાઢી આપવા આ પરિષદ પુસ્તકાલય ખાતાને આગ્રહભરી વિનંતિ કરે છે.

દ. મૂ. કેશવલાલ નરસિંહદાસ અ. આ. ભગવતીશંકર બાપુલાલ, બારીઆ

ઠરાવ ૯ મો :—રાજ્ય પુ૦ મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાનો લાભ લેવા-લેવડાવવાની આ પરિષદ સર્વ કોઇને આગ્રહભરી ભલામણ કરે છે, એટલુંજ નહિ પણ આ મહાલ પૂરતી એવી પરીક્ષાની યોજના કરવા મહાલ પુ૦ મંડળના વ્યવસ્થાપકોને પણ ભલામણ કરે છે.

—પ્રમુખસ્થાનેથી.

ઉપરના ઠરાવો પૈકી ઠરાવ નં. ૫ અને ૮ ઉપર શ્રી રાંગણેકર સાહેબે ખુલાસારૂપે બોલવાની તક લીધી હતી. પાંચમા ઠરાવની ઇબારત પર બોલતાં તેમણે સભાસદોનું ધ્યાન ખેંચ્યું હતું કે "ગ્રામ પંચાયતની મદદ આપવાનું ધોરણ પ્રાંત પંચાયતની મદદના જેવું ફરજિયાત નથી પણ મરજિયાત છે, એટલુંજ નહિ પણ ગ્રામ પંચાયતોએ મરજિયાત કરવાનાં કામો પૈકીનું એક કામ પુસ્તકાલયોને મદદ આપવાનું હોઇ મરજિયાત કામો માટે રખાતી ૧૦ ટકાની રકમમાંથીજ મદદ મળી શકે." શાળા વિનાનાં ગામોને પણ વાચનાલયનો લાભ આપવા સંબંધીના ૮ મા ઠરાવ પર બોલતાં તેમણે કહ્યું કે "ઠરાવની વિરોધમાં મારે કંઇ બોલવું નથી. ઠરાવમાં કરાયલી વિનંતિ સ્વીકારી લેતાં છતાં જણાવું છું કે **અતિ સર્વત્ર વર્જયેત્** એ સત્રાનુસાર કોઇને કોઈ ઠેકાણે મર્યાદા મૂકવાની હરેક તંત્રને જરૂર પડે છેજ. તેજ ધોરણે પુ૦ ખાતાને પણ હાલની નીતિ ( શાળા વિનાનાં ગામોને વાચનાલયો નહિ આપવાની ) અખત્યાર કરવી પડી છે. છતાં આ પરિષદના પ્રમુખ શ્રી વિભાગ વિદ્યાધિકારી સાહેબની એવા કોઇ ગ્રામ માટે જો ભલામણ આવશે તો તેને એ લાભ આપવાનો વિચાર થશે."

ઠરાવો પછી કાર્યક્રમમાં પ્રાસંગિક વિવેચનોને સ્થાન હોઈ દહેગામ કસ્બા પુસ્તકાલયના ઉત્સાહી મંત્રી શ્રીયુત ચીમનલાલ શાહ તેમજ ગ્રંથપાલ શ્રીયુત નટવરલાલ જોશીએ પોતાનાં નિબંધરૂપ લખાણો વાંચ્યા હતાં, જે બન્ને વિવિધ હકીકતોથી ભરપૂર હોઇ સુશ્રાવ્ય હતાં. રા. પુ. મંડળના મંત્રી રા. કાશીવાળાએ તથા સહમંત્રી શ્રીયુત ચોકસીએ પણ પ્રસંગોચિત વિવેચનો કર્યાં હતાં. સિવાય, તેરમી શિષ્ટવાચનની પરીક્ષામાં ઇનામને પાત્ર ઠરેલી કાન્તાબેન નામની ( સિદ્ધપુરથી બેઠેલી ) એક બેનને ઇનામનો રૂ. ૧) પ્રમુખને હસ્તે અપાવવાની તક લેવાઈ હતી. અંતે, પ્રમુખશ્રી તરફે ઉપસંહારનું ઔપચારિક અલ્પ વિવેચન, તથા પરસ્પર આભારપ્રદર્શનના છેલ્લા બે ઠરાવોનું કામ પાર પડતાં હાર કલગી વહેંચાયાં ને તે પછી રાજગીત ગવાઇને પરિષદનું કામ ૭ વાગે નિર્વિઘ્ને ખલાસ થયું.

—:o:—

# પુસ્તક પરિચય

૧ **ગુરૂને કાજે:**—લેખક અને ચિત્રક ઉમિયાશંકર ઠાકર, શ્રી ગીતામંજરી ગ્રંથાવલિ કાર્યાલય, ધોરી ફળીઉં, આણંદ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, કાચું પૂઠું, પાન ૮૦; મૂલ્ય ૬ આના.

પુસ્તકના નામ ઉપરથી સૂચિત થાય છે તે પ્રમાણે આ પુસ્તકમાં ગુરૂ માટે અને ગુરૂની આજ્ઞાથી કરેલાં યાદગાર સંસ્મરણો એકત્ર કરવામાં આવ્યાં છે. એકંદર ૨૩ દૃષ્ટાંતો આપેલાં છે. દરેક વાર્તા એકએકથી ચઢી જાય એવી છે. બાળકોમાં ઉત્સાહ, ગુરૂ પ્રેમ, સાહસ વૃત્તિ વગેરે ઉત્પન્ન કરવા માટે તેમજ તેમનાં ચારિત્ર્ય ઘડવા માટે આવાં પુસ્તકો બહુ ઉપયોગી થઈ પડશે. શ્રીકૃષ્ણ ઉપમન્યુ, શુક્રાચાર્યના શિષ્ય, છત્રપતિ શિવાજી, સંત કબીરજી, વાઘણનું દુધ, કુમારપાળ, ભોળાનાથની ગુરૂભક્તિ; ગોરખનાથ, કમળનું પુષ્પ, ભીલકુમાર એકલવ્ય વગેરે અચળ ગુરૂભક્તિના નમુના છે. શાળામાં આવાં પુસ્તકો વંચાવવાં જોઈએ. બાલ પુસ્તકાલયો પણ ખરીદી બહોળો પ્રચાર કરે.

૨ **નૌજવાન સુભાષ:**—લેખક ગુણવંત આચાર્ય; પ્રકાશક, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય ગાંધી રસ્તો, અમદાવાદ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૦૭; કાચું સચિત્ર પૂઠું.

હરિપુરાની ૫૧ મી મહાસભાના અધિવેશન સમયે પ્રમુખશ્રીનાં જે જીવનવૃત્તાંતો પ્રસિદ્ધ થયાં છે તેમાં ભાઈ ગુણવંત આચાર્યનું જીવનચરિત્ર વધારે સવિસ્તર હશે. આમાં બાળપણથી માંડીને અત્યારસુધી એમના જીવનની બધી બાબતો બહુ સરળ ભાષામાં આપી છે. ક્યાં ક્યાં વર્ષોમાં એમણે ખાસ કામ શું શું કર્યું તે જીવનવાટમાં છેડે આપેલું છે. હિંદી સિવિલ સરવિસ જેવી ભારે નોકરી મૂકી દઈ જનસેવા અર્થે જીવન અર્પનાર અને તેને અંગે જેલનિવાસ, હિંદમાંથી દેશપારી વગેરે સ્વીકારનાર બાબુ સુભાષચંદ્રનું ચરિત્ર યુવકોએ ખાસ વાંચી મનન કરી આચરણમાં ઉતારવું જોઈએ. હિંદનું ભાવિ એક વર્ષ માટે એમના નેતૃત્વ નીચે મુકાયું છે. પ્રજાપ્રેમ જેમ એમનામાં છે તેમ આટલી નાની વયે મહાસભાના પ્રમુખ તરીકે ચુંટવામાં હિંદભરની પ્રજાએ પણ પોતાનો અલૌકિક પ્રેમ એમની તરફ જણાવ્યો છે. આવાં પુસ્તકોની ભલામણ કરવાની હોય જ નહિ. આવાં પુસ્તકો જેમ વધારે વંચાય એમ ફાયદો થશે. રાષ્ટ્રીય મહાપુરૂષોનાં જીવનવૃત્તાંતોમાંથી બહુ બોધપાઠો લેવાના જડી આવશે. પંડિત જવાહરલાલ નહેરુની માફક યુવકો સુભાષબાબુ પછવાડે મરી ફીટે છે. સુભાષબાબુનો એક શબ્દ એ યુવકોને મન આજ્ઞારૂપ છે. એમની આપવીતી પણ એવો જ આપભોગ રજુ કરે છે. રાષ્ટ્ર માટે સહન કરવામાં એમણે બાકી નથી રાખી. આ બધી બાબતો આ પુસ્તકમાં બહુ જ સુંદર રીતે ચર્ચી છે

૩. **મથુરાનો સિંહધ્વજ:**—લેખક આચાર્ય વિજયેન્દ્રસૂરિ; પ્રકાશક યશોવિજય ગ્રંથમાળા; હેરિસરોડ, ભાવનગર; ૧૯૩૭; પાન ૬ + ૪૨; કાચું પૂઠું, સચિત્ર, રૉયલ અષ્ટપેજી; મૂલ્ય રૂ. ૧.

શ્રી. ત્રિભોવનદાસ શાહના "પ્રાચીન ભારત"માં આ સ્તૂપ જૈનોનો હોવાનું જણાવવાથી આચાર્યનું પોતાનું મંતવ્ય એ સ્તૂપ બૌદ્ધોનો હોવાનું હોવાથી એમણે માદીમાં જણાવેલાં પુસ્તકો ઉપરથી સપ્રમાણ સાબીત કર્યું છે કે એ સ્તૂપ જૈનોનો નહિ પરંતુ બૌદ્ધોનો છે. ડૉ. ટેસીટોરી, ડૉ. હીરાનંદ શાસ્ત્રી; ડૉ. દેવદત્ત ભંડારકર, ઇ. જે. રેપ્સન, એન. કે. ભટ્ટાશાલી વગેરે જૈન અને બૌદ્ધ સાહિત્યોના નિષ્ણાતોના મતો પણ મેળવી તે પણ છેવટમાં છાપી પોતાનું મંતવ્ય સપ્રમાણ સિદ્ધ કરી બતાવ્યું છે. પુસ્તક ત્રણ વિભાગમાં છે. પહેલામાં મથુરામાં સંસ્કૃતિ, શિલાલેખની માહિતી, મૂળ શિલાલેખ, મૂળ, ગુજરાતી, હિંદી તથા અંગ્રેજી અનુવાદો આપી બીજા ભાગમાં પોતાનાં આધારભૂત પુસ્તકો જોડે ડૉ. શાહના મંતવ્યની સમીક્ષા કરી છે અને ત્રીજા ભાગમાં પાશ્ચાત્ય તેમ જ હિંદના પ્રખર વિદ્વાનોના અભિપ્રાયો ટાંકી પોતાનું મંતવ્ય સપ્રમાણ ખરૂં છે એમ સિદ્ધ કરી બતાવ્યું છે.

કસ્બા પુસ્તકાલયો તેમ જ જૈન વસ્તી વધારે હોય ત્યાંનાં પુસ્તકાલયો જરૂર ખરીદે. યશોવિજય ગ્રંથમાળાનું આ ૧૪૦ મું પ્રકાશન છે.

૪. **મહાક્ષત્રપ રાજા રૂદ્રદામાઃ**—લેખક આચાર્યશ્રી વિજયેન્દ્રસૂરિ; પ્રકાશક યશોવિજય ગ્રંથમાળા, હેરિસ રોડ, ભાવનગર; રૉયલ ૮ પેજી, પાન ૧૦+૮૨; કાચું પૂઠું, સચિત્ર, ૧૯૩૭; મૂલ્ય રૂ. ૨–૦–૦.

સદર ગ્રંથમાળાનું આ ૧૩૯ મું પ્રકાશન છે. ઉપરના પુસ્તક માફક જ આ પુસ્તક ઉદ્ભવ્યું છે. ડૉ. ત્રિભોવનદાસ શાહે લખેલી હકીકત વાસ્તવિક નથી એ આ પુસ્તક ઉપરથી લેખકે સિદ્ધ કરી બતાવ્યું છે. આ પુસ્તક કાળકાચાર્ય, મહાક્ષત્રપ નહપાન, મહાક્ષત્રપ ભૂમક વગેરે સંબંધી ઘણી નવી માહિતી આપે છે. જૈન ઇતિહાસ ઉપર આ પુસ્તક ઘણુ સારૂં અજવાળું પાડે છે. આ પુસ્તક બે વિભાગમાં છે. પહેલામાં રાજા રૂદ્રદામા; શક જાતિનું મૂળ, ભારતમાં આગમન, રાજા રૂદ્રદામાનો રાજ્ય અધિકાર, સુદર્શન તળાવ, શિલાલેખ, મૂળ સંસ્કૃત, ગુજરાતી હિંદી અનુવાદ અને અંગ્રેજી તરજુમો બધું આપેલું છે. ચેષ્ટન કોણ હતો તેનો પણ સપ્રમાણ પુરાવો આપ્યો છે. પોતાનાં પ્રમાણો ક્યાં ક્યાં પુસ્તકોમાંથી લીધાં છે તેની એક યાદી શરૂઆતમાં આપી છે. તેમાં સંસ્કૃત, અંગ્રેજી, ગુજરાતી તેમ જ હિંદી પુસ્તકો જણાય છે. શિલાલેખનું ભાષાંતર પણ બહુ સવિસ્તર લીટીએ લીટીનું આપ્યું છે. પુરાતત્ત્વવિદોને તેમ જ જૈન ઇતિહાસના અભ્યાસીઓને આ પુસ્તક બહુ ઉપયોગી થઇ પડી સારી માહિતી આપશે. જૈનો તથા પુસ્તકાલયો વધાવી લે.

૫. **વિહાર દિગ્દર્શન ભા. ૧ લોઃ**—મુનિશ્રી પ્રિયંકરવિજયજી; પ્રકાશક શા. સોમચંદ જેસિંગદાસ, મહેસાણા—ગુજરાત; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૪૨ કાચું પૂઠું, સચિત્ર, મૂલ્ય રૂ. ૧–૧૦–૦.

મુનિરાજશ્રી પ્રિયંકરવિજયજીએ પોતે મુંબાઇથી આગ્રારોડ પગ રસ્તે મુસાફરી કરેલી તે વખતે તેમણે જે અનુભવ્યું તથા જોયું તે હિંદી ભાષામાં સપ્રમાણ ગ્રંથ તરીકે અત્રે પ્રકાશિત કર્યું છે. મુંબાઇથી શાહપુર માઈલ ૫૫ થાય ત્યાં પહેલો મુકામ કરેલો. એટલે મુંબાઇથી વચ્ચે આવતાં ભાયખલા, કુર્લા, ઘાટકોપર, ભાંડુપ, થાણા, ભીમડી, પરથા અને શાહપુર દરેક વચ્ચે કેટલું અંતર છે, ત્યાં શ્રાવકનાં ઘર કેટલાં છે, મંદિર તથા ઉપાશ્રય દરેક ઠેકાણે કેટલાં છે તેની માહિતી સવિસ્તર આપી છે. શ્રાવકોને તો આ પુસ્તક ધાર્મિક દૃષ્ટિએ ઘણું જ ઉપયોગી છે. તેમ અન્ય મુસાફરોને પણ થોડી ઘણી ઉપયોગી માહિતી મળી રહેશે જ. આગ્રા પહોંચતાં સુધીમાં વચમાં જે જે જગ્યાઓ આવી તે દેશી રાજ્ય છે કે અંગ્રેજી, ત્યાં કોની કેટલી સત્તા છે, વગેરે ઉપયોગી માહિતીથી આ પુસ્તક ભરપૂર છે. આપણે સાંભળ્યાં પણ ના હોય એવાં ગામોનાં નામો માહિતી સાથે મળે છે. પ્રવાસના પુસ્તક તરીકે ઘણું જ ઉપયોગી, ઉત્તેજનને લાયક છે. આ જ પ્રમાણે અન્ય દિશાઓના પ્રવાસની હકીકત પણ મુનિરાજો પગપાળા જતા હોવાથી નોંધ રાખી ફુરસદે પ્રસિદ્ધ કરે તો સમાજને બહુ ઉપયોગી થઇ પડશે. પુસ્તકાલયો તો આવાં પુસ્તકો વગર લુખાં જ લાગે.

**૬. બાળ પાઠય પોથી:**—યોજક, જયેન્દ્રરાય ભગવાનલાલ દુરકાળ; પ્રકાશક, શ્રી વિઠ્ઠલદાસ ઠાકોરદાસ હિન્દુ ગુરૂકુળ, સુરત; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૬૦; મૂલ્ય ૨ આના; કાચું પૂઠું.

સનાતન ધર્મ શિક્ષણ મંડળ તરફથી અઠવા લાઇન્સમાં પોતાના જ મકાનમાં શરૂ થએલા આ ગુરૂકૂળમાં સનાતન ધર્મનું શિક્ષણ છાત્રોને વિદ્વાન અને અનુભવી શિક્ષકો દ્વારા આપવામાં આવે છે. તેનાં મુખ્ય અધિષ્ઠાતા ભાઈ જયેન્દ્રરાય ગુજરાતી આલમના પરિચિત છે. આમાં ત્રીસ ક્રમાંકમાં મંગળ-સ્તવન, ગણેશ સ્તવન વગેરે પ્રાથમિક સ્તવનોથી શરૂ કરી, કર્મ, ભક્તિ, જ્ઞાન, ધર્મ, વણિકધર્મ, સદાચાર, નારીધર્મ, યજ્ઞ, શૌચ, વર્ણ વ્યવસ્થા, આશ્રમ, બ્રાહ્મણ, રાજધર્મ, પ્રકીર્ણ વગેરે બાબતો સૂક્ષ્મરૂપે, મૂળ સંસ્કૃત ગુજરાતી ભાષાંતર સાથે પ્રસિદ્ધ કરી છે. કાર્યની શરૂઆતમાં આ પુસ્તક ઉપયોગી થઇ પડશે. બાળકોને આચાર વિચાર તથા ધર્મનું શિક્ષણ આપવાની આવશ્યકતા છે.

**૭. વિભંગ કળા:**—લેખક દુર્ગેશ શુકલ; પ્રકાશક નવયુગ પુસ્તકાલય ભંડાર, રાજકોટ કાઠીઆવાડ; ક્રાઉન ૧૬ પેજી, ૧૯૩૭; પાન ૬ + ૩૦૨; કાચું પૂઠું, મૂલ્ય રૂ. ૧-૪-૯; પાકું પૂઠું રૂ. ૧-૮-૦.

નવયુગ ગ્રંથમાળાના છઠ્ઠા વર્ષના ૩ જા પુસ્તક રૂપે આ નૃત્યકળાને લગતું વાર્તાનું પુસ્તક પ્રસિદ્ધ થાય છે.

આ પુસ્તકમાં આધુનિક યુવક જગતની ઘણી સારી માહિતી આપી છે. વિરાટ તથા પંચવદન વિભંગકલા નૃત્ય જોતાં નાટયગૃહમાં છે ત્યાં પંચવદન ચંદ્રિનું નૃત્ય જોઇ એકદમ ઉશ્કેરાઇ જાય છે અને એના તરફ પ્રેમમાં ખેંચાય છે. આધુનિક

સમયમાં નૃત્ય તરફ લોકઅભિરૂચિ જાગૃત થઇ છે. સારાં સારાં શ્રીમંત કુટુંબોની કુમારિકાઓ આ વિષે ખાસ શિક્ષણ લે છે. પહેલાં આપણા હિંદુસ્તાનમાં પણ નૃત્યકળા હતી જ. પ્રાચીન ચિત્રકળા ઉપરથી એ વિષે ખાતરી થાય છે. પરંતુ પછી એ તરફ લોકોની જિજ્ઞાસા ઓછી થઇ. હાલમાં ઉદયશંકર તથા અન્ય બંગાળી યુવકો નૃત્ય કળાનો પ્રચાર કરવા દેશમાં તેમજ પરદેશમાં ફરી રહ્યા છે એવે વખતે આ પુસ્તક બહુ ઉપયોગી થઇ પડશે. જુદી જુદી જાતના નૃત્યને અંગે થતા અંગ મરોડથી સ્વાભાવિક આકર્ષણ થાય તે પ્રમાણે ચંડીક તરફ બેચાર યુવકો આકર્ષાય છે. વિનાયક નામનો શ્રીમંત યુવક તો તેની પછવાડે જ પડયો છે. પરસ્પરના મિત્રો તથા સખાઓ આવ્યૂહો રચાય છે અને તેને તોડવા પ્રયત્નો થાય છે. પંચવદન એક બ્રાહ્મણનો છોકરો અભ્યાસ કરવા અમદાવાદમાં રહે છે ત્યાં વિરાટ, ચંદ્રિ, વિનાયક વગેરેના સંસર્ગમાં આવે છે. શ્રીકંઠરાય નામે પ્રતિષ્ઠિત અને ગર્ભશ્રીમંત શહેરી છેક યુવાનીમાંથી સંગીત અને નૃત્યના કુશળ કલાકાર તરીકે પ્રસિદ્ધ થએલા નૃત્યના નવીન નવીન પ્રયોગો તેઓ બહુ ખૂબીપૂર્વક યોજતા. ૨૫ મે વર્ષે એકદમ નૃત્યકલા છોડી દઇ વૈરાગ્ય સેવવા લાગ્યા. પછી પ્રવાસ કરવા ગયા ત્યાં અજંટા, તથા મદ્રાસના કથકોમાં અને બંગાળના બાઉલોની મિજલસમાં એઓ દિવસો વિતાવતા ઘેર પાછા ફરતાં પોતાની બેન ચંદ્રિકા નૈસર્ગિક રીતે જ નાને નાને પગે શરીરની સમતુલા સાચવવા પ્રયત્ન કરતાં કરતાં મધુર સ્વરે કાંઇ ગુંજતી સાંભળી એનો જેટલો બને તેટલો વિકાસ એ દિશામાં કરવા તરફ પોતાનું લક્ષ્ય લગાડયું એની જોડે બીજા બે ચાર છોકરા પણ શિક્ષણ લેતા. ચંદ્રીએ નૃત્યનું ઉત્તમ શિક્ષણ લીધું અને પછી ભાઇએ જાહેર સમક્ષ એને ઉભી કરી. પોતાની કુશળતાથી ચંદ્રીએ પ્રેક્ષકો તેમજ ભાઇને મુગ્ધ કર્યા. ત્યારથી યુવકો એની પછવાડે ફરવા લાગ્યા. પંચવદન ચંદ્રીની બેનપણી બેબીને શીખવવા જતા એટલે ત્યાં પણ ચંદ્રીનો પ્રસંગ પડતો. બેબી પ્રસંગોદ્વારા પંચવદનની સ્થિતિ પારખી જાય છે અને ચંદ્રીને મશ્કરીદ્વારા ચેતાવે છે. અને બન્ને મળી પંચવદનને બનાવે છે. પંચવદને અન્ય યુવકો ખાસ કરી વિનાયક જોડે હરિફાઇ કરવા ટાપટીપ કરવા માંડી અને કોઇને ચંદ્રીની તારીફ કરતાં અથવા તેની જોડે એખલાસથી વાત કરતાં નિહાળે એટલે એમના પેટમાં ફાળ પડે. વિરાટ શ્રીકંઠરાયનો પ્રિય અને કુશળ શિષ્ય હોવાથી ઘણી વખત ચંદ્રીને નૃત્ય શીખવતો અને ચંદ્રી સાથે નૃત્યમાં પણ જોડાતો અને બન્નેનાં દિલ મળેલાં તો હતાં જ. વિરાટ પણ એના તરફ સ્વાભાવિક પ્રેમથી જોતો. વિનાયકે તો વરી કે કરશી ચંદ્રીને હાથ કરવા બાજીઓ રચવા માંડી હતી. એટલામાં રવિસંઘની સ્થાપના થઇ અને સુમિત્રા નામે એક સ્વયંસેવિકા બાઇ અમદાવાદમાં આવી લોકોને પોતાના નિઃસ્વાર્થી કાર્યથી આકર્ષી અગ્રેસર થઇ પડી. જયપ્રસાદ નામના એક યુવક રવિસંઘના મંત્રી રમણભાઇની ગેરહાજરીમાં મંત્રી તરીકે કામ કરતા. સામાજીક પ્રશ્નોનું જ્ઞાન ઉંડું હોવાથી ઘણા યુવક યુવતીઓ એવા પ્રશ્નોના નિરાકરણ માટે એમને મળવા આવતા. જયપ્રસાદ એમને યોગ્ય સલાહ આપતા હોવાથી એઓ બહુ ઉપયોગી અને પ્રિય થઇ પડયા હતા. સુમિત્રા એક દિવસ અચાનક ચંદ્રીની ગભરામણ જોઇ જાય છે અને પછી એમને વિનાયકથી બચાવવા પ્રયત્ન કરે છે. વિરાટ પર વિનાયકને

ચંદ્રી ખાતર વેર હોવાથી એક સમયે એ વિરાટને મારે છે એટલામાં પંચવદન આવે છે અને વિનાયકને બરાબર ઓળખે છે. વિરાટને લઇ એ વિરાટની ઓરડી પર જાય છે ત્યાં ત્રિલોચન બેઠેલો હોય છે એ વિરાટનો મિત્ર છે. એ ભાઇ પ્રેમમાં નિરાશ થએલા હોય છે. મૃણાલ સાથે પ્રેમ થાય છે પરંતુ મૃણાલ અન્ય સાથે પરણે છે. બન્નેને એકબીજા તરફ પ્રેમ છે. જયપ્રસાદ છૂપી રીતે દુઃખી માણસોને મદદ કરે છે અને બેબીને એક બાળક સોંપે છે. વિનાયક મોજીલો યુવક છે અને સુલોચના નામક કુમારીકાને ફસાવે છે અને પછી એને પરણવા ના પાડે છે. એ બિચારી એની પછવાડે ખુશામત કરતી ફરે છે પરંતુ વિનાયક એને મારે છે. એમાંથી એને પંચવદન અને વિરાટ બચાવે છે અને સુમિત્રા હવે બધાં જોડાંઓથી વાકેફ થઇ ત્રિલોચના તથા બેબી, ચંદ્રી અને વિરાટ અને જયપ્રસાદ અને આશાને જોડી આપવા પ્રયત્ન આદરે છે. સુમિત્રાની મદદથી બેબી સાથે ત્રિલોચનાને પરણાવવામાં આખરે મૃણાલ સફળ થાય છે. વિરાટ ચંદ્રીને છોડી પોતાને ગામ જતો રહે છે એટલે ચંદ્રી એને શોધતી એને ગામ જાય છે અને ત્યાં એની માંદગીમાં એની ચાકરી કરે છે. આખરે એ પરણે છે. વિનાયકને સુલોચના સાથે પરણવું પડે છે અને એ રીતે ચાર જોડાં સુખી થઈ જાય છે. આમાં ઘણાં પાત્રો છે. મૂળ ચંદ્રી અને વિરાટનાં પાત્રો ખાસ તરી આવે છે. કાગળ છપાઇ વગેરે સુંદર છે. યુવકો ખાસ આ નવલકથા વાંચે અને સાર ગ્રહણ કરે. પુસ્તકાલયો તો ખરીદશે જ.

૮. **અયોધ્યાકા ઇતિહાસઃ**—લેખક તથા પ્રકાશક, પંડિત જ્યેષ્ઠારામ દલસુખરામ મુનિ, શ્રી જૈન શ્વેતાંબર મંદિર અયોધ્યા, જિલ્લા ફૈઝાબાદ (સંયુક્ત પ્રાંતો); ૧૯૩૮; કાચું પૂઠું, ક્રાઉન ૧૬ પેજી, પાન ૬૪+૬૦; મૂલ્ય ૪ આના.

પુસ્તક ચાર વિભાગમાં હિંદી ભાષામાં પ્રસિદ્ધ થયું છે. પહેલામાં આદિકાલ, બીજામાં પૌરાણિક કાળ, ત્રીજામાં ઇતિહાસ કાળ અને ચોથામાં વર્તમાન કાળ એમ ચાર સમયના અયોધ્યાનું વર્ણન આ પુસ્તકમાં વિસ્તારપૂર્વક અને અભ્યાસપૂર્વક આપવામાં આવ્યું છે. આદિકાલ સંબંધી હકીકત વાલ્મિકી રામાયણ, શિવપુરાણ, હેમચંદ્ર કૃત ત્રિષષ્ટિશલાકા, પુરૂષચરિત્ર વગેરે પ્રમાણભૂત પુસ્તકોમાંથી તારવી કાઢી મૂળ શ્લોકો સાથે હિંદી ભાષાંતરમાં આપવામાં આવી છે. યજુર્વેદ, પાણિની સૂત્ર, શ્રીમદ્ ભાગવત વગેરે ગ્રંથોનો પણ લેખકે ઉપયોગ કર્યો છે.

અયોધ્યામાં મધ્ય અથવા પૌરાણિક કાલમાં કયા કયા મહાપુરૂષો થઇ ગયા તથા આદર્શ મહિલાઓ થઇ તે બીજા સર્ગની શરૂઆતમાં જણાવ્યું છે. અયોધ્યા નામ પડતાં પહેલાં એ નગરીનું નામ અનુક્રમે ઇન્દ્રપુરી, વિનીતા નગરી, સાકેતપુર, કૌશલ્યા નગરી હતું. શ્રી રામચન્દ્રજીના ગમન પછી અયોધ્યાના બે ભાગ પડયા. ત્યાં બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મનો પ્રચાર કેવી રીતે થયો અને તેમની પ્રવૃત્તિ કેટલી મોટી હતી તે પણ જણાવ્યું છે. ત્યાર પછી ત્રીજા ભાગમાં શિશુનાક વંશના ૯મા રાજા નન્દીવર્ધને બૌદ્ધ ધર્મ સ્વીકારી મણી પર્વત ઉપર એક સ્તૂપ તથા મંદિર બનાવ્યાં ત્યાંથી શરૂ કરી ૧૮૦૦ સુધીની ઐતિહાસિક હકીકત આપી છે. આ હકીકત જૈન ધર્મવાળાને બહુ ઉપયોગી થઈ પડશે.

જો કે કાગળ સારા નથી છતાં છપાઇ ભાષા વગેરે સરળ અને સુંદર છે. આવા પુરાણા શહેરની ઐતિહાસિક દૃષ્ટિએ માહિતી આપતા પુસ્તકની જરૂર છે જ. અન્ય શહેરોની હકીકત આ દૃષ્ટિએ થાય એ ઇષ્ટ છે. પુસ્તક ઉત્તેજનને પાત્ર છે.

૯. **તુલસી ચમત્કારઃ**—સંશોધક તથા પ્રકાશક, છગનલાલ લલ્લુભાઇ શાહ, વડોદરા, રાજમહેલ રોડ દયાળભાઉનો ખાંચો; ૧૯૩૩; ક્રાઉન ૧૬ પેજી, કાચું પૂઠું; પાન ૪૦, મૂલ્ય ૨ આના.

આ નાના પુસ્તકમાં તુલસીનો ઉપાય કયા કયા રોગો ઉપર થઈ શકે છે એની અસર કેવી છે, દરેક રોગ ઉપર એ કેવી રીતે લેઇ શકાય છે વગેરે. રા. છગનલાલ શાહે બહુ અભ્યાસ અને અનુભવપૂર્વક વર્ણવ્યું છે. આવી સામાન્ય લાગતી વસ્તુમાં કેટલા ગુણ છે એ આપણે જાણવું જોઇએ. ઉત્તેજન મળશે જ.

**ના. ચં. દીવાનજી**

૧૦. **ભાવોર્મિઃ**—લેખક, 'ભાવિક' સ્વ. જયાશંકર જીવનરામ જોશી, એમ. એ.; પ્રકાશક, કેશવ હ. શેઠ; અમદાવાદ; પૃષ્ઠ ૨૩૬; પૂઠું કાચું; કિંમત. રૂ. ૧–૦–૦.

આ પુસ્તકમાં ચાર ખંડો છે. પહેલા ખંડમાં લેખકના પ્રકૃતિને–સરિતા, ચંદ્ર, સમુદ્ર, જગત–વગેરેને લગતા લેખો છે. બીજા ખંડમાં શિક્ષણ અને સમાજને લગતા લેખો છે. ત્રીજા ખંડમાં સમાજ જીવનને લગતી બે વાર્તાઓ છે. છેલ્લા ચોથા ખંડમાં લેખકની કવિતાઓ છે.

બધા ખંડોમાં ભાષા તથા શૈલી શુદ્ધ, સમૃદ્ધ, તથા રસિક છે. લેખકના વિચારો પણ ઉન્નત છે.

આ પુસ્તકનું વાચન રસિક તથા ઉપકારક થાય તેમ છે.

**શં. સો.**

૧૧. **ઇંગ્લેન્ડ અને હિંદનું રાજ્ય બંધારણઃ**—લેખક–પ્રકાશક, માણેકલાલ મગનલાલ શાહ એમ. એ.–બાજવાડા, વડોદરા; ૧૯૩૭; ૧૬ પેજી. પૃ. ૮૦; કાચું પૂઠું; કિં. ૦–૮–૦.

મેટ્રિકના અભ્યાસક્રમમાં હિંદના નવા રાજ્ય બંધારણને સ્થાન અપાયું છે, અને તેના અભ્યાસ પૂરતી વિદ્યાર્થીઓને મદદ કરવાના હેતુથી આ પુસ્તક લખાયું છે. ભાષા શૈલી એકંદરે સહેલી ને સરળ છે. એટલે જે આશયથી પુસ્તક પ્રસિદ્ધ કરાયું છે તે ફલિભૂત થવામાં વાંધો નહિ આવે. વળી, હિંદના રાજ્ય બંધારણનો અભ્યાસ કરતાં એ બંધારણ બક્ષનાર ઇંગ્લેન્ડનું પોતાનું બંધારણ કેવા પ્રકારનું છે તેનો ખ્યાલ રહેવા અને તેની સાથે તુલના કરવાનું સુગમ થઇ પડે એટલા સારૂ ઇંગ્લેન્ડના રાજબંધારણનો આવશ્યક ભાગ પ્રારંભમાં આપવામાં આવ્યો છે, તે પણ ઠીક જ થયું છે. ઇચ્છીએ છીએ કે મેટ્રિકના વિદ્યાર્થીઓ એનો યથેષ્ટ લાભ લેશે જ.

૧૨. **લલિત કળા અને બીજા સાહિત્ય લેખોઃ**—લખનાર, સ્વ. સૌ. ચૈતન્યબાલા મજમુદાર; સંપાદક તથા પ્રકાશક, મંજુલાલ ર. મજમુદાર, ચૈતન્યધામ, પ્રતાપગંજ, વડોદરા; ૧૯૩૭; ૧૬ પેજી પૃ: ૮+૨૭૦; કાર્ડબોર્ડનું પટ્ટીવાળું સચિત્ર પૂઠું; કિં. ૨–૦–૦,

પ્રસ્તુત પ્રકાશન નિબંધ સંગ્રહનું હોઇ તેમાં મહેંમ લેખિકા બેનના ( ૧ ) લલિત કળા ( ૨ ) કુદરત અને આપણા પ્રાચીન કવિઓ ( ૩ ) સ્ત્રીઓ અને જનસેવા ( ૪ ) આધુનિક સ્ત્રી કેળવણીની ખામીઓ ( ૫ ) સ્ત્રીઓની ભણતરની દિશા ( ૬ ) ગરબાનું સાહિત્ય ( ૭ ) ઉપાહરણ કે અનિરૂદ્ધહરણ ? ( ૮ ) શ્રેષ્ઠ સ્વયંવર કોનો ? અને ( ૯ ) બાર માસનું સાહિત્ય એ નામના પ્રકટ અપ્રકટ કુલ ૯ લેખો સંચિત કરવામાં આવ્યા છે. ' લલિત કલા ' નો નિબંધ કે જેના પરથી આ સંગ્રહનું નામ પડ્યું છે તે ભાવનગરમાં મળેલી સાહિત્ય પરિષદ માટે લખાયો હોઇ વિદ્વાનોની પ્રશંસા પામ્યો હતો, પ્રકટ થયેલા બીજા નિબંધો પણ જે તે વખતે રસથી વંચાયા હતા. પ્રત્યેક નિબંધમાં લેખિકાબેનની અભ્યાસવૃત્તિ, ખંત, મુદ્દાઓની સંકલનાબદ્ધ રજુઆત, તથા ભાષા શૈલીની ઋજુતા ખાસ ઝળકી ઉઠે છે ને તેમને માટે માન ઉપજાવે છે. નિબંધો બધાય રસથી વંચાય એવા હોઇ સ્ત્રી પુરૂષ ઉભયે વાંચવા જેવા છે. સાર્વજનિક તેમ મહિલા પુસ્તકાલયોની અભરાઇઓ પર આને સ્થાન જરૂર મળવું ઘટે.

**૧૩. શાહી આદાબ:**—કર્તા–પ્રકાશક, મુનશી, છોટેસાહબ મુનશી ઇનાયતુલ્લાહ, બાગ ખાતાના હેડ કલાર્ક, કમાટીબાગ વડોદરા; ૧૯૩૮; પૃ. ૮+૨૮; કાચું પુઠું; આર્ટ પેપર ઉપર ૫ છબીઓ; કિં. ૦–૮–૦.

હિંદીમાં લખાયલું આ પુસ્તક એ વિષયનું પહેલું પ્રકાશન હોય એમ લાગે છે. એમાં દરબારી નોકરોએ અને તેમાંય રાજકુટુંબની અંગત તહેનાતમાં રહેતા નોકરવર્ગે જુદે જુદે પ્રસંગે કેવી અદબથી વર્તવાનું છે તથા તેમની ફરજો કેવા પ્રકારની છે, તેનો તેમજ શાહી તેમજ જાહેર દરબારને પ્રસંગે દરબારીઓએ કેવું વર્તન રાખવું જોઇએ તેનો સંક્ષેપમાં પણ સરસ ખ્યાલ આપવામાં આવ્યો છે. દરબારી નોકરો તેમજ દરબારીઓ માટે પુસ્તિકા બેશક ઉપકારક છે. દેશી રિયાસતો તરફથી એનો યોગ્ય આદર તેમ પ્રચાર થવો ઘટે.

**૧૪. કરામતે પીર દસ્તગીર:**—લેખક–પ્રકાશક, ઉપર પ્રમાણે; ૧ લી આવૃત્તિ ૧૯૩૭; ડેમી ૮ પેજી પૃ. ૧૦+૬૨; કાચું પુઠું; કિંમત ૦–૫–૦.

ઉર્દુ જબાન અને ગુજરાતી લિપિમાં લખાયલી આ પુસ્તિકામાં હઝરત ગોસુલ આઝમ નામના જાણીતા પીરની કરામતો યાને ચમત્કારો વર્ણવવામાં આવ્યા છે. તેનું વાચન સંત ફકીરોના ચમત્કારોમાં માનનાર ઉર્દુ જબાન સમજી શકનાર ગુજરાતી વાચકોની ઓલિયા પીરો વિષેની અંધશ્રદ્ધા મજબૂત કરવાની ગરજ સારશે. નૂતન ભાવનાથી રંગાયેલા વાચકને તો એમાં નર્યું વહેમપોષક તત્ત્વ જ જણાશે.

ના. નં. ચોકસી.




## વડોદરા રાજ્ય

**રજા પર ઉતર્યા છે :**—પુસ્તકાલય ખાતાના ક્યુરેટર શ્રી વાકનીસ સાહેબ તા. ૩–૫–૩૮ થી ૧ાા માસની રજા પર ઉતર્યા છે. તે મુદત દરમ્યાન ક્યુરેટરની જગાનો ચાર્જ મદદનીશ વ્યવસ્થાપક શ્રી રાંગણેકર સાહેબ પાસે અને તેમની જગાનો ચાર્જ ગ્રંથપાલ મી. પર્લીકર પાસે રહેશે.

**ગ્રામ પુસ્તકાલયોને વધુ ગ્રાન્ટ :**—તા. ૨૬–૪–૩૮ ના રોજ મળેલી ધારાસભાની બેઠકમાં પ્રજાકીય સભ્ય શ્રી. મગનભાઈ શંકરભાઈ પટેલે ૨૧ મા ઠરાવ રૂપે શ્રીમંત સરકારને, સાર્વજનિક પુસ્તકાલયોને મદદ કરવાની જે યોજના છે અને તેમાં ૪૦ હજાર રૂપીયાની જે ગ્રાન્ટ અપાય છે, તે પૂરતી નહી હોવાથી, તેમાં રૂ. ૧૦ હજારનો વધારો કરવા તથા કસ્બા, મહિલા અને બાલ પુસ્તકાલયોને હાલ મદદ આપવાનું જે ધોરણ છે, તે સુધારવા વિનંતિ કરી હતી. તેનો દીલસોજીપૂર્વક જવાબ વાળતાં નેક નામદાર દિવાન સાહેબે જણાવ્યું હતું કે, જ્યારથી ગ્રામ પુનર્ઘટનાની યોજના શરૂ થઇ છે, ત્યારથી ગામડાંઓની કેળવણીની જરૂરીયાતો ખાસ ધ્યાનમાં લેવાય છે; છતાં આ બાબત વિચારાશે અને મદદ વધારાશે.

**પ્રતિબંધ પાછો ખેંચી લેવાય છે:**—તા. ૨૮–૪–૩૮ ની આજ્ઞાપત્રિકાના પૃ. ૧૦૮૫ પર પ્રસિદ્ધ થયેલ હુજુર કચેરીના જાહેરનામા અંક ૩/૩૭–૩૮થી રાજ્ય બહાર પ્રસિદ્ધ થયેલાં જુદી જુદી ભાષાનાં કુલ ૧૬ ચોપાનિયાં ને પુસ્તકો પરનો પ્રતિબંધ પાછો ખેંચી લેવાયો છે. જેમાં ગુજરાતી ભાષાનાં ( ૧ ) ૧૮૫૭ ના બળવાની બીજી બાજુ ( ૨ ) બંગાળનો બળવો ભા. ૧–૨ ( ૩ ) ગેરીબાલ્ડીનું જીવન ચરિત્ર ( ૪ ) પ્રેસીડન્ટ મહાવીર ગાર્ફીલ્ડ ( ૫ ) બીપીન ચંદ્રપાળનાં ભાષણો ( ૬ ) રણનાદ ( ૭ ) ઇશુ અને ગાંધી ( ૮ ) 'કુમાર'નો ૧૦૦મો અંક ( ૯ ) સ્વરાજ્યનાં ગીતો ( ૧૦ ) તિલકનાં ભાષણો ( ૧૧ ) વીરની હાકલ ( ૧૨ ) ગાંધી કુચ આશ્રમ ( ૧૩ ) ધર્મયુદ્ધનું રહસ્ય ( ૧૪) આશાનિરાશા વગેરેનો સમાવેશ થાય છે.

**હાર્દિક ધન્યવાદ ! :**—ઓખામંડળ મહાલનાં પુસ્તકાલયો વિનાનાં ગામોએ પુસ્તકાલયો ખોલવા સારુ, દ્વારકાના કંટ્રાક્ટર શ્રીયુત મનુભાઇ વિઠ્ઠલદાસ ગોરાણીએ રૂ ૧૫૦) ની રકમ મહાલ પુ૦ મંડળને હસ્તક સોંપી છે. સ્તુત્ય ! આ ઉદાર સખાવત દ્વારા પૂરવાર કરી આપેલી પુસ્તકાલય પ્રિયતા બદલ શ્રીયુત મનુભાઇ ગોરાણીને હાર્દિક ધન્યવાદ !

**પુસ્તકાલયોને મળેલી ભેટ :**—ખીલીમોરા રૂ. ૧૧) શાહ કેસરીચંદ ભાણાભાઇ શ્રોફ તરફથી ભાઇ ડાહ્યાભાઈના શુભ લગ્નપ્રસંગે; ૫) મોબેદ જામાભાઇ બહેરામશા પંથકી તરફથી સ્વલગ્ન પ્રસંગે.

—ધીણોજ : રૂ. ૫) સુધરાઇ ઉપાધ્યક્ષ. રા. રામરાયભાઈ તરફથી ભત્રીજાના યજ્ઞોપવીતની ખુશાલીમાં; ૫) તલાટી રા. નાનાલાલ તરફથી પુત્ર જન્મની ખુશાલીમાં.

## વ૦ રા૦ પુ૦ મંડળ

**શિષ્ટવાચનની ૧૪ મી પરીક્ષા :**—ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયેલી રાજ્ય પુ. મંડળની આ વિષયની જાહેરાત નં. ૩/૩૭–૩૮ તરફ લક્ષ ખેંચીએ છીએ અને એનો લાભ લેવા લેવડાવવા માટે, જરૂરી તૈયારી કરી સમયસર ઉમેદવારી નોંધાવી દેવાની વાચક ભાઇબેનોને ભલામણ કરીએ છીએ.

**ફાળવણીના નિયમો :**—ચાલુ અંકમાં સદર વિષયની પ્રસિદ્ધ થયેલી જાહેરાત નં. ૨/૩૭–૩૮ તરફ લાગતા વળગતા સર્વ કોઇને લક્ષ આપવા વિનંતિ. સન ૧૯૩૬–૩૭ ની ફાલવણીની રકમ માટે આવતો અંક જોજો.

**શિક્ષણ વર્ગ :**—નવસારી પ્રાંતનો વર્ગ તા. ૨૮–૨૯–૩૦ શનિ, રવિ, સોમના દિવસોએ નવસારીમાં ભરવા ઠર્યું છે. ઉમેદવારોને વર્ગ માટે ઠરેલી તારીખની આગલી સાંજે જે તે સ્થળે હાજર થવાની ભલામણ !

**મહાલ પરિષદો :**—પાદરા મહાલની ૪ થી તથા દહેગામ મહાલની પ્રથમ પરિષદના અહેવાલ ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયા છે, તે વાંચી લેવા લાગતા વળગતા સર્વ કોઇને ભલામણ કરીએ છીએ.

ચાલુ માસની ૧ લી તારીખે રાજરત્ન વકીલ શ્રી ગીરધરલાલ ઉસાભાઇના પ્રમુખપદે વિસનગર મુકામે ભરાયેલી વિસનગર મહાલની ચોથી પરિષદનો અહેવાલ સ્થળ સંકોચના કારણે આવતા અંક પર મુલ્તવી.

**મહાલ મંડળની સભા:**—ઓખામંડળ મહાલ પુ. મંડળની સભા તા. ૨૪–૪–૩૮ ના રોજ દ્વારકા ગુ. શાળાના મકાનમાં મહાલ શાળાધિકારી રા. રા. દુર્ગાશંકર દવે સાહેબના પ્રમુખપદે મળી હતી, ને તેમાં ( ૧ ) પુસ્તકાલય વિનાનાં ૪ ગામોએ પુસ્તકાલયો ખોલવા માટે સમિતિ નીમવાનો ( ૨ ) તે કામ સારૂ રૂ.

૧૫૦) ની ઉદાર મદદ આપનાર ગૃહસ્થને ધન્યવાદ આપવાનો ( ૩–૪ ) ઓખામંડળ મહાસની ૨ જી પરિષદ માટે એટનું આમંત્રણ સ્વીકારવાનો તથા તેને માટે તારીખ નક્કી કરવાને, જરૂરી તજવીજ કરવા માટેની સમિતિ નીમવાનો ( ૫ ) એટ સાર્વ. પુ. નો સુવર્ણ મહોત્સવ ઉજવવાનો ( ૬ ) જુથ મંડળનું નિવેદન નિયમિત મોકલવાનો, ( ૭ ) પ્રાંત પુ. મં. માં ઓખામંડળના પ્રતિનિધિ તરીકે શ્રી દવેને નીમવાનો તથા ( ૮ ) પુ. શિક્ષણ વર્ગ દ્વારકામાં ભરવા માટે લાગતા વળગતા અધિકારીઓ તરફ લખાણ કરવાનો એમ આઠ ઠરાવો થયા હતા.

**વેમારમાં કુમાર મંડળઃ**—કુમાર મંડળની યોજનામાં સક્રિય રસ ધરાવતા શિક્ષક ભાઈ મલંગશા દીવાનની બદલી વેમાર ગામે થતાં, ત્યાં તેમણે કુમાર મંડળની સ્થાપના કરી, તેની પ્રવૃત્તિઓ માટે બુધ અને શુક્રવારના દિવસો ઠરાવ્યા છે. સ્તુત્ય !

## રાજ્ય બહાર

**ખોટી અફવાઃ**—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની સુપ્રસિદ્ધ સંસ્થાના સ્થાપક ને સંચાલક ભિક્ષુ શ્રી અખંડાનંદજી વિદેહ થયાના સમાચાર ફેલાયા છે, તે બીન પાયાદાર છે. અખંડાનંદજી હયાત છે અને સંસ્થા પણ પૂર્વવત્ ચાલ્યા કરે છે; એટલું જ નહિ પણ સંસ્થા તરફથી ચાલતી ' વિવિધ ગ્રંથમાળા ' નાં પ્રકાશનો પણ ચાલુ હોઈ ચાલુ વર્ષનાં બે પ્રકાશનો ( ૧ ) કતલખાનું, અને ( ૨ ) શ્રી વિષ્ણુ સહસ્ર નામાવલિદર્શનઃ એ પુસ્તકો બહાર પડી ચૂક્યાં છે.

**પુસ્તકાલયો માટે અડધું લવાજમઃ**—વ્યાપાર વિષયક–ખાસ કરીને મીલ ઉદ્યોગ ને કાપડ બજારના સમાચારોથી ભરપૂર ' કૉમર્શીયલ ન્યુઝ ' નામનું માસિક અંગ્રેજી તેમ ગુજરાતી ભાષામાં અમદાવાદથી પ્રસિદ્ધ થાય છે, તેના તંત્રી શ્રી નટવરલાલ એમ. દેસાઈ પ્લીડર જણાવે છે કે એનું લવાજમ રૂ. ૩) છે; પણ તે પુસ્તકાલયોને રૂ. ૧॥ ના ઘટાડેલા લવાજમે અર્પાશે. લાઇબ્રેરીઓ માટે તે મંજૂર થયેલું છે.



## પુસ્તક સ્વીકાર

૧ બાળકોની માવજત, ૨ ઉંબર બહાર, ૩ ભૂમિમાત ( આનંદ મઠ ), ૪ ચિનગારી, ૫ વાર્તામાં બોધ, ૬ ભવ્ય જગત, ૭ ગૃહસ્થ યોગી, ૮–૯ ચર્પટપોથી ભા. ૧–૨, ૧૦ ત્રણ રાષ્ટ્ર વિભૂતિઓ.

# જાહેરાત નં. ૨ / ૩૭–૩૮

## ફાલવણીની વહેંચણી ને ઉપયોગ સંબંધી નિયમો

વડોદરા રાજ્ય પુ. મંડળના સુધારેલા બંધારણની કલમ (૫)ની પેટાકલમ (૨) અન્વયે પુસ્તકાલય, વાચનાલય અને વ્યક્તિગત સભાસદની વર્ગણીની કુલ રકમ પૈકી ⅔ રકમ પ્રાંત પુસ્તકાલય મંડળોને વહેંચી આપવાનું અને કલમ (૧૬)ની પેટાકલમ (૧) ક અન્વયે પ્રાંત મંડળોએ પોતાને મળતી રકમનો ⅔ ભાગ મહાલ મંડળોને વહેંચી આપવાનું ઠરેલું છે. પુસ્તકાલય સંસ્થાઓનું લવાજમ રાજ્ય પુ. મંડળ તરફ પરભારું આવતું હોવાથી, દરેક પ્રાંતના દરેક મહાલમાંથી કેટલું લવાજમ વસૂલ આવ્યું, તેનો હિસાબ તેમજ તેના વરાડે જે તે પ્રાંત મંડળોને તથા મહાલ મંડળને આપવાની રકમની ફાલવણી, નક્કી કરી આપવાનું કામ રાજ્ય મંડળને જ કરવું રહે છે. અને તે મુજબ કરી, જેની તેની રકમ જે તે પ્રાંત વા મહાલ મંડળ તરફ સીધી મોકલી આપવાની તજવીજ રાજ્ય પુ. મંડળ કરી લેતું હતું. પણ એ વહિવટ બંધારણની ઉપરોક્ત કલમના આશયની વિરૂદ્ધ છે અને પ્રાંત મંડળોની કાર્યક્ષમતા એથી હણાય છે. એ મુદ્દા તરફ પ્રાંતિક પરિષદોમાં ધ્યાન ખેંચાતાં, સન ૧૯૩૬–૩૭ થી એ વહીવટને બદલી પ્રાંત તેમજ મહાલ મંડળોની ફાલવણીની બધી જ રકમ, જે તે પ્રાંત મંડળો તરફ જ મોકલવાનો વહિવટ ચાલુ કર્યો છે. ફાલવણીની રકમ રાજ્ય મંડળ પાસેથી પરભારી મેળવવાને ટેવાયલાં ઘણાં મહાલ મંડળો બંધારણના આ નવીન વહિવટથી હજી અજાણ્યા હોઇ તેમના તરફથી ફાળવણી મળવા માટેની માગણી આ તરફ આવ્યા કરે છે. સિવાય, ફાળવણીની રકમનો ઉપયોગ કયા કામે કરી શકાય તે સંબંધમાં પણ પ્રશ્નો ઉભા થાય છે. તેથી ફાલવણીની વહેંચણી અને તેના વિનિયોગ સંબંધી જરૂરી નિયમો નક્કી કરી અત્રે પ્રસિદ્ધ કરવાનું ઉચિત ગણ્યું છે.

### નિયમો

(૧) રાજ્ય પુ. મંડળે પ્રાંત તેમ જ મહાલ મંડળોને, નિયમ પ્રમાણે અદા થવાની રકમો એકસહ જે તે પ્રાંત મંડળ તરફ જ મોકલી આપવી.

(૨) મહાલ મંડળોએ પોતાના હિસ્સાની રકમ મેળવવા, પોતાના પ્રાંત મંડળ તરફ પુરા થયેલા વર્ષના, પોતાના વાર્ષિક અહેવાલ અને હિસાબ તેમજ નવા વર્ષના કાર્યક્રમની રૂપરેખા સાથે માગણી કરવી.

(૩) પ્રાંત મંડળોએ મહાલ મંડળના અહેવાલ અને હિસાબ તથા નવીન વર્ષના કાર્યક્રમને લક્ષમાં લઇ, જે તે મહાલ મંડળની ફાળાની રકમ જે તે મહાલ મંડળને જેમ બને તેમ જલદી મોકલી આપવી.

(૪) જેમની માગણી ન આવે અને જેમના તરફથી અહેવાલ હિસાબ પણ ન આવે,

અગર તો જેમના હિસાબમાં ગત વર્ષની ફાલવણીની રકમો વગર ખર્ચાયે પડી રહેલી માલમ પડે, તેમની રકમ પ્રાંત મંડળે સાલ પૂરી થતાં સુધી અનામત રાખવી.

(૫) મહાલ મંડળોની છેલ્લી સાલ સિવાયની જમા રહેતી ફાલવણીની રકમો પ્રાંત મંડળે પોતાના ખાતે લઇ, તેનો ઉપયોગ પ્રાંત પ્રચારકના પગાર અને પ્રવાસના ખર્ચ પેટે કરવો.

(૬) નવી ફાલવણી જે તે મહાલ મંડળ ખાતે બીજી સાલની ફાલવણી મળતાં લગી જમા રાખવી ને મહાલ મંડળની રીતસર માગણી આવ્યે અદા કરવી.

(૭) જે તે સાલની ફાલવણીની રકમ જે તે સાલે જ ખર્ચાઇ જવી જોઇએ:

(૮) કોઇ વિશેષ પ્રગતિમાન મહાલ મંડળની, પોતાની ફાલવણી ઉપરાંતની રકમ માટે માગણી આવે તો પ્રાંત મંડળ યોગ્ય ખાત્રી કરી, શિથિલ મહાલ મંડળોની બચત રકમમાંથી તે આપી શકે.

## શામાં ખર્ચી શકાય ?

(૧) માનદ્ પ્રચારકનો પ્રવાસ, રેલ્વે યા મોટર સર્વિસ મારફત થયો હોય તો તેના ભાડા પૂરતા ખર્ચ માટે.

(૨) મંડળ અંગેના જરૂરી પત્ર વ્યવહાર અંગે;

(૩) ફ. પુ૦ ની પેટીઓ યા પારસલો વગેરે મંગાવવા મોકલવાના ખર્ચ પેટે;

(૪) મહાલ મંડળ તરફથી યોજાતી શિષ્ટ વાચનની પરીક્ષા અંગેના પ્રશ્નપત્રો છપાવવા અને પુસ્તકો પુરાં પાડવાના કામે કિંમતની ¼ જેટલી ખોટ વેઠવા પૂરતા ખર્ચ માટે; તથા મહાલ પૂરતી લેવાયલી પરીક્ષામાં ઉત્તીર્ણ થનારાઓને ઇનામ આપવા માટે,

(૫) મહાલ પુ. મંડળનું વાર્ષિક નિવેદન દર સાલ છપાવવાની જરૂર નથી; પ્રાંત મંડળના નિવેદનમાં તેનો સાર લેવાય, છતાં કોઇ મહાલને ખાસ છપાવવાની જરૂર જ હોય તો ત્રિવાર્ષિક નિવેદન ને તે ડેમીસાઇઝનાં ૪ પાન કરતાં વધારે નહિ એ પ્રમાણે છપાવાય.

(૬) મહાલ મંડળની સભાઓમાં, જુથ મંડળ તરફથી આવનાર પ્રતિનિધીઓને રેલ્વે તથા મોટર ભાડુ અને મહાલ મંડળમાંથી ચુંટાઇને પ્રાંત મંડળમાં જનાર પ્રતિનિધિઓને ભથ્થાભાડુ આપવા માટે.

ટીપઃ—મહાલ મંડળની રકમનો કોઇ પણ ભાગ, મહાલ પરિષદ માટે મંડપ બાંધવાના યા સરભરા માટેના ખર્ચમાં વાપરી ન શકાય. પરિષદ અંગેના પ્રચાર કાર્ય તથા પત્રવ્યવહાર માટે યોગ્ય ખર્ચ અલબત્ત કરી શકાય.

વડોદરા
તા. ૨-૫-૩૮

મોતીભાઇ ન. અમીન
મણિલાલ મં. કાશીવાળા
મંત્રીઓ,
વ. રા. પુ. મંડળ

---

## સૂચના નંબર ૪૧૬ સને ૧૯૩૭–૩૮

# વિષય

### વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામાયિકો.

| નામ. | પ્રકાર. | વાર્ષિક લવાજમ | ઠેકાણું. |
|---|---|---|---|
| હિન્દી માસીક | | ૭–૦–૦ | તંત્રી " હિન્દી માસીક " ઓફીસ, પીટીટ મેન્શન, સ્લેટર રોડ, ગ્રાંટરોડ, મુંબાઇ. |
| ઉદ્યોગ | માસિક | ૧–૮–૦ | રા. ચંદ્રશંકર અંબાશંકર ભટ, તંત્રી " ઉદ્યોગ " ઓફીસ, નડીઆદ, પોષ્ટ નડીઆદ, ( ગુજરાત ) |

વડોદરા
તા. ૧૧–૪–૩૮

के. मं. रांगणेकर
મદદનીસ વ્યવસ્થાપક.

---

## સુચના નંબર ૪૧૭ સને ૧૯૩૭–૩૮

# વિષય

### શિક્ષકોને પુસ્તકાલયનું કામ કરવા બદલ આપવામાં આવતા મેહેનતાણા બાબતની પરવાનગી મેળવવા બાબત

રાજ્યની કેટલીક પુસ્તકાલયોમાં અને ખાસ કરીને સ્વતંત્ર અમર બાગના મકાનવાળાં પુસ્તકાલયોમાં કામ કરનાર ગ્રંથપાલને મહેનતાણું સરક્યુલર નંબર ૭ તા. ૨૩–૩–૨૩ ના આધારે આપવામાં આવે છે. ગ્રામ્ય પુસ્તકાલયોમાં ગ્રંથપાળનું કામ મોટે ભાગે શાળાના શિક્ષકો કરે છે. જેથી આ સુચનાથી સર્વ પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે, જે પુસ્તકાલયોમાં ગ્રંથપાલ તરીકે શાળાના શિક્ષક

કામ કરતા હોય અને બજેટમાં તેમના મહેનતાણાની રકમ મંજુર કરાવી હોય, તેમણે દર સાલ મેહેનતાણું આપવા બદલની પરવાનગી, શિક્ષક ગ્રંથપાલ જે પ્રાંતમાં કે વિભાગમાં હોય તે પ્રાંતના કે વિભાગના મે. રા. રા. શાળાધિકારી સાહેબની મેળવી, દર સાલના બજેટ સાથે સામેલ રાખી અમારા તરફ મોકલતા જવી. એટલે બજેટ મંજુર કરતી વખતે મહેનતાણાની રકમનો વિચાર કરી, તે રકમ લેવા માટે અત્રેથી પરવાનગી આપવામાં આવશે. અત્રેની પરવાનગી મેળવ્યા સિવાય કોઇ પણ શિક્ષક ગ્રંથપાળે પુસ્તકાલયમાંથી મેહેનતાણાનો ખર્ચ પાડવો નહિ વા મંત્રીએ તે આપવો નહિ. સુચના નં. ૧૬૭ તા. ૨૦-૮-૨૦ તથા તા. ૨૧-૨-૧૯૨૧ પ્રમાણે આવું મહેનતાણું માત્ર જે શિક્ષક, ગ્રંથપાલ તરીકે નિયમિતપણે કામ કરતો હોય તેને જ આપવાનું છે, મંત્રીએ લેવાનું નથી.

વડોદરા,
તા. ૨-૫-૩૮

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સુચના નંબર ૪૧૮ સને ૧૯૩૭-૩૮

# વિષય

### માગેલી હકીકત તાકીદે મોકલવા બાબત.

**કામોનો નિકાલ સત્વરે કરવા બાબત.**

કામોનો જલ્દીથી નિકાલ થાય એટલા માટે જુદા જુદા ખાતાઓમાંથી, શ્રીમંત સરકાર તરફથી તાત્કાલીક માહિતી માગવામાં આવે છે. છતાં વખતસર તે હકીકત મળતી ન હોવાથી, વારંવાર ઉઘરાણીઓ કરવાનો પ્રસંગ આવે છે. જેથી વખતનો નકામો વ્યય થઇ કામનો નિકાલ કરવામાં વાર લાગે છે. આ પદ્ધત બરોબર ન હોવાથી કામોનો જલદીથી નિકાલ કરવા, અગર વાર લાગે તેમ હોય તો જવાબ આપવાને કેટલો વખત લાગશે, તે વખત મુકરર કરી જણાવવા, હુજુર મધ્યવર્તી કચેરી તરફથી સા. ૫. નં. ૬૩/૩૭-૩૮ તા. ૬-૪-૩૮ નો હુકમ થયેલો છે. સબબ આ સુચનાથી વડોદરા રાજ્યનાં દરેક પુસ્તકાલયોના મંત્રીઓને અને કાર્યવાહકોને જણાવવામાં આવે છે કે:—

પુસ્તકાલયના કામકાજ સંબંધીની હકીકત જ્યારે જ્યારે માગવામાં આવે ત્યારે ત્યારે તેનો તાત્કાલીક નિકાલ કરી જવાબ આપવા તજવીજ કરવી. અગર કામોનો નિકાલ કરવામાં વખત લાગવા જેવું હોય તો કેટલો વખત લાગશે, તે વખત નક્કી કરી ખાતાને જણાવવું. અને મુકરર કરેલા વખતમાં માગેલી હકીકત બિનચૂક

મોકલવાનો આયંદેથી વહીવટ રાખવો. જો આ સુચના પ્રમાણે જે તે પુસ્તકાલયના કાર્યવાહકો તરફથી તજવીજ કરવામાં નહીં આવે તો તેમને, વિલંબ માટે જવાબદાર ગણવામાં આવશે.

વડોદરા
તા. ૩-૫-૩૮

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૪૧૯ સને ૧૯૩૭-૩૮

# વિષય

### સને ૧૯૩૭-૩૮ ના બજેટના ખર્ચની પાવતીઓ તપાસવા મોકલવા બાબત

આથી આમ પુસ્તકાલયો તેમજ મહિલા અને બાલ પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે, સને ૧૯૩૭-૩૮ ના બજેટના ખર્ચની તમામ પાવતીઓ મે ૧૯૩૮ થી જૂન ૧૯૩૮ આખર સુધીમાં પુસ્તકાલય ખાતા તરફ તપાસવા મોકલી આપવી, નહિ તો નવીન સાલનું બજેટ મંજૂર કરવામાં આવશે નહિ.

વડોદરા
તા. ૫-૫-૩૮

प्र. खं. परळीकर
અવેજી મદદનીશ વ્યવસ્થાપક,
પુસ્તકાલય ખાતું

---

પુસ્તક ૧૩ મું
અંક ૬ઠ્ઠો

જુન
૧૯૩૮



# પુસ્તકાલય

લવાજમ:
દેશમાં, વાર્ષિક રૂ. ૩–૮–૦
પરદેશમાં ,, રૂ. ૫–૦–૦
છુટક નકલ: ,, રૂ. ૦–૬–૦

તંત્રીઓ :–
નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
નાજુકલાલ નંદલાલ ચોકસી

વ્યવસ્થાપક :
વાઘજીભાઇ નારૂભાઇ અમીન
બી. કોમ.
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા...વડોદરા.



# અનુક્રમણિકા

પુસ્તકાલય

પુસ્તક ૧૩ મું જુન અંક ૬ ઠો

# પુસ્તકોદ્યાનમાં

કેવાં આંહી ઉપવન મહીં જ્ઞાનનાં વૃક્ષ ડોલે!
પુષ્પો કેવાં કનક વરણાં દૃષ્ટિના ભેદ ખોલે.
મીઠી મીઠી સુરભી પસરે ભાવની ભવ્ય કુંજે,
પીતાં એમાં મધુરસ ફરી ભૃંગનાં વૃંદ ગુંજે.
સૃષ્ટિ કલ્પે તિમિર હરીને જ્ઞાન સત્તાથી વ્યાપે,
એથી દીસે અજ હર હરિ દેવ ત્રણેય સાથે.
યોગે ધ્યાને વિવિધ ઋષિઓ સૌ અહીંઆં વસ્યા છે,
સૃષ્ટિના સૌ પરમ પુરુષો આંહી ભેગા થયા છે.

ગ્રંથોદ્યાને યુગ પુરુષની જ્ઞાન વીણા બજે જ્યાં;
મીઠા એના સુર મહીં અહા! પ્રેરણાઓ ઝરે ત્યાં.
ક્ષારાબ્ધિનાં અટલ દુઃખને ભૂલતાં સર્વ આંહી,
દિવ્યાનંદે વિવિધ જન સૌ મ્હાલતાં સુખ માંહી.
ગ્રંથો એવા પરમ સુખના માર્ગને બોધતા શા!
સત્કારે છે સરવ જનને જ્ઞાન દેવા અહીંઆં.

કિશોર-સ્કૂલ,
રાજકોટ.

વ્રજલાલ છ. જોશી.

# જ્ઞાનનાવ

( રાગ : પ્હોંચી સાગર, સ્હામી તીર )

જ્ઞાને ભર્યો છે ભંડાર,
કે જ્ઞાન નાવ વે'તી કરીને.
આપ્યું મોંઘેરૂં સુજ્ઞાન,
કે જ્ઞાન નાવ વે'તી કરીને.

દેશ પરદેશ એણે, દુઃખ સહી સેવિયા;
રૈયતને અર્પવા સુજ્ઞાન,
કે જ્ઞાન નાવ વે'તી કરીને.

નાનેરે ગામડે ને કસ્બા શે'રોમાં,
વરસાવી જ્ઞાન કેરી બ્હાર,
કે જ્ઞાન નાવ વે'તી કરીને.

વિજ્ઞાન, ધર્મ, કળા, હુન્નર ને બાલજ્ઞાન;
મીઠી વહાવી એની રેલ,
કે જ્ઞાન નાવ વે'તી કરીને.

ન્યાય નીતિ નવલિકા ને નૂતન ગમીરસ;
પાયાં સૌ પ્રીતથી એ પાન,
કે જ્ઞાન નાવ વે'તી કરીને.

એવું તે જ્ઞાન વણમૂલ એણે અર્પીયું;
લીધાં આશિષ અપાર,
કે જ્ઞાન નાવ વે'તી કરીને.

કોઈએ ન આપ્યું, એવું અમુલું જ્ઞાનદાન;
પે'લ કરી જ્ઞાન કે સરદાર,
કે જ્ઞાન નાવ વે'તી કરીને.

ચંદ્રરવિ રાજ એનું, તપો અવનીમાં;
અનેરી લૂંટે સૌ લ્હાણુ,
કે જ્ઞાન નાવ વે'તી કરીને.

વ્યાસ વાસણા,
તા. આતરસુંબા.

'જ્ઞાનાંકુર.'

# ગ્રામોદ્ધાર અને પુસ્તકાલય પ્રવૃત્તિ*

[ લેખક : વિઠ્ઠલભાઇ ડોસાભાઇ, સેદ્રાણા ]

**ગ્રામોદ્ધાર એટલે શું?**

**પ્રથમ** આપણે ગ્રામોદ્ધાર એટલે શું ? તેનો વિચાર કરીએ. ગ્રામ = ગામડું, ઉદ્ધાર = જુનું સમારવું તેઃ ગામડાંના આધુનિક જીવનમાં નવીન પરિવર્તન કરવું તે ગ્રામોદ્ધાર.

"ગ્રામોદ્ધાર" શબ્દ આજકાલ દરેક ભણેલા માણસના કર્ણ પ્રદેશ પર વારંવાર અથડાતો જણાય છે. હાલનાં આપણાં જુનાં પુરાણાં ગામડાંની સ્થિતિ સુધારવા આજકાલ બધે સમાજ અને સત્તા તરફથી ઠીક ઠીક પ્રયાસ થતો જોવામાં આવે છે. હાલ આપણા દેશનો મોટો જનસમુદાય ગામડાંમાં વસે છે. હિન્દમાં લગભગ ૮૦ ટકા જેટલાં મનુષ્યો ગામડાંમાં વસે છે, અને શહેરોની વસાહત ગામડાં ભાગીને થતી હોવાથી દેશના ખરા આધારભૂત ગામડાંના જીવનમાં જરૂરી ફેરફાર કરવાનું કાર્ય અતિ મહત્ત્વનું થઇ પડયું છે.

**ગામડાંનું આધુનિક જીવન અને તે ઉપરથી ગ્રામોદ્ધારની અગત્ય.**

ઉપર આપણે જોયું તેમ આપણા દેશનો એક વિશાળ જનસમુદાય ગામડાંમાં રહે છે. એ ગામડાંનો મુખ્ય ધંધો ખેતીનો છે. ગામડાંમાં વસનાર એ ભોળી નિરક્ષર જનતા પોતાની સાચી અંગતપરાયા, અખૂટ ખંત અને ધીરજ, સ્વાશ્રય, સ્વાવલંબીપણું, કરકસર અને સાદાઇ જેવા દિવ્ય ગુણોને વશવર્તી ખેતીના પરોપકારી ધંધા વડે જગત આખાનું રક્ષણ અને પોષણ કરી રહી છે. શહેરી તરીકેનો દંભ સેવનાર મુડીદાર વર્ગ એવા શ્રમજીવીઓના અજ્ઞાનનો લાભ લઇ મોજ ઉડાવી તાગડધીન્ના કરી રહ્યો છે. શહેરો અને શહેરોની તમામ પ્રવૃત્તિઓના ઉત્પાદક અને પોષક સમા એ ગ્રામવાસી તરફ એ શહેરી સમાજ ઘૃણાજનક, અપ્રફુલ્લાસ્યયુક્ત અને બેપરવાઇભર્યું વર્તન ચલાવી રહ્યો છે. આજે એ શહેરનો સભ્ય ગણાતો સમાજ, ગામડાંમાં રહી, મધ્યાહ્નકાળે જે જગત આખાના ભરણ અને પોષણ માટે ખેતરમાં તપસ્યા કરી રહ્યો હોય છે તેને માટે એક પણ આભારનો શબ્દ ઉચ્ચાર્યા સિવાય તેને માત્ર મજુર ચાકર કે શ્રમજીવી ગણી પોતાથી હલકો હોવાનું માની બેસવાની ધૃષ્ટતા સેવે છે. ગામડાં એ દેશનું ઉદરપટલ છે. દેશરૂપી આખા દેહને રક્ષક અને પોષક તત્ત્વો પૂરાં પાડવાની ક્રિયા તો ત્યાં જ થાય છે. ગામડાં એ દેશનું કલેવર છે. શહેરોની ભવ્યતા, સમૃદ્ધિ અને સુખભોગનાં સાધનોની વિપુલતાથી દેશ આખાની સાચી સ્થિતિનો અભ્યાસ થઇ શકે નહિ, અને જો એમ જ હોય તો એ પરીક્ષા કે નિરીક્ષા અપૂર્ણ અને એક-દેશીય જ ગણાય. હાલ આપણા દેશનાં અમુક જુજ સંખ્યા જેટલાં ગામડાં બાદ

---

* સિદ્ધપુર મહાલ બીજી પુ. પરિષદ માટે લખાયલો નિબંધ.

કરી બાકીના વિશાળ ગ્રામસમૂહનું બારીક અવલોકન કરીશું તો સાચે જ આપણને આપણા દેશની પામરતા સ્પષ્ટ જણાઇ આવશે. આજનાં ગામડાં પાસે પ્રથમ તો સ્વચ્છ પાણી મેળવવાની પૂરી સગવડ નથી, તેની પાસે દવાનું સાધન નથી, સારું એવું પશુધન નથી, આરોગ્યના નિયમ પ્રમાણે યોગ્ય સગવડોવાળી વસાહત નથી, તેના અંગને ઢાંકવા પૂરાં વસ્ત્ર પણ નથી, આવતી કાલના ટંકનું સાધન પણ ન હોવાના સેંકડો કે હજારો દાખલા સંખ્યાબંધ કુટુંબો પૂરા પાડશે. કેટલાંક હતભાગ્ય ગામડાં માટે અક્ષરજ્ઞાનની યોજના પણ નથી; તો પછી તેને માટે બાલક્રીડાંગણો, બાલ શાળાઓ, જાહેર બગીચાઓ, પુસ્તકાલયો, કે એવી બીજી સગવડોનો વિચાર જ શી રીતે રાખી શકાય ? આજનાં ગામડાંનો શ્રમજીવી કરજમાં સડે છે. વારંવાર આવતા કુદરતી કોપોથી અથવા તેની પાસે સાધન ન હોવાથી એ કષ્ટપરંપરા સહી સહીને રીઢો થઇ ગયો છે, નિરક્ષર હોવાથી શાહુકાર વર્ગની શોષણનીતિથી ચૂસાઇ રહ્યો છે. જીવનની આખર ઘડી સુધી તે 'ગામડીયો–ગમાર' જેવા બહુમાનના (?) શબ્દો સાંભળી સાંભળી પોતાની સ્વમાનભાવનાની લાગણી ગુમાવી બેઠેલો છે. તે તો પોતે ખરેખર મહેનત કરવા જ સરજાયો છે આવી કૃત્રિમ ભાવના સેવી સાચી માનવતાની ઝંખના પણ કરી શકતો નથી. આમ આપણાં ગામડાંનું કલેવર ખરેખર વિરૂદ્ધ લાગે છે. આ સ્થિતિ દેશ આખાને માટે શરમભરી ગણાય.

પરંતુ આમ એકની એક સ્થિતિ સહન કરવા કોઇ ઓછું જ સરજાયું હોય છે ? ચઢતી પડતીના અબાધિત નિયમો શું ગામડાંને માટે નહિ હોય ? અને ખરેખર આજે એ સ્થિતિ બદલાવા લાગી છે. ગામડાંની એ ભોળી, નિરક્ષર, પ્રામાણિક, નિર્દોષ જનતાને સાચું પુનર્જીવન આપવા માટે દેશનો અગ્રગણ્ય સમાજ અને કેટલેક સ્થળે રાજસત્તાએ ઉદ્ધારની યોજના હાથ ધરી છે. શહેરોનો એ મુઠીદાર સમાજ પણ હવે વર્ષોજુની પ્રમાદવૃત્તિ ત્યજી સફાળો જાગ્યો છે. હવે ગામડાંનો સાચો ઉદ્ધાર કર્યા સિવાય પોતે પોતાની વર્તમાન સ્થિતિ સાચવી શકશે નહિ એ સનાતન સત્ય તેમને સમજાયું છે. શરીરમાંના લોહીનો વિકાર એક યા બીજા સ્વરૂપે શરીરના બાહ્ય ભાગ ઉપર દેખાઇ દેહ આખાને કદરૂપો કરી બેસશે એ બીતિ હવે સર્વ કોઇ સમજી શક્યું છે. એટલે હવે દેશ આખાને સંસ્કૃતિમય જોવાનાં સ્વપ્ન સેવનાર ગામડાંની સંસ્કૃતિ માટે કાર્યમગ્ન થઇ ગયા છે અને એ ગામડાંના ઉદ્ધાર માટે અનેકવિધ યોજનાઓ સ્વીકારી લીધી છે, જેવી કે:—સારી જાતનાં જાનવરોના ઉછેરની યોજના, મરઘાં ઉછેર, રેશમના કીડાનો ઉછેર, મધમાખનો ઉછેર, હાથ વણાટ, કાંતણ અને પીંજણ, ભરતગુંથણ અને સીવણની યોજના, ખેડૂત સહકારી મંડળી, માલ વેચનારી તથા આંટ વધારનારી મંડળી, દૂધની ડેરીઓ, ઇરિગેશન અને પાણીના પુરવઠાની યોજના, ખેતીનાં સુધરેલી ઢબનાં ઓજારો વડે ખેતી કરવી તે, અક્ષરજ્ઞાનની શાળાઓ, પુસ્તકાલય પ્રવૃત્તિ, રમત ગમતના મેદાનોની સગવડ, દવાખાનાંની યોજના, અને એવી બીજી વિવિધ યોજનાઓ નક્કી કરી તે સર્વ દિશામાં કાર્ય શરૂ કરી દેવામાં આવ્યું છે. એટલે આમ ગ્રામોદ્ધારની દિશામાં આપણા દેશમાં

હમણાં હમણાં ઠીક ઠીક પ્રયત્નો થઇ રહ્યા છે: હવે તો ગ્રામોદ્ધાર પ્રવૃત્તિને રાજકીય ઉન્નતિ સમજી પૂ૦ મહાત્માએ શેગાંવને અને આપણા રાજ્યમાં દયાળુ રજપિતાએ કોસંબાને ગ્રામ પુનર્ઘટનાનું કેન્દ્ર બનાવ્યું છે. વળી શ્રીમંત મહારાજા સાહેબે પોતાના " હીરક મહોત્સવ "ના ચિરસ્થાયી સ્મારક માટે એક કરોડ જેવી મોટી રકમની ભેટ ગ્રામોદ્ધારને અંગે કરી એ વિષયને સજ્જડ પુષ્ટિ આપી છે: અન્ય રાજ્યોમાં પણ હવે એ નીતિ સ્વીકારાઇ છે અને દરેક સ્થળે ઓછો વત્તો ગ્રામોદ્ધારનો ઇતિહાસ રચાયે જાય છે.

**ગ્રામોદ્ધાર માટે કેળવણીની અગત્ય.**

કોઇ પણ વ્યક્તિ કે સમષ્ટિનો ઉદ્ધાર કેળવણીથી જ થાય છે. તેની અવનતિમાં અજ્ઞાન મુખ્ય કારણ હોય છે. અજ્ઞાન વડે અનેક અનિષ્ટ સંયોગો અને વાતાવરણ ખડાં થાય છે; જ્યારે જ્ઞાનના દીપકનો પ્રકાશ થતાં અનેક અનિષ્ટો સમૂળ નાશ પામે છે. આજના સુધરેલા ગણાતા પાશ્ચાત્ય દેશોનો ઔદ્યોગિક વિકાસ, વિજ્ઞાનનો વિકાસ, સાહસિક વૃત્તિનો વિકાસ એ બધા જ બુદ્ધિ-વિકાસ ઉપર અવલંબે છે. એ બુદ્ધિવિકાસ કેળવણીથી જ પ્રાપ્ત થાય છે. પ્રાચીન આર્યાવર્તની જાહોજલાલી તેની કેળવણીને અંગે જ હતી. હાલની પરવશતા પણ કેળવણીના અભાવનું કારણ થઇ પડી છે.

કેળવણી ચાર પ્રકારની હોઇ શકેઃ ( ૧ ) શારીરિક ( ૨ ) માનસિક ( ૩ ) નૈતિક ( ૪ ) આધ્યાત્મિક. હાલ આપણને મળતી કેળવણી માત્ર બુદ્ધિવિકાસના હેતુ-એજ સરજાયી હોવાથી એવા શિક્ષણથી માત્ર પરાધીનતા જ સાંપડે છે. એવા આક્ષેપો ચોતરફથી થયા કરે છેઃ અને સાચે જ હાલની મળતી કેળવણીથી મનુષ્યો ઉદ્યોગપ્રેમી, સાહસિક, અને સંશોધકો નીવડવાને બદલે માત્ર નોકરશાહી જીવન જીવવાના સિદ્ધાંતો પર આવી જાય છે. હાલની કેળવણી સાચા દેશાભિમાની કરી શકતી નથી, એવો મત પણ હમણાં સ્વીકારાયો છે. હાલની કેળવણી આત્માભિમુખને બદલે બહિર્મુખ કરી મૂકે છે, ધંધો કરી ગુજરાન ચલાવવું એ દૃષ્ટિબિંદુ તરફ સુજ કેળવતી હોવાથી આટઆટલી મોટી કેળવણી લેવા છતાં દેશ આખા ઉપર ભણેલા-ઓની બેકારીનું મોજું ફરી વળ્યું છે. પરાવલંબી જીવન જીવવાની ભૂમિકા પર લાવી બેઠેલી કેળવણીથી જ્યારે નોકરીની પરવશતા પ્રાપ્ત કરી શકાતી નથી ત્યારે આત્મ-હત્યા કરવાના સેંકડો કિસ્સા આ દેશમાં દિન પ્રતિદિન વધે જ જાય છે. પરંતુ હવે એ કેળવણીનું દૃષ્ટિબિન્દુ ફેરવાયું છે. ધંધાદારીના શિક્ષણને અને શારીરિક શિક્ષણને એમાં સ્થાન અપાવવાની દેશના કેળવણીકારોની યોજના સંપૂર્ણ અમલમાં આવશે, ત્યારે એ પણ ક્ષતિ ટળી જશે. દેશાભિમાની વીરો ઉત્પન્ન કરવા માટે હવે રાષ્ટ્રીય શિક્ષણની યોજનાનો વિચાર રાષ્ટ્રવિધાયકો કરી રહ્યા છે; પરંતુ એ તો જ્યારે કેળવણીના સાચા માલીકો આપણા રાષ્ટ્રનેતાઓ થશે ત્યારે જ એ વિચાર ફળિભૂત થશે. પરંતુ આપણે તો હાલ ગ્રામોદ્ધારને લગતી કેળવણીનો વિચાર કરવાનો હોવાથી તેટલો જ વિચાર કરીએ. ઉપર આપણે જોયું કે કેળવણી વગર કોઇનો ઉદ્ધાર થઇ

શકતો નથી; તો ગામડાંના ઉદ્ધાર માટે એ સૂત્ર શું કોરે મૂકી શકાય ? પ્રત્યેક માણસને માટે જ્ઞાન પ્રાપ્ત કરવું એ તેનો પ્રાથમિક હક્ક છે. શિક્ષણ એ આત્મોન્નતિનું સાધન છે અને તેના પાયા રૂપે પ્રાથમિક શિક્ષણ કે અક્ષરજ્ઞાનનું શિક્ષણ છે. આ અનિવાર્ય ઉપાયને ગ્રામોદ્ધારના કામે સૌથી પહેલો અનુભવવો રહ્યો. હિન્દનો ગામડાંમાં વસતો વિશાળ જનસમુદાય નિરક્ષર રહે એ સ્થિતિ શું ચલાવી શકાય એવી છે ? અને એ સ્થિતિ હોય તો દેશ આખાની સંસ્કૃતિનાં સ્વપ્નાં સેવી શકાય ખરાં ? હાલ જેટલી અગત્ય ગ્રામોદ્ધારની ઉભી થઇ છે તેટલી જ બલ્કે તેથી પણ વિશેષ અગત્ય એ ગામડાંને કેળવણી આપવાની છે. કેળવણી એજ પરિવર્તનની કુંચી છે. કેળવણીની અગત્ય કે ઉપયોગિતા સમજાવવી તે મનુષ્યને જીવવા માટે હવા પાણી અને અનાજની ઉપયોગિતા સમજાવવા સરખુ છે. અને એથી જ કેળવણીનું સાચું મહત્ત્વ સમજી આપણા રાજ્યમાં પ્રથમિક શિક્ષણ મફત અને ફરજીયાત દાખલ કરી હિંદ આખામાં એ દિશામાં પહેલ કર્યાનું બહુમાન આપણા શ્રીમંત મહારાજા સાહેબે મેળવ્યું છે. ગ્રામોદ્ધાર માટેની આગળ ગણાવેલી અનેકવિધ યોજનાઓમાંથી સૌથી પ્રાથમિક અગત્ય કેળવણીની છે. અક્ષરજ્ઞાન મેળવ્યા સિવાય એ વિષયોના નિષ્ણાતોના અનુભવો કે માણસનો તલસ્પર્શી અભ્યાસ કરી શકાતો નથી. કેળવણી વગરનો માનવી આજે પોતાને માટે ઉંડો પશ્ચાત્તાપ અનુભવે છે. અભણને આંધળા બરાબર ગણી આપણો આખ સમાજ પણ કેળવણીની સાચી કિંમત આંકે છે. મહારાજા ભર્તૃહરિએ એક સ્થળે ઠીક જ કહ્યું છે કે સાહિત્ય, સંગીત અને કલા વગરનો માણસ એ ખરેખર પૂછડા વગરના પશુ સમાન છેઃ પણ એ ઘાસ ખાતો નથી તે બિચારા પશુઓનું સદ્ભાગ્ય છે.

આમ આપણે કેળવણીની સાચી અગત્ય જોઇ શકીએ છીએ. જીવનવ્યવહારમાં ભણેલાં અને અભણ વચ્ચેનું સામ્ય-વૈષમ્ય સમજી અક્ષરજ્ઞાનની ઉપયોગિતા સિદ્ધ કરી શકીએ છીએ. એટલે આપણી સત્તાએ, સમાજે અને પ્રત્યેક વ્યક્તિએ કેળવણીના આખા પ્રશ્નને પોતાનો કરી લેવો જોઇએ.

**કેળવણી અને પુસ્તકાલય પ્રવૃત્તિ.**

કેળવણીને અંગે અનિવાર્ય સમી થઇ પડેલી અનેક યોજનાઓમાં પુસ્તકાલય પ્રવૃત્તિ પોતાનું સ્થાન માગી લે છે. જગબત્રીસીએ ચઢેલા કેળવણી શબ્દના પાયાભૂતની પ્રવૃત્તિ તે પુસ્તકાલય પ્રવૃત્તિ. જ્યાં ફરજિયાત કેળવણી છે ત્યાં નિયમ પ્રમાણેની કેળવણી લઇ રહ્યા બાદ આગળ વધુ કેળવણી પ્રાપ્ત કરવાનું જેમને માટે અશક્ય છે અને એથી જેઓ પોતાના ગૃહધંધામાં પડી જાય છે તેઓ અમુક સમય પછી તેમણે લીધેલી કેળવણીની છાપ ભૂલી જાય છે. આવાં ભણેલાંઓ પોતાનું જ્ઞાન તાજું રાખે એને માટે પુસ્તકો એક અજોડ ઉપાય રૂપે છે. પુસ્તકો એ આપણા પૂર્વજોનો જ્ઞાનવારસો છે, ભૂતકાળના કીર્તિસ્તંભો છે, વર્તમાન યુગની દીવાદાંડી સમાન છે, અને ભવિષ્ય કાળની પ્રજાનાં ઉત્પાદક છે. એવાં પુસ્તકો જ્ઞાનનાં તૃષાતુર માણસોને આપી તેમની જ્ઞાનતૃષા છીપાવવાનું કામ એ

પ્રવૃત્તિ કરે છે. પુસ્તકો એ જ્ઞાનનું અમીઝરણું છે, અને પુસ્તકાલય પ્રવૃત્તિ એ સમાજમાં અવિરત વહેતો જ્ઞાનપ્રવાહ છે. પુસ્તકો આપણા સાચા મિત્રો—રે! ગુરુઓ છે, આપણા ગુણદોષ જોવાની આરસી છે, આપણા ચારિત્રને ઘડનાર ભાગ્યસષ્ટાઓ છે. પુસ્તકો આપણને આમંત્રણ કે આજીજીની સ્પૃહા રાખ્યા સિવાય પરમાર્થે જ્ઞાનનું દાન કરનાર સમર્થ દાનવીરો છે. અનેક મહાપુરુષોનાં તેમાં દર્શન થાય છે. પુસ્તકનું વાચન આપણી બુદ્ધિ—શકિતની સંકુચિત વૃત્તિ ટાળી વિશાળ ભાવના કેળવાવે છે. એવા ગ્રંથોનાં યશોગાન એકાદ લેખ કે નિબંધમાં ગાઇ શકાય નહિ. પુસ્તકો અને પુસ્તકાલય પ્રવૃત્તિનું મહત્ત્વ ઘલાહિદું પુસ્તક માગી લે છે. પુસ્તકો વાંચવાનો શોખ કેળવવો એ પણ જીવનમાં એક યાદગાર પ્રસંગ છે. પુસ્તકો વાંચવાં એ નવરાંઓનો ધંધો નથી. એમાં એકલી પ્રતિભા સમાઇ નથી. આપણા ચારિત્રની ખીલવણી માટે, સદ્ અસદ્ સમજવા માટે, અને દષ્ટિમર્યાદા કૂપમંડૂકની જેમ ન રાખતાં વિશાળ કરવા માટે સુવાચન આવશ્યક છે. પુસ્તકોનું વાચન આપણને કુથલી, લવારી, ગામગપાટા અને નિંદાના વમળમાંથી ઉગારે છે, જીવનવ્યવહાર માટે કુશળ બનાવે છે. નેપોલીઅનના પુસ્તકપ્રેમનો દાખલો પુસ્તકપ્રેમીઓમાં એક અને અજોડ હોવાનું માન તેટલા માટે જ મેળવી લે છે. આપણા મહાપુરુષોના જીવનઘડતરમાં ઘણાએ ગ્રંથોએ મહદ્ કાર્ય કરી બતાવ્યું છે. પુસ્તકાલય પ્રવૃત્તિ એ થોડા ખર્ચે અને વખતે સવડ હોય ત્યાં વિના મૂલ્યે આપણાં દીન, હીન, દુઃખીઓની મદદે ને સલાહે સત્વર દોડી જાય છે. આપણા રાજ્યમાં દયાળુ રાજપિતાએ એ દિશામાં પણ સંગીન કાર્ય કરી આપણને ભાવિ પ્રજાના જીવન ઘડતરનો સાચો રાહ બતાવ્યો છે. આપણા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ પાછળ સાહિત્યના સાચા ઉપાસક અને અનન્ય ભક્ત સમા શ્રી. મોતીભાઇ અમીન સા. જેવાની તીવ્ર બુદ્ધિ, શકિત પથરાયાં છે. એ પ્રવૃત્તિ ઘલાહીદા ખાતાના વહીવટથી ચાલતી હોવાથી એ દિશામાં સ્તુત્ય પ્રયાસો થઇ રહ્યા છે. જડ પૂજાના હિમાયતીઓ સત્યનારાયણની પૂજાને બદલે સાહિત્યનારાયણની પૂજા કરે તો ? અને ખરેખર યુગ બદલાયો છે. એવી સાહિત્ય પૂજાઓ સર્વત્ર જ્યાં ત્યાં સાહિત્ય રસિકો તરફથી પરિષદો દ્વારા થતી હોઇ આપણા માટે એ આશાજનક ચિહ્ન છે. છેક પ્રાચીન કાળના રાજા ભોજ અને મહાકવિ કાલિદાસના સમયથી સાહિત્યની જે અજોડ પૂજા થતી તે સિદ્ધરાજ જયસિંહના સમય સુધી ઓછે વત્તે અંશે જીવંત રહી; અને આપણા રાજપિતા શ્રીમંત મહારાજા સાહેબે તો એમાં અજબ એવો પ્રાણ પૂરી વધુ ચિરંજીવી અને યશસ્વી બનાવી છે. સાહિત્ય સંગીત અને કલાના ત્રિવેણી સંગમ સમી આપણી પુસ્તકાલય પ્રવૃત્તિનો સ્રોત આમ સદીઓ સુધી અસ્ખલિત—અવિરત વહ્યા જાઇ અસંખ્ય માનવીઓના માનસિક દોષોને નિવારે એજ આપણે ઇચ્છવું રહ્યું.

પુસ્તકાલય પ્રવૃત્તિ તરફ આપણે વધારે અભિમુખ થઇ તેને અપનાવીએ.

આપણે જાણીએ છીએ કે હાલનાં આપણાં ગામડાં પાસે અઢળક દોલત કે ધનભંડાર નથી. ગ્રામવાસીઓ શ્રીમંત કે ગર્ભશ્રીમંતોના લીસ્ટમાં ગણાવા ભાગ્ય-

શાળી નથી જ. આવી કપરી સ્થિતિમાં હરેક પ્રસંગે વિના મૂલ્યે, વિના સંકોચે, વિના ભેદ ભાવે અને બનતી ત્વરાએ તેમનો સાચો રાહ કોણ બતાવી શકે ? ગામડાંના જીવનમાં અનેક ત્રૂટિઓ છે, અનેક ઉણપો છે, અનેક અણપૂરી અભિલાષાઓ છે, અને જેનો ઝટ તોડ ન લાવી શકાય તેટલી પારાવાર ગૂંચો છે. ત્યારે આ બધાનો તોડ લાવનાર કોઈ જોઈએ ને ? એક માત્ર પુસ્તકાલય પ્રવૃત્તિ જ આ બધી ગૂંચો ઉકેલી શકે છે. પુસ્તકાલય જ ગામડાંનો સાચો માર્ગદર્શક જીવનસાથી છે. તે રોગીઓને વૈદકનાં પુસ્તકોની ભેટ ધરે છેઃ તેમના રોગનું કારણ અને ઘરગથ્થુ ઉપાયો જણાવી એક નિઃસ્વાર્થી વૈદ કે હકીમની ગરજ સારે છે; અશક્તોને બ્રહ્મચર્ય, સંયમ, અને કસરતના બોધપાઠ આપી એક પહેલવાનનો પરચો બતાવે છે; કજીઆ કંકાસ તથા વેરઝેરમાં રચ્યા પચ્યા રહેનારાઓને સંપ, શાન્તિ, પ્રેમ, અને ભ્રાતૃભાવના દિવ્ય ગુણોની વાનગી પીરસી એક સાચા ધર્મોપદેશકનું કાર્ય કરે છે. બેકારોને અનેક ગૃહધંધાનું શિક્ષણ આપી રોજી તરફ વાળે છે; ધર્મપરાયણોને ધાર્મિક ગ્રંથો વડે વધુ ધર્મિષ્ઠ બનાવે છે; નિરક્ષરને અક્ષરજ્ઞાન આપી એક શિક્ષકની ગરજ સારે છે; નોકરવર્ગને વફાદારીના પાઠ ભણાવે છે; ધનિકોને પરમાર્થના, આળસુઓને જાગૃતિના અને ગરીબોને સંતોષ તથા કરકસરના પાઠ શીખવે છે. સાહિત્ય ઉપાસકો સાચી સાહિત્ય ઉપાસના આદરે છે. કલા ભક્તો કલા પ્રેમી બને છે. સંગીતપ્રિય માણસો સંગીતનો અનેરો આનંદ લૂટે છે. વાર્તાઘેલાં ભૂલકાં અલકમલકની વાતો વાંચી, સાંભળી મહત્ત્વાકાંક્ષી બને છે. પ્રવાસવર્ણનો, ભૂગોળ શિક્ષણના હેવાલો, નકશાઓના ચિતાર વગેરે એક આબાદ ભોમીઆનું કામ કરે છે. શઠ, ધૂર્ત, પાપીઓને તે પોતાના પાપ કર્મ માટે પશ્ચાત્તાપનો અનુભવ કરાવી ભાવિ જીંદગીના સુધારા તરફ વાળે છે. સમાજના આગેવાનોને તેમની મહત્તાનું ભાન કરાવી સમાજ વચ્ચે ચાલી રહેલા વહેમ, અજ્ઞાન, અસ્પૃશ્યતા, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, કજોડાં લગ્ન, જડપૂજા, જ્ઞાતિ બન્ધન જેવા તાંડવનૃત્ય કરી રહેલાં દુરાચરણો સામે બેઠો બળવો જગાવે છે. ઘરની ચાર દિવાલો વચ્ચે સડી રહેલી સ્ત્રી શકિત બાળઉછેર, રસોડાનું, ઘર કામનું, તથા યોગ્ય ગૃહ ધંધાનું સાચું શિક્ષણ લઈ માતૃપદની હાકલ કરે છે, પતિવ્રતના પાઠો ભણી સાચી દામ્પત્ય ભાવના કેળવે છે, અને એ રીતે સાચી જીવન સહચરી બની જનની પદને શોભાવે છે. એ સિવાય ગ્રામોદ્ધારમાંની યોજના પ્રમાણે અનેકવિધ પ્રવૃત્તિ અંગેનાં પુસ્તકો વાંચી, સાંભળી આપણી ગ્રામ્યજનતા, ગ્રામોદ્ધારની દિશામાં સક્રિય સંગીન ફાળો આપી શકે છે.

**ગ્રામોદ્ધારમાં પુસ્તકાલય પ્રવૃત્તિનું સ્થાન.**

" **જ્યાં શાળા ત્યાં પુસ્તકાલય** " એ સિદ્ધાંતે આપણા રાજ્યમાં પુસ્તકાલયોની સંખ્યા દિન પ્રતિદિન વધતી જાય છે. જ્યાં પુસ્તકાલયનું સ્વતંત્ર મકાન નથી હોતું ત્યાં તેનું કામકાજ એટલે મંત્રી કે ગ્રંથપાલ તરીકેનું કામકાજ આપણે શિક્ષકો કરીએ

**પુસ્તકાલય પ્રવૃત્તિ અને આપણી ફરજ.**

છીએ. હવે આ ગ્રામોદ્ધારને અંગે ચાલતી પુસ્તકાલય પ્રવૃત્તિમાં આપણો શું ધર્મ છે તે જોઈએ.

"જ્ઞાન" એ પવિત્ર વસ્તુ છે. પવિત્ર વસ્તુ પુસ્તકો સંઘરે છે. એ પુસ્તકોની આપલેનું કામ આપણું હોય છે. આપણે પવિત્ર વસ્તુને અપવિત્ર ન જ કરીએ. અપવિત્ર કરવું એટલે દુરૂપયોગ કરવો. આપણે આપણી ફરજ બજાવીએ. ગ્રામ-ઉદ્ધારના યજ્ઞમાં આપણે પણ આપણો સમય અને શકિત હોમીએ અને કંઇ પણ સેવા કરવાની સોનેરી તક મળી છે તેનો યોગ્ય ઉપયોગ કરીએ. પુસ્તકાલયમાં નીતિ-બોધને અનુસરતાં પુસ્તકો પસંદ કરીએ. ચારિત્ર એ જીવનનો પાયો છે, ચારિત્રનો પાયો નીતિ છે. નીતિ સત્ય વડે ટકી શકે છે. માટે આપણે એનો સુમેળ સાધી શકીએ એવો સારો પુસ્તકસંગ્રહ કરીએ.

બાલમાનસનાં, સ્ત્રી ઉપયોગી, ધાર્મિક વિષયોનાં, તત્ત્વજ્ઞાનનાં, ઐતિહાસિક, શિક્ષણનાં, ભૌગોલિક વિષયનાં, પ્રવાસવર્ણનોનાં, ગણિતશાસ્ત્રનાં, સમાજસુધારાનાં, ઔદ્યોગિક શિક્ષણનાં કે કારીગીરીનાં, વૈદકનાં, એવાં એવાં પુસ્તકોના વિભાગ કરી રાખીએ. વાચકોનાં ઉચ્ચાર, અભ્યાસ, અને માનસની પરીક્ષા કરી તેમને યોગ્ય પુસ્તક પસંદ કરીને આપીએ. વાચકનું હૃદય જીતી લઇ વાચન બહોળું અને પ્રમાણુસિદ્ધ નીવડે તે જોઇએ. પુસ્તકાલયની પ્રવૃત્તિને પોતાના જીવનની પ્રવૃત્તિનું મહત્ત્વનું અંગ ગણીએ. તેની ઉન્નતિ માટે શકય તે તમામ ઉપાયો યોજીએ. એક વખત ભિક્ષુક કે યાચક પણ બની પુસ્તકાલયની ક્ષતિ દૂર કરીએ. પુસ્તક પસંદગીમાં માત્ર કાલ્પનિક કે જુઠાણાંભરી વાર્તાઓને કે ઠરેલ નહિ એવા યુવાનો નવલકથાનો દુરૂપયોગ કરે તેવાં પુસ્તકોને સ્થાન ન આપીએ. અભણ માણસોને અક્ષરજ્ઞાનની યોજનાનાં પુસ્તકો આપી લખતાં કે વાંચતાં કરીએ. મોટેરાંઓ આગળ નવરાશ વખતે તેમને સ્પર્શી શકે તેવાં પુસ્તકો વાંચી બતાવીએ. અશક્તોને ઘેર બેઠાં પુસ્તકો પહોંચાડીએ. પાંચ પચીસનો ડાયરો ગામ ગપાટા મારતો હોય ત્યાં વચ્ચે એક પુસ્તક લઇ જઇને ઝંપલાવીએ, અને એમને નિંદાના કૂપમાંથી ઉગારીએ. સર્વ વાચકો તરફ સમભાવ કેળવીએ અને પુસ્તકોમાંના આદર્શ સિદ્ધાંતોને પોતાના જીવનમાં મૂર્ત સ્વરૂપ આપી જીવન અનુકરણીય બનાવીએ.

વર્તમાનપત્રો અને રોજીંદાં પત્રો મંગાવી દેશ પરદેશના હેવાલોથી ગ્રામ જનતાને વાકેફ કરીએ. ગામ વચ્ચે કાળી ભીંત કરાવી તેના ઉપર દેશ પરદેશના ચાલુ સમાચાર લખી ગામ આખાને જગતનું ભાન કરાવીએ. સપ્તાહ, પર્વણી વગેરે વગેરે ઉજવી પુસ્તકાલય પ્રવૃત્તિનું ગૌરવ વધારીએ. અને એ રીતે કલ્પવૃક્ષ સમાન એ પ્રવૃત્તિ પાસેથી ગામડાંને જોઇતું બધુંજ અપાવીએ તો આપણે આપણો ધર્મ બજાવ્યો ગણાશે.

### ઉપસંહાર

ગ્રામોદ્ધારની આખી પ્રવૃત્તિની ઇમારત ગામડાંની ભૂમિકા ઉપર રચાતી હોવાથી એની સફળતા માટે ગ્રામવાસીઓની તત્પરતા અને સહકારની આવશ્યકતા ઉભી થાય છે. આપણે ગ્રામવાસીઓને માત્ર તેમનો કર્તવ્ય સંદેશ આપીને બેસી ન જ રહીએ. આપણું કાર્યક્ષેત્ર વિશાળ રાખીએ. શિક્ષકો ધારે તો ગામ આખાનો સુંદર સહકાર કેળવી શકે. શિક્ષકો સાચા ગ્રામવાસી બની એમને ઉપદેશો, ગ્રામોદ્ધારની પ્રવૃત્તિ સાચે

જ જોઇએ તો શિક્ષકોના ઉત્સાહ, ખંત, સેવાભાવ અને કાર્યદક્ષતા ઉપર અવલંબી રહી છે. અનેક પ્રવૃત્તિઓને તે એકલો જ સર્જી શકે છે, પોષી શકે છે. આપણે આપણી ગંભીર જવાબદારી સમજીએ. ગ્રામ પ્રજાએ આપણે માટે કેળવેલા વિશ્વાસને વધારીએ, અને ગ્રામસેવકની મોટી પદવી ધારણ કરીએ. ગામડામાં વસનાર શિક્ષકો તેમની વચ્ચે રહી ઘણું કરી શકે તેમ છે. આપણે પ્રથમ અક્ષરજ્ઞાનના શિક્ષણથી આપણું કાર્ય શરુ કરીએ. ગામમાં અવારનવાર ફરી તેમને સ્વચ્છતા, સુઘડતા, અને સુંદરતાના પાઠો ભણાવીએ. શાળાને અંગે આવતાં બાળક બાલિકાઓના ભાવિ જીવનની તૈયારી સારા પાયા ઉપર કરી શકીએ. ગ્રામોદ્ધારની અનેકવિધ યોજનાઓ જાતે યોજી તેનું રચનાત્મક કાર્ય હસતે વદને ઉપાડી લઇએ. તેમાં કોઇના આમંત્રણની અપેક્ષા ન સેવીએ. જાતે કામ કરી બતાવવામાં હલકાઇ ન ગાનીએ, અને સરકાર તરફથી ચાલતી પ્રવૃત્તિઓના કેન્દ્ર સમા થઇ પડી પોતાની શક્તિનો સાચો પડઘો પાડીએ. આજનાં ગંદાં, અવ્યવસ્થિત, રોગગ્રસ્ત અને નિરક્ષર ગામડાંના કલ્યાણનો માર્ગ પોતાની બુદ્ધિ શક્તિથી ખુલ્લો કરી મૂકીએ. પ્રજાનો વિશ્વાસ કેળવી સાચો સહકાર મેળવીએ. ગ્રામ જીવનની વર્તમાન અનેકાનેક ત્રૂટિઓ શોધી કાઢીએ, તેના ઉદ્ધારની યોજના ઘડીએ, અને અવિરત કાર્યને અંતે સાચી સફળતા પ્રાપ્ત કરીએ.

ઇશ્વર આધુનિક ગ્રામજીવનને વધુ સુખી અને સરળ બનાવે, ગ્રામોદ્ધારને લગતી પ્રવૃત્તિઓમાંની પુસ્તકાલય પ્રવૃત્તિ તરફ સમાજનું લક્ષ દોરે અને એ ગામડાંનું સર્વાંગીય કલ્યાણ નિઃસ્વાર્થ શિક્ષક બંધુઓને હાથે કરાવે એજ અભિલાષા. !



## આત્મબળ

( તોટક )

( ૧ )

દૃઢ મન કરો તો દુઃખ હઠે,
અશાંતા દિલની સર્વે ટળે;
જપો જાપ ઘણા તસ્બીહ લઇ,
તપ આદરશો વધુ કષ્ટ સહી.

( ૨ )

લેઇ ટેક વ્રતો આચરશો અતિ,
ધરો શાંતપણે કંઇ સદ્બુદ્ધિ;
પણ ઇશ થશે ક્યારે રાજી ?
વસે આત્મબળ જ્યાં દીસે ગાજી.

( ૩ )

ત્યમ પત્રો પઢો માસિક પઢો,
બીન મનને કાંઈ ગ્રંથ પઢો;
જાળજા લેઈ કરમાં ઘૂમશો,
ઉપલકીયા શોખિન સાહિત્યે બનશો.

( ૪ )

રસિક નોવેલો પઢશો કંઇ કંઇ,
ઇશ્કી ગીતાએ રાજી થઇ થઇ;
ધાર્મિક સુગ્રંથો અળગા મૂકો,
મનન વિના ભલે વાચને ઝૂકો.

( ૫ )

વાચન ઉન્નતિ કરતું અતિશે,
આત્મબળે કંઇ લક્ષ દઇને;
વાચન ગંગા જ્ઞાને વહેતી,
જ્ઞાન સુધાનાં પીણાં દેતી.

શિવાત્મજ–ડીંગુચા,

# ૧૯૯૩ નું બાલસાહિત્ય

## એક પત્ર

પ્રિય ભાઈશ્રી,

મારા ગયા પત્રમાં* જણાવ્યા પ્રમાણે આ પત્ર ખૂબ વહેલો લખવો ધારેલ હતો.

દીવાળી પછી તરત જ લખવા ધારેલ આ લેખ સાત મહિના મોડો થઈ ગયો. દીવાળી પહેલાં જ બાલસાહિત્યના ઘણા પ્રકાશકોએ પોતાનાં પુસ્તકો મને મોકલી આપ્યાં હતાં; પરંતુ એકાદ બે ભાઈઓએ મોકલવામાં ઢીલ કરતાં તે કાર્ય પુરું ન થયું તે છેક આજે જ પુરું થાય છે. પણ આ મોડા થવાનો બદલો બીજી રીતે વાળવાનો ઈરાદો છે. પ્રકાશકોને મેં વિનંતિ કરી છે કે જેમ સાપ્તાહિકો તથા માસિકોને સમાલોચના માટે બહાર પડે કે તુરત પુસ્તકો મોકલો છો તેમ તે સાથે મને મોકલતા રહો તો સમાલોચના લખવાનું કાર્ય સરળ બને. મારી એ વિનંતિનો સ્વીકાર થઈને પુસ્તકો આવવાં પણ શરૂ થઈ ગયાં છે. એટલે જો બીજી કંઈ હરકત ઉપસ્થિત ન થાય તો ચાલુ વર્ષ પુરું થતાં પહેલી જ તકે સમાલોચના બહાર પાડી દેવાનો અત્યારે તો ઇરાદો છે.

બાલસાહિત્યનાં ચાલુ વર્ષનાં પ્રકાશનોની સંખ્યા ગઈ સાલ કરતાં જરા પણ ઓછી નથી, તે તો સાથેનું પરિશિષ્ટ જોતાં જ જણાઈ આવશે. ગુજરાતી સાહિત્યમાં વિભાગવાર પ્રકાશનો લઈએ તો બાલસાહિત્યનાં પ્રકાશનોની સંખ્યા અગ્રપદે આવશે તેવી મારી માન્યતા છે. બાળકોને વર્ષો સુધી આપણે વાચનભૂખથી માર્યાં છે, તેનું આ પ્રાયશ્ચિત્ત હોય તેમ બાલ પુસ્તકોની સંખ્યા ઠીક પ્રમાણમાં વધતી જાય છે.

શ્રી. દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર તરફથી ચાલતી બાલસાહિત્ય વાટિકામાં ઠીક પ્રમાણમાં પુસ્તકો પ્રગટ થયાં છે. ' ટેકરીની વનસ્પતિ 'માં શ્રી. ગિજુભાઈએ જંગલમાં ઊગતી તથા લોકોના હમેશના ઉપયોગમાં આવતી લગભગ ૩૦ વનસ્પતિ સંબંધી ઉપયોગી માહિતી આપી છે. ' ટારઝન ભાગ ૧ લા 'માં શ્રી. શંકર શાહે તેજ નામની ફીલ્મ પરથી હિંદીમાં લખાયેલ પુસ્તક ઉપરથી ટારઝનનો ઇતિહાસ બાળકોને ગમી જાય તેવી ભાષામાં આપેલ છે, જેમાંથી ઘણું જાણવાનું મળી શકે તેમ છે. ' છ મૂર્ખાઓ 'માં શ્રીમતી મોંઘીબેને ખડખડાટ હસાવે તેવી અઢાર વાતો ભેગી કરી છે. આમાંની કેટલીક વાતો આપણે સાંભળી હશે પણ તેને ગ્રંથસ્થ થયેલી તો પહેલી જ વાર જોઈએ છીએ. ' તારા અને ગ્રહો 'નું પૂંઠું ખૂબ આકર્ષક છે. તેમાં શ્રી. મગનભાઈ પટેલે ખગોળ વિષે એટલી માહિતી આપી છે કે તે નીચલાં ધોરણોમાં પાઠ્ય પુસ્તક તરીકે સ્થાન પામવું જોઈએ. ' ઋતુના રંગ 'માં ગિજુભાઈએ પત્રો દ્વારા દરેક ઋતુનું બહુ જ બારીક વર્ણન આપ્યું છે. એક પણ વસ્તુ

---

* ' પુસ્તકાલય, ' ઑગસ્ટ ૧૯૩૭ પૃ. ૫૦૦.

ન રહી જાય તેની ઝીણવટભરી કાળજી રાખવામાં આવી છે. ' ગિરીશભાઇની વાતો ' માં અંગ્રેજી ઉપરથી કાયાપલટ કરેલ અઢાર વાતો આપવામાં આવી છે. તેમાંની ઘણીખરી બાળકોને ગમી જાય તેવી છે. ' વિજ્ઞાનના દૃષ્ટાંઓ ભાગ ૧-૨ ' નું સાથે અવલોકન કરવું ઠીક પડે તે સ્વાભાવિક છે. આ બન્ને ભાગમાં થઇને સાત વિજ્ઞાનીઓ-આર્કિમિડિસ, ગેલીલીઓ, સર આઇઝેક ન્યૂટન, માઇકલ ફેરાડે, એડિસન, ગાર્કોનિ તથા સર જગદીશચંદ્ર બોઝનાં ચરિત્રો બહુ સરસ ભાષામાં આપવામાં આવ્યાં છે. અને વાચકને તેમાંથી ઘણું નવું જાણવાનું મળે છે. આ ચરિત્રો ઉપરાંત ' વિદ્યુત્ શકિત ' પર પણ એક સારો લેખ આપેલ છે. આ પુસ્તક ભાષાંતર હોવાથી તેમાં પ્રોફેસર રામન જેવા વૈજ્ઞાનિક રહી જાય છે તે પર પ્રસ્તાવનામાં શ્રી. ગિજુભાઇએ ધ્યાન ખેંચ્યું છે અને વાચકને પણ તે ખોટ સાલે છે. ભાષાંતર કરીને પણ તેમાં એક ચરિત્રનો ઉમેરો કરી દીધો હોત તો કંઇ ખોટું નહોતું: ' બાળજોડકણાં 'માં શ્રી. ગિજુભાઇએ ૧૦૦ પાનાંમાં ૧૬૦ જોડકણાં આપ્યાં છે; અને તે રીતે ગ્રંથસ્થ કરીને લુપ્ત થવાના ભયમાંથી તે સાહિત્યને ઉગારી લીધું છે. ' વિજ્ઞાનની રમતો ' માત્ર બાળકો માટે જ નથી. અજાયબ દેખાતી વસ્તુઓની યુકિત ખુલ્લી થતાં તે કેવી સરળ હોય છે તે આ પુસ્તકના વાચનથી જણાય છે. મોટાંઓને આ પુસ્તકમાંથી ઘણું જાણવાનું મળી આવે છે એટલું જ નહિ પણ તે રમતો મોટી ઉમરે કરવાનો શોખ પણ થઇ આવે તેમ છે, અને તેમાં કશું ખોટું નથી.

' પરીની વીંટી'માં વાર્તા તથા વિજ્ઞાન બન્ને છે. આગલા સમયની એક કૃતિનું તે રૂપાંતર હોવા છતાં એક સ્વતંત્ર પુસ્તકના જેટલું જ તેનું મૂલ્ય છે, અને તે માનના અધિકારી બાલ સાહિત્યના જાણીતા લેખક શ્રી. ચંદ્રશંકર ભટ્ટ છે. ' બંગાળની લોકકથાઓ 'માં ' આલોકકુમાર ' તથા ' માવાના પૂતળાની વાર્તા ' બાળકોને ગમી જાય તેની છે. ' ટારઝન ભાગ ૨ જો ' માં તે રસિક વાત આગળ ચાલે છે. તેના હજુ ઘણા ભાગો બાકી રહ્યા છે. વાચકો તેની આતુરતાથી રાહ જોશે. ' સૌંદર્યની દૃષ્ટિએ 'માં શ્રી. ગિજુભાઇએ દિવસ અગર રાતના જુદા જુદા સમયે જોયેલાં દૃશ્યોનું આકર્ષક વર્ણન છે. બાલસાહિત્ય વાટિકાનાં ચાલુ વર્ષનાં પ્રકાશનો આ પુસ્તકથી પૂરાં થાય છે.

ગાંડીવ સાહિત્ય મંદિરની પ્રવૃત્તિ આ વર્ષે બન્ને દિશામાં બાલસાહિત્ય તથા કુમાર સાહિત્યમાં ચાલુ રહી છે. પરિશિષ્ટ પરથી જણાશે તેમ બન્નેમાં થઇને તેર પુસ્તકો પ્રગટ થયાં છે.

' સુગંધિકા ભાગ ૨ 'માં જનરલ ફૅંગ ' ' વિલિયમ પર્કિન ' 'લુઇ પેશ્ચર' ' ફેરેડે ' તથા જંગી રકમના પારિતોષિકથી વિખ્યાત બનનાર ' નોબલ 'ની જીવનકથાઓ બાળકોને આનંદ આવે તેવી રીતે આપવામાં આવી છે. ' સંતાકુકડી 'માં અક્કલ કસોટીના જુદા જુદા કોયડાઓ આપવામાં આવેલા છે, જે ફુરસદના સમયે બુદ્ધિની ખીલવણીમાં અતિ ઉપયોગી થઈ પડે તેમ છે. બકોર પટેલની વાતોના ચાર વધારે

ભાગ ( ભાગ ૪–૫–૬–૭ ) બહાર પડયા છે. ચારે ભાગોમાં થઇને એક એકથી ચઢીયાતી હાસ્ય ઉપજાવે તેવી તેર વાતો છે. આમાંની એકે એક વાત બાળક હોંસથી વાંચે તેવી છે. 'હુન્નરિકા'માં બજારમાંથી સામાન્યતઃ લેવાતી વસ્તુઓ ઘેર સહેલાઇથી અને સોંઘા ખર્ચે કેવી રીતે બની શકે છે તે બતાવવામાં આવ્યું છે. તેના લેખક હજુ આવાં બીજાં પુસ્તકો બહાર પાડવાની આશા રાખે છે. 'આતશબાજી'માં વિવિધ પ્રકારનાં ૪૯ લેખોનો સંગ્રહ છે. આ પુસ્તક 'મોરનાં પીછાં'નો ભાઇ ગણી શકાય તેવું છે. બાળકને તેમાં પોતાને રુચતો વિવિધ પ્રકારનો ખોરાક મળી રહેવા સંભવ છે.

'ચાલો ભજવીએ' ગ્રંથમાળા દશ ભાગમાં પૂરી થઇ ગઇ છે તે માન્યતા ચાલુ વર્ષમાં તેના બહાર પડેલા બે ભાગો પરથી ખોટી પડી છે. તેના બીજા ત્રણ ભાગો પણ હવે બહાર પડવાના છે. અગીયારમા ભાગમાં 'ગટરની યોજના' 'આગનો બંબો' 'સૂનાં ઢોર' 'લુગડાં ઉતારીને વાંચજો' 'જળો' વગેરે અગીઆર નાટિકાઓ આપવામાં આવી છે. 'ચાલો ભજવીએ'ની શરૂઆત કરાવનાર હરિપ્રસાદ વ્યાસની જ આ બધી નાટિકાઓ લખેલી છે. આ નાટિકાઓ આફ્રિકા જેટલે દૂર ભજવવામાં આવી છે તે જ તેની લોકપ્રિયતાની સાબીતી છે. બારમા ભાગમાં 'હર્ષવર્ધન' તથા 'ચિતોડ ગૌરવ' નામની બે નાટિકાઓ બંગાળી પરથી રજુ કરવામાં આવી છે. આ અનુવાદ ભાનુપ્રસાદ વ્યાસે કરેલો છે. આ નાટિકાઓની ખૂબી એ છે કે આખી નાટિકા ન ભજવવી હોય તો તેમાંથી છૂટાં દૃશ્યો લઇને પણ ભજવી શકાય તેમ છે.

'કુમાર ગ્રંથમાળા'નાં ત્રણ પુસ્તકો ચાલુ વર્ષમાં બહાર પડયાં છે. 'આફતે મર્દો' બંગાળી પરથી રૂપાંતર છે, પરંતુ તેમાં આપણી ભાષાને યોગ્ય ફેરફારો કરવામાં આવ્યા છે, અને તેથી આપણે એક સ્વતંત્ર પુસ્તક વાંચતાં હોઇએ તેમ લાગે છે. 'મોતના પંજામાં' પણ બંગાળી ઉપરથી રૂપાંતર છે. આ બન્ને સાહસ અને શૌર્યકથાઓ ગુજરાતના કુમારોની સાહસવૃત્તિને ઉત્તેજક નીવડે તેમ છે. 'ચીથુગારી' ભાઈ બહેનના પ્રેમની કથા છે, અને તેમાં બીજી વિગતો કરતાં આ પ્રેમે અગ્રસ્થાન લીધું છે. અલબત્ત તેથી તે સાહસકથા મટી જતી નથી. અમુક ઉમરના કુમારોને લક્ષમાં રાખી લખાયેલી આ માળાને કુમારો અપનાવશે તે નિઃશંક છે.

અશોક બાલ પુસ્તક માળાનાં પુસ્તકો દર મહિને એકના હિસાબે બહાર પડેલ છે અને તે રીતે તે બીજું વર્ષ પૂરૂં કરી ત્રીજા વર્ષની લગભગ આખરે પહોંચવા આવી છે. માળાનાં આગલાં પુસ્તકોની નવી આવૃત્તિ છપાતી જાય છે તેજ તે પુસ્તકોની લોકપ્રિયતાની પારાશીશી છે.

બીજા ગુચ્છનાં પુસ્તકો પૈકી 'નરવીર નેપોલિયન' શ્રી. નાગરદાસ ઇ. પટેલે લખેલું છે, અને તે નાનાં બાળકો માટે આ જગતકેસરીનું જીવન ચરિત્ર બહુ જ ટુંકામાં લખાયેલું છે. બાલસાહિત્યના સિદ્ધહસ્ત લેખક તરીકે ભાઇ નાગરદાસનાં

વખાણ કરવાં તે સોનાને ઢોળ ચડાવવા જેવું છે. ' ગ્રામ ગીતો 'માં શ્રી. સોમાભાઇ ભાવસાર ગ્રામ્ય જીવનનાં ત્રણ બાલકાવ્યો ' કઠિયારો ' ' ખેડુત ' તથા ' ગોવાળ ' નાં જીવન ચરિત્રો રજુ કરે છે. દરેક કાવ્યની છેલ્લી બે લીટીમાં ખબર ન પડે તેવી રીતે બોધ સમાઇ જાય છે. ' રંભાનું રસોઇ ઘર ભાગ ૨ ' શ્રી. સુમતિબેને રચેલ છે. આવાં પુસ્તકો આપણી કન્યાશાળાઓમાં પાઠ્ય પુસ્તકો તરીકે ચાલવાં જોઇએ. ' પાક શાસ્ત્ર ' પર આવાં સસ્તી કિંમતનાં પુસ્તકો હજુ જાણમાં નથી. શરૂઆતમાં આરોગ્ય વિષયક સૂચનાઓ આપ્યા બાદ વિધવિધ પ્રકારની વાનીઓ માટેનાં પ્રમાણો આપ્યાં છે. પરંતુ આવાં પુસ્તકોમાં મુદ્રણદોષ ચલાવી ન જ શકાય. દા. ત. પા. ૧૫ પર પચાસ માણસની રસોઇના પ્રમાણમાં ૧ મણ ઘઉંનો લોટ સાથે ૧ શેર સાકર લખેલ છે. અલબત્ત આ મુદ્રણદોષ છે, પણ બાળકો માટેનાં પુસ્તકોમાં તો તેનો સખ્ત બહિષ્કાર થવો જોઇએ. ભેટ પુસ્તક ' ચંદ્રભાગા ' શ્રી. માધવરાવ કર્ણિકનું રચેલ એક બાલ નાટક છે. દેશદ્રોહી થવા ઇચ્છનાર સગા ભાઇનું ખૂન કરતાં ચંદ્રભાગા અટકતી નથી ને છેવટે પોતે પણ ભ્રાતૃવિરહથી આપઘાત કરે છે એવું આ નાટકનું વસ્તુ છે. શ્રી. કર્ણિકનાં બીજાં નાટકો માફક આ નાટક પણ સફળ થશે તેમ લાગે છે.

ત્રીજા ગુચ્છનું પહેલું પુસ્તક શ્રી. રમણલાલ શાહે લખેલું ' રાજાભોજ ' છે. આ પુસ્તકમાં ભોજરાજા સંબંધી વિધવિધ પ્રકારની માહિતી આપવામાં આવી છે. બીજું પુસ્તક શિકારનાં પુસ્તકોથી હવે સારી રીતે પ્રસિદ્ધ થયેલ શ્રી. જીવરામ જોષી કૃત ' ચિત્તાનો શિકાર ' છે. આ સાહસભરી કથા બધાં બાળકોને ગમી જશે. ત્રીજું પુસ્તક ' રતનિયા 'ની ઘાટી પર માત્ર ચૌદ વર્ષની ઉમરના બે મિત્રોએ લખેલ ' મકનિયો ' નામની વાનર કથા છે. આ વાતમાં લેખક તથા ચિત્રકાર બન્નેએ સફળતા મેળવી છે. ચોથુ પુસ્તક ' સમ્રાટ સિકંદર ' શ્રી. નાગરદાસ પટેલનું છે. અંગ્રેજી પાંચમા ધોરણમાં ચાલતી મેકમિલન રીડરમાં આપેલી બધી માહિતી આ પાઠમાં આવી જાય છે. ' ફૂલગજરી ' માં ઉમિયાશંકર જોષીએ બાલમંદિરમાં કામ કરનારી વ્યક્તિઓ તથા પશુઓનાં રેખાચિત્રો આપ્યાં છે. પ્રિયવદન બક્ષીકૃત ' કાગળના કિમિયા 'માં નાનાં બાળકો કાગળ તથા કાતરનો ઉપયોગ કરીને શું શું કરી શકે તે બતાવ્યું છે. શ્રી. નવલચંદ ભાવસારકૃત ' વિજ્ઞાન વિહાર ભાગ ૩ જા 'માં પ્રાયમસ તથા લોખંડ સંબંધી ઉપયોગી માહિતી આપવામાં આવી છે. ' રંભાનું રસોઇ ઘર ખંડ ૩ ' બહાર પડતાં તે પુસ્તક પૂરું થાય છે. શ્રી. સુમતિબેને તેમાં અથાણાં, મુરબ્બા, ફરસાણ, પાક, શરબત તથા ખનીજ દ્રવ્યો ને ક્ષાર સંબંધી ઉપયોગી માહિતી આપી છે. આ પુસ્તકના ત્રણે ખંડ એક પુસ્તકમાં સસ્તી કિંમતે બહાર પડે તો તેનો ખૂબ પ્રચાર થશે તેમાં શક નથી. નવમું પુષ્પ ' મીરાંબાઇ ' શ્રી. નાગરદાસ પટેલનું લખેલ છે તેમાં મીરાંબાઇના જીવન સંબંધી ઉપયોગી માહિતી આપવા ઉપરાંત તેનાં ૧૭ પદો પણ આપ્યાં છે.

શ્રી. નાગરદાસ પટેલની બાલ વિનોદમાળાનાં પુસ્તકોએ આગલાં પુસ્તકોનાં રૂપ રંગ જાળવી રાખ્યાં છે; એટલું જ નહિ પણ તેમાં પ્રગતિ પણ કરી છે. 'નાગકુમાર' સુમતિબેને લખેલ છે અને તેમાં નાગપાંચમની વાત બાળકો સમજી શકે તેવી ભાષામાં છાપેલી છે. આપણી બાલ્યાવસ્થામાં આ વાત આપણે સાંભળી હશે એટલે તે વાંચતાં આપણને આનંદ થાય છે. 'મુંબાઇ' માં એક ટુંકી પ્રવાસકથા દ્વારા બાળકોને મુંબઇનો સારો જેવો પરિચય કરાવવામાં આવ્યો છે. આ આખું પુસ્તક આર્ટ પેપર પર છપાયેલ છે, એટલું જ નહિ પણ નિયમ મુજબનાં ચિત્રો ઉપરાંત બે નકશા પણ આપેલા છે. ભૂગોળનો વિષય આવી સરળ ભાષામાં સમજાવવા માટે ભાઇ નાગરદાસ અભિનંદનને પાત્ર છે. આવી કક્ષાનાં બીજાં પુસ્તકો માટે આપણે આતુરતાથી રાહ જોઇશું. 'મેનાવતી' એક પરીકથા છે તથા 'અલક' પણ પરી કથા છે: બન્નેના સંપાદક ભાઇ નાગરદાસ છે. આ બન્ને વાતો બાળકોને નિઃશંક ગમશે. 'બેલવાળો'માં નારસિંગ બહારવટીઓ મીઠુમિયાંનો બળદ કેટલી ઓછી કિંમતમાં પડાવી લે છે તથા મીયાં પણ માથાના થઇ અનેક ગણી કિંમત વસુલ કરે છે તે બહુ રમુજી શૈલીમાં વર્ણવેલ છે. બાળક આ પુસ્તક વાંચીને, જરૂર હસી પડશે. 'કાગમંત્રી' એ પક્ષીકથા છે. કાગડો ચતુર પક્ષી ગણાય છે અને તેની ચતુરાઇની એકથી વધારે વાતો આ નાની પુસ્તિકામાં છે. આ બન્નેના લેખક ભાઇ નાગરદાસ છે.

પરંતુ ભાઇ નાગરદાસને આટલી પ્રવૃત્તિથી સંતોષ વળે તેમ નથી. ૬ થી આઠ વર્ષનાં બાળકો માટે '**બાલવિનોદ ગ્રંથાવલિ**'ની યોજના કરીને તેનું એક પુસ્તક 'હાથીનું નાક' પ્રગટ પણ કરી દીધું છે. ૧૯૯૩ ના સર્વાંગ સુંદર પુસ્તક માટે જો કોઇ ચંદ્રક આપે તો તે આ પુસ્તક બીનહરીફાઇએ લઇ જાય તેવાં સુંદર તેનાં રૂપરંગ છે. અંગ્રેજી પ્રકાશનની સાથે દરેક રીતે હરીફાઇ કરી શકે તેવું તે પ્રકાશન છે એમ અતિશયોક્તિનો દોષ વહોર્યા વિના કહી શકાય. આવાં પાંચ પુસ્તકોનું લવાજમ ટપાલખર્ચ સહિત ચાર રૂપીઆ રાખવામાં આવ્યું છે તેમાંથી ત્રીજા ભાગની રકમ તો ટપાલ ખર્ચમાં જતાં બાકીની કિંમતમાં આ પુસ્તક અવશ્ય સોંઘું ગણી શકાય તેમ છે.

શ્રી ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી બહાર પડતી 'ગૂર્જર બાલ ગ્રંથાવલિ' ના બીજા વર્ષનું છેલ્લું પુસ્તક 'વાનર પુરાણ' તથા ભેટ પુસ્તક 'જનપદ' પ્રગટ થતાં બીજું વર્ષ પુરૂં થયું છે. આ બીજી શ્રેણીનાં પુસ્તકોને પ્રગટ થતાં બે વર્ષ લાગ્યાં છે. પણ પૂરતી વિગતોવાળાં પુસ્તકો આપવાનો લોભ, તથા તેને સર્વાંગ સંપૂર્ણ કરવાની વૃત્તિને અંગે તેટલી ઢીલ થઇ છે. બાકી તો તે શ્રેણી કેવી બાલપ્રિય થઇ પડી છે તે, તે શ્રેણી આગળ ખપતી જાય છે તે ઉપરથી જણાઇ આવશે. તેનું ત્રીજું વર્ષ પણ શરૂ થઇ ગયું છે. 'વાનર પુરાણ'માં શ્રી. ભાનુપ્રસાદ ભટે વાનરો સંબંધી હકીકત ચિત્રો સહિત આપી છે, જે મોટાંઓને પણ રસપ્રદ થઇ પડે તેવી છે.

'જનપદ' માં જાણીતા લેખક શ્રી. મનુભાઇ જોધાણીએ ગામડાંના વસવાયા કહી શકાય તેવી સત્તાવીશ વ્યક્તિઓનાં શબ્દચિત્રો બાલસુલભ ભાષામાં આપ્યાં છે. આ વ્યક્તિઓમાં સુતાર, લુહાર, સલાટ, ગળીઆરો, ચમાર, રાવળ, વાઘાળા, ગામેટી, પટેલ વગેરે બધાઓનો સમાવેશ કર્યો છે. ગામડાંમાં બોલાય છે તેવી તળપદી ભાષા આ પુસ્તકમાં રાખવામાં આવી છે. પુસ્તકની પાછળ આપેલ અઘરા શબ્દોનો કોષ પુસ્તકની ઉપયોગિતામાં વધારો કરે છે.

ત્રીજા વર્ષનું પહેલું પુસ્તક 'ચાંદની' છે. દક્ષિણા મૂર્તિવાળા શ્રી. મોંઘીબેને બંગાળી પરથી ઉતારેલ પાંચ વાતો તેમાં આપી છે. 'કોનું જોર વધારે', 'કાનકટો' 'સોનેરી પક્ષી' 'સમુદ્ર ખારો કેમ' તથા 'ચાંદની' જે છેલ્લી વાત પરથી પુસ્તકને નામ અપાયું છે. તેમાંની એક વાર્તા 'કાનકટો'માં 'સવ્ય કે અપસવ્ય' જેવા શબ્દોનો ઉપયોગ થયો છે. બાળકો આ શબ્દો સમજી શકશે કે કેમ તે મોટો પ્રશ્ન છે. બાકી વસ્તુની દૃષ્ટિએ તો બધી વાર્તાઓ બાળકોને ગમી જાય તેવી છે. 'શિકાર કથાઓ' જાણીતા લેખક શ્રી. જીવરામ જોષીએ લખેલ છે. લેખકે પોતે હિમાલયમાં શિકારની મોજ ચાખેલી તેનું તેમાં વર્ણન આપેલું છે. 'સુવરનો શિકાર' 'શાહુડીનો શિકાર' 'વાઘની શોધમાં' તથા 'સિંહને દબાવ્યો' એમ ચાર શિકારકથાઓ આમાં આપવામાં આવેલી છે. આવી સાહસકથાઓ કુમાર જગતમાં ખૂબ આદરપાત્ર થઇ પડવા સંભવ છે. 'રમકડાં'માં પ્રિયવદન બક્ષીનાં રચેલાં ૧૮ કાવ્યો છે. ચઢતી ઉતરતી ઉમરનાં બાળકોને ગમે તે રીતે તેના ત્રણ પ્રકાર છે. આ બાલકાવ્યો બાળકોને નિર્દોષ આનંદ પૂરો પાડવામાં સહાયભૂત થશે તેમાં શંકા નથી.

શ્રી. ધીરજલાલ ટોકરશી શાહે કુમાર ગ્રંથમાળાની યોજના કરી તેનાં પુસ્તકો બહાર પાડવાની શરૂઆત કરી છે. પહેલું પુસ્તક 'કોયડા સંગ્રહ ભાગ ૧' માં બુદ્ધિને કસનારા ૧૪૦ કોયડાઓ ઉત્તર સહિત આપવામાં આવ્યા છે. સામાન્ય થોડું ભણેલ વેપારી અંગ્રેજી ભણતા કુમારને આવા કોયડા અનેક વાર પૂછે છે અને અંગ્રેજી ભણનારને તે ન આવડે ત્યારે અત્યારે અપાતી કેળવણીની નિષ્ફળતા પર મોટું ભાષણ અપાય છે. આવા સમયે આવા કોયડાને ગ્રંથસ્થ કરવામાં શ્રી. ધીરજલાલે ઓછી સેવા બજાવી નથી. બીજું પુષ્પ 'કુમારોની પ્રવાસ કથા' છે. જો કે આ પુસ્તક ત્રીજા પુષ્પ પછી બહાર પડયું છે, છતાં તેને તેના અનુક્રમમાં લેવું ઠીક પડશે. મેડીકલ કોલેજના પાંચ વિદ્યાર્થીઓ વિમાનમાં સરહદના પ્રવાસે ઉપડે છે. અને તેમને ડગલે ને પગલે જીવલેણ સાહસ કરવાં પડે છે. આવી કથા આપણા યુવકોને ખૂબ પ્રેરણાદાયી થઇ પડવા સંભવ છે. ત્રીજું પુસ્તક 'આલમની અજાયબીઓ' અમેરિકાના પ્રખ્યાત ચિત્રકાર રોબર્ટ રિપ્લેના 'બીલીવ ઓર નૉટ' પુસ્તક પરથી મુખ્યત્વે રચાયેલ છે. મૂળ પુસ્તકોની લાખો નકલો ઇંગ્લાંડ તથા અમેરિકામાં ખપી ચૂકી છે, પણ તે પુસ્તક કોપી રાઇટથી સુરક્ષિત હોઇ ગુજરાતી

ભાષામાં સંપૂર્ણ રીતે ઉતારી શકાય તેમ નથી. ગયે વર્ષે આજ લેખકના પુસ્તક પરથી એક નાની પુસ્તિકા ' અજબ દુનિયા 'ના નામથી અશોક બાલ ગ્રંથમાળામાં પ્રગટ થઈ ચૂકી છે. આ પુસ્તકોના કાગળ, ટાઇપ બધું ધ્યાન ખેંચે તેવું છે.

શ્રી ધીરજલાલ ટોકરશી શાહે સંપાદિત કરેલ વિદ્યાર્થી વાચનમાળાની છઠ્ઠી શ્રેણીનાં વીશ પુસ્તકો ચાલુ વર્ષમાં બહાર પડયાં છે. એક દૃષ્ટિએ આ પુસ્તકોના બે વિભાગ પાડી શકાય. જીવનચરિત્રો તથા સ્થળ–વર્ણન. જીવનચરિત્રનાં તેર તથા સ્થળવર્ણનનાં સાત પુસ્તકોનો આ શ્રેણીમાં સમાવેશ થાય છે. ચરિત્રોમાં ' મહાદેવી સીતા ' ' નાગાર્જુન ' તથા ' કર્મદેવી ' નાં ત્રણ પ્રાચીન ચરિત્રોમાં ' વીર વનરાજ ' તથા ' હૈદરઅલી 'નાં ઐતિહાસિક ચરિત્રો ' પ્રેમાનંદ ' અને ' દલપતરામ 'નાં કવિ ચરિત્રો, ' સર ટી. માધવરાવ 'નું દીવાન ચરિત્ર, ' જામરણજીત 'નું રાજચરિત્ર ' ' ઝંડુ ભટ્ટજી ' ' શિલ્પી કરમારકર ' ' સ્વ. હાજીમહમદ ' તથા ' વીર લધાભા ' એમ વિધ વિધ ચરિત્રો અપાયાં છે. સવા આનાની મામૂલી કિંમતે મળતાં આ ટુંકા ચરિત્રોમાંથી માત્ર વિદ્યાર્થીને જ નહિ પણ મોટાંઓને પણ ઘણું જાણવાનું મળે છે. સ્થળવર્ણનોમાં ' કાશ્મીર ' ' નૈનિતાલ ' ' ગિરનાર ' ' દ્વારકા ' ' દિલ્હી ' ' મ્હેસુર ' તથા ' તાજમહાલ ' નાં વર્ણનો છે. આ તથા ભવિષ્યમાં પ્રગટ થનારી શ્રેણી ખૂબ ઉપયોગી થઈ પડશે એ નિઃશંક છે.

શ્રી. શારદાપ્રસાદ વર્માએ લખેલ તથા સુરતના યુગાંતર કાર્યાલયે પ્રસિદ્ધ કરેલ ' ફેોરમ 'ની ૧૧ લહરી આ વર્ષે મળી છે, તેનો અર્થ એમ નથી કે બધી લહરી આ વર્ષે પ્રગટ થઇ છે. તેમાંના મોટા ભાગની તો ૩ વર્ષ પૂર્વે પ્રગટ થઇ ચૂકી હતી. તેથી જ કેટલીકની ત્રીજી આવૃત્તિ બહાર પાડવાનો સુયોગ પ્રાપ્ત થયો છે. જુદાં જુદાં ક્ષેત્રના આગેવાનોના જીવનમાંથી અગત્યના પ્રસંગો લઇ ભાઇ વર્માએ એવી ગુંથણી કરી છે કે બાળકો તથા કુમારોને તે વાંચતાં ખૂબ રસ પડશે. પ્રસંગો બહુ મુદ્દાસર ટુંકમાં વર્ણવેલા હોવાથી જરાપણ કંટાળો આવવાનો સંભવ નથી. પહેલી લહરીમાં સ્વામી રામતીર્થ, વિવેકાનંદ, પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, મહાત્મા ગાંધીજી, રાનડે વગેરે નવ નરવીરોનાં; બીજી લહરીમાં સ્વામી સહજાનંદ, કેશવચંદ્રસેન, રામકૃષ્ણ પરમહંસ, સ્વામી શ્રદ્ધાનંદ વગેરે સાત સાધુ સંતોનાં; ત્રીજી લહરીમાં ગોખલે, ફીરોજશા, સુરેન્દ્રનાથ બેનરજી, તિલક મહારાજ, લજપતરાય, દેશબંધુ દાસ, તથા ગોખલેજીના ગુરુ રાનડેનાં; ચોથી લહરીમાં ટાગોર, ગાંધીજી, રાજા રામ મોહનરાય, પં. વિષ્ણુ દિગંબર, સર. સી. વી. રામન વગેરે નવ આગેવાનોનાં; પાંચમી લહરીમાં ભગિની નિવેદિતા, રમાબાઇ રાનડે, વિદુષી બીસંટ વગેરે નવ સ્ત્રીશક્તિનાં; છઠ્ઠી લહરીમાં દુર્ગારામ મહેતાજી, ગૌરીશંકર ઓઝા, પ્રો. ગજ્જર, અમૃતલાલ પઢિયાર, હાજી મહમદ વગેરે ચૌદ ઘરદીપકોનાં; સાતમી લહરીમાં જમશેદજી જીજીભાઇ, ઝંડુ ભટ્ટજી, ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ વગેરે સાત વેપારવીરોનાં; આઠમી લહરીમાં શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ, ગોપાલદાસ દેસાઇ, લાખાજીરાજ તથા કલાપી એ ચાર રાજાઓનાં; નવમી લહ-

રીમાં સાધુ હીરાનંદ, શ્રીનિવાસ રામાનુજન, મોતીલાલ ઘોષ તથા મેજર બસુ વગેરે તારામંડળમાં ગણના થઇ શકે તેવી સાત તેજસ્વી વ્યકિતઓનાં; દશમી લહરીમાં ચાર સમાજસેવકો દા. ભાઉ દાજી લાડ, આગરકર, પંડિતા રમાબાઇ તથા શશીપદ બેનરજીનાં; તથા અગીઆરમી લહરીમાં વિસરાઇ જતા અરદેશર કોટવાલ, રણજીતરામ વાવાભાઇ, પંડિત ભાતખંડે વગેરે પાંચ વિભૂતિઓનાં જીવન પ્રસંગો રસદાયક શૈલીમાં ગુંથેલા છે. આ શ્રેણીને સચિત્ર બનાવવામાં આવી છે. વડોદરાના રાજ્ય પુસ્તકાલય મંડળે શિષ્ટ વાચનની પરીક્ષા માટે આ શ્રેણીની પસંદગી કરી છે તેજ તેની ઉત્તમતાની પ્રતીતિરૂપ છે. ભાઇ શારદાપ્રસાદ આપણને આ જાતનાં વધારે પુસ્તકો આપે તેમ આપણે જરૂર ઇચ્છીએ.

મુંબઇના સુપ્રસિદ્ધ તથા સાહસિક પ્રકાશકો મેસર્સ આર. આર. શેઠ તરફથી છેલ્લાં બે વર્ષમાં પ્રગટ થયેલ બાલસાહિત્યનાં પુસ્તકો મળ્યાં છે તેની સમાલોચના આ વર્ષના પત્રમાં લેવાય છે. શ્રી નાગરદાસ પટેલે સંપાદન કરેલ બાલ વાર્તા-માળાનાં ચાર પુસ્તકો મળ્યાં છે. 'બાલકુંજ'માં 'ચંદનદાસ', 'ભાઇ અને બહેન' 'ટિટ્ટીવટ્' 'હંસલી' 'ઢણુઢણપાળ' તથા 'બાંકેલાલ' નામે ૭ વાતો, 'બાલકથાવલિ'માં 'રત્નમંજરી' 'હાંસલ છે' 'છેલ્લો પાઠ' 'ત્રણ ભિખારી' 'ફુલણજી ઉંટ' નામે પાંચ વાતો, એમ કુલ્લે અગીઆર વાતો છે. આ વાતોમાંની કેટલીક આપણે આપણી બાલ્યાવસ્થામાં સાંભળેલ હોવાથી તે વાંચતાં આપણું બાળપણ આપણી સમક્ષ ખડું થાય છે. 'બાલ વાર્તા વિનોદ'માં 'માનમરતબો અને મોભો' એક રમુજી પ્રાણીકથા છે. 'ન્યાયનો નમુનો' હિતોપદેશ પરથી ઘટાવેલી વાર્તા છે; તથા 'બે મિત્રો' આપણે ત્યાંની પ્રચલિત લોકવાર્તા છે.' 'નાની બહેન'માં 'ડાહ્યાઓની શોધમાં' 'રાક્ષસોની મહાસભા' 'ત્રણ બહેનો' તથા 'સોનાની ચાવી' એમ ચાર વાતો છે. આ વાતો બાળકોને રસદાયક થઇ પડવા પૂરતો સંભવ છે. આ માળાનાં પુસ્તકોના કાગળ જાડા, અક્ષરો મોટા તથા પુસ્તકો સચિત્ર હોવાથી બાળકોને ગમી જાય તેવાં છે. બાલસાહિત્યના નામ હેઠળ આજે બજારમાં પુસ્તકો ઉભરાઇ પડયાં છે. તે સમયે કયાં પુસ્તકોની ખરીદી કરવી તે માબાપો માટે વિકટ પ્રશ્ન છે. હાથમાં લેતાં જ ફાટી જાય તેવાં પુસ્તકોનો પણ આપણે ત્યાં તોટો નથી. આ પુસ્તકોની બાંધણી સારી હોવાથી અનેક બાળકોના હાથમાં ફરતાં તેને હરકત આવે તેમ નથી.

'કેટલાંક પક્ષીઓ'માં શ્રી. ગિજુભાઇએ પક્ષીસૃષ્ટિનાં ૨૪ પક્ષીઓનો સારો જેવો પરિચય આપ્યો છે. પક્ષીસૃષ્ટિના આપણા સાહિત્યમાં આ પુસ્તકનું સ્થાન અનોખું રહેશે.

'વીરની વાતો'ના લેખક તરીકે પ્રસિદ્ધ થયેલ શ્રી. તારાચંદ્ર અડાલજાએ 'વીર વનરાજ' પછી આપણને 'વીર જગદેવ'ની વાત વિસ્તૃત સ્વરૂપમાં આપી

છે. જગદેવ પરમારનું નાટક અત્યારે ભજવાતું નથી, એટલે આ શૌર્યકથા આપણી સ્મૃતિમાંથી લુપ્ત થાય ત્યાર પહેલાં તેને ગ્રંથસ્થ કરવામાં શ્રી. અકાલજાએ ઠીક જ કર્યું છે.

છેલ્લે પરચુરણ પ્રકાશનો લઇએ. શરદ બાલ શિક્ષણ માળાના મણુકા તરીકે માટુંગાથી નટુભાઇ તથા સુમનબેન આચાર્યે ' અટકમટક ' તથા ' છબછબિયાં ' નામે બે પુસ્તિકા બહાર પાડેલ છે. પહેલા પુસ્તકને આપણે શબ્દપોથી કહી શકીએ અને તે નાની ઉમરનાં બાળકોને ગમે તેવી છે. બીજામાં નાચીકુદીને ગાવાનાં ગીતો છે. સાથે ચિત્રો પણ સારાં આપેલાં છે. આખા વર્ષમાં એક રૂપીઆમાં આઠ પુસ્તકો આપવાની આ યોજના છે,

બાલસાહિત્યના લેખક તરીકે શ્રી. વસંત નાયકનું નામ ખૂબ પરિચિત છે. ' નાની ચાંદાપોળી 'ની ઢબ પર તેમણે ' મોટી ચાંદાપોળી ' રચી છે. આમાં ૧૩ વિષય પર બાળકોને યાદ રાખવાં ગમે તેવાં જોડકણાં આપવામાં આવ્યાં છે.

શ્રી. મેઘાણી કૃત ' કિલ્લોલ 'ની ત્રીજી આવૃત્તિ, ત્રીજા પ્રકાશકને હાથે પ્રગટ થાય છે. તેમાં ગ્રંથસ્થ થયેલાં ગીતો પક્ષીઓનાં પ્રભાત કિલ્લોલ જેવાં જણાતાં, પુસ્તકનું તે નામ અપાયું છે. ૨૬ જુદા જુદા પ્રકારનાં આ ગીતો, કનુ દેસાઇનાં ચિત્રો સાથે, ત્રીજી આવૃત્તિમાં થાય તેજ તેની લોકપ્રિયતાની સાબીતી રૂપ છે.

' મૂર્ખ મંડળ 'માં શ્રી. રમણલાલ શાહે પશા નામના વાર્તાના નાયકને બહાર દુનિયામાં મૂર્ખાઇ કેટલી છે તે જોવા મોકલેલ છે, અને તેને ઠેકઠેકાણે મૂર્ખાઓ મળી આવે છે. આ વાર્તા વાંચતાં બાળકો જરૂર ખડખડાટ હસી પડશે તેમાં શંકા નથી. ' બાળકોનું રામાયણ ' ભાગ ૨ માં ભાઇ રમણલાલે પહેલા ભાગની વાત પોતાની બાલોચિત શૈલીમાં આગળ ચલાવેલ છે. ' બાલજીવન પુસ્તકમાળા 'ની શ્રેણી બીજીનાં બીજાં પુસ્તકો જોવાનું પ્રાપ્ત થયું નથી એટલે તે સંબંધી વિશેષ લખી શકાય તેમ નથી.

આ સિવાય પણ બીજાં પુસ્તકો પ્રગટ થયાં હશે, પણ તે વિષેની માહિતી મળી શકી નથી.

| | |
|---|---|
| વાંકાનેર,<br>સં. ૧૯૯૪ વૈશાખ વદી ચતુર્થી,<br>તા. ૧૮ મે ૧૯૩૮ | લી.<br>છોટાલાલ માનસિંગ કામદાર |

તા. ક. બરુચથી ' આપણી બાળ ગ્રંથમાળા 'નું પહેલું પુસ્તક ' શું દીઠું ? ' મળ્યું છે. તેમાં બાળકોને ગમી જાય તેવી ચાર વાર્તા આપવામાં આવી છે.

## પરિશિષ્ટ

## શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર—ભાવનગર

### બાલસાહિત્ય વાટિકાનાં પુસ્તકો દરેકની કિંમત ૦-૫-૦

| | |
|---|---|
| ૧ ટેકરીની વનસ્પતિ | ૮ બાળ જોડકણાં |
| ૨ ટારઝન ભાગ ૧ લો | ૯ વિજ્ઞાનની રમતો |
| ૩ ૭ મૂર્ખાઓ | ૧૦ પરીની વીંટી |
| ૪ તારા અને ગ્રહો | ૧૧ બંગાળની લોકકથાઓ |
| ૫ ઋતુના રંગ | ૧૨ ટારઝન ભાગ ૨ જો |
| ૬ ગિરીશભાઇની વાર્તાઓ | ૧૩ વિજ્ઞાનના દષ્ટાન્તો ભાગ ૨ |
| ૭ વિજ્ઞાનના દષ્ટાન્તો ભાગ ૧ | ૧૪ સૌંદર્યની દષ્ટિએ |

## ગાંડીવ સાહિત્ય મંદિર

### બાલોદ્યાન માળા

| | | | |
|---|---|---|---|
| ૧ સુગંધિકા | ૦—૪ | ૫ બકોર પટેલની પાંચમી વાતો | ૦—૫ |
| ૨ સંતાકુકડી | ૦—૪ | ૬ આતશબાજી | ૨—૦ |
| ૩ બકોર પટેલ ભાગ ૪ | ૦—૪ | ૭ બકોર પટેલની છઠ્ઠી વાતો | ૦—૩ |
| ૪ હુન્નરિકા | ૦—૪ | ૮ બકોર પટેલની સાતમી વાતો | ૦—૫ |

### કુમારમાળા

| | | | |
|---|---|---|---|
| ૧ આફતે મર્દા | ૧—૦ | ૩ ચીણગારી | ૦—૧૨ |
| ૨ મોતના પંજામાં | ૦—૮ | | |

| | | | |
|---|---|---|---|
| ૧ ચાલો ભજવીએ ભાગ ૧૧ | ૧—૪ | ૨ ચાલો ભજવીએ ભાગ ૧૨ | ૧—૨ |

## અશોક બાલ પુસ્તકમાળા—વડોદરા

( વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૨—૦—૦ )

### બીજા ગુચ્છનાં પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૧ નરવીર નેપોલિયન | ૦—૩ | ૩ રંભાનું રસોઇ ઘર ખંડ ૨ | ૦—૩ |
| ૨ ગ્રામગીતો | ૦—૩ | | |

### ત્રીજા ગુચ્છનાં પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૪ રાજા ભોજ | ૦—૩ | ૯ કાગળના કિમિયા | ૦—૩ |
| ૫ ચિત્તાનો શિકાર | ૦—૨ | ૧૦ વિજ્ઞાન વિહાર ખંડ ૩. | ૦—૩ |
| ૬ મકનિયો | ૦—૩ | ૧૧ રંભાનું રસોઇ ઘર ખંડ ૩ | ૦—૩ |
| ૭ સમ્રાટ સિકંદર | ૦—૪ | ૧૨ મીરાંબાઈ | ૦—૩ |
| ૮ ફુલગજરી | ૦—૩ | ચંદ્રભાગા ભેટ પુસ્તક | ૦—૪ |

## શ્રી. નાગરદાસ ઇ. પટેલ (મલાડ) દ્વારા સંપાદિત થતી

### બાલવિનોદ માળાનાં પુસ્તકો

કિંમત દરેકના ત્રણ આના

| | | |
|---|---|---|
| ૧ નાગકુમાર | ૩ મેનાવતી | ૫ બેલવાળો |
| ૨ મુંબાઇ | ૪ અલકા | ૬ કાગમંત્રી |

### નવી આવૃત્તિ

| | | | |
|---|---|---|---|
| કલાવતી | ત્રીજી આવૃત્તિ | મણિયો | ૫મી ,, |
| ગંગારામ | ,, ,, | ચતુરો | બીજી ,, |
| ઉંધણશી | ,, ,, | ઉંદરદેશ | ચોથી ,, |
| કાલાંઘેલાં | ,, ,, | ભુરિયો | ,, ,, |
| ભગો | ,, ,, | ભાણિયો | ,, ,, |
| લાલિયો | બીજી ,, | પંડિતજી | ત્રીજી ,, |
| હેમલતા | ,, ,, | સબુર | બીજી ,, |
| રણધીર | ,, ,, | સુંદરિયો | ,, ,, |
| રતનિયો | ૬ઠ્ઠી ,, | રાવજી | ,, ,, |
| મોતિયો | ૫મી ,, | મરઘાભાઇ | ત્રીજી ,, |

### બીજાં પુસ્તકો

૧ બાલવિનોદિની (બીજી આવૃત્તિ) ૦—૬ ૨ હાથીનું નાક ૦-૧૨

## શ્રી ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પુસ્તકો

૧ વાનર પુરાણ ૦—૬
૨ જનપદ ૦-૧૨
૩ ચાંદની ૦—૪
૪ શિકાર કથાઓ ૦—૮
૫ રમકડાં ૦—૬

## શ્રી જ્યોતિ કાર્યાલય લીમીટેડની

### કુમાર ગ્રંથમાળા

( વાર્ષિક ૮૫૦ પૃષ્ઠના વાચનનું લવાજમ રૂ. ૩—૦—૦ )

૧ કોયડા સંગ્રહ ૦-૮
૨ કુમારીની પ્રવાસકથા ૦-૮
૩ આલમની અજાયબીઓ ૦-૮

## શ્રી. ધીરજલાલ ટોકરશીએ સંપાદિત કરેલ

### વિદ્યાર્થી વાચનમાળાની ૬ઠ્ઠી શ્રેણીનાં ૨૦ પુસ્તકો

છુટક કિંમત દરેક પુસ્તકની ૦-૧-૩

૧ મહાદેવી સીતા
૨ નાગાર્જુન
૩ વીરાંગના કર્મદેવી
૪ વીર વનરાજ
૫ હૈદરઅલી
૬ મહાકવિ પ્રેમાનંદ
૭ સર ટી. માધવરાવ
૮ જામ રણજીત
૯ ઝંડુ ભટ્ટજી
૧૦ શિલ્પી કરમારકર
૧૧ કવિ દલપતરામ
૧૨ સ્વ. હાજીમહમદ
૧૩ વીર લધાભા
૧૪ સૌંદર્યધામ કાશ્મીર
૧૫ નૈનીતાલ
૧૬ ગિરનાર
૧૭ દ્વારકા
૧૮ પાટનગર દિલ્હી
૧૯ મ્હૈસુર
૨૦ તાજમહાલ

## યુગાંતર કાર્યાલય–સુરત તરફથી

### પ્રગટ થયેલ પુસ્તકો

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ફોરમ | લહરી | ૧ | નરવીરો | ૦–૧–૬ |
| ૨ | ,, | ,, | ૨ | સાધુસંતો | ૦–૨–૦ |
| ૩ | ,, | ,, | ૩ | દેશનેતા | ૦–૨–૬ |
| ૪ | ,, | ,, | ૪ | તેજરેખા | ૦–૪–૦ |
| ૫ | ,, | ,, | ૫ | સ્ત્રીશક્તિ | ૦–૩–૦ |
| ૬ | ,, | ,, | ૬ | ઘરદીપકો | ૦–૭–૦ |
| ૭ | ,, | ,, | ૭ | વેપારવીરો | ૦–૪–૦ |
| ૮ | ,, | ,, | ૮ | રાજકથા | ૦–૨–૬ |
| ૯ | ,, | ,, | ૯ | તારામંડળ | ૦–૩–૦ |
| ૧૦ | ,, | ,, | ૧૦ | સમાજસેવકો | ૦–૨–૬ |
| ૧૧ | ,, | ,, | ૧૧ | વીસરાતી સ્મૃતિ | ૦–૨–૦ |

### શ્રી. આર. આર. શેઠ તરફથી પ્રગટ થએલાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ બાલકુંજ | ( સંપાદક નાગરદાસ પટેલ ) | ૦– ૮–૦ |
| ૨ બાલ કથાવલિ | ( ,, ,, ,, ) | ૦– ૮–૦ |
| ૩ નાની બેન | ( ,, ,, ,, ) | ૦– ૮–૦ |
| ૪ બાલ વાર્તાવિનોદ | ( ,, ,, ,, ) | ૦– ૮–૦ |
| ૫ કેટલાંક પક્ષીઓ | ( ,, ગિજુભાઇ ) | ૦–૧૨–૦ |
| ૬ વીર જગદેવ | ( ,, તારાચંદ્ર અડાલજા ) | ૧– ૮–૦ |

## પરચુરણ પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧ અટક મટક | ( નટુભાઇ તથા સુમનબેન આચાર્ય ) | કીંમત છાપી નથી. |
| ૨ છબછબિયાં | ( ,, ,, ,, ,, ) | ૦–૧–૬ |
| ૩ મોટી ચાંદાપોળી | ( વસંત નાયક ) | ૦–૩–૦ |
| ૪ કિલ્લોલ | ( ઝવેરચંદ મેઘાણી ) ( ત્રીજી આવૃત્તિ ) | ૦–૮–૦ |
| ૫ શું શીખ્યા ? | ( આપણી બાળ ગ્રંથમાળા પુ. ૧ ) | ૦–૩–૦ |

## બાલજીવન પુસ્તક માળા શ્રેણી બીજીમાં

### પ્રગટ થયેલ પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૧ અબુ નવાજ | ૦–૧ | ૪ પોચાનાં પરાક્રમો | ૦–૬ |
| ૨ વિકરાળ વન | ૦–૮ | ૫ મૂર્ખ મંડળી | ૦–૩ |
| ૩ બાળકોનું રામાયણ ભાગ ૨ | ૧–૦ | | |

—✻—

# જાગૃતિ

( વાર્તા )

[ લેખક : બલવન્ત મહેતા, વડોદરા ]

## (૧)

વૈશાખ મહિનાના ઘામ ધખતા હતા. ગરમ ગરમ લૂ વાતી હતી. બપોરના બાર ઉપર એકનો સમય થયો હતો. કોઇ ચકલું ય બહાર ફરકતું નહોતું. મધ્યાહ્ન છતાં સંપૂર્ણ શાન્તિ હતી. તે સમયે શહેરમાંથી ટપાલી ટપાલ લઇ મણિપુર ગામમાં આવ્યો; પરસેવાથી તે રેબઝેબ થઇ ગયો હતો. છતાં નોકરીને અંગે તેને આવ્યે જ છૂટકો હતો. તે નવીન જ આવેલો હતો એટલે ગામના વતનીઓને ઓળખતો નહોતો. તેથી તેણે પાસેના એક મકાન પાસે જઇને પૂછ્યું: " મગન છીતા કોણ છે ? આ એનો કાગળ આવ્યો છે. "

" આ સામે દેખાય છેને એ મકાનઃ ઓ પેલો રહ્યો મગન, જુઓ ! " એક ખેડૂતે બહાર આવી ઘર બતાવતાં કહ્યું.

" મગા, મગા, અહિં આવ તારો કાગળ આવ્યો છે. " પેલા ખેડૂતે મગનને પાસે બોલાવ્યો .

" ક્યાંથી આવ્યો છે ? કોનો છે ? જરી વાંચને ભાઇ ! " મગને પાસે આવી ઉપરાછાપરી ટપાલીને પ્રશ્ન પૂછ્યા અને વાંચવા વિનંતિ કરી.

" મને વાંચવાનો વખત નથી; હજુ તો મારે બહુ દૂર જાવું છેઃ " તાપથી કંટાળેલા ટપાલીએ તો જવાબ આપી રસ્તો પકડયો. મગન હાથમાં કાગળ પકડી મૂઢ જેવો ઉભો રહ્યો.

" મગા, ઉભો કેમ રહ્યો ? જાને નિશાળમાં માસ્તર સાહેબ વાંચી આપશે " પેલા ખેડૂતે મગનને સલાહ આપી.

મગને પણ તરત જ તે દિશા તરફ પ્રયાણ કર્યું.

## (૨)

ગામની ભાગોળે આવેલી ધર્મશાળા નિશાળ તરીકે વપરાતી હતી. નિશાળ માટે કાંઇ જુદું જ મકાન બંધાવેલું નહોતું. નાના ગામડામાં તો એવું જ હોયને ? શાળાના મોહનલાલ માસ્તર પણ બહુ વખતથી ત્યાં ને ત્યાં રહીને રીઢા થઇ ગયા હતા. ગ્રામજનોને દબડાવી તેમની પાસેથી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવી એ તો એમને મન એક રમત વાત હતી. કોઇ વાંધો ઉઠાવે અગર સામો થાય તો તેના દીકરાની અગર ભાઇની ખોટી ગેરહાજરી પૂરી તેની પાસે દંડ ભરાવી તેને સીધોદોર કરી દેતા. આથી તેમનું કોઇ નામ જ દેતું નહિ.

છતાં સમયાનુસાર શાળા ઉઘાડવાનું તે કદી ભૂલતા નહિ. ઉઘાડીને બાળકોને ભણાવવું જ જોઇએ એ સિદ્ધાંત એમને ગ્રાહ્ય નહોતો. ગામના ઘણા

ખેડૂતો કહે છે કે એમણે મોહનલાલને કદી બાળકોને ભણાવતાં જોયા નથી. જ્યારે જોઈએ ત્યારે કાંતો તે બીડીઓ પીતા હોય કે પછી ઝોકતા હોય: એ બે પૈકીના જ કોઈ કાર્યમાં મશ્ગુલ હોય. તે મુજબ આજ પણ તે નિયમાનુસાર નિશાળ ઉઘાડી બાળકોને ભણાવવાનું અળગું મૂકીને, સખત ગરમીથી કંટાળીને, ટેબલ ઉપર પગ લંબાવીને લ્હેરથી ખુરશીમાં પડયા પડયા ઘસઘસાટ નસ્કોરાં બોલાવતા હતા. પવનની લહરીઓથી ખીસકોલીની પૂછડી જેમ માસ્તર સાહેબની હવામાં ઉડતી ચોટલી નિહાળીને બાળકો મનમાં ને મનમાં હસતાં હતાં. મુક્ત હાસ્યે તો તેમનાથી હસાય એમ નહોતું. કારણ કદાચ એમ કરતાં માસ્તર સાહેબ જાગી ઉઠે તો પછી શી શિક્ષા કરે તે શું કહેવાય ? તેથી કરીને સ્હેજ પણ અવાજ કર્યા સિવાય બાળકો મુંગો આનંદોપભોગ કરી રહ્યાં હતાં. એવામાં બહારથી મગનનો અવાજ સંભળાયોઃ

" માસ્તર સાહેબ ! માસ્તર સાહેબ ! આટલો કાગળ વાંચી આપોને ! કોનો આવ્યો છે, કયાંથી આવ્યો છે તે જુઓને ! " મગને શિક્ષકને ઉઠાડતાં કહ્યું.

" અત્યારે કયાંથી આવી ચઢયો ? સાલા ઉંઘવા પણ નહિ દે. જાણે એમના માટે જ ના ભણ્યા હોઈએ. બેસ હમણાં, થોડીવાર પછી વાંચી આપું છું. " ઉંઘમાંથી જાગી આંખો ચોળતાં ચોળતાં શિક્ષકે જવાબ આપ્યો અને જાણે કશું જ બન્યું ન હોય એમ ફરી પાછું ઘોરવા માંડયું.

મગનને આ વર્તનથી ખુબ લાગી આવ્યું. તે કેટલા ઉત્સાહથી પત્ર વંચાવવા આવ્યો હતો ! જેટલો તેને પત્ર વંચાવવાનો ઉત્સાહ હતો તેથી સો ગણો ઉત્સાહ તેને પત્રમાં લખેલી વિગત જાણવાનો હતો. તે એકવીસ વર્ષનો નવજવાન હતો. તેનામાં બુદ્ધિ હતી પરન્તુ સંજોગાનુસાર તે ભણી શકયો નહોતો. તેનું મન વિચારવને અટવાવા લાગ્યું.

" કેવું અપમાન ! હું અભણ એટલે જ ને એ મારી સાથે આમ વર્તે ? હું ભણેલો હોત તો મને એની શી પડી હોત ? હું ભણ્યો હોત તો કેવું સારું ! ખરેખર ! અમારા ખેડૂતોનું ઉંચું ન આવતું હોય તો તેનું કારણ તેમની નિરક્ષરતા જ છે. હવે ભણવું હોય તો ભણાય કે ન ભણાય ? પણ આટલા મોટાને નિશાળે જતાં તો શરમ આવે ! કોની પાસે ભણું ? હા ! હા ! દાદા છે ને ! એમની પાસે ભણીશ. બસ આજથી હું પ્રતિજ્ઞા કરું છું કે જ્યાં સુધી હું વાંચતો લખતો નહિ થાઉં ત્યાં સુધી મારે દૂધ ખાવું હરામ છે. "

" એલા ! ઉંઘે છે કે શું ? લાવ કાગળ વાંચી આપું: કમારનો અહિં ચોટી રહ્યો છે તે ! મારા બેટા પૂછડું પકડે છે તે છોડતા જ નથી ! આ બધી પંચાતમાં પડવા કરતાં ભણતાં શું થાય છે ? " શિક્ષકે ઉંઘ પૂરી થતાં ઉઠીને જેમ ફાવે તેમ મગન તરફ ફેંકવા માંડયું.

મગન એકાએક ઝબકી ઉઠયો. શિક્ષકનાં વચનો તે મૂગે મોઢે સાંભળી રહ્યો, કારણકે એને પત્ર વંચાવવાની ગરજ હતી.. શિક્ષકને સ્હેજ નરમ પડતો દેખી તેની પાસે પત્ર વંચાવ્યો અને પછી તે ઘેર પાછો ફર્યો.

( ૩ )

ભવાનીશંકર પાઠક કરીને એક વૃદ્ધ બ્રાહ્મણ તેજ ગામમાં રહેતા હતા. મૂળ તો તે આજ ગામના વતની, પરંતુ નોકરીને અંગે તે શહેરમાં રહેતા હતા અને તે હાલમાં નોકરીમાંથી નિવૃત્ત થઇ પોતાને વતન શાન્તિમાં જીવન વ્યતિત કરવા આવી રહેલ હતા. તે સ્વભાવના ઘણા માયાળુ હતા ને રસ્તે જનારનું કાર્ય કરી છૂટે એવા હતા. પણ હાલમાં તો તે શારીરિક મદદ કરી શકે એમ હતું નહિ, છતાં સલાહ લેવા આવતા ખેડુતોને તે સલાહ આપી સત્ય રસ્તે દોરતા. આખું ગામ તેમને દાદા કહીને સંબોધતું. તેના કારણમાં તેમની વૃદ્ધાવસ્થા અને ઠરેલતા.

મગન હમેશાં એમને ત્યાં સાંજ સવાર દૂધ આપવા જતો. તેથી વૃદ્ધને તેના ઉપર અધિક પ્રીતિ હતી. આજ પણ હમેશ જેમ મગન દૂધ લઇ આવ્યો અને બૂમ પાડીઃ

" દાદા, દૂધ લ્યો ! "

" હા ભાઇ, આવું હોં ! જરા ઉભો રહે ! "

દાદાએ બહાર આવી દૂધ લીધું અને મગનના મુખ સામે નજર કરતાં તેમને તેના મુખ ઉપર નિરાશાનાં વાદળ ઘૂમતાં જણાયાં, જેથી એમનાથી પૂછ્યા સિવાય રહેવાયું નહિઃ

" મગન ! કેમ ભાઇ, કાંઇ ઉદાસ દેખાય છે ? "

" કાંઇ નહિ, દાદા ! "

" જુઠું ના બોલ. તારૂં મુખજ કહી આપે છેને ? "

" જવાદોને દાદા ! જાણવામાં માલ નથી. "

" નહિ મગન, મને તો તારે કહેવુંજ પડશે. "

" કહું ત્યારે દાદા ! મારી એક વિનતિ માન્ય કરશો ? "

" જરૂર, તને જે ઇચ્છા હોય તે વિના સંકોચે કહે. "

" દાદા, તમે મને ભણાવશો ? "

ઘડીક તો દાદા તેના મુખ ઉપર થતા ફેરફારો જોઇ રહ્યા. એમને પણ આશ્ચર્ય થયું. પણ આશ્ચર્યની લાગણી દબાવી તેમણે જવાબ આપ્યોઃ " જરૂર ! મગન, જરૂર હું તને ભણાવીશ. પણ ભાઇ એમ એકાએક ભણવાનો વિચાર થવાનું કાંઇ કારણ તો કહીશને ? "

" કારણ ન પૂછતા દાદા ! અમારા ખેડૂત વર્ગની અજ્ઞાનતાનો શિક્ષિત વર્ગ કેટલો દુરુપયોગ કરે છે તે મેં કાલે જાણ્યું ત્યારથી મારી આંખો ખુલી ગઇ છે. હું ભણીશ ને પછી મારા દરેકે દરેક ખેડૂત ભાઇઓને ભણાવીશ ત્યારે જ ઝંપીશ. " મગને હૃદયભાર હલકો કર્યો.

" હાં, હાં ! કેમ કાંઇ આટલું બધું ? શું બીના બની છે તે પૂરેપૂરૂં કહે. "

મગને નિશાળમાં બનેલી બધી વિગત અથેતિ કહી સંભળાવી. તેજ દિવસથી એણે ભણતર શરૂ કરી દીધું.

( ૪ )

[ એક વર્ષ પછી ]

હવે તો મગન સડસડાટ વાંચી શકે છે. છાપું વાંચવું એ તો એને મન રમત વાત બની ગઇ છે. તે અભણ ખેડૂતોને ભેગા કરી છાપું વાંચી સંભળાવે છે; અને અવારનવાર તેમને ભેગા કરી વાંચતાં શીખવાની શિખામણ આપે છે.

"ભાઇઓ, આટઆટલું કામ કરી ગરી જવા છતાં આપણા ખેડૂત બન્ધુઓનું ત્રાજવું ઉંચું નથી આવતું એનું મૂળ કારણ આપણી અભણતા છે. જ્યાં સુધી આપણે અજ્ઞાનરૂપી શત્રુને હણીશું નહિ ત્યાં સુધી આમ ને આમ જ રીબાઇશું. અભણને શિક્ષિતના કેટલાં અપમાન સહન કરવાં પડે છે તે તમે બધા ક્યાં નથી જાણતા ? બન્ધુઓ ! શિક્ષણથી અનહદ ફાયદા થાય છે. તેનાથી નિયમિત સમજપૂર્વક કામ કરવાની શક્તિ આવે છે; સારાનરસાનો વિચાર કરવાની બુદ્ધિ આવે છે; જે કાંઇ ધાન્ય, લક્ષ્મી વગેરે હોય તેને બચેરી તેનો સદુપયોગ કરતાં આવડે છે; ખરૂં કહું તો અભણ ને પશુમાં કાંઇ ખાસ ફેર નથી. ભાઇઓ, હું આ બકવાદ કરતો નથી આપ સર્વે એને આચરણમાં મૂકો એ જોવાની ઇચ્છાથી કહું છું. તમે બધા સંમત થતા હો તો આપણે એક રાત્રીશાળા ખોલીએ. તેમાં રાત્રે આપ સર્વ વડીલ બન્ધુઓ આવી કલાક કલાક શિક્ષણ લેશો તો પણ ફાયદો થશે. હું અને દાદા અમારી બનતી મહેનતે તમને ભણાવવા યત્ન કરીશું."

મગનની આવી અવારનવારની ટકોરથી ખેડૂત વર્ગ ઉપર અસર થઇ અને એક નિયમિત રાત્રીશાળા શરૂ થઇ.

( ૫ )

અને તે પછી એક વર્ષે મણિપુર એક અસંસ્કારી ગામડું મટી દેવપુરી બની ગયું. જે ગામમાં મચ્છરનો શુમાર નહોતો ત્યાં મચ્છરનું નામનિશાન ન્હોતું. હવે તો સ્વચ્છતા અસ્વચ્છતાની ભિન્નતા સર્વ ગ્રામ્ય જનો શીખ્યા હતા. પહેલાં જ્યાં આંગણાંમાં જ ઉકરડા નજરે પડતા હતા, તે હવે ગામ બહાર રીતસર વ્યવસ્થિત રીતે ગોઠવાયા હતા. હવાઉજાસ વિનાનાં ઘરમાં જાળીઆં, બારીઓ મૂકાવી તેમાં સંપૂર્ણ ઉજાસ આવે એવાં બનાવ્યાં હતાં. ગામવાસી દરેક જણ સાદા પણ સ્વચ્છ કપડાંમાં વિભૂષિત થયેલું દેખાતું હતું રસ્તાઓ પણ ઘણા જ સુધરી ગયા હતા. બિચારા મોહનલાલ માસ્તરની હવે તો પૂરી કમબખ્તી આવી હતી. એમને ન કોઇ પૂછે કે ગાછે ! બિચારાને બપોરે ઉંઘવાની હમેશની ટેવને તિલાન્જલી આપવી પડી, અને નિયમિત રીતે બાળકોને ભણાવવાનું કાર્ય શરૂ કરી દેવું પડયું!

ગામજનોની સહાયથી ત્યાં એક પુસ્તકાલય પણ ખુલ્લું મૂકવામાં આવ્યું. ગ્રામવાસીઓ નવરાશના વખતમાં તેનો યથેચ્છ લાભ લેતા.

આમ લાંબા કાળથી ઉંઘમાં પડેલા ગામમાં એકાએક જાગૃતિ આવી ગઇ. એ જાગૃતિ કાં તો ચુંટી ખણીને, કે ઢંઢોળીને લાવવામાં આવી હોય તો તે કોને ખબર ? કદાચ પ્રશ્ન થાય કે એ જાગૃતિ લાવનાર વ્યક્તિ કોણ-મગન, માસ્તર કે દાદા ? કે ત્રણેય ? હું એ નહિ કહું. એ તો તમે જ નક્કી કરજો.

# વિચાર ચંક્રમણ

**સ્વ.** સુધારક વાડીલાલ શાહ વિષે એમ કહેવાતું કે " વાડીલાલ ખોટો નથી, પણ વહેલો છે. " ઘણા સુધારકોના સંબંધમાં આમ બને છે. પણ હું તો સાહિત્ય વિષયક વાત કરવા માગું છું. સ્વ. શરદ બાબુનાં ભાષાંતરો આજે જેટલાં ખપે છે તેટલાં શરૂઆતમાં પ્રગટ થયાં ત્યારે, સસ્તાં હોવા છતાં, ખપ્યાં નહોતાં. વર્ષો પહેલાં અમદાવાદથી ' શ્રીમતી વિજયા ' નામથી જે પુસ્તક પ્રગટ થયું હતું તેજ પુસ્તક હાલ ' દત્તા 'ના નામથી બે આવૃત્તિમાં પ્રગટ થાય છે. એક ભાષાંતર ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના પુસ્તક તરીકે અમદાવાદથી બહાર પડી ચૂક્યું છે, અને બીજું મુંબઈથી શ્રી. આર. આર. શેઠ પ્રગટ કરવાના છે. આ બન્ને ભાષાંતરોની પ્રમાણમાં ઠીક ખપત થશે. બાકી ' શ્રીમતી વિજયા ' ને વેચાતાં કેટલાં વર્ષો થયાં તે હકીકત તો પ્રકાશક બહાર પાડે ત્યારે જ ખબર પડે.

તેજ પ્રકાશકનું બીજું પુસ્તક ' ગૃહદાહ ' લગભગ ૬૨૫ પાનાંનું અઢી રૂપીએ પ્રગટ થયું હતું. માળાના ગ્રાહકને તો તે સવા રૂપીએ મળતું હતું. પ્રકાશક વર્ષો પહેલાં મુંબઈ આવી બુકસેલરોને તે સવારૂપીએ અગર તેથી ઓછી કિંમતે આપી ગયાનું આ લેખકને સ્પષ્ટ સ્મરણ છે.

* * *

અમેરિકામાં માસિકો છાપેલ તારીખની પહેલાં અઠવાડિયું દશ દિવસ વહેલાં પ્રગટ થયાનું સાંભળ્યું છે. હિંદમાં તો બે ચાર કે છ માસ મોડાં પ્રગટ થવાના દાખલા લેવા જવા પડે તેમ નથી. પરંતુ અઠવાડિક છાપેલ તારીખ પહેલાં ત્રણ દિવસે પ્રગટ થાય તે વાત વાચકોને નવીન જ લાગશે.

મુંબઈથી ' સન્ડે સ્ટાન્ડર્ડ ' નામનું એક સાપ્તાહિક પ્રગટ થાય છે. બહાર ગામના ગ્રાહકોને તે શુક્રવારે મળી જાય છે એટલે મુંબઈથી ગુરુવારે રવાના થાય છે. પણ ખૂબી તો એ છે કે તેમાં શુક્રવાર સુધીના તાર સમાચાર આપેલા હોય છે ! આ કઈ રીતે શક્ય બને છે તે સમજાઈ શકે તેવું નથી. લોકોને તાજા સમાચાર મળે છે તેવો ભૂલાવો ખવડાવવા માટેની જ આ યુક્તિ ગણી શકાય.

એક દાખલો આપી આ વાત સ્પષ્ટ કરૂં. રવિવાર તા. ૧ લી મેની નકલ તા. ૨૯ એપ્રિલે બપોરના મળેલ છે. તેમાં બેંગલોર, ટોકિયો, ગ્વાલિયર વગેરેના ૨૯ મી એપ્રિલના ખબર છાપેલા છે. તા. ૨૮ મીએ પોસ્ટમાં પડેલ આ પત્રમાં તા. ૨૯ મીના તાર સમાચાર ? ! વીસમી સદીની આ પણ એક નવાઈ જ ને ? !

* * *

પરદેશના લેખકોને પોતાનાં પુસ્તકો માટે શું બદલો મળે છે તે સંબંધી થોડીક હકીકત પ્રાપ્ત થઈ છેઃ

સ્વ. હોલ કેઇનના પુસ્તક ' ઈસુખ્રિસ્તનું જીવન ' ( Life of Christ ) ની હસ્તલિખિત પ્રત માટે એક અમેરિકન પ્રકાશકે ૬૦,૦૦૦ પૌંડ આપ્યા છે, કેટલાક

લેખકોને જે રકમ મળી છે અને અત્યારે મળે છે તેની સાથે સરખાવતાં આ રકમ અદ્વિતીય નથી. બર્નાર્ડ શૉના લખાણુ માટે શબ્દ દીઠ ૮ શિ. ૪ પે. મળે છે. લૉઇડ જ્યૉર્જને તેનાં સ્મરણો લખવા માટે ૧,૦૦,૦૦૦ પૌંડ મળ્યા હતા. સેપરને પોતાના પુસ્તક 'બુલડૉગ ડ્રમન્ડ' ( Bulldog Drummond ) માટે તેટલીજ રકમ મળી હતી. પણ પુસ્તકના વેચાણથી મોટી રકમ પ્રાપ્ત થાય છે એમ નથી. વીકી બૉમ ( Vicki Baum )ને પોતાના 'ગ્રાન્ડ હૉટલ' ( Grand Hotel )માંથી ફક્ત ૩,૦૦૬ પૌંડ મળ્યા હતા. આવા જલદીથી મળતા પૈસા જલદીથી જાય છે. એડગર વૉલેસના મૃત્યુ વખતે તેને શિર ૧,૦૦,૦૦૦ પૌંડનું કરજ હતું.

* * *

રાજમાતા મેરીએ પોતાની આત્મકથા લખીને છપાવી રાખી બ્રિટિશ સંગ્રહસ્થાનના એક ખંડમાં તાળામાં મૂકી દીધી છે. છાપખાનામાં પણ તેના પર સખ્ત ચોકી પહેરો રાખવામાં આવતો હતો અને છાપખાનામાં કામ કરતા મુઠીભર માણસોની જ તેના પર નજર પડી છે. રાજમાતા મેરી જીવે છે ત્યાં સુધી જાહેર પ્રજાનો કોઇ પણ સભ્ય એ આત્મકથા વાંચી શકશે નહિ. એ પુસ્તકની બહુ જ થોડી નકલો છાપવામાં આવી છે.

* * *

આપણે ત્યાં ૧૫ મી તારીખે પ્રગટ થતાં માસિકો જે નિયમિતતા જાળવી શક્યાં છે તથા જાળવી શકે છે તે પહેલી તારીખે પ્રગટ થતાં માસિકો, સરખામણીમાં બહુ ઓછા પ્રમાણમાં જાળવી શકે છે, તે ન સમજી શકાય તેવું છે. આથી હરકોઇ વાચક એમ જ ઇચ્છે કે ૧ લી તારીખે પ્રગટ થતાં અનિયમિત માસિકો ૧૫ મી તારીખે પ્રગટ થવાથી નિયમિતતા જાળવી શકતાં હોય તો ભલે તેમ થાય. જો કે આથી એક ગેરલાભ એ થશે કે પહેલી તારીખે વાચનનો દુકાળ પડશે અને ૧૫ મીએ અતિવૃષ્ટિ થશે.

* * *

શરદબાબુનાં પુસ્તકો વિષેની ઉપરની નોંધ લખાયા બાદ જાણવામાં આવ્યું છે કે તેમના પુસ્તક 'બડી દીદી'નો શ્રી. સુશીલનો અનુવાદ બહાર પડી ચૂક્યો છે. 'મોટી બહેન'નામે બીજો અનુવાદ થવાનું સાંભળેલ છે પણ તેનું કામ કેટલું આગળ વધ્યું છે તે જાણમાં નથી.

* * *

'કુમારે' અનિયમિતતાનો વારસો 'પ્રસ્થાન' તથા 'કિશોર'ને સોંપ્યો હતો. આ બન્ને માસિકોએ ગમે તે રીતે ઠીક ઠીક નિયમિત થવા પ્રયત્ન કર્યો છે. ત્યારે અનિયમિતતાના ખાનામાં કોઇ નહિ? વાચક, નિરાશ થતા નહિઃ "કૌમુદી"એ તે બોજો માથે ઉપાડી લીધો લાગે છે. તેનો જાન્યુઆરી અંક હજુ છેક એપ્રિલમાં જ પ્રગટ થયો છેઃ બીજા અંકો પ્રગટ થાય ત્યારે ખરા !

'ચક્રમ'

—卐—

## વડોદરા મહાલ પુસ્તકાલય મંડળ

### તરફથી લેવાયલી

# શિક્ષકોની શિષ્ટ વાચનની પરીક્ષાનું નિવેદન

**વડોદરા** મહાલના શિક્ષકોના શિષ્ટ વાચન માટે સ્વ. શ્રી. ગુરુબન્ધુ ભટ્ટાચાર્યનું લખેલું **" પ્રાથમિક શાળામાં માતૃભાષાનું શિક્ષણ "** એ નામનું પુસ્તક પસંદ કરવામાં આવ્યું હતું. લગભગ ત્રણ માસ પહેલાં તે જાહેર કરવામાં આવ્યું હતું, અને તેની પરીક્ષા તા. ૧-૫-૩૮ ના રોજ લેવામાં આવી હતી.

આ મહાલનાં કુલ ૨૮૮ શિક્ષકોમાંથી ૧૭૮ શિક્ષકોએ આ પરીક્ષામાં ભાગ લીધો હતો, જેમાં ૩ અંગ્રેજી શાળાના શિક્ષકો, ૮ સ્ત્રી શિક્ષિકાઓ, ૩૮ ઉત્તમપદ પસાર થયેલા, ૩૯ પૂર્વપદ કે મધ્યમપદ પસાર થયેલા, ૩૨ પ્રથમપદ પસાર થયેલા અને ૫૮ અન્ટ્રેન્ડ શિક્ષકો હતા.

સંખ્યાની દૃષ્ટિએ શિક્ષકોએ સારી સંખ્યામાં ભાગ લીધો ગણાય. કેળવણી ખાતાએ એ પુસ્તક વાંચવા માટે સૂચના કઢાડેલી હતી, અને દરેક શાળામાં દરેક શિક્ષકને પુરૂં પાડેલું હતું, એ એક અનુકૂળતા હતી. છતાં શિક્ષકોએ શિષ્ટ વાચનની આ યોજનાની કદર કરીને આટલી સારી સંખ્યામાં તેનો લાભ લીધો એ સંતોષપ્રદ છે.

આ ૧૭૮ શિક્ષકો પૈકી ૩૨ શિક્ષકો સંતોષકારક ઉત્તરો આપી શકયા નથી. તેમણે એ પુસ્તક વાંચ્યું નથી અગર વાંચ્યું હોય તો તેનો આશય સમજી શકયા નથી. બાકીના ૧૪૬ પૈકી ૧૯ પહેલા વર્ગમાં, ૪૮ બીજા વર્ગમાં અને ૭૯ ત્રીજા વર્ગમાં પસાર થાય છે.

વરણામા સેવા સમાજની અંગ્રેજી શાળાના ત્રણ શિક્ષકો આ પરીક્ષામાં પહેલા વર્ગમાં પસાર થયા છે. તેમને પ્રાથમિક શિક્ષણ સાથે સીધો સંબંધ ન છતાં તેમણે આ યોગ્ય કામની યોગ્ય કદર કરીને પોતાની યોગ્યતા બતાવી આપી છે. એ શાળાના ગ્રેજ્યુએટ હેડમાસ્તરે તો પહેલા નંબરે આવવા જેટલું કામ કરી બતાવ્યું છે. પણ એમનું નામ ઇનામની યાદીમાં નોંધવા કરતાં એમનો જાહેર ઉપકાર માનવો વધારે ઉચિત છે.

બાકીના શિક્ષકો પૈકી નીચે જણાવેલા જે તે વર્ગમાં પ્રથમ નંબરે આવે છે:—

| નામ. | સ્થળ. | લાયકી. | ઇનામ રૂ. |
|---|---|---|---|
| સવિતાબ્હેન મણિશંકર ભટ | વરણામા ક. શા.મુ. શિ. | ઉત્તમપદ | ૨-૦-૦ |
| છોટુભાઇ રાવજીભાઇ પટેલ | માણેજા મુ. શિ. | ઉત્તમપદ | ૨-૦-૦ |
| છગનભાઇ મથુરભાઇ પટેલ | ગોરવા ઉ. શિ. | મધ્યમપદ | ૨-૦-૦ |
| છગનભાઇ મથુરભાઇ પંડયા | મહાપુરા ઉ. શિ. | પ્રથમપદ | ૨-૦-૦ |
| કાશીનાથ ઉમાશંકર | દુમાડ ઉ. શિ. | અન્ટ્રેન્ડ | ૨-૦-૦ |

આ શિક્ષકોએ ઇનામની રકમમાં યોગ્ય પુસ્તકો પુસ્તકાલય મંડળમાંથી પોતાની પસંદગી પ્રમાણે મંગાવી લેવા કૃપા કરવી.

પ્રશ્નો જે પૂછવામાં આવ્યા હતા તે સાથે સામેલ છે. હરકોઈ શિક્ષક એ વાંચીને હજી પણ તેનો ઉપયોગ કરી શકશે. પુસ્તક ઘણું નાનું હતું અને અઠવાડિઆથી વધારે વખત રોકે તેમ ન હતું; પણ તેને અંગે બીજાં પુસ્તકો વાંચવાનાં હતાં તેમજ વિચાર કરીને, તુલના કરીને અને ઉપયોગ કરીને તેનો અભ્યાસ કરવાનો હતો. જે શિક્ષકો પરીક્ષામાં બેઠા નથી તેઓ હજી પણ એ પ્રશ્નો પ્રમાણે આ પુસ્તકનો અભ્યાસ કરશે તો ઘણું મેળવી શકશે.

ખેદ સાથે કહેવું પડે છે કે સ્ત્રી શિક્ષિકાઓએ આ પરીક્ષામાં સારી સંખ્યામાં અને ઉત્સાહપૂર્વક ભાગ લીધો નથી.

શિક્ષક બંધુઓને વિનંતિ છે કે પુસ્તક વાંચીને જ્ઞાનભંડારમાં જે વૃદ્ધિ કરી તેનો લાભ સમાજને અર્થાત બાળકોને અવશ્ય મળવો જોઇએ. શિક્ષકો ઉપર એક સામાન્ય આરોપ છે કે ટ્રેનીંગ કૉલેજમાં શીખેલું જ્ઞાન તેઓ અનુભવમાં મૂકતા નથી. પરિસ્થિતિ પ્રમાણે તફાવત પડે એ ખરૂં છે, છતાં કેવળ પરિસ્થિતિને જ વશ રહીને પુરુષાર્થ ન કરવો એ કંઇ કર્તવ્યનિષ્ઠા ગણાય ? આ પુસ્તક અને તેને અંગે તે વિષયનાં બીજાં પુસ્તકો વાંચવાની જે ભલામણ કરવામાં આવી હતી તે એવી આશાથી કે માતૃભાષાના શિક્ષણની ખરી દિશા શાળાઓમાં પકડાય, અને એ રીતે ભાષાશિક્ષણ સુધરતાં પુસ્તકાલય પ્રવૃત્તિનો ઉદ્દેશ પાર પડવાની સાથે શ્રીમંત સરકારનો પ્રજા કેળવણીનો સ્તુત્ય આશય પણ પાર પડે.

ઇતર વાચનની અગત્ય સમાજના બીજા વર્ગો કરતાં શિક્ષકને ઘણી વધારે છે. વર્તમાન પ્રવાહની સાથે રહેવા માટે તથા શીખેલું સંભાળી રાખવા માટે પણ શિષ્ટ વાચનની ભૂખ તેમની વધતી અને વધતી જ રહેવી જોઇએ. એ બાબતમાં જો તે પ્રમાદ સેવે તો પોતાના કર્તવ્ય માટે તે નાલાયક બની રહે.

અને શિક્ષકોને જે કંઇ મળે તે તેમણે ખાલી ભંડોળ વધારવા માટે નહિ, પણ ભવિષ્યની પ્રજાને માટે–તેના હાથમાં સોંપાયલાં બાળકોને માટે વાપરવું જોઇએ. જે વિચાર કે જે પદ્ધતિ તેમને આ પુસ્તકમાંથી કે બીજે સ્થળેથી મળે તેનો ઉપયોગ પોતાની શાળામાં જરૂર તેમણે કરવો જોઇએ અને તેવા ઉપયોગનાં પરિણામ નોંધવા જોઇએ.

દેવચંદ રામજીભાઇ
પ્રમુખ, વડોદરા મહાલ પુસ્ત. મંડળ

## વડોદરા મહાલ પુસ્તકાલય મંડળ
## શિક્ષકો માટેની શિષ્ટવાચનની પરીક્ષાનો
### પ્રશ્નપત્ર

રવિવાર તા. ૧-૫-૩૮ ( ત્રણ કલાક )

૧. વાચન શીખવવાના ઉદ્દેશ લખો: તે ઉદ્દેશને અનુસરવામાં શિક્ષકો કઇ કઇ બાબતમાં કેવી કેવી ભૂલો કરે છે તે બતાવો, અને તે ભૂલો સુધારવા તમે શું કરશો તે વિગતવાર સમજાવો. ૧૫

અથવા

બાળકો શબ્દોના અક્ષરો છૂટા છૂટા વાંચે છે, વચમાં વચમાં ખોટી રીતે અટકે છે, રાગ કાઢે છે અને ભાવપૂર્વક વાંચતાં નથી, તેને માટે તમે શા શા ઉપાય લેશો તે વિગતવાર લખો.

૨. આ વિષયમાં તમે જે જે પુસ્તકો વાંચ્યાં હોય તેનાં નામ લખો. માસિકો ( કેળવણી વિભાગ આ પ. ) વગેરેમાં લેખો વાંચ્યાં હોય તેનાં પણ નામ લખો, અને આ લેખકની સાથે વિચારભેદ જણાયા હોય તે જણાવી તેની તુલના કરો. ૨૦

અથવા

તમે કોની કોની બનાવેલી બાળપોથી વાંચી છે તે લખી તે દરેકના પદ્ધતિભેદ સમજાવો અને ગુણદોષની તુલના કરો, તથા આદર્શ બાળપોથીની રચના કેવી હોવી જોઇએ તે ઉદાહરણ આપીને સમજાવો.

૩. બાળકો વાચનની સાથે વિચાર કરે, સમજે અને ખરૂં ખોટું પારખે, તેને માટે તમે કેવાં વાક્યો તેની પાસે વંચાવશો તેના દશ નવા નમૂના બનાવીને લખો. ૧૦

૪. દૃષ્ટિપાત-વાચન તથા મૂકવાચનના હેતુ લખો, અને તેથી હાલના કયા કયા દોષો જશે તે સમજાવો. ૧૫

૫. તમને યાદ હોય તેની કોઇ પણ એક કવિતાની ચાર લીટીઓ લખો અને તે શીખવવાનો સંપૂર્ણ ક્રમ ( ઉપયોગી પ્રશ્નો સાથે ) લખો. ૧૫

અથવા

બીજી કે ત્રીજી કે ચોથી ચોપડીનો કોઇ પણ એક પાઠ તમને યાદ હોય તે પસંદ કરો અને તેના પરિચ્છેદવાર મુખ્ય મુદ્દાઓ કાઢો તથા એ આખા પાઠનો ટૂંકામાં ટૂંકો સાર લખો.

૬. શ્રુતલેખન કેમ લખાવવું અને કેમ સુધારવું એ સંબંધમાં શિક્ષકોથી થતી પ્રચલિત ભૂલો લખો અને તે દૂર કરવાના ઉપાયો લખો. ૧૫

અથવા

લેખનની શરૂઆત કેવી રીતે કરશો અને અક્ષરોના મરોડ સુધારવા તમે શું કરશો તે લખો. આ સંબંધમાં પ્રચલિત ભૂલો પણ લખો અને તે સુધારવાના ઉપાયો સમજાવો.

૭. આ પુસ્તકની પદ્ધતિ પ્રમાણે શીખવવાને તમે કયાં કયાં નવાં સાધનો તમારી શાળામાં વસાવશો અગર બનાવશો તે તેનો ઉપયોગ સમજાવીને લખો. ૧૦

અથવા

પાઠ્ય પુસ્તકો ઉપરાંત બહારનું વાચન તમે વર્ગવાર કયા કયા પુસ્તકમાંથી કયા હેતુ માટે કરાવશો તે લખો.

—✻—

# મહાલ પુસ્તકાલય પરિષદો

( ૭ ) **વિસનગર મહાલ ચોથી પરિષદ**:—તા. ૧ માહે મે ૧૯૩૮ ને રવિવારને દિવસે સવારના ૮॥ વાગે વિસનગર કસ્બામાં મોતી મયાચંદની વાડીમાં રાજરત્ન શ્રી. ગિરધરલાલ ડોસાભાઇ વકીલના પ્રમુખપદે મળી હતી. તેમાં મહાલનાં પુસ્તકાલયો ને વાચનાલયોના પ્રતિનિધિઓ ઉપરાંત કસ્બાના નાગરિકો, અમલદારો વકીલો, શિક્ષક–શિક્ષિકાઓ, વિદ્યાર્થીઓ વગેરેની સારી હાજરી હતી. કામકાજની શરૂઆત કરતાં વકીલ પ્રભુદાસે આમંત્રણપત્રિકા વાંચી સંભળાવી પરિષદનો ઉદ્દેશ સમજાવ્યો. બાદ, ' સરસ્વતીવંદન ' ' દીપાવો પુસ્તકાલયને ' અને ' શ્રીમંતને આશીર્વચન ' નાં કાવ્યો વાદ્ય સાથે ગવાઇ રહેતાં સ્વાગત પ્રમુખ રાજરત્ન શ્રી. મહાસુખભાઇ ચુનીલાલ શેઠે પોતાનું છાપેલું ભાષણ વાંચી સંભળાવ્યું. તેમાં પ્રથમ, પરિષદ પ્રવૃત્તિની યોજના ને ઉદ્દેશ, તથા વાચનના સાધન તરીકે પુસ્તકાલય–વાચનાલયોની આવશ્યકતા સમજાવી મહાલના કેળવણી પ્રમાણ વિષે બોલતાં તેમણે કહ્યું કેઃ—

" અત્રે મળેલી સભામાં ભણેલાં પ્રજાજનોની સંખ્યાના પ્રમાણ ઉપરથી મહાલની પ્રજાની કેળવણીનો ખ્યાલ બાંધવાનો નથી. આવી ભણેલી જો સમગ્ર મહાલની પ્રજા હોય તો મહાલનો અને આખા રાજ્યનો કયારનોય અભ્યુદય થયેલો હોય. મહાલની પ્રજા અજ્ઞાનના અંધકારથી કેટલી બધી ઘેરાયેલી છે તે સન ૧૯૩૧ ના વસ્તીપત્રકના નીચેના આંકડા ઉપરથી સમજાશેઃ—

આ વિસનગર મહાલમાં ૫૬ ગામો છે. કુલ આશરે ૭૨ હજાર ( ૭૧૮૪૮ ) માણસની વસ્તી છે જેમાં આશરે અરધા ( ૩૫૬૦૮ ) પુરૂષો અને આશરે અરધી ( ૩૬૧૬૦ ) સ્ત્રીઓ છે. આ ૭૨ હજારમાં આશરે ૧૨ હજાર ( ૧૧૯૯૪ ) એટલે કે માત્ર છઠ્ઠા ભાગનાં માણસો ભણેલાં છે, જેમાં ૯૭૯૨ પુરૂષો અને ૨૨૦૨ સ્ત્રીઓ છે. આ ઉપરથી જોઇ શકશો કે કુલ ભણેલાંનું પ્રમાણ માત્ર ૧૬ ટકા આવે છે, જેમાં સ્ત્રીઓનું નજીવું માત્ર ત્રણ ટકા આવે છે. આટલા ૧૬ ટકામાંથી આ વિસનગર કસ્બાનું પ્રમાણ બાદ કરવામાં આવે તો તેમાંથી પણ કેટલાક ટકા બાદ જવાના. મહાલના મુખ્ય કસ્બાનું ગામ આ વિસનગર છે. તેની કુલ વસ્તી ૧૫૦૫૦ ની છે જેમાં ૭૨૬૦ પુરૂષો અને ૭૭૯૦ સ્ત્રીઓ છે. કુલ ૪૦૮૦ ભણેલાં છે જેમાં ૩૨૨૭ પુરૂષો અને ૮૫૩ સ્ત્રીઓ છે. આ ઉપરથી જણાશે કે કુલ ભણેલાંનું પ્રમાણ ૨૭ ટકા આવે છે, જેમાં સ્ત્રીઓનું માત્ર પાંચ જ ટકા આવે છે. સજ્જનો ! આ આંકડાઓ ગામડાંની અને કસ્બાની પરિસ્થિતિના અજ્ઞાનના અંધકારનો ખેદજનક ચિતાર આપણી દૃષ્ટિ આગળ ખડો કરે છે. "

આગળ ચાલતાં વિસનગર કસ્બા પુસ્તકાલય તથા " શ્રી. મણિલાલ મૂળચંદ મદ્રાસવાળા શુભદર્શક વાચકગૃહ " નામની ખાનગી સંસ્થાની સ્થાપનાનો ઇતિહાસ કહી સ્વતંત્ર મહિલા સંસ્થાની અગત્ય પ્રતિપાદન કરતાં તેમણે જણાવ્યું કેઃ—

" સ્ત્રીઓમાં વાચનનો શોખ વધે અને કન્યાશાળામાં લીધેલી પ્રાથમિક કેળ-

વણી ભૂલી ન જાય અને મેળવેલું જ્ઞાન વર્તમાનપત્રો અને પુસ્તકોના વાચન દ્વારા તાજું રાખી તેમાં વૃદ્ધિ કરી શકે, બપોરના નવરાશના વખતે પુસ્તકાલયમાં આવી અન્ય સ્ત્રીઓના સમાગમથી માસિકો અને વર્તમાનપત્રોમાં વાંચેલી હકીકત સંબંધી એક બીજાની સાથે વિચારની આપલે કરી યોગ્ય ચર્ચા કરી તેમાંથી જે અનુકરણ કરવા યોગ્ય હોય તેને પોતાના જીવનમાં અને સમાજની પ્રવૃત્તિમાં ઘટાવવા પ્રયત્ન કરી શકે, દેશ પરદેશના સમાચાર જાણવાથી બહાર શું ચાલી રહ્યું છે, તેમાંથી સ્ત્રીઓએ કેટલું ગ્રહણ કરવાનું છે તેનો ખ્યાલ આવે, એ રીતે માનસિક કેળવણીનો વિકાસ થવાથી સમાજમાં ઘુસેલા કુરીવાજો દૂર કરવા-નાની મોટી સભા ભરી સ્ત્રી ઉન્નતિ અર્થે મહિલામંડળ સ્થાપી સુધારો કરવા હૃદયની અભિલાષાઓ જાગૃત થાય, અને પરિણામે સ્ત્રીઓ તેમનામાં છવાયેલા અજ્ઞાનરૂપ ઘોર અંધકારનો નાશ કરી અને વાચનદ્વારાએ વિદ્યાના પ્રકાશનાં કિરણોથી ઉન્નતિનો માર્ગ શોધી કાઢે, અને તેમ કરવામાં વિસનગરની સ્ત્રીઓ રસ લેતી થાય એવા ઉદ્દેશથી શહેરના મધ્ય ભાગમાં જાહેર માર્ગ ઉપર સરકારી કન્યાશાળાની સામે જ્યાં સ્ત્રીઓ અને કન્યાઓ વિના સંકોચે વાંચવા જવા આકર્ષાય એવા સ્થળે પૂરતી સગવડવાળું એક સાર્વજનિક મહિલા પુસ્તકાલય બંધાય છે. તે થોડા વખતમાં ખુલ્લું મૂકાશે અને સ્ત્રીઓ તેનો લાભ લેવા ભાગ્યશાળી થશે. ”

પછી પુસ્તકાલય ખાતાની સ્થાપના અને સાર્વજનિક પુસ્તકાલયોને શ્રીમંત સરકાર તરફથી મળતી વિવિધ મદદોનું ધોરણ અને જૂથ મંડળોની યોજનાનો ખ્યાલ આપી, લોકભદ્ર પુસ્તકાલય સંસ્થાઓ માટે જરૂરી લોકમદદ ઉભી કરવા સંબંધમાં લોકો તરફથી સામાન્યતઃ થતી દલીલનો જવાબ આપતાં શ્રી. મહાસુખભાઈએ જણાવ્યું કે—“ આપના અને આપના કુટુંબના જીવન નિર્વાહના સાધનમાંથી એક પાઈ પણ લેવા કહેતો નથી. પરંતુ આપના શરીરને અને સમાજને નુકશાન પહોંચાડનારા જે જે ખરચાળ વ્યસનો અને કુરીવાજ વળગ્યાં હોય તેને દૂર કરવા મારી વિનંતી છે. તે દૂર કરવાથી પૈસાનો જે બચાવ થાય તેમાંથી હિસ્સો લેવા માગું છું. હું વિસનગર મહાલનાં ગ્રામજનોને વિનવું છું કે આપ શહેરના કૃત્રિમ મોહમાં દેખાદેખી નહીં ઝંપલાતાં ઇશ્વર તરફથી મળેલાં કુદરતી સાધનો તરફ વળગેલા રહો. જેટલા છૂટા પડશો તેટલું નુકશાન છે. શહેરની હોટેલો અને પાનપટીની દુકાનો આપના ગામમાં પેસારી શરીર અને પૈસાની પાયમાલી હાથે કરીને વહોરી લીધી છે. ૨૫–૩૦ વર્ષો ઉપર ક્યાં હોટેલો હતી ? શું તે વખત તમારૂં અને તમારા વડીલનું જીવન ચા અને પાનબીડી વિના નહોતું ચાલતું ? શું તે વસ્તુઓ જીવન નિભાવવા માટે ફરજ્યાત પોષક વસ્તુઓ છે ? મજુર, ખેડુત કે કોઇ પણ માણસ ભાગ્યેજ આ વ્યસનથી બચેલો હશે. આ ચાનો અને પાનપટીનો ચેપ ગામડાંને લાગ્યો છે તેથી વધુ પ્રમાણમાં કસ્બાના ગામને લાગેલો છે, અને તેનુંજ આપ અનુકરણ કરો છો. વિસનગરમાં ૨૫ વરસ ઉપર માત્ર એકજ હોટેલ હતી તે વધીને ૪૨ થઇ અને હમણાં ત્રણ વરસથી સરકારે સખ્ત લાયસેન્સ ફી નાખવાથી જરા સંખ્યા ઘટી છે, પરંતુ સડો તો વધતો જાય છે. આપ સૌ જાણો છો કે તે સૌ, આરોગ્યની દૃષ્ટિએ વિચાર કરતાં,

૫

શરીરને પાયમાલ કરનાર છે; છતાં તેના પરથી મોહ છોડતા નથી. તો આપને આગ્રહ-પૂર્વક કહું છું કે જો તે તરફ તિરસ્કાર બતાવો તો પુસ્તકાલયો અને વાચનાલયો આપોઆપ ઉઘડે અને જે છે તે સંગીન થાય. ચા પીનાર અને પાનપટ્ટી ખાનાર ભાઈઓ દર માસમાં આઠ દશ પ્યાલા પીવા ઓછા કરી વધેલા પૈસામાંથી અરધા પૈસા આ સરસ્વતી મંદિરોમાં ભેટ કરે તો પુસ્તકાલયો સારી રીતે ચલાવવા પૂરતા પૈસા મળી રહે અને પુસ્તકાલયની પ્રવૃત્તિ સફળ થાય. પુસ્તકાલયો એ ખરેખર પવિત્ર સરસ્વતી દેવીનાં મંદિરો છે. બેસતા વર્ષના માંગલિક પ્રભાતે એ પવિત્ર દેવીને સંભારી આખા વર્ષમાં વધુ લાભ મેળવવાની ઇચ્છાથી આપ શારદાપૂજન કરો છો. આવું લાભદાયક પૂજન કરવાની આ ભાવના પ્રાચીન કાળથી ચાલી આવી છે, કાંઇ નવીન કલ્પનાનો મુદ્દો નથી. એ લાભદાયક છે તેથીજ સારદાપૂજન કરો છો એ પણ આપ મનથી સમજો છો. પરંતુ માત્ર ચોપડામાંજ પૂજન કરવાથી તેનું ઉંડું રહસ્ય બરાબર સમજાતું નથી. તે પૂજનની સાથે એ શારદા દેવી કોણ ? શા માટે તે પૂજનીય બની છે ? આનો વિચાર કરશો તો ખ્યાલ આવશે કે તે આપણાં જ્ઞાનચક્ષુઓ ઉઘાડે છે અને તે જ્ઞાનચક્ષુઓ ઉઘડવાથી દુનિયા ખરા સ્વરૂપમાં જોઇ શકાય છે, સારાસારનો વિચાર કરી શકીએ છીએ, બુદ્ધિનો વિકાસ થાય છે અને સુખી જીવન ગાળવાના માર્ગ શોધી કાઢીએ છીએ. તો તેવો લાભ લેવા સરસ્વતી દેવીના ખરા ઉપાસક બનો; તેમનાં મંદિરો બનાવો, જે હોય તેને સંગીન બનાવો, તેમને નિભાવવા ઉપર જણાવ્યું તે પ્રમાણે વ્યસનોને તિલાંજલિ આપી પૈસાનો બચાવ કરી સરસ્વતી દેવીના ચરણે યથાશક્તિ ભેટ ધરો. સામાજિક દૃષ્ટિએ આપ વિચાર કરશો તો સામુદાયિક પૈસા બચાવી શકશો. મરણ પાછળ બીનજરૂરી ન્યાતવરા, શકિત ન હોય છતાં દેખાદેખી ખોટી પ્રતિષ્ઠા મેળવવા દેવું કરી લગ્નપ્રસંગનાં નિરૂપયોગી ખરચો વગેરે એવા અનેક કુરીવાજો મૂળ નાખી સજ્જડ થયેલા છે તે નૈતિક બળ રાખી કમી કરો તો ઘણા પૈસાનો બચાવ કરી શકાય તેમ છે. આ મારા પ્રત્યુત્તરથી આપને ખાત્રી થઇ હશે કે પૈસા ઉભા કરવાનો માર્ગ આપની પાસે જ છે. આપની કમાણીનું આપના ખરા પરસેવાનું નાણું દુર્ગુણના માર્ગે વહેતું અટકાવી સદ્‌ગુણના માર્ગે વહેવડાવી સદુપયોગ કરો તો પુસ્તકાલયો અને વાચનાલયોની સારી રીતે પ્રગતિ કરી શકો તેમ છે.'

અંતે, નિવૃત્ત નાયબ દિવાન રા. બ ગોવિંદભાઇ હા. દેસાઇ સા. ના પ્રમુખપદે અને પુ. ખાતાના નિવૃત્ત મદદનીશ વ્યવસ્થાપક શ્રીયુત મોતીભાઇ અમીન સાહેબના મંત્રીપદે રાજ્ય પુ. મંડળ કેવા ઉત્સાહથી કામ કરે છે તેનો અને તેની ભરાઇ ગયેલી ૭ પરિષદોનો ખ્યાલ આપી શ્રી. મહાસુખભાઇએ સ્વાગત પ્રમુખ તરીકેનું પોતાનું વક્તવ્ય સમાપ્ત કર્યું હતું.

બાદ, પ્રમુખચુંટણીનો શિષ્ટાચાર થઇ રહેતાં પ્રમુખશ્રી ગિરધરલાલભાઇએ પ્રસંગોચિત સુશ્રાવ્ય ભાષણ કર્યું હતું. તેની નકલ યા મતલબ મળી શકેલ નહિ હોવાથી છાપી શકાઇ નથી.

પ્રમુખશ્રીનું ભાષણ પૂરૂં થયે પરિષદની ધોરણસરની કાર્યવાહી હાથ ધરતાં પહેલાં વિસનગર કસ્બા પુસ્તકાલયના પ્રમુખ તરીકે ૨૧ વર્ષ સતત સેવા બજાવી તેની

આબાદી ને પ્રગતિમાં સક્રિય ભાગ ભજવનાર શેઠશ્રી મહાસુખભાઇની છબી ખુલ્લી મૂકવાની ક્રિયા પ્રમુખશ્રીને શુભ હસ્તે કરાવવાની તક લેવાઇ હતી. છબી મજકુર પુસ્તકાલયના રીડીંગ રૂમમાં મૂકવાનું ઠર્યું છે.

એ કામ પતી જતાં શ્રી મહાસુખભાઇએ પરિષદને ફત્તેહ ઇચ્છનારા શુભેચ્છકોના સંદેશા વાંચી સંભળાવ્યા, જેમાં રા. બ. ગોવિંદભાઇ સાહેબ, મે. શ. રા. ભાટે સાહેબ, રા રા. રાંગણેકર સાહેબ, રા. રા. મોતીભાઇ સાહેબ, ડૉ. સુમંત મહેતા, શ્રી. પ્રતાપરાય મહેતા, શ્રી. જિજુભાઇ, વિભાગ વિદ્યાધિકારી રા. રા. ચુનીભાઇ સાહેબ વગેરેના મુખ્ય હતા. સંદેશાવાચન પછી મહાલ પુ. મંડળના મંત્રી રા. ઉમિયાશંકર દવેએ મહાલ મંડળનો વાર્ષિક અહેવાલ વિગતવાર રજુ કર્યો હતો, ને તે પછી પ્રતિનિધિઓમાંથી વિષયનિર્ણાયક સમિતિ ચુંટાઇ સવારની બેઠક પૂરી થઇ હતી.

વિષય સમિતિ બપોરે ત્રણ વાગે પ્રમુખશ્રીના મુકામે મળી તેણે યોગ્ય ચર્ચા ને વિચારણા પછી એકંદર નવ ઠરાવો ઘડી કાઢયા ને તે સાંજે સાડા પાંચ વાગે મળેલી ખુલ્લી બેઠકે વિધિપુરઃસર પસાર કર્યા. પૈકી પહેલો ઠરાવ શ્રીમંત રાજકુટુંબને આરોગ્ય સહિત દીર્ઘાયુ ઇચ્છવા સંબંધી, તથા છેલ્લો ઠરાવ પ્રમુખશ્રીનો આભાર માનવા સંબંધીનો હોઇ બાકીના ૬ ઠરાવો નીચે પ્રમાણેઃ—

## ઠરાવો

**ઠરાવ ૨ જો**:—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ જે તે પુસ્તકાલયોની માગણી મુજબ પુસ્તકો ન મોકલતાં કેટલીક વખતે જુદાંજ પુસ્તકો મોકલે છે તે પદ્ધતિ નાપસંદ કરવા જેવી છે. કારણ કે તેના પરિણામે કેટલીક વખત પુસ્તકો બેવડાય છે અને કરેલું ખર્ચ નકામું જાય છે. આથી આ પરિષદ આશા રાખે છે કે ભવિષ્યમાં જે તે પુસ્તકાલયો તરફથી જે પ્રમાણે માગણી કરવામાં આવે તે પ્રમાણે પુસ્તકો મોકલવામાં આવશે.

દ. સૂ. ત્રિભોવનદાસ, ખરસદા — અ. આ. શાન્તિલાલ ર., કાંસા

**ઠરાવ ૩ જો**:—જે તે પુસ્તકાલય પોતાના બજેટની સગવડ પ્રમાણે સ્થાનિક જરૂરિયાત ધ્યાનમાં લઇ, વર્તમાનપત્રો અને માસિકો મંગાવવા માટે ઠરાવ કરે છે. તે ઠરાવમાં સબળ કારણ વિના ફેરફાર કરવો ઇષ્ટ નથી. તેથી માગણી પ્રમાણે વર્તમાનપત્રો તથા માસિકો મંજુર રાખવા આ પરિષદ પુસ્તકાલય ખાતાને આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

દ. સૂ. જેસંગભાઇ ધ. પટેલ, દેણુપ — અ. આ. પ્રહલાદજી આત્મારામ, ગોઝારા

**ઠરાવ ૪ થો**:—ગ્રામ પંચાયતના બજેટની અંદર પુસ્તકાલયને મદદ આપવાની રકમ મંજુર કરાવવામાં આવેલી હોય છે અને તે રકમ ગ્રામ પંચાયતના અધ્યક્ષ પટેલે પુ. ના મંત્રીને આપવાની હોય છે. તેમ છતાં પટેલ વખતસર તેમની ફરજ અદા કરતા નથી તેના પરિણામે રકમ વખતસર મળી શકતી નથી. તેથી હાલનું ધોરણ બંધ કરી પુ. ના મંત્રીને તેની સહીથી ગ્રામપંચાયતે મંજુર કરેલી રકમ મહાલમાંથી પરબારે મળે એ ધોરણ દાખલ કરવા માટે આ પરિષદ ભલામણ કરે છે

દ. સૂ. નાનજીભાઇ વ. પટેલ, બાપરેટ — અ. આ. વિરસંગભાઇ હે. ચોધરી, તરભ

ઠરાવ ૫ મોઃ—વિસનગરના શેઠ-શ્રીમાન રાજ્યરત્ન મહાસુખભાઇ ચુનીલાલે આપણા મહાલમાં તેમજ બીજા મહાલમાં પણ વાંચનાલયો તથા પુસ્તકાલયો ઉઘડાવવા લોકમદદમાં ખૂટતી રકમ પોતાના વરદ હસ્તે આપી પુસ્તકાલય પ્રવૃત્તિના અંગે ઘણી કિંમતી સેવા કરી છે, તે બદલ આ પરિષદ તેમનો આભાર માને છે.

દ. મૂ. જેસંગભાઇ, દેણપ — અ. આ. ઉમેદભાઇ ઇ. પટેલ, વાલમ
વિ. અ. આ. લાલજીભાઇ ચ. પટેલ, ખંડેરણ

ઠરાવ ૬ ઠ્ઠોઃ—દરેક પુસ્તકાલય તરફથી માસિકો મંગાવવા માટે હકીકત બજેટમાં પૂરી પાડવામાં આવે છે. તે બજેટો મંજુર થયેથી કયા પુસ્તકાલયમાં કયાં માસિકો આવવાનો સંભવ છે એ હકીકત નક્કી થાય છે. આ પ્રમાણે બજેટામાં માસિકો મંજુર થયેથી મહાલ પુ. મંડળના મંત્રી તરફથી આખી યાદી પ્રસિદ્ધ કરવાની જરૂર છે, કે જેથી જે તે પુસ્તકાલય પોતાને ત્યાં નહિ આવતાં માસિકો બીજા પુસ્તકાલયમાંથી તેના ઉપયોગ માટે ઉછીનાં લઇ શકે. આ રીતે જુદાં જુદાં માસિકોનો ઉપયોગ કરી શકાય. આથી આવી યાદી ડીસેમ્બર સુધીમાં તૈયાર કરવા માટે મહાલ પુ. મંડળને તજવીજ રાખવા આ પરિષદ ભલામણ કરે છે.

દ. મૂ. લાલજીભાઇ ચ. પટેલ, ખંડેરણ — અ. આ. ગોવરધનદાસ બારોટ, કમાણા

ઠરાવ ૭ મોઃ—બાલચમૂ મારફત ઝોળીમાં પુસ્તકો રાખી ગામમાં ઘેરઘેર પહોંચાડવાની પદ્ધતિ કેટલેક સ્થળે શરૂ કરવામાં આવી છે તે પદ્ધતિ સ્તુત્ય હોવાથી આ પદ્ધતિ સર્વ સ્થળે દાખલ કરવા માટે આ પરિષદ દરેક ગ્રામ પુ. ને ભલામણ કરે છે.

દ. મૂ. ઉમીયાશંકર લ. દવે, વાલમ — અ. આ. છગનલાલ નહાલચંદ શેઠ, કમાણા

ઠરાવ ૮ મોઃ—વિસનગર કસ્બામાં શેઠ શ્રી મહાસુખભાઇ તરફથી મહિલા પુસ્તકાલય તૈયાર થાય છે તે જાણી આ પરિષદ હર્ષ જાહેર કરે છે. સદર મહિલા પુ. ને આદર્શ રૂપ બનાવવા માટે ઠરેલા નિયમ ઉપરાંત ખાસ મદદ આપવા આ પરિષદ શ્રીમંત સરકારને વિનંતિ કરે છે.

દ. મૂ. કલ્યાણરાય ન. જોષી — અ. આ. પ્રભુદાસ ગો. વકીલ, વિસનગર

પસાર થયેલા ઉપરોકત ઠરાવો પૈકી ૨ જા ઠરાવનો મજકુર સદરહુ મહાલની ત્રીજી બેઠકમાં પસાર થયેલા પાંચમા ઠરાવનું જ પુનરાવર્તન હોય એ સંબંધમાં પુ૦ સ૦ સ૦ મંડળના અધ્યક્ષ શ્રીયુત મોતીભાઈ અમીન સાહેબે ત્રીજી બેઠકમાં એ ઠરાવ પસાર થયો તેને બીજે જ મહિને '**પુસ્તકાલય**'ના ડીસેમ્બર ૧૯૩૬ ના અંકમાં પૃ. ૮૦૬ થી ૮૦૮ ઉપર એ સંબંધમાં ખાસ **ખુલાસો** પ્રસિદ્ધ કર્યો છે ને એ ઠરાવ મૂકનાર તથા અનુમોદન આપનાર ભાઇઓને જો અન્યાય થયો હોય તો તે પૂરવાર કરી દેખાડવાને જાહેર રીતે સૂચવ્યું છે. તથાપિ હજી લગી તેમ થયું હોવાનું જણાયું નથી; અને છતાં એજ મતલબનો ઠરાવ આ સાલે પણ એજ મહાલમાં કરીને થાય છે એ ખરેખર ખેદનો વિષય છે. પુસ્તકાલય સ૦ સ૦ મંડળની રીતિ નીતિ–બલ્કે સમગ્ર પુસ્તકાલય પ્રવૃત્તિ–સાથે ગાઢ સંપર્ક ધરાવનાર શ્રીમાન મહાસુખભાઇ શેઠ તથા શ્રીયુત કલ્યાણરાય જોશી જેવી જવાબદાર વ્યક્તિઓની હાજરીમાં આવો અર્થહીન છતાં ગેરસમજ ફેલાવનાર ઠરાવ ફરી ને ફરી પસાર થાય એ પણ નવાઇ જ ગણાય!

અમે માનીએ છીએ ત્યાં લગી શ્રીયુત મોતીભાઇ સાહેબે પ્રસિદ્ધ કરેલા ખુલાસામાંની સદર જાહેરાત હજી જેમની તેમ ઉભેલી છે. એટલે એકલા વિસનગર મહાલના જ નહિ પણ રાજ્યના વા રાજ્ય બહારના કોઈ પણ પુસ્તકાલયને પુસ્તકો સંબંધમાં થયેલો અન્યાય પૂરવાર કરી યોગ્ય ઈન્સાફ મેળવવાની મજબૂત ભલામણ કરીએ છીએ.

ઠરાવોનું કામ પત્યા બાદ બ્રહ્મભટ્ટ કવિ રા. વિઠ્ઠલભાઇએ કેટલાંક કાવ્યો સાથે પુસ્તકાલય સંબંધી વિવેચન કર્યું હતું; વાલમના પટેલ ઉમેદભાઇએ, તથા રા. રા. ચીમનલાલ વકીલ વગેરેએ પણ પ્રસંગોચિત વિવેચનો કર્યાં હતાં.

છેવટે, પ્રમુખશ્રી તરફે પસાર થયેલા ઠરાવના અવલોકનપૂર્વક ઉપસંહારનું વક્તવ્ય થયા બાદ આભારપ્રદર્શન અને પુષ્પહારસમર્પણના આનંદજનક વિધિ પછી રાજગીત ગવાઇ પરિષદનું કામ ફત્તેહમંદ રીતે પાર પડેલું જાહેર કરાયું હતું.

**( ૮ ) પેટલાદ મહાલ ૪ થી પરિષદઃ**—તા. ૨૭–૫–૩૮ ના રોજ અમદાવાદ મ્યુનિસિપાલિટિના નિવૃત્ત એજ્યુકેશનલ ઑફિસર શ્રીયુત પ્રાણલાલ ફીરપાશંકર દેસાઇના પ્રમુખપદે વસો મુકામે સાંજના ૫ વાગે મળી. તેમાં પુસ્તકાલય-પ્રતિનિધિઓ ઉપરાંત બાલશિક્ષણાચાર્ય શ્રી. ગિજુભાઇની દોરવણી નીચે તા. ૪–૫–૩૮ થી ચાલતા બાલશિક્ષણ વર્ગનાં ૧૫૦ જેટલાં શિક્ષક શિક્ષિકાઓ, ગામના ગૃહસ્થો તથા બહાર ગામના મેમાનોની મળી સારી હાજરી હતી. પરિષદના કામકાજની શરૂઆત બરાબર પાંચ વાગે સંગીતથી થયા બાદ વસો હાઇસ્કૂલના હેડમાસ્તર શ્રીયુત રામભાઈ કાશીભાઈ પટેલે " સત્કાર કોનો કરવો ? આમાં કોણ બહારનું છે ? છતાં શિષ્ટાચારની એ ફરજ મારે માથે આવી પડી છે તે હું સહર્ષ બજાવું છું. " એવી મતલબનું ટુંકું વિવેચન કરી સૌનો ભાવભીનો સત્કાર કર્યો હતો. બાદ, પ્રમુખનું ટણી માટેની વિધિસર દરખાસ્ત મૂકતાં શ્રીયુત મોતીભાઇ અમીને રા. પ્રાણલાલભાઇની યશસ્વી કારકીર્દી, ૧૭ વર્ષની સરકારી નોકરીને ત્યજી અમદાવાદની મ્યુનિસિપાલિટિની સેવા સ્વીકારવામાં રહેલી તેમની ઉદાત્ત ભાવના, નિવૃત્તિ સમયમાં પણ ' જ્યોતિર્ધર ' પાક્ષિક વગેરેની એમની કામગીરી, શિક્ષકો પ્રત્યેનો એમનો કુટુંબીજન જેવો સદ્‌ભાવ વગેરેનો સરસ ખ્યાલ આપ્યો હતો. દરખાસ્તને આવશ્યક અનુમોદન મળતાં શ્રી. પ્રાણલાલભાઇએ પ્રમુખાસન સ્વીકારી ઠરેલી કાર્યવાહી પ્રમાણે મહાલ મંડળનું નિવેદન રજુ કરવાનું ફરમાવતાં મહાલ પુ. મંડળના મંત્રી શ્રીયુત જનકલાલ માણિકની અનિવાર્ય ગેરહાજરીને કારણે મહાલ કેળવણી મંડળના મંત્રી શ્રીયુત છોટાભાઇ ખુશાલભાઇ પટેલે હિસાબ સાથનું નિવેદન અને તે પુરું થતાં અવેજી વ્યવસ્થાપક રા. રા. રાંગણેકર સાહેબ તરફથી આવેલો શુભેચ્છાનો સંદેશો વાંચી સંભળાવ્યો. બાદ પ્રમુખશ્રીએ પોતાનું ભાષણ વાંચી સંભળાવ્યું. એ ભાષણમાં પ્રમુખે આપણા પ્રાચીન અર્વાચીન જીવન આદર્શોની ચર્ચા કરી પુસ્તક પસંદગી સંબંધમાં તેમના અનુભવપૂર્ણ વિચારો જણાવેલા હોવાથી તેના પ્રારંભના ઔપચારિક વચનો સિવાય એ ભાષણ લગભગ આખું જ અન્યત્ર છાપવાનું ઉચિત ગણ્યું છે.

પ્રમુખશ્રીનું ભાષણ ૬। વાગે ખલાસ થયે રાજ્ય પુ૦ મંડળના સહમંત્રીને પુ૦ પ્રવૃત્તિપોષક મંડળની વિવિધ યોજનાઓ સમજાવવાનું ફરમાન થતાં તેમણે શિષ્ટ વાચનની પરીક્ષા, વાચક ગંડળ, કુમાર મંડળ, તથા પત્ર વ્યવહાર દ્વારા પુ૦ શિક્ષણની યોજનાઓ ટુંકમાં સમજાવી હાજર રહેલાં ભાઇબેનોને જુલાઇની ૨૪ મી તારીખે થનારી **' આપવીતી '** પુસ્તકની પરીક્ષાનો લાભ લેવાની, તથા શિક્ષક–શિક્ષિકાઓને કુમાર મંડળની યોજના પ્રમાણે પોતપોતાને ગામે કુમાર યા કુમારી મંડળ કાઢી શ્રી. ગિજુભાઇના બાલ શિક્ષણ વર્ગમાં મેળવેલી તાલીમનો સક્રિય ઉપયોગ કરી દેખાડવાની ભલામણ કરી હતી.

તે પછી શ્રી. ગિજુભાઇને બે શબ્દો બોલવાની ફરમાસ થતાં તેમણે "પુસ્તકાલય પ્રવૃત્તિના ખેરખ્વાહ શ્રી મોતીભાઇ અમીન, અને કેળવણીના કાર્યના અનુભવી પ્રાણલાલભાઇ જેવા પ્રમુખનાં ભાષણ પછી બોલવું એ અધિકાર બહારની વાત છે, છતાં સિપાઇગિરી એ મારો ધંધો છે અને સિપાઇને તો થયેલા હુકમને બજાવવો જ રહ્યો એટલે ઉભો થાઉં છું " એવી રમુજભરી શરૂઆત કરી કહ્યું કે " પુસ્તક જેવી ચીજને દુનિયા જ્યારથી સમજવા લાગી છે ત્યારથી જ તે તેને મહત્ત્વ આપવા લાગી છે. તેનું મહત્ત્વ–તેની કિંમત છે તે જ રહેલ છે. માત્ર હાલ વાચનનો પ્રચાર જેટલા પ્રમાણમાં છે તેટલા પ્રમાણમાં પ્રાચીન કાળે નહોતો. અર્થાત્ કે ઘણાં પુસ્તકો વાંચવાનો ધખારો નહોતો પણ શિષ્ટ પુસ્તકોનું પારાયણ થતું હતું. જ્ઞાન લેવા દેવામાં પુસ્તક મદદગાર થયેલ છે. માણસ ગમે તેટલો સારો હોય પણ તેના જીવનની અવધિ હોય છે, ત્યારે પુસ્તક ચિરંજીવ છે. તેના જીવનની અવધિ નથીઃ સાચવવામાં આવે તો પુસ્તક અમર બને છે. જતન થતાં કાયમ માટે રહી શકે તેમ હોય તો તે પુસ્તક જ છે. જૈનોના ભંડારો મારા આ કથનના દૃષ્ટાંત રૂપ છે. આજના મુદ્રણ તેમ પુસ્તકાલય પ્રવૃત્તિના યુગમાં પુસ્તકો મેળવવામાં મહેનત લાગતી નથી તેના પ્રમાણમાં પુસ્તક રક્ષણનું કાર્ય ઓછું પુણ્યવંતું હશે. પણ જુના જમાનામાં તો પુસ્તકો મેળવવાની બહુ મુસ્કેલી હતી, એટલે એના સંચય તથા સંરક્ષણનું કામ બહુ પુણ્યવંતું મનાતું હતું. ખોરાક કરતાં પણ પુસ્તકો તે કાળે વધારે કિંમતી ગણાતાં હતાં. કાવાગુચી નામના ટિબેટી વિદ્વાને પરદેશમાંથી મહામહેનતે સંપાદિત કરેલાં પુસ્તકોના રક્ષણ માટે પોતાની પાસેના બીજા તમામ કિંમતી બોજાનો ભોગ આપવાનું પસંદ કર્યું હતું. વિદ્યાધનના રક્ષણ કાજે સાથીદારોએ ખુશીથી તોફાની પાણીમાં કુદી પડી હોડીનો ભાર હલકો કરવામાં પુણ્ય ગણ્યું હતું. એ રીતે જીવને જોખમે પણ પુસ્તકોનું જતન કરાતું. ત્યારે અત્યારે મુદ્રણયુગના પ્રભાવે એવી પરિસ્થિતિ નથી રહી. એ એક લાભ છે. પણ તે લાભની સાથે ગેરલાભ પણ સંકળાયલા છે જ. દૂષિત સાહિત્ય પણ છૂટથી પ્રગટ થઇ શકે છે. આજનો યુગ જેમ છાપવાનો યુગ છે, તેમ સ્વતંત્રતાનો, રેડીઓ જેવા પ્રચારસાધનોનો પણ છે. તેથી શિષ્ટ સાથે અશિષ્ટ, સંસ્કારી સાથે દૂષિત સાહિત્યના પ્રચાર માટે પણ મોકળાશ થઇ છે. પ્રમુખ સાહેબે પોતાના ભાષણમાં એ બાબત જે આંગળી ચીંધી છે તે બરાબર છે. દૂષિત સાહિત્યના પ્રચાર પર અંકુશ રાખવાને એક ' સેન્સર બોર્ડ ' સ્થાપવાની જરૂર છે, અને તેની યોજના ને અમલનો ભાર વસોનો મોહ લઇ બેઠેલા મોતીભાઇ સાહેબ

ઉપાડી શકે તેમ છે. વસોનો મોહ ટાળીને તેમણે એ પ્રવૃત્તિ ઉપાડી લેવી જોઈએ. એને અભાવે તો સારાં કરતાં ખરાબ સાહિત્ય જ વધારે વંચાતું રહેવાનું. નકામાં દૂષિત પુસ્તકોને નાણી કાઢી તેની યાદીઓ પૂરી પાડવી. સેન્સરના લેખો છાપવા ને તેની લાખોની સંખ્યામાં નકલો ઠેર ઠેર ફેંકવી. ગ્રંથપાલો માત્ર પુસ્તકો ગોઠવી રાખી ને તેની આપ લે કરીને સંતોષ ન માને. પણ નવાં પુસ્તકો આકર્ષક રીતે ગોઠવે ને તેનાં નામો તથા વસ્તુની જાહેરાત કરે. સારી એવી નવ ચોપડીઓનાં નામ એક કાર્ડ પર લખીને નવજણાંને હાથોહાથ પહોંચતાં કરી તે પુસ્તકો જાતે વાંચવાની તથા એવી જ રીતે બીજાં નવ જણને તે યાદી પહોંચતી કરવાની પોતાવાળા નવ જણને ભલામણ કરે: શિષ્ટ વાચનના પ્રચાર માટે આ જાતની પરંપરા ચાલુ કરવાની યુક્તિ પણ અજમાવવા જેવી છે. લોકો વાંચવા માગે છે. આવી જાતનું માર્ગદર્શન જરૂર હિતાવહ થઈ પડે."

ઉપરની મતલબનું શ્રી. ગિજુભાઈનું વક્તવ્ય પુરૂં થતાં વડોદરા પ્રાંત પુ. મંડળના મંત્રી શ્રીયુત ચીમનભાઈ હ. અમીને પ્રસંગોચિત વિવેચન કરતાં શિક્ષકોને ઉદ્દેશીને કહ્યું કે: " ઘણા ભાઈઓ દલીલ કરે છે કે બધી જ પ્રવૃત્તિઓની જવાબદારી અમારે માથે લાદવામાં આવે છે અમે તે કેટલું કરીએ ? પણ દલીલમાં દર્શાવાતો આ બોજો ખરો છે કે કલ્પિત તે વિચારવાનું રહે છે. ખરો બોજો ઉઠાવનારા કદી જ ફરિયાદ કરતા જણાતા નથી; કાંઈ ન કરનારા જ બૂમો મારે છે. ફરજનો ખ્યાલ બંધાશે તો પ્રવૃત્તિઓમાં રસ આવ્યા વગર નહિ રહે."

હવે, કાર્યવાહીમાં ' ' **આવતી સાલના પ્રશ્નો** 'નો ક્રમ આવતો હોઈ તે રજુ કરી ચર્ચા ઉપસ્થિત કરવાનું કામ શ્રી. મોતીભાઈ સાહેબને કરવાનું હતું. પરંતુ સમય થોડો હતો તેથી તેમજ લગ્નસરા વગેરે કારણોએ મહાલમાંથી આશા રાખેલી તેટલા પ્રતિનિધિઓ નહિ આવેલ હોવાથી ' રજુ કરવા ધારેલા પ્રશ્નો મારા વિચારો સાથે હું ' **ચરોતર** ' તથા ' **પુસ્તકાલય** ' માસિકોમાં છપાવી દઈશ કે જેથી બધાંયને તેનો લાભ મળી શકે ' એમ જણાવી પ્રશ્નોની ચર્ચા માંડી વાળી હતી. પણ પ્રમુખ વગેરે વક્તાઓનાં ભાષણોમાંના ' પુસ્તક પસંદગી ' તથા ' સેન્સર-બોર્ડ 'ના મુદ્દા સંબંધમાં બોલતાં શ્રી. મોતીભાઈ સાહેબે જણાવ્યું કે " મારો અનુભવ છે કે પત્રો ને પુસ્તકોની પસંદગીનું કામ બહુ જવાબદારીભર્યું છે; અને તેમાંય વાર્તાનાં પુસ્તકોની પસંદગીનું કામ તો અઘરામાં અઘરૂં છે. વાર્તાઓનું પ્રકાશન એટલું બધું વધ્યું છે કે એમાં નિર્ણય આપવાનું મુશ્કેલ બને છે. એવી મુશ્કેલી મારા અધિકાર દરમ્યાન મને જણાતાં ' **વાર્તાઓના પરિચય** 'ના બે ભાગ તૈયાર કરાવી તેમાં વાંચવા વંચાવવાને ખાસ વાંધો ન હોય તેવી વાર્તાઓના ટુંક પરિચય પ્રસિદ્ધ કરાવ્યા છે. એ કામ આગળ ચાલુ રખાય તો તે ઇચ્છવાયોગ્ય છે; પણ એ દિશાની મહેનતનું ફળ શું ? એને ખરીદનાર કોણ ? વાંચવા જેવાંની નામાવલિ આપવાથી તો અનિષ્ટ પુસ્તકો ઉલટાં વધારે વંચાવાનો ભય રહેતો છે એટલે તેમ તો ન જ કરવું. પત્રો માસિકોની પસંદગીમાં પણ ' **હરિજન બંધુ** ' ' **જ્યોતિર્ધર** ' ' **શિક્ષણ પત્રિકા** ' ' **પુષ્પ** ' જેવું વાચન ધ્યાન બહાર રહી જાય તો તે ખેદજનક ગણાય. શ્રી. ગિજુભાઈએ કહ્યું તેવું સેન્સર બોર્ડ હોય તો સારૂં ખરૂં એમ મને પણ લાગ્યું છે. એ વિષેના શ્રી. ગિજુભાઈ તેમજ પ્રમુખશ્રીનાં

કથનો સાચાં છે. પુસ્તકાલયો કાઢીએ ને તેમાં દાખલ થતાં સાહિત્ય પર નજર ન રાખીએ તો તે કેમ ચાલે ? તો તો પછી હિતને બદલે અહિત જ થવાનો સંભવ વધારેને ? પુસ્તકાલયમાં જઇ માત્ર છાપાંનાં ફરફરીઆં કે હલકી વાર્તાનાં પુસ્તકો વાંચવા કે ઘેરબેઠાં ગંજીપો ટીચવો એ બે બરાબર છે. પ્રમુખશ્રી તેમજ ગિજુભાઇના કેટલાક મુદ્દા મને ગમ્યા છે ને એ સંબંધમાં કંઇક કરવા વિચારણા થશે."

## ઉપસંહાર

એવી મતલબનું શ્રી. મોતીભાઇનું વકતવ્ય ખલાસ થતાં પ્રમુખશ્રીએ ઉપસંહારનું પ્રવચન કરતાં જણાવ્યું કે " આજના આવાં સુંદર ને અસરકારક વકતવ્યો પછી મારે ઝાઝું કહેવાનું રહેતું નથી. પરિષદનો પવન આજકાલ જોસભેર ફુંકાય છે. વિવિધ જાતની પરિષદો ભરાય છે ને એક પછી બીજી પરિષદની માહિતી મળતી રહે છે. પણ મોટે ભાગે એ પ્રવૃત્તિ માત્ર બે દિવસના મેળાનું રૂપ પકડે છે તે સામે મોટો વાંધો છે. ખર્ચ ને શ્રમના પ્રમાણમાં એ પ્રવૃત્તિ ફળદાયી નીવડતી નથી તે બરાબર નથી. આપણે પણ એ બાબત પૂરતા સાવધ રહી આપણા ખર્ચ ને શ્રમ પણ એળે ન જાય એ જોવાનું છે. પરિષદોમાં થયેલાં કામોનો હિસાબ કાઢી ભવિષ્યનાં કામોની ચર્ચા કરવી એ રીત આદરપાત્ર તેમ પ્રશંસાપાત્ર છે. શિષ્ટ વાચન પરીક્ષાની યોજના બહુ જ વખાણવા જેવી છે. મને એ યોજનાનો અંગત અનુભવ છે. શિષ્ટ સાહિત્યની પરીક્ષાની હું હિમાયત કરૂં છું, ને એ યોજનાનો લાભ સર્વ કોઇ લ્યો એમ ઇચ્છું છું. કુમાર મંડળથી સિફારસ પણ વધાવી લેવા જેવી લાગી છે. શિષ્ટ વાચનનો પ્રચાર વધારવા માટે પસંદ કરેલાં ૧૦-૧૫ પુસ્તકો ટપાલ યા રેલ માર્ગે વાચકોને વગર ખર્ચે અગર એક વખતના ખર્ચે અમુક મુદત માટે પુરાં પડાય, મુદતસર પુસ્તક પાછાં ન ફરે તો ૩ દિવસ રાહતના, તે પછી દંડ, ને તે પછી સભાસદ પત્રકમાંથી કમી એવી કંઇક યોજના વિચારવા ભલામણ છે."

છેવટે, શ્રી. છોટાભાઇએ પ્રમુખાદિ સર્વ કોઇનો આભાર માન્યા પછી વંદેમાતરમ્ ગવાઇ પરિષદ સવા સાત વાગે વિસર્જન થઇ હતી.



## જ્ઞાન-વસંત

( માલિની વૃત્ત )

ઉપવન સહ ત્રાતા વિશ્વના આજ ગાતા,
મૃદુલ સમીર વાતા ભૃંગ પુષ્પે સુહાતા;
પરિમલ બહુ મ્હેંકે યોગીઓ ધ્યાન મૂકે,
સરલસર ઉમંગે ઊર્મિ ધ્યાનેજ રાચે.

કલ કલ કલ વ્હેતી શાન્ત નીરા નદી તે,
સરલ સરસ લાગે વિશ્વનાં વ્હેણ આજે;
અબુધ મનુજ હાદેં જ્ઞાનના ગંગ રેલે,
ખટ ઋતુમહીં આજે જ્ઞાન રાજે વસંતે.

વાલમ,
તા. વિસનગર
હરિશંકર દુર્ગાશંકર દવે

## પેટલાદ મહાલની ચોથી પુસ્તકાલય પરિષદના પ્રમુખ

# શ્રી. પ્રાણલાલ હીરપાશંકર દેશાઈનું ભાષણ

× × ×

આ પરિષદના પ્રમુખસ્થાનનો ભાર ઉપાડવાની હિંમત તો મેં ધરી છે, પરંતુ એક વાત આપની સમક્ષ સ્પષ્ટ કરવાની જરૂર છે. વડોદરા રાજ્યમાં પુસ્તકાલય પ્રવૃત્તિએ જે પ્રગતિ કરી છે તેનાથી સોમા ભાગની પ્રવૃત્તિ પણ એ દિશામાં બ્રિટીશ ગુજરાતમાં થએલી નથી. આપના રાજ્યમાં તો પુસ્તકાલય પ્રવૃત્તિનું જ એક ધલાયદું ખાતું લગભગ ૩૦ વર્ષ થયાં અસ્તિત્વમાં આવેલું છે. એ ખાતાની રચના મી. બોર્ડન જેવા એક નિષ્ણાતને હાથે શાસ્ત્રીય પદ્ધતિએ કરવામાં આવેલી છે. એટલે પુસ્તકાલય પ્રવૃત્તિની પારિભાષિક બાબતમાં તો બ્રિટીશ ગુજરાતમાંથી આવેલો કોઇ પણ પ્રમુખ તમને કંઇ પણ નવું કહી માર્ગદર્શક થઇ શકે એમ નથી. તેથી મારા ભાષણમાં પુસ્તકાલય પ્રવૃત્તિની પારિભાષિક બાબતોની ચર્ચા ન કરતાં હું કેટલાક સામાન્ય વિષયો ઉપર વિવેચન કરવાનું યોગ્ય ધારું છું.

દરેક મનુષ્ય કેટલેક અંશે દેવ છે, અને કેટલેક અંશે પશુ પણ છે. મનુષ્યની ઉન્નતિને માટે તેનામાં રહેલાં દૈવી તત્ત્વોને ખીલવવાની અને વિકસાવવાની જરૂર છે, અને પશુતાનાં તત્ત્વોને કાબુમાં રાખવાની જરૂર છે. પ્રજાના દૈવી અંશો ખીલવવાને માટે અને પાશ્વિક અંશોને દબાવી દેવાને માટે સમસ્ત પ્રજામાં જ્ઞાન અને સંસ્કારનો બહોળો પ્રચાર કરવાની જરૂર છે. પ્રજાના વિદ્વાન અને સંસ્કારી વર્ગનું મુખ્ય કર્તવ્ય એ હોવું જોઇએ કે તેમણે બીનકેળવાયલા અને બીનસંસ્કારી જનસમૂહને જ્ઞાન અને સંસ્કારની લહાણી કરવી જોઇએ. આપણા દેશમાં તો પ્રાચીન કાળથી પ્રજામાં જ્ઞાન અને સંસ્કારનો ફેલાવો કરવાની અનેક પ્રકારની પ્રવૃત્તિઓ ચાલી આવેલી છે. પ્રાચીન કાળમાં જનસમૂહમાં જ્ઞાન અને સંસ્કારનો ફેલાવો કરવાને માટે જે સાધનો યોજવામાં આવેલાં હતાં તે સાધનો તે વખતના જીવન આદર્શોને અનુસાર યોજવામાં આવેલાં હતાં. આપણા અત્યારના જીવનઆદર્શો અને પ્રાચીન કાળના જીવનઆદર્શો વચ્ચે મોટો તફાવત છે. આપણા દેશની પ્રાચીન સંસ્કૃતિ પ્રમાણે જીવનના આદર્શો અત્યારની પેઠે પૈસો પ્રાપ્ત કરવો, આનંદ ભોગવવો, પરદેશની મુસાફરી કરી ત્યાં પણ મોજ-મજાહ ભોગવવી એ નહોતો. આપણા દેશની પ્રાચીન સંસ્કૃતિ પ્રમાણે તો આ સંસાર મલીન, ક્ષણભંગુર અને સ્વપ્નવત્ છે, માટે તેમાં મોહ ન ધરતાં જીવનની પ્રવૃત્તિઓનો ત્યાગ કરી પ્રભુભક્તિમાં તલ્લીન થઇ જઇ આપણા આત્માની ઉન્નતિ સાધી મોક્ષ મેળવવો એ, અર્થાત્ કે આધ્યાત્મિક જીવન એ આપણી પ્રાચીન સંસ્કૃતિનો આદર્શ હતો. તેથી તે સમયની પ્રજાકીય કેળવણીનું ધ્યેય પણ હાલની માફક નોકરીઓ અને હોદ્દો મેળવવા કે ધન દોલત અને સત્તા પ્રાપ્ત કરવી એ નહોતું, પણ પ્રજાની કેળવણીનું ધ્યેય-પ્રજાની આધ્યાત્મિક ઉન્નતિ સાધવી એ હતું. અને એ ધ્યેયને લક્ષમાં રાખી પ્રજાને કેળવણી આપવાની યોજના પ્રાચીન સમયમાં આપણા દેશમાં કરવામાં

આવતી હતી. આપણાં ભજન કીર્તનો, આપણી ધાર્મિક કથાઓ એ પ્રજાને કેળવણી આપવાનાં મુખ્ય સાધનો હતાં. તે સમયના બ્રાહ્મણ શિક્ષકો કે ગુરુઓ ત્યાગને જીવનનો મુખ્ય આદર્શ સમજી કોઇ પણ પ્રકારના વેતનની લાલસા રાખ્યા વગર ગામે ગામ ફરી જનસમૂહને કેળવણી આપવાનું અને તેમનામાં સંસ્કારનાં બીજો રોપવાનું કાર્ય કરતા હતા. અત્યારે પણ ઠેકાણે ઠેકાણે એ પ્રાચીન પ્રણાલિકા મુજબ જનસમૂહને કેળવણી આપવાનાં એ સાધનોનો ઉપયોગ થતો આપણી દૃષ્ટિએ પડે છે; અને અત્યારે પણ ધાર્મિક કથાઓ અને ભજનો અને કીર્તનો સાંભળવા લોકો અત્યંત શ્રદ્ધાથી દોડતાં આપણા જોવામાં આવે છે. એ કથાઓ અને ભજનો કીર્તનો આપણી પ્રાચીન સંસ્કૃતિના અવશેષરૂપે હજી સુધી પણ આપણા સમાજમાં રહેલાં છે.

પણ હવે તો આપણા જીવનના આદર્શો અને જીવનનું ધ્યેય બદલાઇ ગયાં છે: આપણે આ સંસારને માત્ર સ્વપ્નવત્ કે ક્ષણભંગુર સમજતા નથી. મૃત્યુ પછી જે થવાનું હશે તે થશે. તેની ચિંતા અત્યારે શા માટે કરવી જોઇએ ? આપણે તો આપણું અત્યારનું જીવન વધારે આનંદી અને વધારે સુખમય બનાવવું છે; આપણે એક નબળી નિર્માલ્ય અને દબાયલી પ્રજા છીએ તેને બદલે આપણે સશક્ત, બળવાન, ઉત્સાહી અને સ્વમાની પ્રજા બનવું છે; આપણે એક રોગિષ્ટ પ્રજા છીએ તેને બદલે આરોગ્ય પ્રાપ્ત કરી એક તંદુરસ્ત પ્રજા બનવું છે; પરાધીન પ્રજા છીએ તેને બદલે આપણે સ્વતંત્ર પ્રજા બનવું છે; નિર્ધન પ્રજા છીએ તેને બદલે આપણે આર્થિક સંપત્તિ પ્રાપ્ત કરી ધનાઢ્ય પ્રજા બનવું છે; આપણે રૂઢિચુસ્ત, વહેમી અને ધર્માંધ પ્રજા છીએ તેને બદલે પ્રગતિશીલ, બુદ્ધિશાળી અને સહિષ્ણુ પ્રજા બનવું છે: આ રીતે આપણા જીવનનું ધ્યેય અને જીવનના આદર્શો બદલાઇ ગયેલા હોવાથી આપણા નવીન આદર્શો અનુસાર જનસમૂહને કેળવણી આપી તેમનામાં રૂઢ થઇ ગએલી માન્યતાઓ તેમના આચાર વિચારો અને તેમની રહેણી કરણીમાં પરિવર્તન કરવાની જરૂર છે.

આપણી સમસ્ત પ્રજાને આ નવીન આદર્શો અનુસાર કેળવણી આપવા માટે માત્ર કથાઓ અને ભજન કીર્તનો એટલાં સાધનો પૂરતાં નથી. અવશ્ય એ સાધનોને પણ નવીન સ્વરૂપ આપી તેનો પણ ઉપયોગ આપણે કરવાનો છે. પણ તેની સાથે નવાં સાધનો પણ આપણે ઉપજાવી કાઢવાનાં છે અને તેમને પણ ઉપયોગમાં લેવાનાં છે.

ચાલુ જમાનામાં પ્રજાને કેળવણી આપવાનાં, તેમનામાં જ્ઞાન અને સંસ્કારનો પ્રચાર કરવાનાં, તેમ તેમના આચાર વિચારો અને રહેણી કરણીમાં પરિવર્તન કરવાનાં અનેક સાધનો છે-જેવાં કે શાળાઓ, કૉલેજો, ઉદ્યોગગૃહો, પુસ્તકાલયો, નાટકો, સિનેમાઓ, રેડીઓ વગેરે. આ સર્વ સાધનોનો વત્તા ઓછા પ્રમાણમાં જનસમૂહને કેળવણી આપવામાં ઉપયોગ થવો જોઇએ. એ સઘળાં સાધનો પૈકીનું એક સાધન જે-પુસ્તકાલય પ્રવૃત્તિ તેના પરત્વે ખાસ લક્ષ આપી આપણી આ પરિષદમાં તે સંબંધમાં આપણે ચર્ચા કરીશું.

પ્રજાને કેળવણી આપવાનાં સાધનોમાં પુસ્તકાલયોનું સ્થાન અનેરૂં છે. પુસ્તકાલયોથી મળતા અનેક લાભો, ગ્રામોદ્ધાર તથા લોકકેળવણીમાં તેમનું અગત્યનું સ્થાન,

પુસ્તકાલયો વગરની જનસમૂહની કેળવણીની અપૂર્ણતા વગેરે સર્વમાન્ય બાબતો ઉપર આપની સમક્ષ વિવેચન કરવું, તેમ આપની સમક્ષ પુસ્તકાલય પ્રવૃત્તિનો ઇતિહાસ રજુ કરવો તથા ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિ, ફરતાં પુસ્તકાલય પ્રવૃત્તિ વગેરે સંબંધી ચર્ચા કરવી એ તો મને કુંભારવાડે હાંલ્લાં વેચવા જવા જેવું લાગે છે. એ સઘળી બાબતોમાં તો તમને હું જે કહી શકું તેના કરતાં તમે મને ઘણું વધારે કહી શકો એમ છો. તેથી એ સંબંધમાં કાંઇ પણ વિવેચન ન કરતાં જાહેર પુસ્તકાલયોમાં કેવી જાતનાં પુસ્તકોની પસંદગી થવી જોઇએ એ વિષયમાં આપની સાથે વિચારની કંઇક આપ લે કરવાનો હું ઇરાદો રાખું છું. જાહેર પુસ્તકાલયો માટે પુસ્તકોની પસંદગી કરતી વખતે ઘણી વાર એક અગત્યની બાબત ભૂલી જવામાં આવે છે, અને જાહેર પુસ્તકાલયોમાં ગમે તેવાં પુસ્તકોનો સંગ્રહ કરવામાં આવે છે. ઉછરતાં યુવકો અને યુવતીઓને એ પુસ્તકો વાંચવા આપી આપણે તેમનું હિત કરતાં અહિત વધારે કરીએ છીએ. જાહેર પુસ્તકાલયોમાં તો હમેશાં પુષ્ટિકારક સાહિત્યને જ સ્થાન મળવું જોઇએ. પ્રજાજીવનમાં માનસિક અને આધ્યાત્મિક રોગો ઉત્પન્ન કરે તેવા સાહિત્યને તેમાં બીલકુલ સ્થાન મળવું જોઇએ નહિ, એવો મારો નમ્ર અભિપ્રાય છે. આ પ્રસંગે આપને એક અંગત વાત કહેવાનું મને મન થઇ આવે છે. સને ૧૯૦૮ થી ૧૯૧૪ સુધી હું અમદાવાદની સરકારી હાઇસ્કૂલમાં વિદ્યાર્થીઓને ફ્રેન્ચ ભાષાનું શિક્ષણ આપવાનું કાર્ય કરતો હતો. સને ૧૯૧૦ થી ૧૯૧૬ સુધી એક ફ્રેન્ચ ગૃહસ્થ પ્રો. શારલીએરની નીમણુંક પણ તેજ શાળામાં ફ્રેન્ચ શિક્ષક તરીકે થઇ હતી. એ ગૃહસ્થ દિવસના ત્રણ કલાક ગુજરાત કૉલેજમાં ફ્રેન્ચ પ્રોફેસર તરીકે કામ કરતા હતા, અને બે કલાક સરકારી હાઇસ્કૂલમાં મારા સહાધ્યાપક તરીકે કામ કરતા હતા. એમને સાહિત્યના વાચનનો બહુ જ શોખ હતો, અને મહિનામાં એક વાર ફ્રાન્સથી તાજા પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોનું પારસલ તેમના ઉપર આવતું હતું. એક વખત તેમણે મને ફ્રેન્ચ ભાષામાં પ્રગટ થયેલું નાનાં નાનાં નાટકોનું એક પુસ્તક વાંચવા આપ્યું. સાહિત્યની અને રસિકતાની દૃષ્ટિએ એ પુસ્તક બહુ જ સુંદર હતું. પરંતુ એમાં રજુ કરાયલાં નાટકોની વસ્તુસંકલના ફ્રેન્ચ લોકોના સંસારને લગતી હતી. આપણા હિંદુ સંસારને તે બંધબેસતી આવે તેમ નહોતું. છતાં નાટકોની રસિકતાથી લોભાઇ એમાંનાં કેટલાંક નાટકોનો ગુજરાતી અનુવાદ કરવાનું મને મન થઇ આવ્યું. મારી એ ઇચ્છા મેં પ્રો. શારલીઅર સમક્ષ પ્રદર્શિત કરી, ત્યારે તેમણે મને કહ્યું; " પ્રભુને ખાતર મહેરબાની કરી આ નાટકોનો તમારી ભાષામાં તમે અનુવાદ કરશો નહિ. એ નાટકો અમારા સંસારજીવનને લગતાં છે. અમારા સંસારજીવનમાં ઉપસ્થિત થએલા અને ઉપસ્થિત થતા પ્રશ્નોની તેમાં ચર્ચા છે. તમારા સુભાગ્યે હજી સુધી તમારા સાંસારિક જીવનમાં આવા પ્રશ્નો ઉપસ્થિત થતા નથી, તો પછી તમારી ઉછરતી પ્રજા સમક્ષ પરદેશીઓના સંસારને લગતી આવી આવી બાબતો મૂકી જ્યાં એવા સાંસારિક પ્રશ્નોનું અસ્તિત્વ જ નથી ત્યાં નાહક એવા પ્રશ્નો શા માટે ઉત્પન્ન કરો છો ? " એ ભલા ગૃહસ્થનાં વચનોનું રહસ્ય હું સમજી ગયો અને એ નાટકોનો ગુજરાતી અનુવાદ કરવાની મારી લાલચને મેં દબાવી દીધી. પરંતુ દરિયાની ભરતીના પ્રવાહને

કોઇથી રોકી સકાય છે ? હમણાં હમણાં યૂરોપ, અમેરિકા અને ખાસ કરીને રૂશિયાની સાંસારિક નવલકથાઓ, નવલિકાઓ અને નાનાં નાનાં નાટકોના આપણી ભાષમાં પુષ્કળ અનુવાદો થયે જાય છે. લગ્નવિચ્છેદ, માત્ર અમુક વર્ષો માટે થતાં લગ્નો, શારીરિક તૃપ્તિ માટે એક પુરૂષ અને એક સ્ત્રી લગ્ન કરે અને તેજ પુરુષ અને તેજ સ્ત્રી માનસિક સહચાર માટે બીજી સ્ત્રી અને બીજા પુરૂષ સાથે લગ્ન કરે, રીતસર લગ્ન કર્યા વગરનું માતૃપદ કાંઇ સામાજિક પાપ કે ગુન્હો નથી, બાળકોને ઉછેરવાની જવાબદારી તેમને જન્મ આપનાર માતાપિતાની નથી પરંતુ રાજ્યની છે, જાતીય પવિત્રતા એ તો પ્રાચીન સમયનો એક રૂઢ થઇ ગએલો વહેમ છે માટે લગ્ન જેવી સંસ્થાની પણ બીનજરૂરિયાતઃ એવા એવા યૂરોપ અને અમેરિકામાં પ્રસરતા નવીન સાંસારિક વિચારોનું સમર્થન કરતાં નાટકો, નવલકથાઓ અને નવલિકાઓના અસંખ્ય અનુવાદો આપણા સાહિત્યમાં અત્યારે થવા લાગ્યા છે. આવી સાહિત્ય કૃતિઓમાંનાં પાત્રોનાં એનાં એ નામ રાખીને માત્ર તેમના તરજૂમા ન કરતાં આપણા સસારમાં અત્યારે જે સ્થિતિ બીલકુલ ઉપસ્થિત થએલી નથી તેમ છતાં આપણા સંસારમાં પણ એવી પરિસ્થિતિ ઉપસ્થિત થઇ છે એમ કલ્પી પાત્રોને આપણા હિંદુ નામ આપી આપણા સંસારના આવાં ચિત્રો દોરનારા લેખકો આપણી પ્રજાનું હિત કરતાં અહિત વધારે કરે છે.. આવી જાતનાં નવીન વિચારોનું પ્રચારકાર્ય કરતાં પુસ્તકોને આપણાં જાહેર પુસ્તકાલયોમાં સ્થાન હોવું જોઇએ નહિ એવો મારો નમ્ર અભિપ્રાય છે. કારણ કે આવી જાતનાં પુસ્તકોના વાચનથી આપણા યુવકો અને યુવતીઓની કલ્પનાશકિતમાં વિકૃતિ પેદા થાય છે અને તેથી તેમના મન ઉપર માઠી અસર થાય છે.

એજ પ્રમાણે વર્ગવિગ્રહના વિચારોનો પ્રચાર કરનારાં પુસ્તકોને પણ આપણાં જાહેર પુસ્તકાલયોમાં સ્થાન હોવું જોઇએ નહિ. અસ્પૃશ્યતા એ આપણી સમાજ-વ્યવસ્થાને કલંક સમાન છે તેથી જેમ બને તેમ જલદીથી આપણા સમાજમાંથી અસ્પૃશ્યતા નીકળી જવી જોઇએ, એ વાત હું કબૂલ કરું છું. પરંતુ બ્રાહ્મણો અને મંદિરોના પૂજારીઓને લંપટ અને વ્યભિચારી તરીકે ચિતરવા, તેઓ ગુપ્તપણે અંત્યજ કોમોની સ્વરૂપવાન સ્ત્રીઓ સાથે આડો વ્યવહાર રાખે છે અને બહારથી એ કોમોનાં સ્ત્રીપુરૂષોનો સ્પર્શ પણ નહિ કરવાનો ખોટો દંભ રાખે છે એવી વસ્તુસંકલના યોજી નવલિકાઓ લખવી અને તેમાં ઉચ્ચ કોમોનાં હિંદુ સ્ત્રીપુરૂષોને એટલાં બધાં નિર્દય અને અમાનુષી હૃદયવાળાં ચિતરવા કે જેઓ અંત્યજ કોમોનાં બાળકો અને સ્ત્રીઓ ઉપર અસહ્ય જુલમો અને અત્યાચારો કરે છે, અને તેઓ મરી જાય ત્યાં સુધી એમને ઘાતકીપણે માર મારે છે : આવાં આવાં વર્ણનો જે પુસ્તકમાં આવે છે એ પુસ્તકોના લેખકો અસ્પૃશ્યતાની હીલચાલનું ખરેખરૂં હિત કરે છે કે કેમ તે હું કહી શકતો નથી. તરવારના ઘા તો થોડા સમયમાં રૂઝાઇ જાય છે અને ઉદાર સ્ત્રી પુરૂષો એવા ઘા કરનારાંઓને ક્ષમા આપી આખોએ પ્રસંગ ભૂલી જાય છે, પરંતુ કલમોના ઘા તો ઘણા ઉંડા હોય છે: એ ઘા કદી રૂઝાતા નથી અને ભૂલાતા પ નથી. તેમનું સ્મરણ તો નિરંતર થયા કરે છે અને તેનાથી વેરની વૃત્તિ નિરંતર સતેજ રહે છે. અત્યારના

બ્રાહ્મણો ભલે અધોગતિએ પહોંચેલા હોય પણ બ્રાહ્મણોએ એક સમયે દેશની અમૂલ્ય સેવા બજાવી છે. માત્ર એક મુઠ્ઠી ચોખાની દક્ષિણા લઈ તેમણે વિદ્યાર્થીઓને વિદ્યાનું દાન આપી આપણા દેશની પ્રાચીન વિદ્યા અને પ્રાચીન સંસ્કૃતિનું સંરક્ષણ કરી તેને સજીવન રાખી છે. બ્રાહ્મણો રૂઢીચુસ્ત હશે પણ તેમને અધમમાં અધમ અને રાક્ષસો જેવા ક્રૂર અને જુલમી ચિતરવા એ તો તેમને હડહડતો અન્યાય કરવા જેવું છે. અંત્યજો હમણાં હમણાં જ વાંચતા શીખવા લાગ્યા છે. તેમના વાંચવામાં આવી જાતનાં પુસ્તકો આવે તો તેનું એક જ પરિણામ આવે કે તેમનાં હૃદયોમાં બ્રાહ્મણો માટે નિરંતર વૈમનસ્યની લાગણીઓ બળતી જ રહે. માટે આવી જાતનાં વર્ગવિગ્રહને ઉત્તેજન આપતાં પુસ્તકોને આપણાં જાહેર પુસ્તકાલયોમાં સ્થાન આપવું જોઈએ નહિ.

સ્ત્રીપુરુષો વચ્ચે વર્ગવિગ્રહ ઉત્પન્ન કરે તેવું સાહિત્ય પણ હમણાં હમણાં આપણી ભાષામાં ઉત્પન્ન થવા લાગ્યું છે. આપણા સમાજમાં સ્ત્રીઓને કેટલેક અંશે અન્યાય થાય છે એ વાત કબૂલ કરવા હું તૈયાર છું; લગ્નની બાબતમાં તેમ મિલ્કતની બાબતમાં રાજ્યના કાયદાઓ તેમ સમાજની રૂઢીઓ તેમને પૂરતો ન્યાય આપતી નથી. એ વાત પણ ખરી છે. પરંતુ પુરુષ માત્ર સ્વાર્થી, જુલમી અને અમાનુષી છે, કોઈ પણ સ્ત્રીએ પુરુષ જાતિ ઉપર વિશ્વાસ રાખવો નહિ: એવી જાતના વિચારોનો પ્રચાર કરતું સાહિત્ય સ્ત્રીઓની પ્રગતિને યોગ્ય માર્ગે દોરે છે એમ હું માની શકતો નથી.

સમાજની રૂઢીઓ અને રાજ્યના કાયદાને લીધે સ્ત્રીઓને થતા અન્યાયો પ્રત્યે જનસમાજનું ધ્યાન ખેંચવું અને એ અન્યાયો દૂર કરવાની લડત સાહિત્ય-મારફતે પણ ચલાવવી એ એક વાત છે, અને પુરુષ જાતિ ઉપર સ્વાર્થનો ઘાતકીપણાનો અને પિશાચીપણાનો આરોપ મૂકવો એ તદ્દન જુદી જ વાત છે. પ્રભુની આ સૃષ્ટિમાં સ્ત્રી અને પુરુષનું એક બીજા તરફનું આકર્ષણ એ સ્વાભાવિક છે. સ્ત્રીસન્માનના ઓઠા નીચે પુરુષ જાતિને સ્વાર્થી અને પિશાચી ચિત્રી તેમને હડહડતો અન્યાય કરતું સાહિત્ય પણ આ સ્વાભાવિક આકર્ષણની શક્તિનો કદી પણ નાશ કરી શકશે નહિ. તો પછી જેમને એક બીજાના પૂરક તરીકે સર્જ્યાં છે, અને જેમને એક બીજાના જીવનસાથી તરીકે આ જગતમાં હમેશાં રહેવાનું છે, તેમના દીલમાં એક બીજા પ્રત્યે શુદ્ધ અને નિસ્વાર્થી પ્રેમ, વિશ્વાસ અને માન ઉત્પન્ન કરે એવું સાહિત્ય ઉત્પન્ન કરી આપણું સાંસારિક જીવન ઉચ્ચ કોટિનું અને પ્રેમાળ થાય એવા પ્રયાસો સાહિત્યકારોએ શા માટે ન કરવા? એક તરફથી જ્યારે કેટલાક આધુનિક યુવાન લેખકો અને લેખિકાઓ પોતાની સાહિત્યકૃતિઓ દ્વારા સ્ત્રીપુરુષો વચ્ચે વર્ગવિગ્રહ ઉત્પન્ન કરવાના પ્રયાસો કરી રહેલાં છે, ત્યારે બીજા પ્રકારના લેખકો ભણેલી, કેળવાયલી અને સંસ્કારી સ્ત્રીઓને અભિમાની, ઉદ્ધત અને અનીતિમાન ચિત્રી તેમને હલકી પાડવાના પ્રયાસો કરી રહેલા છે. ભણેલી અને સંસ્કારી સ્ત્રીઓને હલકી પાડતું સાહિત્ય બજારમાં ઘણું જ વેચાય છે; કારણ કે એવા પ્રકારનું સાહિત્ય ઓછું ભણેલાંઓને એક જાતનો મલિન આનંદ આપે છે; અને તે પ્રમાણમાં બહુ સસ્તું વેચાય છે. વળી, વાસ્તવિકતાને નામે તેમ બીજું પણ બિભત્સ સાહિત્ય હમણાં હમણાં આપણી ભાષામાં

કંઇક વધારે પ્રમાણમાં ઉત્પન્ન થવા લાગ્યું છે. ભાવનામય સાહિત્ય શ્રેષ્ઠ કે વાસ્તવિક સાહિત્ય શ્રેષ્ઠ એની ચર્ચામાં હું આ પ્રસંગે ઉતરવા માગતો નથી; પરંતુ એટલી વાત તો આપ સહુ કબૂલ કરશો જ કે મનુષ્ય જીવનના કેટલાંક કાર્યો જાહેરમાં થઇ શકતાં નથી. એવાં જાહેરમાં ના થઇ શકે એવાં કાર્યોનું સાહિત્યની કૃતિઓમાં વિગતવાર વર્ણન કરવું એ તો માત્ર વાંચકોની હલકી વૃત્તિઓને પોષણ આપવા જેવું છે. રુશિયાની વેશ્યાઓના જીવનની વિગતવાર હકીકત આપતું 'યામા' જેવા રુશિયન પુસ્તકનો ગુજરાતી ભાષામાં તરજૂમો કરવાથી નથી થતી આપણી ઉન્નતિ, કે નથી તેથી આપણા સાંસ્કારિક જીવનને ઉચ્ચ કોટિ પર લઇ જવાતું. મલિન સાહિત્યનો ફેલાવો થતો અટકાવવાના ઠરાવો આપણી સાહિત્ય પરિષદ કરે છે, પરંતુ માત્ર ઠરાવો કર્યાથી આપણે એવી જાતનાં સાહિત્યનો ફેલાવો અટકાવી શકીશું નહિ. એ સાહિત્યનો ફેલાવો વધારે થાય છે, એનું એક કારણ એ છે કે એ સાહિત્ય પ્રમાણમાં ઘણું સસ્તું વેચાય છે. કનૈયાલાલ મુનશી, રમણલાલ વ. દેસાઈ, ધૂમકેતુ, મેઘાણી વગેરે શિષ્ટ સાહિત્ય લેખકોનાં પુસ્તકો પ્રમાણમાં ઘણાં મોંઘાં હોવાથી એ પુસ્તકોનો બહોળો ફેલાવો થતો નથી, અને મલિન સાહિત્ય સસ્તું હોવાથી તેનો પુષ્કળ ફેલાવો થાય છે. મલિન સાહિત્યનો ફેલાવો અટકાવવો હોય તો શિષ્ટ સાહિત્ય સસ્તું વેચાય એવી કાંઇ યોજના કરવાની જરૂર છે. પ્રકાશકો એવી દલીલ કરે છે કે એ પુસ્તકો સસ્તાં વેચવાનું અમને પરવડે એમ નથી; કારણ કે એ પુસ્તકોની ખપત ઘણી ઓછી છે. ખપત વધે નહિ ત્યાં સુધી એ પુસ્તકો સસ્તાં વેચાય નહિ, અને પુસ્તકો સસ્તાં વેચાય નહિ ત્યાં સુધી એની ખપત વધે નહિઃ આમ આ પ્રશ્નનું એક જાતનું Vicious circle બની રહે છે. આપણે કવિ નર્મદની શતાબ્દી ઉજવી, કવિ નાનાલાલના રજત, સુવર્ણ અને હીરક મહોત્સવો પણ ઉજવ્યા, કવિ ખબરદારની જયંતિ પણ ઉજવી, અને કનૈયાલાલ મુનશીના જન્મની અર્ધશતાબ્દી ઉજવવાની હીલચાલ શરૂ થઇ ચૂકી છે. આવી ઉજવણીઓના પ્રસંગે એ લેખકોનાં પુસ્તકો જનતાને સસ્તી કિંમતે મળે એવી કાંઇ યોજના થવાની ખાસ આવશ્યકતા છે. જાહેર પુસ્તકાલયોના સંચાલકોએ અમુક પુસ્તકો સસ્તાં મળે છે માટે તેમને ખરીદી પુસ્તકાલયોમાં પુસ્તકોની સંખ્યા વધારવાની વૃત્તિ ન રાખતાં વાચકોની સુરૂચિને પોષે અને તેમનું જીવન ઉન્નત બનાવે એવાં પુસ્તકોની જાહેર પુસ્તકાલયોમાં પસંદગી કરવી જોઇએ.

અત્યારે આપણાં પુસ્તકાલયોમાં નવલકથાઓ, નવલિકાઓ અને સામાન્ય કોટિનાં નાટકોનાં પુસ્તકોનો સંગ્રહ ઘણો જોવામાં આવે છે. કારણ કે લોકોની રૂચિ એવાં પુસ્તકો તરફ કાંઇક વધારે હોય છે અને એવાં પુસ્તકો વધારે વંચાય છે. પ્રમાણમાં મહાન સ્ત્રી પુરુષોનાં ચરિત્રોનાં, પ્રવાસનાં, ધર્મ તથા નીતિશાસ્ત્રનાં, તત્ત્વજ્ઞાનનાં, ઇતિહાસનાં, વિજ્ઞાનનાં, નિબંધોનાં તથા હુન્નર ઉદ્યોગનાં પુસ્તકો જાહેર પુસ્તકાલયમાં ઘણાં ઓછાં જોવામાં આવે છે. આવી જાતનાં પુસ્તકો વંચાય છે પણ ઘણાં ઓછાં. પરંતુ ભલે એ પુસ્તકો ઓછાં વંચાતાં હોય તો પણ જાહેર પુસ્તકાલયોમાં તેમને યોગ્ય સ્થાન મળવું જ જોઇએ અને એ પુસ્તકો વધારે ને વધારે

વંચાય તેને માટે પુસ્તકાલયોના ગ્રંથપાલોએ વાચકોને ખાસ પ્રોત્સાહન આપવું જોઇએ. જાહેર પુસ્તકાલયોના ગ્રંથપાલોની જવાબદારીઓ ઘણી છે. તેઓ માત્ર પુસ્તકોના સાચવનારા નથી. પુસ્તકોનો વધારે પ્રમાણમાં ઉપયોગ કરાવી શકે એવી ખાસ યોગ્યતા તેમનામાં હોવી જોઇએ. નવાં ખરીદેલાં પુસ્તકોનું યોગ્ય વર્ગીકરણ કરી પોતે એ પુસ્તકોને પ્રથમ વાંચી જાય, તે પુસ્તકોની ઉપયોગિતા તથા તેના ટુંકા સારની નોંધ તૈયાર કરી પુસ્તકાલયોનાં ટેબલો ઉપર મુકવી જોઇએ, કે જેથી એ નોંધ વાંચી વાચકોને એ પુસ્તકો વાંચવાની જીજ્ઞાસા થઇ આવે. બીનઅનુભવી તથા ઓછી કેળવણી લીધેલા વાચકોને વાંચવા માટે પુસ્તકોની પસંદગી કરવામાં માર્ગદર્શનની ઘણી જરૂર છે; અને એ માર્ગદર્શકનું કર્તવ્ય ગ્રંથપાલોએ કરવાનું છે. ગ્રંથપાલોએ પોતાનો સ્વભાવ ચીઢીઓ ન રાખતાં આનંદી રાખવો જોઇએ. વાચકોને પુસ્તકોની પસંદગીમાં યોગ્ય મદદ કરવી જોઇએ, અને પુસ્તકાલયોનો જેટલો વધારે ઉપયોગ થાય તેટલો સારો એવી વૃત્તિ રાખવી જોઇએ.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો ! પુસ્તકાલયો માટે પુસ્તકોની પસંદગી સંબંધી કેટલાક વિચારો મેં આપની સમક્ષ રજુ કર્યા છે. નવીન જીવનના ઉત્સાહમાં થનથનાટ કરતાં યુવકો અને યુવતીઓને મારા કેટલાક વિચારો તેમને જૂના પુરાણા જેવા લાગશે તે પણ હું સમજી શકું છું. પરંતુ કેટલીક બાબતોમાં હું જૂના વિચારો ધરાવનારો રૂઢીપૂજક છું. કહેવાતા પ્રગતિશીલ સાહિત્યનો હું હિમાયતી નથી. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે પુસ્તકો અને પુસ્તકાલયોનું મુખ્ય કર્તવ્ય જ્ઞાનપ્રચારનું, સંસ્કાર પ્રચારનું અને મનુષ્યના જીવનને પવિત્ર અને ઉન્નત બનાવવાનું છે. માત્ર મનોરંજન કરે, ઘડીભર આપણને મલિન આનંદ આપી આપણી હલકી વૃત્તિઓને ઉશ્કેરે ને પોષે, આપણા સમાજમાં વર્ગવિગ્રહ ઉત્પન્ન કરે એવાં પુસ્તકોનો હું હિમાયતી નહિ હોવાથી પુસ્તકાલયોમાં પુસ્તકની પસંદગી વિષે મેં આટલું બધું લંબાણથી વિવેચન કર્યું છે.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો ! આપણી આ પરિષદ-પ્રવૃત્તિ છે તે પુસ્તકો અને પુસ્તકાલયોને માટે છે, થોડાં ઘણાં વિદ્વાન અને સંસ્કારી સ્ત્રીપુરુષોને માટે છે કે સમસ્ત જનતાને માટે છે ? આપણા દેશમાં સમસ્ત જનતા પુસ્તકો અને પુસ્તકાલયોનો ઉપયોગ કરી શકે એટલી યોગ્યતા ધરાવે છે ? દેશમાં જ્યાં સોમાંથી ૯૨ સ્ત્રીપુરૂષોને હજી વાંચતાં પણ આવડતું નથી તેમની સમક્ષ પુસ્તકો અને પુસ્તકાલયોની વાતો કરવી એ ભેંસની આગળ ભાગવત વાંચવા જેવું છે. નાનાં નાનાં ગામડાંઓમાં પુસ્તકાલયો હોય તો ગામડાંના સ્ત્રી પુરૂષોને વાંચવાનું મન થાય. વાંચવાનો મહાવરો ચાલુ રહે તો એક વાર વાંચતાં શીખેલું ભૂલી ના જવાય એ બધી વાત ખરી છે; પણ જેમને બિલકુલ વાંચતાં જ ના આવડતું હોય તેમનું શું ? પુસ્તકાલયોની પ્રવૃત્તિને વધારે જીવન્ત અને વધારે વેગવાળી બનાવવી હોય તો આપણે સમાજમાં-જનસમૂહમાં અક્ષરજ્ઞાનનો બહોળો પ્રચાર થાય એવી પ્રવૃત્તિને પણ આગળ ધપાવવી જોઇએ. આપણા સ્વર્ગસ્થ નેતા ગોપાળકૃષ્ણ ગોખલેએ હિન્દી ધારાસભામાં

આજથી અઠ્ઠાવીસ વર્ષ ઉપર જે શબ્દો ઉચ્ચાર્યા હતા તે શબ્દો આજે પણ આપણા દેશને એટલા જ લાગુ પડે છે. તેમણે કહ્યું હતું કે "સર્વત્ર કેળવણીના ફેલાવાથી આપણા સમૂહને પોતાનું જીવન સુધારવાને માટે વધારા સારા પ્રસંગો પ્રાપ્ત થશે. લોકોની સ્થિતિ સુધારવાના, તેમની સામાજિક પ્રગતિ કરવાના, તેમની નૈતિક ઉન્નતિ કરવાના, તેમજ તેમની આર્થિક સ્થિતિ સારી કરવાના રાજ્યના તેમ પ્રજાના પોતાના પ્રયત્નોને કેળવણીના બરાબર ફેલાવાથી વધારે ફત્તેહ મળવાને સારી આશા રહેશે. કેળવણીનો બરોબર ફેલાવો થશે ત્યારે જ દુષ્ટ નાણાં ધીરનારા પઠાણો અને મારવાડીઓના અથવા તો સત્તાના મદમાં અંધ થઈ ગએલા હલકા સરકારી નોકરોના જુલમની સામે પોતાનું રક્ષણ કરવાને જનસમૂહ વધારે શક્તિમાન થશે. પરંતુ જ્યાં વસ્તીના ૯૨ ટકાને વાંચતા લખતાં સરખુંએ આવડતું ના હોય ત્યાં અજ્ઞાન અને વહેમોના દુઃખોની સામે અસરકારક લડત શી રીતે ચલાવી શકાય? અને સામાન્ય પ્રજાજીવનને ઉચ્ચ કોટિ ઉપર શી રીતે લઈ જઈ શકાય?"

આ ઉપરથી આપ સમજી શકશો કે સમસ્ત જનતાને વાંચતી કરવાની પ્રવૃત્તિનો આરંભ કરવો એ આપણું પહેલું અને અતિ ઉપયોગી કર્તવ્ય છે. જ્યાં સુધી એ કાર્ય પરિપૂર્ણ થાય નહિ ત્યાંસુધી કેળવાએલાં અને ભણેલાંઓને માથે બીજું કર્તવ્ય એ છે કે જેઓને બિલકુલ વાંચતાં આવડતું ન હોય એવાં સ્ત્રી પુરુષોને વારંવાર એકઠાં કરીને તેમની સમક્ષ ઉત્તમ પુસ્તકો અને વર્તમાનપત્રો વાંચી સંભળાવવાં, તેમ તેમની સાથે વાતો કરી અથવા તેમને સીનેમા અને મેજીક લેંટર્નો બતાવી દેશ પરદેશમાં બનેલા બનાવોની માહિતી આપવી તથા તેમના નિત્ય જીવનમાં ઉપયોગી થાય તેવું જ્ઞાન તેમને આપતા રહેવું. અત્યારે જ્યાં જ્યાં અજ્ઞાન અને અંધકારનું સામ્રાજ્ય વ્યાપી રહેલું છે ત્યાં ત્યાં બધે જ્ઞાન અને પ્રકાશ ફેલાવવાનું જનકલ્યાણનું કાર્ય ભણેલાં અને સંસ્કારી સ્ત્રી પુરુષોએ કરવાનું છે. આપણા માથા ઉપર અજ્ઞાની પણ મહેનતુ ખેડુતોનું ઋણ છે. તેમની મહેનતથી પ્રાપ્ત થયેલા ધનથી રાજ્યે શાળાઓ પાઠશાળાઓ અને વાંચનાલયો ઉઘાડ્યાં છે તે બધાનો લાભ લઈ આપણે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, અને આપણી ઉન્નતિ સાધી છે. તો બની શકે તેટલું એ ઋણ અદા કરવાની આપણી ફરજ છે. પ્રભુ આપણને આપણા સ્વાર્થ ઉપરાંત આવાં પારમાર્થિક કાર્યો કરવાની પણ સુબુદ્ધિ આપો!

—※—

## સાચી કેળવણી

જ્યારે તમને ઉગી જાય કે આ દુનિયામાં જ્યાં સુધી મારા હાથ પગ સાબૂત છે ત્યાં સુધી આજીવિકા મેળવવા મારે ક્યાંયે વીલુ મ્હોડું કરવું નથી, ત્યારે તમારી કેળવણી બરાબર થઈ કહેવાય.

—મ૦ ગાંધીજી.

# સન ૧૯૩૭–૩૮ ના પુસ્તકાલય–શિક્ષણ વર્ગો

અગાઉ જાહેર થયા પ્રમાણે વડોદરા પ્રાન્ત માટેનો શિક્ષણવર્ગ માર્ચ માસની તા. ૨૪–૨૫–૨૬ ના દિવસોએ સંખેડા મહાલના માંકણી ગામે, અને મહેસાણા પ્રાન્તનો વર્ગ એપ્રિલ માસની તા. ૧૮–૧૯–૨૦ ના દિવસોએ દહેગામ મુકામે ભરાઇ ગયો. માંકણીના વર્ગનો વડોદરા પ્રાન્તના ૭ તાલુકામાંથી ૨૬, અને દહેગામના વર્ગનો મહેસાણા પ્રાંતના ૮ તાલુકામાંથી ૪૪ મંત્રી–ગ્રંથપાલભાઇઓએ લાભ લીધો. તેમનાં નામ ઠામ નીચે પ્રમાણેઃ—

## વડોદરા પ્રાંત ૨૬

### પેટલાદ મહાલ ૪

૧ મણિલાલ શંકરલાલ ઉપાધ્યાય શેખડી
૨ ઇશ્વરભાઈ મથુરભાઈ પટેલ કોઠાવી
૩ શનાભાઇ સોમાભાઇ પટેલ રામપુર
૪ રાવજીભાઈ સનાભાઇ પટેલ બાકરોલ

### ભાદરણ મહાલ ૪

૧ ચુનીલાલ મણિસંકર પંડયા ગંભીરા
૨ રણછોડભાઈ બાબરભાઇ પટેલ પીણાવ
૩ છોટાભાઇ જોગીદાસ પટેલ ટીંબા
૪ તુળસીભાઇ કાળીદાસ પટેલ જલસણ

### સાવલી મહાલ ૧

૧ ભાઇલાલભાઇ ઘોરીભાઇ પટેલ અંજેસર

### કરજણ મહાલ ૧

૧ રતીલાલ મૂળજીભાઇ શાહ મેથી

### ડભોઇ મહાલ ૧

૧ કૃષ્ણલાલ મોહનલાલ પરીખ મઢેલી

### પાદરા મહાલ ૧

૧ હીરાભાઇ દેસાઇભાઇ પટેલ, મુવાલ

### સંખેડા મહાલ ૧૪

૧ શંકરલાલ છગનલાલ ઠાકર, માલુ
૨ જેઠાલાલ રણછોડભાઇ પુરોહીત ડોરમાળ
૩ હર્ષદલાલ છોટાલાલ પંડયા કાવીઠા
૪ વલ્લભભાઇ મીઠાભાઇ પટેલ ,,
૫ સંકરભાઇ છીતાભાઇ પટેલ લટેદ
૬ જીવણલાલ મ. પરીખ રાજનગર
૭ નટવરલાલ છગનલાલ દેસાઇ વડેલી
૮ કેશુરભાઇ છીતાભાઇ પટેલ તાંદળજા
૯ ભીખાભાઇ અમૃતલાલ શાહ અરહાદપુર
૧૦ શિવશંકર ગણપતરામ પંડયા બોડેલી
૧૧ છીતાભાઇ જુલાભાઇ તડવી કાળીતલાવ
૧૨ જેઠાલાલ મણિશંકર વ્યાસ કોસિન્દ્રા
૧૩ ચુનીલાલ કરસનભાઇ પટેલ ચીખોદ્રા
૧૪ રવિશંકર છોટાલાલ જોશી ખુનવાડ

## મહેસાણા પ્રાંત ૪૪.

### દહેગામ મહાલ ૨૪

૧ ચીમનલાલ ડોસજી ઠક્કર કરોલી
૨ શંકરલાલ અમૃતલાલ ઠક્કર સાંપા
૩ રેવંદાસ મોતીભાઇ પટેલ ઇસનપુર મોટા
૪ શિવશંકર સુખરામ રાવળ ,,
૫ મનસુખલાલ શંકરલાલ ભટ્ટ મગોડી
૬ નટવરલાલ અમથાલાલ જોશી દહેગામ
૭ પ્રભાશંકર ભાઇશંકર જોશી પ્રાંતીયા
૮ હીંમતલાલ હરીભાઇ પાલજ
૯ ત્રીકમલાલ જગજીવન ચીસોડા

૧૦ લાલજીભાઇ જીવાભાઈ છારોળા
૧૧ છબાભાઇ વરજભાઈ જલુંદ્રા મોટા
૧૨ રવિશંકર મગનલાલ નંદોલ
૧૩ છોટાભાઈ ભાઇલાલભાઇ હાથીજણ
૧૪ બબલભાઇ શંકરભાઇ જાની વાસણારાઠોડ
૧૫ પાનાચંદ સોમચંદ સોનારડા
૧૬ સોમચંદ મગનલાલ ઠક્કર કડાધરા
૧૭ ત્રીકમલાલ છગનલાલ વ્યાસ નાંદોલ
૧૮ અંબાલાલ હરીભાઇ ગણુદણુ
૧૯ કેશવલાલ નરસિંહરામ જીંડવા
૨૦ ધરમદાસ લાલજી પાટણાકુવા
૨૧ તુળસીદાસ જી. પટેલ ધણપ
૨૨ સોમનાથ મોહનલાલ ધણીઓલ
૨૩ શામળભાઇ ડુંગરભાઇ પટેલ વાસણાચોધરી
૨૪ લાલજીભાઇ વસ્તાભાઇ પટેલ મગોડી

**ખેરાળુ મહાલ ૫**

૧ બાબુલાલ મણિલાલ ત્રિવેદી સબળપુર
૨ હીરાલાલ કેશવલાલ શાહ, વડનગર
૩ લક્ષ્મીશંકર લલ્લુભાઇ વ્યાસ ,,
૪ સાંકળચંદ વિઠલદાસ જારકા
૫ કચરાલાલ છગનલાલ વ્યાસ મંડાલી

**ચાણસ્મા મહાલ ૪**

૧ કૃષ્ણલાલ માધવરામ વ્યાસ વડાવલી
૨ ચંચળપુરી જેતપુરી ગોસાઇ ફીંચાલ
૩ જગન્નાથ શિવરામ રાવળ વસાઇ
૪ નાંનજીભાઇ જેઠીદાસ પટેલ ધરમોડા

**કલોલ મહાલ ૩**

૧ અંબાલાલ શિવરામ ભટ્ટ કારોલી
૨ ડાહ્યાલાલ અંબેલાલ બારોટ સેરીસા
૩ છોટાલાલ ગોકળભાઇ પલીયડ

**પાટણ મહાલ ૨**

૧ હરજીવનદાસ મોહનલાલ સોની વીસલવાસણા
૨ ગંગારામ લક્ષ્મીચંદ પટેલ નવાપુરા

**સિદ્ધપુર મહાલ ૪**

૧ ખોડીદાસ વીરચંદભાઇ સુણક
૨ દ્વારકાંદાસ વીરદાસ પટેલ ખટાસણ
૩ ચીમનલાલ મનસુખરામ કરલી
૪ ઇશ્વરલાલ મગનલાલ કરણપુર

**કડી મહાલ ૧**

૧ જમાલભાઇ ભીખાભાઇ મન્સુરી દેકિસણા

**વિસનગર મહાલ ૧**

૧ ઇશ્વરભાઇ કામરાજ ખંડોરણ

કુલ ૭૦

**ના. નં. ચોકસી**

સહમંત્રી, વ. રા. પુ. મંડળ

# સન ૧૯૩૬–૩૭ ની ફાલવણી

ગતાંકના પૃ: ૩૧૪-૩૧૫ પર પ્રસિદ્ધ થયેલા ફાલવણી સંબંધીના નિયમો અનુસાર સન ૧૯૩૬–૩૭ ની સાલની ફાલવણીની રકમ જે તે પ્રાંત પુસ્તકાલય મંડળ તરફ મોકલી આપવાની વ્યવસ્થા થઈ ગઈ છે. પ્રાંત મંડળો તરફ મોકલાયલી રકમો પૈકી પ્રાંત મંડળનો ફાળો કેટલો છે તથા જુદાં જુદાં મહાલ મંડળોનો ભાગ કેટલો છે તે નીચેના કોષ્ટક પરથી સમજાશે. તો ગતાંકમાં પ્રસિદ્ધ થયેલા નિયમો વાંચી જે તે મહાલ મંડળે પોતાનો હિસ્સો પ્રાંત મંડળમાંથી મંગાવી લેવાની અને પ્રાંત મંડળોએ નિયમાનુસાર જે તે મહાલ મંડળના હિસાબ તથા કામકાજની ખાત્રી કરી જેની તેની રકમ સવેળા અદા કરવાની તજવીજ રાખવી.

## વડોદરા પ્રાંત

કુલ આવેલી રકમ રૂ. ૫૫૫–૦–૦ પ્રાંત મંડળને ફાળે જતી રકમ રૂ. ૧૦૪–૧–૦

મહાલ મંડળોને ફાળે જતી રકમ રૂ. ૩૧૨–૩–૦ (નીચે પ્રમાણે)

| | મહાલવાર આવેલાં લવાજમની રકમ રૂ. | મહાલવાર મળવાની ફાલવણીની રકમ રૂ. |
|---|---|---|
| ૧ પેટલાદ | ૧૬૬–૦–૦ | ૯૩– ૬–૦ |
| ૨ ભાદરણ | ૫૫–૦–૦ | ૩૦–૧૫–૦ |
| ૩ વડોદરા | ૩૭–૦–૦ | ૨૦–૧૩–૦ |
| ૪ પાદરા | ૫૯–૦–૦ | ૩૩– ૩–૦ |
| ૫ કરજણ | ૬૦–૦–૦ | ૩૩–૧૨–૦ |
| ૬ ડભોઈ | ૪૩–૦–૦ | ૨૪– ૩–૦ |
| ૭ શિનોર | ૪૬–૦–૦ | ૨૫–૧૪–૦ |
| ૮ સાવલી | ૨૫–૦–૦ | ૧૪– ૧–૦ |
| ૯ વાઘોડીઆ | ૨૬–૦–૦ | ૧૪–૧૦–૦ |
| ૧૦ તિલકવાડા | ૭–૦–૦ | ૩–૧૫–૦ |
| ૧૧ સંખેડા | ૩૧–૦–૦ | ૧૭– ૭–૦ |
| | ૫૫૫–૦–૦ | ૩૧૨– ૩–૦ |

## મહેસાણા પ્રાંત

કુલ આવેલી રકમ રૂ. ૪૪૮–૦–૦ પ્રાંત મંડળને ફાળે જતી રકમ રૂ. ૮૪–૦–૦

મહાલ મંડળોને ફાળે જતી રકમ રૂ. ૨૫૨–૦–૦ (નીચે પ્રમાણે).

| મહાલવાર આવેલાં લવાજમની | રકમ રૂ. | મહાલવાર મળવાની ફાલવણીની રકમ રૂ. |
|---|---|---|
| ૧ દહેગામ | ૨૭–૦–૦ | ૧૫– ૩–૦ |
| ૨ કડી | ૨૪–૦–૦ | ૧૩– ૮–૦ |
| ૩ કલોલ | ૪૯–૦–૦ | ૨૭– ૯–૦ |
| ૪ આંતરસુંબા | ૧૧–૦–૦ | ૬– ૩–૦ |
| ૫ વિજાપુર | ૬૭–૦–૦ | ૩૭–૧૧–૦ |
| ૬ વિસનગર | ૩૯–૦–૦ | ૨૧–૧૫–૦ |
| ૭ મહેસાણા | ૪૮–૦–૦ | ૨૭– ૦–૦ |
| ૮ સિદ્ધપુર | ૪૦–૦–૦ | ૨૨– ૮–૦ |
| ૯ ખેરાળુ | ૫૬–૦–૦ | ૩૧– ૮–૦ |
| ૧૦ પાટણ | ૪૬–૦–૦ | ૨૫–૧૪–૦ |
| ૧૧ ચાણસ્મા | ૪૦–૦–૦ | ૨૨– ૮–૦ |
| ૧૨ હારીજ | ૧–૦–૦ | ૦– ૯–૦ |
| | ૪૪૮–૦–૦ | ૨૫૨– ૦–૦ |

## નવસારી પ્રાંત

કુલ આવેલી રકમ રૂ. ૨૨૮–૦–૦ પ્રાંત મંડળને ફાળે જતી રકમ રૂ. ૪૨–૧૨–૦

મહાલ મંડળોને ફાળે જતી રકમ રૂ. ૧૨૮–૪–૦ (નીચે પ્રમાણે)

| મહાલવાર આવેલાં લવાજમની | રકમ રૂ. | મહાલવાર મળવાની ફાલવણીની રકમ રૂ. |
|---|---|---|
| ૧ નવસારી | ૫૯–૦–૦ | ૩૩– ૩–૦ |
| ૨ ગણદેવી | ૩૩–૦–૦ | ૧૮– ૯–૦ |
| ૩ પલસાણા | ૨૬–૦–૦ | ૧૪–૧૦–૦ |
| ૪ કામરેજ | ૫૪–૦–૦ | ૩૦– ૬–૦ |
| ૫ મહુવા | ૧૧–૦–૦ | ૬– ૩–૦ |
| ૬ સોનગઢ | ૬–૦–૦ | ૩– ૬–૦ |
| ૭ માંગરોળ | ૨૨–૦–૦ | ૧૨– ૬–૦ |
| ૮ વ્યારા | ૧૭–૦–૦ | ૯– ૯–૦ |
| | ૨૨૮–૦–૦ | ૧૨૮– ૪–૦ |

## અમરેલી પ્રાંત

કુલ આવેલી રકમ રૂ. ૧૧૫-૦-૦　　પ્રાંત મંડળને ફાળે જતી રકમ રૂ. ૨૧-૯-૦

**મહાલ મંડળોને ફાળે જતી રકમ રૂ. ૬૪-૧૧-૦ (નીચે પ્રમાણે)**

| | મહાલવાર આવેલાં લવાજમની રકમ રૂ | મહાલવાર મળવાની ફાલવણીની રકમ રૂ. |
|---|---|---|
| ૧ અમરેલી | ૫૨-૦-૦ | ૨૯- ૪-૦ |
| ૨ દામનગર | ૧૪-૦-૦ | ૭-૧૪-૦ |
| ૩ ધારી | ૧૯-૦-૦ | ૧૦-૧૧-૦ |
| ૪ ખાંભા | ૫-૦-૦ | ૨-૧૩-૦ |
| ૫ રતનપુર | ૬-૦-૦ | ૩- ૬-૦ |
| ૬ કોડીનાર | ૧૯-૦-૦ | ૧૦-૧૧-૦ |
| | ૧૧૫-૦-૦ | ૬૪-૧૧-૦ |

## ઓખામંડળ પ્રાંત

કુલ આવેલી રકમ રૂ. ૨૫-૦-૦　　પ્રાંત મંડળને ફાળે જતી રકમ રૂ. ૪-૧૧-૦

**મહાલ મંડળને ફાળે જતી રકમ રૂ. ૧૪-૧-૦ ( નીચે પ્રમાણે )**

| | મહાલવાર આવેલાં લવાજમની રકમ | મહાલવાર મળવાની ફાલવણીની રકમ |
|---|---|---|
| ૧ ઓખામંડળ | રૂ. ૨૫-૦-૦ | ૧૪- ૧-૦ |

## કુલ પાંચે પ્રાંતોનું

| પ્રાંતોનાં નામ | પ્રાંતવાર આવેલી લવાજમની રકમ | પ્રાંત મંડળને ફાળે જતી રકમ | મહાલ મંડળોને ફાળે જતી રકમ |
|---|---|---|---|
| ૧ વડોદરા પ્રાંત | રૂ. ૫૫૫-૦-૦ | ૧૦૪- ૧-૦ | ૩૧૨- ૩-૦ |
| ૨ મહેસાણા પ્રાંત | ૪૪૮-૦-૦ | ૮૪- ૦-૦ | ૨૫૨- ૦-૦ |
| ૩ નવસારી પ્રાંત | ૨૨૮-૦-૦ | ૪૨-૧૨-૦ | ૧૨૮- ૪-૦ |
| ૪ અમરેલી પ્રાંત | ૧૧૫-૦-૦ | ૨૧- ૯-૦ | ૬૪-૧૧-૦ |
| ૫ ઓખામંડળ પ્રાંત | ૨૫-૦-૦ | ૪-૧૧-૦ | ૧૪- ૧-૦ |
| | ૧૩૭૧-૦-૦ | ૨૫૭- ૧-૦ | ૭૭૧- ૩-૦ |

મોતીભાઇ ન. અમીન
મંત્રી, વ. રા. પુ. મંડળ

—※—




૧. પિનાકીન્:—ભાષાંતરકાર, સુમનલાલ નગીનદાસ તલાટી; પ્રકાશક, પરમાણંદ પિતાંબરદાસ સ્વસ્તિક ગ્રંથમાળા કાર્યાલય, ૧૧૮ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ નં. ૨; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૮+૪૨૫; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૩—૦—૦ છૂટક, માળાના ગ્રાહકને રૂા. ૨—૦—૦.

સ્વસ્તિક ગ્રંથમાળાના પાંચમા વર્ષના પહેલા-બીજા પુસ્તક તરીકે ભાઈશ્રી સુમનલાલ તલાટી મારફત તૈયાર થએલું, મૂળ પ્રખ્યાત રૂશિયન નવલકથાકાર ફિડોર ડોસ્ટોવ્સ્કીના ' ક્રાઇમ અને પનિશમેન્ટ 'નું ગુજરાતી ભાષાન્તર ઉપરોક્ત નામથી પ્રસિદ્ધ થાય છે. હાલમાં પાશ્ચાત્ય ગ્રંથકારોનાં પુસ્તકોનાં ભાષાંતરો ઘણાં પ્રસિદ્ધ થવા ...ગ્યાં છે. મૌલિક નવલકથાઓ કરતાં અનુવાદો અને ભાષાંતરો પરભાષામાંથી ...ાં થવા માંડયાં છે. અન્ય દેશની અથવા ઇલાકાની ભાષાથી અનભિજ્ઞ વાચક માટે ...ષાંતર કે અનુવાદ જરૂરનાં છે. એ દ્વારા અન્ય દેશની સાહિત્ય પ્રગતિ, સામાજીક પ્રગતિ, નૈતિક પ્રગતિ વગેરેની સારી માહિતી આપણને મળે છે.

મૂળ નાયક પિનાકિન સંસ્કારી, વિદ્વાન, અભ્યાસક અને ઉદાર તથા કુમળા હૃદયનો છે, સંયમનો ખાસ આગ્રહી છે. બીજાના દુઃખે દુઃખી થઇ તે વિદ્યાર્થી અવસ્થામાં પણ પુસ્તકો, પૈસા, આશ્વાસન વગેરે આપે છે. સેવાભાવ પણ તેનામાં હતો જ. માત્ર એનું તત્ત્વજ્ઞાન કોઇ જુદા જ પ્રકારનું પરંતુ ઉચ્ચ કોટીનું હતું એ તેના પ્રસિદ્ધ થએલા નિબંધમાંથી સ્હેજ જણાઇ આવતું. સ્થિતિ નબળી છતાં પારકાંને દુઃખી દેખી એ દુઃખી થતો અને પોતાની જરા પણ પરવા કર્યા સિવાય સાહાય્ય કરતાં અચકાતો નહિ. મુંબાઇમાં ભણતો તે પિતા ગુજરી જતાં આખરે છોડી દેવું પડયું. શિવનાથ, અરવિંદ, રોહિણી, શોભના વગેરે પાત્રો પણ નિરાળાં તરી આવે છે. મુક્તાગૌરી પ્રેમાળ માતાનો પોતાના એકના એક પુત્ર તરફ કેટલો અને કેવો અડગ વિશ્વાસ હોય છે તે સ્પષ્ટ કરે છે. ભગિનીપ્રેમ રોહિણીમાં મૂર્તિમંત છે પરંતુ સમય આવે ઉગ્ર પણ થઇ શકે છે. કેદારનાથ સાથે હોટેલમાં મુલાકાત થતાં પિનાકીન્ તથા કેદારનાથ બન્ને એક બીજા તરફ આકર્ષાય છે અને ત્યાંથી ઘેર જતાં રતન શોભના અને અન્ય બાળકોના જીવન વ્યવહારથી જાણીતો થાય છે. કેદારનાથ દારૂડીઓ હોવાથી તેમ નિર્ધન હોવાથી શોભનાને અપરમાતાના શબ્દપ્રહારથી અનીતિમય જીવન ગાળી કુટુંબનું પોષણ કરવું પડે છે. પિતાને તેમાં જરા પણ નાનમ નથી જણાતી. આ બધી સ્થિતિ જોતાં પિનાકીન્નું હૃદય દ્રવે છે અને પોતાની પાસેના પૈસામાંથી મુઠી ભરી તેમને આપી દે છે. આદર્શોમાં મસ્ત રહેતો પિનાકીન્ માતાએ મહેનતથી મેળવેલા પૈસા વડે દુઃખી જીવન ગાળી રહ્યો છે. વીંટી તથા

ઘડીઆળ શ્રીમંત વિધવા ધનલક્ષ્મીને ત્યાં ગીરો મૂકી પૈસા લઇ તે ખરચે છે. ધનલક્ષ્મી પૈસાપાત્ર છતાં લોભી અને જબરી વ્યાજખાઉ છે. એક બે જણની જોડેનું એનું વર્તન જોઇ તથા એની બેન મંગળા તરફનું એનું વર્તન જોઇ પિનાકીન્ તેના પર ખીજવાઇ તેનું કાસળ કાઢવા પ્રેરાય છે. સંજોગો અનુકૂળ થતાં એક દિવસ વસ્તુ ગીરવી મૂકવાને બ્હાને રાત્રે તેને ઘેર જઇ કુહાડીથી તેને મારી નાખી પૈસાની કોથળી, હાર વગેરે વસ્તુઓ કાઢી લઇ તિજોરી ઉઘાડી અંદરથી બે ત્રણ વસ્તુ લઇ બહાર આવે છે, ત્યાં મંગળા અચાનક આવી ચઢતાં પોતાનું પાપ છુપાવવા તેને પણ મારી નાખે છે. ત્યાંથી ઘેર જઈ પ્રાયશ્ચિત્તરૂપે અકળામણ અનુભવે છે. થોડી વારે ચમકી ઉઠે છે અને વિચિત્ર વર્તન કરી માંદા થવાનો ઢોંગ કરે છે. પશ્ચાત્તાપરૂપી કીડો એને ફોલી ખાય છે. કોઇ જોડે વાત કરતો નથી, અરવિંદ તેના ખાસ મિત્ર જોડે પણ તોછડાઇથી વર્તે છે છતાં અરવિંદ મિત્ર કેવા હોય તેનો નમૂનો પૂરો પાડે છે. દાકતર મિત્રને બોલાવી તે તેની સારવાર કરે છેઃ પરંતુ એની ખરી સ્થિતિ અરવિંદ જાણી શકતો નથી. પૈસાને અભાવે ઘરની માલિક મહાગંગા એના પર ઘરભાડા માટે ફરીઆદ કરે છે. તેને અંગે એને પોલીસ કચેરીમાં જવું પડે છે ત્યાં પણ ઉદ્ધત વર્તન ચલાવી અમલદારને તે ચીડવે છે. એટલામાં ખૂનના સંબંધી વાતચીત થતાં તે એકદમ બેશુદ્ધ થઇ જાય છે. અરવિંદ એને ઘેર લઇ જઇ એની સારવાર કરે છે પરંતુ તેમાં પણ ખૂનની જ્વાળા એને પ્રજાળે છે. મન્મથનાથ સાથે પિનાકીન લડે છે અને પોતાની બહેન રોહિણીને એની જોડે પરણાવવા જરા પણ ખુશી નથી અને તેથી તેનું ખૂબ અપમાન કરે છે. મન્મથનું વર્તન પણ તેને જ લાયક હતું. પૈસાને જોરે મન્મથ એને હાથમાં લઇ એના કુટુંબ ઉપર વર્ચસ્વ ભોગવવા ઇચ્છે છે. પરંતુ તેમાં એ ફાવતો નથી તેથી ગુસ્સે થઇ મુક્તાગૌરી તથા રોહિણી જોડે અઘટિત વર્તન ચલાવી તેને દુભવે છે અને પરિણામે ત્યાંથી હાંકી કઢાય છે. અરવિંદ તથા પિનાકીન્ માતા તથા બ્હેનને મદદરૂપ થઇ પડે છે. પરંતુ હવે પિનાકીન્ ખૂન શબ્દથી ભડકી ઉઠે છે અને ખૂનીનું દુષિત હૃદય કેવી રીતે પોતાનો ગુન્હો પ્રકાશિત કરે છે તે જાણવા જેવું છે. નીલકંઠ તથા રા. બ. કૃષ્ણપ્રસાદ એના આચરણથી વહેમાય છે અને એના ઉપર દેખરેખ રાખે છે. પગલે પગલે પિનાકીન્ પોતાની અસ્થિર પ્રકૃતિનો પરિચય કરાવી ગુસ્સામાં ને ગુસ્સામાં પોતાનો ગુન્હો કબૂલ કરે છે. પશ્ચાત્તાપમાં પિનાકીન્ ગુન્હો કબૂલ કરવા જાય છે પરંતુ બીજા વિચાર આવતાં ત્યાંથી પાછો ચાલ્યો આવે છે. ભજગોવિંદ નામનો ચિતારો એ સમયે ત્યાં આવી ગુન્હો પોતે કર્યાનું કબૂલ કરે છે. પિનાકીન્ ત્યાંથી ખસી જાય છે. દરમ્યાન કેદારનાથ મોટર તળે છુંદાઇ મરણ પથારીએ છે ત્યાં પિનાકીન્ આવે છે અને એના અવસાન પછી શોભનાને મદદ કરવાનું કબૂલે છે. પિતાના કારજને માટે રતનને તથા શોભનાને મદદ કરે છે. એમ કરતાં શોભના તરફ તે ખેંચાય છે. શોભના પણ પોતાના ઉપર ઉપકાર કરનાર તરફ ખેંચાય છે અને ધીમે ધીમે શોભના આગળ પોતાનું હૃદય ઠાલવે છે. શિવનાથ પાસેના ઓરડામાંથી બધું સાંભળી સમય મળે પિનાકીન્ તથા રોહિણીને સતાવે છે. આખરે શોભનાના ઉપદેશથી પિનાકીન્ પોલીસ કચેરીમાં જઇ ગુન્હો કબૂલ કરે છે અને

નિર્દોષ ભજગોવિંદને બચાવી લે છે. પિનાકીનને સાત વર્ષની જન્મ દેશનિકાલની સજા થતાં તેને આંદામાન લઇ જવામાં આવે છે. ત્યાં શોભના સાથે જઇ વખતોવખત મળતી રહી એને આશ્વાસન આપે છે અને પ્રાર્થના કરતાં શીખવે છે. શોભના અનન્ય ભાવે એની ચાકરી કરે છે. આખા પુસ્તકમાં ગુન્હો કરનારના માનસનું યોગ્ય ચિત્ર ખૂબીબંધ ચિત્રાયલું દેખાઇ આવે છે.

છપાઇ, કાગળ વગેરે ઠીક છે; પરંતુ ભાષામાં કેટલેક ઠેકાણે ક્ષતિ છે. આશા છે કે ભાષાંતરકાર પોતે બીજી આવૃત્તિમાં તે સુધારશે.

૨. **સતી જશમા:**—લેખક, વકતાણુકર ભીમભાઇ; પ્રકાશક, ઇશ્વરલાલ મૂળચંદ વીમાવાળા, સ્ત્રીશક્તિ કાર્યાલય, કેળાંપીઠ, સુરત; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૧૨; કાચું સુશોભિત પૂઠું: મૂલ્ય ૬ આના.

સ્ત્રી શક્તિ ગ્રંથમાળાનું આ ૧૬ મું પુસ્તક છે. સ્ત્રીઓને પ્રેરણા મળે અને તેઓ આગળ પડી પુરૂષોની માફક પોતાની ઐહિક જીંદગી વધારે રસમય અને આકર્ષક બનાવી શકે એ હેતુથી બીજા વિષયોનાં પુસ્તકો સાથે ચેતનમય અને પ્રેરક જન્મવૃત્તાંતો પણ સદર કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થાય છે. પ્રસ્તુત પુસ્તકમાં ઓડ જેવી જાતિમાંના રત્નરૂપ સતી જસમાનું ચરિત્ર નવલકથારૂપે ભાઇ વકતાણુકરે લખ્યું છે. એમાં જસમા કોણ હતી, તે કેટલી વિવેકી, ભાવનાશીલ, પ્રેમી તથા પતિભક્ત હતી તે બહુ સુંદર રીતે જણાવ્યું છે. સહસ્રલિંગ તળાવ ખોદવાના કામે રોકાયલા ઓડ નરનારીઓમાં જસમા પણ હતી અને ત્યાં એક દિવસ તે સિદ્ધરાજની નજરે ચડતાં હલકા નોકરોના કારસ્તાનથી વાતનું વતેસર કેવી રીતે થયું, જસમાનું જીવતર ધૂળ સાથે કેવી રીતે મળી ગયું અને જસમા સતી હોવાથી કેટલી પતિપરાયણ હતી તેમજ પોતાના નિશ્ચયમાં અનેક પ્રલોભનો છતાં એ કેટલી મક્કમ હતી તે સિદ્ધરાજની તેને પટરાણી બનાવી પાટણની ગાદીએ બેસાડવાની, ગમે તેવાને પણ આકર્ષે એવી, ઉત્તમ માગણી તિરસ્કારી, સિદ્ધરાજને શ્રાપ આપી તળાવ ખોદવાનું પડતું મૂકી પંચને હકીકત જાહેર કરી પોતાને ગામ ચાલી જાય છે, તે પરથી સમજાય છે. આખું ચરિત્ર વાંચવાલાયક છે અને નવલકથા રૂપે પ્રસિદ્ધ કરવાથી દરેક સ્ત્રી પુરૂષ અને બાળકો એ વાંચવા પ્રેરાશે. આવા પુસ્તકને ઉત્તેજન આપવાની સલાહ આપવી એ જ એ પુસ્તકની કિંમત ઓછી કરવા બરાબર ગણાય. છાપકામ ભાષા વગેરે સારાં છે.

૩. **દશમી:**—લેખક, ' પ્રકાશમ્ '; પ્રકાશક, નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ, કાઠીઆવાડ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પૃ. ૮+૧૨૮; કાચું પૂઠું મૂલ્ય ૮ આના; પાકું પૂઠું ૧૨ આના.

નવ યુગ ગ્રંથમાળાના ૬ ઠ્ઠા વર્ષના ૫ મા પુસ્તક રૂપે આ દશ વાર્તાનો સંગ્રહ ભાઇ ' પ્રકાશમ્ ' પાસે લખાવી પ્રસિદ્ધ કર્યો છે. દશ વાર્તાનો સંગ્રહ હોવાથી તેમજ પોતાના દાદાજીને દશમી પ્રિય હતી અને પોતાના પુસ્તક સાથે પોતાના પ્રિય પિતામહનું નામ જોડવાની ઇચ્છાથી આ સંગ્રહનું નામ દશમી રાખ્યાનું કર્તાએ જણાવ્યું છે. રૂઢીજન્ય સામાજિક અનીચ્છનીય પ્રસંગો સંબંધી ચર્ચા કરતી આ

વાર્તાઓ બોધક, પ્રેરક હોઇ સામાજીક સુધારાની આવશ્યકતા નિ:સંશય પૂરવાર કરે છે. સ્ત્રીસૌન્દર્યથી યુવકો કેવું ભાન ભૂલી જઇ નહિ કરવાનું કરી બેસે છે, પતિ પત્ની એક બીજા પર ગુસ્સે થતાં કેવા હાસ્યાસ્પદ બને છે, પોતાનું જ મહત્ત્વ બતાવવા પત્નીઓ ઉપર સરસાઇ ભોગવવાં જતાં પતિઓ કેવા બને છે, ચોરથી યુવકો પણ કેવા બીએ છે અને તેથી તેના નામ માત્રથી કેવી નામરદાઇ બતાવે છે, પતિને ઠેકાણે લાવવા સ્નેહાળ અને બુદ્ધિમાન પત્ની કેવા ઇલાજો લઇ પતિને પોતાની ખરી કિંમત કરવા પ્રેરે છે, અન્ય પુરૂષ, પછી ભલે તે પોતાનો મિત્ર હોય, પરંતુ પોતાની સ્ત્રી સાથે નિ:સંકોચ વર્તન કરનાર તરફ પતિરાજ ગુસ્સે થઇ કેવાં પગલાં લે છે અને આખરે ખરી વસ્તુસ્થિતિ જાણતા પશ્ચાત્તાપ કરી પોતાની ભૂલ કબૂલ કરે છે વગેરે બાબતો આમાં અસરકારક રીતે વર્ણવી છે. આવાં પુસ્તકો જેમ બને તેમ વધારે વંચાય અને તેથી યુવક યુવતીઓનાં ચારિત્ર વધારે સ્નેહાળ અને ઉન્નત બનાવાય તો આવાં પુસ્તકોનું પ્રકાશન સાર્થક થયું ગણાય. આવાં પુસ્તકોને ઉત્તેજન મળવું જ જોઇએ.

આ નવયુગ ગ્રંથમાળાનાં પુસ્તકો ખરેખર પ્રેરક, ઉપદેશક, સૂચક અને સર્વદેશીય છે. સામાજિક પરિવર્તનના આ સમયમાં આવાં પુસ્તકો દ્વારા સારાં નરસાંનો તોલ કરી અનિષ્ટોથી દૂર રહેવામાં અને સામાજિક કુરિવાજો નષ્ટ કરવાને ઉગતી પ્રજાને બહુ મદદ મળશે.

૪. **અભિષેક:**—કર્તા, ' આનંદેશ ' ( વિનોદરાય હ. ભટ્ટ ); પ્રકાશક, ચાંપશી વિ. ઉદેશી ૨૫, પોલોક સ્ટ્રીટ, કલકત્તા; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પાન ૯+૨૧૨; આચ્છાદનવાળું પૂઠું; મૂલ્ય રૂ. ૧-૮-૦.

રા. વિનોદરાયે ભાઇ ચાંપશીના ઉત્તેજનથી પ્રેરાઇ વખતોવખત લખેલી ટૂંકી વાર્તાઓનો આ સંગ્રહ ભાઇ ચાંપશીએ માંહે રહેલી સર્જનશક્તિ, પાત્રાલેખન તથા ઝીણી અવલોકન શક્તિથી પ્રેરાઇ પ્રસિદ્ધ કર્યો છે. આમાંની ૯ વાર્તાઓ જીવનના પ્રસંગોનું વર્ણન અને કેટલાક ગૂઢ પ્રશ્નોની ચર્ચા કરે છે. સિનેમાના મેનેજરનું જીવન કેવું હોય છે અને તેને લીધે આખરે એની કેવી દશા થાય છે તે '**સિનેમા મેનેજર**' ઉપરથી બહુ સુંદર રીતે સમજાય છે. એ ઉપરાંત ' નવી મા ', ' અધુરૂં સ્ત્રીત્વ ', ' ચંદનની મધુરજની ', ' જીવન સ્વપ્ન ' અને ' વાત્સલ્યનો અભિષેક ' જીવનના જુદા જુદા પ્રસંગો તથા સ્ત્રીપુરૂષોની ઉત્તમ કાર્યશક્તિના નમૂના પૂરા પાડે છે. એકંદર નવે વાર્તા બોધક, રસમય અને કલાત્મક છે. પુસ્તક હાથમાં લીધા પછી છોડવું ન ગમે એવું છે. જીવનની જુદી જુદી દિશાઓનું તાદશ્ય વર્ણન ખરેખર ખાસ વાંચવા-લાયક છે. આશા છે કે લેખકભાઇ આ દિશામાં પ્રયત્ન જારી રાખી ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ બનાવવામાં પોતાનો ફાળો યથાશક્તિ યથાઅવકાશ આપશે જ. આધુનિક સમયમાં આવાં પુસ્તકો યુવાન સ્ત્રી પુરૂષોને માર્ગદર્શક થઇ પડશે.

૫. **હુલ્લી** ( જમીનના ગુલામો ) :—લેખક ડૉ. સુમન્ત મહેતા; પ્રકાશક, સોનુબેન શાહ, લોકનાદ કાર્યાલય, દિલ્હી ચકલા, અમદાવાદ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૬; કાચું સચિત્ર પૂઠું; મૂલ્ય ૧ પૈસો.

આ પુસ્તિકામાં ડૉ. સુમન્તે હાલી એટલે ગુજરાતના દુબળા લોકોની સ્થિતિ તરફ નેતાઓનું તેમજ સમાજનું ધ્યાન ખેંચ્યું છે. સરકાર, મહાસભા અને દેશી રાજાઓ, કે હિંદી પ્રજા કોઇને પણ આ ભરૂચથી દમણ સુધીના પ્રદેશમાં વસતા દુબળાઓની સ્થિતિ સુધારવા મન થયું નથી. આવા દુબળાઓને કરજે નાણાં આપી તેમની પાસે જીવનપર્યંત નોકરી લેવાય છે, એ પ્રથાને 'હાલી' પ્રથા કહે છે. નાણાં આપનાર 'ધણીઆમો' કહેવાય છે અને કરજ લેનાર હાલી કહેવાય છે. પ્રથમથી અત્યાર સુધીની એ લોકોની સ્થિતિ વર્ણવી, એ ગુલામીની પ્રથા બંધ કરવા શું કરવું તેના ઉપાયો પણ દર્શાવ્યા છે.

૬. **કિસાન જાહેરનામું** :—પ્રકાશક, સ્થળ, વર્ષ પૂઠું ઉપર પ્રમાણે; પાન ૨૭; મૂલ્ય ૨ પૈસા.

અખિલ હિંદ કિસાન સમિતિએ ૧૯૩૬ ના ઑગસ્ટની ૨૧ મી તારીખે મંજુર કરેલું આ જાહેરનામું તેમના હક્ક, તેમની માગણીઓ તેમજ કિસાન સભાનું બંધારણ વગેરે સંબંધી માહિતી આપે છે. કિસાન પ્રવૃત્તિના કાર્યકરોને જરૂર ઉપયોગી થઇ પડશે.

૭. **બિહાર કિસાન** :—પ્રકાશક, સ્થળ, વર્ષ, પૂઠું ઉપર પ્રમાણે; પાન ૫૪; મૂલ્ય ૧ આનો.

આમાં બિહારના કિસાનોની શોચનીય સ્થિતિ, મહાસભાની કિસાન પ્રવૃત્તિ, બિહાર મહાસભા પ્રધાનમંડળોની કિસાન પ્રવૃત્તિ તરફની વલણ, જમીનદારો તથા કિસાનોની લડત, શ્રી. ગાંધીજીની એ પ્રવૃત્તિ પ્રત્યે અનુકંપા અને તેમની દોરવણીથી કિસાનોના પ્રયાસો વગેરે બાબતો વર્ણવી આ પુસ્તકમાં કિસાનોની સાચી સ્થિતિ કેવી ભયંકર છે તેનો ખરો ખ્યાલ આપ્યો છે. મહાસભાના પ્રધાનો આ સંબંધમાં શું કરી રહ્યા છે તે પણ સમજાવ્યું છે. બિહાર કિસાન સમિતિના પ્રમુખ સ્વામી સહજાનંદ સરસ્વતી દંડી સન્યાસી છતાં કિસાનો માટે કેટલો શ્રમ લઈ રહ્યા છે તે પણ વાંચવા જેવું છે.

૮. **ઓળખો છો ?**:—પ્રકાશક, મગનભાઇ જીવાભાઇ પટેલ; સ્થળ, વર્ષ, પૂઠું, વગેરે ઉપર પ્રમાણે પાન ૧૨; મૂલ્ય ૧ પૈસો.

શ્રી માનવેન્દ્રનાથ રૉય પહેલાં કેવા મતના હતા તેમણે શું શું કર્યું, તેમના મતનું પરિવર્તન કેવી રીતે થયું, જેલમુકિત બાદ તેઓ કેવા બદલાઇ ગયા અને હાલમાં તેમના વિચારો કેવા છે વગેરે આમાં વર્ણવ્યું છે. પરિસ્થિતિઓને અંગે વ્યકિતના વિચારોનું પરિવર્તન કેવું થાય છે તે આ ઉપરથી સમજાય છે. મહાસભા અને એમની વચ્ચે શો અંતર છે, રાષ્ટ્રીય સ્વરાજ્યવાદી પક્ષમાં હોવાનો દાવો કરતા છતાં એના સિદ્ધાંત વિરૂદ્ધના એમનાં મંતવ્યો કેવાં છે વગેરે રા. મગનભાઇએ જણાવ્યું છે. એમનો સમાજવાદ તથા સામ્યવાદ કેવો છે તે પણ અત્રે જણાવ્યું છે.

૯. **સર્વોદય કે સામ્યવાદ**:—લેખક, હરિપ્રસાદ દેસાઈ; પ્રકાશક, સ્થળ, વર્ષ, કદ, પૂઠું ઉપર પ્રમાણે; પાનં ૩૮; મૂલ્ય ૧ આનો.

પ્રસ્થાન કાર્યાલય તરફથી શ્રી નરહરિ પરીખનું ' સામ્યવાદ અને સર્વોદય 'એ નામનું પુસ્તક હાલમાં જ પ્રસિદ્ધ થયું છે. તેમાં ' સામ્યવાદ અને સર્વોદય ' ની તુલના કરવામાં રા. પરીખે જણાવેલાં મંતવ્યોની ભૂલો આ લેખમાં ભાઇ હરિપ્રસાદે પોતાનાં મંતવ્યો પ્રમાણે પ્રમાણસર બતાવી છે. મહાત્મા ગાંધીના સર્વોદયની નવીન સમાજરચના કેવી હોય, તેમાં દરેક વ્યક્તિ સામુદાયિક કાર્ય કેવી રીતે કરે, તેમાં જે રાજ્યને સ્થાન હોય તે રામરાજ્ય કેવું હોય, તેમજ ' સામ્યવાદ અને સર્વોદય ' બન્ને અસંગત અને અલગ કયાં થાય છે, વગેરે બહુ રસમય અને જલદી સમજી શકાય એવી રીતે ભાઇ હરિપ્રસાદે સમજાવ્યું છે. પુસ્તક વાંચી મનન કરવાલાયક છે. મહાસભાના કાર્યકરો, નેતાઓ, સમાજના નેતાઓ વગેરેને આ લેખ ઉપયોગી તેમજ માર્ગદર્શક થઇ પડશે.

૧૦. **હિંસાની ઉત્તેજના ?**:—પ્રકાશક, સ્થળ, વર્ષ, કદ, પૂઠું વગેરે ઉપર પ્રમાણે; પાન ૩૫; મૂલ્ય ૧ આનો.

મદ્રાસ, બિહાર, અમદાવાદ, મુંબાઇ વગેરે સ્થળે મજુરો મુડીવાદ સામે થયા, મીલો બંધ થઇ અને લડાઇના મોરચા રચાયા, ગાંધીજી ચમકયા અને મહાસભાની ચેતવણી મુજબ દરેક સ્થળે મહાસભાવાદી પ્રધાનોએ હિંસાનો સામનો કરવા ૧૪૪(અ) નો ઉપયોગ કર્યો. એ પ્રધાનોની વિરૂદ્ધ પોકાર કરવા તથા તેમનું દૃષ્ટિબિંદુ ભૂલભરેલું હતું તે જણાવવા આ પુસ્તક લખાયું છે. હિંસા એટલે શું તેમજ મહાસભાવાદી પ્રધાનો મજૂરોની ચળવળ દાબી દેવા સરકારી કાયદાનો આશરો લઇ શકે કે કેમ વગેરે બાબતો અત્રે ચર્ચાઇ છે. એ દૃષ્ટિબિંદુ પણ સમજવા લાયક છે.

૧૧. **ગ્રામ ભજનમંડળી**:—સંપાદક, જુગતરામ ચી. દવે; પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; ૧૯૩૮; કદ ૩૨ પેજી, પાન ૮+૯૪; કાચું પૂઠું; મૂલ્ય બે આના.

ગામડાંઓમાં ભજનમંડળીઓ બેસે છે અને રાતનો સમય ભજન કીર્તનમાં ગાળે છે. એવે પ્રસંગે ઉપયોગી થઇ પડે એ માટે ભાઇ જુગતરામે નરસિંહ મહેતો, મીરાંબાઈ, ધીરો વગેરે પ્રાચીન કવિઓનાં કેટલાંક આધ્યાત્મિક ભજનો તેમજ ગ્રામજીવનને લગતાં તેમજ આધુનિક ચળવળોને લગતાં ભજનો રૂપી કાવ્યો તારવી કાઢી સાત મંડળીઓને ચાલે એવાં ભજનોનો સંગ્રહ એકઠો કર્યો છે. જીવનની જુદી જુદી પરિસ્થિતિઓને અનુકૂળ આવે એવાં ભજનો છે. એક રાતમાં એક મંડળીનાં ભજનો લેખે એક અઠવાડીઆ સુધી ભજનો કરી શકાય એવી રીતની ગોઠવણી છે. પસંદગી સુંદર, બોધક અને પ્રેરક છે. ઉત્તેજન મળશે જ, કારણ કે કિંમત પણ વધારે નથી.

૧૨. **શોભારામની સરદારી**:—લેખક-પ્રકાશક, ઇન્દુલાલ યાજ્ઞિક, મુંબાઇ; ૧૯૩૮; ૧૨ પેજી. કદ, પાન ૧૧૬; કાચું પૂઠું; મૂલ્ય ૪ આના.

હરિપુરામાં મહાસભાની બેઠક મળવાની હતી તે સમયે ડૉ. સુમન્ત તથા ભાઇ ઇંદુલાલે સુરત જીલ્લાના દુબળાઓની સ્થિતિ સુધારવા પ્રયત્નો કર્યા હતા. ભાઇ ઇંદુલાલે

એ પ્રસંગ માટે સુરત જીલ્લામાં દુબળાઓની સ્થિતિ કેવી છે, તેમની પાસે જમીનદારો, દેશાઇઓ કેવી ગુલામગીરી કરાવે છે અને એ સ્થિતિમાંથી તેમનો ઉદ્ધાર કેવી રીતે થઇ શકે, એ દર્શાવવા આ ચારઅંકી નાટક દ્વારા પ્રયત્ન થયો છે. યુવકસંઘનાં યુવક યુવતીઓ દ્વારા પરેલો અને દેસાઇઓની યુક્તિ પ્રયુક્તિઓનો સામનો કરી તેમની જોહુકમીનો ખરો ખ્યાલ આપવાનો પ્રયત્ન થયો છે. સ્ત્રીઓને પણ આ ચળવળમાં ભાગ લેતી દેખાડવામાં આવી છે. પુસ્તક વાંચવાલાયક છે. પુસ્તક વાંચતાં એ લોકોની સ્થિતિનો થોડોક પણ સારો ખ્યાલ આવશે.

**૧૩. લગ્ન કે કરાર:**—લેખક, સ્વ. ભોગીન્દ્રરાવ દીવેટીઆ; પ્રકાશક, નવયુગ પુસ્તક ભંડાર રાજકોટ, કાઠીઆવાડ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પાન ૨૪ + ૨૪૦ કાચું પૂઠું; મૂલ્ય રૂ. ૧-૪-૦; પાકું પૂઠું રૂ. ૧-૮-૦.

નવયુગ ગ્રંથમાળાના ૬ ઠ્ઠા વર્ષના ૪ થા પુસ્તકરૂપે પ્રસિદ્ધ થતા આ પુસ્તકમાં ચાલુ જમાનામાં ખળભળાટ મચાવનાર 'લગ્ન: ધર્મ કે કરાર?' એ પ્રશ્ન બહુ કુશળતાપૂર્વક અને બહુ છૂટથી ચર્ચાયો છે. સ્વ. ભોગીન્દ્રરાવ નવલકથા દ્વારા સામાજિક પ્રશ્નોની ચર્ચા માટે જાણીતા થઇ ચૂક્યા છે. પ્રસ્તુત પુસ્તકમાં લગ્ન ધર્મ છે પણ કરાર નહિ એ સિદ્ધાંત બહુજ સ્પષ્ટ રીતે રજુ કર્યો છે. કરાર તરીકે ગણતાં એમાંથી શું નીકળશે અને સમાજ ઉપર એની કેટલી માઠી અસર થશે તે સુંદરલાલ, વિનોદરાય, મધુરી, કુલીન વગેરેનાં પાત્રો દ્વારા પ્રતિપાદિત કર્યું છે. વિનોદરાય અને મધુરી અસલી વિચારનાં હોવા છતાં સમયાનુકૂલ સુધારા કરવા તરફ અણગમો નહિ બતાવતાં તેની જરૂરીઆત જણાવે છે. વિનોદરાયનું હિંદુ લગ્ન-સુધારણા-સમાજમાંનું ભાષણ ખરેખર દરેકે વાંચવા લાયક છે. કર્તાના પોતાના વિચારો એમાંથી જણાશે. મધુરીનું પાત્ર, આદર્શ હિંદુ મહિલાનું ખરું સ્વરૂપ જણાવે છે. પતિભક્તિ કરવા છતાં પોતાના સિદ્ધાંતથી વિચલિત નહિ થતાં પતિને પોતાનો મત સ્વીકારવા સમજાવે છે. છૂટાછેડાથી કેટલો અનર્થ થશે તે સુધારણા સમાજમાં તે નીડરતાથી જણાવે છે. દરેકે પોતાની સ્થિતિને અનુકૂળ શિક્ષણ લેવું જોઇએ એ માટે લલિતાનું અને મંગળીઆનું પાત્ર રજુ થયું છે. બન્નેને આખરે પોતાની સ્થિતિને અનુકૂળ થવું પડે છે, જો કે લલિતા કુમારિકા જ રહે છે. હાલની પાશ્ચાત્ય લગ્નપ્રથાનું અનુકરણ કરતાં લગ્ન સંબંધી વિચારો કેટલા ભૂલભરેલા છે તે આ પુસ્તકમાંથી સમજાશે. યુવકો, યુવતીઓ, નેતાઓ વગેરેએ આ પુસ્તક ખાસ વાંચવું જોઇએ. પુસ્તકાલયો જરૂર ખરીદી ઉત્તેજન આપે. જેટલો ફેલાવો આવા પુસ્તકનો વધારે તેટલો વધારે ફાયદો સમાજની નવીન રચનામાં જણાઇ આવશે.

**૧૪. મસ્ત ફકીરનાં હાસ્ય છાંટણાં:**—લેખક, મસ્ત ફકીર; પ્રકાશક, કદ, સ્થળ, વર્ષ પૂઠું વગેરે ઉપર પ્રમાણે; પાન ૨૪૪; મૂલ્ય ઉપર પ્રમાણે.

લીલાવતી ગ્રંથમાળાના ૬ઠ્ઠા વર્ષના બીજા પુસ્તક રૂપે આ પુસ્તક પ્રસિદ્ધ થાય છે. ભાઇ મસ્તફકીર હાસ્યલેખક તરીકે જાણીતા છે. આ પુસ્તકમાંની ૧૯ વાતો એકથી એક ચડે એવી છે. શ્રીમન્તાઇના શ્રાપ, ગૃહદેવીની પ્રતિસ્પર્ધા, દશગો ગ્રહ, વગેરે ખાસ વાંચવાલાયક છે. જીવનની હાડમારીમાંથી આનન્દ સાથે ઉપદેશ આપવાનો આ

પ્રયત્ન છે. જુદી જુદી હાસ્યાસ્પદ બાબતો વાંચતાં આનંદ આવે છે. કાચા કાનથી તેમજ સ્ત્રીઓ તરફ હલકી નજર રાખવાથી કેવી ગંભીર ભૂલ થાય છે તે આ વાતો-માંથી સમજાય છે. છેલ્લી નવ વાતો શબ્દોની રચના દ્વારા આનંદ આપવાની છે. હાલમાં વપરાતી કેટલીક યુક્તિઓ કેટલી હાસ્યાસ્પદ છે તે આ વાર્તાઓ દ્વારા લેખકે જણાવ્યું છે. વાર્તાઓ અવલોકન દૃષ્ટિ તથા ઝીણવટની ખરી છાપ બેસાડે છે. આવાં પુસ્તકો તો ઉત્તેજન પામશેજ.

આવી ગ્રંથમાળા દ્વારા સામાજિક તથા આર્થિક વગેરે પ્રશ્નોની ચર્ચા કરી સામાજિક સુધારા તરફ લોકોની દૃષ્ટિ દોરવવાનો પ્રયત્ન કરવા માટે ભાઇ રેવાશંકર દોશીને અભિનંદન ઘટે છે. નવયુગ પુસ્તક ભંડાર બહુ સારો વધારો સાહિત્યના સર્જનમાં કરી રહ્યુ છે. કિંમત જરા હજી ઓછી રખાય તો આવાં પુસ્તકોનો ફેલાવો વધારે થશે એમ અમારું માનવું છે.

**ના. ચં. દીવાનજી**

૧૫. **અખંડ જ્યોતિ:**—લેખક, 'સોપાન'; પ્રકાશક, કાંતિલાલ મણિલાલ શાહ, અંજલિ ગ્રંથમાળા–અમદાવાદ; ૧૯૩૮; ૧૬ પેજી પૃ. ૨૩૯; કાચું પૂઠું કિં. રા. ૧–૪–૦; પાકું પૂઠું કિં. રૂ. ૧–૮–૦.

આ પુસ્તક અંજલિ ગ્રંથમાળાના ત્રીજા વર્ષનું ચોથું પ્રકાશન હોઇ તેમાં ( ૧ ) નરહરિ અને ચંદ્રિકા, તથા ( ૨ ) વસંત અને નિરંજન નામની બે રસિક લાંબી નવલિકાઓ સંચિત થયેલી છે. બન્ને વાર્તાઓ પ્રેમની અખંડ જ્યોતનો પ્રભાવ દર્શાવતી વસ્તુ ધરાવતી હોવાથી પુસ્તકનું નામ ' અખંડ જ્યોત ' રખાયું છે. પહેલી વાર્તા લગ્નજીવનને સફળ અને સુખી બનાવવા કાજે ઉભય પક્ષે ત્યાગ અને ઉદારતાની અનિવાર્ય જરૂર છે એ મહા સત્ય પ્રતિપાદન કરે છે; ત્યારે બીજી વાર્તા પ્રેમવેદનાની મીઠાશ અને સાચી મૈત્રીની વિશુદ્ધતા ને નિઃસ્વાર્થતાનો સુંદર ખ્યાલ આપે છે. વસ્તુસંકલના બન્નેની એવી સુઘટિત છે, અને ભાષા શૈલી સરળ છતાં એવી આકર્ષક છે કે વાર્તા એકવાર વાંચવા માંડ્યા પછી પૂરી થતાં લગી પુસ્તકને હેઠે મૂકવું નહિ ગમે. વાર્તાવાચનના શોખીનો માટે પુસ્તક બેશક અપનાવવા જેવું.

૧૬. **બાળકોની માવજત:**—લેખક-પ્રકાશક, રઘુનાથ ગંગારામ કદમ; ડૉ. દામનગર; આવૃત્તિ પહેલી; ૧૯૩૮; ૧૬ પેજી; પૃ. ૨૬૦; કાચું પૂઠું કિં. રૂા. ૧॥; પાકું પૂઠું કિં. રૂા. ૨).

એક પછી એક ઉપયોગી પ્રકાશન બહાર પાડતા રહી આ મહારાષ્ટ્રીય લેખક બંધુએ ગુજરાતી સાહિત્ય સમૃદ્ધિમાં જે આવકારપાત્ર ઉમેરો કરવા માંડ્યો છે તે બદલ તેમને હાર્દિક ધન્યવાદ !

પ્રસ્તુત પ્રકાશન વૈદકીય વિષયનું હોઇ તેમાં નિરોગી પ્રજા માટેની પ્રાથમિક જરૂરિયાતોથી માંડીને તે સગર્ભાવસ્થા, સુવાવડ, સુવાવડી સ્ત્રીની તથા બચ્ચાંની સારવાર, ધાવણ ને બહારના ખોરાક, દાંત આવતી વખતે અને તે પછી લેવાની સંભાળ, બાળકની કુદરતી હાજતો, તેનાં સ્નાન, વસ્ત્ર, રમતગમતો, ઉંઘ ને આરામ, અકસ્માત્

ને મંદવાડ વખતની સારવાર, કેળવણી અને રીતભાત વગેરે વિવિધ બાબતોની અનુભવસિદ્ધ માહિતી આપવામાં આવેલી છે. તદુપરાંત ક થી ચ સુધીનાં ૭ પરિશિષ્ટોમાં કૃત્રિમ શ્વાસોચ્છ્વાસ આપવાની રીતો, :સંતતિનિયમનના સાદા ઉપાય, માંદગી વખતનાં ખાનપાન ને ઓસડો, માવજત માટેનાં સાધનો ને ધ્યાનમાં રાખવા લાયક સૂચનાઓ, તથા તંદુરસ્ત બાળકનાં લક્ષણની માહિતી આપવામાં આવી છે. છેવટે સામેલ રંખાયલી વિષયસૂચિથી અમુક બાબતની માહિતી તત્કાળ મેળવી લેવાની સુગમતા સાંપડે છે. એ પરિશિષ્ટો અને એ વિષયસૂચિથી તો પુસ્તકની ઉપયોગિતામાં ઓર વધારો થવા પામ્યો છે.

કહેવું જોઈએ કે માતાની સારવાર ને બાળકોની માવજત સંબંધમાં આ પુસ્તક ખરેખરૂં ઉપયોગી છે. સાધનસંપન્ન એકેએક કુટુંબે એને અપનાવવું જોઈએ ને વાંચવું જોઈએ. સીમંત પ્રસંગે સીમંતીની બ્હેનને ભેટ આપવા જેવું છે. આવું સરસ ને ઉપયોગી પુસ્તક નવા વર્ષના બજેટની પુસ્તકપસંદગીમાં સ્થાન પામ્યા વગર ન જ રહે: મહિલા પુસ્તકાલયો તો ખસુસ ખરીદે.

**૧૭. સાહિત્યને ઓવારેથી ખંડ ૧–૨:**—કર્તા, શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રી, જુનાગઢ કૉલેજના પ્રોફેસર; સોલ એજન્ટ, પુ. સ. સ. મંડળ વડોદરા; પહેલી વાર સં. ૧૯૯૪; ૧૬ પેજી પૃ. ૮+૨૮૦; પાકું પૂંઠું; કિં. રૂ. ૨–૪–૦.

પુસ્તકના ' આદિવચન 'માં સાક્ષારશ્રી રમણલાલ દેસાઈનું કથન છે તેમ ' આ અભ્યાસપૂર્ણ કૃતિમાં વર્તમાન સંસ્કાર અને સંસ્કારસ્વામીઓનું આપણને સુંદર અને સચોટ દર્શન થાય છે. '' અવલોકન ' અને ' અર્ધ્ય ' નામક એના બે ખંડો છે: તે દ્વારા આદિ કવિ નરસિંહ મહેતાથી માંડીને તે આજ સુધીના સંસ્કારનેતાઓ ને સાહિત્યસ્વામીઓ—જેવા કે: બન્ને ધ્રુવ સાહેબો, કવિ નર્મદ ને નાનાલાલ, છોટમ ને કલાપી, કનૈયાલાલ મુનશી ને અધ્યાપક રામનારાયણ પાઠક, દી. બ. નર્મદાશંકર મહેતા ને ચંદ્રશંકર પંડ્યા, રણછોડભાઈ ઉદયરામ ને વ્રજલાલ શાસ્ત્રીનાં મનોહર રેખાચિત્રો ઉપરાંત ગુજરાતી સાહિત્ય ને સંસ્કારના ઇતિહાસ તથા પ્રવાહનું દિગ્દર્શન કરતાં કરતાં મંત્રમુગ્ધ બની જવાય છે. ભાષા શૈલી એવી શુદ્ધ, સંસ્કારી ને છટાભરી છે કે વિષય સાહિત્યનો છતાં પુસ્તક રસભર્યું આહ્લાદક વાચન પૂરૂં પાડે છે. જેમના જીવનનો લેખી પરિચય આજ સુધી બીજે ક્યાંય અલભ્ય હતો એવા, ગુજરાતના એ મુગા સેવક, શ્રી મોતીભાઈ અમીનના, જીવન ને કાર્યનો આછો આછો પણ પરિચય અત્રે મળે છે એ આ પુસ્તકની ખાસ વિશિષ્ટતા છે. વ્યક્તિ વિશેષોનાં કાર્ય, સ્વભાવ અને ગુણો સાથે તેમના વિશિષ્ટ દોષોની ઝાંખી પણ રમુજભરી છતાં મર્યાદાશીલ ટીકા દ્વારા લેખકે કરાવી છે એ પણ એક વિશિષ્ટતા જ છે. આવી ઉત્તમ કૃતિ ગુર્જરગિરાને ખોળે ધરવા બદલ લેખક મહાશયને અભિનંદન આપીએ છીએ અને તેમના અભ્યાસ અને જ્ઞાનનો વિશેષ લાભ ઉત્તરોત્તર મળતો રહે એમ ઇચ્છીએ છીએ.[illegible]

પાઠશાળાઓ તેમ[illegible]કાલયો આ ઉત્તમ કૃતિને વહેલામાં વહેલી તકે વસાવી લે: ઉચ્ચ ધોરણોના અભ્યાસક્રમમાં [illegible]પુસ્તક તરીકે પસંદ કરાય તો પણ ખોટું નહિ.

ના. નં. ચોકસી

## સામયિકો

**૧ નાગર-જ્યોતિ** :—વર્ષ ૭ મું, અં. ૫ મો, મહિલા અંક; સંપાદિકા સૌ. જયાલક્ષ્મી મોહનલાલ પંડ્યા, મુંબાઇ; પ્રકાશક 'નાગર-જ્યોતિ' કાર્યાલય, ખાડીઆ અમદાવાદ; વાર્ષિક લવાજમ રૂ. ૨) પોસ્ટેજ સાથે.

વિસનગરા નાગર સમાજની ઉન્નતિ અર્થે આ માસિક તનતોડ પ્રયાસ કરી રહ્યું છે. આ ખાસ અંકના સંપાદિકા સૌ. જયાલક્ષ્મી છે એ સુધારાની આગાહી આપનારી વસ્તુ છે. સ્ત્રીઓ જ્યારે રસપૂર્વક આવી ચળવળોમાં ભાગ લેશે ત્યારે ને ત્યારેજ સમાજની સ્થિતિ સુધરશે. સ્ત્રીઓએ શું શું કરવું જોઇએ, અમુક વસ્તુ હિતકર છે કે નહિ વગેરે બાબતો પર બહુ વિચારપૂર્વક અને અનુભવપૂર્ણ લેખો સિદ્ધ લેખકો પાસેથી લખાવ્યા છે. મહિલા પુસ્તકાલયો જરૂર ખરીદે અને એમાંના પોતાને લગતા પ્રશ્નો વિચારે એજ વિનંતિ.

**૨. ભિષગ્વિલાસ અને ( સંઘવૃત્ત )**:—તંત્રી, વૈદ્ય પં. ગંગાધરશાસ્ત્રી ગુણે, આયુર્વેદ સેવાસંઘ અહમદનગર; પ્રકાશક, ભારતીય ઉદ્યોગ પ્રચાર કાર્યાલય, ૧૪, ભાસ્કર લેન, ભૂલેશ્વર, મુંબાઇ નં. ૨; પુ. ૧: અંક ૧-૨-૩; ૧૯૩૮.

ફેબ્રુઆરીથી આ આયુર્વેદ સંબંધી માસિક ગુજરાતી ભાષામાં છપાય છે. મૂળ મરાઠીમાં તો એજ નામથી ૩૬ વર્ષ થયાં નીકળે છે. આ માસિક આયુર્વેદને લગતી તમામ બાબતો બહુ શાસ્ત્રીય રીતે અને લોકોને સમજ પડે એવી રીતે ચર્ચે છે. દવાઓ કેમ બનાવવી, તેની કેવી તજવીજ કરવી, ખરી નાડીપરીક્ષા એટલે શું? આયુર્વેદનો સહકાર અને સ્વીકાર વગેરે બાબતો તેમજ કયા રોગ પર કઇ દવા કેવી રીતે આપવી તેમજ પાશ્ચાત્ય તથા પૌર્વાત્ય દવાઓના ગુણદોષો તથા તેમની સરખામણી વગેરે વિષયો તે ચર્ચે છે અને અનુભવીઓ દ્વારા એનો ઉહાપોહ થાય છે. આવાં માસિકોની આપણે ત્યાં જરૂર છે જ. સવડ પ્રમાણે પુસ્તકાલયો ખરીદે તો ઉત્તેજન મળે. વ્યવસ્થિત રીતે કાર્ય થતું હોવાથી ખાસ ઉત્તેજનને પાત્ર છે. સંઘ તરફથી ફારમસી પણ ચાલે છે અને પ્રયોગો કરી ઔષધો તૈયાર થાય છે.

**૩. भिषग्विलास व संघवृत्त**-( મરાઠી માસિક ):—તંત્રી, સ્થળ વગેરે ઉપર પ્રમાણે; છત્રીસ વર્ષ થયાં આ માસિક સતત નીકળે છે એજ એની લોકપ્રિયતા જણાવે છે. મરાઠી જાણનારને બહુ ઉપયોગી થઇ પડશે. કસ્બા પુસ્તકાલયો ઉત્તેજન આપે તો આપવાલાયક છે. સંસ્થાની દવાઓનાં સૂચીપત્રો, મરાઠી ગુજરાતીમાં પણ છપાય છે. રોગ અને તેના નિવારણની દવાઓ સંબંધી બહુ સારી માહિતી અપાય છે. લવાજમ રૂ. બે માફકસર છે.    **ના. ચં. દીવાનજી.**

## સ્વીકાર

નીચેનું સાહિત્ય મળ્યું છેઃ પરિચય હવે પછી અવકાશેઃ—

( ૧ ) રઢિયાળા રાસ ( ૨ ) ધીણોજ કસ્બા પુ. નું વાર્ષિક નિવેદન વર્ષ ૪ થું. ( ૩ ) સુવાસઃ વર્ષ ૧ અં. ૧ વૈશાખઃ સંચાલક, શશિકાન્ત ત્રિ. શાહ, રાવપુરા વડોદરાઃ વાર્ષિક લવાજમ હિંદમાં રૂા. ૩, ટ. ખ. ના; હિંદ બહાર રૂ. ૩ અથવા શિ. ૭ાઃ ટપાલ ખર્ચ થાય તે.

—✠—

# શું વાંચશો ?

| લેખ | માસિક | પુસ્તક | માસ |
|---|---|---|---|
| એક નરહરિભાઈ<br>જગતનું રાજકારણ અને હિંદનું સમવાય તંત્ર<br>મહાકવિશ્રી ઇકબાલ | ઊર્મિ | ૭ | મે |
| નામદેવ<br>વિદ્યાર્થી જીવનનાં સંસ્મરણો<br>યુરોપની યાદવાસ્થળી | કિશોર | ૪ | વૈશાખ |
| બાળભક્ષી ચોર<br>માથું દુખે છે<br>સાઇકલ પર સાવચેતી | કુમાર | ૧૫(૧૭૩) | વૈશાખ |
| પ્રેમલગ્નના પડદા પાછળ<br>પ્રમિલાને પત્ર<br>બલિદાન | ગુણસુંદરી | ૩૦ | જુન |
| જમીનની સુધારણા<br>વરસાદનો વરતારો | ગ્રામજીવન | ૮ | જુન |
| અમેરિકાનો સાતમો પત્ર<br>હિંદની વધતી વસતિનો ઉકેલ | ચરોતર | ૮ | મે |
| માત્યભિક્ષુ વિટાલીસ<br>વીજળીની ખુરશી<br>આસ્ટ્રિયા અને મધ્ય યુરોપનું રાજકારણ | ચિત્રમય જગત | ૨૪ | જુન |
| ઉમર ખય્યામ<br>સંપેતરું<br>યુરોપના સરમુખત્યારો | નવચેતન | ૩૩ | જુન |
| પરધર્મોને ખાતર ?<br>સગાં અને વહાલાં<br>અપચાના સહેલા ઉપાયો | નવરચના | ૩ | મે |
| હરિપુરાની મહાસભા<br>લગ્ન અને સ્ત્રી પુરુષ<br>ચીનમાં ખેતી અને ખેડૂતો | પાટીદાર | ૧૫ | જેઠ |
| ધણીનું નાક<br>સહશિક્ષણ અને કામ-મીમાંસા<br>ડરબીની ટિકિટ<br>બંગસાહિત્ય સ્વામી શરદબાબુ | પ્રસ્થાન | ૨૫ | ચૈત્ર |
| ગ્રીષ્મની સમસ્યા<br>બીજી વહુ<br>હિંદનું આર્થિક પરાધીનપણું | યુવક | ૮ | જુન |
| પ્રમીલા<br>મધના ચમત્કાર | શારદા | ૨૯ | મે |
| દિશા બદલવી જોઈએ<br>નિશાળમાં ચોરી<br>ઉપાય શો ? | શિક્ષણ પત્રિકા | ૧૩ | વૈશાખ |
| શાળા અને બાળ આરોગ્ય | સૌરાષ્ટ્ર શિક્ષક | ૧૨ | માર્ચ-મે |
| બાલ-માતા<br>હિંદુ સ્ત્રીનું પતીત્વ<br>લગ્નગ્રંથી<br>પ્રદર | સ્ત્રીબોધ | ૮૨ | જુન |

# માસિકો મળ્યાં તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | મળ્યા તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદ વિજ્ઞાન | ૨૧ | ૬ | ચૈત્ર | ૭-૬-૩૮ |
| ઊર્મિ | ૭ | ૫ | મે | ૧-૬-૩૮ |
| કિશોર | ૪ | ૧ | વૈશાખ | ૩૦-૫-૩૮ |
| કુમાર | ૧૫ | ૫(૧૭૩) | વૈશાખ | ૨૫-૫-૩૮ |
| કૌમુદી | ૧૭ | ૧ | જાન્યુઆરી | ૨૬-૩-૩૮ |
| ખેડુત, ખેતી અને સહકાર | ૪ | ૧૨ | જુન | ૧૧-૬-૩૮ |
| ખેતીવાડી | ૪ | ૨ | જેઠ | ૮-૬-૩૮ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૬ | ૧૦ | મે | ૨-૬-૩૮ |
| ગુણસુંદરી | ૩૦ | ૪ | જુન | ૨-૬-૩૮ |
| ગ્રામજીવન | ૮ | ૧૧ | જુન | ૨-૬-૩૮ |
| ચરોતર | ૮ | ૫ | મે | ૧૬-૫-૩૮ |
| ચિત્રમય જગત | ૨૪ | ૪ | જુન | ૨-૬-૩૮ |
| નવચેતન | ૬૩ | ૩ | જુન | ૧-૬-૩૮ |
| નવરચના | ૩ | ૨ | મે | ૧૭-૫-૩૮ |
| પાટીદાર | ૧૫ | ૮ | જેઠ | ૩૦-૫-૩૮ |
| પ્રસ્થાન | ૨૫ | ૬ | ચૈત્ર | ૬-૬-૩૮ |
| ફાર્બસ ગુ૦ સભા-ત્રિ૦ | ૨ | ૪ | જાન્યુ૦-માર્ચ | ૧૮-૧૨-૩૭ |
| બાલજીવન | ૧૮ | ૭(વાર્તાઅંક) | મે | ૮-૫-૩૮ |
| બાલમિત્ર | ૧૭ | ૧૧ | જુન | ૮-૬ ૩૮ |
| બાળક | ૧૬ | ૫ | મે | ૩-૫-૩૮ |
| બુદ્ધિપ્રકાશ-ત્રિ૦ | ૭૫ | ૧ | જાન્યુ૦-માર્ચ | ૨-૪-૩૮ |
| માનસી-ત્રિ૦ | ૩ | ૧ | માર્ચ | ૨૮-૩-૩૮ |
| યુવક | ૮ | ૬ | જુન | ૨-૬-૩૮ |
| વસન્ત-ત્રિ૦ | ૩૬ | ૪ | કાર્તિક-પોષ | ૯-૪-૩૮ |
| વિલાસ-ત્રિ૦ | ૨૦ | ૨ | ડિસેમ્બર | ૧૯-૧-૩૮ |
| વૈદ્ય કલ્પતરૂ | ૪૩ | ૬ | જુન | ૬-૬-૩૮ |
| વ્યાયામ | ૨૩ | ૮ | મે | ૧૬-૫-૩૮ |
| શારદા | ૨૯ | ૨ | મે | ૧૬-૫-૩૮ |
| શિક્ષણ-પત્રિકા | ૧૩ | ૩ | વૈશાખ | ૧૯-૫-૩૮ |
| સૌરાષ્ટ્ર શિક્ષક-ત્રિ૦ | ૧૧ | ૪ | માર્ચ-મે | ૧૦-૬-૩૮ |
| સ્કાઉટ-વીર | ૮ | ૫-૬ | મે-જુન | ૮-૬-૩૮ |
| સ્ત્રીબોધ | ૮૨ | ૬ | જુન | ૧-૬-૩૮ |

# શું વાંચશો ?

| લેખ | માસિક | પુસ્તક | માસ |
|---|---|---|---|
| એક નરહરિભાઈ<br>જગતનું રાજકારણ અને હિંદનું સમવાય તંત્ર<br>મહાકવિશ્રી ઇકબાલ | ઊર્મિ | ૭ | મે |
| નામદેવ<br>વિદ્યાર્થી જીવનનાં સંસ્મરણો<br>યુરોપની યાદવાસ્થળી | કિશોર | ૪ | વૈશાખ |
| બાળભક્ષી ચોર<br>માથું દુખે છે<br>સાઇકલ પર સાવચેતી | કુમાર | ૧૫(૧૭૩) | વૈશાખ |
| પ્રેમલગ્નના પડદા પાછળ<br>પ્રમિલાને પત્ર<br>બલિદાન | ગુણસુંદરી | ૩૦ | જુન |
| જમીનની સુધારણા<br>વરસાદનો વરતારો | ગ્રામજીવન | ૮ | જુન |
| અમેરિકાનો સાતમો પત્ર<br>હિંદની વધતી વસતિનો ઉકેલ | ચરોતર | ૮ | મે |
| બાલભિક્ષુ વિટાલીસ<br>વીજળીની ખુરશી<br>આસ્ટ્રિયા અને મધ્ય યુરોપનું રાજકારણ | ચિત્રમય જગત | ૨૪ | જુન |
| ઉમર ખય્યામ<br>સંપેતરૂં<br>યુરોપના સરમુખત્યારો | નવચેતન | ૩૩ | જુન |
| પરધર્મીને ખાતર ?<br>સગાં અને વહાલાં<br>અપચાના સહેલા ઉપાયો | નવરચના | ૩ | મે |
| હરિપુરાની મહાસભા<br>લગ્ન અને સ્ત્રી પુરૂષ<br>ચીનમાં ખેતી અને ખેડૂતો | પાટીદાર | ૧૫ | જેઠ |
| ધણીનું નાક<br>સહશિક્ષણ અને કામમીમાંસા<br>ડરબીની ટિકિટ<br>બંગસાહિત્ય સ્વામી શરદબાબુ | પ્રસ્થાન | ૨૫ | ચૈત્ર |
| ગ્રીષ્મની સમસ્યા<br>બીજી વહુ<br>હિંદનું આર્થિક પરાધીનપણું | યુવક | ૮ | જુન |
| પ્રમીલા<br>મધના ચમત્કાર | શારદા | ૨૯ | મે |
| દિશા બદલવી જોઇએ<br>નિશાળમાં ચોરી<br>ઉપાય શો ? | શિક્ષણ પત્રિકા | ૧૩ | વૈશાખ |
| શાળા અને બાળ આરોગ્ય<br>બાલ-માતા | સૌરાષ્ટ્ર શિક્ષક | ૧૨ | માર્ચ-મે |
| હિંદુ સ્ત્રીનું પત્નીત્વ<br>લગ્નગ્રંથી<br>પ્રદર | સ્ત્રીબોધ | ૮૨ | જુન |

સૂચના નંબર ૪૨૦

# વિષય

## ફ. પુ. શાખાનાં નવીન પુસ્તકો બાબત

સૂચના નં. ૪૦૧ તા. ૨૫-૧૦-૩૭ અને સૂચના નં. ૪૦૬ માહે નવેંબર ૧૯૩૭ ના અનુસંધાનમાં જણાવવાનું કે ફરતા પુસ્તકાલયના ઉપયોગ માટે માહે નવેંબર ૧૯૩૭ થી મે ૧૯૩૮ સુધીમાં નીચેનાં પુસ્તકોનો વધારો કરવામાં આવ્યો છે:—

## ગુજરાતી

| લેખક | પુસ્તકનું નામ | સાલ |
|---|---|---|
| આચાર્ય ગુણવંતરાય. | વહેતી ગંગા. | ૧૯૩૭ |
| રાંગણેકર કે. મ. | અગ્નિ દીવ્ય | ” |
| વડોદરા સાહિત્ય સભા | સાહિત્યકાર પ્રેમાનંદ અંક | ૧૯૩૮ |
| ગાંધી, મોહનલાલ | ખરી કેળવણી. | ” |
| દ્વીવેદીયા, ભોગિંદ્રરાવ | લગ્ન ધર્મ-કે-કરાર | સં. ૧૯૯૪ |
| યાજ્ઞીક, ભદ્રકુમાર | સ્નેહ ત્રિપુટી | ૧૯૩૭ |
| ઠાકર, જસવંત | વલ્કલ | ૧૯૩૮ |
| મેઘાણી ઝવેરચંદ | ચા-ઘર | ૧૯૩૭ |
| ભટ, વિનોદરાય | પ્રદક્ષિણા | ” |
| સુન્દરમ્ | હીરાકણી | સં. ૧૯૯૪ |
| જોશી, ઉમાશંકર | શ્રાવણી મેળો | ” ૧૯૯૩ |
| સોની રમણલાલ અને સુશીલ | શ્રીકાંત ભાગ ૧ થી ૪ | ૧૯૩૬ ૧૯૩૭ |
| સેવાનંદ | કતલખાનું | સં. ૧૯૯૪ |
| વ્યાસ હરિકૃષ્ણ | ગુજરાતી લઘુલીપી | ૧૯૩૭ |
| વૈદ્ય, પ્ર. પો. (મંત્રી) | વૈદ્યોનું વાર્ષિક | સં. ૧૯૯૪ |
| સોપાન | સંજીવની | ૧૯૩૭ |
| ” | અંતરની વ્યથા | ” |
| દેસાઇ નીસ | લેનીન | ૧૯૩૬ |
| શાહ રમણલાલ | શેકસ્પીઅરનાં કથાનકો | ૧૯૩૭ |
| રાયચુરા, ગો. હા. | નગાધીરાજ | ૧૯૩૮ |

## સૂચના નંબર ૪૨૧ અને ૧૯૩૭-૩૮

# વિષય

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો

| નામ. | પ્રકાર. | વાર્ષિક લવાજમ | ઠેકાણું. |
|---|---|---|---|
| તપસ્વી | માસિક | ૨-૦-૦ ભેટ પુસ્તક સાથે ૨-૪-૦ વી. પી. થી | હરિપ્રસાદ કાનજી આચાર્ય તપસ્વી કુટિર સોનગઢ ( કાઠિયાવાડ ) |
| બાલસખા | ,, | ૩-૦-૦ | હિંમતલાલ ચુ૦ શાહ ૧૦૮૨, લાલભાઈની પોળ માંડવીની પોળ અમદાવાદ |
| શિવવિલાસ | માસિક ગુજરાતી ને મરાઠી | ૨-૦-૦ ટ. ખ. સાથે | વ્યવસ્થાપક શિવવિલાસ કચેરી અહમદનગર |

વડોદરા
તા. ૧૦ જુન ૧૯૩૮

के. म. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક.

---

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૫૩

| પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | કિંમત રૂ. | કદ | વર્ષ | પૃષ્ઠ | ભાષા | પ્રકાશકનું નામ |
|---|---|---|---|---|---|---|---|
| How Shall we define luxury | G. R. Agaskar B. A., LL. B. | ૪-૪-૦ | ૧૬° | ૧૯૩૮ | ૧૫૭ | પાકી | A. G. Agarkar Ganesh Bhuvan Babaji Pura Baroda |

પુસ્તકાલય ખાતું,
સાર્વજનીક પુસ્તકાલય શાખા
વડોદરા, ૧૦-૬-૩૮

મું. ત્રિ. શાહ

के म. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક

# અનુક્રમણિકા.



———※———

પુસ્તકાલય

પુસ્તક ૧૩ મું    જુલાઇ    અંક ૭ મો

# શારદા—પૂજન

( અંજની )

(૧)

પ્રભાતમાં વહેલો ઉઠીને,
સ્નાન વિધિ પરવારીને,
શાન્તિ મુખ પર ધારીને
કરતો દેવી પૂજન.

(૨)

નિર્મળ જળથી અંજલી દેતો,
કુમકુમ, કેસર ચંદન કરતો,
અક્ષત અર્પી, વધાવી લેતો,
કરતાં દેવી પૂજન

(૩)

"જ્ઞાનજ્યોત પ્રકટાવો ઉરે,
જીવનગૃહ દિપાવો નૂરે,
કીર્તિ પરિમલ ફેલાવો ખૂણે *"
માગતો કરી પૂજન.

બલવંત મહેતા.

* જગત ખૂણે.

# યથાસ્થાને

મૂળ બંગાળીના લેખક : કવિ રવીન્દ્રનાથ ટાગોર
અનુવાદક : રમણલાલ સોની

[ કવિવર ટાગોરના એક સુપ્રસિદ્ધ કાવ્યનો આ અનુવાદ છે. મૂળ કાવ્ય મધુર, કર્ણપ્રિય, પ્રાસાનુપ્રાસ અને ડોલનથી ખૂબ અસરકારક છે. ગીતમાં બાલસહજ રમતિયાળપણું છે, જે હરકોઇને પહેલા જ વાચને મુગ્ધ કરે છે. જેવું કાવ્યનું કલેવર છે તેવો જ એનો અંતરાત્મા પણ છે.
—અનુવાદક. ]

તું કોને ત્યાં વેચાવા ચાહે છે,
હે મારા ગાન ?
તારું સ્થાન ક્યાં છે ?
વિદ્યારત્નની શેરીમાં પંડિતોનો વાસો છે,
છીંકણીના સપાટા એવા ઊડે છે કે આકાશ ભરાઇ જાય છે—
કોની તાકાદ છે ત્યાં ઊભા રહેવાની ?
રાત ને દહાડો ત્યાં સૂક્ષ્મ તર્કવિતર્ક ચાલ્યા જ કરે છે—
પાત્રાધારે તેલ કે તેલાધારે પાત્ર ?
મોહાન્ધકારનો નાશ કરનાર પોથીપત્રનો ત્યાં ઢગલો છે,
એ ઢગલામાં શું એક ખૂણે તારે આસન જમાવવું છે ?

ગાન એ સાંભળી ગુણગુણ કરી કહે
નહિ, નહિ, નહિ !

[ ૨ ]

તું કોને ત્યાં વેચાવા ચાહે છે,
હે મારા ગાન ?
કઇ તરફ તારું દિલ ખેંચાય છે ?
નરી પથ્થરની બાંધેલી હવેલીઓમાં ભાગ્યવંતો રહે છે,
સાગસીસમની ઘોડીઓ પર પાંચ પાંચ હજાર ગ્રંથો છે;
એના સોનેરી નામાક્ષર પર હજી જરી ઉઝરડો યે પડયો નથી;
કોઇએ કદી પાનું ઉઘાડયું નથી;
વણસૂંઘેલું ફૂલ !

નોકર સવાર સાંજ ધૂળ ઝાપટી જાય છે,
જતનની કંઇ મણા નથી,
હે મારી છંદોમયી !
જવું છે શું ત્યાં ?

ગાન એ સાંભળી કાનમાં ઝીણું ઝીણું કહે,
નહિ, નહિ, નહિ !

[ ૩ ]

તું કયા બજારે વેચાવા ચાહે છે
હે મારા ગાન ?
ક્યાં મળશે તને માન ?
બાળવિદ્યાર્થી પરીક્ષાના ભણતરમાં મોઢું ઘાલી બેઠો છે,
તેનું મન, પરંતુ, ક્યાંથી ક્યાં ભટકે છે,
અપાઠ્ય એવાં બધાં પાઠ્ય પુસ્તકો
સામે ઉઘાડાં પડયાં છે
અને વડીલોની બીકે કાવ્યનાટક
પેટીમાં પૂર્યાં છે—
એમાં ગમે તેમ પુસ્તકો બધાં
સેળભેળ પડયાં છે :
એમનાં ભેગાં થઇને શું તને
ખેલવાનું મન છે, મારા ગાન ?

ગાન એ સાંભળી મૌન ચુપે
હા ના હા ના કરે,
જાઉં જાઉં કરે !

[ ૪ ]

તું કયા બજારે વેચાવા ચાહે છે
હે મારા ગાન ?
ક્યાં પામીશ પરિત્રાણ ?
રસોડામાં લક્ષ્મી વહુ ખૂબ કામમાં છે,
જરા વખત મળે કે પોતાના ઓરડામાં દોડી જાય છે.

ઓશીકા હેઠળ ચોપડી દાબેલી છે,
એંચી કાઢી વાંચવા માંડે છે;
પાનાં એનાં બાળકના અત્યાચારથી
ફાટયાં તૂટયાં લોચા જેવાં છે.
કાજળના એમાં ડાઘ છે, કંકુનાં નિશાન છે,
વાળની ગંધ પણ એમાં છે,
પથારીને ખૂણે એવા છિન્ન વેશમાં
રહેવા જવાની શું તને ઝંખના છે ?

ગાન એ સાંભળી ધબકતી છાતીએ
સ્તબ્ધ બની રહે છે—
લોભથી એ કંપવા માંડે છે.

[ ૫ ]

કયાં રે, કયાં તું વેચાવા ચાહે છે
હે મારા ગાન ?
કયાં પામીશ તું પ્રાણ ?
જ્યાં સુખમાં તરૂણ યુવક યુવતી
પાગલ બની ફરે છે,
આડાલ ખોળી અંધારૂં જોઇ
સૌની નજર ટાળે છે;
પંખી એમને ગાન સુણાવે છે
નદી એમને કથા કહે છે,
અને લતા, પુષ્પ ને પત્ર
કંઇ કંઇ, એમને, છંદ સુણાવે છે.
સજલ આંખની સામે ત્યાં
સરળ હાસ્ય ફૂટે છે,
વિશ્વબંસરીના એ ધ્વનિ માંહે
જવા શું તારું હૈયું છૂટે છે ?

એકદમ કૂદી પડીને
કહે છે મારું ગાન
ત્યાં—
ત્યાં છે મારું સ્થાન !

—ફ—

# જરા વિચારવા જેવું

**પતિતપાવન** શ્રીમંત રાજપિતાશ્રીના ઉચ્ચ આદેશથી પ્રજાહિતાર્થે રાજ્યમાં ઠેર ઠેર સાર્વજનિક પુસ્તકાલયોની સ્થાપના કરવામાં આવી છે. પરંતુ ખેદની વાત એ છે કે ગામડાંઓમાં ઘણે સ્થળે મોટાભાગની જનતાએ સાર્વજનિક પુસ્તકાલયોને નામનાં જ સાર્વજનિક રાખ્યાં છે; કારણ કે ગામડાંઓમાં અસ્પૃશ્યતાનું સામ્રાજ્ય જામેલું હોવાથી પુસ્તકાલયોમાં અંત્યજોને પગ પણ મૂકવાનું મુશ્કેલ છે, તો પછી અત્યંજો વાચનરસ તો કેવી જ રીતે પામી શકે ? જ્યારે અંત્યજો સાર્વજનિક પુસ્તકાલયોનો લાભ ન લઇ શકે ત્યારે તે પુસ્તકાલયોને સાર્વજનિક શી રીતે કહી શકાય ?

સાર્વજનિક પુસ્તકાલયોમાં આબાલવૃદ્ધ, અમીર-ગરીબ, ખેડૂત-મજૂર સર્વ એકત્ર મળી સમાનતાએ લાભ લઇ શકે, ત્યારે જ તેનું સાર્વજનિક નામ વાજબી ઠરે. આજે આપણાં ગામડાંઓમાં સાર્વજનિક પુસ્તકાલય હોય ત્યાં એવી સમાનતા પ્રાપ્ત કરવી બહુ મુશ્કેલ છે.

ગ્રામ પુસ્તકાલયોમાં સવર્ણો ખુરશી, પાટલી કે બાંકડે બેસી સામાયિકો વર્તમાન-પત્રો વગેરે વાંચતા હોય અને અંત્યજ આવી પુસ્તકાલયના દ્વારે ઉભો એકાદ પુસ્તક કે પેપરની ભીખ માગતો હોય એ શું સમાનતા કહેવાય ?

પુસ્તકાલયોમાં સવર્ણો જેમ સ્વતંત્રપણે અનુકૂળતાએ છાપાંમાં આવેલા તાજા સમાચાર પહેલી તકે જાણી શકે છે, તેમ અંત્યજો, કહેવાતી અસ્પૃશ્યતાને કારણે, અનુકૂળતાએ તાજા સમાચાર પામી શકે નહિ. એટલે તેમને તો વાસી ને ઉચ્છિષ્ટ વાચનથી જ સંતોષ માનવો પડે એ દેખીતું છે.

ગામડાંઓનાં સાર્વજનિક પુસ્તકાલયોમાં અસ્પૃશ્યતાને બ્હાને અંત્યજ વર્ગને ઉંચે હાથે પુસ્તકો પેપરો અપાય એ કેટલી બધી અસમાનતા લેખાય, એ વિચારવા જેવું છે. જે સાર્વજનિક પુસ્તકાલયોમાં અસ્પૃશ્યતા રૂપી અજ્ઞાન અંધકાર વ્યાપેલો હોય, ત્યાં ' દીવા નીચે અંધારૂ ' જેવી જ સ્થિતિ પ્રવર્તતી કહી શકાય.

પછાત અંત્યજ પ્રજાને માનવતાની હરોળમાં લાવવા પતિતોદ્ધારક શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબે સાર્વજનિક સંસ્થાઓ સ્થાપી અસ્પૃશ્યતા દૂર કરવા ખૂબ જ પ્રયાસો કર્યા છે. એટલે સાર્વજનિક પુસ્તકાલયોમાં જો અંત્યજો પ્રત્યે સમાનતાભર્યું વર્તન રાખવામાં આવે તો, શ્રીમંત રાજપિતાશ્રીએ લીધેલો શ્રમ સફળ થયો લેખાય.

ગ્રામ પુસ્તકાલયોના ચાલકો જો ઉપરની બાબત ધ્યાનમાં લઇ ધીરે ધીરે લોકમત કેળવી લોકોને સમજાવી ભ્રાતૃભાવના જગવી, અંત્યજોને પણ સમાનતાએ પુસ્તકાલયોનો લાભ આપીને, સાર્વજનિક નામને દીપાવે તો કેવું સારૂં !

**કાળિદાસ દયાળજી પરમાર**

મંત્રી, પાટણ તાલુકા અંત્યજ સુધારક મંડળ-રણુંજ.

# શાળા ત્યાં પુસ્તકાલયની અગત્ય*

[ લેખક:—ભીમજીભાઈ ટી. ઠાકર, સિદ્ધપુર ]

**શાળામાં અપાતું પ્રાથમિક જ્ઞાન**

**પ્રા**થમિક શાળાઓ બાળકને અક્ષરજ્ઞાન આપે છે અને જીવનમાં ઉપયોગી એવા વિષયોનું થોડું ભાન કરાવી શકે છે. પ્રાથમિક શાળાનું ઉપયોગીપણું આ કારણે છે તેથી સમાજ અને સરકાર ઘણેખરે ગામે પ્રાથમિક શાળાઓ ચલાવે છે.

**પ્રાથમિક શાળાના કાર્યની સફળતા પુસ્તકાલયના ઉપયોગમાં છે**

માણસમાં અક્ષરજ્ઞાન હોવું જોઈએ; તેણે ઓછામાં ઓછું પ્રાથમિક શાળાનું શિક્ષણ તો લેવું જ જોઈએ, એમ આપણે કબૂલ કરતા હોઈએ તો તેની સાથે કબૂલ કરવું પડશે કે જ્યાં પ્રાથમિક શાળા ચલાવવી છે ત્યાં પુસ્તકાલય પણ ચલાવવું જોઈએ જ. ખરું જોતાં પ્રાથમિક શાળાના કરતાં પણ પુસ્તકાલયનું મહત્ત્વ અને તેની ફરજો પણ વધુ છે. જેટલી જરૂરિયાત પ્રાથમિક શાળાની માની છે. તેટલી જ પુસ્તકાલયની માનીશું ત્યારે જ પ્રાથમિક શાળાનો હેતુ અને તે ચલાવતાં થએલો ખર્ચ વ્યાજબી હતો અને છે એમ કહી શકાશે. પ્રાથમિક શાળામાં શિક્ષણ મેળવીને ઘરકામ કે કેળવણીથી પર એવા બીજા કોઈ ધંધામાં માણસ રોકાઈ જાય છે, ત્યારે તેનામાં આવેલું પ્રાથમિક શાળાનું જ્ઞાન નાબુદ થવા માંડે છે અને અમુક મુદતે તે તદ્દન અભણની સ્થિતિમાં ફરી આવી જાય છે. પ્રાથમિક શાળાના જ્ઞાનને ઉત્તેજક જ હોય એવા બધા ધંધા હોતા નથી. તેથી તે પ્રકારના ધંધાદારી માણસો ભણેલું ભૂલી જાય છે, ત્યારે સ્પષ્ટ સમજાય છે કે આ વ્યક્તિ માટે પ્રાથમિક શાળાએ આપેલો ભોગ નિરર્થક ગયો છે. આપણે તો મોટી ઉંમરનાં અભણોને પણ ભણેલાં બનાવવાં છે તેમને પણ સમાજની સાથે રાખવાં છે. જો ભણેલાને ભણેલું ભૂલવા ન દેવું હોય, મોટી ઉંમરના નિરક્ષરોને પણ અક્ષરજ્ઞાન આપી સંસ્કારી બનાવવા હોય તો તેનું સર્વોત્તમ અને બની શકે તેવું સાધન માત્ર પુસ્તકાલય જ છે.

**પુસ્તકાલયમાં સંત સમાગમનો મળતો અમૂલો લાભ**

કોઈ પણ વ્યક્તિનું જીવન ઉન્નત બનાવવાને તેને સત્પુરુષોનો સમાગમ જરૂરનો છે એમ આપણે માનીએ છીએ: પહેલાના વખતમાં પણ સારા માણસોને હળવા મળવા અને તેમના જીવનનો અભ્યાસ કરવા એક બીજા જતા અને તેના ગુણો સમજી લઈ તે પ્રમાણે અનુસરતા. આ રીતે તેઓ પોતાનું જીવન રસમય અને પરોપકારી કરી શકતા. પરંતુ આ રીતનો

---

* મે માસમાં વસો મુકામે ભરાયલા શ્રી. ગિજુભાઈના શિક્ષણ વર્ગમાં લખાયલો નિબંધ.

સંતસમાગમ ખર્ચાળ છે: બધાને તે રીતનો લાભ મળી શકેજ નહિ. શાળામાંથી ઉઠી જતાં બાળકો હમેશ સંતસમાગમમાં જઈ શકે નહિ; કારણ આજની સામાજિક ગરીબાઈ અને બીજી જરૂરિયાતોમાં તે પ્રવાસો ખેડી સંતસમાગમમાં જ પોતાનાં અમુક વર્ષો પસાર કરવાની સગવડ મેળવી શકતાં નથી. તેમને તો નાની વયમાં જ અનેક જાતની કૌટુંબિક મુશ્કેલીમાંથી પસાર થવાનું હોય છે. આ સ્થિતિમાં વધુ પ્રમાણમાં તેમ જ દેશ પરદેશના સંતસમાગમનો લાભ મેળવવાનું સરળ સાધન પુસ્તકાલય જ પુરું પાડે છે. મહાન પુરુષોના જ્ઞાનામૃતનું પાન પુસ્તકાલયમાં જ મળે છે. આ કારણે પણ પુસ્તકલય એ જનહિતનું ઉત્તમ કાર્ય કરનાર સંસ્થા છે એમ સમજી શકાય છે.

**ગરીબોને માટે વધુ ઉપયોગી સાર્વજનિક સંસ્થા**

પૈસાદાર અને મધ્યમ વર્ગના લોકો તો ગમે તે ભોગે પોતાનાં બાળકોને કેળવીને સમાજમાં સારી સ્થિતિમાં રાખવાને પ્રયત્ન કરે છે. પરંતુ ગરીબ માણસો પાસે ઉપર કહેલી સવડ કે અનુકૂળતા હોતી જ નથી. તે તો પ્રાથમિક શાળાનું જ્ઞાન કે અક્ષરજ્ઞાન પણ મહા મુશ્કેલીએ મેળવી શકે છે તેવાને માટે તો સાર્વજનિક પુસ્તકાલયની સંસ્થા ખરેખર આશીર્વાદરૂપ છે. કારણ કે ત્યાં અવનવી ખબરો, અનેક સાહસિકનાં સાહસોની હકીકત, મહાન પુરુષોનાં જીવનની માહિતી, એ બધું વગર ખર્ચે મળી શકે છે. ગરીબ માણસો તેનો લાભ લે છે અને તેમાંથી જ બળ મેળવી ઘણી વખત મહાન આત્મા સરજી શકે છે. પોતાનું જીવન પણ સુખી અને સંતોષી રાખી શકે છે.

**શિક્ષક જીવનમાં પુસ્તકાલયનું સ્થાન**

શાળા હોય ત્યાં પુસ્તકાલય હોય તો જ જે તે ગામમાં અપાયલું શિક્ષણ જીવંત રહે અને પ્રાથમિક શાળાના શિક્ષણનો સદુપયોગ થાય. એ રીતે જોતાં તો શાળાને તથા ગામને માટે પુસ્તકાલય ઉપકારક છે તેનાથી પણ વધુ ઉપયોગી શિક્ષકને પોતાને માટે છે. જે શિક્ષક અધ્યાપન મંદિરમાંથી ભણી આવ્યા પછી તેનાથી જ પોતાની જ્ઞાનપ્રાપ્તિની અવધિ થયેલી માની બેસે છે તે શિક્ષક વર્તમાન યુગના વિચારો બાળકોને આપી શકતો નથી. પરિણામે તે શિક્ષકનું શિક્ષણ સમાજને તેમજ બાળકને જોઈએ તેટલું પ્રગતિકારક નીવડતું નથી. સારા શિક્ષક થવાની આશા સેવનારે તો હમેશાં વિદ્યાર્થી જીવન ગાળવું જોઈએ. તેણે જગતની મહત્ત્વની બાબતોથી જાણકાર રહેવું જોઈએ. આ લાયકાત મેળવવાનું સર્વશ્રેષ્ઠ સાધન પુસ્તકાલય જ છે.

**ઉપસંહાર**

ઉપર જણાવેલી બાબતોથી સ્પષ્ટ થાય છે કે સમાજ સુધારકોએ ગામડાંનાં કલેવર બદલવાના પ્રયત્નમાં પુસ્તકાલયનું સાધન પણ ખાસ યોજવું આવશ્યક છે. શાળા સ્થાપવાના પ્રયત્ન સાથે તે પ્રયત્ન હશે તો જ તેનો પ્રથમનો પ્રયત્ન કાર્યસાધક

થઇ શકનાર છે. સારા કાર્ય વડે મરણ પછી વૈકુંઠ પ્રાપ્ત થતું હશે કે કેમ એ તો ચોક્કસ કહી શકાય તેમ નથી; પણ જીવનની સફળતા માટે પુસ્તકાલયનો ઉપયોગ કરવામાં અહીં ને અહીં નાના વૈકુંઠનું દર્શન થાય છે.

શ્રીમંત હોય તે પોતાના જીવનને ઉન્નત બનાવતાં પુસ્તકો વાંચે, અને તે સાથે જ પોતાની શ્રીમંતાઇનો લાભ પુસ્તકાલયોને આપી ગરીબોને પણ વૈકુંઠ પ્રાપ્તિનું સાધન કરી આપી તેમનો આશીર્વાદ મેળવે. ગ્રંથપાલો અને પ્રચારક ભાઇઓ પોતાના તનની અને મનની સેવા આપે તો થોડાં જ વર્ષોમાં શાળા ત્યાં પુસ્તકાલયોની અગત્ય વધુ સમજાય, અને શાળા ત્યાં પુસ્તકાલય સ્થાપવાનો પ્રયત્ન દેશભરમાં થવા માંડે.



## આકાંક્ષા

ના પારખે મમ દર્દ દીલનાં એ હકીમો કાં મળ્યા ?
કો પારખે તો ઔષધો ના, કારમાં દુઃખ થઇ પડયાં.

પડતો રખડતો રાનમાં, સાથી સહુ છૂટા પડયા;
એવા કઠીન હા કાળમાં સદ્ગ્રંથ બસ વારે ચઢયા.

ભાન જે ભૂલ્યો હતો તે ભાન એમાં સાંપડયું;
સ્વર્ગીય સુખ સાચું જડયું પછી દર્દ દીલને ના નડયું.

સંકેત આપ્યો સાનથી નામર્દને છે દુઃખ ના;
મર્દ જો મટવું ગમે તો કંઇ જીવનનો સાર ના.

સદ્ગ્રંથનો ચમકાર આ ચેતન બધે પ્રસરાવતું;
જડ ના ગણો જાદુ ભર્યું પ્રિય પુસ્તકોમાં વિશ્વતું.

મમ મોત પાછળ મિત્ર હો તે પુસ્તકો વંચાવજો;
બસ જ્ઞાનમંદિર આવજો ખૂબ ગ્રંથ જ્ઞાન ઠસાવજો.

વસો શિક્ષણવર્ગ
તા. ૨૫-૫-૩૮

"રખડુ"

# MOVING CYCLE LIBRARY.



ફરતું સાયકલ વાચનાલય
વડીયા ( કાઠિયાવાડ ).

# ફરતું સાયકલ વાચનાલય

[ લેખક :—પ્રતાપરાય ગિ. મહેતા, અમરેલી ]

**કાઠિયાવાડમાં** વડીઆ કરીને એક ત્રીજા વર્ગનું દેશી રાજ્ય છે. ત્યાંના એક ભાઇ શ્રી. કાળુભાઇ પુસ્તકાલયોના અને વાચનપ્રચારના ખૂબ રસીયા છે. તેઓ જાતે કાઠી છે, અને પોતાનાં બટન, લાકડી વગેરેમાં પણ સાહિત્ય પ્રચારની કેટલીક કલા અને ભાવનાઓ અંકિત કરે છે—જાણે કે જ્ઞાન પ્રચારની તેને ખરી ધૂન લાગી છે ! પોતાને ' સૂર્યદાસ ' નામે તે ઓળખાવે છે. ઘણે ઠેકાણે તેમણે પુસ્તકાલયો શરૂ કરાવ્યાં છે.

વાચન-પ્રચારની આવી તેની ધૂનમાંથી તેણે એક સાયકલ ઉપર વાચનાલય ગોઠવ્યું છે, અને તેના ઉપર ગામડે ગામડે ફરી તે પ્રચાર કરે છે.

અમરેલીના શ્રી તાપીબાઇ મહિલા પુસ્તકાલયે સાયકલના ચાર પૈડાંવાળી એક પુસ્તક ગાડી તૈયાર કરી છે, જે દ્વારા ઘેરઘેર પુસ્તકો દેવાની યોજના છે, એની મેં તેમને એકવાર વાત કરેલી. તે ઉપરથી તેમણે પોતાના નવા શરૂ કરેલ ' ફરતા સાયકલ વાચનાલય 'ની વાત મને કરી, ને ફોટો આપ્યો. આ સાયકલ વાચનાલયનું ઉદ્‌ઘાટન, શ્રીમતી રામેશ્વરી દેવી નેહરુ, કે જેઓ મહાત્માજીના આદેશ અનુસાર કાઠિયાવાડમાં હરિજન પ્રવૃત્તિ માટે નીકળ્યાં હતાં, તેમના શુભ હસ્તે કરાવ્યું છે, આનો તેમણે મને જે ફોટો આપ્યો, તેમાં શ્રી. સૂર્યદાસ, શ્રીમતી રામેશ્વરી નહેરુ, શ્રી. છગનલાલ જોશી વગેરે છે. આ ફરતી ગાડી રાજકોટ પ્રદર્શનમાં મેં જોઇ, અને તેનો સારો ઉપયોગ જોયો.

શ્રી સૂર્યદાસભાઇના જ શબ્દોમાં સાયકલ વાચનાલયની વિગતો આ રહીઃ—

" કાઠિયાવાડમાં હમણાં હમણાં ખૂબ જાણીતું થએલું વડીયા, ત્રીજા વર્ગનું દેશીરાજ્ય છે અને ત્યાંના ભાવનાશીલ અને પ્રગતિપ્રેમી દરબાર સાહેબની સર્વ પ્રત્યેની ભલી લાગણીને લીધે તે પ્રતિદિન **સારી પ્રગતિ કરી રહ્યું** છે.

આ ગામમાં સૂર્યનારાયણ સાહિત્યાશ્રમની બિચારી નાગાની એક સાયકલ છે. તેના પર સ્ટીમરના જેવો એક ડેક મૂકવામાં આવ્યો છે. તેની વચ્ચે આઠ સ્લેટ-પાટીઓની બે મજલાની એક કેબીન ગોઠવી છે. એ કેબીનની બધી બાજુની સ્લેટોમાં જુદા જુદા દેશોના સમાચારો લખવામાં આવે છે અને એ સાયકલને ગામમાં ફેરવવામાં આવે છે. **સૌ લોકો વિશ્વવર્તમાન** વાંચી જાણી શકે એ તેનો હેતુ છે.

આ સાયકલ પર સ્લેટોનાં લખાણ ઉપરાંત સ્લેટોની ફરતી બાજુએ આવેલા કોઠામાં જુદાં જુદાં ગુજરાતી અંગ્રેજી વગેરે સારાં વર્તમાનપત્રો મૂકવાની સગવડ કરી તેને ફરતું વાચનાલય બનાવી દેવામાં આવ્યું છે, અને તેના પર અંગ્રેજી અક્ષરથી **MOVING CYCLE LIBRARY** યાને ' દ્વિચક્રી ફરતું પુસ્તકાલય ' એવું નામ લખવામાં આવ્યું છે. આ સાયકલ પર એક ચાંદીની ફ્રેમવાળો સરસ્વતી દેવીનો ફોટો રાખવામાં આવ્યો છે. તેથી લોકો સાયકલને નાળીએર વધેરે છે **અને બાળકો શેષ ખાઇને રાજી થાય છે.** "

—✠—

# નાવડી

[ લેખકઃ—ગુલાબભાઈ પરાગજી દેસાઈ–તોદરફળીઆ, બીલીમોરા. ]

" કેમ માસ્તર સાહેબ ! કંઈ તૈયારીઓ કરવા માંડી ?" આવનારે બારણામાં પેસતાં જ પ્રશ્ન કર્યો.

" હા, આવો સુરેશભાઈ ! હવે અમે અમારે ઘરે જઈએ છીએ. આ જેમ તેમ કરી પંદર રૂપીઆની નોકરી મેળવી હતી તે પણ નસીબને ભલે લાગી !" વિમળ કે જે આ ગામમાં આસિસ્ટન્ટ માસ્તર હતો તેણે આવકાર સાથે જ જવાબ આપ્યો.

" કેમ, કેમ ? ! તમારી પંદર રૂપીઆની નોકરીને શું થયું છે ? !"

" ભાઈ, એ પંદરની નોકરી હવે ગઈ: મને કમી કર્યો."

" કારણ ?"

" કારણ એ જ કે સરકાર હવે પંદર વર્ષના બાળ શિક્ષકોને નોકરીમાં રાખવા માગે છે."

" તેથી તમને શું કામ કમી કરે ?"

" બાળ શિક્ષકો દશ માસિક પગારે કામ કરશે જેથી અમને પંદર પગારવાળાઓને કમી કરી અમારી જગાએ તેમને મૂકશે."

" ત્યારે હવે તમે ઘરે જઈ શું કરશો ? આ ઉપરાંત તમને બીજે ક્યાં નોકરી મળશે ?"

" એ તો હવે જેવાં અમારાં નસીબ ! પંદરમાં તણખાં મારી પૂરા થતા જીવનને હવે દશથી નિભાવવા પ્રયત્ન કરીશું !"

" તે શું તમે દશ લ્યો તો તમને નોકરીમાં રાખે ખરા ?"

" હાલ નાની ઉંમરના બાળ શિક્ષકો ખૂટતા હોય તો તેવી જગ્યાએ દશથી મૂકે ખરા !"

*

વિમળ આ ગામમાં ઘણો જ લોકપ્રિય હતો. શાળામાં ચાલતા પુસ્તકાલયને એ પ્રાણથી પ્યારૂં ગણતો. ગામમાં બધે તે ફરતો, દરેકના જીવનમાં રસ લેતો, સૌની ખબર પૂછતો, પુસ્તકો વહેંચતો, વાંચી સંભળાવતો, વંચાવતો. પણ દૈવયોગે વિમળની નોકરી ગઈ, એના અંતરમાં કારમો ચીરાડો પડયો. હવે એ શું કરશે ! છતાં કેળવાએલો સંસ્કારી શિક્ષક વિમળ હસમુખો જણાતો. એનું પ્રફુલ્લિત મુખ અને એની સહેરી મીઠી ઝબાન એના દુઃખના ભારને હળવો કરી નાંખતાં.

ઉપરની વાતચીત કરનાર સુરેશ તુરત ગામમાં ફરી બધે માસ્તરની નોકરી ગયાની ખબર કરી આવ્યો. સૌને આઘાત થયો. સૌ વિચારમાં પડી ગયા. ' સૌનો માનીતો મીઠો વિમળ માસ્તર જાય અને એની જગાએ પંદર વર્ષનો નાનકડો માસ્તર આવે તો આપણી લાયબ્રેરીનું શું ! ' ગામ લોકોએ ભેગા મળી વિચાર કર્યો. સૌને વિમળ માસ્તરનો વિયોગ વસમો થઈ પડયો. સૌએ વિચારને અંતે ગામડાંમાં લાયબ્રેરી–પુસ્તકાલયનું મકાન શાળાથી જુદું પાડવા ગોઠવ્યું.

ગામની સિલક થોડી હતી, થોડી રકમ મહિનાને ફાળો કરી એકઠી કરી અને પુસ્તકાલયનું સ્વતંત્ર મકાન બનાવવા ગોઠવણ કરી.

*

"વિમળ ! આમ શું વિચારમાં બેસી રહો છો ? જેણે દાંત આપ્યા તે ચવાણું નહિ આપે ?" વિમળની પત્ની સરલાએ શ્રદ્ધાપૂર્વક પતિને ધીરજ આપી એના લાંબા વાળમાં આંગળાં ખોસી એનું માથું ઉંચું કર્યું.

"સરલે ! પંદર રૂપીઆની નોકરી સ્વીકારી મેં તને કેટલી હેરાન કરી ? નહીં પૂરાં સાધનો, ન મળે બાળકોને દૂધ કે નહીં પૂરાં કપડાં !"

"અરે ! એ પંદરમાં તો હું બારશે બાદશાહી ખડી કરતી; અને હવે દશની નોકરી મળે તોય જોજો, તમને હું કેવા લહેરમાં રાખું છું તે !"

"અરે ! શું ધૂળ લહેરમાં ? એ દશના પગારની નોકરી કરી આ બાળકોને કચડી નાંખી કુતરા જેવું જીવન જીવવા કરતાં કાંઇને ત્યાં લાકડાં ચીરીશ, મજૂરી કરીશ."

"અરે અરે ! ! એટલું બધું ? વાહરે મારા વિમળ ! તમે તો કંઇ લડાઇના મેદાનમાં ઉતરી પડતા હો એવા લાગો છો" એમ કહી સરલા ખડખડાટ હસી પડી.

"આવા દુઃખમાં તને હસવું શેનું આવે છે ?" વિમળ વધુ ચીડાયો.

"તે દિવસે પેલા સાહેબ પેલા દિનેશભાઈ માસ્તર પર ચીડાએલા અને તેમનું જેવું વાંદરા જેવું મોં ચઢ ગએલું મેં સામી બારીએથી જોએલું તેવું જ આજે તમારૂં દેખાય છેઃ અરે વાહરે ! મારા ડીપોટી સાહેબ !" એમ કહી સરલાએ હાથનો ચાળો કરી મોં બનાવ્યું.

"જોજે હોં સરલા ! આનું પરિણામ સારૂં નહિ આવે."

"શું કરશો ? મારશો ? લો મારો !" એમ કહી સરલાએ ગાલ ધર્યા.

એવામાં નીચે ટપાલીએ બૂમ મારી. સરલાએ દોડી જઇ એક કવર લીધું અને ઉપર લાવી વિમળના હાથમાં મૂક્યું. પત્ર વાંચતાં જ વિમળનો ચહેરો અસલ જેવો જ પ્રફુલ્લિત થઇ ગયો. એમાં એને એ જે ગામમાં માસ્તર હતો, ત્યાંની લાયબ્રેરીના સ્વતંત્ર મકાનમાં સ્વતંત્ર મંત્રી તરીકે કામ કરવાને આવવાનું આમંત્રણ હતું.

*

વિમળ લાયબ્રેરીના સ્વતંત્ર મકાનમાં મંત્રી બન્યો. એને ગામલોકો તરફથી માસિક પગાર દશ મળતો. તે ઉપરાંત ગામમાં (હવે એને સરકારી બંધન ન હોવાથી) એ ચાર પાંચ વિદ્યાર્થીઓને ખાનગી શિક્ષણ આપી બીજા પંદરેક માસિક મેળવતો. સરલા એને બાદશાહી ઠાઠમાં જોઇ "કેમ હો મારા ડીપોટી સાહેબ !" કહી રોજ ચીડવતી. હવે વિમળનો સંસાર સરકારી નોકરી કરતાં ઘણો જ સુખમય ચાલવા લાગ્યો.

ડૂબતા વિમળને ભરદરિયામાં પુસ્તકાલય રૂપી નાવડી મળી.

અમર રહો એ જીવનની, સંસારની અને દુઃખસાગરમાં સાથ આપતી અમારી **જ્ઞાન નાવડી !**

—✱—

# પુસ્તક—પ્રશસ્તિ

( ગઝલ )

નહિ ચાબુક નહિ સોટી, ગુન્હેગારો બને શાણા;
સુજનસુખની પ્રસાદીના, વિવિધ રસ માંહિ પીરસાણા. ૧

રગેરગ રેડતું ઓજસ્, અનુપમ કીર્ણ પથરાણાં;
ગજાવે હસ્તમાં બેસી, મધુરાં વાદ્યનાં ગાણાં. ૨

અચેતન અંગની વેલી, સુવાસિત પુષ્પ વેરાણાં;
કરી ગુંજાર નર ભ્રમરો, કુસુમના ચુનતા તાણા. ૩

ન ભેદી તત્ત્વ એનામાં, ભલે હો રંક કે રાણા;
ભિતર સતવાદીયું જોતાં, જીગરના તાર સંધાણા. ૪

અભણુ પણ આંધળી આંખે, અનોખું જોઈ અંજાણા;
નિરખવામાં થઈ મશ્ગુલ, વિચારે ચિત્ત વિંધાણાં. ૫

વિશારદ દિલની બાજી, દિસંતા જુજવા દાણા;
વીણીને એકઠા કરતાં, ચકોરી ચિત્ત ચોરાણાં. ૬

હૃદયની લાગતાં લગનીં, અગમ રસ્તાઓ દરશાણા;
કરંતા સર્વદા સેવા, વસુધા મધ્ય વખણાણા. ૭

પ્રશંસા શી કરૂં અદકી, પુસ્તકથી* પાપ ધોવાણાં;
સ્થળે સ્થળમાં વસાવીને, જીવન ઉજ્જવલ કરો શાણા. ૮

દોહરો

સુખ દુઃખ આ સંસારનાં, પુસ્તકથી પરખાય;
ખંતે નિશદિન સેવતાં, ગમાર સજ્જન થાય.

ચતુર્ભુજ પ્રભાશંકર વ્યાસ.
મંત્રી, રંગપુર વાચનાલય.

* ગીતા-આદિ ધર્મ પુસ્તકો.

# ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિ

[ લેખક : ભઈલાલભાઇ ભવાનભાઈ પટેલ, છાણીઆ ]

**પુસ્તકાલય** એ રાષ્ટ્રોન્નતિનું સાચું સાધન છે. પુસ્તકાલય એ માત્ર શોખની વસ્તુ છે. શિક્ષણના કાર્યક્ષેત્રમાં પુસ્તકાલય એ અદ્વિતીય પ્રતિભા પાડે છે. નૂતન કેળવણીની સહભાગી એ લાયબ્રેરી નામની જીવંત સંસ્થા છે. નૂતન કેળવણીમાં–કેળવણીના નવા યુગમાં " શિક્ષકે અદ્યતન રહેવું " એનો મુદ્રાલેખ છે. તેનો સાચો આદર્શ પુસ્તકાલય બને છે. પુસ્તકાલય એ ગ્રામોદ્ધારનું મહત્ત્વનું અંગ છે. એમાંથી જ સેવાભાવનાં વૃક્ષો પરિપકવ થઇ ફલિત થાય છે. જે ગામમાં આદર્શ પુસ્તકાલય છે, તે ગામ આજે નહિ તો કાળક્રમે આદર્શ બનવાનું. કારણ કે તેની પ્રગતિના મંડાણ આજથી જ મંડાઇ ચૂકયાં છે એ સર્વાંશે સત્ય છે. પુસ્તકાલય દ્વારા જનસેવા થઇ શકે છે, અને " જનસેવા એ જ પ્રભુસેવા છે " એની ઝાંખી આપણા પતિતપાવન શ્રીમંત મહારાજા સાહેબ પણ પોતાના ભાષણ દ્વારા કરાવે છે. વળી લોકકલ્યાણની પ્રતીતિ પણ પુસ્તકાલય આપે છે એ નિઃસંશય છે. પુસ્તકાલય એ માનવ સમુદાયનાં જીવન રસાળ બનાવે છે. મહર્ષિ કલાપીના શબ્દોમાં કહીએ તો **' નહિ ભળી શકું કદી હું પુત્ર સ્ત્રી બાળકોથી, જીવીશ બની શકશે તો એકલાં પુસ્તકોથી. '** પુસ્તકાલય એ જ્ઞાન મંદિરની અદ્વિતીય પ્રતિમા છે. વળી પુસ્તકાલય એ શિક્ષકનો ધંધો દીપાવનાર યોગ્ય ભૂમિકા છે. કેળવણીના નિભાવ યા વિકાસ અર્થે પુસ્તકાલય એ પૂરક વસ્તુ છે. તેમજ શિક્ષકે આપેલી કેળવણીની સદ્ધરતા પુસ્તકાલય કેળવે છે, અને શિક્ષકની દૃષ્ટિ વિશાળ બનાવે છે. એના અભાવે કેળવણી યંત્રવત્ છે, અટુલી છે, પાંગળી છે. એ માન્યતા સર્વવ્યાપક છે. પુસ્તકાલયનાં અંગનાં સુભાષિતે પણ એજ બાબતની સાક્ષી પૂરે છે.

એકંદરે પુસ્તકાલય એ કેળવણીના તંત્રને જોડતી અજોડ શકિત છે, અને તેથી જ હરેક શિક્ષક ભાઇએ તેના તરફ મીટ માંડીને સમુચિત દૃષ્ટિ કેળવવી રહી; જેથી તે દ્વારા ગ્રામોદ્ધારનું મહત્ત્વનું અંગ જે ગ્રામ્ય પુસ્તકાલય તે એક આદર્શ પુસ્તકાલય બની રહેશે. એમ થશે ત્યારે જ ગામ આદર્શ બની શકશે, અને એમ થાય તેમાં જ હિંદનો ઉત્કર્ષ સમાએલો છે, એ વાતનું સાચું દિગ્દર્શન થશે.

માટે સર્વે શિક્ષક બંધુઓ ! ગ્રામ્ય પુસ્તકાલય પોતાના ગામે અથવા પોતાના નજિકના ગામે ન હોય ત્યાં સ્થાપી તે આદર્શ સિદ્ધ કરવા શકય તે પ્રયત્નો કરતા રહેજો, એજ અભ્યર્થના !

# પરદેશી સાહિત્ય સૃષ્ટિનું થોડું અવનવું

**અર્લ બાલ્ડવીન** આઠમા એડવર્ડની મુલાકાતોનાં, અને તેને પદભ્રષ્ટ કરવામાં ભજવાયેલા ભાગનાં સંસ્મરણો લખી નાખ્યાં છે, પરંતુ બાલ્ડવીન આ સંસ્મરણોના પુસ્તકને ઇ. સ. ૧૯૮૭ સુધી પ્રગટ કરવા માંગતા નથી. એટલે પચાસ વર્ષ પછી આ સંસ્મરણો પ્રગટ થશે.

*  *  *

નોએલ કાવર્ડને પ્રખ્યાત થવાની તક કોણે આપી હતી તે તમે જાણો છો? માઇકલ આર્લેને તેનું હસ્તલિખિત પુસ્તક વાંચ્યા સિવાય જ તેને ચેક આપ્યો હતો.

*  *  *

પચીસ વર્ષના શિકારી જીવન દરમ્યાન લેડી ઑકમફર્ડે પોતાના શરીરનું લગભગ દરેક હાડકું ભાંગ્યું છે. એક વખત તો વર્ષ સુધી તેને બગલઘોડી લઇને ચાલવું પડયું હતું!

*  *  *

ઇલિનોર ગ્લિન દાદી થઇ છે, તેને પૂર્વ જન્મની વાતો યાદ આવે છે. તે કહે છે કે 'આગલા ભવમાં હું રાણી હતી, પણ બહુ દુષ્ટ રાણી હતી. મને ખૂબ સત્તા હતી અને મારા ઘણા પ્રિયતમો હતા.

*  *  *

ઇંગ્લંડમાં એલિસ હેડને સ્ત્રી પત્રકાર તરીકે મોટામાં મોટો પગાર મળે છે. કદાચ તેના જેટલો પગાર આખા ઇંગ્લાંડમાં કોઇ સ્ત્રીને મળતો નહિ હોય.

*  *  *

એથલ મેનિનને પંદર વર્ષની ઉમ્મરે ગુજરાન માટે કામ કરવું પડતું હતું. તે સર ચાર્લ્સ હિગામની જાહેરખબરની એજન્સીમાં અઠવાડિયાના ત્રેવીસ શિલીંગના પગારે ટાઇપીસ્ટ તરીકે કામ કરતી હતી.

*  *  *

રોઝિટા ફોર્બ્સના લંડનના ઘરમાં એક અદ્યતન તથા એક પ્રાચીન ઢબનું એમ કુલ બે સ્નાનગૃહો છે. પહેલું પોતા માટે છે, બીજું તેના પતિ માટે.

*  *  *

ડયુક ઑફ વિન્ડસરનું જીવનચરિત્ર લખવાનું કાર્ય કોમ્પ્ટન મેકેન્ઝીએ માથે લીધું છે. ડયુકના ખાનગી ખતપત્રો તથા પત્રો તેને જોવા માટે મળશે, તો માનવામાં આવે છે. ગાદીત્યાગ પૂર્વેના તથા પછીના બધા બનાવોનું સ્પષ્ટ વર્ણન આવવાનું હોવાથી આ પુસ્તક મોટો ખળભળાટ મચાવશે. પહેલાં તો એવો ભય રાખવામાં આવતો હતો કે ઇંગ્લંડનો 'અધિકારી રહસ્યનો કાયદો,' આ પુસ્તક લખવામાં આડે આવશે, પણ તે ભય નિર્મૂળ થયો છે.

*  *  *

આ મહાન સ્કૉટિશ ગ્રંથકારને બિલાડીઓ તથા ગ્રામોફોનનો ખૂબ શોખ છે.

તે ' સીઆમીઝ કૅટસ કલબ ' ના પ્રમુખ છે અને આખા દેશભરમાં ન હોય તેવા ગ્રામોફોન રેકર્ડનો સંગ્રહ ધરાવે છે.

*    *    *

અરેબિયાના લૉરેન્સના હજુ સુધી અપ્રગટ પુસ્તક ' ધી મિન્ટ ' ની એક નકલ જ્યારે બોસ્ટનના પુસ્તકપ્રદર્શન માટે હવાઇ વિમાન દ્વારા ન્યુયૉર્કથી બોસ્ટન લઇ જવામાં આવી ત્યારે મોટો હવાઇ કાફલો તેના રક્ષણ માટે મોકલવામાં આવ્યો હતો. પુસ્તકની બાર નકલ માંહેની આ એક નકલ છે. સ્વ. કર્નલ ટી. ઇ. લૉરેન્સના વિલ મુજબ આ પુસ્તકને ૧૯૫૦ પહેલાં પ્રગટ કરવાનું નથી.

આ પુસ્તકની ૧૦ નકલો ' લૈંગ આઇલૅન્ડ ' ની એક બેંકમાં મુકવામાં આવી છે. તેની એક નકલની કિંમત અત્યારે એક લાખ ડૉલર બોલાય છે.

*    *    *

સંગ્રાહકની દૃષ્ટિએ ' ધી ટેન પ્લેઝર્સ ઑફ મૅરેજ ' ( The Ten Pleasures of Marriage ) બહુ ઉપયોગી પુસ્તક છે. મૂળ પુસ્તકની બેજ નકલો અસ્તિત્વમાં છે. બ્રિટિશ મ્યુઝીયમમાં કે કેમ્બ્રિજ યુનિવર્સિટી લાઇબ્રેરીમાં તેમાંની એક પણ નકલ નથી. એનો લેખક કોણ છે તે પણ રહસ્ય છે. પરંતુ હજામની પુત્રી આફ્રાબેને તે લખ્યું હોય તેમ માનવામાં આવે છે. તે સત્તરમી સદીની નવલિકા તથા નાટ્ય લેખિકા હતી. કલમ ચલાવીને પૈસા કમાનારી તે પહેલી જ સ્ત્રી હતી.

*    *    *

' જંગીસખાન 'નો યુવાન લેખક ' રાલ્ફ ફૉક્સ ' સરકાર તરફથી લડતાં સ્પેનમાં માર્યો ગયો હોવાનું માનવામાં આવે છે.

*    *    *

જર્મનીમાં હાલમાં વાચનની હરીફાઇ ગોઠવવામાં આવી હતી. દેશના બધા ભાગોમાંથી હરીફોએ ભાગ લીધો હતો. તેમાં ' હર શુલ્ઝ ' નામના માણસે એક મિનિટમાં ૫૯૫ પદ વાંચીને ઇનામ મેળવ્યું હતુ.

*    *    *

એવો અડસટ્ટો કરવામાં આવ્યો છે કે આખા જગતનાં છાપખાનામાંથી દરવર્ષે બે લાખ પુસ્તકો પ્રગટ થાય છે. તેમાં ૭૦,૦૦૦ પુસ્તકો નેપોલિયન વિષે હોય છે અને ૫૦૦ પટેરાં વિષે હોય છે !

*    *    *

એમ કહેવામાં આવે છે કે ઇન્સ્ટીનનો સાપેક્ષવાદનો સિદ્ધાંત સમજી શકે તેવા ગણિતશાસ્ત્રીઓની સંખ્યા જગત પર બારથી વધારે નથી. છતાં આ સિદ્ધાંતને સાદી ભાષામાં સમજાવવા માટે ૭,૦૦૦ પુસ્તકો લખવામાં આવ્યાં છે.

છોટાલાલ મા. કામદાર

—※—

વિસનગર મહાલ ૪થી પુ. પરિષદના પ્રમુખ

# રાજરત્ન શ્રી. ગિરધરલાલ ડોસાભાઇના ભાષણમાંથી છૂટું છવાયું

× × પ્રજાની ઉન્નતિનો મુખ્ય આધાર સુશિક્ષિત, પ્રામાણિક અને જવાબદારી સમજે એવા શિક્ષકો ઉપર છે. શિક્ષક ઉંચા આદર્શવાળો અને તેની પવિત્ર ફરજ સમજનારો હોવો જોઇએ. આવા શિક્ષકો ભવિષ્યની પ્રજાને નીતિવાન અને ચારિત્રવાળા બનાવી શકે અને એ રીતે સમાજની ઉન્નતિ કરવામાં મુખ્ય કારણ રૂપ થઇ પડે. સમય જતાં આવા શિક્ષકો લોકમાં અને સમાજમાં ઉચ્ચ સ્થાન ભોગવે એમાં સંદેહ નથી. આ રાજ્યમાં ફરજિયાત કેળવણી દાખલ કર્યે બત્રીસ વર્ષ થયાં તો પણ ત્રાવણકોર અને કોચીનની સરખામણીમાં અક્ષરતાનું પ્રમાણ ઓછું છે તે શોભાસ્પદ ગણાય નહિ. તો પણ હવે લોકોમાં વિશેષ જાગૃતિ આવવાથી અને શિક્ષકોનો મોટો વર્ગ trained ( તાલીમ પામેલો ) હોવાથી થોડાં વર્ષમાં આ રાજ્ય અક્ષરતાના પ્રમાણમાં પ્રથમ પંક્તિએ આવે એવી આશા રાખવામાં આવે તો તે વાજબી ગણાશે.

× × કેળવણીનો પ્રચાર સારી રીતે થઇ શકે તે માટે પુસ્તકાલયોની ખાસ જરૂરિયાત છે તે વિષે બે મત હોઇ શકે નહિ. × × આ રાજ્યમાં ગ્રામ પુસ્તકાલયો કુલ ૧૧૦૦ છે. તે પૈકી મહેસાણા પ્રાંતમાં તેવાં પુસ્તકાલયો ૩૭૧, અને વડોદરા પ્રાંતમાં ૪૪૮ છે. મહેસાણા પ્રાંતની વસ્તી ૧૦૧૦૦૦૦ અને વડોદરા પ્રાંતની વસ્તી ૮૨૫૦૦૦ ની છે. વસ્તીના મુકાબલે મહેસાણા પ્રાંત વડોદરા પ્રાંત કરતાં પુસ્તકાલયોની બાબતમાં ઘણો પાછળ છે. આ જોતાં મહેસાણા પ્રાંતમાં કેળવણીની બાબતમાં જોઇએ તેટલી જાગૃતિ આવી જણાતી નથી. આમ થવાનાં શું કારણો છે તે તપાસવાં જોઇએ અને જે મુશ્કેલીઓ અગર અડચણો હોય તે દૂર કરવી જોઇએ. મને લાગે છે કે આમ થવાનું મુખ્ય કારણ નિઃસ્વાર્થ કાર્યકર્તાઓની ખામી અને લોકોમાં મંદ ઉત્સાહ એ હોવું જોઇએ.

× × આજે બીજા દેશો જે કામ કરી રહ્યા છે તે જોતાં આપણો દેશ ઘણો જ પાછો પડી ગયો છે તે જણાઇ આવ્યા વગર રહે નહિ. આપણામાં કાર્ય કરવાની શક્તિ ઓછી છે એમ તો કહી શકાય એમ નથી, તેમજ આપણા હિન્દુસ્તાનમાં બુદ્ધિશાળી માણસો નથી એમ પણ નથી. પરંતુ સામાન્ય રીતે દરિદ્રતાનું પ્રમાણ ઘણું મોટું છે અને ઉત્સાહ ઘણો કમી જોવામાં આવે છે. આથી પ્રબળ પ્રયત્નો કરી આ સ્થિતિ સુધારવાની ખાસ જરૂર છે. લોકોમાં સારા વાચનનો શોખ વધે અને સહકાર કરવાની ટેવ પડે તો મનોવૃત્તિ બદલાય અને જડતાનો નાશ થાય.

× × પુસ્તકાલયો ઉઘાડવાથી કે તેમાં મોટી સંખ્યામાં પુસ્તકો રાખવાથી

કાર્ય પૂરું થતું નથી. પણ તેનું સારામાં સારું પરિણામ આવે તે માટે પુસ્તકો કેવા પ્રકારનાં રાખવાં અને તેનો લાભ જનસમૂહ કેવી રીતે લે તે જોવાનું રહે છે. જે પુસ્તકો વાંચવાથી લોકમાં જાગૃતિ આવે, ઉત્સાહ વધે, ઉદ્યોગમાં વૃદ્ધિ થાય, સ્વાશ્રય ઉદ્‌ભવે, સેવાવૃત્તિ જગાડે અને સંસ્કૃતિ આવે તેવાં પુસ્તકોનો સંગ્રહ પુસ્તકાલયોમાં હોવો જોઇએ પુસ્તકોની પસંદગી જે તે સ્થળ અને તેમાં વસતી જનતાની જરૂરિયાતનો ખ્યાલ રાખીને કરવાની હોય છે. એટલી વાત ધ્યાનમાં રાખવાની હોય છે કે જે તે સ્થાનના જુદા જુદા ધંધાદારીઓને તેમના ધંધામાં વિકાસ થાય તેવી માહિતી આપનારાં પુસ્તકોની સગવડ કરી આપવી જોઇએ.

× × પુસ્તકો કેવાં વાંચવાં એ મહત્ત્વનો પ્રશ્ન છે. જે પુસ્તકો વાંચવાથી ચારિત્ર ઘડાય, જીવનમાં વેગ મળે, સેવાભાવ ઉત્પન્ન થાય અને પરોપકારવૃત્તિ સતેજ થાય તેવાં પુસ્તકો પુસ્તકાલયોમાં રાખવાની તજવીજ રહેવી જોઇએ. આવાં પુસ્તકોનો બહોળો ઉપયોગ કરવાથી લોક ચારિત્રવાન બની તેમનું જીવન બીજાના લાભને માટે હોવું જોઇએ એ વૃત્તિ તેમનામાં ઉત્તેજીત થશે. પરિણામે સમાજની ઉન્નતિ કરવામાં દરેક વ્યકિત પોતાનું કર્તવ્ય કરી તેનો પોતાનો ફાળો આપી શકશે.

× × મહાલ પુ. મંડળને જે કામો કરવાનાં છે તે પૈકી મહાલનાં એકે એક ગામમાં પુસ્તકાલય—વાચનાલય ઉઘાડવાની વ્યવસ્થા કરવી, અને સ્થપાયેલાંને વ્યવસ્થિત અને નિયમિત કામ કરતાં બનાવવાં એ મુખ્ય છે. મહાલ પુ. મંડળ પોતાની ફરજ પ્રામાણિકપણે અદા કરે તો મહાલના દરેક ગામને પુસ્તકાલય અને વાચનાલય મળી શકે. આ કામને માટે તે મંડળે પોતાને માટે એક યોજના ઘડી કાઢવાની છે, અને તેમાં તેણે તે કામ કેટલાં વર્ષમાં પૂરું કરવાનું છે તે નક્કી કરવાનું છે. આવો કાર્યક્રમ નક્કી કર્યા પછી તે પૂરો કરવા માટે તનતોડ મહેનત કરવાની છે અને મુદતની અંદર તે કામ પૂરું થવું જોઇએ એ ઉપર પૂરતું લક્ષ રાખવાનું છે. તે પ્રમાણે કરવામાં આવે તો જરૂર દરેકે દરેક ગામ પુસ્તકાલયવાળું થઇ શકે. કામ કરવામાં મુશ્કેલી તો આવે જ પણ તેને પહોંચી વળવું તેમાં જ પુરુષાર્થ છે. ઘણી વખત આપણા જોવામાં આવ્યું છે કે મંડળો સ્થાપવામાં આવે છે પણ તે ફકત નામનાં જ હોય છે. એમાં પ્રામાણિકપણે કામ કરનારાં હોતાં નથી એટલે તેઓ કોઇ પ્રકારની પ્રવૃત્તિ કરી શકતાં નથી અને જે હેતુથી તે સ્થાપવામાં આવે છે તે હેતુ પાર પડતો નથી. માટે મંડળોમાં કાર્યવાહકો એવા હોવા જોઇએ કે જેઓને પોતાના હોદ્દાનું ભાન થાય અને પોતાની જવાબદારીઓ સારી રીતે સમજી શકે. મહાલનાં કેટલાંક ગામ એવાં પણ હોય કે તે ગામમાંથી પૈસાની મદદ મળી શકે નહિ. આવાં ગામોને બીજે સ્થળેથી પરોપકાર વૃત્તિથી મદદ મળવી જોઇએ જેથી તેવાં ગામોના લોકોને પણ કેળવણી અને જ્ઞાનનો લાભ મળી શકે. મહાલ પુ. મંડળને માટે જે નિયમો કરવામાં આવ્યા છે તે નિયમોનું તત્ત્વતઃ પાલન કરવામાં આવે તો થોડા જ સમયમાં તેનો ઉદ્દેશ પાર પડે. જે જે કામ કરવાનું હોય તે ઉપરચોટીયું નહિ પણ સંગીન થવું જોઇએ. જેથી તેનો કાયમનો લાભ મળી શકે.

× × હમણાં તો આખા દેશમાં ગ્રામોદ્ધાર કરવા માટે ઘણો ઉહાપોહ થઇ રહ્યો છે અને તે માટે શું કરવું તે સારૂ યોજનાઓ પણ ઘડાઇ રહી છે, તેમજ વ્યવહારૂ પગલાં લેવાની પણ શરૂઆત થઇ ગઇ છે. ગ્રામોદ્ધાર થાય તો આખા દેશની ઉન્નતિ મનાય એ નિર્વિવાદ છે. આપણા રાજ્યમાં પણ તે માટે પ્રવૃત્તિ ચાલુ થઇ છે. આવા સંજોગોમાં આપણે સર્વે તે કાર્ય કરવામાં કેવી રીતે મદદરૂપ થઇ શકીએ તે પ્રશ્ન વિચારવો ઘટે છે.

ગામડાંની પ્રજા કેવી રીતે સંસ્કારી બને તે માટે સક્રિય ભાગ દરેક જણે લેવો જોઇએ. તેમ કરવામાં આવે તો ધારેલું કામ સુવ્યવસ્થિત રીતે પાર પડે. ગામડાંમાં મુખ્ય જરૂરિયાત-સ્વચ્છતાની છે, તે વાત લોકોના ધ્યાન ઉપર આણવી જોઇએ. ગ્રામ પંચાયતો ધારે તો આ બાબતમાં ઘણું કરી શકે. પરંતુ દીલગીરીની વાત છે કે પંચાયતના સભાસદો તેમની જવાબદારી સમજી શકતા નથી અને પક્ષાપક્ષી કરી પોતાની ફરજ અદા કરતા નથી. પણ તેઓએ જાણવું જોઇએ કે તેમ થવાથી ગામડાંઓમાં ત્રાસદાયક ગંદકી વધે છે અને લોકોની આરોગ્યતાને ઘણું નુકશાન થાય છે. આનું પરિણામ તેમની બીનજવાબદારીને આભારી છે. આશા છે કે ગામડાંના આગેવાન લોકો અને પંચો આ સામાન્ય હિતની વાત ઉપર ધ્યાન આપે અને લોકસુખાકારીમાં ફાળો આપે. મારૂં એમ કહેવું નથી કે શહેર અને કસ્બાના લોકો પોતાની જવાબદારી સમજે છે અને સ્વચ્છતા રાખેજ છે; પણ આ દેશમાં ગામડાંઓમાં મોટી સંખ્યામાં વસ્તીનો ભાગ રહેતો હોવાથી સ્વચ્છતાની બાબત ઉપર ખાસ કરીને તેમનું લક્ષ ખેંચવાની જરૂર છે. ગામડાંમાં સારા સ્વચ્છ પીવાના પાણીની જરૂર છે એ કહેવાની જરૂર નથી. સરકારે એ સંબંધમાં કેટલીક યોજના કરેલી છે પણ તેનો લાભ દરેક ગામ લેઇ શકે એમ નથી. તેથી ઉદાર રાજ્યનીતિ રાખી સરકારે દરેક ગામમાં સારા પીવાના પાણીની વ્યવસ્થા કરી આપવી જોઇએ.

પુસ્તકાલયોનો ફેલાવો થાય અને લોકો તેનો છૂટથી લાભ લે તો તેમને તેમની પોતાની તેમજ સરકારની શું ફરજ છે તેનો સારી રીતે ખ્યાલ આવી શકે. અને આમ થાય તો તેઓ લોકમત કેળવીને સરકાર ઉપર દબાણ કરી શકે. રશિયા જેવા મોટા પ્રદેશમાં ફક્ત એક દશકામાં આખી ગ્રામજનતાને વાંચતી લખતી કરવામાં આવી છે. આ ઉપરથી સહજ રીતે સમજાશે કે બધો આધાર રાજતંત્ર અને લોકોના સહકાર ઉપર રહેલો છે.

× × એટલી વાત ચોક્કસ ધ્યાનમાં રાખવાની છે કે જ્યાં જ્યાં પુસ્તકાલયો સ્થાપવામાં આવે ત્યાં ત્યાં પુસ્તકાલયોને માટે સારાં મકાનની આવશ્યકતા છે. તેથી પુસ્તકાલયને માટે સારૂં મકાન બાંધી શકાય એ માટે ફંડ ભેગું કરવાની જોગવાઇ કરવી જોઇએ. જેટલી પુસ્તકાલયની જરૂર છે તેટલી જ તેને માટે સારા મકાનની જરૂર છે. પુસ્તકાલયનું મકાન સારૂં હવાઅજવાળાવાળું સગવડવાળું અને મોટા કોમ્પાઉન્ડ-વાળું હોવું જોઇએ, જેથી ત્યાં આવનાર શખ્સો તેનો સારો લાભ લેઇ શકે. પુસ્તકાલયનો

[ વધુ માટે જુઓ પૃ. ૪૧૭ ]

# મહાલ પુસ્તકાલય પરિષદો

**( ૯ ) ચાણસ્મા મહાલની ત્રીજી પરિષદઃ**—ઇસ્લામપુર મુકામે તા. ૧૨–૬–૩૮ રવિવારના રોજ ચાણસ્મા મહાલ પુસ્તકાલય પરિષદનું ત્રીજું અધિવેશન રા. રા. ચાણસ્મા-મહાલ વહીવટદાર સાહેબ શ્રી મનુભાઇ ઉમિયાધર દેસાઇ બી. એ. એલ. એલ. બી. એમના પ્રમુખસ્થાને મળ્યું હતું. ચોમાસાની શરૂઆત હોવા છતાં, પ્રતિનિધિઓ તથા પ્રેક્ષકોની સારા પ્રમાણમાં હાજરી હતી. ચાણસ્માના વકીલ મંડળની પ્રેરક હાજરી પણ આદરપાત્ર હતી. પ્રતિનિધિઓ દૂર દૂરના સ્થળેથી આવ્યા હતા.

પ્રમુખ સાહેબની પધરામણી સવારે ૧૦ ની ગાડીમાં થઇ હતી. ઘણા-ખરા પ્રતિનિધિઓ પણ તેજ ગાડીમાં આવ્યા હતા. સદ્‌ભાગ્યે આજે મેઘરાજાની મહેરબાની હતી. એટલે કોઇને-ય હેરાન થવું પડયું નહોતું. સર્વ મહેમાનો ૧૦॥ વાગે ઇસ્લામપુર આવી ગયા હતા. ૧૧॥ વાગે બધા ભોજન માટે ઉઠયા હતા. ૧૨ વાગે બેઠકની શરૂઆત થઇ હતી, અને ત્રણ વાગે પૂરી થઇ હતી. બેઠકના સ્થળ તરીકે સ. ગુજરાતી શાળાના મકાનનો જ ઉપયોગ કરવામાં આવ્યો હતો. શાળાના મકાનને ધજા પતાકા, કહેવતોનાં બોર્ડ, નકશા વગેરેથી સારી રીતે શણગારવામાં આવ્યું હતું. પરિષદના કાર્યક્રમની શરૂઆત ઇશ્વરસ્તુતિ અને શ્રીમંત–પ્રશસ્તિ થયા બાદ સ્વાગત મંત્રીઓ તરફે આવકારનું નિવેદન રા. નાનજીભાઇએ વાંચી સંભળાવ્યું, જેનો સારભાગ નીચે પ્રમાણેઃ—

## સ્વાગત મંત્રીનું નિવેદન

" × × આ પરિષદને અંગે અમે સ્વાગત પ્રમુખ કે તેનું કાર્યકારી મંડળ એવાં કંઇ જ મોભાદાર કે ભપકાદાર નામો આપેલાં નથી. અમે કોઇ મોટા વકતા કે લેખકો નથી. એટલે અમારા તરફથી કોઇ માર્ગદર્શક સૂચના કે વિચારણીય ભાષણની આશા રાખશો નહિ, તેથી કદાચ નિરાશા લાગશે, પરંતુ અમારું કાર્ય અને હેતુ માત્ર આપ સૌને અમારા ખરા હૃદયથી ભાવભીનો સત્કાર કરવાનો જ છે, અને એવી સેવાનો જે અમૂલ્ય લાભ અમને મળ્યો છે તે બદલ અમે પોતાને ભાગ્યશાળી માનીએ છીએ.

અમારું ગામ ૬૪૮ માણસની વસ્તીનું ગામ છે. વસ્તી માત્ર પાટીદારની જ છે, અને તેથી એકંદર વસ્તીના ૩૨ ટકા માણસો ભણેલાં છે. સરકારી શાળા સ્થાપન થયાને તો માત્ર ૨૭ વર્ષ જ થયાં છે. પણ તે અગાઉ ગામઠી શાળા ચલાવીને ગામ-લોકો તેનો લાભ લેતા. પુસ્તકાલય સ્થપાયે તો માત્ર ત્રણ વર્ષ જ થયાં છે, પણ એટલી મુદતમાં અમારા ગામના લોકો પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેતા થયા છે. ગામનું નામ ઇસ્લામપુર છે, તે ઉપરથી કોઇ એમ માની લે કે ગામમાં મુસલમાનોની વસ્તી હશે; પણ તેમ નથી. એક પણ મુસલમાનનું ઘર કે વસ્તી નથી. માત્ર પાટણના કાજીઓનું ઇનામી ગામ હોવાથી તેમણે ગામની વસાહત કરાવેલી અને તે ઉપરથી જ ગામનું નામ ઇસ્લામપુર પડયું હોય એ સંભવિત છે. ગામમાં પ્રાચીનતા કશી જ

નથી. ગામને વસ્યે ૪૦૦ થી ૫૦૦ વર્ષ થયાં હશે. ગામના તળાવની પાછળના ભાગમાં એક જુના ગામને ટેકરો છે. ત્યાંના શિવાલયનાં ખંડેરો તેમજ તે સગવની, નકશી અને કોતરકામથી તથા કલાથી ભરપૂર, આરસપહાણનાં બે મૂર્તિઓ છે, તે ઉપરથી એમ જણાય છે કે ત્યાં આની પહેલાંનું કોઇ ગામ હોવું જોઇએ. એ ટેકરો પુની-આના નામથી ઓળખાય છે. આજ પણ અમારા ગામના પરશેતરનાં મીંઢળ ત્યાં જ છૂટે છે. ગામ સંબંધી આટલી ટુંકી હકીકત રજુ કર્યા પછી અમારે આપ સૌને માત્ર એટલી જ વિનંતિ કરવાની કે ચોમાસાના દિવસો હોવાથી અમારી ત્રૂટીઓને નિભાવી લઇ આ પરિષદને ફતેહમંદ બનાવી તાલુકામાં નવીન ચેતન રેડાય એવા ઉપયોગી ઠરાવો કરીને આ પરિષદની બેઠકને એક યાદગાર બેઠક બનાવશો. "

આ પ્રમાણેનું નિવેદન વંચાઇ રહ્યા પછી પ્રમુખની વરણી માટે ચાણસ્મા કસ્બા પુસ્તકાલયના મંત્રી અને સરકારી વકીલ શ્રી ગજાનન કેશવ ગુપ્તેની દરખાસ્ત તથા વકીલો રા. રા. અંબાલાલ પરેલ અને સુરજમલ શાહના ટેકાથી મે. વહીવટદાર સાહેબે પ્રમુખસ્થાન સ્વીકારી નીચેની મતલબનું ભાષણ કર્યું:—

## પ્રમુખનું ભાષણ

" × × પુસ્તકાલય જેવી મહત્ત્વની સંસ્થાનું કામકાજ મને સોંપવાની જે દરખાસ્ત મૂકાઇ તેને માટે મારી તૈયારી નહોતી; પરંતુ સરકારના ધ્યેયને પહોંચી વળવા માટે, અને પ્રજાનું કલ્યાણ કરવા તમને ઓળખવાનો ઉમદા પ્રસંગ છે એમ માની મેં સ્વીકારી છે. આજ સુધી મને ૧૯ ઠેકાણાંના અનુભવો થયા છે, અને તેમાં મને વકીલો અને પ્રજા તરફથી વધારે સહકાર મળે છે. આવો સહકાર હું જ્યાં જાઉં છું ત્યાં મળે છે. મારા માટે તો એ ખુશી થવા જેવું છે. કેળવણી કેટલીક સારા રૂપમાં અને કેટલીક ખોટા સ્વરૂપમાં પ્રસરેલી છે. છતાં ખૂણે ખૂણે પણ આવા નાના ગામમાં અંગ્રેજી ભણનારા મળી આવે છે એ ઉપરથી જણાય છે કે મહેસાણા પ્રાન્તમાં એક કૉલેજની જરૂર છે.

આવી ઉણપો પૂરી પાડવાનું કામ શ્રીમંતોનું છે. ફરજિયાત કેળવણીનાં ફળ આજે આપણને મળતાં રહે છે તે દેખીતું છે. પુસ્તકો તો ઘેર બેઠાં દરેક જાતનું જ્ઞાન મેળવવાનું મુખ્ય સાધન છે. તે દરેકને ઘેર આવકાર પામે એ ઇચ્છવાજોગ છે. પરંતુ સાથ વગર આગળ વધાય નહિ. સરકારે કરેલો દ્રવ્યવ્યય વાંચવાથી અને વર્તવાથી જ ઉગી નીકળે. આજે પુસ્તકાલયનો ઉપયોગ ઓછો થાય છે. દરેક સારાં પુસ્તકો ઘેર ઘેર વંચાય એ મહત્ત્વનું કાર્ય છે. તેમ થાય તોજ શ્રીમંતનો ધ્યેય પૂરો પડે. સારા મકાનમાં ઘણાં પુસ્તકો ભરી રાખી તેમને ઉપયોગ વગર ગોંધી રાખવામાં કંઇ જ અર્થ નથી. ગામડામાં ઘેર ઘેર ભણેલાં છે, છતાં ઇચ્છુક તપાસો તો ઘર-દીઠ કોઇ માણસ વાંચતો જણાતો નથી. એજ મોટી દીલગીરીની વાત છે. શિક્ષક એજ પુસ્તકાલયનો આત્મા છે. તે પુસ્તક અને વાચકનો સુયોગ કરે તો વધારે સારું કામ થઇ શકે. વહીવટદારનું જે કામ છે, તે તલાટીઓનું પણ છે જ. તેમાં નવાઇ

જેવું કાંઇ જ નથી. હું તો કામ કરનારો છું. વધુ બોલીને ઓછું કરવા માગતો નથી. મારે તો કરી બતાવવું છે. તે માટે હું ગજાથી બનતું કરીશ અને પ્રજાકાર્યનાં કામોમાં ખડેપગે શ્રીમંતના ધ્યેયને પહોંચી વળવા મથીશ. "

પ્રમુખનું ભાષણ પૂરૂં થયા પછી પરિષદ માટે આવેલા સંદેશાઓ વંચાયા, જેમાં વિસનગર મહાલ મંડળના મંત્રી, મહેસાણા પ્રાન્ત પુ. મંડળના મંત્રી, અને રાજ્ય પુ. મંડળના સહમંત્રીના મુખ્ય હતા. તેઓ સઘળાએ પરિષદની ફતેહ ઇચ્છી હતી. ત્યારબાદ મહાલ પુ. મંડળના મંત્રી રા. નાનજીભાઇએ મહાલ મંડળનું નિવેદન રજુ કરતાં જણાવ્યું કેઃ—

" આજે બે વર્ષે પુસ્તકાલય પરિષદ મળે છે. ગઇ સાલે બહુચરાજી મુકામે પ્રાન્ત પુસ્તકાલય પરિષદ બોલાવવામાં આવી હતી. સદરહુ બે વર્ષના ગાળામાં મહાલમાં પુસ્તકાલય પ્રવૃત્તિએ સારી પ્રગતિ કરી છે. તાલુકામાં હીરક મહોત્સવના વર્ષે શાળાવાળા દરેક ગામે વાચનાલય ઉઘાડવામાં આવ્યાં હતાં, અને એ વર્ષે ૮ નવાં પુસ્તકાલયો ઉઘાડવામાં આવ્યાં હતાં. ચાલુ સાલે પણ ૮ ગામોએ નવીન પુસ્તકાલયો ઉઘાડવામાં આવ્યાં છે. હવે માત્ર શાળાવાળાં બે જ ગામ—કારોડા અને બરીયફ પુસ્તકાલય વિનાનાં છે. બરીયફ બહુચરાજી મહાલ શાળાધિકારી સા. ના તાબામાં છે, અને કારોડા ચાણસ્મા મહાલ શાળાધિકારી સા. ના તાબામાં છે. માટે એ બન્ને મહાલ શાળાધિકારી સાહેબો તથા મે. વહીવટદાર સાહેબ ધારે તો ચાલુ સાલે જ ત્યાં નવીન પુસ્તકાલયો શરૂ થઇ જાય. મહાલ મંડળ તરફથી માનદ પ્રચારક તરીકે શ્રી. નાનજીભાઇ કામ કરે છે. ચાલુ સાલે ભાઇ કરુણાશંકર મોહનલાલ વ્યાસને તેમની મદદમાં નીમ્યા છે. તેઓ બન્ને સેવાભાવે પુસ્તકાલય તપાસણીનું કામ કરે છે. પુસ્તકાલય પર્વણીદિન સાલાનુબાદ ઉજવાય છે. તે પ્રસંગે વિદ્યાદાનની પ્રથા આ મહાલમાં પ્રથમ જ શરૂ કરી છે. નાના વિદ્યાર્થીઓ પણ મદદ ઉઘરાવતા થયા છે એ સંતોષની વાત છે. મહાલમંડળ જે કાર્ય કરે છે તેનો આધાર આપ સૌના સહકાર ઉપર છે. જે થયું છે તે આપ સૌના સહકારથી જ થયું છે; અને હવે જે થશે તે પણ તમારા સહકારથી જ થશે. માટે મહાલ પુ. મંડળને વધુ વેગવાન બનાવવા માટે સૌને સહકાર કરવાની વિનંતિ છે. "

મહાલ મંડળના મંત્રીનું નિવેદન વંચાયા બાદ શિષ્ટ વાચનની પરીક્ષા સમિતિનું નીચેની મતલબનું નિવેદન રા. રા. છગનલાલ દ. રાવળ વકીલ સાહેબે રજુ કર્યું હતુંઃ—

## શિષ્ટવાચનની પરીક્ષાનું નિવેદન

" શિષ્ટ વાચનની પરીક્ષા લગભગ દરવર્ષે લેવામાં આવે છે. તેમાં ચાલુ સાલે માત્ર, ૭ ઉમેદવારો જ બેઠેલા છે, તે ઘણી દીલગીરીની વાત છે. એકાદ પુસ્તક વાંચીને તેની પરીક્ષા આપવી એટલું પણ અશક્ય હોય તો પછી શિક્ષિત વર્ગના માણસો ખરેખર પુસ્તકોનો લાભ લે છે કે કેમ તે પણ શંકાજનક છે. શિક્ષકો તો કેળવણીનું

મુખ્ય અંગ છે. પુસ્તકાલય અને તેના પ્રચારનું કાર્ય પણ તેમના ઉપર વધુ અવલંબીને રહેલું છે. તેમ છતાં હાલની પ્રાથમિક શાળાના શિક્ષકો પૈકી પંચોતેર ટકા પણ પોતાના શિક્ષણ કાર્ય ઉપરાંતનું ઇતર વાચન કરતા હોય તેમ જણાતું નથી, તો પછી બીજા માણસો પાસેથી તો શી આશા રાખી શકાય ! પુસ્તકો એ તો જીવન્ત વૃદ્ધો છે. એ અનુભવ આપનારા અશ્વત્થામાઓ અને ચિરંજીવીઓ છે. તેમના સિવાય સાચો અનુભવ ભાગ્યે જ બીજો કોઇ માનવ દેહધારી આપી શકશે. દુનિયામાં વિચરતા સંતો તેમના જીવન સુધી જ અનુભવ આપશે. પરંતુ પુસ્તકોના પાને ચિરસ્થાયી થએલા સંતો અને વિદ્વાનો દુનિયાની હસ્તી સુધી અનુભવ આપ્યા કરશે, એ નિર્વિવાદ છે. તો પછી આ સંતોનો અને વિદ્વાનોનો લાભ ન લેનારને કમનસીબ માનવામાં શું વાંધો !

આખા તાલુકાના શિક્ષણ વર્ગમાંથી માત્ર સાત જણા જ શિષ્ટ વાચનની પરીક્ષામાં બેસવા તૈયાર થાય અને બાકીનો બધો ય વર્ગ પુસ્તકો વાંચે છે કે કેમ તે વિષે પણ શંકાનું કારણ આપે એ પુસ્તકાલય પ્રવૃત્તિને મહાન રોધક છે. હાલની કેળવણીમાં શું ઉણપ છે, અને તે કયા ઉપાયોથી સંપૂર્ણતા પામે તેનો ખ્યાલ વગર વાંચ્યે વગર જાણ્યે અને વગર અનુભવ્યે કેમ આવી શકે ?

ટરકેજીમાં મજુરી અને મહેનતને મુખ્ય સ્થાન છે, અને આપણા દેશનો મોટો ભાગ પણ ખેતીની તેમજ ઇતર મજુરી અને મહેનત મુખ્યત્વે કરે છે. છતાં ટરકેજીનો ખેડુત સફળ થાય છે, અને તેના જેટલી જ અંગમહેનત કરનાર આપણો ખેડુત સફળ થતો નથી તે શું સૂચવે છે ? અજ્ઞાન. એ અજ્ઞાન પુસ્તકો જાણતા નથી તેનું નહિ, પણ પુસ્તકો શું કહે છે અને શું અનુભવ આપે છે, તેના માટે કશી દરકાર ન રાખવાથી અજાણપણું આવેલું હોય તે છે. ટુંકમાં આપણી સાથે બહારની દુનિયા શું જીવન જીવી રહી છે, તે જાણવાનું સાધન માત્ર પુસ્તકો જ છે. અને પુસ્તકોને જાણવા હોય તો વાચનનો શોખ કેળવો; અને શોખ કેળવવો હોય તો તેવો શોખ જેને હોય તેના સંસર્ગમાં આવો. પુસ્તકાલય મંડળો તરફથી આને માટે શિષ્ટ વાચનની પરીક્ષા લેવાની શરૂઆત થઇ છે તે આદરપાત્ર છે. તેનો લાભ જેમ બને તેમ વધારે લેવાય એ ખાસ ઇચ્છવાયોગ્ય છે. પુસ્તકાલયમાં તમારા મિત્રો સાથે બેસીને પુસ્તકોના સંતોની અણમોલ વાણી સાંભળો અને તેમના ઉપદેશને માથે ધરીને તે પ્રમાણે વર્તો. તેજ જીવન છે, તેજ અનુભવ છે, અને તેજ જ્ઞાન છે. પુસ્તકાલય તમને કદી નિરાશ નહિ કરે. તેનો આશ્રય લ્યો અને કૃતાર્થ થાઓ ! ”

આ પછી ઠરાવોનું કામકાજ લેવાઇ કુલ ૧૬ ઠરાવો પસાર કરવામાં આવ્યા. તે પૈકી પહેલો ઠરાવ શ્રીમંતનું દીર્ધાયુ ઇચ્છી આભાર માનવાનો, ૧૪મો ઠરાવ પસાર કરેલા ઠરાવોને યોગ્ય તે સ્થળે પહોંચાડવાની સત્તા પ્રમુખને આપવા સંબંધીનો, તથા પંદરમો ને સોળમો ઠરાવ આભારપ્રદર્શનના હોઇ બાકીના ૧૨ ઠરાવ નીચે પ્રમાણે:—

## ઠરાવો

ઠરાવ નં. ૨ :—શાળાવાળા દરેક ગામે પુસ્તકાલયો અને વાચનાલયો થઇ ગયેલ છે, તેની આ પરિષદ સંતોષ સાથે નોંધ લે છે, અને બે વાચનાલયવાળાં ગામોએ પુસ્તકાલયો સ્થાપવાનો પ્રયાસ કરવા મહાલ શિક્ષણ સમિતિ અને મહાલ મંડળ તથા સભ્યો ગૃહસ્થોને આ પરિષદ ભલામણ કરે છે.

દ. મૂ. નાનજીભાઇ જેઠીદાસ પટેલ, ઇસ્લામપુર અ. આ. કૃષ્ણલાલ બી. દલાલ, ધીણોજ

ઠરાવ નં. ૩:—શાળા ન હોય અગર સરકારમદદથી ખાનગી શાળા ચાલતી હોય તેવાં ગામોની માગણી થાય તો પુસ્તકાલય કે વાચનાલય શરૂ કરી આપવા પુસ્તકાલય ખાતાને આ પરિષદ ભલામણ કરે છે,

દ. મૂ. કહાનજીભાઇ રઘુભાઇ પટેલ, ચાણસ્મા અ. આ. કાન્તિલાલ વિરચંદ વકીલ, ચાણસ્મા

ઠરાવ નં. ૪:—સહકારી મંડળી તરફથી ધર્માદા ખાતે લઇ જવામાં આવતી રકમ, આર્થિક મદદની જરૂર હોય તેવાં પુસ્તકાલયો તથા વાચનાલયોને મદદ આપવા માટે સહકારી ખાતું મહાલ પુસ્તકાલય મંડળોને રકમ આપે એવી યોજના કરવા આ પરિષદ વિનંતિ કરે છે.

દ. મૂ. રા. અંબાલાલ શી. પટેલ વકીલ, ચાણસ્મા અ. આ. રા. કૃષ્ણલાલ બી. દલાલ, ધીણોજ
, રા. ગજાનન કેશવ ગુપ્તે વકીલ, ચાણસ્મા

ઠરાવ નં. ૫:—મહાલનાં પુસ્તકાલયો તથા વાચનાલયોને ઘણીખરી ગ્રામ પંચાયતો તરફથી મદદ મળે છે પણ મદદની રકમ વેળાસર મળતી નથી તે વેળાસર મળે તેની તજવીજ કરવા તથા જે ગ્રામ પંચાયતો તરફથી આવી મદદ મળતી નથી તેમને મદદ આપતા જવા માટે આ પરિષદ ભલામણ કરે છે.

દ. મૂ. રા. સુરજમલ પુ. શાહ વકીલ, ચાણસ્મા અ. આ. રા. છતાભાઇ હેડમાસ્તર ચાણસ્મા

ઠરાવ નં. ૬:—ગામડાંની આર્થિક સ્થિતિ સારી ન હોવાથી પુસ્તકાલયો તથા વાચનાલયોને ગ્રામપંચાયતો તરફથી આપવાની મદદનું ધોરણ ફરજીયાત કરી વધુ ઉદાર કરી આપવા આ પરિષદ મે. રા. રા. મહાલાનિહાય સરસુબા સાહેબને વિનંતિ કરે છે.

દ. મૂ. રા. છગનલાલ દયાશંકર રાવળ વકીલ, ચાણસ્મા અ. આ. રા. મફતલાલ રણછોડલાલ દવે, કડી

ઠરાવ નં. ૭:—કસ્બા પુસ્તકાલયોને લોકમદદની રકમ જેટલી જ મદદ સરકાર તરફથી તેમજ પ્રાંતપંચાયત તરફથી આપવામાં આવે છે તે પ્રમાણે જ સ્થાનિક સુધરાઇ તરફથી પણ તેટલી જ રકમ આપતા જવાનું ધોરણ ઠરેલું હોવાથી સુધરાઇ તરફથી તેવી મદદ મેળવવાની શરતે ખાતા તરફથી પુસ્તકાલયનું બજેટ મંજુર થાય છે. પણ લોકમદદ જેટલી રકમ સુધરાઇ તરફથી નહિ મળતી હોવાથી પુસ્તકાલયોને બજેટ પ્રમાણે ખર્ચ કરવા અડચણ ઉભી થાય છે. જેથી લોકમદદ જેટલી મદદ સુધરાઇ સંસ્થા તરફથી કસ્બા પુસ્તકાલયને મળે તે સારૂ આ પરિષદ આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

દ. મૂ. રા. ગજાનન કેશવ ગુપ્તે વકીલ, ચાણસ્મા અ. આ. રા. સુરજમલ પુ. શાહ વકીલ, ચાણસ્મા
,, રા. છતાભાઇ હેડમાસ્તર, ચાણસ્મા

ઠરાવ નં. ૮:—પુસ્તકાલય પરિષદ મંડળ તરફથી તેમજ મહાલ પુસ્તકાલય મંડળ તરફથી શિષ્ઠ વાચનની પરીક્ષા લેવામાં આવે છે. તે પરીક્ષા માટે ઠરેલાં પુસ્તકો વાંચી

મંગાવી તેનો વધુ પ્રમાણમાં લાભ લેવાય તેવા પ્રયાસ કરવા શિક્ષક બંધુઓને આ પરિષદ ભલામણ કરે છે.

દ. મૂ. રા. છગનલાલ દયાશંકર વકીલ, ચાણસ્મા અ. આ. રા. દયાશંકર હ. પંડયા, ખખાના
,, રા. કલ્યાણભાઇ ગો. પટેલ, ભાટસર

ઠરાવ નં. ૯—પુસ્તકાલયો દ્વારા જ્ઞાનપ્રચાર થાય તે સારૂ નીચે પ્રમાણેની યોજનાઓને અમલમાં મૂકવા તમામ પુસ્તકાલયોના વ્યવસ્થાપકોને આ પરિષદ નીચે પ્રમાણેની ભલામણ કરે છે:—

( ૧ ) ફરતા પુસ્તકાલયોની પેટી મંગાવી તેનો ફેલાવો કરવો, ( ૨ ) વાચક મંડળ સ્થાપી તેમનામાં વાચનવૃત્તિ જાગૃત કરવી, ( ૩ ) પુસ્તકાલય પર્વણી દિન ઉજવવો તથા પુસ્તકાલયોને મદદ મળે તે સારૂ વિદ્યાદાન ફંડ એકઠું કરવું.

દ. મૂ. રા. પોપટલાલ નો. દવે, વેણપુરા અ. આ. રા. ખેતાભાઇ કેશવલાલ રાવળ, ગંગેટ

ઠરાવ નં. ૧૦:—મહાલ પુસ્તકાલય મંડળે કરેલા તથા પરિષદે કરેલા ઠરાવોનો અમલ કરવા તથા આખા વર્ષનો કાર્યક્રમ નક્કી કરી તે પાર પાડવા માટે નીચે પ્રમાણેના ગૃહસ્થોની સમિતિ બીજા સભાસદો વધારવાની સત્તા સાથે નીમવામાં આવે છે. તેમણે પોતાનો હેવાલ બીજી પરિષદ વખતે રજુ કરવો.

( ૧ ) રા. મહીજીભાઇ મહાલ શાળાધિકારી બહુચરાજી.
( ૨ ) રા. નાનજીભાઇ મંત્રી મહાલ પુ. મંડળ ચાણસ્મા.
( ૩ ) રા. રા. ચાણસ્મા મહાલ શાળાધિકારી સાહેબ.

દ. મૂ. રા. કલ્યાણભાઇ ગો. પટેલ, ભાટસર અ. આ. રા. રણછોડભાઇ હેમરાજ, વીરતા

ઠરાવ નં. ૧૧:—પુસ્તકાલયોને વ્યવસ્થિત રીતે કામ કરવા ઉત્તેજન મળે અને બીજાં પુસ્તકાલયોને માર્ગદર્શક થઇ પડે તે સારૂ મહાલનાં પુસ્તકાલયોની હકીકત મંગાવી પુસ્તકાલયોને વધુ ઉપયોગી બનાવવામાં જે પુસ્તકાલયનું કામ સારૂં જણાય તેવાં પુસ્તકાલયોની કદર કરવાની યોજના ઘડવા મહાલ મંડળને આ પરિષદ ભલામણ કરે છે.

દ. મૂ. રા. સાંકળેશ્વર જીભાઇ વ્યાસ, ગોરાદ અ. આ. રા. હરિકૃષ્ણ શીવલાલ બ્રાહ્મણવાડા

ઠરાવ નં. ૧૨:—માજી મહાલ શાળાધિકારી રા. દુર્ગાશંકર કલ્યાણજી દવે એઓએ મહાલનાં પુસ્તકાલય વગરનાં ગામોએ પુસ્તકાલયો તથા વાચનાલયો સ્થાપવા તેમજ મહાલની પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપવામાં સક્રિય ફાળો આપેલો છે, તે બદલ તેમની સેવાની આ પરિષદ સહર્ષ નોંધ લે છે.

દ. મૂ. રા. વકીલ સુરજમલ પુ. શાહ ચાણસ્મા અ. આ. નાનજીભાઇ જે. પટેલ, ઇસ્લામપુર

ઠરાવ નં. ૧૩:—પુસ્તકાલયોને દરસાલ વર્ષાસીના રૂપમાં મદદ આપતા જવા તથા લગ્ન જેવા શુભ પ્રસંગોએ પણ તે નિમિત્તે મદદ કરવા દરેક ગામના સદ્ગૃહસ્થોને આ પરિષદ આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

દ. મૂ. રા. મહીજીભાઇ (મ. શા. સા. બહુચરાજી.) અ. આ. રા. જેસંગભાઇ દલછારામ પટણી, વસાઇ.
,, રા. દેવચંદભાઇ રઘુભાઇ પટેલ, ચાણસ્મા

ઠરાવ નં. ૧૪:—પરિષદના ઠરાવ યોગ્ય સ્થળે મોકલી આપવાની આ પરિષદ તરફથી પ્રમુખશ્રીને સત્તા આપવામાં આવે છે.

દ. મૂ. રા. મહીજીભાઇ (મ. શા. સા. બહુચરાજી) અ. આ. રા. જેસંગભાઇ દલછારામ પટણી, વસાઇ

## પ્રમુખનું ઉપસંહારનું ભાષણ

ઠરાવોનું કામ પતી જતાં પ્રમુખશ્રીએ ઉપસંહારનું વક્તવ્ય કરતાં જણાવ્યું કે—

" છેલ્લા ઠરાવની જરૂર જણાતી નથી. જો તમે તમારી જાતનો ઉપકાર માની શકતા હો તો જ મારો માનવો જોઇએ. બંને જણ મૂકનાર અને અમલ કરનાર જુદા નથી. આથી ઉપકાર માનવો ઘટતો નથી. મારી પાસે જે આશાઓ રાખો છો તે પૂરી કરી શકું તેવી અનુકૂળતા મને નથી હોતી. છતાં મહાલમંડળ મને અનુકૂળ અને તો તે બની શકે. માટે મને એવી સૂચનાઓ થશે તો જરૂર બનતું કરીશ. આપણે નીમેલી સમિતિએ આખો કાર્યક્રમ નક્કી કરવો. જ્યાં જ્યાં ગ્રામ પંચાયતોએ મદદ આપી નથી ત્યાં ત્યાં તે માટે મારાથી બનતું કરીશ. આવી સંસ્થાઓને મદદ કરવા માટે કરના રૂપમાં કંઇ નહિ કરતાં દરેક કંઇ પણ આપવું એમ સ્વીકારીએ તો વધુ સારૂં છે સમિતિએ કાગળ ઉપર કામ ન કરતાં સતત પ્રયત્ન કરી કંઇક વધારે પગલું ભરવું જોઇએ. આવતું અધિવેશન પ્રાન્ત અધિવેશનને પણ ભૂલાવે તેવું કરવા માટે આપણે પ્રયત્ન કરવો જોઇએ.

સાંભળ્યું છે કે અહિં કુસંપ છે. જ્યાંસુધી ગામમાં કુસંપ છે ત્યાં સુધી અમારે ત્યાંનું પાણી પણ પીવું ન જોઇએ. માટે તેઓ સંપીને રહે એ મને વધુ પસંદ છે. માટે હવેથી સંપીને સંતોષપૂર્વક રહેશો.

અંતમાં હું આ ગામનો તેમજ મહાલ મંડળના કાર્યકરોનો, મને અહિં આપ સૌને અને ખાસ કરીને મારા ખેડૂત ભાઇઓને મળવા માટે જે સુંદર તક આપી છે તે બદલ આભાર માનું છું. "

આ પછી હાર કલગી થઇ પરિષદ વિસર્જન થઇ હતી.

ના. જે.



[ અનુસંધાન પૃ. ૪૧૦ નું ]

લાભ લેનાર શખ્સોને સાધારણ રીતે તેના મકાનમાં કેટલોક વખત ગાળવાનો હોય છે. તેથી મકાન સારૂં હોય તો તેમાં સમય આનંદથી ગાળી શકાય અને તંદુરસ્તીમાં વધારો થઇ શકે. વળી, ગામની વસ્તીના પ્રમાણમાં લોકો ભેગા મળી વિચારની આપલે કરી શકે તે માટે તેમાં એકાદ મોટો હૉલ પણ હોવો જોઇએ. આથી આવાં મકાનો જેમ બને તેમ વેળાસર મેળવી શકાય તે માટે પ્રયાસ કરવો જોઇએ.

વળી, બીજી એક વાત ધ્યાનમાં રાખવાની છે કે કેટલાંક પુસ્તકાલયોમાં એવાં પુસ્તકો રાખેલાં હોય છે કે જેનો ઉપયોગ તે સ્થળના શખ્સોથી કરવામાં આવતો નથી. આવાં પુસ્તકો બીજા પુસ્તકાલયમાં હોય તો તે સ્થળના લોકો કરી શકે એમ હોય છે. આવાં પુસ્તકાલયો અરસપરસ પુસ્તકોની આપલે કરે તો તેની ઉપયોગિતામાં ઘણો વધારો થઇ શકે. તેથી આ દિશામાં પણ કામ કરવાની જરૂર છે.

પુસ્તકાલયોના ઉત્સાહી મંત્રીઓ માટે

# નવા વર્ષનો કાર્યક્રમ

**મહાલ**, પ્રાંત, અને રાજ્ય પુસ્તકાલય પરિષદો ઠરેલા ધોરણે દરેક ત્રણ, અને પાંચ વર્ષે નિયમિત રીતે ભરાય એ લોકજાગૃતિનું એક ચિહ્ન છે. પરિષદો નિમિત્ત જ પુસ્તકાલયોના વ્યવસ્થાપકોને હળવા.મળવાનું બની શકે છે, કામ કરવામાં આવતી મુશ્કેલીઓ દૂર કરવાના ઉપાય શોધાય છે, અને પુસ્તકાલયોની સતત પ્રગતિ થયે જાય એ માટે જરૂરી યોજનાઓ વિચારવાની તક મળે છે. પરિણામે પુસ્તકાલયોનું સાચું સંગઠન બળ પકડે છે.

પણ પરિષદોને અંગે વાહનો, ઉતારા, જમણો, મંડપો અને મનરંજન કાર્યક્રમો અને બહારના મહેમાનોની બીનજરૂરી સરભરામાં જ કાર્યકર્તાઓની શકિત ખર્ચી નાખવામાં આવે અને ફકત ઔપચારિક ઠરાવો કરીને જ સર્વ કોઈ છૂટા પડે, તો પરિષદોની પહેલાં અને પરિષદોની પાછળ સતત કામ હોવું જોઈએ, એ પરિષદો ભરવાનો મૂળ ઉદ્દેશ માર્યો જાય, અને પરિષદો જલસા વા તમાસાનું સ્વરૂપ ધારણ કરે. તેમ ન થાય તે માટે પરિષદોના ઠાઠમાઠ કમી કરવા જોઈએ, ખોરાક, મંડપ વગેરેમાં બહુ જ સાદાઈ રાખવી જોઈએ, શકય એટલું બધું જ ખર્ચ કમી કરવું જોઈએ અને ભવિષ્યની યોજનાઓ ઘડવા માટે, શંકાસમાધાન માટે, વિચારની આપલે કરવા માટે અને ગત વર્ષના અનુભવો જાહેર કરવા માટે પૂરતો અવકાશ મળવો જોઈએ.

વસો મુકામે, મે મહિનામાં મળેલી પેટલાદ મહાલની ચોથી પુસ્તકાલય પરિષદ ઉપરના જ ધોરણે કામ કરે તે માટે તૈયારી રાખી હતી, અને એટલા માટે સામાન્ય ઔપચારિક ઠરાવો કરવાની વિધિ તદ્દન છોડી દેવામાં આવી હતી સ્વાગત અધ્યક્ષનું ભાષણ બહુ જ ટુંકું હતું, અને વિદ્વાન પ્રમુખ સાહેબને તેમના વિચારો દર્શાવવા પૂરતો વખત આપવામાં આવ્યો હતો. શ્રીયુત ગિજુભાઈ અને અન્ય વિદ્વાનોના જ્ઞાનનો લાભ પણ લેવાયો હતો, અને પુસ્તકાલયો દ્વારા અનિષ્ટ વાચનનો પ્રચાર ન થાય અને પુસ્તકાલયોમાં સારાં જ, શિષ્ટ લેખકોનાં પુસ્તકો જ લેવાય તે વિષય વિવિધ દૃષ્ટિએ સારી રીતે છણાયો હતો. વસોમાં ચાલતા શિક્ષણવર્ગને અંગે જ આ પરિષદ રાખવામાં આવી હતી અને બીજે દિવસે શિક્ષકો અને શિક્ષણ વિષે જ ચર્ચા કરવાનું નક્કી કરવામાં આવ્યું હતું. એટલે આ પરિષદમાં નવા વર્ષ માટે જે કાર્યક્રમ વિચારાયો હતો તે રજુ નહોતો થઈ શકયો અને જુલાઈ માસના 'પુસ્તકાલય'માં તે પ્રગટ કરવામાં આવશે એમ જાહેર થયું હતું. તે મુજબ એ કાર્યક્રમ અત્રે પ્રગટ કરવામાં આવે છેઃ

### કાર્યક્રમ

૧ સૂચના નં: ૨૨૭ તા. ૩–૧૦–૩૫ ( જુઓ સેં. લા. ખાતાના વટહુકમો, સૂચનાઓ વગેરેનું એકીકરણ ભાગ ૩ જો પૃષ્ઠ ૫૧ )ના ધોરણે જાથમંડળોની

સભાઓ તા. ૭–૮–૩૮ ને રવિવારે અને જૂથમંડળોના અને કસ્બા પુસ્તકાલયોના મંત્રીઓની સભાઓ તા. ૨૧–૮–૩૮ને રવિવારે ઠરેલા સ્થળોએ તેર વાગે અવશ્ય ભરવી, અને સૂચનામાં જાહેર કર્યા પ્રમાણે કામ કરવું.

૨ જૂથમંડળોની સભાઓમાં પત્રોની પસંદગી હળીમળીને એવી રીતે કરવી, કે તેમાં **કુમાર, કિશોર, સ્ત્રીબોધ, પ્રસ્થાન, શારદા, ગુણસુંદરી, ઊર્મિ** અને '**નવરચના**' જેવાં માસિકો નજીકનાં ગામોને પરસ્પર વાંચવા સહેલાઈથી મળી શકે.

૩ ચરોતર પ્રદેશની યોજનાઓની ઉપયોગી માહિતી દરેક ગામને વખતસર સહેલાઈથી મળી શકે તે માટે '**ચરોતર**', અને નવીન કેળવણીના સાચા વિચારો જાણવા મળે તે માટે '**શિક્ષણ પત્રિકા**' નવીન વર્ષે ખરીદવાનાં પત્રોની યાદીમાં દાખલ કરવા ચૂકવું નહિ.

૪ પુસ્તકોની પસંદગી પણ હળીમળીને વિચારપૂર્વક કરવા અને એક બીજાના સહકારથી થોડા ખર્ચે વિવિધ પ્રકારનાં ઘણાં પુસ્તકો વાંચવા મળે તેવી યોજના અમલમાં મૂકવી.

૫ આજ સુધીમાં શિષ્ટ વાચનની પરીક્ષા માટે પસંદ થયેલાં બધાં જ પુસ્તકો દરેક સારા પુસ્તકાલયમાં ખાસ કરીને દરેક જૂથમાં હોવાં જ જોઈએ, અને જે પુસ્તકાલય વા જૂથમાં ન હોય તેમણે નવીન વર્ષમાં મંગાવવા તજવીજ કરવી જોઈએ.

૬ શિષ્ટ વાચનની પરીક્ષા માટે જે પુસ્તકો હવે પછી મુકરર થાય તે પણ દરેક પુસ્તકાલયે ખરીદવા તજવીજ કરવી. સને ૧૯૩૮–૩૯ માટે 'અપંગની પ્રતિભા' કિંમત ૦–૧૨–૦; અને 'બાલ વિજ્ઞાન ભાગ ૩ જો' કિંમત રૂ. ૧–૮–૦ પસંદ થયાં છે તે પણ નવીન વર્ષમાં ખરીદવાં જ.

૭ દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિરનાં બાળ સાહિત્યમાળાનાં ૮૦ પુસ્તકો, મહાભારત અને રામાયણનાં પાત્રોનાં પુસ્તકો, યુગાન્તર કાર્યાલયનાં ફોરમનાં ૧૨ પુસ્તકો, ચરોતર એજ્યુકેશન સોસાઇટિની કિશોરચરિત્રમાળાનાં ૧૨ પુસ્તકો નાના વા મોટા એકેએક પુસ્તકાલયમાં હોવાં જ જોઈએ, અને તે ઉપરાંત ગાંડીવ, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, શ્રી. સયાજી સાહિત્ય માળા, બાલજીવન અને સ્ત્રી શક્તિ કાર્યાલય વગેરે પ્રકાશન મંદિરોનાં પુસ્તકો પૈકી પસંદ કરીને રકમની સગવડ પ્રમાણે પુસ્તકો લેવાં જોઈએ.

૮ **બાલમિત્ર, ગાંડીવ, બાલજીવન** બાળકોમાં; **સ્ત્રીબોધ, ગુણસુંદરી, શારદા** સ્ત્રીઓમાં; અને **ગ્રામજીવન** અને **ખેતીવાડી** ખેડુતોમાં વંચાય અને તેમાંના ખાસ ઉપયોગી લેખો વાંચી સંભળાવવામાં આવે તે માટે પ્રયત્ન કરવા.

૯ પછાત કોમો અને સ્ત્રીઓ-પુસ્તકાલયમાં આવી જાતે વાંચે વા પુસ્તકો લઈ જાય,

તે સ્થિતિ આવતાં કે લાવતાં તો હજી વર્ષો વીતશે, પણ વિદ્યાર્થી-સ્વયંસેવકો દ્વારા ઉપરના બન્ને વર્ગોમાં માસિકો અને પુસ્તકો તેમને ઘેર પહોંચાડવાની યોજના કરવી. શરૂઆતમાં વાંચી શકે તેવાં સ્ત્રી પુરુષોની યાદી ફક્ત તૈયાર કરવાથી આ કામ સરળ થશે. દર રવિવારે વિદ્યાર્થીઓ ફક્ત એક એક કલાક આપશે તો એટલો વખત આ કામ માટે પૂરતો થઈ પડશે.

૧૦ અઠવાડિયામાં એક વખત ગામના વા મહોલ્લાના લોકો ( સ્ત્રી પુરુષો )ને એક સ્થળે એકઠા કરી વર્તમાનપત્રોનો સાર એટલે ચાલુ બનાવો વા માસિકો વા પુસ્તકોમાંની કોઈ કોઈ રસિક વાર્તા વાંચી સંભળાવવા તજવીજ કરવી.

૧૧ મહાલની શાળાઓના વિદ્યાર્થીઓ માટે શિષ્ટવાચનની એક ખાસ પરીક્ષા ગોઠવવી. તે માટે પુસ્તકો મેળવી લેવા તજવીજ કરવી, અને જેમ બને તેમ મોટી સંખ્યામાં આ પરીક્ષાનો લાભ વિદ્યાર્થીઓ લે તેવા પ્રયત્ન કરવા.

૧૨ સ્વતંત્ર મકાનવાળા દરેક સાર્વજનિક પુસ્તકાલયના મકાનની દુરસ્તી માટે વાર્ષિક બજેટના પાંચ ટકા ઇલાયદા રાખવા અને વટહુકમ નં. ૧૫ તા. ૧૩-૭-૩૦ પ્રમાણે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦માં ઈલાયદું ખાતું ખોલી જમા રાખવા.

૧૩ અ વર્ગ સિવાયની સહકારી મંડળીઓમાં કાયમ ફંડની જમે મૂકેલી રકમો જોઈએ ત્યારે તરત મળી શકતી નથી જ. માટે વધારે વ્યાજનો લોભ અને મંડળીવાળાઓની ખોટી શરમ છોડીને સહકારી મંડળીઓમાંથી કાયમ ફંડની રકમો ઉપાડી લેવી, અને પોસ્ટલ સેવિંગ બેંકમાં વડોદરા બેંકની શાખાઓમાં, વા પુસ્તકાલય સ. સ. મંડળ લિ૦ માં મૂકવી, અગર રૂપીઆ ૧૦૦) એકસો ઉપરાંતની રકમ હોય તો સાડા ત્રણ ટકા વ્યાજ કાયમને માટે મળી શકે તે માટે પુસ્તકાલય સ. સ. મંડળ લિ૦ને ટ્રસ્ટફંડ તરીકે સોંપવી, પણ સારી શાહુકારી વા શરાફીવાળા કોઈ ખાનગી સદ્‌ગૃહસ્થને ત્યાં પુસ્તકાલયના કાયમફંડની રકમ નહિ મૂકવાનું ખાતાનું ધોરણ ચુસ્તપણે સાચવવું, અને કાયમ ફંડની રકમ, વ્યાજનો દર, સ્થળ વગેરે વિગતો દર વર્ષે ચરોતર પત્રિકા-' ચરોતર ' ના જાન્યુઆરી અને ફેબ્રુઆરીના અંકોમાં વગર પૈસે પ્રગટ થવા મોકલવી.

૧૪ ગ્રામપંચાયતનાં બજેટ મંજુર કરવાનો એટલે કે પુસ્તકાલયોને ગ્રામપંચાયતના ઉત્પન્નના દશ ટકા સુધીની મદદ આપવાનો અધિકાર જે તે ગ્રામપંચાયતને જ છે, અને ગ્રામપંચાયતની સીલીક પણ હવે તો જે તે ગામે જ રહે છે. એટલે ગ્રામ પંચાયતના સભ્યો સાથે સમજુત કરી ગ્રામપંચાયતની પુસ્તકાલય ખાતેની મદદ વર્ષની શરૂઆતે જ મંજુર કરાવી, મેળવી લેવી.

૧૫ ... ભલામણ કરેલાં પુસ્તકો અને કલમ ૮ માં ભલામણ કરેલાં
૧ સૂચના નં: ૨૨૭ માનું અને કલમ ૯-૧૦-૧૧ માં ભલામણ કરેલા કામો નાઓ વગેરેનું એકાદ કામ કરવાનું સ્વીકારે, ઠરેલા ધોરણે કામ કરે, અને

કરેલા કામની નોંધ રાખી તેનું નિવેદન મહાલ પુસ્તકાલયના મંત્રી તરફ વા મારા તરફ મોકલવાનું સ્વીકારે તો તેના શિક્ષકો વા યુવકોના કામનું નિવેદન, હવે પછીની પરિષદ ગામ મુકામે મળે તે પ્રસંગે જાહેર થાય, અને બીજાઓને પ્રેરણારૂપ નીવડે.

પરિણામે સેવાભાવી ભાઇઓની સંખ્યા ઉત્તરોત્તર વધતી જાય અને પરિષદો ભરવા પાછળ થયેલું ખર્ચ, લેવાયેલો શ્રમ અને ખર્ચેલો વખત જરૂર લેખે લાગે.

પેટલાદ મહાલમાં મેટ્રિક સિનિયરોની અને સિનિયરોની સંખ્યા ઘણી મોટી છે. સેવા એ સિનિયરોનો એટલે બહુ ભણેલાઓનો ઇજારો નથી, અને હોવો પણ ન જોઇએ. એટલે સિનિયર સિવાયના અન્ય શિક્ષકો પણ આ ધર્મ વા સેવાનું કામ અવકાશના વખતમાં ધાર્મિક ભાવથી ઉપાડી શકે છે. આશા રાખવામાં આવે છે, કે સને ૧૯૩૮–૩૯ ના વર્ષમાં આખા મહાલમાંથી જો આઠ–દશ શિક્ષકો પણ સરસ કામ કરી બતાવશે તો પેટલાદ મહાલે સાચી પ્રગતિનું એક પગલું આગળ ભર્યું ગણાશે.

વસો,
તા. ૫–૭–૧૯૩૮

મોતીભાઇ ન. અમીન



## માર્ગદર્શક

( શાર્દૂલ વિક્રીડિત )

દિશા ભૂલી ભમંત વ્હાણ દરિયે ક્યાં માર્ગને શોધશે ?
ના ચિંધે જળ માર્ગ, માત્ર ધ્રુવજી નિર્દેશતા જો હસે;
એ રીતે ભવસાગરે પથ ભૂલ્યા યાત્રાળુને સ્નેહથી
ના ચિંધે જગ માર્ગ, માત્ર વિધિજા * નિર્દેશતી જો હસે.

હરિશંકર દવે

* શારદા,

( ૧૧ ) સબળપુર ( વર્ગીકરણ થઇ ગયું છે. ) ( ૧૨ ) મગઢાવા ( નં. ૧૧ પ્રમાણે ) ( ૧૩ ) લુણવા ( વર્ગીકરણ કેમ બાકી ? ) ( ૧૫ ) કરસનપુર ( નં. ૧૧ પ્રમાણે ) ( ૧૬ ) ચાડા ( નં. ૧૧ પ્રા. ) ( ૧૭ ) ડભોડા . ( ૧૮ ) ડભાડ ( ૧૯ ) બલાદ ( નં. ૧૧ પ્રા. ) ( ૨૦ ) ચાણુસોલ ( નામવારી વિષયવારી પત્રો જુદાં હોવાની જરૂર ) ( ૨૧ ) વીહોરા ( ૨૨ ) ત્રાંસવાડ ( ૨૩ ) શેખપુર ( ૨૪ ) કહીપુર ( ૨૫ ) કરબટીયા ( ૨૬ ) શોભાસણ ( નં. ૧૧ પ્રા. ) ( ૨૭ ) રાજપુર; વિસનગર મહાલનાં—( ૨૮ ) પાલડી ( નં. ૨૦ પ્રા. ) ( ૨૯ ) બદલપુર ( ૩૦ ) દેણપ ( નં. ૧૧ પ્રા. ) ( ૩૧ ) રાલીસણા ( ૩૨ ) ભાલક; ચ્રિદ્ધપુર મહાલનાં—( ૩૩ ) કરલી ( નામવારી ? ) ( ૩૪ ) હાજીપુર ( નામવારી વિષયવારી થઇ જવાની જરૂર ) ( ૩૫ ) ઉપેરા ( નં. ૩૪ પ્રા. ) ( ૩૬ ) મહેરવાડા ( નં. ૧૧ પ્રા. ( ૩૭ ) ભુણાવ ( રજીસ્ટરો તૈયાર થયાં ? ) ( ૩૮ ) દાસજ ( નં. ૩૪ પ્રા. ) ( ૩૯ ) ઊંઝા ( નં. ૧૧ પ્રા. ) ( ૪૦ ) ખટાસણ ( નં. ૩૪ પ્રા. ) ( ૪૧ ) સમોડા ( નં. ૧૧ પ્રા. ) ( ૪૨ ) જગન્નાથપુરા ( નં. ૩૪ પ્રા. ) ( ૪૩ ) ઉનાવા ( જ. ૨. નથી ? વ્યવસ્થા સુધરવાની જરૂર ) ( ૪૪ ) કહોડા ( નં. ૧૧ પ્રા. ) ( ૪૫ ) સિદ્ધપુર ( નં. ૧૧ પ્રા. ) ( ૪૬ ) બ્રાહ્મણવાડા ( નં. ૧૧ પ્રમાણે ) ( ૪૭ ) કાંસાળી ( જ. ૨. નવું થવાની જરૂર ) ( ૪૮ ) ખીલીઆ ( નં. ૩૪ પ્રા. )

**વિષયવારી નામવારી રજીસ્ટરો જેમનાં તૈયાર ન હોય તેમણે પ્રચારકે રૂબરૂ કરેલ સમજૂત પ્રમાણે કરી દઇ આ તરફ જણાવવું.**

૧૧. સિદ્ધપુર મહાલ માનદ પ્રચારક રા. ખીમજીભાઈ ટી. ઠાકરઃ—નવેમ્બર-ડીસેમ્બર '૩૭ માં—નવીન પુસ્તકાલયો ઉઘડાવવા અંગે ( ૧ ) કરણપુર ( ૨ ) મામવાડા ( ૩ ) દેથળી ( ૪ ) વણાગલા.

૧૨. અમરેલી મહાલ માનદ પ્રચારક રા. કૃષ્ણલાલ ૨. ત્રિવેદીઃ—જાનેવારી માસમાં-( ૧ ) માલવાણ ( ૨ ) પીપળલગ ( ફેમ સંગાથી રજીસ્ટરો બનાવ્યાં ? )

૧૩. દામનગર મહાલ માનદ પ્રચારક રા. નંદલાલ પુ. ત્રિવેદીઃ—મે માસમાં-( ૧ ) ધામેલ ( વિષયવારી ? ) ( ૨ ) છભાડીઆ ( ૩ ) ધુફણીઆ ( વર્ગીકરણ થયું છે. ) ( ૪ ) દહીંથરા ( ૫ ) કાચરડી ( વર્ગીકરણ થઇ જવાની જરૂર ).

૧૪. ખાંભા મહાલ માનદ પ્રચારક રા. જગજીવન વાઘજીભાઈ પંડયાઃ—નવેમ્બર-ડીસેમ્બર '૩૭ માં-( ૧ ) રૂઘનાથપુરા વા ( ૨ ) છથીઆળી વા. ( ૩ ) વાંકીઆ ( નામવારી વિષયવારી થવાની જરૂર ) ( ૪ ) ખાંભા ( વર્ગીકરણ થયું છે. ) ( ૫ ) ઇંગોરાળા ( વિષયવારી નામવારી થવાની જરૂર ).

**પ્રચારક ભાઇઓએ રૂબરૂમાં કરેલી સૂચના સમજૂતનો અમલ બનતી ઉતાવળે કરી દેવાની લાગતાવળગતાઓને ભલામણ !**

—※—

# પુસ્તક પરિચય

૧ વેણુભદ્રેશ્વરઃ—લેખક, બ્રહ્મચારી શંકરશાસ્ત્રી વેણુભદ્રેશ્વર, ઉપલેટા; પ્રકાશક દીપસિંહજી ધ્રોળ ભાયાત, રજપુત વિદ્યાર્થીભવન, ધ્રોળ; ૧૯૯૪ (સં.); ક્રાઉન ૧૬ પેજી પાન ૧૨૪; કાચું પૂઠું; મૂલ્ય નથી; સચિત્ર.

સૌરાષ્ટ્રના પ્રયાગ અને સૌન્દર્યના ધામનો પ્રાચીન ઇતિહાસ ગીતામંડળ ગ્રંથાવલીના ૫મા પુષ્પ તરીકે બહાર પડે છે. બ્રહ્મચારી મહારાજે સ્થાનની ઉત્પત્તિ વેણુભદ્રેશ્વરનું પ્રાકટ્ય, વગેરે સંશોધન કરી કાવ્ય તથા ગદ્યમાં લખી પ્રસિદ્ધ કરાવ્યું છે તે ભાવિકોને તથા યાત્રાળુઓને તેમ જ જિજ્ઞાસુઓને બહુ બોધદાયક અને ઉપયોગી થઇ પડશે. પ્રથમ અસ્તિત્વમાં આવી તે ક્ષેત્રનો નાશ કેવી રીતે થયો તેમ જ તેની પુનઃસ્થાપના કેવી રીતે કોણે કરી એ બધી માહિતી અત્રે આપેલી છે. પુસ્તક વાંચવાલાયક છે અને તીર્થસ્થાનોનાં મહાત્મ્ય કેવી રીતે વધે છે તે આમાંથી સ્પષ્ટ સમજાય છે. આસપાસનું દશ્ય પણ સુંદર અને શાંતિદાયક છે. કાઠીઆવાડનાં પુસ્તકાલયો જરૂર ખરીદે.

૨ દીપિકા :—કર્તા, રમણિક વિ. શાહ, પિકેટ રોડ, મુંબાઇ નં. ૨; પ્રકાશકો કર્તા, મુકુન્દ એન. શેઠ અને હા. મ. શાહ; ૧૨ પેજી, પાન ૭+૧૫૩; સચિત્ર આચ્છાદનવાળું બોર્ડનું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૪–૦.

આધુનિક સંસારમાં દેખા દેતું દ્વિપત્નીત્વ, લગ્ન સંબંધી શિથિલ વિચારો, પાઠશાળામાં ભણતાં યુવાનયુવતીઓની મનોદશા, તેમના વિચારો વગેરેનો પડઘો પાડતું આ પુસ્તક ખાસ વાંચવાલાયક અને મનન કરવાલાયક છે. કર્તાએ પોતે આ વાર્તા કેવી રીતે ક્યારે લખી અને શા ઉદ્દેશથી તે 'સૌથી પહેલાં'માં જણાવ્યું છે. ભાઇ નિરૂ દેસાઇએ 'દીપિકા શું છે'માં પુસ્તકનો ઉદ્દેશ બહુ સ્પષ્ટ કર્યો છે. એક પરણેલી પત્ની હયાત છતાં અન્ય કુમારિકાથી આકર્ષાઇ પ્રથમ પત્નીને તરછોડી બીજી સાથે રહેવું, ફરવું વગેરે પરિસ્થિતિ ઉપરથી ઉપજતા પ્રશ્નો સંબંધી અત્રે ઉહાપોહ થયો છે. યુવતીઓના મગજની સ્વતંત્રતા, તેમના લગ્ન સંબંધી બળવાખોર વિચારો તેમજ પોતાના સિદ્ધાંતને પોષનાર મળે તો જ તેનો માથે કરવો વગેરે માનસનો તાદૃશ ચિતાર દીપિકા અને પ્રકાશનાં પાત્રો દ્વારા વ્યકત કરવામાં આવ્યો છે. કોલેજના યુવકોને ખાસ વાંચવાલાયક તથા મનન કરવાલાયક છે. થોડા સમય પર અમદાવાદમાં થઇ ગએલાં મનુભાઇ–વિનોદિનીના લગ્ન ઉપરથી આ વાર્તાનું વસ્તુ મૂળ ઘડાયું હતું. પુખ્ત વયનાં યુવકયુવતીઓને વાંચવાલાયક છે. કાચાં યુવક–યુવતીએ આમાં માથું મારવા જેવું નથી, જો કે તેમને માર્ગદર્શક તો છે જ.

પત્રો દ્વારા વિદ્યાપીઠોમાં યુવકયુવતીઓ એક બીજાના નિકટ સંબંધમાં કેવી રીતે આવે છે અને એક બીજાને પોતાના વિચારો જણાવી. અરસપરસ આકર્ષણ કરવા કેવી ઇચ્છા ધરાવે છે તે પત્ર દ્વારા સમજાવ્યું છે.

૩. **મહાસભાના પ્રમુખોઃ**—કર્તા, સોમભાઇ પટેલ; પ્રકાશક, જમુભાઇ દાણી અને સોમભાઇ પટેલ, સુંદર સાહિત્ય પ્રકાશન મંદિર, મુંબઈ ૭; ક્રાઉન ૧૬ પેજી પાન ૧૬+૨૦૪; બીજી આવૃત્તિ, ૧૯૩૮; મૂલ્ય રૂ. ૧–૦–૦.

હરિપુરાની ૫૧મી બેઠક સમયે મહાસભાની શરૂઆતથી એટલે અને ૧૮૮૫ થી અત્યાર સુધીના થઇ ગએલા પ્રમુખોનાં અતિ ટૂંકાં ચરિત્રો તેમની મુખાકૃતિ સાથે અત્રે પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે. નવ દિવસના ટૂંક સમયમાં બીજી આવૃત્તિ કાઢવી પડે એજ એ પુસ્તકની લોકપ્રિયતા જણાવે છે. આધુનિક પ્રમુખો સંબંધી માહિતી તો હોય જ; પરંતુ ૧૮૮૫ થી અત્યાર સુધીમાં થઇ ગએલા વિદેહી પ્રમુખો સંબંધી માહિતીથી આધુનિક સમાજને બહુ જાણવાનું મળે છે. વ્યોમેશચંદ્ર બેનરજી, સર ફીરોજશાહ મહેતા, હ્યુમ, સર હેન્રી કોટન, વેડરબર્ન વગેરેનાં ટૂંકાં ચરિત્રોમાંથી પણ ઘણું જાણવાનું અને અનુકરણ કરવા જેવું મળી આવશે. આવું પુસ્તક દરેક પુસ્તકાલયમાં તેમજ શાળામાં પણ હોવું જોઇએ. શિક્ષકોએ તો ખાસ વાંચવા તથા વિચારવાયોગ્ય છે. યોગ્ય ઉત્તેજન મળશેજ. ચિત્રો, છપાઇ, કાગળ વગેરે સારાં છે. કિંમત પણ વધારે પડતી ન ગણાય.

કોણ કયાંનો પ્રમુખ અને કયા વર્ષમાં એ વગેરે માહિતીથી દરેકના કાર્યની મુશ્કેલીનો ખ્યાલ સ્હેજે આવે એવું છે.

૪. **વૈશાલિની વનિતાઃ**—કર્તા તથા પ્રકાશક, પ્રલ્હાદ ચંદ્રશેખર દીવાનજી, જડજ, સ્મૉલ કૉઝીઝ કૉર્ટ, અમદાવાદ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પાન ૨૨+૧૬૮; બોર્ડનું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૦–૦.

કર્તાએ જણાવ્યા પ્રમાણે ઇ. સ. પૂર્વેના ચોથા સૈકામાંની હિંદની સામાજીક, આર્થિક, રાજકીય, ધાર્મિક ઐતિહાસિક અને ભૌગોલિક પરિસ્થિતિનો તાદૃશ્ય ચિતાર ખડો કરતું આ અપૂર્વ નાટક આધુનિક નાટકોમાં નવીન જ ભાત પાડે છે. સામાન્ય નિયમ મુજબ નાટકમાં ગદ્ય તથા પદ્ય બન્ને હોય છે. આ માત્ર ગદ્યમાં જ છે. કર્તાએ પોતે જ ' આમુખ 'માં એ વિષે ઉલ્લેખ કર્યો છે. એટલે પદ્ય સિવાયનું આ નાટક ગુજરાતી સાહિત્યમાં નવીન ભાત પાડે છે. આ નાટક દ્વારા લેખકે કેટલાક આધુનિક ગુચવણભર્યા પ્રશ્નો પર પ્રાચીન સમયમાં કેવો વ્યવહાર ચાલતો હતો તે જણાવી એ પ્રશ્નો તે દૃષ્ટિએ ઉકેલવા પોતાનો મત દર્શાવ્યો છે.

યાજ્ઞવલ્કય, મનુ, નારદ વગેરેની સ્મૃતિઓ, ઉપનિષદો, રામાયણ, મહાભારત શાન્તિપર્વ, મુદ્રારાક્ષસ નાટક, બૌધાયન, આપસ્તમ્બ, વશિષ્ટ વગેરેનાં ધર્મસૂત્રો, વિન્સેન્ટ સ્મિથની ' અર્લિ હિસ્ટરિ ઑફ ઇન્ડિયા, ઘોષનું પાટલીપુત્ર, મેકડોનલ્ડ અને કીથનું વેદિક ઇન્ડિયા વગેરે પુસ્તકોનો અભ્યાસ કરી તેમાંથી પોતાના અભિપ્રાય મુજબ તારવણી કાઢી હિંદુ રિતરિવાજો સંબંધમાં પોતાના વિચારો આ નાટક દ્વારા સમાજ

સમક્ષ રજુ કર્યા છે. જે સમયનું વર્ણન છે તે સમયમાં રૂઢ શબ્દોનો પ્રયોગ અત્રે કર્યો છે પરંતુ છેડે ટિપ્પણમાં એ શબ્દોનો આધુનિક શબ્દોમાં અર્થ સમજાવ્યો છે. આન્તર્જાતીય લગ્નો, અનેક જાતના પુત્રો, વર્ણવ્યવસ્થા, અસ્પૃશ્ય જાતિઓ, ઉદક-ક્રિયા વગેરે સાંસારિક બાબતના પ્રશ્નો આ નાટકમાં ચર્ચ્યા છે. તે સમયની આર્થિક સ્થિતિનો ખ્યાલ પણ આપણા હાલના વાતાવરણમાં ઉપયોગી થઇ પડે એવો છે.

નાટકની શરૂઆત શિવમંદિરમાંથી થાય છે. પાટલીપુત્રમાં શમ્બુક નામનો ચર શહેરમાં નવીન મનુષ્ય કોણ આવ્યો છે તે જોવા કંપર્દિનેશ્વરના મંદિરમાં આવે છે. ત્યાં અગ્નિવેશ્ય નામનો બ્રાહ્મણ પૂજા કરતો હોય છે. તેને દેખી તેની પૂછપરછ કરે છે અને તેની આ સંબંધી તપાસ કરવા સ્થાનિક પાસે જઇ હકીકત નિવેદન કરવા અગ્નિવેશ્યને સમજાવે છે. સ્થાનિક હકીકત સાંભળી વૈશાલીના સ્થાનિક તરફ તપાસ માટે લખે છે. ત્યાં તપાસ થઇ જે જવાબ આવે છે તે પરથી તમામ હકીકત જાણી અગ્નિવેશ્ય આગળ પગલાં લેવાનું માંડી વાળે છે, અને પાટલીપુત્રમાં થાણું જમાવે છે. પોતાની વિદ્વત્તાના પ્રતાપથી તે પૈસેટકે સુખી થઇ જાય છે. એની આ જબાલા જેને પોતાના કાકાને આશરે મૂકી પોતે કાશી કમાવા ગયો હતો અને પછી ભણવા માટે ત્યાં રહ્યો હતો તે ન છૂટકે કીર્તિવર્મા નામના રજપૂત સાથે પુનર્વિવાહ કરી પાટલીપુત્રમાં રહે છે. ત્યાં તેને છોકરો થાય છે. બન્ને નિરતિ આનંદ કરતાં હોય છે ત્યાં કીર્તિવર્મા, જે અનાજનો વેપાર કરતો તેની બાહોશીથી પોતાને પાછા પડવું પડતું જોઇ ભાનુદાસ, વિષ્ણુદાસ બન્ને તેના ઉપર અકળાય છે, અને ભાનુદાસ નીચ બુદ્ધિનો હોવાથી વિષ્ણુદાસને ભોળવી પ્રસંગ ઉપસ્થિત થતાં કીર્તિવર્માનો ઘાટ ઘડવાનો વિચાર કરે છે. કીર્તિવર્માનો સગો ઇંદ્રવર્મા વિષ્ણુદાસને ત્યાં આવતાં તેને અને કીર્તિવર્માને પરસ્પર વૈમનસ્ય હોવાનું જણાતાં, એ બે વચ્ચે સમાધાન કરાવવાનું બહાનું કાઢી કીર્તિવર્માને રાત્રે આગ્રહપૂર્વક બોલાવે છે અને મધુ મંગાવી, સમાધાન પછી મૈત્રી પુનઃ ચાલુ કરવા મધુ પાય છે. તેમાં કીર્તિવર્માના મધુમાં મદનરસ નામની ઝેરી દવા મેળવે છે, અને તેની બેભાન અવસ્થામાં મારી નાખી નદી કિનારે આખરી લાસને ફેંકી દે છે. શમ્બુકને ફરતાં ફરતાં ખબર પડે છે અને તે તથા સ્થાનિક વગેરે જઇ શબ લઇ આવી તેની ઓળખ કરાવી ખૂન કરનારની શોધમાં ફરે છે. આખરે બધો ઘડો ફૂટી જાય છે અને ભાનુદાસના ઉપર કેસ સાબીત થઇ તેને દેહાંત દંડની શિક્ષા થાય છે. દરમ્યાન જબાલાને પૈસાની હાડમારી વેઠવી પડે છે. ભાડું અપાતું નથી એટલે ઘરધણી તગાદો કરે છે તેને થોડું થોડું આપી છેક નિરાધાર થતાં એક દિવસ પોતાના છોકરા સાથે ગામમાંથી ચાલી જાય છે. નદી કિનારે સંતનો સમાગમ થતાં તેને આશ્રમે જઇ ત્યાં પોતાના આચરણથી સંતનો ચાહ મેળવે છે, અને મોક્ષ માર્ગે પ્રયાણ કરે છે. પરોશીના કહેવા મુજબ અગ્નિવેશ્ય એને ફરીથી સ્વીકારવા તથા છોકરા સાથે પોષવા ખુશી હોવા છતાં એકની એક ધટમાળમાં પડી. રહેવા નારાજ હોવાથી મુક્તિનો માર્ગ શોધતાં અચાનક પ્રભુદયા અનુભવે છે અને આખરે ગુરુ-આજ્ઞાથી પોતાનો અનુભવ બધાને સંભળાવે છે.

આમાં ઘણા ગૂઢ અને ગુંચવણભરેલા પ્રશ્નો આવી જાય છે. તેનો બહુ ખૂબીથી તોડ કાઢવામાં આવ્યો છે, અને જ્યાલા દ્વારા લેખકના પોતાના અનુભવનું આખું રેખાદર્શન લેખકે પોતે આપ્યું છે. પુસ્તક વાંચવાલાયક અને માર્ગદર્શક છે. સમાજ ઉત્તેજન આપશે જ. આવાં નાટકો હવે બહુ ઓછાં જોવામાં આવે છે. આશા છે કે શાળાઓ, પુસ્તકાલયો ઉત્તેજન આપશે જ. આવા વિદ્વાન લેખકને હાથે લખાયલાં નાટકો હાલ તો વિરલજ છે. પુસ્તકાલયો તો જરૂર ખરીદે, ગામોમાં યુવકસંઘોના પ્રચારકાર્યમાં આ નાટક મદદરૂપ થઇ પડશે.

કાગળ, છપાઇ, બીબાં વગેરે સારૂં છે. માત્ર બાંધણી જોઇએ એવી નથી, જરા વધારે મજબૂત હોવી જોઇએ. કિંમત માફકસર છે.

**૫. હિંદી રાષ્ટ્રીય મહાસભાનો ઇતિહાસ ભાગ ૩ જો** :—લેખક, નરહરિ ભટ્ટ; પ્રકાશક, લુહાણામિત્ર પ્રેસ, રાવપુરા, વડોદરા; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૪+૩૨૬; પાકું પૂઠું; સચિત્ર મૂલ્ય રૂ. ૩—૦—૦.

લુહાણામિત્ર પ્રેસ તરફથી પ્રથમના બે ભાગમાં સને ૧૯૨૨ સુધીનો મહાસભાનો ઇતિહાસ પ્રસિદ્ધ થઇ ગયો છે. તેના અનુસંધાનમાં ૧૯૩૨ થી ૧૯૩૭ સુધીનો એટલે હરિપુરાની બેઠક સુધીનો ઇતિહાસ અત્રે પ્રગટ કર્યો છે. દિલ્હીના ખાસ અધિવેશનથી ફૈજપુર સુધીના ૫૦મા અધિવેશન સુધીની મહાસભાની પ્રવૃત્તિનું આમાં ધ્યાન છે. છેવટનાં ૫ પરિશિષ્ટોમાં શ્રી ગાંધીજીના ૧૧ મુદ્દાઓ, સ્લોકોમ્બના ૪ મુદ્દાઓ, ગાંધી–ઇરવીન કરારનામું, પ્રાન્તિક ચુંટણી માટેનું મહાસભાનું જાહેરનામું અને પ્રાન્તિક ચુંટણીઓનું પૃથક્કરણ આપવામાં આવ્યાં છે. આ ભાગ ઘણો રસમય અને પ્રેરક તેમજ રોમાંચ ખડાં કરે એવો છે. પુસ્તકાલયો જરૂર ખરીદે. છપાઇ, કાગળ વગેરે સુંદર છે. નેતાઓનાં ચિત્રો બહુ સ્પષ્ટ નથી, જો કે કેટલાંક ઘણાં જ આબેહુબ અને સ્પષ્ટ છે. ઉત્તેજનને પાત્ર છે. આવાં પુસ્તકોનો જલદી ઉપાડ થવો જોઇએ અને તો જ આવાં પ્રકાશનો બહાર પાડવા પ્રોત્સાહન અને નાણાંની મદદ મળી શકે.

**૬. આપણા દેશની સ્થિતિ**:—મૂળ લેખક, વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકર; અનુવાદક, સાકરલાલ તુળજારામ યાજ્ઞિક; પ્રકાશક, શંકર નરહર જોશી, મેનેજર ચિત્રશાળા પ્રેસ ૧૦૨૬, સદાશીવ પેઠ પુના ૨; ૧૯૩૮, ૧૬ પેજી કદ, પાન ૫+૧૧૨; કાચું બોર્ડનું સચિત્ર પૂઠું; મૂલ્ય ૮ આના.

મૂળ મરાઠીમાં લખાયલું આ પુસ્તક સરકારી બંધીમાંથી મુક્ત થવાથી ભાઇ સાકરલાલ યાજ્ઞિકે તેનો અનુવાદ કરી ચિત્રશાળા પ્રેસ તરફથી શંકર નરહર જોશીએ પ્રસિદ્ધ કર્યું છે. હાલ જે પ્રશ્નો આપણને ગુંચવી રહ્યા છે અને જે સમસ્ત દેશના બધા નેતાઓનું ધ્યાન ખેંચી રહ્યા છે એવા પ્રશ્નો સામે સ્વ. વિષ્ણુ શાસ્ત્રીએ વર્ષો દર્શાવ્યો હતો. પોતે સરકારી નોકર હતા છતાં નીડરતાથી પોતાના વિચારો જનસમૂહ સમક્ષ રજુ કરી દેશને જાગૃત કરવા મથી રહ્યા હતા. ૧૮૮૦ થી ૧૯૧૨ ના ગાળામાં આ દેશભક્તે ઘણાં મહત્ત્વના કાર્યો કર્યાં હતાં. પુનાની ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ, ચિત્રશાળા,

ને કિતાબખાનાની સંસ્થાઓ એમણે પ્રથમ શરૂ કરેલી. લો. તિલક અને અગારકરની તેમને મદદ મળી અને નોકરીની પરવા કર્યા વગર સ્વતંત્ર રીતે યુવકો પોતાની આજીવિકા ચલાવી શકે એ ઉદ્દેશથી ફર્ગ્યુસન કૉલેજની સ્થાપના મૂળની ન્યુ ઇંગ્લિશ સ્કૂલમાંથી થઇ. 'કેસરી' અને 'મરાઠા' પણ એમના સાહસને આભારી હતાં. એમણે નિબંધ-માળા દ્વારા પોતાનાં જોરદાર લખાણો પ્રજા સમક્ષ ધરવા માંડ્યાં. એમનાં લખાણો કટાક્ષથી ભરપૂર હતાં. આ પુસ્તકનો નિબંધ, માળાના છેલ્લા સાત અંકોમાં પ્રસિદ્ધ કર્યો હતો. આમાં આપણા દેશની અધોગતિ શાથી થઇ અને એ સ્થિતિ લાવવામાં કોણ કોણ આગેવાનો હતા એ બધું એમણે બહુ કટાક્ષમય ભાષામાં સાફ સાફ જણાવ્યું હતું. આપણા કુસંપનું આ પરિણામ હતું અને સ્વાર્થ અને લોભને ખાતર આપણી અવદશા થઇ એ એમણે નિબંધ દ્વારા પ્રતિપાદિત કર્યું છે.

નિબંધ વાંચવાલાયક, પ્રેરક હોઇ ચિન્તવન માગે છે. આવાં પુસ્તકો વાંચવાથી આપણને આપણી ભૂલ માલમ પડી તેનાથી દૂર રહેવા પ્રેરણા થાય એ તેમનો મૂળ ઉદ્દેશ છે. આવાં પુસ્તકોને ઉત્તેજન મળવું જ જોઇએ.

૭. **અક્ષરમાળાઃ**—સંપાદક, નાગરદાસ ઇ. પટેલ અને ચિત્રકાર જગમોહન મિસ્ત્રી, બાલવિનોદ કાર્યાલય, મલાડ, મુંબઇ; ૧૯૩૮; મૂલ્ય પાંચ આના.

નાનાં નાનાં બાળકોને કક્કો શીખવવાની શરૂઆત કરવા માટે પ્રાણીઓની એ. બી. સી., પક્ષીઓની એ. બી. સી., ફૂલોની એ. બી. સી. વગેરે વિવિધ પ્રકારની વિવિધ રંગમાં સુંદર રીતે છાપેલી ચોપડીઓ અંગ્રેજી ભાષામાં છે. આપણાં ગુજરાતી બાળકો માટે આવાં પુસ્તકો પ્રગટ કરવાના ઉદ્દેશે આ અક્ષરમાળાથી શરૂઆત કરી છે. પ્રાણી અને પક્ષીના નામ સાથે કક્કો શીખતાં બાળકો સ્હેલાઇથી યાદ રાખી શકે છે. રમતાં રમતાં અક્ષરો ઓળખતાં થાય છે. આ સાહસને તમામ શાળાઓ, પુસ્તકાલયો તથા ધનિકોએ ઉત્તેજન આપવું જ જોઇએ. જાડા કાગળ ઉપર રંગીન ચિત્રો દ્વારા શિક્ષણનો આ પ્રયોગ ખરેખર પ્રશંસનીય છે. રોજ જોવામાં આવતાં પ્રાણીઓ તથા પક્ષીઓ દ્વારા અક્ષરજ્ઞાન જલદી અને સચોટ થાય એટલું જ નહિ પરંતુ પ્રાણીઓ તથા પક્ષીઓને પણ ઓળખતાં થાય એ જેવું તેવું નથી. ઉત્તેજન મળશે જ. છપાઇ, કાગળ વગેરે સુંદર હોઇ કિંમત પણ માફકસર છે.

૮. **બાલચમૂનાં ગીતોઃ**—લેખક તથા પ્રકાશક, ઠાકર નારાયણ નથુરામ બાલવીર શિક્ષક આજોલ; ૧૯૩૮; ૧૬ પેજી કદ, પાન ૯+૧૦૨; કાચું પૂઠું; મૂલ્ય ૮ આના.

બાલવીર શિક્ષક તરીકે આજોલમાં વિદ્યાર્થીઓને ચમૂ શિક્ષણ આપવાના પ્રસંગે ઉપયોગી થઇ પડે તેવાં ગીતોનો આ સંગ્રહ બાલવીરોને બહુ ઉપયોગી થઇ પડશે. બાલ સેનાનીઓ તેમજ તેમના નેતાને પણ આ ગીતો સહાયભૂત થઇ પડશે. પ્રાર્થના, રાજગીત તથા અન્ય પ્રસંગોએ ઉપયોગી થઇ પડે એવાં ગીતોનો આ સંગ્રહ પ્રાથમિક શાળા તથા બાલ પુસ્તકાલયો માટે ચાલી શકશે.

કિંમત વધારે લાગે છે. કાગળ પાતળા હોવાથી અક્ષરો બીજી બાજુએ ફૂટી નીકળે છે એ આંખને નુકશાનકર્તા છે એમ અમારો અનુભવ કહે છે. બાલકોની આંખની કાળજી નિદાન શિક્ષકોએ તો વિશેષ લેવી જોઇએ. ' તત્પર રહો ' એ એમનો મુદ્રાલેખ છે. વિષયોની પણ વિપુલતા છે અને વિચારો પણ પુખ્ત અને પ્રેરક છે.

૯ **બાલવિધવા** :—અનુવાદક, ચંપકલાલ છગનલાલ મોદી; પ્રકાશક, સ્ત્રી-શક્તિ કાર્યાલય, કેળાપીઠ, સુરત; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પાન ૨૭; મૂલ્ય ૨ આના કાચું પૂઠું.

ઉપરોકત ગ્રંથમાળાનું આ ૬૯ મું પુસ્તક છે. ભાઇ ઇશ્વરલાલ વીમાવાળા સ્ત્રીઓની ઉન્નતિ માટે ઉત્તમ પ્રયાસ કરી રહ્યા છે. આમાં બાલવિધવાનો કૂટ અને ચર્ચાસ્પદ પ્રશ્ન છણી એમણે કોકિલાનો આખરે અતુલ જોડે પુનર્વિવાહ કરાવ્યો છે અને એ જ પ્રમાણે વિધવાના પ્રશ્નનો ઉકેલ લાવવા જનસમૂહને આહ્વાન કર્યું છે. મહિલા પુસ્તકાલયો, કન્યાશાળાઓ જરૂર ખરીદે. સ્ત્રીઓએ તથા મરદોએ આવાં પુસ્તકો ખાસ વાંચવા જોઇએ.

**ના. ચં. દીવાનજી**

૧૦. **યોગ સાધનાના પાયા ભા. ૧ લો** : મૂળ લે. શ્રી અરવિંદ; અનુવાદક શ્રી અંબાલાલ બા. પુરાણી; પ્રકાશક, શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ; પહેલી આવૃત્તિ ૧૯૩૮; ૧૬ પેજી પૃ. ૧૧૭; કાર્ડ બોર્ડનું પૂઠું કિં. ૦–૧૦–૦.

પૂર્ણયોગ માર્ગના પ્રવર્તક શ્રી અરવિંદાચાર્યે પોતાના સાધકશિષ્યોનું શંકા-સમાધાન કરતાં શિષ્યોએ પૂછેલા પ્રશ્નોના જે ઉત્તરો આપેલા તેમાંથી ઉપયોગી અવતરણોનો સંચય Basis of Yoga એ નામથી અંગ્રેજીમાં પાંચ પ્રકરણોમાં પ્રસિદ્ધ થયેલો, તેનાં ત્રણ પ્રકરણોનો ગુજરાતી અનુવાદ આ પુસ્તકમાં છે. બાકીનાં બે પ્રકરણોનો બીજો ભાગ પ્રસિદ્ધ થવાનો છે. પ્રસ્તુત પુસ્તકનાં ( ૧ ) સ્થિરતા, શાંતિ, સમતા, ( ૨ ) શ્રદ્ધા, અભીપ્સા, સમર્પણ, અને ( ૩ ) મુશ્કેલીમાં : એ ત્રણ પ્રકરણોનું વાચન યોગસાધનાના પાયા રૂપ એ એ વિષયોની વિશેષ સમજૂત મેળવવામાં ગુજરાતી સાધકની સરસ સેવા બજાવશે.

૧૧. **યોગ પર દીપ્તિઓ**:—લેખક, અનુવાદક, પ્રકાશક, સાલ, કદ, પૂઠું, કિંમત ઉપર પ્રમાણે; પૃ. ૧૦૪.

આ પ્રકાશન પણ ઉપર પ્રમાણે જ શ્રી અરવિંદ અને તેમના સાધકશિષ્યો વચ્ચે ચાલેલી પ્રશ્નોત્તરીનાં અવતરણોના અંગ્રેજી સંચય Lights on Yoga નો અનુવાદ છે; અને તે વાંચતાં ( ૧ ) લક્ષ ( ૨ ) ચેતનાના લોકો અને વિભાગો ( ૩ ) સમર્પણ અને ઉન્મીલન, અને ( ૪ ) કાર્ય : પૂર્ણ યોગમાં કર્મનું સ્થાન : એ બાબતોની સવિશેષ સમજૂત મેળવવામાં સાધક વર્ગને સહાયભૂત થઇ પડશે.

સાધકો તેમજ જીજ્ઞાસુઓના લાભાર્થે ઉપરનાં બન્ને પ્રકાશનો સાધનસંપન્ન

પુસ્તકાલયોએ તો ખરીદવા જ રહ્યાં—શ્રી અરવિંદ કાર્યાલયનાં ' પૂર્ણયોગ ' ' યોગિક-સાધન ' વગેરે પુસ્તકો જે પુસ્તકાલયોમાં હોય તેમણે તો ખાસ.

**૧૨–૧૩. ચાલો હિમાલયે ભા. ૧–૨:**—લેખિકા, પદ્માવતી દેસાઇ; પ્રકાશક, ભાઇલાલ ડી. પટેલ, આપણું બાળ કાર્ય મંદિર ભરૂચ; ૧૯૩૮; ૧૬ પેજી પૃ. ૩૨; સચિત્ર કાચું પૂઠું; કિં. ૦–૩–૦ દરેકની.

ભરૂચથી પ્રસિદ્ધ થતી " આપણી બાલ ગ્રંથમાળા "ના પહેલા વર્ષનાં પાંચમા ને છઠ્ઠા પુસ્તક તરીકે પ્રસિદ્ધ થયેલી પ્રવાસવર્ણનની આ બે પુસ્તિકાઓ ગુજરાતી બાલ સાહિત્યમાં આવકારપાત્ર ઉમેરો કરે છે. ભૂગોળમાં ભણાતો ને નકશામાં જોવાતો હિમાલય એ શું ચીજ છે, ત્યાંનું સૃષ્ટિસૌન્દર્ય કેવું મનોહર છે, ત્યાંનાં હવાપાણી, ત્યાંના લોકો ને તેમની રહેણીકરણી, ત્યાંના માર્ગો ને પ્રવાસનાં સાધનો કેવાં છે, તેનો સરસ ખ્યાલ, તેમજ જમ્નોત્તરી ને ગંગોત્રી, બદરીકેદાર ને હરદ્વાર આદિ તેનાં તીર્થ-સ્થાનોની માહિતી આ પુસ્તિકાઓ વાંચવાથી મળી શકે તેમ છે. પ્રવાસ એ બાળકોના જીવનઘડતરમાં કેવો મહત્ત્વનો ભાગ ભજવે છે, અને સાચો શિક્ષક એ દિશામાં શું કરી શકે તે પણ સારી રીતે સમજાય છે. ભાષાશૈલી બાલસુલભ સહેલી ને સરળ હોઇ વાંચતાં વાર્તાવાચનનો રસ અનુભવાય છે, એટલે બાલવાચકોને એનું વાચન ખૂબ જ રુચિકર થઇ પડશે એમ માનીએ છીએ. નાનાં મોટાં તમામ પ્રકારનાં પુસ્તકાલયો, તેમજ સંસ્કારી કુટુંબો આને જરૂર ખરીદે ને વંચાવે.

**૧૪. હિંદી રાષ્ટ્રીય મહાસભા:**—લેખક, હર્ષદ પટેલ; પ્રકાશક, સાલ, કદ, પૃષ્ઠ, પૂઠું, ઉપર પ્રમાણે; કિંમત ૦–૪–૦; સચિત્ર.

' આપણી ગ્રંથમાળા 'ના પહેલા વર્ષના ૪ થા પુષ્પ તરીકે પ્રસિદ્ધ થયેલી આ પુસ્તિકામાં હિંદી રાષ્ટ્રીય મહાસભાના ઉગમ ને વિકાસની જરૂરી હકીકત ઉપરાંત ચાલુ વર્ષે હરિપુરામાં ભરાયલી ૫૧ મી મહાસભા માટે રચાયલા વિઠ્ઠલનગર–વાસિનગરની ભવ્યતા, સ્વચ્છતા ને વ્યવસ્થા ઉપરાંત પ્રદર્શનાદિ તેના વિવિધ વિભાગોનું બાલસુલભ ભાષામાં સુંદર વર્ણન છે. બાળકોને તેમજ મોટાંઓને એનું વાચન જરૂર આનંદપ્રદ થઇ પડશે.

**૧૫. રઢીયાળા રાસ:**—સંપાદક, મગનલાલ બાપુજી બ્રહ્મભટ્ટ, દહેગામ; પ્રકાશક, ચંદુલાલ સાકરલાલ ઠાકોર, બાલા હનુમાન–અમદાવાદ; પહેલી આવૃત્તિ ૧૯૩૭; ૧૬ પેજી પૃ. ૧૦+૧૧૨; સચિત્ર કાચું પૂઠું; કિં. ૦–૮–૦.

ગુજરાતનાં કેટલાંક લોકગીતો, નરસિંહ, મીરાં, ને દયારામ જેવા પ્રાચીન કવિઓની લોકપ્રિય ગરબીઓ, ઉપરાંત આધુનિક કવિઓના વિવિધ રાહ ને ઢાળના રાસો મળીને કુલ ૧૦૪ જેટલાં ચુનંદા રાસ–ગીતોનો આ સંગ્રહ ગરબાઘેલી ગુજરાતણોને જરૂર ગમશે. નવરાત્રના દિવસોમાં, કે કન્યાશાળાના, વા ઇતર જાહેર સમારંભોના કાર્યક્રમ માટે જરૂરી સામગ્રી આ રાસ સંગ્રહમાંથી મળી રહેશે. મહિલા પુસ્તકાલયો તેમજ કન્યા-શાળાઓએ અવશ્ય વસાવવા જેવું.

**ના. નં. ચોકસી**

## સામયિકો

૧. **નેશનલ રીકન્સ્ટ્રક્શનઃ**—એડલ્ટ એજ્યુકેશન નંબર વૉ. ૧, અંક ૨ જો મે ૧૯૩૮; તંત્રી, શ્રી. જ્ઞાનાંજન પાલ એમ. એ.; પ્રકાશક, શ્રી. પી. કે. દાસ, ૪–૧ એ વોટર્લુ સ્ટ્રીટ કલકત્તા; વાર્ષિક લવાજમ રૂ. ૩–૦–૦ હિંદમાં.

શ્રી. જ્ઞાનાંજન પાલના તંત્રીપણા નીચે હિંદની રાષ્ટ્રીય પુનર્ઘટનાના ફૂટ પ્રશ્નોની અંગ્રેજી ભાષામાં ચર્ચા કરતું આ માસિક કલકત્તામાંથી પ્રસિદ્ધ થાય છે. જો કે એક અંક ઉપરથી સામયિક સંબંધી અભિપ્રાય બાંધવો અશક્ય છે, છતાં પણ એના લેખકો તથા લેખો અને વિષયો જોતાં આ માસિક આધુનિક સુધારા તથા ક્રાંતિના સમયમાં બહુ ઉપયોગી થઈ પડશે એમ લાગે છે. લેખકો પણ નિષ્ણાત જણાય છે. ન્યાયમૂર્તિ સર શાહ સુલેમાનનો સંદેશો પ્રેરણાત્મક અને પ્રેરક છે. આવતો અંક 'લોકપ્રિય પુસ્તકાલયો' સંબંધી ખાસ ચર્ચા કરશે એટલે એ પણ વાંચવાલાયક જ હશે. બેંગાલ પુખ્તવયનાં મનુષ્યોની કેળવણીનું મંડળ ચલચિત્ર દર્શન, ભાષણો, વર્ગો દ્વારા શિક્ષણનું સુંદર કાર્ય કરી રહ્યું છે. વિદ્યાર્થીઓનો તેમાં સાથ છે એટલે પ્રયત્ન બહુ સફળ થશે. દરેક પુસ્તકાલયે આ માસિક ખાસ રાખવું જોઈએ. અંગ્રેજી વાંચનારા વાચકો માટે જ ઉપયોગી છે. આ સાહસને અમારાં હાર્દિક અભિનંદન !

જુદી જુદી દૃષ્ટિથી પુખ્તવયનાંની કેળવણીના આંકડા ઉપરાંત આમાં હિંદના જુદા જુદા પ્રાંતોની એ દિશાની પ્રવૃત્તિ સંબંધી માહિતી પણ ટૂંકમાં આપવામાં આવે છે. નિષ્ણાતોના લેખો ખાસ વાંચવાલાયક છે. પુખ્તવયનાંની કેળવણી કઈ કઈ રીતે સાધી શકાય વગેરે બાબતો બહુ ઝીણવટથી સમજાવી છે.

૨. **પ્રોપર્ટી માર્કેટઃ**—તંત્રી અને પ્રકાશક, ઇ એમ. જિલ્બર્ટ–લૉજ, ૧૭, એસ્પ્લેનેડ રોડ કોટ, મુંબાઈ, ટેલીફોન નં. ૨૨૧૦૭ : વૉ. ૧૨ અંક ૧૦, મે ૧૦ મી ૧૯૩૮; મૂલ્ય ૪ આના નકલના.

મુંબઈના એસ્ટેટ એજન્ટ મેસર્સ લૉજ અને કંપની તરફથી માલીકો, ખરીદ કરનારાઓ, અને ભાડુતો બધાની જરૂરીઆતો પૂરી પાડવાના ઉદ્દેશથી આ સાપ્તાહિક પ્રસિદ્ધ થાય છે. હાલ ૧૨ મું પુસ્તક ચાલે છે. ઉપરના માસિક માટે કહ્યું તે આને પણ લાગુ પડે છે છતાં પણ આધુનિક સમયમાં બાંધકામો ઘણાં જ થતાં હોવાથી જમીનદારો ધનપતિઓ વેચનાર તથા લેનાર તેમ જ ભાડુતોને યોગ્ય માહિતી પૂરી પાડવાના કાર્યને આ સાપ્તાહિક બહુ ઉપયોગી થઈ પડશે. આમાં મુંબઈના ગૃહઉદ્યોગો (૧૯૩૮)ના, માલિકોને ઉપયોગી મિલકત સંબંધમાં કરવામાં આવેલા કાયદાના નિર્ણયો, મુંબઈમાં બાંધકામ માટેના હાલના ભાવો, મિલકતમાં નાણાંનું રોકાણ કરવા સંબંધી તેમજ બ્રિટનનાં શહેરોની પુનર્ઘટના વગેરે બાબતો બહુ કુશળતાપૂર્વક ચર્ચી છે. સિમેંટ સંબંધી માહિતી પણ એમાં છે. ચાલુ સમયમાં આ સાપ્તાહિક ઘણાને ઉપયોગી થઈ પડશે. ગામડાં સંબંધી એ તમામ માહિતી ખાસ આપવા અમારી તંત્રીઓને ભલામણ છે.

કરવા પુસ્તકાલયો જરૂર ખરીદે. અંગ્રેજી વાચકોવાળાં ગ્રામ પુસ્તકાલયો પણ ઉત્તેજન આપશે જ. આવું સામાયિક ગુજરાતીમાં નીકળવાની ખાસ જરૂર છે.

૩. **આઇડિયલ હોમઃ**—પુ. ૪ નં. ૨ જુન ૧૯૩૮; તંત્રી પ્રોફેસર એમ. એરી સ્ટાર પ્રેસ બિલ્ડિંગ, હૉલ સ્ટ્રીટ, અમૃતસર, વાર્ષિક લવાજમ હિંદમાં રૂ. ૧–૮–૦ છૂટક નકલ માસિક ૨ આના.

સ્ત્રી પુરૂષનાં જાતીય જ્ઞાન સંબંધી વિષયોની ચર્ચા કરતા આ માસિકમાં સંતતિ-નિયમન વસ્ત્રોની ચળવળ, આધુનિક સ્ત્રીઓના વિચારો, સંતતિ નિયમનમાં કોણ કોણ આગળ પડતો ભાગ લે છે વગેરે બાબતો ચર્ચાય છે. જાતીય જ્ઞાનની જરૂર છે. પરંતુ તે મર્યાદિત હોવી જોઇએ અને બહુ છૂટથી જેને તેને એ જ્ઞાન આપવાની ઉત્કંઠા દબાવવી જોઇએ, ફાયદા કરતાં ગેરફાયદો એ વિષય પરત્વે ઘણો જ છે એમ અમે માનીએ છીએ. ખાવાનું હોય નહિ, મેળવવાની શક્તિ ન હોય અને દર વર્ષે એક બે વૃદ્ધિ ઘરમાં થાય એ ઈચ્છવાયોગ્ય તો નથી જ પરંતુ એનો અટકાવ કરવા જતાં પસ્તાવાનો સમય ન આવે એ પણ જોવાનું છે. જમાનાની પ્રગતિ પ્રમાણે 'નીતિ'ની વ્યાખ્યા ફરે છે જ. પરંતુ દરેકને હદ હોય જ. અપરિમિત કોઈ પણ વસ્તુ ફાયદા કરતાં નુકશાન વધારે કરે એ સ્વાભાવિક છે. બાકી આધુનિક સમાજ-રચનામાં અને વિચારોની પ્રગતિ અને તેની વિશાલતા જોતાં જાતીય જ્ઞાનની જરૂર લાભદાયક થાય એ પણ સાચું છે. પરંતુ આવો વિષય સામાન્ય જનતા સ્હેલાઇથી સમજી શકે માટે માતૃભાષામાં ચર્ચાવો જોઇએ. તોજ તેની ધારેલી અસર થાય અને આપણો મૂળ ઉદ્દેશ પાર પડે.

અંગ્રેજી સમજનારા માટે આ માસિક માર્ગદર્શક થઇ પડશે. એ બાજુ પણ અભ્યાસ માગે છે.

છાપકામ, કાગળ, બીબાં વગેરે સારાં છે. વિષયો પણ નિષ્ણાતો દ્વારા લખાવાય છે. એટલે અનુભવપૂર્ણ બાબતો આમાંથી જાણવાની મળે છે.

૪. **માનસીઃ**—પુ. ૩ અંક ૨ જુન ૧૯૩૮: તંત્રી વિજયરાય વૈદ્ય, સ્ટેશન રોડ, ભાવનગર અથવા દરજી મહોલ્લો, નાનપુરા, સુરત; વાર્ષિક લવાજમ રૂ. પાંચ.

હમેશ પ્રમાણે આ અંકમાં પણ સિદ્ધ લેખકોના લેખો જોવામાં આવે છે.

મુંબાઇનાં પરાંગોમાં ૧૯૯૪ ની ફાગણ સુદ ૧૪ ની રાત્રે પરાંઓની મિજલસમાં મુ૦શ્રી બ. ક. ઠાકોરે આપેલું મનનીય અને ઉપદેશક ભાષણ, ઈરિપતાલની સ્થાપનાનો રમુજી કિસ્સો, નવલરામ સંબંધી શ્રી જ્યોતિન્દ્ર દવેનો લેખ, રા. ધનસુખલાલનો 'રંગભૂમિ' સંબંધી લેખ, તંત્રીશ્રીનો 'સદ્ગત નરસિંહરાવ' વાળા લેખ ઉપર સમાલોચના તેમજ ચર્ચાત્મક લેખોમાંથી પણ કેટલાક ખાસ વાંચવા લાયક છે.

**ના. ચં. દિવાનજી.**

૫. **પૂર્ણાઃ**—તંત્રી, રણછોડજી પરાગજી મહેતા; નવસારી; વાર્ષિક લવાજમ, દેશમાં રૂ. ૨–૮–૦, બર્મા માટે રૂ. ૩‌‌], અને અન્ય દેશાવર માટે ૬ શિલીંગ.

દર અંગ્રેજી માસની પંદરમી તારીખે નિયમિત પ્રકટ થતું આ માસિક પોતાના

જીવનનું પહેલું વર્ષ યશસ્વી રીતે પૂરૂં કરી ઑગસ્ટથી બીજામાં પ્રવેશવાની તૈયારી કરે છે, એ જોઈ જાણી આનંદ થાય છે. એમાં કાવ્ય, ઇતિહાસ, પુરાતત્ત્વ, પ્રવાસ, સામાજિક આર્થિક ને રાજકીય વિષયોની ચર્ચા, લોકસાહિત્ય, વાર્તા, નાટક ને ચરિત્ર વગેરે વિવિધ વિષયની રસપ્રદ સામગ્રી રોયલ કદનાં ૪૮ પૃષ્ઠોમાં પ્રતિમાસ પીરસાય છે. દેશ પરદેશની જાણવાજોગી હકીકતો તથા રમુજી ટુચકાઓ પણ એના ' સાકરીઆ ચણા ' વિભાગમાં વાંચવા મળે છે. સાહિત્ય સમાલોચનાને પણ થોડુંક સ્થાન છે. આવી રીતે જુદી જુદી રસવૃત્તિને સંતોષી શકે એવી વિવિધ સામગ્રી ધરાવતા આ સામાયિકને પુસ્તકાલયો તરફથી નવા વર્ષ માટેની પત્રો-માસિકોની પસંદગીમાં સ્થાન અપાય તો ખોટું નહિ. લવાજમ પણ ભારે નથી. પુસ્તકાલય ખાતાએ, ચાલુ અંકમાં જ સૂચના નં. ૪૨૫ થી એને પુસ્તકાલયો માટે મંજુર કર્યું છે.

દરેક અંકમાં પૃષ્ઠ સંખ્યા ૧ થી ૪૮ નંખાય છે તે બરાબર નથી. પૂઠું તેમ પહેલું પૃષ્ઠ ફાટી જતાં અંક કયા માસનો તે જાણવાનું દુષ્કર બને છે. તેથી પૃષ્ઠ સંખ્યા ચઢતા ક્રમે નાખવાની પદ્ધત નવા વર્ષથી સ્વીકારવાની ભલામણ કરીએ છીએ.

૬. **સ્વાસ્થ્ય અને શક્તિઃ**—( દ્વૈમાસિક ) તંત્રી, ડાહ્યાલાલ હીરાલાલ દેસાઈ બી. એ. એલ એલ. બી., પીલાજીગંજ, મહેસાણા; લવાજમ, વ્યાયામ મંડળના સભ્યોને વિના મૂલ્યે, અન્યને માટે વાર્ષિક આઠ આના.

ઋતુએ ઋતુએ પ્રકટ થતું આ દ્વૈમાસિક મહેસાણા પ્રાંત વ્યાયામ મંડળનું મુખપત્ર હોઈ તેમાં મહેસાણા પ્રાંતની જ નહિ બલ્કે સમગ્ર ગુજરાતની વ્યાયામ પ્રવૃત્તિ સાથે સંબંધ ધરાવતી હકીકતો ને માહિતીઓ, વ્યાયામ પ્રવૃત્તિને પોષક લેખો, ને એ પ્રવૃત્તિના પુરસ્કર્તાઓની પીછાન કરાવનાર સામગ્રી પીરસાતી જણાય છે. 'ગ્રીષ્મ' અને ' વસંત ' એ બે અંકો એના આજ સુધીમાં પ્રકટ થયા છે. પ્રાંતની વ્યાયામ પ્રવૃત્તિને કેન્દ્રીભૂત કરી તેનો સંદેશો ખૂણે ખૂણે પહોંચતો કરવાના એણે રાખેલા કોડ ફળે એવી શુભેચ્છા સેવીએ છીએ. ગુજરાતી ભાષામાં વ્યાયામ વિષયક તો આ બીજું જ સામાયિક છેઃ લવાજમ પણ નામનું છે. વ્યાયામ શાળાઓ ને પુસ્તકાલયો તરફથી એને જરૂરી ઉત્તેજન મળે એ ખાસ ઇચ્છવાયોગ્ય છે.

૭. **સુવાસ** (.માસિક ) : સંચાલક, રતિલાલ ત્રિભુવનદાસ શાહ; વ્યવસ્થાપક, શશિકાન્ત એન્ડ કો. ટાવર સામે રાવપુરા, વડોદરા; વાર્ષિક લવાજમ રૂ. ૩ હિંદમાં; હિંદ બહાર શિ. ૬; કદ રોયલ ૪૮ પૃષ્ઠ પ્રતિ માસ.

સાહિત્યની સુવાસ ફેલાવવાના કોડવાળા આ નૂતન ભાઈબંધને યથોચિત આવકારી દીર્ઘાયુ ઇચ્છીએ છીએ. પ્રસિદ્ધ થયેલા એના ત્રણ અંકોની કાવ્ય, વાર્તા, ચરિત્ર, ઇતિહાસ, સંશોધન, ને ચાલુ બનાવો ઇત્યાદિની સામગ્રી સંતોષપ્રદ છે. જાહેર જનતા તેમજ સંસ્થાઓ તરફથી યોગ્ય પ્રમાણમાં ઉત્તેજન પામી આ ભાઈબંધ પોતાની સુવાસ દીર્ઘકાળ ફેલાવવા ભાગ્યશાળી બને એ જ હોય અમારી શુભેચ્છા !

**ના. નં. ચોકસી.**

—✻—

# નવીન ફાલ

| અનુ. નંબર | પુસ્તકનું નામ | કર્તા | પ્રકાશક | કિંમત | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | સ્વતંત્ર જર્મની | ઓઝા, ઉછરંગરાય કે. | જીવનલાલ અ. મહેતા, અમદા. અને મુંબઇ. | ૧– ૮–૦ | ઉન્નતરાષ્ટ્ર ગ્રંથાવલિ પુ. ૩ જું. |
| ૨ | શરત્ચંદ્ર | મહેતા રમણિ. અ. સંશોધક અને સંપાદક | ,, | ૨– ૮–૦ | જ્ઞાનવર્ધક પુસ્તક માળા પુ.૮૭ સ્વ. નારાયણ હેમચંદ્ર નો અનુવાદ |
| ૩ | તક્ષશિલાની રાજમાતા | ઓઝા, ઉછરંગરાય કે. | ,, | ૩– ૮–૦ | ,, પુ. ૮૬ |
| ૪ | રશિયા પુ. ૨ | ,, | ,, | ૧– ૮–૦ | ઉન્નતરાષ્ટ્ર ગ્રંથમાળા પુ. ૨ જું. |
| ૫ | એકિટંગના હુન્નરનું વહેવારૂ શિક્ષણ | મહેતા, ફિરોજશા રૂસ્તમજી | કર્તા ૧૪, કાત્રક પારસી કોલોની કરાંચી. | ૧–૧૨–૦ | |
| ૬ | બડી દીદી (શરદ્બાબુ કૃત) | સુશિલ (અનુવાદક) | એન. એમ. ઠક્કરની કુંપની ૧૪૦, પ્રીન્સેસ સ્ટ્રીટ મુબાઇ ૨ | ૧–૧૨–૦ | |
| ૭ | દિગંત | મોહિનીચંદ્ર (ભટ્ટ, મોહનલાલ દલસુખરામ | નવચેતન સાહિત્ય મંદીર, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ | ૧– ૪–૦ કાચું. ૧– ૮–૦ પાકું પુઠું | ગૃહલક્ષ્મી ગ્રંથમાળા, વર્ષ ૩ પુ. ૩ જું. |
| ૮ | સંકટની શોધમાં | દેસાઇ ભીમભાઇ | ગાંડીવ સાહિત્ય મંદીર, હવાડીઆ ચકલો, સુરત. | ૧– ૨–૦ | ગાંડીવ કુમારમાળા પુ. ૧૨ |
| ૯ | સ્ત્રી સુમાર્ગ શિક્ષા | શાહ, અમથાલાલ જગજીવનદાસ (સંપાદક) | સંપાદક, ૩૫ જુલિયન હૉલ મુંબઇ ૨ | ૧– ૦–૦ | બીજી આવૃત્તિ |
| ૧૦ | નાજુક સવારી | વિનોદકાન્ત | વૈદ્ય વિજયરાય કલ્યાણરાય ભાવનગર, કૃષ્ણનગર | ૧– ૮–૦ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧ | હિમાલયનો પ્રવાસ | કાલેલકર, દત્તાત્રય બાળકૃષ્ણ | નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ | ૦–૧૨–૦ | ચોથી આવૃત્તિ |
| ૧૨ | લહ્ણુ | શ્રી " રામ " | ગાં. સા. મંદિર, હવાડીઆ ચકલો, સુરત. | ૦–૧૦–૦ | માંડીર કુમારમાળા પુ. ૧૧ |
| ૧૩ | સંગીત ગીતા | રંગ અવધૂત | અમૃતલાલ નાથાભાઈ મોદી, મોદીસાંથ નડીઆદ | ૦– ૨–૦ | બીજી આવૃત્તિ |
| ૧૪ | ગોપકાવ્યો અને સંવાદો | જોષી પ્રભુરલાલ ક. મુખ્ય શિક્ષક જેસિંગપરા, અમરેલી | રામજી હંસરાજ, પ્રમુખ જેસંગપરા ખેડૂત શાળા સમિતિ જેસંગપરા, અમરેલી | ૦– ૨–૦ | જેસંગપરા ખેડૂત શાળા પાઠ્ય પુસ્તક |
| ૧૫ | જપજી (ગુરૂ નાનકદેવ કૃત) | દેસાઈ, મગનભાઈ પ્રભુદાસ: અનુવાદક | નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ | ૦– ૯–૦ | જમનાદાસ ભગવાનદાસ સ્મારક ગ્રંથ ૧૯ |
| ૧૬ | કુમાર સત્યાર્થ પ્રકાશ | મહેતા, વલ્લભદાસ રતનસિંહ એડવોકેટ | કર્તા, ૧૧૮, ન્યુ ચીચબંદર રોડ મુંબાઈ નં. ૯ | ૦–૧૨–૦ | |

---

## સ્વીકાર

નીચેનાં પુસ્તકો વગેરે મળ્યાં છે : પરિચય હવે પછી અવકાશે:—

( ૧ ) ગવરી કીર્તનમાળા ( હિંદી અને ગુજરાતી )

( ૨ ) શ્રી વિદ્યાવિજયજીનાં વ્યાખ્યાનો ભા. ૧–૨–૩,




## વડોદરા રાજ્ય

**વાર્ષિક નિવેદનો તથા અંદાજપત્રો**:—ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયેલ ખાતાની સૂચના નં. ૪૨૨–૨૩ તરફ લક્ષ ખેંચી પૂરી થતી ૧૯૩૭–૩૮ સાલનું નિવેદન ઓગસ્ટની ૨૦ મી તારીખ સુધીમાં પુસ્તકાલય ખાતા તરફ મોકલી આપવાની મંત્રી મહાશયોને ભલામણ કરીએ છીએ. સન ૧૯૩૮–૩૯ માટેનાં અંદાજપત્ર (બજેટ) પણ આવશ્યક સાધનિક કાગળો સાથે જેમ બને તેમ જલદી મોકલી આપવાની ભલામણ છે. નિવેદન તથા બજેટ માટે જરૂરી નમૂનાઓ (ફોર્મો) આ અંકમાં સામેલ છે.

—ચાલુ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થયેલી રાજ્ય પુ. મંડળની જાહેરાત નં. ૫નો મજકુર લક્ષમાં લઇને આવશ્યક પરિષદ ખર્ચ નવીન સાલના બજેટમાં સાંધવાની તથા નવીન સાલ માટેની શિષ્ટ વાચનની પરીક્ષાઓ માટે ઠરેલાં પુસ્તકોને પુસ્તક પસંદગીમાં સ્થાન આપવાની પણ ખાસ ભલામણ ! પૃષ્ઠ ૪૪૫ પર પ્રસિદ્ધ થયેલ પુ. સ. સ. મંડળની સૂચનાનો મજકુર પણ લાગતાવળગતાઓએ અવશ્ય લક્ષમાં લેવો ઘટે.

**જન્મભૂમિના લવાજમમાં ખાસ રાહત**:—સુપ્રસિદ્ધ ગુજરાતી દૈનિક 'જન્મભૂમિ'નું લવાજમ રૂ. ૧૬ હતું તે કાગળની મોંઘવારીને કારણે, સન ૧૯૩૮ થી રૂ. ૨૩ કરવામાં આવેલું છે. ૧૬) લવાજમ હતું ત્યારે પુ. સ. રા. મંડળ મારફત નોંધાતા ગ્રાહકોને રૂ. ૧૫ માં તે મળે તેવી વ્યવસ્થા હતી અને તે સન ૧૯૩૭–૩૮ માં મંડળ મારફત નોંધાયલા ગ્રાહકો પૂરતી ચાલુ રહી હતી. પરંતુ હવે આ નવીન વર્ષે તો એ વધારેલો દર મંડળ મારફત નોંધાતા ગ્રાહકોને પણ લાગુ પડશે. તથાપિ મંડળે એ સંબંધમાં 'જન્મભૂમિ'ના સંચાલકો સાથે કરેલા પત્રવ્યવહારને પરિણામે મંડળ મારફત નોંધાતા ગ્રાહકો પૂરતી રૂ. ૨)ની રાહત મેળવી શકાઇ છે. એટલે ૧૯૩૮–૩૯ ના બજેટમાં રાજ્યનાં જે પુસ્તકાલયોને 'જન્મભૂમિ' મંગાવવું હોય તેમણે એના લવાજમ માટે જુની વ્યવસ્થા પ્રમાણે રૂ. ૧૫) નહિ પણ રૂ. ૨૧) નો સવડ રાખવાની જરૂર સમજવી.

**નવીન પુસ્તકાલયો**—સન ૧૯૩૭–૩૮ માં ઉઘડેલાં નવીન પુસ્તકાલયોનાં નામ ચાલુ અંકમાં સૂચના નં. ૪૨૪ માં પ્રસિદ્ધ થયાં છે તે જોઇ લેવા લાગતા-વળગતાઓને વિજ્ઞપ્તિ.

—વડોદરા મહાલના સમસાબાદ ગામે ચાલુ સાલે ઉઘડેલા નવીન પુસ્તકાલયને ખુલ્લું મૂકવાની ક્રિયા તા. ૨૫–૬–૩૮ ના રોજ રા. મોતીભાઇ વસંતભાઇને હસ્તે

કરાવવામાં આવી હતી. આ વખતે ગામના આગેવાન સંભાવિત ગૃહસ્થોએ હાજર રહી પુસ્તકાલય પ્રત્યેનો પોતાનો પ્રેમભાવ પ્રદર્શિત કર્યો હતો. સ્તુત્ય !

**પુસ્તકાલયોને મળેલી ભેટ** :—મેથી તા. કરજણ રૂ. ૮) રણાપુરના પા. છીતાભાઇ ગોપાળ તરફથી; તથા રૂ. ૭) ટીંબીના પા. રણછોડભાઇ રણજીભાઇ તરફથી મળી કુલ રૂ. ૧૫) લગ્નપ્રસંગની ખુશાલીમાં.

**—કંડારી તા. કરજણ** : બીલના પા. ફુલાભાઇ નારાયણભાઇ; સાધીના પા. મોતીભાઇ છોટાભાઇ, નારના પા. ચતુરભાઇ દેવજીભાઇ, અને સોખડાના ધનાભાઇ કુબેરભાઇ એ દરેક તરફથી રૂા. ૧૧); માણેજાના પા. ગોરધનભાઇ ભવાનીદાસ તરફથી રૂ. ૯); મંડાળાના પા. હરિભાઇ વરધભાઇ તરફથી રૂ. ૫); અને કંડારીના મથુરભાઇ મગનભાઇ અમીન તરફથી રૂ. ૨) મળી કુલ રૂ. ૬૦) લગનપ્રસંગોએ; તથા રૂ. ૧૦) કંડારીના રહીશ નાગેશ્વર નરોત્તમ ભટ્ટ તરફથી સ્વ. મણિશંકર નાથાભાઇના સ્મરણાર્થે ઘડિયાળ ખરીદવા માટે.

**—ભદારી તા. પાદરા** : રૂ. ૭) ભદારી ગામ તરફથી પઠાણ ગુલાબખાં રૂસ્તમખાં તથા પઠાણ ઇબ્રાહિમ અમીરખાં હસ્તે; તથા જુદાં જુદાં ગામોના ૩ પઠાણ અને ૧ પાટણવાડીઆ ભાઇ એ દરેક તરફથી રૂ. ૧) એક લગ્નપ્રસંગોએ મળી કુલ રૂ. ૧૧).

**—સૂરજ તા. કડી** : રૂ. ૧) શાળાના ઉપશિક્ષક તરફથી પુત્રલગ્નની ખુશાલીમાં.

**—સરસાવ તા. કડી** : રૂ. ૫) ઉપાધ્યાય છનાલાલ બાપુરામ તરફથી પુત્રલગ્નની ખુશાલીમાં; તથા ઉપાધ્યાય માણેકલાલ નરસીરામ તરફથી રૂ. ૫–૧૪–૦ નાં, અને ઉપાધ્યાય હીરાલાલ શિવલાલ તરફથી રૂ. ૧૧–૧૦–૦ નાં પુસ્તકો.

**—ડીંગુચા તા. કલોલ** : સરવણા ( ઇડરસ્ટેટ ) ના ઠાકોર શ્રી સગરામસિંહ કેસરીસિંહજી તરફથી રૂ. ૪; તથા રાજપુરના પા. કુબેરદાસ રંગદાસ, ઇસંડના પા. શીવદાસ માધવદાસ, ડીંગુચાના પા. બાપુભાઇ જેસંગદાસ, અને પલિયડના પા. માધવદાસ એ દરેક તરફથી રૂ. ૨); અને આખજ તથા પલિયડના બે ગૃહસ્થો તરફથી રૂ. એક એક મળી કુલ ૧૪).

**—સઇજ તા. કલોલ** : રૂ. ૪) આખજના. પા. કેશવલાલ ખેમચંદદાસ તરફથી લગ્નપ્રસંગની ખુશાલીમાં.

**—બાલીસણા તા. પાટણ** : મોજે દેવડા, ભાંડુ અને વાલમના ત્રણ ગૃહસ્થો દરેક તરફથી રૂ. એક એક મળી કુલ રૂ. ૩).

**—સમોડા તા. પાટણ** : રૂ. ૫) મુખી પટેલ પ્રભુદાસ વેણીદાસ તરફથી ચારે ધામની યાત્રા નિર્વિઘ્ને કરી આવ્યા બદલની ખુશાલીમાં.

**—બામણવા તા. વિજાપુર** : રૂ. ૧૦) વિજાપુરના બારોટ મોરલીધર પરભુજી તરફથી, તથા ગોલવાડા તાબે ઇડરના રણજીતસિંહ હમીરસિંહજી, અને એંઠોરના બાવા જેસીંગપુરી શંકરપુરી એ દરેક તરફથી રૂ. બબ્બે મળી કુલ રૂ. ૧૪) લગ્નપ્રસંગની ખુશાલીમાં.

—કુકરવાડા તા. વિજાપુર : રૂ. ૧૧) લોદ્રાના શા. પ્રેમચંદ છોટાલાલ તરફથી; રૂ. ૫) વિજાપુરના રહીશ રા. મણિલાલ લલ્લુભાઇ તરફથી; અને દીક્ષિત શામળભાઇ મુળજીભાઇ, જગુદણના રા. મૂળચંદ કેશવભાઇ, વિજાપુરના રા. કચરાભાઇ ઘેલાભાઇ, આજોલના શા. દીપચંદ ઉમેદરામ, તથા મહેસાણાના ઘાંચી અમથારામ જેઠારામ એ દરેક જણ તરફથી રૂ. બબ્બે મળી કુલ રૂ. ૨૬ લગ્નપ્રસંગ નિમિત્તે: વાર્ષિક એક રૂપિયો ભરનાર સદગૃહસ્થોની સંખ્યા ત્રેવીસ જેટલી છે.

—દેણુપ તા. વિસનગર : રૂ. ૧૧) પા. પીતાંબરદાસ નરોત્તમદાસ, પાટણ; રૂ. ૫) પા. વિઠ્ઠલદાસ જેસંગદાસ, મલકપુર; રૂ. ૩) પા. મગનદાસ બેચરદાસ, કમાણા તરફથી; તથા કહોડાના પા. ગંગારામ છગનદાસ, કરણપુરના પા. રામચંદ્ર હીરદાસ, કાંસાના પા. શીવરામ દેવરાજ, મણુંદના શાહ કાળીદાસ ભૂખણદાસ, નવાપુરાના પા. નથુદાસ છગનદાસ, અને થીમોટાના પા. શંકરદાસ માધવદાસ એ દરેક તરફથી રૂ. બબ્બે; તથા બીજી ત્રણ નાની દેણુગીઓના રૂ. ૩–૮–૦ મળી કુલ રૂ. ૩૪–૮–૦ લગ્નપ્રસંગોએ, અને રૂ. ૧૦) દેણુપ ગામે થયેલા એક ફેંસલા નિમિત્તના મળી કુલ એકંદર રૂ. ૪૪–૮–૦.

—મહેરવાડા તા. સિદ્ધપુર : રૂ. ૧૪) લુણવાવાળા શેઠ દેવચંદ માંડણદાસ તરફથી દીકરાના લગ્નપ્રસંગની ખુશાલીમાં; રૂ. ૨) પંચાલ રામચંદ પાનાચંદ કામળીવાળા તરફથી, તથા રૂ. ૮) લગ્નપ્રસંગોએ પરચુરણ બક્ષિસોના મળી કુલ રૂ. ૨૪.

**વર્ગીકરણ થઈ ગયું છે:**—[ ગતાંકના પૃ: ૩૮૮ થી ચાલુ ] કરજણ મહાલનાં ( ૩૫૩ ) ઉરદ ( ૩૫૪ ) કરણ ( ૩૫૪ ) સરપુર ટીંબી ( ૩૫૫ ) અટાલી ( ૩૫૬ ) દેથાણ ( ૩૫૭ ) જુની જીથરડી ( ૩૫૮ ) ભરથાળી ( ૩૬૦ ) સાંદરણા, અને ( ૩૬૧ ) કુરાલી; ગણદેવી મહાલનાં—( ૩૬૨ ) વલોટી, અને ( ૩૬૩ ) સોનવાડી; બેરાળુ મહાલનાં—( ૩૬૪ ) સબળપુર ( ૩૬૫ ) કરસનપુર ( ૩૬૬ ) ચાંદ્રા ( ૩૬૭ ) શોભાસણ ( ૩૬૮ ) ઉઘાદ; વિસનગર મહાલનાં ( ૩૬૯ ) દેણુપ ( ૩૭૦ ) ખદલપુર; સિદ્ધપુર મહાલનાં—( ૩૭૧ ) ઉપેરા ( ૩૭૨ ) સિદ્ધપુર; વડોદરા મહાલનાં ( ૩૭૩ ) હરણી ( ૩૭૪ ) નિઝામપુરા ( ૩૭૫ ) માણેજા ( ૩૭૬ ) અટલાદરા ( ૩૭૭ ) દશરથ; ડભોઇ મહાલનાં—( ૩૭૮ ) રાજલી ( ૩૭૯ ) પણસવાડા ( ૩૮૦ ) બહેરામપુરા; ( ૩૮૧ ) ફુરણીઆ તા. ખાંભા.

## વ. રા. પુ. મંડળ

**વાર્ષિક સભાઓ:**—ખાતાના વટહુકમ નં. ૧૩–૧૪ તા. ૭–૮–૩૦ થી દર વર્ષે ઓગષ્ટના પહેલા રવિવારે જૂથ મંડળની અને ત્રીજા રવિવારે મહાલ મંડળની વાર્ષિક સભાઓ ભરવાનું ધોરણ ઠરેલું છે. તે મુજબ તા. ૭–૮–૩૮ ના રોજ જૂથ મંડળની અને તા. ૧૪–૮–૩૮ ના રોજ મહાલ મંડળની સભાઓ ભરી તેમાં ચાલેલા કામકાજના હેવાલ વાર્ષિક નિવેદનો સાથે રાજ્ય પુ. મંડળના મંત્રી તરફ વડોદરે મોકલી આપવાની જે તે મંડળના મંત્રી ભાઇઓને ખાસ ભલામણ કરીએ છીએ.

પ્રાંત મંડળની સભાઓ પણ યથાસમયે ભરી તેના કામકાજના હેવાલ ને વાર્ષિક નિવેદનો પણ પ્રસિદ્ધિ અર્થે સવેળા મોકલી અપાય,

**હજી પણ તક છે:**—ચાલુ માસની ૨૪ મી તારીખે લેવાવાની શિષ્ટ વાચનની ૧૪ મી પરીક્ષાનો લાભ લેવાની ઇચ્છા ધરાવનારાઓ માટે હજી પણ તક છે. હજી એક બે દિવસમાં ઉમેદવારી નોંધાવી લઇ પ્રશ્નપત્ર મંગાવી શકાય તેમ છે. નોંધાયલા ઉમેદવારો માટે પ્રશ્નપત્રની છાપેલી નકલો જે તે ગામે પરીક્ષાને આગલે દિવસે નિયત પહોંચી રહે તે પ્રમાણે મોકલી આપવાની ગોઠવણ શિરસ્તા મુજબ રહેશે જ. બદલાયલા શિરનામાંની ખબર તરત જ આપી દેવાની ભલામણ !

**પ્રચારક ભાઇઓને !** :—પગારદાર તેમજ માનદ પ્રચારકો તરફથી આવેલા તપાસણી અહેવાલોની આવશ્યક નોંધ સ્થળસંકોચના કારણે છેલ્લાં કેટલાક માસથી નહોતી લેઇ શકાતી, તે ચાલુ અંકમાં અન્યત્ર એકસામટી લેવામાં આવી છે. એ પછી થયેલી જુલાઇ આખર સુધીની કામગીરીના અહેવાલ ઓગસ્ટની પાંચમી તારીખ સુધીમાં અચૂક મોકલી આપવાની જે તે પ્રચારકભાઇઓને ખાસ ભલામણ !

**કુમાર મંડળની કામગીરીઃ**—કુમાર મંડળના રસિયા ભાઇ મસંગલા ઉમેદશાની દેખરેખ નીચે ચાલતા વેમાર તા. કરજણના કુમાર મંડળે ગામના મહોલ્લાવાર વિભાગ પાડી તે વિભાગમાં રહેતા ઉત્સાહી કુમારોની મદદથી જે તે મહોલ્લાની ભણેલી જનતાને ઘેરબેઠાં પુસ્તકો પહોંચાડવા ને પરત લેવાની ગોઠવણ કરી છે. અઠવાડિયામાં નકકી કરેલા એક દિવસે સ્ટીરીઓસ્કોપ, આલ્બમો, અને ચિત્રાવલિનો લાભ પણ ઘેરબેઠાં આપવાની વ્યવસ્થા રાખી છે. વર્તમાનપત્રોનો લાભ જનતા વિશેષ પ્રમાણમાં લે એ ઉદ્દેશથી નૂતન વાચનાલય પણ કુમારોની મદદથી શરૂ કરવામાં આવ્યું છે, જેનો લાભ લોકો સારા પ્રમાણમાં લે છે.

**શિષ્ટ પુસ્તકો સસ્તી કિંમતેઃ**—શિષ્ટ વાચનની ૧૧ મી, ૧૨ મી અને ૧૩ મી પરીક્ષામાં એક વાર વપરાઇ પાછાં ફરેલાં નીચેનાં પુસ્તકો તેમની સામે જણાવેલા કિફાયત દરે કાઢી નાખવાનાં છે. પુસ્તકો બધાંય સારાં હોઈ વિદ્યાર્થીઓને ઇનામ આપવા માટે તથા મહાલ મંડળો તરફે યોજાતી પરીક્ષાઓ માટેના ઉમેદવારોને પૂરાં પાડવા માટે ચાલી શકે તેવાં છે. ઇચ્છા હોય તેમણે રાજ્ય પુ. મંડળના મંત્રી પાસેથી મંગાવી લેવાં.

| પુસ્તકનું નામ | નકલ | કિં. નકલદીઠ |
|---|---|---|
| બુકર ટી. વૉશિંગ્ટન ( મોટું ) | ૭૨ | ૦– ૫–૦ |
| ફોરમ લહેરી ૧ થી ૫ | ૫૨ | ૦– ૫–૦ |
| ફોરમ લહેરી ૬ થી ૯ | ૨૧ | ૦– ૫–૦ |
| કિશોર ચરિત્રમાળા પુ. ૧ થી ૬ | ૬૯ | ૦–૧૧–૦ |
| ,, પુ. ૭ થી ૧૨ | ૧૯ | ૦–૧૧–૦ |

## રાજ્ય બહાર

**મુંબઈ સરકાર અને પુ૦ પ્રવૃત્તિ** :—પુખ્ત ઉમ્મરનાં સ્ત્રી પુરૂષોની કેળવણી સંબંધી જરૂરી તપાસ કરી નિવેદન રજુ કરવા માટે મુંબાઇ સરકારે એક સમિતિ નીમેલી. એ સમિતિનો અહેવાલ તૈયાર થઇ બહાર પડયો છે. તેમાં કેળવણીના પ્રચાર અંગ તરીકે પુસ્તકાલય પ્રવૃત્તિની આવશ્યકતા સ્વીકારી તેના પ્રચાર ને પોષણ માટે નીચે પ્રમાણેની સંસ્થાઓ અને ખર્ચની ભલામણ કરવામાં આવી છેઃ—

| અ. નં. | સંસ્થા | સંખ્યા | શરૂઆતનો ખર્ચ રૂ. | વાર્ષિક ખર્ચ રૂ. |
|---|---|---|---|---|
| ૧ | વાચનાલયો | ૮૦૦૦ | ૦ | ૨૦૦,૦૦૦ |
| ૨ | ગ્રામ ફરતાં પુસ્તકાલયો | ૨૦૦૦ | ૧૦૦,૦૦૦ | ૨૦૦,૦૦૦ |
| ૩ | જુથ ,, | ૩૫૦ | ૫૨,૫૦૦ | ૭૦,૦૦૦ |
| ૪ | જીલ્લા પુસ્તકાલયો | ૨૦ | ૩૨૦,૦૦૦ | ૫૫,૦૦૦ |
| | | કુલ ૧૦૩૭૦ | ૪૭૨,૫૦૦ | ૫૨૫,૦૦૦ |

**મધ્ય પ્રાંતીય સરકારની પુ૦ પ્રવૃત્તિ :**—મધ્ય પ્રાંત અને વરાડની મહાસભાવાદી સરકારે સન ૧૯૩૮–૩૯ ના વર્ષ દરમ્યાન જીલ્લાદીઠ બબ્બે ફરતા પુસ્તકાલયનાં કેન્દ્રો ખોલવાની યોજના કરી હોઇ તેને માટે આરંભના વર્ષે રૂ. ૩૧,૦૨૦, અને તે પછીના પ્રતિવર્ષ માટે રૂ. ૫,૭૨૦ નો ખર્ચ મંજુર કર્યો છે. એ યોજના મુજબ પ્રત્યેક જીલ્લામાં માધ્યમિક વા પ્રાથમિક શાળા ધરાવતાં બે ગામોને મુખ્ય કેન્દ્ર તરીકે પસંદ કરવામાં આવશે. તે પ્રત્યેક મુખ્ય કેન્દ્રના તાબામાં તે મુખ્ય કેન્દ્રને ફરતા ૭ ૭ માઇલના વિસ્તારમાં આવી જતાં બીજા ૪ કે ૫ ઉપકેન્દ્રો સ્થપાશે. પ્રત્યેક મુખ્ય કેન્દ્રને પાંચસો રૂપિયાની કિંમતનાં પુસ્તકો સોંપાશે ને તે ૫ કે ૬ જુથોમાં વહેંચી કાઢી તેમાંથી એક જૂથ મુખ્ય કેન્દ્ર ખાતે ને એકેક જુથ ઉપકેન્દ્ર ખાતે રખાશે. પ્રત્યેક કેન્દ્રની શાળાઓમાં મુખ્ય શિક્ષકો પોતાનાં જુથનાં પુસ્તકોનો લાભ પોતાના કેન્દ્રને ફરતાં પાંચ પાંચ માઇલના વિસ્તારની વસ્તીને આપશે. પુસ્તકોનું એક જુથ એક મથકે વધારેમાં વધારે ત્રણ માસ લગી રહેશે ને તે પછી પરસ્પર બદલાતાં રહેશે. ત્રણ વર્ષ લગી આ પરંપરા ચાલુ રહ્યા બાદ મુખ્ય કેન્દ્રો જીલ્લાનાં બીજાં ગામોએ ખસેડાશે ને ત્યાંથી એજ પરંપરાએ ત્રણ વર્ષ લગી કામ ચાલશે. આ યોજનામાં મુખ્ય કેન્દ્રોના મુખ્ય શિક્ષકોને પાંચ રૂપિયાનો દરમાયો આપવાની ગોઠવણ છે. મધ્ય પ્રાંતોને વરાડ ઉપરાંત જુના રક્ષોની, નરસિંગપુર અને દામોહ જીલ્લાઓને પણ આ યોજનાનો લાભ મળવાનો છે.

**ખેદજનક અવસાનઃ**—ગુજરાતની સુપ્રસિદ્ધ સંસ્થા ગુજરાત વર્નાં૦ સોસાઇટીના આસિ૦ સેક્રેટરી રા. રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખના, ગત માસમાં થયેલા અવસાનની સખેદ નોંધ લઇએ છીએ. એ ખંતીલા સાહિત્ય સેવકનું જીવન, સોસાઇટીની વર્ષોલાગટ સેવા દરમ્યાન, સોસાઇટી સાથે એવું તો ઓતપ્રોત બન્યું હતું કે સોસાઇટી એટલે હીરાલાલ પારેખ અને હીરાલાલ પારેખ એટલે સોસાઇટી એવું થઇ રહ્યું હતું. એટલે એમના અવસાનથી સોસાઇટીને તો ખંતીલા અનુભવી સેવકની ન પૂરાય તેવી ખોટ પડી છે. સિવાય, તેઓ પુસ્તકાલય પ્રવૃત્તિના હિમાયતી હોઇ અખિલ ગુજરાત પુસ્તકાલય પ્રવૃત્તિના સ્વપ્નદષ્ટાઓને તેમની ભારે હુંફ હતી. એ હુંફ હવે જતી રહેતાં અખિલ ગુ૦ પુ૦ પ્રવૃત્તિનું એ ઝાંખું ઝાંખું સ્વપ્નું પણ હાલ તો અદશ્યવત્ બન્યું છે. સર્વશક્તિમાન પરમાત્મા એ પુણ્યશાળી આત્માને ચિરશાંતિ સમર્પો !

# પત્રો શરૂ થયાની માહિતી

## યાદી નં. ૭

નીચેનાં ગામ પુસ્તકાલયો તથા વાચનાલયોનાં બજેટની મંજૂરી તથા લોકમુદ્દતનાં નાણાં તા. ૩૦-૬-૩૮ સુધીમાં અમારા તરફ આવી ગયેલ હોવાથી તેમને તા. ૧-૭-૩૮ થી પત્રો શરૂ કરાવી આપેલાં છે. ખાતા હસ્તકની પ્રાંતપંચાયત મદદ ખર્ચાઈ ગયેલી હોવાથી આ યાદીનાં તમામ પુસ્તકાલયો તથા વાચનાલયોને (અમરેલી પ્રાંત સિવાયનાંને) પ્રાંત પંચાયત મદદ મળેલી નથી અને હવે મળે તેમ પણ નથી; જેથી લોકમદદ ને સરકાર મદદ એમાંથીજ રકમની સવડ પ્રમાણે પત્રોની વધઘટ કરી લવાજમો ભરેલાં છે. એટલે બજેટમાં મંજૂર થયેલા પત્રો પૈકી જે કોઈ પત્ર યા માસિક ન મળે તેમણે તેનું લવાજમ નથી ભરાયું એમ સમજી લેવાનું છે. એ બાબત મંડળ તરફ ઉઘરાણી યા લખાપડી કરવી નહિ

| નામ | તાલુકો | નામ | તાલુકો | નામ | તાલુકો |
|---|---|---|---|---|---|
| અરડી | પેટલાદ | લોટીઆ | સંખેડા | મીરજાપુર | નવસારી |
| મોટીશેરડી | ભાદરણ | ઉદણ | દહેગામ | ભાઠા | ,, |
| મકરપુરા | વડોદરા | જાસપુર | કલોલ | જોખા | કામરેજ |
| મેલાદ | પાદરા | પારસા | વિજાપુર | ઓંડચ | મહુવા |
| આદડ | ,, | બોકરવાડા | વિસનગર | ગડત | વ્યારા |
| સાંપલા | ,, | પાંચોટ | મહેસાણા | કેળકુઈ | ,, |
| કુરીપુર | ,, | શોભાસણ | ,, | કેરાળા | અમરેલી |
| માનપુર | કરજણ | ગોગલાસણ | સિદ્ધપુર | રૂપાવટી | દામનગર |
| તેમવા | ,, | શોભાસણ | ખેરાળુ | ગરમલી | ધારી |
| મોરા કોઠળીઆ | સિનોર | ડભોડા | ,, | કુબડા | ,, |
| માંડવા | ,, | હીરવાણી મોટી | ,, | છારા | કોડીનાર |
| મીઠોળ | ,, | અંબાવાડા | ,, | પાંચ પીપળવા | ,, |
| સાંધા | ,, | કૌણુવા | પાટણ | પ્રાસણવેલ | ઓખામંડળ |
| સીમળી | ,, | કોઇટ | ,, | બરડીઆ | ,, |
| કણજેઠા | ,, | મહિત્રી | ,, | રાજપુર (ગોપી) | ,, |
| રાણીઆ | સાવલી | ડાભડી | ,, | ખતુંબા | ,, |
| પરવટા | સંખેડા | સોનીવાડા વા. પાટણ | ,, | ટુંપણી | ,, |
| અલ્લાદપુર | ,, | છમીછા | ચાણસ્મા | | |
| કાટ | ,, | ધારોધરડા | ચાણસ્મા | | |

## પુસ્તકાલય સ. સ. મંડળ લિ૰

# સૂચના નં. ૧ / સન ૧૯૩૭–૩૮

રાજકોટની ' નવયુગ પુસ્તક ભંડાર 'ની પ્રકાશન સંસ્થાએ સન ૧૯૩૫ ની સાલમાં પોતાનાં પુસ્તકો કેટલાંક ગ્રામ પુસ્તકાલયોને ખાતાની મંજુરી વગર પરબારાં પહોંચાડેલાં. એ રીતનો સીધો વહિવટ પુસ્તકાલય ખાતાના ચાલતા ધોરણથી વિરૂદ્ધનો હોઈ તે પર અંકુશ મુકાવાની જરૂર હોવાથી ખાતાના તે વખતના મદદનીશ વ્યવસ્થાપક શ્રી મો. ન. અમીન સાહેબે એ રીતે પરબારે થયેલી પુસ્તકખરીદીનાં નાણાં અદા થવા દીધેલાં નહિ. પરંતુ પાછળથી પ્રકાશક સંસ્થાની આજીજી ધ્યાનમાં લઈ અને ફરીને એવો વ્યવહાર નહિ કરવાની ખાત્રી મળવાથી, તથા અપાયલાં પુસ્તકો ખાસ વાંધાભરેલાં નહિ હોવાથી ખાતાએ એજ સાલમાં જેમનાં બજેટમાં સવડ હતી તેવાં થોડાંક બીલ અદા થવા દીધેલાં. છતાં પુસ્તકાલયોનાં બજેટમાં સવડ નહિ હોવાને સબબે એવાં ૧૮ પુસ્તકાલયોનાં બીલનાં નાણાં પ્રકાશક સંસ્થાને મળી શકેલાં નહિ. તે મળવા બાબત ખાતાના નવા મદદનીશ વ્યવસ્થાપક સાહેબના ચાલુ અમલમાં ઉપસ્થિત થયેલા પ્રકરણનો છેવટનો નિકાલ થઈ જઈ સા. પુ. જા. નં. ૪૯૯૮ સને ૧૯૩૭-૩૮તા. ૩૦–૪–૩૮થી નીચે જણાવેલાં ૧૮ પુસ્તકાલયો પાસે 'નવયુગ પુસ્તક ભંડાર'નાં લહેણાં પડતાં નાણાં અદા કરવાની એકસહ પરવાનગી રા.રા. મદદનીશ વ્યવસ્થાપક સાહેબ તરફથી અપાઈ ગઈ છે. તો સદરહુ પુસ્તકાલયોના મંત્રી ભાઈઓ તથા વ્યવસ્થાપકોને વિનંતિ કે તેમણે તેમના નામની સામે જણાવેલી રકમ સન ૧૯૩૮–૩૯ના નવીન વર્ષના બજેટમાં સાધીને તે લહેણદારને અદા કરી દેવા બાબત નીચે સહી કરનાર તરફ લખી મોકલવું. સદરહુ પરબારાં ખરીદાયલાં પુસ્તકો પોતાને મળ્યાં છે તથા તે પુસ્તકાલયના જનરલ રજીસ્ટરમાં ચઢાવાયાં છે તેની ખાત્રી માટે પ્રકાશન સંસ્થાના બીલમાં અગર તેની નકલમાં જે તે પુસ્તક સામે જ. ર. નંબર લખીને બીનચૂક આ તરફ મોકલી આપવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ વટાવ | તા. પેટલાદ | રૂા. ૩–૦–૦ | ૧૦ કેરાળા | તા. ધારી | ૪–૮–૦ |
| ૨ અગાસ. | ,, | ૩–૦–૦ | ૧૧ ક્રમી. | ,, | ૩–૦–૦ |
| ૩ સીહોલ | ,, | ૧૧–૦–૦ | ૧૨ દેવળા | ,, | ૫–૦–૦ |
| ૪ ભાટીયેલ | ,, | ૩–૦–૦ | ૧૩ ખીચા | ,, | ૩–૦–૦ |
| ૫ ઇશ્વરીઆ | તા. અમરેલી | ૩–૦–૦ | ૧૪ ગવાસદ | તા. પાદરા | ૨૩–૦–૦ |
| ૬ ઠાંસા | તા. દામનગર | ૩–૦–૦ | ૧૫ કરમાલીયાપુરા | વાઘોડીઆ | ૯–૦–૦ |
| ૭ કરકોલીઆ | ,, | ૩–૦–૦ | ૧૬ દાંડીયાપુરા | ,, | ૫–૦–૦ |
| ૮ આંબરડી | ,, | ૩–૦–૦ | +૧૭ જરોદ | ,, | ૧૩–૦–૦ |
| ૯ ઈંગોરાળા | તા. ખાંભા | ૪–૦–૦ | ૧૮ બામણગામ | તા. ભાદરણ | ૫–૦–૦ |
| | | | | | ૧૦૬–૮–૦ |

+ મજકુર પુસ્તકાલય તરફથી રીતસરની પુસ્તકો પહોંચ્યાની પાવતી અત્રે આવી ગઈ છે.

તા. ૯મી જુલાઈ ૧૯૩૮

વા. ના. અમીન

મંત્રી, પુ. સ. સ. મંડળ લિ. વડોદરા.

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૪/૧૯૩૭–૩૮

સાર્વજનિક પુસ્તકાલયોનાં મકાન બાંધવાના કામે પડતર સરકારી જમીન વગર કિંમતે તેમ વગર કિરાયે મળી શકે તેવું ધોરણ ઠરાવી આપવાનો પ્રશ્ન પુસ્તકાલય ખાતાએ સન ૧૯૩૫ ના નવેમ્બર માસમાં શ્રીમંત સરકાર આગળ પેશ કરેલો ને પાછળથી પડતો મૂકાયલો. તે પ્રશ્ન, સંજોગવશાત્ મે. રા. રા. સરસુબા સાહેબ તરફથી પુનઃ હાથ ધરાઈ સાર્વજનિક કામે સરકારી જમીન આપવાના નિયમને સુધરાવવાની તજવીજ થયેલી, તેનું ઇષ્ટ પરિણામ આવતાં એ સંબંધીની એક જાહેરાત તેઓ સાહેબ તરફથી પ્રગટ થયેલી છે. તેની હમણાંજ મને ખબર મળતાં તે જાહેરાતની એક નકલ મેળવીને સાર્વજનિક પુસ્તકાલયોના વહિવટ ને વ્યવસ્થા સાથે સંબંધ ધરાવતા સર્વ કોઇની માહિતી માટે અત્રે પ્રગટ કરવાનું યોગ્ય ગણ્યું છે.

વસો,
તા. ૧–૭–૩૮

**મોતીભાઇ ન. અમીન**
મંત્રી, વ. રા. પુ. મંડળ

---

## મા સરસુબા કચેરી મુલ્કી શાખા ક વિભાગ

### દા. હુકમ અંક ૧૪/૨ ૩૭–૩૮

**વિષયઃ—સાર્વજનિક કામે સુધરાઇ અગર પંચાયતને જમીન આપવાના કામે જમીનની કિંમત તથા મહેસુલ હકક માફ કર્યા બદલ રકમ લેવી કે કેમ તેની સ્પષ્ટતા કર્યા બાબત.**

જ. મે. નિ. ક. ૫, ૧ માં સુધરાઇઓ, પંચાયતો, એમને ખેડવાલાયક પડતર જમીન કુવા, તળાવ, રસ્તા વગેરે માટે આપવાના પ્રસંગે તે કામથી સંસ્થાને ઉત્પન્ન થવા જેવું ન હોય ત્યારે જમીનની ઉચક કિંમત તથા મહેસુલ હકક માફ કર્યા બદલ કંઇ પણ રકમ લેવાની નથી એમ ઠરેલું છે. સદરહુ બાબતમાં આ કચેરીથી દા. હુકમ અંક ૩૧૯ તા. ૧૬–૪–૩૭ નો કરી, ખેડાય તેવી પડતર જમીન આપવાની હોય તો તે માટે રકમ લેવાની છે. પણ કુવા માટે કોઇ સ્થાનિક સંસ્થાને આવી જમીન આપવાની હોય તો કંઇ રકમ લેવાની નથી એ પ્રમાણે ખુલાસો કરવામાં આવેલો છે; પરંતુ આ ખુલાસો વ્યાજબી ન હોવાનો એક કામે પ્રશ્ન ઉપસ્થિત થવાથી કાયદાના ખુલાસાનો તકતો ભરી અત્રેના અંક ૩૮૬ તા. ૨૬–૬–૩૭થી મે. રા. રા. ન્યાયમંત્રી સાહેબ તરફ મોકલી ત્યાંથી અંક ૫૬/૧ તા. ૮–૭–૩૭ થી અત્રેના અભિપ્રાયને મળતો અભિપ્રાય થઇ આવવાથી અત્રેથી ઉપરોક્ત દા. હુકમ ૨૬

કરવાની જરૂર જણાયાથી ને રદ થવા આગળ લખતાં, હુ. મ. વ. ક. મુ. પ. નં. ૧૬૦, ૧ તા. ૨૧-૧૨-૩૭ થી રદ થઇ આવેલા છે, જેથી આ દા. હુકમથી નીચે પ્રમાણે ઠરાવવામાં આવે છેઃ—

૨. જ. મે. નિ. ક. પ. ૧ ગ માં કુવા તળાવ, રસ્તા વગેરે માટે સુધરાઇઓ અગર પંચાયત સંસ્થાઓને જમીન સાર્વજનિક કામે ખેડવાલાયક આપવાના પ્રસંગે કિંમત નહિ લેવા તથા પડતર જમીન આપવાની જરૂર હોય અને જે કામ માટે જમીનની જરૂર હોય તેનાથી સંસ્થાને કંઇ ઉપજ થવાની ન હોય તો સંસ્થાઓ પાસેથી જમીનની ઉચક કિંમત તથા આકાર આપવા અગર કીરાયા બદલ કંઈ રકમ નહિ લેવી જોઇએ.

સદરહુ વગેરે શબ્દોમાં **નિશાળો, પુસ્તકાલયો, દવાખાનાં, પ્રસૂતિગૃહો તથા રમત ગમતના માટે વિશ્રાન્તિ સ્થાનો અથવા એવા બીજા કોઈપણ સાર્વજનિક કામનો પણ સમાવેશ થઇ શકે છે. જેથી તેવાં સાર્વજનિક કામો માટે સંસ્થાઓને ખેડવાલાયક પડતર અગર ન ખેડાય એવી પડતર જમીન આપવા સંબંધે તે કામથી સંસ્થાને ઉપજ થવા અગર આવવા જેવી ન હોય તો તે જમીનની ઉચક કિંમત તથા મહેસુલ હક્ક માફ કર્યા બદલ આકાર તથા કીરાયાની વીસપટ રકમ લેવાની નથી. તો તે પ્રમાણે દરેક સ્થળે એકસહ વહીવટ રાખવા હુકમ કરવામાં આવેછે.**

તા. ૨૯ ડીસેમ્બર ૧૯૩૭.

| | | |
|---|---|---|
| દ. ખ. ભરૂચા | સહી<br>અં. કા. પટેલ | સ. પ્ર. મુકરજી<br>મા. સરસુબા. |

---

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૫/ સન ૧૯૩૭–૩૮

## સાતમી રાજ્ય પુ. પરિષદ તથા શિષ્ટ વાચનની ૧૫ મી ૧૬ મી પરીક્ષાનાં પુસ્તકો

૧. દર વર્ષે મહાલ પરિષદ, દર ત્રણ વર્ષે પ્રાંત પરિષદ તથા દર પાંચ વર્ષે રાજ્ય પરિષદ ભરવાના ધોરણ મુજબ ઑગસ્ટ ૧૯૩૮ થી શરૂ થતી નવી સાલમાં રાજ્ય પુસ્તકાલય પરિષદનો ક્રમ આવે છે, અને તે દીવાળીના તહેવારોની આસપાસના દિવસોમાં ભરવાની ધારણા છે. ચોક્કસ તારીખો તથા સ્થળ નક્કી થયે જાહેર કર-

વામાં આવશેજ. તો આથી પુસ્તકાલયોના મંત્રી ભાઈઓને વિનંતિ કરવાની કે પરિષદ મજકુરમાં પોતાના તરફના ઠરેલા પ્રતિનિધિઓને મોકલી આપવા સારૂ, પર પ્રાંતમાં પરિષદ ભરાવાની છે એવા ધોરણે, જરૂરી પરિષદ ખર્ચ નવી સાલના બજેટમાં સાધીને મંજુર કરાવી લેવાની કાળજી રાખવી કે જેથી પાછળથી વર્ગ ફેર કરાવવાની કે ખર્ચને અભાવે પરિષદનો લાભ નહિ લેવાની મુશીબત યા અગવડ ઉભી થવાને કારણ ન રહે.

૨. તેવી જ રીતે, સન ૧૯૩૮-૩૯ ના નવા વર્ષમાં લેવાની ૧૫ મી તથા ૧૬ મી શિષ્ટ વાચનની પરીક્ષા માટે અનુક્રમે **અપંગની પ્રતિભા** ( હેલનકેલર નામની જન્માંધ કુમારિકાનું પ્રેરક ચરિત્ર ) કિં. રૂ. ૦-૧૨-૦; અને **બાલવિજ્ઞાન** ભા. ૩ જો ( સૌ. વિમળા સેતલવાડ કૃત વિવિધ વૈજ્ઞાનિક માહિતીઓનું રમુજી શૈલીમાં લખાયેલું પુસ્તક ) કિં. ૧-૮-૦ નક્કી થયેલાં છે. તો તે પુસ્તકો જે પુસ્તકાલયોમાં ન હોય તે પુસ્તકાલયોના મંત્રી ભાઈઓને પોતાની પુસ્તકપસંદગીમાં મંજુર કરાવી લેવાની ભલામણ કરીએ છીએ કે જેથી પરીક્ષાની યોજનાનો લાભ સમજનાર શિષ્ટવાચનરસિક જનતાને પુસ્તકના અભાવે મુંઝાવું ન પડે.

વડોદરા,
તા. ૧-૭-૩૮

**મોતીભાઈ ન. અમીન**
મંત્રી, વ. રા. પુ. મંડળ.

---

## સેવા પાછળની ભાવના

કોઈનું કંઈ કામ કરી દેવાથી કે એને કંઈ કામ કરી આપવાથી સેવા નથી થઈ જતી. એનો આધાર તો એનું કામ કેવા ભાવથી કરી દઈએ છીએ એના પર રહે છે. આપણામાં જો એવો ભાવ હોય કે આપણે બીજા પર ઉપકાર કરવાને કે એમને શીખવવાને બહાર પડયા છીએ, અને જેમની આપણે સેવા કરીએ છીએ તે બહુ દયાપાત્ર ને પતિત દશામાં પડેલા લોકો છે, તો સેવા લેનાર પર એની અસર જરૂર બૂરી થવાની અને આપણી સેવા એમને માટે એક અસહ્ય બોજારૂપ થઈ પડવાની. એક બાજુ મગરૂરી ને બીજી બાજુ લાચારીથી મદદ લેવી પડે એવી પરિસ્થિતિમાંથી જ દ્વેષભાવ પેદા થાય છે.

—કિશોરલાલ ઘ. મશરૂવાળા

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | મળ્યા તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદ વિજ્ઞાન | ૨૧ | ૭ | વૈશાખ | ૪-૭-૩૮ |
| ઊર્મિ | ૭ | ૬-૭ | જુન-જુલાઇ | ૧-૭-૩૮ |
| કિશોર | ૪ | ૧ | વૈશાખ | ૩૦-૫-૩૮ |
| કુમાર | ૧૫ | ૬(૧૭૩) | જેઠ | ૨૩-૬-૩૮ |
| કૌમુદી | ૧૭ | ૧ | જાન્યુઆરી | ૨૬-૩-૩૮ |
| ખેડુત, ખેતી અને સહકાર | ૫ | ૧ | જુલાઇ | ૧૧-૭-૩૮ |
| ખેતીવાડી | ૪ | ૩ | અષાઢ | ૯-૭-૩૮ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૬ | ૧૧ | જુન | ૪-૭-૬૮ |
| ગુણસુંદરી | ૩૦ | ૫ | જુલાઇ | ૨-૮-૩૮ |
| ગ્રામજીવન | ૮ | ૧૨ | " | ૨-૭-૩૮ |
| ચરોતર | ૮ | ૬ | જુન | ૧૬-૬-૩૮ |
| ચિત્રમય જગત | ૨૪ | ૪ | જુન | ૨-૬-૩૮ |
| નવચેતન | ૩૩ | ૪ | જુલાઇ | ૧-૭-૩૮ |
| નવરચના | ૩ | ૩ | જુન | ૧૬-૬-૩૮ |
| પાટીદાર | ૧૫ | ૯ | અષાઢ | ૨૭-૬-૩૮ |
| પ્રસ્થાન | ૨૬ | ૧ | વૈશાખ | ૨૪-૬-૩૮ |
| ફાર્બસ ગુ. સભા-ત્રિ૦ | ૩ | ૧ | એપ્રિલ-જુન | ૧૪-૫-૩૮ |
| બાલજીવન | ૧૮ | ૮ | જુન | ૧૫-૬-૩૮ |
| બાલમિત્ર | ૧૭ | ૧૨ | જુલાઈ | ૫-૭-૩૮ |
| બાળક | ૧૮ | ૬-૭ | જુન-જુલાઇ | ૧-૭-૩૮ |
| બુદ્ધિપ્રકાશ-ત્રિ૦ | ૭૫ | ૨ | એપ્રિલ-જુન | ૫-૭-૩૮ |
| માનસી-ત્રિ૦ | ૩ | ૨ | જુન | ૨૭-૬-૩૮ |
| યુવક | ૮ | ૭ | જુલાઇ | ૨-૭-૩૮ |
| વસન્ત-ત્રિ૦ | ૩૭ | ૧ | માઘ-ચૈત્ર | ૧૧-૭-૩૮ |
| વિલાસ-ત્રિ૦ | ૨૦ | ૨ | ડિસેમ્બર | ૧૯-૧-૩૮ |
| વૈદ્ય કલ્પતરૂ | ૪૩ | ૭ | જુલાઇ | ૯-૭-૩૮ |
| વ્યાયામ | ૨૩ | ૯ | જુન | ૨૦-૬-૩૮ |
| શારદા | ૨૯ | ૩ | જુન | ૧૫-૬-૩૮ |
| શિક્ષણ પત્રિકા | ૧૩ | ૪ | જ્યેષ્ઠ | ૨૦-૬-૩૮ |
| સૌરાષ્ટ્ર શિક્ષક-ત્રિ૦ | ૧૧ | ૪ | માર્ચ-મે | ૧૦-૬-૩૮ |
| સ્કાઉટ વીર | ૮ | ૭ | જુલાઇ | ૮-૭-૩૮ |
| સ્ત્રી બોધ | ૮૨ | ૭ | જુલાઇ | ૪-૭-૩૮ |

૮

# શું વાંચશો ?

| લેખ | માસિક | પુસ્તક | માસ |
|---|---|---|---|
| સ્મરણ સળગે<br>જંગલનાં બચ્ચાં<br>મહાયુદ્ધનાં પગરણ<br>આપણી સ્વરાજ્ય યાત્રા | ઊર્મિ | ૭ | જુન-જુલાઇ |
| અગોચર સૃષ્ટિ<br>એક ભાષા<br>ભાઇ અને ભોજાઇ | કુમાર | ૧૫,૧૭૪) | જેઠ |
| સ્વર્ગ જીત્યું<br>માનવતાને પંથે<br>યુરોપના સરમુખત્યારો | નવચેતન | ૩૩ | જુલાઇ |
| આપણી આસપાસ<br>સંતાનાથ વાલ્યું<br>લ્હાવો | નવરચના | ૩ | જુન |
| પરિત્યક્તા<br>પુત્રવધુની પરતંત્રતા<br>ખેડુતની અવદશા | પાટીદાર | ૧૫ | અષાડ |
| મર્દાનીમા માલપાણી<br>માનું દૂધ<br>રેશમનાં ઝાડ<br>જર્મનીની પરદેશનીતિ | પ્રસ્થાન | ૨૧ | વૈશાખ |
| પરોપકારનો પારો<br>ભરોસો !<br>ચીનના સામ્યવાદીઓ | યુવક | ૮ | જુલાઇ |
| હિંદનાં બાળકો<br>દાંતનું આરોગ્ય | વ્યાયામ | ૨૩ | જુન |
| જમતી ઉપરવટ<br>ગઇ વાળ ગુણિકા<br>વાતાવરણ વિશે<br>જનસુખકારી આયુર્વેદિક ઔષધ પ્રયોગો | શારદા | ૨૯ | જુન |
| ઘરમાં ન જોઇએ<br>કેટલીકવાર કહેવું ?<br>બાલમંદિરના આચાર્યને | શિક્ષણ પત્રિકા | ૧૦ | જ્યેષ્ઠ |
| સ્ત્રી અને રાજકારણ<br>ચીનની વીરાંગનાઓ<br>સ્ત્રીઓનો પોષાક | સ્ત્રીબોધ | ૮૨ | જુલાઇ |

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૫૪

| પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | કિંમત | કદ | વર્ષ | પૃષ્ઠ | બાંધણી | પ્રકાશકનું ઠેકાણું |
|---|---|---|---|---|---|---|---|
| ૧ જ્ઞાનપ્રાપ્તિનું તૃતિયકરણ | અંબાલાલ પુરાણી | ૦– ૮–૦ | ૧૬° | ૧૯૩૭ | ૯૧ | કાચી | શ્રી અરવીંદ કાર્યાલય, આણંદ. |
| ૨ વૈજ્ઞાનિક જગત ભાગ ૧ લો | ચંદ્રભાઇ કા. ભટ્ટ | ૧– ૪–૦ | ,, | ,, | ૨૩૯ | પાકી | ચેતન પ્રકાશન કાર્યાલય, એલીસબ્રીજ, અમદાવાદ. |
| ૩ ઉંબર બહાર | આચાર્ય પ્રલ્હાદ કેશવ અત્રે | ૦–૧૨–૦ | ,, | ૧૯૩૮ | ૧૧૫ | કાચી | અત્રે ગ્રંથમાળા કાર્યાલય, ૯૪, રવીવાર પેઠ, પુનાસીટી. |
| ૪ યોગ પર દીપ્તિઓ | અંબાલાલ પુરાણી | ૦–૧૦–૦ | ,, | ,, | ૧૦૪ | ,, | શ્રી અરવીંદ કાર્યાલય, આણંદ. |
| ૫ મહાસભાના પ્રમુખો | સોમભાઇ પટેલ | ૧– ૦–૦ | ,, | ,, | ૨૦૪ | ,, | સુંદરસાહિત્ય પ્રકાશન મંદીર, મું. નં. ૭ |
| ૬ ચાલો હિમાલયે ભાગ ૧ લો | પદ્માવતી દેશાઇ, | ૦– ૩–૦ | ,, | ૧૯૯૪ | ૩૨ | ,, | ભાઇલાલ ડી. પટેલ, આપણી ગ્રંથમાળા આપણું બાળકાર્યમંદીર, ભરૂચ. |
| ૭ સદર ભાગ ૨ જો | ,, | ૦– ૩–૦ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૮ હિંદી રાષ્ટ્રીય મહાસભા | હર્ષદ પટેલ | ૦– ૪–૦ | ,, | ,, | ૩૨ | ,, | ,, |
| ૯ શું શીખ્યા ? (આપણી બાળગ્રંથમાળા) | ,, | ૦– ૩–૦ | ,, | ,, | ૩૨ | ,, | ,, |
| ૧૦ ગામડામાં ,, | રમણભાઈ | ૦– ૪–૦ | ,, | ,, | ૨૯ | કાચી | ,, |
| ૧૧ બાળચિત્રો ,, | વૈકુંઠ મો. ઠાકોર | ૦– ૩–૦ | ,, | ,, | ,, | ,, | ,, |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૨ અધ્યશૃંગ " (નાટક) | ગં. હરિસુખગૌરી વામનરાવ કપીલરાય | ૧– ૦–૦ | ૧૬ૉ | ૦ | ૨૩૯ | પાકી | હરીસુત વામનરાય મહેતા ઠે. કડવાશેરી, અમદાવાદી પોળ, વડોદરા, |
| ૧૩ પુરાણની બોધક બાળ-વાર્તાઓ | ગં. હરિસુખગૌરી વામનરાવ કપીલરાય | ૦–૧૨–૦ | " | ૧૯૩૧ | ૧૫૧ | " | " |
| ૧૪ જ્ઞાનવાટિકા (કાવ્યો) | " | ૧– ૦–૦ | " | ૧૯૧૩ | ૩૨૬ | " | " |
| ૧૫ બોધક સંવાદો અને શ્રીકૃષ્ણ ચરિત્રો | " | ૦– ૮–૦ | " | ૧૯૩૧ | ૭૦ | કાચી | " |
| ૧૬ હિન્દ અને હિન્દનું રાજ્યબંધારણ | માણેકલાલ મગનલાલ શાહ | ૦– ૮–૦ | " | ૧૯૩૭ | ૮૦ | " | કર્તા બાજવાડા, વડોદરા. |
| ૧૭ અર્શરોગ ચિકિત્સા પદ્ધતિ | વૈદ્ય શશિકાંત ભુલાભાઇ પંડયા | ૦–૧૨–૦ | " | ૧૯૩૭ | ૧૦૫ | " | કર્તા શ્રીનારાયણ આયુર્વેદ ચિકિત્સાલય, પાંજરાપોળના નાકે, અમદાવાદ. |
| ૧૮ અખિલ ભૂમંડલીય સામ્પ્રદાયિક મુક્તિ વ્યવસ્થા | શાસ્ત્રી શ્રીકૃષ્ણ વલ્લભાચાર્ય "સ્વામિનારાયણ" | ૦– ૮–૦ | " | " | ૧૨૭ | પાકી | ચુનીલાલ તુલસીદાસ, ૧૩૬, કંસારાચાલ, મુંબાઇ ૨. |
| ૧૯ સદ્‌ગુરૂની વાર્તાઓ ભાગ ૧ લો | ચુનીલાલ તુલસીદાસ જરસત સીલ્વર મરચંટ | ૧– ૦–૦ | " | " | ૩૬૪ | " | સદર |
| ૨૦ " ભાગ ૪ | ... | ૧– ૪–૦ | " | ૧૯૩૧ | ૪૫૬ | " | સદર |

પુસ્તકાલય ખાતું,
સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા, તા. ૧ જુલાઇ ૧૯૩૮

પું. ત્રિ. શાહ

के. मं. रांगणेकर

મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૪૨૨ સને ૧૯૩૭–૩૮

# વિષય

### સન ૧૯૩૭-૩૮ ની સાલનું વાર્ષિક નિવેદન જણાવેલી મુદતે મોકલવા બાબત

આથી રાજ્યનાં તમામ પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે સન ૧૯૩૭–૩૮ ની સાલનું વાર્ષિક નિવેદન પુસ્તકાલય ખાતા તરફ તા. ૨૦–૮–૩૮ સુધીમાં મોકલી આપવાની તજવીજ કરવી. તે પ્રમાણે વાર્ષિક નિવેદન જેનું નહિ આવે તે પુસ્તકાલયનું નવીન સાલનું બજેટ મંજુર કરવામાં હરકત આવશે. જે તે મહાલ પુસ્તકાલય મંડળના મંત્રીએ તેમજ સેન્ટરના શિક્ષકોએ પોતાના તાબાનાં ગ્રામ પુસ્તકાલયો વાર્ષિક નિવેદન ઉપર જણાવેલી તારીખ પહેલાં મોકલી આપે તે પ્રમાણે વેળાસર તજવીજ કરવી, અને નવીન સાલનાં બજેટ પણ ઑગસ્ટ આખર સુધીમાં પુસ્તકાલય ખાતા તરફ મંજુર થવા મોકલી આપે તેવી તજવીજ કરવી.

વડોદરા,
તા. ૧–૭–૩૮

के. म. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૪૨૩ સન ૧૯૩૭–૩૮

# વિષય

### અંદાજપત્રક સાથે સાધનિક કાગળો મોકલવા બાબત

ચાલુ માસના પુસ્તકાલય માસિકના અંક સાથે અંદાજપત્રકના નમુનાઓ મોકલવામાં આવ્યા છે. દર સાલ આવા નમુનાઓ ભરી મંજુરી માટે, અત્રે જે તે પુસ્તકાલયો તરફથી આવે છે, પરંતુ ઘણુંખરાં પુસ્તકાલયોના મંત્રીઓ, નમુનો ભરવામાં અને બીજી કેટલીક ભૂલો કરે છે, અને તેના પરિણામે નાહક લખાપડી વધે છે, અને કેટલાંક પુસ્તકાલયોને સરકાર પંચાયત મદદ મોડી મળે છે. આવું પરિણામ ન આવે એટલા માટે નીચેની બાબતો ખાસ ધ્યાનમાં રાખી અંદાજપત્રક બનાવવું.

(૧) ભેગી થયેલી લોકમદદમાંથી અડધી રકમ કાયમ ફંડમાં મૂકી તેનો દાખલો બજેટ સાથે મોકલવો.

(૨) કાયમ ફંડમાંથી મુક્તિ મેળવવી હોય તો તે સંબંધી વ્યવસ્થાપક મંડળનો રીતસર ઠરાવ કરી તેની નકલ બજેટ સાથે સામેલ રાખવી.

(૩) ખાનગી ગૃહસ્થને ત્યાં કાયમ ફંડની રકમ હોય તો તે ઉપાડી લેવાની કરેલી તજવીજ બજેટમાં જણાવવી.

(૪) ગ્રામ પંચાયતની મદદ મળી છે કે મેળવવાની છે, તેનો સ્પષ્ટ ખુલાસો બજેટના છેલ્લા શેરાના ખાનામાં કરવો.

(૫) પત્રો માસિકોની યાદી વિચારપૂર્વક કરવી, કે જેથી એકવાર મંજુર થયેલી માગણીમાં પાછળથી ફેરફાર કરાવવો પડે નહિ. પુસ્તકાલયને ભેટ મળતાં પત્રો માસિકોની નોંધ પણ તે યાદી સાથે રાખવી. એટલે માગણીની યાદીમાં ખાતા તરફથી જરૂર જણાયેથી ઉમેરાતાં પેપર માટે, તેવી નોંધ વિચારમાં લેવાય.

(૬) પુસ્તકો માટે મૂકેલી રકમ કરતાં, બેવડી રકમનાં પુસ્તકોની યાદી મોકલવી. બાલોપયોગી પુસ્તકોનો યાદીમાં સમાવેશ કરવો.

(૭) લાકડી સામાનની જરૂરીયાત બદલ વ્યવસ્થાપક મંડળનો ઠરાવ કરી તેની નકલ બજેટ સાથે સામેલ રાખવી.

(૮) દૂરબીન અથવા ચિત્રોનાં કાર્ડની માગણી કરવી નહિ. કારણ સદર વસ્તુઓ અત્રેથી ફરતા પુસ્તકાલય દ્વારા પુરી પાડવામાં આવે છે.

(૯) નોકર ખર્ચ બદલ જો શિક્ષક પગાર લે, તો તેણે સૂચના નં. ૪૧૭/ ૨-૫-૩૭માં જણાવ્યા પ્રમાણે પરવાનગી મેળવી બજેટ સાથે દાખલાની નકલ સામેલ રાખવી; અને દાખલો મળતાં મોડું થવાનું હોય તો તેવું જણાવી બજેટ મોકલી આપવું.

ઉપર પ્રમાણે અંદાજપત્રક સાથે સાધનિક કાગળો જે તે પુસ્તકાલયના મંત્રીએ રાખવાની તજવીજ કરવી.

વડોદરા,
તા. ૧-૭-૩૮

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૪૨૪ સને ૧૯૩૭-૩૮

## વિષય

### સન ૧૯૩૭-૩૮ માં ઉઘાડેલાં ૫૦ નવીન પુસ્તકાલયો બાબત

ચાલુ વર્ષે ૬૦ ગામોએ નવીન પુસ્તકાલયો ઉઘાડવાનું મંજુર કરવામાં આવ્યું છે. એ માટે જે જે ગામો તરફથી માગણીઓ આવેલી તેમાંથી જેમના રૂ. ૫૦ થી ૭૫ પૂરેપૂરા એકઠા થયા હોય, વસ્તી પ્રમાણમાં વધારે સારી હોય અને જે ગામના લોકોનો વા શિક્ષકોનો પુસ્તકાલય સ્થાપવાનો ઉત્સાહ વિશેષ હોય, તેવાં નીચેનાં ૫૦ ગામોએ પુસ્તકાલય ઉઘાડવાનું નક્કી કર્યું છે. નજીકના સ્ટેશને કબાટો ઉતરે તેવી તજવીજ થઇ છે. અને કબાટ મળી ગયા પછી પુસ્તકો પણ તુરત જ મોકલવા

મંડળને સૂચના અપાય છે. માટે જે તે ગામોના મંત્રીઓએ રેલ્વે રસીદો મળે કે તુરત જ કબાટ અને પુસ્તકોનાં પારસલો મંગાવી લેવાની અને જે તે સ્થળે પાવતીઓ મોકલી આપવાની તજવીજ રાખવી. આ સિવાય બીજાં જે જે ગામોની માગણીઓ આવી છે તેમની માગણી ચાલુ વર્ષની સંખ્યા પૂરી થઇ જવાથી હાલ સ્વીકારવામાં આવી નથી. પણ સન ૧૯૩૮–૩૯માં તે ગામોને પુસ્તકાલયોનો લાભ આપવા તજવીજ થશે.

| અ. નં. | ગામનું નામ | તાલુકો | વસ્તી |
|---|---|---|---|
| | **વડોદરા પ્રાંત** | | |
| ૧ | શેરડી (મોટી) | ભાદરણ | ૭૬૬ |
| ૨ | ગણપતપુરા | પાદરા | ૨૮૪ |
| ૩ | સાદડ | પાદરા | ૩૫૦ |
| ૪ | સમસાબાદ | વડોદરા | ૪૨૧ |
| ૫ | ડેરમાર | સંખેડા | ૩૧૪ |
| ૬ | અલ્હાદપુર | ,, | ૪૩૮ |
| ૭ | ફાફટ | ,, | ૫૧૯ |
| | **નવસારી પ્રાંત** | | |
| ૧ | ઠાબેલ | નવસારી | ૧૯૫૪ |
| ૨ | કોસ | મહુવા | ૧૩૧૦ |
| ૩ | ઓંડચ | ,, | ૪૬૭ |
| ૪ | સાંબા | ,, | ૬૧૫ |
| ૫ | લીમોદરા | માંગરોલ | ૪૯૨ |
| ૬ | સેખપુર | કામરેજ | ૪૭૩ |
| ૭ | કેળકુઈ | વ્યારા | ૧૩૪૯ |
| ૮ | કલકવા | ,, | ૧૬૦૯ |
| | **મહેસાણા પ્રાંત** | | |
| ૧ | જસલપુર | ચાણસ્મા | ૫૪૩ |
| ૨ | ટાકોડી | ,, | ૮૨૩ |
| ૩ | ડેડીવાડા | ,, | ૬૪૮ |
| ૪ | ગંગેટ | ,, | ૭૨૨ |
| ૫ | રણેલા | ,, | ૬૦૩ |
| ૬ | ધીચાલ | ,, | ૫૨૫ |
| ૭ | સુણસર | ,, | ૧૨૧૯ |
| ૮ | ગેલીઆવાસણા | ,, | ૨૮૬ |
| ૯ | ધાણોધરડા | ,, | ૭૯૨ |
| ૧૦ | નાગવાસણા | સિદ્ધપુર | ૬૧૫ |
| ૧૧ | રણછોડપુરા | ,, | ૭૬૫ |
| ૧૨ | રસુલપુર | ,, | ૬૨૪ |
| ૧૩ | કરણપુર | ,, | ૫૯૯ |
| ૧૪ | વતાસણ | ,, | ૬૭૧ |
| ૧૫ | અમુઢ | ,, | ૭૧૮ |
| ૧૬ | દેથળી | ,, | ૯૯૩ |
| ૧૭ | મામવાડા | ,, | ૫૭૧ |
| ૧૮ | મુડાણા | ,, | ૬૦૭ |
| ૧૯ | વણાગલા | ,, | ૯૧૫ |
| ૨૦ | સુજાણપુર | ,, | ૫૭૦ |
| ૨૧ | બદલપુર | વિસનગર | ૫૫૪ |
| ૨૨ | રાજગઢ | ,, | ૩૧૦ |
| ૨૩ | થલોટા | ,, | ૬૬૭ |
| ૨૪ | ચીત્રોડા મોટા | ,, | ૫૮૭ |
| ૨૫ | સેરીસા | કલોલ | ૧૩૫૯ |
| ૨૬ | પડુસમા | વિજાપુર | ૧૦૪૦ |
| ૨૭ | અંબાવાડા | ખેરાળુ | ૪૮૫ |
| ૨૮ | વડાવી | કડી | ૮૨૦ |
| | **અમરેલી પ્રાંત** | | |
| ૧ | કમીગઢ | અમરેલી | ૮૨૨ |
| ૨ | ખીજડીઆખારી | ,, | ૬૦૦ |
| ૩ | પ્રાસણવેલ | ઓખામંડળ | ૮૭૬ |
| ૪ | બરડીઆ | ,, | ૬૪૪ |
| ૫ | ઢુંપણી | ,, | ૩૬૦ |
| ૬ | ખડુંબા | ,, | ૫૮૧ |
| ૭ | રાજપુર (ગોપી) | ,, | ૩૭૫ |

વડોદરા,
તા. ૪–૭–૩૮

કે. મં. રાંગણેકર
મદદનીશ વ્યવસ્થાપક.

## સૂચના નંબર ૪૨૫ સને ૧૯૩૭-૩૮

# વિષય

### વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો

| નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ | ઠેકાણું |
|---|---|---|---|
| | | રૂ. આ. પા. | |
| સમાજ જીવન | માસિક | ૪—૦—૦ | કૃષ્ણલાલ નારાયણજી ડેસાણી મેનેજર "સમાજ જીવન" ૧૨૬૭, માંડવીની પોળ, અમદાવાદ |
| પૂર્ણા | માસિક | ૨—૮—૦ | રણછોડજી પરાગજી મહેતા, તંત્રી : પૂર્ણા કાર્યાલય, મોટા બજાર, નવસારી. |

સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા,
તા, ૧ જુલાઈ ૧૯૩૮.

પું. ત્રિ. શાહ

के. मं. रांगणेकर,

મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૪૨૬ સને ૧૯૩૭–૩૮

# વિષય

## બાલસાહિત્ય સર્વ સંગ્રહ ભા. ૨ જો તથા પુ. ખાતાના સૂચના સરક્યુલરોનું એકી કરણ ભા. ૩ જો દરેક પુસ્તકાલયે લેવા સંબંધી

૧ પુસ્તકાલયોના વહિવટ અને વ્યવસ્થા એકધારી રીતે ધોરણસર ચાલે એટલા માટે પુસ્તકાલય ખાતા તરફથી વટહૂકમો અને સૂચનાઓ વખતોવખત નીકળતી રહે છે. સન ૧૯૩૫ સુધીમાં નીકળેલા બધા વટહૂકમો એકીકરણ રૂપે ત્રણ ભાગમાં પ્રસિદ્ધ થયા છે. તેમાંનાં બે ભાગો રાજ્યનાં લગભગ બધાં જ પુસ્તકાલયોમાં ગયાં છે. પણ ત્રીજો ભાગ એ રીતે ગયો લાગતો નથી; તેથી આથી સૂચવવામાં આવે છે કે જે પુસ્તકાલયો પાસે એકીકરણનો ત્રીજો ભાગ હોય તેમણે પોતાના નવીન બજેટની પુસ્તકયાદીમાં એ પુસ્તક પોતાને ત્યાં છે એમ મુદ્દામ જણાવવું. એવી સ્પષ્ટ માહિતી જેમના તરફથી નહિ આવી હોય તે દરેકને એ પુસ્તક ૧૯૩૮–૩૯ ના વર્ષ માટે ખરીદાતાં પુસ્તકોના પારસલ ભેગું મોકલી આપવામાં આવશે. એની કિંમત રૂ. ૨–૦–૦ છે.

છઠ્ઠી રાજ્ય પુ૦ પરિષદના ઠરાવ નં. ૪ તથા વડોદરા પ્રાંત ૪ થી પરિષદના ઠરાવ નં. ૭ ની અમલબજાવણી રૂપે **'બાલસાહિત્ય સર્વ સંગ્રહનો ૨ જો ભાગ'** પરિચય સાથે તૈયાર કરાવીને રાજ્ય પુ૦ મંડળે છપાવ્યો છે. એ પુસ્તક પણ પુસ્તકાલયોને માર્ગદર્શક ને ઉપયોગી હોવાથી રાજ્યનાં તમામ પુસ્તકાલયો ખરીદે એમ ઠરાવ્યું છે. એની કિંમત ૦–૮–૦ છે; પણ રાજ્યનાં પુસ્તકાલયોને અડધી કિંમતે એટલે કે ચાર આનાની કિંમતે આપવાનું રાજ્ય પુ૦ મંડળે સ્વીકાર્યું છે. પુસ્તક પસંદગીમાં મદદગાર થઇ શકે એવું એ પુસ્તક સર્વને વહેલું મળી જાય તે માટે **' પુસ્તકાલય '**ના ઓગસ્ટ અંક સાથે નાના મોટા દરેક પુસ્તકાલય તરફ મોકલી આપવાનું અત્રેથી ફરમાવવામાં આવ્યું છે. પુસ્તકની કિંમત જે તે પુસ્તકાલયના નવીન વર્ષના બજેટમાંથી મંડળને મજરે અપાશે.

બાલસાહિત્ય સર્વ સંગ્રહનો ૧ લો ભાગ જેમને ત્યાં ન હોય તેમને તે પણ નવા વર્ષના બજેટમાં ખરીદી લેવાની ભલામણ છે.

વડોદરા,
તા. ૧૧–૭–૩૮

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક.

---

વૈદ્યો, ડોકટરો તથા જનસમાજને અત્યંત ઉપયોગી એવું

આયુર્વેદ-સેવા-સંઘનું મુખપત્ર

મરાઠીમાંથી ગુજરાતી ભાષામાં અનુવાદ થએલું શાસ્ત્રીય માસિક

# ભિષગ્વિલાસ

અને

# (સંઘવૃત્ત)

તંત્રી:—વૈદ્ય પંચાનન ગંગાધરશાસ્ત્રી ગુણે ( અહમદનગર )

અનુવાદક અને પ્રકાશક:—ભારતીય ઉદ્યોગ પ્રચાર કાર્યાલય ( મુંબઇ )

કે જેમાં પોતાને ઘેર સહેલાઇથી તેમજ બરાબર સમજીને સાદા ઔષધોનો ઉપયોગ કરી શકાય તેવા લેખો, અનુભવિક ચિકિત્સા પ્રયોગો, ઔષધિવિજ્ઞાન-પ્રયોગશાળા દ્વારા આયુર્વેદીય ઔષધિ વિષે નવીન શોધો, મધુસંચય, રોગઉત્પત્તિની આયુર્વેદીય મીમાંસા, આયુર્વેદીય પ્રથમોપચાર (first aid) વગેરે અત્યંત ઉપયોગી અને સરળ ભાષામાં સમજી શકાય એવા લેખોનો સમાવેશ થાય છે.

મરાઠી વૈદકીય સાહિત્યમાં આજ ૩૬ વર્ષથી આ માસિક એકધારી સેવા બજાવી રહ્યું છે. આમાંના લેખો અનેક અનુભવી વિદ્વાનો તરફથી લખાયેલા હોય છે. આનો લાભ ગુજરાતી ભાઇઓને મળે એ ઉદ્દેશથી જ ગુજરાતીમાં અનુવાદ કરી પ્રસિદ્ધ કરવાનું શરૂ કર્યું છે.

દરેક જણે પોતાની પ્રકૃતિમાં ઉદ્ભવતા રોગોના કારણો જાણી લઇને તે અટકાવવા માટે રોગીએ પોતે જ ઉપચારો જાણી લેવા જોઇએ. વળી દેશી ઔષધીઓ કેટલી ઉપયુક્ત છે એ પણ શાસ્ત્રીય રીતથી જાણી લેવી જોઇએ. દેશમાં મળતી દવાઓ તથા તેના ઉપયોગો વિષે સાચું જ્ઞાન ઉપલબ્ધ કરીને પારદેશીના પંજામાંથી છુટવા પ્રયત્ન થવો જ જોઇએ અને કરોડોના પ્રમાણમાં પરદેશ જતો પૈસો અટકાવી પોતે પોતાનું ઓશિયાળાપણું દૂર કરવું જોઇએ.

નમુનાનો અંક મફત મંગાવો અને ગ્રાહક બનો. વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ ( ટ. ખ. સહિત )

લખો:—ભારતીય ઉદ્યોગ પ્રચાર કાર્યાલય ( પ્રકાશન વિભાગ )
૧૪, ભાસ્કરલેન, ભૂલેશ્વર, મુંબઇ, નં. ૨.

મરાઠી આવૃત્તિ માટે લખો:—શ્રી. વ્યવસ્થાપક,
'ભિષગ્વિલાસ', અહમદનગર (દક્ષિણ).

# અગ્નિદિવ્ય

દારૂનું વ્યસન કેવું ખરાબ છે, એના ફંદામાં ભૂલેચુકે ફસાનાર સારા ઘરનો સંસ્કારી યુવક પણ પોતાની જાતની તેમજ પોતાના કુટુંબીજનોની કેવી ભયંકર પાયમાલી કરી મેલે છે, અને તેમાંથી ઉપરથી શત્રુવટ દાખવતા છતાં અંદરખાનેથી સાચા મિત્રની ગરજ સારતા શુભચિંતકની ગુપ્ત પેરવી કેવી સિફતથી તેનો ઉદ્ધાર કરે છે તેનો હૃદયંગમ ચિતાર રજુ કરતી ' અગ્નિદિવ્ય ' નામની એક બોધક નવલિકા મહારાષ્ટ્રના પ્રખ્યાત નવલકથાકાર રા. વિઠ્ઠલ સીતારામ ગુર્જરે લખી છે. તેનું ગુજરાતી રૂપાંતર પુસ્તકાલયખાતાના મદદનીશ વ્યવસ્થાપક રા. રા. રાંગણેકર સાહેબે કરી ગુજરાતી વાચકવર્ગ માટે એ બોધક વાર્તાનું વાચન સુલભ બનાવ્યું છે. પ્રચારપાત્ર આ પુસ્તક પુસ્તકાલયોએ તો ખરીદવું જ જોઇએ ને ?

કિંમત કાચું પુઠું રૂ. ૧ .... પાકું પુઠું રૂ. ૧–૪–૦

મળવાનું ઠેકાણું:—**બી. પરીખ એન્ડ કો.** માંડવી રોડ, વડોદરા.

---

## Messrs Maganlal P. Seedsman & Sons.

Flower and Vegetable Seeds Merchants,
Siddhnath House, Khanderao Market, BARODA (Gujarat).

# સોયાબીન્સ

લેખક:—એફ. એસ. કાળે, ફૂડ સર્વે ઓફીસર, વડોદરા રાજ્ય.

પાકું પુઠું, ૨૨૦ પાન, સમજુતીના ૪૦ ફોટા, છતાં કીંમત રૂા. ૩–૦–૦

'સોયાબીન્સ'ની સંપૂર્ણ માહિતી આ પુસ્તક પુરું પાડે છે.

દરેકને ઉપયોગી ' સોયાબીન્સ ' પુસ્તક નીચેના સરનામેથી મળી શકશે.

વિશેષ માહિતી માટે મળો યા લખો:—

## મેસર્સ મગનલાલ પી. સીડ્સમન એન્ડ સન્સ

દેશી તેમજ વિલાયતી શાકભાજીના બીજના વેપારી.

ઠે. સિદ્ધનાથ હાઉસ; ખંડેરાવ માર્કેટ—વડોદરા.

# સ્ત્રી ઉપયોગી પુસ્તકો

## સ્ત્રીશકિત ગ્રંથમાળા

| | | | |
|---|---|---|---|
| ૧ વંધ્યા | ૦-૪ | ૩૫ સ્ત્રી હૃદય | ૦-૩ |
| ૨ કાકી | ૦-૩ | ૩૬ માતૃપ્રેમ | ૦-૪ |
| ૩ કાયદામાં સ્ત્રીનું સ્થાન | ૦-૩ | ૩૭ પારસી લગ્ન ગીતો | ૦-૬ |
| ૪ અર્ધાંગના (વાર્તા) | ૦-૩ | ૩૮ સંતતિનિયમન | ૦-૮ |
| ૫ ગૃહવ્યવસ્થાની વાતો | ૦-૬ | ૩૯ વહેમી પતિ | ૦-૩ |
| ૬ ખાંયણાં (લોકગીત) | ૦-૫ | ૪૦ આરોગ્ય અને સુખ | ૦-૬ |
| ૭ બલિદાન (પ્રેરક ગીતો) | ૦-૫ | ૪૧ સામાજિક વાતો | ૦-૫ |
| ૮ ભવાટવી | ૦-૮ | ૪૨ રમુજી વાતો | ૦-૪ |
| ૯ મા (વાર્તા) | ૦-૪ | ૪૩ ભલી ભાભી | ૦-૧ |
| ૧૦ જયાના પત્રો (કસોટીમય લગ્ન) | ૦-૬ | ૪૪ પતિ પ્રભુ છે | ૦-૧ |
| ૧૧ પતિની પસંદગી | ૦-૪ | ૪૫ માંદગી અને માવજત | ૦-૪ |
| ૧૨ લીલીની આત્મકથા | ૦-૩ | ૪૬ વાતનું વતેસર | ૦-૧ |
| ૧૩ ક્રોધ | ૦-૪ | ૪૭ ઘરેણાંનો શોખ | ૦-૧ |
| ૧૪ પારસી વાનીઓ | ૦-૬ | ૪૮ પારસી સતીઓ | ૦-૬ |
| ૧૫ વિધવા ( વાર્તા ) | ૦-૫ | ૪૯ એકાદશી | ૦-૧૧ |
| ૧૬ કોને પરણું ? (વાર્તા) | ૧-૪ | ૫૦ રાણકદેવી | ૦-૧૨ |
| ૧૬ સુઘડતા અને સુંદરતા | ૦-૮ | ૫૧ શિવાજીની બા | ૦-૧૦ |
| ૧૮ હાસ્યનો ફુવારો | ૦-૮ | ૫૨ સાસુની શિખામણ | ૦-૧ |
| ૧૯ ભુતના ભડકા (વાર્તા) | ૧-૧૨ | ૫૩ કાયમનું અજ્ઞાન | ૦-૧ |
| ૨૦ વિષવૃક્ષ (વાર્તા) | ૧-૮ | ૫૪ નામ વગરની નવલકથા | ૧-૮ |
| ૨૧ હાસ્યકલાપ (રમુજી) | ૧-૮ | ૫૫ નારી વિવેક | ૦-૪ |
| ૨૨ દેવી ચૌધરાણી | ૧-૮ | ૫૬ માસિક ધર્મ | ૦-૨ |
| ૨૩ વીર રોઝા (કાળુ ગુલાબ) | ૧-૦ | ૫૭ નવા સાથિયા | ૦-૨ |
| ૨૪ હાસ્ય ઝરણાં (રમુજી) | ૧-૮ | ૫૮-૫૯ વીર તારા (બે ભાગ) | ૨-૪ |
| ૨૫ "જરા ચાહ મુકજો" | ૧-૦ | ૬૦ ઝોરમાનાં ગીતો | ૦-૧ |
| ૨૬ ગરબાવળી (રાષ્ટ્રીય) | ૦-૪ | ૬૧ મેડમ ડેમીડા | ૦-૧૨ |
| ૨૭ જીવન પલટો (વાર્તા) | ૦-૪ | ૬૨ સામાજિક વાતો | ૦-૩ |
| ૨૮ સુખી ઘર (બોધક) | ૦-૩ | ૬૩ ગુણીયલ ગૃહિણી | ૦-૧ |
| ૨૯ ભરત ગૂંથણ | ૦-૧૦ | ૬૪ સ્ત્રી સ્વાતંત્ર્ય | ૦-૧ |
| ૩૦ ચોર્યાસીનું ચક્કર | ૦-૫ | ૬૫ દક્ષિણી રાંધણકળા | ૦-૩ |
| ૩૧ રંગીલા બેગમ | ૦-૩ | ૬૬ સતી જસમા | ૦-૬ |
| ૩૨ ગૃહ વિવેક | ૦-૬ | ૬૭ સંસાર દર્શન | ૦-૬ |
| ૩૩ સખીના પત્રો | ૦-૮ | ૬૮ ભૂમિમાતાઆનંદમઠ | ૧-૦ |
| ૩૪ રટવનું શાસ્ત્ર | ૦-૩ | ૬૯ બાળવિધવા | ૦-૨ |

સ્ત્રી શકિત ગ્રંથમાળાનો આખો સેટ આજેજ વસાવો. કુલ ૬૯ પુસ્તકો બહાર પડયાં છે. તે રૂ. ૩૨માં મળે છે. પુસ્તકો છુટાં પણ મળી શકશે. નૂર જુદું.

લખો: સ્ત્રીશક્તિ, કેળાંપીઠ, સુરત

# પ્રસ્થાન મફત ?

પ્રસ્થાન માસિક બાર વર્ષ પૂરાં કરી-એક તપ પૂરૂં કરી-તેરમા વર્ષમાં પ્રવેશ કરે છે તે નિમિત્તે.

## 'પ્રસ્થાન'ના ગ્રાહકોને ખાસ લાભ

જે ગ્રાહકનું સં. ૧૯૯૪ ના કારતકથી આસો સુધીનું લવાજમ રૂ. ૫. ( બર્મા, પરદેશ માટે રૂ. ૭ાા ) મળી ગયું હશે, તેમને પ્રસ્થાન કાર્યાલય તરફથી બહાર પડેલા કોઇ પણ પુસ્તક ઉપર **૨૫ પચીસ ટકા કમીશન** કાપી આપવામાં આવશે.

[ અપવાદ : શ્રી. કિશોરલાલ મશરૂવાળા તથા શ્રી. રામનારાયણ પાઠકનાં પુસ્તકો તે ઉપર ૧૫ ટકા ]

એટલે કે

**જે ગ્રાહક લગભગ ૨૦-૨૨ રૂપિયાનાં પુસ્તકો ખરીદશે તેમને પ્રસ્થાન મફત પડી રહેશે.**

દશ બાર રૂપિયાનાં ખરીદશે તેમને અર્ધો લવાજમમાં પડીર હેશે. થોડોય લાભ તો મળશેજ.

**ગુજરાતનો આમવર્ગ, તેમજ પુસ્તકાલયો, હાઈસ્કૂલો, આ યોજનાનો જરૂર લાભ લે.**

## અમારાં પ્રકાશનો

| | |
|---|---|
| લગ્ન પ્રપંચ | ૩-૮ |
| ભૂખમરાનો ઉપાય | ૨-૦ |
| રશિયાનું ઘડતર | ૨-૦ |
| સાબરમતી | ૧-૪ |
| ઘરેબાહિરે | ૨-૦ |
| ચતુરંગ-બે બહેનો | ૧-૪ |
| ઘરગથ્થુ વૈદક | ૨-૦ |
| દિનચર્યા | ૧-૮ |
| પ્રેમનો દંભ | ૧-૪ |
| સ્ત્રી અને પુરૂષ | ૧-૦ |
| કથાવલી ભા. ૧ | ૧-૪ |
| નવો અવતર ભા. ૧ થી ૩ | ૫-૪ |
| દૃષ્ટિપરિવર્તન | ૧-૪ |
| કથાવલિ ભા. ૨ | ૧-૪ |
| લગ્ન સુખ | ૧-૪ |
| ક્રાન્તિકારની આત્મકથા બે ભાગ | ૨-૮ |
| ગાતા આસોપાલવ | ૧-૮ |
| દ્વિરેફની વાતો ભા. ૧ | ૧-૪ |
| દ્વિરેફની વાતો ભા. ૨ | ૧-૪ |
| ગીતામન્થન | ૧-૪ |
| સત્યમય જીવન | ૧-૦ |
| સ્વૈરવિહાર | ૧-૮ |
| જીવનનાં દર્દ | ૧-૪ |
| ચુંબન | ૧-૪ |
| ભારતપુણ્ય પ્રવાસ | ૧-૦ |
| સરસ્વતી ગ્રન્થમાળાનાં પુસ્તકો વર્ષ ૧ થી ૬ | ૧૩-૪ |

**પ્રસ્થાન કાર્યાલય :** પારસી અગિયારી સામે, **અમદાવાદ.**

## ગુજરાતના જાણીતા કવિ
### શ્રી મનુ. હ. દવે. કાવ્યતીર્થના લોકપ્રિય પુસ્તકો

૧ ગ્રામ જીવન. દિવાન બહાદુર નર્મદાશંકર દેવશંકર મહેતાને જેમાં Music of the Sppereની નાદ લહરી સંભળાય છે. તે ૬૧૨ લીટીનું મંદાક્રાન્તા વૃત્તમાં ગુંથાએલું અપૂર્વ ખંડ કાવ્ય. **મૂલ્ય ત્રણ આના**

૨ પુષ્પહાર. પ્રોફેસર અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદીની પ્રસ્તાવના સાથે કવિશ્રીનાં ૯૦ જેટલા સરસ ગીત કાવ્યોને સંગ્રહ જેની પ્રામાદિકતા ઉપરથી શ્રી. ખબરદાર, શ્રી લલિત, શ્રી મનઃસુખલાલ, દિ બા. કૃષ્ણલાલ ઝવેરી, શ્રી ગીજુભાઇ અને બીજા અનેક વિદ્વાનો મુગ્ધ બન્યા છે. **મૂલ્ય આઠ આના**

૩ કાવ્ય કલગી. શ્રીમંત યુવરાજ શ્રી પ્રતાપસિંહ રાજે ગાયકવાડ એઓશ્રીની અર્પણ પત્રિકા તથા ત્રિરંગી ફોટા સાથે નવયુગની ભાવના ભર્યા સુંદર કાવ્યોનો સંગ્રહ. આ સંગ્રહ એટલો બધો વખણાયો છે કે જેને માટે "શ્રી સયાજી વિજયે" દરેક પુસ્તકાલય તથા સંસ્કારી વાચક આ પુસ્તકની એક કોપી જરૂર પોતાની પાસે રાખે એવી ભલામણ કરી છે. **પાકું પુઠું મૂલ્ય એક રૂપીઓ**

૪ મનુના રાસ. શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ એઓશ્રીની અર્પણપત્રિકા સાથેનો કવિશ્રીનો ગુજરાતની સુંદરીઓનો માનીતો રાસ સંગ્રહ. ૧૫૧ કુલ રાસ છે. **પાકું પુઠું મૂલ્ય બે રૂપીઆ.**

૫ બોધ બાવની. શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈની પ્રસ્તાવના સાથેના કવિશ્રીના સરળ અને સચોટ બાવનબોધ. **મૂલ્ય બાર આના**

આખો સેટ ફક્ત ચાર રૂપીઆમાં મળશે. પોસ્ટેજ અલગ.

લખોઃ—વ્યવસ્થાપક, **ગુજરાત એડવર્ટાઇઝીંગ એજન્સી,**
રાધાકૃષ્ણ મંદિર પાસે, સિદ્ધપુર. ( ઉ. ગુ. )

---

**દરરોજની ફક્ત પૈ.ણી પાઇ તમારા બાળકો માટે નહિ વાપરી શકો ?**

## આપણી બાળ ગ્રંથમાળા : ભરૂચના
( સ્થાપન ઈ. સ. ૧૯૩૭ )

ગ્રાહક થઇ તમારા બાળકોને સારૂં વાંચન આપો.
વાર્ષિક લવાજમ ફક્ત એક રૂપિઓ ( પોસ્ટેજ સાથે )

**વર્ષ ૧લુ** ૧ શું શીખ્યા ? ૨ ગામડામાં ૩ બાલચિત્રો ૪ હિંદી રાષ્ટ્રીય મહાસભા ૫ ચાલો હિમાલયે ભા. ૧, ૬ ચાલો હિમાલયે ભા. ૨.
નવું વર્ષ ઓગસ્ટથી શરૂ થાય છે.

**બીજું વર્ષ : કેળ અને શા માટે ? ( ઓગસ્ટમાં બહાર પડશે )**

વડોદરા રાજ્યનું જાણીતું માસિક 'પુસ્તકાલય'-લખે છે.

......તરફથી બાળકોને બોધદાયક વાર્તાઓના પુસ્તક પ્રસિદ્ધ થવા માંડયા છે. ચારિત્ર્યના ઘડતર માટે આવાં પુસ્તકો ઘણાં ઉપયોગી છે. ઉત્તેજન મળશેજ. પ્રાથમિક શાળાઓ અને બાલમંદિરો તથા પુસ્તકાલયો જરૂર ખરીદે ને ખુબ વંચાવે.

અને બીજા કેટલાક સારા અભિપ્રાયો મળેલા છે. સંચાલકો
ભાઈલાલ પટેલ
પદ્માવતી દેસાઇ

મળવાનું ઠેકાણુંઃ—આપણી બાળ ગ્રંથમાળા, ભરૂચ.

# “ગ્રામજીવન, સહકાર્ય અને ખેતી”

# માસિક

આ માસિકમાં ગામડાંઓની પુનર્ઘટના સંબંધે તેમજ સહકાર ખેતી કેળવણી આરોગ્ય અને પંચાયત એવા ખાસ મહત્વના વિષયો ઉપર દરેક અંકે વિવિધ લેખો પ્રસિદ્ધ થાય છે.

**વડોદરા રાજ્યના પ્રગતિખાતા તથા શ્રી સયાજી સહકાર સેવકસંઘના સંયુક્ત આશ્રય નીચે, વડોદરામાંથી છ વર્ષથી** પ્રગટ થાય છે. તે ગુજરાત, કાઠિયાવાડમાં બહુ વંચાય છે. **ગ્રામજીવનના દરેક પ્રશ્નો ચર્ચતું મુંબઇ ઇલાકામાં આ એક જ ને પહેલું માસિક છે.** દરેક અંક ૪૦ પાન ઉપરનો હોઇ અંદર ઉપયોગી રંગીન ચિત્રો પણ આવે છે. છતાં તેનું વાર્ષિક લવાજમ માત્ર રૂ. ૨–૦–૦ છે. દર મહિને મોટી સંખ્યામાં નકલો પ્રગટ થાય છે. દરેક લાયબ્રેરી, લોકલબોર્ડ, સુધરાઇ કે પંચાયત તેમજ ગ્રામજીવનમાં ઊંડો રસ લેનાર પ્રત્યેક વ્યક્તિએ તેના ગ્રાહક થઇ જવું જોઇએ.

☞ વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ તથા પંચાયતો માટે લવાજમ રૂ. દોઢ છે.

લખોઃ—

## શ્રી સયાજી સહકાર સેવકસંઘ

માંડવી રોડ, વડોદરા.



# આરોગ્ય

ધી ઇન્ડિયન રેડ ક્રૉસ સોસાયટીની વડોદરા શાખા તરફથી
પ્રસિદ્ધ થતું ત્રિમાસિક

તંત્રી : રાજરત્ન ડૉ. ધનજીશા હો. મહેતા સી. આઇ. ઇ.

| | | |
|---|---|---|
| અંક ૪૬ મો. | વડોદરા. | જુલાઇ |
| વર્ષ ૧૧ | | ૧૯૩૮ |

## બાળકને રબરની ચૂસણી ચુસવા આપશો કે ?

૧ રબરની ચૂસણી બચ્ચાંના મોંહમાં ચાલુ આપ્યાથી અથવા ચાલુ અંગુઠો ચુસવાની આદત પાડવાથી તેનું જડબું તે બાજુથી દબાય છે, તાળવું સંકોચાય છે અને આગલા દાંતો બહાર નીકળવાનો સંભવ હોય છે. નાકના મસામાં અને ગળાંના કાકડાના સોજામાં પણ દાંત બહાર નીકળે છે.

૨ ચૂસણી મોંહમાં ચાલુ રાખ્યાથી બાળકનાં મોંહમાંથી થુંક ચાલુ બહાર ચામડીપર ગળ્યા કરે છે.

૩ ચૂસણી જમીનપર પડે અને પાછી તે મહોંમાં લે તો બાળકનું મોંહ આવે છે અને તેને ઝાડો અતેસાર વગેરે ઉપાધી થાય છે.

૪ ચૂસણી મોંહમાં રાખ્યાથી બાળકની ભૂખ મરી જાય છે અને તેને હાંફ ચઢી આવે છે. તેટલા માટે બાળકને ચૂસણીની નઠારી ટેવ પાડવી નહી.

વાર્ષિક લવાજમ,
રૂ. ૧) ( ટપાલ ખર્ચ સાથે )

# ધી ઇન્ડિયન રેડ ક્રૉસ સોસાયટીની વડોદરા શાખા માટેના

# નિયમનો સાર

---

૧ જે સભ્ય રૂા. ૫૦૦૦) થી ઓછી નહિ એવી રકમ સોસાયટીના ભંડોળમાં ભરે તે પેટ્રન કહેવાશે.

૨ જે સભ્ય રૂા. ૧૦૦૦)ની રકમ ભંડોળમાં ભરે તે વાઇસ પેટ્રન કહેવાશે.

૨ જે સભ્ય વાર્ષિક લવાજમ રૂા. ૧૨) ભરે તેને ઍન્યુઅલ મેમ્બર અને એક સામટું લવાજમ રૂા. ૧૫૦) ભરે તેને લાઇફ મેમ્બર ગણવામાં આવશે.

૪ જે સભ્યો દર વર્ષે રૂ. ૧ થી માંડીને રૂ. ૫) સુધી ભરે તે ઍન્યુઅલ ઍશોશીએટ કહેવાશે અને જે એકી વખતે રૂા. ૫૦) આપે તે લાઇફ ઍશોશીએટ કહેવાશે.

૫ વ્યવસ્થાપક સમિતિ કોઇ પણ ગૃહસ્થને આ સોસાયટીની કોઇપણ જાતની સેવા કર્યા બદલ માનનીય સભ્ય તરીકે ચૂંટી શકશે.

૬ લવાજમ, કાંતો હેડ ક્વાર્ટર્સની વ્યવસ્થાપક સમિતિ અગર શાખા સમિતિને મોકલી શકાય પરન્તુ શાખા સમિતિએ મુખ્ય વ્યવસ્થાપક સમિતિને સામાન્ય ખર્ચ માટે સભ્યો પાસેથી મળેલા લવાજમ તથા એકસામટી રકમના ૧૦ ટકા જેટલી રકમ મોકલવી જોઇએ. વળી એવું ઠરાવવામાં આવ્યું છે કે કોઇપણ એકજ લવાજમ પૈકી મોકલવાની રકમ રૂા. ૧૦૦૦) કરતાં વધવી ન જોઇએ.

૭ ઉપલો ( છઠ્ઠો ) નિયમ શાખા સમિતિને મળેલી ભેટો કે ઇતર રીતે મળેલી રકમોને લાગુ પડશે નહિ.

---

ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસ–વડોદરામાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે છાપી પ્રસિદ્ધ કર્યું.

તા. ૧૫–૭–૩૮

# આરોગ્ય

ધી ઇન્ડિયન રેડક્રૉસ સોસાયટી વડોદરા શાખા તરફથી પ્રસિદ્ધ થતું

ત્રિમાસિક

| અંક ૪૬ મો. | વડોદરા. | જુલાઈ |
| --- | --- | --- |
| વર્ષ. ૧૧ | | ૧૯૩૮ |


## સ્વાસ્થ્ય (તન્દુરસ્તી) જાળવવાની સુચનાઓ

### ૧. અસ્વચ્છતા.

યુરપમાં રસ્તામાં કચરો નાખવાની, થુંકવાની કે નાક સાફ કરવાની મનાઈ હોય છે. કેટલાક શહેરોમાં તો કાગળની કટકી કે ટ્રામની ટીકીટ રસ્તામાં નાખવામાં આવે તો તરત જ પોલીસ દંડે છે.

દરેક પોતાનાં આંગણાં, ફુટપાથ તેમજ પોતાના મકાન નજીકનો રસ્તો દરરોજ વાળીને સાફ રાખે છે. દર અઠવાડીએ મકાનનો બ્હારનો ભાગ ઓટલા વિગેરે પાણી અને સાબુથી સાફ કરવામાં આવે છે. કચરો નાખવા માટે દરેક ઘરમાં ઢાંકણાંવાળા ડબ્બા કે પીપ હોય છે. આ ડબ્બા એક ખુણે રખાય છે. આખા દિવસનો કચરો આ ડબ્બામાં ભેગો કરવામાં આવે છે. દરરોજ સવારે મ્યુનિસિપાલ કચરાની ગાડીવાળો ઘંટો વગાડતો આવે અને સૌ એ ગાડીમાં કચરાના ડબ્બા ખાલી કરે.

જે પ્રજા પોતાના શહેરના રસ્તા તથા ગામ આવાં ચોકખાં રાખે તેમના ઘરની અંદર ચોકખાઈ હોય તેમાં નવાઈ નથી. દરેક ઘરમાં સંડાસ, મુતરડી, તથા હાથ મ્હોં ધોવાનાં પુરતાં સાધનો હોય છે, જેથી કોઈને પડોશમાં શેરીમાં કે ગામમાં ગંદકી કરવી પડતી નથી.

આપણે ત્યાં સૌ ગમે ત્યાં કચરો નાખે છે. કોઇને દરકાર છેજ નહિ કે રસ્તા ચોકખા હોય તે આપણા સારા માટે છે. સવારે કચરો જ્યાં ત્યાં આંગણામાં નખાય છે, દાતણ કરીને બળખા ગમે ત્યાં કઢાય છે, શાકભાજીનો કચરો નખાય છે.

આપણા મકાનોમાં ચોકખાઇ કયાંયે જણાતી નથી. વર્ષો સુધી કોઇ મકાન ધોળાવતું નથી જેને પરિણામે માંકડ, વાંદા, કસારીઓ, મચ્છરો, માખી અને ઉંદરોનો ઉપદ્રવ વધ્યો છે.

આપણે અસ્વચ્છતાને વ્હાલી કરી રાખી છે. ભલું થાય દીવાળીનો તહેવાર શરૂ કરનારને કે જેથી વર્ષે એકાદવાર તો ઘર સાફ થાય છે. આ દીવાળીનો તહેવાર ન હોત તો ઘણાં મકાનો વર્ષો સુધી સાફ થાત નહિ.

આપણે પાન ખાઇ પીચકારીઓ દિવાલ કે જમીન પર કે પુરૂં જોયા વિના બારીએથી રસ્તે ચાલતાં માણસો ઉપર ફેંકીએ છીએ. બેઠાં હોય ત્યાંજ બીડી સીગારેટનાં ખોખાં કે સળગતી દિવાસળીઓ નાખીએ છીએ. પીધેલી બીડી ગમે ત્યાં નાખીએ છીએ અને ઘણી વખત બીડી પીનારનાં ઘરનાં ફરનીચર, શેત્રંજી કે ગાલીચામાં આ ટેવથી ડાઘા પડેલાં કે કાણાં પડેલાં જોવાય છે.

સ્વચ્છતાને ધ્યાનમાં રાખીએ તો આપણી આવી ઘણી આદતો વિષે લખી શકાય. આ પ્રકારની ટેવો કુટેવો ગણાય. એથી આપણી ગંદકી વધે, આપણે તન્દુરસ્તી ગુમાવીએ અને ગંદા રહેવાની આપણે પાડેલી આદતથી પડોશીઓનાં મન દુભવીએ.

આપણી પોતાનીજ તન્દુરસ્તીનો, આપણી સ્વચ્છતાનો અને બીજા બધાની સામુદાયીક સ્વચ્છતાનો જો ખ્યાલ કરીને રહેવાની આપણે ટેવ કેળવશું તો આપણે આપણને પોતાનેજ કે આપણી શેરીને નહિ પણ ગામ આખાને સ્વચ્છ અને તંદુરસ્ત રાખી શકીશું.

## ૨. માંદાની માવજત.

માંદા માણસની પથારી ખાટલા કે પલંગ પર કરવી જોઇએ. ચોકખી હવા અને શાંતી માંદા માણસને ઘણો આરામ આપે છે.

આપણે ત્યાં માંદાની ખબર પુછવા આવનાર સગાં ટોળે વળી પથારીની આડા ગમે તેમ ગોઠવાઇ, કંટાળા ભરેલી ખબરો પુછે છે અને બીનજરૂરી વાતો કરે છે. ડોકટર કે સારવાર કરતાં માણસોના કહેવા છતાં આ અવિચારી લોકો બહાર જતાં નથી અને માવજતમાં ખલલ પહોંચાડે છે. આવા લોકો દરદીને મળતી સ્વચ્છ હવા રોકી રાખે છે, દરદીને શાંતિ મળવા દેતા નથી અને સારવાર કરનારાઓને અગવડરૂપ બની દરદીનું ભલું કરવાને બદલે દરદીના દુઃખમાં વધારો કરે છે.

માંદાઓ માટે વ્યવસ્થાપુર્વક સારવારની અગત્ય આપણે હજુ સમજતા નથી. માંદગી વખતે ગભરાયા વિના શ્રદ્ધા હોય તે ડાકટરની સલાહ મુજબની સારવાર બહુ રાહતરૂપ બને છે અને સાજા થવામાં જલ્દી મદદ કરે છે. નર્સોએ દર્દીની સારવારનું જ્ઞાન મેળવેલું હોઇ અને ઘણા દર્દીઓની સારવારનો અનુભવ લીધેલો હોઇ જે નરમાશ અને સફાઇથી તેઓ કામ કરે છે તે રીતે આપણાથી થઇ શકતું નથી. આપણી વિધવા બ્હેનો તેમજ બીજી બ્હેનોને સારૂં સ્વાવલંબી બનવા તેમજ પરોપકાર કરવાનું આ ધંધો બહોળું ક્ષેત્ર છે. જો તેઓ આ કાર્ય ઉપાડી લે તો આજે નર્સોના મોંઘા પગાર છે તે ઓછા થાય અને બધાજ લોકો જરૂરી સગવડ મેળવી શકે. ગુજરાતની બ્હેનો આ કામ ક્યારે કરશે !

મંદવાડના વહેમો હિંદુસ્તાનમાં ઉંડી જડ ઘાલી બેઠા છે. કોઇ માંદુ થાય કે તરત નજરબંધી, દોરાધાગા, માદળીયાં, તાવીજ, ઉજણી વિગેરે વહેમો ટાળવાની ક્રિયાઓ શરૂ થઇ જાય છે. સ્ત્રી હોય તો શોકય, ભુતપલિત કે ડાકણની માન્યતા જડ કરે છે. આવા વહેમો દુર કરીને, સારા સારવારના ઉપાયો આપણે કરવા જોઇએ.

હિંદુસ્તાનની ગરીબાઇમાં જુજ માણસો જ માંદગીમાં માવજતનો લાભ મેળવી શકે છે. આપણા શ્રીમંતો કાંતો ઉદાર નથી અને છે તે તેમની સખાવત એવી રીતની હોય છે કે જે સમાજ ઉપયોગી નથી હોતી. એટલે પ્રજા, માવજતના આવશ્યક સાધનો નથી મેળવી શકતી.

રાજ્ય તરફથી મોટાં શહેરોમાં એકાદ હોસ્પીટલ ચલાવવામાં આવે છે જેમાં ખર્ચવામાં આવતી રકમ બહુ થોડી હોવાથી ઘણી દવાઓ અને જરૂરી એવાં ઘણાં સાધનો વસાવી શકાતાં નથી. ડાકટરો અને કમ્પાઉન્ડરો પૈસાવાળાની ખુશામત કરે છે અને ગરીબો જોડે અમલદારી રૂવાબ ચલાવે છે. ઘણી વખત ગરીબો પ્રત્યે કમ્પાઉન્ડરોની વર્તણુંક કેવળ અપમાન ભરી હોય છે.

જેમ ફોજદાર કે એવા અમલદારથી પ્રજા ધ્રુજે છે તેમ ઘણાં ડાકટરથી માણસો ડરતાં હોય છે. સાર્વજનિક દવાખાનાના ડાકટરોની બેદરકારી અને અમલદારી તોરનો અનુભવ ઘણાંને હશે. કેટલીક હોસ્પીટલ્સમાં પણ આ સ્થિતિ છે. આ સ્થિતિ બદલો માગે છે.

રાજ્ય તરફથી માંદાંની માવજતની સુવ્યવસ્થા થતાં હજુ વર્ષો લાગશે; પરંતુ ત્યાં સુધી આપણે સુધરેલી પદ્ધતિ પ્રમાણે માવજત કરવાનું જરૂરી જ્ઞાન મેળવી લેવું જોઇએ. આવા પ્રકારનું શિક્ષણ આપણી શાળાઓમાં અપાય તે ખુબ જરૂરી છે.

( મ. મો. ઝવેરી પારસીનર્સિંગ ડીવીઝન સીલ્વર જ્યુબીલી બુક ઉપરથી. )

# "યુક્તા હાર" (યોગ્ય આહાર)

આ શબ્દનો અર્થ એવો નથી થતો કે જુદા જુદા પ્રકારના ખોરાકની ચાલા રોજ બરાબર વજનથી અને અમુક ચોકસ પ્રમાણમાં લેવાની છે. એનો અર્થ એટલો જ થાય છે કે, આપણે જે રોજ ખાઇએ અને પીએ છીએ તેમાં આહારના જુદાં જુદાં તત્વાંશો અમુક પ્રમાણમાં હોવાં જોઇએ, કારણ કે તેમાં કાંઈ ભુલ પડે તો, બાળકોનાં શરીર બંધારણમાં હરકત થાય છે અને બીજી ફરીઆદો ઉભી થાય છે, જેવી કે જરા મહેનત કરતાં પણ થાક લ્હડે છે, માથું દુઃખે છે; અને હળવો પાંડુરોગ (એનીમીઆ), મંદાગ્ની, આંતરડાંની શુલ, ત્વચારોગ અને ચેપી રોગો ઝટ લાગુ પડે છે, અને આવી ભુલ વધારે મોટી હોય તો "રીકેટ્સ" અસ્થિશોષ (જેમાં બાળકોનાં હાડકાં પોચાં પડી જાય છે અને વળી પણ જાય છે, અને શરીરના કેટલાક ભાગો બેડોળ દેખાય છે અને શરીર અશક્ત બને છે), બેરીબેરી (જેમાં પગે અને શરીર સોજા લ્હડે છે, હૃદય નબળું પડીને મોટું થાય છે), સખત પાંડુરોગ, નબળા અને કોહેલા દાંત, આંતરડાના રોગ, મધુમેહ અને ક્ષયરોગ લાગુ પડે છે; તેમજ "સ્કર્વી" (જેમાં લોહી પાતળું થઇ જાય છે નેરક્ત સ્રાવ થવાનો સંભવ રહે છે), અને આંખના ડોળા સુક્કા થઇ જાય છે, ("ઝર ઑપ્થાલ્મીયા") અને (સ્રુ) સંગ્રહણીનું દરદ લાગુ પડે છે.

આપણે જે ખોરાક લઇએ છીએ તેમાંથી આપણને કામ કરવામાં પુરતી ગરમી અને શક્તી મલવી જોઇએ એટલું જ નહી પણ ખોરાક એવો જોઇએ કે શરીરની પેશીઓના રોજ થતા ઘસારાની ભરપાઇ થઈ, સામાન્ય કાર્ય શક્તી કાયમ રહે. આ હેતુ પાર પાડવાનું કામ જુદા જુદા તત્વાંશોનું છે. મંડ દ્રવ્યો, ગળપણવાળાં મિષ્ટ દ્રવ્યો, ચરબી જેવાં સ્નેહ દ્રવ્યો જે ઉષ્ણતા આપનારાં ઇનધનવત ખોરાકો કહેવાય છે તે પ્રથમ હેતુ સારે છે, અને દુધ, ઇંડાં, દાળ, કોટલાવાળાં ફળો વગેરે મળતાં પ્રોત દ્રવ્યો (નત્રીલ) તથા ક્ષારો, જીવન સત્વો, પાણી અનાજ અને ભાજીપાલાનો ન પચી શકે તેવો પદાર્થ તથા મસાલા બીજો હેતુ સારે છે. આ સઘળાં દ્રવ્યો અમુક પ્રમાણમાં લગભગ આવી જતાં હોય એવો આહાર શોધવાનો છે અને એવો આહાર યુક્તાહાર, શાસ્ત્ર શુદ્ધ રચાયલો, પ્રમાણસર, અન્નાંપુર્વક અને સમતોલ ખોરાક કહેવાય.

પણ ગરીબો માટે, યોગ્ય અને પુરતો ખોરાક પુરો પાડવા સારૂ, તે સસ્તો અને થોડા ખરચવાળો હોવો જોઇએ, તેની ડૉ૰ તીલકે શોધ કરી નીચલો ખોરાક સુચવ્યો છે, જે મહીને દીવસે, રૂા. ૫) માં, થઇ શકે છે. દુધ,

ઈંડાં, શાકભાજી ને ફળો અપુર્ણતાઓ દુર કરી શકે છે પણ તે મોંઘી ચીજો છે તેથી એને બદલે **સોયાબીન, માખણ કાઢેલાં દુધની ભુકી, શુલ્લુ, કરડ ચોખા, તલ કે મગફળીનું તેલ,** કુલકી, તાજો ખોળ વગેરે વાપરવા ભલામણ કરવામાં આવી છે અને એ ખોરાક સસતો, સાદો સોજો, સમતોલ અને પુષ્ટીકારક, શકતી આપનારો નીવડયો છે. એવા ખોરાક સાથે **ચોખ્ખી** હવા અને **તડકાનો** ઘણી જરૂર છે તે ઉપર ધ્યાન પુગાડવું જોઇએ. હીંદનું દુઃખ ઓછો આહાર જ નહી, પણ **અયોગ્ય** આહાર છે એટલે કે ખોરાકના ગુણની અપુર્ણતા હોય છે.

ઓછાં પ્રમાણમાં લીધેલા અને અયોગ્ય આહારથી નીચલાં દરદો પેદા થાય છેઃ—

(૧) ક્ષયરોગ, (૨) ગલત કહોડ, પથરી, લોહીનું પાણી થઇ જવું, અજીરણ, કબજીઆત, મીઠી પીશાબ અને સંગ્રહણી.

## ખોરાકના મુખ્ય ઘટક-અંશો, તત્વો

| ઘટક-અંશો. | કયા ખોરાકમાંથી મળે છે | તેનો ઉપયોગ. |
|---|---|---|
| (૧) પ્રોટીન્સ નત્રીલ, આલ્બ્યુમેનવાળા પદાર્થો. | દુધ ને દુધની ભુકી, પનીર, ચરબી વગરનું માંસ, માછલી, ઇંડાની સફેદી, કલેજું, દહીં, ઓટ, કોટલાંવાળાં ફળો, છાય, જવ, દાળ, વટાણા, કઠોળ, સોયાબીન, ઘઉં, બાજરી, ચણા, ભાજીપાલો-કંદમુળ, મકાઇ, મેંદો, ગાજર. (દુધમાં "લોહ"ના અરક સીવાય, બધાં તત્વો સમાયલાં છે). | શરીરની ખીલવણી માટે—કમતાકાત અટકાવવા માટે, તંદરોસતી માટે-ઢીંગણો બાંધો અટકાવવા માટે-શરીરના કોસ-સમુહોનો ધસારો ગટાડે છે. |
| (૨) ચરબી. સ્નેહ ચિકાસવાળા પદાર્થો. | માખણ, ઘી, માછલીનું તેલ, ઇંડાનો પીળો ભાગ, (ઇંડાની દાળ), માંસની ચરબી, તલનું તેલ, મગફલીનું તેલ, કોપરેલ, સોયાબીન, ઓટ, કપાસીઆનું તેલ, મકાઇ, કલેજું, બદામનું તેલ, પનીર, ફળો, દુધ, બાજરી, જુવાર, સાણુચોખા. | "એ" અને "ડી" પ્રજીવનોથી ભરપુર સેહેલાઇથી પચી શકે છે. ગરમી અને શકતી-આપનાર જો કઢાયમાં સુર્યના તડકામાં મુકે તો પ્રજીવન "ડી" ઉત્પન્ન કરે છે. |

| | | |
|---|---|---|
| (૩) કાર્બોહાઇડ્રેટસ ખેળવાળા પદાર્થો. | ધાન્યનો ખેળ, કઠોળ, કંદમુળ, શાકભાજી, ઘઉં, આટ, મકાઇ, જુવાર, રાતી ખાંડ, ફળફળાદી, મધ, સીરા, ગોળ, સુકો મેવો, વટાણા, બટાટા, લીલીભાજી, કાંદા, દાળ, ચણા, સોયબીન. | પચવા સેહેલા છે, પણ મોટા પ્રમાણમાં લેવા પડે છે. ઝાડા થવાનો સંભવ રહે છે. શરીર યંત્રનું બળતણ છે અને ગરમી પુરી પાડે છે. |
| (૪) ક્ષારો (ખારો) | ૨૦) પ્રકારના હોય છે. માંસ, કઠોળ, કોટલીવાળાં ફળો અને ધાન્ય, ખટાશ બનાવનારા ક્ષારો છે જ્યારે શાકભાજી, ફળો,- કંદમુળ, ખારાસ બનાવનાર ક્ષારો છે. | શરીરના વીકાસ અને સુધારા માટે ઘણા અગત્યના છે. |
| (અ) લોખંડનો અરક | કલેજું, ઇંડુ, માંસ, ચરબી, દાળ, ભાજી, તામેટા. | લોહી સુધારક |
| (બ) ચુનો | દુધ, ઇંડા, કલેજું, મીઠું, શાકભાજી, ફળો, (સૂકાં તેમજ લીલાં.) | હાડકાં અને દાંત મજબુત કરે છે. લોહી ઠરી જાય છે તેથી રકતપાત બંધ થાય છે. |
| (ક) ફોસફરસ | દુધ, ઇંડા, માછલી, ફળ, કેળાં દાલ, છાશ, મેદો, ગાજર, મુળા, ઘઉં, કંદમુળ, છડેલા ચોખા, ભાજી, કોલી ફ્લાવર. | શરીરની પેશીઓ વધારે છે કદની વૃદ્ધી કરે છે ને તેને ખીલવે છે. |
| (૫) પાણી. | દુધ છાસ, ફળફળાદી, ફ્રુટ, ભાજીપાલો, સાદું પાણી, સોડા, લેમન, જીન્જર વિગેરે. | દરરોજ બશેર પાણી પીવુંજ જોઇએ. શરીરની અંદરના સ્નાયુઓને ઉત્તેજીત કરે છે, ખોરાકને છુટો કરી, ચુસી લેઇ, પચાવવામાં મદદ કરે છે અને શરીરનો કચરો બહાર કાઢે છે. |
| (૬) ધાન્યનો રેસવાલો ભાગ. | અનાજ, શાકભાજી, થુલું, કોપરાનો ગર. | કબજીઆત મટાડે છે. આંતરડાની ગતી વધારે છે. પવન, વાયુ, બંધકોશ દુર કરે છે. |
| (૭) મસાલો. | મરી, મરચાં, રાઈ, ગરોળ, લસણ, હીંગ, અથાર, ચટણી, સૉસ. | ખોરાક સ્વાદીષ્ટ કરે છે, પાચન ક્રીયામાં મદદ આપે છે પણ વધુ પ્રમાણમાં લીધાથી હાની થાય છે. |

ખોરાકની બાબતમાં હાલ ઘણી મહત્વની શોધો થઇ છે, જેમાં જીવનતત્વોની શોધ મુખ્ય છે એ તત્વો આપણા રોજીંદા ખોરાકમાં, જેવા કે ( દુધ, કુસકી, ભાજી, ફ્રુટમાં ) હોય છે એના પાંચ પ્રકારો છે અને તેને ( એ. બી. સી. ડી. અને ઇ ) કરીને નામો આપવામાં આવ્યાં છે. એ "પ્રજીવનો" શરીર ઘડનાર અને આપણી અંદરના પ્રાણતત્વોના મદદનીશો કહેવાય છે અને શરીર બાંધવામાં સહાય રૂપ છે.

## જીવનસત્વો ( વીટામીન્સ ) નો કોઠો

| વીટામીન્સ | અના "ઊણપ" (ખામીનું) નું પરીણામ | કયા ખોરાકમાં મલી આવે છે. |
|---|---|---|
| " એ "<br>રોગ જંતુનાશક | બચ્ચાંનો ઉમરભાવ વધતો નથી. ચેપી ઉડતા રોગો સામે ટકી શકાતું નથી. મુખ્ય કરીને શ્વસેશ્વાસ લેનારાં અવયવે સામે; આંખના ડોળાઓનું (ઝર ઑપ્થાલ્મીયા) સુકાઇ જવું.<br><br>રતાંધિલાપણું—નાદુરસ્તી, ગુમડાં, કમળીનું જોર વધે છે. | માખણ, ક્રીમ, લીલી તરકારી, દુધ ઇંડાની દાળ, કલેજું, ફેફસું ને તલ્લી, કોડલીવર તેલ, ઘી, કોબીજ, ભાજી, મલાઇ, મકાઇ, ગાજર, તામેતા, સલગમ, દાળ, ચણા, ગાજર, કોબીજ, કેળાં, કેરી, સલગમ, મુળા. |
| " ડી " | " રીકેટસ.<br>" ઑસ્ટીયો મેલેશીઆ " (બઇરાઓનાં હાડકાં પોચાં પડી જાય છે. દાંત નબલા પડી જાય છે ને કોહી જાય છે ચુનાનો ક્ષાર કમતી હોય છે. | માખણ, ઘી, દુધ, ઇંડાની દાળ, કલેજું, મલાઇ, કોપરેલ તેલ, મગરનું તેલ, ઓનપીઝ, સુરજનું તડકું અને અલટ્રા વાયોલેટ રેઝ. |
| " ઇ " | વાંઝીયાપણું | માંસનો ખોરાક, મકાઇ, ઇંડાની દાળ, તરકારી, ઘઉં, બાજરી, ચુલું, કોબીજ, કલેજું, કુસકા, ગાજર, લીલા વટાણા, સાયાબીન. |
| " બી " ૧ | ઉઘરભાત કમતી, ભુખ કમતી "બેરી બેરી" અને દીલ પર સોજા-કબજીઆત-અપચો થાય છે, અને વાયુવીકાર માલમ પડે છે. | તાજાં ફળફળાદી, તરકારી, બાજરી કથેળ, ઘઉં, દુધ, છાશ, કલેજું, જુવાર, બે પનીમ, મૅલ્ટીન, વૅટરકેસ, ઍસ્પૅરેગસ, પાઉં, નારંગી, ભાજી. |

# તન્દુરસ્તી માટે સોનેરી સુખનો

૧. એક તંદુરસ્તી હજાર નીઆમત.

૨. આદમી કે પ્રજાની ઓલાદને તંદુરસ્ત રાખી સુધારવી હોય તો તેનું શીક્ષણુ વૈદક અને આરોગ્ય જ્ઞાન છે.

૩. દુન્યામાં ઉત્પન્ન થતાં દરદોનો પોણો ભાગ અટકાવી શકાય તેવો હોય છે.

૪. પ્રજાના જથ્થા વચ્ચે તંદુરસ્તીને લગતાં શીક્ષણુનો ફેલાવો કરવા એ તંદુરસ્તીને લગતા કાયદા કરતાં વધુ ઉપયોગી છે.

૫. "સારી તંદુરસ્તી રાખવા માટે કાંઇ પૈસા પડતા નથી પણુ નબળી તંદુરસ્તી પાછળ લાખ્ખો રૂપીયાની ખુવારી થાય છે,"

૬. પુરતી ઉંઘ અને પુરતી આશાએશ તંદુરસ્તી અને ખુબસુરતીનો રામબાણુ ઇલાજ છે.

૭. મન તેજ માણુસ છે. 'માંગો તેવું મળે' 'વિચારો તેવું થાય' એ સિદ્ધાંત દરેક માણુસ અને હમેલદાર સ્ત્રીએ પોતાના મનમાં કોતરી રાખવો જોઇએ. મનની અસર તન પર થવાના દાખલા રોજ બને છે.

૮. "મનની શાંતી સદાચરણી રહેવાથી ફળે છે. દુરાચરણુમાં લીન થયલાનું મન કદીપણુ શાંત નીર્મળ હોતું નથી."

૯. વીકરાળ વાઘોના ડર કરતાં સૂક્ષ્મ જંતુઓ ( Germs )નો ડર વધારે હોય છે.

૧૦. માંખી ગંદકોમાં જન્મે છે તેટલા માટે જ્યાં ગંદકી નહિ હશે ત્યાં માખી નહિ થશે.

૧૧. મચ્છર અને માખી ઘણા રોગનું મુળ છે.

૧૨. મચ્છર વગર મેલેરીયા નહિ અને ઉંદર વગર મરકી નહિ.

૧૩. સુર્યનાં કીરણોથી ગમે તેવાં જીવજંતુઓ મરી જાય છે અને તેનાં જ કીરણોથી અંધકાર પછીની ખુશાલી, તંદુરસ્તી, આદમીનું શરીર, ફળફળાદી અને ફુલો ખીલી નીકળે છે, તેટલા માટે સુર્ય નારાયણનાં દર્શન કરતાં રહીએ. જ્યાં સુર્ય જતો નથી ત્યાં દુઃખ દરદો અને ડાકટર પેધાં પડે છે.

૧૪. માંખીથી, હાથનાં આંગળાથી અને ખોરાકથી તાઇફોઇડ તાવનો ફેલાવો થાય છે.

૧૫. એનોફીલીસ નામનાં મચ્છરો મેલેરીયા તાવથી પીડાતા દરદીને કરડીને મેલેરીઆ તાવ આપે છે.

૧૬. હિંદુસ્તાનમાં લાખો આદમીઓ મેલેરીયાથી મરે છે, તેટલા માટે બીજા દાન કરતાં 'ક્વીનાઇન દાન' એટલે મફત ક્વીનાઇન વ્હેંચ્યાથી હજારો જીવોને જીવતી કબરમાંથી બચાવી શકશો.

૧૭. "માણસે માખી મારવી જોઇએ, નહિ તો માણસને તે મારશે." કારણ કે માખી તરેહવાર દુઃખ દરદોનો ફેલાવો કરે છે.

૧૮. સોજી હવાવાલાં પુરતાં ઘરો, પુરતો ખોરાક અને પુરતી તબીબી મદદ ગરીબોને પુરી પાડવાં એ દરેક સરકાર, સુધરાઇ અને તંદુરસ્તીખાતાં તથા પ્રજાની ફરજ છે.

૧૯. સારી તંદુરસ્તી વગરની જીંદગી જીવતું દોજખ છે.

૨૦. મોઢું અને દાંત દીવસમાં બે વખત બ્રશ કે દાતણથી સાફ કરો.

૨૧. ખોરાક લેવા આગમચ હાથ ધોવા.

૨૨. ખાવાની વસ્તુ સમારતાં નીકળેલો કચરો, પાણીનાં ખાબોચ્યાં અને ઘરમાં લબરછબર કે આંગણા આગળ પડી રહેલું પાણી તથા ઝાડપાન આગળ માંખી અને મચ્છરો ભમ્યા કરે છે, તેથી રોગો ઉત્પન્ન થાય છે.

૨૩. તંદુરસ્તીની ખરી કીંમત દુઃખ વખતે થાય છે.

૨૪. ઇલાજ કરતાં અટકાવ ઉમદા ચીજ છે અને તેટલા માટેજ એક આંઉસ અટકાવ, એક રતલ દવાના ધીચારા કરતાં વધુ ફાયદાકારક છે.

૨૫. શરીર રચના અને તેમાં ચાલતી ભેદી ક્રિયાઓ, પ્રાથમીક મદદ નર્સીંગ અને તંદુરસ્તીને લગતું જ્ઞાન દરેક નીશાળના ઉપલા વર્ગમાં આપવું જોઇએ. આગ્રાનો તાજમહાલ તથા પેરીસના ઇફલ ટાવર કરતાં શરીર રચના અને તેમાં ચાલતી અજાયબ પ્રકારની ક્રિયા વધારે કારીગરી ભરેલી છે.

૨૬. ગમે ત્યાં થુંકવું ધાસ્તી ભર્યું છે.

૨૭. ફ્રુટ ખાવો સારી છે. મુંબઈ જેવાં મોટાં શહેરમાં દુધ અને ફ્રુટનો સવાલ બીકટ છે. સોનું દુધ બે આને શેર અને ફ્રુટમાં સોજા સંત્રા, મોસમ્બી ત્રણ આને ડઝન વેચાય એવું થવું જોઇએ, તોજ ગરીબો ખાઇ શકે.

૨૮. તંગ કપડાં પેહર્યાથી આરામ તંદુરસ્તી તથા સુખનો ભોગ આપવો પડે છે.

૨૯. ચાલુ તથા સખત જુલાબ નુકસાનકારક છે, એરંડયુ તેલ માણસની હોજરી માટે ચાલુ વાપરવા કરતાં મોટરના એનજીન માટે વધુ સારૂં છે. સાદો ખોરાક, પાણી અને રોજની હાજતે જવાની ટેવથી કબજીઆત દુર કરી શકાય છે.

૩૦. જીવને બેચેની લાગતાં સંપુર્ણ આરામ લેવો, હલકો ખોરાક ખાવો અથવા એકાદ બે દીવસ અપવાસ પાળવો એ તંદુરસ્તી માટે ફાયદાકારક છે.

૩૧. જાત્રે જાઓ કે લગનની જાન કાઢો, ત્યારે ખોરાકમાં સંભાલ રાખજો, નહિ તો કૉલેરા કાકા વગર નોતરે પધારશે.

૬૬. ગમે તેવો નાનો જખમ ખાસ કરીને રસ્તામાં અને ઘરની બહાર થયો હોય તેથી ઘણું કરીને ધનુરવા થઇ આવે છે. તેના અટકાવ માટે ટેટનસ ઍન્ટીટૉક્ષીનનું ઇન્જેકશન મરાવો.

૬૭. કુતરાએ કરડયું હોય તે વેળા "ઘરનો કુતરો" અને "પાળેલો કુતરો" છે એમ સમજી નભરવસ રહેશો નહિ. તુરત જખમને બાળી નાખી પરેલ હાફકીન ઇનસ્ટીટ્યુટમાં જઇ ઇન્જેકશન કરાવો અને સલાહ લેઓ.

૬૮. ઝાહોજલાલી જરઝવેરાત, એશઆરામ, ખાનદાન અને શોભા કરતાં લાખ ઘણી વધારે **સારી તંદુરસ્તી છે.** તેમ વળી

૬૯. "પૈસા મને આપો અને તંદુરસ્તી હું તમોને આપું" એ સીદ્ધાંત હરવખત માટે ખરો છે, કારણ કે પ્રજાના જથ્થાની તંદુરસ્તી વેચાતી લઇ શકાય છે તેને સારી થાપણમાં કાં નહિ રોકનાં ?

૭૦. દરવરસે તમારા ડાકટર પાસે તમારૂં શરીર તપાસાવો.

( પા. ન. ડી. સીલ્વર જ્યુબીલી બુક ઉપરથી )

## બચપણમાં થતા ઉડતા રોગો.

| રોગોનાં નામો. | કેટલા દીવસમાં ચીન્હો દીસે છે. | ફુમસો આવવાની રીત. | ચીન્હો અને લક્ષણો. | બાળકને કેટલા દીવસ નિશાળે નહિ મોકલશો. |
|---|---|---|---|---|
| સહીઅડ | ૪ થી ૧૪ | હવામાં ભીંગડાં ઉડયાથી, કપડાં અને દમ મારફતે. | તાવ, ગુલાબી રંગના દાણા, પાછળથી પરવાળા દાણા. | ૧૮ |
| ગોવરૂં | ૧૪ | હવા, કફ, અને દમ મારફતે. | સળેખમ, તાવ, મોઢા અને પેટપર લાલ જીણા દાણા. | ૧૧ |
| ગાલપચોરયાં | ૧૪થી ૧૮ | દર્દીને અડકવાથી. | ગળાપર સોજો અને તાવ. | ૨૪ |
| કુકડા ખાંસી | ૪ થી ૧૪ | દમ અને કપડાં મારફતે. | ઉધરસ અને ગુચની ખાંસી | ૬ અઠવાડિયાં |
| ટાઇફોઇડ તાવ | ૧૪થી ૨૧ | દુધ, પાણી, ખોરાક, પિશાબ ઝાડા મારફતે. | ચાલુ તાવ, પાતળા ઝાડા. | ૪ થી ૫ અઠવાડિયાં |
| તુર્તના જન્મેલાં બચ્ચાંની આંખ આવવી. | ૨ થી ૪ | ચેપી પ્રવાહી, વાપરેલા ટુવાલ વગેરે મારફતે. | આંખમાં પરૂ થવું, સોજો, દુખારો જેથી આંખ આવે છે. | |

# બાળકને દુધ આપવાનો કોઠો

આ કોઠો માનું દુધ અને ઉપરનું દુધ એ બન્નેને લાગુ પડે છે.

| બાળકની ઉમ્મર. | કેટલી વાર દુધ આપવું. | | | દર વખતે કેટલા આઉંસ. |
|---|---|---|---|---|
| | દિવસે દર | રાત્રે એકંદર | ૨૪ કલાકમાં કેટલીવાર. | |
| ૧ થી ૪ દિવસ | ૨ કલાકે | ૨ | ૬ થી ૧૦ | ૧ થી ૨ |
| ૫ થી ૭ દિવસ | ૨ ,, | ૨ | ૧૦ | ૧ થી ૨ |
| ૨ જું અઠવાડિયું | ૨½ ,, | ૨ | ૮ | ૨ થી ૨½ |
| ૩ જું અઠવાડિયું | ૨½ ,, | ૨ | ૮ | ૨ થી ૩½ |
| ૪થા થી ૮ મું ,, | ૨½ ,, | ૧ | ૭ | ૨½ થી ૪½ |
| ૩ જો મહિનો | ૨½ ,, | ૧ | ૭ | ૩ થી ૫ |
| ૪ થો મહિનો | ૩ ,, | ૧ | ૬ | ૩½ થી ૬½ |
| ૫ મો મહિનો | ૩ ,, | ૧ | ૬ | ૪ થી ૭ |
| ૬ઠ્ઠા થી ૧૦મો મહિનો | ૩ ,, | ૦ | ૫ | ૬ થી ૯ |

# તંદુરસ્ત બાળકનો ઉછેરભાવ દેખાડનારો સુચક પત્ર

| | |
|---|---|
| પહેલે અઠવાડીએ | બાળક સાંભળી શકતું નથી, પણ તેને હોઠ અને જીભની લાગણી પહેલેથી હોય છે. દુઃખદરદની લાગણી મંદ હોય છે. |
| છઠે અઠવાડીએ | ચળકતી ચીજ પર બાળકની નજર ઠરે છે. |
| બીજે મહિને | તે સાંભળી શકે છે. |
| ત્રીજે ,, | તે માથું સીધું ધડપર રાખી શકે છે. |
| સાતમે ,, | તેને પહેલો દાંત આવવાની શરૂઆત થાય છે અને તે ટટાર બેસે છે. |
| આઠમે ,, | તે મોઢાં વડે " બચબચ " અવાજ કરે છે. |
| નવમે ,, | તે બેસતાં શીખે છે. |
| દશમે ,, | તે ઉભું રહે છે. |
| બારમે ,, | તે ચાલતાં શીખે છે અને છ દાંત આવેલા હોય છે. |
| પંદરમે ,, | તે કોઈની પણ મદદ વગર ચાલી શકે છે. |
| અઢારમે ,, | તે બોલતાં શીખે અને તેને બાર દાંત આવેલા હોય છે. |
| બીજે વરસે | તે બોલે છે, ચાલે છે અને સોળ દાંત આવેલા હોય છે. |
| અઢી વરસે | તેને વીસ દાંત આવે છે. |

(આ અંકના બધા વિષયો પારસીન સિંગ ડીવીઝનની સીલ્વર જ્યુબીલી બુક ઉપરથી લીધા છે.)

પુસ્તક ૧૩ મું
અંક ૮મો

ઓગસ્ટ
૧૯૩૮



# પુસ્તકાલય

લવાજમ:
દેશમાં વાર્ષિક રૂ. ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છુટક નકલ: રૂ. ૦-૬-૦

તંત્રીઓ:
નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
નાજુકલાલ નંદલાલ ચોકસી

વ્યવસ્થાપક:
[illegible]ભાઇ નારણભાઇ અમીન
બી. કૉમ.
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા.....વડોદરા.



# અનુક્રમણિકા.

પુસ્તકાલય

પુસ્તક ૧૩ મું · ઓગસ્ટ · અંક ૮ મો

# ગ્રંથ મન્દિરીએ આવો !

( અંજની )

તમ અજ્ઞાન ઢગે રમનારાં,
મૈયા શારદને ગમનારાં;
ઐક્ય તણા ભાવો જમનારાં
ગ્રંથ મન્દિરીએ આવો !

વહેછ અહિંઆં જ્ઞાન સરિતા,
કૃષ્ણચંદ્રની ઉજ્જવલ ગીતા;
નહિ થાકો રસ જ્ઞાન જ પીતાં
ગ્રંથ મન્દિરીએ આવો !

પ્રેમ-શૌર્યની સાશ્વત ગાથા,
ચરિત્ર કાવ્યાદિ ગ્રંથ સુહાતા;
લેવા જોમ મહિં ઉભરાતા
ગ્રંથ મન્દિરીએ આવો !

નવલાં ચેતન અહિંથી મળશે,
સૌ ઉન્નત આશાઓ ફળશે;
શ્રેય સઘળું અહિંથી મળશે
ગ્રંથ મન્દિરીએ આવો !

પોરબંદર } ભૂપતરાય ક. જોષી

# વાંચન—સિદ્ધિ

[ લેખક :—' ચન્દ્રિક '—સાવલી ]

પુસ્તક—ગુણનું ગાન કરન્તાં પાર કદી ના આવે
શ્રેષ્ઠ વિચારો ભરતું મનમાં, આનન્દ-છોળ ઊછાળે
ગરવા ગુણ ચકી ઓપે
મોંઘાં દૃશ્ય વળી શોભે.

[ ૨ ]

એક પક્ષીઃ એક તારઃ મગજનાં ઊર્મિ—મજકુર હોયે
ઘનઘોર તિમિરનાં ભેદન કરીને દિવ્ય ઉષા પ્રગટાવે
દીપ્તિ દિનમણી જેવી
દિગન્તે દુર્લભ છે એવી.

[ ૩ ]

હરિહર કેરા ભેદ ટળાવેઃ પાખંડથી દૂર રાખે
દુષ્કર દુર્દૈવે સપડાતાં, દુર્ગમ પન્થ કપાવે
નિઃશંક ચિત્ત થકી થાતા
નાપાક—પુનિત નિવેડા.

[ ૪ ]

પ્રપંચી જગમાં પ્રબળ પ્રબન્ધે પ્રવીણ પ્રાગલ્ભ્યે થાતા
પ્રેરક ભાવો મળતા પ્રેમેઃ બાહ્યાન્તર ગુંજ રહાતા
બુડથલ બુદ્ધ બને જેથી
સેવા પુસ્તકની તેવી.

[ ૫ ]

ભીરૂ—ભીતિ ભાગેઃ ભુક્તિ ભેજાંની મન ભાવે
ભુજંગને પણ ભૂલવે એવી પ્રભુતા હૈયે ધારે
ભિન્નભાવ ભૂચર ત્યજતા
ભુષિત ભૃત્ય વળી બનતા.

[ ૬ ]

માણીગર લંપટતા મૂકેઃ માલિની ધરતી થાતા
લાલનપાલન બાલ તણુંઃ લાવણ્યને જન ધરતા
સંપર્ક પુસ્તકનો થાયે
સિદ્ધિ વાંચનથી લાભે.

—ॐ—

# પ્રસ્તાવના

[ લેખકઃ—મૂળશંકર વ્યાસ, અમદાવાદ ]

**આજ**કાલ પ્રસ્તાવના લખવા અને લખાવવાનો રિવાજ બહુ વધી પડ્યો છે. નાની મોટી, રસિક કે અરસિક ચોપડી બહાર પડી કે તેમાં પ્રસ્તાવના હોય જ. પુસ્તકમાં પ્રસ્તાવના કે ઉપોદ્ઘાત કેટલેક અંશે જરૂરનો છે. પરંતુ તે એટલો બધો જરૂરિયાતનો પ્રશ્ન નથી કે પુસ્તકની વસ્તુને ગૌણ બનાવી એકલાં પ્રસ્તાવનાનાંજ ૪૦—૫૦ પાનાં ભરવાં !

કેટલાક લેખકો પોતાની ચોપડીમાં કોઇ સારા વિદ્વાનોની મહોર મરાવવા ખાતર જ તેવાઓનો આશરો લઇ પ્રસ્તાવના લખાવે છે. તો કેટલાયે લેખકો પોતે જાતે વિવેચક બની પોતાની વસ્તુની પોતે જ સમાલોચના કરવા બેસી જાય છે. વાચકની દૃષ્ટિએ વિચાર કરતાં પ્રસ્તાવના બહુજ ટુંકી અને પ્રસંગને અનુસરતી જ હોવી જોઇએ. ભાષાન્તરો તેમ જ સંપાદકીય લખાણોમાં પ્રસ્તાવના લખનારાઓ ઘણી વખતે મૂળ લેખકને અન્યાય કરી બેસે છે.

પ્રસ્તાવનાની ઘર ઘાલી બેઠેલી આ પ્રવૃત્તિ એટલી બધી કંટાળાભરેલી થઇ પડી છે કે સેંકડે ભાગ્યેજ પાંચ ટકા વાચકો પ્રસ્તાવના વાંચતા હશે. પ્રસ્તાવના વાંચવી એટલે અંધારા કૂવામાં ભૂસકો મારવો, અગમ્ય પ્રદેશમાં વિચરવું, અને વખતનો નકામો વ્યય કરવોઃ આવી માન્યતા સારા સારા વિદ્વાન વાચકો અને સાહિત્યકોમાં પ્રસરતી જાય છે.

કેટલીક વખત તો એવી એવી પ્રસ્તાવનાઓ વાંચવામાં આવે છે કે ગાડાને એંજીન જોડયું હોય અથવા રેલગાડીને બળદ જોડયા હોય તેમ તદ્દન ભિન્નભિન્ન કક્ષાની, સામાન્ય પુસ્તકને અઘરી લિપિવાળી પ્રસ્તાવના, તો કોઇ ઉત્તમ સાહિત્યના પુસ્તકને નમાલી પ્રસ્તાવનાઃ આમ વસ્તુ અને તેના નિર્દેશ રૂપે યોજાયેલી પ્રસ્તાવનાનો મેળ ખાતો નથી અને બંને નિરનિરાળાં બની રહે છે.

આમ સામટે મેળે જોતાં લેખકનો પ્રસ્તાવના લખવાનો કે લખાવવાનો હેતુ પૂરા પાંચ ટકા પણ સફળ થતો નથી, માત્ર કાગળનું અને પ્રિન્ટિંગનું ખર્ચ માથે પડે એટલું જ. તો પછી પ્રસ્તાવનાને જતી કરવી ? કે તેમાં કંઇ સુધારાને અવકાશ છે ? પ્રસ્તાવના માટે મારું મંતવ્ય નીચે મુજબ છેઃ જો પ્રસ્તાવના વિના નજ ચાલી શકે તેમ હોય તો તેને માટે હું બે સુધારા રજુ કરું છુંઃ—

( ૧ ) પ્રસ્તાવનાનો અર્થ એ છે કે શરૂઆતનું કંઇક તેમાં પ્રયોજનનો હેતુ, વસ્તુ વિષેનો પોતાનો ખ્યાલ, કલ્પના કે પ્રેરણા, તેમજ લાગતાવળગતા સ્નેહી કે પ્રકાશકનો આભારનિર્દેશ એ સિવાય કશુંએ ન આવે—માત્ર બેથી ચાર પૃષ્ઠો. આવી પ્રસ્તાવના વસ્તુની શરૂઆતમાં મૂકી શકાય.

( ૨ ) પ્રસ્તાવનાનો બીજો બહોળો અર્થ એ નીકળે કે વસ્તુનું નિરૂપણ કરી

તેની સમાલોચના કરવી. આ બાબત લેખક પોતે લખે કે કોઇ વિદ્વાન મહાશય પાસે લખાવે. આવી પ્રસ્તાવનામાં લેખકની વિદ્વત્તાનું આછું દર્શન, વસ્તુની સમાલોચના, નાયકનાયિકાના વાદવિવાદ ઉપર પ્રકાશ પાડવો, તેમજ વસ્તુમાં કયે કયે સ્થળે માર્મિકતા તેમજ ગૂઢ રહસ્યો રહેલાં છે તે વિષે પ્રકાશ પાડવો, વગેરે આવે. આવી બાબતમાં જેટલાં પાનાં ધારીયે તેટલાં ભરી શકાય, પરંતુ તેમાં પણ વાચકની ધીરજનો વિચાર લક્ષમાં લઇ દશથી બાર પૃષ્ઠો ઘણાં ગણાય.

આવી પ્રસ્તાવના મારા મત મુજબ વસ્તુની પહેલાં નહિ પણ છેવટે રાખવી જોઇએ. વાચક કરતાં વિવેચકની દૃષ્ટિ વિશાળ હોય છે. પુસ્તકમાંથી શું અને કેટલું ગ્રહણ કરવા જેવું છે, નિરૂપણમાં શી ક્ષતિ કે કાર્યદક્ષતા છે વગેરે બાબતો વાચકને માટે પણ અગત્યની છે. આવી પ્રસ્તાવના પુસ્તકની શરૂઆતમાં મૂકવાથી, વાચક વાંચતો નથી અને વાંચે છે તો તેને સમજાતું નથી કે રસ પડતો નથી, કેમકે તે પુસ્તકની વસ્તુથી ત્યારે અજ્ઞાત હોય છે. આવી પ્રસ્તાવના તો પુસ્તક વાંચ્યા પછી જ વાંચવાથી તેમાં રસ આવે છે અને કંઇક નવો પ્રકાશ પડે છે. પ્રસ્તાવનાનો લેખક, વસ્તુ વાંચ્યા વગર એમ ને એમ પ્રસ્તાવના લખી નહિ શકે, તો પછી વાચકને પણ પ્રસ્તાવના સમજવા માટે વસ્તુ પહેલી વાંચવી જોઇએ અને પછી પ્રસ્તાવના. આમ સમાલોચનાવાળી પ્રસ્તાવના પાછળ રહે તો તેનો હેતુ કંઇક અંશે બર આવે. એકલા પ્રસ્તાવનાના શબ્દનો જ અર્થ કરી તેને પહેલી જ મૂકવી કે આપવી જોઇએ એવો હઠાગ્રહ નહિ રાખવો જોઇએ, અને જો આગળ જ મૂકવાનો આગ્રહ હોય તો તેમાં સમાલોચનાનું તત્ત્વ જ ન આવવું જોઇએ. આશા રાખું છું કે ઉપરની બાબત ઉપર આપણા સાહિત્યકારો ધ્યાન આપશે.



## જીવન અર્પણ

અગાધ જ્ઞાન–વારિ ભર્યાં છે સરવરે
પીનાર પ્રણુથી કોઇક ત્યાં પરવરે
પીએ પેટ ભરી ભરી છતાં તૃપ્તિ અધૂરી રહે
ધન્ય જ્ઞાનગંગા ! ખૂબી ખૂબ ભરી કયમ ના કહે ?

અગાધ પાણીમાં મોતીડાં કયાંથી મળે ?
પડે મસ્ત મસ્તીમાં તો જ કોઇક જડે,
ધૂની ! ધન્ય જીવન કરી કરી થાકી રહે,
પછી તવ આશરે જીવન અર્પી લહે.

રસુલભાઇ ન. વહોરા

# પુસ્તકાલય પ્રવૃત્તિ અને ગ્રામોફોન

[ લેખક :—મણિભાઇ ઉપાધ્યાય, શેખડી ]

**આજે** દેશના દરેક હિતચિંતકનું ધ્યાન ગામડાંઓના ઉદ્ધાર તરફ દોરાયું છે. આમજનતાની કેળવણી એ ગ્રામોદ્ધારનું એક મહત્ત્વનું અંગ છે. આ કેળવણી માટે મોટે ભાગે પુસ્તકો, સ્ટીરીઓસ્કોપ અને મૅજીક લૅન્ટર્નનો ઉપયોગ થાય છે. કેટલાક રેડીઓ દ્વારા પણ કેળવણી સૂચવે છે. અત્યારની આર્થિક સ્થિતિ જોતાં રેડીઓ કેટલે અંશે સફળ થાય તે કહી શકાય તેમ નથી. જ્યાં વસ્તીનો મોટો ભાગ નિરક્ષર હોય ત્યાં પુસ્તકો શું કરી શકે ? સ્ટીરીઓસ્કોપથી દેશપરદેશનાં દશ્યો જોવાય ખરાં; પરંતુ તેનો લાભ ઘણાં ઓછાં માણસો લઇ શકે છે, કારણકે તેનો સમૂહગત ઉપયોગ થઇ શકતો નથી. મૅજીક લૅન્ટર્ન તો વર્ષે બે વર્ષે જ્યારે કોઇ આવીને બતાવે ત્યારે જ જોઇ શકાય. આવી પરિસ્થિતિમાં બાળક અગર વૃદ્ધ, સ્ત્રી અગર પુરૂષ, ભણેલો અગર નિરક્ષર દરેક માણસ ઉપયોગ કરી શકે તેવું સાધન કયું ?

ગ્રામોફોન આ સ્થાન લઇ શકે એમ છે. પરંતુ આજ સુધીમાં એની તરફ કોઇનું ધ્યાન ખેંચાયું હોય તેમ લાગતું નથી. ફક્ત કેટલીક અપવાદરૂપ શાળાઓમાં જ તે દાખલ થઇ શક્યું છે.

કેટલીક વખત ગામડાંના લોકોને ગ્રામોફોન સાંભળવાની તક મળે છે ખરી, પણ તેમાંથી થવા જોઇતા ફાયદાને બદલે ઉલટું નુકશાન થાય છે. હૉટેલમાં અથવા કોઇના લગ્નપ્રસંગે તેમને આ તક મળે છે. પરંતુ તેમાં શૃંગારિક તેમજ અશ્લિલ રેકર્ડો જ સાંભળવા મળે છે.

આવી પરિસ્થિતિમાં બને તો ગામદીઠ, તેમ ન બની શકે તો જુથદીઠ અને તેમ પણ ન બની શકે તો મહાલદીઠ એક અગર તેથી વધારે ગ્રામોફોન રાખવામાં આવે અને વારાફરતી દરેક ગામમાં મોકલાય, તો ગ્રામોફોન એ લોક-કેળવણીનું એક મહત્ત્વનું અંગ બની જાય.

આવાં ગ્રામોફોન માટે બાળકોને લગતી રેકર્ડો, ગરબાની રેકર્ડો, ધાર્મિક રેકર્ડો, શિષ્ટ સંગીત અને સામાજિક સુધારાની રેકર્ડો વસાવાય તો ગ્રામજનોને સંસ્કારિતાનું નવું દૃષ્ટિબિન્દુ આપી શકાય તેમ છે.

વળી, જેવી રીતે અમુક દૃષ્ટિએ પુસ્તકો અને પત્રિકાઓ તૈયાર થાય છે, તેવી જ રીતે ગામડાંઓમાં સુધારા તરફ લોકમતને વાળવાની દૃષ્ટિએ ગ્રામોફોન રેકર્ડો પણ તૈયાર કરાવી શકાય. અલબત્ત આ તો જ્યારે મોટા પાયા ઉપર ગ્રામોફોનનો પ્રચાર થાય ત્યારે જ બની શકે. ત્યાં સુધી તો અત્યારે બજારમાં મળતી શિષ્ટ રેકર્ડો ઉપર આધાર રાખવો પડે. જેવી રીતે ખરાબ પુસ્તકો પુસ્તકાલયમાં ન પેસી જાય તેને માટે કાળજી રખાય છે, તેવી જ રીતે ખરાબ રેકર્ડો માટે પણ કાળજી રાખવી જોઇશે.

વ્યવસ્થા માટે તો હાલ જેમ ફરતા પુસ્તકાલયની પેટીઓની વ્યવસ્થા થાય છે, તેવી જ વ્યવસ્થા રહે તો ચાલી શકે. અનુભવે યોગ્ય ફેરફારો કરી શકાય. ગામમાં પુસ્તકાલયનો મંત્રી અગર ગ્રંથપાલ આ પ્રવૃત્તિને પુસ્તકાલયનું જ અંગ ગણી તેની વ્યવસ્થા સંભાળી લે.

આશા છે કે ગ્રામોફોન એ પુસ્તકાલય પ્રવૃત્તિનું એક મહત્ત્વનું અંગ બની રહે.

—卐—

# નિર્વાહ–સાધન

( વાર્તા )

[ લેખકઃ—બલવન્ત મહેતા, વાઘોડીઆ ]

( ૧ )

કેમ રમેશ ! આવ્યો કે ભાઇ ?

હા કાકી, સહુ સારાં તો ખરાં ને ?

હા ભાઇ, તારી તબિયત પણ સારી છે ને ?

હા, સારીજ છે ને !

હાં, ભૂલી, રમેશ ! કાન્તા તને રોજ યાદ કરતી. તું સંભારતો હતો કે ?

હા, કાકી, હું પણ કેટલીક વખત યાદ કરતો હતો. ભણ્યા એટલે બાલપણુ થોડુંજ ભૂલી જવાય છે ? કયાં છે કાન્તા ?

ઉભો રહે બોલાવું: વાસણો અજવાળતી હશે.

" કાન્તા ! ઓ કાન્તા ! અહિં આવ, જો રમેશ મુંબાઇથી આવ્યા છે. " કાકીએ મોટેથી બૂમ પાડી કાન્તાને રમેશનું આગમન જણાવ્યું. સામો જવાબ પણ સંભળાયો:

" એ આવી બા, હાંથ ધોઇને ! "

રમેશ આજ પાંચ વર્ષે મુંબાઇથી વહેપારી લાઇનનો અભ્યાસ પૂરો કરી પોતાને વતન પાછો ફર્યો હતો. તેનું વતન ધર્મપુર એક નાનું ગામડું હતું. સ્ટેશનથી ઘેર આવતાં રસ્તામાં જે કોઇ ઓળખીતા મળતા તેમના પ્રશ્નનો યોગ્ય જવાબ વાળતો વાળતો તે પોતાની શેરીમાં દાખલ થયો. તે દાખલ થયો કે તુર્તજ તેના ઘરથી થોડેક દૂર રહેતા એક પટેલ કુટુંબની આધેડ બાઇ સાથે તેને ઉપરોક્ત વાતચીત થઇ.

વાસણ માંજવાં પડતાં મૂકી, હાથ ધોઇ, લુગડાને છેડે હાથ લુછતી લુછતી, મંદ મંદ સ્મિત ફરકાવતી કાન્તા આવી ઉભી. બન્નેનાં નયનો મળી તારામૈત્રક જામ્યું. પણ કાન્તાએ તુર્તજ નજર ખેંચી લીધી. શરમથી એનું માથું નીચું નમ્યું. છતાં હૈયામાં તો ઘણે વર્ષે પોતાના મિત્રને–બાલસખાને જોવાથી આનંદની ભરતી ચઢી હતી.

ઓહોહો...કાકી ! કાન્તા તો કાંઇ ખૂબજ મોટી થઇ ગઇને !

હા ભાઇ, અને તું તો જાણે હજુ નાનો કીક્કોજ દેખાતો હોઇશ, એમજ ને !

કાકીએ હસતાં હસતાં જવાબ આપ્યો અને કાન્તાને માટલીમાંથી ગોળ લાવવા કહ્યું.

કાન્તા ગોળ લાવી શરમીન્દી બની ઉભી રહી. તે જોઇ કાકીએ કહ્યું:

અરે કાન્તા ! એમ ઉભી શું રહી છે ? ગોળ આપને રમેશને ! ઘણે વર્ષે એ અભ્યાસ કરીને આવે છેઃ એને ગળ્યું મોઢું તો કરાવ.

કાન્તાએ ગોળ આપવા હાથ લંબાવ્યો, ત્યાં રમેશે પૂછ્યું:

કેમ, કાન્તા ! એક અક્ષર પણ નહિ બોલે કે શું ?

હા, બોલીશને, કેમ નહિ ? કાન્તાએ ગોળ આપતાં જવાબ આપ્યો.

" કાકી હું જાઉં છું ત્યારે. કાન્તાને સાંજે મોકલજેઃ " રમેશે જવાની રજા લેતાં કાન્તાને મોકલવાનું સૂચવ્યું. એ ઘેર સિધાવ્યો.

( ૨ )

વર્ષો પહેલાં ધર્મપુર ગામમાં રમેશ અને કાન્તાની જોડી દિવસભર સાથે ખેલતી હતી. કાન્તાને કોઇ દબાવવા કે મારવા યત્ન કરતું તો રમેશ તેની પૂરી ખબર લઇ નાખતો. નદી કિનારે જઇ ભીની રેતીનાં ઘર બનાવી, અમસ્તાં અમસ્તાં પતિપત્ની બની ઘરઘર રમતાં. એવા બાળપણના કેટલાય પ્રસંગો તેમના સ્મૃતિપટ પર અથડાયા કરતા હતા. બચપણથી જ એક બીજા માટે ચાહના હતી. લડતાં પણ ખરાં, છતાં સંપી જતાં વાર નહિ લાગતી. એક બીજાને ઘડીભર પણ ન ચાલતું. અને તે પછી તો બન્ને જુદાં પડયાં. રમેશ અભ્યાસ માટે ગયો, કાન્તા એકલી પડી. ધર્મપુરમાં નિશાળ નહિ હોવાથી કાન્તા નિરક્ષર રહી. છતાં તેની ચપળતા કંઇ ઓર હતી. બુદ્ધિ હતી પણ એને સન્માર્ગે દોરનાર કોણ હતું ?

સમજણી થયા પછી એ ગૃહકાર્યમાં પડીઃ વાસીદું વાળવું, પાણી ભરવું, ઢોરની માવજત કરવી વગેરે તેનો નિત્યનો કાર્યક્રમ હતો. જેમ જેમ સમય વહેતો ચાલ્યો તેમ તેમ કાન્તાને રમેશની વધુ ને વધુ યાદ આવવા લાગી. તે ભૂલવા યત્ન કરતી પણ ન ભૂલી શકી. સ્હેજ નવરી પડતાં તે રમેશના વિચારે ચઢી જતી.

" એ ક્યાં ફરતા હશે ? શું કરતા હશે ? મને યાદ કરતા હશે ? મને શું કામ યાદ કરે ? મારે ને એમને શું ? અને વળી ત્યાં ક્યાં મડમોની ખોટ હશે ? એમાંથી કોઇ એકાદ પસંદ કરી લે તો ? ના, ના, એવું તો એ નજ કરે ! મને તો ભૂલે જ નહિ. " અને એવામાં જ્યારે તેની માતાનો અવાજ સંભળાતો ત્યારે વળી તંદ્રામાંથી જાગી કામે લાગતી.

આજ ઘણે વર્ષે એણે રમેશને ફરી જોયો...ને એનું હૈયું આનંદથી નાચી ઉઠયું. પ્રીતમના આગમનથી કઇ પ્રિયતમાનું હૈયુ નાચી નહિ ઉઠે ? શરમને લઇ તેની બાની હાજરીમાં તેનાથી ન બોલી શકાયું. જીભ ન ઉપડી પછી કેવી રીતે બોલે ? પણ સાંજ પડતાં માતાની મંજૂરી મેળવી તે રમેશને મળવા ઉપડી.

( ૩ )

ઓ–હો ! કાન્તા, તું આવી ? આવને અન્દર !

કાન્તા આવી નીચે મુખે શેત્રંજીના એક ખૂણે બેસી જઇ આમ તેમ જોવા લાગી.

શું જુવે છે કાન્તા ? શરમાઇશ નહિ. કોઇ નથીઃ બા, બાપાજી તો મગનલાલને ત્યાં કથા સાંભળવા ગયાં છે.

કાન્તાએ રહેજ સ્વસ્થતા અનુભવી છતાં હૃદયભાર ઓછો ન જ થયો. તેણે મહામુશીબતે વાત કરવા યત્ન કર્યો.

તમોને...એકલા...ને...ત્યાં કેવી રીતે ગમતું હતું ?

કેમ ન ગમે ? મારૂં ધ્યેય અભ્યાસ કરવાનું હતું ને ! ખરૂં કહું તો મને વિચાર કરવા જેટલો પણ સમય મળતો નહિ. સવારમાં Morning Walk લેવાની (ફરવા જવાનું), ત્યાંથી આવી અભ્યાસ કરવાનો, પછી જમી કૉલેજ જવાનું, ત્યાંથી આવી ટેનીસ ગ્રાઉન્ડ જવાનું, સાંજે કોઇને મળવા કરવાનું હોય, નહિ તો વાંચવા લખવાનું તો હોય જ. કહે, પછી કેમ ન ગમે ?

હું કદી યાદ આવતી હતી ?

તું યાદ ન આવે એ તો કેમ બને ?

મેં સાંભળ્યું છે કે શહેરમાં તો સ્ત્રીઓ કુમારિકાઓ વગેરે શાળામાં અભ્યાસ માટે જાય છે, એ શું સત્ય વાત છે ?

હા, ત્યાં તો દરેક બ્હેન અભ્યાસ કરે. આપણા અહિંની માફક ત્યાં કોઇ કોઇની ટીકા કરે નહિ. તને ભણવાનું નથી ગમતું કાન્તા ! ? તું અભણ શા માટે રહી છે ?

મને તો ભણવાની બહુ જ ઉમેદ છે, પણ કોણ ભણાવે !

તારી ઇચ્છા હોય તો હું ભણાવું.

ભણું...પણ...બા...હા કહે ત્યારે ને !

તે માટે બેફિકર રહેઃ હું કાકીની સંમતિ મેળવી લઇશ.

તો હું જરૂર ભણવા આવીશ.

એટલામાં દૂરથી માતાપિતાને આવતાં જોઇ તેમની વાતચીત બંધ થઇ. કાન્તાએ રમેશની બા સાથે થોડી આડીઅવળી વાતો કરી વિદાય લીધી.

( ૪ )

અરે કાન્તા ! ઓગણસાઇઠ તે આમ લખાતા હશે કે ?

ત્યારે કેમ લખાય ? આ મેં શું લખ્યું છે ?

જો આમ લખાયઃ આ તો તેં અગન્યોતેર લખ્યા છે.

હું બીલકુલ ડફોળ છું, નહિ ?

કેમ ?

જુવોને, આટલું ય કયાં આવડે છે તે !

વાહ ! કાન્તા, આમ હિંમત હારી જવાની કે ? નિરાશ નહિ થવાનું. તને ખબર છે, ભલભલા મેટ્રિકો પણ એ અગન્યોતર, ઓગણસાઇઠ, અગણ્યાએંસી

લખતાં ગોથું ખાઈ જાય છે. તો પછી તું ભૂલ કરે એમાં શી નવાઇ ? ચાલ, હવે એ રહેવા દે, કંટાળી ગઇ હોય તો ! લે હવે આ કકકાનાં પદ લખતી જા અને બોલતી જા.

મને તો એ બોલતાં નથી ફાવતું.

બધું ફાવશે, જો તો ખરી ! ચાલ હું પણ બોલવા લાગું.

ના, એમ નહિ.

ત્યારે કેમ ! તને ખબર છે કે બારાખડી ને પદો શીખ્યા સિવાય વાંચતાં આવડે નહિ.

આમ તેમનું આનંદ સાથે ભણતર શરૂ થયું. રોજ બે અઢી કલાક અભ્યાસ ચાલતો. વચ્ચે વચ્ચે આનંદ તો ખરો જ ! સતત પરિચયથી પ્રેમપ્રવાહમાં ભરતી ચઢીઃ એક બીજાને ઝંખવા લાગ્યાં, જીવન ભરનાં સાથી બનવાનાં સ્વપ્નો સેવવા લાગ્યાં. રમેશને લાગ્યું કે પોતે કાન્તા સિવાય નહિ જીવી શકે. રમેશ એક દિવસ ભણાવતાં ભણાવતાં કાન્તા સાથે મહત્ત્વની વાતમાં ઉતરી પડ્યોઃ

કાન્તા, તું મને ચાહે છે ? હું તને ગમું છું ?

હા ! કાન્તાએ શરમાતાં શરમાતાં નીચે મુખે જવાબ આપ્યો.

તો તું મારી સાથે લગ્ન કરશે ?

હેં !...લગ્ન?

હા લગ્ન!

એ તો કેમ બને ? તમે બ્રાહ્મણ હું પટેલ !

હું જાતિભેદ નથી માનતો.

પણ માતાપિતા રજા કેમ આપશે ?

નહિ આપે છતાં હું તારી સાથે લગ્ન જરૂર કરીશ.

તમે આ શું બોલો છો ?

હું ખરું કહું છું. મારાથી તારા સિવાય નહિ જીવાય.

પણ...મારે લીધે આટલું બધું શા માટે ?

તું નહિ સમજે કાન્તા ! આજ વર્ષોથી હું તારી ઝંખના કરતો આવ્યો છું. તારામાં મને પૂર્ણ શ્રદ્ધા છે. તું અને હું આદર્શમય જીવન જીવી દુનિયાને આપણે હતાં એમ જણાવી આપીશું. કહે તું લગ્ન કરવા તૈયાર છુંને ?

હા, ગમે તે ભોગે હું લગ્ન કરીશ. આપ નિરાશ ન થશો.

હાશ ! હવે નિરાંત થઇ. કેટલો આનંદ થયો ? એક બાજુ આપણે બન્ને અને બીજી બાજુ આખી દુનિયા !

દિવસો પછી, એક સવારે રમેશે, કાન્તા સાથે લગ્ન કરવાની પોતાની ઇચ્છા પિતાને જણાવી. પિતાજી સાંભળીને આશ્ચર્ય પામ્યા. પણ જ્યારે એમણે રમેશનો ચોકકસ નિશ્ચય જાણ્યો ત્યારે તે ઘણા ગુસ્સે થઇ ગયા અને રમેશને એ અઘટિત

પગલું નહિ ભરવાની સૂચના આપી; અને છતાં જો તે પોતાનું ધાર્યું કરશે તો તેને ઘરમાંથી નીકળી જવું પડશે એવી ધમકી પણ આપી.

પણ એ ધમકીને ન ગણકારતાં, વસન્તપંચમીના રમ્ય પ્રભાતે માતાપિતા ને સગાંવહાલાંની ઉપરવટ જઇ, દુનિયાની દુનિયાદારીને વેગળી મૂકી, આર્યસમાજના રક્ષણ નીચે રમેશ–કાન્તાએ સ્નેહલગ્ન કીધું......અને પછી હમેશ માટે ધર્મપુર છોડી મુંબાઇ નગરીમાં આવી બન્ને જણ વસ્યાં.

( ૫ )

રમેશને એક અંગ્રેજી પેઢીમાં રૂ. ૧૫૦)ના પગારથી નોકરી મળી ગઇ. બન્ને આદર્શમય જીવન વ્યતિત કરવા લાગ્યાં. કાન્તાને ભણાવવાનો ક્રમ તો હજુ જેવો ને તેવો ચાલુ જ હતો. હવે તો કાન્તા ઘણી જ સારી રીતે વાંચી લખી શકતી હતી. રમેશને ઘણું કામ પહોંચતું, છતાં તે ગમે ત્યારે સમય મેળવીને કાન્તાને ભણાવ્યા સિવાય રહેતો નહિ. એમ કરતાં કરતાં નવ દિવસની જેમ નવ માસ વિતી ગયા, ત્યારે એક સાંજે રમેશ ઉદાસ ચહેરે ઘેર આવ્યો. રોજ હસતે મુખે આવનાર પતિને આજ ઉદાસ જોઇને પત્નીના પેટમાં ફાળ પડી. કાન્તાથી એકાએક પૂછાઇ ગયું:

કેમ કાંઇ આજે ઉદાસ ?

કાંઇ નહિ, સ્હેજ માથું દુઃખે છે.

શું કહ્યું ? એમ પ્રશ્ન પૂછી કાન્તાએ રમેશના અંગનો સ્પર્શ કર્યો...ને તેનું હૈયું ફફડી ઉઠયું.

કેટલો સખત તાવ આવ્યો છે ને કહે છે કે સ્હેજ માથું દુઃખે છે ?

તું ગભરાતી નહિ, એ તો મટી જશે.

પણ તેનું ન સાંભળતાં તેણે પથારી કરી રમેશને સુવાડી દીધો અને તુર્તજ દવાદારૂ શરૂ કરી દીધાં.

વીસ દિવસ વિતી ગયા છતાં રમેશનો તાવ ન ઉતર્યો. કેટલીય દવાઓ કરી, રાત્રિના અખંડ ઉજાગરા કર્યા છતાં કશો જ ફેર ન પડયો. એકવીસમે દિવસે રમેશનો આત્મા આ લોક છોડી પરલોક પ્રયાણ કરી ગયો. કાન્તાનો પતિજ્યોત હંમેશ માટે બુઝાઇ ગયો. તેણીના હૃદયમાં અન્ધકારનું રાજ્ય પ્રસર્યું. નયન–સરોવરની પાળ તોડી અશ્રુનીર વહેવા લાગ્યાં. હવાઇ કિલ્લાઓ તૂટી પડયા. આદર્શ જીવન જીવવાની આશા, નિરાશામાં પલટાઇ ગઇ.

પતિજ્યોત બુઝાતાં અન્ધકારે સપડાયેલી પત્ની જ્યોત વિના શું નિહાળી શકે ! કોના આધારે જીવે ? એ તો હવે સધવા મટી વિધવા બની ! એને કોણ સંઘરે એમ હતું ? ન તો માતાપિતા કે ન તો સાસુ સસરા ! બન્નેનાં દ્વાર તેને માટે બંધ હતાં ! પત્નીને તો પતિને આધારે જ જીવવું રહ્યું ને ! પતિ એજ પત્નીનું અક્ષયપાત્ર.

અક્ષયપાત્ર એટલે ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરવાનું સાધન. એ અક્ષયપાત્ર ખોવાતાં પત્નીના નિર્વાહનું શું ?

( ૬ )

પછી તો ભરતગુંથણ ઉપર ગુજરાન ચલાવતાં ચલાવતાં કાન્તાએ નિયમિત અભ્યાસ શરૂ કર્યો. વર્ષ પછી તે વર્નાક્યુલર ફાઇનલમાં પાસ થઇ. તે પછી તે નોકરીની શોધમાં પડી. એક દિવસ એક પેપરમાં એક શિક્ષિકાની માગણી સૂચવતી જાહેરાત જોઇ. તેણે એ નોકરી માટે અરજી કરી, ને નસીબજોગે નોકરી તેને મળી ગઇ. એટલે મુંબાઇ છોડી તે એ ગામડામાં ચાલી ગઇ અને નિયમિત શાળા ચાલુ કરી દીધી.

રમેશના પરલોકગમનથી માથે તેને બે જવાબદારી ઉભી થઇ: એક તો શીયળ સાચવવાની, અને બીજી ગુજરાન ચલાવવાની. તેનું યુવાન હૃદય હરપળે રમેશને ઝંખ્યા કરતું. પણ રમેશ ક્યાં ? જીવનસાગરની પેલી પાર ! હવે તો તેનાં ગતસ્મરણો યાદ કરીકરીને જ જીવન વ્યતિત કરવું રહ્યું ને ?

તેણે પોતાનો પ્રેમપ્રવાહ બાળકો તરફ વાળ્યો. તે બાળકોમય બની ગઇ. બાળકો એજ એનું જીવન બન્યું.

કોઇ દિવસ ચણા આપી, કોઇ દિવસ પૈઆ વહેંચી, મીઠી મીઠી વાણી બોલી બાળ હૃદય એણે જીતી લીધાં. તેની ભણાવવાની યોજના પણ જુદી જ હતી. તે બાળકોને આનંદ સાથે જેટલું શીખાય તેટલું જ શીખવતી. તેમને તે કદી મારપીટ કરતી નહિ. બાળકો ઘણીક વખતે ઘેર પોતાની માને કહેતાં " બા, અમારાં બ્હેન તો બહુ ભલાં છે, અમને કદી મારતાં નથી, રમાડતાં રમાડતાં શીખવે છે, ગાયન શીખવે છે, કસરત કરાવે છે વગેરે. " આવી આવી વાતોથી ગામ્ય સ્ત્રીઓને તેને માટે માન ઉપજ્યું. તેના હસમુખા તેમજ મળતાવડા સ્વભાવથી તે ગામ્ય સ્ત્રીઓમાં ઘણી માનીતી થઇ પડી; અને પછી તો ગ્રામ્ય બહેનો પણ તેને અવારનવાર મળવા આવવા લાગી.

કાન્તાએ તેમની રહેણીકરણી જોઇ, તેમનું જીવન તપાસ્યું, અને તેના હૈયામાં હોળી સળગી. " કેટલી પરતંત્રતા ! કેવું કલુષિત જીવન ! સ્ત્રી જાતની કેટલી પરાધીનતા ! આ બધું શાથી ? નિરક્ષરતાને કારણે જ ને ? તો પછી એ કારણ દૂર કરવા હું જરૂર યત્ન કરીશ. " અને આમ તેણે સ્ત્રી-ઉદ્ધાર કરવાનો નિશ્ચય કર્યો. અને પછી તો ઘેર આવતી બધી બ્હેનોને તે યથામતિ ઉપદેશ આપતી.

" બ્હેનો ! આપણી આ સ્થિતિનું કારણ આપણી અજ્ઞાનતા છે. આપણે હમેશાં પરાયા ઉપર આધાર રાખવો પડે છે. પતિ જો સારો મળે તો ઠીક, નહિ તો જીવનભર માર ખાઇ ખાઇને મરી જવાનું. અને કદાચ સારો મળે તો પણ આપણે એમને કઇ રીતે ઉપયોગ આવીએ છીએ ? આપણે તો એમના ઉપર જ તાગડધિન્ના

કરતાં, ખોટાં ગપ્પાં મારી જીવન વિતાવીએ છીએ. એ શું ઠીક કહેવાય ? સ્ત્રી એટલે ગૃહરાજ્યની રાણી. તેને તો આખા ય ગૃહરાજ્યની વ્યવસ્થા રાખવી રહી. કોઇ પણ જાતના શિક્ષણ વગર વ્યવસ્થા રાખવી શકય છે ખરી ? બ્હેનો ! જમાનો બદલાતો જાય છે. પૈસાની કેટલી તંગાશ પડે છે ? ખેતીમાં પણ કયાં જોઇએ તેવી બરકત આવે છે ? ખેતીમાં બરકત નહિ આવવાનાં કારણોમાં અભણતા પણ એક કારણ ખરૂં જ. જો ખેડુત શિક્ષિત હશે તે સમજપૂર્વક કામ કરી જરૂર અશિક્ષિત કરતાં કાંઇ વધારે લણી શકશે. અને તંગાશની બાબતમાં આપણે જવાબદાર છીએ. જો આપણે ભણેલાં હોઇએ તો જરૂર જેટલા પૈસા હશે એટલામાંથી, બુદ્ધિપૂર્વક આપણે આપણું ગુજરાન ચલાવી શકીશું. પતિના માથા ઉપરની સ્હેજ પણ ચિન્તા ઓછી કરી શકીશું. ભણતરથી કરકસર કરતાં શીખશું, ભણતરથી ચપળતા આવે છે, વ્યવસ્થિત જીવન જીવતાં શીખાય છે ,સ્વચ્છતા–અસ્વચ્છતાના ભેદ સમજાય છે.

ધારો કે કોઇ બ્હેન કર્માનુસાર બાળવિધવા બની. પછી એનું શું ? ન તો પિયરમાં કે ન સાસરીમાં એને રહેવા, ખાવા, પીવા સ્થાન મળશે. એને તો જીવનભર વૈતરું કુટી કુટીને પેટ ભરવું રહ્યું. પણ જો તે ભણેલી હશે તો જરૂર વિચાર કરશે પોતે કેવી રીતે જીવન વ્યતિત કરવું તેનો; અને હું ખાત્રીપૂર્વક કહું છું કે તે જરૂર ઘણા ઓછા વેતનથી પણ સરસ રીતે જીવન વ્યતિત કરશે. માટે બ્હેનો, સમજો; કાંઇક એ અક્ષર શીખો. તમારી નાની બાળકીઓને શા માટે નિશાળે નથી મોકલતાં ! તમારૂં તો જાણે કે ઠીક પણ સાથે સાથે એમનું પણ જીવન શા માટે બગાડો છો ? બ્હેનો, તમને ખબર છે, વિદ્યા એ તો સ્ત્રીઓનું–ખાસ કરી વિધવા બ્હેનોનું નિર્વાહ–સાધન છે ?"

આવાં આવાં બોધનાં વચન સાંભળી ગામ્ય સ્ત્રીઓ પર અસર થઇ અને કન્યાશાળામાં જેટલી સંખ્યા હતી તેનાથી બમણી એક માસ પછી વધી ગઇ. એ કોનાં પ્રતાપે ? જીવન-નિર્વાહનું સાધન બતાવનાર કાન્તાના સદુપદેશના પ્રતાપે !

—卐—

સાહસને નવુંજૂનું કશું જ નથી. સાહસને સૈન્ય મળે તો તેમાંથી જગતજેતા ઉપજે. સાહસને ધર્મ મળે તો તેમાંથી પયગંબર વિકસે. સાહસને વિજ્ઞાન મળે તો સૂર્યચંદ્રના દડા બનાવાય. સાહસને કશું જ ન મળે તો તે પૃથ્વીને ઉપાડી પાતાળમાં ખેંચી જાય. સાહસ અને પ્રગતિ–સંસ્કાર ભેગાં થાય તો જગતની પુનર્ઘટના શકય બને.

—રમણલાલ વ. દેસાઇ

( આમલક્ષ્મી ભા. ૨ માંથી )

# સ્ત્રીઓને વાચન પૂરૂં પાડવાની એક યોજના

[ લખનારઃ—હીરામણી નારણજી ત્રિવેદી, પાદરા ]

આપણા સમાજમાં શરમ અને મર્યાદાની લાગણી એવી જડ ઘાલી બેઠી છે કે તેથી આપણો સ્ત્રીસમાજ વાચનનો લાભ સમજવા છતાં તેનો લાભ લઇ શકતો નથી. કસ્બા પુસ્તકાલયોમાં જ્યાં મહિલા પુસ્તકાલયો સ્વતંત્ર નથી ત્યાં સ્ત્રીઓ માટે અઠવાડિયામાં એક દિવસ મુકરર કરવામાં આવે છે. છતાં ત્યાં બહેનો જોઇએ તેટલો લાભ લઇ શકતી નથી. આનાં ઘણાં કારણો છેઃ—

( ૧ ) સ્ત્રીઓ માટેના સમય દરમ્યાન પુરૂષો ત્યાં આવે છે; ( ૨ ) કેટલીક બહેનો શરમને લઇને પુસ્તકાલયમાં જઇ શકતી નથી; ( ૩ ) સ્ત્રીઓ માટે રાખવામાં આવેલો વખત સ્ત્રીઓને અનુકૂળ હોતો નથી; ( ૪ ) અભણ અને વૃદ્ધ સાસુઓ વહુઓ ઉપર ખોટો અંકુશ રાખી દબાવે છે; ( ૫ ) ભણેલા પણ ગણેલા નહિ એવા પુરૂષો સ્ત્રીઓને ખોટું રોકાણ કરે છે; ( ૬ ) સ્ત્રીઓ પ્રત્યેની સમજુ પુરૂષોની બેકાળજી, વગેરે.

આવાં એક અથવા વધારે કારણોને લઇ વાંચન પ્રત્યે જીજ્ઞાસા હોવા છતાં, સમય અને પરિસ્થિતિને વશ થઇ, પોતાની જીજ્ઞાસાને દબાવી દઈ બહેનો પોતાનું નાવ જુની ધરેડમાં હંકાર્યે જાય છે.

આવી પરિસ્થિતિમાં કસ્બા પુસ્તકાલયોના કાર્યવાહકોએ કાંઇક સવલત કરી આપી સ્ત્રીઓને વાંચતી બનાવવા કાળજીપૂર્વક પ્રયત્નો કરવા જોઇએ.

આપણા રાજ્યમાં ફરજીઆત કાયદાને લઇ તમામ કન્યાઓ ધોરણ ૪ સુધીનો અભ્યાસ કરે છે, અગર લખી વાંચી જાણે એટલું શિક્ષણ લે છે. હવે જેમ મહમદ બેગડાની માતા તેને સખ્ત બનાવવા, ઝેર પાચન કરતો કરવા, તેમજ ભવિષ્યમાં ઝેરના દગાથી કોઇ તેને મારી શકે નહિ માટે જરા જરા સોમલ આપતી હતી એવી જે દંતકથા ચાલે છે તે સાચી હોય અગર જુઠી તેની સાથે આપણને સબંધ નથી, પણ તેજ પ્રમાણે જો બાળાઓને નાનપણથી જ શાળાઓ દ્વારા વાંચન આપીએ, તો નાનપણથી જ વાચનની અભિરૂચિ ધરાવતી થવાના કારણે તેઓ પુખ્ત ઉમરની સ્ત્રીઓ થશે ત્યારે વાચનનું વ્યસન ચાલુ રાખશે અને ખોટી લજ્જા અને મર્યાદાને નામે થતા રોકાણ સામે પડકાર કરી ખુલ્લી રીતે પુસ્તકાલયમાં આવશે, અગર સ્ત્રીસમાજ માટે કાંઇક કરતી થશે. તેમજ પત્રોની અને પુસ્તકોની વાતો કરી પોતાની જુના જમાનાની સાસુઓને તથા આવી જ જાતની મહોલ્લાની અન્ય સ્ત્રીઓને પણ આ પ્રકારના રસમાં તરબોળ કરશે.

આપણાં તમામ કસ્બા પુસ્તકાલયો બેત્રણ સ્ત્રી માસિકો તેમજ સારા પ્રમાણમાં પત્રો મંગાવે છે. તેમાંથી થોડાંક પત્રો તથા સ્ત્રી-માસિકો કન્યાશાળામાં મોકલવાની પ્રથા

શરૂ કરે તો તેનો લાભ ઘણી બાળાઓ લેતી થાય; સ્ત્રીઓ પણ ત્યાં જઇ સારા પ્રમાણમાં લાભ લેતી થાય. આ સ્થળ કન્યાશાળાનું હોવાથી ત્યાં જતાં જરા પણ સંકોચ ઉભો થાય નહિ; તેમજ શાળામાં જવાથી પોતાની કન્યાના અભ્યાસ વિષે પણ જાણવા મળે, શિક્ષકોના સંબંધમાં આવે અને તેથી પત્રો દ્વારા નવા જુની જાણવાનું અને બાળકોનો અભ્યાસ જાણવાનું વ્યસન પડયા પછી તે કાયમનું રૂપ ધારણ કરે તે દેખીતું જ છે. આ રીતે સ્ત્રીસમાજને પત્રોના વાચનનો રસ સારામાં સારો ઉત્પન્ન કરી શકાય.

પુસ્તકોનું વાચન પૂરૂં પાડવા માટે ફરતા પુસ્તકાલય જેવી પેટીઓ બનાવરાવી તેમાં પુસ્તકો ભરી કન્યાશાળામાં પહોંચાડવામાં આવે તો તેનાથી પુસ્તકોનું પણ વાચન પૂરૂં પાડી શકાય.

ઉપરની યોજના દરેક કસ્બા પુસ્તકાલય, કે જ્યાં સ્વતંત્ર મહિલા પુસ્તકાલયો ન હોય, તે અપનાવી લે. શિક્ષકગણ પણ આ યોજનાને સહૃદય સહાય આપે તથા **પુસ્તકાલય ખાતું પણ આ યોજનાને પુષ્ટિ મળે એવો હુકમ કરે** તો આ યોજનાને પૂરતું બળ મળશે એમ મારી ખાત્રીપૂર્વક માન્યતા છે. અસ્તુ !

—卐—

## ભવતારક નાવડું

[ રાગ : બારી બેઠાં ને હું તો નાજુકડી નાર ]

કરો કૃપા શારદ ! હું છું અજ્ઞાન,
તલસું છું જ્ઞાનને માટ રે ! સંસાર સાગરના પૂરમાં.

જ્ઞાન માટે હું તો તલસું છું હાં !
જીવ આકુળવ્યાકુળ થાય રે સંસાર સાગરના પૂરમાં.

ભવ તરવાને જ્ઞાન છે રૂડેરૂં નાવ
સદ્ગ્રંથને માનું હું સુકાન રે સંસાર સાગરના પૂરમાં.

વિકટ વિશ્વના ભેદી છે પન્થ
અજ્ઞાનીને સાથ તારો આપ રે સંસાર સાગરના પૂરમાં.

કોલીયાદ, તા. કરજણ } મ. ખુ. ગોહિલ
સભ્ય, વડોદરા. વા૦ મંડળ

# જ્ઞાનદેવીને !

( રાગ : પ્રેમપંથીને કિનારા કયાં મળે ? એને મળતો )

જ્ઞાન પ્રેમીને સહારા તેં દીધા,
રાહ ચૂકયાને સુપંથે તેં લીધા.
સાક્ષરો, કવિઓ અને ઋષિઓ તણી;
જીવન તારક વાનગીઓ તેં દીધી.
તુજ સદને જે ઘૂમે છે પ્રેમથી:
પ્રાણ સિંચી જીવન-નૌકા તારતી.
દીલાભિમાને દર્દમાં ડૂબતું દીસે;
સુતર્ક તારા જીરવવાથી તે જશે.
ચાડી ચુગલી નિંદા કેરા પાસથી;
તારનારી જગતભરમાં તું દીસે.
ચતુરાનનની આત્મજા અમ પ્રાણમાં;
પૂરજે પ્રભા જીવસેવ ને સ્વાતંત્ર્યની,
ઘૂમજે ગલીકુંજમાં અમ ગુર્જરીની;
વિદારવા વ્યાધિ દીનોના દીલની.

ચ્યાસવાસણા,
તા. આતરસુંબા. } 'જ્ઞાનાંકુર'

—✠—

# વિદ્યાની વાડી

વિકસાવે નવજીવન કુસુમ આ વિદ્યાની વાડી ( ૨ )...હાં...વિકસાવે...
દેશાદયના ભાવ જગવતી નિર્મળ મન કરતી...આ વિદ્યાની વાડી
કંઇ કંઇ સંસ્કૃતિ અનુપમ ધરતી
ઉર ઉરનાં અંધારાં હરતી,
પત્થરને પારસ કરતી...રે...આ વિદ્યાની વાડી.

( સાખી )

શિક્ષણ વિણ નહિ સંસ્કૃતિ, સસ્કૃતિ વિણ નહિ જ્ઞાન;
જ્ઞાન વિનાનાં માનવી, કેવળ છે પશુ સમાન.

ઉન્નત જીવન જો ચાહો, બીજ કેળવણીનાં વાવો
ભાવે સર્વે ખિલાવો, રે...આ વિદ્યાની વાડી. વિકસાવે ( ૨ ).

રાજકોટ. વ્રજલાલ છ. જોશી

# રાષ્ટ્રભાષા હિન્દીની જરૂર

[ લેખક : ખીમજીભાઈ ટી. ઠાકર ]

**રાષ્ટ્ર** એટલે રાજ્ય. હિંદ એ પણ એક રાષ્ટ્ર છે. જો કે આજે હિંદમાં જુદા જુદા ધર્મના માણસો હોવાથી અને એ ૩૫ કરોડની વસ્તી ધરાવતો વિશાળ દેશ હોવાથી તેની પ્રાંતવાર, જાતવાર અનેક ભાષા થઇ ગઇ છે. બીજા દેશોમાં પણ આ પ્રકારનો ભાષાભેદ તો છે જ. પરંતુ દરેક રાજ્યની પ્રજાની એક એ પ્રકારની ભાષા તો હોય જ છે કે તેથી તે એકબીજાના વિચાર અરસપરસ વ્યક્ત કરી શકે ને તે રીતે પોતાના રાષ્ટ્રની એકતા સાધી શકે. અંગ્રેજી રાજ્યના સબબે આપણા દેશમાં અંગ્રેજી ભાષાએ અલબત્ત શિક્ષિત વર્ગમાં રાષ્ટ્રભાષાનું સ્વરૂપ લીધું છે. પણ ખરૂં જોતાં, આમવર્ગમાં પણ ઉપયોગી થાય તેવી સરળ અને સસ્તી તે ભાષા નથી. વળી તે ભાષાની જરૂર તો હાલના આપણા રાજકીય સંબંધને લીધે જ વધારે છે. આપણા દેશના છેક ખૂણામાં જઇ આ ભાષા વડે આપણા દેશ બાંધવોની સાથે વાત કરી શકીએ તેમ છે જ નહિ. ટૂંકામાં આપણા દેશના બધા જ પ્રાંતોમાં ચાલી શકે એટલે કે હિંદીજન કોઇ પણ હિંદીની સાથે વાત કરી શકે તેવી એક ભાષા આપણી પાસે હોવી જોઇએ. પ્રાંતવાર અલગ ભાષા હોય છે પણ સારાય રાષ્ટ્રની એક ભાષાને રાષ્ટ્રભાષા કહે છે. પહેલાં સંસ્કૃત ભાષા આપણી રાષ્ટ્રભાષા હતી. પણ તે હાલની હિંદની વસતીમાં બધેજ માન્ય થાય તેવી સ્થિતિ રહી નથી. આથી કોઇ બીજી ભાષા મુકરર કરવાની ખાસ જરૂર છે.

**રાષ્ટ્રભાષા એટલે શું ?**

भाव भेष भाषा भोजन हो भायपके सामान
एक विवेकयुक्त ईनको करके हो तेरा ऊत्थान
हृदय तू कहना मेरा मान

હિંદી કવિએ ગાયું છે તેમ મિત્રતાના સાધનમાં ભાષાનું ઐક્ય એ પણ છે. એટલે કે ભાષાની એકતા પણ દેશોન્નતિ માટે ખાસ જરૂરની છે. બીજાં રાષ્ટ્રોમાં આ પ્રકારની ભાષાની એકતા જળવાઇ રહી છે; ત્યારે આપણા દુર્ભાગ્યે વિદેશી ( અંગ્રેજી ) ભાષાના મોહમાં દેશમાં પ્રચલિત અને સહેલાઇથી ચોગમ ફેલાઇ શકે તેવી બીજી કોઇ ભાષા રાષ્ટ્રભાષા તરીકે હમણાં સુધી શિખવાતી નથી. અંગ્રેજી ભાષાની જરૂર તો રાજકીય સંબંધ પૂરતી છે. પરંતુ કાશ્મીરથી કન્યાકુમારી અને કલકત્તાથી કચ્છ સુધીની ગરીબ તથા શ્રીમંત બધી પ્રજા એકબીજાનાં સુખદુઃખની અને વિચારની આપ લે કરવા માટે ઇંગ્રેજી ભાષા શીખે એ શક્ય નથી, તેમ જરૂરની પણ નથી. જલદીથી અને વિના ખરચે સમજી શકાય તેવી આપણા જ દેશમાં ચાલતી કોઇ એક ભાષાને રાષ્ટ્રભાષા તરીકે અપનાવી લઇએ, તોજ દેશોન્નતિના કાર્યમાં ભાષાનો ઉપયોગ થઇ શકે તેમ છે.

**રાષ્ટ્રભાષાની જરૂર.**

એકબીજાનાં સુખદુઃખની વાતો ને જરૂરિયાતો સમજવા સારૂ પણ કોઇપણ એક ભાષાનો રાષ્ટ્રભાષા તરીકે સ્વીકાર કરવાનું કબૂલ કરતાં તે કઇ હોવી જોઇએ તે પ્રશ્ન પણ વિચારવાનો રહ્યો. હિંદુ, મુસલમાન એ બે આપણા દેશની મુખ્ય વસ્તી છે. જે પ્રાંતોમાં આ બન્ને કોમની વધુ પ્રમાણમાં વસ્તી છે ( એટલે કે પંજાબ, સરહદપ્રાંત સંયુક્તપ્રાંત વગેરે ) ત્યાં હિંદુની સંસ્કૃત અને મુસલમાનની ફારસી અને ઉર્દુના મિશ્રણ વડે હિંદી ભાષા જુદી જ તૈયાર થઇ છે અને તે ભાષા ઉત્તર હિંદુસ્તાનમાં તો લગભગ બોલાય છે, નાનાં મોટાં સમજે પણ છે; કારણ ત્યાં તો તે ભાષાએ માતૃભાષાનું સ્વરૂપ લીધું છે. લિપિમાં ફેર હોવા છતાં બંને જાતો બોલવામાં તો લગભગ હિન્દી ભાષા જ હવે વાપરે છે. આ રીતે આપણા દેશનો ફે ઉપરાંતનો ભાગ તો હિંદી સમજે છે. એટલે બીજે આ હિન્દી ભાષાને, આપણી પોતપોતાની પ્રાન્તીય ભાષા ચાલુ રહેવા દઇને પણ શીખી લેવી એ સરળ રસ્તો છે.

**હિન્દી ભાષા રાષ્ટ્રભાષા તરીકે.**

બિહાર બંગાળ એ પ્રાંતો પણ નજીકમાં હિંદી ભાષા બોલાતી હોવાથી તેમાં થોડું એવું સમજે છે. પરદેશી લોકો પણ આપણી બીજી ભાષાઓ કરતાં, હિંદી ભાષા થોડી જ વારમાં બોલતા થઇ ગયા છે. આમ હિંદના ઉત્તર ભાગમાં તો હિંદીનો રાષ્ટ્રભાષા તરીકે સ્વીકાર કરવામાં મુશ્કેલી રહેતી જ નથી. ગુજરાતમાં વડોદરા રાજ્યને ઉપરોક્ત સબબે હિંદીની ઉપયોગિતા વેળાસર સમજાઇ જવાથી પ્રાથમિક શાળામાં તેને ઘણાં વર્ષોથી દાખલ કરી દીધી છે. પરિણામે વડોદરા રાજ્યની શાળામાં કેળવણી લેતાં બાળકો હિન્દી ભાષાના પરિચયમાં તો નિદાન આવી ગયાં છે. મુંબઇ સરકારને આ ભાષાને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારી પ્રાન્તમાં તેનો પ્રચાર કરવાનું હમણાં જ સમજાયું છે. પ્રજાપક્ષે મુંબાઇ ઇલાકામાં આજ સુધી છૂટાછવાયા લોકોના પ્રયત્નો ચાલુ હતા. એટલે મુંબઇ ઇલાકામાં તેનો પ્રચાર વધુ થઇ શકયો નથી, જોકે ગુજરાત મહારાષ્ટ્ર અને સિંધ પણ હિન્દી ભાષાના પરિચયમાં છેક નથી જ એમ તો કહી શકાય નહિ જ. સાધારણ માણસો પણ ગામડે ગામડે વ્રજભાષા તેમજ ઉત્તરહિંદના સાધુસંતોના સહવાસ વડે આ ભાષાને કંઇક ઓળખે છે. એટલે આપણા ઇલાકામાં તે ભાષાનો પ્રચાર મોંઘો પડનાર નથીઃ અઘરો પણ પડવાનો નથી.

**ગુજરાતમાં રાષ્ટ્રભાષાનો પ્રચાર**

હિંદી ભાષાનો રાષ્ટ્રભાષા તરીકે સ્વીકાર કરતાં સૌથી વધુ મુશ્કેલી હોય તો તે મદ્રાસ અને દક્ષિણ હિંદના છેક છેડાના મુલકને છે. કારણકે ત્યાં લિપિ તો જુદી છે જ પણ ભાષા પણ જુદી હોઇ હિંદની અન્ય ભાષાઓ સાથે જરાપણ સંબંધ ધરાવતી નથી. એટલે તેને હિંદી ભાષાનો રાષ્ટ્રભાષા તરીકે સ્વીકાર કરી તેનો અમલ કરવામાં ખૂબ જ મહેનત પડે તેમ હોવા છતાં આજે મદ્રાસ ઇલાકામાં જ મુંબઇ ઇલાકાને પણ માર્ગદર્શક થાય તેવો હિંદીનો પ્રચાર થઇ રહ્યો છે. ત્યાં દક્ષિણ ભારત હિંદી સભા તરફથી હિંદી શિક્ષણ માટે ક્રમસર પરીક્ષાની યોજના રાખી તે પ્રમાણે અભ્યાસ કરાવવાનું છેલ્લાં ૧૦ વર્ષથી

**ધન્ય મદ્રાસ !**

ચાલુ છે. આજે મદ્રાસના અનેક યુવાનો આપણી સાથે અને બીજા આપણા દેશભાઇઓની સાથે હિંદીમાં વાત કરી શકે છે, જે પહેલાં વાત કરી શકતા ન હતા, અથવા તો ઇંગ્રેજી જાણનાર સાથે જ વાત કરી શકતા હતા. સૌથી વધુ હરકત તે પ્રાંતોમાં હોવા છતાં હિંદી ભાષા તેણે જો સહેલાઇથી શીખી લેવા માંડી છે, તો પછી આપણે તેને શા માટે શીખી શકીશું નહિ ?

**હિંદી ભાષાના લાભાલાભ**

( ૧ ) આ ભાષા દેશના વધુ ભાગમાં પ્રથમથી બોલાય છે. ( ૨ ) બીજી ભાષાઓ કરતાં તેમાં જુસ્સો રહેલો હોવાથી પણ તે ભાષાનો પ્રચાર થવો વધુ ઇષ્ટ છે. ( ૩ ) શિખવામાં સહેલી ( સરળ ) અને સરતી છે. ( ૪ ) તેની લિપિ ( દેવનાગરી ) પણ દેશનો ઘણોખરો ભાગ સમજે છે; ન સમજતા હોય તે સમજવા પ્રયત્ન કરે તો જલદીથી સમજી શકે તેમ છે. ( ૫ ) જુસ્સાદાર ભાષા છતાં તેમાં માધુર્ય પણ વસેલું છે. ( ૬ ) મુસલમાન ભાઇઓની ઉર્દુ અને ફારસીનો પણ તેમાં સંયોગ હોવાથી તેને પણ અનુકૂળતા આપે છે. ( ૭ ) વિદેશી લોકો પણ આ ભાષા હિંદમાં આવતાવેંત સમજી લેતા હોવાથી તેમની સાથેનો વ્યવહાર પણ થઇ શકે છે.

**ઉપસંહાર**

ઉપર જણાવેલાં કારણોથી નકકી થાય છે કે હિંદમાં રાષ્ટ્રભાષાની જરૂર છે અને હિન્દીભાષા જ રાષ્ટ્રભાષા તરીકે રાખવી ઇષ્ટ છે. આપણા બધા જ પ્રાન્તો આ ભાષા શિખી લેવાનું કરે તો એકબીજા પ્રાન્તોની ઘણી મુશ્કેલી ટળી જાય, મુસાફરી પણ સહેલાઇથી થાય, રાષ્ટ્રના ઘડતર માટે ૩૫ કરોડ માણસો વિચાર કરતાં થઇ શકે, પરદેશી લોકોને પણ આ ભાષા શિખી લેવાની ફરજ પડે. આમ થતાં ભાષાની એકતાના અભાવે દેશોન્નતિ કે પ્રચારને માટે આવતી તે પ્રકારની મુશ્કેલીનો અંત આવે. પરમાત્મા હિંદમાં હિંદી ભાષાને રાષ્ટ્રભાષા થવાની તક આપે, એજ અભીપ્સા !

—ધ—

જે વધારેમાં વધારે નમ્ર બને, અને વધારેમાં વધારે મજૂરી અને સેવા કરે તે મોટામાં મોટો. સેવા કરવી તે મૂંગી કરવી. કોઇની સામે વિરોધની વરાળ સુદ્ધાં ન કાઢવી.

નમ્રતા કદી ન ભૂલજો, નકામું વચન ન બોલજો, ખોટું આચરણ ન કરજો.

—સંત ફ્રાન્સિસ.

# પરદેશી સાહિત્ય-સૃષ્ટિનું થોડું અવનવું

**સ્પેનના** યુદ્ધમાં ગ્રંથકારો તથા વર્તમાનપત્રકારો કઇ બાજુએ છે તે પ્રશ્નનો જવાબ ૧૪૮ લેખકોએ આપ્યો છેઃ

સરકારી તંત્ર તથા આત્મનિર્ણયને ટેકો આપનારાની સંખ્યા ૧૨૭ ની હતી; ૧૬ જણા તટસ્થ રહ્યા હતા, જેમાં એચ. જી. વેલ્સનો પણ સમાવેશ થાય છે; પાંચ જણા બળવાખોરોની પ્રતિ સહાનુભૂતિ દર્શાવતા હતાઃ આ પાંચમાંના ચાર રોમન કેથોલિક હોવાનું માનવામાં આવે છે તથા પાંચમો લૉર્ડ કેમરોઝનો સગો થાય છે.

આ બધા જવાબોની એક પત્રિકા ' લેફ્ટ રિવ્યુ ' તરફથી બહાર પાડવામાં આવી છે. તેની કિંમત માત્ર ૭ પેન્સ છે. જુદા જુદા લેખકો પોતાનો મત કઇ રીતે પ્રદર્શિત કરે છે તે જાણવું રસદાયક થઇ પડે તેમ છે.

બર્નાર્ડ શૉનો જવાબ તેની પાસેથી ધારેલ જવાબ જેવો ' અવર્ણનીય ' છે.

ઇવેલિન વૉધ સ્પેનને માત્ર વર્તમાનપત્રના વાચક તથા મુસાફર તરીકે જ જાણે છે. જો તે સ્પેનિયાર્ડ હોત તો તે ફ્રાંકો તરફથી લડતો હોત.

આથી ઉલટું એચ. એમ. ટોમ્લિન્સન અંધાધુંધીને તાબે થવા કરતાં ફ્રાંકોના હાથે ગોળીબારથી મરી જવાનું પસંદ કરે છે.

* * *

મૂળ દક્ષિણ આફ્રિકાના રહેવાશી પણ હાલમાં લંડનમાં રહેતા મિ. સ્ટુઅર્ટ કલૉટિના પુસ્તક ' Turning Wheels ' (ટર્નિંગ વ્હીલ્સ) પર દક્ષિણ આફ્રિકાની સરકારે પ્રતિબંધ મૂકયો છે.

આ પુસ્તકને અંગે સખત ઉહાપોહ જાગ્યો હતો. કેઇપની બ્રિટિશ સત્તા હેઠળથી નાસી છૂટવા જે ડચ આગેવાનોએ એક સૈકા પહેલાં ઐતિહાસિક કૃચ કરી હતી તેમના ચારિત્ર્ય પર આ પુસ્તકમાં ટીકા છે એમ પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

પશ્ચિમના પ્રાંતોમાં વિરોધ સભાઓ ભરવામાં આવી હતી. તાત્કાળિક પગલાં ન લેવા માટે, વક્તાઓએ સરકારની સખત ઝાટકણી કાઢી હતી.

કેઇપ ટાઉનમાં આ નવલકથાનું સૌથી વધારે વેચાણ થતું હતું.

આ પુસ્તકની ૪૪,૦૦૦ નકલો ગ્રેટબ્રિટનમાં તથા ૧૬૦,૦૦૦ નકલો અમેરિકામાં ખપી ગઇ છે.

જ્યારે લેખકને આ પુસ્તક પર મૂકવામાં આવેલ પ્રતિબંધ સંબંધી કહેવામાં આવ્યું ત્યારે તેણે કહ્યું કે ' મને બહુ રમુજ થઇ છે. '

તેણે જણાવ્યું કે " જો કે હું દક્ષિણ આફ્રિકાનો છું, પણ મારો જન્મ

પારિસમાં થયો છે. લડાઇ પહેલાં હું દક્ષિણ આફ્રિકામાં ગયો જ નહોતો. મારા પુસ્તકમાં ઇતિહાસ જેવું કશુંયે નથી."

લેખકનું આ પહેલું પુસ્તક છે.

* * *

અમેરિકાના, ઇંગ્લંડના, ડેન્માર્કના તથા ફ્રાન્સના અમુક પ્રકાશકોએ "દેશનિકાલ **થયેલા**"ની કૃતિઓની ઇનામી હરીફાઇ ગોઠવી છે. કોઇ પણ રાષ્ટ્રનો માણસ હસ્તલિખિત લખાણ મોકલી શકે છે. પણ લેખક રાજકીય કારણોને અંગે પોતાના દેશમાંથી દેશનિકાલ થયેલ હોવો જોઇએ. પુસ્તક દંતકથાનું હોય કે ન પણ હોય પણ તે જર્મન ભાષામાં લખાયેલ હોવું જોઇએ. આ હરીફાઇ બંધ થવાની મુદત ઑક્ટોબરની છે.

* * *

અમેરિકાની માર્ક ટ્વેઇન એસોસીએશને માર્ક ટ્વેઇનનાં લખાણમાંથી દશ ખૂબ રમુજી ઉતારા મોકલવા માટે ૫૦ ડૉલરનું બારમું વાર્ષિક આંતરરાષ્ટ્રીય ઇનામ જાહેર કર્યું છે. હરીફાઇ ઑક્ટોબરમાં પૂરી થાય છે.

* * *

લંડનના જાણીતા પ્રકાશકો હોડર અને સ્ટુટને ૩૦ મી સપ્ટેમ્બર પહેલાં તેઓ સ્વીકાર કરે તે પ્રથમ નવલકથા માટે ૧૦૦ પૌંડના ઇનામની જાહેરાત કરી છે. સર ફિલિપ્સ ગિબ્સ પુસ્તકની શ્રેષ્ઠતાનો નિર્ણય કરશે.

* * *

'આ વર્ષના પુલિટઝર પારિતોષિક માટે ૧૯૩૭ ના કયાં પુસ્તકોનાં નામ તમે આપો છો ?' આ પ્રશ્નનો નિર્ણય કરવા 'સેટર્ડે રિવ્યુ' એ સમાલોચકોના તથા સાહિત્ય વિભાગના અધિપતિઓના મત લીધા. પરિણામે 'કેનેથ રોબર્ટસ'ના પુસ્તક નોર્થ વેસ્ટ પાસેજ' ( *North West Passage* )ને વધુ મત મળ્યા.

* * *

પ્રચારમાંથી પાછું ખેંચી લેવામાં આવેલ પુસ્તક 'To beg I am ashamed વાંચવાના ગુન્હા માટે ચૌદ વર્ષની નોકરી છતાં મેરિલબોર્નના એક રેલ્વે નોકરને તાજેતરમાં રજા આપવામાં આવી છે ! આ નિષિદ્ધ પુસ્તક વાંચવાની પ્રબળ ઇચ્છા થતાં પોતાના વિભાગમાં પડેલ પાર્સલમાંથી એક નકલ કાઢી લેવાની તેને લાલચ થઇ આવી, પરંતુ પુસ્તક વાંચતાં તે પકડાઇ ગયો !

* * *

પ્રખ્યાત જર્મન નવલકથાલેખક તથા નોબેલ પારિતોષિક મેળવનાર ટોમસ મેનને હમણાં જ ૧૯૩૭ નું કાર્ડિનલ ન્યુમેન પારિતોષિક આપવામાં આવેલ છે. જે કોઇ વ્યક્તિએ સાહિત્ય, કળા, વિજ્ઞાન અથવા તો 'માનવતત્ત્વવાદ' ( humanitarianism ) માં અગ્રગણ્ય ફાળો આપ્યો હોય તેને આ વાર્ષિક ઇનામ આપવામાં આવે છે. દરમેન

થોડા જ વખતમાં અમેરિકન નાગરિક થવાનો છે. જ્યારે નાઝીપક્ષ સત્તા પર આવ્યો ત્યારે તેણે જર્મનીનો સ્વેચ્છાપૂર્વક ત્યાગ કર્યો. તેની મહાન નવલકથા 'જોસેફ ઇન ઇજીપ્ત' ( Joseph in Egypt )ના બે ભાગ તાજેતરમાં બહાર પડ્યા છે.

* * *

મિ. રિચર્ડ ચર્ચને તેની નવલકથા 'ધી પોર્ચ' ( The Porch )ના માટે 'ફેમેના વાઇ હ્યુ રુઝ ઇનામ' આપવામાં આવ્યું છે.

* * *

રજા વિના 'ગૉન વિથ ધ વિન્ડ' ( Gone With the Wind ) નામક પુસ્તકનો ભાગ રંગભૂમિ પર ઉતારવા માટે સંગીતમય હાસ્યરસિકાના લેખક બિલિ રોઝે માર્ગરેટ મિચેલ તથા મેકમિલનની લેખિત માફી માગી છે.

એવી ગણત્રી કરવામાં આવી છે કે ઉપરના પુસ્તકની પંદર લાખ નકલો માત્ર ઇંગ્લંડ અને અમેરિકામાં જ ખપી ગઇ છે.

* * *

યુરોપની રાજકીય પરિસ્થિતિ પર પ્રકાશ પાડતું એક પુસ્તક, પત્રકારના ધંધામાં પડેલી, દુનિયાભરની સ્ત્રીઓમાં છૂપી રાજદ્વારી બાતમીઓ મેળવનાર તરીકે જાણીતી થયેલ મેડમ જીનેવીવ ટેબોયે તાજેતરમાં બહાર પાડ્યું છે. એ પુસ્તકનું નામ 'બ્લેક મેઇલ ઑર વૉર.' માત્ર છ આનાની કિંમતમાં અનેક પ્રકારનું સમૃદ્ધ સાહિત્ય પૂરું પાડનાર 'પેન્ગ્વિન' બુકસમાં તે પ્રગટ થયેલ છે. તેની બેસુમાર નકલો બ્રિટનમાં ખપી છે. દરરોજની ત્રણહજાર નકલો લેખે સાત અઠવાડિયામાં ૧,૨૦,૦૦૦ નકલો ખપી ગઇ ! પુસ્તક પ્રકાશન અને વિક્રયમાં આ રેકર્ડ ગણાશે.

આટલા સમયમાં તેની ત્રણ આવૃત્તિઓ થઇ ગઇ છે, છતાં હજુ માગ વધતી જ જાય છે.

હિટલર અને મુસોલિનીની પ્રવૃત્તિ સંબંધમાં આ પુસ્તકમાં કોઇ અનેરી અગમવાણી ભાખવામાં આવી છે. નવલકથાઓના પુસ્તકો કરતાં પણ આ પુસ્તકનું વેચાણ વધી જાય તેમ લાગવાથી પુસ્તકપ્રકાશનની દિશામાં મેડમ ટેબોયે નવી જ દિશા ખોલી છે.

પુસ્તકની જેમ જેમ નવી આવૃત્તિ પ્રગટ થાય છે, તેમ તેમ નવા બનાવોને ચર્ચતું એક પ્રકરણ તેમાં ઉમેરાયા કરે છે. પુસ્તકની પ્રથમ આવૃત્તિ પ્રગટ થઇ ત્યારે બ્રિટનના વિદેશમંત્રી તરીકે કૅપ્ટન ઍન્થની એડન હતા, પણ તે પછી તેમને તરત જ રાજીનામું આપવું પડેલું: બીજી આવૃત્તિમાં એડનના રાજીનામાને લગતી પરિસ્થિતિની સચોટ સમીક્ષા કરવામાં આવી હતી: અને ત્રીજી આવૃત્તિમાં હિટલરે ઑસ્ટ્રિયા કેમ હજમ કર્યું તેનું વર્ણન ઉમેરાઇ ગયું !

આમ પ્રત્યેક નવી આવૃત્તિ વખતે મેડમ ટેબોય તેમાં અદ્યતન બનાવોની ચર્ચા કરે છે.

છોટાલાલ માનસિંગ કામદાર.

—卐—

# થોડુંક જાણવા જેવું

**રશિયાનાં વર્તમાનપત્રો :**—રશિયામાં એંસી ભાષા બોલાય છે, અને વર્તમાનપત્રોની સંખ્યા દશહજાર ઉપર છે. '**For Warning Readers**' એ પત્રની હમેશ પાંચ લાખ પ્રતો ખપે છે. તેવી જ રીતે '**Culture and Life**' એ પત્રની પણ તેટલીજ નકલ ખપે છે. આ પત્રોમાં કલા, સંગીત, પોષાક, વર્તન, ભાષણ, સ્વચ્છતા, વ્યવહારજ્ઞાન, અને ઉચ્ચ રહેણીકરણી વગેરે વિષયો ઉપર માહિતી આપવામાં આવે છે. ખેડુતોનાં બાળકો માટે '**કોઝાક ચાયદક**' નામનું પત્ર નીકળે છે. તેની ખપત સાડા ત્રણ લાખ છે. રમત, ખેતી સુધારણા, સિનેમા, નાટક વગેરે વિષયોનાં અસંખ્ય માસિક છે. '**કૉટેજ લેબોરેટરી**' કરીને શાસ્ત્રીય જ્ઞાનનો પ્રચાર કરનાર પણ એક પત્ર છે, જેનું વેચાણ ઘણું મોટું છે, નિષ્ણાત તંત્રીઓ તૈયાર કરવાને ત્યાં ખાસ શાળાઓ છે. '**પેઝન્ટસ્ ગેઝેટ**'ની રોજ વીશ લાખ પ્રત ખપે છે. દેશભરમાં તેના વીશ હજાર ખબરપત્રીઓ છે, અને તે બધાને સારો પગાર મળે છે. મહિને બે મહિને લેખો આપનાર લાખો લેખકો છે. ખબરપત્રીઓ તરફથી આશરે ૧૫૦૦ કાગળો રોજ પત્રનાં કાર્યાલયોને મળે છે. રોજના કાગળો છૂટા પાડવા અને તેની યથાયોગ્ય વ્યવસ્થા કરવા માટે જ ૮૦ કારકુનો છે. એક પણ કાગળ ફાડી નાખવામાં આવતો નથી કે અનુત્તર રહેતો નથી. તંત્રીવર્ગ લગભગ ૧૫૦૦ ગામડાંનાં વર્તમાનપત્રો સાથે સંબંધ રાખે છે. આ વર્તમાનપત્ર માટે છ ડબ્બાની બે આગગાડીઓ તેમ જ ૧૦ વિમાનો રોકવામાં આવેલ છે. આ આગગાડીમાં પત્રકો, રેડીઓ, સિનેમા વગેરે સાહિત્ય લઇ જવામાં આવે છે, અને આજુબાજુનાં ગામડાંમાં તેનો ઉપયોગ કરવામાં આવે છે. અત્યંત દૂરના ભાગમાં પ્રચાર કરવા માટે વિમાનો રાખવામાં આવ્યાં છે. જનતાનાં દુઃખો નિહાળવા અને તેનો ઉપાય સૂચવવા માટે અનેક તંત્રીઓ પ્રવાસ કરે છે. આ વૃત્તપત્રની અંતિમ માલિકી સરકારની જ છે. પ્રચારકાર્ય કરવું એજ એનું મુખ્ય ધ્યેય છે, નવીન સમાજપદ્ધતિનું નાગરિકોને શિક્ષણ આપવું એ આ પ્રચારની મૂળભૂત કલ્પના છે.

× × ×

**બ્રિટિશ પ્રજાની સાહિત્ય-ભક્તિ :**—'**પીટર પેન**' નામે અમર નાટકનો લેખક મશહૂર આંગ્લ નાટ્યકાર સર જેમ્સ બેરી હમણાં જ મૃત્યુ પામ્યો. તે જે ઝુંપડીમાં જન્મેલ તે ખરીદી લેવા અમેરિકાથી માગણી આવી છે. તે સ્કૉટલેંડમાં આવેલ છે. જે ગૃહસ્થના કબજામાં એ ઝુંપડી છે, તેણે વર્તમાનપત્રના પ્રતિનિધિઓને જણાવ્યું કે મારી પાસે આવી અનેક માંગણીઓ આવી છે અને મને તે માટે ઘણી મોટી રકમોની લાલચ અપાઇ છે, પણ હું તે વેચી પરરાષ્ટ્રને દેવા માગતો નથી. જો લોકો તે સાચવી રાખવા માગતા હોય તો ઓછી કિંમતે પણ હું તે મારા રાષ્ટ્રને

ચરણે જ ધરવા ઉત્સુક છું. સાહિત્યકારોની જ્યાં આવી ગુણપૂજા થતી હોય, ત્યાં રાષ્ટ્રની ઉન્નતિ કેમ ન થાય ?

× × ×

**કવિ નર્મદ-નિવાસ:**—સુરતમાં નર્મદ ચકલા પાસે આમલીરાનમાં આવેલ સદ્‌ગત કવિ નર્મદાશંકરનું સરસ્વતીભુવન જાણીતું છે. આ મકાન એક વાર સુરતના સાહિત્યનું કેન્દ્ર હતું. કવિ નર્મદે ત્યાં બેસીને કંઇક ગ્રંથો લખ્યા છે. એ મકાન નર્મદ શતાબ્દી સ્મારક સમિતિએ કવિ નર્મદની યાદગીરીમાં ખરીદવું એવી સૂચનાઓ થઇ હતી, પણ તેના હાલના માલિકે તેની કિંમત વધારે માગવાથી એ ખરીદી શકાયું ન હતું. એટલે એ યોજના ખોરંભે પડી હતી. પરંતુ હવે કવિની જ જ્ઞાતિના એક સાક્ષર શ્રી ગજેન્દ્ર લાલશંકર પંડ્યા એમ. એ. એ તે મકાન ખરીદી લીધું છે. તેઓ એક પ્રખ્યાત નાટ્યલેખક છે. અને કવિ તરફની ભાવનાથી પ્રેરાઇ એ મકાન જુનું હોવા છતાં તેમણે તેના સારા પૈસા આપી તે ખરીદી લીધું છે.

× × ×

**શ્રી બુદ્ધિવર્ધક પુસ્તકાલય:**—ફાર્બસ ગુજરાતી સભા હસ્તક ચાલતા શ્રી બુદ્ધિવર્ધક પુસ્તકાલયને આ સાલ ઘણાં સારાં પુસ્તકો ભેટ મળતાં તે ઘણી સમૃદ્ધ થયેલ ગણાશે.

આ સભાના પુસ્તકાલયમાં ૪૬૫ હસ્તલિખિત પુસ્તકો સંગ્રહાયલાં છે, જેમાં એથી વધુ ગ્રંથો લખાયેલા છે. તેમાં દર વરસે વધારો જ થતો રહ્યો છે. એ પુસ્તકાલયને સદ્‌ગત ન. ભો. દિવેટીઆ તથા ભાઇ ચાંદાભાઇ મુછાળા તરફથી ઘણાં કિંમતી પુસ્તકો ભેટ મળ્યાં છે. તેમાં શ્રી. દિવેટીઆનો સંગ્રહ કેટલો કિંમતી છે તે સુવિદિત છે. તેમાં કેટલાંક પુસ્તકોમાં તો તેઓના હાથની લખેલી નોંધો પણ છે. એ રીતે એમના હસ્તાક્ષર પણ જળવાઇ રહેશે.

શ્રી. ચાંદાભાઇએ ભેટ આપેલ પુસ્તકોમાં કેટલાંક તો ઘણાં અમૂલ્ય અને અપ્રાપ્ય છે. " સાહિત્ય " માસિકની આદિથી અંત સુધીની ફાઇલો ઉપરાંત બીજા કેટલાંક જુનાં અને હાલમાં દુષ્પ્રાપ્ય માસિકો દિ. બા. કૃષ્ણલાલ મો. ઝવેરી તરફથી ભેટ મળ્યાં છે.

**નાનાલાલ કે. પરેલ**

—શ્રી—

મારા અભ્યાસગૃહમાં મને ખાત્રીપૂર્વક માત્ર બુદ્ધિમાનો સાથે જ વાર્તાલાપ કરવાનું મળે છે; ત્યારે બહાર તો મૂર્ખાઓના સંસર્ગમાંથી છૂટવું મુશ્કેલ થઇ પડે છે.

—સર વિ. વૉલ્ટર.

# પુસ્તકાલયોની તપાસણી

**નીચેના** પ્રચારકોએ જણાવેલી મુદત દરમ્યાન નીચેનાં સ્થળોની મુલાકાત લઈ પુસ્તકાલયોની તપાસણી, વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છેઃ—

૧. વડોદરા પ્રાંત પ્રચારક રા. છગનલાલ મથુરભાઇ પટેલ : જુલાઇ માસમાંઃ—કરજણ મહાલનાં–( ૧ ) કોઠીઆ ( ૨ ) દેથલી ( ૩ ) કાણા ( ૪ ) સામરા ( ૫ ) ફતેપુર; પાદરા મહાલનાં–( ૬ ) રણું ( ૭ ) કણઝટ ( ૮ ) અભોળ ( ૯ ) માસર ( ૧૦ ) કુરાલ ( ૧૧ ) ગામેઠા ( ૧૨ ) ગવાસદ ( ૧૩ ) મુવાલ ( ૧૪ ) લોલા ( વાંચનાલય છેઃ ભોસમમાં પુ. માટે ફાળો કરવા ગામલોકોએ કબૂલ્યું છે ) ( ૧૫ ) ચિત્રાલ ( ૧૬ ) તીથોર ( ૧૭ ) ડુધવાડા ( ૧૮ ) કરખડી ( ૧૯ ) ચોકારી ( ૨૦ ) ડબકા ( ૨૧ ) મુજપુર ( ૨૨ ) નરસીપુરા ( ૨૩ ) વડુ ( ૨૪ ) વિશ્રામપુરા ( ૨૫ ) કરણાકુવા ( ૨૬ ) ભોજ ( ૨૭ ) મોભારોડ એ. વી. સ્કૂ. પુ.

( એકેએક પુ. ની મેળવણી કરી છેઃ વિષયવારી નામવારી જેમનાં નહોતાં તે કરી આપ્યાં છે વા અધૂરાં હતાં તે પૂરાં કરી આપ્યાં છે. )

૨. અમરેલી પ્રાંત પ્રચારક રા. લાભશંકર કલ્યાણજી ભટ્ટ : એપ્રિલથી જુલાઇ : અમરેલી મહાલનાં–( ૧ ) દેરીયાનાગસ ( ૨ ) લાલાવદર ( ૩ ) સરંભડા ( ૪ ) અમરેલી સ્મશાન લા.; ધારી મહાલનાં–( ૫ ) ચલાલા ( ૬ ) આંબરડી; દામનગર મહાલનાં–( ૭ ) ચભાડીઆ ( ૮ ) પાડરશીંગા ( ૯ ) રાભડા ( વર્ગીકરણ થયું છે ) ( ૧૦ ) ઠાંસા ( ૧૧ ) દહીંથરા ( વાચનાલય છેઃ પુસ્તકાલય મેળવવા ગામની ઉત્સુકતા જણાય છે ) ( ૧૨ ) ધામેલ ( ૧૩ ) આંબરડી ( ૧૪ ) નારણગઢ ( ૧૫ ) ચાવંડ ( કબાટની જરૂર ) ( ૧૬ ) દામનગર.

( વર્ગીકરણ નં. ૫ ને ૯ સિવાયનું બધાંનું બાકી હોઇ સત્વરે થઇ જવાની જરૂર. )

૩. ધારી મહાલ માનદ પ્રચારક રા. વૃજલાલ દ. મહેતા : મે માસમાંઃ—( ૧ ) દલખાણીઆ ( જ. ર. નવું થવાની જરૂર ) ( ૨ ) ચલાલા ( ફ. પુ. ની પેટીઓ મંગાવી સેન્ટરમાં ફેરવવાની ભલામણ ) ( ૩ ) દીતલા ( વર્ગીકરણ થવાની તેમજ વાચનપ્રચાર વધવાની જરૂર )

૪. વિસનગર મહાલ માનદ પ્રચારક રા. ઉમિયાશંકર લ. દવે : જુલાઇમાં:–( ૧ ) વડુ ( ૨ ) સાદુસણા ( ૩ ) કાંસા ( ૪ ) વાલમ ( ૫ ) રણાસણ તા. વિજાપુર ( ૬ ) ભાન્ડુ ( ૭ ) ભોકરવાડા.

૫. સાવલી મહાલ માનદ પ્રચારક રા. સોમાભાઇ ગરબડભાઈ : જુન–જુલાઇમાં : ( ૧ ) શારદાપુર ( ૨ ) શાંતીપુર ( ૩ ) કડાચલા ( ૪ ) ધર્મપુર ( ૫ ) વેજપુર.

—※—

શિષ્ટ વાચનની ૧૪ મી પરીક્ષા

# 'આપવીતી'નું પરિણામ સહિત નિવેદન

ઉપરોક્ત પરીક્ષા, જાહેર થયા પ્રમાણે, તા. ૨૪–૭–૩૮ ના રોજ જે તે સ્થળે લેવાઇ ગઇ. એને માટે ગુજરાત–કાઠિયાવાડનાં ૨૮ ગામોનાં ૧૧૦ ઉમેદવારોની અરજીઓ આવેલી, તેમાંથી ૨૩ ગામનાં ૪૩ ભાઇબેનોની ઉત્તરવહીઓ અમારા તરફ આવેલી હોવાથી કુલ ૪૩ જણે આ પરીક્ષાનો લાભ લીધો હોવાનું જણાય છે. આ સંખ્યા, એની પુરોગામી ત્રણ પરીક્ષાઓને મુકાબલે, અલબત્ત, બહુ ક્ષુલ્લક છે; પણ તે પરીક્ષાની જાહેરાત પ્રમાણમાં ટૂંક મુદતી હતી તેને, તેમજ પરીક્ષા માટે ઠરેલાં પુસ્તકની નકલો છૂટથી પૂરી પાડવાની આગલી પરીક્ષાઓ માટે અખત્યાર કરેલી નીતિ બંધ પાડવામાં આવી તેને આભારી હોય એમ માનીએ છીએ. બાકી, શિષ્ટ વાચનરસિક જનતાનો, પરીક્ષાની આ યોજના પ્રત્યેનો, રસ મોળો પડયો હોય એમ તો નથી જ માની શકતા. અમારી એ માન્યતાની યથાર્થતા તો પંદરમી પરીક્ષાનો લાભ આના કરતાં વધારે સારા પ્રમાણમાં લેવાય ત્યારે જ સિદ્ધ થાય. પંદરમી પરીક્ષા માટેની જાહેરાત ચાલુ અંકમાં જ છે, તે જોઇ લઇને એનો લાભ લેવા લેવડાવવા માટે જરૂરી બધી જ તૈયારી આજથી જ કરવા માંડવા લાગતાવળગતા સર્વ કોઇને ભલામણ કરવામાં આવે છે.

ચૌદમી પરીક્ષામાં બેઠેલા ઉમેદવારોનું ધંધાવારી પ્રમાણ નીચે પ્રમાણે છેઃ—
૨૮ શિક્ષક; ૬ વિદ્યાર્થી; ૭ ખેડૂત; ૧ વેપારી; ૧ કારકુન.

છોડવા ઠરેલા ૮ પ્રશ્નો પૈકી ફરજિયાત છોડવા ઠરેલા ૧ લા તથા ૧૦ મા *સવાલના દરેકના ૧૪ ગુણ અને બાકીના દરેકના ૧૨ ગુણ રાખી ઉત્તરપત્રો તપાસતાં* બેઠેલા ઉમેદવારોમાંથી ૪૧ ઉમેદવારો ઉત્તીર્ણ થયા છે. એટલે પરીક્ષાનું પરિણામ આ વખતે લગભગ ૯૫.૩૫ ટકા આવેલું ગણાય. ઉત્તીર્ણ થનારામાં ૨૮ શિક્ષકો, ૫ વિદ્યાર્થીઓ, ૬ ખેડૂત, ૧ વેપારી તથા ૧ કારકુન છે.

મે ૧૯૩૮ ના અંકમાં પ્રસિદ્ધ થયેલી સદર પરીક્ષા માટેની જાહેરાતમાં જણાવ્યા પ્રમાણે પરિણામપત્રકના પ્રથમ ૨૦ નંબરો, ઉપરાંત * ચિહ્નવાળા ટ્રેનીંગ કૉલેજનો લાભ સપૂચો નહિ પામેલા શિક્ષક, અંગ્રેજી પાંચ ધોરણ સુધીના વિદ્યાર્થી અને વેપારી ખેડૂત નોકર વર્ગના ઉમેદવારો પૈકી ઉત્તીર્ણ થનારા ૧૦ જણ ઇનામને પાત્ર ઠરે છે. તે દરેકને મળવાની ઇનામની રકમ જેના તેના નામની સામે શેરાના ખાનામાં દર્શાવવામાં આવી છે. કુલ રૂ. ૩૫) નાં ૩૦ ઇનામો આ પરીક્ષા અંગે વહેંચાશે. અત્રેની તેમજ ઉમેદવારોની સગવડની ખાતર ઇનામની રકમ રોકડમાં આપવાની નીતિ ગયે ફેરેથી ગ્રહણ કરી છે, છતાં જેમની ઇચ્છા ઇનામની રકમ પૂરતી કિંમતનાં

પુસ્તક લેવાની હશે, તેઓ પુસ્તક, અલબત્ત, મંગાવી શકશે. તેથી ઇનામ મેળવવા ભાગ્યશાળી થયેલા ભાઇઓને વિનંતિ કે પોતાને ઇનામ રોકડમાં જોઇએ છે કે પુસ્તક રૂપે, તથા તે કોઇની મારફત રૂબરૂથી મંગાવી લેવું છે કે ટપાલ રસ્તે, તે ચાલુ માસ આખર સુધીમાં જ જેણે તેણે અવશ્ય જણાવી દેવું. મુદત વીત્યે જે તે રકમ અત્રેથી જેને તેને ખર્ચે મનીઓર્ડરથી રવાના કરી દેવાની તજવીજ કરાશે.

અગાઉની પરીક્ષાઓની માફક આ વખતે પણ જે તે સ્થળના શિક્ષક, મંત્રી કે અન્ય ગૃહસ્થોએ નિરીક્ષક તરીકેની સેવા સમર્પી પરીક્ષાના કામમાં જે મદદ કરી છે, તે બદલ એ સર્વ કોઇનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

પરીક્ષામાં બેઠેલાની સંખ્યા ઝાઝી નહિ હોવાથી આ વખતે ઉત્તીર્ણ–અનુત્તીર્ણ બધાને પરિણામપત્રકમાં સ્થાન આપવાનું યોગ્ય ગણ્યું છેઃ—

## પરિણામ

| અનુ. નંબર | ઉમેદવારનું નામ | ગામ | ધંધો : અભ્યાસ | ગુણ | શેરો: ઇનામ રૂ. |
|---|---|---|---|---|---|
| ૧ | ચંદુભાઇ લક્ષ્મણભાઇ બારોટ | શુનાવી | શિ. સિનિયર | ૭૭ | ૫) |
| ૨ | પુરૂષોત્તમભાઇ ભીખાભાઇ પટેલ | વસો | શિ. મેટ્રીક | ૭૬ | ૪) |
| ૩ | ઇશ્વરભાઇ મોતીભાઇ પટેલ | વડુ | શિ. સિનિયર | ૭૫ | ૩) |
| ૪ | નાનજીભાઇ જેઠીદાસ પટેલ | ઇસ્લામપુર | ,, | ૭૨ | ૨) |
| ૫ | હરગોવિંદદાસ મોરારજી પંડયા | જીરા | શિ. મે. સિ. | ૭૦ | ૧) |
| ૬ | રતીલાલ કરૂણાશંકર ત્રિવેદી | ભીલુપુર | શિ. સિનિયર | ૬૯ | ૧) |
| ૭ | તુળસીભાઇ હાથીભાઇ પટેલ | નરસીપુરા | ,, | ૬૫ | ૧) |
| ૮ | મણિશંકર ભીમજી ઠાકર | સરસીયા | ,, | ૬૪ | ૧) |
| ૯ | નટવરલાલ ગીરધરલાલ શાહ | શિનોર | વેપાર. મેટ્રીક | ૬૩ | ૧) |
| ૧૦ | ઇશ્વરલાલ મૂળશંકર ઠાકર | સિંધાજ | શિ. સિનિયર | ૬૦ | ૧) |
| ૧૧ | રવિશંકર છોટાલાલ જોશી | નડા | ,, | ૫૯ | ૧) |
| ૧૨ | છોટુભાઇ રાયજીભાઇ પટેલ | માણેજા | શિ. મે. સિ. | ૫૯ | ૧) |
| ૧૩ | બાબુભાઇ જેઠાભાઇ પટેલ | વસો | શિ. મે. મોન્ટે. | ૫૭ | ૧) |
| ૧૪ | કરૂણાશંકર મોહનલાલ વ્યાસ | મેરવાડા | શિ. સિનિયર | ૫૭ | ૧) |
| ૧૫ | હરિભાઇ પુંજાભાઇ મકવાણા | સિદ્ધપુર | શિ. મે. સિ. | ૫૭ | ૧) |
| ૧૬ | દિલિપચંદ્ર માધવલાલ પંચોળી | નાનીકડી | ,, | ૫૫ | ૧) |
| ૧૭ | રમણિકલાલ ચુનીલાલ ઝાલા | અમરેલી | વિ. અભ્યાસ | ૫૫ | ૧) |
| ૧૮ | ફુલાભાઇ શંકરભાઇ પટેલ | પીજ | શિક્ષક | ૫૪ | ૧) |
| ૧૯ | જીવણલાલ કૃપાશંકર પંડયા | કણઝટ | શિ. ગુ. ધો. ૭ | ૫૩ | ૧) |
| ૨૦ | મથુરભાઇ વર્ધભાઇ પટેલ | નડા | શિ. મે. સિ. | ૫૧ | ૧) |
| ૨૧ | કાળીદાસ લલ્લુભાઇ પટેલ | વેમાર | કારકુ ા. મેટ્રીક | ૫૦ | ૦।। ઉ. |
| ૨૨ | પ્રબોધચંદ્ર નાજુકલાલ ચોકસી | વડોદરા | વિ. અં. ધો. ૩ | ૪૭ | |
| ૨૩ | મગનલાલ જગન્નાથ ભટ્ટ | વસો | શિ સિનિયર | ૪૫ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૪ | મગનભાઇ શંકરભાઇ પટેલ | વસો | શિ. મધ્યમપદ | ૪૪ | |
| ૨૫ | ભાઇલાલભાઇ બાપુભાઇ પટેલ | વેમાર | ખેતી. ગુ. ધો. ૭ | ૪૩ | ૦ાા ઉ. |
| ૨૬ | શેરખાં સાબુમીયાં ચૌહાણ | મેરવાડા | શિ ગુ. ધો. ૭ | ૪૩ | ૦ાા ઉ. |
| ૨૭ | ભીમસિંહ મહીજીભાઇ સોલંકી | વિશ્રામપુરા | ખેતી. ગુ. ધો. ૭ | ૪૧ | ૦ાા ઉ. |
| ૨૮ | આશાભાઇ મોહાભાઇ પટેલ | ભોજ | શિ. પ્રથમપદ | ૪૦ | |
| ૨૯ | કેશવલાલ દેવશંકર ભટ્ટ | વડોદરા | વિ ક્. ઇ. આર્ટ્સ | ૩૮ | |
| ૩૦ | મોતીભાઇ ગુલાબભાઇ પટેલ | પાછીયાપુરા | ખેતી | ૩૮ | ૦ાા ઉ. |
| ૩૧ | રાવજીભાઇ રતનાભાઇ પટેલ | બાકરોલ | બાલ શિ. ગુ. ધો. ૭ | ૩૮ | ૦ાા ઉ. |
| ૩૨ | મનસુખરામ જયશંકર વ્યાસ | નડા | શિ. મધ્યમપદ | ૩૭ | |
| ૩૩ | વાડીલાલ ડુંગરભાઇ નાયક | જામળા | શિ. પ્રથમપદ | ૩૬ | |
| ૩૪ | રમણલાલ મણિલાલ શુકલ | વસો | વિ. અં. ધો ૫ | ૩૬ | ૦ાા ઉ. |
| ૩૫ | રેવંદાસ જીવાભાઇ | વસો | શિ. પ્રથમપદ | ૩૪ | |
| ૩૬ | કાળીદાસ હરજીવન જોશી | વેમાર | ,, | ૩૪ | |
| ૩૭ | રતનલાલ જવેરભાઇ પટેલ | વેમાર | ખેતી. ગુ. ધો ૭ | ૩૪ | ૦ાા ઉ. |
| ૩૮ | ભાઇલાલભાઇ જવેરભાઇ પટેલ | પાછીયાપુરા | ખેતી | ૩૪ | ૦ાા ઉ. |
| ૩૯ | રમણભાઇ ડાહ્યાભાઇ ઠક્કર | વસો | વિ. અં. ધો. ૩ | ૩૪ | ૦ાા ઉ. |
| ૪૦ | લીલાભાઇ શંકરભાઇ પટેલ | વેમાર | ખેતી. ગુ. ધો. ૫ | ૩૩ | |
| ૪૧ | હાથીભાઇ પુરૂષોતમ પટેલ | વસો | શિક્ષક | ૩૩ | |
| ૪૨ | ગંભીરસિંહ અભેસિંહ ઠાકોર | વેમાર | ખેતી. ગુ. ધો. ૭ | ૧૦ | |
| ૪૩ | મધુભાઇ ભીખાભાઇ અમીન | વસો | વિ. અં. ધો. ૪ | ૪ | |

છેવટે, આ પરીક્ષા માટે ઠરેલું **'આપવીતી'**નું પુસ્તક ખરેખર પ્રેરણાત્મક વસ્તુ ધરાવનારૂં હોઇ પરીક્ષા નિમિત્તે વાંચવાને જેઓ ભાગ્યશાળી ન થયાં હોય તેવાં શિષ્ટ સાહિત્ય–વાચનનાં રસીયાં સર્વ ભાઇબહેનોને તે એક વાર જરૂર વાંચી જવાની ભલામણ કરીએ છીએ.

C/O પુ૦ સ૦ સ૦ મંડળ લિ૦
રાવપુરા, વડોદરા.
તા. ૪–૮–૩૮

**ના. નં. ચોકસી**
સહમંત્રી
વ૦ રા૦ પુ૦ મંડળ.

—卐—

વાચનનો રસ, જે મારો બાળપણનો અજેય મિત્ર છે, તેને બદલે જો કોઇ મને દુનિયાની સઘળી દોલત આપી દે તોપણ હું તેનો ત્યાગ કરૂં નહિ.

—ગિબન.

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ વિભાગ

# જાહેરાત નં. ૧/૧૯૩૮-૩૯

### શિષ્ટ વાચનની ૧૫ મી પરીક્ષા

**શિષ્ટ વાચનની ૧૫ મી પરીક્ષા** સન ૧૯૩૯ ના જાનેવારી માસની ૨૨ મી તારીખ ને રવિવારે, સવારના ૭॥ થી ૧૦॥ ના સમયમાં, જે તે સ્થળે લેવાશે. પરીક્ષા માટે નવજીવન પ્રકાશન મંદિરનું **'અપંગની પ્રતિભા'** કે જેમાં જન્માંધ અમેરિકન કુમારિકા હેલન કેલરનાં પ્રેરણાત્મક જીવન પ્રસંગોની વાનગી સંગ્રહાઇ છે તે પુસ્તક રાખવામાં આવ્યું છે. એની કિંમત ૦-૧૨-૦ હોઇ પુ૦ સ૦ સ૦ મંડળમાંથી મળી શકશે. જે પુસ્તકાલયોમાં એ પુસ્તક ન હોય તેમણે ચાલુ વર્ષના બજેટની પુસ્તક-પસંદગીમાં તેને સ્થાન આપી તે એકલુંય વહેલામાં વહેલી તકે ટપાલ રસ્તે વા કોઇ આવતા જતા સાથે મેળવી લેવું ઘટે છે, કે જેથી પરીક્ષાનો લાભ લેવા ઇચ્છનારાં પોતાને ત્યાંના શિષ્ટ વાચન-રસિક ભાઇબહેનોને પુસ્તકને અભાવે પરીક્ષાનો લાભ લેવાનો વિચાર માંડી વાળવાપણું ન રહે. મહાલ પુ૦ મંડળોના વ્યવસ્થાપકોને આ સંબંધી ઘટતો પ્રચાર કરવાની, તેમજ પુસ્તકની જરૂરી નકલો ખરીદી લઇને મહાલનાં ઇચ્છુક ઉમેદવારોને વારાફરતી પૂરી પાડવાની ફરજ અદા કરવાની ભલામણ કરવામાં આવે છે.

ઇચ્છુક ઉમેદવારોએ પોતાનાં નામ, ઠામ, ઉમ્મર, અભ્યાસ, ધંધો ને પોસ્ટનું સ્થળ અવશ્ય જણાવી રાજ્ય પુ૦ મંડળના મંત્રીને શિરનામે મોડામાં મોડી તા. ૮-૧-૩૯ સુધીમાં પોતાની ઉમેદવારી નોંધાવી દેવી જોઇશે. શિષ્ટ વાચનની આવી પરીક્ષાનો લાભ સમજનારાં અને તેનો સુસ્વાદ ચાખેલાં ભાઈબહેનો તો આ જાહેરાત વાંચતાં જ તેમ કરી દે, એમ ઇચ્છીએ છીએ. **પરીક્ષા જે ગામે આપવાની હોય તે ગામે ટપાલ અઠવાડિયામાં કયે કયે દિવસે આવે છે તે અચૂક જણાવવું.** પરીક્ષાની મુદ્દત દરમ્યાન શિરનામાનો ફેરફાર થાય તો તેની ખબર જે તે વખતે તરતજ આપવાની ખાસ ભલામણ છે.

### ઇનામ

પરીક્ષામાં ઉત્તીર્ણ થતા ઉમેદવારો પૈકી પહેલા ૪ નંબરોને અનુક્રમે રૂ. ૫), રૂ. ૪), રૂ. ૩), રૂ. ૨), તથા નં. ૫ થી ૨૦ સુધીનાને રૂ. ૧) નું ઇનામ અપાશે. ઉપરાંત ઉત્તીર્ણ થતી સ્ત્રી ઉમેદવારો પૈકી પ્રથમની ૧૦ ને રૂ. ૧) તથા ટ્રેનીંગ કોલેજનો લાભ સપૂરો નહિ પામેલા શિક્ષકો, અંગ્રેજી પાંચ ધોરણ સુધીના વિદ્યાર્થીઓ તથા સામાન્ય ભણતરવાળા ખેડૂત, કારીગર, અને વેપારી વર્ગ પૈકી ઉપલા ૧૦ નંબરોને રૂ. ૦॥ ઇનામ આપવાની ગોઠવણ રહેશે. ઇનામ રોકડમાં અપાશે; છતાં જેમની ઇચ્છા હશે તેમની પોતાની પસંદગીનાં પુસ્તક તેમના ખર્ચે મોકલી આપવાની સગવડ રહેશે.

C/O પુ૦ સ૦ સ૦ મંડળ લિ.,
રાવપુરા, વડોદરા.

**મોતીભાઈ ન. અમીન**
**મણિભાઈ મં. કાશીવાળા.**
માનદ મંત્રીઓ,
વ૦ રા૦ પુ૦ મંડળ




૧. **તક્ષશીલાની રાજમાતાઃ**—કર્તા, ઉછરંગરાય કેશવરાય ઓઝા; પ્રકાશક, જીવણલાલ અમરશી મહેતા, મુંબાઈ તથા અમદાવાદ; ૧૯૩૮; કદ ૧૬ પેજી, પાન ૨૩+૫૦૦; કિં. રૂ. ૩–૮–૦; પાકું સચિત્ર આચ્છાદનવાળું પૂઠું; ચિત્ર નાયિકાનું જ છે.

જાણીતા પ્રસિદ્ધકર્તા અને લેખક ભાઈશ્રી જીવણલાલ અમરશી જ્ઞાનવર્ધક પુસ્તકમાળાના પ્રકાશક તરીકે પ્રસિદ્ધ છે. જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનું આ ૮૬ મું પુસ્તક છે. અન્ય કેટલીક માળાઓ થોડે થોડે સમયે ચમકી રહી વિદ્યુત માફક અદ્રશ્ય થઇ ગઇ ત્યારે ભાઇ જીવણલાલની આ માળા મારફત એઓ સારા સિદ્ધ લેખકોની રસસામગ્રી ગુજરાતી સાહિત્યમાં સતત આપતા રહ્યા છે. એ માળાનાં પુસ્તકો, ઉપયોગી, રસમય અને પ્રેરક હોય છે. પ્રસ્તુત પુસ્તક પણ એજ કોટીનું છે. ભાઇશ્રી ઉછરંગરાય લેખક તથા સામયિકના અધિપતિ તરીકે આફ્રિકામાંથી રસમય અને ઉચ્ચ કોટીનું સાહિત્ય સરજી રહ્યા છે. આ નવલકથા પણ એમનું નવલકથાકાર તરીકે નામ આગળ લાવે છે. બી. એ. ની ઉપાધી લીધા પછી એઓ મુંબાઇની રાષ્ટ્રીય શાળાના મુખ્ય અધ્યાપક તરીકે જાણીતા થયા હતા, પરંતુ એ સંસ્થા કાળે કરી બંધ પડતાં તેઓ આફ્રિકા ગયા અને ત્યાં આપણા હિંદીભાઇઓની સ્થિતિ સુધારવાના પ્રયત્નોમાં જોડાઇ એક સામયિકના અધિપતિ થયા. ત્યાંથી પાછા હિંદુસ્તાન આવ્યા અને હમણાં પણ આ દેશમાં જ હશે એમ ધારૂં છું.

તક્ષશીલા એ બૌદ્ધ સમયની વિદ્યાપીઠ માટે મશહૂર છે. અત્યારે તો ત્યાં માત્ર ખંડિયેરો જોવામાં આવે છે. નજીક નજીકમાં ત્રણ નગરો નજરે પડે છે, પુરાતત્ત્વખાતાએ ખોદકામ કરી કાઢેલી કિંમતી અને ઉપયોગી વસ્તુઓનું ત્યાં એક સંગ્રહસ્થાન પણ છે. તેના સંચાલકને ક્યુરેટર કહેવામાં આવે છે. તેના હાથ નીચે બે ત્રણ મદદનીશો છે અને બે ચાર પટાવાળા છે. સંગ્રહસ્થાનનું મકાન તક્ષશીલાના મુખ્ય શહેરની પાસે જ છે. સંગ્રહસ્થાનમાં પથ્થરની મૂર્તિઓ, ઠીંકરાનાં મોટાં વાસણો, નકસીદાર પડદા, સોના રૂપાનાં ઘરેણાં, સીક્કા, હથિયારો વગેરે ઘણી વસ્તુઓ સમક્ષ જોવાથી એ સ્થળની તે સમયની સંસ્કૃતિ સંબંધી આપણને સારો ખ્યાલ આવે છે. બ્રાહ્મણોની અસલી રાજ્યવ્યવસ્થા અને તેમના આધિપત્ય સામે પછાત વર્ગ અને બૌદ્ધધર્મનો બળવો આમાં વર્ણવ્યો છે.

રાજમાતા રંભાદેવી બાળકુમાર આમ્ભીદેવ વતી પ્રધાનોની મદદથી રાજ્ય કરે છે. રાજ્યની સત્તા રાજગુરૂદેવ શ્રી દેવશર્માની આજ્ઞાનુસાર ચાલે છે. રાજકુટુંબનું નિયમન પણ તેમની આજ્ઞાનુસાર કરવું પડે છે, એ પરિસ્થિતિ સામું રાજમાતા

પોતાની સ્વચ્છંદતાના પોષણાર્થે બંડ જગાવવા વિચાર કરે છે. તેને બૌદ્ધ ભિખ્ખુ તથા મહાન સિકંદરના પ્રતિનિધિઓની સહાય છે. રાજમાતા વિલાસની શોખીન હોવાથી તેમજ જાતે સ્વરૂપવાન અને બુદ્ધિશાળી હોવાથી બૌદ્ધ ભિખ્ખુ તથા નન્દન અને તુષારના હાથમાં રમે છે. છતાં રાણી દેવશર્માના શિષ્ય વિષ્ણુશર્મા ઉપર મોહિત થઇ, તુષારને બદલે વિષ્ણુશર્માને લલચાવવાં પ્રયત્ન કરે છે; પરંતુ દેવશર્માનો આ બાલબ્રહ્મચારી શિષ્ય અડગ રહે છે, અને રાજમાતાના બધા પ્રયત્નો નિરર્થક જાય છે. આખરે વિષ્ણુશર્મા પોતાનું ધાર્યું રાજમાતા પાસે કરાવી તેનામાં પશ્ચાત્તાપ પ્રેરે છે અને સિકંદરને રાજ્યમાં નોતરી સિકંદરની કુદૃષ્ટિ પામી જઇ શિકારમાંથી પોતાનું હરણ કરવાનું વિષ્ણુશર્માને કબૂલ કરાવે છે. સિકન્દર તક્ષશીલાની મદદથી હિંદુસ્તાનમાં પગપેસારો કરવા માગે છે. વિષ્ણુશર્માનો જીવજાન મિત્ર વામદેવ તથા દાસી ચંદ્રભાગા રાજમાતાની સામા થાય છે અને સિકંદરનો સામનો કરવા વિતસ્તા ( ઝેલમ ) નજીકનો રાજા પુલસ્તિ તક્ષશીલાની સ્થિતિ તપાસી દેવશર્માના દૂતનું સ્વાગત કરી તક્ષશીલાના દૂતને પાછો કાઢી વામદેવને, પોતાનો જીવ બચાવવાના ઇનામ તરીકે પોતાના મંડળેશ્વરમાં નીમી સિકંદર સામે થવા તૈયારી કરાવે છે. હાથ આવેલી બાજી ધૂળ મળે છે અને સિકંદરને મદદ કરી તક્ષશિલા તેને સોંપાવે તે પહેલાં નન્દનને ( મિનાન્ડરને ) કેદ પકડાવે છે. ગુસ્સામાં સિકંદર મિનાન્ડરને તક્ષશિલા પહોંચ્યા પછી મારી નાખે છે અને રાજમાતાના હરણથી પોતાની કફોડી સ્થિતિ થએલી જાણી ગાંડો થઈ જાય છે અને પછી પશ્ચાત્તાપમાં કોઇ જોડે બોલતો નથી. સરદાર સેલ્યુકસ તક્ષશીલાના રાજબીજ ઉદયનદેવની બધી માગણી સિકંદર પાસે સ્વીકારાવી રાજમાતાને શોધી કાઢવા તત્પર થાય છે. પરંતુ તે પોતાની મુરાદ પાર પાડી શકતો નથી. સરદારો તથા સૈનિકો દેશમાં પાછા જવા દબાણ કરે છે અને સિકંદરને ન છૂટકે તે કબૂલ કરવું પડે છે. તક્ષશિલાએ સિકંદરને આમંત્રણ મોકલતાં દેવશર્મા પોતાના બધા બ્રાહ્મણ અનુયાયીઓ સાથે તપોવનનો અગ્નિથી નાશ કરી ચાલ્યો જાય છે. એ દૃશ્યથી તેમજ રાજમહાલયમાંના કેટલાક બનાવોથી રાજમાતા રંભાદેવીની આંખ ઉઘડે છે અને તક્ષશીલાના બચાવ માટે વિષ્ણુશર્માની મદદથી યુક્તિ રચે છે, અને તેમાં સફળ થાય છે. નવીન પ્રશાતમંડળ તૂટી જાય છે અને વિષ્ણુશર્મા રાજમાતાને મદદરૂપ થઇ પડે છે.

તક્ષશીલાની જાહોજલાલીના સમયમાં ત્યાંના લોકોની રહેણીકરણી, રાજ્યવ્યવસ્થા, આચારવિચાર વગેરે આ પુસ્તકમાંથી બહુ સારી રીતે સમજી શકાય છે. વસ્તુની ગુંથણી સુંદર છે અને ભાષા પણ સરળ છે. આવાં મૌલિક પુસ્તક સિદ્ધહસ્ત લેખકોના લખેલા હાલ વિરલ છે. રા. કનુ મુનશીની લોકપ્રસિદ્ધ નવલકથાઓ જેવી જ પ્રેરક, બોધક અને રસમય આ નવલકથા છે. આવાં પુસ્તકો જ્ઞાન આપે છે એટલે ખાસ ઉત્તેજનને પાત્ર છે. પુસ્તકાલયો જરૂર ખરીદી વાચકોને ખૂબ વંચાવે.

છપાઇ, કાગળ, વગેરે સુંદર છે. બાંધણી જેવી જોઇએ તેવી ' મજબૂત નથી; ફરમા જલદી છૂટા થઇ જાય છે. આવાં ઉપયોગી પુસ્તકોની બાંધણી ટકાઉ અને મજબૂત હોવી જોઇએ.

૨. શરત્ચંદ્રઃ—અનુવાદક, સ્વ. નારાયણ હેમચંદ્ર; સંશોધક અને સંપાદક, રમણિક અખુભાઇ મહેતા; પ્રકાશક, જીવણલાલ અમરશી મહેતા, ૧૨૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ નં. ૨; ૧૯૩૮; ક્દ ૧૬ પેજી; પાન ૧૦ + ૩૦૪; સચિત્ર ભાવવાહી આચ્છાદન સહિત પાકું પૂંઠું; મૂલ્ય રૂ. ૨–૮–૦.

મૂળ બંગાળી લેખક શ્રી. દેવીપ્રસન્નરૉય ચૌધરીના આ પુસ્તકનો અનુવાદ સ્વ. નારાયણ હેમચન્દ્રે કર્યો હતો. લાંબા સમય પછી ભાઇ રમણિકલાલ મહેતાએ તેને સંશોધન કરી ફરીથી ભાઇ જીવણલાલ મારફત પ્રસિદ્ધ કરાવ્યું. સત્તાવનના સ્વાતંત્ર્ય–યુદ્ધનું આમાં રેખાદર્શન છે. શરત્ચંદ્ર, લાગણીપૂર્ણ, દઢ નિશ્ચયનો યુવક, ૧૬ વર્ષની ઉંમરે પોતાની નાની બેન નીરદાના અકાળ વૈધવ્યથી દુઃખી થઇ સ્મશાનમાં પોતાના બનેવીની ચિતા બળે છે ત્યાં ઉભેલો જણાય છે. નીરૂ એને શોધતી આવે છે. ભાઇને દુઃખમાં દિલાસો આપે છે. સમાજની કુટિલતાથી તથા ત્યાંનાં દુઃખોથી કંટાળી પરણેલો છતાં, માબાપ વિહોણો હોવા છતાં પોતાની બેનને પાડોશીને સોંપી રાષ્ટ્ર-ભાવના જાગ્રત થવાથી હિંદ માતાની સેવા કરવાના વિચારથી ગૃહત્યાગ કરે છે. મોટી થતાં નીરદા પોતાને સાસરે જઇને રહે છે. શરત્‌ની સ્ત્રી વિન્ધ્યવાસિની શરતનો કાગળ મળતાં નીરદાને મળી બધી હકીકત જાણે છે અને પતિ ઉપર પોતાનો ત્યાગ કરવા માટે ગુસ્સે થવા છતાં પતિને શોધવા નીકળી પડે છે. શરતચંદ્ર એક જગદીશબાબુ જાગીરદારના સંસર્ગમાં આવે છે ત્યાં લુંટારાથી એમને બચાવે છે. પરંતુ જાગીરદાર અને એની સ્ત્રી માલતી છૂટાં પડી જાય છે. અને જાગીરદારને લુટારા પકડી જાય છે. સ્ત્રી પાછળ શોધવા જાય છે. શરતચંદ્ર નદીમાંથી તરી જંગલમાં આવી પડે છે. ત્યાં જાગીરદારની સ્ત્રી તેને મળે છે. બન્નેને એક સાધુનો સમાગમ થાય છે તે તેમને પોતાના એક શિષ્યને ત્યાં રાખી પોતે ભ્રમણ કરવા જાય છે. અરણ્યમાં પતિને શોધવા નીકળેલી વિન્ધ્યવાસિની પર આફત પડતાં રજની બાબુ તેને છોડાવે છે અને એને પોતાને ત્યાં લઇ જાય છે. રજનીબાબુને ત્યાં માલતી તથા શરતચંદ્ર પણ હોય છે. માલતી ગર્ભવતી હોવાથી લોકો ખોટો આરોપ એને તથા રજનીબાબુને માથે મૂકે છે. તેથી માલતી ગભરાય છે. શરતચંદ્ર પોતાના એક મિત્રને મળતાં પાછો નીકળી પડે છે. માલતીને છોકરો આવે છે પરંતુ થોડા સમય પછી ગુજરી જાય છે અને માલતી પોતાને પિયર જઇ પતિની શોધ કર્યા કરે છે. હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્ય સામે સત્તાવનનો બળવો જાગે છે તેમાં શરત નાનાસાહેબ, રસુલ વગેરે સાથે આગેવાનીભર્યો ભાગ લે છે અને ઘાયલ થાય છે. સાધુ મહાત્મા, વિન્ધ્યવાસિની તથા સત્યભામાને કાનપુરમાં મુકી પાછો ભ્રમણ કરવા જાય છે. શરતને અચાનક ઘાયલ સ્થિતિમાં ભાવી-વશાત્ વિન્ધ્યવાસિનીની સારવારમાં રહેવું પડે છે. બન્નેને વહેમ પડે છે. પરંતુ કોઇ બોલે તે પહેલાં શરત સારો થઇ પાછો ઘરમાંથી ચાલ્યો જાય છે અને જંગલમાં પાછો પોતાના મિત્રોને મળે છે. ત્યાં પાછી ઝપાઝપી થાય છે અને વિલાસપુરના રાજાને મળી પાછો નાનાસાહેબને મળે છે, અને બધા પરિસ્થિતિનો વિચાર કરી નેપાળ તરફ ચાલ્યા જાય છે. ત્યાંના રાજાની મદદ નહિ મળવાથી અને પરિસ્થિતિ સાનુકૂળ નહિ હોવાથી નાનાસાહેબ યોગીની આજ્ઞાનુસાર યોગ સાધવા ચાલ્યા જાય છે. શરત પાછો

પોતાના ગામ તરફ જાય છે. વિન્ધ્યવાસિની પાછી માલતી પાસે આવે છે. પરંતુ માલતી પતિવિયોગમાં ઝૂરી પતિ આવી પહોંચે તે પ્હેલાં સ્વર્ગવાસી થાય છે. જગદીશબાબુ પણ વધારે જીવી શકતા નથી. રજનીબાબુ નીરદાનો ઉદ્ધાર કરવા તેની જોડે પુનર્વિવાહ કરવા તૈયાર છે. પરંતુ પાકટ સમજવાળી વૈરાગ્યવતી નીરદા એનો ભ્રમ ભાગે છે. શરત વિન્ધ્યવાસિનીને મળે છે પરંતુ તે પણ થોડા સમયમાં સ્વર્ગવાસી થાય છે અને શરત ચાલ્યો જાય છે. ચૌધરી મહાશયની આ કૃતિનું વસ્તુ બહુ સુંદર છે. પતિભક્તિ, પરોપકાર, માતૃભૂમિની સેવાવૃત્તિ વગેરેનો અચ્છો ચિતાર આપે છે. માલતી, વિન્ધ્યવાસિની, નીરદા બધાં પતિપરાયણ અને શુદ્ધ છે, અને પોતપોતાના ધ્યેયને વળગી રહે છે. ગુજરાતી અનુવાદ તથા સંશોધન પણ સારૂં છે.

છપાઇ, કાગળ સારાં છે, મૂલ્ય માફકસર છે. જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનું આ ૮૭ મું પુસ્તક છે. એ માળા સતત પ્રગટ થતી રહી છે અને ભાઇ જીવણલાલ એ દ્વારા સારી સાહિત્યસામગ્રી, ગુજરાતી સાહિત્યમાં આપી રહ્યા છે. ઉત્તેજન મળશે જ.

૩. **બડી દીદીઃ**—અનુવાદક, સુશીલ ( પારેખ, ભીમજી હરજીવન ); પ્રકાશક, એન. એમ. ઠક્કરની કુંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ ૨; ૧૯૩૮; ૧૬ પેજી કદ, પાન, ૧૮ + ૧૮૨; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૧૨–૦.

સ્વ. શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયની આ એક ઉત્તમ કૃતિનું ગુજરાતી ભાષાંતર આ અગાઉ થઇ અન્ય નામે પ્રસિદ્ધ થયું છે. છતાં ભાઇ સુશીલે તેનો અનુવાદ કરી ઠક્કર કંપની પાસે પ્રસિદ્ધ કરાવ્યું એને માટે ઘણો ઉહાપોહ થયો છે. જાગીરદારના છોકરા કેવા એકમાર્ગી અને પારકા ઉપર જીવન ગાળનારા હોય છે તેનો દ્રુાખલો સુરેન્દ્રનાથના પાત્રમાંથી મળે છે. બાળકપણમાં અપર મા એની કાળજી રાખતી અને નોકરો તો રાખે જ, એટલે સુરેન્દ્રને હમેશાં કોઇ પોતાની કાળજી રાખનારની જરૂર પડતી. અપરમાની કડવી બોલીથી સુરેન્દ્ર ઘેરથી નીકળી કલકત્તામાં બીનઅનુભવી છતાં નીકળી પડે છે. નોકરી શોધવા જતાં વજરાજબાબુને ત્યાં જઇ ચડે છે અને બાબુ એની હકીકતથી તથા ચિકિત્સાથી સ્વભાવ જાણી જઇ સહાનુભૂતિ બતાવી નોકરી મળતાં સુધી પોતાને ત્યાં રહેવા કહે છે અને પોતાની છોકરીને ભણાવવાનું સોંપે છે. સુરેન્દ્ર હવે વજબાબુની મોટી વિધવા દીકરી માધવીની દેખરેખ નીચે પાછો પોતાની અસલ સ્થિતિ પર આવી જાય છે અને ગમે તે વખતે ગમે તે વસ્તુ માગે છે. પોતે ગણિતના વિષય સંબંધી વિચાર કરે છે. માધવી એના પર ગુસ્સે થાય છે પરંતુ કોઇ મોટા માણસનો છોકરો ધારી એની દયા ખાય છે અને એની બધી તજવીજ કરે છે. વખત જતાં માધવી આભારનો શબ્દ શુદ્ધાં ન સાંભળતાં ગુસ્સે થાય છે અને આવેશમાં પ્રમિલા જોડે માસ્તરને ચાલ્યા જવા ફરમાવે છે. માધવી જ્યારે બનારસ જાય છે ત્યારે માધવીની ખોટ સુરેન્દ્રને જણાય છે, અને તે ક્યારે પાછાં આવશે તેની પૂછપરછ કરે છે અને વહેલાં આવવા પ્રમિલા પાસે લખાવે છે. માધવી પાછી આવ્યાની ખબર પડતાં પ્રમીલા સાથે માધવીને મળવા તેના ઓરડામાં જાય છે. માધવી શરમાય છે અને વધારે કંઇ બોલે તે પહેલાં પ્રમિલા મારફત માસ્તરને ચાલ્યા જવા કહે છે: માસ્તર પ્રમિલાને

ભણાવે છે કે નહિ તે એક દિવસ જોતાં કંઈ શીખેલું ન હોવાથી ચિડાઈ માસ્તરને પૂછે છે અને અંતમાં તેને ઘર છોડવા કહે છે. સુરેન્દ્રની આંખ ઉઘડે છે અને બધી વસ્તુઓ છોડી માત્ર બેચાર પુસ્તકો લઈ ચાલી જાય છે. રસ્તામાં અકસ્માત થતાં તેને દવાખાનામાં લઈ જાય છે. ત્યાં ભાનમાં આવતાં તે પોતાના પિતાને ખબર આપે છે અને વ્રજબાબુને પણ ખબર આપે છે. માધવીને મળવા તલસે છે પરંતુ માધવી શરમથી નહિ જઈ શકવાથી તેમજ પ્રમિલાના તોફાનને લીધે જવાનું માંડી વાળી પિતાને મોકલે છે. વ્રજબાબુ ત્યાં જઈ આવી, દરરોજ ખબર લેવા જાય છે અને એના પિતા આવતાં તેને પોતાને ત્યાં ઉતારે છે ત્યારે જ જાણે છે કે એ એમ. એ. થએલો શ્રીમંત વકીલનો પુત્ર છે. સુરેન્દ્રને પિતા ઘેર લઈ જાય છે, અને થોડા સમય પછી એને પરણાવે છે. માધવી તથા સુરેન્દ્રના પિતાઓ ગુજરી જાય છે. માધવીને ભાભીના રાજ્યમાં અનુકૂળ નહિ પડતાં તે પોતાના ભાણેજને લઈ પોતાને ગામ રહેવા જાય છે. સુરેન્દ્રને કાઢી મુકવા બદલ પોતે બહુ પસ્તાય છે અને સખીની મશ્કરી સહન થઈ શકતી નથી. સસરાની મિલકત કારભારી બ્રાહ્મણની કુટીલ નીતિથી જમીનદાર જપ્ત કરાવે છે. માધવી જમીનદારને મળવા માગે છે. પરંતુ સુરેન્દ્રનું નામ સાંભળી વિચાર માંડી વાળે છે. સુરેન્દ્ર સહેલસપાટા ચલાવી જમીનદારીમાં વધારે માથું મારતો નથી તેથી કારભારી પોતાનું ધાર્યું કરે છે અને ખેડુતોને કનડે છે. અચાનક નવીન હરરાજી સંબંધી ખબર પડતાં અને માધવીનું નામ સાંભળતાં તે ચોંકે છે અને તબીઅત સારી નહિ હોવા છતાં માધવીની શોધમાં એને ગામ જાય છે. પરંતુ એ ત્યાંથી પ્રમિલાને સાસરે જવા નૌકામાં હોય છે ત્યાં નદી કિનારેથી બુમ પાડે છે. ઘોડો મરી જાય છે. પોતાને લોહીની ઉલટી થાય છે. માધવી સાદ સાંભળી કિનારે આવે છે અને ત્યાં સુરેન્દ્રને બેભાન દેખી તેનું માથું પોતાના ખોળામાં લઈ તેને શુદ્ધિમાં આણી ઘેર લઈ જાય છે. સુરેન્દ્રને લઈ એને ઘેર આવે છે. પરંતુ થોડા દિવસનો મહેમાન એવો સુરેન્દ્ર પોતાને જેવી રીતે કાઢી મુકયો હતો તેવી રીતે માધવી તથા શાંતિ સમક્ષ માધવીને કહે છે કે તમે જેમ મને કાઢી મુકયો તેમ હું તમને બન્નેને મુકી ચાલ્યો જઈ મારું વેર લઉં છું. એમ કહી તે મૃત્યુવશ થાય છે.

નવલિકાનું વસ્તુ બહુ કરૂણ છે, જોકે એમાં ગુંથણી તથા પાત્રાલેખન અદ્ભુત છે. પુસ્તકમાં છેવટે શરદ્‌બાબુનું ટુંકું જીવનચરિત્ર તથા એમની સાહિત્યસેવા વિસ્તારપૂર્વક આપી છે તે વાંચવાલાયક છે. ભાઈ છેલશંકર વ્યાસનો "શરદ્‌બાબુની કલા અને તેનાં પાત્રોનો પરિચય" વાળો પ્રાસ્તાવિક લેખ ખાસ વાંચવાલાયક છે. છપાઈ, કાગળ વગેરે સુંદર છે. કિંમત જરા વધારા પડતી અમને લાગે છે. પુસ્તક ઉત્તેજનને પાત્ર છે અને તે મળશેજ. *આવા શિષ્ટ લેખકોનાં પુસ્તકો પુસ્તકાલયો અને શાળાઓમાં હોવાંજ જોઈએ.*

૪. **સંકટની શોધમાં:**—કર્તા, દેસાઈ ભીમભાઈ; પ્રકાશક, ગાંડીવ સાહિત્ય મંદિર હવાડીઆ ચકલો, ગોપીપુરા, સુરત; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, બોર્ડનું પૂઠું; પાન ૧૬૭; મૂલ્ય રૂ. ૧–૨–૦.

ગાંડીવ કુમારમાળાનું આ ૧૨ મું પુસ્તક છે: એમાં અનંત નામના એક સાહસિક ઉદ્યોગી અને અડગ યુવકની હીરા અને કિંમતી ધાતુઓની ખાણની શોધમાં આફ્રિકામાંની મુસાફરીનું વૃત્તાંત હૃદયદ્રાવક રીતે આપવામાં આવ્યું છે. બીજા પાશ્ચાત્ય શોધકો જ્યાં નાસીપાસ થઇ મરી ગયા હતા ત્યાંથી અનેક સંકટો, સાહસો, જંગલી જાનવરો, ઝેરી હવા, ઝનુની આફ્રિકાવાસીઓ વગેરે સામે ટક્કર ઝીલી અનંત આખરે બહુ મૂલ્યવાળા પાંચ હીરા લઇ હિંદુસ્તાનમાં પાછો ફરે છે. યુવકોને આ વાર્તા અડગ, સાહસિક અને નીડર થતાં શીખવશે. પુઠા ઉપરનું ચિત્ર, અંદરની વાત વાંચવાનું મન થાય એવું સુંદર અને સ્પષ્ટ છે. કાગળ, છપાઇ, વગેરે સુંદર છે. બાળ પુસ્તકાલયો, પ્રાથમિક શાળાઓ તેમ જ માધ્યમિક શાળામાં પણ આવાં પુસ્તકો વંચાવવાં જોઇએ. આવાં પુસ્તકો છૂટથી ખરીદાઇ લેખકને તથા પ્રકટકર્તાને આવાં પ્રેરક, બોધક અને નીડર બનાવનારાં પુસ્તકો લખવા તથા પ્રસિદ્ધ કરવા ઉત્તેજન ખાસ મળવું જોઇએ.

**૫. સ્ત્રી સુમાર્ગ શિક્ષા** :—સંપાદક અને પ્રકાશક, અમથાલાલ જગજીવન શાહ; ૩૫, જુલિયન હૉલ, મુંબાઇ નં. ૨; ૧૯૩૮; કદ ૧૬ પેજી, પાન ૧૨+૪૨૧; પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૧—૦—૦; આવૃત્તિ ૨જી.

વિજાપુરના વતની અને હાલ મુંબાઇમાં રહેતા શેઠશ્રી વિઠ્ઠલદાસ રણછોડદાસ ઝવેરીની ઉદાર મદદથી આ સ્ત્રીઓને અતિ ઉપયોગી લેખોથી તથા સાહિતી ગરબા વગેરેથી ભરપૂર પુસ્તકની આ બીજી આવૃત્તિ પ્રગટ થઇ છે. સ્ત્રી શક્તિથી માંડી, સખીઓ કેવી હોય, બાળરક્ષણ તથા બાળઉછેર, સ્ત્રી કેળવણી, ગર્ભિણીએ પાળવાની અને આચરવાની રીતો, ઘરગથુ વનૌષધિના ઉપયોગની જરૂરી માહિતી; પાકશાસ્ત્ર, વરવધુની પરીક્ષા કેવી રીતે કરવી, આદર્શ સતી સ્ત્રીઓ, કલ્યાણકર કાવ્યો અને ઉપયોગી શીખામણો સુધીની સ્ત્રીઓને ઉપયોગી તમામ બાબતોથી આ પુસ્તક ભરપૂર છે. રા. અંબાલાલ જાનીએ ટુંકી પરંતુ બોધક પ્રસ્તાવના લખવાથી પુસ્તકની ઉપયોગિતામાં વિશેષ વધારો થાય છે. કાગળ, છપાઇ બાંધણી સારી છે. મહિલા પુસ્તકાલયો તેમ જ સાર્વજનિક પુસ્તકાલયો તથા કન્યાશાળાઓએ ખાસ ઉત્તેજન આપવું જોઇએ. સ્ત્રીઓએ તો આ પુસ્તક હમેશ પાસે જ રાખવું જોઇએ. કિંમત પણ ઓછી છે. એટલે સામાન્ય સ્થિતિની સ્ત્રીઓ પણ ધારે તો ખરીદી શકે.

**૬. શ્રી વિદ્યાવિજયજીનાં વ્યાખ્યાનો ભા. ૧-૨-૩**:—કર્તા, મુનિ મહારાજશ્રી વિદ્યાવિજયજી; પ્રકાશક, દીપચંદ બાંઠીઆ, મંત્રી, શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા છોટા સરાફા, ઉજ્જૈન (માળવા); સંવત ૧૯૯૪; કદ ૧૬ પેજી, પાન ૧૦૦ + ૧૪૮ + ૯૨ = ૩૪૦; પાકું પૂઠું; મૂલ્ય નથી જણાવ્યું.

શ્રી વિજયધર્મસૂરિ ગ્રંથમાળાનું આ ૪૫ મું પુસ્તક છે. આચાર્ય વિજયધર્મસૂરિના આધુનિક શિષ્યોમાં મુનિરાજ વિદ્યાવિજયજી મુખ્ય શિષ્ય છે. એમની દૃષ્ટિ પણ એટલી જ વિશાળ છે. જૈન ધર્મ ઉપરાંત અન્ય ધર્મના અનુયાયીઓ તરફ પણ એઓ સમદૃષ્ટિથી જોઇ શકે છે. પોતાના માનનીય ગુરુબંધુ મુનિશ્રી જયન્તવિજયજી સાથે

હાલમાં એઓ સિંધમાં વિચરી રહ્યા છે અને સિંધની પ્રજાને પોતાના વિદ્વત્તાભરેલાં ભાષણોથી ઉપદેશ આપી રહ્યા છે. આ પુસ્તકમાં ત્રણ ભાગ મળી કુલ ૨૧ વ્યાખ્યાનોનો સમાવેશ થયો છે. પહેલા ભાગમાં આધ્યાત્મિક ધર્મ સંબંધી ૭ વ્યાખ્યાનો, બીજામાં સાધુ અને ગૃહસ્થ ધર્મ સંબંધી ૭ વ્યાખ્યાનો અને ત્રીજામાં ઇશ્વરવાદ સંબંધી ૭ વ્યાખ્યાનો છે. આચારધર્મ એટલે શું ? તે કેવી રીતે પળાય ? આધ્યાત્મિક ધર્મ એટલે શું ? સાધુના ધર્મ, ગૃહસ્થના ધર્મ તથા ઇશ્વરનું અસ્તિત્વ, સ્વરૂપ ને જગત સાથે સંબંધ, મૂર્તિની આવશ્યકતા, પૂજા વગેરે વિષયો અસરકારક અને ઉપદેશક રીતે ચર્ચ્યા છે. જૈન અને જૈનેતર બધાને આમાંથી ઘણું જાણવાનું મળશે. વ્યાખ્યાનો દ્વારા સિંધવાસીઓ સમક્ષ તેમની આધ્યાત્મિક, સામાજિક અને સાંસારિક ઉન્નતિને પોષે એવાં પ્રવચનો સરળ ભાષામાં આપ્યાં છે. દરેકે વાંચવાલાયક છે. પુસ્તકાલયો જરૂર ખરીદે.

**૭. સંગીત ગીતાઃ**—કર્તા, રંગ અવધૂત; પ્રકાશક અમૃતલાલ નાથાભાઇ મોદી, મોદી સાંચ, નડિયાદ; ૧૯૯૩; કાગળનું પૂઠું, ક્રાઉન ૧૬ પેજી કદ, પાન ૬ + ૬૯; મૂલ્ય ૨ આના; આવૃત્તિ ૨ જી.

મહારાજશ્રી રંગ અવધૂતે ગુજરાતી પદ્યમાં શ્રીમદ્ ભગવદ્ગીતા સમજાવી છે. ભાષા સરળ અને મીઠાશવાળી છે. સામાન્ય મનુષ્ય પણ સમજી શકે એવી છે. આધુનિક સમયમાં ગીતાની મહત્તા સર્વગ્રાહી થઇ, મહાત્મા ગાંધીજીની પ્રેરણાથી જનતાનો મોટો ભાગ દૈનિક અધ્યયન કરી રહ્યો છે, એવે સમયે આ પ્રકાશન બહુ ઉપયોગી થઇ પડશે. છપાઇ, કાગળ વગેરે સારું છે; મૂલ્ય પણ વિશેષ નથી. અઘરા શબ્દોની સમજૂતિ સાદા શબ્દોમાં પાનાને છેડે આપી છે.

**૭. ગ્રામ કાવ્યો અને સંવાદોઃ**—રચનાર, ઇશ્વરલાલ ક. જોશી, પ્રકાશક શેઠ રામજીભાઇ હંસરાજ, ખેડૂત શાળા સમિતિ, જેસંગપરા, અમરેલી; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પાન ૭૫; કાચું પૂઠું; મૂલ્ય ૨ આના.

શેઠશ્રી રામજીભાઇએ પોતાના જેસંગપરા ગામમાં એક આદર્શશાળા ખેડૂતનાં બાળકોને તેમજ ખેડૂતોને કેળવવા સ્થાપી છે. શાળા ઘણું સારું કામ કરી રહી છે. દરેક બાબત બહુ બારીકાઇથી સમજપૂર્વક શાળામાં શીખવવામાં આવે છે. અત્યાર સુધીના આંકડા જોતાં શાળા ઘણું સારું કામ કરી રહી છે એમ લાગ્યા વિના રહે નહિ. સને ૧૯૩૭ ના મે માસમાં અવેજી મદદનીશ વ્યવસ્થાપક તરીકે અમરેલી જવાનું થતાં આ શાળાનું કામકાજ જોવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું. એ જ શાળાના પાઠ્ય પુસ્તક તરીકે ગ્રામજીવનના અવનવા પ્રસંગોને ઉદ્દેશી આમાંનાં કાવ્યો તથા આદર્શ કથાઓ સંવાદરૂપે વર્ણવ્યાં છે. એમાં ૪ વિભાગ છે. ગીત વિભાગ, રાસ વિભાગ, ગરબા વિભાગ અને કથા વિભાગ. સ્ત્રીઓની ઉન્નતિને પણ ત્યાં વિસારે મૂકવામાં આવી નથી. સ્ત્રી અને પુરૂષ બન્નેને યથાયોગ્ય કેળવણી આપવા પ્રયત્ન થયો છે. જનતાએ પણ આ પાઠો વાંચવા જેવા છે. અભણ લોકોને બોજા રૂપ થયા સિવાય કેવી રીતે સહેલાઇથી જ્ઞાન સાથે ગમ્મત આપી કેળવી શકાય એ

આ પુસ્તકમાં ઠીક લક્ષમાં રાખવામાં આવ્યું છે. વિચારો પણ ઉચ્ચ ભાવનાવાળા, પ્રેરક અને ઉપદેશક છે. ઉત્તેજન મળશે જ.

**૮. હિમાલયનો પ્રવાસ:**—કર્તા, દત્તાત્રય બાળકૃષ્ણ કાલેલકર; પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; ૧૬ પેજી કદ, પાન ૨૪+૩૧૪; ૧૯૩૮; કાચું પૂઠું; મૂલ્ય ૧૨ આના; આવૃત્તિ ૪ થી.

કાકા કાલેલકરે પ્રયાગ, કાશી અને ગયા એ ત્રિસ્થળની યાત્રા કરી ત્યાંથી સ્વામી આનંદ અને મરઢેકર સાથે બદ્રીનાથ, કેદારનાથ, ગંગોત્રી, હરદ્વાર, જમ્નોત્રી વગેરે પવિત્ર ધામોની આનંદપૂર્વક જે યાત્રા કરેલી તેનું પોતાની લાક્ષણિક રમુજી અને સરળ શૈલીમાં વર્ણન ગુજરાતી ભાષામાં લખી પ્રસિદ્ધ કરાવ્યું છે. દરેક સ્થળે પોતાને શા વિચારો આવતા હતા, દરેક સ્થળે જતાં શી શી મુશ્કેલીઓ આવે છે તેને કેમ ટાળવી, ત્યાંનું વાતાવરણ કેવું હોય છે, ત્યાંના લોકોની સ્થિતિ કેવી હોય છે, તેમનો સ્વભાવ કેવો હોય છે વગેરે બાબતો અત્રે બહુ ઝીણવટથી અને રમુજી શૈલીમાં આપી છે. પુસ્તક વાંચ્યા પછી વાચકને ત્યાં પ્રત્યક્ષ જઈને જોવાની જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે. ભૂમિના સંસ્કારો અને વાતાવરણોની આપણા પર શી અસર થાય છે તે પણ કાકાસાહેબે સ્પષ્ટ કર્યું છે. પુસ્તકાલયો જરૂર ખરીદે, ટૂંક સમયમાં આ ચોથી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે, એજ આ પુસ્તકની લોકપ્રિયતા સિદ્ધ કરે છે. યાત્રામાં આ પુસ્તક બહુ ઉપયોગી થઈ પડશે.

**૯. ભવ્ય જગત:**—સંપાદક, રમણલાલ નાનાલાલ શાહ; પ્રકાશક, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ; ૧૯૩૮: ક્રાઉન ૧૬ પેજી: સચિત્ર પાન ૪+૧૦૩; કાચું સચિત્ર પૂઠું; મૂલ્ય ૧૦ આના.

ગુર્જર બાલગ્રંથાવલિની ૩ જી શ્રેણીનું આ ચોથું પુસ્તક છે. બાલકોનું સાહિત્ય થોડો ઘણો વિકાસ પામ્યું છે, પરંતુ ૧૦ થી ૧૬ વર્ષની વયનાં બાળકો માટેના સાહિત્યની પણ એટલી જ જરૂર છે. આ પુસ્તક એવા એક પુસ્તકનો નમૂનો છે. આમાં દુનિયાભરની ભવ્ય વસ્તુઓ સંબંધી થોડી ઘણી માહિતી આપેલી છે. આ પુસ્તક વાંચવાથી જગતની ભવ્યતાની તેમજ તેમના નિર્માતાઓની શક્તિ, અક્કલ હોશીઆરીનો પણ સારો ખ્યાલ આવે છે. સામાન્ય જ્ઞાન માટે આ પુસ્તક બહુ ઉપયોગી થઈ પડશે. શાળાઓમાં પાઠ્ય પુસ્તક તરીકે રાખવાલાયક છે. છપાઈ, કાગળ, ચિત્રો, બીબાં વગેરે બહુ સુંદર છે. બાળકો અને મોટાઓ પણ હોંસેહોંસે વાંચશે.

**૧૦–૧૧. શબ્દપોથી ભા. ૧-૨ :**—કર્તા તથા પ્રકાશક, સોમાભાઈ કિશોરભાઈ પટેલ, સુણાવ, આણંદ થઈને; ક્રાઉન ૧૬ પેજી; પાન અનુક્રમે ૨૮ અને ૩૨; કાચું સચિત્ર પૂઠું; મૂલ્ય દોઢ આનો અને બે આના અનુક્રમે.

કક્કો શિખ્યા પછી બાળકોને વાંચવા આપવાના પુસ્તકની ખોટ પૂરી પાડવાનો આથી ભાઈ સોમાભાઈ દાવો કરે છે. તે કેટલેક અંશે ખરો છે. એક સરખા ઉચ્ચારવાળા, સાદા કાનોમાત્રાવાળા, અનુસ્વારવાળા તેમ જ હ્રસ્વ ઇ કે દીર્ઘ ઈ, અજાણ્યું કે

વરહુવાળા શબ્દોની પસંદગી બાળકોને સરળ તેમ જ ગમ્મત સાથે જ્ઞાન આપનારી છે. બીજા ભાગમાં શરૂઆતથી કાનોમાત્રાવાળા, ત્રણ અક્ષરવાળા, પરંતુ બાલકોને હમેશાં નજરે પડનારી વસ્તુઓનાં નામો વગેરે, તેમ જ ઘરમાં સતત નજરે પડનારી વસ્તુઓનાં નામો ચુંટી કાઢયાં છે. બન્ને પુસ્તકો સરળ તેમ જ બોધક હોવા સાથે રમુજ આપનારાં છે. ઉત્તેજન મળશે જ. બાળશિક્ષક હોઇ ભાઇ સોમાભાઇ પોતાના અનુભવનો લાભ બધાંને આપે છે એ માટે ધન્યવાદ !

૧૨. બાલઉખાણાં :—સંપાદક, વલ્લભજી સુંદરજી કવિ; પ્રકાશક, શ્રી બાલવાચન પ્રકાશન મંદિર, રાજકોટ, કાઠીઆવાડ; સં. ૧૯૯૪; કદ, ક્રાઉન ૧૬ પેજી પાનં ૩૫; મૂલ્ય ૩ આના.

નરોતમ બાલ ગ્રંથાવલિનું આ પ્રથમ પુસ્તક છે. એમાં ૪૮ ઉખાણાં છે. પ્રથમ કવિતા રૂપે મૂકી નીચે ગદ્યમાં તેની સમજુતી આપી છે. છેવટના ૩૩ મા પાન ઉપર બધાં ઉખાણાંના જવાબ છે. ઉખાણાંથી વિચારશકિત તેમ જ સમજશકિત ખીલે છે. એટલે નાનાં બાળકોને તો એ બહુ જ જ્ઞાનપ્રદ છે. છપાઈ, કાગળ, બીજાં સાધારણું છે. બાળકોને ઉખાણાં બહુ ગમે છે. એટલે શાળાઓમાં તેમ જ બાલ પુસ્તકાલયોમાં તેમ જ મહિલા પુસ્તકાલયોમાં આવાં પુસ્તકો હોવાં જ જોઇએ.

૧૩. ટારઝન ભા. ૩ જો :—અનુવાદક, શંકર શાહ: પ્રકાશક, દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર; સં. ૧૯૯૪; કદ ક્રાઉન ૧૬ પેજી, પાન ૯૩; મૂલ્ય પાંચ આના.

દક્ષિણામૂર્તિ બાલસાહિત્ય વાટિકાનું આ ૩૩ મું પુસ્તક છે. એના બે ભાગ અગાઉ બહાર પડી ગયા છે. તેમાં કાલાના મૃત્યુ સુધીની વાત છે. આ ભાગમાં કાલાના મૃત્યુથી મીરડિાના મૃત્યુ સુધીની હકીકત આપેલી છે. ટારઝનનું બુદ્ધિચાતુર્ય, તેનું શૌર્ય તેમ જ તેની સાહસિકતા વગેરેથી ભરપૂર આ રસિક ભાગ છે. બાળકોને બહુ જ ગમશે. છપાઇ કાગળ વગેરે સારાં છે. બીબાં પણ બાળકોને બરનાં જ છે. આવી વાર્તાઓ બહુ લોકપ્રિય નીવડે છે.

૧૪. ત્રણ રાષ્ટ્ર વિભૂતિઓ:—લેખક, હૃદયકાન્ત ઓઝા; પ્રકાશક, યુનિવર્સલ બુક એજન્સિ ' ગુજરાતી પંચ 'ની ઓફીસ સામે, ચાર રસ્તા, અમદાવાદ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી પાન ૪૦; સચિત્ર કાચું પૂઠું; મૂલ્ય ૪ આના.

આ પુસ્તકમાં પંડિત જવાહરલાલ, સુભાષચંદ્ર બોઝ તથા માનવેન્દ્રનાથ રૉય એ ત્રણનાં ચરિત્રો આપ્યાં છે. મહાસભાને તેમજ હિંદને માટે તેઓએ શું શું કર્યું છે, કેવી કેવી મુશ્કેલીઓ અને વિટમ્બણાઓ તેઓએ વેઠી છે, છતાં પોતાના ધ્યેયમાં કેવા મકકમ તથા નીડર બની રહ્યા છે, તે આમાં સરળ ભાષામાં સમજાવ્યું છે. ત્રણે વિભૂતિઓમાં રાષ્ટ્રપ્રેમ તરવરે છે. ત્રણેએ ઘણી વખતે જેલયાત્રા કરી છે. પુસ્તક ઉપદેશક, પ્રેરક તેમજ ચારિત્ર્યબળ આપનારું છે. બધાંને જ વાંચવું ગમશે. છપાઇ કાગળ વગેરે સારાં

છે. મૂલ્ય કંઈક વિશેષ જણાય છે. સિરેનામવાળા પાના ઉપર અંગ્રેજી શબ્દોને બદલે ગુજરાતી શબ્દ વપરાય તો વિશેષ યુકત ગણાશે.

**૧૫. કેમ અને શા માટે ?**—કર્તા, હર્ષદ પટેલ; પ્રકાશક, ભાઇલાલ ડી. પટેલ, આપણું બાલ કાર્યાલય, ભરૂચ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પાન ૩૨; કાચું સચિત્ર પૂઠું; મૂલ્ય ૩ આના.

'આપણી ગ્રંથમાળા 'ના બીજા વર્ષનું આ પહેલું પુસ્તક છે. સાત મિત્રોના નામના પહેલા અક્ષરો ઉપરથી આ પુસ્તકનું નામ છે. સાતે જણા મળી એક મંડળ કાઢે છે. ભલાભાઇ માસ્તરને પોતાના પ્રમુખ બનાવે છે અને રવિવારે સભા મળી તેમાં પણ ભાષણો બાળકોના ઘણા જ અગત્યના વિષયના આમાં ચર્ચ્યાં છે. રીતસર બંધારણ થઇ પ્રમુખ, મંત્રી વગેરે ચૂંટી, કસરત શા માટે કરવી જોઇએ, નાહવું શા માટે? અને આપણા દાંત એવા ત્રણ ઉપયોગી વિષયો સંબંધી સરળ અને સાદી ભાષામાં ચર્ચા કરી છે. શૈલી રમુજી અને બોધક છે. મંડળ ચાર વર્ષ ચાલી આખરે બંધ પડયું છે. લગભગ ૧૭ સભાસદો નોંધાયા હતા. ગામડામાં આ પુસ્તક બહુ ઉપયોગી અને જ્ઞાનપ્રદ થઇ પડશે. પ્રાથમિક શાળાઓ, બાલ પુસ્તકાલયો જરૂર પ્રચાર કરે.

**૧૬. કાગળપત્રો:**—લેખક, રમણલાલ નાનાલાલ શાહ; પ્રકાશક, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો અમદાવાદ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પાન ૪૮; કાચું સચિત્ર ભાવવાહી રંગીન પૂઠું; મૂલ્ય ૩ આના.

બાલ સાહિત્યમાળાનું આ ચોથું પુસ્તક છે. આમાં બાળકોને પત્રો લખતાં શીખવવાનું સાધન છે. પત્રોનાં મથાળાં કેવી રીતે થાય છે, શરૂઆત કેમ કરવી, પત્રની હકીકત ટૂંકી અને સ્પષ્ટ રીતે કેવી રીતે કહેવી વગેરે પત્રો દ્વારા અત્રે સમજાવ્યું છે. બાળકોને બહુ ઉપયોગી થઇ પડશે. છપાઇ, કાગળ વગેરે સુંદર છે. જે વસ્તુ જોઇ હોય તેનું વર્ણન પત્રમાં કેવી રીતે કરવું, તેમાં શું શું લખવું વગેરે બહુ સુંદર રીતે સમજાવ્યું છે. ઉત્તેજન મળશે જ. પ્રાથમિક શાળાઓમાં તેમજ બાલપુસ્તકાલયોમાં આવાં પુસ્તક સિવાય ચાલે જ નહિ વિષયની વિવિધતા છે. મોટાંને પણ વાંચવાનું મન થાય એવું પુસ્તક છે.

**૧૭. શ્રી હિંમાંશુવિજયજીના લેખો:**—લેખક, સ્વ. મુનિરાજ હિમાંશુવિજયજી; સંપાદક, શ્રી મુનિરાજ વિદ્યાવિજયજી; પ્રકાશક, દીપચંદ બાંઠીઆ, મંત્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા, છોટા સરાફા, ઉજ્જૈન ( માળવા ); ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પાન ૨૦+૫૬૭; પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૧–૮–૦.

સ્વ. મુનિરાજ એક વિદ્વાન, શાંત, ગંભીર વ્યકિત હતા. ભાષાનું જ્ઞાન પણ તેમનું વિશાળ હતું. વિચારો ઉદાત્ત અને વિશાળ હતા. પોતાના ગુરૂ મહારાજ માફક તેમની દૃષ્ટિ પણ રાષ્ટ્રસેવા તરફ હતી. પોતે પ્રસિદ્ધ વકતા, લેખક, વ્યાખ્યાતા અને ઉપદેશક હતા. મારો જે ટૂંક પરિચય એમની સાથે થયો તે ઉપરથી એમનાં ઔજન્ય, નિરભિમાનતા અને વિદ્વત્તા સંબંધી સારી છાપ મારા મન પર હજી મોજુદ છે. મમતા

માથા છોડેલી હોવા છતાં દિલ એમનું નરમ અને દયાળુ હતું. પ્રસ્તુત પુસ્તકમાં એમણે જુદે જુદે પ્રસંગે, જુદે જુદે સમયે, જુદા જુદા અતિ અગત્યના પ્રશ્નો સંબંધી પોતાના પુખ્ત અને અનુભવી વિચારો જુદી જુદી ભાષામાં સમજાવ્યા છે. સંસ્કૃત ભાષાના ૨૫, હિન્દી ભાષાના ૧૪ અને ગુજરાતી ભાષાના ૩૧ મળી કુલ ૭૦ લેખોનો સમાવેશ આ પુસ્તકમાં છે. વિષયોની વિવિધતા તથા તેની ઉપયોગિતા પણ ઘણી જ છે. સદ્‌ગત મુનિજી પુરાતત્ત્વવેત્તા તેમજ પુરાતન ઇતિહાસના માહિતગાર હતા, શોધખોળનું કાર્ય કરતા હતા, વ્યાખ્યાનો પણ વાંચતા હતા. તેમની વિદ્વત્તા, વિશાળ ઉચ્ચ ભાવના, સ્વદેશ પ્રેમ, જનસેવા વગેરે ગુણોની આપણને બહુ સારી ઝાંખી થાય છે. દરેક પુસ્તકાલયમાં આ પુસ્તક હોવું જોઇએ અને એને બરાબર સમજણપૂર્વક વંચાવવું જોઇએ. આવાં પુસ્તકો દ્વારા સાચું શિક્ષણ આપોઆપ મળી રહે છે. દરેક વાચકે આ પુસ્તક વાંચી મનન કરી તેને અને તેટલું આચારમાં ઉતારવા પ્રયાસ કરવો જોઇએ.

૧૮ મરકુંજઃ—લેખક, મથુરાદાસ ત્રિકમજી; પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૪+૧૫૮; કાચું કાગળનું પૂઠું, મૂલ્ય ૮ આના.

ક્ષય અથવા રાજરોગનું નિવારણ દર્શાવતા આ પુસ્તકમાં કર્તાએ પોતાના જાત અનુભવ ઉપરથી ક્ષયવાળા દરદીની ચિકિત્સા, એ રોગ શાથી થાય છે, એનાં ચિહ્નો કયાં કયાં, શરૂઆત શી રીતે થાય છે, ઉત્તરોત્તર જણાતાં ચિહ્નો કેવાં હોય છે, તેના નિવારણ માટે શા ઉપાયો યોજવા, અગાઉથી જ સાવચેતી કેવી રીતે લેવી, વગેરે બહુ સરળ, સ્પષ્ટ અને ઘરગથ્થુ ભાષામાં વર્ણવ્યું છે. ડૉ. જીવરાજ મહેતાની પ્રસ્તાવનાથી પુસ્તકની ઉપયોગિતા તથા તેની શાસ્ત્રીયતા વિષે આપણી પ્રતીતિ થાય છે. ક્ષયના દરદીની સારવાર ક્યારે કેવી રીતે કરવી, ચેપ બીજાને કે પોતાને ના લાગે તે માટે શા ઉપાયો યોજવા, દરદીને ખોરાક કેવો આપવો જોઇએ, સમયની કાળજી કેવી રીતે રહેવી જોઇએ, તાજી હવા, ખુશનુમા વાતાવરણ, પૌષ્ટિક પચે એવો ખોરાક વગેરે આવા દરદીઓના સંબંધમાં બહુ અગત્યના ભાવ ભજવે છે, ક્ષય રોગના દરદીને ચોખ્ખી ખુલ્લીમાં જ રાખવો જોઇએ, શરદી ના લાગે માટે છાતી ખુલ્લી ના રહે તેની તજવીજ રાખવી, દરરોજ વખતોવખતની હકીકત ટપકાવી દાક્તર કે વૈદને બતાવવી વગેરે બાબતો આમાં બહુ વિસ્તારથી સમજાવી છે. આ રોગ જીવલેણ અને બહુ પ્રસરેલો હોવાથી દરેક ગૃહસ્થીએ આ પુસ્તક વાંચી તે પ્રમાણે તજવીજ રાખવી જોઇએ. સામાન્ય રીતે, તાજી ખુલ્લી હવા, આનંદજનક વાતાવરણ, નિયમિત પૌષ્ટિક પચે એટલો ખોરાક, ફળફળાદિ, ઘી, દૂધ વગેરેનું માફકસર આરોગણ વગેરે સંબંધી કાળજી રાખવાથી આ રોગની ધાસ્તી ઓછી રહે છે. સામાન્ય રીતે સ્ત્રીઓને સુવાવડમાંથી આ રોગ લાગુ પડે છે એટલે તે સમયમાં ખાસ કાળજી રાખવી જોઇએ. આ પુસ્તક જનસમૂહને આશીર્વાદ રૂપ થઇ પડશે. દરેક દરેક પુસ્તકાલય જરૂર ખરીદે અને લોકોને એની જરૂરીઆત તથા નિવારણના ઉપાય સમજાવે, તો રોગનો ઉપદ્રવ ઘણો ઓછો થશે.

૧૯. **ક્ષય એટલે શું ?**—કર્તા, પ્રકાશક, ડૉ. પ્રાણજીવન માણેકચંદ મહેતા; જામનગર; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૧૬; કાચું કાગળનું પૂઠું; મૂલ્ય ૨ આના.

ભાઈ છોટાલાલ માનસિંગ કામદાર, વાંકાનેરવાળાએ આ પુસ્તક ડૉ. પ્રાણજીવન પાસેથી લખી લીધું છે. જામનગરના મુખ્ય વૈદકીય અમલદાર ડૉ. પ્રાણજીવન મહેતા ગુજરાતને તેમજ હિંદુસ્તાનને સારી રીતે જાણીતા છે. એઓ દાક્તર તરીકે સારી રીતે પંકાયલા છે અને તેથી નામદાર મહારાજા જામસાહેબે એમને પોતાનું વૈદકીય ખાતું સોંપ્યું છે. ડૉ. મહેતા સેવાભાવી, ઉદાર તથા દયાળુ હોવાથી એઓ વિશેષ પંકાય છે. દરદી પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર વૈદ્ય કે દાકતર સામાન્ય રીતેજ લોકપ્રિય હોય છે. તેમાં તે પોતાના જ્ઞાન, ચિકિત્સા તથા દવા પસંદ કરવામાં કુશળ હોય તો જનસમૂહના ઉપર બહુ ઉપકાર કરી શકે છે. પોતાના વૈદકીય ધંધાનું જ્ઞાન આ સામાન્ય રોગના પુસ્તક દ્વારા પ્રસિદ્ધ કરી લોકો પર મહાન ઉપકાર કર્યો છે. ઉપરોક્ત ૨૦ મું પુસ્તક અનુભવ ઉપરથી લખાયું છે ત્યારે આ પુસ્તક રોગની દવા, ચિકિત્સા તથા નિવારણ કરનાર વ્યક્તિએ પોતાના બહોળા અનુભવ ઉપરથી તૈયાર કર્યું છે. એટલે વિશેષ વજનદાર ગણી શકાય. ક્ષય રોગની શરૂઆત, રોગની ઐતિહાસિક સમાલોચના, ક્ષયનું સ્વરૂપ, નિદાન, ચિકિત્સા, ઔષધોપચાર, કિરણોપચાર વગેરે બાબતો બહુ શાસ્ત્રીય રીતે બધાંને સમજ પડે એવી સરળ ભાષામાં વર્ણવી છે. આવાં પુસ્તકોની જનસમાજને ખરેખર ઘણી જરૂર છે. ગુજરાતી ભાષામાં વિષયવાર પુસ્તકોની ઘણી જરૂર છે. ઉત્તેજનને પાત્ર તો હોયજ. છપાઈ સારી છે. પરંતુ કાગળો ઉંચી જાતના નથી. બહુજ હલકા છે. કિંમત સર્વેને અનુકૂળ પડે એવી છે. ૧૯૨૬ થી ૧૯૩૮ સુધીમાં આ ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે. બે આવૃત્તિઓ ચાલુ સાલમાં જ કાઢવી પડી એ આ પુસ્તકની આવશ્યકતા કેટલી છે તે જણાવે છે.

૨૦. **લોકમાતાઃ**—કર્તા, દત્તાત્રય બાળકૃષ્ણ કાલેલકર; પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૨૪; કાચું પૂઠું; મૂલ્ય ૪ (ચાર) આના.

કાકા કાલેલકરે અત્યાર સુધીમાં પોતાની મુસાફરી દરમ્યાન જોયલી નદીઓ સંબંધી પોતાના વિચારો, તેમની ભવ્યતા તથા તેમના પ્રતિનો પોતાનો આદર વગેરે એમની લાક્ષણિક શૈલીમાં આ પુસ્તકમાં વર્ણવ્યું છે. એકંદર સમસ્ત હિંદની કુલ ૨૭ નદીઓ સંબંધી આ પુસ્તકમાં એમણે માહિતી આપી છે. પ્રાચીન સમયનું એ નદીઓનું મહાત્મ્ય, તેમનો પ્રભાવ, તેમની ઉત્પત્તિ વગેરેનું ઘણું સરસ બ્યાન, સ્થળ તથા પ્રવાહની ગતિ વગેરેની માહિતી સાથે આપ્યું છે. પુસ્તક વાંચવાલાયક છે અને સામાન્ય મનુષ્યને પણ નદીઓના દેવીપણાનું ભાન કરાવે એવું છે. દરેક પુસ્તકાલય ખરીદે અને હિંદની સમૃદ્ધિમાં નદીઓ કેવો અગત્યનો ભાગ ભજવે છે તે સંચાલકો સમજાવે.

૨૧. **મસ્ત ફકીરના હાસ્ય પ્રસંગોઃ**—લેખક, હરિપ્રસાદ ગૌરીશંકર ભટ્ટ; પ્રકાશક, 'ગુજરાતી' પ્રિન્ટિંગ પ્રેસ, સાસૂન બિલ્ડિંગ, એલફિન્સ્ટન સર્કલ, મુંબઇ, કોટ; ૧૯૩૭; પાકું પૂઠું, સચિત્ર આચ્છાદન સહિત; મૂલ્ય નથી છપાયું.

' ગુજરાતી ' સાહિત્યમાં ભાઈ હરિપ્રસાદે વખતોવખત લખેલા એમના હાસ્યોત્પાદક લેખોનો આ સ્વતંત્ર સંગ્રહ, ગુજરાતી પ્રેસવાળા ભાઈ નટવરલાલ પ્રભાશંકર દેસાઈએ પહેલી જ વાર પ્રસિદ્ધ કર્યો છે. આમાં એકંદર ૨૯ પ્રસંગોનું વર્ણન છે. હાસ્યરસના લેખક તરીકે ભાઈ મસ્ત ફકીર ગુજરાતી સાહિત્યમાં જાણીતા થઈ ચૂકેલા છે. જેઓએ સદર લેખો, જ્યારે જ્યારે ગુજરાતીમાં પ્રસિદ્ધ થયા ત્યારે ત્યારે નહિ વાંચ્યા હોય તેમને, તેમજ હાસ્યરસના રસિયા વાચકને આ પુસ્તક નવરાશની વેળાએ જ્ઞાન સાથે ગમ્મત આપશે. એમની શૈલી લાક્ષણિક છે. આવાં પુસ્તકો પોતે જ પોતાનું કરી લેશે. એને ઉત્તેજનની જરૂર હોય જ નહિ. હળવા સાહિત્ય સાથે જ્ઞાન પણ મળે એવાં પુસ્તકોની, સમય ગાળવા માટે તેમજ દિલ નિરાશામય કે દુઃખમય હોય ત્યારે, આવશ્યકતા હોય છે જ. એના વાચકો શોધવા જવું નહિ પડે. વાર્તાઓ એકથી બીજી ચઢે એવી છે. ' જીવનનાં આંસુ ' ખરેખર ઘણી કરુણ કથની છે; 'મનુભા મેનેજર' વાળી વાર્તા ખરેખર હસવાલાયક છે.

૨૨. **સ્વતંત્ર રશિયાઃ**—લેખક, ઉછરંગરાય કેશવલાલ ઓઝા; પ્રકાશક, જીવણલાલ અમરશી મહેતા, ૧૨૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ ૨, ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી કદ; પાન ૨૨૩; સચિત્ર બોર્ડનું પૂઠું; મૂલ્ય રૂ. ૧-૮-૦.

ભાઈ જીવણલાલે શરૂ કરેલી ઉન્નત રાષ્ટ્ર ગ્રંથાવલિનું આ બીજું પુસ્તક છે. વિદ્વાન લેખક ભાઈ ઉછરંગરાયે અભ્યાસપૂર્ણ આ અને સ્વતંત્ર જર્મનીનાં પુસ્તકો લખી, આધુનિક રશિયા તથા જર્મની સંબંધી અદ્યતન માહિતી પૂરી પાડી છે. સ્વાયત્ત રશિયામાં ઝાર યુગથી ઇ. સ. ૧૯૩૭ સુધીના રશિયાના ઇતિહાસની રૂપરેખા એમણે દોરી છે. લેનીન, ટ્રોટસ્કી, વોરોશિલોફ, સ્ટેલીન, રેગોનોવિચ વગેરે નવીન રશિયાના નેતાઓએ રશિયાને આધુનિક સ્થિતિ પર લઈ આવવા કેવા પ્રયાસો કેટલી મુશ્કેલીઓ કર્યા અને તેમાં નડતા અંતરાયો તેમ જ આંતરરાષ્ટ્રીય વિરોધનો સામનો કર્યો અને આટલી પ્રગતિ સાધી એ કાંઈ નાની સૂની વાત નથી. એમનું કાર્ય ઘણું મુશ્કેલીભર્યું હતું કારણકે રાજાની સત્તા તોડી પાડી જોર પર આવેલા જનસમૂહને કાબુમાં રાખી આગળ કૂચ કરવાની હતી. છતાં તેઓ મંડયા રહ્યા અને આખરે ફાવ્યા. સામ્યવાદનો રશિયામાં ફેલાવો થયો એટલું જ નહિ પરંતુ એની અસર અન્ય યુરોપીય રાષ્ટ્રો ઉપર પણ થઈ અને તેથી ફ્રાન્સ, ગ્રેટબ્રિટન, વગેરે રાષ્ટ્રો પરસ્પર વધારે નિકટ સંબંધમાં આવ્યા. હિંદુસ્તાનના આધુનિક નેતાઓને આમાંથી ઘણું જાણવાનું મળશે. રશિયાના નેતાઓનું રચનાત્મક કાર્ય તો ખરેખર જગતમાં અનુકરણીય થઈ પડ્યું છે. વેપાર રોજગાર પણ ખૂબ ફૂલ્યો ફાલ્યો છે. પુસ્તક રસમય અને પ્રેરક તેમ જ બોધક છે. એમાંથી આપણને ઘણું જાણવા વિચારવાનું મળે છે. ભાઈ ઉછરંગરાયની શૈલી, સરળ સચોટ અને રસમય છે.

૨૩. **સ્વતંત્ર જર્મની** :—લેખક, પ્રકાશક, વર્ષ, પૂઠું, મૂલ્ય વગેરે ઉપર પ્રમાણે; પાન ૨૬૮.

ઉન્નત રાષ્ટ્ર ગ્રંથમાળાનું આ ત્રીજું પુસ્તક છે. એમાં આજના જર્મનીનાં

ઉદય અને પ્રગતિ છટાદાર શૈલીમાં વર્ણવાયાં છે. સામ્રાજ્યની સ્થાપના, કૈસર વિલ્હેમની રાજ્યનીતિ, મહાન યુદ્ધ, પ્રિન્સ બિસ્માર્કનો ફાળો, અને યુદ્ધને અંતે નાઝી યુગની શરૂઆત વગેરે બહુ અચ્છી રીતે વર્ણવાયાં છે. જર્મનીનો ઇતિહાસ પણ ખરેખર જાણવાલાયક છે. એની સંસ્કૃતિ, પ્રગતિ વગેરે પણ ખાસ અભ્યાસ કરવાલાયક છે. ફ્રેન્કો-જર્મન યુદ્ધ કેવી રીતે થયું અને તેથી જર્મનીને કેટલો લાભ થયો વગેરે બાબતની માહિતી ઠીક આપી છે. એટલે જિજ્ઞાસાવાળાને મૂળ ગ્રંથો જોવા હોય તો સહેલું પડશે. ઉત્તેજન તો મળશે જ.

૨૪. **સુભાષચંદ્ર**:—સંપાદકો, કકલભાઇ કોઠારી, ભોગીલાલ ગાંધી અને ધનવંત ઓઝા; પ્રકાશક, નવી દુનિયા કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ; રૉયલ આઠ પેજી કદ, પાન ૧૨+૨૪+૩૨; કાચું સચિત્ર પૂઠું.

આમાં સુભાષચંદ્ર બોઝનું જીવનચરિત્ર છૂટા છૂટા પ્રસંગો લઇ પ્રસિદ્ધ થયું છે. જીવનચરિત્ર જોડે એમના ધ્યેય સમજાવતા એમના પત્રો તથા એમનાં વ્યાખ્યાનો ૧૮૯૭ થી માંડી ૧૯૨૨ ના પ્રસંગો એમના જીવનચરિત્રમાં વર્ણવ્યા છે. એમના વડીલ બંધુ સરતચંદ્ર બોઝ પાસેથી એ મેળવેલું. એમાં સુભાષબાબુનો ઉગ્ર સ્વભાવ, સેવાની ધગશ અને દૃઢ નિશ્ચય તરી આવે છે. લોકનેતાનાં લક્ષણ પ્રથમથી જ દૃષ્ટિગોચર થાય છે. પ્રસંગો પણ પ્રેરક અને બોધક છે. પત્રોમાં પણ એમનો નિશ્ચય દૃઢ અને અચળ જણાય છે. એમનાં વ્યાખ્યાનોમાં હિંદની હાલત સુધારવાની એમની અવિરત ધારણા દરેકે દરેક પ્રસંગે તરી આવે છે. વ્યાખ્યાનો પણ નિશ્ચયાત્મક, મર્માળાં અને ઉપદેશક છે. એમના નેતૃત્વ નીચે હરિપુરાનો પ્રસંગ બહુ સારો ઉકેલાયો. વ્યવસ્થા પણ સારી હતી. દરેકને એ ચરિત્ર વાંચવું ગમે એવું અને બોધક છે.

૨૫. **ગવરી સંકીર્તન માલા**:—શોધક, ' ભરત ' c/o કમળાશંકર ગોપાળશંકર ભચેચ, એલીસ બ્રિજ, દિલ્હિ દ્વાર, અમદાવાદ; ૧૯૩૭; સુપર રૉયલ ૮ પેજી પાન ૬૪+૨૮૦; પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૨—૦—૦.

ડુંગરપુરનિવાસી વડનગરા નાગર જ્ઞાતિની ગં. સ્વ. ગવરીબાઇનાં કીર્તનોનો આ સંગ્રહ આવકારપાત્ર છે. શ્રી ' ભરતે ' સામગ્રી એકઠી કરી આ સંગ્રહ પ્રસિદ્ધ કરાવ્યો છે. આમાં કુલ ૬૧૨ કીર્તનોનો સમાવેશ થએલો છે. ગોઠવણી સારી છે. સંકીર્તનોમાં ભક્તિ રસ અને આધ્યાત્મિક જ્ઞાન તરવરે છે. દરેક સંકીર્તનનો રાગ મથાળે આપેલો છે એટલે ગાવામાં સરળતા થાય છે. બહુ ઉચ્ચ ભક્તિ રસ આમાં દેખાય છે. કેટલાંક ઉપદેશાત્મક પણ છે. આવો ઉત્તમ સંગ્રહ પ્રસિદ્ધ કરવા માટે રા. કમળાશંકર ભચેચનો ઉપકાર માનવો ઘટે. પ્રાપ્તિસ્થળ, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

**ના. ચં. દીવાનજી**

૨૬. **આવતી કાલ** :—લેખક, રામનારાયણ ના. પાઠક; પ્રકાશક, કાન્તિલાલ મણિલાલ શાહ, અંજલિ ગ્રંથમાળા—અમદાવાદ; ૧૯૩૭; ૧૬ પેજી પૃ. ૪૨૯; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; કિં. રૂ. ૨—૮—૦.

અંજલિ ગ્રંથમાળાના ત્રીજા વર્ષનું આ ત્રીજું પુસ્તક કલ્પનાપ્રધાન નવલકથાનું હોઇ તેમાં અહિંસાના શસ્ત્ર દ્વારા મજૂર-માલીકના પ્રશ્નથી માંડીને તે ગ્રામોદ્યોગોની ખીલવણી ને અંતે સ્વરાજ્યપ્રાપ્તિ કેવી રીતે શક્ય બને તેનું કાલ્પનિક પણ મનોરંજક શબ્દચિત્ર જોવા મળે છે. વાર્તાનાયક ભગલો કોળી, કે જે ધંધે ચોર ને ઠગ છતાં સ્વભાવે સાહસિક દયાળુ ને દીન-દુઃખીઓનો બેલી હતો, તેનામાં વતનપ્રેમ ને દેશપ્રેમની જ્યોત સળગતાં તે કેવો મોટો લોકસેવક બની જાય છે, કેવો ભારે સ્વાર્થત્યાગ કરે છે તથા કેવું આંતરરાષ્ટ્રીય મહત્ત્વ મેળવે છે તેનો ખરો ખ્યાલ મેળવવાને તો પુસ્તક જાતેજ વાંચવું જોઇએ. વસ્તુગુંફન એનું, લેખકની આ પહેલાંની કૃતિ '**પચાસ વર્ષ પછી**'ના જેવું કલામય હોઇ વાચનરસ એકધારો ટકાવી રાખે છે. અહિંસક સાધનો દ્વારા સ્વાતંત્ર્યપ્રાપ્તિનો ધ્યેય સિદ્ધ કરવાને માટે મજબૂત મનોભાવના સાથે વ્યાપક સંગઠનની આવશ્યકતા અનિવાર્ય હોવાનો બોધપાઠ આપતી આ નવલકથા ખરેખર આવકારપાત્ર છે. પુસ્તકાલયો એને જરૂર વસાવી લે ને છૂટથી વંચાવે.

**૨૭. સાહિત્ય સમીક્ષા** :—કર્તા, વિશ્વનાથ મગનલાલ ભટ્ટ; પ્રકાશક, ઇશ્વરલાલ મોહનલાલ દવે, નૂતન પ્રકાશન મંદિર, પાનકોર નાકા અમદાવાદ; ૧ લી આવૃત્તિ ૧૯૯૪; ૧૬ પેજી, પૃ. ૧૬+૩૩૩; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; કિં. રૂ. ૨-૮-૦.

વિવેચન વિષયનાં પુસ્તકો આપણા સાહિત્યમાં આંગળીને વેઢે ગણાય એટલાં જ હોઇ આ પ્રકાશનથી તેમાં અભિનંદનીય ઉમેરો થાય છે. નિષ્પક્ષ વિવેચક તરીકે ભાઇ વિશ્વનાથની ખ્યાતિ છે. એમનો અભ્યાસ ઊંડો ને તલસ્પર્શી હોય છે; એમની લેખનશૈલી સચોટ ને આકર્ષક હોય છે. એવા વિદ્વાન લેખકને હાથે લખાયલા ને જુદાં જુદાં માસિકોમાં છેલ્લાં દશ વર્ષના ગાળામાં પ્રસિદ્ધ થયેલાં કુલ ૧૪ લખાણો આ પુસ્તકમાં સુવ્યવસ્થિત રીતે સંચિત થયેલાં છે. લેખો ત્રણ ગુચ્છમાં વહેંચાયલા હોઇ પહેલા ગુચ્છમાં ' તત્ત્વચર્ચા 'ને લગતા ૪ લેખો, બીજા ગુચ્છમાં ' નર્મદ યુગના વાઙ્મય 'ની સમીક્ષાના પાંચ લેખો, તથા ત્રીજા ગુચ્છમાં 'સમકાલિન સાહિત્ય'ની સમીક્ષા કરતા પાંચ. લેખો છે. અર્થાત્ કે ' પહેલો ગુચ્છ સિદ્ધાન્તચર્ચાનો, બીજો ગતકાલીન સાહિત્યના અધ્યયન વિવેચનનો, અને ત્રીજો સમકાલીન સાહિત્યના અવલોકનનો ' છે. સાહિત્યના અભ્યાસીઓને તેમ જ રસિકોને એનું વાચન બેશક ઉપકારક થઇ પડશે. પાઠશાળાઓ તેમ જ પુસ્તકાલયોએ એનો યોગ્ય આદર કરવો જ ઘટે.

**૨૮. વેદધર્મ-વ્યાખ્યાનમાળાઃ**—પ્રયોજક અને પ્રકાશક, પંડિત ભટ્ટાચાર્ય બી. એ., અંકલેશ્વર; પ્રથમાવૃત્તિ ૧૯૯૪; ૧૬ પેજી પૃઃ ૮ + ૨૭૦; પૂઠું કાર્ડ બોર્ડ પટ્ટીનું; કિં. રૂ. ૧-૪-૦; બે ફોટા.

બાર બાર વર્ષથી અંકલેશ્વરમાં તપશ્ચર્યા સેવતા આ પ્રકાશનના વિદ્વાન પ્રયોજકે ' ઠેક ઠેકાણે, અગ્નિ મંદિરો બંધાવી અખંડ અગ્નિની જ્યોત દ્વારા સર્વ મંડળસ્થ ભગવાન ૐકારેશ્વરની પૂજાનો પ્રચાર કરવો, તથા વૈદિક ધર્મની પુનઃપ્રતિષ્ઠા કરવી ' એ બે કાર્યોને પોતાનું જીવનધ્યેય બનાવ્યું છે. એની સિદ્ધિ અર્થે 'સંસ્થાન

ધર્મપુર, ખંભાત તથા અંકલેશ્વરમાં એમણે આપેલાં વ્યાખ્યાનો પ્રસંગે લેવાયલી નોંધો પરથી ઘટાવાયલો સાર આ પુસ્તકમાં સંચિત કરવામાં આવ્યો છે. એનું વાચન ધર્મનિષ્ઠ આસ્તિક પ્રજાને રૂચિકર નીવડશે. પ્રગતિવાદીઓને એમાંની કેટલીક બાબતો ને માન્યતાઓ વ્હેમપોષક ને પ્રગતિરોધક જણાવાનો સંભવ છે; છતાં તેમણે પણ સામા પક્ષના વિચારો જાણવા ખાતર પણ પુસ્તક વાંચવા જેવું છે. એટલે સવડવાળાં પુસ્તકાલયો તો ખુશીથી એને અપનાવે.

**૨૯. પૂર્ણયોગ નવનીત-ભાગ પહેલો:**—લેખક અને સંપાદક, અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી; પ્રકાશક, શ્રી અરવિંદ કાર્યાલય આણંદ; ૧૯૩૮; ૧૬ પેજી પૃ: ૧૬ + ૨૭૬; કાચું પૂઠું; કિં. ૧-૪-૦.

શ્રી અરવિંદ કાર્યાલય દ્વારા પ્રકટ થયેલા ને પ્રચાર પામેલા પૂર્ણયોગના પાંચ ખંડોમાંના પ્રત્યેક પ્રકરણના આરંભે તે પ્રકરણના મુદ્દાઓ રજુ કરતાં પૃથક્કરણોનું તથા કેટલાંક પ્રકરણોને છેડે અભ્યાસ કરવા માટે વિશેષ સૂચનાઓનું લખાણ અનુવાદકે પોતાના તરફથી ઉમેરેલું. એ પૃથક્કરણો ને સૂચનાઓ પૂર્ણયોગના સાધકો તથા અભ્યાસીઓ માટે મનનની તથા વિશેષ સહાયતી સરસ સામગ્રી તરીકે પુરવાર થયાં છે. પાંચ ખંડો પૈકી કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ પરનાં એવાં પૃથક્કરણો ને સૂચનાઓ, આવશ્યક ફેરફાર સાથે સુવ્યવસ્થિત સ્વરૂપે, આ પ્રકાશનમાં સંચિત કરવામાં આવ્યાં છે. જીજ્ઞાસુઓ તેનો યથેચ્છ લાભ જરૂર ઉઠાવે.

**૩૦. કુમાર સત્યાર્થ પ્રકાશ:**—પ્રયોજક તથા પ્રકાશક, વલ્લભદાસ રતનસિંહ મહેતા બી. એ. એલ. એલ. બી. એડવોકેટ, ૧૧૮ ન્યુ ચીંચ બંદર રોડ મુંબાઇ નં. ૯; ૧૯૩૫; ૧૬ પેજી પૃ: ૨૮ + ૧૮૦; પાકું પૂઠું; કિં. ૦-૧૨-૦.

ગુજરાત-મહાગુજરાતનાં કુમાર-કન્યકાઓના જીવનમાં નીતિ, સદાચાર, તર્ક અને સત્ય ધર્મના સંસ્કાર પાડવાના ઉદ્દેશથી પ્રયોજકે મહર્ષિ દયાનંદજીના સત્યાર્થ પ્રકાશને આધારે આ ગ્રંથની યોજના કરી છે. લખાણની ભાષાશૈલી જોતાં એ ઉદ્દેશ સર્વથા સિદ્ધ થવા બદલ આશંકા રહે છે. બાકી, સુશિક્ષિત મોટાઓને તો એમાંથી ઘણું જાણવા શીખવાનું મળે એમ છે. હાયસ્કૂલ કોલેજનો વિદ્યાર્થીવર્ગ જરૂર એનો ઉપયોગ કરી શકે. શાળા પાઠશાળાઓના તેમજ સાર્વજનિક પુસ્તકાલયોના પુસ્તક સંગ્રહમાં આને સ્થાન અપાય એ ખાસ ઇચ્છવાયોગ્ય.

**૩૧. સોયાબીન્સ:**—લેખક, શ્રી. એફ. એસ. કાળે બી. એ, વડોદરા રાજ્યના ફૂડ સર્વેયર; પ્રકાશક, મેસર્સ મગનલાલ પી. સીકમમન એન્ડ સન્સ-ખંડેરાવ મારકેટ વડોદરા; ૧ લી આવૃત્તિ, ૧૯૩૮; ૧૬ પેજી પૃ. ૧૬+૨૯૬; પાકું પૂઠું; સચિત્ર; કિં. રૂ. ૩-૦-૦.

'સોયાબીન્સ' એ મૂળ ચીન બાજુનું ને ત્યાંથી ૧૯ મી સદીમાં પશ્ચિમના પ્રદેશોમાં પ્રચાર પામેલું પૌષ્ટિક કઠોળ છે. એનો પાક થોડા વખતમાં ઉતરી શકે છે ને માણસ તેમજ ઢોરના ખોરાક તરીકે એ બહુ ગુણકર્તા છે. માંદા માણસો માટે

ડાક્ટરો એને પથ્ય ખોરાક ગણે છે. એમાંથી બનતા દૂધમાં ગાયના દૂધનાં તમામ તત્ત્વો હોય છે. એમાંથી બનતાં દૂધ, દહીં બાળકો તેમજ માંદાઓ માટે વાપરવાની ખાસ ભલામણ થાય છે. મહાત્મા ગાંધીજીએ પણ ' સોયાબીન્સ 'ની હિમાયત કરી છે ને જાતે એના પ્રયોગ પણ કર્યા છે. એની જાત જાતની વાનીઓ બની શકે છે; શ્રીમંત વડોદરા નરેશે એનું વાવેતર પોતાને સ્વહસ્તે સન ૧૯૩૩ માં વડોદરાના મોડેલ ફાર્મમાં કરેલું. એવા આ ઉપયોગી ખાદ્ય વિષેની તમામ જાણવાજોગ માહિતી તથા તેમાંથી બનતી વિવિધ જાતની દેશી પરદેશી વાનીઓ બનાવવાની સપ્રમાણ રીતો આ પુસ્તકમાં આપવામાં આવેલી છે. કંઇ નહિ તો કુતૂહલ ખાતર પણ આમ-પ્રજાએ, અને તેમાં ય ખેડૂત વર્ગે તો ખાસ, આ પુસ્તક એકવાર વાંચી જવું જોઇએ. પુસ્તકાલયો જરૂર એને વસાવે ને છૂટથી વંચાવે. પુસ્તકનું દળ, સારા કાગળ, સુંદર છપાઇ, ને આર્ટ પેપર પરનાં ૩૦—૩૨ જેટલાં સુંદર ચિત્રો જોતાં કિંમત વધારે ન જ ગણાય.

**ના. નં. ચોકસી.**

## સામયિકો

**૧–૨ શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક પુ. ૩ અંક ૧–૨:—** ૧૯૩૮; સંપાદક અને પ્રકાશક, અંબાલાલ બુલાખીરામ જાની, ૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર, મુંબઇ નં. ૪; વા. લવાજમ રૂ. ૩—૦—૦; છૂટક અંક ૧૨ આના.

પ્રથમ અંકમાં ' દશમી શતાબ્દિનું ગુજરાત 'વાળો શ્રી. મોતીચંદ કાપડીઆનો લેખ, ઇસ્લામના સમયનું ગુજરાતનું વહાણવટું વગેરે ગુજરાતની પુરાતન જાહોજલાલી જણાવતા લેખો બહુ અભ્યાસપૂર્ણ છે. પુરાતત્ત્વ વિષયના સામયિકની ખોટ આ ત્રૈમાસિક ખરેખર પૂરી પાડે છે. ૧૯૩૭ ની સભાની પ્રવૃત્તિઓ તથા સ્વ. દિ. બ. કેશવલાલ અને સ્વ. ડાહ્યાભાઇ દેરાસરીને દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીની અંજલિઓ તથા ગુજરાતનું પુરાતત્ત્વાન્વેષણ પણ વાંચવાલાયક છે.

બીજા અંકમાં ૧૧ મી સદી પૂર્વેનો ગુજરાત-મુસ્લિમ સંબંધ, મુંબાઇ અને તેના મહાજનો, સીસોદરામાં સંશોધન, મંત ભોજારામ અને તેમનું અપ્રસિદ્ધ સાહિત્ય, પ્રાચીન પાટણ ગુજરાતના બ્રાહ્મણ ધર્મ અને તત્ત્વજ્ઞાન સંબંધી અન્વેષણ સાહિત્યની સૂચી વગેરે લેખો બહુ ઉપયોગી અને પ્રાચીન ઇતિહાસની સારી અભ્યાસપૂર્ણ માહિતી આપે છે. ગુજરાતની પ્રાચીન મહત્તાનો સારો ખ્યાલ આ ત્રૈમાસિક દ્વારા જિજ્ઞાસુઓને જાણવા મળે છે. ત્રૈમાસિક ઉત્તરોત્તર વિશેષ ને વિશેષ ઉચ્ચ સ્થિતિએ પહોંચતું જાય છે; ભાઇશ્રી જાનીને એમની ખંત અને એમના ઉદ્યોગ માટે અભિનંદન ! ગુજરાત–કાઠિયાવાડનાં એકે એક મોટા પુસ્તકાલયે તથા કૉલેજો, માધ્યમિક શાળા પુસ્તકાલયોએ આ ત્રૈમાસિક ખરીદ કરવું જ જોઇએ.

**ના ચં. દી.**

# નવીન ફાલ અને સ્વીકાર

| અનુ. નંબર | પુસ્તકનું નામ | કર્તા | પ્રકાશક અને સ્થળ | કિંમત | વિશેષ માહિતી |
|---|---|---|---|---|---|
| ૧ | ઝંગીઝખાન ૧૯૩૮ | દલાલ રમણિકલાલ જયચંદભાઈ | જીવનલાલ અમરથી મ્હેતા, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઈ નં. ૨ | ૨– ૦–૦ | જ્ઞાનવર્ધક પુસ્તકમાળા પુ. ૮૮ |
| ૨ | વિરાટનો ઝભ્ભો | આચાર્ય, ગુણવંતરાય | નવયુગ પુસ્તક ભંડાર રાજકોટ | કા. ૦–૧૨–૦ પા. ૧– ૦–૦ | લીલાવતી ગ્રંથમાળા વ. ૬ પુ. ૩ |
| ૩ | જાપાનની રમણી | મહેતા, કપિલા (અનુવાદક) | જ્યોતી કાર્યાલય લિમિટેડ જુમા-મસીદ પાસે અમદાવાદ | ૦– ૮–૦ | કુમાર ગ્રંથમાળા પુષ્પ ૫ મું |
| ૪ | કૃષ્ણબંસી (સાધુ વાસવાણીકૃત) | જોષી, પ્રાણશંકર સોમેશ્વર (અનુવાદક) | કર્તા, ૪૦ પ્રી. સ્ટ્રીટ જોહાની-બર્ગ. દક્ષિણ-આફ્રિકા | ૦–૧૨–૦ | |
| ૫ | સત્તાવત (૫૭) | પારેખ, નગીનદાસ | ભારતી સાહિત્ય સંઘ પાનકોર નાકા, અમદાવાદ | કા. ૧– ૪–૦ પા. ૧– ૮–૦ | 'નવરચના' ભેટ પુસ્તક |
| ૬ | લતા અને બીજી વાતો | ધોકર, ગુલાબદાસ | મૂળશંકર સોમનાથ ભટ્ટ રાવપૂરા, વડોદરા | ૧– ૮–૦ | |
| ૭ | કલંકિત | દેસાઈ, મણિભાઈ ભગવાનજી (અનુવાદક) | ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ | ૧– ૪–૦ | તરુણ ગ્રંથમાળા પુ ૯ મું |
| ૮ | ચીનનો અવાજ (જૉન ચાઈનામેનના પત્રોનો અનુવાદ) | શુક્લ ચન્દ્રશંકર પ્રાણશંકર (અનુવાદક) | નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ | ૦– ૮–૦ | જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા પુ. ૧ |
| ૯ | પૂર્ણયોગ નવનીત ભા. ૧ | પુરાણી, અં. બા. | શ્રી અરવિંદ કાર્યા૦ આણંદ | ૧– ૪–૦ | |
| ૧૦ | સોયાબીન્સ | કાળે એદ. એસ. | કર્તા, વડોદરા | ૩– ૦–૦ | |
| ૧૧ | બાલસાહિત્ય સર્વસંગ્રહ ભાગ ૨જો. | જીવરામ જોષી | વ. રા. પુ. મંડળ, વડોદરા. | ૦–૧૦–૦ | |

## સ્વીકાર :

નીચેનાં પુસ્તકો મળ્યાં છે : પરિચય હવે પછીઃ—

(૧) લહેરી લુટારો (૨) માતા કે રાક્ષસી (૩) વસંતકુમારી યાને પ્રોફેસરની પત્ની. (૪) પ્રકાશ ( પંચમહાલનું સાપ્તાહિક ): વર્ષ ૩, અં. ૧; તંત્રી, ભીખાભાઈ પુરષોત્તમ વ્યાસ ગોધરા; વા. લવાજમ રૂ. ૧–૪–૦. (૫) કિસાન માસિક વ. ૨; અં. ૮–૯: વા. સ. રૂ. ૨–૮–૦




## વડોદરા રાજ્ય

**તાકીદે અમલ કરો:**—ગતાંકમાં પ્રસિદ્ધ થયેલ સૂચના નં. ૪૨૨-૨૩ માં માગ્યા પ્રમાણે વાર્ષિક બજેટ તથા નિવેદન જે પુસ્તકાલયો તરફથી હજી ન મોકલાયાં હોય તેમણે તરત જ તેમ કરી દેવું જોઇએ. આમ પુસ્તકાલયોનાં નવીન વર્ષનાં બજેટ મંજુર પણ થવા માંડયાં છે, એટલે મોડાં ન પડાય તે ખાસ જોવાનું !

સિવાય, ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયેલી સૂચનાઓ નં. ૪૨૭ થી ૪૩૦ નો મજકુર ધ્યાનમાં લઇને તેનો યથાયોગ્ય અમલ તાકીદે કરી દેવાની પણ લાગતાવળગતાઓને ભલામણ !

**લવાજમ વધે છે:**—અમદાવાદથી પ્રસિદ્ધ થતા '**ગુજરાતી પંચ**' અઠવાડિકનું ભેટપુસ્તક સાથેનું લવાજમ રૂ ૪-૬-૦ આપવાનું ઠર્યું છે. ભેટપુસ્તક સિવાય મંગાવનાર ગ્રાહકો પાસેથી રૂ. ૪) લેવાશે. માટે એ પત્રના ગ્રાહક થવા ઇચ્છનારાઓને ભેટપુસ્તક મેળવવું હોય તો નવીન સાલના બજેટમાં રૂા. ૪-૬-૦ નો સવડ રાખવાની સલાહ !

—વડોદરાનું સુપ્રસિદ્ધ સાપ્તાહિક '**સયાજી વિજય**' થોડા વખતમાં અર્ધ-સાપ્તાહિક બનવાનું છે ને એનું ભેટપુસ્તક સાથેનું બહારગામ માટેનું લવાજમ રૂ. ૫-૮-૦ રહેવાનું છે. પણ પુ. સ. સ. મંડળના પ્રયાસથી વડોદરા રાજ્યનાં સાર્વ૦ પુસ્તકાલયોને તે રૂ. ૫-૨-૦ ના લવાજમે ભેટપુસ્તક સાથે મળે એવી ગોઠવણ સ્વીકારાઇ છે. પુસ્તકાલયોના મંત્રીઓ તેમજ બીજા લાગતાવળગતાઓને આની નોંધ લેવાની તથા તે પ્રમાણે નવીન સાલના બજેટમાં રકમ સાધવાની ખાસ ભલામણ !

**જમીનનું દાન:**—વેમાર તા. કરજણ સાર્વજનિક પુસ્તકાલયને વેમારના જ વતની પા. શામળભાઇ રતનભાઇ તરફથી જમીનનું દાન મળ્યું છે, સ્તુત્ય !

**પુસ્તકાલયોને મળેલી ભેટ:**—હીરપુર તા. વિજાપુર શેઠ મૂળજીભાઇ કૃષ્ણારામ તરફથી રૂ. ૩૫)ની કિંમતનું કબાટ તેમના સ્વર્ગસ્થ પિતા શેઠ કૃષ્ણારામ હરિરામ કેસરે-હિંદના સ્મરણાર્થે; તથા ખુરશીઓ નં. ૨ રૂ. ૫ ની કિંમતની અમદાવાદની મીલોમાં મજૂરી કરતાં ગામનાં મજૂર ભાઇબેનોની મંડળી તરફથી.

—ખેરવા તા. મહેસાણા: રૂ. ૧૫) આચાર્ય પુરુષોત્તમ દયાશંકર, ઉંઝા; ૫) પા. રાયચંદ કાનજી કુકરવાડા તા. વિજાપુર; ૫) પા. મૂળચંદ રણછોડદાસ રણાસણ તા. વિજાપુર; ૫) પા. ઇશ્વરદાસ મોતીદાસ કુકરવાડા તા. વિજાપુર; તથા કાંસા તા,

વિસનગરના પા. રણછોડ જોઇતાદાસ, લાખવડ તા. મહેસાણાના પા. હરીદાસ રણછોડદાસ અને કડા તા. વિસનગરના પા. અમથારામ ચેલદાસ એ દરેક તરફથી રૂ. ૨) બે મળી કુલ રૂ. ૩૬) લગ્નપ્રસંગોએ.

—ચડાસણા તા. વિજાપુર : રૂ. ૬) પા. મથુરદાસ પીતાંબરદાસ, ૫) પા. હીરાભાઇ ભુધરદાસ, ૨) પા. માધા બાજી તરફથી તથા બીજા ત્રણ ગૃહસ્થો તરફથી એકેક રૂપિયો મળી કુલ રૂ. ૧૬) લગનપ્રસંગોએ.

**વર્ગીકરણ થઇ ગયું છેઃ**—[ ગતાંકના પૃ: ૪૪૧ થી ચાલુ ] ( ૩૮૨ ) ફત્તેપુર તા. કરજણ; પાદરા મહાલનાં–( ૩૮૩ ) અભોળ ( ૩૮૪ ) ડબકા ( ૩૮૫ ) મુજપુર; ( ૩૮૬ ) રાબડા તા. દામનગર ( ૩૮૭ ) ધામેલ તા. દામનગર.

**અવસાન નોંધ :**—કેળવણી ખાતાના શિરસ્તેદાર તથા રાજ્યનાં જુદાં જુદાં સ્થળોની હાઇસ્કૂલના હેડમાસ્તરપદેથી રાજા પ્રજા ઉભયની સંતોષકારક સેવા બજાવનાર શ્રીયુત નરહરિશંકર શિવશંકર શાસ્ત્રી કડી હાઇસ્કૂલના હેડ માસ્તર તરીકે દોઢેક માસ પર ગુજરી ગયા છે. પુસ્તકાલય પ્રવૃત્તિમાં પણ તેઓ સારો રસ ધરાવતા હતા તેના પુરાવા તરીકે તો તેમની દોરવણી નીચે ભરાયલી કડી મહાલની પ્રથમ પુ. પરિષદ જ બસ છે. કડી મહાલ પુ. મંડળે પોતાના એ માનનીય મર્હુમ પ્રમુખના માનમાં મેળાવડો કરી શોકનો ઠરાવ પસાર કર્યો છે તે યોગ્ય જ કર્યું છે. મર્હુમના આત્માને પ્રભુ ચિર શાંતિ આપો !

## વ૦ રા૦ પુ૦ મંડળ

**પરીક્ષાનું પરિણામઃ**—જુલાઇની ૨૪મી તારીખે લેવાયલી ૧૪મી શિષ્ટવાચનની પરીક્ષાનું પરિણામ ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયું છે, તે જોઇ લેવા લાગતાવળગતાઓને વિજ્ઞપ્તિ !

**પંદરમી પરીક્ષાઃ**—શિષ્ટવાચનની પંદરમી પરીક્ષા માટે 'હેલન કેલર નામની જન્માંધ અમેરિકન બાળા 'ના પ્રેરક જીવનપ્રસંગો વર્ણવતું' **'અપંગની પ્રતિભા'** નામનું પુસ્તક ઠેર્યું છે ને પરીક્ષા જાનેવારી માસની ૨૨ મી તારીખે લેવાશે. એ બાબતની જાહેરાત ચાલુ અંકમાં જ પ્રસિદ્ધ થઇ છે, તે વાંચીને એ પરીક્ષાનો લાભ લેવા લેવડાવવા સારૂ શિષ્ટ સાહિત્યનો બહોળો પ્રચાર થવાની જરૂર પીછાણનારને ભલામણ કરવાની હોય ખરી ?

**જાગતાં જૂથ મંડળોઃ**—ચાલતા આવેલા ધોરણે જૂથ મંડળોની વાર્ષિક સભા ચાલુ માસની ૭ મી તારીખે ભરવા સંબંધી જરૂરી ટહેલ ગતાંકમાં કરવામાં આવેલી. તે મુજબ જે મંડળો તરફથી સભા ભરાયાના સમાચાર રાજ્ય પુ. મંડળ તરફ અત્યાર સુધીમાં આવ્યા છે, તે નીચે પ્રમાણેઃ—

( ૧ ) વરણામા તા. વડોદરા ( ૨ ) વેજપુર તા. સાવલી ( ૩ ) મમદીયાળા તા. ખાંભા.

બીજાં જૂથ મંડળોના મંત્રી ભાઇઓને પોતપોતાના અહેવાલ તરત જ મોકલી આપવાની ભલામણ કરીએ છીએ.

**મહાલ મંડળોની વાર્ષિક સભાઃ**—ખાતાએ માન્ય કરેલા ધોરણ મુજબ મહાલ પુ. મંડળોની વાર્ષિક સભા ચાલુ માસની ૨૧ મી તારીખે ભરવાની છે. એ સંબંધમાં જરૂરી સૂચનાપત્ર જે તે પ્રાન્તિક મંડળ તરફથી જે તે મહાલ મંડળો તરફ મોકલી અપાયું છે. આશા રાખીએ છીએ કે બધાં જ મહાલ મંડળોની વાર્ષિક સભા ચાલુ સાલે ભરાવા પામશે ને તેના અહેવાલ તથા હિસાબ જાણ તેમજ પ્રસિદ્ધિ અર્થે આ તરફ અચૂક મોકલી અપાશે.

**પ્રાંતિક સભાઓઃ**—ગઇ સાલની માફક આ વર્ષની પ્રાંત પુ. મંડળોની વાર્ષિક સભાઓમાં મંડળના માનદ મંત્રી શ્રીયુત મોતીભાઇ અમીન સાહેબ હાજર રહેવાની ખ્વાયેશ ધરાવતા હોવાથી જુદા જુદા પ્રાંતની વાર્ષિક સભાઓ માટે નીચે પ્રમાણેની તારીખો જે તે પ્રાંત મંડળની સંમતિપૂર્વક નક્કી કરવામાં આવી છેઃ—

( ૧ ) નવસારી પ્રાંત માટે તા. ૪–૯–૩૮ ( ૨ ) મહેસાણા પ્રાંત માટે તા. ૧૧–૯–૩૮ ( ૩ ) અમરેલી પ્રાંત માટે તા. ૧૮–૯–૩૮ ( ૪ ) વડોદરા પ્રાંત માટે તા. ૨૫–૯–૩૮.

આ સંબંધમાં જરૂરી પરિપત્ર જે તે પ્રાંત મંડળ તરફથી લાગતાવળગતા સર્વ કોઇને મોકલી આપવાની તજવીજ થઇ છે. ઠરેલી તારીખ ધ્યાનમાં રાખી પોતપોતાના પ્રાંતની સભામાં ઉલટભેર હાજર રહેવા મંડળના સર્વ સભાસદોને વિજ્ઞપ્તિ.

**કુમાર મંડળની કામગીરીઃ**—ચેમાર કુમાર મંડળની એક સભા જુલાઇની આખર તારીખે મુખ્ય શિક્ષક રા. જીવાભાઇ મથુરભાઇ પટેલના પ્રમુખપદે ભરાઇ, તેમાં શાળામાં ભણતાં કુમાર કુમારિકાઓ ઉપરાંત શિક્ષકો તેમ ઇતર ગામજનોએ પણ ઉત્સાહભર્યો ભાગ લીધો હતો. મંડળનો ઉદ્દેશ ને તેના ફાયદા, સ્વચ્છતા, ને વ્યસન માત્રના ગેરફાયદા સંબંધી સભામાં અસરકારક વિવેચનો થયાં હતાં. તેને પરિણામે એક વ્યસન નિષેધક મંડળ અસ્તિત્વમાં આવી ૧૦૦ જેટલા ભાઇઓએ ચાહ બીડીનો ત્યાગ કર્યો છે. વ્યાયામ પ્રવૃત્તિ તથા બાગકામ પર પણ કુમારમંડળ ધ્યાન આપે છે. તુલસીકૃત રામાયણ તથા મહાભારતનું જાહેર વાચન પણ એ સભાસદોએ પોતપોતાના મહોલ્લામાં આરંભ્યું છે. સ્તુત્ય તેમજ અનુકરણીય !

**ગ્રામ વાચક મંડળઃ**—ઝારોળા તા. ભાદરણ સાર્વ. પુ. ના ઉત્સાહી મંત્રી ભાઇ શંકરભાઇ ગોવિંદભાઇ પટેલે જુલાઇ માસની શરૂઆતથી ગામાત વાચક મંડળ ઉભું કર્યું છે. એમાં ૧૨ સભ્યો જોડાયા હોઇ તેઓ દર રવિવારે એકત્ર મળી પોતપોતાના વાંચેલા પુસ્તકની ગ્રામ ભાષામાં રજુઆત કરે એવી યોજના રખાઇ છે. લોકોને આ પ્રવૃત્તિમાં રસ પડે છે ને આનંદ સાથે નવું નવું જાણવા શીખવાનું મળે છે. ભાઇ શંકરભાઇની રાજકોટ ખાતેની લાંબી ગેરહાજરી દરમ્યાન એ પ્રવૃત્તિ જેવી ને તેવી ચાલુ રહે એટલું જ નહિ બલ્કે ખીલે એજ શુભેચ્છા !

## રાજ્ય બહાર

**વિદ્યાપતિનાં અસલ કાવ્યોઃ**—મૈથીલીના કવિ વિદ્યાપતિનાં કાવ્યોનો એક અપ્રાપ્ય હસ્તલિખિત સંચય નેપાળના દરબારી પુસ્તકાલયમાં મળી આવ્યો છે. આ ગ્રંથ તાડપત્રો પર લખાયલો હોઇ ૩૦૦ વર્ષનો જુનો હોવાનું મનાય છે. એની એક ફોટો નકલ મેળવવા માટે કલકત્તા યુનિવર્સિટી નેપાળ દરબાર સાથે પત્રવ્યવહાર ચલાવે છે.

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | મળ્યા તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદ વિજ્ઞાન | ૨૧ | ૮ | જેઠ | ૨-૮-૩૮ |
| ઊર્મિ | ૭ | ૮ | ઑગસ્ટ | ૧-૮-૩૮ |
| કિશોર | ૪ | ૨ | જેઠ | ૧૬-૭-૩૮ |
| કુમાર | ૧૫ | ૭(૧૭૫) | અષાડ | ૨૫-૭-૩૮ |
| ખેડુત, ખેતી અને સહકાર | ૫ | ૧ | જુલાઇ | ૧૧-૭-૩૮ |
| ખેતીવાડી | ૪ | ૪ | શ્રાવણ | ૮-૮-૩૮ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૬ | ૧૨ | જુલાઇ | ૨-૮-૩૮ |
| ગુણસુંદરી | ૩૦ | ૬ | ઑગસ્ટ | ૬-૮-૩૮ |
| ગ્રામજીવન | ૯ | ૧ | ઑગસ્ટ | ૨-૮-૩૮ |
| ચરોતર | ૮ | ૭ | જુલાઇ | ૧૬-૭-૩૮ |
| ચિત્રમય જગત | ૨૪ | ૬ | ઑગસ્ટ | ૧-૮-૩૮ |
| નવચેતન | ૩૩ | ૪ | જુલાઇ | ૧-૭-૩૮ |
| નવરચના | ૩ | ૪ | જુલાઇ | ૧૬-૭-૩૮ |
| પાટીદાર | ૧૫ | ૧૦ | શ્રાવણ | ૨૭-૭-૩૮ |
| પૂર્ણા | ૧ | ૧૨ | જુલાઇ | ૧૬-૭-૩૮ |
| પ્રસ્થાન | ૨૬ | ૧ | વૈશાખ | ૨૪-૬-૩૮ |
| ફાર્બસ ગુ. સભા-ત્રિ૦ | ૩ | ૨ | જુલાઇ-સપ્ટે. | ૨૬-૭-૩૮ |
| બાલજીવન | ૧૮ | ૧૦ | ઑગસ્ટ | ૫-૮-૩૮ |
| બાલસખા | ૨ | ૩ | ,, | ૨-૮-૩૮ |
| બાલમિત્ર | ૧૮ | ૧ | ઑગસ્ટ | ૯-૮-૩૮ |
| બાળક | ૧૮ | ૮ | ઑગસ્ટ | ૨-૮-૩૮ |
| બુદ્ધિપ્રકાશ-ત્રિ૦ | ૭૫ | ૨ | એપ્રિલ-જુન | ૫-૭-૩૮ |
| માનસી-ત્રિ૦ | ૩ | ૨ | જુન | ૨૭-૬-૩૮ |
| યુવક | ૮ | ૮ | ઑગસ્ટ | ૩-૮-૩૮ |
| વસન્ત-ત્રિ૦ | ૩૭ | ૨ | વૈશાખ-અષાડ | ૫-૮-૩૮ |
| વિકાસ-ત્રિ૦ | ૨૦ | ૨ | ડિસેમ્બર | ૧૯-૧-૩૮ |
| વૈદ્ય કલ્પતરુ | ૪૩ | ૮ | ઑગસ્ટ | ૮-૮-૩૮ |
| વ્યાયામ | ૨૩ | ૧૦ | જુલાઇ | ૧૬-૭-૩૮ |
| શારદા | ૨૯ | ૪ | જુલાઈ | ૧૬-૭-૩૮ |
| શિક્ષણ પત્રિકા | ૧૩ | ૫ | અષાડ | ૨૫-૭-૩૮ |
| સૌરાષ્ટ્ર શિક્ષક-ત્રિ૦ | ૧૧ | ૪ | માર્ચ-મે | ૧૦-૬-૩૮ |
| સ્કાઉટ વીર | ૮ | ૮ | ઑગસ્ટ | ૯-૮-૩૮ |
| સ્ત્રી બોધ | ૮૨ | ૮ | ઑગસ્ટ | ૩-૮-૩૮ |

# શું વાંચશો ?

| લેખ | માસિક | પુસ્તક | માસ |
|---|---|---|---|
| યોગસાધના | ઊર્મિ | ૭ | ઑગસ્ટ |
| આસમાનની ઓળખ | | | |
| વર્ધાની યોજનાના મૂળ મુદ્દા | | | |
| યુરોપની યાદવાસ્થળી | કિશોર | ૪ | જેઠ |
| રાષ્ટ્રનો ઋણ | | | |
| લેનીન | | | |
| બ્હેનનો અવસર | કુમાર | ૧૫(૧૭૫) | અષાડ |
| સંસ્કૃત વિદ્યાની નવી સંસ્થા | | | |
| સેવાભાવી શિક્ષક શું કરી શકે ! | ખેતીવાડી | ૪ | શ્રાવણ |
| શિક્ષિતોનો ધર્મ | | | |
| ખોવાયલી ચંપલ | ગુણસુંદરી | ૩૦ | ઑગસ્ટ |
| અપરમાના હેત | | | |
| પુત્રને પગલે | | | |
| સહકારી પેઢીઓ અને સમાજ | ગ્રામજીવન | ૯ | ઑગસ્ટ |
| ચીનમાં ખેતી અને ખેડુતો | | | |
| ઝેકોસ્લોવેકિયા અને મહાયુદ્ધનો સંભવ | ચિત્રમય જગત | ૨૪ | ઑગસ્ટ |
| શાસ્ત્રીય ચમત્કાર | | | |
| મારક દવાઓથી થતું નુકશાન | | | |
| ધાવણવિહોણું દુર્ભાગી બાળક | નવરચના | ૩ | જુલાઇ |
| મંદિર | | | |
| એમન દ' વેલેરા | | | |
| સમાજનાં કલંક | પાટીદાર | ૧૫ | શ્રાવણ |
| વિચિત્ર વહેમો | | | |
| અમેરિકાના સાગરતીરે મય સંસ્કૃતિ | પૂર્ણા | ૧ | જુલાઇ |
| દીવાસળી | | | |
| બાળકની વેદના | | | |
| ઉઘડતા પાને | યુવક | ૮ | ઑગસ્ટ |
| ખારા સાગરમાં | | | |
| શિકોતરૂં | | | |
| કૉલેજની કેળવણી | વસન્ત | ૩૭ | વૈશાખ–અષાઢ |
| મારા નાનપણના સાથી | | | |
| અમારા સમયની કેળવણીનાં સંસ્મરણો | | | |
| સવાકોરીની વસુલાત | શારદા | ૨૯ | જુલાઇ |
| રાજદંડી | | | |
| બુંદેલખંડની લોકવાર્તા | | | |
| આચાર્યની જવાબદારી | શિક્ષણ પત્રિકા | ૧૩ | અષાઢ |
| બાળકોના હકનું જાહેરનામું | | | |
| શુદ્ધ લેખન | | | |

## વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો અને વાચનાલયોની

| અનુક્રમ નંબર | મહાલનું નામ | ગામોની સંખ્યા | મહાલવાર શાળાવાળાં ગામ | કસ્બા પુસ્તકાલયોની વિગત: કસ્બા પુ. ની સંખ્યા | કસ્બા પુસ્તકાલયોની વિગત: અપાયલી મદદ | ગ્રામ પુસ્તકાલયોની વિગત: ગ્રામ પુસ્તકાલયોની સંખ્યા | ગ્રામ પુસ્તકાલયોની વિગત: ફીક્સ મદદ લેનારાઓની સંખ્યા | ગ્રામ પુસ્તકાલયોની વિગત: ગ્રામ વાચનાલયોની સંખ્યા | ગ્રામ પુસ્તકાલયોની વિગત: કસ્બા વા. અને મ. તથા ગા. પુ. | ગ્રામ પુસ્તકાલયોની વિગત: અપાયલી મદદ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૧ | પેટલાદ | ૭૩ | ૭૧ | ૭ | ૧૬૨૫–૦–૦ | ૬૪ | ૫૯ | ૦ | ૨+૪+૩ | ૨૦૭૩–૦–૦ |
| ૨ | ભાદરણ | ૩૧ | ૨૭ | ૧ | ૨૭૫–૦–૦ | ૨૭ | ૨૭ | ૦ | ૦+૧+૧ | ૧૧૫૭–૮–૦ |
| ૩ | વડોદરા | ૧૧૯ | ૭૮ | ૧ | ૫૦૦–૦–૦ | ૫૫ | ૪૬ | ૧૬ | ૧+૦+૦ | ૧૧૭૩–૮–૦ |
| ૪ | પાદરા | ૮૨ | ૭૧ | ૧ | ૨૫૦–૦–૦ | ૬૦ | ૫૫ | ૭ | ૦ | ૧૧૦૮–૮–૦ |
| ૫ | કરજણ | ૯૮ | ૭૮ | ૧ | ૨૭૫–૦–૦ | ૭૧ | ૬૪ | ૪ | ૦ | ૧૧૩૨–૮–૦ |
| ૬ | ડભોઈ | ૯૭ | ૪૮ | ૧ | ૦–૦–૦ | ૪૮ | ૩૯ | ૨ | ૦+૧+૧ | ૬૨૮–૮–૦ |
| ૭ | શિનોર | ૪૫ | ૩૯ | ૧ | ૨૭૫–૦–૦ | ૪૨ | ૩૯ | ૧ | ૦+૧+૦ | ૭૫૦–૦–૦ |
| ૮ | સાવલી | ૭૨ | ૩૪ | ૧ | ૨૦૦–૦–૦ | ૨૭ | ૨૩ | ૬ | ૦+૦+૧ | ૪૪૩–૮–૦ |
| ૯ | વાઘોડીઆ | ૭૧ | ૨૮ | ૧ | ૨૭૫–૦–૦ | ૨૧ | ૧૬ | ૪ | ૦ | ૩૨૩–૦–૦ |
| ૧૦ | તિલકવાડા | ૩૪ | ૮ | ૧ | ૧૩૫–૦–૦ | ૩ | ૩ | ૦ | ૦ | ૮૧–૮–૦ |
| ૧૧ | સંખેડા | ૧૩૦ | ૪૯ | ૨ | ૪૭૫–૦–૦ | ૩૭ | ૩૨ | ૪ | ૦ | ૫૩૨–૦–૦ |
| | કુલ | ૮૫૨ | ૫૩૧ | ૧૮ | ૪૨૮૫–૦–૦ | ૪૫૫ | ૪૦૩ | ૪૪ | ૩+૭+૬ | ૯૪૧૧–૮–૦ |
| ૧૨ | દહેગામ | ૫૬ | ૪૧ | ૧ | ૨૫૦–૦–૦ | ૨૫ | ૨૨ | ૮ | ૦ | ૩૭૧–૮–૦ |
| ૧૩ | આતરસુંબા | ૪૦ | ૧૮ | ૧ | ૭૯–૬–૭ | ૬ | ૬ | ૭ | ૦ | ૧૦૯–૮–૦ |
| ૧૪ | કડી | ૧૨૧ | ૫૪ | ૧ | ૨૭૫–૦–૦ | ૩૯ | ૩૧ | ૮ | ૧+૦+૦ | ૫૮૨–૦–૦ |
| ૧૫ | કલોલ | ૯૧ | ૫૧ | ૧ | ૨૭૫–૦–૦ | ૪૩ | ૩૯ | ૪ | ૦+૧+૦ | ૮૩૪–૦–૦ |
| ૧૬ | વિજાપુર | ૮૭ | ૬૪ | ૨ | ૪૪૬–૧૦–૪ | ૫૩ | ૪૮ | ૭ | ૦ | ૧૧૪૨–૮–૦ |
| ૧૭ | વિસનગર | ૫૬ | ૪૦ | ૧ | ૨૭૫–૦–૦ | ૩૩ | ૨૯ | ૫ | ૦ | ૬૩૩–૦–૦ |
| ૧૮ | મહેસાણા | ૮૪ | ૫૭ | ૧ | ૫૫૦–૦–૦ | ૩૩ | ૨૯ | ૧૦ | ૧+૦+૦ | ૬૬૦–૦–૦ |
| ૧૯ | સિદ્ધપુર | ૮૧ | ૪૩ | ૨ | ૫૦૦–૦–૦ | ૪૨ | ૩૮ | ૦ | ૨+૧+૦ | ૭૩૧–૦–૦ |
| ૨૦ | ચેરાળુ | ૯૧ | ૪૩ | ૨ | ૫૦૦–૧૫–૪ | ૩૪ | ૩૪ | ૨ | ૦+૧+૧ | ૬૭૭–૦–૦ |
| ૨૧ | પાટણ | ૧૪૦ | ૪૦ | ૧ | ૨૫૦–૦–૦ | ૩૫ | ૩૦ | ૨ | ૮+૧+૦ | ૧૦૨૧–૦–૦ |
| ૨૨ | ચાણસ્મા | ૧૧૩ | ૫૩ | ૨ | ૪૯૨–૧૨–૧૦ | ૫૧ | ૪૫ | ૧ | ૦ | ૭૨૬–૦–૦ |
| ૨૩ | હારીજ | ૩૮ | ૫ | ૦ | ૦–૦–૦ | ૫ | ૪ | ૧ | ૦ | ૬૬–૦–૦ |
| | કુલ | ૧૦૩૮ | ૫૦૯ | ૧૫ | ૩૮૯૪–૧૨–૧ | ૩૯૯ | ૩૫૫ | ૫૫ | ૧૨+૪+૧ | ૭૫૪૮–૮–૦ |

તારીજઃ—૧ કુલ ગામ ૨૯૬૯: શાળાવાળાં ગામ ૧૪૨૪: પુસ્તકાલયવાળાં ગામ ૧૧૯૬: વાચનાલય ૧૪૧: કુલ ૧૩૩૭.

૨ પ્રાંત પુસ્તકાલય ૪; કસ્બા પુસ્તકાલય ૪૨; મહિલા પુસ્તકાલય ૧૧; બાલ પુસ્તકાલય ૧૧; ગ્રામ પુસ્તકાલય ૧૬૫૦: મદદ લેનારાં ગામ વાચનાલય ૧૪૧; કસ્બા વાચનાલય ૧૯: સ્વતંત્ર મકાનોવાળાં પુસ્તકાલયની સંખ્યા ૧૭૫ છે

## મહાલવાર સંખ્યા અને તેમને અપાયેલી મદદ સન ૧૯૩૭-૩૮

| અનુક્રમ નંબર | મહાલનું નામ | ગામોની સંખ્યા | મહાલવાર શાળાવાળાં ગામ | કસ્બા પુસ્તકાલયોની વિગત: કસ્બા પુ. ની સંખ્યા | કસ્બા પુસ્તકાલયોની વિગત: અપાયલી મદદ. | ગ્રામ પુસ્તકાલયોની વિગત: ગ્રામ પુસ્તકાલયોની સંખ્યા | ગ્રામ પુસ્તકાલયોની વિગત: પૈકી મદદ લેનારાઓની સંખ્યા | ગ્રામ પુસ્તકાલયોની વિગત: ગ્રામ વાચનાલયોની સંખ્યા | ગ્રામ પુસ્તકાલયોની વિગત: કસ્બા વા. ગ્રામ મ. તથા બા. પુ. | ગ્રામ પુસ્તકાલયોની વિગત: અપાયલી મદદ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૨૪ | નવસારી | ૬૧ | ૪૩ | ૧ | ૪૫૦-૦-૦ | ૪૩ | ૪૨ | ૧ | ૧+૧+૧ | ૯૦૮-૦-૦ |
| ૨૫ | ગણદેવી | ૩૦ | ૨૩ | ૨ | ૫૨૫-૦-૦ | ૧૮ | ૧૮ | ૪ | ૦ | ૩૨૯-૮-૦ |
| ૨૬ | પલસાણા | ૫૨ | ૩૦ | ૧ | ૨૨૫-૦-૦ | ૨૯ | ૨૬ | ૨ | ૦ | ૪૦૬-૦-૦ |
| ૨૭ | કામરેજ | ૭૨ | ૪૨ | ૧ | ૨૭૫-૦-૦ | ૪૨ | ૩૮ | ૧ | ૦ | ૮૩૦-૦-૦ |
| ૨૮ | મહુવા | ૬૯ | ૪૦ | ૦ | ૦-૦-૦ | ૧૭ | ૧૫ | ૧૦ | ૦ | ૪૧૧-૦-૦ |
| ૨૯ | માંગરોળ | ૧૩૨ | ૨૦ | ૦ | ૦-૦-૦ | ૨૨ | ૨૦ | ૧ | ૦ | ૫૯૯-૮-૦ |
| ૩૦ | સોનગઢ | ૨૨૧ | ૯ | ૧ | ૧૩૫-૦-૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૦-૦-૦ |
| ૩૧ | વ્યારા | ૧૫૨ | ૩૪ | ૧ | ૨૭૫-૦-૦ | ૧૨ | ૧૧ | ૪ | ૦+૧+૦ | ૨૦૪-૦-૦ |
| | કુલ | ૭૮૯ | ૨૪૧ | ૭ | ૧૮૮૫-૦-૦ | ૧૮૫ | ૧૭૦ | ૨૩ | ૧+૨+૧ | ૩૬૮૮-૦-૦ |
| ૩૨ | અમરેલી | ૫૯ | ૪૯ | ૧ | ૬૫૦-૦-૦ | ૩૯ | ૩૯ | ૭ | ૩+૧+૧ | ૮૩૬-૦-૦ |
| ૩૩ | દામનગર | ૨૬ | ૨૦ | ૧ | ૨૦૦-૦-૦ | ૧૫ | ૧૩ | ૪ | ૦ | ૧૫૧-૮-૦ |
| ૩૪ | ધારી | ૫૭ | ૨૨ | ૧ | ૩૦૦-૦-૦ | ૧૬ | ૧૬ | ૩ | ૦+૦+૧ | ૩૫૪-૮-૦ |
| ૩૫ | ખાંભા | ૩૧ | ૮ | ૦ | ૦-૦-૦ | ૬ | ૫ | ૧ | ૦ | ૭૯-૮-૦ |
| ૩૬ | કોડીનાર | ૬૪ | ૨૫ | ૧ | ૨૩૯-૦-૦ | ૧૮ | ૧૪ | ૩ | ૦ | ૧૬૮-૮-૦ |
| ૩૭ | રતનપુર | ૮ | ૬ | ૦ | ૦-૦-૦ | ૭ | ૭ | ૦ | ૦ | ૧૨૭-૮-૦ |
| ૩૮ | ભીમકટા | ૧ | ૧ | ૦ | ૦-૦-૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૫-૮-૦ |
| ૩૯ | ઓખામંડળ | ૪૪ | ૧૨ | ૨ | ૬૦૦-૦-૦ | ૯ | ૯ | ૧ | ૦+૨+૧ | ૪૨૫-૮-૦ |
| | કુલ | ૨૯૦ | ૧૪૩ | ૬ | ૧૯૮૯-૦-૦ | ૧૧૧ | ૧૦૪ | ૧૯ | ૩+૩+૩ | ૨૧૪૮-૮-૦ |
| | કુલ એકંદર | ૨૯૬૯ | ૧૪૨૪ | ૪૬ | ૧૨૦૫૩-૧૩-૨ | ૧૧૫૦ | ૧૦૩૨ | ૧૪૧ | ૧૯+૧૯+૧૧ | ૨૨૭૫૬-૮-૦ |

પૈકી ૧૪૯ ગામોએ મકાનો બંધાઇ ગયાં છે અને ૨૫ ગામોએ ( ૫ મહિલા પુસ્તકાલયો + ૨૦ ગ્રામ પુસ્તકાલયો ) મકાનો બંધાવાનાં છે.

ટીપ:—૧. બાકીનાં શાળાવાળાં ગામે વાચનાલયો સાથે પુસ્તકોની પેટીઓ આપેલી છે.

ટીપ:—૨. વડોદરા મધ્યવર્તી પુસ્તકાલય, અને તેના અંગના મહિલા પુસ્તકાલય તથા બાલ પુસ્તકાલયની ગણત્રી આ સંખ્યામાં ગણવામાં આવી નથી.

પુસ્તકાલય ખાતું,
વડોદરા
તા. ૬-૮-૩૮

પં. મ. રાંગણેકર
મદદનીશ વ્યવસ્થાપક,
પુસ્તકાલય ખાતું, વડોદરા રાજ્ય

પુસ્તકાલય ખાતું, સાર્વજનિક પુસ્તકાલય શાખા, વડોદરા.

## સને ૧૯૩૭-૩૮ માં અપાયલી સરકાર મદદની પ્રાંતવાર વિગત

| નંબર. | બાબત. | વડોદરા પ્રાંત | મહેસાણા પ્રાંત | નવસારી પ્રાંત. | અમરેલી પ્રાંત. | કુલ. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧ | કસ્બા પુસ્તકાલયોના નિભાવ માટે | ૪૨૮૫- ૦-૦ | ૩૮૯૪-૧૩-૧ | ૧૮૮૫- ૦-૦ | ૧૯૮૯- ૦-૦ | ૧૨૦૫૩-૧૩-૧ |
| ૨ | ગ્રામ પુસ્તકાલયો, વાંચનાલયો, મહિલા પુસ્તકાલયો તથા બાલ પુસ્તકાલયોના નિભાવ માટે | ૯૨૩૬- ૮-૦ | ૬૮૪૮- ૮-૦ | ૩૪૮૮- ૦-૦ | ૧૯૭૩- ૮-૦ | ૨૧૫૪૬- ૮-૦ |
| ૩ | સને ૧૯૩૭-૩૮ માં ઉઘડેલાં નવીન પુસ્તકાલયોના નિભાવ માટે | ૧૭૫- ૦-૦ | ૭૦૦- ૦-૦ | ૨૦૦- ૦-૦ | ૧૭૫- ૦-૦ | ૧૨૫૦- ૦-૦ |
| ૪ | નવીન ઉઘડેલાં પુસ્તકાલયોને પુસ્તકો ખાતે મદદ | ૫૨૪-૧૨-૦ | ૨૦૯૯- ૧-૦ | ૫૯૯-૧૧-૦ | ૫૨૪-૧૦-૧૧ | ૩૭૪૮- ૨-૧૧ |
| ૫ | પુસ્તકાલયોને મકાન મદદ | ૫૭૪૪- ૦-૦ | ૩૦૫૬- ૦-૦ | ૧૨૦૦- ૦-૦ | ૦- ૦ ૦ | ૧૦૦૦૦- ૦-૦ |
| ૬ | વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ | ૪૦૦- ૦-૦ | ૩૩૨- ૦-૦ | ૧૫૫- ૦-૦ | ૧૧૩- ૦-૦ | ૧૦૦૦- ૦-૦ |
| | કુલ એકંદર | ૨૦૩૬૫- ૪-૦ | ૧૬૯૩૦- ૬-૧ | ૭૫૨૭-૧૧-૦ | ૩૭૭૫- ૨-૧૧ | ૪૮૫૯૮- ૮-૦ |

અંકે અડતાલીસ હજાર પાંચસો અઠ્ઠાણું રૂપીઆ આઠ આના સુન પાઈ.

વડોદરા,
તા. ૮-૮-૩૮

કે. મં. રાંગણેકર
મદદનીશ વ્યવસ્થાપક

## સને ૧૯૩૭-૩૮માં અપાયલી પંચાયત મદદની પ્રાંતવાર વિગત

| નંબર | બાબત | વડોદરા પ્રાંત | મહેસાણા પ્રાંત | નવસારી પ્રાંત | અમરેલી પ્રાંત | કુલ |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧ | કસ્બા પુસ્તકાલયોના નિભાવ માટે | ૩૭૮૪-૧૫-૮ | ૩૮૯૪-૧૩-૧ | ૧૭૪૫- ૦-૦ | ૧૧૪- ૦-૦ | ૯૫૮૮-૧૨-૯ |
| ૨ | ગ્રામ પુસ્તકાલયો, વાંચનાલયો, મહિલા તથા બાલ પુસ્તકાલયોના નિભાવ માટે | ૯૨૧૪- ૮-૦ | ૬૮૫૪- ૦-૦ | ૩૪૫૦- ૦-૦ | ૧૮૬૭- ૮-૦ | ૨૧૩૮૬- ૦-૦ |
| ૩ | સને ૧૯૩૭-૩૮માં ઉઘડેલાં નવીન પુસ્તકાલયોના નિભાવ માટે | ૧૦૦- ૦-૦ | ૭૦૦- ૦-૦ | ૧૫૦- ૦-૦ | ૭૫- ૮-૦ | ૧૦૦૫- ૮-૦ |
| ૪ | પુસ્તકાલયોને મકાન મદદ | ૪૫૦૦- ૦-૦ | ૨૩૯૫- ૫-૧ | ૧૦૦૦- ૦-૦ | ૦- ૦-૦ | ૭૮૯૫- ૯-૧ |
| ૫ | વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ | ૪૦૦- ૦-૦ | ૩૩૨- ૦-૦ | ૧૫૫- ૦-૦ | ૧૧૪- ૦-૦ | ૧૦૦૦- ૦-૦ |
| | કુલ એકંદર | ૧૭૯૯૯- ૭-૮ | ૧૪૧૭૬- ૬-૨ | ૬૫૦૦- ૦-૦ | ૨૨૦૦- ૦-૦ | ૪૦૮૭૫-૧૩-૧૦ |

અંકે ચાલીસ હજાર આઠસો પંચોતેર રૂપીઆ તેર આના દશ પાઇ

વડોદરા, ...

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક,
પુસ્તકાલય ખાતું, વડોદરા રાજ્ય

પુસ્તકાલય ખાતું, સાર્વજનિક પુસ્તકાલય શાખા, વડોદરા.

સને ૧૯૩૭–૩૮ માં મકાનો માટે અપાયલી સરકાર પંચાયત મદદની વિગત

| અનુક્રમ નંબર | ગામનું નામ | સરકાર મદદ | પંચાયત મદદ | શેરો |
|---|---|---|---|---|
| ૧ | મોભા તા. પાદરા | ૨૪૭–૭–૪ | ૦–૦–૦ | પંચાયત મદદ સને ૧૯૩૮–૩૯ માં આપવામાં આવશે. |
| ૨ | સેવાસી તા. વડોદરા | ૧૦૦૦–૦–૦ | ૧૦૦૦–૦–૦ | |
| ૩ | સોખડા તા. વડોદરા | ૧૦૦૦–૦–૦ | ૦–૦–૦ | ,, |
| ૪ | વસો મહિલા પુ. | ૪૯૬–૮–૮ | ૫૦૦–૦–૦ | |
| ૫ | કોયલી તા. વડોદરા | ૧૦૦૦–૦–૦ | ૧૦૦૦–૦–૦ | |
| ૬ | કાણીસા તા. ભાદરણ | ૧૦૦૦–૦–૦ | ૧૦૦૦–૦–૦ | |
| ૭ | વલણ તા. કરજણ | ૧૦૦૦–૦–૦ | ૧૦૦૦–૦–૦ | |
| ૮ | સિદ્ધપુર મહિલા પુ. | ૨૦૦૦–૦–૦ | ૦–૦–૦ | ,, |
| ૯ | કલ્યાણપુરા તા. કડી | ૧૦૦૦–૦–૦ | ૨૧૯–૨–૧૧ | ,, |
| ૧૦ | બીલોદરા તા. વિજાપુર | ૫૬–૦–૦ | ૫૬–૦–૦ | |
| ૧૧ | ઊંઝા મહિલા પુ. | ૦–૦–૦ | ૨૦૦૦–૦–૦ | સરકાર મદદ સને ૧૯૩૬–૩૭ માં આપવામાં આવેલી છે. |
| ૧૨ | પાટણ મહિલા પુ. | ૦–૦–૦ | ૧૨૦–૬–૨ | જમીનના વળતર માટે પંચાયતે બારોબાર આપેલા છે. |
| ૧૩ | દીગસ તા. કામરેજ | ૧૦૦૦–૦–૦ | ૦–૦–૦ | પંચાયત મદદ સને ૧૯૩૮–૩૯ માં આપવામાં આવશે. |
| ૧૪ | સીસોદરા તા. નવસારી | ૨૦૦–૦–૦ | ૦–૦–૦ | ,, |
| ૧૫ | કપુરા તા. વ્યારા | ૦–૦–૦ | ૧૦૦૦–૦–૦ | સરકાર મદદ સને ૧૯૩૬–૩૭ માં આપવામાં આવેલી છે. |
| | કુલ રૂ. | ૧૦૦૦૦–૦–૦ | ૯૮૯૫–૯–૧ | |

સને ૧૯૩૭–૩૮ આખર સુધીમાં નીચે પ્રમાણે ગ્રામ પુસ્તકાલયોનાં મકાનોની વિગત છે.

| | | | |
|---|---|---|---|
| ૧ | સ્વતંત્ર મકાનોવાળાં પુસ્તકાલયો | ૧૪૯ | |
| ૨ | મકાનો ખાતે સરકાર પંચાયત મદદ અપાઇ ગઇ છે અને મકાનો બંધાવવા સંબંધી કામો ચાલે છે તેવાં | ૨૫ | આ પૈકી ૫ મહિલા ને ૨૦ ગ્રામ પુસ્તકાલયોનાં મકાનો બંધાવાનાં છે. |
| | કુલ... | ૧૭૪ | |

વડોદરા,
તા. ૮–૮–૩૮

ફિ. મ. રાંગણેકર
મદદનીશ વ્યવસ્થાપક,
પુસ્તકાલય ખાતું, વડોદરા રાજ્ય

## સંન ૧૯૩૭–૩૮ માં વાચનાલયોને સરકાર મદદ આપ્યાની યાદી:

### વડોદરા પ્રાંત

#### કરજણ મહાલ

| | | |
|---|---|---|
| ૧ | નિશાળીઆ | ૭–૮–૦ |
| ૨ | કીયા | ૫–૮–૦ |
| ૩ | અભરા | ૫–૮–૦ |
| ૪ | હલદરવા | ૫–૮–૦ |

#### તા. ડભોઇ

| | | |
|---|---|---|
| ૧ | અલ્હાદપુરા | ૫–૮–૦ |
| ૨ | જીયાતલાવડી | ૫–૮–૦ |

#### પાદરા મહાલ

| | | |
|---|---|---|
| ૧ | લોલા | ૫–૮–૦ |
| ૨ | મંજાતણુ | ૬–૮–૦ |
| ૩ | સીહોર | ૫–૮–૦ |
| ૪ | મોભારોડ | ૧૮–૦–૦ |
| ૫ | સોમજીપુરા | ૫–૮–૦ |
| ૬ | બ્રામણવસી | ૬–૮–૦ |
| ૭ | મહમદપુરા | ૫–૮–૦ |

#### તા. પેટલાદ

| | | |
|---|---|---|
| ૧ | વસો આરોગ્ય× | ૫૦–૦–૦ |
| ૨ | ધર્મજ અંત્યજ× | ૧૨–૦–૦ |

#### વડોદરા મહાલ

| | | |
|---|---|---|
| ૧ | કરાલી | ૫–૮–૦ |
| ૨ | ધનોરા | ૫–૮–૦ |
| ૩ | ફાજલપુર | ૫–૮–૦ |
| ૪ | અલાદપુરા | ૬–૦–૦ |
| ૫ | અંકોટા | ૬–૮–૦ |
| ૬ | કરોડીઆ | ૫–૮–૦ |
| ૭ | મહાપુરા | ૬–૮–૦ |
| ૮ | વડોદરા મેલટ્રેનીંગ કૉલેજ યુનીયન× | ૫૦–૦–૦ |
| ૯ | અંપાડ | ૫–૮–૦ |
| ૧૦ | સોનારકુઇ | ૬–૮–૦ |
| ૧૧ | ફાજલપુર (સાંકરદા) | ૬–૮–૦ |
| ૧૨ | ખલીપુર | ૫–૮–૦ |
| ૧૩ | દૈલતપુર | ૫–૮–૦ |
| ૧૪ | તલિલજા | ૫–૮–૦ |
| ૧૫ | વેમાલી | ૮–૦–૦ |
| ૧૬ | ગોસીંદ્રા | ૭–૮–૦ |

#### વાઘોડીઆ મહાલ

| | | |
|---|---|---|
| ૧ | લીલોરા | ૫–૮–૦ |
| ૨ | ચીપડ | ૫–૮–૦ |
| ૩ | તરસવા | ૫–૮–૦ |
| ૪ | રાહકુઇ | ૫–૮–૦ |

#### શીનોર મહાલ

| | | |
|---|---|---|
| ૧ | ગરાડી | ૫–૮–૦ |

#### સંખેડા મહાલ

| | | |
|---|---|---|
| ૧ | ઝાબ | ૬–૮–૦ |
| ૨ | લાછરસ | ૫–૮–૦ |
| ૩ | લોટીઆ | ૫–૮–૦ |
| ૪ | પાટણા | ૬–૮–૦ |

#### સાવલી મહાલ

| | | |
|---|---|---|
| ૧ | ઉત્તમનગર | ૭–૮–૦ |
| ૨ | ધંટીઆળ | ૫–૮–૦ |
| ૩ | અસીંદ્રા | ૬–૮–૦ |
| ૪ | કુંપાડ | ૫–૮–૦ |
| ૫ | શાન્તીપુરા | ૧૨–૦–૦ |
| ૬ | કડાચલા | ૫–૮–૦ |

વડોદરા પ્રાંતની કુલ સરકાર મદદ ૩૮૫–૮–૦

### નવસારી પ્રાંત

#### કામરેજ મહાલ

| | | |
|---|---|---|
| ૧ | મોવાછી | ૫–૮–૦ |

#### ગણદેવી મહાલ

| | | |
|---|---|---|
| ૧ | પાટી | ૫–૮–૦ |
| ૨ | દેવસર | ૭–૮–૦ |
| ૩ | ભાઠા | ૫–૮–૦ |
| ૪ | કેસલી | ૫–૮–૦ |

#### નવસારી મહાલ

| | | |
|---|---|---|
| ૧ | નવસારી સ્ટેશન રોડ× | ૧૦–૦–૦ |
| ૨ | ચોખડ | ૫–૮–૦ |

#### પલસાણા મહાલ

| | | |
|---|---|---|
| ૧ | કણાવ | ૫–૮–૦ |
| ૨ | તાંતીઝઘડા | ૫–૮–૦ |

#### મહુવા મહાલ

| | | |
|---|---|---|
| ૧ | વલવાડા | ૫–૮–૦ |

૨ બીલખડી ૫–૮–૦
૩ વહેવલ ૫–૮–૦
૪ ઉમરા ૬–૮–૦
૫ વાંમકુઇ ૮–૮–૦
૬ વડીઆ ૫–૮–૦
૭ મહુવરીઆ ૫–૮–૦
૮ બામણીઆ ૭–૮–૦
૯ વાંક (ભગવાનપુરા) ૫–૮–૦
૧૦ ડુંગરી ૫–૮–૦

### માંગરોળ મહાલ

૧ લુવારા ૫–૮–૦

### વ્યારા મહાલ

૧ બહેડારાયપુરા ૫–૮–૦
૨ સાંકળી ૫–૮–૦
૩ ઉમરવાવ નજીક ૫–૮–૦
૪ ચીખલ વાવ ૫–૮–૦

**નવસારી પ્રાંતની———**
**કુલ સરકાર મદદ ૧૪૪–૮–૦**

× આ નિશાનીવાળાં કસ્બા વાચનાલય છે.

## મહેસાણા પ્રાંત

### આતરસુંબા મહાલ

૧ આંબવેલ ૫–૮૦–
૨ કમાલબંધ વાસણા ૫–૮–૦
૩ ધડીઆ ૫–૮–૦
૪ વડાલી ૫–૮–૦
૫ ઉકરડીના મુવાડા ૬–૮–૦
૬ અંડા ૫–૮–૦
૭ ગરોડ ૫–૮–૦

### દહેગામ મહાલ

૧ મળીઆના મઠ ૬–૮–૦
૨ જાખોરા ૫–૮–૦
૩ નાના જલુંદરા ૪–૮–૦
૪ સલાટપુર ૫–૮–૦
૫ સીહોલી મોટી ૫–૮–૦
૬ વાસણા ચોધરી ૮–૮–૦
૭ આલમપુર ૫–૮–૦
૮ શાહપુર ૫–૮–૦

### કડી મહાલ

૧ માથાસુળ ૫–૮–૦
૨ ચડાસણા ૭–૦–૦
૩ નગરાસણ ૫–૮–૦
૪ ઢોરીયા ૪–૮–૦
૫ ચાલાસણ ૫–૮–૦
૬ શિયાપુરા ૫–૮–૦
૭ અંબાવપુરા ૫–૮–૦
૮ કડી દાસ× ૪૦–૦–૦
૯ નાની કડી× ૭–૦–૦

### કલોલ મહાલ

૧ નાદરી ૫–૮–૦
૨ ભોયણ રાઠોડ ૬–૮–૦
૩ રાચરડા પાંજરાપોળ ૬–૮–૦
૪ કારોલી ૫–૮–૦

### ખેરાળુ મહાલ

૧ મહાસણા ૫–૮–૦
૨ પાન્છા ૫–૮–૦

### ચાણસ્મા મહાલ

૧ બરીયદ ૫–૮–૦

### વિજાપુર મહાલ

૧ પાલડીવ્યાસ ૪–૮–૦
૨ જેતપુર ૫–૮–૦
૩ ઇબરામપુર ૫–૮–૦
૪ ગુંદરાસણ ૮–૮–૦
૫ ધનપુરા ૫–૮–૦
૬ હરણહોડા ૫–૮–૦
૭ ગણેશપુરા ૫–૮–૦

### મહેસાણા મહાલ

૧ ભાસરીયા ૫–૮–૦
૨ મહેસાણાપરા× ૬–૮–૦
૩ આંબલીઆસણ ૫–૦–૦
૪ પુનાસણ ૪–૮–૦
૫ ચરાડુ ૭–૮–૦
૬ સીડોસણા ૫–૮–૦
૭ મુદરડા ૯–૦–૦
૮ નાગલપુર ૬–૮–૦
૯ દેલા ૫–૮–૦
૧૦ ધાધુસણ ૫–૮–૦
૧૧ સોભાસણ ૫–૮–૦

### પાટણ મહાલ

૧ પાટણ કંપાણી મિત્રમંડળ× ૪૫–૦–૦
૨ પાટણ ટાંકવાડા× ૫૦–૦–૦
૩ ક્ષિંદલા ૫–૮–૦
૪ પાટણ ધીવટા× ૨૧–૦–૦

૫ પાટણ સાલવી
ડો. પંડયા
અભ્યાસગૃહ× ૪૫—૦—૦
૬ પાટણ સોનીવાડો× ૩૦—૦—૦
૭ પાટણ ઠાકરડા
વસતીગૃહ× ૧૧—૦—૦
૮ પાટણ અનાથબાળાશ્રમ×
૧૨—૦—૦
૯ પાટણનાગરવાડા× ૩૬—૦—૦
૧૦ ઉંરે ૫—૮—૦

## સિદ્ધપુર મહાલ

૧ ઉંઝા રામપુરા× ૫—૮—૦
૨ ઉંઝા આર્ય-
સમાજ× ૧૧—૦—૦

## વિસનગર મહાલ

૧ સેવાળા ૫—૮—૦
૨ ગુંશી ૬—૮—૦
૩ બાકરપુર ૬—૮—૦
૪ ધામણવા ૧૦—૦—૦
૫ રંગાકુઇ ૭—૮—૦

## હારીજ મહાલ

૧ પીપલાણા ૫—૮—૦
**મહેસાણાપ્રાંત કુલ——— સરકાર મદદ રૂ. ૬૩૮—૦—૦**

# અમરેલી પ્રાંત

## અમરેલી મહાલ

૧ અમરેલી સામુ-
દ્રિમાતા× ૧૪—૦—૦
૨ અમરેલીચોરાપા× ૧૫—૦—૦
૩ રાજસ્થળી ૫—૮—૦
૪ મેડી ૫—૮—૦
૫ અમરેલી
ગાંધીપા× ૨૮—૦—૦
૬ ફતેપુર ૫—૮—૦
૭ તરવડા ૫—૮—૦
૮ ચાંપાથળ ૫—૮—૦
૯ ટીંબલા ૫—૮—૦
૧૦ પીપળસઠ ૫—૮—૦

## દામનગર મહાલ

૧ ઠાંસા ૫—૮—૦
૨ દહીંથરા ૫—૮—૦
૩ હીરાણા ૫—૮—૦
૪ કરકોલીઆ ૫—૮—૦

## કોડીનાર મહાલ

૧ ગોહેલની ખાણ ૫—૮—૦
૨ માલસરમ ૭—૮—૦
૩ માલગામ ૫—૮—૦

## ધારી મહાલ

૧ કુબડા ૫—૮—૦
૨ કમી ૫—૮—૦
૩ હુડલી ૪—૮—૦

## ખાંભા મહાલ

૧ ઝીકીઆવી ૫—૮—૦

## ઓખામંડળ મહાલ

૧ ઓખાપોર્ટ સ્ટુડન્સ
વાચનાલય ૫—૮—૦

**અમરેલી તથા ઓખામંડળ પ્રાંત——— કુલ સરકારમદદ ૧૬૨—૮—૦**

× આ નિશાનીવાળા કસ્બા વાચનાલય છે.

એકંદર ૧૪૧ ગ્રામવાચનાલયોએ તેમજ ૧૯ કસ્બાવાચનાલયોએ મદદ લીધી છે.

વડોદરા,
તા. ૬—૮—૩૮

के. मं. रांगणेकर.
મદદનીશ વ્યવસ્થાપક

પ્રસંગે કોઇ પણ સભાસદને કે ખાનગી ઇસમને ધીરવી નહીં. તેમજ થાપણ તરીકે મૂકવી પણ નહીં. છતાં જે પુસ્તકાલય તરફથી કાયમ ફંડની રકમ સભાસદને કે ખાનગી ઇસમને ધીરવામાં આવશે તેની જોખમદારી જેમના તેમના ઉપર અને જે તે પુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળ ઉપર રહેશે અને આવી રીતે ધીરેલી રકમ જેતી તેની પાસેથી વસુલ કરી લેવાની ફરજ પડશે.

અત્યાર સુધીમાં કાયમ ફંડની રકમો કેટલા ઇસમોને ધીરવામાં આવી છે તે જાણવાની જરૂર હોવાથી સર્વ પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે જે તે પુસ્તકાલયની કાયમ ફંડની રકમ તા. ૧-૮-૩૮ ના રોજ કેટલી છે અને તે કયાં કયાં જમા મૂકેલી છે, તેની હકીકત નીચે જણાવેલા પત્રકરૂપે આ સૂચના પ્રસિદ્ધ થયે દિન ૫ માં આ તરફ બીનચૂક મોકલવી.

જે પુસ્તકાલયની કાયમ ફંડની રકમો સભાસદને તેમજ ખાનગી ઇસમને ત્યાં મૂકેલી હશે તેની જ હકીકત મોકલવાની છે. વળી, ઘણાં પુસ્તકાલયોમાં સભ્યોની તેમજ ખાનગી ગૃહસ્થોની રકમો જમા લેવામાં આવે છે તે પ્રથા પણ આ સૂચનાથી બંધ કરવામાં આવે છે.

**પત્રકનો નમૂનો**

| જેને ત્યાં રકમ મુકી હોય અગર જેની રકમ લીધી હોય તેનું નામ | રકમ મૂકી તે મુદલ | કઇ તારીખે મૂકી ? | વ્યાજની-રકમ તારીખ સહ | કુલ |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |

| વસુલ આવી તે | | તા. ૧-૮-૩૮ ના રોજ નીકળતું બાકી લ્હેણું | ખાતું પડાવી લીધું હોય તો તેની હકીકત અગર કબુલત લખી લીધી હોય તેની હકીકત | બાકી નીકળતી રકમ વસુલ લેવા માટે કરેલી તજવીજ | શેરો |
|---|---|---|---|---|---|
| રકમ | તારીખ | | | | |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |

પુસ્તકાલય ખાતું,
સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા, તા. ૬-૮-૧૯૩૮

પુ. ત્રિ. શાહ

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નંબર ૪૩૦ સને ૧૯૩૮–૩૯

# વિષય

### આજ્ઞાપત્રિકા સંબંધી હકીકત મોકલવા બાબત

શ્રીમંત સરકાર તરફથી થતા સામાજીક કાયદા કાનુનો વગેરેની બાબતમાં રાજ્યની પ્રજા અજ્ઞાન ન રહે એટલા માટે દરેક પુસ્તકાલયને આજ્ઞાપત્રિકા વિના લવાજમે મળવી જોઇએ એવો એક કામે પ્રશ્ન ઉપસ્થિત થવાથી કેટલાં પુસ્તકાલયોને આજ્ઞાપત્રિકા મળતી નથી એ હકીકત જાણવાની ખાસ જરૂર છે. માટે આથી રાજ્યનાં સર્વ પુસ્તકાલયો, વાચનાલયોના મંત્રીઓ, ગ્રંથપાલો અને વ્યવસ્થાપક મંડળના સભ્યોને જણાવવામાં આવે છે કે જે જે પુસ્તકાલયોને આજ્ઞાપત્રિકા મળે છે અને જેને મળતી નથી તેની હકીકત ચાલુ માસ આખર સુધીમાં આ તરફ બીનચૂક મોકલી આપવી. જેમના તરફથી હકીકત વખતસર નહીં આવે તેમની પાછળથી આજ્ઞાપત્રિકા મળવા બાબતની માગણી ઉપર ધ્યાન આપવામાં આવશે નહીં. આ હકીકત મે. રા. રા. કર્મસચીવ સાહેબ તરફ મોકલવાની હોવાથી મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબના નં. $\frac{૩૨૫૭}{૩૭-૩૮}$ તા. ૩૦–૭–૩૮ ના હુકમાનુસાર મંગાવવામાં આવી છે; તો આશા છે કે જે તે પુસ્તકાલયના સંચાલકો આ હકીકત સત્વરે મોકલવા તજવીજ કરશે.

સાર્વજનિક પુસ્તકાલય શાખા, } પું. ત્રિ. શાહ.
વડોદરા, તા. ૬–૮–૧૯૩૮ }

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૪૩૧ સને ૧૯૩૮–૩૯

# વિષય

### ફ્રે. પુ. શાખાનાં નવીન પુસ્તકો બાબત

સૂચના નં. ૪૧૧, ૪૦૬ અને ૪૨૦ માહે ઑકટોબર, નવેંબર ૧૯૩૭ અને જુન ૧૯૩૮ ના અનુસંધાનમાં જણાવવાનું કે ફરતા પુસ્તકાલયના ઉપયોગ માટે માહે જુન ૧૯૩૮ થી માહે જુલૈ ૧૯૩૮ સુધીમાં નીચેનાં પુસ્તકોનો વધારો કરવામાં આવ્યો છેઃ—

## ગુજરાતી

| લેખક | પુસ્તકનું નામ | સાલ |
|---|---|---|
| ઓઝા, ઉછરંગરાય કે. | તક્ષશીલાની રાજમાતા. | ૧૯૩૮ |
| ગાંધી, ભોગીલાલ | દત્તા | ૧૯૩૭ |
| ગૌતમ, રમાકાંત ર. | અમજપતી | ૧૯૩૮ |
| દેસાઇ, મગનભાઇ ( સં. ). | આચાર્ય કૃપાલાનીના લેખો | ૧૯૩૭ |
| નાનાવટી, કેશવલાલ ભ. | અંગ્રેજી ગુજરાતી અને ગુજરાતી અંગ્રેજી ડીક્ષનરી | ૧૯૩૪ |
| બકુલેશ. | નિશ્વાસ | ૧૯૩૬ |
| ભટ, ચંદ્રભાઇ | શહિદી | ૧૯૩૭ |
| ભટ, વિનોદરાય હ. | અભિષેક | ૧૯૩૮ |
| મસ્તફકીર | હાસ્ય છાંટણા | ૧૯૩૮ |
| શહેરાવાળા, ઇદુકુમાર શં. | ક્ષીતીશ | સં. ૧૯૯૪ |
| શુકલ નર્મદાશંકર ધ. | એકાકી | સં. ૧૯૯૪ |
| સોપાન | અખંડ જ્યોત | ૧૯૩૮ |
| હેમચંદ્ર સાધુચરિત નારાયણ (અનુવાદક) | શરદચંદ્ર | ૧૯૩૮ |

આશા છે કે ઉપરનાં પુસ્તકોનો બહોળા પ્રમાણમાં લાભ લોકો લેશે.

વડોદરા,
તા. ૬ માહે ઑગસ્ટ ૧૯૩૮

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક,
પુસ્તકાલયખાતું, વડોદરા.

પુસ્તક ૧૩ મુ
અંક ૯મો

સપ્ટેમ્બર
૧૯૩૮



# પુસ્તકાલય

લવાજમ:
ાં વાર્ષિક રૂ. ૩-૮-૦
શમાં ,, રૂ. ૫-૦-૦
ક નકલ રૂ. ૦-૬-૦

તંત્રીઓ:
નૌનાભાઈ ચંદ્રશેખર દીવાનજી
નાજુકલાલ નંદલાલ ચોકસી

વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઈ અમીન
બી. કૉમ
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા વડોદરા



# અનુક્રમણિકા.

# પુસ્તકાલય

પુસ્તક ૧૩ મું | સપ્ટેમ્બર | અંક ૯ મો


## અ સ્થિ ર તા

(૧)

કર ગ્રંથ ગ્રહી, મન સ્થિર કરી,
વાચન કરવા, ઉર આશ ઘણી.
—( પણ )—
જ્યાં ગ્રંથ ગ્રહ્યો—
ચીત કાબુ ગયો—
—મનડું ભટકે,
—નયનો છટકે,
કર ગ્રંથ ગ્રહ્યો નવ ધ્યાન રહે.
ફરતું
ચીતડું
કેયમ સ્થિર કરૂં ?

(૨)

ગુરૂ પાસ ગયે, શુભ શીખ મળી :
" હરિ ૐ, હરિ ૐ, પ્રભુ ધૂન કરી,
દશ મીનીટ, પ્રાણાયામ કરી,
ગ્રહી ગ્રંથ પઢો,
મન હોંશ ધરો,
પછી અસ્થિરતા, નવ જાણો તમો. "

બલવન્ત મહેતા

# શુભોપદેશ

[ રાસ ]

( હું તો ઇશ્વર પૂજવા નિસરી રે લોલ—એ ઢાળ )

એનો ગ્રન્થો વાંચો તમે પ્રેમથી રે લોલ !
ભવસાગર તરશો ક્ષેમથી રે લોલ !— ૧

જ્ઞાન–પ્રેમી બનો સહુ બેનીઓ રે લોલ !
ગ્રન્થ પૂજે સુજ્ઞાન પામીએ રે લોલ !— ૨

જ્ઞાનનું સરોવર પોથીઓ રે લોલ !
સખી બેઢાં ભરી વારિ લુંટીએ રે લોલ !— ૩

જ્ઞાન–વારિ થકી સ્નાન કીજીએ રે લોલ !
સખી પ્રીતમને ભાવે ભીંજીએ રે લોલ !— ૪

ગ્રન્થાલયો ગામ ગામ છે રે લોલ !
લાભ લેવો એ આપણું કામ છે રે લોલ !— ૫

જાત જ્ઞાનવિહોણી જો રાખીએ રે લોલ !
પશુ સમાન ગણાઈએ રે લોલ !— ૬

શુભ પ્રેરણા સુગ્રન્થો આપશે રે લોલ !
સંસારનાં કષ્ટો કાંપશે રે લોલ !— ૭

ખોટા વ્હેમ અને મોહ છોડીએ રે લોલ !
કુરૂઢિ સમાજની તોડીએ રે લોલ !— ૮

નિજ જ્ઞાને કરીને, પાપથી રે લોલ !
દૂર ગ્રન્થો તણા શુભ શાપથી રે લોલ !— ૯

સખી શીખવીએ પુત્રી પુત્રને રે લોલ !
'જ્ઞાન પ્રેમી બનો' એ સૂત્રને રે લોલ !— ૧૦

જ્ઞાનપ્રેમી સયાજી શ્રી ભૂપને રે લોલ !
વળી નિજે ભરેલ જ્ઞાનકૂપને રે લોલ !—૧૧

અંતરથી શુભાશિષ આપીએ રે લોલ !
પ્રભુ ! અમર રાખજે બેઉને રે લોલ !—૧૨

સાવલી ] પુષ્પાબેન ર. પંડ્યા

—✻—

# વાચનની સમસ્યા

[ લેખક :—રણછોડભાઇ પ. પટેલ, કચ્છીન ]

જીવનની એક ક્ષણ એવી આવી કે જ્યારે મારા આત્માએ મને પ્રશ્ન પૂછ્યો: **" શા વાસ્તે પુસ્તકો વાંચે છે ? "** મેં મારો જવાબ આત્માને આપી દીધો.

જિંદગીની બીજી ઘડી એવી આવી કે જ્યારે ગ્રંથોનો દરિયો જોઇ હૃદય ગભરાઇ ગયું. હું પુસ્તકોનાં જંગલોમાં ખોવાઇ ગયો. શાંતિનિકેતનના વિદ્યાભવનના હસ્તલિખિત અને છાપેલા ગ્રંથોએ એક વાર મને ગુંગળાવી નાખ્યો. આટલા બધા શબ્દોમાંથી રહસ્યો દ્હોતાં તો યુગોના યુગો વહી જાય ! ત્યારે શું લખતાં લખતાં, વાંચતાં વાંચતાં જ પૃથ્વીયાત્રા પૂરી કરી નાખવાની હશે ? દિન પ્રતિદિન મુદ્રણાલયોના જ્વાળામુખીઓ પુસ્તકોના પથ્થરો જગત ઉપર ફેંકતા હતા. આ પુસ્તકોનો લાવા પ્રજામાનસનો સંહાર કરવા ધસી રહ્યો છે કે શું ?

સાબરમતીના કારાગાર પાસે ગાંધીજીએ મને દીધેલો ઉપદેશ યાદ આવ્યો: **" વાંચવાથી નહીં પણ વિચારવાથી આવડે છે. "** વિચાર્યા વિનાનું વાચન વાચન જ નથી. મારી ટૂંકી બુદ્ધિને તર્ક થયો: ' એક ગ્રંથની લીટીએ લીટીએ ટીંગાતા ટીંગાતા જઇએ તો તે ગ્રંથ ક્યારે પૂરો થાય ? તો તો વર્ષે દહાડે ભાગ્યે જ પાંચદશ ચોપડાં વંચાય. વળી થયું ' ગાંધીજીની સલાહ ખોટી તો હોય જ નહીં. ' એટલે આત્માની વિહ્વલતા બેસુમાર વધી પડી.

ઉત્તરાયણની મેડી ઉપર એકવાર મને ગુરુદેવ રવિબાબુ મળ્યા. મેં તેઓની પાસે મારું આંતરદર્દ ઠાલવ્યું: " આ પુસ્તકોના ઢગલા ક્યારે ઉથલાવી રહેવાય ? હજુય પુસ્તકોના પ્રાકટ્યની ગતિ અટકતી જ નથી. ગ્રંથો વધ્યે જ જાય છે. શું વાંચે ને શું ન વાંચે ? કેટલું વાંચે ને કેટલું રહેવા દે ? " કવિવર બોલ્યા: " હું અતિશય અને વિષયાંતર વાચનમાં માનું છું. ફિલસુફી, ધર્મ, પોલીટીક્સ, સાહિત્ય, કલા—બધાં વાંચ્યે જ રાખવાં. " મારા આશ્ચર્યભર્યા કાને આ કથનની નોંધ લીધી. મેં બ્હીતાં બ્હીતાં એક શબ્દ—પ્રત્યાઘાત કર્યો: " વાંચવાથી નહીં, પણ વિચારવાથી આવડે છે. " ગુરુદેવે જવાબ વાળ્યો: " દરેક માનવી વિચારશકિત સાથે જન્મ્યો હોતો નથી. વાચન વિચારને પ્રેરે છે, ઉશ્કેરે છે. ' વેકયુમ 'માં વિચાર સંભવતો જ નથી. "

સૂક્ષ્મ રીતે વિચારતાં લાગ્યું કે ગાંધીજી અને ટાગોરજીનાં વાચન સંબંધી મંતવ્યોમાં કાંઇ ઝાઝો ફરક નહોતો. વાચનમાં વિચારની પ્રધાનતા બન્ને વિભૂતિઓ સ્વીકારી લેતી હતી. છતાં ય ગાંધીજીને વાસ્તે કદાચ સાહિત્ય રસચટકા કરતાં જીવન—પ્રયોગની ખાતર હોય, ટાગોરને માટે તે આનંદ, વૈભવ અને વિચારોલ્લાસને વાસ્તે હોય. આવા ભ્રમ સાથે મેં મારી તર્કસંકલના અટકાવી.

વાચન જીવનપ્રયોગની ખાતર જ હોય તો તો વાંચવાનો ઘણો બોજો હળવો થઇ જાય છે. વાચન રસતૃપ્તિ અને ઉપભોગને વાસ્તે હોય તો તો હૃદય રોજ નવાં નવાં સાહિત્યપુષ્પો ઉપર ગુંજવા મથે છે. એકમાં વાચનની સીમાનો કોકલ જડે છે, બીજામાં વાચનની ક્ષિતિજ અપરિમિત બને છે. આમ મેં ધાર્યું.

એક વર્તુલ દોરી મારે મારા વાચનની મર્યાદા બાંધવી જોઇએ એમ મેં કલ્પ્યું. કનૈયાલાલ મુનશીને એરેબીયન નાઇટ્સ ખૂબ ગમતું. ગાંધીજીને ટૉલ્સ્ટૉયના ગ્રંથો વ્હાલા હતા. ધર્માનંદ કોસંબીનું જીવન બુદ્ધના ચારિત્ર્યાખ્યાનનો પરિચય કર્યાથી પલટાઇ ગયું. ટૉલ્સ્ટૉયનો આત્મા બાઇબલથી શાંત પડ્યો. શોપનહારને ઉપનિષદમાંથી આશ્વાસન મળ્યું. થૉરો ગીતામાંથી જ્ઞાન પામ્યો.

વળી, રજનીકાંતનું ' વર્જીન સૉઇલ ', ગૉર્કીનું ' મધર ', ડ્યુમા અને વીક્ટર હ્યુગોની નવલકથાઓ, મોપાસાં અને ઓહેનરીની વાતો, ઇબ્સન અને બર્નાર્ડ શૉનાં નાટકો —આ પુસ્તકપરંપરાઓ વાંચ્યા વિના જિંદગી શી રીતે કૃતાર્થ થાય એમ થયું ! બનીયનનું ' પીલ્ગ્રીમ્સ પ્રોગ્રેસ ', વ્હીટ્મેનનું ' લીવ્ઝ ઑફ ગ્રાસ ' અને બર્ટ્રાન્ડ રસેલનું ' કૅનડ્સ ઑફ રીઝન ' ન વાંચું તો હું ઠોઠ જ કહેવાઉં એમ પણ લાગ્યું ! કનૈયાલાલ, રમણલાલ, ન્હાનાલાલ—એવા અનેક લાલોનાં લખાણો વાંચ્યા વિના મારૂં માતૃભાષાનું અભિમાન શી રીતે પોષાશે એમ પણ અનુભવ્યું !

અકળાયેલું હૃદય એકવાર ક્ષિતિમોહનસેન જેવા લોકસાહિત્ય અને લોકતનારીપના પ્રચંડ રક્ષક પાસે બોલી ગયુઃ " કદાચ માણસ ઇતિહાસ ન વાંચે ત્હોય શું ? " બાબુજી બોલી ઉઠયાઃ " માતૃભૂમિનો ઇતિહાસ ભૂસાઇ અને ભૂંસાઇ જાય તે માતૃભૂમિની સંસ્કૃતિ નાશ પામે, અને તેના ભાવિનો અસ્ત થાય. " એટલે ઇતિહાસ ગ્રંથો વાંચવાના વધ્યા. તે ઉપરાંત ' યુનિવર્સિટી 'નાં પ્રમાણપત્રો મેળવવા સારૂ ગમતાં ન ગમતાં ઘણાં પુસ્તકો અભરાઇ ઉપર વાટ જોતાં હતાં. અને મારા ધંધાને લગતા સાહિત્યનું શું ?

મેં બાંધવા ધારેલા વર્તુલમાંથી વાચનકાલ છલકાઇ જતા હતા, અને માર માનસને ડહોળી નાખતા હતા. આ બધી મંથનમજાગોમાંથી હું એક નિશ્ચય ઉપર આવ્યો. જીવનશુદ્ધિનો જ એક માત્ર આશય કબૂલી મારે મારા વાચનની હદ દોરવી જોઇએ. ડભોઇના સ્ટેશન ઉપર હું પૂ૦ કરુણાશંકર માસ્તર સાથે એવા જ કોઇ વાચનની ચોખવટ કરતો હતો. તેઓએ કહ્યુંઃ " તેને વાસ્તે વાલ્મિકી રામાયણને વારંવાર વાંચવું. " પણ તે પહેલાં રામતીર્થના ગ્રંથો વાંચ્યાથી યોગવાસિષ્ઠ રામાયણનો શોખ મને લાગીજ ગયો હતો. કલાપીની પત્રધારા વાંચ્યા પછી મારો મહાભારતના શાંતિ પર્વનો રસ વધેલો. બાઇબલનું મંગળાચરણ અબ્રાહમ–જોસેફની લુખ્ખી નામાવલિઓથી થતું હોવાથી તેને વાંચતાં વાંચતાં મારો દમ નીકળી ગયો. કુરાનની ભૂખ મેં જલાલુદ્દીન રૂમીનું ' મસનવી ' વાંચીને સમાવી. ઉપનિષદ અને ગીતા તો વારંવાર સ્પર્શ્યા. પ મારી જીવનશુદ્ધિ થયેલી મને માલમ ન પડી.

મને માત્ર એકજ સંતોષ થયો કે આ ઉમદા ગ્રંથોમાં ખર્ચેલો સમય જરૂર સુધરી જ ગયો. જીવનની શુદ્ધિ તો ન થઇ, પણ જીવનની દિશા ઉપરનું કંઇ ધુમ્મસ તો ખસ્યું જ. મને છેવટનું નિર્વાણ ન જડયું, પણ મને એ ગ્રંથોમાંથી પ્રેરણા તો સાંપડી જ.

વિવેકાનંદ, બેસંટ, ગારીબાલ્ડિ અને નેપોલિયનનાં જીવનચરિત્રો મને જીવનની અંધારી અને દુઃખદ પળોમાં દીવાદાંડીરૂપ નીવડ્યાં છે. માર્ડનના ગ્રંથો પ્હેલાંની જેમ હવે મને ગમતા નથી, અરવિંદનાં પૂર્ણયોગોનાં પુસ્તકો વાંચ્યા પછી મને તેમાં

નવીનતા ન જણાય. ગાંધીજીના લેખોનો 'અહિંસા' નામનો સંગ્રહ મારી ઉપર ઊંડી છાપ પાડીને ગયો હતો એમ હજુય યાદ છે. ટાગોરનું ગદ્ય મને ભાવનાવંતું લાગેલું, પણ તેનાથી આત્મા કદીયે ન ધરાયો. રમતાં, પટાવતાં, હસતાં હસતાં રામતીર્થે મને જે શીખવી દીધું તે એટલું બધું પવિત્ર છે કે તેને આ જડ કાગળ ઉપર આલેખવું ઉચિત નથી. તેમના કરતાં વધારે સારી રીતે કોઇ ચોપડી કે કોઇ વિભૂતિ મારા હૃદયના સંશયો ટાળી શકી નથી. રામતીર્થનાં વક્તવ્યોનો ઉપકાર અને આભાર કદીયે ભૂલાશે નહિ, કારણ કે સર્વોચ્ચ સત્યની ઝાંખી મને ત્યાં થઇ.

અત્યાર સુધીના અનુભવોનું સરવાળું કાઢતાં મને રહમજાય છે કે જીવનની ઉત્કૃષ્ટતા વાસ્તે એકજ આત્મપ્રિય ગ્રંથને પસંદ કરી, તેને અનન્ય ભક્તિથી વળગી જવું. તેનું નિત્ય અધ્યયન, મનન, ચિંત્વન અને આચરણ કરવું. તેના તેજ વિચારોનો પુનઃ પુનઃ અભ્યાસ સાધવો—ભલેને પછી તે ગ્રંથ બાઇબલ, કુરાન કે ગીતા કેમ નથી હોતો ! મને મારા વડીલ મિત્ર શ્રી ભિખુભાઇ દેસાઇની ટેવ ખૂબજ ગમી છે, તેઓની પાસે શ્રી રામકૃષ્ણ પરમહંસદેવના સદુપદેશનું એક નાનું પુસ્તક છે. તેઓ જીવનની નવરી ક્ષણોમાં તેમાંથી એકાદ સુંદર વિચાર કે ઉદાહરણ લઇને મનમાં ઘૂંટે છે, અને એ રીતે તેઓ આંતરભોમના ઉન્નત સંસ્કારોને પોષે છે.

હું તો એમ માનુંજ છું કે વિચાર વિનાનું વાચન અપચો કરે છે, હેતુવિહોણું વાચન તો એક કુટેવ છે, અને જીવનઘડતરને વાસ્તે આત્મપસંદગીના એકજ ભવ્ય-ગ્રંથની અવિરામ સાધના સિવાય વાચન આચરણને ઘડે છે એમ માનવું એ ગાંડપણ છે. તમે અમે તે માનતા હો, મારૂં મને મુબારક, તમારૂં તમને !



## જડમાં જાદુ ભર્યા !

[ રાસ ]

કાયા ઘડી મારી કાગળે તોય માનવને ઘડનાર રે
જડમાં જાદુ ભર્યા રે !

સાચવનારા દુર્સ હો તને વિનવું વારંવાર રે
જડમાં જાદુ ભર્યા રે !

કાયમ કબાટે ન પૂરતો મારી સ્વતંત્રતામાં સાર રે
જડમાં જાદુ ભર્યા રે !

સુખ નથી મને ઊંધમાં બધો એળે જશે અવતાર રે
જડમાં જાદુ ભર્યા રે !

રેડું રગેરગ ચેતના વળી આપું જીવનમાં નેમ રે
જડમાં જાદુ ભર્યા રે !

ભટકી સારી ભોમમાં પમરાવું પ્રેમ પરાગ રે
જડમાં જાદુ ભર્યા રે !

રાજકોટ,
બાલ અધ્યાપન મંદિર } ખીમજીભાઈ દી. ઠાકર

# વાચકો અને વાચનાલય

[ લેખક :—મૂળશંકર પ્રેમજી વ્યાસ, અમદાવાદ ]

**પૂજ્ય** મહાત્મા ગાંધીજીએ જ્યારથી રાજકારણમાં પ્રવેશ કર્યો છે, ત્યારથી આપણા દેશની રાજકીય સ્થિતિમાં જોમ આવ્યું છે, લોકોમાં અનેક પ્રકારની જાગૃતિ આવી છે. વાચનનો વધતો જતો શોખ એ આ જાગૃતિનો એક પ્રકાર છે.

આજથી વીસ વર્ષ પર આપણી લાઇબ્રેરીઓમાં કાગડા ઉડતા ! વાચનસામગ્રીમાં પણ સરકારી રિપોર્ટો, કોમી માસિકો ઉપરાંત જુની ઘરેડમાં રચાયેલાં બે ચાર સામયિકો ! વાચનારાઓમાં સરકારી પેન્શનરો તેમજ કામધંધા વગરના વખત પસાર કરવા ખાતર આવતા વૃદ્ધો સિવાય ભાગ્યેજ કોઇને વાચન તરફ રૂચિ જણાતી. આજની સ્થિતિ જુદી જ છે. આજે વાચનાલયો દહાડાનો બધો વખત જીજ્ઞાસુઓથી ભરપૂર રહે છે. એક એક છાપા કે માસિક માટે ચાર ચાર પાંચ પાંચનાં જૂથ વાચનારાને ઘેરી વળે છે. આટલી વાચનની તાલાવેલીમાં 'વાચકો અને વાચનાલયો વિષે કંઇક લખવા પ્રેરાયો છું.

જનતાને યોગ્ય રાક મળે તે માટે લેખકો અને વાચનાલયોએ ખાસ વિચારવું ઘટે છે. 'મફત મળે માટે મૂકો ટેબલ ઉપર' એ સ્થિતિ હવે જવી જોઇએ. લાઇબ્રેરીઓના સંચાલકોએ પ્રજાની નાડ જાણી લઇ, તેમને કેવું અને કયા પ્રકારનું વાચન પસંદ છે તે જાણી લઇ, અથવા પ્રજાના ઘડતરમાં ફાળો આપે, તેમની સામાજીક અને રાજકીય સ્થિતિમાં વેગ મળે એવી જાતનું વાચન વસાવવું જોઇએ; તેમજ દરેક વર્ગના, દરેક ધંધાના, અને દરેક વિચારના લોકોને વાંચવાનું મળે તેવું ભિન્ન ભિન્ન પ્રકારનું વાચન હોવું જોઇએ. પુસ્તકોનું વર્ગીકરણ કરવામાં દરેક દરેક પ્રકારનાં પુસ્તકોનો સમાન હિસ્સો રહે તે મુજબ ખરીદાવાં જોઇએ. એકલી પ્રેમલા-પ્રેમલીની વાતોવાળી નવલકથાઓથી જ કબાટો ભરવાં, અને કેટલાક ઉપયોગી ગ્રંથોની તરફ ધ્યાન ન આપવું એ પણ ઠીક નથી.

બીજું માસિકો મંગાવવામાં પણ વિવેકબુદ્ધિ હોવી જોઇએ. કેટલીક લાઇબ્રેરીઓમાં એવાં કેટલાએ માસિકો આવતાં હશે કે જેઓ વર્ષ આખરે એમને એમ દરરાજી ભેગાં થઇ જતાં હશે. કોનો વપરાશ વધુ છે તે ઉપર લક્ષ આપી, નકામાંને તરત રદ કરી તેને બદલે કામનાં હોય તેવાં મંગાવવાનો પ્રબંધ કરવો જોઇએ.

ખરચ કરવામાં પણ તકેદારી રાખવી જોઇએ. ઘણી વખત નવાં પુસ્તકો મેળવવામાં વર્ષો ચાલ્યાં જાય છે. તે વખતે નવાંની કિંમત રહેતી નથી, અને જીજ્ઞાસા મંદ પડી જાય છે. લાઇબ્રેરીયન પણ વિદ્વાન હોવો જોઇએ. કોઇપણ પુસ્તક વિષે તેનો અભિપ્રાય પૂછાતાં તેણે કંઇક તો જણાવવું જોઇએ. લાઇબ્રેરીયન અભ્યાસી હોય તો તે વધું અનુકૂળ થઇ પડે છે. લાઇબ્રેરીની અંદરની વ્યવસ્થા પણ સુંદર હોવી

જોઇએ. છેલ્લામાં છેલ્લા સમાચાર જાણી શકાય તેને માટે દિવાલો ઉપર જુદા જુદા દેશોના નકશા હોય તો આવકારપાત્ર છે.

હવે વાચક વિષે બે શબ્દ કહું. વાચકે જાણવું જોઇએ કે લાઇબ્રેરી એ આપણું ઘર નથી, મોટેથી વાંચવું, કોઇ સાથે વાતચીત કરવી, મતભેદ પડતાં હોકારા કરવા એ બધું વિવેકની બહાર છે.

આપણે વાંચતા હોઇએ અને કોઇ વધુ જીજ્ઞાસુ વાંચવા આવે તો તેમની સાથે વિનયથી વર્તવું જોઇએ. આપણે પોતે પણ છાપાંની તાણાતાણી કરી લાઇબ્રેરીને નુકશાન પહોંચાડવું ન જોઇએ. છાપું વાંચી રહ્યા પછી જેમનું તેમ વ્યવસ્થિત મૂકવું જોઇએ. ચડતી કે ઉતરતી વખતે દાદરા પર અવાજ કરી કોઇને ખલેલ ન પહોંચાડવી જોઇએ. ખુરશી પર બેસતાં કે ઉઠતાં ખુરશીને પછાડવી એ પણ અયોગ્ય છે. લાઇબ્રેરીના મકાનમાં ઓફિસની માફક ગંભીરતા જાળવવી જોઇએ. લાઇબ્રેરીયન સાથે વિનયથી વર્તવું અને જ્યાં સુધી લાઇબ્રેરીમાં હોઇએ ત્યાં સુધી તેના એકે એક નિયમનું પાલન થાય એ દરેક વાચકે ખાસ જોવાનું છે.

ક્ષણિક આનંદને માટે સારાં ચિત્રો કે કુપનો ફાડી લઇ માસિક કે પુસ્તકને બદસુરત બનાવવું એ ઘણી જ બુરી ટેવ અને સ્વાર્થવૃત્તિ છે. તેથી દૂર રહેવામાં જ લાભ છે.

છેવટમાં એક અતિ અગત્યની વસ્તુ એ છે કે દરેક વાચકે વખતની કિંમત સમજવી જોઇએ; વાંચવામાં ઝડપ રાખવી જોઇએ. દરેકે દરેક પેરેગ્રાફ અભ્યાસની દૃષ્ટિએ વિચાર કરતા જઇએ અને વાંચીએ તો બીજાને અન્યાય થાય. ગુંદરીયાની માફક ચોંટી રહી છાપું કે માસિક હાથમાંથી છોડવું જ નહિ એ એક પ્રકારની અવળાઇ ગણાય. જે જે વાચકોને આમ ચીપી ચીપીને વાંચવાની ટેવ હોય તેમણે બહેતર છે કે તેવાં છાપાં કે માસિકો ખરીદી નિરાંતે ઘર આગળ અભ્યાસ કરવો.

આમ વાચકો અને વાચનાલયો તેમની ફરજ બજાવશે તો પરિણામે બંનેને લાભ થશે અને વાચનાલયનો હેતુ બર આવશે.



## કરનો ઉપયોગ

મધમાખીઓ પુષ્પમાંથી મધુ રસને ચુસે છે તેવી રીતે રાજાઓએ પ્રજા પાસેથી કર એકઠો કરવો ઘટે. અને જળધરો જેમ પૃથ્વી પાસેથી મેળવેલાં જળને પુનઃ પૃથ્વીને વૃષ્ટિ દ્વારા પાછું સોંપે છે તેમ રાજાઓએ પ્રજા પાસેથી લીધેલા કરનો પ્રજા માટે ઉપયોગ કરવો ઘટે.

—મનુસ્મૃતિ

# ફરી મળેલા પુસ્તક વિશે

**મારા** વહાલા " કેકારવ " ને આજે ફરી પાછું મારા હાથમાં સહીસલામત આવેલું જોઇ અહા ! મને કેટલો આનંદ થાય છે ! એ માટે હું મારા મિત્રને હૃદયના અભિનંદન આપું છું. કારણકે એ પુસ્તક મારા મિત્ર અને તેના અનેક મિત્રોના હાથમાં અનેકવાર રખડી રખડીને ઠીક ઠીક સ્થિતિમાં ઘરભેગું થયું છે. વળી મારા મિત્રને હું એ માટે પણ અભિનંદન આપું છું કે એ ભલાભાઇએ પુસ્તક પોતાના રડતા કીકાના હાથમાં રમકડા તરીકે નથી આપ્યું. અગર તો પોતાની સીગારની રાખ ખંખેરવાની ' ઍશ–ટ્રે ' તરીકે અગર તો પોતાના પાળેલા કુતરાને ' કૅચ ' કરતાં શીખવવાના સાધન તરીકે પણ એનો ઉપયોગ નથી કર્યો !

જ્યારે એ પુસ્તક મેં મિત્રને વાંચવા ધીર્યું ત્યારે એને સદાય માટે ખોવાયેલું સમજીને જ ધીરેલું. એ વ્હાલા ગ્રંથના ચિરવિયોગ માટે મને ખૂબ દુઃખ થયેલું પણ મેં તે ધૈર્યપૂર્વક સહેલું; મને સ્વપ્ને ય ખ્યાલ ન હતો કે હું એનાં પાનાંનું ફરીવાર દર્શન પામીશ.

પણ હવે જ્યારે મારું પુસ્તક મને પાછું આવી મળ્યું છે ત્યારે તો મને અત્યંત આનંદ થાય છે !

ભલે એનું મોરોક્કો ચામડાનું પૂઠું ફાટીતૂટી ગયું. હું એને ફરીવાર બંધાવીશ અને પેલી ખાસ અભરાઇ ઉપર એને ગોઠવીશ–એટલા માટે કે જે કદી પાછું આવવાની વકી જ ન હતી તે પાછું આવ્યું છે ! હવે મને લાગે છે કે મારે પણ જે થોડાંઘણાં પુસ્તકો મેં મારા મિત્રો પાસેથી વાંચવા માગી આણ્યાં છે, તે તાબડતોબ પાછાં આપી દેવાં જોઇએ.

ગિરીશ

( સૂચિત )

—※—

## ચારિત્ર

રામ નથી રામાયણમાં, કૃષ્ણ નથી ગીતામાં, ખુદા નથી કુરાનમાં, ક્રાઇસ્ટ નથી બાઇબલમાં: તે બધા માણસના ચારિત્રમાં છે, ચારિત્ર તે નીતિમાં છે, નીતિ સત્યમાં છે, સત્ય એજ શિવ છે.

—ગાંધીજી

# કારોબારી સંગીનતા

૧ સરકારી નોકરો પોતપોતાનાં કર્તવ્યો સારી રીતે પાર પાડવા વધારે લાયકાત મેળવે, પોતાના કર્તવ્યક્ષેત્રમાં દુનિયાના બીજા દેશોમાં શી પ્રગતિ થાય છે તેનાથી વાકેફ રહે, તેમજ એકબીજાનાં કર્તવ્યોની સાધારણ માહિતી મેળવી વધારે સહકાર કેળવે, એ ત્રણ હેતુથી આજથી આઠ વર્ષ ઉપર નેક નામદાર દિવાન સાહેબે ત્રણ પ્રકારની યોજના અમલમાં મૂકી હતી. તેનો એક પ્રકાર ખાતાના મુખ્ય અધિકારીઓની એક સભા, બીજો પ્રકાર અભ્યાસવર્ગ અને ત્રીજો પ્રકાર સરકારી ત્રૈમાસિક એવી હતી.

૨. અધિકારીઓની સભાઓ ધારાસભાના દિવાનખાનામાં ભરાય છે, અને તેમાં નેક નામદાર દિવાન સાહેબ અગર નામદાર મંત્રી મંડળના સભ્યો પૈકી એકાદ પ્રમુખપદ લે છે. કેટલીક વખત આવી સભાઓમાં શ્રીમંત સરકાર મહારાજા સાહેબ પણ બિરાજમાન થાય છે. જુદા જુદા ખાતાના મુખ્ય અધિકારી સાહેબો પોતાનાં કર્તવ્યો સંબંધી સાધારણ માહિતી આપનારૂં ભાષણ બીજાઓને વાંચી સંભળાવે છે. તે ઉપર પ્રશ્નો પૂછાય છે. ચર્ચાઓ થાય છે અને અંતે પ્રમુખ સાહેબ ઉપસંહાર કરે છે.

૩. અભ્યાસવર્ગમાં શિષ્ટ વાચનની યોજના પ્રમાણે જ કેટલાંક પુસ્તકો, જેમાં અન્ય દેશોનાં ખાતાંઓનાં નિવેદનો, સમિતિનાં નિવેદનો વગેરે હોય છે, તે અભ્યાસવર્ગના સભાસદો પાસે વંચાવી લેવામાં આવે છે અને તે ઉપર ચર્ચાઓ કરવામાં આવે છે.

૪. સરકારી ત્રૈમાસિકમાં અભ્યાસવર્ગમાં ચર્ચાએલા, વિષયો ઉપરના લેખો, આ રાજ્યના જાણવાજોગ હુકમો અને ઇતર સરકારી ખાતાંઓ સંબંધી માહિતી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

૫. ઉપર જણાવેલા અધિકારીઓની સભામાંની એક સભા તા. ૧–૮–૩૮ ના રોજ ભરાઇ હતી. નેક નામદાર દિવાન સાહેબ તેમાં પ્રમુખ હતા. શ્રીમંત દામાજીરાવ ગાયકવાડ એમણે " કારોબારી કામની સંગીનતા " એ વિષય ઉપર એક નિબંધ વાંચ્યો હતો. તે વખતે નેક નામદાર દિવાન સાહેબે પોતાના પ્રમુખ તરીકેના ભાષણમાં કરેલા વિવેચનના મુખ્ય મુદ્દાઓનો ટૂંક સાર ' પુસ્તકાલય ' માસિકના વાચકોના હિતાર્થે નીચે પ્રમાણે રજુ કરૂં છું.

૬. તેઓ નામદારે જણાવ્યું કે " કચેરીના કારોબારી કામની સંગીનતા વિષે શ્રીમંત દામાજીરાવે જે ઉત્તમ લેખ વાંચ્યો છે તે માટે આપણે તેમના ઘણા જ આભારી છીએ. આદર્શ લાયકાત સંબંધી તેમનું વર્ણન જ્યારે આપણે સાંભળ્યું ત્યારે ઘણાના મનમાં નિરાશાના જ વિચારે પ્રાધાન્ય લીધું હશે. તો પણ આદર્શની માહિતી હોવી આવશ્યક છે. કારણ યત્ન કરી કઇ સ્થિતિએ પહોંચવાનું છે તે આપણે જાણી શકીએ.

૭. મારા માનવા પ્રમાણે મધ્યમ વયના ઇસમના જેવું મન અને શરીર થવું એજ મુખ્યત્વે સરકારી નોકરોની લાયકાતમાં ખામી ઉપજાવે છે. શરીરની મધ્યમ વયમાં શી સ્થિતિ થાય છે તે આપણે બધા જાણીએ છીએ. પરંતુ મનની સ્થિતિ એ અવસ્થામાં શી થાય છે એ જાણવું એ સહજ સમજી શકાય તેમ નથી. તેથી તેનાથી બચાવ કરવો એ મુશ્કેલ થઇ પડે છે. મધ્યમ વયનું મન એટલે પ્રયાસ ન કરવું

આળસભરેલું મન. માનસિક આળસ એ લાયકાતનો કટ્ટો દુશ્મન છે. માટે તે પ્રથમ મન ઉપરથી ખંખેરી નાખવી જોઇએ. શરીરને જેમ કસરત અને વ્યવસ્થાથી આપણે યોગ્ય સ્થિતિમાં લાવી મૂકીએ, તેમજ મનને તૈયાર અને તાજું રાખવા યત્ન કરવો જોઇએ. અધિકારીઓએ કચેરીનાં કર્તવ્યો ઉપરાંત અન્ય કોઈ વિષયનો શોખ કેળવવો જોઇએ કે જેના લીધે મનની કેળવણી અદ્યતન રહે.

૮. નોકરીની ઉપલી પાયરીમાં પ્રથમથી દાખલ થયેલા નવીન અમલદારો શરૂઆતનાં દશ બાર વર્ષ સુધી ખરી રીતે કહેતાં રાજ્યના " જમાઇ જ " કહેવાય. તેઓ જમાની બાજુ ઉપર નથી હોતા પણ ઉધારની બાજુ ઉપર હોય છે. લોકોના સંબંધમાં પ્રથમનાં કેટલાંક વર્ષો સુધી આવી, રાજ્યકારભારના ઘણા પ્રશ્નોનો ઉકેલ તેમના ઘણા કેળવાયેલા મગજને લીધે એઓ આગળ ઉપર કરશે એ ઉદ્દેશ અને આશાથી તેમને વધારે પગાર આપવામાં આવે છે. જો એ મુદ્દત દરમ્યાન તેઓ ઉપર જણાવેલું મધ્યમ વયનું મન પેદા કરે તો તેમને આપેલો પગાર નિરર્થક જ કહેવાય.

૯. નોકરીની સારી પરંપરા એ લાયકીનું મુખ્ય અંગ છે. બધા અમલદારોએ મન એવી રીતે કેળવવું જોઇએ કે જેથી તેમનું મન તેમને કહ્યા કરશે કે 'તું એક સારી વાયકાવાળી સંસ્થાનો છે, આપણે જે કાંઇ કરીએ અગર કરવાનું ભૂલી જઇએ અગર ન કરીએ તે તે સંસ્થાની નામના ઉપર અસર કરે છે, એ વાત સદૈવ ધ્યાનમાં રહેવી જોઇએ. જો આ પ્રમાણે તેમનું મન રહેશે તો સાધારણપણે કર્તવ્યમાં સંગીનતાની ઉણપ જણાશે નહિ અને આપણી નોકરી કદી નીચી ઉતરશે નહિ. આથી અધિકારીમાં સંસ્થાનું અભિમાન પેદા થશે, સહકાર વધશે અને લાયક અધિકારીને જોઇતા બીજા સદ્ગુણોની પણ પ્રગતિ થશે.

૧૦. વળી રાજ્ય તરફથી જે કામ માટે અધિકારી તરીકે નીમેલા હોય તે કામની અદ્યતન માહિતી કરી લેવાની અધિકારીની ફરજ છે એ ન કહેતાં પણ સમજવાનું છે. તેમના વિષયને લગતી દુનિયામાં થતી તાજેતર પ્રગતિઓથી માહિતગાર રહેતા રહે તો જ તે અમલદાર રાજ્યની નીતિ ઘડવામાં સરકારને યોગ્ય તે સલાહ આપી શકે.

૧૧. પોતાના વિષયના જ્ઞાન કરતાં પણ મનુષ્ય સ્વભાવ અધિકારીઓએ ભૂલવા જેવો નથી. રાજ્ય કાયદાઓ ઘડે છે અને તે મનુષ્યોની વર્તણુંકને દોરવા લાગુ પાડવામાં આવે છે. સબબ સ્થાનિક અમલદારોએ લોકોના જીવન અને વિચારમાં એટલા ઉંડા ઉતરવું જોઇએ કે જેથી લોકોના મન ઉપર સરકારી કાયદાની કેવી અસર થશે તે તેઓ સારી પેઠે સમજી શકે. આ જાણીને તેના ફેરફાર સંબંધે એક બાજુ સરકારને સલાહ આપી શકે અને બીજી બાજુ તેનો અર્થ કરી સરકારી કાયદાનો ઉદ્દેશ અને હેતુ લોકોને વિશ્વાસ પડે એવી રીતે સમજાવે.

એ પ્રમાણેના મારા થોડા વિચારો મેં આપના સમક્ષ રજુ કર્યા છે તે ઉપર આપ વિચાર કરશો એવી આશા રાખું છું."

'એક શ્રોતા'

—卐—

# થોડુંક જાણવા જેવું

**જુદા જુદા દેશોની સોગંદ વિધિ :**—હિંદની કોર્ટોમાં જ્યારે માણસ જુબાની આપવા જાય છે ત્યારે તેની પાસે ધર્મ પુસ્તક પર સોગંદ લેવરાવવામાં આવે છે. હિંદુ હોય તો ગીતા, મુસલમાન હોય તો કુરાન અને ખ્રીસ્તી હોય તો બાઇબલ એ પ્રમાણે સોગંદ વિધિ થાય છે. પણ ચીન વગેરે કેટલાક દેશોમાં જુદી જ પ્રથા છે. ચીનમાં સોગંદ વિધિ અર્થે એક રકાબી ભાંગવામાં આવે છે, જેનું સૂચન એવું છે કે ખોટું બોલતાં આ રીતે અંગના ટુકડા થશે. મલાયામાં જીવતા નાના પ્રાણીના અંગને છૂટું કરવામાં આવે છે જેથી અસત્ય બોલતાં આ પ્રમાણે અંગ છૂટા પડશે એવું સૂચન થાય. કેનિયામાં કુતરાને બચકું ભરાવવામાં આવે છે. તેથી એમ સ્પષ્ટ થાય છે કે ખોટું બોલતાં કુતરાં આજ રીતે બચકાં ભરશે.

× × ×

**ઉમારાણી ઘોષ સંગ્રહ:**—છેલ્લા અર્ધા સૈકામાં બંગાળામાં થઇ ગયેલ મહાન લેખિકાઓના ગ્રંથોનો સમગ્ર સંગ્રહ ભવાનીપુરના શ્રી. જ્યોતિશ્ચંદ્ર ઘોષે કલકત્તા યુનીવરસીટીને ભેટ આપેલ છે.

આ સંગ્રહમાં ૧૮૭૪ થી શરૂ કરીને અત્યાર સુધી થઇ ગયેલ સર્વ બંગાળી લેખિકાઓનાં પુસ્તકોનો સમાવેશ કરવામાં આવેલ છે. આ સંગ્રહમાં કેટલાંક પુસ્તકો તો કવચિત જ મળે તેવાં છે; અને કેટલાંક ઉપર તો લેખિકાના પોતાના હસ્તાક્ષર છે. કેટલીક હસ્તલેખિત પ્રતો પણ તેમાં છે. અત્યાર સુધી આ સંગ્રહ શ્રી ઘોષના પોતાના પુસ્તકાલયમાં હતો. યુનીવરસીટીએ તેનો સહર્ષ સ્વીકાર કરી તે પુસ્તકોને '**ઉમારાણી ઘોષ સંગ્રહ.**' એવું નામ આપી જુદા કબાટમાં રાખવાનો નિર્ણય કર્યો છે;' અને આ સંગ્રહમાં ન હોય તેવાં પુસ્તકો મેળવી તે સંગ્રહને સંપૂર્ણ કરવાનો પ્રયત્ન પણ કરવામાં આવશે.

× × ×

**મિસરની પ્રાચીન સમૃદ્ધિ અને સંસ્કૃતિનું પ્રતીક:**—પ્રાચીન મિસર એની કબરો દ્વારા પોતાના ભવ્ય અને પ્રતાપી જીવનની ઝાંખી કરાવી રહેલ છે.

એના રાજાના મૃતદેહોની આરામગાહો આજે પણ જગતને આશ્ચર્યમાં ડુબાડી દે છે. એવી ભવ્ય અને મહાન ઇમારતોની બનેલ મિસરની એ પિરામીડોનાં પ્રચંડ પરિમાણો નિહાળીને અત્યારની સમર્થ ઇજનેરી શક્તિ પણ તાજ્જુબ બને છે. જગતની એ જુનામાં જુની ઇમારતો છે. પાંચ હજાર વર્ષ પહેલાં એ ઉભી કરવામાં આવેલી. આપણી નજરને આકર્ષી રહેલો સૌથી મોટો પિરામીડ ખુફુ નામના રાજાએ બંધાવેલો હતો. એનું તળીયું સમચોરસ ૭૬૪ ફૂટ છે અને ઉંચાઇ ૪૮૦ ફૂટ છે. એમાં અઢી ટન વજનના ૨૫ લાખ પથ્થરો વપરાયા હતા. અને એગ્લી તો હેરતભરેલી

કારીગરીથી એ શિલાઓના સાંધા બેસાડેલા છે કે છરીની અંદર પણ એ સાંધા આવી શકતા નથી, અને તેથી સૂક્ષ્મદર્શક યંત્રની મદદ વડે કોલસાથી કાપી રેખા દોરીને પછી છરી પાડવામાં આવે છે. આ બાંધવામાં એક લાખ મજુરોને ત્રણ ત્રણ માસ રોકી મુક્ત કરવામાં આવતા હતા; અને એક પછી એક નવાં એમ સતત લાખ માણસોએ વીસ વર્ષને અંતે એ આરામગાહ પૂરી કરી હતી. ચણતરકળાનો જ નહિ, પણ આટલે ઉંચે જબરજસ્ત પત્થર ચઢાવવાની એમની યાંત્રિક ગોઠવણનો ખ્યાલ આપણે કરીએ છીએ ત્યારે એ પ્રજાની શક્તિ વિષે આપણને માન ઉપજ્યા સિવાય રહેતું નથી. પત્થરનાં આવાં મકાનબાંધકામોમાં બીજી પિરામીડો ઉપરાંત, કર્નાક અને લકસરમાં આવેલાં ભવ્ય મંદિરો, સાઠ ફૂટ ઉંચા અને એક હજાર ટન વજનના એકજ પત્થરમાંથી કોતરી કાઢેલા રાજાના પૂતળાં, મિસરની મૂર્તિસમી મનુષ્યની મુખાકૃતિ અને સિંહણનું શરીર ધારણ કરી, અને યુગપલટાને પોતાની આંખ સામે પસાર થતા નિહાળી રહેતી, ઉદાસ અને વિચારમગ્ન છતાં અગાધ જ્ઞાનના તેજથી ઝળકી રહેતી, સદા ઉઘાડી આંખવાળી, ઘડીકમાં તિરસ્કારયુક્ત તો ઘડીકમાં કારૂણ્યયુક્ત હાસ્ય ફરકી રહેતા ચહેરાવાળી ૧૭૨ ફુટ લાંબી અને ૭૦ ફુટ ઉંચી એકજ ખડકમાંથી કોતરી કાઢેલી સ્ફીનીક્સ (Sphinix) તથા સો સો ફુટ ઉંચા સ્મરણસ્થંભો આ બધા હજુ આજે પણ એ પ્રાચીન પ્રજાની સ્થાપત્ય કળાની પ્રતીતિ કરાવે છે. આ બધા ઉપરાંત આજે હની નહતી થઇ ગયેલી, પણ ગ્રીક ઇતિહાસકાર હીરોડોટસે ઇતિહાસમાં અમર કરેલી એક ઇમારત ચાર હજાર વર્ષ પહેલાંના એક રાજાની ધર્મસમન્વય કરવાની વૃત્તિ અને ભક્તિનું ઉદાહરણ પૂરૂં પાડે છે. આ ઈમારતને ગ્રીક લોકો ભૂલભુલામણી કહેતા. એકજ છાપરા હેઠળ મિસરના બધા દેવોને એકત્ર કરવાના હેતુથી આ ઇમારત બાંધવામાં આવી હતી. દરેક દેવને માટે એકેક ઓરડો અલગ અલગ રાખતાં ત્રણ હજાર ઓરડા એમાં રાખવા પડયા હતા. આ મકાનની કારીગરી વિષે હીરોડોટસ કહે છે કે ગ્રીક-કારીગરી તો એની આગળ કશી વિસાતમાં નથી !

× × ×

**વિચિત્ર વર્તમાનપત્રઃ**—સમસ્ત વિશ્વનું અજાયબમાં અજાયબ પત્ર રીયમંડમાં શરૂ થયું છે. દુનિયાનું નાનામાં નાનું અખબાર પણ એજ છે. તેના પ્રકાશકોમાં ૧ વર્ષથી માંડી ૧૧ વર્ષ સુધીના છે. એ વર્તમાનપત્રનાં બધા ખબરપત્રીઓ તરીકે નાની ઉમરની છોકરીઓ જ કામ કરે છે. સંચાલકો કહે છે કે છોકરાં કરતાં છોકરીઓને ઓછો પગાર આપવો પડે છે છતાં તે સુંદર કામ કરે છે. દરેક ખબરપત્રીને અઠવાડિયાનાં ફક્ત બે સેન્ટ મળે છે.

નાનાલાલ કે. પટેલ

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનો

## સન ૧૯૩૭–૩૮ ની સાલનો

# અહેવાલ

" પુસ્તકાલયનો લાભ થોડા અંગ્રેજી ભણેલાં જ લે એવી હદ ( આંટ ) ન રાખવી જોઇએ; પરંતુ તે લાભ વધારેમાં વધારે માણસો કેવી રીતે લઇ શકે એજ હેતુ સતત લક્ષમાં રાખવો જોઇએ. માતૃભાષાવાળા વિભાગ તરફ વધારે લક્ષ અપાવું જોઇએ. એજ હેતુથી મેં આખા રાજ્ય માટે ગ્રામ પુસ્તકાલયોની યોજના ઘડાવી છે. એ યોજના પાર પાડવા માટે પ્રજાએ પોતાની શકિત અનુસાર પોતાનો હિસ્સો આપવાની જરૂર છે. **મહેનત કર્યા વગર કાંઇ પણ કામ બનતું નથી. સ્વાર્થ ત્યાગ કર્યા વગર જ્ઞાન પ્રાપ્ત થતું નથી;** પરંતુ હાલની પરિસ્થિતિને ગમે તેમ કરી પહોંચી વળવું જોઇએ. બીજા દેશોએ ભૂતકાળમાં એવી જ રીતે પરિસ્થિતિ સામે ધૈર્ય ધરેલું અને હજી ભવિષ્યમાં ઘણાને ધૈર્ય ધરવું પડશે. લોકોએ પોતે જ પોતાના સંજોગોમાંથી ઉંચા આવવું જોઇએ. એમણે જાણવું જોઇએ કે જ્ઞાન પ્રાપ્ત કરવાની ખૂબ અગત્ય છે, અને એ મોટામાં મોટી જરૂરીયાત છે. લોકોને પુસ્તકના વસ્તુ માટે પ્રેમ થવો જોઇએ, નહીં કે પુસ્તકની બાંધણી અને ચિત્રો માટે. **ચોપડીઓ જીવનનો એક ભાગ છે, એવું લોકો સમજતા થઈ જવા જોઇએ ત્યારે જ પુસ્તકાલય એ ફકત શોભા માટે રાખેલી સંસ્થા નહીં પણ જીવનના આધાર રૂપ સંસ્થા છે, એવો ખ્યાલ બંધાશે. "**

**—શ્રીમંત મહારાજા સાહેબ.**

**સુજ્ઞ મહાશયો,**

પૂરા થયેલા સન ૧૯૩૭–૩૮ ના વર્ષનો રાજ્ય પુસ્તકાલય ( પરિષદ ) મંડળનો વિગતવાર અહેવાલ આપ સમક્ષ રજુ કરતાં આનંદ થાય છે.

**ઉદ્ભવ.** ૧. સન ૧૯૧૨ માં પ્રજાવત્સલ શ્રીમંત રાજપિતાએ જાહેર કરેલા ઉપરના વિચારોને મૂર્તિમંત કરી દેખાડવાની શુભ ઇચ્છા પુસ્તકાલય પ્રવૃત્તિના રસે રંગાયલા કેટલાક કાર્યકર્તાઓને સન ૧૯૨૪–૨૫ માં જાગૃત થઇ. એને પરિણામે રાજ્ય સમસ્તની પહેલી પુસ્તકાલય પરિષદ ગણદેવી મુકામે સન ૧૯૨૫ ના એપ્રિલ માસમાં મળી, તેની સાથે જ આ મંડળ અસ્તિત્વમાં આવ્યું ગણી શકાય. એનું વ્યવસ્થિત બંધારણ સન ૧૯૩૦ માં પાટણ મુકામે મળેલી પાંચમી પરિષદે પસાર કર્યું છે, અને તે મુજબ હાલ તેનું કામ ચાલે છે.

૨. મંડળના ઉદ્દેશ નીચે પ્રમાણે છેઃ—

**ઉદ્દેશ** ( ૧ ) રાજ્યના ચારે પ્રાંતોમાં વિખરાયલાં પુસ્તકાલયો અને વાચનાલયોની પ્રગતિ સાધવી અને તેમને સુવ્યવસ્થિત બનાવવાં; ( ૨ ) પુસ્તકાલય વિહોણાં ગામોએ નવીન પુસ્તકાલયો ઉઘડાવવામાં ખાતાને સહકાર આપવો; ( ૩ ) પુસ્તકાલયોના કાર્ય-

કર્તાઓ વચ્ચે તથા સરકાર અને સ્થાનિક સંસ્થાઓ સાથે સહકાર સાધવો; ( ૪ ) પ્રજામાં વાચનનો શોખ ફેલાવવો; ( ૫ ) પુસ્તકાલય વિષયક સાહિત્ય પ્રસિદ્ધ કરવું; ( ૬ ) શિષ્ટ સાહિત્યના વાચનનો પ્રચાર વધારવો; ( ૭ ) પુસ્તકાલયનું વહીવટી કામ શીખવવા તાલીમ વર્ગો ભરવા યા ભરાય તેમાં મદદ કરવી; ( ૮ ) ખાતાના સહકાર અને સલાહ મુજબ પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર કરવો અને તપાસણીનું કામ કરવું.

**પ્રાંત, મહાલ અને જૂથ મંડળો.**

૩. ઉપરના ઉદ્દેશો વ્યવસ્થિત રીતે પાર પાડવા માટે પ્રાંત, મહાલ અને જૂથ મંડળો રચવામાં આવ્યાં છે. આ મંડળો રાજ્ય પુસ્તકાલય મંડળની સલાહ ને દોરવણી મુજબ પોતપોતાના ક્ષેત્રમાં યથાશક્તિ કાર્ય કરે છે. પૂરા થયેલા વર્ષ દરમ્યાન નવસારી, વડોદરા, મહેસાણા અને અમરેલી એ ચારે પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ મળી હતી; જેના અહેવાલ 'પુસ્તકાલય' માસિકના ૧૯૩૭ ના સપ્ટેમ્બર અને ઑક્ટોબર માસના અંકોમાં પ્રસિદ્ધ થયેલા છે.

મહાલ મંડળો તથા જૂથ મંડળો પણ બધાજ મહાલોમાં યોજાયાં છે, પણ તે બધાં હજી પૂરાં જાગતાં નથી બન્યાં. જેઓ જાગતાં છે અને જેમના તરફથી વાર્ષિક નિવેદનો પૂરા થયેલા વર્ષમાં મળ્યાં છે વા વાર્ષિક સભાઓ ભરાઇ છે તેવાં જૂથ તથા મહાલમંડળોનાં નામ નીચે પ્રમાણે છેઃ—

### ( ૧ ) જાગતાં જૂથમંડળો

**વડોદરાપ્રાંતઃ** ૧ અવાખલ ૨ સાઠલી; ૩ ભાયલી ૪ સોખડાં; ૫ કોલીયાદ; ૬ સોજીત્રા ૭ વસો; ૮ બોડેલી. **નવસારીપ્રાંત** ૯ વેસ્મા ૧૦ નવસારી; ૧૧ ગણદેવી; ૧૨ કામરેજ ૧૩ મોરથાણા. **મહેસાણાપ્રાંતઃ** ૧૪ વડનગર; ૧૫ ગોજારીયા; ૧૬ ચાણસ્મા ૧૭ વસાઇ ૧૮ કંબોઇ ૧૯ ધીણોજ ૨૦ માંજુ; ૨૧ કહોડા; ૨૨ દેથલી ૨૩ કડા ૨૪ ગુંજા ૨૫ કમાણા ૨૬ વાલમ; ૨૭ બાલીસણા; **અમરેલીપ્રાંતઃ** ૨૮ સમઢીયાળા. ( ગઇ સાલ ૨૭ ).

### ( ૨ ) જાગતાં મહાલમંડળો

**વડોદરાપ્રાંતઃ** ૧ સંખેડા ૨ પેટલાદ ૩ કરજણ ૪ પાદરા ૫ વડોદરા ૬ સિનોર ૭ ભાદરણ ૮ ડભોઇ ૯ તિલકવાડા ૧૦ સાવલી ૧૧ વાઘોડીઆ; **મહેસાણાપ્રાંતઃ** ૧૨ વિસનગર ૧૩ પાટણ ૧૪ ચાણસ્મા ૧૫ વિજાપુર ૧૬ સિદ્ધપુર ૧૭ દહેગામ ૧૮ કડી ૧૯ કલોલ ૨૦ મહેસાણા ૨૧ ખેરાળુ; **નવસારીપ્રાંતઃ** ૨૨ ગણદેવી ૨૩ પલસાણા ૨૪ નવસારી ૨૫ માંગરોળ ૨૬ કામરેજ ૨૭ મહુવા; **અમરેલીપ્રાંતઃ** ૨૮ ખાંભા ૨૯ કોડીનાર ૩૦ દામનગર ૩૧ ધારી ૩૨ અમરેલી ૩૩ રતનપુર ૩૪ ઓખામંડળ. ( ગઇ સાલ ૨૫ ).

જૂથમંડળો તથા મહાલમંડળોની જાગૃતિ પુરોગામી વર્ષને મુકાબલે અહેવાલવાળા વર્ષમાં સારી છે, એની સસંતોષ નોંધ લઇએ છીએ અને ઇચ્છીએ છીએ કે

એકવાર કામ કરતાં છતાં હાલમાં શિથિલ બનેલાં તેમજ મૂળથી જ ઉંઘતાં રહેલાં બીજાં મંડળો નવીન વર્ષ દરમ્યાન ઉંઘ ઉડાડી દઇને પોતપોતાની ફરજો બજાવવા મંડી પડશે. પોતપોતાના વાર્ષિક અહેવાલ તો વર્ષ પૂરું થતાંજ મોકલી આપવાનો વહીવટ રાખવા મહાલ મંડળોના મંત્રી મહાશયોને આગ્રહભરી ભલામણ છે, કે જેથી વસ્તુતઃ જાગતાં ને કામ કરતાં મંડળોની ગણના પણ ઉંઘતાંની કોટિમાં થવાનો સંભવ ન રહે. વળી એકલો હિસાબ માત્ર ન આવે પણ વર્ષ દરમ્યાન કરેલી કામગીરીનો અહેવાલ પણ આવે એ ખાસ ઇચ્છવાયોગ્ય માણીએ છીએ.

**પરિષદ પ્રવૃત્તિ.** ૪. રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને સંગઠિત બનાવી એનું તંત્ર એકધારું અને સુવ્યવસ્થિત ચલાવવાની યોજનાઓ વિચારવા તથા પોતાની મહત્ત્વાકાંક્ષાઓ અને જોઇતી સવલતો તથા રાહતોની માગણી પુસ્તકાલય ખાતા આગળ તેમજ શ્રીમંત સરકાર સમક્ષ સમૂહગત રીતે રજુ કરવાના આશયથી ગણદેવીથી શરૂ થયેલી પરિષદ પ્રવૃત્તિને મંડળે જારી રાખી છે; એટલું જ નહિ પણ સમસ્ત રાજ્યની પરિષદો ઉપરાંત પ્રાંત પરિષદો અને મહાલ પરિષદો ભરવાનું ધોરણ સન ૧૯૩૦ થી સ્વીકાર્યું છે. દર પાંચ વર્ષે રાજ્ય પરિષદ, ત્રણ વર્ષે પ્રાંત પરિષદ અને બાકીના દર વર્ષે મહાલ પરિષદ ભરવાની નીતિ અખત્યાર કરી છે, ને તે પ્રવૃત્તિના પ્રચાર અને સંગઠનની દ્દષ્ટિએ ઉપકારક નીવડેલી જણાય છે. અહેવાલનું વર્ષ મહાલ પરિષદો માટેનું હોઇ વડોદરા તથા મહેસાણા એ બે પ્રાંતોમાં થઇ કુલ ૧૦ પરિષદો ભરાઇ હતી. તેના વૃત્તાંતો તથા ઠરાવો ડીસેમ્બર ૧૯૩૭ થી જુલાઇ ૧૯૩૮ સુધીના પુસ્તકાલયના અંકોમાં પ્રસિદ્ધ કરાવવામાં આવ્યા છે. નવસારી તથા અમરેલી પ્રાંત આ વર્ષે આ દિશામાં બિલકુલ પ્રમાદ સેવતા જણાયા છે એ ઇચ્છવાયોગ્ય નથી જ.

વર્ષ દરમ્યાન ભરાયલી મહાલ પરિષદોની હકીકત પરિશિષ્ટ ૪માં સામેલ રાખી છે.

**શિક્ષણવર્ગો.** ૫. ઉપરોક્ત પ્રાંત, મહાલ અને જુથમંડળોની પ્રવૃત્તિ ઉપરાંત રાજ્ય મંડળે સમગ્ર રાજ્ય માટે જે કેટલીક પ્રવૃત્તિઓ ઉપાડી લીધી છે, તેમાંની એક શિક્ષણ વર્ગોની પ્રવૃત્તિ છે. પુસ્તકાલય પ્રવૃત્તિમાં સાચી સંગીનતા સાધવા માટે તાલીમ લીધેલા ગ્રંથપાલોની સંખ્યા વધારવાના આશયથી પ્રાંતવાર શિક્ષણવર્ગો યોજવાની પ્રથા મંડળે, પુસ્તકાલય ખાતાની ફરમાશથી, સન ૧૯૩૧ થી આગ્રહપૂર્વક ચાલુ કરી છે. તે મુજબ અહેવાલના વર્ષ દરમ્યાન વડોદરા પ્રાંત માટે સંખેડા મહાલના માંકણી મુકામે સન ૧૯૩૮ ના માર્ચ માસમાં અને મહેસાણા પ્રાંત માટે દહેગામ મુકામે ગત એપ્રિલ માસમાં આ વર્ગો ભરવામાં આવ્યા હતા, અને તેનો લાભ અનુક્રમે ૨૬ અને ૪૪ ભાઇઓએ લીધો હતો. કુલ ૭૦ જણે વર્ગનો લાભ લીધો. નવસારી પ્રાંત માટે જાહેર થયેલો વર્ગ, પૂરતી સંખ્યામાં ઉમેદવારો નહિ મળી આવવાથી આ વર્ષે પણ ભરી શકાયો નહોતો; ત્યારે અમરેલી પ્રાંતના ઓખામંડળ મહાલ માટે વર્ગની યોજના રાખી હતી ને ભરવાની જાહેરાત પણ આપી હતી; પરંતુ વહીવટી મુશ્કેલી આવી પડવાને સબબે એ વિચાર

અમલમાં મૂકી શકાયો નહોતો. શરૂ થયેલા નવીન વર્ષ દરમ્યાન તો ચારે પ્રાંતોમાં વર્ગો ભરવાની યોજના રહેશે.

શિક્ષણવર્ગોને અંગે મંડળને નિવેદનના વર્ષે રૂ. ૧૮૪–૪–૯ નો ખર્ચ થયો છે. વર્ગમાં અપાતી તાલીમના પ્રતાપે ૩૮૭ પુસ્તકાલયોનું વર્ગીકરણ થઈ ગયું છે, અને બીજાં ઘણુંઓને તે કરી નાખવાનો ઉત્સાહ પ્રગટ્યો છે, જે આશા છે કે નવીન વર્ષ દરમ્યાન મૂર્ત સ્વરૂપ ધારણ કરશે. ને હવે તો પ્રાંત પ્રચારકો પાસે તેઓ જે સ્થળે જાય, ત્યાંના પુસ્તકાલયની ખાલી તપાસણી ને વ્યવસ્થા સુધારવાની સૂચના માત્ર આપીને સંતોષ નહીં પામતાં, જણાતી ખામીઓ સ્થળ પર રહીને જ પૂરી કરાવી લેવડાવવાની ને તે કામમાં જાતે મદદ કરવાની નીતિ મંડળે સ્વીકારી છે. વડોદરા પ્રાંતમાં તેનો અમલ ચાલુ વર્ષે કરાયો પણ છે. બધા પ્રાંતોમાં એનો અમલ બરાબર થતાં વર્ગીકરણ થઈ ગયેલાંની સંખ્યામાં નવીન વર્ષમાં ઘણી સારી વૃદ્ધિ થશે એવી આશા રહે છે.

**તપાસણી.** ૬. પુસ્તકાલય સંસ્થાઓનું તંત્ર સુવ્યવસ્થિત રીતે ધોરણસર ચાલે તેટલા માટે તેમની તપાસણી થતી રહેવાની, અને સ્થાનિક કાર્યકર્તાઓને પડતી ને નડતી મુશ્કેલીઓનું નિવારણ કરી યોગ્ય તે દોરવણી ને સમજૂત વખતોવખત આપતા રહેવાની જરૂર છે. આ કાર્યની જવાબદારી શ્રીમંત સરકારે મહાલ શાળાધિકારીઓને શિર રાખી છે. તેમના એ કાર્યની પૂર્તિમાં પુસ્તકાલય પ્રવૃત્તિના રસીયા, ખોમીઆ ને સેવાભાવી શિક્ષકો જે જે મહાલે મળી આવે તે તે મહાલે તેઓને માનદ પ્રચારક તરીકે નીમ્યા છે. ઉપરાંત પૂરા થયેલા વર્ષ દરમ્યાન ચારે પ્રાંતોએ પોતપોતાના ક્ષેત્ર પૂરતા પગારદાર પ્રચારકો પણ રોકયા હતા, પણ એકે પ્રાંતમાં એ 'પદ' પર આખું વર્ષ કોઈ જ ટકી રહ્યું નથી. નવસારી પ્રાંતના પ્રચારક દોઢ બે મહિના રહી છૂટા થયા છે; ત્યારે વડોદરા, મહેસાણા અને અમરેલી પ્રાંતોમાં બે ત્રણ પ્રચારક બદલાયા છે. છેલ્લા ત્રણ પ્રાંતોના પ્રચારક અત્યારે ચાલુ છે, જ્યારે નવસારી પ્રાંત માટેનું એ પદ ખાલી છે. સિવાય, વડોદરા મહાલે પોતાને માટે એક પગારદાર પ્રચારક ત્રણ માસ માટે રોકી મહાલનાં પુસ્તકાલયોનું વર્ગીકરણ તથા દફતર વ્યવસ્થાનું કામ ચોક્કસ કરાવી લીધું છે. પેટલાદ મહાલ ખાતે તો પગારદાર પ્રચારકની યોજના ચાલુ જ રહી છે. એવા ૭ પગારદાર તથા ૨૦ માનદ પ્રચારકોએ, તહેવારોની રજાનો સુખદ આરામ જતો કરીને કુલ ૩૬૮ ગામોની મુલાકાત નિવેદનના વર્ષ દરમ્યાન લીધી છે, અને ત્યાંનાં પુસ્તકાલયોની તપાસણી, વ્યવસ્થા ને વર્ગીકરણને લગતી તમામ કામગીરી બજાવી છે. માનદ પ્રચારક ભાઈઓની આ નિઃસ્વાર્થ સેવા બદલ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

**નવીન પુસ્તકાલયો** ૭. તપાસણી ઉપરાંત, નિવેદનના વર્ષમાં ૫૦ નવીન પુસ્તકાલયો ઉઘાડવાની ખાતાની યોજનાને બર લાવવાને પણ, પ્રચારકોએ પોતે જાતે ગામડાંમાં જઈ ખાસ પ્રયત્નો કરી, નવીન પુસ્તકાલયો ઉઘાડવામાં ખાતાને સંપૂર્ણ સહાય આપી હતી. પરિણામે ૫૦ પૂરેપૂરાં નવીન પુસ્તકાલયો ઉઘાડી શકાયાં હતાં,

**પુસ્તકાલય પર્વણી.** ૮. પ્રજોપકારક પુસ્તકાલય પ્રવૃત્તિનું મહત્ત્વ જનસમૂહને સમજાવવા કાજે દર વર્ષે વસંતપંચમીનો દિવસ ખાસ પુસ્તકાલય પર્વણી તરીકે ઉજવવાનું ધોરણ છેલ્લાં સાત વર્ષથી મંડળે સ્વીકાર્યું છે. તે મુજબ એ મંગળ પર્વ દર વર્ષે અનેક સ્થળે ઉજવાય છે; અને સરઘસ, પુસ્તકવાચન, પુસ્તક-પ્રદર્શન, વાર્તાકથન, રમતગમત, સભા સંમેલનો, સંભાષણો, સ્થાનિક પુસ્તકાલય સંસ્થાના કાર્ય ને હિસાબની રજુઆત, ભજન મંડળીઓ વગેરે વિવિધ કાર્યક્રમો રખાય છે. નિવેદનના વર્ષે આ પર્વણીદિન ચારે પ્રાંતોમાં ઘણે સ્થળે ઉજવાયો હતો. એમાંથી પચાસેક સ્થળોના અહેવાલ મંડળ તરફ આવેલા, તેનો સાર પુસ્તકાલય માસિકના સને ૧૯૩૮ ના માર્ચ તથા એપ્રિલના અંકોમાં પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. ઇચ્છીએ છીએ કે આ નવીન વર્ષે પર્વણી-ઉત્સવ વધુ સ્થળે પૂર ઉમંગે ઉજવાશે.

**શિષ્ટ વાચન પ્રચાર.** ૯. જનતા શિષ્ટ વાચન તરફ આકર્ષાય અને એકલા વાર્તાસાહિત્યને બદલે જીવનચરિત્ર કે જીવનવિકાસમાં ઉપયોગી થઇ પડે એવા અન્ય વિષયોના વાચન તરફ વળે એ સદ્હેતુથી મંડળે શિષ્ટ વાચનની પરીક્ષાની યોજના છેલ્લાં નવેક વર્ષથી હાથ ધરી છે. નિવેદનના વર્ષે પણ એ યોજના ચાલુ રખાઇ હતી, એટલું જ નહિ પણ ૧૩ મી પરીક્ષા માટે તેનો સવિશેષ પ્રચાર કરવાની કોશિષ કરાઇ હતી યાને પરીક્ષા માટે ઠરેલાં પુસ્તકોની નકલો છૂટથી પૂરી પાડવાની ખાસ યોજના રખાઇ હતી. એના પરિણામે મંડળને કેટલીક વ્યાવહારિક અગવડ ઉપરાંત વિશેષ ખર્ચમાં પણ ઉતરવું પડયું છે; છતાં તેનું પરિણામ વર્ષ દરમ્યાન લેવાયલી બે પરીક્ષાઓ પૈકી એ ૧૩ મી પરીક્ષાના ઉમેદવારોની સંખ્યા જોતાં એકંદરે સંતોષકારક આવેલું લેખીએ છીએ. પુસ્તકો પૂરાં પાડવાની યોજના અનુભવે વધારે ખર્ચાળ ને કડાકૂટભરેલી જણાયાથી ૧૪ મી પરીક્ષાથી પડતી મૂકવામાં આવી છે.

નિવેદનનાં વર્ષ દરમ્યાન બે પરીક્ષાઓ લેવાઇ છે. ૧૩ મી પરીક્ષા ' ફોરમ તથા કિશોર ચરિત્રમાળા 'નાં પુસ્તકોની રખાઇ હતી, જેમાં ૩૯૦ ભાઇબ્હેનો બેઠાં હતાં ને ૨૫૮ ઉત્તીર્ણ થયાં હતાં; ત્યારે ૧૪ મી પરીક્ષા માટે " આપવીતી " નામનું શ્રી ધર્માનંદ કોસંબીજીની આત્મકથાનું પુસ્તક રાખેલું હોઇ તેનો લાભ ૪૩ જણે લીધો હતો ને તેમાં ૪૧ ઉત્તીર્ણ થયા હતા.

આ યોજના અંગેની ઇનામ-વ્હેંચણી ખાતે રૂ. ૭૨-૮-૦ નો ખર્ચ નિવેદનના વર્ષમાં થયો છે. રાજ્ય મંડળની આ યોજનાનું અનુકરણ કેટલાંક ઉત્સાહી મહાલ મંડળોએ પણ હવે કરવા માંડયું છે, એ જ આ યોજનાની ઇષ્ટતા અને ઉપકારકતાની સાબિતી લેખાશે. અહેવાલના વર્ષ દરમ્યાન નવસારી, વડોદરા, શિનોર, પેટલાદ, સિદ્ધપુર, ચાણસ્મા અને ખેરાળુ મહાલોએ એવી પરીક્ષા યોજી હતી. તે બદલ એ મહાલ મંડળોના ઉત્સાહી કાર્યકર્તાઓને ધન્યવાદ આપી એ ધોરણ દર વર્ષે ચાલુ રાખવાની તેમને, તેમ જ તેનું અનુકરણ કરવાની બીજા મહાલોના કાર્યકર્તાઓને ભલામણ

કરીએ છીએ. શિષ્ટ સાહિત્યનો પ્રચાર વધે એમાં જ ગણાવી જોઇએ પુસ્તકાલય પ્રવૃત્તિની ખરી સાર્થકતા !

**વાચકમંડળ.**

૧૦. હિતકર અને બોધક સાહિત્યના વાચનની નિયમિત ટેવથી જીવનવિકાસ સાધવામાં માર્ગદર્શક અને મદદગાર થવાના શુભાશયથી મંડળે " વડોદરા વાચક મંડળ " ની યોજના છેલ્લાં પાંચેક વર્ષથી હાથ ધરી છે. તેમાં નોંધાયેલા સભ્યોને મંડળ તરફથી નિયમો અને વાંચવા યોગ્ય પુસ્તકોની યાદીઓ મોકલી આપવામાં આવે છે. સભ્યે રોજ ૦॥ કલાક એ યાદીમાંનાં હરકોઇ યા તે સિવાયનાં પણ પોતાને સુલભ સારાં પુસ્તકોનું વાચન અને મનન નિયમિત રીતે કરતા રહી, તેની માસિક નોંધ મંડળના મંત્રી તરફ વડોદરા નિયમિત રીતે મોકલી આપવાની હોય છે. નિવેદનના વર્ષ દરમ્યાન નોંધાયલા ૧૪ નવીન સભ્યો આગલા વર્ષની ૪૭ ની સંખ્યામાં ઉમેરાતાં કુલ ૬૧ સભ્યો અત્યાર સુધીમાં નોંધાયા છે, પણ તેમાં કેટલાકનો ઉત્સાહ કાલક્રમે મોળો પડી ગયેલો જણાય છે વા નોંધ મોકલવામાં કેટલાક પ્રમાદ સેવતા થયા છે. વર્ષ દરમ્યાન દશેક સભ્યો નિયમિત વાચનની નોંધ મોકલતા જણાયા છે, જે પૈકી ૨ પછાત કોમના છે. નોંધાયલા તમામ સભ્યોને ઠરેલા ધોરણ પ્રમાણે નિયમિત વાચન ચાલુ રાખી, તેની માસિક નોંધ બિનચૂક મંડળના મંત્રી તરફ મોકલતા રહેવાનો આગ્રહ કરીએ છીએ; એટલું જ નહિ પણ પોતાના ભાઇબંધ–દોસ્તદારોને તેમ જ ગામના ઉત્સાહી વાચકોને આ લાભદાયી યોજનામાં દાખલ થવા પ્રેરવાની પણ ખાસ ભલામણ કરીએ છીએ.

**પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલયશિક્ષણ.**

૧૧. પુસ્તકાલય પ્રવૃત્તિ વિષયક શિક્ષણ ઘેર બેઠાં સુલભ કરી આપવા ખાતર " પત્રવ્યવહાર દ્વારા પુ. શિક્ષણ " ની યોજના પણ મંડળે ત્રણેક વર્ષથી હાથ ધરી છે ( યોજનાનો ઉદ્દેશ તથા નિયમો માટે જુઓ ' પુસ્તકાલય 'નો ૧૯૩૪નો જાન્યુઆરી અંક પૃષ્ઠ ૨૩ થી ૨૫ ). એની પહેલી ટુકડીનો અભ્યાસ પૂરો થઇ ગયો છે. ને યોજનામાં જાહેર થયા પ્રમાણે તેમને પ્રમાણપત્ર આપવા માટેની પરીક્ષા ચાલુ વર્ષે દિવાળી બાદ લેવાની ગોઠવણ રખાઇ ઉત્તીર્ણ થનારાઓને પ્રમાણપત્ર અપાશે. બીજી ટુકડીના ઉમેદવારોની અરજીઓ મંગાવાઇ છે. તેમનો અભ્યાસ તરતમાં જ શરૂ કરી દેવાની તૈયારી ચાલે છે.

**પ્રકાશનપ્રવૃત્તિ.**

૧૨. પુસ્તકાલય પ્રવૃત્તિને ઉપકારક સાહિત્ય તૈયાર કરાવી પ્રકાશમાં મેલવું એ પણ મંડળનો એક ઉદ્દેશ હોઇ, તેની સિદ્ધિ અર્થે મંડળ પોતાથી બનતું અવારનવાર કરતું રહે છે. ઇ. સ. ૧૯૩૨ માં મંડળે " બાલસાહિત્ય-સર્વસંગ્રહ " નામનું ઉપયોગી પ્રકાશન તૈયાર કરાવી પ્રગટ કરેલું, તેમાં સન ૧૯૩૧ સુધીનાં બાલપ્રકાશનોની માહિતી સંઘરવામાં આવી હતી. તે પછીનાં પાંચ વર્ષમાં પ્રકટ થયેલ બાલસાહિત્યની કક્કાવારી, લેખકવારી, પ્રકાશકવારી, વિષયવારી ને ધોરણવારી યાદીઓ ઉપરાંત કિશોર

સાહિત્યની યાદી, તેમ જ એ બધાં પુસ્તકોનો જરૂરજોગો પરિચય, બાલસાહિત્યના જાણીતા લેખક શ્રીયુત જીવરામ જોશી પાસે નિવેદનના વર્ષ દરમ્યાન તૈયાર કરાવ્યો છે, ને તે " બાલસાહિત્ય સર્વસંગ્રહ–ભાગ ૨ જો " એ નામથી નિવેદનના વર્ષે છપાવી ' પુસ્તકાલય 'ના ઑગસ્ટ ૧૯૩૮ ના અંક સાથે સન ૧૯૩૭–૩૮માં સરકાર મદદ લીધેલાં રાજ્યનાં પુસ્તકાલયોને મોકલી આપવાની તજવીજ થઇ ગઇ છે.

**વિશિષ્ટ કામગીરી.**

૧૩. સન ૧૯૩૮ ના ફેબ્રુઆરી માસમાં હરિપુરા તા. બારડોલી ખાતે ભરાયલી હિંદી રાષ્ટ્રીય મહાસભાના ૫૧ મા અધિવેશન અંગે યોજાયલા ગ્રામોદ્યોગ પ્રદર્શનના ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિ વિભાગની યોજનાને યશસ્વી રીતે પાર ઉતારવામાં પુ. સ. સ. મંડળને સાથમાં રાખી રાજ્ય પુસ્તકાલય મંડળે પોતાનાં માણસો તેમ સાધનોથી એ પ્રદર્શનના યોજકોને પૂરેપૂરો સહકાર આપ્યો એ આ વર્ષ પૂરતી મંડળની વિશિષ્ટ કામગીરી ગણાય. મજકુર પ્રદર્શન માટે જરૂરી સાધન–સામગ્રી તથા વિગતો એકઠી કરી, નકશા, દિવાલપત્રો તથા પુસ્તકોની વિવિધ યાદીઓ તૈયાર કરી કરાવી પ્રદર્શનમાં ગોઠવવાથી માંડીને તે સાચવણી, માર્ગદર્શન ને સમેટવા પર્યંતની તમામ કામગીરી આ મંડળે યશસ્વી રીતે પાર પાડી હતી. આ કામમાં મંડળના સહમંત્રી શ્રી ચોકસી, રાજ્ય પુસ્તકાલય પ્રચારક શ્રી વલ્લભભાઇ, નવસારી પ્રાંત પુસ્તકાલયનાં ગ્રંથપાળ શ્રી શંકરભાઇ દવે, પેટલાદ મહાલ પુ. પ્રચારક શ્રી ભાઇ શિવાભાઇ ભા. પટેલ, તથા પેટલાદ મહાલ કેળવણી મંડળના ઉત્સાહી મંત્રી શ્રી છોટાભાઇ ખુશાલભાઇ પટેલની સેવાની અત્રે સહર્ષ નોંધ લઇએ છીએ; અને પોતાના માણસોને એ કામે છૂટા કરવા જેટલો સહકાર આપવા બદલ નવસારી પ્રાંત પુસ્તકાલયના તેમ જ પેટલાદ મહાલ પુ. મંડળના વ્યવસ્થાપકોનો આભાર માનીએ છીએ. આ મહાસભા નિમિત્તે ' **પુસ્તકાલય** ' માસિકે પોતાનો ફેબ્રુઆરી અંક ખાસ મહાસભા અંક તરીકે કાઢી તેમાં પ્રજોપકારક પુસ્તકાલય પ્રવૃત્તિને વડોદરા રાજ્ય બહારના પ્રદેશમાં કેવી રીતે ફેલાવી શકાય, ગ્રામ પુનર્ઘટના અને પુસ્તકાલયપ્રવૃત્તિની ઉપકારકતા ને જરૂરિયાત, ગ્રામોદ્ધાર અને નિરક્ષરતાનિવારણ, હિંદમાં બલ્કે ગુજરાતમાં ચાલતી વિવિધ પુ. પ્રવૃત્તિની યોજનાઓનો ખ્યાલ વિવિધ પુસ્તક યાદીઓ વગેરે બહુ ઉપયોગી સામગ્રી આપેલી. ' પુસ્તકાલય 'ના એ પ્રયત્નમાં પણ આ મંડળે લેખો મંગાવી આપવા તથા યાદીઓ અને પેટીઓ વગેરે તૈયાર કરવાના કામમાં પૂરતી મદદ કરી હતી. મંડળની આ કામગીરી બદલ મહાસભા પ્રદર્શન સમિતિ તરફથી પ્રમાણપત્ર મળેલું છે.

**મી. ડેવિસ સાથે મુલાકાત ને વિચાર વિનિમય.**

૧૪. અહેવાલના વર્ષ દરમ્યાન ' ધી ન્યુ એન્યુકેશન ફેલોશિપ 'નું પ્રતિનિધિ મંડળ જાનેવારી ૧૯૩૮ માં વડોદરાની મુલાકાતે આવેલું. તેમાંના એક પ્રતિનિધિ મી. ઇ. સૉલ્ટર ડેવિસ બ્રિટિશ લાઇબ્રેરી એસોશિએશનના માજી પ્રમુખ હોઇ તેમની સાથે આપણા મંડળના પ્રમુખ, મંત્રી આદિ સભ્યોને મુલાકાત તથા વિચારવિનિમયનો લાભ મળ્યો હતો, એ પણ આ

વર્ષની એક વિશિષ્ટતા જ ગણાય. એ પ્રસંગનો અહેવાલ ' પુસ્તકાલય 'ના ફેબ્રુઆરી અંકમાં છપાયો છે, જે વાંચતાં વડોદરા રાજ્યની પુ૦ પ્રવૃત્તિ વિષે પરદેશી લોકો શુ ધારે છે તથા ઇંગ્લાંડની પુ૦ પ્રવૃત્તિ કેવી છે તેનો સારો ખ્યાલ મળે તેમ છે.

**આંતરરાષ્ટ્રીય સંબંધ.**

૧૫. બ્રિટિશ લાઇબ્રેરી એસોશિએશન સાથે પત્રવ્યવહારનો સંબંધ કેટલાં ત્રણેક વર્ષથી સ્થપાયો છે, ને તેમના તરફથી પ્રસિદ્ધ થતી ' યીઅર બુક 'માં આપણા આ મંડળની હકીકતને પણ યોગ્ય સ્થાન મળતું રહે છે. અહેવાલવાળા વર્ષમાં એવો જ સંબંધ ફ્રાન્સની ' કૉન્સિલ હિસ્ટોરિક એટ હેરાલ્ડીક ડી ફ્રાન્સ ' નામની સંસ્થા સાથે સ્થપાયો છે. સદરહુ ફ્રેન્ચ સંસ્થા તરફથી આપણા રાજ્ય પુ૦ મંડળના પ્રમુખને પોતાના માનદ સભ્ય તરીકે જોડાવાની માગણી આવેલી, તેનો આપણા તરફથી સ્વીકાર થતાં આપણા પ્રમુખ રા. બા. ગોવિંદભાઇ સાહેબ સદરહુ ફ્રેન્ચ સંસ્થાના ' ઓનરરી કોરસ્પોન્ડીંગ મેમ્બર ' તરીકે નીમાયા છે.

**સીનેમા.**

૧૬. દશ્યચિત્ર શિક્ષણ દ્વારા જ્ઞાન પ્રચારની યોજના ફલિભૂત કરવા મંડળે પોતાની ફાજલ લવાજમની શિલકમાંથી છએક વર્ષથી એક સીનેમા મશીન વસાવ્યું છે. પણ એને ફેરવવાનો અખતરો અનુભવે ખર્ચાળ જણાયાથી તથા એની સફળતા માટે સાધન—સગવડની જોઇતી અનુકૂળતા ગામડાંઓમાં તત્કાલ ન મળી શકતી હોવાને કારણે એની વધુ અજમાયશ પડતી મેલવાનું અને કોઇ લેનાર મળે તો આવશ્યક ખોટ ખમીને પણ વેચી નાખવાનું મંડળે ગઇ સાલ ઠરાવ્યું છે. પણ યોગ્ય માગણીના અભાવે હજી તેનો નિકાલ થઇ શકયો નથી.

**રાજ્ય પ્રચારક.**

૧૭. ઉપરોક્ત પ્રાંતિક તથા માનદ પ્રચારકો ઉપરાંત મંડળ તરફથી નીમાયલા પગારદાર રાજ્ય પુસ્તકાલય પ્રચારક ભાઈ વલ્લભભાઈની સેવા પણ અહેવાલના વર્ષ દરમ્યાન ચાલુ રહી છે. તેમને નવીન પુસ્તકાલયો ઉઘાડવાના કામે, શિક્ષણવર્ગો તથા પ્રાંત અને મહાલ પરિષદોના કામે, તેમજ કેળવણી ખાતા તરફથી યોજાયલા ઓપવર્ગોને અંગે કુલ ૨૭ ગામોની ફેરણી ૫૪ દિવસમાં કરી છે. રાજ્ય પ્રચારકની ફેરણી પહેલાંના કરતાં હવે ઓછી થાય છે, તેનું મુખ્ય કારણ, ગત વર્ષના નિવેદનમાં જણાવ્યા પ્રમાણે, મંડળના હિસાબ—કિતાબના કામની જવાબદારી તેમને માથે મૂકાઇ છે તે, તેમજ અહેવાલના વર્ષ દરમ્યાન શિષ્ટ વાચનની પરીક્ષાનો બહોળો પ્રચાર કરવા માટે પુસ્તકો છૂટથી પૂરાં પાડવાની ખાસ યોજનાની જવાબદારી પણ તેમને સોંપાઇ છે, તે છે: છતાં ઑફિસમાં રહીને આ બે જવાબદારીઓ સંભાળવા ઉપરાંત, ગ્રામ પુસ્તકાલયોનાં બજેટમંજુરીના કામે ખાતાને પૂરતો સહકાર આપવાની, નવીન પુસ્તકાલયોની સંખ્યા પૂરી કરી આપવા માટે પ્રાંત અને મહાલોના કાર્યકર્તાઓ સાથે પત્રવ્યવહાર કરી બજેટો તથા રકમો મંગાવી આપવાની, તેમજ જૂથ અને મહાલ મંડળોને ભમતાં

કરવાની ફરજો બજાવી છે. તદુપરાંત મહાસભા પ્રદર્શન અંગેના પુસ્તકાલય પ્રવૃત્તિ વિભાગની તૈયારી ને ગોઠવણુની ખાસ કામગીરી પણ બજાવી છે.

રાજ્ય-પ્રચારકના પગાર અને ભથ્થા-ભાડા ખાતે રૂ. ૫૪૫-૦-૯ નો ખર્ચ અહેવાલના વર્ષે ઉધર્યો છે.

**સહમંત્રી.**

૧૮. સહમંત્રી તરી રૂ. ૫૫) ના પગારથી શ્રીયુત નાજુકલાલ નં. ચોકસીની સેવા પણ ચાલુ રખાઇ છે. નિવેદનના વર્ષમાં એમણે શિષ્ટવાચનની પરીક્ષાઓ અંગેનું-પરીક્ષાની જાહેરાતથી તે અરજીઓ મંગાવવી, પ્રશ્નપત્રો કાઢી છપાવી પહોંચતા કરવાં તથા ઉત્તરપત્રો તપાસી પરિણામ પ્રસિદ્ધ કરવા લગીનું તમામ કામ; વાચક મંડળ અંગે સભ્યો નોંધવાનું, તેમને નિયમો અને યાદીઓ મોકલી આપવાનું, માસિક નોંધ આવે તે તપાસી ઘટિત સૂચના કરવા ઉપરાંત એને લગતો જરૂરી પત્રવ્યવહાર કરવાનું, તથા પત્રવ્યવહાર દ્વારા પુ. શિક્ષણની યોજનાને અંગે અભ્યાસ-પાઠ અને પ્રશ્નાવલિઓ તૈયાર કરી સભ્યોને મોકલી આપવાનું તથા એમના તરફથી આવતા ઉત્તરો તપાસી તેમાં સુધારાવધારા સૂચવવા અને આવશ્યક સમજૂત સાથે ખુલાસા લખી મોકલવા વગેરેનું તમામ કામકાજ અને તદંગેનો પત્રવ્યવહાર ચલાવવા ઉપરાંત ઉપરોકત બધા જ શિક્ષણ વર્ગોમાં હાજર રહી, વર્ગીકરણ પદ્ધતિઓનું સક્રિય શિક્ષણ આપવાની કામગીરી બજાવી છે. વળી, પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબની સાથે રહી, "પુરુષ શિક્ષણ પદ્ધતિ પાઠશાળા"ના વિદ્યાર્થીઓને પુસ્તકાલય વિષયક વ્યાખ્યાનો આપવાનું કામ તથા અમરેલી પ્રાંત પુ૦મંડળની વાર્ષિક સભામાં અને વડોદરા, સંખેડા ને દહેગામ મહાલોની પરિષદોમાં હાજર રહી કાર્યવાહીને દોરવાનું તથા તેના કામકાજની નોંધ લઇ પ્રસિદ્ધ કરાવવાનું કામ કર્યું છે. સિવાય, હરિપુરા કોંગ્રેસ અંગે ભરાયલા ગ્રામઉદ્યોગ પ્રદર્શનમાંના પુસ્તકાલય પ્રવૃત્તિ વિભાગની તૈયારીઓ, યોજના, ગોઠવણુ ને માર્ગદર્શનની ખાસ કામગીરી સંતોષકારક બજાવી છે. સહમંત્રીની હરિપુરા સાથે બહારગામની કામગીરી કુલ ૭૬ દિવસની થઇ છે. સહમંત્રીના પગાર ખાતે રૂ. ૬૬૦-૦-૦ અને પ્રવાસખર્ચ ખાતે રૂ. ૨૨-૧૧-૦ નો ખર્ચ થયો છે.

**માનદ મંત્રીઓ.**

૧૯. ગત બે વર્ષથી મુખ્ય માનદ મંત્રીના પદે નીમાયલા શ્રીયુત મોતીભાઇ ન. અમીનની સેવા પણ નિવેદનના વર્ષ દરમ્યાન ચાલુ રહી છે. મંડળની સક્રિય દોરવણી ઉપરાંત એમણે વડોદરા, મહેસાણા અને નવસારીની પ્રાંતિક સભાઓમાં હાજર રહી, પોતાના અનુભવનો લાભ પ્રવૃત્તિના કાર્યકરો ને સૂત્રધારોને આપવાની, તથા પ્રસંગ પડયે ખાતાને તથા પુસ્તકાલય સંસ્થાઓને સલાહ આપવાની કિંમતી કામગીરી બજાવી હતી. હરિપુરા મહાસભામાંના ગ્રા. પુ. પ્રવૃત્તિ પ્રદર્શન વિભાગની બધી યોજનાઓ એમની જ દોર-

વણી ને દેખરેખ નીચે થઇ હતી. પ્રદર્શનના સ્થળે પણ પહેલેથી છેવટ લગી તેમની હાજરી હતી.

મંડળના બીજા માનદ મંત્રી શ્રીયુત મણિલાલ મં. કાથીવાળાની સેવા પણ મંડળનાં પ્રારંભકાળથી આજપર્યંત ચાલુ રહી છે. વર્ષ દરમ્યાન તેમણે વડોદરા અને મહેસાણા પ્રાંતના શિક્ષણવર્ગોમાં તથા સિદ્ધપુરના ઓપવર્ગમાં શિક્ષણ આપવાના કામે, તથા બીજી આવશ્યક પ્રવૃત્તિઓને અંગે કુલ ૧૫ દિવસની કામગીરી બજાવી છે. શ્રી કાથીવાળાના પ્રવાસખર્ચ ખાતે રૂ. ૨૪–૭–૦ નો ખર્ચ થયો છે.

**પ્રમુખપદ.**

૨૦. મંડળની કારોબારી સમિતિના પ્રમુખ તરીકે, સમાજ હિતનાં કાર્યોમાં ઘણો ઉત્સાહ ધરાવનાર વડોદરા રાજ્યના નિવૃત્ત નાયબ દિવાન રા. બ. ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઇ સાહેબની સેવા નિવેદનના વર્ષ દરમ્યાન ચાલુ રહી છે. તે બદલ તેઓશ્રીનો આભાર માનીએ છીએ ને નવીન વર્ષે પણ એ લાભ ચાલુ રાખવાની વિજ્ઞપ્તિ કરીએ છીએ.

**રાજ્યાશ્રય અને પ્રાંત- પંચાયતોની મદદ.**

૨૧. મંડળના ઉદ્દેશને માન્ય રાખી તેની સિદ્ધિ અર્થે વાર્ષિક રૂ. ૧૦૦૦) ની મદદ આપવાના શ્રીમંત સરકારે સન ૧૯૨૯–૩૦ ની સાલમાં શરૂ કરેલા ધોરણને તે પછી વખતોવખત નવેસર બહાલી મળતી રહી છે. સન ૧૯૩૪–૩૫ થી એ ધોરણને પાંચ વર્ષ માટે એકસામટી બહાલી મળેલી છે. તે મુજબ નિવેદનના વર્ષે રૂ. ૧૦૦૦) ની મદદ શ્રીમંત સરકાર તરફથી મળી છે. ચારે પ્રાંતપંચાયતોએ પણ પોતાને ભાગે પડતો ફાળો આપી, પંચાયત પક્ષની એટલી જ રકમ પૂરી પાડી છે. આ બદલ શ્રીમંત સરકાર તેમજ પ્રાંતપંચાયતોનો સહૃદય અહેસાન માનીએ છીએ.

**મંડળના સભ્યો, કાર્ય- પદ્ધતિ અને હિસાબ.**

૨૨. રાજ્યાશ્રિત પુસ્તકાલયો અને વાચનાલયોની કુલ સંખ્યા જે ગઇ સાલે ૧૨૨૯ હતી, તે વધીને અહેવાલના વર્ષે ૧૩૮૨ થઇ છે. તેમાંથી મોટા ભાગની સંસ્થાઓ બંધારણમાં ઠરેલી ફી (લવાજમ) ભરીને મંડળના સભ્ય તરીકે ચાલુ રહી છે. પ્રાંતવાર સંસ્થાઓ તથા તેમાંથી લવાજમ આપનારાની સંખ્યા માટે પરિશિષ્ટ ૨જું જોઇ લેવા વિનંતિ છે.

રાજ્ય પરિષદની છેલ્લી બેઠકમાં મંડળના બંધારણ પ્રમાણે ૧૬ + ૪ = ૨૦ સભ્યોનું એક વ્યવસ્થાપક મંડળ ચૂંટવામાં આવ્યું હતું, જેમનાં નામ પરિશિષ્ટ ૩ માં આપેલાં છે.

રાજ્ય પુસ્તકાલય મંડળનું કાર્ય દર વર્ષે બંધારણને અનુસરીને ચલાવી શકાય એ માટે વ્યવસ્થાપક મંડળની સભાઓ વખતોવખત ભરવી જોઇએ; પણ એના સભ્યો આખા રાજ્યમાંથી ચૂંટાયલા અને પોતપોતાના વ્યવસાયોમાં રોકાયલા હોવાથી

વખતોવખત ભથ્થા–ભાડાનો ખર્ચ કરી, અને કિંમતી વખતનો ભોગ આપી બધા સભ્યોની સભા બોલાવવાનું ઉચિત નહિ લાગતું હોવાથી વડોદરા પ્રાંતમાંથી ચૂંટાઇ આવેલા સભ્યો સાથે, માનદ મંત્રીઓ વખતોવખત મળતા રહી રાજ્ય પુસ્તકાલય મંડળ માટેના કાર્યની ચર્ચા કરી તે પર દરેક સભાસદના અભિપ્રાય ટપાલ દ્વારા મેળવી બજેટ મંજુર કરાવી લઇને બજેટની હદમાં રહી કામ કરવામાં આવે છે.

ઑડીટ થયેલો મંડળનો ઉપજ ખર્ચનો વિગતવાર હિસાબ પરિશિષ્ટ-૧ અને ૨ માં સામેલ છે.

**ઑફિસ.** ૨૩. ગત વર્ષના અહેવાલમાં જણાવ્યા પ્રમાણે મંડળની ઑફિસ માટે ભાડાનું મકાન રાખેલું તે ડીસેમ્બરની ૧૮ મી તારીખ સુધી ચાલુ રહી ડીસેમ્બર '૩૭ ની તા. ૧૯ મીથી આ મંડળની ઑફિસ પુ. સ. સ. મંડળની ઑફિસમાં, બંને મંડળોની સગવડની દૃષ્ટિએ ખસેડવામાં આવી છે.

**આભાર.** ૨૪. આ મંડળને વખતોવખત જોઇતી સગવડ અને સહાય આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી વર્ગનો અને તેમાંય અહેવાલના વર્ષમાં ' ધી ન્યુ એજ્યુકેશન ફેલોશિપ 'ના પ્રતિનિધિ મંડળના એક સભ્ય તરીકે આવેલા વિલાયતના પુસ્તકાલય મંડળના માજી પ્રમુખ શ્રી. ૪. સૅાલ્ટર ડેવીસ સાથે મુલાકાત ને વિચારવિનિમયના લાભની તક મેળવી આપવા બદલ પુસ્તકાલય ખાતાના ક્યુરેટર રા. રા. વાકનીસ સાહેબનો ખાસ આભાર માનવામાં આવે છે. મંડળના રચનાત્મક કાર્યને પહોંચી વળાય તે માટે રાજ્ય તરફની મદદ ચાલુ રાખવા બદલ નામદાર મંત્રી મંડળનો અને પંચાયત પક્ષની મદદ આપવા બદલ ચારેય પ્રાંત પંચાયતોનો, શિક્ષણવર્ગમાં તેમ પરિષદોમાં હાજરી આપવા પૂરતી શિક્ષકોની કામગીરી ગણવા માટે મંજુરી આપવા બદલ મે. રા. રા. રાજ્ય વિદ્યાધિકારી સાહેબનો અને સભાસદ સંસ્થાઓનાં લવાજમ વસુલ કરી આપવા બદલ પુસ્તકાલય સહાયક સહકારી મંડળનો પણ અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

વડોદરા,
તા. ૨૨–૮–૩૮

મોતીભાઇ ન. અમીન
મણિલાલ મં. કાશીવાળા
માનદ મંત્રીઓ.

## પરિશિષ્ટ ૧લું

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનો

## સન ૧૯૩૭-૩૮ના ઉત્પન્ન ખર્ચનો

## હિસાબ

(તા. ૧-૮-૩૭ થી તા. ૩૧-૭-૩૮ સુધીનો.)

જમે

| | |
|---|---|
| ૧૪૦૫-૧૨-૦ | સાર્વજનિક પુસ્તકાલયો તરફથી લવાજમ અને મદદના |
| ૧૦૦૦-૦-૦ | સરકાર મદદના |
| ૧૦૦૦-૦-૦ | પ્રાંતપંચાયતોની મદદના |
| ૩૫-૪-૧૦ | વ્યાજના |
| ૩૪૪૧-૦-૧૦ | |

ઉધાર

| | |
|---|---|
| ૬૬૦-૦-૦ | સહમંત્રીના પગારના |
| ૫૪૫-૦-૯ | પ્રચારકના પગાર તથા ભથ્થા ભાડાના |
| | ૪૮૦-૦-૦ પગારના |
| | ૬૫-૦-૯ ભથ્થા ભાડાના |
| ૫૧-૧૧-૬ | છપામણી ખર્ચના |
| ૭૨-૮-૦ | શિષ્ટવાચનની પરીક્ષાઓના ઇનામના |
| ૧૮૪-૫-૯ | શિક્ષણવર્ગો ખાતે થયેલા ભોજન તથા ભાડા ખર્ચના |
| ૮૪-૨-૩ | પોસ્ટેજ અને કંટીજંટના |
| ૧૦૨૮-૪-૦ | સહાલ અને પ્રાંતમંડળોને ફાળવણીના |
| | ૪૧૬-૪-૦ વડોદરા પ્રાંત મં૦ |
| | ૩૩૬-૦-૦ મહેસાણા ,, |
| | ૧૭૧-૦-૦ નવસારી ,, |
| | ૮૬-૪-૦ અમરેલી ,, |
| | ૧૮-૧૨-૦ ઓખામંડળ,, |
| ૪૭-૨-૦ | માનદમંત્રી શ્રી. કાથીવાળા તથા સહમંત્રી શ્રી. ચોકસીનો મુસાફરી ખર્ચ |
| ૩૪-૫-૯ | મકાનભાડાના, માહે ઑગસ્ટ '૩૭ થી ડીસેમ્બર '૩૭ની તા. ૧૮ સુધીના |

જ  ઉ

| | |
|---|---|
| ૧૦– ૦– ૦ | સ્વતંત્ર ઑફિસ વખતે રાખેલા નોકર ખર્ચના. માહે ઑગસ્ટ '૩૭ થી નવેમ્બર '૩૭ સુધીના |
| ૫૦– ૦– ૦ | અમરેલી પ્રાંત પુ. મંડળને મદદના |
| ૮૦–૧૦– ૬ | ડેડસ્ટૉક ખર્ચના. સદર રકમ ગયા વર્ષના હિસાબમાં સરવૈયા ખાતે મિલ્કતમાં લીધેલી હતી તે માંડી વાળી તેના |
| ૧૮૧– ૯– ૬ | બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા. ૨ જો તૈયાર કરાવ્યો તે અંગે પગાર, પોસ્ટેજ, કંટીજંટ, પુસ્તકો વગેરેના થયેલા ખર્ચના. સદર રકમમાં રૂ. ૧૮૦ ગયા વર્ષના હિસાબમાં સરવૈયા ખાતે મિલ્કતમાં લીધેલા હતા તે તથા રૂ. ૧–૯–૬ ચાલુ માસમાં છપામણી સિવાયના થયેલા ખર્ચના માંડી વાળ્યા તેના |
| | ૩૦૨૯–૧૨–૦ |
| ૪૧૧– ૪–૧૦ | સાલ આખર વધારો |
| | ૩૪૪૧– ૦–૧૦ |

ઉપરનો હિસાબ મંડળના ચોપડા સાથે તપાસી જોયો છે અને તે બરાબર છે.

વડોદરા,
તા. ૩૧–૮–૩૮

વા. ના. અમીન.
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.
ઑડિટર

## સન ૧૯૩૭–૩૮ આખરનું સરવૈયું ( તા. ૩૧–૭–૩૮ સુધીનું )

**જ**

૪૫૫૪–૧૧–૫ રાજ્ય પુસ્તકાલય મંડળની શિલક
- ૪૧૪૩–૬–૭ સન ૩૬-૩૭ આખરની શિલક
- ૪૧૧–૪–૧૦ સન ૩૭-૩૮ નો વધારો
- ૪૫૫૪–૧૧–૫

૧૦૧૬–૧૫–૧ અન્ય અનામત રકમો
- ૪૭૧–૧૨–૧૦ સીનેમા ખરીદ ખાતેની વધેલી રકમ
- ૪૪૫–૧૨–૩ વડોદરા પ્રાંત પુ. મંડળ
- ૪૫– ૦–૦ શ્રી. સ. મા. ટ્રૂ. ફંડના વ્યાજના
  - ૨૨–૮–૦ સન ૩૬-૩૭ આખરના
  - ૨૨–૮–૦ સન ૩૭-૩૮માં આવ્યા
  - ૪૫–૦–૦
- ૩૬– ૬–૦ શ્રી દત્તસ્મારક ફંડના વ્યાજના
  - ૧૩-૧૪-૦ સન ૩૬-૩૭ આખરના
  - ૨૨–૮–૦ સન ૩૭-૩૮માં આવ્યા
  - ૩૬–૬–૦
- ૧૮–૦–૦ કોડીનાર અને દામનગર પુસ્તકાલયોના લવાજમના ખેવડાયેલા તે
- ૧૦૧૬–૧૫–૧

૫૫૭૧–૧૦–૬

**ઉ**

૬૩– ૭–૩ બુકર ટી. વૉશિં. નાં પુસ્તકો ખાતે. પુસ્તકો શિલકે નં. ૭૫

૬૫–૧૪–૬ ફોરમ તથા કિશોરચરિત્ર માળાનાં પુસ્તકો ખાતે. પુસ્તકોની શિલક નીચે પ્રમાણે
- ફોરમલહરી ૧ થી ૫ નં. ૪૪
- „ ૬ થી ૯ નં. ૧૨
- કિશોર ચ. માળા
  - પુ. ૧ થી ૬ નં. ૬૭
  - „ ૭ થી ૧૨ નં. ૧૨

૧૭૨–૧૩–૩ બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા. ૧ લા ખાતે. પુસ્તકો શિલકે નં. ૩૪૬

૩૬૮– ૦–૦ બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા. ૨ જા ખાતે. પુસ્તકો શિલકે નં. ૧૫૮૬

૪૯૦૧– ૭–૬ રોકડ શિલક
- ૪૨૪૫– ૦–૪ બરોડા બેંકના સેવિંગ ખાતામાં
- ૫૭૬–૧૫–૮ બરોડા બેંકના ચાલુ ખાતામાં
- ૭૯– ૭–૬ હાથ ઉપર શિલક
- ૪૯૦૧– ૭–૬

૫૫૭૧–૧૦–૬

ઉપરનો હિસાબ તપાસ્યો છે અને તે બરાબર છે.

વડોદરા,
તા. ૩૧–૮–૩૮

વા. ના. અમીન.
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.
ઑડિટર

## પરિશિષ્ટ ૨જું

### આજીવન સભ્યો

૧ રા. બ. શ્રી. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ
૨ શ્રી. મોતીભાઈ નરસિંહભાઇ અમીન

### પ્રાંતવાર લવાજમ આપનાર પુસ્તકાલયોની સંખ્યા

| | વડોદરા પ્રાંત | | મહેસાણા પ્રાંત | | નવસારી પ્રાંત | | અમરેલી પ્રાંત | |
|---|---|---|---|---|---|---|---|---|
| | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર |
| પ્રાંત પુ. | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| કસ્બા પુ. | ૧૭ | ૧૬ | ૧૪ | ૧૪ | ૬ | ૬ | ૫ | ૫ |
| ગ્રા. પુ., મ. પુ., બા. પુ., ક. વા., | ૪૭૧ | ૨૮૭ | ૪૧૬ | ૨૫૩ | ૧૮૯ | ૧૦૭ | ૧૨૦ | ૫૯ |
| ગ્રા. વા. | ૪૪ | ૦ | ૫૫ | ૦ | ૨૩ | ૦ | ૧૯ | ૦ |
| કુલ | ૫૩૨ | ૩૦૩ | ૪૮૬ | ૨૬૮ | ૨૧૯ | ૧૧૪ | ૧૪૫ | ૬૫ |

કુલ : ચારે પ્રાંતનાં પ્રાંત પુસ્તકાલય ૩; કસ્બા પુસ્તકાલય ૪૨; ગ્રામ પુસ્તકાલય ૧૧૫૦; મહિલા પુસ્તકાલય ૧૬; બાલ પુસ્તકાલય ૧૧; કસ્બા વાચનાલય ૧૯ તથા ગ્રામ વાચનાલય ૧૪૧ મળી કુલ ૧૩૮૨ માંથી લવાજમ આપનાર પુસ્તકાલયોની કુલ સંખ્યા ૭૫૦.

## પરિશિષ્ટ ૩જું

### વ્યવસ્થાપક મંડળની યાદી

પ્રમુખ

રાવબહાદુર શ્રી. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, વડોદરા.

માનદ મંત્રીઓ

શ્રી. મોતીભાઇ નરસિંહભાઇ અમીન, વસો.
શ્રી. મણિલાલ મંગળજી કાશીવાળા, વાઘોડીઆ.

હિસાબનીશ

શ્રી. વાઘજીભાઇ નારણભાઇ અમીન, બી. કૉમ.

### સભાસદો

૧ શ્રી. છોટુભાઇ પંડિત, સિદ્ધપુર
૨ શ્રી. મહાસુખભાઇ ચુનીલાલ શેઠ, વિસનગર
૩ શ્રી. મણિલાલ માધવલાલ દવે, પાટણ
૪ શ્રી. બાપુલાલ વિઠ્ઠલરાય ગાંધી, કડી
૫ શ્રી. જેઠાભાઇ લાલદાસ પટેલ, મહેસાણા
૬ શ્રી. કલ્યાણરાય નથ્થુભાઇ જોશી, વિસનગર
૭ શ્રી. બાબારાય બ. મજમુદાર, મહેસાણા
૮ શ્રી. કાવસજી એદલજી ગણદેવીઆ, ગણદેવી
૯ શ્રી. કનૈયાલાલ જ. મજમુદાર, નવસારી
૧૦ શ્રી. કસનજી દયાળજી દેસાઇ, નવસારી
૧૧ શ્રી. રંગીલદાસ મ. કાપડીઆ, ગણદેવી
૧૨ શ્રી. નટવરલાલ ગીરધરલાલ શાહ, સિનોર
૧૩ શ્રી. ચુનીલાલ પુરુષોત્તમદાસ શાહ, વડોદરા
૧૪ શ્રી. ચીમનભાઇ હરીભાઇ અમીન, વરણામા
૧૫ શ્રી. જનકલાલ કુંદનલાલ યાજ્ઞિક, પેટલાદ
૧૬ શ્રી. જયવતીબેન ન. દેસાઇ, વડોદરા
૧૭ શ્રી. પ્રતાપરાય ગી. મહેતા, અમરેલી
૧૮ શ્રી. રામજીભાઇ હંસરાજ શેઠ, અમરેલી

## પરિશિષ્ટ ૪થું

### મહાલ પરિષદોની હકીકત

( વડોદરા પ્રાંત )

| કયા મહાલની કઈ પરિષદ | તારીખ | સ્થળ | પ્રમુખ |
|---|---|---|---|
| વડોદરા મહાલ બીજી પરિષદ | ૨૮-૧૧-૩૭ | ભીલ | શ્રી. મણિભાઇ પુ. પટેલ<br>વહીવટદાર, વડોદરા મહાલ |
| શિનોર મહાલ ત્રીજી પરિષદ | ૩૦-૧-૩૮ | અવાખલ | શ્રી. મણિરાય મજમુંદાર<br>વહીવટદાર, શિનોર મહાલ |
| સંખેડા મહાલ પ્રથમ પરિષદ | ૨૭-૩-૩૮ | માંકણી | શ્રી. ઇન્દ્રવદન ધનંજય પંડયા<br>વડોદરા વિભાગ વિદ્યાધિકારી |
| પાદરા મહાલ ચોથી પરિષદ | ૩-૪-૩૮ | ડોટણા | શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ<br>સહકારી અધિકારી, વ૦ રાજ્ય |
| પેટલાદ મહાલ ચોથી પરિષદ | ૨૭-૫-૩૮ | વસો | શ્રી. પ્રાણલાલ હીરપાશંકર દેસાઇ<br>નિવૃત્ત એજ્યુ. ઑફિસર,<br>અમદાવાદ મ્યુનિસિપાલિટી. |

( મહેસાણા પ્રાંત )

| | | | |
|---|---|---|---|
| કડી મહાલ પ્રથમ પરિષદ | ૧૬-૧૨-૩૭ | કલ્યાણપુર | શ્રી. ચુનીભાઇ મ. દેસાઇ<br>કલોલ વિભાગ શાળાધિકારી |
| સિદ્ધપુર મહાલ બીજી પરિષદ | ૬-૩-૩૮ | હાજીપુર | શ્રી. ઇશ્વરભાઇ મરઘાભાઇ પટેલ<br>મહાલ શાળાધિકારી, સિદ્ધપુર |
| દહેગામ મહાલ પ્રથમ પરિષદ | ૨૦-૪-૩૮ | દહેગામ | શ્રી. ચુનીભાઇ મ. દેસાઇ<br>કલોલ વિભાગ શાળાધિકારી |
| વિસનગર મહાલ ચોથી પરિષદ | ૧-૫-૩૮ | વિસનગર | શ્રી. ગીરધરલાલ ડોસાભાઇ વકીલ |
| ચાણસ્મા મહાલ ત્રીજી પરિષદ | ૧૨-૬-૩૮ | ઇસ્લામપુર | શ્રી. મનુભાઇ ઉમીયાધર દેસાઇ<br>વહીવટદાર, ચાણસ્મા મહાલ |

—※—

# પુસ્તક પરિચય

૧. અજવાળી રાતઃ—લેખકો, મોંઘીબેન, નર્મદાબેન, મં. ર. મજમુદાર, સૌ. પ્રેમલીલા મહેતા વગેરે; પ્રકાશક, કુમાર કાર્યાલય, ૧૪૫૪, રાયપુર અમદાવાદ; ૧૯૩૮; ચાર પેજી, પાન ૧૪૨; બોર્ડનું પૂઠું, મૂલ્ય ૨ રૂપીઆ; ૧૦ રંગીન ચિત્રો સાથે.

કુમાર કાર્યાલય તરફથી કુમારો તથા કુમારિકાઓને અનુકૂળ પડે એવું સાહિત્ય પ્રસિદ્ધ થયા કરે છે. આ પુસ્તક તેમાં વાર્તાના પુસ્તકનો સારો ઉમેરો કરે છે. વાર્તાઓ પ્રેરક, બોધક અને ઉપદેશક છે. એકંદર ૧૫ વાર્તાઓ એકેકથી ચઢે એવી છે. વાચકોને તે ખૂબ જ ગમશે. ચિત્રો રંગીન તેમજ ભાવવાહી હોવાથી વાર્તાની ખરી ખૂબી સમજાય છે અને વાંચવાનું મન થાય છે. રંગ પણ જ્યાં જેવા જોઇએ એવા છે, એ ભાઇ રવિશંકર રાવળના કુમાર કાર્યાલયની ખૂબી છે.

છપાઇ, ચિત્રો, કાગળ વગેરે સુંદર છે. કિંમત પણ પ્રમાણમાં વધારે ના ગણાય. બાલ, મહિલા તથા સાર્વજનિક પુસ્તકાલયો જરૂર ખરીદે. વાચકો ખૂબ આનંદથી વાંચશે. કેટલીક પાશ્ચિમાત્ય વાતો પૌર્વાત્ય રૂપમાં અત્રે આપવામાં આવી છે. પરંતુ બધી જ રસમય, બોધદાયક અને બોધક તો છે જ. રાજપુત્ર મહેબૂબ, બાબરાની રૂપદિ, નગર શેઠના દીકરાની વાત વગેરે ખાસ વાંચવા લાયક છે.

૨. દિવ્યગિરામૃતઃ—લેખક, શર્મા, દેવશંકર મહારાજ; પ્રકાશક, મહારાજ શ્રી મણિબા ગુરૂ દેવશંકર શર્મા, આનંદાશ્રમ, શુક્લતીર્થ; સંવત ૧૯૮૮; ક્રાઉન ૧૬ પેજી, પાન ૪૨+૩૪૦; બોર્ડનું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૦–૦; સચિત્ર તથા કર્તાના જીવનવૃત્તાંત સાથે.

આમાંના કાવ્યો આધ્યાત્મિક, ઉપદેશક અને પ્રેરણાત્મક છે. કર્તા સિવાય અન્ય ભક્ત કવિઓનાં કાવ્યો ૪ થા વિભાગમાં છે. હિંડોળા, પ્રાર્થના, આરતી, ધ્રુવાખ્યાન રામવિયોગ, વસન્તોત્સવ, આત્મા વિષે જુદા જુદા નિર્ણય, ઉપાસના, આત્મા વિષે ભિન્ન મતો, મુમુક્ષુને સદ્બોધ, વગેરે વિષયોની વિવિધતા છે. ભકિતના ઉપાસકને બહુ ઉપયોગી પુસ્તક છે.

કર્તાનું જીવનવૃત્તાંત પણ વાંચવા અને અનુકરણ કરવા લાયક છે. મહારાજશ્રીના ઉત્તરાધિકારી સ્ત્રીશિષ્યા તરફથી આ પ્રસિદ્ધ થાય છે એ એની વિશિષ્ટતા છે. સ્ત્રીઓ બહુ હોંશથી વાંચશે. ભાવિકોને પણ એમાં રસ પડશે. ગામડાંમાં બહુ લોકપ્રિય થશે. આમ પુસ્તકાલયો જરૂર ખરીદે. ભજનો નાનાં અને અર્થપૂર્ણ હોવાથી વાંચતાં કંટાળો આવતો નથી.

| | લેખક | પ્રકાશક | | પાન |
|---|---|---|---|---|
| **૩. બાલ પાઠો** | જોશી, ઉમિયાશંકર | અશોક પ્રકાશન-મંદિર સુરસાગર, વડોદરા | ૧૯૩૫ | ૪૦ |
| **૪. વિજ્ઞાનવિહાર ભા. ૨** | ભાવસાર, નવલચંદ ને. | | ,, | ૩૪ |
| **૫. નરવીર નેપોલીઅન** | પટેલ, નાગરદાસ ઇ. | | ,, | ૪૪ |
| **૬. ગ્રામગીતા** | સોમાભાઇ ભાવસાર | | ,, | ૩૪ |
| **૭. રંભાનું રસોઇઘર ભા ૨** | પટેલ, સુમતિ નાગરદાસ | | ,, | ૩૫ |
| **૮. ચંદ્રભાગા** | કર્ણિક, માધવરાવ ભા. | | ,, | ૩૮ |
| **૯. ચિત્તાનો શિકાર** | જોષી, જીવરામ | | ૧૯૩૭ | ૨૮ |

કાચું બોર્ડનું પૂઠું, સચિત્ર, મૂલ્ય ૩ આના દરેકના.

અશોક બાલ પુસ્તકના ૨ જા ગુચ્છના ૮, ૯, ૧૦, ૧૧ અને ૧૨ અનુક્રમે પ્રથમના પાંચ, ભેટનું પુસ્તક, ત્રીજા ગુચ્છનું ૨ જું પુસ્તક એમ દરેક અનુક્રમે પ્રસિદ્ધ થયાં છે.

પહેલામાં બાળકોને જ્ઞાન મળે અને જીંદગીમાં ઉપયોગી થઇ પડે એવી માહિતી-પૂર્ણ વાતો, બીજામાં વિજ્ઞાનની નવીન શોધો સંબંધી ૪ વાતો, ટેલીવિઝન, વીજળીનો દીવો, નિયોન લેમ્પ અને અદૃશ્ય કિરણોને લગતી હોઇ ગમ્મત સાથે જ્ઞાન આપે એવી છે. આમાં બાળકો સમજી શકે એવી સહેલી ભાષામાં અને ટૂંકમાં એ દરેકની સમજ આપી છે.

ત્રીજામાં સમ્રાટ નેપોલીઅન બોનાપાર્ટનું ટુંકું જીવનચરિત્ર, બાળકોમાં સાહસિકતા, ઉદ્યમ, મહત્ત્વાકાંક્ષા, ત્વરા વગેરે ગુણો પ્રેરે એવી રસમય અને સહેલી શૈલીમાં આપ્યું છે.

ચોથામાં ગામડામાં લોકો હોંસે હોંસે ગાય અને રાસ રમે એવાં ગીતો, કઠિયારો, ખેડૂત અને ગોવાળના સંબંધમાં જોડેલાં છે. બાળકને એ દરેક સંબંધી સંપૂર્ણ માહિતી મળે એવી સરળ ભાષામાં આપેલાં છે.

પાંચમામાં આ રસોઇઘરના બીજા ભાગમાં ૮ બાબતો ચર્ચી છે. હાહું શા માટે ના ખાવું, કન્યાકેળવણીમાં પાકશાસ્ત્રની કેટલી અગત્ય છે, શા માટે ખાવું જોઇએ, પચાસ માણસની રસોઇનું પ્રમાણ, માંદા માણસ માટે રસોઇ, ફરાળની ચીજો, ફરસાણ, મિષ્ટાન્ન અને પાક વગેરે કન્યાઓને ઉપયોગી બાબતો અહીં ચર્ચી છે. આ જ્ઞાન પણ જોઇએ.

છઠ્ઠા પુસ્તકમાં સ્વદેશપ્રેમ અને માતૃભૂમિ પ્રત્યેની ફરજનું ભાન કરાવતી વીર-કથા ચર્ચી છે. પોતાના ભાઇને દેશદ્રોહી થતો અટકાવવા શૂરવીર બહેન ભાઇને મારી પોતે આપઘાત કરે છે. ફરજ અને દેશપ્રેમનું ઉંચું દૃશ્ય આ વાર્તા રજુ કરે છે, સ્ત્રીઓએ ગૌરવ લેવા જેવી વાત છે.

છેલ્લા પુસ્તકમાં બિહાર પ્રાંતના રાંચી શહેરની વનરાજીમાં ચિત્તાનો શિકાર કેવી રીતે થાય છે, તેમજ તે સમયે કેવી સાવચેતી રાખવી પડે છે, તથા સંતાલોની મદદથી જ આવા જીવસટોસટના શિકાર થઇ શકે છે વગેરે સાદી ભાષામાં વર્ણવ્યું છે.

બાલ પુસ્તકાલયો તો જરૂર ખરીદશે જ. અશોક ગ્રંથમાળા બાળકોને બહુ જ પ્રિય થઇ પડે એવી છે, અને તેથી બાળકો બહુ જ હોંશથી વાંચે છે. અક્કલ ખીલે, સાહસિકતા આવે, બોધ મળે અને આનંદ મળે એવી એ માળા છે.

**૧૦. આપણો આહાર**:—લેખક, ડૉ. કાન્તિલાલ પંડયા, પ્રોફેસર સેન્ટ જૉન્સ કૉલેજ, આગ્રા; પ્રકાશક, પ્રસ્થાન કાર્યાલય અમદાવાદ; સં. ૧૯૯૩ ( ૧૯૩૭ ); ક્રાઉન ૧૬ પેજી; કાચું પૂઠું; પાન ૯૨; મૂલ્ય આના ૬ છૂટક; માળાના ગ્રાહકને ૦–૪–૦.

ભાઇશ્રી કાન્તિલાલે તા. ૨૮–૬–૩૬ની સાંજે મુંબાઇમાં ફાર્બસ ગુજરાતી સભા-મંદિરમાં દિ. બ. કૃ. મો. ઝવેરીના અધ્યક્ષપણા નીચે આપેલું બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળાનું આ જાહેર વ્યાખ્યાન, વિકસિત રૂપે પુસ્તકાકારે પ્રસ્થાન કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થાય છે. ભાઇ કાન્તિલાલ રસાયણ શાસ્ત્રના નિષ્ણાત હોઇ આપણા ખોરાકની શાસ્ત્રીય દૃષ્ટિએ સમાલોચના કરી કેવો ખોરાક કોણે લેવો જોઇએ એ સમજાવ્યું છે. આપણા ખોરાકની વસ્તુઓનું રસાયણિક પદ્ધતિએ પૃથક્કરણ કરી તેમાં કયાં કયાં તત્ત્વો કેટકેટલા પ્રમાણમાં છે અને તેથી આપણને જોઇતી પુષ્ટિ શેમાંથી મળે છે, કયાં કયાં દ્રવ્યો શેમાંથી કેટલા પ્રમાણમાં મળે છે, મનુષ્યને એ તત્ત્વો કેટલા પ્રમાણમાં જોઇએ અને તે માટે એણે શું ખાવું એ બધું એમણે બહુ સરળ અને સ્પષ્ટ રીતે સમજાવ્યું છે. આવાં પુસ્તકને ભલામણની જરૂર હોય જ નહિ. દરેક માણસે આ પુસ્તક વાંચી તેમાંથી અનુભવ મેળવી તે પ્રમાણે પોતાનો આહાર રાખવો જોઇએ. પુસ્તકાલયો જરૂર ખરીદે અને પ્રચાર પણ ખૂબ જ કરે. છપાઇ, કાગળ, રચના વગેરે ઉત્તમ છે. આવાં પુસ્તકો જેમનાથી બને તે દરેક વ્યકિતએ ખરીદ કરી લેવાં જોઇએ. મૂલ્ય પણ વિશેષ નથી. સરસ્વતી ગ્રંથમાળામાં આવાં ઘણાં ઉપયોગી પુસ્તકો પ્રસિદ્ધ થયા છે. ૭ મા વર્ષનું આ પહેલું પુસ્તક છે.

**૧૧. ચાલો નવી દુનિયામાં**:—લેખક, બન્ધુ ડાહ્યાભાઇ; પ્રકાશક, ચિનગારી કાર્યાલય, મહેસાણા; ક્રાઉન ૧૬ પેજી; ૧૯૩૮; પાન ૫૬; કાચું પૂઠું, મૂલ્ય ૫ આના.

'ચિનગારી ગ્રંથમાળા' ના પહેલા વર્ષના આ પહેલા પુસ્તકમાં શ્રમજીવીઓ અને મિલમાલેકો અથવા શેઠીઆઓની અથડામણોનો ચિતાર આપ્યો છે. શ્રમજીવીઓ શેઠની સામા થાય છે અને આખરે શેઠને નમાવે છે અને પોતાની માગણીઓ કબૂલાવે છે. આધુનિક પ્રવૃત્તિનું આ સારૂં દશ્ય છે. શ્રમજીવીઓની સ્થિતિ સુધરવી જોઇએ; પરંતુ એઓ આવાં હથિયારોનો દુરૂપયોગ ન કરે એ પણ જોવાનું છે. આવાં પુસ્તકોની જરૂર તો છે જ. આવાં પુસ્તકોને ઉત્તેજન મળશે જ.

**૧૨. મહાન માતાઓ**
**૧૩. પરોપકારી બાળકો**
**૧૪. સત્યવાદી બાળકો**
} કર્તા તથા પ્રકાશક, કવિ વલ્લભજી સુંદરજી; સંપાદક, બાલવાચન પ્રકાશન મંદિર, રાજકોટ; ક્રાઉન ૧૬ પેજી, પાન ૩૨ દરેકનાં; મૂલ્ય દરેકના ૩ આના.

નરોત્તમ બાલ ગ્રંથાવલિના ૩ જા, ૪ થા તથા પાંચમા પુસ્તક તરીકે આ પુસ્તકો પ્રસિદ્ધ થાય છે. બાળકો તથા બાળકીઓ હોંસે હોંસે વાંચે અને પ્રેરણા મેળવે એવાં ચરિત્રો વાર્તા રૂપે આપ્યાં છે. ગ્રંથાવલિ ઉત્તેજનને પાત્ર છે–નવાં ઉખાણાં તથા

ત્યાગકથાઓ આ ગ્રંથમાળાના પહેલાં બે પુસ્તકો તરીકે પ્રસિદ્ધ થયાં છે. એકંદર ૧૨ પુસ્તકના રૂ. ૨ લવાજમ છે તે અમને વધારે લાગે છે. ૧ રૂપિયો માફકસર ગણાય.

પહેલા પુસ્તકમાં ૪ મહાન હિંદીઓનાં માતુશ્રીઓ તેમજ અન્ય ત્રણ નામાંકિત રાણીઓનાં ચરિત્રો છે. પસંદગી વખાણવા લાયક છે.

બીજામાં સદ્દગુણશાલી ૯ બાળકોની રસમય અને ઉત્તેજક અને પરગજુપણાની વાર્તાઓ છે. ત્રીજામાં નેપોલીઅન, જ્યૉર્જ વૉશિંગ્ટન તથા અન્ય સાત સાચાબોલા છોકરાંઓની આનંદજનક વાર્તાઓ છે.

આવાં પુસ્તકો જેમ વિશેષ વંચાય તેમ સારાં. શાળાઓમાં ( પ્રાથમિક ) અન્ય વાચનના પ્રસંગોએ, આવાં ચરિત્રો બાળકોને સંભળાવવાં જોઈએ. એથી એમનામાં સાહસિકતા, નીડરતા, સત્યવાદીપણું, પરોપકારિતા વગેરે સદ્દગુણોનાં બીજ રોપાશે. બાલપુસ્તકાલયો તથા મહિલા પુસ્તકાલયો તો જરૂર ખરીદે. બાલમંદિરમાં આવાં જ પુસ્તકો વંચાવવાં જોઈએ. છપાઈ વગેરે સારૂં છે. માત્ર કાગળ જરા સારા વાપરવા જોઈએ.

૧૫. આબાદ હિંદુસ્તાન ( ડિગ્બી કૃત. ):—અનુવાદક, ગોપાળદાસ જીવાભાઈ પટેલ; પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; ક્રાઉન ૧૬ પેજી પાન ૨૦+૨૪૪; બોર્ડનું પૂઠું; ૧૯૩૭; મૂલ્ય રૂ. ૧–૦–૦.

હિંદી વજીર લૉર્ડ જ્યૉર્જ હેમિલ્ટને હિંદુસ્તાનની આબાદી સંબંધી પાર્લામેન્ટમાં કરેલા પડકારનો જવાબ મી. ડિગ્બીએ પોતાના ' પ્રૉસ્પરસ બ્રિટિશ ઇન્ડિયા ' નામના પુસ્તક દ્વારા આપ્યો તેમાં સત્ય હકીકત આંકડા દ્વારા સિદ્ધ કરી બતાવી છે. હિંદુસ્તાન સંબંધી સત્યથી વેગળી વાતો અંગ્રેજ લોકો સમક્ષ પાર્લામેન્ટમાં કેવી સફાઈથી રજુ થાય છે તે આ પુસ્તક વાંચવાથી સહજ સમજાશે. લૉર્ડ જ્યૉર્જ હેમિલ્ટને જ્યારે બ્રિટિશ અમલથી હિંદને દર વર્ષે આબાદ થતો જણાવ્યો અને એ સમય દરમ્યાન હિંદ આબાદ નથી થયો એમ સાબિત કરી આપવા જાહેર પડકાર કર્યો, ત્યારે મી. ડિગ્બીએ સત્ય આંકડાઓ મેળવી હિંદની સાચી સ્થિતિ આંગ્લ પ્રજા સન્મુખ રજુ કરી બ્રિટીશ રાજનીતિ ખુલ્લી પાડી. ખૂબી તો એ છે કે ૧૯ મી સદીમાં હિંદુસ્તાનમાં જે સ્થિતિ છે તેજ સ્થિતિ વીસમી સદીમાં ચાલુ છે જ. એટલે આ પુસ્તકમાં રજુ કરેલી હકીકતો અને નિર્ણયો આજે પણ એટલાં જ સાચાં છે, માત્ર સફાઈથી જુદી જુદી દષ્ટિએ એ રજુ કરવામાં આવે છે. હિંદુસ્તાનની સાચી સ્થિતિથી આંગ્લ પ્રજાને કેટલી બધી બિનવાકેફગાર રાખવામાં આવે છે, તે આ પુસ્તક વાંચવાથી સમજાશે. ગુજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણો દ્વારા તેમને પરદેશી પ્રજાનું કલુષિત દષ્ટિબિંદુ સમજાવવા આ પુસ્તકનો અનુવાદ થયો છે. આવાં પુસ્તકો દરેક પુસ્તકાલયમાં હોવાં જોઈએ. એટલે પરદેશીઓથી કેટલા ચેતતા રહેવું એની લોકોને સમજણ પડે અને ભોળવાઈ નહિ જતાં ચેતતા રહે. પુસ્તકને છેડે એક જ પાન પર હિંદુસ્તાનની માથાદીઠ આવક સન ૧૮૫૦ થી ૧૯૦૦ સુધીમાં કેટલી ઘટી તે બતાવ્યું છે. જરૂર જણાઈ ત્યાં ત્યાં પોતે રજુ કરેલી હકીકતના સમર્થનમાં

પણ બહુજ રસમય, દાવપેચથી ભરપૂર અને બુદ્ધિબળના કિસ્સાવાળું છે. વાંચવા માંડયા પછી હાથમાંથી મૂકવું ગમે એવું નથી.

દાઉદખાન મુલ્તાની નામે પંજાબનો એક શાહ લુંટારો પંજાબના છૂપી પોલીસ ખાતાના વડાના આમંત્રણને માન આપી તેના ખાનગી કાર્ય માટે મુંબઇના છૂપી પોલીસના વડા ઉપર ભલામણપત્ર લઇ મુંબાઇ આવે છે અને સીધો છૂપી પોલીસ અમલદારને મળવા ન જતાં એક ઠેકાણે તેને મળે છે; પરંતુ પોતાની ઓળખાણ નહિ આપતાં પાછળથી એને મળવા જાય છે અને પોતાનો પત્ર આપે છે. પ્રથમથી જ પોતાનો હાથ બતાવે છે. દીનેન્દ્રરાય ખાનગી ડિટેક્ટીવ તરીકે મુંબાઇમાં પ્રખ્યાત છે. છૂપી પોલીસના વડા ખાનબહાદુર જહાંગીરજી પણ નામાંકિત છે. બન્નેને એક સિનેમાની જાહેર ખબર દ્વારા બનાવે છે. લહેરી લુંટારાના નામથી પોતે જ કાર્ડ લખી દીનેન્દ્રરાય લહેરી લુંટારાની કાર્યપદ્ધતિનો પરિચય આપી જાય છે. દીનેન્દ્રરાયનાં જ બટન લઇ જઇ એને ખબર ન પડે એવી રીતે પાછાં મોકલી દેવાનું જણાવી આખરે તેનો દોસ્ત બની દાઉદ તેની સાથે રહી સમય આવે લહેરી લુંટારા તરીકે પણ તેને દેખા દે છે. રામજી ઝવેરી લોકોની ખાનગી બાબતો જાણી તેમને ધમકાવી પૈસા કઢાવતો અને એ રીતે એ પૈસાદાર થયો હતો. વાલકેશ્વર ઉપર નં. ૨૪ વાળો તેનો બંગલો હતો. ખાનગી બાબત ખુલ્લી પાડવાની ધમકી આપી પૈસા કઢાવવામાં એ એક શ્રીમંત બાનુને ફસાવે છે અને તેના પરણતાં પહેલાંના કાગળપત્રો તેના પતિને સોંપી દેવાની ધમકી આપી તેની પાસે રૂ. ૨૦૦૦૦ ની માગણી કરે છે. પેલી બાઇ રાત્રે મળવાની ગોઠવણ કરી જાય છે. રામજીનો સેક્રેટરી અશોક ખુંધો બદમાસ હતો પરંતુ રામજીની આ રીત તેને પસંદ નહોતી. તેથી છાનોમાનો વાત સાંભળી, પેલી બાઇને આવવાને વખતે બધી તજવીજ કરી રાખે છે અને રામજીનું ખૂન કરી તેની છૂપી ત્રિજોરીમાંના કાગળો બાળી મૂકી નાસી જાય છે અને લુંટારી લુંટારો આ જોઇ જાય છે. તે એની પાછળ પડે છે તેને એક ઘરમાં લલચાવી બોલાવે છે. દાઉદ દીનેન્દ્રરાયને પણ ત્યાં બોલાવે છે. દરમ્યાન રામજીના મરણ સંબધે પોલીસ પેલી બાઇને બોલાવે છે. ત્યાં તેનો પતિ સર કમળનયન જે જજ્જ હતો તે આવી પોતે ખૂન કર્યાનું કબૂલ કરી બાઇને છોડાવે છે. આખરે દાઉદખાન એકદમ ચાલ્યો જાય છે અને લાહોરથી દીનેન્દ્રરાયને પત્ર દ્વારા પોતાની ઓળખાણ આપે છે. માત્ર છેલ્લે દિવસે દીનેન્દ્રરાય તેને ઓળખી જાય છે. વાર્તા બહુ વાંચવી ગમે એવી છે.

છપાઇ, બીબાં, રૂપરંગ, કાગળ વગેરે સારાં છે. કાગળ માત્ર ઝાંખા છે. ચાલુ જમાનામાં આવાં પુસ્તકો ઘણાં જ વંચાય છે.

૨૦. ઉપનિષદની વાતોઃ—લેખક, રંગ અવધૂત; પ્રકાશક, અમૃતલાલ નાથાભાઇ મોદી, મોદી સાંથ, નડીઆદ; ૧૯૩૮; કાચું પૂઠું; ક્રાઉન ૧૬ પેજી, પાન ૬+૮૭; મૂલ્ય ૪ આના.

રંગ અવધૂત એ નામ ગુજરાતી આલમને હવે પરિચિત છે. આમાંની વાતો આધ્યાત્મિક અને ઉપદેશક હોઇ ઉપનિષદોમાંથી તારવી કાઢેલી છે. કઇ વાર્તા શેમાંથી

લીધા છે તે છેડે જણાવ્યું છે. આમાં એકંદર ૧૩ વાર્તાઓ છે. આધ્યાત્મિક વૃત્તિ કેળવવાની ઇચ્છાવાળાને આ વાર્તાઓ બહુ ઇષ્ટ થઇ પડશે. સામાન્ય મનુષ્યને સમજણ પડે એવી ભાષા છે. નૈતિક અસર પણ આવી વાતોથી સારી થાય. આધ્યાત્મિક વિષયમાં રસ લેનારા અને જિજ્ઞાસુઓને બહુ આનંદ સાથે જ્ઞાન આપશે.

૨૧. **શરીર અને આરોગ્ય:**—લેખક તથા પ્રકાશક, વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રિવેદી, તંત્રી, વૈદ્ય કલ્પતરૂ, ગાંધી રોડ, અમદાવાદ; ૧૯૩૮, ક્રાઉન ૧૬પેજી; કાચું પૂઠું; પાન ૨૧+૨૨૪; મૂલ્ય રૂ. ૧–૮–૦.

'વૈદ્ય કલ્પતરુ 'ની ૪૩,મા વર્ષની ભેટ તરીકે આ પુસ્તક તૈયાર થાય છે. એમાં જગતની ઉત્પત્તિથી આરંભી શરીરની રચના, તેના દરેક ભાગની જાણવાલાયક માહિતી, શરીરમાં થતી દરેક ક્રિયાઓની માહિતી, શરીરના કોઇ પણ ભાગમાં વિક્રિયા શાથી અને કેવી રીતે થાય છે, તે ટાળવાના ઉપાય દવા સાથે જણાવેલાં છે. સામાન્ય મનુષ્યે પણ માનવશરીરની રચના જાણી આરોગ્ય સાચવવાના ઉપાયો જાણવા જોઇએ. એટલે આ ઘણું ઉપયોગી પુસ્તક ગણાય. રોગો શાથી થાય, તેને કેમ અટકાવાય અથવા તો થયા પછી તેનું નિવારણ શાથી થાય વગેરે પણ સરળ ભાષામાં સમજાવ્યું છે. ગામેગામ આવાં પુસ્તકો વંચાવાં જોઇએ. મનુષ્યમાત્રને આરોગ્ય સંબંધી જ્ઞાન હોવું જોઇએ. દરેક વાચકને આમાંથી કાંઇક નવીન જાણવાનું મળશે. યોગ્ય પ્રમાણમાં ઉત્તેજન મળશે જ.

આકૃતિઓથી આ પુસ્તક સમજવામાં સહેલું પડશે. રોગો તેમ જ શરીરના આંતરિક ભાગોનાં ગુજરાતી નામો જોડે કૌંસમાં અંગ્રેજી નામો પણ આપેલાં છે એટલે સમજવામાં બહુ જ સરળતા થશે.

છપાઇ, કાગળ વગેરે સારૂં છે. કિંમત પણ માફકસર ગણાય. 'વૈદ્યકલ્પતરુ' માસિક નહિ મંગાવનારાં પુસ્તકાલયો જરૂર ખરીદે.

૨૨. **દર્દો, દવાઓ અને દાકતરો:**—લેખક, રમણલાલ એન્જિનિયર; પ્રકાશકઃ લક્ષ્મીદાસ પુરશોત્તમદાસ ગાંધી, ભારતી સેવા સંઘ, પાનકોર નાકા, અમદાવાદ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી કદ, પાન ૧૨+૧૬૦; કાચું પૂઠું; મૂલ્ય રૂા. ૧–૪–૦.

આરોગ્ય ગ્રંથાવલિનું આ પહેલું પુસ્તક છે આ ગ્રંથાવલિ દ્વારા આરોગ્ય વિષયક પુસ્તકો પ્રસિદ્ધ થવાની જાહેરાત પહેલાં આવી હતી. નિસર્ગોપચાર, શરીર વિકાસ અને નૈસર્ગિક જીવનને લગતા સાહિત્યની ગુજરાતી ભાષામાં ઉણપ તો છે જ. એ ખોટ પૂરી પાડવાનો આ માળાના સંચાલકોનો ઇરાદો છે. આ પુસ્તક નિસર્ગો-પચારને લગતું છે. સદરહુ પુસ્તકમાં આધુનિક સમયના દવા સંબંધી કેટલાક ખ્યાલો કેવા ખોટા છે તે દાખલા દલીલથી અને પાશ્ચાત્ય લેખકોના આધાર સાથે બતાવ્યું છે. દવા વગર ચાલી શકે જ નહિ. રાખવી જોઇએ એટલી ખોરાક લેવામાં તેમજ આપણી રહેણીકરણીમાં કાળજી નહિ રાખવાથી રોગો ઉદ્ભવે છે અને ચિકિત્સા બરાબર

કર્યા વગર દવાના રગડા રેડ્યાથી ફાયદો થતો નથી એ લેખકે પુરવાર કરવા પ્રયત્ન કર્યો છે. વિવિસેકશન જેવો આધુનિક ઇલાજ શા માટે ગ્રાહ્ય ન કરવો જોઇએ અને એથી ફાયદો શા માટે ના થાય, તે પણ લેખકે દાખલા દલીલ સાથે આપ્યું છે. પશ્ચિમના કેટલાક ઇલાજો લેખકે અગ્રાહ્ય જણાવ્યા છે. આપણી આયુર્વેદિક પદ્ધતિ પ્રમાણે ચિકિત્સા કરાવી જરૂરી ઔષધ યોગ્ય પ્રમાણમાં અને યોગ્ય સમય લેવાથી રોગ નાબુદ થાય અને આરોગ્યતાના નિયમો જાળવવાથી અને ખાવા પીવામાં તેમજ પહેરવામાં વધારે કાળજી રાખવાથી અને નિયમિત રહેવાથી દર્દોની ભીતિ રહેતી નથી એ લેખકે સાબીત કરવા પ્રયત્ન કર્યો છે. નિસર્ગોપચારમાંથી કેટલીક બાબતો એલોપેથીએ ચોરી લીધી છે એમ પણ એમણે જણાવ્યું છે. ખરી એલોપેથી સામે કર્તાનો રોષ નથી. પરંતુ વાઢકાપના હડકવા, વિવિસેકશનના અમાનુષી અત્યાચારો અને પાપાચારો વગેરે સામે એમનો ધુજારો છે. દાકતરોમાં પણ ઘણા સહૃદયી, પ્રમાણિક અને હોશિયાર છે એ તેઓ કબૂલ કરે છે. પુસ્તક વાંચવા જેવું છે. પુસ્તક વાંચી તે પ્રમાણે આચરણ રાખવાની ખાસ આવશ્યકતા છે. દર્દો થતાં જ અટકાવવા જોઇએ, આપણી રહેણીકરણી, નિયમિતતા, મિતાહારપણું, સંયમ વગેરે એવું કેળવવું જોઇએ કે દવા લેવાની જરૂર જ ન પડે. પુસ્તક વાંચવા જેવું છે. આવા પુસ્તકની પણ જરૂર તો હતી જ.

૨૩. માઇલસ્ટોન્સ ઇન ગુજરાતી લિટરેચર (ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો):—કર્તા, દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી; પ્રકાશક, એન. એમ ત્રિપાઠીની કુંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઇ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી; પાકું સોનેરી પૂઠું; પાન ૧૯ + ૪૧૮; મૂલ્ય રૂ. ૨–૮–૦.

દિ. બ. મુરબ્બી કૃષ્ણલાલભાઇએ પોતાના અંગ્રેજ મિત્રોની પ્રેરણા ઉપરથી ઉપરોક્ત પુસ્તકની પહેલી આવૃત્તિ ૧૯૧૪ માં પ્રસિદ્ધ કરી હતી. ત્યાર પછી અત્યાર સુધીમાં એ સંબંધમાં થએલા સુધારાવધારા સાથે આ બીજી આવૃત્તિ અંગ્રેજીમાં પ્રસિદ્ધ થાય છે. આમાં આધુનિક ગુજરાતી સાહિત્યનો પણ સમાવેશ થવાથી એ ગુજરાતી ભાષાના સાહિત્યની અદ્યતન પ્રવૃત્તિનો સાચો અને અનુભવપૂર્ણ ચિતાર આપે છે. ગુજરાતી સાહિત્યની સમાલોચના કરતું તથા તવારીખ આપતું આટલું વિસ્તૃત આ એકજ પુસ્તક છે. બીજાં એક બે પુસ્તકો ગુજરાતીમાં છે, પરંતુ અંગ્રેજી ભાષામાં તો એક અદ્વિતીય પુસ્તક જ કહી શકાય. મુ. કૃષ્ણલાલભાઇનું સ્થાન સાહિત્યમાં ઉંચું છે જ. એઓ ગુજરાતી ભાષાના પ્રખર વિદ્વાન અને સમાલોચક સિદ્ધ થઇ ચૂકયા છે. એટલે આ પુસ્તક તો દરેક કરવા પુસ્તકાલયોએ તો જુની આવૃત્તિ હોય છતાં પણ આ અદ્યતન આવૃત્તિ ખરીદ કરવી જોઇએ. પહેલી આવૃત્તિ પ્રસિદ્ધ થયા પછીનાં સાહિત્ય ઉપર, ઉપર કહ્યું તેમ, સમાલોચના આમાં છે જ; એટલે કરવા પુસ્તકાલયો તો એના વિના ચલાવી તો ન જ લે. માધ્યમિક શાળાઓ, વિદ્યાલયો પણ જરૂર ખરીદે.

છપાઇ, કાગળ, રૂપરંગ વગેરેમાં જોવા જેવું હોય જ નહિ. પાઠ્ય પુસ્તક તરીકે

મુંબાઇ વિશ્વવિદ્યાલયે મંજુર કરવાથી જ આ નવીન આવૃત્તિ બહાર પડી છે. એટલે ઉત્તેજન તો મળશે જ. મોરનાં ઇંડાંને ચિતરવાં ના પડે.

૨૪. **લલિત કાવ્ય સંગ્રહઃ**—લેખક, વ્યાસ લલિતાશંકર લાભશંકર (કવિ); સંગ્રહકર્તાઓ, પ્રસન્નરાવ લલિતાશંકર વ્યાસ તથા વાસુદેવ વામનશંકર દીક્ષિત; પ્રકાશક, પ્રસન્નરાવ લલિતાશંકર વ્યાસ, નાગર ફળિયા, સુરત; ક્રાઉન ૧૬ પેજી; પાકું પૂઠું; સચિત્ર; પાન ૩૦+૨૩૪; મૂલ્ય રૂ. ૧-૪-૦.

સ્વ. કવિ લલિતાશંકર કવિ તરીકે સુરતમાં જાણીતા હતા. સુરતની સર જમશેદજી જીજીભાઇની અંગ્રેજી સ્કૂલના પ્રથમ ઉપશિક્ષક તરીકે તેઓ ૧૯૦૬ માં નિવૃત્ત થયા. સ્વ. કવિ નર્મદાશંકરના તેઓ સમકાલિન હતા, જોકે ઉંમર તે સમયે નાની હશે જ. આમાં માત્ર સ્વર્ગસ્થનાં પદો જ આપવામાં આવ્યાં છે, તેઓનાં નાટકો હવે પછી છપાશે. આ સંગ્રહમાં ૩ ખંડો છે. પહેલા ખંડમાં આધ્યાત્મિક કાવ્યો, ૨ જામાં વિવિધ રસકાવ્યો, અને ત્રીજામાં પ્રકીર્ણ કાવ્યો જણાય છે. દરેક પદની ઉપર તેનો રાગ તથા રાહ આપેલા છે તેથી વાંચવા સહેલાં પડે છે. પહેલામાં ૧૪૫, બીજા ખંડમાં ૬૪ અને ત્રીજામાં ૧૮ પદો છે. ભાષા, શબ્દો, રાગ વગેરે સરળ અને સુંદર છે. સંગ્રહ ખાસ વાંચવા લાયક છે. આધ્યાત્મિક વિષય પરત્વેનું કવિનું વલણ વિશેષ પદોથી જણાઇ આવે છે. પુસ્તકાલયો જરૂર ખરીદે અને વંચાવે. વાંચકો હોંસે હોંસે વાંચશે. સમજવાં પણ સહેલાં છે. એના ભાવ વગેરે પણ ઉચ્ચ છે. કર્તાનું જીવનચરિત્ર પણ વાંચવાલાયક છે.

છપાઇ, કાગળ, રૂપરંગ, વગેરે ઠીક છે. મૂલ્ય પણ રીતસર છે. આશા છે કે ઉત્તેજન મળશે જ.

૨૫. **વિરાટનો ઝભ્ભોઃ**—લેખક, ગુણવંતરાય આચાર્ય; પ્રકાશક, સૌ. વિજ્યાબેન જમનાદાસ દોશી, નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પાન ૨૦૮; કાચું સચિત્ર પૂઠું; મૂલ્ય ૦-૧૨-૦; પાકું પૂઠું ૧-૦-૦.

લીલાવતી ગ્રંથમાળાના ૬ ઠ્ઠા વર્ષના ૩ જા પુસ્તક તરીકે એટલે એકંદર ૩૩ મા પુષ્પ તરીકે આ ઉત્તમ વાર્તા પ્રસિદ્ધ થાય છે. ભાઇ ગુણવંત આચાર્ય ગુજરાતી આલમમાં જાણીતા છે. તેઓ વર્તમાનપત્રકાર પણ છે. કર્તાનો ઉચ્ચ પ્રકારની સનસનાટી ભરી કથા લખવાનો ઉદ્દેશ સફળ થયો કહી શકાય.

સુખવંતરાય માસ્તર નિખિલરાયના મિત્ર છે. શ્રી નિખિલરાય નાયક છે અને સુખવંતરાય રાક્ષસ છે. બન્ને મિત્રો મુંબઇમાં રહે છે. સુખવંતરાય નિખિલરાયની નાની સાળીને ભણાવવા નિખિલરાયની ભલામણથી અને એની સાસુ કમળાની બહેનપણી જગનાબાઇનો છોકરો હોવાનું જણાતાં નિમાય છે. બધાંનો પરિચય પણ વધે છે અને સુખવંતરાય નિખિલરાયની વિદ્વત્તા તથા તેની ભલમનસાઇથી મેળવેલી કીર્તિની અદેખાઇ કરે છે. સુખવંતરાયને ગ્રંથકર્તા થઇ કીર્તિ અને પૈસા મેળવવાની આકાંક્ષા

તીવ્ર છે. એટલે નિખિલરાયને પરદેશ જવાનું થતાં તેણે પોતે લખેલું એક પુસ્તક કોઇ પ્રકાશન સંસ્થાને જોવા માટે મોકલ્યું છે, તેને માટે મળવા જવાનું આમંત્રણ મળે તો પોતાને બદલે તેમને મળી પ્રસિદ્ધિ માટે નક્કી કરવાનું પોતાના મિત્ર સુખવંતરાયને ભળાવે છે. સ્ટીમર ઉપડતાં સુધી બધાં ત્યાં બંદર પર ઉભાં રહે છે અને પછી બધાંને ઘેર મૂકી આવી સુખવંતરાય પોતે ઘેર જાય છે. એક બે દિવસમાં પ્રકાશકનો પત્ર મળતાં તેને મળવા જાય છે અને પ્રકાશક ભૂલથી એને જ લેખક માની પુસ્તક વખાણી તેને પ્રસિદ્ધ કરવાની ખુશી બતાવે છે. સુખવંતરાય પોતે લખેલું એક પુસ્તક આ પ્રમાણે પ્રસિદ્ધ થઇ શકશે એ ખ્યાલથી ખરી હકીકત જાહેર નહિ કરતાં પોતે કર્તા તરીકે કરાર લખી આપે છે અને પછી પોતાને મળવાની મોટી રકમ રૂ. ૨૦૦૦ માંથી ઘરના રંગ ફેરવી નાખી પોતે મહાન લેખક તરીકેનો ડોળ કરી પોતાની નોકરીનું રાજીનામું આપે છે. કરાર પ્રમાણે બધાં નાણાં એને મળી રહે છે. નિખિલરાયવાળી બોટ દરિયાના તોફાનમાં ડુબી જાય છે એટલે એ પણ ડુબી ગયા છે એમ બધાં માની કમળા કાન્તાને માટે વિચારમાં પડે છે. સુખવંતરાય અંદર તો ઘણા ખુશી થાય છે પરંતુ બહારથી પોતાની દિલગીરી બતાવી આશ્વાસન આપી પરિચય વધારે છે અને આખરે કાન્તાને પરણી જાય છે. નિખિલરાય નસીબના જોરે એક પાટીઆની મદદથી જીવતો રહે છે અને અન્ય ઇટાલીઅન સ્ટીમર દ્વારા ત્રણ ચાર દિવસ પછી બ્રિન્ડિસી જાય છે. ત્યાં એને સારવાર માટે ઇસ્પિતાલમાં સોંપે છે. પરંતુ એનું મગજ જડ થઇ ગયું હતું અને આગળનું કશું જ સાંભરતું નહોતું. દાકતરો પણ પ્રયત્ન કરવા છતાં એનું નિદાન બરાબર કરી શકયા નહિ. ત્યાંથી એ એક રાત્રે નાસી ગયો અને રખડતો રખડતો પોલાન્ડ જઇ ચઢયો. જંગલમાં રખડતાં એક ખેડુતે એને પાળ્યો હતો અને એને હેરી નામ આપ્યું હતું. પોલાન્ડમાં સંક્રાંતિકાળ હતો. ત્યાંનો સરમુખત્યાર મારશલ પિલ્સુદસ્કી પ્રમુખ હતો. એ અરસામાં દિવાસળીના કારખાનામાં એ કામ કરતો હતો. ત્યાં લાકડાં પલાળેલું પાણી કારખાનાના ચોકમાં છંટાતું તેથી દુર્ગંધ મારતી તેથી મજુરોએ હડતાલ પાડી અને માલિકે તેમને ખૂબ માર માર્યો. હેરીથી એ ન ખમાયું તે એ લોકનો સરદાર બન્યો. એને પણ ખૂબ માર પડયો. એટલામાં સરમુખત્યાર ત્યાં આવી ચઢયો. તેણે એણે બચાવ્યો અને એને પોતાની સાથે બંગલે લઇ જઇ એની સારવાર કરી. અને પછી એ હડતાલ સંબંધી એની જોડે વાતચીત કરી; તેમાં એના વિચારો પોતાના વિચારથી બહુ ઉલટા દેખી પિલ્સુદસ્કીએ એને પોતાના અમલદારો દ્વારા સરહદ બહાર કઢાવી છોડી મુકયો. ત્યાંથી એ રૂશિયા ગયો. ત્યાં એને નોકરી મળી અને કારખાનામાં એ મહેનત ઠીક કરતો હોવાથી માનીતો હતો. ત્યાંનું નવીન મજુર જીવન એણે જોયું એટલામાં એક દિવસ રજાનો દહાડો હોવાથી એ પુસ્તકાલયમાં બેસી વર્તમાનપત્રો વાંચતો હતો ત્યાં એણે પોતે લખેલા પુસ્તકનું નામ તથા કર્તાનું નામ વાંચ્યું, એટલે એનું મગજ એકદમ જાગૃત થઇ ગયું અને એ એકદમ વેર લેવા હિંદુસ્તાન આવવા નીકળ્યો. મુંબઇ ઉતરી એ કમળાને મળવા ગયો. ત્યાં કાન્તાને છોકરાંવાળી દીઠી એટલે પોતાનું નામ ન આપી અનામી તરીકે સુખવંતરાયને ત્યાં ગયો

અને ત્યાં પણ ગુપ્ત રહી બધી બાતમી મેળવી એ વેર લેવાના નિશ્ચય પર આવ્યો, અને સુખવંતરાયવાળા જ માળામાં ઓરડી રાખી તેની સાથે ઘરવટ કરી; કાન્તા એને જોઈ વહેમાઇ હતી, તેનું એની તરફ ખેંચાણ શરૂ થયું. કાન્તાને ભ્રષ્ટ કરવાનો વિચાર આવતાં તેને એ આખરે દૂર કરી શકયો. સુખવંતરાય જે અખબારે-હિન્દમાં નોકરી કરતો હતો ત્યાંજ અનામીને રૂ. ૭૫ ની નાયબતંત્રીની જગ્યા મળી અને તંત્રી વિલાયત જતાં મેનેજીંગ ડિરેકટરની જગ્યા પણ એને જ મળી. એ સુખવંતરાયને ચઢાવતો ગયો અને સુખવંતરાયનું પતન તો શરૂ થયું હતું. એટલે આખરે એને રજા મળે છે. પરંતુ અનામી સંભાળી લે છે. અને સુખવંતરાય પોતાની આશાઓ ધૂળ મળતાં માંદગી સેવે છે. તે રજાના એક દિવસે કાન્તા તથા અનામીનો સંબંધ જોઇ ગુસ્સે થઇ મારવા જાય છે, પરંતુ અનામી એને કાબુમાં રાખે છે અને ખરી સ્થિતિથી વાકેફ થતાં અને અનામીને નિખિલ તરીકે કાન્તાએ ઓળખાવતાં સુખવંતરાય બહુ પસ્તાવો કરે છે. નિખિલ કાન્તાના સુખ તરફ નજર રાખી ત્યાંથી રાજીનામું આપી આફ્રિકા જાય છે અને તે પહેલાં કાન્તાની નાની બેન સાથે પરણે છે. એ રીતે આખરે સુખવંતરાયને માફી મળે છે.

વાર્તા બહુ રસિક આશ્ચર્યપૂર્ણ અને અનુભવપૂર્ણ છે. ભાઇ ગુણવંતે આમાં રૂશિયા, પોલાન્ડ બાલ્કન પ્રદેશ વગેરેના અસંતોષ તથા ત્યાંની આંતરિક સ્થિતિ બહુ સફાઇબંધ અને સરસ રીતે બતાવી છે. પાત્રો પણ બહુ સારાં આલેખાયાં છે. વાચકો રસભેર વાંચશે અને આનંદ અનુભવશે. છપાઇ કાગળ વગેરે સારું છે. લીલાવતી ગ્રંથમાળા ઘણાં સારાં પ્રકાશનો બહાર પાડે છે. યોગ્ય ઉત્તેજન મળે છે અને મળશે જ.

**૨૬. શરદી અને સળેખમઃ**—લેખક, રમણલાલ એન્જિનિયર; પ્રકાશક, લક્ષ્મીદાસ પુરૂષોત્તમદાસ ગાંધી, પાનકોર નાકા અમદાવાદ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી ૬૬, પાન ૫૫; કાચું પૂંઠું; મૂલ્ય ૬ આના.

ભારતી સાહિત્ય સંઘની 'આરોગ્ય ગ્રંથાવલિ'નું આ ૬ ઠ્ઠું પુસ્તક છે. શરદી શાથી થાય છે, તેનાં ચિન્હ શાં, તે માટે કેટલી સાવચેતી રાખવી જોઇએ, તેનો ઉપાય શો, વગેરે બાબતો કર્તાએ અત્રે ચર્ચી સારી સમજણ આપી છે. શરદી એ રોગ નથી પરંતુ રોગને દૂર કરવાનો શરીરનો પ્રયત્ન છે એમ કર્તા આધાર સહ જણાવે છે. આ બાબત એમણે બહુ કુશળતાપૂર્વક ચર્ચી છે. શરદીનો દરેક મનુષ્યને અનુભવ હોવાથી એ સંબંધી બધી માહિતી દરેકે મેળવવી જોઇએ. શરદીમાં દાક્તરી સારવાર કેવી હોય અને નૈસર્ગિક સારવાર કેવી હોય તે પણ એમણે જણાવ્યું છે. ભાઇ રમણલાલ ઇન્જેકશનના કટ્ટા દુશ્મન છે. એ સામે એમનો કટાક્ષ બહુ જબરો છે. હાલમાં ઇન્જેકશન પદ્ધતિ બહુ જ પ્રચલિત છે. એ પદ્ધતિથી દાક્તરોને કમાણી પણ સારી થાય છે. એનો ઉપયોગ પણ છે; પરંતુ જરા જરામાં ઇન્જેકશન લેવાં હિતાવહ નથી. જળોપચાર, મીઠું વગેરે ઉપચારો સામાન્ય છે. મુખ્ય તો માણસે કસરત કરી શરીરને કેળવવું અને કબજીયાત ન થાય તેની તજવીજ રાખવી એ મૂળ સિદ્ધાંત છે. ખોરાક માફકસર લેવાથી રોગો થશે નહિ એમ પણ એઓ જણાવે છે. પુસ્તકાલયો જરૂર ખરીદે અને પ્રચાર કરે. દરેકને આ પુસ્તક ઉપયોગી છે.

ના. ચં. દીવાનજી

—:o:—

# નવીન ફાલ અને સ્વીકાર

| અનુ. નંબર | પુસ્તકનું નામ | કર્તા | પ્રકાશક અને સ્થળ | કિંમત | વિશેષ માહિતી |
|---|---|---|---|---|---|
| ૧ | કલાસૃષ્ટિ (જિનરાજદાસ કૃત) | મહેતા, ઇંદુમતી અને મહેતા ભૂપતરાય (અનુવાદક) | અંબાલાલ બુલાખીદાસ શાહ, શાહપુર–અમદાવાદ. | ૧–૮–૦ | 'જિનરાજ' ગ્રંથમાળા પુ.૨ |
| ૨ | કલંકિત | દેસાઇ, મણિભાઇ ભગવાનજી | ગૂ. ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદ. | ૧–૪–૦ | તરુણ ગ્રંથમાળા પુ. ૯ |
| ૩ | વસંતકુમારી યાને પ્રોફેસરની પત્ની | મોજીલો માસ્તર | નવી રોશની કાર્યાલય કોટ–મુંબાઇ ( પ્રકાશક ) | | વીસમી સદી ગ્રંથમાળા પુ. ૫ |
| ૪ | દુનિયાનો એટલાસ | પરીખ, ચીમનલાલ જીભાઇ | ચિત્રમય હિંદ કાર્યા૦ વડતાલ | ૦–૭–૦ | |
| ૫ | સચિત્ર વડોદરા | ,, | ,, | ૦–૪–૦ | |
| ૬ | પૂર્ણયોગનો જ્ઞાનયોગ ભા. ૨ જો. | પુરાણી, અં. બા. | શ્રી અરવિંદ કાર્યા. આણંદ | ૧–૪–૦ | |

: સ્વીકાર :

નીચેનાં પુસ્તકો વગેરે સાહિત્ય મળ્યું છેઃ સ્વીકાર હવે પછીઃ—

(૧) માતા કે રાક્ષસી (૨) ધર્મનાં ઉત્પત્તિ–વિકાસ (૩) શ્રી સયાજી વૈભવ પુ૦ નવસારીનો '૩૭–૩૮ નો રિપોર્ટ' (૪) શ્રી કે. બા. મહિલા પુ૦ નવસારીનો '૩૭–૩૮ નો વાર્ષિક રિપોર્ટ' (૫) શ્રી સયાજી સા૦ પુ૦ ડભોઇનું '૩૭–૩૮ નું' વાર્ષિક નિવેદન (૬) શ્રી. ભોગીલાલ ચ૦ સાર્વ૦ પુ૦ વડનગરનું '૩૭–૩૮ નું વાર્ષિક નિવેદન (૭) ફોરમ ( જેની સાથે 'પુષ્પ' જોડાઇ ગયું છે ) બાલમાસિકઃ તંત્રીઃ કાંતિકાકાઃ મુંબાઇઃ વર્ષ બીજું, અંક બીજોઃ વા. લવાજમ રૂ. ૨). ( ૮ ) સર્વોદય ( હિંદી માસિક ): સંપાદક, કાકા કાલેલકર, વર્ધાઃ અંક ૧ લોઃ વાર્ષિક લવાજમ રૂ. ૩). (૯) વિદ્યાર્થી ( સાપ્તાહિક ): અંક ૧લો; તંત્રી, ધી. ટો. શાહ, અમદાવાદઃ વા. લવાજમ, સ્થાનિક રૂ. ૩); બહારગામ રૂ. ૪).

—✠—

# મહાલ પુસ્તકાલય મંડળો

**રાજ્યની** પુસ્તકાલય પ્રવૃત્તિને આગળ ધપાવવા સારૂ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે મહાલ પુસ્તકાલય મંડળો તથા જૂથ મંડળો નીમીને જે કામ ચલાવ્યું છે તે ખરેખરૂં અભિમાન લેવા લાયક છે. અમારી હાલની જગ્યાએ નિમણુંક થયાથી બે વર્ષ દરમિયાન ચાલુ સાલે ઑગસ્ટ મહિનામાં કરજણ તથા પાદરા મહાલ પુસ્તકાલય મંડળોની વાર્ષિક સભામાં હાજરી આપવાની અમને તક મળી. એ બન્ને સભાઓમાં થયેલું કામકાજ, અમારા જોવામાં જે આવ્યું તે પરથી અમને એમ લાગે છે કે આવી જ રીતે બીજાં મહાલ પુસ્તકાલય મંડળોમાં રસ લેવાતો હશે તો તે ખરેખર પ્રશંસનીય છે. બન્ને મહાલ મંડળોના કામકાજ ઉપરથી અમને જે અનુભવ થયો અને તે ઉપરથી જે કાંઇ સૂચનાઓ કરવા જેવી અમને જણાઇ તે આ લેખ દ્વારા જાહેર કરવાની અમારી ફરજ છે, એવું અમે માની લઇએ છીએ.

પ્રથમ તો અમે એવું કહેવા માગીએ છીએ કે મહાલ મંડળોની વાર્ષિક સભાઓમાં ખાતાના બન્ને અમલદારોમાંથી એકેને આમંત્રણ કરવામાં આવતું નથી. આમંત્રણ આવેથી બન્ને જણા જાય એવું અમારો કહેવાનો હેતુ નથી; પરંતુ શિષ્ટાચારની દૃષ્ટિએ પણ આમંત્રણ થવું યોગ્ય છે, અને કદાચ કોઇ અમલદાર કોઇ સભામાં હાજર રહે તો તેથી અરસપરસ લાભ થવાનો સંભવ રહે છે.

બીજી દિલગીરીભરેલી વાત એવી જોવામાં આવી કે મહાલના કસ્બા પુસ્તકાલયના કાર્યવાહકો તેમ જ ઇતર ગૃહસ્થો એ સભામાં રસ લેતા નથી. આ વાત મહાલ પુસ્તકાલય પરિષદો પણ સાબીત કરી આપે છે. ખરેખર કસ્બા પુસ્તકાલયના કાર્યવાહકોએ જ પોતાના મહાલની પુસ્તકાલયપ્રવૃત્તિ તરફ વિશેષ ધ્યાન આપવાની ખાસ જરૂર છે.

કરજણ મહાલ પુસ્તકાલય મંડળે મહાલનાં તમામ પુસ્તકાલયોનાં ફાટેલાં પુસ્તકો એક જ સ્થળે બંધાવવા બદલની યોજનાનો ઠરાવ પસાર કર્યો, તે ઠરાવ બહુ મહત્ત્વનો છે. પુસ્તકબંધામણની રકમ પુસ્તકાલયો પોતાના બજેટમાં મંજૂર કરાવી લે છે પરંતુ તેનો જે તે વખતે અને યોગ્ય ઉપયોગ થતો નથી, એવી ઘણી ફરિયાદો આવે છે. ઉપર જણાવેલા ઠરાવને અમલમાં મૂકવાથી આવી ફરિયાદો ઉપર અંકુશ રહેશે.

પાદરા મહાલ પુસ્તકાલય મંડળના મંત્રીએ પોતાના નિવેદનમાં જાહેર કર્યું કે કેટલાંક પુસ્તકાલયોમાં વાચકોનું રજીસ્ટર રાખવામાં આવતું નથી. આ વાત રાજ્યનાં બીજાં પુસ્તકાલયોને લાગુ પડતી હોય તો તે વસ્તુ ઇચ્છવાજોગ નથી. આશા છે કે જે તે પુસ્તકાલય હવેથી ખાતાનાં ધોરણો પ્રમાણે જોઇતાં રજીસ્ટરો જરૂર રાખશે.

હીરક મહોત્સવના વર્ષે શાળાવાળાં પુસ્તકાલય વિનાનાં ગામોમાં વાચનાલયો ખોલવામાં આવ્યાં, પરંતુ તે વાચનાલયો ચાલુ છે કે નહિ તે જોવું જોઇએ, અને ચાલુ નહિ હોય તો તેમને ચાલુ રાખવાની ફરજ જે તે મહાલ મંડળની છે. નવીન પુસ્તકાલયો ખોલવા બાબત ઠરાવો થાય છે, પરંતુ એક વખતે ઉઘડી ગયેલી સંસ્થાઓ કોઇ પણ કારણે બંધ

[ વધુ માટે જુઓ પૃ. ૫૫૦ ]

# મહાલ પુ૦ મંડળોની વાર્ષિક સભાઓ

## (અમરેલી પ્રાંત)

(૧) **અમરેલીઃ**—તા. ૨૧-૮-૩૮ ના રોજ શ્રીમાન મોહનલાલ વીરજીભાઇના અધ્યક્ષપદે મળી, જેમાં ગત વર્ષનું નિવેદન રજુ થઇ નવીન વર્ષ માટે વ્યવસ્થાપક મંડળની ચૂંટણી, બજેટ, નાનાં પુસ્તકાલયોને બજેટના કામે રૂ ૩) સુધીની મદદ આપવા બાબત, શિષ્ટવાચનની પરીક્ષા લેવા તથા ખાન ખાદી ભંડારમાંથી પુસ્તકો ખરીદવા બાબત-વગેરે મળી કુલ ૮ ઠરાવો થયા. રાજ્ય પરિષદ હાલના સંજોગોમાં અમરેલી મહાલમાં ભરાય તેમ લાગતું નથી એમ પણ ઠરાવાયું.

(૨) **દામનગરઃ**—તા. ૧૪-૮-૩૮ ના રોજ સભા મળી જેમાં ગત વર્ષના અહેવાલ હિસાબ રજુ થયા બાદ નવીન વર્ષ માટે વ્યવસ્થાપક મંડળની તથા પ્રાંત મંડળના પ્રતિનિધિઓ તરીકે રાજકોટ પુ૦ ના મંત્રી રા. હમીરજી જીવાભાઇ, તથા દામનગર કસ્બા પુ૦ ના મંત્રી રા. જેશંકર લાલજીની ચુંટણી થઇ, તેમનો તેમ જ પ્રચારક રા. નંદલાલ પુ૦ ત્રિવેદીનો પ્રાંત સભામાં જવાનો ખર્ચ મહાલ મંડળ ખાતે પાડવાનું ઠરાવાયું.

(૩) **ધારીઃ**—તા. ૨૮-૮-૩૮ ના રોજ રા. રા. જ. પુ. જોશીપુરાના પ્રમુખપદે ભરાઇ. તેમાં ગત વર્ષનો અહેવાલ હિસાબ રજુ થઇ મંજુર રખાયા બાદ જે પુસ્તકાલયનાં બજેટ નિવેદન મોકલાયાં ન હોય તેમને તેમ કરવાની તાકીદ અપાઇ, શિષ્ટ વાચનની પરીક્ષા માટે 'વીર શિવાજી'નું પુસ્તક ઠરાવી તેને માટે તથા મહાલ પરિષદ ભરવા માટે સમિતિઓ નિમાઇ, વ્યવસ્થાપક મંડળ નવીન વર્ષ માટે ચુંટાયું. પ્રાંત મંડળના પ્રતિનિધિ તરીકે સરસીઆ પુ૦ ના મંત્રી રા. મણિશંકર ભીમજીને મોકલવાનું ઠરાવ્યું. હિસાબમાં બતાવ્યા પ્રમાણે સાલ આખરે સીલક રૂ. ૧).

(૪) **રતનપુરઃ**—તા. ૧૪-૮-૩૮ના રોજ સભા મળી, જેમાં રતનપુર, નવાગામ તથા મેવાસાના મંત્રીઓ હાજર હતા. કુલ ૭ ઠરાવો થયા, જેમાં નિવેદન તથા બજેટો મોકલી આપવાની તાકીદ કરાઇ, વર્ગીકરણ કરી નાખવાની ભલામણ થઇ, સ્ત્રીઓ અને બાળકોમાં સ્વયંસેવકો મારફત વાચનપ્રચાર વધારવાની, તથા પર્વણીદિન ઉજવવાની ભલામણ કરાઇ. પ્રાંત મંડળ ખાતે પેટા મહાલના મંત્રીઓ પૈકી વધારે મતે પસંદ કરી તેને મોકલવાનું તથા તેનો ખર્ચ મહાલ મંડળમાં પાડવાનું ઠરાવાયું.

(૫) **ગણુદેવીઃ**—તા. ૨૧-૮-૩૮ ના રોજ ધનોરાં પુ૦ ના મંત્રી રા. કસનજી ખુશાલભાઇ નાયકના પ્રમુખપદે ભરાઇ, જેમાં હેવાલ હિસાબ રજુ થયા બાદ કુલ ૭ ઠરાવો પસાર થયા. તે પૈકી ગણુદેવી પુ૦ ના ગ્રંથપાલે મહાલના દરેક જૂથની વાર્ષિક સભાઓ ભરાવવાના તથા માનદ પ્રચારક તરીકે કામ કરવાના, અને મહાલ પરિષદ ભરવાના ઠરાવો મુખ્ય હતા. રાજ્ય પરિષદ ભરવાનું શક્ય નથી. પ્રાંત મંડળના પ્રતિનિધિઓ તરીકે મહાલ મંડળના મંત્રી ઉપરાંત વસોદી તથાં અંબેટી પુ૦ ના મંત્રીઓની ચૂંટણી થઇ. સાલ આખરે શીલક, હિસાબમાં બતાવ્યા પ્રમાણે રૂ. ૪૧-૧૨-૦.

## ( નવસારી પ્રાંત )

(૬) **નવસારી:**—સભા તા. ૨૧–૮–૩૮ ના રોજ રા. રા. નવસારી મહાલ વહીવટદાર સાહેબના પ્રમુખસ્થાને મળી, જેમાં ગત વર્ષના અહેવાલ હિસાબ રજુ થયા બાદ કુલ ૧૧ ઠરાવો થયા. તે પૈકી માગેલાં પુસ્તકો મોકલવામાં આવતાં નથી, વહેલાં મળતાં નથી, તથા પત્રો માસિકો પણ લાંબે ગાળે મળે છે એવી પુ. સ. સ. મંડળ સામે ફરિયાદ કરતા ત્રણ ઠરાવો ઉપરાંત વર્ગીકરણ કરી નાખવા સંબંધી, ગ્રામ પંચાયત મદદની રકમ ઑગસ્ટમાં મળી જાય તેવી તજવીજ થવા સંબંધી, તથા શિષ્ટ વાચનની પરીક્ષા સંબંધીના ઠરાવો મુખ્ય હતા. વ્ય. મં. ની ચૂંટણી થઇ તથા નવા વર્ષ માટે બજેટ મંજૂરી અપાઇ. સાલ આખરે શીલક, હિસાબમાં દર્શાવ્યા પ્રમાણે, રૂ. ૫૦–૯–૬.

(૭) **મહુવા:**—તા. ૨૮–૮–૩૮ ના રોજ સભા ભરાઇ તેમાં ૧૧ મંત્રીઓ હાજર હતા. કામકાજમાં રા. પુ. મંડળનો સરક્યુલર વંચાણમાં લેવાઇ તેની કલમવાર ચર્ચા થઇ ઠરાવાયું કે નિવેદનો મોકલાઇ ગયાં છે, બજેટો મોકલવા રૂબરૂ સૂચના કરાઇ છે, પુસ્તકપસંદગી ને ખરીદીની યોજનામાં સામેલ થવા કોઇ તૈયાર નથી, રાજ્ય પરિષદને નોતરવાનું શક્ય નથી, શાળાવાળું કોઇ પણ ગ્રામ પુ. યા વાચનાલય વિનાનું નથી, પરીક્ષાની યોજના વિચારાઇ શકે તેમ નથી, કોઇ જૂથમંડળે સભા ભરી નથી, શિક્ષણવર્ગની આવશ્યકતા નથી. ગત વર્ષનો અહેવાલ હિસાબ મંજુર રખાયો તથા પ્રાંત મંડળના પ્રતિનિધિ તરીકે શેખપુર, ગ્રેસવાવરા, મહુવા તથા કાનીના મંત્રીઓને હાજર રહેવાનું ઠરાવાયું. ( મજકુર મહાલ મંડળે નોંધ લેવી ઘટે કે એ જ પ્રતિનિધિઓ મોકલી શકાય, ૪ નહિ. )

(૮) **માંગરોળ:**—સભા તા. ૨૧–૮–૩૮ ના રોજ ભરાઇ. તેમાં ગયા વર્ષનાં હેવાલ–હિસાબની રજુઆત ને મંજૂરી ઉપરાંત કુલ ૧૧ ઠરાવો થયા. તે પૈકી કેળવણીની રકમ વખતસર મળવા બાબત, મહાલનાં સર્વ પુસ્તકાલયોનાં પુસ્તકો છૂટક છૂટક ન મોકલતાં એક પારસલમાં મોકલવા બાબત, તથા ૧૯૩૭–૩૮ સાલનાં પુસ્તકો હજી ન મળવા બદલ અસંતોષ જાહેર કરવા બાબતના ઠરાવો મુખ્ય હતા. સાલ આખરે બચત શીલક રૂ. ૦–૧૧–૦, હિસાબમાં દર્શાવ્યા પ્રમાણે.

## ( મહેસાણા પ્રાંત )

(૯) **કડી:**—સભા તા. ૧૪–૮–૩૮ ના રોજ મહાલ શાળાધિકારીના પ્રમુખસ્થાને ભરાઇ. હાજરી ઘણી સારી હતી. નિવેદન તથા હિસાબ રજુ થયાં ને મંજુર રખાયાં. નવીન વર્ષ માટે કાર્યવાહક મંડળ નિમાયું. તે પછી બીજા ૮ ઠરાવો થયા, જેમાં જૂથમંડળોમાં શાળાનાં સેન્ટરો મુજબ દુરસ્તી કરવાના તથા મેડા ગામે શાળા નથી પણ ગામમાં ઉત્સાહ છે ને રકમ તૈયાર છે તો તેને પુસ્તકાલય કે વાચનાલયનો લાભ આપવાની ભલામણના ઠરાવો મુખ્ય હતા. મહાલ પૂરતી શિષ્ટવાચનની પરીક્ષાની યોજનાનો ઠરાવ પણ પાછળથી સ્વીકારાયો. હિસાબમાં જણાવ્યા પ્રમાણે સાલ આખરે શીલક રૂ. ૭–૭–૯.

(૧૦) ભેરાણુઃ—તા. ૨૧–૮–૩૮ ના રોજ મહાલ શાળાધિકારીના પ્રમુખપદે સભા ભરાઇ જેમાં ૧૫ સભ્યો હાજર હતા. ચાલેલા કામકાજમાં વાર્ષિક નિવેદન વંચાણમાં લેવાઇ મંજૂર કરવામાં આવ્યું, નવીન વર્ષ માટે કાર્યવાહકોની ચૂંટણી થઇ, ૧૯૩૭–૩૮ માં જૂથમંડળોએ કરેલો ખર્ચ રૂ. ૧૩–૫–૬ મંજૂર રાખી અદા કરવાનું ઠરાવાયું, વિદ્યાર્થીઓ માટે શિષ્ટ વાચનની પરીક્ષા યોજવા સારૂ રૂ. ૧૦) તથા ગત વર્ષની પરીક્ષાના ઇનામ સારૂ રૂ. ૯) ની મંજૂરી અપાઇ, અંબાવાડાના નવીન પુ૦ ને રૂ. ૫–૭–૦ કંટીંજંટ સારૂ આપવાનું મંજૂર કરાયું. માનદ પ્રચારક તરીકે રા. અમથાભાઇ કકુશમ ત્રિવેદીની નિમણૂંક બહાલ રખાઈ.

(૧૧) ચાણસ્માઃ—તા. ૨૧–૮–૩૮ ના રોજ મહાલ શાળાધિકારીના પ્રમુખપદે ભરાઇ, જેમાં તાલુકાના મંત્રી ભાઇઓ ઉપરાંત કસ્બા પુ. ના પ્રતિનિધિઓ તથા બહુચરાજી વિભાગના મહાલ શાળાધિકારી પણ હાજર હતા. હિસાબ–હેવાલ વંચાણમાં લેવાઇ મંજૂર રખાયાં તથા નવીન વર્ષ માટે ૭૫. મંડળની ચૂંટણી થઇ. પ્રાંત મંડળના પ્રતિનિધિ તરીકે રા. નાનજીભાઇ તથા રા. કૃષ્ણલાલ બી. દલાલની પસંદગી થઇ, બાકી રહેતાં કારોડા તથા બરીયફ ગામોએ પુસ્તકાલયો ખોલવા જરૂરી રકમ એકત્ર કરાવવા મે. વહીવટ ાર સાહેબ વગેરેને વિજ્ઞપ્તિ કરવામાં આવી. શિષ્ટ વાચનની પરીક્ષાની ભલામણ કરાઇ, પ્રાંત મંડળ પાસે રૂ. ૧૦) ની વધુ મદદ મેળવવાની માગણી રજુ કરવાનું ઠરાવ્યું, પુસ્તકાલયોને જોઇતો લાકડી સામાન મહાલમાં જ તૈયાર કરાવી લેવાની પરવાનગી મેળવવાનું ઠરાવાયું. શીલક વર્ષ આખરે રૂ. ૧–૭–૦.

(૧૧) પાટણઃ—સભા તા. ૨૮–૮–૩૮ ના રોજ રા રા. મહાલ વહીવટદાર સાહેબના પ્રમુખપદે ભરાઇ, જેમાં મહાલ શાળાધિકારી, બે સ્થાનિક શાળાઓના હેડમાસ્તરો ઉપરાંત પચીસ ગામોના પ્રતિનિધિઓ હાજર હતા. કામકાજમાં ગત વર્ષના અહેવાલ હિસાબ તથા નવીન વર્ષનું બજેટ મંજૂર કરવામાં આવ્યાં. રૂની, એંદલા તથા ડેર ગામોએ નવીન પુસ્તકાલયો ખોલાવવા અડધી રકમ મહાલ મંડળ તરફથી આપવા બાબત, તથા પુસ્તકાલય પરિષદ ભરવા બાબત વગેરેના ૮ ઠરાવો થયા. પ્રાંત મંડળના પ્રતિનિધિ તરીકે મહાલ મં. ના મંત્રી રા. શંકરલાલ ભાણાભાઇ વ્યાસ તથા રૂવાવીના મંત્રી રા જગન્નાથ ચુનીલાલની પસંદગી કરાઇ. સાલ આખરે શીલક, હિસાબમાં દર્શાવ્યા પ્રમાણે રૂ ૨૬–૨–૦.

(૧૩) વિજાપુરઃ—કોરમના અભાવે તા. ૧૪ મીએ મુલ્તવી રખાયલી સભા તા. ૨૮–૮–૩૮ ના રોજ ઉ. વિ. મહાલ શાળાધિકારીના પ્રમુખપદે ભરાઇ, જેમાં ૭ જૂથમંડળોના ૧૨ પ્રતિનિધિઓ હાજર હતા. કામકાજમાં ગત વર્ષનો હિસાબ મંજૂર રખાયો, નવા વર્ષનું કાર્યવાહક મંડળ ચુંટાયું. પ્રાંત મંડળના પ્રતિનિધિ તરીકે મહાલ મંડળના મંત્રી તથા લોદ્રા સા. પુ. ના મંત્રીની પસંદગી થઇ, પ્રચારક નીમવાનું ઠરાવાયું. મહાલ મંડળની શીલક પોસ્ટલ સેવીંગ બેંકમાં મૂકવાનું ઠરાવ્યું, મહાલ પરિષદ ભરવાનું તથા હાજર રહેલા સભ્યોને પ્રવાસખર્ચ અદા કરવાનું ઠરાવાયું. વર્ષ આખરે શીલક, હિસાબમાં જણાવ્યા પ્રમાણે રૂ. ૧૫૨–૧–૩.

(૧૪) વિસનગરઃ—તા. ૨૧–૮–૩૮ ના રોજ રા. રા. મહાલ વહીવટદાર

સાહેબના પ્રમુખપદે સભા ભરાઇ, જેમાં ૭ જૂથ મંડળોના પ્રતિનિધિઓ ઉપરાંત કરબા પુ૦ ના પ્રમુખ ને મંત્રીઓ તેમજ રા. પ્રભુદાસ વકીલ પણ હાજર હતા. ચાલેલા કામકાજમાં વાર્ષિક નિવેદન તથા હિસાબ રજુ થયાં ને મંજૂર રખાયાં. નવા વર્ષ માટે બ. મં. ચુંટાયું. બાકી રહેતાં શાળાવાળાં ૪ ગામોએ પુસ્તકાલયો ઉઘડાવવાની તજવીજ કરવા, તથા શિષ્ટ વાચનની પરીક્ષાની યોજના દીવાળી વૅકેશનમાં કરવા સારૂ સમિતિઓ નિમાઇ. હિસાબ જોઇએ તેવો સ્પષ્ટ નથી. એમાં જણાવ્યા પ્રમાણે રૂ. ૯–૦–૩ નો વધુ ખર્ચ થયો છે.

**(૧૫) સિદ્ધપુરઃ**—તા. ૨૧–૮–૩૮ના રોજ સભા ભરાઇ, તેમાં અહેવાલ હિસાબ રજુ થયા બાદ ૬ ઠરાવો થયા; માનદ પ્રચારક તરીકે રા. હિંમતરામ પ્રભુરામની માગણી બહાલ રખાઇ, પ્રાંત મંડળમાં બ્રાહ્મણવાડાના રા. ભોડાભાઇ, તથા મહેરવાડાના રા. ચીમનલાલ મનસુખરામને મોકલવા ઠર્યું. હિસાબમાં જણાવ્યા પ્રમાણે સાલ આખરે શીલક રૂ. ૩–૫–૩ છે.

**(૧૬) હારીજઃ**—માત્ર ટૂંક નિવેદન આવ્યું છે. તે પરથી જમણપુર પુ૦ નું બજેટ ત્રણેક વર્ષથી નહોતું બનતું તે બનાવવાની તજવીજ કર્યાનું, તથા વાચનનાં સાધન વગરનાં ગામોએ પુસ્તકપેટીઓ મોકલવાનું કામ થયું હોવાનું જણાય છે. શીલક વર્ષ આખરે રૂ. ૬–૧–૦ છે. મહાલ પરિષદ ચાલુ સપ્ટેમ્બરના છેલ્લા અઠવાડિયામાં ભરવાનું ઠરાવ્યું છે.

## ( વડોદરા પ્રાંત )

**(૧૭) કરજણઃ**—તા. ૧૪–૮–૩૮ ના રોજ રા. મહાલ શાળાધિકારીના પ્રમુખપદે કરજણ પુ૦ ના મકાનમાં સભા ભરાઇ. તેમાં પુસ્તકાલયોના પ્રતિનિધિઓ ઉપરાંત ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબ ને રાજ્ય તથા પ્રાંત પ્રચારકો પણ હાજર હતા. ચાલેલા કામકાજમાં ગત વર્ષના અહેવાલ હિસાબની રજુઆત બાદ રા. સહકારી ઑડિટર, રા. ડૉ. છોટુભાઇ, મે. રાંગણેકર સાહેબ તથા સભાના પ્રમુખ સાહેબનાં પ્રસંગોચિત પ્રવચનો થયાં હતાં. કંડારી પુ૦ ના મંત્રી રા. શંકરભાઇએ પોતાનો અનુભવ વર્ણવ્યો હતો. એકંદર ૮ ઠરાવો થયા, જેમાં પ્રાંત મંડળમાં કરજણ પુસ્તકાલય તરફથી રા. મંગળભાઇ જે. પટેલને, તથા બચારના મંત્રીને મોકલવાનો, શુ. વ. સો. નાં ભેટ પુસ્તકો પહોંચાડવા બદલ ૦–૪–૦ સંસ્થાઓ પાસેથી વસુલ કરી તે રકમ શિષ્ટ વાચનની પરીક્ષા ખાતે ખર્ચવાનો, ફાટી ગયેલાં પુસ્તકો મહાલ પુ૦ મંડળ મારફત મહાલનાં બધાં પુસ્તકાલયો બંધાવે તેવો, શિષ્ટ વાચનની પરીક્ષા માટે સમિતિ નીમવાનો, નવીન વર્ષનું કાર્યવાહક મંડળ નીમવાનો, હાલનાં જૂથો રદ કરી શાળાનાં સેન્ટર પ્રમાણે રાખવાનો, તથા રાજ્ય પરિષદ માટે રણાપુરની માગણીને અનુમોદન આપવાનો: એ ઠરાવો મુખ્ય હતા. સાલ આખરે શિલક, હિસાબમાં બતાવ્યા પ્રમાણે, રૂ. ૧૩–૧૨–૦.

**(૧૮) તિલકવાડાઃ**—પુસ્તકાલયવાળાં ગામો થોડાં ને આઘે આઘે આવેલાં હોવાથી સભા ભરવાનું શકય નથી હિસાબ મોકલવાનું જણાવ્યું છે; પણ તે મળ્યો ન હોવાથી ફરી મોકલી આપવા મંત્રીજીને વિનંતિ છે.

**(૧૯) પાદરાઃ**—તા. ૨૧–૮–૩૮ ના રોજ દ. વિ. મહાલ શાળાધિકારીના પ્રમુખપદે સભા ભરાઇ. તેમાં પુસ્તકાલયોનાં પ્રતિનિધિઓ ઉપરાંત પુ. ખાતાના મદદનીશ વ્યવસ્થાપક ને રાજ્યપ્રચારક હાજર હતા. ચાલેલા કામકાજમાં ગત વર્ષનાં

નિવેદન તથા હિસાબની રજુઆત બાદ નવા વર્ષ માટે ૩૧ સભ્યોનું વ્ય. મં. નિમાયું, પ્રાંત મંડળ માટે બે પ્રતિનિધિઓ નક્કી કરવામાં આવ્યા, બાકી રહેતાં દશ ગામોએ પુસ્તકાલયો ખોલવાની તજવીજ કરવા જે તે જાય મંડળોને ભલામણ કરવામાં આવી ને તેમના પ્રયત્નોમાં મદદ કરવા એક સમિતિ નિમાઇ. મહાલ માટે શિષ્ટ વાચનની પરીક્ષાનો ઠરાવ સભામાં ઊડી ગયો, પણ મહાલ શાળાધિકારી સાહેબની સમજૂતથી પરીક્ષાની યોજના કરવાનું પાછળથી નક્કી થયું. સાલ આખરે શીલક, હિસાબમાં બતાવ્યા પ્રમાણે, રૂ. ૧૭૭–૧૨–૬. નવીન પુસ્તકાલય માટે રકમ ભેગી કરનારાં ગામોને રૂ. ૧૦) જેટલી મદદ આપવાનું પણ ઠરાવાયું છે.

(૨૦) **પેટલાદ** :—તા. ૨૧–૮–૩૮ ના રોજ બપોરે ૧ વાગે કસ્બા પુ. ના મકાનમાં સભા મળી. તેમાં વાર્ષિક નિવેદન ને હિસાબની રજુઆત થઇ મંજૂર રખાયાં, નવા વર્ષ માટે રૂ. ૩૦૦) નું બજેટ નક્કી કરાયું તથા વ્યવસ્થાપક મંડળ ચુંટાયું. મહાલ પરિષદ ગાડા મુકામે ભરવાનું ઠરાવાયું, નોકરપગાર ખાતે રૂ ૯૦) નો વધુ થયેલો ખર્ચ મંજૂર કરવામાં આવ્યો. મહાલ પ્રચારક તરીકે રા. શિવાભાઇની નિમણૂંક ચાલુ રાખવાનું ઠરાવ્યું. સાલ આખરે મૂડી, હિસાબમાં દર્શાવ્યા પ્રમાણે, રૂ. ૩૩૪૩–૧૧–૮.

(૨૧) **ભાદરણ**:—તા. ૧૪–૮–૩૮ ના રોજ મુલતવી રહેલી સભા તા. ૪–૯–૩૮ ના રોજ ભરાઇ, જેમાં નવીન વર્ષ માટે વ્ય. મંડળની ચૂંટણીનો, પ્રાંત પુ. મંડળમાં ભાદરણ કસ્બા પુ. ના મંત્રી રા. સોમાભાઈ વિ., તથા રણોલીના મંત્રી રા. ભાઇલાલભાઇ કિ. ને પ્રતિનિધિ તરીકે મોકલવાનો, રાજ્ય મંડળ તરફે યોજાતી શિષ્ટ વાચનની પરીક્ષાનો લાભ લેવાનો તથા તે માટે પુસ્તકો મહાલ મંડળે પુરાં પાડવાનો, મોટી શેરડી ગામને નવીન પુ. માટે અપાયલી રૂ. ૫૦)ની મદદ બહાલ રાખવાનો એમ કુલ પાંચ ઠરાવો થયા. સાલ આખરે શીલક, હિસાબમાં જણાવ્યા પ્રમાણે રૂ. ૮૧–૧૦–૦.

(૨૨) **વડોદરા**—તા. ૨૧–૮–૩૮ ના રોજ મહાલ શાળાધિકારી શ્રી. દેવચંદભાઈ રામજીના પ્રમુખપદે પુ. સ. સ. મંડળની ઑફિસમાં ભરાઇ, જેમાં ગત વર્ષનું નિવેદન તથા હિસાબ રજુ થઇ મંજૂર રખાયા બાદ, બાકી રહેલાં પુસ્તકાલયોનાં નિવેદન–બજેટો સવેળા મોકલાઇ જાય તેવી તજવીજ કરવાની જૂથ મંડળોને ભલામણનો, મહાલના વિદ્યાર્થીઓ માટે 'વીર વિઠ્ઠલભાઇ' એ પુસ્તકની પરીક્ષા રાખવાનો, માનદ પ્રચારક તરીકે માણેજવાળા રા. છોટાભાઇ રાવજીભાઇ પટેલની નિમણૂંક કરવાનો, તથા નવીન વર્ષનું વ્ય. મં. ચૂંટવાનો એમ ૪ ઠરાવો થયા. પ્રાંત મંડળના પ્રતિનિધિ તરીકે મહાલ મંડળના મંત્રી શ્રીયુત ચીમનભાઇ હ. અમીન, તથા છાણીવાળા શ્રીયુત રાવજીભાઇ નાથાભાઇ અમીન ચુંટાયા. શીલક સાલ આખરે, હિસાબમાં બતાવ્યા પ્રમાણે, રૂ. ૧૩–૧૩–૯.

(૨૩) **વાઘોડિયા**:—તા. ૨૮–૮–૩૮ ના રોજ સભા મળી ને તેમાં વાર્ષિક અહેવાલ હિસાબને મંજુર રાખવાનો, નવીન વર્ષ માટે વ્ય. મંડળ ચૂંટવાનો, પ્રાંતમંડળ માટે શ્રી. મંગળદાસ પટેલ તથા શ્રી. કુબેરભાઇ ચૌહાણને પ્રતિનિધિ ચૂંટવાનો, તથા ૧૦ સંસ્થાઓનાં આવેલાં બજેટો ખાતા તરફ મોકલવાનો અને ન આવેલાંઓને તેમ તરત જ કરી દેવાની ભલામણના ઠરાવો થયા.

(૨૪) શિનોરઃ—સભા તા. ૨૧–૮–૩૮ ના રોજ ભરાઇ. ગત વર્ષનાં નિવેદન ને હિસાબની રજુઆત ને મંજૂરી બાદ નવીન વર્ષ માટે વ્ય. મં. ચૂંટણી, પુસ્તકાલયોની તપાસણીની વહેંચણી, વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકો માટે પરીક્ષાઓની યોજના, અને વર્ગીકરણ સંબંધી ઠરાવો થયા. પ્રાંત મંડળના પ્રતિનિધિ તરીકે રા. નટવરલાલ ગી. શાહ, અને છાણભોઇના રા. હરગોવન નરોત્તમભાઇ ચુંટાયા.

(૨૫) સંખેડાઃ—સભા તા. ૧૪–૮–૩૮ ના રોજ રા. રા. મહાલ વહીવટદાર સાહેબના પ્રમુખપદે ભરાઇ. તેમાં વાર્ષિક અહેવાલ, હિસાબની રજુઆત ને મંજૂરી પછી નવી સાલનું વ્ય. મંડળ નિમાયું, મહાલ મંડળના નિયમોનો મુસદ્દો તૈયાર કરી આવતી સભામાં રજુ કરવાનું ઠરાવ્યું, મહાલ માટે શિષ્ટ વાચનની પરીક્ષા તા. ૨૫–૯–૩૮ ના દિવસે લેવાનું ઠરાવાયું, તથા માનદ પ્રચારક તરીકે પા. જેમંગભાઇ ગરબડભાઇને દર માસે ઓછામાં ઓછા બે દિવસો કામગીરી રજાના મળવાની ભલામણ કરાઇ. સાલ આખરે શીલક તથા લ્હેણું, હિસાબમાં જણાવ્યા પ્રમાણે, રૂ. ૫૩–૧૪–૦.

(૨૬) સાવલીઃ—તા. ૨૧–૮–૩૮ ના રોજ સભા ભરાઇ. એમાં ૧૬ ઠરાવો કરવામાં આવ્યા, જેમાં કાયમ ફંડ સંબંધી ખાતાની સૂચના નં. ૪૨૩ સને ૩૭–૩૮ માંની આંટ રદ કરવા સંબંધી, આજ્ઞાપત્રિકા સર્વ પુસ્તકાલયોને વિના મૂલ્યે મળવા બાબત, ગ્રામ પંચાયતની મદદ અવશ્ય મળે તેવું ધોરણ થવા બાબત, નિવેદન બજેટ તત્કાળ મોકલી દેવા બાબત, બાકી રહેતાં ૧૦ ગામોએ પુસ્તકાલયો ખોલવાની તજવીજ કરવા વગેરે બાબતોના ૧૬ ઠરાવો થયા હતા. શીલક બાકી વર્ષ આખરે રૂ. ૨૦–૧૩–૩ હિસાબમાં બતાવ્યા પ્રમાણે.

## ( અમરેલી પ્રાંત )

(૨૭) કોડીનારઃ—તા. ૪–૯–૩૮ ના રોજ સભા ભરાઇ. તેમાં કુલ પાંચ ઠરાવો થયા, જેમાં જૂથ નવેસર નક્કી કરવા બાબતનો ઠરાવ મુખ્ય હતો. શિલક વર્ષ આખરે રૂ. ૧૬–૧–૦, હિસાબમાં બતાવ્યા પ્રમાણે.



[ અનુસંધાન પૃ. ૫૪૪ નું ]

થાય એ ઇચ્છવાજોગ નથી. સંજોગવશાત્ એકાદ વર્ષ એકે નવું પુસ્તકાલય ખોલાયા વગર જતું હોય તોપણ એકે વાચનાલય બંધ ન થઇ જાય તે તરફ દરેક મહાલ મંડળે ધ્યાન આપવાની ખાસ જરૂર છે.

પોતાના મહાલમાં જે પુસ્તકાલયો કે વાચનાલયો ચાલુ હશે તે સુવ્યવસ્થિત કરવાની જે તે મહાલ મંડળની ફરજ છે. માત્ર એવી સંસ્થાઓનો આંકડો વધારવા ઉપર જ ધ્યાન નહિ આપતાં જે સંસ્થાઓ છે તેમને વધુ સંગીન બનાવવી જોઇએ. તે માટે જરૂર પ્રમાણે માનદ પ્રચારકો નીમાવાની આવશ્યકતા છે. કેટલાંક મહાલ મંડળોએ તેવી તજવીજ કરેલી છે, પરંતુ એવા માનદ પ્રચારકોથી પણ જોઇએ તેવું સારૂં કામ થઇ શકતું નથી એવો અમારો અનુભવ છે.

આશા છે કે ઉપર લખેલી અમારી સૂચનાઓનો જે તે મહાલ પુસ્તકાલય મંડળ યોગ્ય તે વિચાર કરી અમલ કરશે.

કે. મં. રાંગણેકર
મદદનીશ વ્યવસ્થાપક

# પુસ્તકાલયોની તપાસણી

**નીચેના** પ્રચારકોએ જણાવેલી મુદત દરમ્યાન નીચેનાં સ્થળોની મુલાકાત લઇ પુસ્તકાલયોની તપાસણી, વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છેઃ–

૧. વડોદરા પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલઃ—ઑગસ્ટ માસમાં : પાદરા મહાલનાં (૧) હુસેપુર (૨) મેઢાદ (ઉધાઇથી બગડેલાં પુસ્તકો દૂર થવાની જરૂર) (૩) ત્રીરપુર (નિશાળ ઉઠી જવાથી પુસ્તકાલયની થયેલી દુર્દશા પર લાગતાવળગતાઓએ તત્કાળ ધ્યાન આપવાની જરૂર) (૪) આમળા (ખાનગી ગૃહસ્થને ત્યાં કાયમ ફંડના રૂ. ૨૬૨) છે તે ઉપાડી લેવાની જરૂર) (૫) સરસવણી (૬) સેજાકુવા (૭) પીપળી (૮) લતીપુરા (૯) ધાયજ (૧૦) ગોરિયાદ (૧૧) ચાણસદ (૧૨) દરાપુરા (૧૩) સોખડાખુર્દ (૧૪) સાંગમા (૧૫) તાજપુરા (૧૬) ગણપતપુરા (૧૭) મોભા (૧૮) સાદરા (૧૯) કંદા (કા. ફં. ના રૂ. ૧૨૧) ખાનગી ઠેકાણે છે તેની ચોકસાઇ થવાની જરૂર) (૨૦) અંભાડા (૨૧) જલાલપુર (૨૨) રાણુપુરા (બાલસાહિત્ય ખરીદવાની ભલામણ) (૨૩) કલ્યાણકુઇ (૨૪) પાટોદ.

૨. વડોદરા મહાલ પ્રચારક રા. મંગળભાઇ જેઠાભાઇ પટેલ—જુલાઇમાં : (૧) બાજવા (૨) કરચીઆ (૩) કોયલી (૪) છાણી (૫) ઉંડેરા (૬) વડદલા (૭) સમીયાલા (૮) મકરપુરા (૯) ધનીયાવી (૧૦) ભાયલી (૧૧) બીલ (૧૨) કલાલી (૧૩) પદમલા (૧૪) આજોડ.

૩. સાવલી મહાલ માનદ પ્રચારક રા. સોમાભાઈ ગરબડભાઇઃ—ઑગસ્ટમાંઃ (૧) ઇંદ્રાડ (૨) સાંઢાસાલ (૩) વાલાવાવ (૪) ડેસર (૫) ગાંગડીઆ.

૪. ચાણસ્મા મહાલ માનદ પ્રચારક રા. નાનજીભાઇ જેઠીદાસ પટેલઃ— ઑગસ્ટમાંઃ (૧) ધરમોડા (૨) ધાણોધરડા (વર્ગીકરણ થઇ જવાની જરૂર.)

૫. ખાંભા મહાલ માનદ પ્રચારક રા. જગજીવન વાઘજી પંડયાઃ— ફેબ્રુઆરીમાંઃ (૧) ખાતણીઆ.

પ્રચારક ભાઇઓએ રૂબરૂમાં આપેલી સૂચના-સમજૂતનો બનતી ત્વરાએ અમલ કરી દેવાની મંત્રીભાઇઓને ભલામણ !

—卐—




## વડોદરા રાજ્ય

**ફેરણીઃ**—રાજ્યનાં પ્રાંત, કસ્બા તથા ગ્રામપુસ્તકાલયોની વ્યવસ્થા તથા તપાસણીની જવાબદારી અત્યાર સુધી મદદનીશ વ્યવસ્થાપક સાહેબને શિર હોઇ તેને અંગે તેમને ૧૬૦ દિવસ ફરવાનું ધોરણ છે. તેને બદલે હવેથી એ કામગીરી ખાતાના ત્રણ અધિકારીઓ વચ્ચે વહેંચાઇ કુલ ૧૮૦ દિવસની ફેરણીની યોજના થતી હોવાનું સંભળાય છે. યોજના પસાર થતાં કયુરેટર સાહેબ પોતે પણ ફેરણીએ નીકળશે.

**નવીન પુ૦ નું ઉદ્‌ઘાટનઃ**—અમરેલી મહાલના ખીજડીઆ ખારી ગામે ઉઘાડવા ઠરેલા નવીન પુસ્તકાલયનાં પુસ્તકો વગેરે આવી જતાં તેની ઉદ્‌ઘાટન ક્રિયા ગત માસની ૧૦ મી તારીખે રા. રા. મહાલ વહિવટદાર સાહેબને હસ્તક કરાવવામાં આવી છે.

**ગ્રુ૦ વ૦ સો૦ માં રજીસ્ટર્ડ થયું છેઃ**—સેલાવી તા. ચાણસ્માનું સાર્વજનિક પુસ્તકાલય ગ્રુ. વ. સોસાઇટીમાં નં. ૬૯૦ તા. ૨૯–૬–૩૮ થી રજીસ્ટર્ડ થયેલ છે.

**વાર્ષિક ઉત્સવઃ**—વાઘોડીઆ કસ્બા પુસ્તકાલયનો વાર્ષિક ઉત્સવ ચાલુ માસની ૨૪ મી તારીખે રા. રા. મહાલ વહિવટદાર સાહેબના અધ્યક્ષપદે ઉજવાવાનો છે.

**પુસ્તકાલયોને મળેલી ભેટઃ**—શેરથા તા. કલોલ રૂ. ૨૫૦) પાટણના શેઠ શ્રી ચીમનલાલ જયચંદભાઇ તરફથી મકાનની આસપાસ પાકું કંપાઉન્ડ કરવા સારૂ; ૫૦) પા. ધુળાભાઇ ઉમેદભાઇ તરફથી બજેટ માટે; ૧૨॥ આદ્રજમોડાના પા. રામાભાઇ હરજીવન તરફથી ઘડિયાળ સારૂ કુલ **રૂ. ૩૧૨॥.**

—ડીંગુચા તા. કલોલઃ રૂ. ૧૪) બહારગામોની જાનો તરફથી તથા રૂ. ૨૧) ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થો તરફથી લવાજમ અને બક્ષિસના થઇ કુલ રૂ. ૩૫).

—મોરવાડા તા. ચાણસ્માઃ વકીલ છગનલાલ દયાશંકર તરફથી રૂ. ૫) રોકડા તથા રૂ. ૪॥ ની ખુરશી નં. ૧ સ્વ. પિતાશ્રીના પુણ્યાર્થે; પા. જોરાદાસ ભાઇચંદ તરફથી બાંકડો નં. ૧ રૂ. ૬॥ ની કિંમતનો સ્વ. પુત્રના પુણ્યાર્થે.

—વસાઇ તા. ચાણસ્મા : રૂ. ૫) રાવળ મણિલાલ જયશંકરભાઇ; રૂ. ૩) જેસંગભાઇ દલછારામ મુ. શિ. તરફથી; તથા વાઘેલા રણછોડજી લાલુજી, વાઘેલા ભગુજી

નથુજી, પા. રધા જેકરણદાસ, વાઘેલા નરસિંગજી ગમુજી, વાઘેલા કસળાજી ખેંગારજી, જગન્નાથ શીવરામ, પા. મોહનલાલ માધવદાસ, પા. જેસંગભાઇ તળજાદાસ, શા. પોપટલાલ સુરચંદ, શા. જીવચંદ મોહનલાલ, અને પા. લીલાભાઇ લખુદાસ—એ ૧૧ જણ તરફથી રૂપિયા બબ્બે, અને બીજા ૧૦ જણ તરફથી રૂપિયો એકેક મળી કુલ રૂ. ૪૦).

—ઉણાદ તા. ખેરાળુઃ વિસનગરના શેઠ બહેચરલાલ પુરૂષોત્તમદાસ તરફથી મોટું ઘડિયાળ રૂ ૭) નું તથા રૂ. ૧) રોકડો.

—લોદ્રા તા. વિજાપુરઃ લગ્નાદિ શુભ પ્રસંગોએ રૂ. ૪૦), તથા બજેટ માટેના ઉઘરાણામાં રૂ. ૬૫) મળી કુલ રૂ. ૧૦૫).

—વરીઆવ તા. કામરેજઃ પુ. ને રા. ગુલાબભાઇ જીવણજી તરફથી 'શિવાજી મહારાજ, મહારાણા પ્રતાપ, તથા મહાત્મા ગાંધીજી'ના ૨૦×૨૮ ના મોટા ફોટાઓ.

—પલસાણાઃ પુ. ને મહાત્માજીનો મોટો ફોટો ઉપરોક્ત ગૃહસ્થ તરફથી.

—દીતલા તા. ધારીઃ રૂ. ૫) પુસ્તકાલયપ્રેમી ઉપશિક્ષક રા. કહાનજીભાઇ લક્ષ્મીરામ તરફથી પુ. ના બજેટ માટે.

—વાંકીઆ તા. ખાંભાઃ રૂ. ૨) શેઠ ઓધવજી રામજી વાવેટા; રૂ. ૨) શેઠ શામજી સુંદરજી કુંડલા; ૨) શેઠ હાજી અબ્દુલા, વીજપડી તરફથી લગ્નપ્રસંગોએ, તથા રૂ. ૪ાા છૂટક ચુંદડીના તથા આણાના પ્રસંગોએ મળી કુલ રૂ. ૧૦–૮–૦.

વર્ગીકરણ થઈ ગયું છેઃ—[ ગતાંકના પૃ. ૪૯૮ થી ચાલુ ] પાદરા મહાલનાં (૩૮૪) હુસેપુર (૩૮૫) મેઢાદ (૩૮૬) ગોરિયાદ; (૩૮૭) દીતલા તા. ધારી.

## વ૦ રા૦ પુ૦ મંડળ

વાર્ષિક સભાઓઃ—મહાલ પુ. મંડળોની વાર્ષિક સભાઓના કામકાજના અહેવાલ આજ સુધીમાં જે આ તરફ આવ્યા છે, તેનો સાર ચાલુ અંકમાં આપવામાં આવ્યો છે. બાકી રહેતાં જે મહાલ મંડળોએ સભા હજી ન ભરી હોય તેમને તેમ કરી દેવાની ભલામણ કરીએ છીએ. સભા ભરવાનું શક્ય ન હોય તો વાર્ષિક કામકાજનું નિવેદન તથા હિસાબ તો રા. પુ. મંડળ તરફ બીનચૂક મોકલી અપાય.

—પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ ચાલુ માસમાં ભરાવા માંડી છે. નવસારી તથા મહેસાણા પ્રાંત મંડળોની સભા અનુક્રમે તા. ૪ થી તથા ૧૧ મીએ ભરાઇ ગઇ. અમરેલી અને વડોદરા પ્રાંતોની અનુક્રમે તા. ૧૮ મી અને ૨૫ મીએ ભરાશે. એ સર્વેના વૃત્તાંતો આવતા અંકમાં છપાશે.

**જાગતાં જૂથ મંડળો:**—[ ગત માસના પૃ. ૪૯૮ થી ચાલુ ] ( ૪ ) કોસંબા ( ૫ ) ખેરાળુ ( ૬ ) દેણપ ( ૭ ) સાઢલી ( ૮ ) પેટલાદ ( ૯ ) વસો ( ૧૦ ) સેગવાસી ( ૧૧ ) છાણી ( ૧૨ ) તરસાળી ( ૧૩ ) બીલીમોરા ( ૧૪ ) ગણદેવી ( ૧૫ ) અંબેટા ( ૧૬ ) ફેરીઆમાડ ( ૧૭ ) આંકડીઆ ( ૧૮ ) શિનોર ( ૧૯ ) નવસારી ( ૨૦ ) સાંઢાસાલ ( ૨૧ ) વસાઇ તા. ચાણસ્મા ( ૨૨ ) વાલમ ( ૨૩ ) ફત્તેહપુર ( ૨૪ ) સોજીત્રા ( ૨૫ ) વેસ્મા ( ૨૬ ) ભાદ્રલી ( ૨૭ ) કોઠીઆ ( ૨૮ ) કંડારી ( ૨૯ ) અડીઆ તા. દારીજ ( ૩૦ ) માસર ( ૩૧ ) કંબોઇ.

જેમની સભાઓ ભરાઇ હોય તેમને અહેવાલ મોકલી આપવાની વિનંતિ: મહાલ મંડળના મંત્રી ભાઇઓને પણ આ બાબત લક્ષમાં લેવાની ભલામણ !

**મહાલ મંડળો તર્ફે શિષ્ટવાચનની પરીક્ષા:**—ખેરાળુ મહાલ મંડળ તરફથી તા. ૧૨–૬–૩૮ ના રોજ શિક્ષકો માટે, તથા તા. ૧૪–૮–૩૮ ના રોજ વડનગરની કન્યાઓ માટે પરીક્ષા રખાઇ હતી.

—સંખેડા મહાલની પ્રથમ શિષ્ટવાચન પરીક્ષા ચાલુ માસની તા. ૨૫ મી ને રવિવારે લેવાનું મહાલ મંડળે ઠરાવ્યું હોઇ તેને માટે " ગાંધીજીની આત્મકથા "નું પુસ્તક નક્કી થયું છે.

—વિસનગર મહાલ મંડળે વિદ્યાર્થીઓ માટે ૧લી પરીક્ષા લેવાનું ઠરાવી તેને માટે ' વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી ૧ લીનાં ૧ થી ૧૦ પુસ્તકો ' નક્કી કર્યાં છે. પરીક્ષા જે તે શાળામાં તા. ૧૬–૧૦–૩૮ ને રવિવારે લેવાવાની હોઇ ઉત્તીર્ણ થનારાં પૈકી ૧૫ જણને ઇનામ અપાવાનાં છે. છોકરા, છોકરીઓ, હરિજન બાળકો સર્વ કોઇને પરીક્ષામાં બેસવાની છૂટ છે.

**નવું કુમાર મંડળ:**—મેથી તા. કરજણ ગામે નવું કુમાર મંડળ, માનદ મહાલ પ્રચારક રા. મલંગશા ઉમેદશાની પ્રેરણાથી સ્થપાયું હોઇ તેમાં ૧૫ સભ્યો જોડાયા છે, વધુ સભ્યો નોંધાતા જાય છે. સાથે સાથે ગ્રામ સુધારણા મંડળની સ્થાપના થઇ છે. કુમાર મંડળનું મંત્રીપદ ઉત્સાહી ઉપશિક્ષક ભાઇ ઉમરભાઇ મહમદભાઇએ સ્વીકાર્યું છે.

**૧૫ મી પરીક્ષા:**—શિષ્ટ વાચનનાં રસીયાંઓને જાન્યુઆરીમાં થનારી આ પરીક્ષા માટે ઉમેદવારી નોંધાવવાની યાદ આપવાની જરૂર ન જ હોય.

## રાજ્ય બહાર

**મુંબાઇ સરકાર અને પુ૦ પ્રવૃત્તિ:**—જુલાઇ અંકમાંની આ શીર્ષકની નોંધમાં જણાવ્યા પ્રમાણેની પ્રવૃત્તિ હાથ ધરવા ને તેને માટે ચોકકસ યોજના ઘડી કાઢવાને એક સમિતિ નીમાઇ છે. તેને અંગે જરૂરી સલાહ મસલત સારુ મુંબાઇ સરકારના આમંત્રણ પરથી શ્રીયુત મોતીભાઇ અમીન ગત માસમાં પુના, મુંબઇ તરફ જઇ આવ્યા છે.

**ઓરિસા સરકારને મી. સાહુની સૂચના:—** વડોદરાની પુ૦ પ્રવૃત્તિના અભ્યાસાર્થે વડોદરા બાજુ તાજેતરમાં આવી ગયેલા સર્વન્ટસ ઓફ ઇન્ડીઆ સોસાયટી-વાળા મી. એન. એસ. સાહુએ મ્યુનિસીપલ ક્ષેત્રની પ્રત્યેક માધ્યમિક શાળામાં, તથા જ્યાં હોશિયાર ને ઉત્સાહી મુખ્ય શિક્ષકો મળી આવે તેની પ્રત્યેક પ્રાથમિક શાળામાં મફત વાચનાલયનું સાધન પૂરું પાડવાની સૂચના કરી છે. આ કામે વડોદરા રાજ્યની એ પ્રવૃત્તિનું અનુકરણ કરવાની ભલામણ કરતાં મી. સાહુએ, જો શક્ય હોય તો મી. મોતીભાઇ અમીનની સેવાનો લાભ લેવાની પણ સૂચના કરી છે ને જણાવ્યું છે કે શ્રી. મોતીભાઇ અમીન એ કામે ઓરિસા જવાને ખુશી પણ છે. તા. ૩૦ મી જુલાઇના બોમ્બે ક્રોનિકલમાં છપાયલા આ સમાચારનો અંતિમ ભાગ સાવ પાયા વિનાનો છે.



## આભાર અને વિનંતિ

'**પુસ્તકાલય**'નું તંત્રીપદ સને ૧૯૩૨ના નવેમ્બર અંકથી, અણધારી રીતે મારે હસ્તક આવી પડયું, ને તે મેં રાજ્ય પુસ્તકાલય મંડળના સહમંત્રી તરીકેની મારી ચાલુ જવાબદારી ઉપરાંત, ઘર આગળ મારા ખાનગી સમયમાં, સંભાળેલું. હવે તે પદ પર સ્વતંત્ર માણસની નીમણૂંક થઇ હોવાને કારણે ઑકટોબર અંકથી તંત્રી તરીકેનો મારો સંબંધ પૂરો થાય છે. ૭ વર્ષ જેટલા એ લાંબા ગાળામાં માસિકને નિભાવવા તથા ખીલવવાના યથામતિ યથાશક્તિ કરેલા મારા પ્રયત્નમાં નાના મોટા જે લેખક-મિત્રોએ મને ઉત્સાહભર્યો સાથ અને સહકાર આપ્યો છે તે બધાનો, તેમજ સઘળા શુભચિંતકોનો સહૃદય આભાર માનું છું, ને મારા વખતમાં માસિક સાથે જોડાયલો સંબંધ જેવો ને તેવો ચાલુ રાખવાની વિનંતિ કરું છું.

**ના. નં. ચોકસી**

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | મળ્યા તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદ વિજ્ઞાન | ૨૧ | ૯ | અષાડ | ૨૩-૮-૩૮ |
| ઊર્મિ | ૭ | ૯ | સપ્ટેમ્બર | ૧-૯-૩૮ |
| કિશોર | ૪ | ૩ | અષાડ | ૨૫-૮-૩૮ |
| કુમાર | ૧૫ | ૮(૧૭૬) | શ્રાવણ | ૨૫-૮-૩૮ |
| ખેડુત, ખેતી અને સહકાર | ૫ | ૨ | ઑગસ્ટ | ૧૫-૮-૩૮ |
| ખેતીવાડી | ૪ | ૫ | ભાદરવો | ૮-૯-૩૮ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૭ | ૧ | ઑગસ્ટ | ૩-૯-૩૮ |
| ગુણસુંદરી | ૩૧ | ૧ | સપ્ટેમ્બર | ૨-૯-૩૮ |
| ગ્રામજીવન | ૯ | ૨ | સપ્ટેમ્બર | ૩-૯-૩૮ |
| ચરોતર | ૮ | ૮ | ઑગસ્ટ | ૧૬-૮-૩૮ |
| ચિત્રમય જગત | ૨૪ | ૭ | સપ્ટેમ્બર | ૩-૯-૩૮ |
| નવચેતન | ૩૩ | ૬ | સપ્ટેમ્બર | ૧-૯-૩૮ |
| નવરચના | ૩ | ૫ | ઑગસ્ટ | ૧૭-૮-૩૮ |
| પાટીદાર | ૧૫ | ૧૧ | ભાદરવો | ૨૭-૮-૩૮ |
| પૂર્ણા | ૨ | ૧ | ઑગસ્ટ | ૧૬-૮-૩૮ |
| પ્રસ્થાન | ૨૬ | ૨ | જેઠ | ૧૭-૮-૩૮ |
| ફાર્બસ ગુ. સભા-ત્રિ૦ | ૩ | ૨ | જુલાઇ-સપ્ટે. | ૨૬-૭-૩૮ |
| બાલજીવન | ૧૮ | ૧૧ | ભાદરવો | ૧૦-૯-૩૮ |
| બાલમિત્ર | ૧૮ | ૨ | સપ્ટેમ્બર | ૩-૯-૩૮ |
| બાલસખા | ૨ | ૪ | સપ્ટેમ્બર | ૩-૯-૩૮ |
| બાળક | ૧૧ | ૯ | સપ્ટેમ્બર | ૧-૯-૩૮ |
| બુદ્ધિપ્રકાશ-ત્રિ૦ | ૭૫ | ૨ | એપ્રિલ-જુન | ૫-૭-૩૮ |
| માનસી-ત્રિ૦ | ૩ | ૨ | જુન | ૨૭-૬-૩૮ |
| યુવક | ૮ | ૯ | સપ્ટેમ્બર | ૩-૯-૩૮ |
| વસન્ત-ત્રિ૦ | ૩૭ | ૨ | વૈશાખ-અષાડ | ૫-૮-૩૮ |
| વૈદ્ય કલ્પતરૂ | ૪૩ | ૯ | સપ્ટેમ્બર | ૬-૯-૩૮ |
| વ્યાયામ | ૨૩ | ૧૧ | ઑગસ્ટ | ૧૭-૮-૩૮ |
| શારદા | ૨૯ | ૪ | ઑગસ્ટ | ૧૬-૮-૩૮ |
| શિક્ષણ પત્રિકા | ૧૩ | ૬ | શ્રાવણ | ૧૭-૮-૩૮ |
| સૌરાષ્ટ્ર શિક્ષક-ત્રિ૦ | ૧૨ | ૧ | જુન-ઑગસ્ટ | ૧-૯-૩૮ |
| સ્કાઉટ વીર | ૮ | ૯ | સપ્ટેમ્બર | ૬-૯-૩૮ |
| સ્ત્રીબોધ | ૮૨ | ૯ | સપ્ટેમ્બર | ૧-૯-૩૮ |

# શું વાંચશો ?

| લેખ | માસિક | પુસ્તક | માસ |
|---|---|---|---|
| આપણી સ્વરાજ્ય યાત્રા<br>સત્યમ્ શિવમ્ સુંદરમ્<br>વિશ્વશાંતિ અને પ્રગતિ | ઊર્મિ | ૫ | સપ્ટેમ્બર |
| દાદા સાહેબ ખાપર્ડે<br>લાલુ<br>વંશવૃત્ત<br>ક્રાન્તિકારી દળના પરિચયમાં | કુમાર | ૧૫(૧૭૬) | શ્રાવણ |
| ત્વારેગનું ત્રિયારાજ<br>ટેલિવિઝન<br>ગુજરાતની ખેતીના વ્યાપક પ્રશ્નો | ચિત્રમય જગત | ૨૪ | સપ્ટેમ્બર |
| પંજરી<br>મુસોલીની અને હિટલર<br>જલપ્રલય પૂર્વેનું મહાગુજરાત | નવચેતન | ૧૭ | સપ્ટેમ્બર |
| ત્રીજો કક્કો<br>એક બાવાજી<br>દીવા દાંડી<br>આપણી આસપાસ | નવરચના | ૩ | ઑગસ્ટ |
| શામળ<br>સમ્રાટ પ્રવરસેન<br>પ્રલયના પગરણ | પૂર્ણા | ૨ | ઑગસ્ટ |
| રાજકીય નોંધો<br>પોતાનો દાખલો<br>પાનગોષ્ઠિ<br>બહિર્જગત | પ્રસ્થાન | ૨૬ | જેઠ–અષાઢ |
| ઉઘડતા પાને<br>ગામડે જઈને<br>વિગ્રહનું એક વર્ષ | યુવક | ૮ | સપ્ટેમ્બર |
| યુરોપમાં કુટુમ્બ જીવન<br>જોડાથી ભૂત ભાગે !<br>ભક્તકવિ દુલાભાઇ ભાયાભાઈ કાગ | શારદા | ૨૯ | ઑગસ્ટ |
| રબ્બર<br>શું કરવું !<br>વ્યાકરણ શિક્ષક | શિક્ષણ પત્રિકા | ૧૩ | શ્રાવણ |
| વડીલોએ બાળકોનો દૃષ્ટિકોણ સમજવો જોઇએ<br>દૃષ્ટિ કોણ બદલો<br>બાલ રમત | સૌરાષ્ટ્ર શિક્ષક | ૩૦ | જુન–ઑગસ્ટ |
| પ્રત્યાઘાત<br>ગામની લક્ષ્મી<br>ત્યજાયેલી | સ્ત્રીબોધ | ૮૨ | સપ્ટેમ્બર |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગરડા | ૪૮–૧૫– ૩ | લાછરસ | ૧૩– ૩– ૦ | *સંખેડા | ૬૪૪–૧૩–૧૦ |
| *ચોખોદરા | ૩૯૮– ૨– ૯ | વાગેથા | ૬– ૮– ૨ | સરઞી | ૧૪૧–૧૦– ૭ |
| ઝાથ | ૧૮– ૨– ૦ | વાસણા | ૪૦૮–૧૪–૧૧ | સુરશીઆ | ૧૯૬– ૬– ૪ |
| ચંદાનગર | ૧૦–૧૩– ૪ | ડોળમાર | ૧૯– ૨– ૨ | સોનગીર | ૧૪૪– ૮–૧૦ |
| ટીંબા | ૬૪– ૦– ૭ | તાંદલજા | ૧૮૦–૧૪– ૫ | હરિદ | ૨૪૪– ૪– ૪ |
| રાજનગર | ૫– ૦– ૮ | નંદપુર | ૫૯– ૯– ૫ | પતરા | ૧૫– ૩– ૫ |
| રતનપુર } કુમારજ } | ૨૨–૧૦–૧૦ | પરવટા | ૩૧– ૧– ૮ | સૂર્યઘોડા | ૧૭– ૫– ૧ |
| | | પાણેજ | ૨૨– ૪– ૧ | | |
| *સઢોદ | ૧૧૪– ૦– ૮ | ૨ પીપળસઠ | ૭-૧૩– ૫ | | |

## સાવલી મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| અંજેસર | ૧૫૪–૧૨– ૧ | *ડેસર | ૧૦૯૪– ૧– ૮ | સમલાયા | ૧૦–૧૨–૧૦ |
| અલીંદ્રા | ૧૭–૧૪–૧૧ | ધનતેજ | ૧૬૬–૧૧–૧૦ | શારદાપુર-વેજપુર | ૧૪૧– ૭– ૫ |
| ઉત્તમનગર | ૫૪– ૧– ૩ | *ધર્મપુર | ૧૫૪– ૧– ૦ | શાંતિપુર-વેજપુર | ૮૬–૧૦–૧૦ |
| ખાખરીઆ | ૨૧૬–૧૩– ૨ | નમીસરા | ૫૯–૧૫– ૨ | રાણીઆ | ૭૯– ૫– ૭ |
| જાવલા | ૮–૧૨– ૧ | નાનીભાડોલ | ૩૩– ૮– ૪ | રાણીપુરા | ૩૬– ૫– ૭ |
| કુડાચલા | ૮– ૮– ૧ | પીલોલ | ૨૬– ૦– ૮ | વરસડા | ૧૫૫– ૪– ૦ |
| તુલસીપુરા | ૭૭– ૯– ૯ | *બાકરોલ | ૩૩૫– ૧– ૫ | વાલાવાવ | ૧૩૪–૧૪– ૦ |
| ચંટીઆળ | ૧૩– ૫–૧૦ | મંજુસર | ૪૫૪– ૪–૧૦ | *વેજપુર | ૧૧૯૦– ૬– ૬ |
| ગરધીઆ | ૩૯– ૯–૧૦ | રતનપુરા | ૧૨૭– ૯–૧૦ | સાંઢાસાલ | ૩૧૪– ૮– ૬ |
| ગામડીઆ | ૧૦૧–૧૦–૧૧ | મીરાકુવા | ૬– ૭– ૧ | વેમાર | ૨૦– ૩– ૫ |
| ગોઠડા | ૫૦– ૧– ૮ | મુંઢેલા | ૬૮– ૧–૧૦ | મોટીભાડોલ | ૭૨– ૮– ૦ |
| ટુંડાવ | ૨૨૮– ૦– ૩ | મુવાલ | ૮૨– ૭– ૪ | | |

## દા. ન. વાચનાલયો

| | | | | | |
|---|---|---|---|---|---|
| અજરપુરા | ૨૨– ૪– ૩ | કુજરાવ | ૫૨– ૩– ૩ | રતનપુરા | ૧૬– ૯–૧૧ |
| આમોદ | ૧૮૪–૧૫– ૯ | ખાનપુર | ૪૫–૧૫– ૪ | રૂદણ | ૨૪– ૭– ૩ |
| આંત્રોલી | ૬૬– ૨– ૧ | ધોડાસર | ૧૧૮– ૨– ૪ | લસુન્દ્રા | ૧૨૧– ૯– ૨ |
| નાવલી | ૩૬– ૧– ૨ | ચીખોદ્રા | ૨૩– ૩– ૮ | વડદલા | ૬૭– ૪– ૦ |
| પણસોરા | ૧૭– ૩– ૭ | છીપડી | ૨૪– ૨– ૩ | સામરખા | ૮૫– ૫– ૭ |
| પંડોળી | ૨૪–૧૫– ૨ | નાપાડ | ૧૪૬–૧૦–૧૦ | સારસા | ૨૧– ૭– ૪ |
| વાસદ | ૬૬–૧૫– ૦ | પીપળાવ | ૧૦૫– ૦– ૪ | સીંજીવાડા | ૩૮–૧૫– ૭ |
| વાસણા | ૧૨૩–૧૧– ૮ | બોરીઆવી | ૩૬– ૧– ૯ | સિહુંજ | ૨૨– ૬– ૨ |
| વીણા | ૨૫૦–૧૨– ૫ | બોચાસણ | ૨૩– ૦–૧૧ | સંદેસર | ૨૮– ૦– ૦ |
| ધુસણાવ | ૧૮૫– ૬–૧૦ | ભરોડા | ૨૮– ૦– ૦ | | |
| કાસોર | ૫૧– ૩– ૧ | મહીસા | ૫૫– ૦– ૪ | | |

## તા. ૩૧ મી જુલાઇ સન ૧૯૩૮ સુધીનો પુસ્તક પ્રકાશનનો સ્ટોક

| | | નકલો | છાપેલી કિંમત | | ઉપજ્યાની કિંમત |
|---|---|---|---|---|---|
| ૧ | ૮૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત નામાવલી | ૧૩૭ | ૮– ૦–૦ | ૧૦૯૬– ૦–૦ | ૫૧૩–૧૨–૦ |
| ૩ | બાલમિત્રની વાતો ભા. ૨ જો | ૬૪ | ૦– ૯–૦ | ૩૬– ૦–૦ | ૨૪– ૦–૦ |
| ૫ | મહારાષ્ટ્ર જીવન પ્રભાત | ૬ | ૧– ૮–૦ | ૯– ૦–૦ | ૬– ૦–૦ |
| ૬ | વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ | ૨૧૭ | ૩– ૦–૦ | ૬૫૧– ૦–૦ | ૩૦૫– ૨–૬ |
| ૮ | કુમારનાં શ્રી રત્નો | ૨ | ૧– ૦–૦ | ૨– ૦–૦ | ૧– ૫–૩ |
| ૯ | નળ દમયંતી | ૨૪૦ | ૦– ૩–૦ | ૪૫– ૦–૦ | ૩૦– ૦–૦ |
| ૧૧ | શ્રેષ્ઠ સલાહકાર ભા. ૨જો | ૪૦૧ | ૦– ૬–૦ | ૧૫૦– ૬–૦ | ૭૦– ૮–૦ |
| ૧૭ | મધુમક્ષિકા અને ભ્રમર | ૫૦ | ૦–૧૧–૦ | ૩૪– ૬–૦ | ૧૪–૧૦–૬ |
| ૧૮ | ઉત્તર હિંદુસ્તાની સંગીતનો ઇતિ૦ | ૭૨ | ૦–૧૪–૦ | ૬૩– ૦–૦ | ૨૯– ૮–૬ |
| ૧૯ | કર્વેનું આત્મચરિત્ર | ૧૦૬ | ૩– ૦–૦ | ૩૧૮– ૦–૦ | ૯૯– ૬–૦ |
| ૨૨ | કસરતો અને આરોગ્ય | ૧૨૨ | ૦–૧૪–૦ | ૧૦૬–૧૨–૦ | ૫૦– ૦–૯ |
| ૨૩ | કેટલાક રોગો ભા. ૨જો | ૧૪૩ | ૦–૧૩–૦ | ૧૧૬– ૩–૦ | ૫૦– ૪–૬ |
| ૨૪ | પ્રગતિને પંથે | ૨૪૮ | ૧– ૧–૦ | ૨૬૩– ૮–૦ | ૧૧૬– ૪–૦ |
| ૨૬ | ભૂરચના | ૨૫૯ | ૦–૧૧–૦ | ૧૭૮– ૧–૦ | ૭૫–૧૪–૦ |
| ૨૭ | માનસશાસ્ત્રની દૃષ્ટિએ શિક્ષણ કળા | ૧૬૦ | ૦–૧૪–૦ | ૧૪૦– ૦–૦ | ૬૫–૧૦–૦ |
| ૨૮ | રોગ અને આરોગ્ય | ૧૩૮ | ૧– ૫–૦ | ૧૮૧– ૨–૦ | ૮૦–૧૩–૯ |
| ૨૯ | માટીનો પ્રાકૃતિક ઇતિહાસ | ૨૯૬ | ૦–૧૩–૦ | ૨૪૦– ૮–૦ | ૧૦૪– ૧–૦ |
| ૩૧ | વિદ્યાશાળા | ૩૦૦ | ૧– ૧–૦ | ૩૧૮–૧૨–૦ | ૧૪૦–૧૦–૦ |
| ૩૨ | શિક્ષણનો શાસ્ત્રાર્થ | ૨૮૮ | ૦–૧૧–૦ | ૧૯૮– ૦–૦ | ૮૪– ૬–૦ |
| ૩૩ | સિંહ | ૨૩૩ | ૦– ૬–૦ | ૮૭– ૬–૦ | ૪૦–૧૫–૩ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૪ | હિંદના ઇતિહાસની વાતો | ૧૩૦ | ૦-૧૨-૦ | ૯૭- ૮-૦ | ૪૫-૧૧-૩ |
| ૩૬ | વાર્તાના પુસ્તકોનો પરિચય ભા.૧લો | ૬૫ | ૦- ૮-૦ | ૩૨- ૮-૦ | ૩૦- ૭-૬ |
| ૩૭ | આહાર શાસ્ત્ર | ૧૯૪ | ૦-૧૪-૦ | ૧૬૯-૧૨-૦ | ૭૯- ૯-૩ |
| ૩૮ | બાળ કેળવણી | ૧૮૭ | ૦-૧૪-૦ | ૧૬૩-૧૦-૦ | ૭૬-૧૧-૩ |
| ૩૯ | વૈયાસિક ન્યાયમાળા | ૩૦૯ | ૧- ૮-૦ | ૪૬૩- ૮-૦ | ૨૧૭- ૪-૩ |
| ૪૦ | મોન્ટીસોરી પદ્ધતિનો આત્મા | ૨૨૯ | ૧- ૨-૦ | ૨૫૭-૧૦-૦ | ૧૨૦-૧૨-૩ |
| ૪૧ | તારાશાસ્ત્ર | ૨૩૯ | ૦-૧૨-૦ | ૧૭૯- ૪-૦ | ૮૪- ૦-૬ |
| ૪૨ | રામાયણ રહસ્ય | ૧૬૩ | ૦- ૬-૦ | ૬૧- ૨-૦ | ૨૮-૧૦-૬ |
| ૪૩ | બાલ રામાયણ | ૩૦ | ૦- ૬-૦ | ૧૧- ૪-૦ | ૫- ૪-૬ |
| ૪૪ | હાઉપીંજર | ૨૦૩ | ૦- ૮-૦ | ૧૦૧- ૮-૦ | ૪૭- ૯-૩ |
| ૪૬ | વીર ગાર્ફીલ્ડઃ ૨જી આવૃત્તિ. | ૮૪૨ | ૧- ૮-૦ | ૧૨૬૩- ૦-૦ | ૮૪૨- ૦-૦ |
| ૪૭ | આર્યોની ઓળખાણ | ૨૩૪ | ૦- ૫-૦ | ૭૩- ૨-૦ | ૨૭- ૬-૯ |
| ૪૯ | વાર્તાનાં પુસ્તકોનો પરિચય ભા.૨જો | ૧૫૨ | ૦- ૮-૦ | ૭૬- ૦-૦ | ૭૧- ૪-૦ |
| ૫૧ | પરિમલ | ૬૦૦ | ૦- ૫-૦ | ૧૮૭- ૮-૦ | ૧૦૫- ૭-૬ |
| ૫૨ | બાલવિજ્ઞાન ભા. ૩જો | ૫૭૯ | ૧- ૮-૦ | ૮૬૮- ૮-૦ | ૬૭૮- ૮-૩ |
| ૫૫ | સારી રીતભાત | ૬૫ | ૦- ૭-૦ | ૨૮- ૭-૦ | ૧૯- ૦-૯ |
| ૫૬ | વીરકથાઓ | ૧૪૪ | ૦-૧૨-૦ | ૧૦૮- ૦-૦ | ૬૭- ૮-૦ |
| ૫૭ | અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયો | ૨૯૦ | ૨- ૦-૦ | ૫૮૦- ૦-૦ | ૨૭૧-૧૪-૦ |
| ૫૮ | વીર અભિમન્યુ | ૨૧૮ | ૦- ૬-૦ | ૮૧-૧૨-૦ | ૫૧- ૧-૬ |
| ૫૯ | જીવરામ ભટ્ટ | ૬૭ | ૦- ૬-૦ | ૨૫- ૨-૦ | ૧૫-૧૧-૩ |
| ૬૦ | ૪૦૦૦ પુસ્તકોની વર્ગીકૃત નામાવલી | ૪૭૧ | ૫- ૦-૦ | ૨૩૫૫- ૦-૦ | ૧૧૦૩-૧૪-૬ |
| ૬૧ | પુસ્તકાલય પ્રવૃત્તિ ભાષણો ને લેખો | ૨૩૭ | ૧- ૮-૦ | ૩૫૫- ૮-૦ | ૨૩૭- ૦-૦ |
| ૬૩ | સરક્યુલરોનું એકીકરણ ભા. ૩જો | ૫૦૯ | ૨- ૦-૦ | ૧૦૧૮- ૦-૦ | ૮૯૦-૧૨-૦ |
| ૬૪ | બુકર ટી. વૉશીંગ્ટન | ૩૯૩ | ૧-૧૨-૦ | ૬૮૭-૧૨-૦ | ૩૨૨- ૬-૩ |
| | | | | | ૭૩૪૩- ૩-૩ |

## તા. ૩૧-૭-૩૬ સુધીના ૧૨મા વર્ષના મંડળના વાર્ષિક રિપોર્ટમાં જાહેર કરેલા સભાસદોની યાદીના અનુસંધાનમાં

## નવીન થયેલા સભાસદોની યાદી

| સભાસદ નંબર | નામ | શેર સંખ્યા |
|---|---|---|
| ૪૮૩ | બાલ પુસ્તકાલય વડનગર | ૧ |
| ૪૮૪ | મહિલા પુસ્તકાલય વડનગર | ૧ |
| ૪૮૫ | સા. પુ. આખજ તા. મહેસાણા | ૧ |
| ૪૮૬ | ફંડારી સ્વ. અમીન રણછોડભાઇ સ્મારક પુસ્તકાલય ટ્રસ્ટ-ફંડના ટ્રસ્ટી. પુ. સ. સ. મંડળ લિ. ના પ્રમુખ | ૪ |
| ૪૮૭ | શ્રી. મૂળજીભાઇ શિવાભાઇ પટેલ મુંબઈ | ૧ |
| ૪૮૮ | શ્રી. ગોરધનદાસ પી. સોનાવાલા મુંબઇ | ૧ |
| ૪૮૯ | સા. પુ. નડોદ તા. નવસારી | ૧ |
| ૪૯૦ | સા. પુ. વેડા તા. કલોલ | ૧૦ |
| ૪૯૧ | સા. પુ. વાંકીઆ તા. આંબા | ૧ |
| ૪૯૨ | સા. પુ. સોજા તા. કલોલ | ૧૦ |
| ૪૯૩ | સા. પુ. સીલવાઇ તા. પેટલાદ | ૧ |
| ૪૯૪ | સા. પુ. શેખડી તા. પેટલાદ | ૧ |
| ૪૯૫ | સ્વ સંતોકભાઇ ભુલાભાઇ દેસાઇ સ્મારક ટ્રસ્ટફંડના ટ્રસ્ટી પુ. સ. સ. મંડળ લિ. ના પ્રમુખ | ૪ |
| ૪૯૬ | સ્વ. લક્ષ્મીબ્હેન તે દેસાઇ સંતોકભાઈ ભુલાભાઇનાં ધર્મપત્ની સ્મારક ટ્રસ્ટફંડના ટ્રસ્ટી પુ. સ. સ. મંડળ લિ. ના પ્રમુખ | ૪ |
| ૪૯૭ | સા. પુ. જાખાના તા. ચાણસ્મા | ૧ |
| ૪૯૮ | સા. પુ. ભાવસોર તા. વિજાપુર | ૨ |
| ૪૯૯ | શ્રી. હિતેન્દ્ર કનૈયાલાલ દેસાઇ સુરત | ૧ |
| ૫૦૦ | સા. પુ. ભરથાણા તા. કરજણ | ૬ |
| ૫૦૧ | સા. પુ. દેરોલી તા. કરજણ | ૨ |
| ૫૦૨ | શ્રી. શંકરભાઇ સોમાભાઈ પટેલ વડોદરા | ૧ |
| ૫૦૩ | શ્રી. હરિવલ્લભદાસ ચુંનીલાલ શાહ પેટલાદ | ૧ |
| ૫૦૪ | શ્રી. વાઘજીભાઇ નારણભાઇ અમીન વડોદરા | ૧ |
| ૫૦૫ | શ્રી. નટવરલાલ જેઠાલાલ મહેતા | ૧ |
| ૫૦૬ | સૌ. દિવાળીબાઈ મગનલાલ જોશી સ્મારક ટ્રસ્ટફંડના ટ્રસ્ટી પુ. સ. સ. મંડળ લિ. ના પ્રમુખ | ૪ |
| ૫૦૭ | સા. પુ. જામલા તા. કલોલ | ૨ |
| ૫૦૮ | શ્રીમતી ભાગીરથી વિઠ્ઠલરાય ભટ્ટ-પાટણ | ૧ |
| ૫૦૯ | શ્રી. આપાજી બાવાજી અમીન અમદાવાદ | ૧ |
| ૫૧૦ | શ્રી. હિંમતલાલ પુંજાલાલ પરીખ | ૨૦ |
| ૫૧૧ | શ્રી. ગોવિંદલાલ હરીલાલ કાંટાવાળા | ૧ |

## પુસ્તકાલય સ. સ. મંડળ લિ. વડોદરાના

કલમ નં. | મૂળ કલમ

૪ આ મંડળ માટે જોઇતું ભંડોળ નીચે પ્રમાણે એકઠું કરી શકાશેઃ—
- क શેર કાઢીને;
- ख થાપણો સ્વીકારીને;
- ग કરજ કાઢીને;
- घ બક્ષિસો સ્વીકારીને.

૫ **(૧) શેરથી ઊભી કરેલી કુલ મૂડી રૂ. ૫૦,૦૦૦) થી વધારે થઈ શકશે નહિ.**

**(૨) કલમ ૪ ख અને ग માં જણાવેલાં સાધનથી મેળવેલી મૂડી શેરનાં ભરાઇ ગયેલાં નાણાં તથા રિઝર્વ ફંડ બેઉનાથી દસ ગણી કરતાં વધુ થઈ શકશે નહિ.**

૧૬ પુસ્તકાલયો વા પરોપકારી જનો તરફથી વ્યાજે વા વગર વ્યાજે થાપણો આપવામાં આવે તે વ્યવસ્થાપક મંડળ સ્વીકારી શકશે.

૧૭ વાર્ષિક સાધારણ સભા ( Annual General Meeting ) એપ્રિલ માસમાં વ્યવસ્થાપક મંડળે ઠરાવેલી તારીખ, સ્થળ અને કલાકે મળશે. પહેલી સાધારણ સભાને પણ વાર્ષિક સાધારણ સભાના હક્ક પ્રાપ્ત થશે.

૧૮ વાર્ષિક સાધારણ સભામાં નીચે જણાવ્યા પ્રમાણે કામ થશેઃ—
- क વ્યવસ્થાપક મંડળ તરફનો ગત વર્ષનો મંડળના કામકાજનો હેવાલ તથા સરવૈયું મંજૂર કરવું.
- ख નવા વર્ષની આવક તથા ખર્ચનું અંદાજપત્ર ( બજેટ ) મંજૂર કરવું.

## પેટાનિયમોમાં કરવાના સુધારા વધારા

**કલમ નં.** સુધારો કરવા રજુ કરેલી કલમ

૪ આ મંડળ માટે જોઈતું ભંડોળ નીચે પ્રમાણે એકઠું કરી શકાશેઃ—

क શેર કાઢીને;

ख થાપણો સ્વીકારીને;

ग કરજ કાઢીને;

घ બક્ષિસો સ્વીકારીને;

**પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે, થાપણો અને કરજથી ઊભી કરેલી મંડળની જવાબદારી શેરનાં વસુલ આવેલા ભંડોળ અને રિઝર્વ ફંડની ભેગી રકમના દસ પટ કરતાં વધુ થઈ શકશે નહિ.**

૫ **આ મંડળનું શેરનું ભંડોળ રૂા. ૫૦,૦૦૦ નું રાખવામાં આવ્યું છે. અને તે દરેક રૂ. ૨૫)નો એવા ૨૦૦૦ શેરોમાં વહેંચી નાખવામાં આવ્યું છે.**

પુસ્તકાલયો, વા પરોપકારી જનો તરફથી વ્યાજે વા વગરવ્યાજે થાપણો આપવામાં આવે, તે વ્યવસ્થાપક મંડળ, સ્વીકારી શકશે; **પરંતુ આવી થાપણોનું વ્યાજ કોઇ પણ પ્રસંગે છ ટકા કરતાં વધુ આપી શકાશે નહિ.**

૧૭ **મંડળનું વર્ષ પૂરું થયા પછી ત્રણ મહિનાની અંદર દર વર્ષે આ મંડળની** વાર્ષિક સાધારણ સભા **( Annual General Meeting )** વ્યવસ્થાપક મંડળે ઠરાવેલી તારીખ સ્થળ અને કલાકે મળશે. પહેલી સાધારણ સભાને પણ વાર્ષિક સાધારણ સભાના હક પ્રાપ્ત થશે.

૧૮ વાર્ષિક સાધારણ સભામાં નીચે જણાવ્યા પ્રમાણે કામ થશેઃ—

क વ્યવસ્થાપક મંડળ તરફનો ગત વર્ષનો મંડળના કામકાજનો હેવાલ તથા સરવાયું મંજૂર કરવું;

ख નવા વર્ષની આવક તથા ખર્ચનું અંદાજપત્ર ( બજેટ ) મંજૂર કરવું;

કલમ નં. મૂળ કલમ

ग નવા વર્ષ માટે પ્રમુખ તથા ઉપપ્રમુખ નીમવા;

घ **વિસર્જન થતાં વ્યવસ્થાપક મંડળને સ્થાને નવું વ્યવસ્થાપક મંડળ ચૂંટવું; અને મંત્રી અગર બીજા જોઈતા કાર્યવાહકો નીમવા અને તેમને આપવાનું મહેનતાણું નક્કી કરવું;**

ङ સરકાર તરફથી હિસાબ તપાસનાર હોય તે ઉપરાંત મંડળ તરફના બે વધુ હિસાબ તપાસનાર નીમવા અને તેમને આપવાનું મહેનતાણું નક્કી કરવું.

च **કલમ ૪ ની પેટા કલમ ख અને ग અનુસાર વ્યવસ્થાપક મંડળે ઊભી કરવાની મૂડીની હદ મુકરર કરવી;**

छ સહકારી અધિકારીએ અગર વ્યવસ્થાપક મંડળે રજૂ કરેલા કોઈ વિષયનો, અથવા ચોખ્ખા ૧૫ દિવસની સૂચના આપી કોઈ સભાસદે ઉપસ્થિત કરેલા પ્રશ્નનો વિચાર કરવો:

ज વ્યવસ્થાપક મંડળે ભલામણ કરેલા નફાની વહેંચણી માટે મંજૂરી આપવી;

૧૯ પ્રમુખ વા વ્યવસ્થાપક મંડળની આજ્ઞાથી અગર સહકારી અધિકારી કે મંડળના ⅕ સભાસદોની લેખી માંગણી ( Requisition )થી મંત્રીએ ખાસ સાધારણ સભા બોલાવવી અને એવો હુકમ કે માંગણી મળ્યા બાદ બનતી ઉતાવળે સભા મેળવવી જોઈશે.

૨૭ વ્યવસ્થાપક મંડળને આધીન રહી મંત્રી નીચે પ્રમાણે કામ કરશે:

(૧) મંડળનો પત્રવ્યવહાર ચલાવવો, અને તેનાં સઘળાં પુસ્તકો, હિસાબો અને પત્રકો સુરક્ષિત રાખવાં.

(૨) પુસ્તકો વગેરે વેચવા આપવા માટેની માંગણીઓ તથા ખરીદવા જેવાં પુસ્તકો વગેરે માટે થયેલી ભલામણો વ્યવસ્થાપક મંડળ આગળ રજૂ કરવી અને તે સંબંધી નિર્ણય કરાવી લેવા.

(૩) વ્યવસ્થાપક મંડળની આજ્ઞા પ્રમાણે મંડળનાં નાણાં લેવાં અને આપવાં; અને મંડળના વતી હૂંડી, ચેક વગેરે ઉપર પોતાની સહી કરવી.

કલમ નં. સુધારો કરવા રજુ કરેલી કલમ

ગ નવા વર્ષ માટે **સાધારણ સભાના** પ્રમુખ તથા ઉપપ્રમુખ નીમવા;

**ઘ વ્યવસ્થાપક મંડળમાં ખાલી પડેલી જગાઓ પૂરવી અને બીજા જરૂરી કાર્યવાહકો નીમી તેમને આપવાનું મહેનતાણું નક્કી કરવું.**

ङ સરકાર તરફથી હિસાબ તપાસનાર હોય તે ઉપરાંત મંડળ તરફના હિસાબ તપાસનાર નીમવા અને તેમને આપવાનું મહેનતાણું નક્કી કરવું;

च સહકારી અધિકારીએ અગર વ્યવસ્થાપક મંડળે રજૂ કરેલા કોઇ વિષયનો. અથવા ચોખ્ખા ૧૫ દિવસની સૂચના આપી કોઇ સભાસદે ઉપસ્થિત કરેલા પ્રશ્નનો વિચાર કરવો;

छ વ્યવસ્થાપક મંડળે ભલામણ કરેલા નફાની વહેંચણી માટે મંજૂરી આપવી;

**ज સાધારણ સભાના પ્રમુખની પરવાનગીથી રજૂ થાય તેવાં બીજા કામનો નિકાલ કરવો.**

૧૯ **સાધારણ સભાના** પ્રમુખ વા વ્યવસ્થાપક મંડળની આજ્ઞાથી અગર સહકારી અધિકારી કે મંડળના ⅓ સભાસદોની લેખી માંગણી ( Requisition ) થી **વ્યવસ્થાપક મંડળના અધ્યક્ષ** ખાસ સાધારણ સભા બોલાવશે અને એવો હુકમ કે માગણી મળ્યા બાદ બનતી ઉતાવળે સભા મેળવવી જોઇશે.

૨૭ વ્યવસ્થાપક મંડળને આધિન રહી મંત્રી નીચે પ્રમાણે કામ કરશેઃ

(૧) મંડળનો પત્રવ્યવહાર ચલાવવો અને તેનાં સઘળાં પુસ્તકો, હિસાબો અને પત્રકો સુરક્ષિત રાખવાં.

(૨) પુસ્તકો વગેરે વેચવા આપવા માટેની માગણીઓ તથા ખરીદવા જેવાં પુસ્તકો વગેરે માટે થયેલી ભલામણો વ્યવસ્થાપક મંડળ આગળ રજૂ કરવી અને તે સંબંધી નિર્ણય કરાવી લેવા;

(૩) વ્યવસ્થાપક મંડળની આજ્ઞા પ્રમાણે નાણાં લેવાં અને આપવાં; **અને તેને અધિકાર આપ્યા પ્રમાણે એકલા અથવા બીજા જોડે હૂંડી, ચેક વગેરે ઉપર પોતાની સહી કરવી.**

કલમ નં. મૂળ કલમ

(૪) વ્યવસ્થાપક મંડળ તેને સોપે તે બીજા બધા કામ કરવાં

૨૮ મંત્રી તથા અધ્યક્ષ ( Chairman ) સહિત વ્યવસ્થાપક મંડળ નવ સભાસદોનું થશે, તેમાં પાંચ સભાસદો પુસ્તકાલયોના મંત્રીઓ વા પ્રતિનિધિઓ હોવા જોઈએ અને ચાર અન્ય સભાસદોમાંથી ચુંટાશે પાંચ સભાસદોનું કોરમ ગણાશે વ્યવસ્થાપક મંડળ પોતાનામાંથી એકને અધ્યક્ષ તરીકે વધુ મતથી ચૂંટશે મંડળના સંમેલનમાં અધ્યક્ષ અગર તેની ગેરહાજરીમાં ચૂંટેલો બીજો કોઈ સભાસદ પ્રમુખ-સ્થાન લેશે અને નિર્ણયાત્મક મત ( Casting Vote ) આપવાનો અધિકાર પણ ધરાવશે વર્ષ દરમ્યાન ખાલી પડેલી જગા બાકીના સભાસદો પોતાની પસંદગી ( Co-option )ના સભાસદથી ભરશે.

૨૯ આ નિયમાવલી અને સમસ્ત સભાના ઠરાવોને અનુસાર વ્યવસ્થાપક મંડળને, મંડળનો કારભાર ચલાવવા સંપૂર્ણ અધિકાર રહેશે, અને તે પોતાના કામકાજ માટે માસમાં ઓછામાં ઓછું એક વખત મળશે.

૩૦ મંત્રી એક ઠરાવબુક રાખશે; તેમાં હાજર રહેલા સભાસદોનાં નામ તથા તે સભામાં થયેલાં કામકાજની નોંધ રાખશે ઠરાવબુક જોવાનો અધિકાર વ્યવસ્થાપક મંડળના બધા સભ્યોને રહેશે

૩૫ વ્યવસ્થાપક મંડળના અધ્યક્ષ તરફથી સર્વ સભ્યોમાં ફેરવાયેલ કોઈ લેખી દરખાસ્ત લેખી-સર્વાનુમતીથી મંજૂર થતાં વ્યવસ્થાપક મંડળની રીતસર બોલાવેલી સભામાં થયેલા ઠરાવ જેટલું જ તેનું વજન અને અસર લેખાશે

કલમ નં. સુધારો કરવા રજૂ કરેલી કલમ

(૪) વ્યવસ્થાપક મંડળ તેને સોંપે તે બીજાં બધાં કામ કરવાં.

**(૫) બીજી સહકારી સંસ્થાઓમાં મંડળ સભાસદ હોય ત્યાં મંડળના પ્રતિનિધિ તરીકે હાજર રહી મત આપવા.**

૨૮ અ અધ્યક્ષ ( Chairman ) સહિત વ્યવસ્થાપક મંડળ નવ સભાસદોનું થશે; તેમાં પાંચ સભાસદો પુસ્તકાલયોના મંત્રી એવા પ્રતિનિધિઓ હોવા જોઇએ અને ચાર અન્ય સભાસદોમાંથી ચુંટાશે. પાંચ સભાસદોનું કોરમ ગણાશે. વ્યવસ્થાપક મંડળ પોતાનામાંથી એકને અધ્યક્ષ તરીકે વધુ મતથી ચૂંટશે. મંડળના સંમેલનમાં અધ્યક્ષ અગર તેની ગેરહાજરીમાં ચૂંટેલો બીજો કોઇ સભાસદ પ્રમુખસ્થાન લેશે અને નિર્ણયાત્મક મત ( Casting Vote ) આપવાનો અધિકાર પણ ધરાવશે. વર્ષ દરમ્યાન ખાલી પડેલી જગા બાકીના સભાસદો **વર્ષની બાકીની મુદત માટે** પોતાની પસંદગી (co-option) ના સભાસદથી ભરશે.

**બ વર્ષ આખરે કુ વ્યવસ્થાપકો નિવૃત્ત થશે અને એવા વ્યવસ્થાપકો ફરી ચુંટાવા પાત્ર રહેશે.**

૨૯ આ નિયમાવલી અને સમસ્ત સભાના ઠરાવોને અનુસાર વ્યવસ્થાપક મંડળને મંડળનો કારભાર ચલાવવા સંપૂર્ણ અધિકાર રહેશે, અને તે પોતાના કામકાજ માટે **જરૂર મુજબ સામાન્ય રીતે દર મહિને** *એક વખત મળશે.*

૩૦ **વ્યવસ્થાપક મંડળની તથા સાધારણ સભાઓનાં કામકાજની નોંધ રાખવા માટે એક ઠરાવ બુક રાખવામાં આવશે; અને આ ઠરાવ બુકમાં જે તે સભામાં હાજર રહેલા સભાસદોની સહી લેવામાં આવશે.** ઠરાવ બુક જોવાનો અધિકાર વ્યવસ્થાપક મંડળના બધા સભ્યોને રહેશે.

૩૫ કોઇ ખાસ જરૂરના પ્રસંગે વ્યવસ્થાપક મંડળના અધ્યક્ષ કોઈ દરખાસ્ત વ્યવસ્થાપક મંડળના તમામ સભાસદોમાં લેખી ઠરાવથી મોકલી શકશે. અને આવી દરખાસ્ત બહુમતીથી મંજૂર થશે તો તે વ્યવસ્થાપક મંડળનો ઠરાવ થયો ગણાશે.

**આવી લેખી દરખાસ્ત વ્યવસ્થાપક મંડળના તમામ સભા-**

| કલમ નં. | મૂળ કલમ |
|---|---|
| ૪૦ | દર વર્ષે પંદરમી એપ્રિલ પહેલાં વ્યવસ્થાપક મંડળ ગત વર્ષનું આવક—ખર્ચ, લહેણું—દેણું, તથા નફા—નુકસાનનું સરવાયું તૈયાર કરશે. આ સરવાયાની નકલ મે. સહકારી અધિકારી સાહેબ તરફ મોકલી આપવામાં આવશે. |
| ૪૧ | નફો વહેંચવા વિષે વાર્ષિક સાધારણ સભા ઠરાવ કરી શકશે. ચોખ્ખા નફામાંથી ઓછામાં ઓછા ૨૫ ટકા રિઝર્વ ફંડ માટે અને નોકરોને જો કંઇ બોનસ આપવાનું હોય તો તે માટે રકમ કાઢી લઇ બાકીની રકમ શેર ઉપર ડિવિડન્ડ તરીકે વહેંચી શકાશે, પરંતુ આ રકમ ૭ ટકા કરતાં વધુ ડિવિડન્ડ આપશે નહિ. |
| ૪૨, ૪૩, ૪૪, ૪૫, ૪૬ | |

| કલમ નં. | સુધારો કરવા રજુ કરેલી કલમ |
| --- | --- |
| | સરોને મોકલવી જોઇએ. પરંતુ કોઇ સભાસદની ગામ બહારની ગેરહાજરીને કારણે તે મળી શકે નહિ તો હાજર સભાસદોની બહુમતીથી તેવી દરખાસ્ત મંજૂર નામંજૂર થઇ શકશે. |
| ૪૦ | નફો વહેંચવા વિષે સાધારણ સભા ઠરાવ કરી શકશે. ચોખ્ખા નફામાંથી ઓછામાં ઓછા ૨૫ ટકા રિઝર્વફંડ માટે તથા મંડળની જરૂરીઆત મુજબ બીજાં ફંડો જુદાં કાઢવામાં આવશે; અને નોકરોને જો કંઇ બોનસ આપવાનું હોય તો તે માટે રકમ કાઢી લઇ બાકીની રકમ શેર ઉપર ડિવિડન્ડ તરીકે વહેંચી શકશે, પરંતુ આ મંડળ ૭ ટકા કરતાં વધુ ડિવિડન્ડ આપશે નહિ. |
| | ૪૧, ૪૨, ૪૩, ૪૪, |
| ૪૬ | આ નિયમોમાં નહિ જણાવેલી બાબતોમાં વડોદરા રાજ્યના સહકારી નિબંધ અને નિયમ અને તેમાં વારંવાર થતા ફેરફારને આધીન રહીને મંડળનું કામકાજ કરવામાં આવશે. |

# નોટિસ

આથી ખબર આપવામાં આવે છે કે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડના સભાસદોની ચૌદમી વાર્ષિક સાધારણ સભા, રાવપુરા, વડોદરામાં આવેલી મંડળની રજીસ્ટર્ડ ઑફિસમાં રવિવાર તા. ૯ મી ઑક્ટોબર સને ૧૯૩૮ ના રોજ બપોરના બે વાગે નીચેનાં કામો કરવા મળશેઃ—

૧ તા. ૧—૮—૩૭ થી તા. ૩૧—૭—૩૮ સુધીના ૧૨ માસનો વ્યવસ્થાપક મંડળનો રિપોર્ટ તથા ઑડિટરે તપાસેલો હિસાબ મંજૂર કરવા.

૨ નફાની વહેંચણી જાહેર કરવી.

૩ નવા વર્ષ માટે પ્રમુખ, ઉપપ્રમુખ, ઑડિટર તથા વ્યવસ્થાપક મંડળના સભાસદો ચૂંટવા.

૪ નવા વર્ષની આવક તથા ખર્ચનું અંદાજ-પત્ર મંજૂર કરવા.

૫ પેટા નિયમો સુધારવા બાબત (મૂળ નિયમો તથા કરવાના સુધારા વધારા આ સાથે સામેલ છે.)

૬ પ્રમુખ તરફથી સભામાં બીજું જે કંઇ કામ રજૂ થાય તે કરવા.

સર્વ સભાસદોને વખતસર સભામાં પધારવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

તા. ૫—૯—૩૮ } વ્યવસ્થાપક મંડળની આજ્ઞાથી
વડોદરા. } વા. ન. અમીન
મંત્રી.

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. તરફથી સને ૧૯૩૭-૩૮ ના વર્ષમાં
નીચે જણાવેલાં ગુજરાતી તથા ઈતર ભાષાનાં દશ નકલથી ઉપરાંત
પત્રો-માસિકોનાં લવાજમો ભરેલાં તેની યાદી નીચે પ્રમાણે છેઃ--

| નંબર | નામ | નકલ |
|---|---|---|
| | **દૈનિકઃ—** | |
| ૧ | જન્મભૂમિ | ૩૧૪ |
| ૨ | હિંદુસ્તાન પ્રજામિત્ર | ૬૨૮ |
| ૩ | મુંબઈ સમાચાર | ૮૦ |
| ૪ | ગુજરાત સમાચાર | ૩૫ |
| ૫ | સાંજ વર્તમાન | ૧૧ |
| ૬ | સુદેવ | ૧૦ |
| | **અર્ધસાપ્તાહિકઃ—** | |
| ૧ | ભારત | ૧૩૦ |
| | **અઠવાડિકઃ—** | |
| ૧ | સયાજી વિજય | ૧૦૭૫ |
| ૨ | નવગુજરાત | ૩૯૫ |
| ૩ | મુંબઈ સમાચાર | ૨૭૦ |
| ૪ | હરિજનબંધુ | ૧૪૦ |
| ૫ | ગુજરાતી | ૧૩૩ |
| ૬ | પ્રતાપ | ૯૩ |
| ૭ | પ્રજાબંધુ | ૮૫ |
| ૮ | પ્રજામિત્ર કેસરી | ૭૪ |
| ૯ | ફુલછાબ | ૬૫ |
| ૧૦ | લોકવાણી | ૫૦ |
| ૧૧ | જૈન | ૪૦ |
| ૧૨ | સૂક્તિ | ૩૮ |
| ૧૩ | બે ઘડી મોજ | ૨૬ |
| ૧૪ | ગુજરાતી પંચ | ૨૫ |
| ૧૫ | નવસૌરાષ્ટ્ર | ૨૦ |
| ૧૬ | બહુરૂપી | ૧૪ |
| ૧૭ | આર્યપ્રકાશ | ૧૩ |
| ૧૮ | દીન | ૧૩ |
| ૧૯ | ખેડા વર્તમાન | ૧૧ |
| | ૧૪ | |
| ૨૦ | વીરશાસન | ૧૦ |
| ૨૧ | હમદર્દ | ૧૦ |
| | **પખવાડિકઃ—** | |
| ૧ | ગાંડીવ | ૧૫૦ |
| | **માસિકોઃ—** | |
| ૧ | પુસ્તકાલય | ૧૨૮૨ |
| ૨ | બાલમિત્ર | ૬૯૩ |
| ૩ | બાલજીવન | ૫૧૬ |
| ૪ | શિક્ષણ પત્રિકા | ૪૯૬ |
| ૫ | યુવક | ૩૦૧ |
| ૬ | વ્યાયામ | ૨૭૦ |
| ૭ | ખેતીવાડી | ૨૬૬ |
| ૮ | ચિત્રમય જગત | ૨૩૪ |
| ૯ | શારદા | ૨૨૩ |
| ૧૦ | ગ્રામજીવન | ૨૦૧ |
| ૧૧ | સુબોધ | ૨૦૦ |
| ૧૨ | કુમાર | ૧૬૭ |
| ૧૩ | બાળક | ૧૬૩ |
| ૧૪ | પાટીદાર | ૧૫૫ |
| ૧૫ | વૈદ્યકલ્પતરૂ | ૧૩૪ |
| ૧૬ | ખેતીવાડી વિજ્ઞાન | ૧૩૩ |
| ૧૭ | કિશોર | ૧૨૩ |
| ૧૮ | નવચેતન | ૧૧૦ |
| ૧૯ | પ્રસ્થાન | ૮૫ |
| ૨૦ | કૌમુદી | ૮૦ |
| ૨૧ | ગુણસુન્દરી | ૭૩ |
| ૨૨ | સમાજ શિક્ષક | ૭૨ |
| ૨૩ | નવરચના | ૬૭ |
| ૨૪ | ચરોતર | ૬૫ |

| નંબર નામ | નકલ |
|---|---|
| ૨૫ લોકોદય | ૩૪ |
| ૨૬ ઊર્મિ | ૩૦ |
| ૨૭ અનાવિલ પોકાર | ૨૩ |
| ૨૮ વિધવા વિલાપ | ૧૬ |
| ૨૯ બાલસખા | ૧૫ |
| ૩૦ સ્કાઉટવીર | ૧૫ |
| ૩૧ આત્મોદ્ધાર | ૧૨ |
| ૩૨ ક્ષત્રિય મિત્ર | ૧૨ |
| ૩૩ ગુજરાત શાળાપત્ર | ૧૦ |
| ૩૪ ખડાયતા મિત્ર | ૧૦ |
| **ત્રિમાસિક :—** | |
| ૧ સૌરાષ્ટ્ર શિક્ષક | ૬૦ |
| **ગ્રંથમાળાઓ :—** | |
| ૧ વિવિધ ગ્રંથમાળા | ૭૩ |
| ૨ સરસ્વતી „ | ૩૫ |
| ૩ અંજલી „ | ૧૪ |
| ૪ અશોક „ | ૧૩ |
| ૫ નવયુગ „ | ૧૦ |
| **ઇતર ભાષાનાં :—** | |
| **અંગ્રેજી :—** | |
| **Daily :—** | |
| 1 Bombay Chronicle | 20 |
| 2 Times of India | 15 |
| **Weekly :—** | |
| 1 Bombay Chronicle | 15 |
| 2 Harijan | 15 |
| 3 Illustrated Weekly of India | 5 |
| **Monthly :—** | |
| 1 Modern Review | 40 |
| 2 Treasure Chest | 7 |
| **हिन्दी :—** | |
| **मासिको :—** | |
| १ कल्याण | [illegible]७२ |
| २ बालसखा | ५५ |
| ३ सरस्वती | १८ |
| ४ चांद | १३ |
| **मराठी :—** | |
| **अठवाडिक :—** | |
| १ केसरी | २० |
| **मासिको :—** | |
| १ स्त्री-किर्लोस्कर | ११ |

આ ઉપરાંત મંડળે ૧૯૩૭-૩૮ માં દશ નકલથી ઓછાં આશરે ૧૫૦ બીજાં પત્રો માસિકોના લવાજમ પણ ભર્યાં છે. કુલે ૨૨૫ પત્રો માસિકોનાં લવાજમ ભર્યાં છે.

વડોદરા તા. ૬-૯-૩૮

વા. ના. અમીન
મંત્રી

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૫૫

| પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | કિંમત | કદ | વર્ષ | પૃષ્ઠ | ક્રિમાંક | પ્રકાશકનું ઠેકાણું |
|---|---|---|---|---|---|---|---|
| ૧ શ્રી સુમાર્ગ શિક્ષા | અમથાલાલ જગજીવનદાસ શાહ | ૧– ૦–૦ | ૧૬° | ૧૯૩૮ | ૪૪૭ | પાકી | અમથાલાલ જગજીવનદાસ શાહ, ૩૫ યુનીયન હોમ, શેખ મેમણ સ્ટ્રીટ મુંબાઈ નં. ૨ |
| ૨ વિઠ્ઠલ વિલાસ | કવિ વિઠ્ઠલભાઈ નરસિંહભાઈ બ્રહ્મભટ | ૧– ૦–૦ | ,, | ,, | ૨૩૬ | ,, | કર્તા, ગુદીખાડ, વિસનગર |
| ૩ એક હતું માનવી ભા. ૧ | ચંદ્રભાઈ કા. ભટ્ટ | ૦–૧૦–૦ | ,, | ,, | ૭૨ | કાચી | સોનુંબેન શાહ, ચેતન પ્રકાશન કાર્યાલય, એલિસબ્રિજ, અમદાવાદ. |
| ૪ માનવીનું ઘર | ,, | ૦–૧૦–૦ | ,, | ,, | ૮૬ | ,, | |
| ૫ બાલચમૂનાં ગીતો | નારાયણ નથુરામ ઠક્કર | ૦– ૮–૦ | ,, | ,, | ૧૦૨ | ,, | કર્તા, આજોલ સ. ગુ. શાળા બાળવીર શિક્ષક મું. આજોલ તા. વિજાપુર |
| ૬ વૈશાલીની વનિતા | પ્રહ્લાદ ચંદ્રશેખર દીવાનજી | ૧– ૦–૦ | ,, | ,, | ૧૧૮ | ,, | કર્તા સ્મોલકોઝ કોર્ટ જજ, અમદાવાદ |
| ૭ યોગસાધનાના પાયા ભા. ૧ | શ્રી અરવિંદ | ૦–૧૦–૦ | ,, | ,, | ૧૧૭ | ,, | મુળજીભાઈ તલાટી, અરવિંદ કાર્યાલય, આણંદ |
| ૮ પૂર્ણયોગ નવનીત ભા. ૧ | અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી | ૧– ૪–૦ | ,, | ,, | ૨૩૫ | ,, | સદર |
| ૯ નરોત્તમ બાલ ગ્રંથાવલી | વલ્લભજી સુંદરજી કવિ | ૨– ૦–૦ | ,, | ૧૯૯૪ | ,, | ,, | કર્તા, શ્રી બાલવાચન પ્રકાશન મંદિર, |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ...યુગ ગ્રંથમાળાનાં ...કો | જયંતીલાલ રેવાશંકર દોશી | ... | ,, | સં. ૧૯૯૨ થી | ,, | પાકી | જયંતીલાલ રેવાશંકર દોશી, નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ |
| ...લાવતી ગ્રંથમાળાનાં ...કો | સૌ. વિજયાબેન જમનાદાસ દોશી | ... | ,, | ૧૯૩૭ થી | ,, | પાકી | સૌ. વિજયાબેન જમનાદાસ દોશી, નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ |
| ...ખેતી દવાઓ અને ...ગબાજી | શ્રી. ચંદુલાલ વૈદ્ય | ૦– ૩–૦ | ,, | ૧૯૩૮ | ૪૦ | કાચી | ઓરીએન્ટલ પ્રોપેગેન્ડા સરવીસ, મેડોઝ હાઉસ, મેડોઝ સ્ટ્રીટ, કોટ મુંબાઇ |
| ૧૩ બાલજ્ઞાન ચિત્રમાળા સચિત્ર વડોદરા | ચીમનલાલ જીભાઇ પરીખ | ૦– ૪–૦ | ,, | ,, | ૪૬ | ,, | ચિત્રમય હિંદ કાર્યાલય, વડતાળ |
| ૧૪ દુનિયાનો એટલાસ | ,, | ૦– ૭–૦ | ૪૦ | ,, | ૩૨ | ,, | સદર |
| ૧૫ રાસ પાંખડી | વિવિધ | ૦– ૮–૦ | ,, | ૧૯૯૪ | ૮૮ | ,, | ચિમનલાલ ભોગીલાલ ગાંધી, વડવાળું ફળિયું, રાવપુરા, વડોદરા |
| ૧૬ સોયાબીન્સ | એ. એસ. કાળે | ૩– ૦–૦ | ,, | ,, | ૩૧૨ | પાકી | મેસર્સ મગનલાલ પી સીડસમેન એન્ડ સન્સ, ખંડેરાવ મારકીટ, વડોદરા |
| ૧૭ કુમાર સત્યાર્થ પ્રકાશ | વલ્લભદાસ રતનસિંહ, મહેતા | ૦–૧૨–૦ | ,, | ૧૯૩૫ | ૧૮૯ | ,, | કર્તા, ૧૧૮ ન્યુ ચીંચબંદર રોડ, મુંબાઇ ૯ |

પુસ્તકાલય ખાતું,
સાર્વજનિક પુસ્તકાલય શાખા,
વડોદરા, તા. ૭ સપ્ટેમ્બર ૧૯૩૮

પું. ત્રિ. શાહ

के मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક, પુસ્તકાલય,
વડોદરા રાજ્ય.

પુસ્તકાલય ખાતું, સાર્વજનિક પુ. શાખા

સૂચના નંબર ૪૩૨ સને ૧૯૩૮–૩૯

## વિષય

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો

| નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ | ઠેકાણું |
|---|---|---|---|
| The Indian Reader's Digest. | Monthly | Rs. 5-0-0 | Waman P. Kabadi 20/22, Elphinstone circle Fort, Bomday. |
| નવપ્રભાત | માસિક | ૨–૮–૦ | જમિયતરાંમ કૃપાશંકર પંડ્યા, તંત્રી નવપ્રભાત, ઘાસ મવારા રોડ, ખંભાત. |
| સુવાસ | " | ૩–૪–૦ | શશિકાંત એન્ડ કંપની, વ્યવસ્થાપક, રાવપુરા, ટાવર સામે, વડોદરા. |

સાર્વજનિક પુસ્તકાલય શાખા, વડોદરા, તા. ૯ સપ્ટેંબર ૧૯૩૮ } પું. ત્રિ. શાહ, के. मं. रांगणेकर મદદનીશ વ્યવસ્થાપક.

પુસ્તક ૧૨ મું. અંક ૧૦મો

ઑક્ટોબર ૧૯૩૯

# પુસ્તકાલય



લવાજમ:
દેશમાં વાર્ષિક રૂ. ૩–૮–૦
પરદેશમાં ,, રૂ. ૫–૦–૦
છુટક નકલ: રૂ. ૦–૬–૦

તંત્રીઓ:
નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

વ્યવસ્થાપક:
વાઘજીભાઇ નારણભાઇ અમ
બી. કૉમ
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા . ...વડોદરા



# ખાસ જરૂરી

જુલાઇ ૧૯૩૮ ના " પુસ્તકાલય "ના અંકમાં "સરક્યુલરોનું એકીકરણ" ભાગ ૩જો સંબંધી ખાતાની સૂચના નંબર ૪૨૬/૩૭-૩૮ પ્રસિદ્ધ થયેલી છે, તે તરફ ફરીથી ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓનું લક્ષ ખેંચવામાં આવે છે.

ચાલુ સાલના બજેટ સાથેની પુસ્તકોની યાદીમાં સૂચનામાં જણાવ્યા પ્રમાણેની હકીકતનો અમલ ઘણાં પુસ્તકાલયો તરફથી થયો જણાતો નથી તો જેમના પુસ્તકાલયમાં તે પુસ્તક હોય તેમણે પુસ્તકાલય સ. સ. મંડળ લિ. તરફ જુદા લખાણથી જણાવવું. જેમના તરફથી આ સંબંધી કંઇ લખાણ નહિ આવે તેમને તેમનાં બજેટનાં પુસ્તકો ભેગું તે રવાના કરવામાં આવશે.

**વડોદરા,** **વા. ના. અમીન**
મંત્રી,
તા. ૧૨-૧૦-'૩૮ પુ. સ. સ. મંડળ લિ.

# અનુક્રમણિકા

# પુસ્તકાલય

પુસ્તક ૧૩ મું ઑક્ટોબર અંક ૧૦ મો.


## શારદાને

[ મંદાક્રાંતા ]

સંસ્કારોનાં સુભગ કિરણે જ્ઞાનદીપ્તિ પ્રકાશી,
જેનાં તેજે જીવનપથની શ્રેયદિશા સુઝાડી.
ફેડયાં જેણે ઘન તિમિર સૌ ઘોર અજ્ઞાન કેરાં,
પૂજું એવાં પુનિત ચરણો શારદાનાં અનેરાં. ૧

સૃષ્ટિ કેરા પરમ પુરુષો ઝૂઝતા દેશ માટે,
ત્યાગી સ્વાર્થો ફરજ સમજી માતૃની મુક્તિ કાજે.
ક્રાંતિના એ ગહન શિખવ્યા જ્ઞાનપાઠો ઘણેરા,
પૂજું એવાં પુનિત ચરણો શારદાનાં અનેરાં. ૨

જ્ઞાતા, દાતા, વીરનર સહુ ને વળી રાષ્ટ્રનેતા,
વૈજ્ઞાનિકો યુગપુરુષ જે પૂર્ણ જ્ઞાની થયેલા.
બુદ્ધિ આપી બહુ જ ખિલવ્યાં આત્મભાનો ખરે શાં !
પૂજું એવાં પુનિત ચરણો શારદાનાં અનેરાં. ૩

વિદ્યા સિંચી શિશુહૃદયથી ભિન્નતાને વિદારી,
ને બંધુત્વે સકલ જનમાં એકતાને વધારી.
'સ્થાપો શાંતિ ચિર જગતમાં' એજ ભાવો ભરે જ્યાં,
પૂજું એવાં પુનિત ચરણો શારદાનાં અનેરાં. ૪

વિદ્યા દ્વારા પ્રગતિ કરવા આત્મશક્તિ વિકાસી,
શ્રદ્ધા–ભક્તિ પરમ ઈશને પામવા ચિત્ત સ્થાપી.
દેવીનાં એ વિમળ મુખથી જ્ઞાનસુધા ઝરે જ્યાં,
પૂજું એવાં પુનિત ચરણો શારદાનાં અનેરાં. ૫

વ્રજલાલ છ. જોશી

# વાંચવા આપેલું પુસ્તક મુદતસર પાછું સોંપો.

[ લેખક : રા. બ. શ્રી. ગોવિંદભાઇ હા. દેસાઇ ]

આપણે ત્યાં પુસ્તક જાતે ખરીદીને નહિ પણ માગી આણીને વાંચવાની પ્રથા વધારે પ્રમાણમાં પ્રચલિત છે, અને તેમાં સામાન્ય રીતે એવું માલૂમ પડે છે કે સાર્વજનિક પુસ્તકાલયોમાંથી અગર ખાનગી ગૃહસ્થોના પુસ્તકસંગ્રહમાંથી વાંચવા લીધેલું પુસ્તક, તે લઇ જનારા કેટલીક વખત મુદ્દતસર પરત આપી જતા નથી, પણ પોતાના બીજા કોઇ ઓળખીતાને પરભારે વાંચવા આપે છે; તે વળી કોઇ બીજાને પરભારે વાંચવા આપે છે. અને એમ પુસ્તક અનધિકારે ફરતું થવાથી મુદ્દતસર પરત આવતું નથી અને કોઇ કોઇ વખત તો ગેરવલ્લે પડે છે. વળી વાંચવા લીધેલું પુસ્તક કાળજીપૂર્વક સંભાળીને વાપરવાને બદલે તેનાં પૂંઠાં વગેરેને નુકસાન કરે છે, તેનાં પાનાંમાં પોતાને અગત્યનો મજકુર જણાય તે ઉપર પેન્સિલના લીટા કરે છે અને પાનાંના છેડા વાળી નાખે છે. આ પ્રમાણે ન કરવાની સૂચનાની ચિઠ્ઠી એક ગૃહસ્થના પુસ્તકસંગ્રહમાંના દરેક પુસ્તકમાં પહેલા પાના ઉપર ચોઢેલી મારા જોવામાં આવી છે તે નીચે પ્રમાણે છેઃ—

THIS BOOK BELONGS
TO

..............................................

..............................................

If thou art borrow'd by a friend,
Right welcome shall he be
To read, to study—not to lend,
But to return to me.
Not that imparted knowlege doth
Diminish learning's store,
But books I find, if often lent,
Return to me no more.

Read slowly, pause frequently,
Think seriously,
Keep cleanly, return duly
With the corners of the leaves
Not turned down.

ભાવાર્થ—

આ પુસ્તક

..............................ની માલિકીનું છે.

તને વાંચવાને કોઇ મિત્ર માગી લીધું હોય તો ભલે તે વાંચે તેનો અભ્યાસ કરે, પણ કોઇ બીજાને ન આપતાં મને-મૂળ માલિકને જ-તે પાછું મળી જાય; અને બીજા કોઇને તે વાંચવું હોય તો ભલે તે મારી પાસેથી માગીને લઇ જાય.

આવો પ્રતિબંધ કરવાનો ઉદ્દેશ એ નથી કે તેથી જ્ઞાનનો ખજાનો કમી થાય છે; પણ મારો અનુભવ એવો થયો છે કે, પુસ્તકો એકની પાસેથી બીજાને પરભારે આપવાથી તે કદી મને પાછાં મળતાં નથી.

ધીરે ધીરે વાંચો, વારંવાર થોભો, ગંભીરતાથી વિચાર કરો, પુસ્તકની સ્વચ્છતા જાળવો અને તેનાં પાનું વાળ્યા વગર મને તે મુદ્દતસર પરત આપો.

આ પ્રમાણે અંગ્રેજી તથા દેશી ભાષામાં ચિઠ્ઠીઓ તૈયાર કરી તે પુસ્તકાલયો તથા ખાનગી પુસ્તકસંગ્રહના દરેક પુસ્તકમાં ચોઢવામાં આવે તો હાલ પુસ્તકો વાંચવા લઇ જનાર તેનો જે ગેરઉપયોગ કરે છે તે નહિ કરવાને કેટલેક દરજ્જે કાળજી રાખશે.

—卐—

# જીવનચરિત્રો અને તેનું વાચન

જગતકલ્યાણનો હેતુ, ચરિત્રો પુણ્યવાનનાં;
કરે છે ચિત્તની શુદ્ધિ, યશોગાન મહાનનાં.
(અજ્ઞાત)

## જીવનચરિત્રો એટલે શું ?

આ જગતમાં લાખો મનુષ્યો જન્મે છે, જીવે છે અને મૃત્યુ પામે છે. જન્મ, મૃત્યુ અને જરા એ અવસ્થા પ્રાણીમાત્રને આવે છે.

જે લાખો જીવે છે—જીવી જાણે છે—જેનામાં જિજીવિષા વધારે પ્રમાણમાં હોય છે તેઓમાંના કોઈક જ અમર નામના મૂકી જાય છે ને જે, અમર નામના યોદ્ધાઓ, શોધક વિજ્ઞાનવીરો, રાષ્ટ્રનું ઘડતર કરનારા–સમાજનું નવવિધાન કરનાર રાષ્ટ્રવિભૂતિઓ ને જગતકલ્યાણાર્થે જીવન જીવી જાણનારા સાધુ સંતો પોતાની કીર્તિ—અમર નામનો **यावच्चंद्रदिवाकरौ** ત્રિકાલાબાધિત મૂકી જાય છે; વર્તમાન અને ભવિષ્યકાળમાં પણ જેની કીર્તિ અવિચ્છન્ન રહે છે; જેમના જીવનમાંથી પ્રેરણારૂપી પિયૂષ પીને હજારો મનુષ્યો પોતાના જીવનને નવપલ્લવિત–આદર્શ બનાવે છે: આવા મહાપુરુષો ( Super Man )ના મૃત્યુ બાદ તેઓની યાદગીરી રાખવા માટે હાલના સાહિત્યના જમાનામાં તેમનાં જીવનચરિત્રો—આત્મવૃત્તાંત લખાય છે, બીજા લેખકોએ લખેલ જીવનચરિત્રો ને પોતે લખેલ આત્મવૃત્તાંતો દરેક દેશના સાહિત્યમાં હોય છે. આમ જીવનને લગતા સારા નરસા બનાવોનું સત્ય, કલામય અને પ્રેરણાદાયી આલેખન તે જીવનચરિત્ર.

**સાહિત્યમાં જીવનચરિત્રો**

જગતસાહિત્યની જુદી જુદી ભાષાઓમાં વિધવિધ વિષયો જેવા કે–કલા, વાણિજ્ય, હુન્નર, ઉદ્યોગ, ધર્મ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, શોધખોળ, ઇતિહાસ, ભૂગોળ, નાટક, નવલકથા, ટૂંકી વાર્તા, કાવ્યો વગેરેનાં હજારો પુસ્તકો છે, પરંતુ જીવનચરિત્રોનાં પુસ્તકો સાહિત્યમાં થોડાંક જ હોય છે, થોડાં જ લખાય છે; કેમકે, જે વ્યક્તિનું જીવનચરિત્ર લખવાનું હોય, જેના જીવનમાંથી યુગયુગ પર્યંતનાં માનવીઓ પ્રેરણા પીએ, જે સંયોગોને ઘડે એવા મહાપુરુષો–યુગવિભૂતિઓ અનેક વર્ષે કોઈક જ પ્રકટે છે. આથી જ જીવનચરિત્રો થોડાં હોય છે–થોડાં લખાય છે.

**જીવનચરિત્રો શા માટે લખાવાં જોઈએ ?**

જે મહાપુરુષો આ દુનિયામાં આવી અનેક વિટંબણાઓ સામે ઝઝૂમી પોતાનું તથા જગતનું, રાષ્ટ્ર અને પ્રજાનું કલ્યાણ કરી ગયા છે, તેઓનાં જીવનના સારરૂપે જીવનચરિત્ર વાંચી વિચારી આમજનતા પોતાનું જીવન આદર્શ બનાવે, પવિત્ર રાખે ને–પોતાના સંસર્ગમાં આવનાર દરેક વ્યક્તિ–સમષ્ટિને જીવન આદર્શ બનાવવા પ્રત્યક્ષ કે પરોક્ષ બોધ આપે. ને એ રીતે દરેકનું જીવન ઉજ્જવળ

બને. એટલે જો મહાપુરુષોનાં જીવનચરિત્રો લખાયાં હોય તો સામાન્ય જનસમાજ તેમાંથી પ્રેરણા પી પોતાના જીવનને પરોપકારી બનાવી શકે.

શેક્સપિયરે ત્રણ પ્રકારના મહાપુરુષો ગણાવ્યા છે: (૧) એક તો જન્મથી મહાન, ઈશ્વરી વિભૂતિઓ, (૨) પ્રયત્નથી મહાન–યોદ્ધા, દેશનાયકો, વિજ્ઞાનવીરો, સાહસિકો, વગેરે ને (૩) બળ, બુદ્ધિ કે કર્મ વગર મોટાઈ લાધી હોય તેવા રાજ કે ધનવાન કુટુંબના નબીરાઓ.

ઉપરના ત્રણ પ્રકારમાંથી જગતને પહેલા બેનાં જ જીવનચરિત્રો ઉપયોગી છે.

**જન્મથી મહાન:**—ભગવાન શ્રી કૃષ્ણ, રામ, બુદ્ધ, ક્રાઇસ્ટ વગેરેના જીવનમાંથી–તેમનાં જીવનચરિત્રો વાંચવાથી આપણને તત્કાલીન યુગધર્મ–ક્ષાત્રધર્મ, અહિંસા, સત્ય, દયા, અસ્તેય, પરોપકાર, જ્ઞાન-ચારિત્ર્ય, નીતિ, અભય वसुधैव कुटुंबकम्‌ની ભાવના વગેરે જાણવા મળે છે; અને જીવનનો આદર્શ ઉપરોક્ત સદ્‌ગુણોમાંથી જ પ્રાપ્ત થઈ શકે, જીવન તેનાથી જ પવિત્ર અને ચારિત્ર્યવાન બની શકે ને એવા વાચન દ્વારા પોતાનું તથા બીજાનું હિત સાધી કલ્યાણના પરમ પવિત્ર માર્ગે જવાનું લક્ષ્ય સાધી શકાય. એટલે, જન્મથી મહાન વિભૂતિઓ ઈશ્વરાવતાર હોય છે, ને મોક્ષ એ જ તેમના જીવનનો સાર–લક્ષ્યબિંદુ હોય છે.

**જીવનચરિત્રોના વાચનથી થતા ફાયદા**

**પ્રયત્નથી મહાન:**—નેપોલિયન, સિકંદર, સિઝર, મહારાણા પ્રતાપ, છત્રપતિ શિવાજી મહારાજ, મહાત્મા ગાંધીજી, શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબ, ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, થૉમસ આલ્વા એડિસન, એન્ડ્રુ કાર્નેગી, બૂકર ટી. વૉશિંગ્ટન, અકબર, આઇન્સ્ટાઈન, અબ્રાહામ લિંકન, જવાહરલાલ નેહરુ વગેરે. આ મહાન પ્રતિભાશાળી નરપુંગવોનાં જીવનચરિત્રોમાંથી અહિંસા, સત્ય, દયા, ક્ષાત્રધર્મ, દેશસેવા, દેશપ્રેમ, માતૃભૂમિની સ્વતંત્રતા, જગતને ઉપયોગી વિજ્ઞાન, જીવનની સાદાઈ ને પવિત્રતા વગેરે ગુણો ખીલવી શકાય છે તથા અન્યમાં સ્વપ્રયત્નથી ઉત્પન્ન કરી શકાય છે. જીવનના ગમે તે *પ્રસંગે–ગમે તેવા કટોકટીના સમયે હિમ્મત ન હારતો ને સહુને હારતો મહાન વીરવર* નેપોલિયન આપણને અભય ને સમાનતાનાં સૂત્રો શીખવે છે. સિકંદર, સિઝર, શિવાજી, પ્રતાપ ને અકબરનાં ચરિત્રો આપણને મહત્ત્વાકાંક્ષી થવાનું સૂચવે છે. અર્વાચીન જગતની મહાવિભૂતિ–માનવસંપત્તિ–મહાત્મા ગાંધીજીના જીવનમાંથી સમાનતા, અહિંસા, સત્ય ને દયાના પરમ સદ્‌ગુણો મળે છે. મ. ગાંધીજીમાં દૃઢ આત્મબળ (will power) ન હોત તો હિન્દુસ્થાન અત્યારે આઝાદીના માર્ગે આટલું આગળ ન જ હોત. ને પૃથ્વી પર અહિંસાનો આટલો વિસ્તૃત પ્રચાર ન હોત. તેવા જ મહાન નૃપતિ શ્રી સયાજીરાવ મહારાજા સાહેબે પોતાના રાજ્યમાં પ્રાથમિક કેળવણી મફત અને મરજીઆત ન કરી હોત તો અત્યારે રાજ્યભરમાં કેળવણીનું પ્રમાણ અત્યારના જેટલું ન હોત–અર્થાત્‌ વડોદરા રાજ્યની પ્રજા આટલી આગળ ન હોત.

જગતમાં અત્યારે જે પોતાને જ હાથે લખાએલ જીવનચરિત્રો છે તેમાં મહાત્મા ગાંધીજીની આત્મકથા અગ્રગણ્ય છે; કેમકે, તેમાં સારી કે નરસી, સત્ય કે અસત્ય,

બધી બાજુએ વગર છુપાવ્યે લખી છે. સત્ય ને અસત્ય વચ્ચે ચાલતા પ્રબળ આત્મ-મંથનના પરિણામે સત્યની જિત, સત્યનો પંથ કેવો વિકટ છે, તે કેવાં કેવા ભોગો—બલિદાનો માગી લે છે ને સત્ય–અહિંસાને પંથે જનારને કેવો આત્મભોગ આપવો પડે છે તેનો સરસ ચિતાર આત્મકથામાં છે.

આ સિવાય મહારાણા પ્રતાપ, શિવાજી, અકબર, વિજ્ઞાનવીર એડીસન, અબ્રાહામ લિંકન, ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, સ્વામી વિવેકાનંદ, રામકૃષ્ણ પરમહંસ વગેરેના જીવનમાંથી પણ મનુષ્યને પ્રેરણા મળે છે. માટે અન્ય સાહિત્ય કરતાં જીવનને ઉન્નત બનાવે તેવું સાહિત્ય વાંચવા–વિચારવામાં જીવનચરિત્રો બહુ જ અગત્યનો ભાગ ભજવે છે. માટે મુખ્ય ઉપયોગી સાહિત્યમાં તો જીવનચરિત્રો જ ગણાવાં જોઈએ. કાવ્ય, નાટક કે નવલિકા પણ ઉપયોગી છે જ, પરંતુ તે ઉપરાંત જીવનચરિત્રોનું સ્થાન ઉચ્ચતર છે. એક મનુષ્યને જીંદગીમાં અભ્યાસ કરવાનો મુખ્ય વિષય કોઈ હોય, તો તે અન્ય મનુષ્ય છે એમ માનસશાસ્ત્રીઓનું ધારવું છે.

વળી હિન્દુ ધર્મમાં પણ દર્શાવાયું છે કે હંમેશાં સત્સંગ કરવો. સાધુપુરુષોનાં મુખની વાણી સાંભળવી ને ધાર્મિક પુસ્તકો વાંચવાં. તેનું કારણ એ જ કે, જીવન–વિગ્રહ એવો જ છે કે તેમાં જાણે અજાણે મનસા વાચા કર્મણા પાપ થઈ જ જાય છે. માટે જો હંમેશાં સત્સંગ હોય, ધાર્મિક પુસ્તકોનું વાચન–શ્રવણ હોય તેમજ સારાં જીવનચરિત્રો વંચાતાં હોય તો સામાન્યતઃ આપણને આપણી દિનચર્યા તપાસવાની તમન્ના જાગે અને તેના પરિણામે જીવનચરિત્રો વાંચીને આપણે આત્મનિરીક્ષણ કરતાં શીખીએ. અને એ તે જીવનમાંથી અસત્ય, પાપ જતું રહી પરમ સત્યની ઝાંખી થાય ને આત્મદર્શન લાધે. સંસારથી ત્રાસીને પણ છેવટે માનવઆત્મા સત્સંગ શોધે જ છે. કોઈકે કહેલું જ છે કે નવધા ભક્તિ એ આત્મદર્શનનાં પગથિયાં છે. માટે હંમેશાં સત્સંગ, ધાર્મિક પુસ્તકોનું વાચન શ્રવણ ને જીવનચરિત્રોનું નિરીક્ષણ એ કલ્યાણનો માર્ગ સરળ બનાવે છે. ને આત્મદર્શનના દરવાજા ખોલે છે. આત્મદર્શન એ બ્રહ્મદર્શનની મુખ્ય સીડી છે. માટે હંમેશાં જીવનને ઉપયોગી થાય, જીવનને ઉન્નત બનાવે તેવાં જીવનચરિત્રો વાંચવાં જોઈએ.

જાપાનની પાઠશાળાઓમાં નેપોલિયનનું જીવનચરિત્ર ફરજીઆત ભણાવાય છે. નેપોલિયન કહેતો કે, ગજવામાં પ્લૂટાર્કનાં જીવનચરિત્રો તથા કમરે તરવાર રાખી હું જગત જીતીશ. રામાયણ, મહાભારતની કથા સાંભળતાં શિવાજી હિન્દુત્વના ઉદ્ધારક થયા. આમ જીવનચરિત્રોનું વાચન નકામું જતું નથી. તે કંઈ ને કંઈ પ્રેરણા આપે છે. માટે જ પૂ. મોતીભાઈ અમીન સાહેબે શિષ્ટ વાચનની પરીક્ષાની યોજના અસ્તિત્વમાં આણી છે તે સૌને સુવિદિત જ છે. માટે આપણે પણ ઇચ્છીએ કે આપણા જીવનમાં સત્સંગ, ધર્મ તથા જીવનચરિત્રો હંમેશાં વંચાય, વિચારાય ને તે દ્વારા આપણું જીવન પવિત્ર તથા ઉદાત્ત બને ને આપણે આપણા જીવનને પ્રભુતાને પરમ પંથે લઈ જઈએ.

કૃષ્ણલાલ રણછોડલાલ ત્રિવેદી
પુરુષ અધ્યાપન પાઠશાળા ( વડોદરા )

—ૐ—

# ' પુસ્તકાલય ' : તેની સિદ્ધિઓ ને સ્વપ્ન

[ લેખક : પ્રો. શંકરલાલ ગં. શાસ્ત્રી, એમ. એ. એલ. એલ. બી. ]

**વડોદરા** રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપવા અને સંગીન બનાવવાના હેતુથી વડોદરાથી ' પુસ્તકાલય ' નામે એક સામયિક લગભગ તેર વર્ષથી તેની લાક્ષણિક રીતે કિંમતી કામ કરી રહ્યું છે. તેનું કલેવર સાદું છે. તેનું વાતાવરણ સંસ્કારપ્રેરક છે, તેનું વાચન સાત્વિક છે અને ધ્યેય ઊર્ધ્વગામી છે. તેની શાંત, સંગીન અને સનસનાટી વગરની પ્રવૃત્તિ આજે ભલે બહુ વ્યાપક ન બની હોય, ભલે વિશાળ વાચકવર્ગને તે આકર્ષી શકી ન હોય, અને માત્ર મર્યાદિત જનસમૂહના જ દૃષ્ટિપથમાં આવી હોય, પણ વહેલા મોડા તો આવા સામયિકની આવશ્યકતા ગુજરાતને સમજાશે, અને મુક્તકંઠે તેની પ્રશંસા પામશે. આજે નહિ, તો આવતી કાલે પણ ' પુસ્તકાલય ' જેવા સામયિકના સંસ્થાપક, સંચાલક અને સૂત્રધારોની દીર્ઘદર્શિતા, સેવાભક્તિ અને અખૂટ ધીરજ સંસ્કારવાંચ્છુ ગુજરાતીઓનાં નિર્ભેળ વખાણનો વિષય બનશે એમ સહેજ પણ અતિશયોક્તિ વિના નિરતિ કહી શકાય.

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિની વિગતો આપતાં આપતાં પણ " પુસ્તકાલય ' માસિકનો મૂળ હેતુ તો સમગ્ર ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિને પ્રસારવાનો અને પગભર કરવાનો છે. આજે તે તેના તાત્કાલિક ધ્યેયને અનુલક્ષીને, પુસ્તકાલય સહાયક સહકારી મંડળને સાથ આપે છે, વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતા સાથે સક્રિય સહકાર સાધે છે અને તે ખાતાને અહર્નિશ જાગ્રત રાખી વધુ કર્તવ્યનિષ્ઠ બનાવે છે. ' પુસ્તકાલય ' સામયિકમાં આજે વડોદરા રાજ્યનાં નાનાં અને મોટાં, ગામ તથા કસબા પુસ્તકાલયોની સૂક્ષ્મ અને શાસ્ત્રીય વિગતો આવે છે; વડોદરા રાજ્યની મહાલ, પ્રાંત કે રાજ્ય પુસ્તકાલય પરિષદોનાં નિવેદન ને ઠરાવો તેમાં પ્રગટ થાય છે; અને રાજ્યના પુસ્તકાલય ખાતાના નવા નવા ઉપયોગી વટહુકમો પણ તેમાં પ્રસિદ્ધ થાય છે. અમુક ગામે પુસ્તકાલય સ્થપાયું, અમુક સ્થળે પુ. પરિષદ ભરાઇ, અમુક પુસ્તકાલયને આટલી આર્થિક સહાય મળી, અમુક કેન્દ્રે શિષ્ટવાચનની પરીક્ષા લેવાઇ, અમુક પ્રસંગે પુસ્તકાલય માટે સાર્વજનિક મકાનના ફંડમાં મદદ મળીઃ આવી આવી કેટલીયે કોઇને કદાચ નીરસ લાગતી છતાં પ્રેરક અને ઉપયોગી હકીકતો તેમાં મળી આવે છે.

વિશેષમાં, કાવ્યો, ટૂંકી વાર્તાઓ, પરદેશી સાહિત્ય વિષે કંઇક, ' માસિકો મળ્યા તારીખ ' ને ' શું વાંચશો ' જેવા વિભાગો ' પુસ્તક પરિચય, ' 'બાલસાહિત્ય' બાલ પુસ્તકાલય, મહિલા પુસ્તકાલય ને શિક્ષણવર્ગઃ આવી આવી વિવિધ સામગ્રી ને પ્રવૃત્તિઓ આ સામયિકમાં બહુધા મળી રહે છે. છતાયે કહેવું જોઇએ કે 'પુસ્તકાલય' માસિક તેની સાત્વિક સામગ્રી અને ગુણવત્તા માટે જેટલું આકર્ષક છે, તેથી વધુ આકર્ષક તો તેની નિયમિતતા અને ધ્યેયનિશ્ચલતા માટે છે.

વર્તમાન યુગમાં સામયિકોની આવશ્યકતા વિવિધ રીતે વ્યક્ત થાય છે. ' બોલે

તેનાં બોર વેચાય ' એ ન્યાયે સિદ્ધાંતોના પ્રચાર માટે કલમ જેવું એકેય સબળ શસ્ત્ર નથી એમ મનાય છે. અને તેથી જ આજે કોઇ ને કોઇ મુદ્રાંકિત મુખપત્રની જરૂર જણાય છે. ધર્મને, સમાજને તથા સમાજવાદ, રાષ્ટ્રવાદ, મૂડીવાદ જેવા વાદોને, સાર્વજનિક સંસ્થાઓને અને જાહેર પ્રવૃત્તિઓને–આ બધાંને જો પોતાના નિયત ધ્યેયની પ્રાપ્તિ અર્થે સામયિકનું સંચાલન આવશ્યક લાગે છે, તો પછી 'પુસ્તકાલય'ની સંસ્કારપોષક પ્રવૃત્તિ પોતાના મુખપત્ર સમા ' પુસ્તકાલય ' માસિકને જો પ્રગટાવે અને તે રીતે પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કરે, તો તેમાં શું આશ્ચર્ય છે ? આવા સામયિકની સ્થાપના કે સંચાલન પાછળ નથી કોઇ તંત્રીપદની અસ્મિતા, મોટાઇની ઝંખના, કીર્તિની અભિલાષા કે વિત્તની વાંચ્છના. પુસ્તકોની જ્ઞાનપરબ બેસાડવાનો, નિરક્ષરતાને નિવારવાનો, પ્રજાની સંસ્કારલક્ષ્મી રક્ષવાનો અને તે રીતે આવી જનસેવામાં ' સરસ્વતી–ભક્તિનો સાક્ષાત્કાર કરવાનો જ હેતુ હરકોઇ સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિનો હોવો જોઇએ. અને આવો જ હેતુ આપણા ' પુસ્તકાલય ' માસિક માટે પ્રેરક બળ બની તેનું નિમિત્તકારણ પણ બન્યો હશે. વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિનો ઇતિહાસ અને પરિસ્થિતિ જોતાં તો આ વિધાન જરાયે અસત્ય હોવાનો સંભવ નથી.

' પુસ્તકાલય ' માસિકને વધુ કાર્યક્ષમ અને આકર્ષક બનાવવાનો વિચાર કરતા પહેલાં વાચકે તેની લાક્ષણિક મર્યાદાઓ ધ્યાનમાં લેવી જોઇએ, અને તેના આજ સુધીના કાર્ય તરફ સહાનુભૂતિભરી નજર નાખવી જોઇએ. આ સામયિકને ભૌગોલિક પ્રદેશની, રાજતંત્રની અને વિશિષ્ટ ધ્યેયની અમુક મર્યાદાઓ છે. પ્રથમ તો, તે વડોદરા રાજ્યના જ પ્રદેશની પુસ્તકાલય પ્રવૃત્તિ માટે મુખ્યત્વે પ્રસિદ્ધ થાય છે, અને વડોદરા સરકારની સહાનુભૂતિ, સહાય અને અમીનજર ઉપર આધાર રાખતું હોય છે. વિશેષમાં, તેને પોતાના વિશિષ્ટ ધ્યેયની પણ મર્યાદાઓ છે. પુસ્તક અને પુસ્તકાલયની દૃષ્ટિએ જે જરાયે ઉપયોગી ન હોય તેવા વિષયને કે વૃત્તાન્તને આ સામયિક સ્થાન ન જ આપી શકે તે સ્વાભાવિક છે. આમ, આવાં બંધનોથી મર્યાદિત રહીને આ સામયિકને પોતાના સિદ્ધાન્તો વ્યાપક કરવાના છે અને ધ્યેયપંથે કૂચ કરવાની છે. વિશિષ્ટ ધ્યેયની મર્યાદા–અને પ્રદેશની મર્યાદા પણ–તો પછી વાચકજગતને ય આ સંયોગોમાં મર્યાદિત કરે તો તેમાં ખેદ કે નિરાશા અનુભવવાનું જરાયે કારણ નથી.

પ્રસ્તુત સામયિકની આ બધી મર્યાદાઓ લક્ષમાં લઇને વિચારીએ તો જણાય છે કે તેની સિદ્ધિઓ નોંધપાત્ર અને ગૌરવભરી છે. સમગ્ર ગુજરાત જ્યારે હજુ પુસ્તકાલય પ્રવૃત્તિને પૂરું પિછાનતું યે નથી ત્યારે વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને પ્રધાનતઃ અવલંબીને, પુસ્તકાલય પ્રવૃત્તિને ગુજરાતભરમાં વ્યાપક કરવાના અભિલાષ આ સામયિક સેવી રહ્યું છે. ઇતર પ્રદેશોની પુસ્તકાલય પ્રવૃત્તિઓનો પરિચય, પુસ્તકાલય પ્રવૃત્તિના મૂળભૂત સિદ્ધાંતોનું ઉચ્ચારણ, તેના વિકાસને આવશ્યક હોય તેવા વ્યવસ્થાત્મક નિયમોનું નિર્માણ અને પાલન : આવાં કેટલાંયે અનુભવના પરિપાકવાળાં અને તેથી મહામૂલ્યવંતાં, શુભ અને સૂક્ષ્મ તત્ત્વોને ' પુસ્તકાલય ' માસિક સ્પર્શે છે અને સ્વીકાર્ય બનાવે છે.

વળી, ' પુસ્તકાલય ' ના સમગ્ર સંચાલનમાં એક આકર્ષક તત્ત્વ ખૂબ પ્રશંસા માગી લે છે: અને એ છે તેનો ભાવના અને વાસ્તવિકતાનો સમન્વય. આદર્શ ને આચરણનાં અંતરને પુસ્તકાલય પ્રવૃત્તિ પ્રથમથી જ વિશાળ દૃષ્ટિએ અને ઉદાર હૃદયે ઓળખતી આવી છે; અને તેથી જ તે નિજ ધ્યેયથી ચલિત ન થતાં વાસ્તવિક પ્રગતિને અવગણતી નથી. આ નીતિના પડઘા ' પુસ્તકાલય 'માં પણ પડતા જણાય છે. આમ છતાં ઊંડો વિચાર કરતાં જણાય છે કે આ બધું તેના કુશળ, કુનેહબાજ તથા આદર્શલક્ષી ને અનુભવવૃદ્ધ સંચાલક કે સૂત્રધારને જ આભારી છે. વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રવર્તક ને પ્રચારક શ્રી. મોતીભાઇ અમીનના કિંમતી માર્ગદર્શનનો લાભ ' પુસ્તકાલય ' સામયિક આજે પણ મેળવી રહ્યું છે, અને તેથી જ આજે એ મૂક સેવકનો આટલેથી વ્યક્તિગત ઉલ્લેખ કરવો પડે છે. કોઇ મહત્ત્વાકાંક્ષી પુરુષ પોતાના ધ્યેયને વળગી રહી વિવિધ મનોરથપ્રદેશો એક પછી એક સર કરતો જાય, અને છતાં અંતિમ ધ્યેયની પ્રાપ્તિ માટે અવિરત શ્રમ ઉઠાવ્યા કરે, તેમ આજે આ જનસેવકની અભિલાષા અને તેમની જાહેર પ્રવૃત્તિ માટે કહી શકાય. છતાં આવા કાર્યક્રમાં વિજયની ખુમારી નથી, પણ વ્યવહારૂ શાણપણ છે. કોઇ વિચક્ષણ વિજેતા જેમ જીતાયલા પ્રદેશોમાં સંગીન રાજતંત્ર સ્થાપી પોતાની સત્તા સુદૃઢ કરે અને ત્યાર પછી જ ઇતર પ્રદેશો પર આક્રમણ કરે, તેમ આપણા અમીન સાહેબ પણ પ્રાપ્ત વસ્તુને સુસિદ્ધ કરવા જેટલી કાળજી રાખીને જ નવી યોજનાઓનો આરંભ કરે છે. આદર્શ અને વાસ્તવિકતાના સચોટ જ્ઞાન–અનુભવે જ તેમને આવી કુનેહ અને કુશળતા અર્પી હશે. આમ ભાવના અને વાસ્તવિકતાનો સુંદર સમન્વય જે શ્રી. મોતીભાઇ અમીનના જીવનમાં ઓતપ્રોત થયો છે, તે જ તેમની પુસ્તકાલયાદિ પ્રવૃત્તિમાં અને ' પુસ્તકાલય ' માસિકમાં પણ પ્રતિબિંબિત થાય છે. આ જ કારણે પ્રસ્તુત સામયિક કેવળ આદર્શોની ગગનચુંબી મહેલાતો નથી ચણતું કે કેવળ પરિસ્થિતિને અધીન વાસ્તવિક સિદ્ધિથી જ સંતોષ માનીને નિયત ધ્યેયથી પરાઙ્મુખ નથી થતું. પ્રાપ્ત સિદ્ધિઓને સંભાળતું ને સંરક્ષતું જ તે તેના ધ્યેયપંથે આજે આગેકૂચ કરે છે.

આટ–આટલાં અનુકૂળ વચનો પછી, 'પુસ્તકાલય'ના સ્વપ્ન વિષે બે બોલ હું કહી લઉં. 'ગ્રામ પુસ્તકાલય' માટે જેમ વિશેષાંક પ્રગટ કર્યો, તેમ પુસ્તકાલય પ્રવૃત્તિનાં ઇતર અંગો માટે ય આવા વિશેષાંકો પ્રસિદ્ધ થાય તે ઇચ્છવા યોગ્ય છે. શિષ્ટ વાચનની પ્રવૃત્તિનો પ્રચાર કરતું આ સામયિક પોતે જ શિષ્ટવાચનનો એક જુદો વિભાગ રાખે તો કેવું સારું ! ' પરદેશી સાહિત્ય વિષે કંઇક ' આપનાર આ માસિક આપણા ગુજરાતી સાહિત્ય વિષે જ કંઇક અવનવી સામગ્રી આપતું રહે તો તે વધુ ઉપયોગી થશે. ગુજરાતી વાઙ્મયનાં, શિષ્ટ અને સંસ્કારપોષક પ્રકાશનોની માહિતી આકર્ષક રીતે એક અલગ પૃષ્ઠ ઉપર દર મહિને અપાય તો...? અને પુસ્તકાલય પ્રવૃત્તિમાં તો પ્રાચીન હસ્તલિખિત પુસ્તકો, દસ્તાવેજો, શિલાલેખો, સિક્કાઓ ને જૂની ઇમારતો વિષેના વૃત્તાન્તો પણ આવી જ જાય ને ! વળી, પ્રાચીન અને અને તો અર્વાચીન પદ્ય–લેખકોની કૃતિઓનાં પ્રકાશનની નહિ તો છેવટે રસાસ્વાદની યે કોઇ યોજના આ સામયિક કરે તો તેના મૂળ ધ્યેયને વધુ સફળતા મળે તેમ નથી લાગતું ?

વિશેષાંકો જેમ પુસ્તકાલય પ્રવૃત્તિનાં વિવિધ અંગો માટે આવશ્યક છે, તેમ આવા વિશેષાંકો ગ્રંથપાલ–અંક, વાચક–અંક, નિરીક્ષક–અંક, સંસ્કાર–અંક તરીકે પણ પ્રગટ થવા જોઇએ. વળી ' પુસ્તકાલય ' સામયિક પુસ્તકાલય પ્રવૃત્તિ માટે વડોદરા રાજ્યની જ વર્તમાન તંત્ર–યોજનાઓથી જ શાને સંતુષ્ટ રહે ? યુરોપ–અમેરિકામાં આ પ્રવૃત્તિ પરત્વે જે જે અવનવી વિશિષ્ટ યોજનાઓ અમલમાં આવતી હોય, પ્રેક્ષકવર્ગ માટે જે નિયમો ઘડાતા હોય અને પુસ્તકાલયને વધુ આકર્ષક અને ઉપયોગી બનાવવા જે જે પ્રયત્નો થતા હોય તે બધાથી. પણ ' પુસ્તકાલય ' પોતાના વાચકને વાકેફ રાખે કે જેથી આ પ્રવૃત્તિનું વિશિષ્ટ જ્ઞાન વૃદ્ધિ પામે અને વધુ લોક–કલ્યાણ સાધે. વિશેષમાં, ' પુસ્તકાલય ' શબ્દ કેવળ પુસ્તકોના સંગ્રહસ્થાનસમો કબાટો માટે જ ન હોવો જોઇએ; આ શબ્દના અર્થમાં પુસ્તકાલયનું મકાન, ઇમારતી સાહિત્ય, જુદા જુદા વિભાગ, વાચકવર્ગની સગવડ, શિસ્તપાલનના નિયમો, વાચકોના હક્ક ને ફરજો તથા ગ્રંથપાલનાં કર્તવ્ય વગેરે પણ સૂચિત છે જ.

રાષ્ટ્રીય પ્રવૃત્તિના પ્રબળ પૂરમાં આજે પુસ્તકાલય પ્રવૃત્તિ કે તેના મુખપત્રનાં મૂલ્ય ભલે ઉવેખાય; પણ પ્રજાશાસન જ્યારે તેના પ્રભાવશિખરે પહોંચશે, ત્યારે સ્વાયત્ત સરકાર આ પ્રવૃત્તિને અધિક વહાલથી પોષણ આપશે અને વ્યાપક બનાવશે. આવો સુવર્ણદિન આવે ત્યાં સુધી તો પુસ્તકાલયવિષયક સર્વ પ્રવૃત્તિઓએ પોતાનું સંગીન કાર્ય ધીરજથી ચાલુ રાખવું જોઇએ, અને તે પ્રવૃત્તિને લોકહૃદયમાં સ્થાન અપાવવા કંઇ કંઇ યોજનાઓ અજમાવવી જોઇએ. આવી પ્રવૃત્તિઓ સાંસ્કારિક લાભ માટે હોવાથી તેનાં ફળ શીઘ્ર સાંપડતાં નથી ને મૂર્ત હોતાં નથી. સામાન્ય જનસમૂહને તેમાં કોઇ તાત્કાલિક ને પાર્થિવ લાભ નહિ જણાતો હોવાથી જ આવી પ્રશસ્ય ને પુણ્યપ્રદ પ્રવૃત્તિઓ ઉવેખાય છે, ઉચ્છેદાય છે કે કરમાઇ જાય છે. સનસનાટી, રસ કે કુતૂહલને પોષે તેવી કોઇ યોજના જ આ પ્રવૃત્તિને વધુ લોકપ્રિય અને સર્વસ્વીકાર્ય બનાવશે. પ્રાચીન સમયમાં–અને હજુ પણ–કોઇ કોઇ વખત કિંમતી ગ્રંથોને હાથી ઉપર કે અન્ય રીતે સવારીમાં સંમેલન દ્વારા જાહેરમાં ફેરવવામાં આવતા અને તેમની પૂજા પે થતી. લોકદૃષ્ટિએ સરસ્વતીસેવાના સાંસ્કારિક લાભો દર્શાવવાના ઉદ્દેશથી જ આવા જાહેર સમારંભો થતા હશે; જો કે તેમાં કેવળ અંધશ્રદ્ધા કે જડ ભક્તિ ન આવી જાય તેટલી સાવચેતી રખાવી જોઇએ. હમણાં, દારૂનિષેધના કાર્યને પણ વેગ આપવા માટે કલ્પનાબળે દારૂના દૈત્યને મૂર્ત સ્વરૂપે આખા અમદાવાદ શહેરના રાજમાર્ગે ફેરવી તેને અગ્નિદાહ દેવામાં આવ્યો જ ને ? લોકમાનસને ઘડવા અને સંસ્કારવા માટે આવા કોઇ ને કોઇ સ્થૂલ છતાં આકર્ષક એવા પ્રત્યક્ષ પ્રયત્નો અતિ આવશ્યક છે.

' પુસ્તકાલય ' માસિક આ બધા મનોરથોને કંઇ સ્વલ્પ સમયમાં મૂર્તિમંત ન કરી શકે તે તો સ્પષ્ટ જ છે, પણ એ મનોરથો તરફ અનુકૂળતાએ અંગુલિનિર્દેશ કરી તેમની જરા - જરા ઝાંખી યે જો વાચકવર્ગને કરાવે તો તે વધુ કૃતકૃત્ય થશે. પુસ્તકાલય પ્રવૃત્તિનો સુવર્ણયુગ આવશે, ત્યારે તો સૂરજ પણ ' સોના સરીખો ' ઊગશે, અને ' પુસ્તકાલય ' સામયિક પણ તેના રૂપે અને રંગે, તેના દેહે અને

આત્માએ—અહંકે તેના અંગે અંગે—કેવું યે બદલાઇ જશે, અને વધુ કાર્યક્ષમ તેમ જ કલ્યાણસાધક બનશે !

પણ વર્તમાન પરિસ્થિતિમાં તો ' પુસ્તકાલય ' જે કંઇક રી શકે છે, તે પણ સ્તુતિપાત્ર છે. પુસ્તકાલયોના અહેવાલ અને ઇતર અંગો આપવા ઉપરાંત, દર માસે પ્રગટ થતાં સંખ્યાબંધ પ્રકાશનોના ઢગલામાંથી તે અવલોકન દ્વારા સારાં અને નિર્માલ્ય, પથ્ય અને અપથ્ય પુસ્તકોની વીણુણી કરી બતાવે તો પણ તેણે ઘણું કર્યું કહેવાય. પણ આવા અવલોકન પાછળ તેને જો પ્રખ્યાત પંડિતો કે વિદ્વાન વિવેચકોનો સાથ કે પીઠબળ હોય તો તે અવલોકન વધુ પ્રમાણભૂત અને કિંમતી ગણાશે. આમ સહકારશીલ વિદ્વાનોની સંસદની સહાયથી જ નવનવાં પ્રકાશનોમાંથી નકામું નીંદણુ સહેલાઇથી દૂર થશે, અને પુસ્તકપસંદગીનું કાર્ય વાચકો તેમ જ ગ્રંથપાલો માટે વધુ સરળ થશે.

અંતમાં, પુસ્તકાલય પ્રવૃત્તિના એકના એક પ્રચારક સમું ' પુસ્તકાલય ' માસિક આપણે મન મોંઘું અને માનનીય છે. સંસ્કાર અને જ્ઞાનના સાર્વજનિક મંદિરને સ્વચ્છ અને ઉજ્જવળ રાખવા મથતી સાવરણી જેવું આ સામયિક સંસ્કારવાંચ્છુ સજ્જનોના સત્કારને પાત્ર છે. ગુજરાતમાં આજે તેનો કોઇ સમાનધર્મા નહિ હોવાથી આજે તો ' પુસ્તકાલય ' વધુ ઉત્તેજન અને સહાનુભૂતિની અપેક્ષા રાખે છે. અજ્ઞાનના તિમિરને હઠાવવા પ્રયત્ન કરતું, અને સરસ્વતીસંદેશની તથા સંસ્કારની સૌરભ ફેલાવતું આ સામયિક ઉત્તરોત્તર પ્રગતિ કરે એ જ આ લેખકની ઉત્કટ અભિલાષા છે.

—卐—

# લેખક–પ્રકાશકોએ જાણવા જેવું

[ વડોદરા રાજ્ય તરફથી લેખકોને ઉત્તેજન આપવાનું ધોરણ છે. એ ઉત્તેજન આપવા સંબંધેના જરૂરી નિયમો આ નીચે આપ્યા છે. ]

**નિયમ ૭૪૨**—ગુજરાતી, મરાઠી અને હિંદી : એ પૈકી ગમે તે એક ભાષામાં અથવા તેથી વધુમાં પ્રકટ થયેલ પુસ્તકોને ઉત્તેજન આપવામાં આવશે.

**નિયમ ૭૪૪**—( ઉત્તેજન મેળવવા માટે ) અરજી કર્યાની તારીખથી એક વર્ષ પહેલાં પ્રકટ થયેલાં પુસ્તકોને ઉત્તેજન અપાશે નહિ.

**નિયમ ૭૪૫** : (અ) ૧૦૦ પૃષ્ઠથી ઓછાં પૃષ્ઠવાળાં અને (બ) ૦–૮–૦ થી ઓછી કિંમતવાળાં પુસ્તકોને ઉત્તેજન આપવા સંબંધમાં કંઇ વિચાર કરવામાં આવશે નહિ.

# હિંદની પુસ્તકાલય પ્રવૃત્તિ

**આખા** જગતમાં પુસ્તકાલય પ્રવૃત્તિને શરૂ થયાને બહુ કાળ વીત્યો નથી; પણ હિંદમાં તો તે થોડાં જ વર્ષોની વાત છે. પુસ્તકાલય એટલે નાનાં મોટાં પુસ્તકોનો માત્ર સંગ્રહ જ નહિ, એ વાત પૂરી સમજાઇ નથી અલબત્ત, પુસ્તકો તો હોવાં જ જોઇએ, પરંતુ જો યોગ્ય પસંદગી ન થઇ હોય, બરાબર દરકાર ન રખાતી હોય, વર્ગીકરણ ન થયું હોય અને ગોઠવણી ન થઇ હોય તેમ જ જો પ્રચારની વ્યવસ્થિત ગોઠવણ કરવામાં આવી ન હોય તો તે માત્ર સંગ્રહ જ રહેવાનો; ખરા જીવંત પુસ્તકાલયથી તે જુદું તરી આવવાનું. જૂની વસ્તુઓ વેચનારની દુકાન એ કંઇ સંગ્રહાલય ન કહી શકાય. ગ્રંથપાળના કાર્યમાં વિશિષ્ટ કેળવણી તથા જ્ઞાનની પૂરી જરૂર છે તેમ હજુ સમજાયું નથી અને ગ્રંથપાલ તથા તેની નીચેના માણસો જે રીતે પોતાની ફરજ બજાવે છે તે પરથી પુસ્તકાલયની ખરી ઉપયોગિતાનું માપ આવી શકે છે.

### મધ્યસ્થ પુસ્તકાલયની જરૂર

પુસ્તકાલયે વિવિધ પ્રકારના હેતુઓ સાધવાના હોય છે અને તે હેતુઓના પ્રમાણમાં તેના પ્રશ્નો પણ વિવિધ હોય છે. દેશમાં એકાદ બે પુસ્તકાલયોમાં બની શકે તેટલા વિષયોનું સંપૂર્ણ સાહિત્ય હોવું જોઇએ. પુસ્તકોની પસંદગીનો પ્રશ્ન તેમના માટે ગૌણ છે. ઇંગ્લંડ અને બ્રિટિશ સામ્રાજ્યમાં પ્રગટ થતાં પુસ્તકોની એક નકલ બ્રિટિશ મ્યૂઝિયમમાં રાખવાનું ફરજિયાત છે. બીજી ભાષામાં પ્રગટ થયેલ પુસ્તકોની મોટી સંખ્યા પણ ત્યાં રાખવામાં આવી છે. હિંદમાં આ પ્રકારનું એક પણ પુસ્તકાલય નથી અને પુરાતત્ત્વવિદોનું કાર્ય આવા પુસ્તકાલયના અભાવે ખૂબ મુશ્કેલીભર્યું થઇ પડે છે. આવું મધ્યસ્થ પુસ્તકાલય કંઇ તરત સ્થપાઇ જાય નહિ, પણ તેની સ્થાપના નજીકમાં લાવવા માટે પગલાં ભરવાં જોઇએ કે જેથી ભવિષ્યની પ્રજા આપણી ફરજ પ્રત્યેની બેદરકારી માટે આપણો દોષ કાઢે નહિ. પ્રથમ તો એક કાયદો પસાર થવો જોઇએ કે દેશમાં પ્રગટ થતાં પુસ્તકો અમુક મધ્યસ્થ પુસ્તકાલયમાં ભેટ મોકલાવાં જોઇએ અને બની શકે તો બીજા દેશો સાથે એવી ગોઠવણ કરવી કે આ દેશમાં પ્રગટ થયેલ પુસ્તકોના બદલામાં તે દેશનાં મળી શકતાં પુસ્તકોની નકલોનો વિનિમય શકય બને. આવી ગોઠવણ તરતમાં શકય ન બની શકે, પણ સૂચના વિચારણીય છે.

### વિશ્વવિદ્યાલય તથા વિદ્વન્મંડળનાં પુસ્તકાલયો

આ મધ્યસ્થ પુસ્તકાલયો પછી વિશ્વવિદ્યાલયોનાં પુસ્તકાલયો આવી શકે. આ પુસ્તકાલયો મધ્યસ્થ પુસ્તકાલયો જેટલાં વિશાળ ન બની શકે અને તેમની પુસ્તક-પસંદગીમાં ખૂબ ડહાપણ વાપરવું પડશે. પણ આવાં પુસ્તકાલયોએ મધ્યસ્થ પુસ્તકાલયોની ખોટ પોતાની વ્યવસ્થાથી પૂરવી પડશે. આવા પ્રકારનાં દરેક પુસ્તકાલય કોઇ વિશિષ્ટ વિષય પર બધાં સાધનો મેળવી શકે તે સંભવિત ન હોવાથી તેવાં પુસ્તકાલયોએ બીજાં પુસ્તકાલયો સાથે સહકાર સાધીને અભ્યાસીઓને બધાં સાધનો મળી શકે તેવી ગોઠવણ કરવી જોઇએ. પુસ્તકો તથા વર્તમાનપત્રો તેમ જ માસિકો દ્વારા અત્યારે કિંમતી

સાહિત્ય એવા વિપુલ જથ્થામાં બહાર પડે છે કે કોઇપણ એક વિશ્વવિદ્યાલય દરેક વસ્તુ મેળવવાની મહત્ત્વાકાંક્ષા સેવી શકે નહિ; માત્ર મૈત્રીભર્યા સહકારથી અભ્યાસીઓને જોઇતાં સાધનો પૂરાં પાડી શકાય. આ કાર્ય માટે દરેક પુસ્તકાલયનું કેટલૉગ બધાં પુસ્તકાલયોમાં રહેવું જોઇએ. પુસ્તકોના વધારાની યાદી પણ વખતોવખત પ્રગટ કરીને બીજાં પુસ્તકાલયોમાં મોકલવી જોઇએ. માત્ર આ રીતથી જ દરેક પુસ્તકાલયનો પૂરો ઉપયોગ થઇ શકશે. મને આશા છે કે આપણું પુસ્તકાલય મંડળ આવા સહકારી કાર્યની વ્યવસ્થા કરવા માટે પગલાં લેશે.

## મોટી ઉંમરના પુરુષોની કેળવણી માટે પુસ્તકાલય

શાળાઓ તથા તેવા જ પ્રકારની કેળવણીસંસ્થાઓનાં નાનાં પુસ્તકાલયો વિષે નિર્દેશ કરવો બીનજરૂરી છે; કેમકે તેમનો કાર્યપ્રદેશ મર્યાદિત હોય છે અને તેમનાં સાધનો બિલકુલ પૂરતાં હોતાં નથી. પરંતુ ત્યાર પછીનો પુસ્તકાલયનો વર્ગ મોટાં શહેરોનાં પુસ્તકાલયોનો છે. આ કેન્દ્રોનાં પુસ્તકાલયો બધા કેળવાયેલ વાચકોને ઉપયોગી થઇ શકે. આવાં પુસ્તકાલયો જનસમૂહને વધારે ઉપયોગી થઇ પડે તેવા પ્રકારનાં હોવાં જોઇએ. કોઇ ત જ્ઞને તે કદાચ ઉપયોગી ન પણ થઇ પડે. સામાન્ય કેળવણી તથા સંસ્કૃતિના પ્રચાર અર્થે તે સ્થાપવામાં આવેલ હોઇ મધ્યસ્થ સંસ્થા તરફથી, પુસ્તકપસંદગી તથા વર્ગીકરણમાં તેમને મદદ મળવી જોઇએ. મારી ધારણા પ્રમાણે, અખિલ હિંદ અથવા પ્રાંતિક પુસ્તકાલય મંડળનાં જ્ઞાન તથા વિશિષ્ટ અનુભવનો લાભ તેમને મળવો જોઇએ. આવાં દરેક પુસ્તકાલયનાં સાધનો મર્યાદિત હોય છે, અને તેથી તે સાધનોનો બનતો સારો ઉપયોગ થવો આવશ્યક છે.

## ગ્રામ પુસ્તકાલયો

છેવટ ગ્રામ પુસ્તકાલયનો પ્રશ્ન રહ્યો. પ્રાથમિક કેળવણીનો પ્રચાર દિનપ્રતિદિન વધતો જતો હોઇ, ગ્રામવાસીઓ માટે યોગ્ય સગવડો પૂરી પાડવી જોઇએ કે જેથી કરીને સમય અને પૈસાના ભોગે જે શિક્ષિતતા ઉત્પન્ન થઇ છે તેનો ગ્રામવાસીઓના બુદ્ધિના વિકાસમાં ઉપયોગ થઇ શકે. ઘણી વખત એવું બને છે કે ઉપયોગી વાચનની સગવડના અભાવે માધ્યમિક કેળવણી પ્રાપ્ત કરેલ વિદ્યાર્થીઓનું જ્ઞાન પણ કટાઇ જાય છે અને વસ્તીપત્રકમાં પોતાનું નામ લખી શકે તેવા શિક્ષિતોની સંખ્યા અતિ અલ્પ દેખાય છે. શિક્ષિતપણાનો અર્થ એટલો જ કે જ્ઞાન મેળવવા માટે છાપેલ શબ્દનો કાર્યસાધક ઉપયોગ કરવાની શક્તિ અને જ્યાંસુધી ગ્રામ વાસીઓના ઉપયોગનું પુસ્તકાલય, માધ્યમિક શાળા સાથે સંકળાયેલું ન હોય ત્યાં સુધી માધ્યમિક કેળવણીની કોઇ પણ પ્રથા સંપૂર્ણ ગણી શકાય નહિ. આવાં ગ્રામ્ય પુસ્તકાલયોની વ્યવસ્થા, આપણા દેશની ખરી પ્રગતિને અતિ ઉપયોગી છે. **વારંવાર નવાં પુસ્તકોની યોગ્ય પસંદગી કરવી તથા પુસ્તકો વિશાળ પ્રમાણમાં વંચાય તે માટે સાદા ઉપાયો લેવા તે આ વ્યવસ્થાનાં ખાસ લક્ષણો હોવાં જોઈએ.** આ પુસ્તકાલયોનો પૂરેપુરો ઉપયોગ થાય તે માટે થોડા ગ્રામવાસીની ઐચ્છિક મદદ મેળવવી જોઇએ અને શાળાના શિક્ષક, સહકારી મંડળી અથવા પંચાયતનો તેને માટે ઉપયોગ કરવો જોઇએ.

ગ્રામોદ્ધારના પ્રશ્નનો અત્યારે સરકાર તથા પ્રજાકીય નેતાઓ ગંભીરપણે વિચાર ચલાવી રહ્યા છે અને પૂરતાં ગ્રામ પુસ્તકાલયોની યોજના ગ્રામોદ્ધારના કાર્યમાં ખૂબ મદદકર્તા નીવડશે તે વિષે મને શંકા નથી.

## ખાનગી પુસ્તકાલયો

ખાનગી પુસ્તકાલયોનો પ્રશ્ન આપણા લેખમાં ભાગ્યેજ આવી શકે. પરંતુ જે મનુષ્યની સંપત્તિ પુસ્તકોની અભરાઇમાં જ મોટે ભાગે આવી જતી હોય તેને કોઇ વિદ્વાન ગ્રંથપાલની દોરવણી અતિ ઉપયોગી છે. ખાનગી પુસ્તકાલય તેના માલિકના વિકાસ અને વ્યક્તિત્વ પર આધાર રાખતું હોઇ સામાન્ય નિયમોથી પર છે. પરંતુ યોગ્ય સાચવણી માટે યાંત્રિક મદદ તથા નવાં પ્રકાશનો માટેની ખબર હમેશાં આવકારપાત્ર ગણાશે. પુસ્તક સંગ્રાહકના મૃત્યુ પછી આ સંગ્રહ સામાન્યતઃ જૂનાં પુસ્તકો વેચનારના હાથમાં પડે છે અને નહિ જેવી કિંમતે તે વેચાઇ જાય છે. પણ જો ખાનગી સંગ્રાહકોને, જાહેર અથવા અર્ધજાહેર પુસ્તકાલયોને પોતાનો સંગ્રહ, વસિયતનામાની રૂએ આપવાને ઉત્તેજન આપવામાં આવે તો, પુસ્તકોનાં ઘણાં ખરાં ખાતાંઓમાં સુધારા કરવાનું શક્ય બનશે, અને આ રીતે તે ઘણા વાચકોને ઉપયોગી થઇ પડશે. આવે વખતે પુસ્તકાલય મંડળે ખાનગી સંગ્રાહકોના સંબંધમાં આવીને તેમને સલાહ તથા મદદ આપવી જોઇએ.

## હસ્તાલિખિત પુસ્તકો તથા પ્રાંતિક ભાષાનું સાહિત્ય

પુસ્તકાલયની વ્યવસ્થાની વિગતમાં ઉતરવા હું માગતો નથી, કેમકે તે કાર્યપૂરતી મારામાં કેળવણી નથી. પણ હું બે બાબતો પર છેલ્લે ધ્યાન ખેંચીશ: એક તો હસ્તલિખિત જૂનાં પુસ્તકો આખા હિંદમાં અયોગ્ય સ્થળોએ ઠેરઠેર પડેલાં છે. જો આ પુસ્તકો મેળવવાને તાત્કાલિક પગલાં નહિ લેવાય, તો તેઓ હમેશને માટે અદૃશ્ય થશે. કેટલીક પ્રાંતિક સરકારો આવાં જૂનાં હસ્તલિખિત પુસ્તકો મેળવવાને થોડે ઘણે અંશે કાર્ય કરી રહેલ છે તે જાણું છું; પરંતુ મને લાગે છે કે જો આપણે ભવિષ્યની પ્રજા તરફ આપણી ફરજ બજાવવા માગતા હોઇએ તો વિશાળ પ્રમાણમાં તથા પદ્ધતિસર કાર્ય થવાની જરૂર છે. બીજો મુદ્દો હિંદની જુદી જુદી ભાષાઓમાં યોગ્ય પુસ્તકો પ્રગટ કરવાનો છે. પોતાની જ ભાષામાં લખાયેલ પુસ્તકો દ્વારા હિંદની ગામડામાં રહેતી વિશાળ વસ્તીને પહોંચી શકાય તેમ છે. પુસ્તકો પ્રગટ કરવાનું આ કૉન્ફરન્સના કાર્યપ્રદેશમાં આવે કે કેમ તે હું જાણતો નથી. પરંતુ મને હંમેશાં લાગ્યું છે કે સામાન્ય માણસો વાંચી શકે તેવું સાહિત્ય પ્રગટ કરવાને પગલાં લેવાવાં જોઇએ કે જેથી કરીને જે સ્ત્રી-પુરુષો માત્ર પોતાની જ ભાષા વાંચી લખી શકે છે તેઓ આધુનિક વિચારોથી વંચિત ન રહે. હિંદુસ્તાની એકેડેમી જેવી કેટલીક સંસ્થાઓ આ દિશામાં કંઇક કાર્ય કરી રહેલ છે; પણ તે જ્યારે આ કાર્યની વિશાળતાનો આપણે વિચાર કરીએ છીએ ત્યારે તે સમુદ્રમાં બિંદુ સમાન લાગે છે.*

છોટાલાલ માનસિંગ કામદાર

---

* ડૉ. આર. પી. પ્રાંજપેના એક અંગ્રેજી ભાષણનો અનુવાદ.

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

ઉપર્યુક્ત મંડળની વાર્ષિક સભા તા. ૨૫-૯-૩૮ ને રવિવારે બપોરે ત્રણ વાગે પુ. સ. સ. મંડળ લિ. ના કાર્યાલયમાં મંડળના પ્રમુખ રા. બ. શ્રી. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ સાહેબના પ્રમુખપદે મળી હતી, જેમાં પ્રમુખશ્રી ઉપરાંત શ્રી. મોતીભાઇ ન. અમીન સાહેબ, શ્રી. મણિલાલ મં. કાશીવાળા, શ્રી. જયવતીબહેન ન. દેસાઇ, શ્રી. નટવરલાલ ગિ શાહ તથા ચિમનભાઇ હ. અમીનઃ એ સભ્યો હાજર હતા. તે સિવાય શ્રી. કાવસજી એદલજી ગણદેવીઆ તથા શ્રી. કલ્યાણરાય ન. જોષી, એ બે સભ્યોના સભામાં જણાવેલાં કામોના સમ્મતિસૂચકપત્રો આવ્યા હતા.

સભાના કામકાજની શરૂઆત કરતાં મંડળના મંત્રી શ્રી. કાશીવાળાએ કામકાજની વિગતવાળી આમંત્રણપત્રિકા વાંચી સંભળાવી હતી. ત્યાર બાદ તેઓશ્રીએ ગત વર્ષના હિસાબ તથા હેવાલની રજુઆત કરી હતી, જે પરત્વે નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો હતો.

( ૧ ) સન ૧૯૩૭-૩૮ નું નિવેદન તથા હિસાબ મંજૂર કરવામાં આવે છે.

ત્યારપછી નવા વર્ષ માટેનું અંદાજપત્ર રજૂ કરવામાં આવ્યું હતું, જેને લગતો નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો હતો.

( ૨ ) સન ૧૯૩૮-૩૯ માટે રૂ. ૪૩૪૧)નું બજેટ મંજૂર કરવામાં આવે છે. આ બજેટની અંદર આગામી વર્ષમાં કરવાનાં કામોમાં, બાલસાહિત્યસર્વસંગ્રહનો ત્રીજો ભાગ તથા ટૂંકી વાર્તાઓના પરિચયનો ત્રીજો ભાગ એ બે પુસ્તકો તૈયાર કરાવી પ્રગટ કરવાનું, એ મુખ્ય હતાં. એ વિષેની અગત્ય દર્શાવતાં શ્રી. મોતીભાઇ અમીન સાહેબે જણાવ્યું હતું કે, આ કાર્ય આપણે જ કરવાનું છે. જો તે આપણે નહિ કરીએ તો અન્ય કોઇ તે કરે તેમ નથી. આવાં પુસ્તકો અત્યંત અગત્યનાં છે. આજે આપણે ત્યાં થોકબંધ પુસ્તકો પ્રકટ થયે જાય છે. તેમાં કેટલાંક શિષ્ટ પણ હોય છે, કેટલાંક સામાન્ય હોય છે અને બીજાં કેટલાંક લોકરુચિ પ્રમાણેનાં હોય છે. આવામાંનાં કયાં પુસ્તકો પુસ્તકાલયોએ ખરીદવા જેવાં છે તે નક્કી કરવાનું કામ ભારે જવાબદારીનું છે. એટલે પુસ્તકાલયો કાઢવાં એ જેટલું જરૂરી છે તેથી વધુ જરૂરી તો એ પુસ્તકાલયોમાં કેવા પ્રકારનાં પુસ્તકો હોવાં જોઇએ, એ જોવાનું ખરું કામ છે. જનતાએ શું વાંચવું, કેવા પ્રકારનું વાંચવું એ વિષેનું માર્ગસૂચન કરવાનું છે, અને તેમાં ઉપયોગી થાય તે માટે આવાં પુસ્તકોની અતિ અગત્ય છે. પુસ્તકાલયના સંચાલકો સામાન્ય રીતે, બજેટ મોકલતી વખતે, પ્રકાશકોએ છપાવેલાં સૂચિપત્રોમાંથી જોઇ જઇ તેમાંનાં પુસ્તકો પસંદ કરી બજેટ મોકલે છે; પણ તેમાં કયાં કયાં સારાં છે વા નુકસાનકર્તા છે, તેનો નિર્ણય તેઓ ભાગ્યે જ કરે છે.

અમેરિકામાં તો કેવાં પુસ્તકો વાંચવાં, શિષ્ટ સાહિત્યની પસંદગી કેમ કરવી વગેરે વિષયને લગતી માહિતીનો પ્રચાર કરનારાં મંડળો છે. આપણે શિષ્ટ વાચનની

પરીક્ષાઓની જે યોજના કરી છે તેવાં તો ત્યાં અનેક મંડળો છે અને આવાં મંડળો વાચન-વિષયને લગતી માહિતી પૂરી પાડે છે. આવી વ્યવસ્થિત દોરવણી આપણે ત્યાં હજી થઇ નથી.

ત્યારબાદ **ત્રીજો** ઠરાવ સિનેમાનું યંત્ર વેચી દેવા વા અન્ય જે તે વ્યવસ્થા કરવાની મંત્રીઓને સત્તા આપતો પસાર થયો હતો.

**ચોથો ઠરાવ** રાજ્ય પુસ્તકાલય પરિષદના સાતમા અધિવેશનને લગતો હતો. આ પરિષદ દ્વારકા મુકામે વૈશાખ માસમાં ભરવાની એક દરખાસ્ત રજૂ થઈ હતી, પરંતુ એ વિષે શ્રી. મોતીભાઇ અમીન સાહેબે જણાવ્યું કે, શ્રી. વાકનીસ સાહેબે મને પૂછ્યું હતું કે, અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ્ વડોદરા ખાતે ભરવી શક્ય છે કે કેમ? અને તે રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી ભરાય તો? તેઓશ્રી અત્રે આવવાના હતા પરંતુ આવી શક્યા નથી. તો આ સંબંધી પણ વિચાર કરવા જેવો છે. જો ખાતુ અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ ભરતું હશે તો આપણા તરફથી તેમને પૂરતો સહકાર મળશે. જો એ અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ્ અહીં વડોદરામાં ભરાય તો તેની સાથે સાથે આપણું સાતમું અધિવેશન પણ વડોદરામાં જ ભરવાનું રાખવું; નહિ તો પછી બીજે ગમે ત્યાં.

ગુજરાત પુસ્તકાલય પરિષદ્ ભરવાના સંજોગો પણ હાલ છે. મુંબઈ સરકારનું કોંગ્રેસ પ્રધાન મંડળ આ યોજના વિચારે છે; એટલે સમગ્ર ગુજરાતની પુસ્તકાલય પરિષદ ભરવાનું પણ હવે શક્ય બન્યું છે. આ બધી વાતચીતને અંતે નીચે પ્રમાણે ઠરાવ પસાર થયો હતો:—

**ઠરાવ ૪**—અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ્ વડોદરામાં ભરાવાનો સંભવ છે તો એ કામે રાજ્યના પુસ્તકાલય ખાતા સાથે સહકાર કરવાની અને તેની સાથે રાજ્ય પુસ્તકાલય પરિષદ્ ભરવાની મંત્રીઓને સત્તા આપવામાં આવે છે.

તે પછી **પાંચમો ઠરાવ** બાલસાહિત્યસર્વસંગ્રહ ભાગ ૩ જો તથા ટૂંકી વાર્તાઓનાં પુસ્તકોનો પરિચય—ભાગ ત્રીજો તૈયાર કરાવી પ્રસિદ્ધ કરવાનો અને તેનો ખર્ચ બજેટની હદમાં રહીને કરવાનો મંત્રીઓને સત્તા આપતો થયો હતો.

**છઠ્ઠો ઠરાવ** વડોદરા પોસ્ટ ઑફિસની સેવિંગ્સ બેંકમાં મંડળના મંત્રી શ્રી. મોતીભાઇ ન. અમીનના નામનું ખાતુ ખોલવાનો તથા લેવડદેવડનો બધો વ્યવહાર તેમની સહીથી કરવાને લગતો થયો હતો.

ત્યારબાદ **સાતમો ઠરાવ** નીચે પ્રમાણે થયો હતો:—રાજ્ય પુસ્તકાલય મંડળને સને ૧૯૩૯—૪૦ થી સરકાર મદદ રૂા. ૧૫૦૦) પાંચ વર્ષ માટે મળે તે માટે પુસ્તકાલય ખાતા મારફત માગણી આગળ મોકલવાનો તથા રૂા. ૪૫૦૦) નું અંદાજપત્ર માગે તો તે મંત્રીઓએ મોકલી આપવાનું ઠરાવવામાં આવે છે.

છેવટે પ્રમુખશ્રીએ જણાવ્યું હતું કે, આ ૧૩ મા વર્ષના નિવેદન પરથી આપણે જોયું કે, મંડળે વર્ષ દરમિયાન ઠીક ઠીક પ્રગતિ કરી છે, ચારે પ્રાંતોની પરિ-

પડી ભરાઇ છે. જો કે જૂથ-મહાલ મંડળોનું કામકાજ સોએ સો ટકા નથી, છતાં આગલા વર્ષ કરતાં સારું છે. આ બધા કામનો યશ આપણા મંત્રીઓને છે. વળી, સારા ભાગ્યે એઓ આપણને મળ્યા છે એટલે આપણું કામ સારું ચાલશે એવી શુભાશા દર્શાવી હતી.

ત્યારબાદ સભાનું કામકાજ પૂરું થતાં શ્રી. ચિમનભાઇ અમીને પ્રમુખ સાહેબનો આભાર માન્યો હતો અને સભા વિસર્જન થઇ હતી.



# માત્ર એક જ વર્તમાનપત્ર !!

વર્તમાનપત્રની એક જ નકલ અને તે પણ એક જ વ્યકિતને માટે ! અને એની પાછળના ખર્ચનો આંકડો પણ જરા જાણવા જેવો છે.

આ વર્તમાનપત્રની નકલ રશિયાના છેલ્લા શાસક ઝાર નિકોલસ માટે તૈયાર કરવામાં આવતી. એને માટે દેશ-પરદેશમાં અનેક ખબરપત્રીઓ અને બાતમીદારો હતા. એ બધા બાતમીદારો અને ખબરપત્રીઓના ખબરોને તારવી કાઢી યોગ્ય સ્વરૂપમાં રજૂ કરી તેને પ્રકટ કરવા પાછળ એક આખી અખબાર કચેરી કામ કરતી. એ કચેરીનો દરરોજનો ખર્ચ દશ હજાર પાઉંડ !! અને આ પ્રમાણેનું એ કચેરીનું કામકાજ સતત ૨૪ વર્ષ સુધી ચાલ્યું હતું.

**હિસાબ કરો** : દરરોજના દશ હજાર પાઉંડના હિસાબે ૨૪ વર્ષ દરમિયાનમાં એક જ વ્યકિતને આ એક જ વર્તમાનપત્ર આપવા માટે કેટલો ખર્ચ થયો હશે !

અને જાણો છો, આ વર્તમાનપત્રમાં કેવા સમાચારો આવતા ?

ઝારની વિરુદ્ધમાં દેશપરદેશોમાં થતી ટીકાઓ આ પત્રમાં હરગીજ નજરે પડતી નહોતી; રશિયામાં ચાલતી ક્રાન્તિકારી ચળવળનો એકેય અક્ષર એમાં ન જ આવે એ માટે તે પત્રના તંત્રીઓને ખાસ તાકીદ હતી, કારણ કે ઝારને આવા તુચ્છ સમાચારો પ્રત્યે તિરસ્કાર હતો.

એક જ વ્યકિતના સમાચાર-વાચનના સંતોષ માટે દરરોજના દશ હજાર રૂપિયા ખર્ચાય તો લાખો માનવીઓની વાચનભૂખને સંતોષવા પાછળ કેટલી રકમ ખર્ચાવી જોઇએ ? અલબત્ત, વાચનવિષય તદ્દન નિષ્પક્ષ અને નિર્દોષ જ હોવો જોઇએ.

# પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ

## (૧) વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

ઉપરોક્ત મંડળની વાર્ષિક સભા તા. ૨૫-૯-૩૮ ને રવિવારના રોજ બપોરના બે વાગે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ ના કાર્યાલયમાં શ્રી. જયવતી બ્હેન ન. દેસાઇના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી, જેમાં જુદાં જુદાં સ્થળોના નીચેના સભ્યો હાજર હતાઃ—

(૧) શ્રી. અમૃતલાલ વનમાળીદાસ-બચાર, (૨) શ્રી. મંગળભાઇ જેસંગભાઇ પટેલ-કરજણ, (૩) શ્રી. માધવભાઇ પ્ર. પટેલ-રણુ, (૪) શ્રી. મોતીભાઇ ગોવિંદભાઇ પટેલ-ગવાસદ, (૫) શ્રી. રતિલાલ કરૂણાશંકર-ભીલાપુર, (૬) શ્રી. ભાઇલાલ કેશવલાલ ભટ્ટ-ડભોઇ, (૭) શ્રી. મંગળભાઇ ગો. પટેલ-વાઘોડીઆ, (૮) શ્રી. હરગોવિંદદાસ નરોત્તમભાઇ-છાણભોઇ, (૯) શ્રી. હીરાલાલ ગંગાદાસ શાહ-સિહોલ, (૧૦) શ્રી. રામભાઇ કાશીભાઇ પટેલ-વસો, (૧૧) શ્રી. સોમાભાઇ વિઠ્ઠલભાઇ પટેલ-ભાદરણ, (૧૨) શ્રી. ભાઇલાલભાઇ કિશોરભાઇ પટેલ-રણોલી, (૧૩) શ્રી. કસુલાલ ચુનીલાલ શાહ-સંખેડા, (૧૪) શ્રી. મૂળજીભાઇ લલ્લુભાઇ-ભાટપુર, (૧૫) શ્રી. શાંતિલાલ મોહનલાલ શાહ-તિલકવાડા, (૧૬) શ્રી. રાવજીભાઇ નાથાભાઇ અમીન-છાણી, (૧૭) શ્રી. સોમાભાઇ ગરબડભાઇ વેજલપુર.

ઉપરાંત રા. પુ. મં. ના વ્ય. મં. માંના આ પ્રાંતના સભ્યો શ્રી. મોતીભાઇ ન અમીન સાહેબ, શ્રી. જયવતીબ્હેન ન. દેસાઇ, શ્રી. નટવરલાલ ગિ. શાહ, શ્રી. ચિમનભાઇ હ. અમીન, શ્રી. મણિલાલ મં. કાશીવાળા તથા રા. પુ. મં. ના સહમંત્રી શ્રી. ચોકસી, રાજ્ય પુસ્તકાલય પ્રચારક શ્રી. વલ્લવભાઇ, પુ. સ. સ. મં. લિ૦ ના મંત્રી શ્રી. વાઘજીભાઇ તથા ' પુસ્તકાલય ' માસિકના તંત્રી શ્રી. મણિલાલ વ્યાસ પણ હાજર રહ્યા હતા.

શરૂઆતમાં પ્રાંત મંડળના મંત્રી શ્રી. ચિમનભાઇ હ. અમીને ગત વર્ષનું નિવેદન તથા હિસાબ (જે આવતા અંકે પ્રકટ થશે) વાંચી સંભળાવ્યા બાદ અને તે સર્વાનુમતે મંજૂર થતાં નીચે પ્રમાણેના બીજા ૫ ઠરાવો મળી કુલ ૬ ઠરાવો પસાર કરવામાં આવ્યા હતાઃ—

(૨) સન ૧૯૩૮-૩૯ માટે નીચે પ્રમાણેનું વ્યવસ્થાપક મંડળ ચૂંટવામાં આવ્યુંઃ-

પ્રમુખ : શ્રી. જયવતીબ્હેન ન. દેસાઇ. મંત્રી : શ્રી. ચિમનભાઇ હ. અમીન.

સભ્યો : શ્રી. મંગળભાઇ જેસંગભાઇ-કરજણ, શ્રી. કસુલાલ ચુનીલાલ શાહ-સંખેડા, શ્રી. ભાઇલાલ કેશવલાલ ભટ્ટ-ડભોઇ, શ્રી. રામભાઇ કાશીભાઇ પટેલ-વસો, શ્રી. રાવજીભાઇ નાથાભાઇ અમીન-છાણી.

આ સિવાય રા. પુ. મં. ના વ્ય. મં. માના-આ પ્રાંતમાંના નીચેના સભ્યો બંધારણ પ્રમાણે આવી શકે છે તે:—

રા. બ. શ્રી. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, શ્રી. મોતીભાઇ ન. અમીન, શ્રી. મણિલાલ મં. કાશીવાળા, શ્રી. નટવરલાલ ગિ. શાહ, શ્રી. ચુનીલાલ પુ. શાહ તથા શ્રી. જનકલાલ કુ. યાજ્ઞિક.

(૩) સન ૧૯૩૮-૩૯ માટે નીચે પ્રમાણેનું અંદાજપત્ર મંજૂર કરવામાં આવ્યું:

૪૨૦-૦-૦ પ્રચારકના પગારના દર માસના રૂ. ૨૫+૧૦ પ્રમાણે.
૩૦-૦-૦ પોસ્ટ, કંટીજંટ, છપામણી.
૨૦-૦-૦ મંત્રીનો મુસાફરી ખર્ચ.
૪૭૦-૦-૦

૪ અને ૫ મો ઠરાવ અનુક્રમે સન ૧૯૩૮-૩૯ નું બજેટ ગોઠવતાં ઉત્પન્ન-ખર્ચના હિસાબે ખૂટતી રકમ રૂ. ૫૦) ની રા. પુ. મંડળ પાસે માગણી કરવા બાબત-નો તથા બરોડા બેંકમાં " ચિમનભાઇ હરિભાઇ અમીન, મંત્રી વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળ " એ નામનું ખાતું ખોલવા તથા તેમની સહીથી બેંક સાથે લેવડદેવડ કરવા બાબતનો પસાર કરવામાં આવ્યા હતા.

૬ ઠ્ઠો ઠરાવ મહાલ અને જૂથ મંડળોએ કાર્ય કરતાં થઇ જવા બાબતનો પસાર કરવામાં આવ્યો હતો.

મહાલ મંડળો અને તેની દેખરેખ નીચે ચાલતાં જૂથ મંડળો હજુ સુધી પણ જોઇએ તેટલા પ્રમાણમાં કાર્ય કરતાં થઇ ગયાં નથી; જેથી આ સભા ઠરાવે છે કે સન ૧૯૩૮-૩૯ થી રા. પુ. મંડળ તરફથી મહાલ મંડળોના ઉપયોગ સારૂ આવનારી ફાળવણી, જે મહાલ મંડળો જે તે વર્ષની આખર સુધીમાં નીચે પ્રમાણેનાં કાર્યો કરી બતાવશે તે જ મહાલ મંડળોને એમની રકમ અદા કરવામાં આવશે. તેમ જ જે મહાલ મંડળોએ વર્ષ આખર સુધીમાં કામ નહિ કરી બતાવ્યું હોય તેમની ફાળવણી તેમના ખાતે જમા લઇ, બીજા વર્ષમાં પણ વર્ષ આખર સુધીમાં એ મંડળો પોતાનું કામ કરી બતાવશે તો બીજા વર્ષની આખરે આગલા વર્ષની ફાળવણી એ મંડળોને અદા કરવામાં આવશે. પણ જો બીજા વર્ષની આખરે પણ એવાં મંડળો કામ કરતાં નહિ થઇ ગયાં હોય તો તે મંડળોની આગલા વર્ષની બીજા વર્ષની આખરે પ્રાંત મંડળ ખાતે જમા લેવામાં આવશે.

કાર્યોની વિગતઃ—

૧ જે વર્ષે રાજ્ય વા પ્રાંત પરિષદ ભરાવાની હોય તે વર્ષ સિવાયના બીજા દરેક વર્ષે મહાલ પરિષદ ભરવી અને તેમાં રાજ્ય પુ. મંડળે મહાલ મંડળોને જે ખર્ચ કરવાનો ઠરાવ્યો છે તેટલો જ ખર્ચ મહાલ મંડળોએ કરવો.
૨ પોતાના મહાલ પૂરતી કોઇ એક શિષ્ટ વાચનની પરીક્ષા રકમની સવડ હોય તો ખાસ લેવી.
૩ મહાલ મંડળોએ વાર્ષિક તથા ત્રિમાસિક સભાઓ ભરવી અને તેનો અહેવાલ પ્રાંત મંડળ તરફ મોકલી આપવો.

૪ જે જૂથ મંડળોએ ચાલુ વર્ષે વાર્ષિક સભા ન ભરી હોય તે જૂથ મંડળો પાસે વાર્ષિક સભા ભરાવવી અને ત્યાર પછી દર ત્રણ માસે તેઓ પોતાની સભા ભરે તેવી તજવીજ કરવી અને તે દરેક સભાઓનું નિવેદન મહાલ મંડળે પોતાના તરફ મંગાવવું.

૫ દરેક મહાલ મંડળે પોતાના મહાલમાં શાળાવાળાં જે ગામો પુસ્તકાલયો વિનાનાં બાકી છે તે ગામોમાં પુસ્તકાલય અને તે ન બને તો નિદાન વાચનાલય ઉઘાડવા તજવીજ કરવી અને તેનું શું પરિણામ આવ્યું તેનો દર છ માસે પ્રાંત મંડળ તરફ રિપોર્ટ મોકલી આપવો.

ઉપર પ્રમાણે ઠરાવોનું કામ થઇ રહ્યા બાદ છેવટમાં શ્રી. ચિમનભાઇએ પ્રમુખ તેમ જ સર્વનો આભાર માન્યા બાદ સભા વિસર્જન થઇ હતી.

## (૨) નવસારી પ્રાન્ત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

તા. ૪-૯-૩૮ ના રોજ નવસારી મુકામે શ્રી. કનૈયાલાલ જ. મજમુદારના પ્રમુખપદે ભરાઇ હતી, જે પ્રસંગે મંડળના સભ્યો ઉપરાંત શ્રી. મોતીભાઇ ન. અમીન સાહેબ પણ હાજર હતા.

સભાના કામકાજની શરૂઆતમાં પ્રમુખની ચૂંટણી થયા બાદ (૧) મંત્રીએ રજૂ કરેલ ગત વર્ષનો હેવાલ તથા (૨) હિસાબ મંજૂર કરવામાં આવ્યા હતા. બાદ નીચેના ઠરાવો પસાર થયા હતાઃ—

**(૩) નવા વર્ષના પ્રમુખ-મંત્રીઓની ચૂંટણી**—પ્રમુખ તરીકે શ્રી. કનૈયાલાલ જ. મજમુદાર અને મંત્રીઓ તરીકે શ્રી. કસનજી દયાળજી દેસાઇ અને શ્રી. મગનલાલ ઝીણાભાઇને સર્વાનુમતે ચૂંટવામાં આવે છે.

**(૪) પ્રચારક નીમવા બાબત**—રૂા. ૨૫ થી ૩૦ સુધીના પગારદારી પ્રચારક નીમવાનું મંજૂર કરવામાં આવે છે.

**(૫) નવા વર્ષનું અંદાજપત્ર**—સને ૧૯૩૮-૩૯ ના વર્ષ માટે નીચે મુજબ અંદાજી બજેટ ગોઠવવામાં આવે છે. પગાર તથા ભથ્થા ભાડા સાથે માસિક રૂા. ૩૦) પ્રમાણે નવેમ્બરથી જુલાઇ સુધીના પ્રચારકના પગારના રૂા. ૨૭૦); કંટીજન્ટ ખાતે રૂા. ૨૦), મંત્રી અને કાર્યવાહકોનો મુસાફરીખર્ચ રૂા. ૧૫); અકસ્માત ખર્ચ રૂા. ૧૫); મંજૂર કરવામાં આવે છે.

**(૬) મહાલ મંડળોની ફાળવણી**—બારે માસ સતત એક પ્રચારક રોકવામાં આવે તો જ તમામ મહાલનાં પુસ્તકાલયોની તપાસણી થાય, નવીન પુસ્તકાલયો ઉઘાડવાના કાર્યને વેગ મળે અને મહાલ તથા જૂથ મંડળો પણ કાંઇક કાર્ય કરતાં થઇ જાય, જેથી સર્વાનુમતે ઠરાવવામાં આવે છે કે, માહે નવેમ્બરથી બારે માસ ચાલુ રહે એવા એક પ્રચારકની પ્રાંત મંડળે નિમણૂક કરવી. અને તેના ખર્ચ માટે પ્રાંત મંડળ પાસે સન ૧૯૩૫-૩૬ ની ને ૧૯૩૬-૩૭ એટલે બે વર્ષની મહાલ મંડળોની જે ફાળવણી સિલક છે તેમાંથી ૩૫-૩૬ ની ફાળવણી મહાલ મંડળને ન વહેંચતાં પ્રાંત મંડળે પ્રચારકના ખર્ચ ખાતે વાપરવી.

**(૭) મહાલ મંડળોની પાછલી સિલક વપરાઈ જવા તથા ૩૬–૩૭ ની ફાળવણી મેળવવા બાબત**—મહાલ મંડળોની કેટલાય વરસોથી સ્થાપના કરવામાં આવી છે, છતાં નવસારી પ્રાંતનાં કેટલાંક મહાલ મંડળો હજુ સુધી પણ કાર્ય કરતાં થઇ ગયાં નથી, તેમ જ તેમની પાસે ૩૪–૩૫ સુધીની આવેલી ફાળવણીમાંથી જુજ રકમ ખરચાઇ બાકીની રકમ સિલકે પણ પડી રહી છે. વળી ત્યાર પછીની ફાળવણીની રકમ જે તે મહાલ મંડળોને આપવી કે નહિ એ એક પ્રશ્ન ઊભો થયો છે, જેથી આજની આ સભા ઠરાવ કરે છે કે, જે મહાલ મંડળ, આ નવા વર્ષમાં નીચે પ્રમાણેનો કાર્યક્રમ અમલમાં મૂકે અને પોતાની પાસેની રકમ જ્યારે પૂરેપૂરી ખર્ચી નાખે ત્યારે પ્રાંત મંડળ પાસે તેઓએ પોતાની ફાળવણીની, કરેલાં કાર્યોનું નિવેદન અને હિસાબ સાથે, માગણી કરવી. એટલે પ્રાંત મંડળે થયેલાં કાર્યોની અને ખર્ચની સામાન્ય તપાસ કરી સન ૧૯૩૬–૩૭ ની ફાળવણી અદા કરવી. જે મહાલ મંડળ આ કાર્યક્રમ ચાલુ વર્ષે અમલમાં મૂકશે નહિ તે મહાલ મંડળોની પાસે ફાળવણીની જે રકમ સિલક હશે તે વર્ષ આખરે પ્રાંત મંડળે ઉઠાવી લઇ તેમની રકમ ખર્ચવા તજવીજ કરવી.

**કાર્યોની વિગત—**

૧ જે મહાલના જે નૂતન મંડળોની આ વર્ષે વાર્ષિક સભા ભરાઇ ન હોય તો તે મહાલના તે નૂતન મંડળોની વાર્ષિક સભા ભરવી. તેમનો અહેવાલ પ્રાંત અને રાજ્ય પુસ્તકાલય તરફ મોકલી આપવો.

૨ જે મહાલ મંડળોએ પોતાની વાર્ષિક સભા ન ભરી હોય તેઓએ તે ભરી તેનો અહેવાલ પ્રાંત અને રાજ્ય પુ. મંડળ તરફ મોકલી આપવો.

૩ મહાલ મંડળના વ્યવસ્થાપક મંડળની સભા દર ત્રણ માસે દરેક મહાલ મંડળે ભરવી અને તેનો અહેવાલ પ્રાંત મંડળ તરફ મોકલી આપવો.

૪ દરેક મહાલ મંડળે પોતાના મહાલની પરિષદ ભરવી.

૫ ગમે તે કોઇ એક પુસ્તકની શિષ્ટ વાચનની પરીક્ષા રાખવી.

૬ મહાલમાં બાકી રહેલાં શાળાવાળાં પુસ્તકાલય વિનાનાં એકેએક ગામે પુસ્તકાલય અને તે ન બને તો છેવટ વાંચનાલય ઉઘાડવા પ્રયત્ન કરવા અને તેનું શું પરિણામ આવ્યું તેનું નિવેદન દર માસે પ્રાંત મંડળ તરફ મોકલી આપવું.

**(૮) સાક્ષરના અવસાન માટે શોક**—નવસારીના જાણીતા સાક્ષર તથા લેખક શ્રી. સોરાબજી મંચેરજી દેસાઇના થયેલા અવસાન માટે આ સભા શોક જાહેર કરે છે.

**(૯) ગ્રામ પંચાયતો તરફથી ગ્રામ પુસ્તકાલયોને મદદ મળવા બાબત**—ગ્રામ પંચાયત પોતાના ભંડોળમાંથી દશ ટકા સુધી મરજિયાત ખર્ચ કરી શકે છે અને પુસ્તકાલયને મદદ આપી શકે છે. કેટલેક ઠેકાણે ગ્રામ પંચાયતોએ આવી રીતે ખર્ચની મંજૂર કરેલી રકમ મહાલેથી કમી કરવામાં આવે છે, એવી ફરિયાદ છે. તો તેવી રીતે કપાતન કરવા તજવીજ રખાવવા પ્રાંતના સુબાસાહેબને લખીને વિનંતિ કરવી.

છેવટે પ્રમુખશ્રીનો આભાર માની સભા વિસર્જન થઇ હતી.

## (૩) મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

તા. ૧૧–૯–૩૮ ને રવિવારના રોજ બપોરે બે વાગે કડી વિભાગ શાળાધિકારી શ્રી. ચુનીભાઇ મ. દેસાઈસાહેબના પ્રમુખપદે મહેસાણા મુકામે મળી હતી. તે પ્રસંગે નીચે પ્રમાણે સભ્યો હાજર હતા : (૧) શ્રી. નાથાલાલ બાપુલાલ બ્રહ્મભટ્ટ–કલોલ, (૨) શ્રી. મૂળશંકર નથુરામ જોષી–વિજાપુર, (૩) શ્રી. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલ–વડનગર, (૪) શ્રી. મોહનલાલ લક્ષ્મીરામ પંડયા–ખેરાળુ, (૫) શ્રી. જગન્નાથ સુ. પાટણ રૂવાવી, (૬) શ્રી. ખોડાભાઇ પટેલ–બ્રાહ્મણવાડા–સિદ્ધપુર, (૭) શ્રી. ચતુરભાઇ હેમચંદ પટેલ–હારીજ, (૮) શ્રી. મણિલાલ ઉમિયાશંકર દવે–સિદ્ધપુર, (૯) શ્રી. મફતલાલ રણછોડલાલ દવે–કડી, (૧૦) શ્રી. ઉમિયાશંકર લક્ષ્મીરામ દવે–વાલમ, (૧૧) શ્રી. કૃષ્ણલાલ ભીખારામ–ધીણોજ, (૧૨) શ્રી. નાનજીભાઇ જેઠીદાસ પટેલ–ઇસ્લામપુર, અને (૧૩) શ્રી. જેશંગભાઇ ભૂ. પટેલ-દેથુપ (વિસનગર). ઉપરાંત રા. પુ. મંડળના વ્ય. મં. ના આ પ્રાંતના સભ્યોમાંથી કડીના શ્રી. બાપુલાલ વી. ગામી તથા મહેસાણાના શ્રી. જેઠાભાઇ લાલદાસ અને રા. પુ. મંડળના મંત્રી શ્રી. મણિલાલ કાશીવાળા તથા રાજ્ય પુ. પ્રચારક શ્રી. વલ્લવભાઇ પણ હાજર હતા

સભાના કામકાજની શરૂઆતમાં પ્રમુખપદ અપાયા બાદ રજૂ થયેલ હેવાલ અને હિસાબ મંજૂર કરવામાં આવ્યા હતા.

**સને ૧૯૩૭–૩૮નું વ્યવસ્થાપક મંડળ:**

**પ્રમુખ** : શ્રી. ચુનીભાઇ મ. દેસાઇ, **મંત્રી** : શ્રી. જેઠાભાઇ લાલદાસ પટેલ.

**સભ્યો** : શ્રી. અલીભાઇ પૂંજાભાઇ–મહેસાણા, શ્રી. શંકરલાલ ભાણાભાઇ વ્યાસ પાટણ, શ્રી. ઉમિયાશંકર લ. દવે–વીસનગર, શ્રી. નાનજીભાઇ જે. પટેલ શ્રી. વિઠ્ઠલભાઇ જ. પટેલ–વડનગર. ઉપરાંત રાજ્ય પુસ્તકાલય મંડળના વ્ય. મંડળમાંથી મહેસાણા પ્રાંતના ચુંટાયેલા સભ્યો.

**૪. પ્રચારકના પગાર બાબત**—પ્રચારક તરીકે કામ કરતા શ્રી. વેલજી બાભઇદાસને માસિક રૂા. ૨૫) ભથ્થા–ભાડા સાથે આપવામાં આવતા હતા. તેમાં રૂા. ૫)નો માહે ઑગસ્ટ ૧૯૩૮થી વધારો કરી કુલ રૂા. ૩૦)નો પગાર માહે ઑગસ્ટ ૧૯૩૮થી આપવાનું ઠરાવવામાં આવે છે. તેમની કામગીરીના ૨૦૦ દિવસ ગણવાના છે.

**૫. સન ૧૯૩૮—૩૯નું બજેટ મંજૂર કરવા બાબત**—સન ૧૯૩૮–૩૯નું બજેટ નીચે પ્રમાણે મંજૂર કરવામાં આવે છે:

પ્રચારકનો પગાર માસિક રૂા. ૩૦ × ૧૨ = ૩૬૦, પોસ્ટેજ રૂા. ૧૦), પ્રિન્ટિંગ રૂા. ૧૦) તથા પરચુરણ રૂા. ૨૦) મળી કુલ ૪૦૦).

ઉપર પ્રમાણે રૂા. ૪૦૦)નું બજેટ મંજૂર કરવામાં આવે છે.

**૬. બજેટના ખર્ચને પહોંચી વળવા માટે વિચાર કરવા બાબત**—પ્રાંત મંડળની પાસે રૂા. ૧૨૯) સિલક છે, એટલે બજેટની રકમમાં રૂા. ૨૭૧) ખૂટે છે તેને માટે નીચે પ્રમાણે વ્યવસ્થા કરવા ઠરાવવામાં આવે છે:

(૧) વિજાપુર મહાલ મંડળની ફાળવણીમાંથી રૂા. ૯૦) મજરે લઇ તે મહાલમાં ત્રણ માસ પ્રચારકને કામગીરી માટે મોકલવા. (૨) કલોલ મહાલ મંડળની ફાળવણીમાંથી એક માસના રૂા. ૩૦) મજરે લઇ તે મહાલે એક માસ મોકલી આપવા. (૩) રૂા. ૧૦૦) ની માગણી રાજ્ય પુસ્તકાલય મંડળમાંથી કરવી. ઉપર પ્રમાણે ખૂટતા બજેટની માગણી કરવી.

**૭. મહાલ મંડળોની ફાળવણી મોકલી આપવા બાબત**—જે મહાલ મંડળોનો સન ૧૯૩૭–૩૮ નો હિસાબ અને અહેવાલ આવ્યો હોય તે મહાલ મંડળોને ફાળવણી મોકલી આપવાનું ઠરાવવામાં આવે છે. વિજાપુર અને કલોલ મહાલની જે રકમો જમા છે તેમાંથી ઠરાવ ૬ પ્રમાણે રકમો કાપી લઇ બાકી વધે તે રકમ મોકલાવવી.*

**(૪) અમરેલી પ્રાંત પુ૰ મંડળની વાર્ષિક સભા** તા. ૧૮–૯–૩૮ રવિવારના ૩ા વાગતાં શ્રી. તાપીબાઇ મહિલા પુસ્તકાલયના વિશાળ ખંડમાં ભરવામાં આવી હતી, જેમાં અમરેલી, દામનગર, ધારી તથા ખાંભા મહાલ અને દૂર દૂરના કોડીનાર, રતનપુર તેમ જ ઓખા મહાલના પ્રતિનિધિઓ હાજર હતા. ઉપરાંત, શ્રીમાન રામજી હંસરાજ—પ્રમુખ પ્રાંત મંડળ, શ્રી. મોહનલાલ વીરજીભાઇ, પ્રાંત વિદ્યાધિકારી મે. રા. રા. ઓતીવ સાહેબ, દામનગર મહાલ વિદ્યાધિકારી શ્રી. દુર્ગાશંકર દવે ધારી મહાલ વિદ્યાધિકારી શ્રી. મૂળશંકર ગૌ. ભટ્ટ, અમરેલી મહાલ શાળાધિકારી શ્રી. હરિભાઇ ના. પટેલ, અમરેલી મહાલના લગભગ બધા પુસ્તકાલયના મંત્રીઓ અને કસ્બાના ઉત્સાહી શિક્ષકો તથા શિક્ષિકાં બહેનો ઉપરાંત પુસ્તકાલયરસિકો ડૉ. હરિપ્રસાદ ભટ્ટ, શ્રી પુરૂષોત્તમ જોષી, શ્રી. જગમોહનદાસ લ. ગાંધી, શ્રી. શોભરાજ માધવજી મકવાણા વગેરે હાજર હતા. સભાસ્થાન ચીકાર ભરાઇ ગયું હતું, જાણે પ્રાંતિક પુસ્તકાલય પરિષદ હોય. પરિષદ મંડળના મંત્રી શ્રી. મણિભાઇ કાશીવાળા વડોદરાથી ખાસ આ પ્રસંગે આવ્યા હતા.

સભાના કામકાજની શરૂઆતમાં શ્રી. પ્રતાપરાય મહેતાએ હાજર રહેલા સૌનો સત્કાર કર્યા બાદ ગત વર્ષના હેવાલ–હિસાબ રજૂ કર્યા હતા, (આ હેવાલ અને હિસાબ આવતા અંકમાં પ્રકટ થશે.) જે મંજૂર થયા હતા.

ત્યારબાદ આગળ ચાલતાં તેઓશ્રીએ પગારદાર પ્રાંત પ્રચારકની કામગીરી તથા મહાલના માનદ પ્રચારકોની તપાસણી ૪૦ લિગતોનો ઉલ્લેખ કર્યો હતો. ઉપરાંત પ્રાંતને રાજ્ય પ્રચારકની મદદની જરૂર છે, એવી માગણી વ્યકત કરી હતી.

શ્રી. પ્રતાપરાય ગિ. મહેતાનું વકતવ્ય થઇ રહ્યા બાદ રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રી શ્રી. મણિલાલ કાશીવાળાએ પ્રેરક પ્રવચન કર્યું હતું. એ પ્રવચન દરમિયાન તેઓશ્રીએ જણાવ્યું હતું કે " આ પ્રાંત મંડળની સભા નહિ પણ પરિષદ જેવું ભાસે

* પ્રાંત મંડળના મંત્રીઓના હેવાલ-હિસાબો આ અંકમાં સ્થળસંકોચને લીધે આપી શકાયા નથી તે આવતા અંકે અપાશે.

છે અને તે જોઇ મને આનંદ થાય છે. શ્રીમાન મોતીભાઇ અમીન સાહેબ શરીર ઠીક ન હોવાના કારણે આવી શકયા નથી. અહીં જેમ પૈસાની અડચણ પડે છે, તેવી મહેસાણામાં પણ છે. અમારા તરફના પ્રચારકની તમને જરૂર છે, એ વાત સાચી છે; એ માટે અમો ઘટતું કરીશું. મહાલોમાં માનદ પ્રચારકો કામ કરે છે તે બહુ સારૂં છે. એ ખરી સેવા છે. ગ્રામ પંચાયતના અને ગ્રામ પુસ્તકાલયોનાં બજેટો અમારા તાલુકામાં અમો સહકારથી કરીએ છીએ. એની પ્રશંસા અત્રે કરવામાં આવી તે માટે આભાર. પણ જે કામ થાય છે તે ખરેખર સુંદર થાય છે એમ હું માનું છું. અમને આવાં કામોમાં સ્થાનિક અધિકારીઓનો સારો સાથ હોય છે. ગ્રામ પુસ્તકાલયો ને ગ્રામ પંચાયતોની મદદ અમે એક સાથે જ વસૂલ કરી લઇએ છીએ. નવસારીમાં પ્રચારનું કામ સારૂં થાય છે, શિક્ષકોમાં ચેતન હોય તો પુસ્તકાલયમાં આવે. એરાઓની બદલી પણ બંધ રખાવી શકાય. પુસ્તકાલયોની માફક શિક્ષકો પંચાયતોમાં રસ લેતા થઇ જાય તે જરૂરી છે."

આટલું કહી પંચાયતની બોધક હકીકત અને પ્રચારકોની ફરજ તથા કરવાના કામની સમજ આપી હતી.

છેલ્લે રતનપુરવાળા ગૌરીશંકરભાઇએ પોતાને પડતી મુશ્કેલીઓ રજૂ કરી હતી. શ્રી. દુર્ગાશંકર દવેએ જુસ્સાદાર ભાષામાં પુસ્તકાલય પ્રવૃત્તિ વિષે અને તેની પ્રગતિ વિષે લાંબુ ભાષણ કર્યું હતું. શ્રી. હરિભાઇ પટેલે શિષ્ટ વાચનપરીક્ષા ઉપર ભાર મેલ્યો હતો. શ્રી. મૂળશંકરભાઇ સભાના કામમાં મદદ આપી રહ્યા હતા. શ્રીમાન ઓતીવ સાહેબે પ્રાંતીય સંગ્રહસ્થાન જોવા આવનાર શિક્ષકો અને વિદ્યાર્થીઓને કેટલીક સગવડો આપી હતી. પ્રમુખ શ્રીમાન રામજીભાઇનો ઉત્સાહ અજોડ હતો.

તેઓએ ખાસ કરીને નવાં શિષ્ટ પુસ્તકો ઉપર ખૂબ ભાર મેલ્યો હતો. છેલ્લે શ્રીયુત કાશીવાળા, શ્રી પ્રમુખ સાહેબ તથા દૂરથી આવનારાઓનો આભાર મનાઇ સભા વિસર્જન થઇ હતી.

સભામાં કેટલાક ઠરાવો પસાર થયા હતા. જેમાંનો ઠરાવ નં. ૪ નીચે પ્રમાણે હતોઃ—

"અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળની આ સભા શ્રીમંત સરકારને વિનંતિ કરે છે કે અમરેલી પ્રાંત પંચાયતની આ પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિને અપાતી મદદ પ્રાંત પંચાયતના બજેટની તંગીને કારણે રૂા. ૧૦૦૦) ઓછા મળે છે તો તેટલા પૂરતી વધુ મદદ શ્રીમંત સરકાર તરફથી યા હીરક મહોત્સવ કે કોઇ નિધિ તરફથી આ પ્રાંતને મળે તેમ પ્રબંધ કરવો. આ રીતે ખૂટતી મદદ જો આપવામાં નહિ આવે તો, આ પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિ કુંઠિત થઇ પડશે એમ આ સભા માને છે."

# મહાલ પુસ્તકાલય મંડળોની વાર્ષિક સભાઓ

( ગતાંકના પૃષ્ઠ ૫૫૦ થી ચાલુ )

**૨૮. ડભોઈ**—તા. ૧૧-૯-૩૮ ના રોજ મહાલ મંડળની સભા ભરાઈ. તેમાં તા. ૧-૭-૩૭ થી ૩૧-૭-૩૮ સુધીનો હેવાલ તથા વાર્ષિક હિસાબ મંજૂર થયા; ૧૯૩૮-૩૯ નું અંદાજી બજેટ મંજૂર કરાયું; નવી સાલ માટે વ્ય. મંડળ નિમાયું; મહાલમાંથી પ્રાંત પુસ્તકાલય મંડળના પ્રતિનિધિ તરીકે બે જણની વરણી થઇ; નડા શાળાના મુ. શિ. રવિશંકર છોટાલાલને માનદ પ્રચારક તરીકે નીમ્યા; શાળાના સેન્ટરો પ્રમાણે દરેક સેન્ટરના મુખ્ય શિક્ષકની જૂથ મંડળના મંત્રી તરીકે નીમવા ઠરાવાયું; રચના થઇ; મહાલ પરિષદ ભરવાનું તથા તેનું ખર્ચ નક્કી કરવામાં આવ્યું; શાળાના વર્ગ ૪ અને તે ઉપરાંતનાં બાળકો શિષ્ટ વાચનનો વધુ પ્રમાણમાં લાભ લે તેવી તજવીજ કરવા ઠરાવ્યું; અને તેની પરીક્ષા ડિસેમ્બરના પહેલા અઠવાડિયામાં લેવાનું તેમ જ નિયત કર્યા પ્રમાણે ઇનામો વહેંચવા વિષે નક્કી કરાયું; ઉપરાંત શિક્ષકે વાર્તા કહેવાની હરિફાઇ ગોઠવવા તજવીજ કરવાનું ઠરાવાયું. હિસાબ પ્રમાણે વર્ષ આખરે બાકી શિલક ૭૫-૧-૦ છે.

**૨૯. પલસાણા**—તા-૨૮-૮-૩૮ ના રોજ મહાલ મંડળની સભા ભરાઇ. તેમાં પ્રમુખની ચૂંટણી, પ્રાં. પુ. મંડળના પ્રતિનિધિની વરણી, ફરતા પુસ્તકાલય માટે પુસ્તકો મંગાવવા બાબત, ૧૯૩૮-૩૯ નું બજેટ તથા મે. વહીવટદાર સા. મારફત પંચાયતો તરફથી મા. પુ. ને મદદ મળતી નથી તે માટે યોગ્ય વ્યવસ્થા થવા વિષેના ઠરાવો કરવામાં આવ્યા.

**૩૦. કલોલ**—તા. ૨૮-૮-૩૮ ના રોજ મહાલ પુ. મંડળની સભા ભરાઇ. તેમાં હિસાબની મંજૂરી તથા વર્ષ આખરની બાકી શિલકમાંથી પુસ્તકાલયોને ઉપયોગી ફોર્મો છપાવવાનું ઠરાવાયું. વર્ષ આખરે બાકી હિસાબમાં બતાવ્યા પ્રમાણે રૂા. ૫૬-૩-૪.

**૩૧. આતરસુંબા**—તા. ૧૧-૯-૩૮ ના રોજ મળી. વટહુકમો, સરક્યુલરો વંચાયા, કાર્યકર્તાઓના નિરુત્સાહથી પૂરતું કામ ન થઇ શકવાનાં કારણો રજૂ થયાં.

**૩૨. દ્વારકા**—તા. ૧૦-૯-૩૮ ના રોજ ઓખામંડળ મહાલના વહિવટદાર સાહેબના પ્રમુખપદે મહાલ મંડળની સભા ભરાઇ. તેમાં ૧૯૩૭-૩૮ ના હિસાબ તથા નિવેદન મંજૂર થયાં; વ્યવસ્થાપક મંડળની ચૂંટણી થઇ; વધારાના સભ્ય તરીકે રાજ્ય પુ. મંડળના સભ્ય શ્રી. કલ્યાણરાય ન. જોષી સ્વીકારાયા; હાલનાં રીતસરનાં બેજ જૂથ મંડળો રચવાને તજવીજ કરવાનો ઠરાવ થયો; શિષ્ટવાચનની પરીક્ષામાટે " દિનચર્યા "નું પુસ્તક પસંદ કરવામાં આવ્યું જે મહાલ મંડળે ખરીદ્યું હોઇ જે તે પુસ્તકાલયોએ મંગાવી લેવાનું તથા તે પરીક્ષા દિવાળી વૅકેશન પછીના પહેલા રવિવારે લેવા ઠરાવાયું. છેવટે પ્રાંત મંડળના પ્રતિનિધિઓની નિમણૂંક કરવામાં આવી. (હિસાબ મળ્યો નથી.)

( અનુસંધાન પૃ. ૬૩૩ પર )

# પુસ્તકાલયોની તપાસણી

૧ વડોદરા પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ—સપ્ટેમ્બર માસમાં : પાદરા તાલુકામાં (૧) આંતી (પત્ર–માસિકનું લવાજમ બારોબાર ન ભરાવું જોઇએ), (૨) સાધી, (૩) વડદલા, (૪) પિંડાપા, (૫) સાનપુર, (૬) ભાણુપુર, (૭) સાંપલા, (૮) દરોલી, (૯) વણુછરા, (૧૦) નેદરા, (૧૧) સોખડા ખુર્દ, (૧૨) કોટણા, (૧૩) ડભાસા, (૧૪) ઉમરાયા, (૧૫) લુણા. સિનોર તાલુકો–(૧૬) બાવ-રીઆ, (૧૭) દીવેર, (૧૮) સુરા સાંમર, (૧૯) માંડવા, (૨૦) હિંગલોદ, (૨૧) સાઢલી.

૨. અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળના પ્રચારક શ્રી. લાભશંકર કલ્યાણજી ભટ્ટ : ઑગસ્ટ–સપ્ટેમ્બર માસમાં—(૧) મોટા આંકડીઆ, (૨) માલવાણ, (૩) માંગલાપાળ, (૪) અમરપુર, (૫) નાના માચીઆળા, (૬) મોટા માચીઆળા, (૭) વરસડા, (૮) ઇશ્વરિયા, (૯) ગાવડકા, (૧૦) વાંકીઆ, (૧૧) બાળાપુર, (૧૨) ફતેપુર, (૧૩) ચકકરગઢ, (૧૪) વિઠ્ઠલપુર, (૧૫) તરવડા, (૧૬) મેડી, (૧૭) આડીઆ, (૧૮) સાજીઆવદર.

૩ વડોદરા મહાલ માનદ પ્રચારક શ્રી. છોટુભાઇ રા. પટેલ : સપ્ટેમ્બર માસમાં : (૧) મકરપુરા, (૨) સીસ્વા (બતાવ્યા પ્રમાણે વિષયવારી ને નામવારી પૂરી કરી દેવા ભલામણ), (૩) વડસર, (૪) ધનિયાવી, (૫) સુંદરપુરા.

૪ વીસનગર મહાલ પુસ્તકાલય મંડળના માનદ પ્રચારક રા. ઉમિયાશંકર લક્ષ્મીરામ દવે : (૧) ખંડોરણ, (૨) દેણુપ, (૩) રાજગઢ, (૪) થલોટા.

—卐—

( અનુસંધાન પૃ. ૬૩૨ નું )

૩૩. દામનગર—તા. ૧૭–૯–૩૮ ના રોજ દામનગર મહાલની સભા ભરાઇ. તેમાં વાંચનાલય ધરાવતાં ચાર ગામોએ વાંચનાલયનું કાયમ ફંડ તથા લોકમદદ મેળવી પુસ્તકાલય ખોલવાનું ઠરાવ્યું; હોદ્દેદારો તથા વ્ય. મંડળની ચૂંટણી કરવામાં આવી; તથા શિષ્ટ વાચનની પરીક્ષા દિવાળી વૅકેશન પછીના ત્રીજા રવિવારે લેવાનું ઠરાવ્યું; જૂદા મંડળોનાં નિવેદનો વેળાસર મોકલવાનું તથા છેલ્લે બે માનદ પ્રચારકોની નિમણૂક કરવામાં આવી. ( હિસાબ નથી મળ્યો. )




૧. શેષપ્રશ્ન ( પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ ):—અનુવાદકઃ માધવરાવ ભા. કર્ણિક; પ્રકાશકઃ નિરંજન કાર્યાલય, સૈયદપુરા, સુરત. કદ ક્રાઉન ૧૬ પેજી, ૧૯૩૮, પૃષ્ઠ ૬+૪૩૪; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૩-૦-૦; પ્રાપ્તિસ્થાન એન. એમ. ઠક્કરની કુંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઇ નં. ૨.

પ્રસિદ્ધ બંગાળી નવલકથાકાર સ્વ. શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયની મૂળ બંગાળી નવલકથાનો આ અનુવાદ શ્રી. કર્ણિકે કર્યો છે. તેમાં બંગાળી રીતરિવાજો, તેમની રહેણીકરણી, આચારવિચાર, કેળવણી વગેરે સંબંધી બહુ સારો ખ્યાલ આપ્યો છે. આસુતોષ ગુપ્ત નામના એક બંગાળી ગૃહસ્થ પોતાની એકની એક છોકરી મનોરમા સાથે આગ્રામાં જઇને વસે છે. ધનાઢ્ય હોવાથી નોકર–ચાકરો ઘણા છે. આગ્રાની જનતામાં એકમેક થઇ જવા માટે તેઓ ત્યાંના લોકોમાં ખૂબ ભળે છે અને તેમને પાર્ટીઓ, મિજબાનીઓ વગેરે આપે છે. તેઓ અત્યંત ઉદાર વિચારવાળા હોઇને પ્રેમાળ છે. અત્યંત નિરભિમાન વૃત્તિ એ તેમનું ભૂષણ છે એટલે શિવનાથ નામે એક અત્યંત બેદરકારીભર્યું અને ભારરૂપ જીવન જીવનાર વ્યક્તિ પણ આશુ બાબુને ત્યાં આશ્રય લે છે. તેને દેખી અન્ય લોકો જે તેને ઓળખતા હોય છે તે એને તિરસ્કારે છે અને આશુ બાબુને ત્યાં આવતા બંધ થાય છે. મનોરમા તેની તરફ દયાની લાગણીથી દોરાય છે અને તેની તબિયત નાદુરસ્ત થતાં તેની નિષ્ઠાથી સેવા કરે છે. તે દુર્ગુણી, ચારિત્ર્યહીન અને દારૂડીઓ હતો છતાં પણ અતિથિધર્મ પ્રમાણે તેનું કોઇ પોતાને ત્યાં અપમાન કરે એ બાપ–દીકરીમાંથી કોઇને પસંદ નહોતું. અક્ષય બાબુ તો તેની પછવાડે જ પડયા હતા અને જરા જરામાં તેને હલકો પાડવામાં પાછા પડતા ન હતા. એક સ્ત્રી તથા તેનાં છોકરાં હયાત છતાં એમને તજી દઇ શિવનાથ બીજી સ્ત્રી સાથે રહેતો હતો. મનોરમાનો વિવાહ અજિત બાબુ નામના એક યુવક સાથે થયો હતો. તેઓ વિલાયત જઇ આવ્યા હતા અને આગ્રામાં આશુ બાબુને ત્યાં આવ્યા હતા. તે પાશ્ચાત્ય રીતભાતમાં પાવરધા થઇ આવ્યા હતા. તેમને પણ પ્રોફેસરોનું વર્તન પસંદ પડયું નહિ. શિવનાથની સ્ત્રી કમલ હોશિયાર, ઉદ્યમી છતાં ભારે મિજાજી અને ભલભલાના કાન પકડાવે એવી હતી. અચાનક એક દહાડો રસ્તામાં એકઠા થઇ જતાં કમલ આજે તેને પોતાને ત્યાં લઇ ગઇ અને પોતે પોતાના મહોલ્લામાં કેવી સેવા કરી રહી છે તે બતાવી આજે તેને ત્યાં જમાડયો અને તેને ઘેર જતાં વાર થઇ. મનોરમા ગભરાઇ અને ત્યારથી એ બે જણ વચ્ચે વૈમનસ્ય શરૂ થયું. હિંદ માતાની સ્થિતિ સુધારવા હરેન્દ્ર બાબુએ એક આશ્રમ કાઢયો હતો અને તેમાં બાળકોને બ્રહ્મચર્ય પળાવી સ્વાશ્રયી બની જનસેવા કરવાની તાલીમ અપાતી હતી. કમલ તરફ સ્વાભાવિક રીતે જ હરેન્દ્રનો પક્ષપાત

હતો તેથી અજિત તથા કમલને એક દિવસ પોતાનો આશ્રમ જોવા બોલાવ્યાં. કમલે જોઇ પોતાની નાપસંદગી બતાવી. બ્રહ્મચર્યથી હિંદનું હિત વધશે એ વિચાર તેણે ભૂલભરેલો જણાવ્યો. શિવનાથ બાબુ તો તેને કયારના છોડી ગયા હતા. તે એકલી જ પોતે હતી ત્યાં રહેતી હતી અને ધીમે ધીમે અજિત તેની તરફ આકર્ષાવા લાગ્યો. પ્રસંગોપાત મનોરમાથી ન કહેવાનું કહેવાઇ જવાથી અજિતે તે ઘરનો ત્યાગ કર્યો. નવીન મેજિસ્ટ્રેટનાં પત્નીના નેતૃત્વ નીચે પ્રોફેસરોએ એક મહિલા મંડળ કાઢયું હતું તેમાં પણ કમલે હાજરી આપી અને પોતાના સંબંધી બધાના વિચારો સાંભળી લીધા. અજિતના કહેવાથી કમલે પોતાની આગલી હકીકત જણાવી. અને એ રીતે આસામના ચાહના બગીચાની નીતિરીતિ સંબંધી હકીકત અત્રે વર્ણવાઇ છે. કમલમાં ખ્રિસ્તીનું લોહી હોવાથી એને પાશ્ચાત્ય રીતરિવાજો પસંદ હતા. પૌર્વાત્ય રીત–રિવાજોને વળગી રહેવાને તે તૈયાર નહોતી. સમય જતાં અજિત કમલને ત્યાં જ રહે છે. કમલ તેને ચાહતાં શીખી છે. પરંતુ તે પણ આત્મસમર્પણ કરવા તૈયાર નહોતી તેમ અજિતને પણ તેની ભૂખ નહોતી. મનોરમા તો શિવનાથ જોડે પરણવા તૈયાર થઇ ગઇ હતી. આશુ બાબુને એ પસંદ નહોતું. આશુ બાબુ હિંદના જૂના રિવાજોને જ વળગી રહેવા માગતા હતા એટલે તેમની તથા કમલ વચ્ચે આસમાન જમીનનું અંતર હતું. લગ્નનું બંધન સ્વીકારવા તેમ જ એ જરૂરનું છે એ વાત સ્વીકારવા કમલ તૈયાર નહોતી. અને લગ્ન જરૂરનું છે કે નહિ એ જ શેષપ્રશ્ન તરીકે અત્રે ચર્ચ્યો છે. દલીલમાં કમલ પણ કાંઇ ઊતરે એવી નહોતી. છેવટમાં આશ્રમ બંધ પડે છે; કમલ અને અક્ષય બન્ને પોતપોતાના ઉદ્દેશો પાર પાડવા પારમાર્થિક સહજીવન ગાળવા તૈયાર થઇ જતાં રહે છે. શિવનાથ તથા મનોરમા બન્ને લગ્ન કરવા જાય છે. અને એ પ્રમાણે આશુ બાબુનું આગ્રાનું મકાન વિચ્છિન્ન થઇ જાય છે; લગ્નના સંબંધમાં નિશ્ચય થઈ શકતો નથી.

હાલ લગ્નનો પ્રશ્ન એ જ રીતે ચર્ચાઇ રહ્યો છે. કેટલાક એનેજરૂરનું અને મોક્ષના પગથીઆરૂપ ગણે છે ત્યારે કેટલાક બંધન માની પ્રેમને નામે હવસ પૂરો પાડવાના વિચારના હોય છે. સમાજસેવકોને આ પુસ્તક બહુ ઉપયોગી થઇ પડશે. ઓહિલચાલના હિમાયતીઓને તો આમાં આવતી દલીલો ઉપયોગી થઇ પડશે. કાગળ, છપાઇ, વગેરે સુંદર છે.

૨. **જંગીઝખાન**—દલાલ રમણીકલાલ જયચંદભાઇ; પ્રકાશકઃ જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ; અને ૧૨૮, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ ૨; ૧૯૩૮. પાકું પૂઠું; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૧૬+૨૨૪, ૮ ચિત્રો, મૂલ્ય રૂા. ૨.

Harold Lamb (હેરોલ્ડ લેમ્બ) ના અંગ્રેજી પુસ્તક ઉપરથી એક મિત્રની સૂચનાથી ભાઇ રમણીક દલાલે આ સચિત્ર પુસ્તક તૈયાર કર્યું છે અને તે જીવનલાલ અમરશી મહેતાએ 'જ્ઞાનવર્ધક પુસ્તકમાળા'ના ૮૮ મા પુસ્તક તરીકે પ્રસિદ્ધ કર્યું છે.

જંગીઝખાને હિંદુસ્તાન ઉપર ચડાઇ કરી હતી એવું માધ્યમિક શાળાના ઇતિહાસમાં આપણે શીખેલા. તેમાં એ બહુ ક્રૂર હતો એમ જણાવેલું છે, પરંતુ એનામાં શૌર્ય, સતત પ્રયાણ, યુદ્ધની ભૂખ, રાજ્યસત્તા ફેલાવવાની તમન્ના વગેરે, તેમ જ શાસન, આધિ-

પત્ય, શરણે આવેલા પ્રત્યે દયા અને સામા થનાર સામે સખ્ત શાસન વગેરે વિજેતાના ગુણો પણ હતા. એ હમેશાં ફર્યા જ કરતો. તોફાનીમાં તોફાની લડવૈયાઓ પાસે કડક શિસ્ત કેવી રીતે પળાવવી, તથા ગુનાહ માટે આકરામાં આકરી શિક્ષા કરી દાબ બેસાડવાની રીત તેમ જ જીતાયલા પ્રદેશો ઉપર પોતાનું આધિપત્ય જળવાઇ રહે એવા પ્રયત્નો કરવા એ એને મન સહજ હતું. નોમાડ નામની સતત ભટકતી જાતનો હોવાથી એને ઘરબાર તો હતાં જ નહિ. મૂળ મંગોલિયાનો રહેવાસી. પોતાના લશ્કરીઓ ઉપર જેવી રીતે તેનો પ્રભાવ પડતો હતો અને દાબ હતો તેવો જિત થયા પછી તેમને લૂંટ પણ કરવા દેતો; પરંતુ પોતાનો હુકમ નહિ માનનાર માટે તે નિર્દય જ રહેતો અને તેથી જ આવા ઝનૂની અને જંગલી તેમ જ જોરાવર લોકોને તે કાબુમાં રાખી શકયો. હુન્નર-ઉદ્યોગ તેમ જ વેપારને તે સારી રીતે ઉત્તેજન આપતો અને એટલા માટે એણે હિંદુકુશની પેલી પારથી વેપારીઓને પોતાના દેશમાં નોતર્યા હતા. પ્રબળ શત્રુ સામે તે નીડરતાથી લડી આખરે તેને હરાવતો ત્યારે જ જંપતો. અને તેથી જ તે એશિયા, યુરોપ, હિંદુસ્તાન વગેરે દેશો ઉપર આક્રમણ કરી તેને જીતી શકયો હતો; જો કે હિંદુસ્તાનમાં તે બહુ આવી શકયો નહોતો. અફ્ઘાનીસ્તાન, ઇરાન, અરબસ્તાન વગેરે દેશો પણ એણે જીત્યા હતા. ઇટલી, રૂશિયા વગેરે સ્થળે પણ એના હાકેમો હતા જ. એકંદરે જંગીઝખાન સંબંધી સારી માહિતી આ પુસ્તકમાંથી મળવા ઉપરાંત, તેના સમયની એશિયા યુરોપની સ્થિતિ સંબંધી પણ આપણને જાણવાનું મળે છે. જીતી લીધેલાં ગામો પણ તે બાળી અને લૂંટી લેતો; તેમ જ રાજકુટુંબને પાંગળું કરી મૂકવા પણ ચૂકતો નહિ. જિત થયા પછી ત્યાંની વ્યવસ્થા સંબંધી ગોઠવણ પણ તે તરત જ કરતો અને વખત મળે તો ત્યાંની ફરી મુલાકાત લેવા પણ ચૂકતો નહિ. આ વીરનરનું મરણ પણ લડવૈયાને શોભે એવું હતું. એનામાં મોટાઇ તેમ જ તુમાખી નહોતી, સામાન્ય સૈનિક સરખું કામ પણ પોતે કરતો જ. એના પછી એના છોકરાએ થોડા સમય સુધી રાજ્ય ટકાવી રાખ્યું પરંતુ વધારે સમય એ રહી શકયું નહિ. થોડાં ઘણાં એનાં પોતાનાં વિશ્વાસુ માણસો હતાં તેના ઉપર જ એ વિશ્વાસ મૂકતો અને ખરું કામ તેમની મારફત જ કરાવતો. નિરંતર ભટકતા અને લશ્કરી જીવન ગાળનારા લોકોની રહેણીકરણી સંબંધી ખ્યાલ આ પુસ્તકમાંથી ઘણો સારો મળે છે. આવા પ્રાચીન કાળનું દિગ્દર્શન કરાવતાં પુસ્તકોની આવશ્યકતા છે જ. ફારસી અરેબિક ભાષામાં એવાં વૃત્તાંતો ઘણાં મળી આવે છે. કાગળ, છપાઇ, બાંધણી વગેરે સારાં છે. મૂલ્ય પણ ઠીક છે. દરેક પુસ્તકાલયે ખરીદવા જેવું છે.

**૩-૪ પશ્ચિમના દેશોની કેળવણી પુ. ૧-૨**—મૂળ લેખક ખૈર, ડૉ. ગજાનન શ્રીપત; ભાષાન્તરકર્તા ત્રિદાસ, ગોપાળ મજાનન; પ્રકાશક શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર; ૧૯૩૮, ક્રાઉન ૧૬ પેજી કદ, આચ્છાદનવાળું પાકું પૂઠું, પૃષ્ઠ ૨૯+૨૭૯ અને ૧૭+૨૮૩; મૂલ્ય રૂ. ૨-૮-૦ બન્ને ભાગના.

દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર તરફથી કેળવણીવિષયક પુસ્તકો વખતોવખત ઘણાં પ્રગટ થયાં છે. તેમાં આ બન્ને પુસ્તકોથી શિક્ષકોએ શું જાણવું જોઇએ તેમ જ

તેઓ કેવી રીતે કેળવાવા જોઇએ અને પ્રાથમિક તથા માધ્યમિક તેમ જ ઉચ્ચ કેળવણી કઇ પદ્ધતિ પર પાશ્ચાત્ય અને અમેરિકાના દેશોમાં અપાય છે એ વિષે ઘણી સારી હકીકત લંબાણથી આપી છે. શિક્ષકો, શિક્ષણાનુભવ શાળાઓ, કેળવણીકારો વગેરેને આ પુસ્તકમાંથી ઘણું જાણવાનું મળશે. કેળવણીનો પ્રશ્ન અત્યારે વિચારાઇ રહ્યો છે તેવે સમયે આ પુસ્તક બહુ ઉપયોગી અને માર્ગસૂચક થઇ પડશે.

પહેલા ભાગમાં અમેરિકાની લોકશાહી શિક્ષણપદ્ધતિ, રશિયાની સમાજવાદી કેળવણી અને ઇંગ્લાંડની વ્યક્તિસ્વાતંત્ર્યવાદ પર રચાયલી કેળવણીપદ્ધતિ, વિસ્તારથી વર્ણવી તેને હિંદની આધુનિક શિક્ષણપદ્ધતિ સાથે સરખાવી તેની ઉણપો તથા તે ટાળવાના ઉપાયો વગેરે ત્રણ ખંડોમાં બહુ સારી રીતે વર્ણવ્યું છે. બીજા ભાગમાં ચોથા ખંડમાં જર્મની, ઇટાલી અને ફ્રાન્સની સંસ્કૃતિપ્રધાન કેળવણીની પદ્ધતિ સંબંધી માહિતી આપી છે. પાંચમા ખંડમાં જગત અને હિંદની કેળવણીપદ્ધતિનું હિંદની દૃષ્ટિએ અવલોકન કરી, ઉત્તમ નાગરિકો તૈયાર કરવા માટે કયા કયા ફેરફાર કરવા આવશ્યક છે તે સૂચવ્યું છે. શિક્ષણની બધી બાજુઓ સૂક્ષ્મ રીતે તપાસી, હિંદની આધુનિક સ્થિતિ સુધારવા કયા કયા ફેરફારો કરવાની જરૂર છે તે દાખલા–દલીલોથી તેમ જ નકશાઓથી પૂરવાર કર્યું છે. નાગરિકતાનું સાચું ભાન થઇ પ્રજા ચેતનવંતી, સ્વાતંત્ર્યપ્રિય, બુદ્ધિમાન અને શૂરવીર થાય એવી કેળવણીની આવશ્યકતા ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. દરેકે દરેક શાળા પુસ્તકાલયમાં આ પુસ્તક હોવું જોઇએ. શ્રીયુત મુકુંદ રા. જયકરે પુસ્તકની પ્રસ્તાવના લખી છે.

૫. **વસંતકુમારી યાને પ્રોફેસરની પત્ની**—કર્તા મોજીલો માસ્તર; પ્રકાશકઃ મણિલાલ ઇચ્છારામ દેસાઇ, નવી રોશની કાર્યાલય, ૩૫, હમામ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ ૧ ૧૯૩૫; ક્રાઉન ૧૬ પેજી, બોર્ડનું પૂઠું, પૃષ્ઠ ૧૨૨, મૂલ્ય ૧૨ આના.

'વીસમી સદી' ગ્રંથમાળાના ૫ મા પુસ્તક તરીકે પ્રસિદ્ધ થતા આ પુસ્તકમાં સહશિક્ષણથી થતો પ્રેમ તથા તેમાંથી ઉદ્‌ભવતા વેરને લીધે એકમેકનું જીવન ધૂળધાણી કરવાની જિજ્ઞાસા અને તેમાંથી વફાદાર મિત્રની મદદથી જંગલી અને ગામડિયણ જણાતી વફાદાર પત્ની દ્વારા પ્રોફેસરનો થતો છૂટકારો વગેરે આધુનિક સમયના વાતાવરણને લગતી પરિસ્થિતિનું આબેહૂબ દૃશ્ય નજરે પડે છે. ચંપકલાલ ભટ્ટ અને સીતાદેવી વચ્ચે પાઠશાળામાંથી મૈત્રી જામે છે પરંતુ અત્યંત ગરીબાઇમાં ઉછરેલા ચંપકલાલ તરફ સીતાદેવી ગર્વથી જુએ છે અને પરણવા ના પાડે છે ત્યાંથી બન્ને વચ્ચે વેરની શરૂઆત થાય છે. લગ્નપ્રસંગે સુરત જવાનું થતાં 'ભીમી' નામની એક ગરીબ છોકરી જોવામાં આવતાં ચંપકલાલ તેની તરફ આકર્ષાય છે અને ભાભી વિમળાનાં મહેણાં છતાં પણ તેને પરણવા લલચાય છે. તેમાં લક્ષ્મીશંકર-દવે અને લીલાવતીના પ્રયાસથી આખરે મહોલ્લાના લોકોનાં કામકાજ કરી લક્ષ્મીશંકરની હૂંફમાં રહેતી ભીમી પતિભક્તિ કરતાં છતાં પણ પતિની પસંદગી મેળવી શકતી નથી. સીતાદેવી ચંપકલાલને બનાવવાનો એક પણ પ્રસંગ જવા દેતી નથી. શ્રીમંતાઇના ગર્વમાં સીતાદેવી ચંપકલાલને ચીડવે છે. અસંતુષ્ટ ચંપકલાલ

બીમીનો તિરસ્કાર કરે છે અને તેને ઘરમાંથી કાઢી મૂકે છે. વસંતકુમારી ચાલી જાય ચંપકલાલના જીવજાન મિત્ર નવનીતલાલને બંગલે જાય શાંતાકુમારીની મદદથી તેની સહાય લઈ ચંપકલાલને બચાવી લેવા તદબીર રચે છે. સીતાદેવી પોતાના ધનાઢય સ્વામીની મદદથી ચંપકલાલને બેઆબરૂ બનાવી દેવાના પ્રયાસમાં સફળ થવાની આશા રાખે છે ત્યાં વસંતકુમારી મરદના પોષાકમાં છૂપી પોલીસ તરીકે જાહેર થઈ નવનીતલાલ તથા શાંતાકુમારીની મદદથી ઉલટી સીતાદેવીને જ સપડાવે છે અને યુક્તિથી તેને જ હલકી પાડી પતિને તદ્દન નિર્દોષ જાહેર કરાવી સીતાદેવીને ઠેકાણે આણે છે અને ત્યારથી બન્ને કુટુંબો વચ્ચેનો અણબનાવ જતો રહે છે અને સીતાદેવી વસંતકુમારીને વખાણે છે તથા તેની માફી માગે છે.

વેરમાં પલટાઈ જતો પ્રેમ કેટલી અધોગતિએ લઈ જાય છે તે સીતાદેવીના પાત્ર ઉપરથી બહુ સારી રીતે સમજાય છે. ચંપકલાલ ભણેલો છતાં વેર વાળવાના ઉદ્દેશથી બહારથી સ્નેહ અને માન બતાવી અંદરથી દ્વેષભાવ ધારે છે અને આખરે જે સ્ત્રી તરફ પોતે નિષ્ઠુર થઈ તેને ઘરબહાર કાઢી મૂકે છે તે જ અનઘડ સ્ત્રી તેને અણીને વખતે બચાવે છે એટલું જ નહિ પરંતુ સીતાદેવીનું તરકટ ઉઘાડું પાડે છે. યુવક–યુવતીઓએ આ નવલકથા વાંચી દૂષણોથી દૂર રહેવા પ્રયત્ન કરવો જોઈએ.

**૬. તારા અને ગ્રહો:**—કર્તા; મગનભાઈ પટેલ, પ્રકાશકઃ શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર, ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૧૧૧; સચિત્ર કાચું પૂઠું, મૂલ્ય પાંચ આના.

બાલસાહિત્ય વાટિકાનું આ ૧૭ મું પુસ્તક છે. એમાં શ્રીયુત મગનભાઈ પટેલે બાળકોને આનંદ સાથે જ્ઞાન મળે એ ઉદ્દેશથી તારા અને ગ્રહો સંબંધી માહિતી વાર્તાના રૂપમાં આપી છે. દરેક તારાનું નામ તથા તેનો ઇતિહાસ, આકાર ઉપરથી તેમ જ સ્થળ ઉપરથી ગ્રહો ઓળખવાની યુક્તિ, શુક્લ અને કૃષ્ણપક્ષમાં ચંદ્રના તેજની વૃદ્ધિ અને ક્ષીણતા, કયો તારો કઈ વખતે ક્યાં દેખી શકાય વગેરે માહિતી આ નાનકડા પુસ્તકમાં સારી આપી છે. બાળકોને તેમ જ મોટાંને પણ આમાંથી ઘણું જાણવાનું મળશે. આ પુસ્તકની મદદથી તારાઓ ઓળખતાં શીખી શકાય. પ્રાથમિક શાળાઓ, બાલ પુસ્તકાલયો વગેરેએ ખાસ ખરીદવા લાયક છે. સૂર્ય, ચંદ્ર, પૃથ્વી વગેરે સંબંધી માહિતી પણ બહુ સારી અને સરળ રીતે આપી છે. છપાઈ, કાગળ વગેરે ઉત્તમ છે.

**૭. સોમાભાઈનાં કાવ્યો**—કર્તાઃ સોમાભાઈ ભાવસાર; પ્રકાશક, સ્થળ, કદ પૂઠું મૂલ્ય ઉપર પ્રમાણે, પૃષ્ઠ. ૧૦૨. ૧૯૩૮;

બાલસાહિત્ય વાટિકાનું આ ૩૧ મું પુસ્તક છે. એમાં ભાઈ સોમાભાઈએ ૨૧ બાલગીતો જીવનમાં જોવામાં આવતા વિષયો પર સરળ પદ્ધતિએ લખ્યાં છે. વિષયો બાળકોને પસંદ પડે એવા અને ગમ્મત સાથે જ્ઞાન આપે એવા ભાવવાહી છે. એક એક બીજ, જસોદા, દિવાળી, ભમરડો, આસોપાલવ, બાળપણ, આંધળાનું કથન પ્રેરક અને બોધક છે, પ્રાથમિક શાળાઓ, બાલમંદિરો તેમ જ બાલપુસ્તકાલયો

જરૂર ખરીદે. એકંદર પાંચ જાતનાં ગીતો આમાં છે. ૨૧ બાલમંદિરનાં ગીતો, ૯ કુદરતનાં ગીતો, ૧૫ હાલરડાં, ૭ બાલસંવેદન ગીતો અને ૭ નવાં ગીતો છે. છેલ્લામાં આજનું ગીત રેંટીઓ, ઘાંચીની ઘાણી, સિપાઇ, હથોડી, દાતરડું અને સોયની કથા છે. નવાં ગીતો ખાસ ઉપદેશાત્મક અને શિક્ષણવિષયક છે. આ કાવ્યો દરરોજના ઉપયોગની વસ્તુઓ સંબંધી સારો ખ્યાલ બાળકને આપે છે.

૮. **વનિતાઓના સુખી સંસાર**—સંપાદક તથા પ્રકાશક શાહ અમથાલાલ જ. કેથેડ્રલ સ્ટ્રીટ, અનંતવાડી નાગર વણિકનિવાસ ત્રીજે માળે રૂમ નં. ૫૩, મુંબાઇ નં. ૨, ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, બોર્ડનું સચિત્ર પૂઠું, પૃષ્ઠ ૮+૧૪૩; મૂલ્ય ૪ આના.

આ વાર્તાસંગ્રહમાં કુલ ૮ સ્ત્રી વાર્તાઓ પત્ની, માતા, ભગિની તરીકેની મહત્તા દર્શાવે છે. ગમે તેવા સંજોગોમાં પોતાનું ગાડું કુશળતાપૂર્વક નિભાવી જવું એ સ્ત્રીઓ માટે ઘણું ગૌરવભર્યું ગણાય. પૈસાદાર મટી ગરીબ થઇ જતાં પણ નિપુણતાથી જે છે તેમાં સંતોષ માની તેમાં જ પોતાનું ઉત્તમ રીતે નિભાવી લેતાં આવડવું એ ખરેખર પ્રશંસનીય છે. આ વાર્તાઓ સ્ત્રીઓને માટે ખાસ માર્ગદર્શક, પ્રેરણાત્મક અને ઉપદેશક છે. ગામડાંમાં આવાં પુસ્તકો જેમ વધારે વંચાય તેમ સારૂં. પુસ્તકાલયો, કન્યાશાળાઓએ ખરીદી એનો ખૂબ પ્રચાર કરવો જોઇએ.

૯. **વીર-વન્દન**—લેખકઃ વીરભક્ત; પ્રકાશકઃ દીપચંદ બાંઠિઆ, મંત્રી, શ્રી. વિજયધર્મસૂરી જૈનગ્રંથમાળા, છોટા સરાફા, ઉજ્જૈન ( માલવા ) ૧૯૩૮, ૨૪ પેજી ૩૬, પૃષ્ઠ ૯૨, કાચું પૂઠું, મૂલ્ય ૨ આના.

ઉપરોક્ત ગ્રંથમાળાનું આ ૪૨ મું પુસ્તક છે. એમાં ૩૧ કાવ્યો હિંદી ભાષામાં આપેલાં છે. ભૂમિકામાં મહારાજશ્રી વિદ્યાવિજયજીએ જણાવ્યા પ્રમાણે કેટલાંકમાં પ્રભુપ્રાર્થના છે, કેટલાંકમાં પ્રભુની ખોળ છે, કેટલાંક દેશની પરિસ્થિતિ સંબંધી અને કેટલાંકમાં મહાવીર સ્વામીના ત્યાગની આબેહૂબ રૂપરેખા છે. જૈનો તેમ જ જૈનેતરને પણ આ પસંદ પડશે. કાવ્યો ભાવવાહી, હૃદયસ્પર્શી અને ઉપદેશાત્મક તથા ભક્તિયુક્ત છે જૈન ધર્મના અનુયાયીવાળાં ગામોનાં પુસ્તકાલયો જરૂર ખરીદે. છપાઈ, કાગળ, બીબાં વગેરે સુંદર છે.

૧૦. **ઋણમુક્તિ અને રચનાકાર્ય**—મૂળલેખકઃ શ્રી. નટવરલાલ માણેકલાલ સુરતી; ભાષાંતરકર્તા અને પ્રકાશકઃ દામોદર લક્ષ્મીશંકર ત્રિવેદી, ૧૦૨ બ્રહ્મનિવાસ, સેનિટેરિયમ પાસે, કૃષ્ણનગર, ભાવનગર; ૧૯૩૭. ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૧૭+૬૩ પાકું પૂઠું, સચિત્ર, મૂલ્ય છાપ્યું નથી

ભાવનગર રાજ્યના વસુલાતી અધિકારી તરીકે ખેડૂતોની ઋણમુક્તિ સંબંધી બધું કાર્ય ભાઇ નટવરલાલ સુરતીએ કરેલું અને એ હકીકત તેમણે દિલ્હીથી પ્રસિદ્ધ થતા ' Roys' Weekly–રૉયઝ વીકલિ'ના માર્ચ ૧૯૩૭ ના ચાર અંકોમાં અંગ્રેજીમાં પ્રસિદ્ધ કરી હતી, પરંતુ જિજ્ઞાસુઓની માગણી થતાં તેમણે ' એગ્રીકલ્ચરલ ડેટ રિડેમ્પ્શન એન્ડ આફ્ટર ' એ શીર્ષક નીચે અંગ્રેજી પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું. તેનું આ ભાષાંતર તેમની અનુમતીથી તેમના મુખ્ય કારકુન ભાઇ દામોદરે ગુજરાતીમાં પ્રસિદ્ધ કર્યું છે,

ભાવનગર રાજ્યના ખેડુતો દેવામાં પાયમાલ થતા જતા હતા, તેમને પૂરૂં ખાવાનું પણ નહોતું અને રાજ્યમાં તેમની સ્થિતિ ઘણી શોચનીય થઇ પડી હતી. રાજ્યના ખેડુતોની એકંદર સ્થિતિ તેમ જ શાહુકારોના પંજામાં તેઓ કેટલા ફસેલા છે વગેરે બાબતોની તપાસ કરી, શાહુકારોને બોલાવી રાજ્યે છૂટછાટ મુકાવી તેમ જ રાજ્ય ખજાનામાંથી મદદ આપી ખેડુતોનું કરજ પતાવી દીધું અને આગળ તેઓ પાછા શાહુકારોના હાથમાં સપડાય નહિ તે માટે કાયદા દ્વારા નિયમન કરી, ફાયદાકારક ખેતી કેવી રીતે કરી શકાય તથા તે માટે ખેડુતોએ શું શું કરવું જોઇએ તે સંબંધી તમામ માહિતી પ્રસિદ્ધ કરી હતી. એ બધું આ પુસ્તકમાં સંપૂર્ણ વિગત સહિત આપેલું છે. ખેડુતોને તેમ જ આર્થિક પરિસ્થિતિના અભ્યાસકોને આ પુસ્તકમાંથી ઘણું જાણવાનું મળશે. જમીન સુધારવા માટે તેમ જ જમીનમાંથી જોઇતો પાક વધારે પ્રમાણમાં મેળવવા માટે શું કરવું જોઇએ તે બધું આમાંથી બહુ સારી રીતે સમજાશે. કાગળ છપાઇ વગેરે ઠીક છે. બાંધણી ટકાઉ નથી. બીજી આવૃત્તિ છપાવતાં પ્રકાશક ભાઇ આ ઉણપ પૂરી કરી લેશે.

**૧૧ અનુરાધા**—અનુવાદકો કવિ, દયાશંકર ભ., અને જોશી, માણેકલાલ; પ્રકાશકઃ નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ. ક્રાઉન ૧૬ પેજી, ૧૯૩૮; કાચું પૂઠું; પૃષ્ઠ ૧૩ + ૨૮૭; મૂલ્ય રૂ. ૧–૪–૦ પાકું પૂઠું ૨–૦–૦.

શરદબાબુના આ નવલિકાસંગ્રહમાં એકંદર પાંચ વાર્તાઓ છે. અનુરાધા, સતી, પરેશ, નિષ્કૃતિ અને બિંદુર છેલે. જીવનની લીલી સુકી તેમ જ બંગાળી ગૃહસંસારનું આમાં બહુ સારૂં દિગ્દર્શન શરદબાબુએ કરાવ્યું છે. ધુંવાપુંવા થઇ ઘરનો કબજો છોડવવા આવનાર જમીનદારનો પુત્ર વિજય, અનુરાધાના કુમાર પ્રત્યેના સ્નેહ તથા તેના અપત્યસ્નેહથી તેમ જ પોતાના મારેની કાળજીથી આકર્ષાઇ કશું જ કર્યા વિના પાછો જાય છે અને ઊલટો તેનો ઓશિંગણ થાય છે. અને મોટાભાઇ પોતાની સાળી અનિતાના વિવાહ વિજય જોડે ન થતાં અન્ય જોડે થવાથી લગ્નમાં ન જતાં પ્રભાને પણ જવા દેતા નથી તેથી વિજય આમંત્રણ વિના ભાભી જોડે જવા તૈયાર થાય છે. કારણ કે પોતાને તો અનુરાધાનું જ આકર્ષણ છે. ઇર્ષાળુ પત્નીથી મોટા મોટા માણસોની પણ દશા કેવી વિપરીત હોય છે તે સતીમાંથી દશ્ય થાય છે. હરીશ બાબુ લાવણ્યને મળે છે ને તેને ઘેર બોલાવે છે,તેથી નિર્મળાનો મિજાજ ખસી જાય છે અને આખરે એક ચિઠ્ઠી આવતાં તે વાંચી અફીણ ખાય છે. વહેમ અજબ વસ્તુ છે. વહેમનું ઔષધ જ નથી. એક વખતનો સુખી ગુરુચરણ નાના ભાઇ હરિચરણના કપટથી અને તેની સ્ત્રીની ઉશ્કેરણીથી ઘરબાર વગરનો થઇ જાય છે. ભાઇના છોકરા પરેશને તો તેમણે પોતાના છોકરા જેવો ઉછેર્યો હતો. તેને પણ ગુરુચરણને મળવા દેતા નથી. નિષ્કૃતિનાં પણ શૈલના જ કારસ્તાનથી સુખી ઘરમાં કંકાસ થાય છે. મોટા ભાઇનો પિત્રાઇ ભાઇ રમેશ તરફનો સ્નેહ નહિ સાંખી શકવાથી અને તેની પત્ની શૈલજાની કડક ચિરત નહિ સહેવાવાથી આખરે તેને ઘરમાંથી કઢાવી મૂકે છે. અને ઘરનું બધું હરીશ અને તેની વહુ નયનતારા આરોપે છે. પરંતુ કોર્ટમાં જતાં ત્યાં છોકરાની તથા શૈલજાની દુર્બળ સ્થિતિ નિહાળી પોતાની જાગીર તથા ઘર તેમને

નામે લખી આપે છે અને એ રીતે પોતાનો તેની તરફનો નિઃસ્વાર્થ સ્નેહ સાબીત કરે છે. અહીં ઉદારતાની અવધિ આવે છે. હરીશ તો સજ્જડ થઇ જાય છે. બિંદુર છેલ્લેમાં પૈસાદાર માબાપની દિકરી સાસરે આવી જેઠના છોકરાની ઉછેર તથા તેના સંબંધી તમામ ખર્ચ, કેળવણી વગેરેનું કરે છે; પરંતુ એની બાબતમાં કોઇથી કાંઇ કહેવાતું નથી. વાત વાતમાં વધિો પડતાં યાદવ તથા બિંદુ જુદાં રહે છે. યાદવને પોતાના મોટા ભાઇ માધવ પ્રત્યે અનહદ પ્રેમ અને માન છે. તે બિંદુના આવા ગર્વભરેલા વર્તનથી નાખુશ છે, છતાં કાંઇ બોલતો નથી. બિંદુનાં માબાપ આવતાં તેની જોડે પોતાને ઘેર જાય છે. નણંદ અને તેના છોકરાને લીધે અન્નપૂર્ણા પણ બિંદુથી અસંતુષ્ટ થાય છે અને નરેન્દ્રની સોબતમાં અમૂલ્ય બગડી જાય છે એ જોઇ આપઘાત કરવા પ્રેરાય છે. પરંતુ માધવની તેના પ્રત્યેની મમતાથી તેમ જ વૈદ્યની સારવારથી બિંદુ બચી જાય છે અને આખરે માધવ તેને પોતાને ઘેર તેડી લાવે છે.

વાર્તાઓ ખરેખર વાંચવા લાયક અને બોધક છે. મનુષ્યો પરસ્પરના દ્વેષ અને ઇર્ષ્યા તથા અસંતોષને જીતતાં શીખે તો સંસારમાં સ્વર્ગ ઉતારી શકે, એ આ વાર્તાઓથી બહુ સારૂં સમજાય છે.

**૧૨. રાસકૌમુદીઃ**—કર્તા તથા પ્રકાશકઃ મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ, ૧૬ પેજી કદ, ૧૯૩૮; બોર્ડનું કાચું પૂઠું, પૃષ્ઠ ૧૦૦, મૂલ્ય રૂ ૧.

ભાઇ મૂળજીભાઇએ આ પહેલાં બીજાં ચાર પાંચ આવાં જ પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. એઓ રાસના ખાસ રસિયા છે. પુસ્તકની શરૂઆતમાં 'ગુજરાતણોના રાસ–ગરબા ' નામે એમણે લખેલો લેખ ખાસ વાંચવા લાયક છે. એમાં રાસ–ગરબા સાહિત્યનું સારૂં દિગ્દર્શન એમણે કરાવ્યું છે. નવરાત્રના સમયમાં પ્રસિદ્ધ થએલું આ પુસ્તક ગુજરાતણોને ગરબાઓ ખાતે ખાસ ઉપયોગી થઇ પડશે. વિવિધ વિષયો ઉપરાંત રાસની ભાવના ઉત્તમ છે.

**ના. ચં. દીવાનજી**

**૧૩. મહાન મુસાફરોઃ**—લેખકઃ મૂળશંકર મો. ભટ્ટ; પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, પાનકોર નાકા, અમદાવાદ; ૧૯૩૮; ૧૬ પેજી પૃષ્ઠ ૨૬૭; કાચું સચિત્ર પૂઠું; કિં. પાકા પૂઠાની રૂ. ૧–૦–૦.

અંજલિ ગ્રંથમાળાના ૪ થા વર્ષના આ બીજા પુસ્તકમાં એશિયા, યુરોપ ને આફ્રિકાના જુદા જુદા દેશોના સાહસિક મુસાફરો જેવા કે અગસ્ત્ય ઋષિ, હ્યુએન સાંગ, માર્કો પોલો, કોલંબસ, મંગો પાર્ક, ઇબ્ન બતૂત, ફ્રાન્સિસ ડ્રેક, લિવિંગસ્ટન વગેરેએ શોધખોળો અને જ્ઞાનની પ્રાપ્તિ માટે કરેલા પ્રવાસોનાં રસમય વર્ણન છે. તે વાંચતાં જગતના વિવિધ દેશો ને લોકોના તત્કાલિન આચાર–વિચાર, સંસ્કૃતિ ને સ્થિતિનો સારો પરિચય મળવા ઉપરાંત એ મુસાફરોના જીવન ને કાર્યની થોડીથી માહિતી પણ મળે છે. વિદ્યાર્થીઓએ પુસ્તક ખાસ વાંચવા જેવું. શિષ્ટ વાચનની પરીક્ષા માટે પણ પસંદ કરી શકાય તેવું છે.

**૧૪. આપણાં પક્ષીઓઃ**—લેખકઃ નરેન્દ્ર બધેકા; પ્રકાશકઃ શ્રી દક્ષિણા-

મૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર; પહેલી વાર, સ. ૧૯૯૪; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૯૬; કાચું સચિત્ર પૂઠું; કિં. ૦–૫–૦.

આ પુસ્તક શ્રી. દ. મૂ. બાલસાહિત્ય વાટિકાનું ૩૫ મું પુષ્પ હોઇ એમાં લેખકે દેશ–પરદેશનાં કુલ ૨૨ પક્ષીઓનો સુંદર પરિચય કરાવ્યો છે. મોટાં બીબાંમાં છપાયેલું ને વાર્તાશૈલીમાં લખાયેલું આ પુસ્તક બાળકો હોંશથી વાંચશે ને જુદાં જુદાં પક્ષીઓની રહેણી–કરણી ને આદતોની જરૂરી માહિતી મેળવશે. બધાં પક્ષીઓને તો મોટાંઓ પણ પૂરાં નથી ઓળખી શકતાં. એટલે મોટાં માણસોને પણ આ પુસ્તક માર્ગદર્શક થઇ પડશે. દરેક પક્ષીનું ચિત્ર અપાયું હોત તો ઠીક થાત. પુસ્તકાલયોએ અપનાવવા જેવું છે.

૧૫. **સુંદર બાલવાતો** ( પ્રથમ ખંડ ):—સંપાદકઃ જમુભાઇ દાણી અને સોમાભાઇ પટેલ; પ્રકાશકઃ સુંદર સાહિત્ય પ્રકાશન મંદિર, હ્યુજીસ રોડ–મુંબઇ નં. ૭; પ્રથમ વાર, ૧૯૩૮; ૧૬ પેજી પૃષ્ઠ ૧૩૫; કાચું સચિત્ર પૂઠું.

પ્રાથમિક વર્ગોના ઇતર વાચનમાં સહાયક બને એવા ઉદ્દેશથી આ બાલવાર્તાનો સંચય પ્રકાશિત થયો છે. એમાં શ્રી. ગિજુભાઇ, વીમાવાળા, ર. ના. શાહ, ચં. મ. ભટ્ટ, સુંદરમ્, મેઘાણી, રમણલાલ સોની, તારાબેન, મોંઘીબેન વગેરે ગુજરાતનાં જુદાં જુદાં ૨૫ જાણીતાં બાલસાહિત્યસર્જકોની એકેકી વાત સંગ્રહવામાં આવી છે. બાળકોને એના વાચનમાં જરૂર રસ પડશે અને ગમ્મત સાથે બોધ પણ મળશે. વાર્તાઓ બધી જ નિર્દોષ હોઇ બાળકોના હાથમાં વિનાસંકોચે મૂકી શકાય તેવી છે.

૧૬ **કુદરતકથાઓ** : ભાગ પહેલો—લેખક, સોમાભાઇ પટેલ; પ્રકાશકઃ શ્રી. દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગરઃ પહેલી વાર, ૧૯૩૮; ૧૬ પેજી પૃ. ૯૪; કાચું સચિત્ર પૂઠું; કિં. ૦–૫–૦.

શ્રી. દ. મૂ. બાલસાહિત્ય વાટિકાના આ ૩૪ મા પુસ્તકમાં લેખકે પ્રાથમિક દશાના લોકોએ કુદરતમાં બનતા બનાવોનાં જે કારણો કલ્પી કાઢેલાં તેને લગતી વાતો સંઘરી છે. જેમકે, મેઘધનુષ, ચાંદની, ગ્રહણ, આકાશગંગા, પોપટની બોલી, હીરા, મોતી, ખારો સાગર, સાપની કાંચળી, લજામણી વગેરે કુલ ૧૭ બનાવોની વાતો છે. વાંચતાં શીખેલાં બીજા ત્રીજા ધોરણનાં બાળકો વાંચીને સમજી શકે એવી એની છપાઇ ને લખાવટ છે. પણ શિક્ષકો તેમ જ માબાપોએ બાળકને આ ચોપડી વાંચવા આપતી વખતે અગર તેના વાચન દરમિયાન બાળકના મનમાં ઠસાવવું જોઇએ કે આ બધી વાતોની હકીકત કંઇ ખરી નથીઃ એ તો ' ચકલા ચકલી 'ની વાત જેવી કલ્પિત છે અસલના વખતમાં લોકો આમ ધારતા હતા. આટલી સમજૂત સાથે પુસ્તક બાળકના હાથમાં સુખેથી મૂકી શકાય.

૧૭. **આપણે ભજવીએ**.—લેખકઃ વૈકુંઠ ગો. ઠાકોર; પ્રકાશકઃ ભાઇલાલ ડી. પટેલ, ' આપણું બાલ કાર્ય મંદિર ' ભરૂચ; ૧૯૩૮; ૧૬ પેજી પૃષ્ઠ ૩૨, કાચું પૂઠું; કિં. ૦–૩–૦.

આ નાનકડી પુસ્તિકા, ' આપણી બાળ ગ્રંથમાળા ' ના ૨ જા વર્ષનું ૨ જું પુષ્પ હોઇ તેમાં ' **એ તો ચોરી કરી કહેવાય** ' અને ' **સંપ** ' એ નામના બે

બાલસંવાદો આપવામાં આવેલા છે. પહેલામાં પાત્રો તરીકે એકલા છોકરાઓ જ છે, ત્યારે બીજામાં એકલી છોકરીઓ જ છે. એટલે છોકરાઓ તેમ જ છોકરીઓ બન્નેને કામ લાગે તેવો એકેક બોધક સંવાદ આ પ્રકાશન પૂરો પાડે છે. બાળકો એ વાંચે તેમ જ પ્રસંગોપાત ભજવીને આનંદ મેળવે, એટલા ખાતર શાળાઓ તેમ જ પુસ્તકાલયોએ ખરીદવા જેવું.

૧૮. **પકવાન પોથીઃ**—લેખિકાઃ વિમળાબેન મગનલાલ પંડયા; પ્રકાશકઃ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઇ નં. ૨; ચોથી આવૃત્તિ, ૧૯૩૮; ૧૬ પેજી પૃષ્ઠ: ૩૫૨; પાકું પૂઠું; કિં. ૨–૮–૦.

'પકવાન પોથી અથવા પાકશાસ્ત્ર'ના પુસ્તકની આ ચોથી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે એ જ એની લોકપ્રિયતા ને ઉપયોગિતાની સાબિતી પૂરી પાડે છે. અથાણાં, પાપડ, ઊંધિયું, શાક, ચટણી, ભજીઆં, ફરસાણ, કઢોળ, પુરી, પુડા વગેરે વિવિધ વાનીઓ, પાકો, મુરબ્બા અને મિઠાઇઓ ઉપરાંત ફરાળની જાત જાતની વાનીઓ કેમ બનાવવી તેની રીતો જરૂરી સાધનસામગ્રીના માપ તોલ સાથે આ પુસ્તકમાં આપેલ છે. એટલે ગૃહિણીઓને તેમ વિદ્યાર્થિનીઓને તો તે બહુ જ કામનું છે. કેટલાં માણસો માટે જુદી જુદી રસોઇ કેટલા પ્રમાણમાં જોઇએ તેની વિગતો પણ આપવામાં આવેલ હોવાથી પુસ્તકની ઉપયોગિતા ખાસ વધે છે. ઇચ્છીએ છીએ કે આ પુસ્તક સાધનસંપન્ન એકે એક કુટુંબમાં હોય. પ્રભુતામાં પગલાં માંડનારી બાળાને આપવાની ભેટ વસ્તુઓની પસંદગી વખતે આ પુસ્તકને પણ જરૂર યાદ કરાય. કન્યાશાળાઓ, મહિલા પુસ્તકાલયો તથા મોટાં ગામોનાં પુસ્તકાલયોમાં આનું સ્થાન હોય જ હોય.

**ના. નં. ચોકસી**

૨૩. **બાલવાચનમાળા પુસ્તક ૧ થી ૧૦:**—પુ. ૧ થી ૮ તથા ૧૦ ના લેખક સોમાભાઇ કિશાભાઇ પટેલ; નં. ૯ ના લેખકઃ સોમાભાઇ પટેલ અને સોમાભાઇ ભાવસાર.

પુ. ૧ શબ્દપોથી–૧ કિંમત ૦–૧–૬ પૃ.૨૮; પુ. ૨ શબ્દપોથી–૨ કિં. ૦–૨–૦; પુ. ૩ બાલપાઠોઃ પૃ. ૩૨ કિં. ૦–૨–૦, પુ. ૪ સુંદર પાઠો કિં. ૦–૨–૬, પુ. ૫ રસિક પાઠો પૃ. ૩૨, કિં. ૦–૨–૦; પુ. ૬ જોડાક્ષરપોથી પૃ. ૩૨, કિં. ૦–૨–૦; પુ. ૭ નાના મોટા પાઠો. કિં. ૦–૨–૦, પુ. ૮ જોડકણાં પૃ. ૩૨ કિં. ૦–૨–૦, પુ. ૯ પાંખડીઓ કિં. ૦–૨–૦, પુ. ૧૦ સાચી ખોટી વાતો કિં. ૦–૨–૬.

આરંભના વાચન માટે ઉપરનાં દશ પુસ્તકો ઠીક ઠીક મદદરૂપ થઇ પડશે. પુ. ૧–૨ માં શબ્દો આપ્યા છે. પુ. ૩ માં બાળકોને ગમે તેવા બાલપાઠો છે. પુ. ૪ માં પુસ્તક ત્રણ જેવા જ પાઠો છે. પુ. ૫ માં પુ. ૩–૪ થી આગળના પાઠો લીધા છે. પુ. ૬ માં જોડાક્ષરો લીધા છે. આ જોડાક્ષરપોથી બહુ સારી નથી થઇ એમ કહેવું પડે. કારણ કે જોડાક્ષરોનો જોઇએ તેવો ક્રમ સચવાયો હોય તેમ લાગતું નથી. પુ. ૭–૮ ખૂબ મજાનાં થયાં છે. બાળકોને ગમે તેવાં છે. પુ. ૯–૧૦ આખાયે સૅટમાં અનોખી ભાત પાડે તેવાં છે. "પાંખડીઓ" નાં ગીત બાળકો હોંસે હોંસે ગાય તેવાં છે.

ઉપરનાં દશેય પુસ્તકો ગૂજરાતીનો અભ્યાસ કરવા ઇચ્છતાં સૌ કોઇને ઉપયોગી નીવડો.

**૨૪. પાંદડીઓઃ**—ચૂંટનારઃ નટુભાઇ આચાર્ય. પૃ. ૧૬. કિં. ૦–૨–૦ લાલિત્ય તરંગાવલિ–ઊર્મિ–૧ તરીકે આ પુસ્તકનું પ્રકાશન થયું છે. જુવાનીઆઓએ શીખવા જેવા કેટલાક શબ્દપ્રયોગો છે; સમજવા જેવા અર્થો છે. માળાનો હેતુ સમજાવ્યો હોત તો ઠીક થાત.

**૨૫. ખાટાં મીઠાં બોરઃ**—પ્રયોજક, નટુભાઇ આચાર્ય / સુમનબેન આચાર્ય } પૃ.૧૬ કિં. ૦–૨–૦

સુઘડ છાપકામ ને આકર્ષક બ્લૉકોવાળું આ નાનકડું પુસ્તક બાળકોને ગમે તેવું છે. એમાં સુંદર જોડકણાં ને સાદા પાઠો લીધા છે. પુસ્તક શરદ બાલશિક્ષણ માળાનું ત્રીજું પુષ્પ છે.

'રસૂલ'

**૧૯. જ્યોતિષવિજ્ઞાન અને અષ્ટકવર્ગ**—લેખકઃ શ્રી. ઉત્તમરામ મયારામ ઠાકર બી. એ., એલએલ. બી., એડવોકેટ, વકીલ ચેમ્બર, ડિસ્ટ્રીકટ કોર્ટ, અમદાવાદ. પૃષ્ઠ ૫૨૨, ક્રાઉન ૧૬ પેજી, કિંમત રૂા. ૪–૦–૦.

છેલ્લાં થોડાંક વર્ષોથી જ્યોતિષ શાસ્ત્રને જે પુનર્જીવન મળી રહ્યું છે, તેનું સુંદર દૃષ્ટાંત આ પુસ્તક પૂરૂં પાડે છે. હસ્તરેખાવિજ્ઞાન અને લઘુ પારાશરી, પછી ભાવિનો ઉકેલ કરતું લેખકનું આ ત્રીજું પુસ્તક છે.

અત્યાર સુધીમાં બહાર પડેલા ગુજરાતી જ્યોતિષ ગ્રન્થો ઘણુંખરૂં સંસ્કૃતના સીધા ભાષાંતરરૂપે જ જણાયા છે. તદુપરાંત વિરોધાભાસી અનેક સિદ્ધાંતો, એકસામટા, કોઇ પણ જાતની ચર્ચા કે ખુલાસા વગર જ છપાતા આવ્યા છે, જે મોટે ભાગે ધંધાદારી જ્યોતિષીઓ તરફથી જ બહાર પડયા છે. આ ગ્રંથના લેખક જેવા એકાદ બે અપવાદ સિવાય કેળવાયલો ઇતર ગુજરાતી સમાજ જ્યોતિષશાસ્ત્રના મંથન–દોહનથી કેવળ અલિપ્ત જ રહ્યો છે. આ દૃષ્ટિએ જોતાં આ પુસ્તક જુદું જ તરી આવે છે. જ્યોતિષ-શાસ્ત્ર, ઉપર કહ્યું તેમ, અનેક વિરોધાભાસી સિદ્ધાંતોથી ભરપૂર છે. એક કાયદાબાજની ઝીણવટથી આવા એક વિજ્ઞાનની ચર્ચા કરી, તેના દુર્ગમ સિદ્ધાંતોને એક શિક્ષકની જેમ સરળતાથી સમજાવી લેખકે ગુજરાતી જ્યોતિષાભિલાષી જનતા પર ઉપકાર કર્યો છે. સંસ્કૃત શ્લોકો અને તેનાં ભાષાંતર સાથે જ્યાં જ્યાં જરૂર જણાઇ ત્યાં ત્યાં ખુલાસારૂપે કે સ્પષ્ટતા ખાતર, ચર્ચાપૂર્ણ "નોંધ" લખી છે. તેથી આ પુસ્તકની ઉપયોગિતા વધે છે. નવીન અભ્યાસકને તો તે શંકા વિશંકામાંથી જ ઉગારી લે છે.

જ્યોતિષવિજ્ઞાનના આ ગ્રંથને સ્ત્રીજાતક, કર્મજીવાધ્યાય, નક્ષત્રવિચાર, રાશિફળ, રાશિશીલાધ્યાય, ભાવાધ્યાય, અનિષ્ટાધ્યાય, દ્રષ્કાણાધ્યાય, ફળ, ગોચર, નક્ષત્રગોચર, સર્વતોભદ્ર ચક્ર અને અષ્ટકવર્ગ એમ મુખ્ય વિભાગોમાં વહેંચી દીધો છે.

આમાંથી ખાસ સ્ત્રીજાતક માટે ૧૫૨, કર્માજીવાધ્યાય માટે ૨૦, અનિષ્ટાધ્યાય માટે ૨૨, ગોચર ને નક્ષત્રગોચર માટે ૫૦ અને અષ્ટકવર્ગ માટે ૮૦ પૃષ્ઠ રોકયાં છે.

સ્ત્રીજાતકમાં સ્ત્રીવર્તન, વૈધવ્ય યોગ, પતિલક્ષણ, સંતાનવિચાર, અવશ્ય પુત્રપ્રાપ્તિ સમય, સપ્તમ ભાવફળ, લગ્નસમય, વરવધૂ જાતકસંયોગ, પત્નીમરણ-સમય વગેરે ઘણા મહત્ત્વના મુદ્દાઓ, જાતક પારિજાતના આધારે સ્પષ્ટતા અને માર્ગ-દર્શન યુક્ત 'નોંધો' સહિત વિસ્તારથી ચર્ચ્યા છે.

ગોચરનો અતિ ઉપયોગી વિષય પણ આવી જ ઝીણવટથી લખાયો છે. આજકાલ જન્મરાશિથી ચાલુ ગ્રહોના ગોચર પરથી અઠવાડિક ભવિષ્ય છાપતાં સંખ્યાબંધ સામયિકો ગુજરાતી ભાષામાં નીકળે છે, છતાં જોઇતી માહિતી કે ખાત્રી-ભર્યાં ભવિષ્યસૂચન તેમાં નથી હોતાં. આ પુસ્તકમાં આ વિષય ઘણા વિસ્તારથી ચર્ચાયો છે. જન્મચન્દ્રની રાશિથી ચાલતા દરેક ગ્રહોનું એકસામટું ફળાદેશ માત્ર નહિ આપતાં દરેકે દરેક સ્થાન ( ભાવ ) વાર જુદું જુદું ફળાદેશ પણ આપવામાં આવ્યું છે. આથી ગોચર વિષય ઘણો ઉપયોગી થયો છે. ઉપરાંત નક્ષત્રગોચર પણ આપ્યું છે. એટલે આ પુસ્તકથી દરેક વાચક પોતાનું દિવસેદિવસનું સ્પષ્ટ ભાવિ કાઢી શકે છે.

પુસ્તકને અંતે પુસ્તકને નામ આપનાર જ્યોતિષશાસ્ત્રનું અતિ ઉપયોગી અંગ અષ્ટકવર્ગ આપ્યું છે. અષ્ટક વર્ગ, એ આ પુસ્તકનું અનોખું તત્ત્વ છે, જે બીજા જ્યોતિષગ્રન્થોમાં ભાગ્યે જ જોવામાં આવે છે. આવા ઉપયોગી અંગનો શરૂઆતનો ભાગ, જેમાં અષ્ટકવર્ગનું યાંત્રિક ચક્ર કેમ બનાવવું અને વાપરવું તેની ઉપયોગી માહિતી છે તે, લેખકના લઘુ પારાશરી ગ્રન્થમાં પરિશિષ્ટરૂપે એકંદર પૃષ્ઠ ૧૮ માં આપવામાં આવ્યો છે, જે અત્રે આપ્યો નથી. અમારા મતે, જો તે આ પુસ્તકમાં આપ્યો હોત તો તેથી ઘણી સળતા થાત.

પુસ્તકમાં આવતા શ્લોકોના પ્રથમ પદની કક્કાવારી અનુક્રમણિકા પુસ્તકને છેડે આપી છે, તેથી શાસ્ત્રીય પદ્ધતિથી શીખેલા જ્યોતિષીઓને તે ઉપયોગી થઇ પડશે.

આ પુસ્તકમાં ગણિત વિષય નથી. લેખકને વિનંતિ છે કે સંશોધનપૂર્વક જ્યોતિષ-ગણિત ભાગ પ્રસિદ્ધ થાય તો સાયન-નિરયણ, અયનાંશ વગેરે જેવા અનેક વિવાદગ્રસ્ત વિષયોની ગૂંચ ઉકલી જઇ ગુજરાતી જ્યોતિષાભિલાષી જનતાને ઘણું સુંદર માર્ગદર્શન મળે.

જ્યોતિષશાસ્ત્ર પ્રત્યે વધતી જતી સુશિક્ષિત વર્ગની મમતા ધ્યાનમાં લેતાં દરેક પુસ્તકાલયોએ આ પુસ્તક ખરીદવા જેવું છે.

હર્ષદરાય અં. મહેતા, બી. એ.

**૨૦. રાસપાંખડી**—લેખકઃ રા. વિવિત્સુઃ પ્રકાશકઃ ચિમનલાલ ભોગીલાલ ગાંધી, વડ ફળિયું, ઘી કાંટા, વડોદરા. પૃષ્ઠ ૮૮, સાદું પૂંઠું, મૂલ્ય ૦-૮-૦ (૧૯૩૮)

જુદાં જુદાં સામયિકોમાં શ્રી. વિવિત્સુએ લખેલા વિવિધ રાસોનો આ સંગ્રહ છે. એમાં વિષય તેમ જ ઢાળની વિવિધતા ઠીક પ્રમાણમાં જળવાઇ છે. આ ગીતો મુખ્યત્વે સ્વદેશપ્રેમ, પ્રકૃતિ અને કુટુંબપ્રેમને લગતાં છે. સંગ્રહમાંનાં ઘણાં ગીતો આપણો સામાન્ય તેમ જ શિક્ષિત સ્ત્રીવર્ગ ઝીલી શકે તેવાં છે. કેટલેક સ્થળે સંસ્કૃત શબ્દો વપરાયા છે, તે કદાચ આપણી ગ્રામ બ્હેનોને ગાવામાં મુશ્કેલીમાં મૂકી દે.

પંદર વર્ષ દરમિયાન તેમના કવિતાલેખનના પરિપાકમાંથી ગુજરાતી બ્હેનોને આ સંગ્રહ મળે છે. ઇચ્છીશું કે, રાસરસિક બહેનો આ રાસપાંખડીના પમરાટને ઘેર ઘેર પહોંચતો કરશે.

**૨૧. આરોગ્ય ડાયરી**—પૉકેટ સાઇઝ, પાકું પૂઠું, તૈયાર કરનાર અને પ્રકાશકઃ વૈદરાજ પં. હરિપ્રસાદ સી. ભટ્ટ; આયુર્વેદ અધ્યાપક, શ્રી રાજકીય સંસ્કૃત મહાવિદ્યાલય, વડોદરા. મૂલ્ય ૦–૮–૦

સં. ૧૯૯૫ ના આગામી વર્ષ માટે ડાયરીઓ તો અનેક પ્રકટ થશે પરંતુ તેઓમાં આ ડાયરી તદ્દન જુદી તરી આવે તેવી છે. ગીતા પ્રેસ ગોરખપુર તરફથી જે પદ્ધતિએ "ગીતા ડાયરી" પ્રકટ થતી રહી છે તેવી જ પદ્ધતિએ આ "આરોગ્ય ડાયરી" પ્રકટ કરવામાં આવી છે. શરૂ ભાગમાં આરોગ્ય માટે અતિ અગત્યની એવી આવશ્યક માહિતી આપેલી છે. આરોગ્યના નિયમો અને વ્યવહારૂ સૂચનાઓનો સંગ્રહ ડાયરી સાથે આપીને શ્રી. ભટ્ટે જનસમાજને એક ઉપયોગી વસ્તુ આપી છે. દરેક પૃષ્ઠને છેડે પણ એક એક આરોગ્યસૂત્ર અપાયેલું છે. છેવટના ભાગમાં ધંધારોજગારમાં ઉપયોગી માહિતી પણ આપી છે. એનું મૂલ્ય ૦–૮–૦ આટલી માહિતીના પ્રમાણમાં અલ્પ જ લેખાય.

**૨૨. ખેતીવાડીની પાઠમાળા ભા. ૨ જો**—કર્તાઃ દુલેરાય સી. અંજારીઆ, લિંબડી, કાઠિયાવાડ. ક્રાઉન રૉયલ આઠ પેજી પૃષ્ઠ ૫૭, સાદુ પૂઠું, મૂલ્ય ૦–૧૨–૦

લેખક ખેતીવાડીના સારા જાણકાર છે. આ વિષયનો એમનો ૫૦ વર્ષનો અનુભવ છે. અત્યાર આગમચ એમણે ખેતીવાડીને લગતું ઠીકઠીક સાહિત્ય બહાર પાડયું છે. આ પુસ્તક તેમાં એક વધુ ઉમેરો કરે છે. એમ ખેતીવાડીનાં ઓજારો–હળ, કરબ, કરબડી, ગાડાં, ચામડાના કોસ વગેરે વગેરે કેવાં હોય, તેથી શું કામ થાય, તેનું સરળ અને સહેલાઇથી સમજી શકાય તેવું વર્ણન આપ્યું છે. આજે પ્રજાના ખેતીવાડી તરફ વધતા જતા આદરને વખતે એવું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાઓને અને થોડું ભણેલા ખેડુતોને પણ સારૂં ઉપયોગી નીવડશે. ખેડુતો આવા પુસ્તકની મદદથી પોતાની ખેતીવાડી કરતા થાય તો તેમને ઘણી રીતે ફાયદો થઇ શકે. ઓજારો અને બળદોને લગતાં ફોટો–ચિત્રો પણ આપ્યાં છે.

**મ. પ્રા. વ્યાસ**

## સામયિક

**એડવરટાઇઝર**—પ્રકાશક જયદેવ ખધર્સ, કારેલી બાગ, વડોદરા. પુ. ૧૪, અં. ૭–૮; ૧૯૩૮, મૂલ્ય રૂ. ૧–૦–૦.

સદ્ગત રાજ્યરત્ન પંડિત આત્મારામજીના અવસાનપ્રસંગે સદર માસિકના આ સંયુક્ત ખાસ અંકમાં પંડિત આત્મારામજીનું જીવનચિત્ર તેમ જ આર્ય ધર્મની દ્દષ્ટિએ આજકાલના અનેક સામાજિક પ્રશ્નો અને તેના ઉત્તર આમાં આપ્યા છે. આખો અંક બોધક, ઉપદેશક અને અનેક કૂટ પ્રશ્નોનું નિરાકરણ કરવામાં ખૂબ મદદરૂપ થઇ પડે તેવો છે. એમનું જીવન પણ જાણવા જેવું અને બોધક છે. ઉત્તેજનને પાત્ર છે.

**ના. ચં. દીવાનજી**

## નવાં સામયિકો

**" વિદ્યાર્થી "** સાપ્તાહિક : તંત્રી : ધીરજલાલ ટોકરશી શાહ; ધી જ્યોતિ કાર્યાલય લિ. જુમ્મા મસ્જિદ સામે, અમદાવાદ અને મુંબઇ ૨. વાર્ષિક લવાજમ રૂા. ૩).

આ સાપ્તાહિક અમદાવાદથી શ્રી. ધીરજલાલ ટોકરશી શાહના તંત્રીપણા હેઠળ તા. ૮–૯–૩૮ થી દર ગુરુવારે પ્રકટ થવા માંડ્યું છે. વિદ્યાર્થીઓએ શાળા–કૉલેજના અભ્યાસ સિવાય બહારની દુનિયાનું પણ જ્ઞાન પ્રાપ્ત કરવું આવશ્યક છે. આવું જ્ઞાન તેમને આ માસિકમાંથી મળી આવશે.

માસિકમાં વિદ્યાર્થીજીવનના પ્રશ્નો ચર્ચવા ઉપરાંત વિદ્યાર્થીઓને તેમના ભાવી જીવનમાં ઉપયોગી નીવડે તેવી માહિતીઓ પણ આપવામાં આવે છે. માસિકનાં મુખ્ય અંગો વાર્તાલાપ, મૂંઝવતા પ્રશ્નો, વિજ્ઞાનના પ્રશ્નો, શિક્ષણની દુનિયા–એ શીર્ષક હેઠળ વિદ્યાર્થીઓને ઉપયોગી એવી અનેક બાબતો અપાય છે " વિદ્યાર્થી "નું ભાવિ ઉજ્જવળ દીસે છે.

**સર્વોદય** માસિક ( હિંદી ) સંપાદકોઃ કાકા સાહેબ કાલેલકર અને દાદા ધર્માધિકારી, બજાજ વાડી, વર્ધા. વાર્ષિક લવાજમ રૂા. ૩) છે.

" સર્વોદય " માસિક એ ધ્યેયલક્ષી માસિક છે એમ એના અત્યાર સુધીના પ્રકટ થયેલા અંકો જોતાં જણાય છે. સંચાલકોના જણાવ્યા મુજબ એ શાન્તિસેનાનું વાજિંત્ર નથી, છતાં એનું પ્રચારક તો છે જ.

માસિકમાંના લેખો ઉચ્ચકક્ષાના હોઇને વાંચી વિચારવા જેવા છે. એમાંના કેટલાક લેખો તો આપણાં કેટલાંક સામાયિકોએ ભાષાંતર કરી પ્રકટ પણ કર્યા છે, એ જ આ માસિકની વિશેષ ઉપયોગિતા પૂરવાર કરવાને બસ છે. અને કાકા સાહેબનું સંપાદન તો નિર્દોષ અને વિશિષ્ટ પ્રકારનું જ હોય છે, એ કયો ગુજરાતી વાચક નથી જાણતો ? એમાંથી જરૂર જનતાને કંઈ ને કંઇ વિચારયુક્ત જ્ઞાન મળવાનું જ.

હિંદીપ્રેમી જનતા જરૂર આ માસિકને વધાવી લેશે.

## સ્વીકાર

નીચેનાં પુસ્તકો મળ્યાં છે; પરિચય આવતા અંકે:—

શ્રી ગુરુલીલામૃત, શ્રી વાસુદેવ નામસુધા, ભક્તનાં બાલગીતો, પારિજાત, ભક્તનાં બાલગીતો, જ્ઞાનયોગ ભા. ૧–૨, દેશદેશની નીરકથાઓ, અપરાધી, ટન્–ટન્–ટન્–ટન્, ગણિત–ગમ્મત, શ્રી ભગવતીસાર.

શ્રી જૈન સત્ય પ્રકાશ પર્યુષણ પર્વ વિશેષાંક, બાલવાચન, ( માસિક ), કરજણ સાર્વજનિક પુસ્તકાલયનો ૧૯૩૭–૩૮ નો હેવાલ, શ્રી પ્રાચીન હિંદુ વસતીપત્રક, પદ્મિની માસિકઃ પુ. ૧, અંક ૧૧. વસો સહકારી બેન્કનો ૧૯૩૭–૩૮ નો હેવાલ, ધી જહાંગીર પીટીટ ફ્રી લાયબ્રેરી એન્ડ પબ્લીક હૉલ, બીલીમોરાનો ૧૯૩૭–૩૮ નો હેવાલ.

**મ. પ્ર. વ્યાસ**

—卐—

| ક્રમાંક | પુસ્તકનું નામ | કર્તા | પ્રકાશક અને મળવાનું સ્થળ | કિંમત | વિશેષ માહિતી |
|---|---|---|---|---|---|
| ૧ | આપણાં પક્ષીઓ | નરેંદ્ર બધેકા | શ્રી દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર–ભાવનગર | ૦–૫–૦ | દક્ષિણામૂર્તિ બાલ સાહિત્ય વાટિકાનું પુષ્પ ૩૫ |
| ૨ | કુદરતકથાઓ ભાગ ૧ લો. | સોમાભાઇ પટેલ | ,, ,, | ૦–૫–૦ | ,, ૩૪ |
| ૩ | આશાની પાંખે | શાન્તિલાલ મો. શાહ સોલિસિટર | વર્ધમાન એન્ડ સન્સ મુંબઇ | ,, | |
| ૪ | અનુરાધા | દયાશંકર ભ. કવિ, માણેકલાલ ગો. જોષી | નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ | ૨–૦–૦ | મૂળલેખક શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય |
| ૫ | અપચાના સહેલા ઉપાયો | રમણલાલ એન્જીનિયર | ભારતી સાહિત્ય સંઘ–અમદાવાદ. | | |
| ૬ | ખાટાં મીઠાં બોર. | નટુભાઇ આચાર્ય, સુમનબેન ,, | નટુભાઇ આચાર્ય સદરૂદ્દીન બિલ્ડિંગ માટુંગા, મુંબઇ | ૦–૨–૦ | |
| ૭ | પાંદડીઓ | નટુભાઇ આચાર્ય | ,, ,, | ૨–૮–૦ | |
| ૮ | બાલવાચન માળાનાં ૯ પુસ્તકોનો સેટ. | સોમાભાઇ કિ. પટેલ | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદ | | |
| ૯ | પકવાનપોથી | વિમળાબેન મ. પંડયા | એન. એમ. ત્રિપાઠી–કંપની–મુંબઈ | ૦–૨–૦ | |
| ૧૦ | સંવાદો. | સ્વ. વ્યોમેશચંદ્ર પાઠકજી | જયમનગૌરી પાઠકજી, સુરત | | |
| ૧૧ | મહાન મુસાફરો | મૂળશંકર મો. ભટ્ટ | ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ. | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૨ | રાસપાંખડી. | વિવિત્સુ | ચિમનલાલ ભોગીલાલ ગાંધી વડવાળું ફળિયું વડોદરા. | ૦–૮–૦ | |
| ૧૩ | જ્યોતિષવિજ્ઞાન અને અષ્ટક વર્ગ. | ઉત્તમરામ મયારામ ઠાકર. | લેખક પોતે ડિસ્ટ્રિક્ટ કોર્ટ ચેમ્બર્સ અમદાવાદ | | |
| ૧૪ | વનિતાઓના સુખી સંસાર. | અમથાલાલ જ. શાહ | કેથેડ્રલ સ્ટ્રીટ મુંબઇ | ૦–૪–૦ | |
| ૧૫ | ખેતીવાડીની પાઠમાળા (સચિત્ર) ભાગ ૨ જો. | દુલેરાય સી. અંજારીઆ | હાટકેશ્વર નિવાસ લિંબડી, કાઠિયાવાડ | ૦–૧૨–૦ | |
| ૧૬ | વ્યાયામનો કબીરવડ. | ચ્યવનરાય શુકલ | હિંમતલાલ ભૂખણદાસ પટેલ વાડી, વડોદરા. | ૦–૨–૦ | |
| ૧૭ | સુંદર બાલવાર્તા. | સોમાભાઇ પટેલ<br>જમુભાઇ દાણી | સુંદર સાહિત્ય પ્ર. મંદિર, સુઝુસરોડ મુંબઇ ૭ | ૦–૩–૦ | સોલ એજન્ટ આર. આર. શેઠની કુંપની મુંબાઇ. |
| ૧૮ | યોગી કોણ ? | દિવ્યાનંદ | નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ | ૧–૪–૦ | |
| ૧૯ | નૌકા ડૂબી | અનુ. નગીનદાસ પારેખ | પ્રસ્થાન કાર્યાલય–અમદાવાદ | | મૂળલેખક કવિવર ટાગોર |
| ૨૦ | અપરાધી | ઝવેરચંદ મેઘાણી | ગૂર્જર ગ્રંથરત્ન કા. અમદાવાદ | ૨–૮–૦ | |
| ૨૧ | ગણિતગમ્મત. | નાગરદાસ ઈ. પટેલ | ,, ,, | ૦–૨–૬ | ( ત્રીજી આવૃત્તિ ) |
| ૨૨ | ટન્–ટન્–ટન્–ટન્ | સૌ. કપિલા ઠાકોર બી. એ. | ,, ,, | ૦–૨–૬ | ( ત્રીજી આવૃત્તિ ) |
| ૨૩ | દેશદેશની વીર કથાઓ. | રમણલાલ નાનાલાલ શાહ | ,, ,, | ૧–૦–૦ | ( બીજી આવૃત્તિ ) |
| ૨૪ | પારિજાત | શ્રી. પૂજાલાલ દલવાડી. | અરવિંદ કાર્યાલય આણંદ | ૨–૦–૦ | |
| ૨૫ | જ્ઞાનયોગ ભા. ૧–૨ | શ્રી. અરવિંદ | ,, ,, | દરેકભા.ના ૧–૪–૦ | અનુ. અંબાલાલ પુરાણી. |

# પુસ્તકોનો પરિચયસંગ્રહ*

પુસ્તકાલય એટલે પુસ્તકોની પસંદગી, પુસ્તકોનું વર્ગીકરણ, પુસ્તકોની ખરીદી, પુસ્તકોનો પ્રચાર અને પુસ્તકોનું વાચન.

સારાં પુસ્તકો જ ખરીદાય અને તેવાં જ પુસ્તકોનું વાચન થાય તે માટે વિદ્વાનોએ અને પુસ્તકાલય પ્રવૃત્તિના હિતચિંતકોએ સતત પ્રયત્ન કરતા રહેવાની જરૂર છે. અને સારાં પુસ્તકોને ઉત્તેજન મળે તે માટે બનતી વ્યવસ્થા અને બની શકે તો અયોગ્ય પુસ્તકો પર ચોકી રાખવાની તજવીજ રાખવાની જરૂર છે.

'પુસ્તકાલય' માસિક, પુ. સ. સ. મંડળ અને વડોદરા રાજ્ય પુ. મંડળો તરફથી આ દિશામાં કંઇક કંઇક પ્રયત્ન થયા છે અને ઘણા પ્રયત્નો થવા જોઇશે. તે માટે યોજનાઓ વિચારાય છે.

આ યોજનાઓ પૈકીની આ યોજના "પુસ્તકાલય" માસિકના આ ઑક્ટોબરના અંકથી શરૂ થાય છે. અને તેમાં ગુજરાતી ભાષાનાં વર્તમાનપત્રો, માસિકો અને અન્ય સામયિકોએ પોતપોતાનાં પત્રોમાં પુસ્તકોનો જે પરિચય કરાવ્યો હોય તે પરિચયની વિગતો "પુસ્તકાલય" માસિકમાં હવેથી પ્રકટ કરવામાં આવશે, જેથી પુસ્તકો ખરીદનાર અને વાચકો જે તે પુસ્તકની હકીકત જે તે પત્રમાં વાંચી શકશે.

આ સંબંધમાં જે કંઇ સૂચના જે કોઇને કરવા જેવી જણાય તેમણે તેવી સૂચનાઓ પુસ્તકાલયના તંત્રીને સરનામે લખી મોકલવા વિજ્ઞપ્તિ છે.

વડોદરા,
તા. ૯-૧૦-૩૮

મોતીભાઈ ન. અમીન

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક કે અનુવાદક | પ્રકાશક | પૃષ્ઠ, પૂંઠું, મૂલ્ય | પરિચય આપનાર પત્રો |
|---|---|---|---|---|---|
| ૧ | અનુરાધા (ટૂંકી વાર્તાઓ) | દયાશંકર ભ. કવિ<br>માણેકલાલ ગો. જોષી | નવચેતન મા. મંદિર, અમદાવાદ. | ૨૯૦, પાકું<br>૨-૦-૦ | અઠવાડીક "મુંબઇ સમાચાર" તા. ૪-૯-૩૮ |
| ૨ | દત્તા (નવલકથા) | " " | " " | ૩૧૮, રૂા. ૧ાા | "પ્રજાબંધુ" ૪-૯-૩૮<br>"જન્મભૂમિ"૨૨-૯-૩૮ |

* આ કોષ્ટકમાં જે પુસ્તકનો જે ક્રમાંક આપવામાં આવ્યો છે તેનો તેજ ક્રમાંક, જે તે પુસ્તકનો પરિચય ફરીવાર અન્ય સામયિકમાં પ્રકટ થતાં આપવામાં આવશે. —તંત્રી

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩ | એકાકી (ટૂંકી વાર્તાઓ) | નર્મદાશંકર દામોદર શુકલ | નવચેતન સા. મંદિર, અમદાવાદ. | ૧૫૨, સાદુ ૦-૧૨-૦ | "પ્રજાબંધુ" ૪-૯-૩૮ |
| ૪ | આનંદમઠ (નવલકથા) | મૂળ લે. બંકિમચંદ્ર ચેટરજી<br>અનુવાદકઃ પ્રસન્નવદન | શ્રી સાહિત્ય મંદિર, સુરત. | ૧-૦-૦ | "ફૂલછાબ" ૯-૯-૩૮ |
| ૫ | શુરતચંદ્ર (નવલકથા) | મૂ. લે. દેવીપ્રસન્નરાય ચૌધરી<br>અનુ. નારાયણ હેમચંદ્ર<br>સંશોધકઃ રમણીક અ. મહેતા | જીવનલાલ અ. મહેતા પીરમશા રોડ, અમદાવાદ. | ૨-૮-૦ | "ફૂલછાબ" તા. ૯-૯-૩૮<br>"મુંબઇ સમાચાર" અઠવાડીક તા. ૧૧-૯-૩૮ |
| ૬ | શાહજહાં (નાટક) | ઝવેરચંદ મેઘાણી | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય. | ૧-૦-૦ | "ફૂલછાબ" ૯-૯-૩૮ |
| ૭ | કલંકિત (નવલકથા) | મણિભાઇ ભગવાનજી દેસાઇ | " | | "નવસૌરાષ્ટ્ર"૨૨-૯-૩૮<br>"જન્મભૂમિ"૨૨-૯-૩૮ |
| ૮ | રેતીનું ઘર (ટૂંકી વાર્તાઓ) | જયચંદ્ર શેઠ | સ્વસ્તિક ગ્રંથમાળા કાર્યાલય, ૧૧૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ | પાકું, ૧૪૩ રૂા. ૧ા | "પ્રજાબંધુ" ૧૧-૯-૩૮ |
| ૯ | દિગંત (ટૂંકી વાર્તાઓ) | મોહિનીચંદ્ર | નવચેતન સા. મંદિર અમદાવાદ. | ૨૫૪+૪૦ કચું રૂા. ૧ા | "પ્રજાબંધુ" ૧૧-૯-૩૮ |
| ૧૦ | પ્રદક્ષિણા (ટૂંકી વાર્તાઓ) | વિનોદરાય ભટ્ટ | લેખક પોતે-રણછોડ લાઇન્સ, કરાંચી. | ૨૨૦, પાકુ રૂા. ૧ાા | "પ્રજાબંધુ" ૧૧-૯-૩૮ |
| ૧૧ | તક્ષશિલાની રાજમાતા (ઐતિહાસિક નવલકથા) | ઉછરંગરાય કેશવરાય ઓઝા | જીવનલાલ અ. મહેતા પીરમશા રોડ, અમદાવાદ. | ૩-૮-૦ | અઠવાડીક 'મુંબઇ સમાચાર' ૧૧-૯-૩૮<br>"યુવક"ઑક્ટોબર૧૯૩૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૨ | રેડિયમ (એકાંકી નાટક) | ગોવિંદભાઇ અમીન | ... | ... | "ફૂલછાબ"માં પવનની પાંખે ૧૬-૯-૩૮ |
| ૧૩ | અળજપતિ (નવલકથા) | રમાકાન્ત રંગનાથ ગૌતમ | આર. આર. શેઠની કું. મુંબઇ. | ૨-૮-૦ | "ફૂલછાબ" પવનની પાંખ ૧૬-૯-૩૮ "જન્મભૂમિ"૨૨-૯-૩૮ |
| ૧૪ | રણસંગ્રામ (નાટક) | ઇંદુલાલ યાજ્ઞિક | ધી હિંદુસ્તાન ન્યુસ પેપર્સ લિ. મુંબઇ. | પૃષ્ઠ ૭૪ ૦-૪-૦ | "ફૂલછાબ" ૧૬-૯-૩૮ "ગુજરાતી" ૨૫-૯-૩૮ |
| ૧૫ | શોભારામની સરદારી (નાટક) | ઇંદુલાલ યાજ્ઞિક | " " " | ૧૧૬ ૦-૪-૦ | "ગુજરાતી" ૨૫-૯-૩૮ "ફૂલછાબ" ૧૬-૯-૩૮ |
| ૧૬ | દીપિકા (ટૂંકી વાર્તાઓ) | રમણીક વી. શાહ-મુંબઇ | લેખક પોતે | ૧-૪-૦ | "શારદા" સપ્ટેમ્બર ૩૮ "પ્રજાબંધુ" ૨-૧૦-૩૮ |
| ૧૭ | રંજન (નવલકથા) | પ્રમોદ બી. એ. | ગુણસુન્દરી કાર્યાલય, લુહાણામિત્ર પ્રેસ, વડોદરા. | ૧-૮-૦ | "શારદા", સપ્ટેમ્બર ૩૮ 'સાંજવર્તમાન' ૧૪-૯-૩૮ "નવગુજરાત"૨૬-૯-૩૮ |
| ૧૮ | વિરાટનો ઝભ્ભો (નવલકથા) | ગુણવંતરાય આચાર્ય | નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ. | ૦ ૧૨-૦ | "ફૂલછાબ" ૭-૧૦-૩૮ દૈનિક "મુંબઇ સમાચાર" ૧૭-૯-૩૮ |
| ૧૯ | વહેતી ગંગા (નવલકથા) | ગુણવંતરાય આચાર્ય | આર. આર. શેઠની કું. મુંબઇ. | ... | "જન્મભૂમિ"૨૨-૯-૩૮ |
| ૨૦ | નારીહૃદય (નવલકથા) | સ્વ. કલાપિ અને રમણીક કિ. મહેતા. | " " | ... | " " |
| ૨૧ | ઊંધાં ચશ્માં (નવલકથા) | લલિતમોહન સુ. ગાંધી | " " | ... | "જન્મભૂમિ"૨૨-૯-૩૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૨ | ચાલો ભજવીએ (નાટક) | હરિપ્રસાદ વ્યાસ | ચાલો ભજવીએ ગ્રંથમાળા. | ... | "નવચેતન" ૧૯૩૮ |
| ૨૩ | શેષપ્રશ્ન (નવલકથા) | મૂ. લે. શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય અનુવાદક: માધવરાવ કર્ણિક | એન. એમ. ઠક્કરની કુંપની–મુંબઇ. | ૩–૦–૦ | "મું. સ." ૨૪–૯–૩૮ "પ્રતાપ" ૧૦–૧૦–૩૮ |
| ૨૪ | બ્રહ્મચારિણી–મહાસતી ચંદનબાળા (ધાર્મિક વાર્તાઓ) | અનુવાદક: શાન્તિલાલ શેઠ | શ્રી. મહાવીર જૈન જ્ઞાનોદય સોસાયટી, રાજકોટ | ૦–૬–૦ | "ફૂલછાબ" ૨૯–૯–૩૮ |
| ૨૫ | તેજપાલનો વિજય (ઐતિહાસિક) | પં. લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી | અભયચંદ્ર ભગવાનદાસ ગાંધી, હેરિસરોડ ભાવનગર | પૃષ્ઠ ૧૦૦ ૦–૮–૦ | " " |
| ૨૬ | લતા અને બીજી વાતો (ટૂંકી વાર્તાઓ) | ગુલાબદાસ બ્રોકર | મૂળશંકર સો. ભટ્ટ, રાવપુરા, વડોદરા. | ૨૪૭, પાકું ૧–૮–૦ | "ગુજરાતી" ૨૫–૯–૩૮ "પ્રસ્થાન" અષાઢ–શ્રાવણ |
| ૨૭ | સળિયા પાછળ (નાટક) | પુરુષોત્તમ ત્રિકમદાસ | ... | ૯૬, કાચું ૦–૮–૦ | "ગુજરાતી" ૨૫–૯–૩૮ |
| ૨૮ | અભિષેક (ટૂંકી વાર્તાઓ) | આનંદેશ | ચાંપશી વિ. ઉદેશી, ૨૫, પોલોક સ્ટ્રીટ, કલકત્તા. | પૃષ્ઠ ૨૧૨, પાકું ૧–૮–૦ | "પ્રજાબંધુ" ૨૫–૯–૩૮ |
| ૨૯ | સ્વતંત્ર જર્મની (ઐતિહાસિક) | ઉછરંગરાય ઓઝા | જીવનલાલ અ. મહેતા પીરમશા રોડ, અમદાવાદ. | પાકું પૂઠું ૧–૮–૦ | "પ્રજાબંધુ"તા.૨૫–૯–૩૮ |
| ૩૦ | સ્વાયત રશિયા (ઐતિહાસિક) | " " | " " | પાકું, ૨૨૩ ૧–૮–૦ | " " |
| ૩૧ | વસંતકુમારી (નવલકથા) | મોજીલો માસ્તર | વર્ધમાન એન્ડ સન્સ, પાયધુની, મુંબઇ | પૃષ્ઠ ૧૨૨, પાકું ૦–૧૨–૦ | "પ્રજાબંધુ" ૨૫–૯–૩૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫૧ | ભવ્ય જગત (બાલોપયોગી) | રમણલાલ ના. શાહ. | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ | ૦-૧૦-૦ | "પૂર્ણા" સપ્ટેમ્બર '૩૮ |
| ૫૨ | બાલયાત્રો (બાલોપયોગી) | વૈકુંઠ ઠાકોર | આપણું બાલ કાર્યાલય ભરૂચ | ૦-૩-૦ | "પૂર્ણા" સપ્ટેમ્બર '૩૮ |
| ૫૩ | આપણાં પક્ષીઓ (બાલોપયોગી) | નરેન્દ્ર બધેકા | દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર | પૃષ્ઠ ૯૬, ૦-૫-૦ | "મુંબઇ સમાચાર" ૮-૧૦-૧૯૩૮<br>"નવસૌરાષ્ટ્ર" ૨૨-૯-૩૮<br>"ફૂલછાબ" પતનની પાંખે ૧૬-૯-૩૮<br>"પ્રજાબંધુ" ૨૫-૯-૩૮ |
| ૫૪ | કુદરતકથાઓ (બાલોપયોગી) | સોમભાઇ પટેલ | " " | પૃષ્ઠ ૯૮, ૦-૫-૦ | "ફૂલછાબ" ૧૬-૯-૩૮<br>"નવસૌરાષ્ટ્ર" ૨૨-૯-૩૮<br>"પ્રજાબંધુ" ૨૫-૯-૩૮<br>"મુંબઇ સમાચાર" ૮-૧૦-૩૮ |
| ૫૫ | સચિત્ર વડોદરા (બાલોપયોગી) | ચી. જી. પરીખ નિવૃત્ત અધ્યાપક હાઇસ્કૂલ, કઠોર | ચિત્રમય હિંદ કાર્યાલય વડતાલ | ૦-૪-૬ | "સયાજીવિજય" ૧૫-૯-૩૮ |
| ૫૬ | વિદ્યાર્થી વાચનમાળા ૧૨૧ થી ૧૩૦ (વિદ્યાર્થીઉપયોગી) | ધીરજલાલ ટોકરશી શાહ | ધી જ્યોતિ કાર્યાલય લિ. અમદાવાદ | ... | "પ્રજાબંધુ" ૨૫-૯-૩૮ |
| ૫૭ | ખાટાં મીઠાં બોર (બાલોપયોગી) | નટુભાઇ આચાર્ય સુમનબહેન આચાર્ય | સદરૂદ્દીન બિલ્ડિંગ માટુંગા, મુંબઇ | ૦-૨-૦ | "યુવક" ઓકટો. ૧૯૩૮ |
| ૫૭-૨ | પાંદડીઓ (બાલોપયોગી) | નટુભાઇ આચાર્ય | " " | ૦-૨-૦ | "યુવક" ઓકટો. ૧૯૩૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫૮ | સંચિતનાં કાવ્યો (કાવ્યો) | 'સંચિત' તે ઉદયશંકર ઓઝા | મનહર બ્રધર્સ—મોરબી | ... | "શારદા" સપ્ટે. ૧૯૩૮<br>"જન્મભૂમિ" ૬—૧૦—૩૮ |
| ૫૯ | તપોવન (વાર્તા-કાવ્ય) | ગોવિંદ હ. પટેલ | ગોરધનભાઇ ઇશ્વરભાઇ પટેલ, અલકાપુરી, વડોદરા | ૧૧૦, કાચું<br>૦—૧૨—૦ | " " |
| ૬૦ | વિનાશના અંશો અને માયા (કાવ્ય) | સ્વપ્નસ્થ | આર. આર. શેઠની કું. મુંબઇ | ... | "જન્મભૂમિ" ૨૨—૯—૩૮ |
| ૬૧ | ચિનગારી (કાવ્ય) | પ્રાણ | રૂપમ્ સાહિત્ય કાર્યાલય. ૧૩૮, ઝકરિયા મસ્જિદ સ્ટ્રીટ મુંબઇ ૯ | પૃષ્ઠ ૧૧૧<br>૧—૦—૦ | "નવચેતન" સપ્ટે. ૧૯૩૮<br>"ફૂલછાબ" ૨૩—૯—૩૮<br>"પ્રજાબંધુ" ૨૫—૯—૩૮ |
| ૬૨ | ગ્રામકાવ્યો અને સંવાદો (કાવ્ય-સંવાદો) | ઇશ્વરલાલ ક. જોષી | રામજી હંસરાજ, જેશંગપરા ખેડુતશાળા સમિતિ, અમરેલી | ૦—૨—૦ | "ફૂલછાબ" ૨૯—૯—૩૮ |
| ૬૩ | પદ્યસંગ્રહ (કાવ્યો) | નગીનદાસ પુ. સંઘવી | રતિલાલ મનસુખરામ સાંકડી શેરી, લાખા પટેલની પોળ અમદાવાદ | ૬૭૬, પાકું<br>૨—૦—૦ | "પ્રજાબંધુ" ૨—૧૦—૩૮ |
| ૬૪ | રઘુવંશ (કાવ્ય) | નાગરદાસ અમરજી પંડ્યા | લેખક પોતે ખાંડીપોળ, વઢવાણ | ૨—૦—૦ | "પ્રતાપ" ૧—૧૦—૩૮ |
| ૬૫ | લલિત કાવ્યસંગ્રહ (કાવ્યો) | સ્વ. લલિતાશંકર લાલશંકર વ્યાસ | પ્રસન્નરાવ લલિતાશંકર વ્યાસ—સુરત | ૧—૪—૦ | "નવગુજરાત" તા. ૩—૧૦—૩૮<br>"પ્રતાપ" ૧—૧૦—૩૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬૬ | રામકૌમુદી (રાસ) | મૂળજીભાઈ પી. શાહ | એમ. પી. શાહની કંપની રાવપુરા, વડોદરા | ૧-૦-૦ | "પ્રતાપ" ૧-૧૦-૩૮ "નવગુજરાત" ૩-૧૦-૩૮ "યુવક" ઑક્ટો. ૩૮ |
| ૬૭ | અમે કૈંયે માત (કાવ્ય) | કુ. કુસુમ સુરૈયા | ગુજરાતી સાહિત્ય-મંડળ ફરમાઈલી કૉલેજ જોગેશ્વરી, મુંબઈ | ... | "પ્રતાપ" ૧-૧૦-૩૮ |
| ૬૮ | રાસપાંખડી (રાસ) | વિવિત્સુ | ચિમનલાલ ભોગીલાલ ગાંધી-વડવાળું ફળિયું, ઘીકાંટા વડોદરા | ૦-૮-૦ | "નવગુજરાત" તા ૩-૧૦-૩૮ "સયાજીવિજય" તા. ૬-૧૦-૩૮ |
| ૬૯ | પારિજાત (કાવ્યો) | પૂજાલાલ દલવાડી | અરવિંદ કાર્યાલય આણંદ | સાદુ ૨-૦-૦ | "જન્મભૂમિ" ૬-૧૦-૩૮ |
| ૭૦ | સ્વરાજનાં ગીતો (ગીતો) | સં. કલ્યાણજી વિ. મહેતા | બારડોલી સ્ટોર્સ, વિઠ્ઠલભાઈ પટેલ રોડ મુંબઈ ૪ | ૦-૪-૦ | "જન્મભૂમિ" ૬-૧૦-૩૮ |
| ૭૧ | નયન કાવ્યમાળા (કાવ્યો) | નયન-રાણાવાવ | લેખક પોતે | ૦-૧૨-૦ | " " |
| ૭૨ | રાસસરિતા (રાસ) | હસુમતી ધીરજલાલ દેસાઈ | લેખક, પોતે, સંઘાડીઆવાડ સુરત | ૦-૧૦-૦ | "મુંબઈ સમાચાર" ૮-૧૦-૩૮ |
| ૭૩ | બાલસાહિત્ય સર્વસંગ્રહ (પરિચયપુસ્તક) | જીવરામ જોષી | વડોદરા રાજ્ય પુ. મંડળ-વડોદરા | સાદુ ૦-૮-૦ | "બાલજીવન" ભાદરવો-૧૯૯૪ "જન્મભૂમિ" બા. વિ. ૧૦-૯-૩૮ "નવગુજરાત" ૨૬-૯-૩૮ "યુવક" ઑક્ટો. ૧૯૩૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭૩–૨ | નાજુક સવારી (નિબંધ) | વિનોદકાન્ત ભટ્ટ | પ્ર૦ વિજયરાય વૈદ્ય ગુર્જરગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ | ૧–૮–૦ | "દાંડીઓ" ૧૫–૯–૩૮ |
| ૭૪ | મનન ને મંતવ્યો (નિબંધ) | રત્નદાસ વિઠ્ઠલદાસ દલાલ | લેખક પોતે વાડી ફળીઆ–સુરત | ૦–૮–૦ | "પૂર્ણા" સપ્ટેમ્બર '૩૮ |
| ૭૫ | નર્મદનું મંદિર (સાહિત્ય) | વિશ્વનાથ મગનલાલ ભટ્ટ | ગુજરાત સાહિત્ય સભા–અમદાવાદ | ૬૦૩, પાકુ ૨–૮–૦ | "પ્રજાબંધુ" તા. ૧૮–૯–૩૮ |
| ૭૬ | સાહિત્યસમીક્ષા (સાહિત્ય–વિવેચન) | " | નૂતન પ્રકાશન મંદિર પાનકોર નાકા, અમદાવાદ | ૩૫૦, પાકુ ૨–૮–૦ | "પ્રજાબંધુ" ૨–૧૦–૩૮ |
| ૭૭ | સાહિત્યકળા (સાહિત્ય) | મોહનલાલ પાર્વતીશંકર દવે | લેખક પોતે. ખપાટીઆ ચકલા સુરત | ૧–૦–૦ | "જન્મભૂમિ" ૬–૧૦–૩૮ |
| ૭૮ | સત્ય શ્રી કબીર દિગ્વિજય (ધાર્મિક) | મહંત રતનદાસજી સેવાદાસજી | લેખક પોતે. કબીર સાહેબનું મંદિર ખાડીઆ, અમદાવાદ | ૧–૦–૦ | "પ્રજાબંધુ" ૧૮–૯–૩૮ |
| ૭૯ | યોગશાસ્ત્ર (આધ્યાત્મિક) | ગોપાળદાસ જીવાભાઈ પટેલ | જૈન સાહિત્ય પ્ર. સ. C/O નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ | ૨૮૮, પાકુ ૧–૦–૦ | "પ્રજાબંધુ" ૧૮–૯–૩૮ |
| ૮૦ | ઉત્તર હિંદમાં જૈન ધર્મ (ધાર્મિક) | ચિમનલાલ જેચંદ શાહ | લૉંગમેન્સ ગ્રીન એન્ડ કો. લિ. મુંબઈ | ૫–૦–૦ | "મુંબઈ સમાચાર" અઠવાડિક ૧૮–૯–૩૮ |
| ૮૧ | શ્રીમદ્ ગોસ્વામી તુલસીદાસજી કૃત રામાયણ (ધાર્મિક) | ભિક્ષુ–અખંડાનંદ | સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ | ૫–૪–૦ | "મુંબઈ સમાચાર" અઠવાડિક ૨૪–૯–૩૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮૨ | ગવરી કીર્તનમાળા (ધાર્મિક) | ડુંગરપુરનિવાસી જં. સ્વ. ગવરીબાઇ સંશોધક : મસ્ત | કમળાશંકર ગોપાલશંકર ભચેચ એલિસબ્રિજ, દિલ્હીદરવાજા, અમદાવાદ | ૨૮૦, પાકુ ૨-૦-૦ | "ગુજરાતી" ૨૫-૯-૩૮ |
| ૮૩ | જ્યોતિષ વિજ્ઞાન અને અષ્ટકવર્ગ (જ્યોતિષ) | ઉત્તમરામ મયારામ ઠાકર | લેખક પોતે ઠે. ડિસ્ટ્રીક્ટ કોર્ટ ચેમ્બર્સ, અમદાવાદ | પાકુ ૪-૦-૦ | "ગુજરાતી પંચ" ૪-૯-૩૮ |
| ૮૪ | પકવાનપોથી અથવા પાકશાસ્ત્ર (પાકશાસ્ત્ર) | વિમળાબ્હેન પંડ્યા | એન. એમ. ત્રિપાઠીની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ | ૨-૮-૦ | અઠવાડિક "મુંબઇ સમાચાર" ૧૧-૯-૩૮ "સયાજીવિજય" તા. ૧૫-૯-૩૮ |
| ૮૫ | શકુનસિદ્ધાંતદર્પણ (હિંદી) (જ્યોતિષ) | પં. સુમેરચંદ ન્યાયતીર્થ | મૂળચંદ કીસનદાસ કાપડીઆ-સુરત | ૦-૫-૦ | "દાંડીઓ" તા.૧૫-૯-૩૮ |
| ૮૬ | જાપાનની રમણી (સ્ત્રીઓપયોગી) | કપિલા મહેતા | 'જ્યોતિ' કાર્યાલય, અમદાવાદ | ૦-૮-૦ | "પ્રતાપ" ૧-૧૦-૩૮ "દાંડીઓ" ૧૫-૯-૩૮ "સયાજીવિજય" તા. ૧૫-૯ "પ્રજાબંધુ" ૨૫-૯-૩૮ |
| ૮૭ | સોયાબીન્સ (ખેતીવાડી) | એફ. એસ. કાળે બી. એ. પ્રુડસર્વ ઓફિસર-વડોદરા | મગનલાલ પી. સીડસમેન એન્ડ સન્સ, ખંડેરાવ માર્કેટ, વડોદરા | ... | "સયાજીવિજય" ૧૫-૯-૩૮ "નવગુજરાત" ૩-૧૦-૩૮ |
| ૮૮ | ખરી કેળવણી (કેળવણી) | મહાત્મા ગાંધીજી | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૪૫૮, પાકુ ૦-૧૨-૦ | "પ્રજાબંધુ" ૧૮-૯-૩૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮૯ | સોવિયટ સમાજ (સમાજવાદ) | નીરૂ દેસાઇ | નવીદુનિયા કાર્યાલય, અમદાવાદ | ૨૧૧+૫૪ કાચુ ૨–૦–૦ | "પ્રજાબંધુ" ૧૮–૯–૩૮ |
| ૯૦ | શરદી અને સળેખમ (આરોગ્ય) | રમણલાલ એન્જીનિયર | ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ | પૃ. ૫૬, સાદુ ૦–૬–૦ | "પ્રજાબંધુ" ૧૮–૯–૩૮ |
| ૯૧ | અનુભૂત યોગ (પ્રથમ ભાગ, (વૈદક) | પં. શ્યામસુંદરાચાર્ય વૈશ્ય | ધી શ્યામસુંદર રસાયન શાળા, ગાયઘાટ બનારસ | ૮૮, કાચુ ૦–૧૦–૦ | "પ્રજાબંધુ" ૧૮–૯–૩૮ |
| ૯૨ | દેશદેશના લોકો (ભૌગોલિક) | વિઠ્ઠલરાય દત્તાત્રય ધાટે | સોલએજન્ટ વોરા એન્ડ કું. ૮, રાઉન્ડ બિલ્ડિંગ મુંબઇ | ૧–૪–૦ | "ફૂલછાબ" ૨૨–૯–૩૮ |
| ૯૩ | નફાકારક હુન્નર ઉદ્યોગો (ઔદ્યોગિક) | મૂળજી કાનજી ચાવડા | લક્ષ્મી પુસ્તકાલય સીનુગરા કચ્છ | ૨–૦–૦ | "નવગુજરાત" ૨૬–૯–૩૮ |
| ૯૪ | ગૃહવિધાન (શિલ્પ) | વીરેન્દ્રરાય ચંદ્રશંકર મહેતા બી. એ. બી. ઇ. શહેર સુધારણા એન્જીનિયર ભાવનગર | લેખક પોતે | ... | "પ્રસ્થાન" અષાડ–શ્રાવણ |
| ૯૫ | આપણા દેશનો ઇતિહાસ (મુસલમાન યુગ) (ઐતિહાસિક) | ન્હાનુભાઇ કુ. દેસાઇ મગનલાલ નાયક | લૉંગમેન્સ ગ્રીન એન્ડ કું. મુંબઇ | ૧–૬–૦ | "મુંબઇ સમાચાર" તા. ૧–૧૦–૩૮ |
| ૯૬ | પશ્ચિમના દેશોની કેળવણી (કેળવણી) | ગજાનન શ્રીપત ખૈર ગોપાળ ગજાનન વિદ્રાંસ | દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર ભાવનગર | ૨–૮–૦ | "પ્રતાપ" ૧–૧૦–૩૮ |
| ૯૭ | શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ એઓશ્રીનાં વ્યાખ્યાનો–ભાષણો | શ્રીમંત મહારાજા સાહેબ | ધીરજલાલ ટોકરશી શાહ — જ્યોતિ કાર્યાલય લિ. અમદાવાદ | ૦–૧૨–૦ | "નવગુજરાત" ૩–૧૦–૩૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮૨ | ગવરી કીર્તનમાળા (ધાર્મિક) | ડુંગરપુરનિવાસી ગં. સ્વ. ગવરીબાઇ સંશોધક : ભરત | કમળાશંકર ગોપાલશંકર ભચેચ એલિસબ્રિજ, દિલ્હીદરવાજા, અમદાવાદ | ૨૮૦, પાકુ ૨-૦-૦ | "ગુજરાતી" ૨૫-૯-૩૮ |
| ૮૩ | જ્યોતિષ વિજ્ઞાન અને અષ્ટકવર્ગ (જ્યોતિષ) | ઉત્તમરામ મયારામ ઠાકર | લેખક પોતે ઠે. ડિસ્ટ્રીક્ટ કોર્ટ ચેમ્બર્સ, અમદાવાદ | પાકુ ૪-૦-૦ | "ગુજરાતી પંચ" ૪-૯-૩૮ |
| ૮૪ | પકવાનપોથી અથવા પાકશાસ્ત્ર (પાકશાસ્ત્ર) | વિમળાબ્હેન પંડ્યા | એન. એમ. ત્રિપાઠીની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઇ | ૨-૮-૦ | અઠવાડિક "મુંબાઇ સમાચાર" ૧૧-૯-૩૮ "સયાજીવિજય" તા. ૧૫-૯-૩૮ |
| ૮૫ | શકુનસિદ્ધાંતદર્પણ (હિંદી) (જ્યોતિષ) | પં. સુમેરચંદ્ર ન્યાયતીર્થ | મૂળચંદ કીસનદાસ કાપડીઆ-સુરત | ૦-૫-૦ | "દાંડીઓ" તા.૧૫-૯-૩૮ |
| ૮૬ | જાપાનની રમણી (સ્ત્રીઓપયોગી) | કપિલા મહેતા | 'જ્યોતિ' કાર્યાલય, અમદાવાદ | ૦-૮-૦ | "પ્રતાપ" ૧-૧૦-૩૮ "દાંડીઓ" ૧૫-૯-૩૮ "સયાજીવિજય" તા. ૧૫-૯ "પ્રજાબંધુ" ૨૫-૯-૩૮ |
| ૮૭ | સોયાબીન્સ (ખેતીવાડી) | એફ. એસ. કાળે બી. એ. પુડસર્વે આફિસર-વડોદરા | મગનલાલ પી. સીડસમેન એન્ડ સન્સ, ખંડેરાવ માર્કેટ, વડોદરા | ... | "સયાજીવિજય" ૧૫-૯-૩૮ "નવગુજરાત" ૩-૧૦-૩૮ |
| ૮૮ | ખરી કેળવણી (કેળવણી) | મહાત્મા ગાંધીજી | નવજીવન પ્ર. મંદિર | ૪૫૮, પાકુ | "પ્રજાબંધુ" ૧૮-૯-૩૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮૯ | સોવિયટ સમાજ (સમાજવાદ) | નીરૂ દેસાઈ | નવીદુનિયા કાર્યાલય, અમદાવાદ | ૨૧૧+૫૪ કાચુ ૨–૦–૦ | "પ્રજાબંધુ" ૧૮–૯–૩૮ |
| ૯૦ | શરદી અને સળેખમ (આરોગ્ય) | રમણલાલ એન્જીનિયર | ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ | પૃ. ૫૬, સાદુ ૦–૬–૦ | "પ્રજાબંધુ" ૧૮–૯–૩૮ |
| ૯૧ | અનુભૂત યોગ (પ્રથમ ભાગ), (વૈદક) | પં. શ્યામસુંદરાચાર્ય વૈશ્ય | ધી શ્યામસુંદર રસાયન શાળા, ગાયઘાટ બનારસ | ૮૮, કાચુ ૦–૧૦–૦ | "પ્રજાબંધુ" ૧૮–૯–૩૮ |
| ૯૨ | દેશદેશના લોકો (ભૌગોલિક) | વિઠ્ઠલરાય દત્તાત્રય ધાટે | સોલએજન્ટ વોરા એન્ડ કું. ૮, રાઉન્ડ બિલ્ડિંગ મુંબઈ | ૧–૪–૦ | "ફૂલછાબ" ૨૩–૯–૩૮ |
| ૯૩ | નફાકારક હુન્નર ઉદ્યોગો (ઔદ્યોગિક) | મૂળજી કાનજી ચાવડા | લક્ષ્મી પુસ્તકાલય સીનુગરા કચ્છ | ૨–૦–૦ | "નવગુજરાત" ૨૬–૯–૩૮ |
| ૯૪ | ગૃહવિધાન (શિલ્પ) | વીરેન્દ્રરાય ચંદ્રશંકર મહેતા બી. એ. બી. ઈ. શહેર સુધારણા એન્જીનિયર ભાવનગર | લેખક પોતે | ... | "પ્રસ્થાન" અષાડ–શ્રાવણ |
| ૯૫ | આપણા દેશનો ઇતિહાસ (મુસલમાન યુગ) (ઐતિહાસિક) | ન્હાનુભાઈ કુ. દેસાઈ મગનલાલ નાયક | લૉંગમેન્સ ગ્રીન એન્ડ કું. મુંબઈ | ૧–૬–૦ | "મુંબઈ સમાચાર" તા. ૧–૧૦–૩૮ |
| ૯૬ | પશ્ચિમના દેશોની કેળવણી (કેળવણી) | ગજાનન શ્રીપત ખૈર ગોપાળ ગજાનન વિદ્વાંસ | દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર ભાવનગર | ૨–૮–૦ | "પ્રતાપ" ૧–૧૦–૩૮ |
| ૯૭ | શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ એઓશ્રીનાં વ્યાખ્યાનો–ભાષણો | શ્રીમંત મહારાજા સાહેબ | ધીરજલાલ ટોકરશી શાહ — જ્યોતિ કાર્યાલય લિ. અમદાવાદ | ૦–૧૨–૦ | "નવગુજરાત" ૩–૧૦–૩૮ |

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | મળ્યા તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદ વિજ્ઞાન | ૨૧ | ૧૦ | શ્રાવણ | ૧૬-૯-૩૮ |
| ઊર્મિ | ૭ | ૧૦ | ઑક્ટોબર | ૩-૧૦-૩૮ |
| કુમાર | ૧૫ | ૯ | ભાદરવો | ૨૪-૯-૩૮ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૭ | ૨ | સપ્ટેમ્બર | ૩-૧૦-૩૮ |
| ગુણસુંદરી | ૩૧ | ૨ | ઑક્ટોબર | ૪-૧૦-૩૮ |
| ગ્રામજીવન | ૯ | ૩ | ઑક્ટોબર | ૧-૧૦-૩૮ |
| ચરોતર | ૮ | ૯ | સપ્ટેમ્બર | ૧૬-૯-૩૮ |
| ચિત્રમય જગત | ૨૪ | ૮ | ઑક્ટોબર | ૪-૧૦-૩૮ |
| નવચેતન | ૩૪ | ૧ | ઑક્ટોબર | ૨૩-૯-૩૮ |
| નવરચના | ૩ | ૬ | સપ્ટેમ્બર | ૧૯-૯-૩૮ |
| પાટીદાર | ૧૫ | ૧૨ | આસો | ૨૬-૯-૩૮ |
| પૂર્ણા | ૨ | ૨ | સપ્ટેમ્બર | ૧૬-૯-૩૮ |
| પ્રસ્થાન | ૨૬ | ૩-૪ | અષાડ-શ્રાવણ | ૨૭-૯-૩૮ |
| બાલમિત્ર | ૧૮ | ૩ | ઑક્ટોબર | ૨-૧૦-૩૮ |
| બાલસખા | ૨ | ૫ | ઑક્ટોબર | ૨-૧૦-૩૮ |
| બાળક | ૧૧ | ૧૦ | ઑક્ટોબર | ૧-૧૦-૩૮ |
| બાલજીવન | ૧૮ | ૧૨ | ઑક્ટોબર | ૮-૧૦-૩૮ |
| યુવક | ૮ | ૧૦ | ઑક્ટોબર | ૨-૧૦-૩૮ |
| વૈદ્યક કલ્પતરુ | ૪૩ | ૧૦ | ઑક્ટોબર | ૭-૧૦-૩૮ |
| શારદા | ૨૯ | ૬ | સપ્ટેમ્બર | ૧૬-૯-૩૮ |
| શિક્ષણપત્રિકા | ૧૩ | ૭ | ભાદ્રપદ | ૧૭-૯-૩૮ |
| સ્ત્રીબોધ | ૮૨ | ૧૦ | ઑક્ટોબર | ૨૯-૯-૩૮ |

# શું વાંચશો ?

જુદાં જુદાં માસિકોમાં ધ્યાન ખેંચવા જેવા જે લેખો પ્રકટ થતા તે લેખોમાંનો મહત્ત્વનો ભાગ "સાહિત્ય" માસિક અવતરણરૂપે આપતું. અને તેથી એ મૂળ લેખો વાંચવાની અભિરુચિ ઉત્પન્ન થતી. આવી જ રીતે સારા લેખો તરફ બીજી રીતે ધ્યાન ખેંચવાને માટે ઘણાં વર્ષોથી "પુસ્તકાલય" માસિકમાં "શું વાંચશો ?" એ મથાળા નીચે લેખોનો નામનિર્દેશ કરવાની યોજના દાખલ કરવામાં આવી છે. તે યોજનાની પૂરવણી તરીકે એ લેખો સંબંધી ટૂંકી માહિતી આપવાની પ્રથા ઑક્ટોબરના આ અંકથી શરૂ કરવામાં આવે છે, જેથી સહેલાઇથી એ લેખોની ટૂંક હકીકત વાચકને મળી રહેશે અને તે પછી મૂળ લેખ વાંચવો કે નહિ તેનો એ નિર્ણય કરી લેશે.

આ સંબંધમાં પણ કોઇને કંઇ સૂચના કરવા જેવું યોગ્ય લાગે તો તે "પુસ્તકાલય" માસિકના તંત્રીને સરનામે એવી સૂચના મોકલી આપે એવી તેમને વિજ્ઞપ્તિ છે.

વડોદરા,
તા. ૯–૧૦–૩૮

મોતીભાઇ ન અમીન

**ઊર્મિ : ઑક્ટોબર : ૧૯૩૮**

આખો અંક ખાસ અહિંસા અંક તરીકે પ્રકટ થયો છે. આ વિષયના અભ્યાસીઓએ તો તે આખો ય વાંચી જવા જેવો છે.

**જીવદયા કે અહિંસા :** અહિંસા શક્ય નથી લાગતી માટે તો આપણે જીવદયા નથી કાઢી ? જીવદયા વિષે તમને રુચે એવું કંઇ બોલવામાં આવે તો જીવદયા ખાતર જ તમે કંઇ નહિ કહો; પણ આપણે તો જીવદયા કરતાં પણ કંઇક વિશેષ કરવાને બંધાયલા છીએ. જીવદયા જરૂર રાખીએ, પણ એની પાછળ આપણી કઇ ભાવના હોય છે ? રાગદ્વેષથી માણસ માણસનો દ્રોહ કરે છે. એટલું છોડે તો તે અહિંસાનું પ્રથમ પગથિયું ચઢયો ગણાય. જીવદયા એ મહત્ત્વનો ધર્મ છે, પણ એને આગળ કરીને અહિંસાધર્મને ભૂલી તો નથી ગયા ?

**ગાંધીજી અને ટાગોર :** ગાંધીજી અને ટાગોરમાં ઘણું સામ્ય છેઃ બન્ને આત્મબળને મહાન શક્તિ માને છે. ઈશ્વર જેવા પરમ તત્ત્વ પર બન્નેની શ્રદ્ધા સરખી છે. આર્ય સંસ્કૃતિનાં ઉદાત્ત તત્ત્વો પર બન્ને જણ મુગ્ધ છે. આવું સામ્ય છતાં બન્નેની જીવન જીવવાની રીતોમાં ફેર છે. અને તેનું કારણઃ એક કર્મમાર્ગી છે અને બીજો ભક્તિમાર્ગી છે.

**શાંતિવાદ સર્વસંગ્રહ :** લડાઇનું ખર્ચ કેટલું ? યુદ્ધમાં સ્ત્રીઓનું સ્થાન, રાસાયણિક યુદ્ધ, ક્લોરીન, ક્લોરો પ્રીક્રીન, ફૉસજીન, મસ્ટર્ડ ગૅસ, લીવીસાઇટ, થરમાઇટ–આ બધી બાબતોનું ૧૯૧૮ ની સાલમાં અત્યંત મહત્ત્વ હતું. એને લગતી જાણવાજોગ માહિતી આ લેખ પૂરી પાડે છે.

" કુમાર " પુ. ૧૫ : ભાદરવો

**તેલસમ્રાટ હેન્રી ડીટરડિંગ :** ૭ વર્ષની વયે પિતા ને તેર વર્ષની વયે મૂડી ગુમાવી બેઠેલો એક બેંકનો મામુલી કારકુન આજે "તેલનો નેપોલિયન"નું નામાભિધાન મેળવે છે. એનું જીવન એટલે પુરુષાર્થનો સંભાર. રૉકફેલર જેવા મહાન મૂડીવાદીની સામે પણ ટક્કર લેનાર એણે દેશ-પરદેશોમાં કેવા કેવા વેપારો ખેડયા ! આજે તે નિવૃત્ત જીવન વીતાવે છે.

**તમારે વનમાળી થવું છે ? :** નાણાંની જોગવાઇ હોય તો માધ્યમિક શિક્ષણ પૂરું કરી આગળ જનારાઓ માટે આ એક સુંદર દિશાસૂચન છે. જંગલની જડી-બુટ્ટીઓ અને વિવિધ વનસ્પતિઓનું જ્ઞાન સંપાદન કરી વિજ્ઞાનમાં વા અન્ય કોઇ રીતે તેનો દેશહિતમાં કેટલા પ્રમાણમાં ઉપયોગ થઇ શકે એ વિષયનું શાસ્ત્રીય જ્ઞાન મેળવવાનું વિદ્યાધામ-દેહરાદૂન ફૉરેસ્ટ કૉલેજનો પરિચય.

**વણનોતરી આફત** આવે ત્યારે હિમ્મતથી જે ઉપાય સૂઝે તે સાહસપૂર્વક અજમાવી દેવો; વિચારવા રહેવું જ નહિ. 'શું કરવું' એ વિચારવા અવકાશ લીધો કે ભય સામે ખડો થશે. ભયનું દર્શન થયું કે સાહસ કરવાની હિમ્મત નહિ થાય. વિચારને અને સાહસને દુશ્મનાવટ છે. સાહસ સર્વસ્વ બલિદાન કરવાની ભાવના માગે છે; એ ભાવના, ત્યારે જ જાગ્રત થાય જ્યારે તમારું ચિત્ત, આંખો અને વિચારશક્તિ નિશ્ચેષ્ટ બની જાય.

નવચેતન : પુ. ૩૪ : ઑકટોબર

**નામાંકિત થવાની ઘેલછા :** નામાંકિત થવાની ઘેલછાવાળા માણસો આ વિશાળ જગતમાં પોતાનું નામ કાયમ કરવા મથે છે. આવાઓ અન્ય જનોથી ઊંચા થવા માગે છેઃ પોતાના અસ્તિત્વનો બીજાઓ પાસે સ્વીકાર કરાવવા માગે છે. આવાઓને ધૂન હોય છેઃ " પોતે કાંઇક છે " એવું પ્રદર્શન કરવાની.

**જલપ્રલય પૂર્વેનું મહાગુજરાત :** પુરાણોના આધારે આપણો ગુજરાત પૂર્વે કયાં હતો અને તેમાં કેવી જાતિના લોકો વસતા તથા તેમની સંસ્કૃતિ કેવી હતી એ બધાનો પ્રાચીન ઇતિહાસ જાણવા જેવો છે. પુરાણોના પ્રમાણુ સંબંધે લેખક કહે છે કે, ભારતમાં તો શું પણ દૂર દેશોમાં પણ પુરાણોના સત્ય હેવાલ વિષેની ખાતરી મળે છે. આવાં પ્રમાણોના આધારે આ લેખ રચાયો છે.

**ખલિલ જિબ્રાનના વિચારવમળો :** આ વિખ્યાત કવિ મૂળ સીરિયાના વતની હતા. તેમનાં કાવ્યોનાં વિવિધ ભાષાઓમાં ભાષાંતર થયાં છે. તે પ્રમાણે ગુજરાતીમાં તેમની વિચારધારાનો અનુવાદ આપ્યો છે. શુદ્ધ ગુજરાતી ન હોવાથી સામાન્ય વાચકને સમજાવો કઠિન પડે તેવો છે. તંત્રીએ ભાષાશુદ્ધિ કરી હોત તો વાચક જનતા પર કેટલો ઉપકાર થાત ?

નવરચના : સપ્ટેમ્બર-૧૯૩૮

**અંધારાની બીક :** માણસ અંધારાથી કેમ ડરતો હશે ? અંધકારથી ડરવાનું

કારણ જ્ઞાન અને શ્રદ્ધાની ઊણપ. માણસ જરા સ્વસ્થતાપૂર્વક 'એમાં બીવા જેવું શું છે ? કશું જ થવાનું નથી' એટલું જ જો વિચારે તો તે અજવાળામાં ચાલતો હોય તે જ રીતે અંધારામાં પણ ચાલી શકે.

**સ્વ. સ્વરૂપરાણી નેહરૂ :** દેશસેવા કરતાં કરતાં તો એમણે અનેક સંકટો વેઠ્યાં હતાં, છતાં સંસારના એમના પર ઓછા ઘા નહોતા. પ્રેમનું તો એમના હૃદયમાં અખંડ ઝરણું વહેતું. નોકર-ચાકરો પ્રત્યે પણ એમને અત્યંત પ્રેમ હતો; છતાં તેઓ જુઠ્ઠાણું કે અવ્યવસ્થા સહન કરી શકતાં નહોતાં; તરત જ તેઓ ગુસ્સે થઇ જતાં. એઓ એક આદર્શ પત્ની, આદર્શ વિધવા, આદર્શ માતા હતાં.

**શાંતિયોગની સાધના :** એની પ્રથમ આવશ્યક શરત એ છે કે, અહિંસાને માનનાર પ્રત્યેક વ્યક્તિ પોતાના જીવનમાં એનો પ્રયોગ અને અનુભવ કરે; વ્યક્તિગત જીવનમાં અહિંસાની સાધના અને સાર્વજનિક કે સામાજિક જીવનમાં એનું સંગઠન કરીને જ ભારતવાસી દુનિયાને દેખાડી શકે. ગાંધીજીને પૂછી પૂછીને અહિંસાનાં બળ અને પ્રભાવને આપણે બહાર નહિ લાવી શકીએ.

## પૂર્ણા : સપ્ટેમ્બર : ૧૯૩૮

**હિમાલયનાં ગગનચુંબિત શિખરો :** હિમાલય એક મહાન પર્વત છે. એના પર વિજય મેળવવાના અત્યાર સુધીમાં અનેક દેશી-વિદેશીઓએ પ્રયત્નો કર્યા પરંતુ કોઇને સંપૂર્ણ સફળતા મળી નથી. એનાં શિખરો સંબંધે આપણે બહુ થોડું જાણીએ છીએ. ત્યાંના વસનારાઓ, વનસ્પતિઓ, બરફનું આચ્છાદન ઇ૦ નું આ લેખમાં વર્ણન આપવા ઉપરાંત તેનાં શિખરો વર્ણવ્યાં છે. તેમાંનાં ૨૫૦૦૦ ફિટથી વધુ ઊંચાઇવાળાં શિખરોનાં નામ લેખને છેડે આપ્યાં છે.

**બાગલાણના પ્રદેશનો પરિચય :** સ્વ. નંદશંકરભાઇએ કર્ણદેવ વાઘેલાની ઐતિહાસિક નવલકથા લખીને ગુજરાતની નિદાન બાગલાણના ગિરિદુર્ગોની ભવ્ય કલ્પના અને પરિચય કરાવ્યો છે. એમની એ ગૂંથણીમાં આવતી બાબતો, આજના ઇતિહાસના અજવાળાના જમાનામાં, સબળ પ્રમાણોના આધારના પરિણામે, નિરાધાર ભાસે છે.

## " પ્રસ્થાન " : આષાઢ-શ્રાવણ ૧૯૯૪

**સાહિત્ય : એક શક્તિ :** સમાજજીવનના અનેક પલટા પ્રતિભાસંપન્ન સાહિત્યકારોએ કલમની મદદથી કર્યા છે. આવું સાહિત્ય રચનારાઓ સમાજના અમર નેતાઓ છે, અને તે માત્ર સાહિત્યની દુનિયામાં જ નહિ પણ સમાજવિધાયકો-સમાજના હિતચિંતકો-તરીકે તે સદાય અમર રહેવાના. કેટલાકો કહે છે કે ૧૯૧૭ ની રશિયન ક્રાન્તિનો વિજય લેનિન કરતાં એના સાથી કાર્લ રાડેકની લેખિનીને વધુ આભારી હતો.

**વેગ :** વિશ્વમાં વધુમાં વધુ ઝડપ પ્રકાશની છે. ( એક સેકંડના ૧૮૬૦૦ માઇલ. ) એથી વધુ ઝડપ મેળવી શકાશે નહિ. વિશ્વમાં વેગની આ મર્યાદા છે. રેડિયમમાંથી નીકળતાં કણોમાં એથી દશમા ભાગની ગતિ હોય છે. પ્રકાશ એક વર્ષમાં

જેટલું અંતર કાપે તેટલા અંતરને એક પ્રકાશવર્ષ કહીએ તો તેટલી ઝડપે જતાં સેંકડો વર્ષો લાગે. આપણા સૂર્યથી દૂર દૂરના તારાઓ હજારો ને લાખો પ્રકાશવર્ષ દૂર છે. આમાં હજારો વર્ષોને અંતે અનેક પ્રયત્નોની આખરે કલાકના ૫૦૦ માઇલની ઝડપ પ્રાપ્ત થઇ છે. મનુષ્યની ઝડપની અલ્પતાનો આ પરથી કંઇક ખ્યાલ આવશે.

**યુવક : ઑક્ટોબર : '૩૮**

**યુગદેવ ગાંધીજી :** કાગળ પર ચિત્રો દોરવાની કળા ગાંધીજીને નથી આવડતી, પરંતુ સાચું જીવન જીવવાની કળા એમણે હસ્તગત કરી છે. જે વસ્તુનું હાર્દ જાણે અને પ્રકટ કરી શકે તે કળાકાર. એમને મન તો " તપશ્ચા એ જીવનમાં સૌથી મોટી કળા છે. " ગાંધીજીમાં પ્રવૃત્તિએ અને નિવૃત્તિએ એકસાથે વાસ કર્યો છે. એમની પ્રવૃત્તિમાં નિવૃત્તિ અને નિવૃત્તિમાં પ્રવૃત્તિ રહેલાં છે. દરિદ્રનારાયણની સેવા એમને મન પ્રભુસેવા છે. " ગાંધીજી તો સાચા વિનોદશાસ્ત્રવિશારદ છે. " એમને મન સત્ય એ જ સર્વોપરિ છે; અને તેમાં અગણિત વસ્તુઓનો સમાવેશ થઇ જાય છે. એમની દષ્ટિએ સત્ય એ જ સાધ્ય છે, અહિંસા સાધન છે.

**શારદા : સપ્ટેમ્બર '૩૮**

**યુરોપમાં કુટુંબ જીવન :** ( ત્યાંની લગ્નપ્રથા ) આ લેખના આ અંકના હપ્તામાં ઇંગ્લાંડની તેમ જ ફ્રાન્સની લગ્નપદ્ધતિનું વર્ણન આપી આપણા દેશની લગ્ન-પદ્ધતિ સાથે સરખામણી કરી સુંદર તુલના કરી આપી છે. ઇંગ્લાંડની લગ્નપ્રથામાં વર-વધૂ પરસ્પરની પસંદગી જાતે જ કરી લે છે; જો કે તેમની આજુબાજુના પરિસ્થિતિની તપાસ કરવામાં આવે છે, છતાં જો બન્નેની સંમતિ હોય તો જ લગ્ન થઈ શકે છે. ફ્રાન્સની પ્રથા એથી જુદી જ છે. ત્યાં ઇંગ્લંડ જેટલી સ્વતંત્રતા ન હોતાં કંઇક અંકુશ જેવું છે. અંગ્રેજો કરતાં ફ્રેન્ચો લગ્નને વધુ ગંભીર ગણે છે. ત્યાં લગ્ન એટલે કાયમની ગ્રંથિ મનાય છે અને તેમનો સંબંધ મરણાન્તે જ છૂટે છે. હિંદની માફક ત્યાં પણ પોતાના ઓળખીતા મિત્રો મારફત આ વિષે તપાસ કરાવાય છે અને તે પછી કેટલાક વિચારવિનિમયને અંતે જ લગ્નો ગોઠવાય છે.

**વણલખી વાત :** ટૉલ્સ્ટૉયના જીવનનો એક પ્રસંગ : એ કહે છે કે આ પ્રસંગ પરથી તો મેં એક સરસ વાત ઉપજાવી કાઢી હોત; અને એ પ્રસંગ તે આ પ્રમાણેઃ— એક અમલદારની પત્નીને પ્રસૂતિકાળ હતો. ડૉક્ટરને બોલાવવામાં આવ્યોઃ તેણે તેના જીવવાની આશા છોડી, એટલે ( અંતિમ સંસ્કાર માટે ) પાદરીને બોલાવવામાં આવ્યો, સદ્દભાગ્યે તે પાદરી તેના પૂર્વાશ્રમમાં વાઢકાપમાં નિષ્ણાત દાકતર હતો. તેણે જોયું કે ઑપરેશન કરવાથી માતા અને બાળક બન્ને બચી જશે. એણે કંઇ પણ ન કરતાં પહેલું તો ઑપરેશન કર્યું અને તે સફળ નીવડ્યું. માતા-બાળક બેઉ બચી ગયાં. આથી પેલો અમલદાર તો રાજી રાજી થઇ ગયો અને પાદરીનો અત્યંત ઉપકાર માનવા લાગ્યો, પણ પાદરીએ ત્યાં હાજર હતા તેમની માફી માગી આ વાત છાની રાખવા જણાવ્યું; કારણ, એના ધર્મની માન્યતા પ્રમાણે એ એની ફરજથી વિરુદ્ધ હતું—એણે એક સ્ત્રીના નગ્નદેહને જોયો હતો. છતાં પેલા અમલદારથી આનંદાવેશમાં

એ વાત તેના એક મિત્રને કહેવાઇ ગઇ. પછી તો તે જાહેર થઇ. છેલ્લે મઠમાં પણ પહોંચી. ધર્માધ્યક્ષે પાદરીનો ખુલાસો માગ્યો. આખરે તેણે સાચી હકીકત કહી સંભળાવી અને પરિણામે એને સાઇબીરિયાના દેશનિકાલની સજા મળી. અંધ રૂઢિનો આ કેટલો પ્રબળ પ્રતાપ ! !

**શિક્ષણપત્રિકા : ભાદ્રપદ : સં. ૧૯૯૪**

**બાળકો અને ઝડપ :** બાળકની ત્વરાબુદ્ધિ માપવાનું સાધન સમજણપૂર્વકનું ત્વરાથી કામ એ જ છે. ઊલટું, ત્વરાથી કામ કરવાથી આ બુદ્ધિને વ્યાયામ અને તાજગી મળે છે. માટે દરેક શાળા અને ઘરમાં આ બુદ્ધિ ખીલવવી જોઇએ. મોટરો, સાયકલો અને આજની દોડધામે બીજાં નુકસાન કર્યાં છે, પણ તેની સાથે માણસના શરીરને ને તેના જ્ઞાનતંતુઓને સચેત બનાવ્યા છે. ભેંશ કે રોઝ મોટર સામે જોઇ રહે છે, ત્યારે આપણે તેને કમઅક્કલ કહીએ છીએ; જ્યારે નવા યુગે અને તેની નવીન પરિસ્થિતિએ માણસને રોઝપણામાંથી ઘણો ઘટાડયો છે. છતાં શરીર ને મનથી તેણે વધારે ને વધારે ત્વરિત થવાની જરૂર છે.

**સૂચના કરનારાઓને :** શાળા જોવા આવનારને સૂચના કરવાનું મન થઇ જાય છે, તેવાઓને નીચેની સૂચનાઓ કરવા જેવી છે:— શાળા કેમ ચાલે છે, તેની મુશ્કેલીઓ શી છે, તેની સાધન–સામગ્રી શી છે, તેના શિક્ષકની શક્તિ કેટલી છે, માબાપોનો સહકાર કેટલો છે, બાળકોની અભિમુખતા કેટલી છે, એમાંનું કંઇ જ જાણ્યા વિના કોઇએ સૂચના કરવી યોગ્ય નથી. ઊલટું, શિક્ષક પોતાની મૂંઝવણો રજૂ ન કરે ત્યાં સુધી મૌન સેવવું જોઇએ.

**છેલ્લો નંબર :** નિશાળની ભાષામાં છેલ્લો નંબર એટલે ઠોઠ. છેલ્લો નંબર બધી રીતે પછાત ગણાય છે. શિક્ષકો માને છે કે આવા ઠોઠને કંઇ આવડતું નથી, એટલે શિક્ષક તેને શીખવવા દરકાર કરતા નથી અને છોકરો પણ શીખવાની ચિંતા કરતો નથી. પરીક્ષામાં તે નાપાસ થાય છે, કેમકે છેલ્લો નંબર કયારેય પાસ થતો નથી. પરીક્ષકના મગજમાં પણ આજ ખ્યાલે ઘર કર્યું હોય છે. પછી તેઓ જૂના થતાં પહેલે નંબરે આવે છે. કોનીય ભૂલથી છોકરો છેલ્લે નંબરે આવે છે અને ઠોઠમાં નોંધાઇ જાય છે. ખરી રીતે તે ઠોઠ પણ નથી હોતો ને હોંશિયાર પણ નથી હોતો. સમભાવી શિક્ષક આ છેલ્લા નંબરને અપનાવે તો ?

**સ્ત્રીબોધ : ઑક્ટોબર : '૩૮**

આ અંક ગરબાઅંક છે. ગરબારસિક બહેનોએ તે જોવા જેવો છે. ઉપરાંત– એક અતિઉપયોગી લેખ છે :

**સ્ત્રીઓ અને સૂર્યનમસ્કાર :** પુરુષો કરતાં સ્ત્રીઓનું શરીરબંધારણ જુદા પ્રકારનું હોય છે. એટલે પુરુષોને માટેની બધી જ કસરતો સ્ત્રીઓ નથી કરી શકતી; કરે તો શારીરિક નુકસાન થવાનો સંભવ છે. પણ સૂર્યનમસ્કારનો વ્યાયામ સ્ત્રીઓ માટે અતિઉત્તમ છે. એ દર્શાવી સૂર્યનમસ્કાર કરવાની વિધિ સચિત્ર સમજાવી છે. આ વ્યાયામથી સ્ત્રીઓના શરીરમાં રોગ રહેવા પામતો નથી.

—✻—




## વડોદરા રાજ્ય

**દામનગર મહાલ પુસ્તકાલય મંડળ તરફથી શિક્ષકો માટે શિષ્ટવાચનની પરીક્ષા**—દામનગર મહાલના શિક્ષકોની શિષ્ટવાચનની પરીક્ષા માટે ચાલુ સાલે "**ગ્રામ્ય હિંદ પુનર્ઘટના**" એ પુસ્તક પસંદ કરવામાં આવ્યું છે. તેની પરીક્ષા સંવત ૧૯૯૫ ના માગશર સુદ ૫ તા. ૨૭–૧૧–૩૮ ના રોજ જે તે શાળાના મુખ્ય શિક્ષકની દેખરેખ નીચે લેવામાં આવશે. પ્રશ્નપત્ર વખતસર મોકલવામાં આવશે અને એ પ્રશ્નપત્રના ઉત્તર દામનગર મહાલ મોકલવાના છે. તેમાંથી જેના સૌથી સારા જણાશે તેમને દામનગર મહાલ મંડળની કમિટિ તરફથી ઇનામ નકકી કરવામાં આવશે. માટે જેમણે જેમણે પરીક્ષા આપવાની હોય તેમણે પોતાનું નામ, ઠામ, સરનામું તથા પોસ્ટના ચોકકસ સિરનામા સાથે દામનગર મહાલ મંડળના મંત્રી જોગ અરજી મોકલી આપવી.

**કડી મહાલ પુ૦ મંડળ તરફથી**—"બુકર ટી વૉશિંગ્ટન" પુસ્તકની પરીક્ષા તા. ૧૩–૧૧–૩૮ના રોજ લેવાશે. પરીક્ષા આપવા ઇચ્છતા ઉમેદવારોએ એને લગતા નિયમો છે. તે મંડળના મંત્રી પાસેથી મંગાવી લેવા. પુસ્તકની સગવડ ન હોય તેને તે સગવડ મહાલ મંડળ તરફથી નામની કિંમતે પૂરી પાડવાની જોગવાઇ પણ છે. વધુ વિગત માટે કડી મહાલ પુસ્તકાલય મંડળના મંત્રીને લખી વિગતવાર હસ્તપત્ર મંગાવી લેવું.

**ખેરાળુ મહાલ પુસ્તકાલય મંડળ તરફથી શિક્ષકો માટે લેવાએલી પરીક્ષાનું પરિણામ**—ખેરાળુ મહાલ પુસ્તકાલય મંડળ તરફથી ખેરાળુ મહાલના શિક્ષકોને માટે "**પ્રાથમિક શાળાઓમાં માતૃભાષાનું શિક્ષણ**" એ પુસ્તકની શિષ્ટ વાચનની પરીક્ષા તા. ૧૯–૬–૩૮ ના રોજ લેવામાં આવી હતી.

સદર પરીક્ષા સંબંધી અગાઉથી દરેક શાળામાં જાહેરાત પહોંચાડવામાં આવી હતી. પરીક્ષા જે તે સેન્ટરના સ્થળે સેન્ટરના મુખ્ય શિક્ષક રૂબરૂ લેવાની વ્યવસ્થા રાખવામાં આવી હતી. પુસ્તકો દરેક શિક્ષકને ખાતા તરફથી મળેલાં હતાં.

આ પરીક્ષામાં ૪૬ શિક્ષકો તથા ૬ શિક્ષિકાઓએ ભાગ લીધો હતો. તે પૈકી એકંદર ૪૮ જણના ઉત્તરો સંતોષકારક હતા.

અભ્યાસના ધોરણે આગળ આવનાર

| નામ | | અભ્યાસ | ઈનામની રકમ |
|---|---|---|---|
| કચરાલાલ જીવતરામ વ્યાસ | મંડાલી | ઉત્તમપદમાં | ૦–૮–૦ |
| ચ ભુલાલ જમનાદાસ | વડનગર | પૂર્વપદમાં | ૦–૪–૦ |
| મોહનલાલ દલપતરામ જોષી | ખેરાળુ | પ્રથમપદમાં | ૦–૪–૦ |
| હીરાલાલ ભાઇશંકર ત્રિવેદી | ,, | અન્ટ્રેન્ડમાં | ૦–૪–૦ |
| રાયસંગ નરસંગ પટેલ | ,, | બાલશિક્ષકમાં | ૦–૪–૦ |
| *ચંદ્રશંકર વિશ્વનાથ ઓઝા | ઉંઢાઇ | ,, | ૦–૪–૦ |
| સુશીલાબાઇ ગણુપતરાવ | વડનગર | ઉત્તમપદ | ૦–૮–૦ |
| લલિતાબેન નરોતમદાસ | ખેરાળુ | ,, | ૦–૮–૦ |
| *કમળાબેન દલસુખ | વડનગર | | ૦–૪–૦ |
| *કમળાબેન છોટાલાલ | ,, | | ૦–૪–૦ |
| *આનંદીબેન | ,, | | ૦–૪–૦ |
| *નર્મદાબેન | ,, | | ૦–૪–૦ |

ઉપર જણાવેલા ઇસમોએ પોતપોતાની ઇનામનીરકમ વડનગર સા. પુસ્તકાલયના ગ્રંથપાલ રા. વિઠ્ઠલભાઇ પાસેથી મંગાવી લેવી.

પરીક્ષાના પ્રશ્નપત્ર કાઢવાનું તેમજ ઉત્તરો તપાસવાનું કામ મે. રા. રા. મહાલ શાળાધિકારી અને મંડળના પ્રમુખ શ્રી. છોટાલાલ બારોટ સાહેબે ઘણી ખુશીથી બજાવ્યું હતું.

**—હિ. ના. માને સાર્વ૦ પુસ્તકાલ વાઘોડીઆનો ૨૩મો વાર્ષિક ઉત્સવ—** તા. ૨૪ સપ્ટેમ્બર ૧૯૩૮ રવિવારે બપોરે ૪ વાગે પુસ્તકાલયના મકાનમાં ઉજવાયો હતો.. સભાસદો ઉપરાંત વાઘોડીઆ મહાલની ૫૦ ગ્રામ પંચાયતોના ૩૦૦ ઉપરાંત સભાસદો હાજર હતા. પ્રમુખસ્થાન મે. રા. રાવસાહેબ દાજી દેશમુખ વહીવટદાર સાહેબને આપવામાં આવ્યું હતું. હેવાલ-હિસાબ મંજૂર થયા પછી નવા વર્ષનું વ્યવસ્થાપક મંડળ નિમાઇ ૯૫૦ નું અંદાજપત્ર રજૂ થયું હતું તેને બહાલી મળ્યા પછી પ્રમુખસ્થાનેથી પુસ્તકાલયના ઉપયોગ વિષે હજુ વધારે રસ લેતા બનવા તથા રોજનાં છાપાંનો સૌએ છૂટથી ઉપયોગ કરવા ટકોર કર્યા પછી દૂધ–નાસ્તો લેવાઇ ફૂલહાર વહેંચાઇ ઉપકાર મનાઇ સભા વિસર્જન થઇ હતી.

**કુમાર મંડળ—**અણુસ્તુ ( તા. કરજણ ) માં એક કુમાર મંડળ ચાલે છે. એને બાલસંઘ પણ કહે છે. આ મંડળ પુસ્તકાલય પ્રચારનું કામ કરે છે. અઠવાડિયે સભા ભરે છે. ગામ લોકો પણ આ પ્રવૃત્તિમાં ઠીક ઠીક રસ લે છે. મંડળ તરફથી "પ્રેરણા" નામનું હસ્તલિખિત સાપ્તાહિક પણ પ્રકટ થાય છે. આ પ્રવૃત્તિથી બાળકો લેખન વાચનમાં ઠીક ઠીક રસ લેવા લાગ્યાં છે.

**પુસ્તકાલયને મળેલી ભેટ—**પલસાણા સા. પુ. ને નીચે પ્રમાણે મદદ મળી છેઃ—૨૨) લગ્ન પ્રસંગોએ પુસ્તકાલયના મંત્રીએ મેળવેલી મદદ, ૫) પા. કચરાભાઇ

* ઉત્તેજન દાખલ ઇનામો આપ્યાં છે.

ભક્તિદાસ, ૫) પા. રામાભાઇ રણછોડદાસ, ૪) પા. સોમાભાઇ છગનદાસ, ૩) પા. પરસોતમ લખુદાસ, ૨) પા. જુગાભાઇ છગીદાસ, ૨) પા. નાથાભાઇ લખુદાસ, ૨) પા. શકરાભાઇ મોહનદાસ, ૧) પા. પુંજાભાઇ અંબારામ, ૧) પા. રામદાસ ભક્તિદાસ, ૧) પા. રામાભાઇ મોતીદાસ, ૧) પા. કચરાભાઇ મોતીદાસ, ૧) પા. લલ્લુદાસ બહેચરદાસ, ૧) પા. તુલસીદાસ બહેચર, ૧) પા. દાજીભાઇ નાગરદાસ, ૧) પા. ભલાભાઇ શામળદાસ, ૧) પા. અંબારામ ઇશ્વિરદાસ, ૧) પા. લલ્લુદાસ પરસોત્તમ, ૧) છગન બાળચંદ, ૧) પા. મગનભાઇ કાળીદાસ, મૂળાભાઇ છગન કુલ. ૫૮.

**પામોલ**—તા. ૨૨–૯–૩૮ ના રોજ મુંબઇનિવાસી પામોલવાળા શેઠ શ્રી ડાહ્યાભાઇ છગનલાલ વહાલચંદને શાળામાં આમંત્રણ કરવામાં આવ્યું હતું. તેઓએ પુસ્તકાલયને રૂ. ૫૧) એકાવન ભેટ આપી શાળાને જમણ આપ્યું છે.

**—જાગતાં જૂથ મંડળો**—મોરથાણા જૂથ મંડળ (તા. કામરેજ)ની સભા તા. ૨૧–૮–૩૮ ને રોજ મળી હતી. તેમાં નીચે પ્રમાણે ઠરાવો થયા હતાઃ (૧) કામરેજ મહાલ પુ. મંડળમાં પ્રતિનિધિ મોકલવાનો, (૨) જૂથ મંડળના પ્રમુખની નિમણૂંકનો, (૩) વર્ગીકરણ કરી આપનાર સમિતિની નિમણૂંકનો, (૪) પુસ્તક સમિતિની નિમણૂકનો તથા (૫) દરેક પુસ્તકાલયે કાયમ ફંડની હકીકત, પુસ્તકોની સંખ્યા, વાચકો અને વંચાયલાં પુસ્તકો વગેરેને લગતી માહિતી સત્વર મોકલવાના ઠરાવો થયા હતા.

**—પુસ્તકાલયની સભા**—તરકતવાવ (તા. અમરેલી) ની વાર્ષિક સભા તા. ૨૦–૯–૩૮ ના રોજ મળી હતી. તેમાં (૧) વ્યવસ્થાપક મંડળની ચૂંટણી, (૨) બજેટની મંજૂરી, (૩) જાહેર જગાએ છાપાં, પુસ્તકો તથા લોકપ્રિય માસિકો વંચાવવાની ગોઠવણ કરવાને લગતા ઠરાવો પસાર થયા હતા. મે. રા. રા. અમરેલી શાળાધિકારી શ્રી. હરિભાઇ નારાયણે પુસ્તકાલયની ભેટ લઇ દરેક શિક્ષક, તેમ જ સ્ત્રીઓ અને મોટી ઉંમરની બાળાઓને જાન્યુઆરી માસની શિષ્ટવાચનની પરીક્ષામાં બેસવા આગ્રહપૂર્વક ભલામણ કરી હતી.

—સાર્વજનિક પુસ્તકાલયના મકાનની જમીન પસંદ કરવાના પ્રસંગે વધારાના સભ્યો તરીકે પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક અને તેમની ગેરહાજરીમાં મહાલ શાળાધિકારી તથા સંબંધકર્તા પુસ્તકાલયના પ્રમુખ અને તેમની ગેરહાજરીમાં તે પુસ્તકાલયના મંત્રીને નીમવા ઠર્યું છે.

## રાજ્યબહાર

—અમદાવાદના શ્રી કૃષ્ણ પુસ્તકાલયને સદ્‌ગત હીરાલાલ પારેખના કુટુંબીઓએ તેમના પુસ્તકસંગ્રહમાંથી ૭૨૦ પુસ્તકો ભેટ આપ્યાં છે.

ગયા વર્ષે એ પુસ્તકાલયનાં ૧૦૨૬૦ પુસ્તકો વંચાયાં છે. ત્યાં અભ્યાસીઓને માટે પણ સગવડ રાખવામાં આવેલી છે. એ પુસ્તકાલય સાથે ચાલતા વાંચનાલયનો ૩૦,૦૦૦ વાચકોએ લાભ લીધો છે.

—卐—

મધ્યવર્તી પુસ્તકાલય
વડોદરા, તા. ૭ ઑક્ટોબર ૧૯૩૮

## સૂચના નં. ૪૩૩ સને ૧૯૩૮–૩૯

# વિષય

### પુસ્તકાલય પ્રવૃત્તિ બતાવનાર ફોટા હોય તો મોકલવા બાબત

નામદાર વાઇસરૉય સાહેબ મધ્યવર્તી પુસ્તકાલય જોવા જાનેવારી ૧૯૩૯ માં પધારશે એમ તેઓ નામદારના ( પ્રોગ્રામ ) કાર્યક્રમમાં

બ્લૉક બનાવવા માટે ઠરેલું છે. તે વખતે રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ બતાવનારૂં

ફોટા મોકલવા બાબત એક પુસ્તક પ્રસિદ્ધ કરવાનું છે તેમાં નીચે જણાવ્યા પ્રમાણે પુસ્તકાલય પ્રવૃત્તિ બાબતના ફોટા રાખવા વિચાર છે.

૧ પુસ્તકાલયની ઉદ્‌ઘાટનક્રિયાનો

૨ પુસ્તકાલય પરિષદનો

૩ પુસ્તકાલય શિક્ષણવર્ગનો

૪ વસંતપંચમીના ઉત્સવનો

આ બાબતના અગર ઇતર ફોટા જેમની પાસે હોય તે પુસ્તકાલયના રા. મંત્રી તે ફોટાની એક નકલ અમારા તરફ તુર્ત મોકલી આપશે એવી આશા છે. આવેલા ફોટામાંથી સારા ફોટા પસંદ કરવામાં આવશે અને તેનો બ્લૉક બનાવ્યા પછી તે પરત કરવામાં આવશે.

જ્યં. દિ. ઘાકનીસ
વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતુ

તા. ક.—જે પુસ્તકાલયોમાં ઉપર જણાવેલી બાબતો પૈકી જે બાબતના ફોટાના બ્લૉક તૈયાર હોય તેમણે તે બાબતના ફોટા ન મોકલતાં બ્લૉક મોકલી આપવાનો છે.

મધ્યવર્તી પુસ્તકાલય ખાતું

## વડોદરા રાજ્યનાં કસ્બા પુસ્તકાલયોનું વાર્ષિક

| અનુક્રમ નંબર | કસ્બા પુસ્તકાલયોના ગામોનાં નામ સ. નં. ૬૭ તા. ૨૨-૪-૨૨ પ્રમાણે પાડેલા વર્ગના નં. સહ | વસ્તી (૧૯૩૧) ની | ભણેલા | વર્ષ આખરે પુસ્તકોની સંખ્યા. | આખા વર્ષમાં વંચાયેલાં પુસ્તકોની સંખ્યા | | | | વાચકોની સંખ્યા. | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | પુરુષોમાં | સ્ત્રીઓમાં | વિદ્યાર્થીઓમાં | કુલ | પુરુષોમાં | સ્ત્રીઓમાં | વિદ્યાર્થીઓમાં | કુલ. |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
| | **વડોદરા** | | | | | | | | | | | |
| ૧ | કરજણ ૨ | ૪૭૯૦ | ૧૨૦૨ | ૫૯૧૬ | ૪૩૮૪ | ૫૪૮ | ૯૮૪ | ૫૯૧૬ | ૩૧૦ | ૭૫ | ૭૮ | ૪૬૩ |
| ૨ | ડભોઇ ૧ | ૧૮૧૫૬ | ૫૧૧૪ | ૭૭૬૫ | ૧૦૬૪૦ | ૬ | ૧૭૦૦ | ૧૨૩૪૬ | ૪૭૭ | ૫ | ૧૩૭ | ૬૧૯ |
| ૩ | તિલકવાડા૪ | ૨૦૮૯ | ૬૪૯ | ૧૬૫૦ | ૨૩૫૭ | ૬૪૨ | ૭૮૪ | ૩૭૮૩ | ૧૬૪ | ૫૬ | ૭૭ | ૨૯૭ |
| ૪ | ધર્મજ ૧ | ૫૯૧૬ | ૨૩૩૬ | ૭૦૩૦ | ૧૩૨૭ | ૧૫ | ૨૧૩૭ | ૩૪૭૯ | ૨૨૧ | ૧૧ | ૨૬૦ | ૪૯૨ |
| ૫ | નાર ૩ | ૬૪૮૨ | ૨૨૪૬ | ૬૨૨૫ | ૨૭૬૬ | ૭૮૦ | ૯૨૨ | ૪૪૬૮ | ૧૫૨ | ૯૫ | ૧૧૪ | ૩૬૧ |
| ૬ | પાદરા ૨ | ૧૦૩૭૯ | ૩૩૦૯ | ૭૦૦૯ | ૩૬૬૫ | ૫૧૩ | ૧૮૯૯ | ૬૦૭૭ | ૨૮૧ | ૮૦ | ૧૯૯ | ૫૬૦ |
| ૭ | પીજ ૩ | ૪૪૫૭ | ૧૫૫૦ | ૫૧૩૮ | ૧૯૪૧ | ૧૫૧૯ | ૧૮૬૫ | ૫૩૨૫ | ૨૬૫ | ૧૯૧ | ૨૫૫ | ૭૧૧ |
| ૮ | પેટલાદ ૧ | ૧૯૨૩૬ | ૫૫૧૩ | ૧૩૦૮૧ | ૫૧૨૧ | ૭૬૧ | ૨૪૬૩ | ૮૩૪૫ | ૨૦૩ | ૯૭ | ૧૩૧ | ૪૩૧ |
| ૯ | બહાદરપુર ૩ | ૪૨૧૫ | ૧૦૨૯ | ૩૬૨૮ | ૩૩૯૪ | ૬૧૩ | ૨૦૩૩ | ૬૦૪૦ | ૨૬૧ | ૬૩ | ૧૩૮ | ૪૬૨ |
| ૧૦ | ભાદરણ ૧ | ૬૦૨૭ | ૨૩૦૧ | ૮૨૬૮ | ૪૨૩૫ | ૧૪ | ૨૨૨૫ | ૬૪૭૪ | ૨૬૭ | ૧ | ૧૪૬ | ૪૧૪ |
| ૧૧ | મહેળાવ ૪ | ૫૨૩૯ | ૧૫૫૩ | ૩૯૮૦ | ૯૫૦ | ૧૩૧૦ | ૧૧૦૩ | ૩૩૬૩ | ૧૪૭ | ૧૦૮ | ૧૨૨ | ૩૭૭ |
| ૧૨ | વસો ૧ | ૮૭૧૨ | ૨૮૬૨ | ૭૫૭૫ | ૩૩૧૬ | ૦ | ૨૭૮૩ | ૬૦૯૯ | ૨૨૯ | ૦ | ૧૬૩ | ૩૯૨ |
| ૧૩ | વાઘોડીઆ ૧ | ૩૧૦૫ | ૮૫૧ | ૬૨૮૨ | ૫૩૪૬ | ૯૪૬ | ૨૪૫૧ | ૮૭૪૩ | ૬૬૬ | ૧૯૦ | ૪૯૮ | ૧૩૫૪ |
| ૧૪ | શિનોર ૧ | ૫૫૯૫ | ૧૭૧૮ | ૯૨૦૯ | ૩૩૯૭ | ૬૦૨ | ૩૯૮૬ | ૭૯૮૫ | ૩૯૧ | ૭૬ | ૨૫૮ | ૭૨૫ |

## સાર્વજનિક પુસ્તકાલય શાખા.

## નિવેદન સને ૧૯૩૭-૩૮ ( તા. ૩૧–૭–૩૮ સુધીનું )

| વાર્ષિક ખર્ચ. | | | | | પુસ્તકાલયની કુલ મિલકત | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | સ્થાવર મિલકત. | | જંગમ મિલકત | | | |
| લોક મદદ | સરકાર મદદ | પંચાયત મદદ | સુધરાઈ વા (ડિ૦ પં૦ મ૦) | કુલ | તા ૩૧-૭-૩૮ સુધીની કા. ફંડ | પુસ્તકાલયની મી. રોકડીરકમ | મકાન. | ઇતર | પુસ્તક | લાકડી સામાન | ઇતર સામાન | કુલ |
| ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ |
| **પ્રાંત.** | | | | | | | | | | | | |
| ૩૦૦ | ૨૭૫ | ૨૭૫ | ૩૦૦ | ૧૧૫૦ | ૫૦૫૮ | ૦ | ૬૪૧૮ | ૧૨૭૧ | ૫૧૬૮ | ૯૨૯ | ૧૩૬ | ૧૮૯૮૦ |
| ૧૯૨૯ | ૦ | ૦ | ૦ | ૧૯૨૯ | ૩૧૨૮૫ | ૦ | ૧૬૦૦૦ | ૮૮૮ | ૧૩૬૩૦ | ૨૭૧૭ | ૦ | ૬૪૫૭૦ |
| ૧૩૫ | ૧૩૫ | ૧૩૫ | ૦ | ૪૦૫ | ૬૧૭ | ૦ | ૩૦૦૦ | ૦ | ૧૯૪૫ | ૩૨૪ | ૦ | ૫૮૮૬ |
| ૬૨૩ | ૨૫૦ | ૨૨૭ | ૧૦૦ | ૧૨૦૦ | ૧૧૭૧૭ | ૦ | ૧૭૩૮૭ | ૦ | ૭૪૨૩ | ૨૨૫૧ | ૦ | ૩૮૭૭૮ |
| ૨૮૦ | ૨૨૫ | ૨૨૫ | ૦ | ૭૩૦ | ૨૬૫૦ | ૦ | ૧૧૭૨૪ | ૦ | ૭૫૯૫ | ૧૪૫૧ | ૦ | ૨૩૪૨૦ |
| ૩૪૧ | ૨૫૦ | ૨૨૬ | ૨૮૩ | ૧૧૦૦ | ૨૩૫૭ | ૦ | ૭૨૦૦ | ૦ | ૭૪૮૫ | ૧૩૦૦ | ૩૨૦ | ૧૮૬૬૨ |
| ૨૧૦ | ૨૦૦ | ૧૯૦ | ૧૦૦ | ૭૦૦ | ૪૭૬૮ | ૦ | ૬૮૮૨ | ૦ | ૫૩૨૩ | ૧૪૬૬ | ૦ | ૧૮૪૩૯ |
| ૯૦૧ | ૨૭૫ | ૨૫૦ | ૩૦૦ | ૧૭૨૬ | ૧૦૪૬૫ | ૦ | ૧૯૦૦૦ | ૦ | ૧૪૩૧૧ | ૪૧૬૨ | ૦ | ૫૫૩૬૮ |
| ૨૦૦ | ૨૦૦ | ૨૦૦ | ૧૫૦ | ૭૫૦ | ૩૪૬૩ | ૦ | ૪૬૫૨ | ૦ | ૪૮૧૬ | ૮૪૩ | ૫૧ | ૧૩૮૨૫ |
| ૪૨૧ | ૨૭૫ | ૨૫૦ | ૦ | ૯૪૬ | ૫૫૦૦ | ૦ | ૧૨૭૦૦ | ૨૮૮ | ૧૦૨૮૮ | ૩૬૪૦ | ૩૮૫૨ | ૩૬૨૬૮ |
| ૧૫૦ | ૧૫૦ | ૧૩૫ | ૦ | ૪૩૫ | ૧૮૧૬ | ૩૩૨૫ | ૮૧૯૩ | ૩૮૨૩ | ૫૧૩૭ | ૧૦૯૩ | ૧૬૯ | ૨૩૫૫૬ |
| ૩૦૦ | ૨૭૫ | ૨૭૫ | ૦ | ૮૫૦ | ૪૬૦૦ | ૩૫૧ | ૭૦૭૫ | ૦ | ૭૨૨૬ | ૨૨૨૪ | ૪૯૨ | ૨૧૯૬૮ |
| ૩૦૦ | ૨૭૫ | ૨૫૦ | ૫૧ | ૮૭૫ | ૪૩૫૦ | ૧૫૦ | ૧૫૭૧૩ | ૩૧૫૯ | ૫૮૧૬ | ૨૧૧૭ | ૦ | ૩૧૩૦૫ |
| ૩૨૫ | ૨૭૫ | ૨૭૫ | ૧૨૫ | ૧૦૦૦ | ૮૪૨૦ | ૦ | ૭૫૫૦ | ૯૪૧ | ૫૭૦૫ | ૧૯૧૧ | ૪૧ | ૨૪૫૬૮ |

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૫ | ઉં ભેડા ૨ | ૪૯૮૩ | ૨૪૫૧ | ૪૦૩૨ | ૪૦૦૨ | ૭૩૬ | ૨૬૮૩ | ૮૪૨૧ | ૨૯૫ | ૧૦૭ | ૧૬૯ | ૫૭૧ |
| ૧૬ | સાવલી ૩ | ૧૧૧૩૧ | ૧૨૩૬ | ૧૧૧૦૩ | ૧૬૭૭ | ૪૦૫ | ૬૨૬ | ૨૭૦૮ | ૧૭૧ | ૭૯ | ૭૧ | ૩૨૧ |
| ૧૭ | સોજીત્રા ૧ | ૧૦૬૪૯ | ૪૧૭૮ | ૧૦૪૬૨ | ૨૭૮૦ | ૧૫૪૭ | ૨૬૨૦ | ૬૫૪૭ | ૧૨૫ | ૧૮૪ | ૧૧૫ | ૪૨૪ |
| ૧૮ | વડોદરા જય-સિંહરાવસા પુ | ૦ | ૦ | ૧૪૭૫૪ | ૩૯૦૮ | ૧૦૮ | ૦ | ૪૦૧૬ | ૩૩૧ | ૫ | ૦ | ૩૩૬ |
| | કુલ | ૧૩૧૨૬૧ | ૩૯૦૯૭ | ૧૩૩૧૦૭ | | | | ૧૧૦૫૩૫ | | | | ૯૩૧૯ |

## મહેસાણા

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | આતરસુંબા ૪ | ૨૧૭૫ | ૬૮૬ | ૩૦૩૪ | ૭૦૦ | ૩૫૦ | ૧૨૪૩ | ૨૨૯૩ | ૯૦ | ૪૫ | ૧૧૫ | ૨૫૦ |
| ૨ | ઉંઝા ૨ | ૧૨૩૪૪ | ૨૫૭૬ | ૪૧૦૩ | ૩૯૩૬ | ૨૫ | ૯૮૭ | ૪૯૪૮ | ૪૮૦ | ૭ | ૧૨૩ | ૬૧૦ |
| ૩ | કડી ૩ | ૧૩૪૫૫ | ૩૫૪૫ | ૬૦૭૪ | ૪૮૪૬ | ૭૭૫ | ૧૧૧૭ | ૬૭૩૮ | ૫૦૧ | ૧૪૦ | ૨૭૮ | ૯૧૯ |
| ૪ | કલોલ ૨ | ૯૩૬૪ | ૨૪૩૪ | ૭૦૩૧ | ૪૭૩૫ | ૮૫ | ૩૩૮૬ | ૮૨૦૬ | ૨૭૩ | ૭ | ૧૬૯ | ૪૪૯ |
| ૫ | ખેરાળુ ૪ | ૭૨૯૦ | ૧૨૭૭ | ૪૪૦૪ | ૧૩૧૪ | ૩૩ | ૨૦ | ૧૩૬૭ | ૨૬૨ | ૩૩ | ૨૦ | ૩૧૫ |
| ૬ | ચાણસ્મા ૩ | ૮૯૧૮ | ૨૩૦૫ | ૫૦૫૭ | ૨૫૧૩ | ૮૯૩ | ૯૮૫ | ૩૩૯૧ | ૧૪૪ | ૧૫૬ | ૧૦૯ | ૪૦૯ |
| ૭ | દહેગામ ૪ | ૫૮૬૨ | ૧૫૬૪ | ૩૦૭૫ | ૧૭૯૪ | ૧૧૬૬ | ૨૧૩૫ | ૫૦૯૫ | ૧૭૭ | ૧૨૭ | ૨૦૯ | ૫૧૩ |
| ૮ | પાટણ | ૨૯૮૩૦ | ૯૦૫૫ | ૮૭૭૯ | ૧૩૮૯ | ૧૬૧ | ૧૫૫૨ | ૩૧૦૨ | ૧૧૫ | ૭ | ૧૨૯ | ૨૫૧ |
| ૯ | મહેસાણા ૩ | ૧૪૭૬૨ | ૪૧૪૭ | ૯૬૩૦ | ૩૭૭૪ | ૪૫૮૬ | ૨૫૩૧ | ૧૦૮૯૧ | ૪૪૨ | ૨૩૦ | ૧૪૮ | ૮૨૦ |
| ૧૦ | લાડોલ ૪ | ૫૮૨૭ | ૧૧૭૧ | ૬૨૯૭ | ૨૨૦૭ | ૫૭ | ૬૫૩ | ૨૯૧૭ | ૧૯૮ | ૧૧ | ૯૦ | ૨૫૯ |
| ૧૧ | વડનગર ૧ | ૧૨૬૯૨ | ૨૬૭૧ | ૮૭૧૨ | ૪૪૬૩ | ૩૦૧ | ૧૦૮૬ | ૫૮૫૦ | ૩૬૬ | ૬૬ | ૧૦૫ | ૫૩૭ |
| ૧૨ | વિજાપુર ૨ | ૯૪૮૧ | ૧૯૫૧ | ૬૨૮૫ | ૧૨૨૦ | ૬૦૮ | ૮૧૦ | ૨૬૩૮ | ૧૦૭ | ૭૬ | ૬૪ | ૨૪૭ |
| ૧૩ | વિસનગર ૨ | ૧૮૦૫૦ | ૪૦૮૦ | ૬૬૯૭ | ૩૭૦૪ | ૩૩૫ | ૪૮૫ | ૪૫૨૪ | ૨૮૬ | ૩૯ | ૪૬ | ૩૭૧ |
| ૧૪ | સિદ્ધપુર ૧ | ૨૦૪૬૮ | ૫૮૯૧ | ૬૧૦૭ | ૫૭૫૯ | ૧૯૧૬ | ૨૪૯૦ | ૧૦૧૬૫ | ૩૯૦ | ૨૮૭ | ૧૧૪ | ૮૪૧ |
| ૧૫ | ધીણોજ | ૪૪૭૬ | ૨૮૮૮ | ૧૯૩૧ | ૧૩૨૭ | ૯૧ | ૧૨૬૯ | ૨૬૮૭ | ૧૭૦ | ૨૨ | ૧૭૯ | ૩૭૨ |
| | કુલ | ૧૭૪૯૯૪ | ૪૫૮૦૧ | ૮૭૨૧૬ | | | | ૭૪૮૧૨ | | | | ૭૨૦૨ |

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪૦૦ | ૨૭૫ | ૨૫૦ | ૧૭૫ | ૧૧૦૦ | ૧૯૪૦ | ૦ | ૧૩૩૧૧ | ૨૪૪૧ | ૬૦૨૫ | ૧૩૬૧ | ૧૬૩૭ | ૨૬૭૧૫ |
| ૩૦૮ | ૨૦૦ | ૧૮૯ | ૧૦૦ | ૭૯૭ | ૫૦૩૪ | ૦ | ૬૦૦૦ | ૫૦૦ | ૨૦૧૩૦ | ૫૫૪ | ૫૧ | ૩૨૨૬૯ |
| ૬૪૦ | ૨૪૬ | ૨૨૧ | ૧૦૦ | ૧૨૦૭ | ૭૦૨૩ | ૦ | ૧૩૮૫૭ | ૬૫૭ | ૧૩૭૩૩ | ૧૬૯૮ | ૨૫૦ | ૩૭૧૧૮ |
| ૫૦૭ | ૫૦૦ | ૦ | ૭૦૦ | ૧૭૦૭ | ૫૭૧૮ | ૧૨૮૪ | ૦ | ૦ | ૩૮૨૪૯ | ૩૬૪૧ | ૦ | ૪૮૮૮૨ |
| | | | | ૧૮૬૦૭ | | | | | | | | ૫૪૦૫૭૭ |

પ્રાંત

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૫૪ | ૮૨ | ૭૯ | ૧૦૦ | ૪૧૫ | ૧૧૧૧ | ૦ | ૨૧૦૦ | ૦ | ૨૭૦૧ | ૬૪૨ | ૦ | ૬૫૫૪ |
| ૩૦૦ | ૨૫૦ | ૨૫૦ | ૩૦૦ | ૧૧૦૦ | ૪૨૦૩ | ૦ | ૫૬૭૬ | ૦ | ૫૨૮૬ | ૧૪૯૫ | ૦ | ૧૬૬૬૦ |
| ૬૦૦ | ૨૭૫ | ૨૭૫ | ૩૦૦ | ૧૪૫૦ | ૩૩૨૫ | ૦ | ૯૨૭૫ | ૦ | ૫૯૫૧ | ૧૪૫૬ | ૬૬ | ૨૦૦૭૩ |
| ૩૦૦ | ૨૭૫ | ૨૨૦ | ૫૪ | ૮૪૯ | ૧૫૦૦ | ૦ | ૭૦૦૦ | ૭૫૦૦ | ૮૦૭૭ | ૧૩૩૪ | ૧૧૫ | ૨૫૫૨૬ |
| ૪૯૪ | ૨૨૬ | ૨૨૬ | ૨૦૦ | ૧૧૪૬ | ૪૦૦૩ | ૯૨૮ | ૪૮૦૦ | ૦ | ૫૯૦૧ | ૧૦૭૬ | ૧૯૫ | ૧૬૯૦૩ |
| ૨૬૦ | ૨૭૫ | ૨૨૦ | ૧૦૦ | ૮૫૫ | ૨૫૬૨ | ૦ | ૪૦૯૧ | ૪૦૦ | ૫૨૫૩ | ૧૧૯૫ | ૮૭ | ૧૩૫૮૮ |
| ૨૫૦ | ૨૫૦ | ૨૧૦ | ૧૫૦ | ૮૬૦ | ૨૫૭૧ | ૦ | ૩૬૭૮ | ૦ | ૩૦૮૦ | ૫૯૫ | ૦ | ૯૯૨૪ |
| ૭૪૫ | ૨૫૦ | ૨૫૦ | ૧૦૦ | ૧૩૪૫ | ૯૨૫૦ | ૦ | ૨૫૨૦૦ | ૧૩૦૦ | ૧૫૦૩૫ | ૨૦૧૪ | ૦ | ૫૨૭૯૯ |
| ૫૫૦ | ૫૫૦ | ૪૫૦ | ૫૦૦ | ૨૦૫૦ | ૧૬૨૭૧ | ૦ | ૧૧૮૯૫ | ૧૧૨૦ | ૧૨૭૬૩ | ૨૭૮૮ | ૦ | ૪૪૮૩૭ |
| ૩૦૦ | ૨૦૦ | ૨૦૦ | ૧૦૦ | ૮૦૦ | ૫૭૧૫ | ૦ | ૬૬૦૨ | ૦ | ૬૧૧૮ | ૮૯૩ | ૧૪૨ | ૧૯૪૭૦ |
| ૩૫૬ | ૨૭૫ | ૨૭૫ | ૩૦૦ | ૧૨૦૬ | ૭૧૯૮ | ૦ | ૭૮૦૦ | ૦ | ૧૩૬૫૭ | ૪૪૮૫ | ૯૭૪ | ૩૩૩૧૪ |
| ૩૦૦ | ૨૫૦ | ૨૫૦ | ૩૦૦ | ૧૧૦૦ | ૭૬૩૪ | ૦ | ૬૯૧૩ | ૧૫૬ | ૫૧૫૮ | ૧૫૮૩ | ૦ | ૨૧૪૪૪ |
| ૨૮૮ | ૨૭૫ | ૨૩૦ | ૩૦૦ | ૧૦૯૩ | ૧૩૯૯૮ | ૦ | ૧૧૧૯૭ | ૦ | ૬૪૩૪ | ૧૭૪૧ | ૦ | ૩૩૩૭૦ |
| ૧૨૮૬ | ૨૫૦ | ૨૫૦ | ૩૦૦ | ૨૦૮૬ | ૫૯૮૧ | ૦ | ૨૦૪૫૮ | ૦ | ૬૩૮૦ | ૨૪૪૨ | ૦ | ૩૭૨૬૧ |
| ૨૨૫ | ૨૨૫ | ૨૨૫ | ૦ | ૬૭૫ | ૧૮૬૨ | ૦ | ૧૦૫૪૩ | ૦ | ૨૯૫૧ | ૬૬૫ | ૨૦૪ | ૧૬૨૨૫ |
| | | | | ૧૭૦૩૦ | | | | | | | | ૩૬૭૯૪૮ |

નવસારી

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | કઠોર ૨ | ૫૦૩૯ | ૧૫૩૯ | ૫૦૧૪ | ૨૩૧૦ | ૧૪૫૮ | ૧૭૦૬ | ૫૪૭૪ | ૧૪૦ | ૭૭ | ૧૧૨ | ૩૨૯ |
| ૨ | મહુદેવી ૧ | ૬૩૪૨ | ૨૦૯૩ | ૧૩૫૧૭ | ૩૫૫૯ | ૩૧૯૨ | ૧૭૭૮ | ૮૫૨૯ | ૧૬૯ | ૨૨૩ | ૧૨૫ | ૫૧૭ |
| ૩ | નવસારી ૨ | ૨૪૩૯૭ | ૮૭૫૮ | ૮૦૩૮ | ૨૩૨૮ | ૪૭૩ | ૩૨૩૯ | ૬૦૪૦ | ૨૫૦ | ૧૪ | ૨૭૫ | ૫૮૯ |
| ૪ | પલસાણા ૨ | ૨૭૦૦ | ૮૦૮ | ૪૪૦૪ | ૧૭૫૪ | ૮૫૪ | ૧૧૨૭ | ૩૭૩૫ | ૧૦૧ | ૪૯ | ૮૭ | ૨૩૭ |
| ૫ | બીલીમોરા ૨ | ૯૩૧૮ | ૨૮૭૫ | ૭૭૯૫ | ૪૪૮૪ | ૨૬૮૫ | ૧૭૫૯ | ૮૯૨૮ | ૧૩૬ | ૧૧૯ | ૯૯ | ૩૫૪ |
| ૬ | વ્યારા ૨ | ૬૧૮૯ | ૧૮૧૦ | ૭૭૦૫ | ૨૮૫૦ | ૧૨૫૩ | ૨૯૪૭ | ૭૦૫૦ | ૩૭૩ | ૨૧૬ | ૪૦૯ | ૯૯૮ |
| ૭ | સોનગઢ ૩ | ૨૨૪૧ | ૬૧૨ | ૩૩૭૬ | ૧૭૦૯ | ૧૩૨ | ૨૫૩ | ૨૦૯૪ | ૧૧૦ | ૨૩ | ૫૫ | ૧૮૮ |
| | કુલ | ૫૬૨૨૬ | ૧૮૪૯૫ | ૪૯૮૪૯ | ૦ | ૦ | ૦ | ૪૧૮૫૦ | ૦ | ૦ | ૦ | ૩૨૧૨ |

અમરેલી

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | અમરેલી ૧ | ૨૦૧૮૬ | ૬૫૧૨ | ૧૬૩૬૨ | ૩૧૧૨ | ૧૦૫ | ૫૨૩૪ | ૮૪૫૧ | ૨૦૬ | ૧૦ | ૧૯૫ | ૪૧૧ |
| ૨ | કોડીનાર ૨ | ૭૩૮૪ | ૧૭૭૦ | ૨૩૩૩ | ૧૯૭૬ | ૧૦૦૧ | ૯૬૭ | ૩૯૪૪ | ૧૩૯ | ૯૮ | ૫૫ | ૨૯૨ |
| ૩ | દામનગર ૨ | ૩૯૭૯ | ૧૧૬૭ | ૨૪૦૦ | ૧૭૪૦ | ૭૬૫ | ૩૯૦ | ૨૮૯૫ | ૧૯૦ | ૧૦૧ | ૧૨૧ | ૪૧૨ |
| ૪ | ધારી ૩ | ૫૩૩૬ | ૧૬૩૯ | ૨૨૯૦ | ૧૬૩ | ૧૨૭ | ૧૧૦ | ૪૦૦ | ૧૪૩ | ૧૨૭ | ૧૦૧ | ૩૭૧ |
| ૫ | દ્વારકાં ૨ | ૭૬૩૨ | ૨૫૨૯ | ૬૯૧૩ | ૧૬૪૭ | ૦ | ૧૪૪૯ | ૩૦૯૬ | ૧૪૧ | ૦ | ૧૧૧ | ૨૫૨ |
| ૬ | બેટ શંખોદ્ધાર ૨ | ૩૮૬૦ | ૯૨૨ | ૪૯૪૭ | ૨૪૨૩ | ૧૨૨ | ૧૩૧૧ | ૩૮૫૬ | ૧૩૭ | ૩૧ | ૯૬ | ૨૬૪ |
| | કુલ | ૪૮૩૭૭ | ૧૪૫૬૯ | ૩૫૨૪૫ | | | | ૨૨૬૪૨ | | | | ૨૦૦૨ |
| | એકંદર સરવાળો | ૪૧૦૮૫૮ | ૧૧૭૯૩૨ | ૩૦૫૪૧૭ | | | | ૨૪૯૮૩૯ | | | | ૨૧૭૨૬ |

પ્રાંત

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૦૦ | ૨૫૦ | ૨૨૫ | ૦ | ૭૭૫ | ૮૪૫૭ | ૦ | ૧૨૭૦૦ | ૪૦૦ | ૪૨૩૧ | ૧૦૫૮ | ૧૨૫ | ૨૭૧૭૧ |
| ૫૦૪ | ૨૭૫ | ૨૭૫ | ૧૦૦ | ૧૧૫૪ | ૧૦૦૭૮ | ૦ | ૧૧૯૮૦ | ૮૨૭૮ | ૩૨૦૮૦ | ૩૨૫૩ | ૭૪૪ | ૭૧૪૬૩ |
| ૧૦૩૦ | ૪૫૦ | ૪૧૦ | ૩૦૦ | ૨૧૯૦ | ૧૧૩૧૯ | ૨૯૨ | ૩૫૬૩૦ | ૦ | ૧૩૯૩૭ | ૨૧૦૩ | ૦ | ૬૩૨૮૧ |
| ૪૭૮ | ૨૨૫ | ૨૦૦ | ૨૦ | ૬૨૩ | ૪૩૪૬ | ૦ | ૫૬૦૬ | ૪૦૦ | ૬૩૮૩ | ૯૧૦ | ૫૧૦ | ૧૮૧૫૫ |
| ૩૨૫ | ૨૫૦ | ૨૨૫ | ૫૦ | ૮૫૦ | ૧૦૫૦૦ | ૦ | ૧૧૦૦૦ | ૦ | ૯૯૪૮ | ૧૯૬૭ | ૧૪૧૦ | ૩૪૮૨૫ |
| ૩૦૦ | ૨૭૫ | ૨૭૫ | ૩૦૦ | ૧૧૫૦ | ૭૩૮૦ | ૦ | ૮૦૮૭ | ૪૭૬ | ૯૦૪૮ | ૧૪૩૧ | ૧૧૦૦ | ૨૭૫૨૨ |
| ૧૩૫ | ૧૩૫ | ૧૩૫ | ૭૫ | ૪૮૦ | ૩૪૭૩ | ૦ | ૩૭૧૬ | ૦ | ૪૨૮૪ | ૬૦૩ | ૩૨ | ૧૨૧૦૮ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૭૫૨૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨૫૪૪૭૫ |

પ્રાંત

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧૧૦ | ૬૫૦ | ૫૦ | ૩૦૦ | ૨૧૧૦ | ૭૫૬૦ | ૦ | ૨૪૬૫૦ | ૦ | ૨૫૫૧૧ | ૩૪૧૧ | ૩૩૫ | ૬૧૪૬૭ |
| ૨૩૯ | ૨૩૯ | ૦ | ૧૫૦ | ૬૨૮ | ૩૯૩૧ | ૦ | ૪૧૦૦ | ૩૪૦ | ૩૧૬૯ | ૬૩૫ | ૧૫૬ | ૧૨૩૩૧ |
| ૩૧૫ | ૨૦૦ | ૦ | ૧૦૦ | ૬૧૫ | ૨૨૭૭ | ૦ | ૭૩૮૦ | ૦ | ૧૭૯૬ | ૩૯૨ | ૧૪૨ | ૧૧૯૮૭ |
| ૩૭૫ | ૩૦૦ | ૦ | ૧૨૫ | ૮૦૦ | ૧૫૭૫ | ૦ | ૭૨૦૦ | ૦ | ૨૫૦૯ | ૧૧૨૬ | ૦ | ૧૨૪૧૦ |
| ૩૦૦ | ૩૦૦ | ૦ | ૧૦૦ | ૭૦૦ | ૧૨૮૦૯ | ૦ | ૯૦૦૧ | ૫૨૧ | ૯૮૭૫ | ૨૧૪૩ | ૫૦૦ | ૩૪૮૪૯ |
| ૪૫૦ | ૩૦૦ | ૦ | ૫૦ | ૮૦૦ | ૧૦૯૦ | ૦ | ૫૦૦૦ | ૫૦૦ | ૬૪૪૧ | ૧૨૭૨ | ૦ | ૧૪૩૦૩ |
| | | | | ૫૬૫૩ | | | | | | | | ૧૪૭૩૪૭ |
| | | | | ૪૮૮૧૨ | | | | | | | | ૧૩૧૦૩૪૭ |

## વડોદરા રાજ્યનાં મહિલા તથા બાલપુસ્તકાલયો તથા

| અનુક્રમ નંબર. | નામ. | ફક્ત સ્ત્રીઓની સંખ્યા | પુસ્તકોની સંખ્યા | આખા વર્ષમાં વંચાયેલાં પુસ્તકોની સંખ્યા | | | વાચકોની સંખ્યા | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | સ્ત્રીઓમાં | વિદ્યાર્થીઓમાં | કુલ. | સ્ત્રીઓ | વિદ્યાર્થીઓ | કુલ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| | | | | | | | | | ૧૬ મહિલા |
| ૧* | અમરેલી મહિલા | ૧૦૦૫૭ | ૪૨૪૯ | ૩૩૦૦ | ૭૦૩૦ | ૧૦૩૩૦ | ૧૧૦ | ૩૪૦ | ૪૫૦ |
| ૨* | ધર્મજ મહિલા | ૨૭૨૯ | ૧૧૩૮ | ૨૬૧૨ | ૦ | ૨૬૧૨ | ૯૦ | ૨૫૦ | ૨૫૦ |
| ૩* | નવસારી મહિલા | ૧૨૩૮૪ | ૨૮૦૯ | ૨૮૬૩ | ૫૭૫૬ | ૮૬૧૯ | ૨૮૦ | ૪૨૯ | ૭૦૯ |
| ૪* | પાટણ મહિલા | ૧૪૬૪૬ | ૧૧૫૧ | ૧૦૭૯ | ૧૩૬૦ | ૨૪૩૯ | ૧૮૫ | ૧૫૩ | ૩૩૮ |
| ૫* | પેટલાદ મહિલા | ૮૯૪૬ | ૧૪૩૮ | ૨૫૭૬ | ૦ | ૨૫૭૬ | ૧૭૨ | ૦ | ૧૭૨ |
| ૬* | ભાદરણ મહિલા | ૨૮૧૩ | ૧૭૧૭ | ૧૬૨૦ | ૭૪૧ | ૨૧૬૧ | ૧૨૭ | ૭૬ | ૨૦૩ |
| ૭* | વસો મહિલા | ૪૧૩૬ | ૧૪૮૮ | ૫૭૩૫ | ૨૨૫ | ૫૯૬૦ | ૫૦૦ | ૩૫ | ૩૩૫ |
| ૮* | સોજીત્રા મહિલા | ૫૧૧૭ | ૧૦૪૩ | ૧૮૮૭ | ૦ | ૧૮૮૯ | ૧૪૧ | ૦ | ૧૪૨ |
| ૯* | ડભોઇ મહિલા | ૮૪૫૮ | ૯૯૫ | ૩૮૨૧ | ૦ | ૩૮૨૧ | ૨૭૬ | ૦ | ૨૭૬ |
| ૧૦* | વ્યારા મહિલા | ૨૯૦૮ | ૯૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૧* | બેટ મહિલા | ૧૫૨૦ | ૫૮૯ | ૩૮૮ | ૧૦૪૨ | ૧૪૩૦ | ૧૦૭ | ૯૦ | ૧૯૭ |
| ૧૨* | વડનગર મહિલા | ૬૬૯૨ | ૨૧૨૭ | ૧૦૮૭ | ૨૧૩૩ | ૩૨૨૦ | ૧૯૪ | ૨૨૭ | ૪૨૧ |
| ૧૩* | દ્વારકા મહિલા | ૩૫૬૧ | ૪૬૪ | ૨૨૮૮ | ૦ | ૨૨૮૮ | ૧૧૧ | ૦ | ૧૧૧ |
| ૧૪ | શિનોર મહિલા | ૨૭૪૭ | ૨૯૫ | ૮૩૨ | ૦ | ૮૩૨ | ૧૫૭ | ૦ | ૧૫૭ |
| ૧૫* | કલોલ મહિલા | ૪૨૨૬ | ૧૦૧૬ | ૧૩૪૧ | ૦ | ૧૩૪૧ | ૧૬૭ | ૦ | ૧૬૭ |
| ૧૬* | ઊંઝા મહિલા | ૫૬૬૧ | ૫૫૦ | ૩૮૯ | ૦ | ૩૮૯ | ૧૦૧ | ૦ | ૧૦૧ |
| | કુલ | ૯૬૫૦૩ | ૨૧૧૬૪ | ૩૧૮૧૮ | ૧૮૨૮૭ | ૫૦૧૦૫ | ૨૭૧૯ | ૧૫૧૦ | ૪૨૨૯ |

* આ ચિન્હવાળાં ૧૫ પુસ્તકાલયો સ્વતંત્ર મકાનવાળાં છે.

## વાચનાલયોનું વાર્ષિક નિવેદન સને ૧૯૩૭-૩૮

| વાર્ષિક ખર્ચ: લોક મદદ | સરકાર મદદ | પંચાયત મદદ | સુધરાઈ વા (લિ. પ્રં. મં.) | કુલ | પુસ્તકાલયની કુલ મિલ્કત: તા. ૩૧-૭-૩૮ સુધીની કા.-રૂ. | પુસ્તકાલયની બીજી રોકડી રકમ | સ્થાવર મિલ્કત: મકાન વગેરે | જંગમ મિલ્કત: પુસ્તક | લાકડી સામાન | ઈતર સામાન | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ |
| **પુસ્તકાલયો** | | | | | | | | | | | |
| ૧૫૦ | ૧૦૦ | ૧૦૦ | ૫૦ | ૪૦૦ | ૧૩૨૭ | ૦ | ૨૧૩૦૦ | ૪૮૭૭ | ૧૨૨૯ | ૦ | ૨૮૭૩૩ |
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૪૦૦ | ૨૪૮૮ | ૦ | ૪૪૨૬ | ૭૧૪ | ૩૦૪ | ૦ | ૭૯૩૨ |
| ૨૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૦ | ૪૦૦ | ૭૦૦ | ૦ | ૦ | ૧૨૭૫ | ૨૮૦ | ૧૩૦ | ૨૩૮૫ |
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૪૦૦ | ૧૦૫૯ | ૦ | ૨૧૦૦૦ | ૧૧૧૨ | ૩૫ | ૪ | ૨૩૨૪૬ |
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૫૦ | ૪૫૦ | ૫૪૩૮ | ૦ | ૦ | ૧૨૭૦ | ૩૨૪ | ૦ | ૭૦૩૨ |
| ૨૦૫ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૫૦૫ | ૨૯૪૫ | ૦ | ૧૩૮૦૦ | ૧૪૦૫ | ૭૯૮ | ૧૭૫ | ૧૯૧૨૩ |
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૪૦૦ | ૨૭૦૦ | ૦ | ૬૦૦૦ | ૧૧૧૦ | ૯૪૦ | ૦ | ૧૦૭૫૦ |
| ૧૫૨ | ૧૦૦ | ૧૦૦ | ૭૫ | ૪૨૭ | ૨૬૦૦ | ૦ | ૦ | ૧૧૮૦ | ૧૩૫ | ૦ | ૩૯૧૫ |
| ૨૨૨ | ૦ | ૦ | ૦ | ૨૨૨ | ૦ | ૦ | ૦ | ૧૮૦૯ | ૧૧૦ | ૦ | ૧૯૧૯ |
| ૨૫ | ૨૫ | ૨૫ | ૦ | ૭૫ | ૧૧૬૦ | ૦ | ૩૦૦૦ | ૪૦ | ૦ | ૨૬ | ૪૨૨૬ |
| ૫૬ | ૪૦ | ૪૦ | ૫૦ | ૧૮૬ | ૩૩૬ | ૦ | ૦ | ૫૯૬ | ૮૮ | ૦ | ૧૦૨૦ |
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૪૦૦ | ૦ | ૦ | ૧૦૦૦૦ | ૨૧૯૫ | ૫૮૪ | ૧૦૬ | ૧૨૮૮૫ |
| ૧૦૦ | ૧૦૦ | ૪૪ | ૨૫ | ૨૬૯ | ૧૫૫૦ | ૨૧ | ૩૦૦૦ | ૪૧૩ | ૧૮૨ | ૦ | ૫૧૬૬ |
| ૭૦ | ૭૦ | ૭૦ | ૦ | ૨૧૦ | ૬૧૪ | ૦ | ૦ | ૨૦૨ | ૦ | ૦ | ૮૧૬ |
| ૫૦ | ૫૦ | ૫૦ | ૦ | ૧૫૦ | ૨૫૦ | ૦ | ૦ | ૬૬૮ | ૨૪૫ | ૦ | ૧૧૬૩ |
| ૫૦ | ૫૦ | ૫૦ | ૦ | ૧૫૦ | ૧૦૫૨ | ૦ | ૦ | ૩૦ | ૭૭ | ૦ | ૧૧૫૯ |
| | | | | ૫૦૪૪ | | | | | | | ૧૩૧૪૭૦ |

| અનુક્રમ નંબર. | નામ. | | પ્રાંત. | પુસ્તકો. | વંચાયેલાં પુસ્તકો. | વાચકો |
|---|---|---|---|---|---|---|
| ૧* | અમરેલી | બાલ | અમરેલી | ૨૯૪૩ | ૧૨૦૭૦ | ૪૮૩ |
| ૨* | ચલાલા | ,, | અમરેલી | ૫૮૭ | ૧૪૯૩ | ૨૪૮ |
| ૩ | પેટલાદ | ,, | વડોદરા | ૨૧૯૯ | ૨૫૭૭ | ૪૦૦ |
| ૪* | ભાદરણ | ,, | ,, | ૧૯૭૬ | ૫૨૧૮ | ૩૩૩ |
| ૫* | વસો | ,, | ,, | ૩૪૩૫ | ૨૯૩૦ | ૩૯૮ |
| ૬ | ડભોઇ | ,, | ,, | ૧૦૭૦ | ૨૦૩૭ | ૧૭૬ |
| ૭ | પાટણ | ,, | મહેસાણા | ૪૬૩ | ૪૦૧ | ૩૪૧ |
| ૮* | વડનગર | ,, | ,, | ૧૫૧૮ | ૩૧૮૯ | ૩૧૯ |
| ૯ | સાવલી | ,, | વડોદરા | ૩૯૫ | ૧૩૨૪ | ૧૨૬ |
| ૧૦ | નવસારી | ,, | નવસારી | ૮૦૦ | ૫૭૫૬ | ૪૨૯ |
| ૧૧* | દ્વારકા | ,, | અમરેલી | ૪૪૭ | ૧૧૧૫ | ૧૦૧ |
| | | | કુલ | ૧૫૮૩૩ | ૩૮૧૧૦ | ૩૩૫૪ |

ટીપઃ—* આવાં ચિહ્નવાળાં ૬ પુસ્તકાલયો મકાનવાળાં છે.

## બાલ પુસ્તકાલયોની તારીજ

| સંખ્યા | પ્રાંત | | પુસ્તકો | વંચાયલાં | વાચકો |
|---|---|---|---|---|---|
| ૬ | અમરેલી. મહેસાણા વડોદરા | પુસ્તકાલયો | ૧૦૯૦૬ | ૨૬૦૧૫ | ૧૮૮૨ |
| ૫ | મહેસાણા વડોદરા નવસારી | વાચનાલયો | ૪૯૨૭ | ૧૨૦૯૫ | ૧૪૭૨ |
| | | કુલ | ૧૫૮૩૩ | ૩૮૧૧૦ | ૩૩૫૪ |

## બાલવાચનની તારીજ

| પ્રાંત | વાચક સંખ્યા | | | વંચાયલાં પુસ્તકોની સંખ્યા | | |
|---|---|---|---|---|---|---|
| | ભણતાં | ઉઠી ગયેલાં | કુલ | ભણનારાઓમાં | ઉઠી ગયેલામાં | કુલ |
| અમરેલી | ૧૧૭૯ | ૧૦૬૬ | ૨૨૪૫ | ૨૧૫૪૫ | ૧૦૧૪ | ૨૨૫૫૯ |
| નવસારી | ૧૧૫૧ | ૪૪૦ | ૧૫૯૧ | ૧૩૯૦૫ | ૪૬૬૦ | ૧૮૫૬૫ |
| મહેસાણા | ૨૦૯૫ | ૬૨૫ | ૨૭૨૦ | ૨૦૫૭૬ | ૫૦૫૩ | ૨૫૬૨૯ |
| વડોદરા | ૪૨૦૫૧ | ૬૩૯૯ | ૪૮૪૫૦ | ૩૭૮૪ | ૭૫૮ | ૪૫૪૨ |
| | ૪૬૪૭૬ | ૮૫૩૦ | ૫૫૦૦૬ | ૫૯૮૧૦ | ૧૧૪૮૫ | ૭૧૨૯૫ |

| લો. મ. | સ. મ. | પં. મ. | સુ. મ. | કુલ | કા. ફં. | રોકડ | મકાન | પુ. | લા. સા. | ઇતર. | કુલ કિંમત |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૨૫ | ૩૨૫ | ૮૫૭ | ૦ | ૬૬૫૦ | ૯૩૮ | ૩૪૮ | ૧૮૫ | ૮૯૭૮ |
| ૬૦ | ૬૦ | ૬૦ | ૦ | ૧૮૦ | ૧૧૬ | ૦ | ૦ | ૨૧૨ | ૧૪૫ | ૦ | ૪૭૩ |
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૪૦૦ | ૨૮૦૦ | ૦ | — | ૧૪૫૫ | ૪૫૩ | ૧૭૮ | ૪૮૮૬ |
| ૩૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૦ | ૫૦૦ | ૩૮૦૦ | ૦ | ૭૦૦૦ | ૯૮૧ | ૬૩૮ | ૨૫૧ | ૧૨૬૭૦ |
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૪૦૦ | ૨૮૦૦ | ૦ | ૮૭૦૦ | ૧૪૫૪ | ૬૬૮ | ૦ | ૧૩૬૨૨ |
| ૧૪૮ | — | — | — | — | — | — | — | ૮૦૩ | ૧૬૫ | ૦ | ૯૬૮ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૩૪ | — | — | ૨૧૫ | ૬૭ | ૩ | ૪૧૯ |
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૪૦૦ | ૦ | ૦ | ૧૦૦૦૦ | ૯૫૩ | ૫૦૦ | ૩૩૨ | ૧૧૭૮૫ |
| ૫૦ | ૫૦ | ૫૦ | ૦ | ૧૫૦ | ૭૩૪ | ૦ | ૦ | ૧૨૫ | ૩૧ | ૦ | ૮૯૦ |
| ૨૫ | ૨૫ | ૨૫ | ૨૫ | ૧૦૦ | ૭૫ | ૦ | ૦ | ૧૭૫ | ૯૭ | ૪૮ | ૩૨૦ |
| ૨૫ | ૨૫ | ૨૫ | ૨૫ | ૧૦૦ | ૧૦૦૦ | ૯૨ | ૧૫૦૦ | ૯૦ | ૩૪ | ૦ | ૨૭૧૬ |
| | | | | ૨૫૫૫ | | | | | | | ૫૭૭૨૭ |

## ૧૯૩૭-૩૮

## કસ્બા, પુસ્તકાલયોની તારીજ

| સંખ્યા | પ્રાંત. | વસ્તી. | ભણેલાં. | પુસ્તકો. | વંચાયેલાં પુસ્તકો. | વાચકો. |
|---|---|---|---|---|---|---|
| ૬ | અમરેલી | ૪૮૩૩૭ | ૧૪૫૩૯ | ૩૫૨૪૫ | ૨૨૬૪૨ | ૨૦૦૨ |
| ૭ | નવસારી | ૫૬૨૨૬ | ૧૮૪૯૫ | ૪૯૮૪૯ | ૪૧૮૫૦ | ૩૨૧૨ |
| ૧૫ | મહેસાણા | ૧૭૪૯૯૪ | ૪૫૮૦૧ | ૮૭૨૧૬ | ૭૪૮૧૨ | ૭૨૦૨ |
| ૧૮ | વડોદરા | ૧૩૧૨૬૧ | ૩૯૦૯૭ | ૧૩૩૧૦૭ | ૧૧૦૫૩૫ | ૯૩૧૦ |
| | કુલ | ૪૧૦૮૫૮ | ૧૧૭૯૩૨ | ૩૦૫૪૧૭ | ૨૪૯૮૩૯ | ૨૧૭૨૬ |

## મહિલા પુસ્તકાલયોની તારીજ

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૪ | ચારે પ્રાંતમાં પુસ્તકાલયો | ૮૫૨૯૮ | ૦ | ૧૯૮૭૪ | ૪૫૪૫૨ | ૩૭૯૬ |
| ૨ | ,, વાંચનાલયો | ૧૧૨૦૫ | ૦ | ૧૨૯૦ | ૪૬૫૩ | ૪૩૩ |
| | કુલ | ૯૬૫૦૩ | ૦ | ૨૧૧૬૪ | ૫૦૧૦૫ | ૪૨૨૯ |

વડોદરા
તા. ૫-૧૦-૧૯૩૮

के. म. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક.

## સૂચના નં: ૪૩૪ સને ૧૯૩૮–૩૯

## વિષય

### પુસ્તકાલય-વિનાનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલય ખોલવા બાબત

જ્યાં શાળા ત્યાં પુસ્તકાલય એ નીતિ શ્રીમંત સરકારે સ્વીકારેલી હોઇ દર સાલમાં નવાં પુસ્તકાલયો ખોલવાનું ઠરાવવામાં આવેલું છે. તે પ્રમાણે ચાલુ સાલે પણ ૫૦ નવીન પુસ્તકાલયો ખોલવાનાં છે આજ સુધીમાં ૧૧૫૦ ગ્રામ પુસ્તકાલયો ખોલવામાં આવેલાં છે. હજુ નીચેની યાદીમાં જણાવેલાં શાળાવાળાં ગામોમાં પુસ્તકાલયો ખોલવાનાં બાકી છે. કેટલાંક ગામોમાં વાંચનાલયો હતાં, અને હાલમાં (કેટલાંક) બંધ પડી ગયાં છે. તે ગામોમાં અગર જે ગામોમાં નવીન શાળાઓ ખોલવામાં આવી છે, તે બધાં ગામોમાં વાંચનાલયો ચાલુ કરવાની અને નવીન ઉઘાડવાની તજવીજ કરવાની છે. આશા છે કે જે તે સ્થળના સંબંધકર્તા શિક્ષકો તેમ જ રા. રા. મહાલ શાળાધિકારી સાહેબ આ બાબતની ઘટિત તજવીજ કરશે. અને લોકમદદની રકમ ભેગી કર્યા પ્રમાણે વાંચનાલયનું તેમજ નવીન પુસ્તકાલયનું બજેટ બનાવીને મોકલી આપશે.

નવીન પુસ્તકાલય ખોલવા માટે રૂ. ૬૦) થી તે રૂ. ૭૫) સુધીની અને વાંચનાલય માટે રૂ. ૫) થી તે રૂા. ૧૦) સુધીની લોકમદદની રકમ ભેગી કરીને પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફ મોકલી આપીને અમને લખી જણાવશે, એટલે આગળની તજવીજ કરવામાં આવશે.

વડોદરા
તા. ૨૨–૯–૩૮

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક

## વડોદરા રાજ્યનાં શાળાવાળાં પણ પુસ્તકાલય વિનાનાં ગામોની યાદી–કુલ ગામ ૨૭૨

### વડોદરા પ્રાંત ૮૧

**વડોદરા મહાલ–૨૫**

| ગામ | વસ્તી | ગામ | વસ્તી | ગામ | વસ્તી |
|---|---|---|---|---|---|
| ૧ અકોટા | ૬૪૯ | ૭ કરાલી | ૩૧૦ | ૧૫ ફાજલપુર પોર | ૨૪૭ |
| ૨ અલ્હાદપુરા | ૩૮૭ | ૮ કરોડીયા | ૬૨૮ | ૧૬ ફાજલપુર(સાંકરદા) | ૩૪૦ |
| ૩ આમલીઆરા | ૫૪૩ | ૯ કેલનપુર | ૬૪૩ | ૧૭ મહાપુરા | ૩૫૨ |
| ૪ અંપાડ | ૩૪૩ | ૧૦ કોટણા | ૫૦૦ | ૧૮ મારેઠા | ૨૫૨ |
| ૫ ઉંટીયા | ૧૬૪ | ૧૧ ખલીપુર | ૩૪૦ | ૧૯ રાઘવપુરા | ૩૬૭ |
| ૬ કપુરાઇ | ૪૮૦ | ૧૨ ગોસીંદ્રા | ૩૯૦ | ૨૦ રાયપુરા | ૧૨૧૭ |
| | | ૧૩ તાંદળજા | ૬૦૪ | ૨૧ વિરોદ | ૬૫૭ |
| | | ૧૪ ધનોરા | ૪૦૯ | ૨૨ વેમાલી | ૪૫૨ |

૨૩ સમસપુરા ૩૫૯
૨૪ મીરસાપુરા ૫૧૪
૨૫ મોચીઆપુરા ૪૩૫

### પાદરા મહાલ-૧૦

૧ ભોલા ૫૫૩
૨ બ્રાહ્મણવશી ૧૮૪૮
૩ મજાતણ ૮૩૩
૪ મહમદપુરા ૫૮૨
૫ મહુવડ ૪૩૭
૬ સાધી ૬૫૧
૭ સોમજીપુરા ૪૩૪
૮ હરણમાળ ૧૫૦
૯ મદાપુર ૨૬૫
૧૦ નેદરા ૩૮૫

### કરજણ મહાલ-૯

૧ અભરા ૩૫૮
૨ ચોરભુજ ૫૧૮
૩ ધામણજા ૩૩૪
૪ નિશાળીઆ ૨૩૩
૫ સાયર ૭૭૦
૬ લતીપુર ટીંબી ૧૩૦૦
૭ કીયા ૫૨૦
૮ કણભા ૪૩૯
૯ હળદરવા ૭૫૬

### સાવલી મહાલ-૧૨

૧ આણંદીનુ મુવાડુ ૩૩૪
૨ કડાછલા ૩૪૪
૩ કુનપાડ ૫૦૭
૪ ધંટીયાળ ૫૮૧
૫ જાંબુગોરલ ૩૨૬
૬ પોઇચા ૮૧૩
૭ ભટુથા ૪૩૭
૮ રાસાવાડી ૨૫૪
૯ વેમાર ૪૬૦
૧૦ સમલાયા ૬૨૭
૧૧ લીમડાપુરા ૩૬૩
૧૨ મેરાકુવા ૫૦૨

### વાઘોડીઆ મહાલ-૮

૧ અડીરણ ૪૯૧
૨ અલવા ૫૦૧
૩ આમોદર ૬૬૫
૪ કુમેટા ૫૪૫
૫ ગુમલપુર ૨૬૮
૬ તવરા ૬૪૧
૭ ફલોડ ૫૦૪
૮ મછલીપુરા ૩૫૦
૯ લીલોરા ૫૩૦

### તીલકવાડા મહાલ-૪

૧ ખાપરીઆ ૩૧૯
૨ જેમલગઢ ૨૯૮
૩ પોચંબા ૩૨૮
૪ બરોલી ૬૬૩

### સંખેડા મહાલ-૧૧

૧ કાળી તળાવડી ૩૨૭
૨ ગોલા ગામડી ૩૨૯
૩ ઝરવણ ૩૫૦
૪ પાટણા ૩૧૦
૫ પીછા ૩૨૫
૬ લાછરસ ૬૧૨
૭ લોટીયા ૨૯૯
૮ વાઘેથા ૩૮૯
૯ સુરીયા ૨૩૧
૧૦ હરેશ્વર ૨૦૪
૧૧ ઝાબ ૩૭૮

### ડભોઈ મહાલ-૧

૧ દનગીવાડા ૩૧૩

## મહેસાણા પ્રાંત-૧૦૨

### દહેગામ મહાલ-૧૫

૧ આલમપુર ૭૨૯
૨ કડાદરા ૧૧૪૧
૩ ગીયોડ ૧૦૧૮
૪ ધણુપ ૬૭૯
૫ જખોરા ૫૨૧
૬ જાળીયાના મઠ ૩૬૧
૭ દશેલા ૯૬૬
૮ નાના જલુંદ્રા ૪૬૮
૯ પાલજ ૧૦૯૪
૧૦ લવારપુર ૭૮૬
૧૧ વડવાસા ૮૨૧
૧૨ વાસણા ચોધરી ૧૦૫૩
૧૩ શાંહપુર ૫૫૦
૧૪ શીરોલી મોટી ૯૩૨
૧૫ સલાટપુર ૪૦૭

### આતરસુંબા મહાલ-૧૧

૧ આંબેલ ૩૪૭
૨ ઉકરડીના મુવાડા ૨૭૮
૩ કમાલબંધ વાસણા ૫૬૬
૪ ગરોડ ૪૫૧
૫ ઘડીયા ૫૮૬
૬ ભાયલાકુઇ ૩૫૨
૭ વડાલી ૫૬૭
૮ વાઘજીપુર ૩૧૮
૯ સીહોરા ૨૫૩
૧૦ સંદેશર ૪૧૫
૧૧ હીરોલ વાસણા ૧૪૦

### કડી મહાલ-૧૭

૧ આનંદપુરા ૩૩૨
૨ ઇંટાણા ૬૫૧
૩ ચડાસણ ૫૩૫
૪ ચાલાસણ ૬૦૪
૫ ઢોરીયા ૩૬૦
૬ નમરાસણ ૪૮૯
૭ નાની કડી ૪૫૨

૮ ભાલડી ૨૫૨
૯ માયાસુળ ૯૪૪
૧૦ રંગપુર ૪૦૫
૧૧ રંગપુરડા ૪૭૧
૧૨ લહોર ૬૫૬
૧૩ શિયાપુરા ૩૨૫
૧૪ સેદરડી ૪૫૫
૧૫ અલદેસણ ૭૩૭
૧૬ અંબાવપુરા ૨૮૮
૧૭ વેકરા ૪૩૩

**કલોલ મહાલ-૭**

૧ કરોલી ૪૫૬
૨ નાદરી ૨૫૯
૩ પલસાણા ૭૬૩
૪ બીલેશ્વરપુરા ૩૫૪
૫ ભોયણ રાઠોડ ૪૫૦
૬ સાનીપુર ૩૫૩
૭ હાજીપુર ૮૮૮

**વિજાપુર મહાલ-૧૧**

૧ ધભરામપુરા ૩૫૮
૨ ગણેશપુરા ૪૧૦
૩ ગુંદરાસણ ૮૬૨
૪ જેપુર ૯૫૧
૫ તાતોસણ ૫૧૪
૬ ધનપુરા ૧૧૭૬
૭ પાલડીવ્યાસ ૬૭૯
૮ મહાદેવપુરા ૨૩૮
૯ મોરવાડ ૪૮૬
૧૦ હરણહોડા ૧૦૫૧
૧૧ નવા રામપુર ૪૫૨

**વિસનગર મહાલ-૭**

૧ ધામણવા ૭૨૭
૨ બાકરપુર ૬૦૧
૩ રાણીસણા ૯૧૦
૪ રંગાકુઇ ૪૦૬
૫ સદુથલા ૭૧૭
૬ સવાલા ૧૧૭૫
૭ સુશી ૪૪૦

**મહેસાણા મહાલ-૨૩**

૧ કુકસ ૫૩૧
૨ ખદલપુર ૭૧૭
૩ ચરાડુ ૧૭૦૭
૪ ચલોવા ૧૧૮૫
૫ ટુંડાલી ૫૨૬
૬ તાવડીઆ ૪૬૪
૭ દેદીયાસણ ૮૬૬
૮ દેલા ૬૯૬
૯ ધનપુરા ૧૭૩
૧૦ ધોળાસણ ૭૬૮
૧૧ ધાંધુસણ ૫૪૪
૧૨ નવી શેઢાવી ૪૬૯
૧૩ નાગલપુર ૭૮૭
૧૪ પાલાવાસણા ૬૪૪
૧૫ પુનાસણ ૬૩૧
૧૬ ભાસરીયા ૨૭૫
૧૭ મીઠા ૬૧૯
૧૮ મુદરડા ૧૦૭૯
૧૯ રૂપાલ હરિપુરા ૨૨૫
૨૦ વડોસણ ૮૫૧
૨૧ શોભાસણ ૬૧૯
૨૨ સામેત્રા ૧૧૯૬
૨૩ સીડોસણ ૩૭૨

**ખેરાળુ મહાલ-૭**

૧ નવા દેલવાડા ૪૩૩
૨ નાની હીરવાણી ૫૪૫
૩ પાન્છા ૬૬૭
૪ મહાસણા ૪૭૫
૫ મહોપુર ૮૭૦
૬ ગોરીસણા ૭૪૩
૭ ચોટીયા ૪૪૮

**પાટણ મહાલ-૪**

૧ એંદલા ૬૫૮
૨ ડેરતળપદ ૭૦૪
૩ બબાસણા ૨૪૪
૪ રૂની ૫૫૬

**ચાણસ્મા મહાલ-૫**

૧ કારોડા ૩૯૫
૨ બરીયફ ૫૬૦
૩ ડોડીવાડા ૬૪૮
૪ મોઢીધારીઆલ ૯૫૭
૫ સુણસર ૧૨૧૯

**હારીજ મહાલ-૨**

૧ પીપલાણા ૧૦૨૯
૨ વાંસા ૮૭૬

**સિદ્ધપુર મહાલ-૧**

૧ કરણપુરા ૫૯૯

## નવસારી પ્રાંત ૬૮

**નવસારી મહાલ ૨**

૧ આસણા ૫૭૯
૨ ચોવીસી ૨૩૦૭

**ગણદેવી મહાલ ૫**

૧ કેશલી ૬૬૬
૨ દેવસર ૭૮૪
૩ નાંદરખા ૭૨૩
૪ પાટી ૪૭૬
૫ બાઢા ૯૯૮

**પલસાણા મહાલ ૩**

૧ કણાવ ૩૮૬
૨ વંનેળીયા ૪૮૭
૩ ગંગાધરા ૪૪૯

**કામરેજ મહાલ ૬**

૧ કોસમાડી ૩૭૭
૨ ખોલવડ ૨૪૧૧
૩ ડુંગર ૫૧૪
૪ પારડી ૧૦૦૧
૫ પસીદરા ૧૯૦
૬ વાસિદારડી ૩૦૪

**મહુવા મહાલ ૨૫**

૧ અલગઢ ૫૪૬
૨ અંધાત્રી ૨૬૭
૩ ઉમરા ૧૩૩૧
૪ કાંકરીયા ૪૪૯
૫ ખરવાણ ૧૧૨૧
૬ ડુંગરી ૭૬૩
૭ દેદવાસણા ૬૧૬
૮ નળધરા ૩૮૦
૯ પુના ૪૬૯
૧૦ બામણીયા ૩૪૦
૧૧ બારતાડ ૬૭૧
૧૨ બીલખડી ૬૧૮
૧૩ ભોરીયા ૬૦૯
૧૪ મહુવરીયા ૧૨૫૪
૧૫ લસણપુર ૬૧૩
૧૬ વડીયા ૪૭૧
૧૭ વલવાડા ૧૦૬૯
૧૮ વહેવલ ૧૫૬૫
૧૯ વાડીયાવાડ ૪૭૬
૨૦ વાછાવાડ ૨૫૯
૨૧ વાંક ભગવાનપુરા ૪૦૩
૨૨ વાંસકુઇ ૪૭૫
૨૩ શેખપુર ૧૦૧૩
૨૪ હળધવા ૬૩૬

**માંગરોળ મહાલ ૧**

૧ આંકડોદ ૬૦૮

**સોનગઢ મહાલ ૬**

૧ અગાસવાણ ૫૮૭
૨ કાકડકુવા ૧૭૯
૩ ગાળકુવા ૪૭૩
૪ ઘોડચીત ૩૪૨
૫ પાંચપીપળા ૪૧૪
૬ સાલ્હેર ૫૭૩

**વ્યારા મહાલ ૨૩**

૧ આંબીયા ૪૭૬
૨ ઉંચામાળા ૧૧૭૫
૩ ઉંમરવાવ નજીક ૫૨૭
૪ ઉંમરવાવ દૂર ૬૭૭
૫ કટાસવાણ ૮૫૮
૬ કાકડવા ૮૧૦
૭ ખાનપુર ૪૫૦
૮ ખંભાળીઆ ૫૭૫
૯ ઘાટા ૧૧૮૨
૧૦ ઘાણી ૪૮૪
૧૧ ચીખલવાવ ૪૯૭
૧૨ ચીખલી ૭૧૯
૧૩ જેસીંગપુર ૬૨૮
૧૪ ધાટ ૬૨૯
૧૫ પાટી ૧૪૩૭
૧૬ બામણામાલદૂર ૭૫૧
૧૭ બેડકુવા દૂર ૧૦૦૭
૧૮ બેડારાયપુર ૧૧૪૭
૧૯ બોરખડી ૧૬૬૭
૨૦ ભાનાવાડી ૩૯૩
૨૧ મગરકુઇ ૫૯૨
૨૨ વાંકલા ૬૯૪
૨૩ વડકુઇ ૫૫૩

## અમરેલી પ્રાંત ૨૭

**અમરેલી મહાલ ૯**

૧ અમરપુર ૪૬૮
૨ ચાંપાથળ ૩૪૧
૩ ટીંબલા ૫૬૭
૪ તરવડા ૪૩૬
૫ પીપળલગ ૭૩૧
૬ ફતેપુર ૨૬૪
૭ માલવણ ૫૦૨
૮ મેડી ૪૬૮
૯ રાજસ્થળી ૪૨૭

**દામનગર મહાલ ૪**

૧ કરમોલીયા ૨૭૬
૨ ઠાંસા ૩૭૬
૩ દહીથરા ૩૪૦
૪ હીરાણા ૫૨૪

**ધારી મહાલ ૬**

૧ ક્રમી ૫૮૦
૨ કુબડા ૫૨૧
૩ નાગધરા ૪૪૩
૪ પાણીઆ ૩૯૮
૫ ફુડલી ૩૯૯
૬ અમૃતપુર ૨૯૦

**ખાંભા મહાલ ૨**

૧ ઝીંઝીમાળી ૪૨૬
૨ રઘનાથપુરા ૪૯૫

**કોડીનાર મહાલ ૭**

૧ અડવી ૫૨૮
૨ ગોહલનીખાણ ૩૦૯
૩ જમનવાડા ૪૩૯
૪ દેવળપુર ૫૮૧
૫ પીપળી ૬૮૧
૬ માલસરમ ૭૧૮
૭ માલગામ ૪૯૨

**ઓખા મંડળ મહાલ ૧**

૧ ઓખા ૧૦૪૧

## સૂચના નંબર ૪૩૬ સને ૧૯૩૮-૩૯

## વિષય

**ફરતા પુસ્તકાલયની પેટીઓ તહેવારના દિવસમાં નહિ મંગાવવા બાબત**

રાજ્યનાં કસ્બા તથા ગ્રામ પુસ્તકાલયોના તરફથી ફરતાં પુસ્તકાલયોની પેટીઓ આ તરફથી જેની તેની માગણીઓ પ્રમાણે મોકલવામાં આવે છે. હોળી તથા દિવાળીના તહેવારોની રજાઓમાં ફરતાં પુસ્તકાલયોની પેટીઓ કોઇએ પરત નહિ મોકલવા તેમ નહિ મંગાવવા આ તરફથી વારંવાર સરક્યુલર કાઢી જણાવવામાં આવેલું છે, છતાં ઘણાં ખરાં પુસ્તકાલયોના મંત્રીઓ તરફથી પેટીઓ પરત મોકલવામાં આવે છે. માટે ફરીથી આથી તમામ પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે હોળી તથા દિવાળીના તહેવારોની રજાઓમાં ફ. પુ.ની પેટીઓ કોઇએ મોકલવી નહિ તેમ મંગાવવી પણ નહિ. અને રજાઓના દિવસોમાં ખાસ જરૂર સિવાય લખાણો પણ કરવાં નહિ. છતાં જેના તરફથી મોકલવામાં આવશે તેના ડેમરેજ વગેરેનો જે ખર્ચ થશે તે જેમને તેમને માથે પડશે. ચાલુ સાલે તા. ૧૬-૧૦-૩૮ થી ૩૦-૧૦-૩૮ સુધી દિવાળીની રજાઓ પડે છે.

સાર્વજનિક પુસ્તકાલય ખાતુ
ફરતા પુસ્તકાલય શાખા
વડોદરા તા. ૧૦-૧૦-૩૮

के. मं. रांगणेकर.
મદદનીશ વ્યવસ્થાપક



પુસ્તકાલય ખાતુ — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નંબર ૪૩૫ સને ૧૯૩૮—૩૯

**વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો**

| નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ | ઠેકાણું. |
|---|---|---|---|
| ફોરમ બાળકોનું પોતાનું માસિક | માસિક | રૂ૦ ૧-૮-૦ | જયશંકર રામશંકર જાની, પ્રકાશક, "ફોરમ" "પુષ્પ કાર્યાલય"; ૭૫. ખાર, મુંબાઇ |
| વિદ્યાર્થી | સાપ્તાહિક | ૪-૦-૦ | ધીરજલાલ ટાકરશી શાહ, તંત્રીઃ 'વિદ્યાર્થી' ધી જ્યોતિ કાર્યાલય લિમિટેડ જુમામસ્જીદ સામે-અમદાવાદ. |

સાર્વજનિક પુસ્તકાલય શાખા,
વડોદરા
તા. ૬ ઑક્ટોબર ૧૯૩૮

પું. ત્ર. શાહ

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક.

# વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૫૬ સને ૧૯૩૮-૩૯

| પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | | કદ | વર્ષ | પૃષ્ઠ | બાંધણી | પ્રકાશકનું ઠેકાણું |
|---|---|---|---|---|---|---|---|
| લલિત કાવ્ય સંગ્રહ | સ્વ. કવિ લલિતાશંકર લાલશંકર વ્યાસ | ૧-૪-૦ | ૧૬° | સને ૧૯૩૮ | ૨૪૨ | પાકી | પ્રસન્નરાવ લલિતાશંકર વ્યાસ નાગર ફળિયા, સુરત |
| વનિતાઓના સુખી સંસાર | અમથાલાલ જગજીવન શાહ | ૦-૪-૦ | " | " | ૧૬૦ | કાચી | કર્તા, કેથેડ્રલ સ્ટ્રીટ, અનંતવાડી, નાગર વણિક નિવાસ, ત્રીજે માળે રૂમ નં. ૫૩ મુંબાઇ નં. ૨ |
| પૂર્ણયોગનો જ્ઞાનયોગ ભાગ ૨ જો | શ્રી અરવિંદ | ૧-૪-૦ | " | " | ૨૬૨ | કાચી | મૂળજીભાઇ તલાટી, અરવિંદ કાર્યાલય, આણંદ. |
| શ્રી ગુરુ લીલામૃત (ઉપાસના કાંડ) | રંગ અવધૂત | ૧-૦-૦ | ૪° | " | ૧૪૭ | " | અમૃતલાલ નાથાભાઈ મોદી મોદીસાથ નડિયાદ. |
| સંગીત ગીતા | " | ૦-૨-૦ | ૨૪° | સંવત ૧૯૯૨ | ૭૫ | | |
| ઉપનિષદોની વાતો | " | ૦-૪-૦ | ૧૬° | સંવત ૧૯૮૦ | ૮૩ | " | " |
| બાજીસવ વીરકાક | કવિ નારણદાન નથુભાઇ બગસરા રાજ્યકવિ | ૧-૪-૦ પોસ્ટેજ સિવાય | ૨૪° | સને ૧૯૩૮ | ૧૦૦ | કાચી | કર્તા, મોરબી. |
| આપણે ભજવીએ (આપણી બાલ ગ્રંથમાળા) | વૈકુંઠ મો. ઠાકોર | ૦-૩-૦ | ૧૬° | " | ૩૨ | " | ભાઇલાલ ડી. પટેલ "આપણું બાળ કાર્ય મંદિર", શિંગસપુરા-ભરૂચ. |
| સાહિત્યને ઓવારેથી (ખંડ ૧-૨) | શંકરલાલ ગંગાશંકર શાસ્ત્રી. | ૨-૪-૦ | " | " | ૨૮૬ | પાકી | કર્તા, સંસ્કૃત અને ગુજરાતીના પ્રોફેસર, બહાઉદ્દીન કોલેજ, જુનાગઢ |

પુસ્તકાલય ખાતું
સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા, તા. ૬ ઑક્ટોબર ૧૯૩૮ } પું. ત્રિ. શાહ

कें. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક પુસ્તકાલય,
વડોદરા રાજ્ય.

પુસ્તક ૧૩ મું
અંક ૧૧મો.

નવેમ્બર
૧૯૩૮



# પુસ્તકાલય

લવાજમ:
માં વાર્ષિક રૂ. ૩-૮-૦
દેશમાં ,, રૂ. ૫-૦-૦
ક નકલ રૂ. ૦-૬-૦

તંત્રીઓ:
નાનાભાઈ ચંદ્રશેખર દીવાનજી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

વ્યવસ્થાપક:
વાઘજીભાઈ નારણભાઈ અમીન
બી. કૉમ.
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા ...વડોદરા.



# અનુક્રમણિકા

# પુસ્તકાલય

પુસ્તક ૧૩ મું | નવેમ્બર-૧૯૩૯ | અંક ૧૧ મો


## પુસ્તક

( કોઈનો લાડકવાયો—એ રાહ )

[ ૧ ]

પુસ્તકગુણનું ગાન કરંતાં પાર કદી ના આવે
શ્રેષ્ઠ વિચારો ભરતું મનમાંઃ આનંદછોળ ઉછાળે
ગરવા ગુણ થકી ઓપે
મોંઘાં દ્રવ્ય વળી શોભે.

[ ૨ ]

એકપક્ષીઃ એકતારઃ મગજના, ઊર્મિ હરનિશ હોયે
ઘનઘોર તિમિરનાં ભેદન કરીને, દિવ્ય ઉષા પ્રગટાવે,
દીપ્તિ દિનમણિ જેવી
દિગન્તે દુર્લભ છે એવી.

[ ૩ ]

હરિહર કેરા ભેદ ટળાવેઃ પાખંડોથી દૂર પળાવે
દુષ્કર દુર્દૈવે સપડાતાંઃ દુર્ગમ પંથ કપાવે
નિઃશંક ચિત્ત થકી થાતા
ગૂંચવણના સહુ ગુંચાળા.

[ ૪ ]

પ્રપંચી જગમાં પ્રબળ પ્રબન્ધેઃ પ્રવીણ પ્રાગલ્ભ્યે થાતા
પ્રેરક ભાવો મળતા પ્રેમેઃ બાહ્યાન્તર ખુલ્જ રહાતા
બુડથલ બુદ્ધ અને જેથી
સેવા પુસ્તકની તેવી.

[ ૫ ]

ભીરુ-ભીતિ ભાગે: મુક્તિ મન અંતર આવે
પ્રભૂતને પણ ભુલવે એવી પ્રભુતા હૈયે ધારે
ભિન્નભાવ ભૂચર ત્યજતા
ભૂવિંત ભૃત્ય વળી બનતા.

[ ૬ ]

સિદ્ધિ સાચી મળવા કાજે પુસ્તકાલય સ્થાપો
ગામે-ગામે: ઠામ ઠામમાં, ઉત્તમ ગ્રંથ વસાવો
અભણને જ્ઞાન કંઈ આપો
ઉજ્જવલ જીવનને સાધો.

" ચંદ્રિક "



## જ્ઞાનમંદિરને

જન સકળ રસિયાં, દૂર દૂરેથી આવે,
તુજ સમીપ જઇને, શાંતિથી જ્ઞાન લાધે;
જન સકળ પરે હા !, +સાજ શક્તિ જમાવે,
તુજ અનિલ-લહેરિ, જ્ઞાનરૂપે વહાવે.

—કાન્તિલાલ સી. જોશી

+ પુસ્તકો.

# વર્તમાનપત્રો અને ઈનામી હરિફાઈ

[ લેખકઃ—શ્રી. મૂળશંકર પ્રેમજી વ્યાસ ]

આજકાલ લગભગ દરેક વર્તમાનપત્રોમાં શબ્દરચનાની ઇનામી હરિફાઇઓ ઠીક પ્રમાણમાં જોવામાં આવે છે. એકલાં ગુજરાતી પત્રો જ નહિ પણ અંગ્રેજી, હિંદી, મરાઠી વગેરે દરેક પત્રોમાં આ જાતની શબ્દચોકડીઓ નજરે પડે છેઃ પછી તે દૈનિક હોય, અઠવાડિક હોય કે માસિક હોય.

આ જાતની ઇનામી હરિફાઇઓનો ઉદ્દેશ એ કે તે તે પત્રોમાં તો લોકોની બુદ્ધિ કસવાનો જ બતાવાય છે, પરંતુ આવાં સેવાભાવી (!) છાપાં એ બહાને હજારોનું પાણી કરાવી સમાજને કેવા ભયંકર આર્થિક ખાડામાં ઉતારી રહ્યાં છે તેનું તે સ્વાર્થી છાપાંઓને જરા જેટલુંએ ભાન હોય તેમ જણાતું નથી.

આખા દેશનાં છાપાંઓની આ હરિફાઇનો હિસાબ કરવા બેસીએ તો કદાચ અઠવાડિયે તો નહિ પરંતુ મહિને તો લાખો રૂપિયા એ રીતે તણાઇ જતા હશે.

આપણા બેકાર માણસોને તો આ જાતની હરિફાઇઓ તેમનું જીવનધ્યેય થઇ પડયું છે અને વગર મહેનતે દ્રવ્ય મેળવવાની લાલસામાં એકાદ બે રાતના ઉજાગરા ખેંચી પછી આશામાં ને આશામાં પરિણામની તારીખોની વાટ જુએ છે. અંતે તેમાં છેવટે નિરાશા જ સાંપડે છે. અને તેજ વખતે થોડી વાર સ્મશાનવૈરાગ્યની માફક આવી ખોટી જાળમાં નહિ ફસાવાનો નિશ્ચય કરે છે. પરંતુ લોભ અને લાલચમાં તેમની એ દૃઢતા ક્યાંયે વિલીન થઇ જાય છે અને વળી પાછા આવી હરિફાઇમાં ઝંપલાવી પૈસાનું પાણી કરે છે. આમ ઉત્તરોત્તર આ છંદ વધતો જાય છે અને છાપાવાળાઓ ન્યાલ થાય છે.

સ્પષ્ટ કહું તો આ જાતની શબ્દ-રચના એ એક જાતનો જુગાર છે અથવા લૉટરી છે. અનેકને ભોગે બે-ચારનું નસીબ ખીલે છે. છાપાંવાળાઓના વધી ગયેલા ખર્ચો અને ઘટી ગયેલી આવકના ખાડા પૂરવા માટેનો આ શબ્દહરિફાઇ તેમને માટે એક સરસ કીમિયો જ છે, પરંતુ આપણા યુવકો એ શી રીતે સમજે !

બુદ્ધિ કસવાનો ઉદ્દેશ તો નર્યો ઢોંગ છે. સમાજની બુદ્ધિ જ કસવી હોય, તેમને શબ્દભંડોળનું જ્ઞાન જ આપવું હોય, તો વગર ફીએ કેમ નથી બનતું ? આ તો વ્યવસ્થાને નામે પોતાનાં ખિસ્સાં ભરી પછી ભાગે પડતા પૈસા જે બે બે આના કે એક આનો ત્રણ પાઇ આવતા હોય તે વહેંચી આપે ! વાહ કેવી પ્રમાણિકતા !

આ રીત અનેક રીતે હાનિકર્તા છે, અપ્રમાણિક છે, આત્માને દમનારી છે એમ જાણતાં છતાં છાપાંઓ સ્વાર્થને લીધે લાલચ છોડી શકતાં નથી......વધારામાં કેટલાંક રાષ્ટ્રીય ગણાતાં છાપાં કે જે જનતાની સેવા કરવાનો દાવો કરી શકે એ તેવાં છાપાં પણ આવી રીતો અખત્યાર કરે એ તો ખરેખર દુઃખની વાત છે. તેવાં છાપાં સમજી લે કે તેઓ આ રીતે જનતાની સેવા નહિ પણ કુસેવા કરી રહ્યાં છે.

વાતો સંભળાય છે કે આ પ્રવૃત્તિ સામે આપણી મુંબઇ સરકાર અંકુશ મૂકવાનો વિચાર કરે છે. જો એ વસ્તુ સત્ય હોય તો તે બહુ આવકારદાયક અને સમાજના

[ ૫ ]

ભીરુ-ભીતિ ભાગેઃ મુક્તિ મન અંતર આવે
પ્રભૂતને પણ ભુલવે એવી પ્રભુતા હૈયે ધારે
ભિન્નભાવ ભૂચર ત્યજતા
ભૂષિત ભૃત્ય વળી બનતા.

[ ૬ ]

સિદ્ધિ સાચી મળવા કાજે પુસ્તકાલય સ્થાપો
ગામે-ગામેઃ ઠામ ઠામમાં, ઉત્તમ ગ્રંથ વસાવો
અભણુને જ્ઞાન કંઈ આપો
ઉજ્જ્વલ જીવનને સાધો.

" ચંદ્રિક "



## જ્ઞાનમંદિરને

જન સકળ રસિયાં, દૂર દૂરેથી આવે,
તુજ સમીપ જઇને, શાંતિથી જ્ઞાન લાધે;
જન સકળ પરે હા!, +સાજ શક્તિ જમાવે,
તુજ અનિલ-લહેરિ, જ્ઞાનરૂપે વહાવે.

—કાન્તિલાલ સી. જોશી

+ પુસ્તકો.

# વર્તમાનપત્રો અને ઈનામી હરિફાઈ

[ લેખકઃ—શ્રી. મૂળશંકર પ્રેમજી વ્યાસ ]

આજકાલ લગભગ દરેક વર્તમાનપત્રોમાં શબ્દરચનાની ઇનામી હરિફાઇઓ ઠીક પ્રમાણમાં જોવામાં આવે છે. એકલા ગુજરાતી પત્રો જ નહિ પણ અંગ્રેજી, હિંદી, મરાઠી વગેરે દરેક પત્રોમાં આ જાતની શબ્દચોકડીઓ નજરે પડે છે: પછી તે દૈનિક હોય, અઠવાડિક હોય કે માસિક હોય.

આ જાતની ઇનામી હરિફાઇઓનો ઉદ્દેશ જો કે તે તે પત્રોમાં તો લોકોની બુદ્ધિ કસવાનો જ બતાવાય છે, પરંતુ આવાં સેવાભાવી (!) છાપાં એ બહાને હજારોનું પાણી કરાવી સમાજને કેવા ભયંકર આર્થિક ખાડામાં ઉતારી રહ્યાં છે તેનું તે સ્વાર્થી છાપાંઓને જરા જેટલુંએ ભાન હોય તેમ જણાતું નથી.

આખા દેશનાં છાપાંઓની આ હરિફાઇનો હિસાબ કરવા બેસીએ તો કદાચ અઠવાડિયે તો નહિ પરંતુ મહિને તો લાખો રૂપિયા એ રીતે તણાઇ જતા હશે.

આપણા બેકાર માણસોને તો આ જાતની હરિફાઇઓ તેમનું જીવનધ્યેય થઇ પડ્યું છે અને વગર મહેનતે દ્રવ્ય મેળવવાની લાલસામાં એકાદ બે રાતના ઉજાગરા ખેંચી પછી આશામાં ને આશામાં પરિણામની તારીખોની વાટ જુએ છે. અંતે તેમાં છેવટે નિરાશા જ સાંપડે છે. અને તેજ વખતે થોડી વાર સ્મશાનવૈરાગ્યની માફક આવી ખોટી જાળમાં નહિ ફસાવાનો નિશ્ચય કરે છે. પરંતુ લોભ અને લાલચમાં તેમની એ દૃઢતા ક્યાંયે વિલીન થઇ જાય છે અને વળી પાછા આવી હરિફાઇમાં ઝંપલાવી પૈસાનું પાણી કરે છે. આમ ઉત્તરોત્તર આ છંદ વધતો જાય છે અને છાપાવાળાઓ ન્યાલ થાય છે.

સ્પષ્ટ કહું તો આ જાતની શબ્દ–રચના એ એક જાતનો જુગાર છે અથવા લૉટરી છે. અનેકને ભોગે બે–ચારનું નસીબ ખીલે છે. છાપાંવાળાઓના વધી ગયેલા ખર્ચો અને ઘટી ગયેલી આવકના ખાડા પૂરવા માટેનો આ શબ્દહરિફાઇ તેમને માટે એક સરસ કીમિયો જ છે. પરંતુ આપણા યુવકો એ શી રીતે સમજે !

બુદ્ધિ કસવાનો ઉદ્દેશ તો નર્યો ઢોંગ છે. સમાજની બુદ્ધિ જ કસવી હોય, તેમને શબ્દભંડોળનું જ્ઞાન જ આપવું હોય, તો વગર ફીએ કેમ નથી બનતું ? આ તો વ્યવસ્થાને નામે પોતાનાં ખિસ્સાં ભરી પછી ભાગે પડતા પૈસા જો બે બે આના કે એક આનો ત્રણ પાઇ આવતા હોય તે વહેંચી આપે ! વાહ કેવી પ્રમાણિકતા !

આ રીત અનેક રીતે હાનિકર્તા છે, અપ્રમાણિક છે, આત્માને દમનારી છે એમ જાણતાં છતાં છાપાંઓ સ્વાર્થને લીધે લાલચ છોડી શકતાં નથી......વધારામાં કેટલાક રાષ્ટ્રીય ગણાતાં છાપાં કે જે જનતાની સેવા કરવાનો દાવો કરી રહે છે તેવાં છાપાં પણ આવી રીતો અખત્યાર કરે એ તો ખરેખર દુઃખની વાત છે. તેવાં છાપાં સમજી લે કે તેઓ આ રીતે જનતાની સેવા નહિ પણ કુસેવા કરી રહ્યાં છે.

વાતો સંભળાય છે કે આ પ્રવૃત્તિ સામે આપણી મુંબઇ સરકાર અંકુશ મૂકવાનો વિચાર કરે છે. જો એ વસ્તુ સત્ય હોય તો તે બહુ આવકારદાયક અને સમાજના

હિતની વાત છે. આમ થવાથી હજારો પૈસા જે આડકતરા વેડફાઇ જાય છે તે બચી જશે. આપણે આશા રાખીએ કે મુંબઇ સરકાર એ કાયદો તરત જ અમલમાં લાવે અને એકાર પ્રજાના આશીર્વાદ લે.

સાથે સાથે આપણા લોકોએ પણ સમજવું જોઇએ કે એ બરબાદ કરનારી એ ધનાગી હરીફાઇઓ સામે પણ ન જોવું. તેમને દૂરથી જ નમસ્કાર કરવા, પોતે એવી જાળમાં ફસાવું નહિ અને મિત્રોને ફસાતા અટકાવવા. એટલે છેવટે આ રોપ એની મેળે ટળી જશે.



# જોઇએ છે, સ્વચ્છ પત્રો !

" અખબારો જાહેર જીવનમાં મહત્વનો ભાગ ભજવે છે. અખબારો જેટલું કામ કરે છે તેટલું કામ બીજું કોઇ કરી શકતું નથી. પત્રકાર ગમે તેટલો કુશળ હોય પણ જો તે ચારિત્ર્યવાન ન હોય તો જાહેર જીવનની દોરવણી માટે તદ્દન નકામો છે.

" આપણી ફરજ છે કે જે છાપું સ્વચ્છ હોય તેને જ આપણે ઉત્તેજન આપવું. પત્રકાર પોતાના વિચારો પ્રકટ કરે છે પણ એ વિચારો સ્વચ્છ ન હોય તો પ્રજામાં તે મગજનો રોગ પેદા કરે છે.

" આજે ઘણાં છાપાઓમાં આપણા મોટા અને ચારિત્ર્યવાન માણસો સામે ગંદો પ્રચાર કરવામાં આવે છે. આજે મહાસભાના તંત્ર નીચે વ્યક્તિસ્વાતંત્ર્યનો દુરુપયોગ કરવામાં આવ્યો છે.

" આજે તો ગંદો પ્રચાર એ રીતસરનો ધંધો થઇ પડયો છે. એથી જ નિંદા કરનારાઓને ઉત્તેજન ન મળે એવું વાતાવરણ આપણે ઊભું કરવું જોઇએ.

" વર્તમાનપત્રોનો જીવનમાં ઘણો હિસ્સો છે. છાપાંઓ જેટલાં માર્ગદર્શક બની શકે છે, જેટલું કામ આપે છે તેટલું કામ બીજું કોઇ આપી શકતું નથી. "

( સરદાર વલ્લભભાઇએ ' પ્રજાબંધુ ' અને ' ગુજરાત સમાચાર 'ની મુંબઇ શાખાની ઉદ્ઘાટનક્રિયા વખતે કાઢેલા ઉદ્ગારો )

" પુસ્તકપરિચય અર્થે ' પુસ્તકાલય " માસિકને મોકલાતાં પુસ્તકોની એક પ્રત પરિચય લખનારને મોકલાતી હોવાથી અને એક પ્રત " પુસ્તકાલય " કાર્યાલયમાં રાખવાની હોવાથી હવેથી સૌ લેખક-પ્રકાશકોએ જે તે પુસ્તકની બે પ્રત કાર્યાલય તરફ મોકલી આપવા વિનંતિ છે.

વ્યવસ્થાપક " પુસ્તકાલય "

# એ ક્યારે ?

[ લેખક : શ્રી. કાળિદાસ દયાળજી વણકર. મુ. રણુંજ ]

**જ્યાં** જ્યાં પુસ્તકાલયો હોય ત્યાં પાટીઆ ઉપર કે મકાનના અગ્રભાગ પર મોટા અક્ષરે " સાર્વજનિક પુસ્તકાલય " એમ લખેલું જોવામાં આવે છે; પરંતુ જ્યાં સુધી ઉચ્ચ અને નીચ, નોકર અને શેઠ, તવંગર અને રંક એવા ભેદો ભૂલી સહુ કોઇ પુસ્તકાલયોનો એકસરખો લાભ લઇ શકે નહિ ત્યાં સુધી પાટીઆ ઉપર લખાવ્યાથી જ કંઇ સાર્વજનિક થયું એમ માની ન લેવાય.

પુસ્તકાલયોના મકાન પર લખાએલ " સાર્વજનિક " એ મોટા પાંચ અક્ષરો સંબંધી વિચાર કરતાં તે અક્ષરોમાં કેટલી બધી વિશાળતા તરી આવે છે, કેટલી બધી ઐક્યની ભાવના ઉભરે છે ! ખરે, એ પાંચ અક્ષરોમાં છલોછલ ભ્રાતૃભાવના ભરેલી છે પરંતુ દિલગીરીભરી વાત એ છે કે ગામડાંની પ્રજામાં તે સંબંધી હજુ પણ કંઇ ખ્યાલ જોવામાં આવતો નથી. કારણ કે ગામડાઓનાં સાર્વજનિક પુસ્તકાલયોમાં જ્યાં સુધી ઉચ્ચ અને નીચ એવા ભેદ પ્રવર્તી રહ્યા હશે ત્યાં સુધી પુસ્તકાલયોના મકાને લખાએલા એ " સાર્વજનિક " શબ્દનું મહત્ત્વ હજુ ગામડાંની જનતામાં ઊતર્યું નથી એમ સ્પષ્ટ થાય છે.

જ્યારે પુસ્તકાલયના મકાને લખેલા એ સાર્વજનિક શબ્દનું મહત્ત્વ આપણને ન સમજાય તો પછી એ જ મકાનની અંદરનાં કબાટોમાં ભરેલાં પુસ્તકોના અસંખ્ય શબ્દોનું મહત્ત્વ શી રીતે સમજી શકાય એ વિચારવા જેવું છે.

ગામડાઓમાં વહેમ, પાખંડ, કુસંપ વગેરે અજ્ઞાનતાએ ઘર કરી દીધું છે તેને હઠાવવા પુસ્તકાલય એ એક સબળ સાધન છે. આપણી સમક્ષ શ્રીમંત રાજ્યપિતાશ્રીએ આજે બહોળું વાચન મૂક્યું છે, પણ આપણે કેવળ વાચન જ વાંચ્યા કરીએ અને તેને વર્તનમાં ન મૂકી શકીએ તો અતિવાચનનો શો અર્થ ?

મહેનત–મજૂરી કરી ઉદરનિર્વાહ કરનારાં, હલકા દરજ્જાનાં મનાતાં પછાત લોકોની સ્થિતિ સુધારવા શ્રીમંત મહારાજા સાહેબે સાર્વજનિક સંસ્થાઓ સ્થાપી પ્રજામાં ઐક્ય પ્રસરાવવા અગણિત પ્રયાસો કર્યા છે. પરંતુ આજે આમ પુસ્તકાલયોમાં, ઉચ્ચ અને નીચ, એવા ભેદો કેટલેક સ્થળે જોવામાં આવે છે. આજે આમ પુસ્તકાલયો એ ક્રૂર ભેદભાવ ટાળી શકવા અશક્ત જણાય છે. કારણ કે ગામડાઓમાં ઘણાં વર્ષોથી અસ્પૃશ્યતા જડ ઘાલી બેઠી છે.

અંતમાં જણાવવાનું કે જે લોકો સાધનસંપન્ન છે તેઓ તો પોતાને માટે યા પોતાનાં બાળકો માટે ઘેર બેઠાં સામયિકો, વર્તમાનપત્રો વગેરે મંગાવી શકે, પુસ્તકો ખરીદી, ગૃહપુસ્તકાલય વસાવી શકે; પણ જેઓને ખાવાને માટે અન્નના સાંસા છે અને કપડાંના સાંધા છે એવા ગરીબ રંકજનો માટે સાર્વજનિક પુસ્તકાલયો એ એક આશીર્વાદ સમાન છે. પરંતુ એ આશીર્વાદ સમાન તો ત્યારેજ ગણાય કે જ્યારે ગરીબમાં ગરીબ પણ પુસ્તકાલયનો એકસરખો લાભ લઇ શકતા હોય ત્યારે.

—卐—

# અરવિન્દા

( લેખકઃ—શ્રી. હરિશંકર દુર્ગાશંકર દવે )

પ્રભાત ઊગતું હતું. ધીમે ધીમે વિકસતા બાલમાનસની જેમ ઉષાએ આકાશમાં જમાવેલો રંગ વિકસિત થતો હતો. કલાના પૂજારીઓ નિદ્રા ત્યાગી નિસર્ગને નિહાળવા નીકળી પડ્યા હતા. ધંધાદારીઓ દિનચર્યાના પ્રથમ ભાગથી પરવારવાની તાલાવેલીમાં પડ્યા હતા.

દૂરદૂરનાં ખેતરોમાં એક પુરુષબેલડી ફરતી હતી. ગામથી તેઓ દૂર હતાઃ જાણે કે જનસમૂહથી અળગા ને અળગા જ થવા માગતા હોય તેમ તેઓ ગામથી વિરુદ્ધ દિશાએ ગમન કરી રહ્યા હતા. તે હતા પ્રભાકર અને દિનેશ.

" સુરેન્દ્રને મેં જોયો ત્યારે તો તે શુષ્ક અને ગામડીઓ જ લાગતો હતો; તેનામાં તું આટલો રસ લે છે એ તો મને બહુ જ નવાઈ ઉપજાવે છે ! " દિનેશની સુરેન્દ્ર તરફની વલણુ જોઈ પ્રભાકરે કહ્યું.

" હા, બહારથી જોનાર દરેકને એમ જ લાગે કે સુરેન્દ્ર નીરસ અને વિનોદહીન ગામડીઓ જ હશે; પણ અનુભવે મને સમજાયું છે કે તેમ નથી. તેનો રસસાગર વિશાળ અને ઊંડો છે એટલે જ બહાર છલકાતો નથી; અને તેનું જીવનપુષ્પ પાંખડીએ પાંખડીએ સૌરભવન્તુ છે એટલે બહારના આડંબરની તેને આવશ્યકતા નથી. ગઈ કાલે પ્રો. પરમારે ' જીવન એટલે શું ' એ પૂછેલું તેનો જવાબ તેણે શું આપ્યો હતો તે યાદ નથી ? " દિનેશ હમેશાં પોતાની વલણુ તરફ નમતો જ રહેતો.

" હા. ' પમરતી પુષ્પસુવાસ સાથેનો સહચાર એટલે જીવન. ' આવું કંઈક એણે કહ્યું હતું; અને પ્રો. પરમાર તે સાંભળી હસ્યા હતા. મને તો તે ઘેલો લાગેલો. "

" તને તો લાગે. તારા જેવા, માનવીમાત્રમાં ઘેલછા જોતા યુવાનો પોતાની ઘેલછા જોવી ભૂલી જાય છે, ત્યારે જ બીજાઓના ડહાપણને ઘેલછા ગણતા થાય છે. "

" મારે તારું નથી સાંભળવું. તું તને યોગ્ય લાગતા જવાબો આપવામાં જ અહીં આનંદ માને છે; પણ વિભાવરીના સામીપ્યમાં તો મધપૂડામાંની માખની જેમ ગણગણવું તોફાન કરે છે. અલ્યા, ત્યાં વિતંડાવાદમાં ઊતરે છે ખરો કે ? ".

" તારો સ્વભાવ જ કેવો વિચિત્ર છે ! આવા પ્રશ્નોના જવાબ કોણ આપે ! લે, હું તને જ પૂછું: ' પંકજની ઓષ્ઠપાંખડીને તારો ઓષ્ઠદ્વય ચૂમે છે તે સમયનું વર્ણન ' કર જોઈએ ! " દિનેશે ઉલટ પ્રશ્ન પૂછ્યો.

" ' મૃદુલ સમીર વાતાં પુષ્પ ચૂમું સહર્ષે. ' લે, તારો જવાબ. " પ્રભાકરે ભણતો જ જવાબ આપ્યો. અહીં જણાવવું જરૂરનું છે કે વિભાવરી અને પંકજ અનુક્રમે દિનેશ અને પ્રભાકરની પત્નીઓ છે. બન્ને મિત્રો સહાધ્યાયી કૉલેજ-

અન છે. હિન્દુઓના સંસારજીવનમાં બને છે તેમ આ બન્ને મિત્રો અક્ષરજ્ઞાનથી રહિત પત્નીઓ મેળવવાને ભાગ્યશાળી થયા. તેમને જીવનની શરૂઆતમાં જ જીવનમાં ઉબ્યુપ લાગવા માંડી હતી. વિશ્રાન્તિકાળની રજાઓ તેમને કાળસમી કડવી લાગતી હતી. પણ ઉપાય શો ? વિનોદ ખાતર કહો કે દિલને દઝાડવા કહો પણ આજે તેમણે તેમની પત્નીઓને વાર્તાનો વિષય બનાવી હતી.

સુરેન્દ્ર તેમનો સહાધ્યાયી હતો. તે રસિક હતો છતાં બહારથી શુષ્ક લાગતો. તેના પિતા ગુણશીલ ગર્ભશ્રીમંત હતા. યોગ્ય સ્થાને જ પોતાના રસનું પ્રદર્શન કરવું અથવા તો રસિક જીવન એ નિસર્ગની ભેટ છે એટલે રસિકતાને જેમતેમ વેડફી ન દેવી, એવી સુરેન્દ્રની ગર્ભિત માન્યતા હતી. કૉલેજની એક વિદ્યાર્થિની તરફ તે આકર્ષાયો હતો. તેનું નામ અરવિંદા હતું.

* * *

" સુરેન્દ્ર, જો પેલી અરવિંદા જાય ! " કોઇ મિત્રે કહ્યું. જીવનમાં વણી નાખવાની વ્યક્તિને જતી જોવા સુરેન્દ્ર ચોપડી બંધ કરી બારીએ આવ્યો. રસ્તા પર કોઇ રમણી શાન્ત ચિત્તે ચાલી જતી હતી. " ક્યાં છે અરવિંદા ? " સુરેન્દ્રે પ્રશ્ન કર્યો, પણ જવાબ આપનાર ત્યાં ન હતો. તે તો રૂમમાં જઇ નિરાંતે 'ધૂમકેતુનું " તણખા મંડળ ૪થું " વાંચતો વાંચતો હસતો હતો. સુરેન્દ્રનું મુખ ઝંખવાયું. હસનાર ગંભીર થયો. તેણે કહ્યું: " સુરેન્દ્ર, અરસિકતાનો આડંબર હૃદયમાં ક્યાં સુધી છુપાવી શકાય ? " શબ્દો ઉચ્ચારતાં સાગર સમી શાન્તિ જાળવી હતી છતાં પાછળથી આવનાર પ્રભાકર અને દિનેશ જોઇ શકયા કે બોલનાર બોલી રહ્યા પછી ખડખડાટ હસી જ પડશે, અને થયું પણ તેમજ. ઓરડામાં પડઘા પાડતું હાસ્ય છાઇ રહ્યું. તે કહેતું હતું કે રસ્તા પર જનાર અરવિંદા ન હતી પણ કોઇ બીજી ભળતી જ સ્ત્રી હતી. નવીન આગંતુકો હકીકતથી અજ્ઞાત હતા છતાં તેમણે ઇંતેજારીથી ભાગ લેવા માંડયો.

પ્રભાકરે સંકોચસહ પ્રશ્ન કર્યો: " કેમ કંઇ ખાનગી બાબત છે ?."

" ના, રે ! ના, જગજાહેર વાત છે; સુરેન્દ્ર અરવિંદાને ચાહે છે. " હસનારે હસતાં હસતાં જવાબ આપ્યો. દિનેશે સૂચક હાસ્ય કર્યું. પ્રભાકર શાન્ત બેસી રહ્યો

" મિત્રો, " સહેજ હસતો પણ ગંભીર અવાજ રણકાર કરતો હતો " કૉલેજ-જીવનનાં સ્વપ્નાં સેવતો હતો ત્યારે શ્રીમંતાઇના ઓપથી ઉજળા થએલા પિતાજીએ મને લગ્નગ્રંથિથી કોઇ બાળા સાથે જોડી દીધો. તે દિવસથી હું સહેતુક ગંભીર અને શાન્ત રહું છું. એ હેતુ એક જ છે. અભણ–અશિક્ષિત સાથે પડયું પાનું શી રીતે સુધારવું ? મારું કૉલેજજીવન શરૂ થયું ત્યારે સ્ત્રીજાતિનું પ્રતિનિધિત્વ ધરાવતી અરવિંદાને પણ કૉલેજમાં આવતી જોઇ. જો કે હું તેને સંપૂર્ણ સમજી શકયો નથી પણ કહવું જોઇએ કે તે દિવસથી મેં તેને સમજવા પ્રયત્ન કરવા માંડયા. મારી પરીક્ષાએ તે કુંદન નીવડી. સ્ત્રીજાતિને લગતા અનેક પ્રશ્નોનો નિવેડો લાવવામાં તેની કુશળતા

અજબ છે. તે ફક્ત બોલી જાણે છે એટલુંજ નહિ, પણ કર્તવ્યમાં મુકી શકે છે—મુકાવી શકે છે. તેને જોઇ મારા સ્ત્રીજાતિ પ્રત્યેના માનના સંસ્કારો દૃઢ થયા. શરૂઆતથી આજસુધીની અનેક ચર્ચાઓ પછી મને સમજાયું છે કે નવયુગની સ્ત્રીઓનું પ્રતિનિધિત્વ સાચવવા જ ઇશ્વરે તેને જન્માવી હશે. આજે ફરવા જવાનો સમય થઇ ગયો છે, અને અરવિંદા આજે સાથે આવવાની છે. ઘણા દિવસોથી ચર્ચવા ધારેલો પણ ન ચર્ચી શકાએલો પ્રશ્ન—સ્ત્રીકેળવણી—મારે આજે તેની સમક્ષ ચર્ચા માટે મૂકવો છે. જો એમાંથી કંઇક વિશેષ મળી રહે તો કદાચ મારી બધી મૂંઝવણનો નિકાલ આપમેળે જ થઇ જાય. અશિક્ષિત પત્ની અને ગ્રેજ્યુએટ પતિનો મેળ અરવિંદા કયી રીતે મેળવી આપે છે તે મારે આજે જાણવું છે. ભઇ વ્યોમેશ, અરવિંદાનું નામ સાંભળતાં જ બારીએ આવવાનું કારણ આ છે. અરવિંદા એટલે આદર્શ સ્ત્રી એ ન ભૂલશો. "

" હું તમારી ચર્ચામાં ભળી શકું ખરો કે ? " દિનેશે પૂછ્યું.

" અને મને ચર્ચા સાંભળવાનો લાભ ખરો કે નહિ ? " પ્રભાકરે પૂછ્યું.

" ભાઇ, મને તમારી રીત-રસમોમાંથી ખસી જવા દો, મારૂં કામ મૂકી હું કયાંય પણ આવી શકું તેમ નથી. આમંત્રણ આપો તો કદાચ અવગણનાને પાત્ર થવાની બીક રાખીનેજ આપજો. જુઓ, તમારાં અરવિંદાબ્હેન આવે. " એમ કહેતો પાછલે દાદરેથી વ્યોમેશ ઝપાટાબંધ અદૃશ્ય થઇ ગયો.

* * *

અરવિંદા, આપણે બધાં અહીં બેસીશું ? " સુરેન્દ્રે પૂછ્યું.

" હા, અહીં જ ઠીક પડશે. સ્ત્રીના સ્વભાવ જેવી આ નદીકાંઠાની લીલોતરી આપણને કેટલી આકર્ષી રહી છે ! " પ્રભાકરે કંઇક હસતાં કહ્યું.

" સાચું છે; પણ આ લીલોતરીને છૂંદશો તેવી રીતે સ્ત્રીનો સ્વભાવ છૂંદવાનો પ્રયત્ન કરશો તો અસહાય જ થઇ પડશો. " અરવિંદાએ સચોટ જવાબ આપ્યો.

" એ વાત બાજુએ રાખો, સ્ત્રીકેળવણીની હું વ્યાવહારિક દૃષ્ટિએ ચર્ચા કરવા માગું છું. " સુરેન્દ્ર વચ્ચે બોલ્યો.

" હું જાણું છું, સવિતાબેનને અક્ષરજ્ઞાન નથી મળ્યું. તમે તે માટે કહેવા માગો છો, ખરૂંને ? " અરવિંદાએ મુદ્દાનું હાર્દ સમજી જવાબ આપ્યો.

" હા. " સુરેન્દ્ર મિતભાષી બન્યો.

" સ્ત્રીને અક્ષરજ્ઞાન આપવાની સરળ અને સુંદર રીત એકજ છે...."

" કે ભણેલા પતિએ અભણ પત્નીને કક્કો ગોખાવવાનું અને ઘુંટાવવાનું શરૂ કરવું !" વચ્ચે જ પ્રભાકર બોલી ઉઠયો.

" તદ્દન ખોટું, પ્રેમદર્શક શબ્દોથી અક્ષરજ્ઞાન આપવું શરૂ કરવું !" દિનેશ કંઇક ચેષ્ટા કરતાં બોલ્યો. સુરેન્દ્રને મન અગત્યનો વિષય આમ ચુંથાઇ જતો જોઇ તેના અંતરની જ્વાળા ભભૂકી ઊઠી. અરવિન્દા હસતી હતી. ...

" તમને તે રીતો મારી લાગતી હોય તો અત્યારે જ ઉભા થાઓ અને સૌ સૌને ઘેર જઈ તમારી રીતો અજમાવો. અહીં ગરબડ કરવા ઊભા ન રહો. " આવેશમાં સુરેન્દ્ર બોલી ગયો.

" હશે, ભાઇ, તમને ન ફાવતું હોય તો અમે આ ચાલ્યા ! " મરોડમાં પ્રભાશંકર બોલ્યો અને ચાલવા માંડયો. અરવિન્દાએ તેને અટકાવતાં કહ્યું: " તમે અર્થ વિનાના અથડાઇ પડો છો. પત્નીને અક્ષરજ્ઞાન આપવું હોય એટલે તમારી બન્નેની રીતોને તો દેશનિકાલ કરવી જ જોઇએ. દેશનિકાલ નહિ તો ઘરનિકાલ તો ખરી જ ! સરળ અને સુંદર રીત એક જ છે. "

" કઇ ! " સુરેન્દ્ર બોલી ઉઠયો.

" ભણેલા પતિએ, જો પત્નીને અક્ષરજ્ઞાન આપવું હોય તો ઘરમાં એકે પુસ્તક રાખવું ન જોઇએ. ઘરમાં હોય તો ભલે, પણ પોતે વાંચવું ન જોઇએ. "

" એથી સ્ત્રીને અક્ષરજ્ઞાન મળે ? " દિનેશે પૂછ્યું.

" એટલું કરવાથી કંઇ અક્ષરજ્ઞાન ન મળે. વાતાવરણ પુસ્તકમય બનાવવું જોઇએ. ઘરમાં નાની બહેનો હોય તો તેમને પુસ્તકો વાંચતી કરવી જોઇએ. આડોશીપાડોશીના મહિલાવર્ગને પુસ્તક વાંચતો કરવો જોઇએ. અને તેમને વાંચવા માટે થોકબંધ પુસ્તકો પુરાં પાડવાં જોઇએ ! "

" આ તો હબસીના કાબા કાન જેવી વાત થઇ. " દિનેશે કહ્યું " બિલકુલ નહિ. પડોશની મહિલાઓને અક્ષરજ્ઞાન આપવું મહેલું છે. તેમને ગમે તે રીત–પદ્ધતિથી અક્ષરજ્ઞાન આપી વાંચતાં કરી શકાય છે, પણ પત્નીને માટે અનેક રીતો નથી. સીધી રીતનું શિક્ષણ તેને કંઇ અસર નથી કરતું. પતિ પાસે ભણવું તેને મુદ્દલ ગમતું નથી. સહીઅરો પાસેથી વાર્તાઓ, બનાવો વગેરે જાણવાની તેને જેટલી ઈંતેજારી હોય છે તેટલી પતિ પાસેથી રાજા–રાણીની વાતો સાંભળવાની ધૃષ્ટતા તે કદી સેવતી નથી. વાર્તાઓનો શોખ તેને બહારના વાતાવરણમાંથી ઉત્પન્ન કરાવવો જોઇએ, જેથી તેનું મન હમેશાં તેવી વાર્તાઓ વિશેષ સાંભળવાના પ્રયત્નો આદરે. સ્ત્રી પતિને જે દષ્ટિથી જુએ છે તેમાં શિક્ષક તરીકે પતિને જોવાની દષ્ટિનો અભાવ હોય છે અને એ જ કારણે પત્નીને અન્ય કેળવાએલી મહિલાઓના સમૂહમાં ભેળવી દેવી. ભણેલી સ્ત્રીઓમાં તેને તેની અભણતા સાલશે, અને તે અભણતા દૂર કરવા અનેકવિધ પ્રયત્નો કરશે. આ પ્રયત્નો તે આદરે તે પહેલાં વાતાવરણ એટલું બધું પુસ્તકમય કરી દેવું જોઇએ કે તેને એમ ભાસ થાય કે પુસ્તક વાંચ્યા વિનાનું જીવન ઓશિયાળું જીવન બને છે. અક્ષરજ્ઞાન મેળવવાના પ્રયત્નો આદરે તેમાં ય એટલું તો જોવું જ જોઇએ કે તે પુસ્તક પ્રત્યે પ્રેમની નજરથી નિહાળે છે, સખીને પોતાની જિજ્ઞાસા સમજાવતાં સમજાવતાં પુસ્તકમય જીવનનાં સ્વપ્નાં કહી બતાવે એ, અને નિરક્ષરતાને એ એક દુર્ભાગ્ય સમજે છે. આટલું થયા પછી અક્ષરજ્ઞાન આપવું એ દુર્ઘટ કાર્ય નહિ થઇ પડે. એક જ દિવસમાં તે અનેક અક્ષરો અને શબ્દો જાણી લેશે. પાછલી ભૂમિકા તૈયાર થયા પછી અક્ષરજ્ઞાનનો પાયો આઠ દિવસમાં સચોટપણે તૈયાર થઇ જશે. " અરવિન્દા જરા શ્વાસ ખાવા થોભી.

" પણુ, આમ કરવા જતાં તો આખા મહોલ્લાની, બલ્કે ગામની મહિલાઓને અક્ષરજ્ઞાન આપવું પડે. અને એક પુસ્તકાલય પણ ઉઘાડવું જોઇએ. એ સિવાય એટલાં બધાં પુસ્તકો શી રીતે પૂરાં પાડી શકાય ? " દિનેશે દલીલ કરી.

" સાચું છે. પોતાની પત્નીને કેળવવાના બહાને આખા ગામની કે મહોલ્લાની સ્ત્રીઓને કેળવવાનો યશ મળે. વળી પુસ્તકાલય ઉઘાડવાની યોજના તો વિચારવી જ જોઇએ. પત્નીને સરસ અક્ષરજ્ઞાન આપવું એ કંઇ રમત વાત છે ? એક ગ્રેજ્યુએટ એટલું નહિ કરી શકે તો જનતા બીજા કોની પાસેથી એ કામની આશા રાખી શકે ? આ સિવાય પત્નીને અક્ષરજ્ઞાન મળવું હું દુર્લભ ગણું છું. હા, મળે એક રીતે; અક્ષરો ગોખાવી, ઘુંટાવીને એ જ્ઞાન આપી શકાય; પણ હું માનું છું કે આજનો યુવાન એ કઢંગી રીત પસંદ નહિ કરે. સ્વાર્થ સાથે પરમાર્થ કેમ ન સાધવો ? ગામની સ્ત્રીઓ પુસ્તકો વાંચતી થાય, ગામમાં મહિલા પુસ્તકાલય સ્થપાય અને તેનો બધો યશ એક જ યુવાનને ! કયો યુવાન એ ભાગ્ય ન સ્વીકારે ! "

" આ તો બહુ મોંઘી અને ગૂંચવણભરી યુક્તિ ! " પ્રભાકર શાંત ચિત્તે બોલ્યો.

" મોંઘી છે પણ સોંઘી બની શકે છે; ગૂંચવણભરી છે, પણ સરળ થઇ શકે છે. " અરવિન્દા બોલી.

" આ સુરેન્દ્ર જેવા પૈસાદારને તો એ પાલવે, પણ અમારી એવી સ્થિતિ ન હોય તો અમારે શું કરવું ? " દિનેશે પ્રશ્ન કર્યો.

" રીત એક જ, માર્ગ જુદો. મહિલા પુસ્તકાલય માટે ગામ પાસે મદદ માગો. ગામ મદદ આપે એ માટે ગામની ગણીગાંઠી શિક્ષિત મહિલાઓ મારફત પુસ્તકો વાંચવાનો ગામની સ્ત્રીઓમાં શોખ ઉત્પન્ન કરો. એ સામાન્ય શોખમાં તમારી પત્નીને સ્વતંત્રપણે વિહરવા દો અને પરિણામ જુઓ; ગામને પાદરે સુંદર મહિલા પુસ્તકાલય પોતાના બાહુ ફેલાવતું ગામને વીંટી દેશે. " અરવિન્દાએ પોતાનું વક્તવ્ય બંધ કર્યું. ઓજસથી અંજાયા હોય તેમ ત્રણે મિત્રો સ્ત્રીત્વના એ પ્રતિનિધિને નિહાળી રહ્યા.

" કયાં સુધી સોંઘી મોંઘી ચર્ચાઓ કર્યા કરવી છે ? પેલો દિનેશ નદીના વિશાળ પટની પેલી બાજુ ડૂબી ગયો હોય ભાન નથી ! " વ્યોમેશે શાન્તિનો ભંગ કરતાં પ્રવેશ કર્યો.

" કયાં છે દિનેશ ? " સુરેન્દ્ર, પ્રભાકર અને અરવિન્દા એકસાથે બોલી ઉઠયાં.

" એ...ત્યાં ડૂબી ગયો. " સ્થળ બતાવતાં વ્યોમેશ બોલ્યો.

" હાય ! મને તો ફાળ પડી. આવું કયાંથી બોલતાં શીખ્યા ? " અરવિન્દા બોલી.

" તું કયાંથી આવું બોલતાં શીખી ? હું આવ્યો ત્યારે ત્રણે જણા ચિત્રની જેમ બેઠા હતા. " રસિકતા ઉમેરી વ્યોમેશ બોલ્યો.

" એ તો પત્નીશિક્ષણ કેમ આપવું તે હું સમજાવતી હતી. " શરમાતી શરમાતી અરવિન્દા બોલી.

—✻—

# ગામડાનો સાચો ધનભંડાર : પુસ્તકાલય

[ લેખક : શ્રી. રતિભાઇ અમીન ]

## ગામડાની સંપત્તિ

**ગામડામાં** મોટા ભાગના મનુષ્યો ખેતીના ધંધામાંથી રોટલો મેળવી રહ્યા છે. ખેતી એ ગામડાનો દેખીતો કે ગુપ્ત ખજાનો છે એની ના કોઇથી કહેવાય તેમ નથી; પણ તેની સાથે *આજે ખેતીપોષક પ્રવૃત્તિઓનો સુમેળ નહિ સધાયેલો હોઇ નજરે નિહાળીએ* છીએ તે પ્રમાણે ગામડાં ગરીબ, રસકસ વિનાનાં, સાધન ને સમૃદ્ધિહીન થતાં ચાલ્યાં છે. ખેતીથી સુખી ગણાતા ગામના બે–ચાર આસામીઓનાં ઘરોમાં જઇને જોઇએ તો જણાશે કે ખેતી વડે કઇ ધનસંપત્તિ કે સુખસંપત્તિ તેઓ ભોગવે છે ! વર્ષે દહાડે બસો મણ અનાજ પકવનાર તેઓ કને કોઠીઓમાં પાંચ મણ પણ અનાજ પડયું છે ? તેઓનાં બાળકોને પહેરવાનાં ઋતુ પ્રમાણેનાં કપડાં ને ભણવાનાં પૂરતાં સાધનો છે ? તેઓની સ્ત્રીઓને ખેતી સિવાયનાં અન્ય કાર્યોમાંથી આનંદ મેળવવાની કે પોતાનાં બાળકોની સુખાકારી ને તંદુરસ્તીના પ્રશ્નો વિચારવાનો સમય છે ? પોતાના ઘરમાં જીવનનાં આનંદ–પ્રમોદનાં જરૂરી સાધનો વસાવ્યાં છે ? પોતે દરરોજ જગત્‌નિયંતા પ્રભુના સ્મરણાર્થે, દુનિયાની નવાજૂની ને સંસ્કૃતિ જાણવા વાચનાર્થે, ગામહિતની પ્રવૃત્તિના કાર્યાર્થે કેટલો સમય મેળવી શકે છે ? આ બધાનો વિચાર કરતાં જણાશે કે કેવળ ખેતીમાંથી જ આપણે સાચું ધન એકઠું કરી શકતા નથી.

આંતરડે ગાંઠો વાળી, કાળી રાત્રિએ કારમી મજૂરી કરી પકવેલું અનાજ ને તેમાંથી ઉત્પન્ન કરેલો પૈસો અજ્ઞાન ખેડૂત એક જ દિવસનો વ્યાવહારિક પ્રસંગ ઊભો કરી વેડફી દે છે. નજીવાં કારણોને મોટું સ્વરૂપ આપી, કજીઆ–કંકાસ વહોરી કોર્ટોમાં પૈસાનું પાણી કરે છે; કાં તો ચા, દારૂ, ગાંજો ને અફીણના ફંદે ફસાઇ તેની ભવિષ્યની પ્રજાને નિસ્તેજ ને નિર્વીર્ય બનાવી જાય છે.

## સાચો ધનભંડાર

ગામડાનો સાચો ધનભંડાર **કેળવણીમાં** જણાયો છે. અને ગામડાનાં ઉંમરલાયક ભાઇબહેનોની કેળવણીનો પ્રશ્ન એટલે **ગામડાનાં પુસ્તકાલયોનો પ્રશ્ન.**

ગ્રામ પુસ્તકાલયો ગામડાના ગુપ્ત અને અણમોલ ખજાના છે. પકવેલું કે મેળવેલું ચોરાઇ–લૂંટાઇ જશે, ખોવાઇ જશે કે બળી–ઢળી જશે. હૈયામાં ઊતરેલું જ્ઞાન ચોરાયું, લૂંટાયું કે ભુલાયું જાણ્યું છે ? જ્ઞાનથી જાગ્રત થયેલો માનવી કંગાળ કદી નિહાળ્યો છે ? ગામની એ પુસ્તકાલયરૂપી પરબો જેટલી સાધનસંપન્ન અને સમૃદ્ધ હશે તેટલી સમૃદ્ધિ ગ્રામજનતાની જળવાઇ રહેવાની છે. હૃદયના સંસ્કાર વિનાનો પૈસો વેડફાઇ જતાં વાર લાગતી નથી. એક જ દાખલો લ્યો. એંશી–સો રૂપીઆ કમાતો અજ્ઞાન મિલમજૂર પચીસ રૂપીઆ કમાતા ત્રેવડી ને સમજુ કારકુન જેટલું સુખ ભોગવી શકતો નથી.

માનવીને જેમ ખાનપાનની જરૂર છે, તેમ તેની બુદ્ધિ મન ને આત્માની ભૂખ તૃપ્ત કરવાની જરૂર પણ છે જ. અને તે ખોરાક આપણાં પુસ્તકાલયોમાં ભર્યો છે. એ ખોરાકથી તૃપ્ત થએલો માનવી વધુ ધનવાન, વધુ શક્તિવાળો જણાય છે.

## ગણ્યાગાંઠ્યા વાચકોની મનોવૃત્તિ

આપણે ભરી મૂકેલા તે ભંડારમાંથી કેટકેટલા માણસો પોતાને જોઇતો ખોરાક મેળવવા આવે છે ? બે-ચાર દિવસ સતત પુસ્તકાલય આગળ હાજરી રાખતાં આપણે જોઇ શકીશું કે ત્યાં આવે છે કોઇ—

૧ બે-ચાર વેપારીઓ, જેઓને બજારના ભાવતાલ જોવાનીજ પડી છે ને વલણ આપવા લેવા જેટલીજ આ દુનિયા દેખાય છે.

૨ એક-બે ઉત્સાહી યુવાનો, જેઓએ બહાર કેળવણી લીધી છે ને જેમને બહારની દુનિયા જોવાની ને તેની સાથે પોતાના વિચારોનો સંબંધ રાખવાની ભૂખ જાગી છે.

૩ બે-ચાર દેશાવરી, જેઓ તબિયતને કારણે કે વ્યાવહારિક કારણે મહિનો માસ વતનમાં આવ્યા છે ને આખો દિવસ ઘર આગળ જતો નથી એઓ ફરવાને બહાને પેપરોમાં ડોકિયું કરવા આવે છે.

૪ પાંચ-સાત જુવાનીઆનું ટોળું એકઠું થાય છે, જેઓ ગામમાંજ રહે છે, પણ આખાપના ટકટકારાથી કંટાળી એકઠા મળવાનું લાયબ્રેરીનું સ્થળ પસંદ કર્યું છે તે હસાહસ ઠઠ્ઠામશ્કરી ને ગમ્મત કરવા કે એકમેકના મનની મૂંઝવણો જણાવવા આવે છે.

૫ કોઇ એકાદ વાંચનરસિયો શિક્ષક, એકાદ સમાચાર જાણવાનો શોખીન નાગરિક કે સાથીઓથી કામ લેતો એકાદ ખેડુ આવે છે.

૬ પાંચ-પંદર શાળાના બાળકો અવારનવાર આવે છે, માસિકોનાં ચિત્રો જોઇ જાય છે, પત્રો આમ તેમ ફેંદી જાય છે અથવા ખુરશીઓ ઉપર બેસી એકાદ વાર્તા વાંચી આનંદ કરી જાય છે.

આ સિવાય ગામના બીજા મોટા વર્ગના માણસો અને સ્ત્રીઓનો બધોય વર્ગ બુદ્ધિ-મન-આત્માના ખોરાક લીધા વિનાનાં ભૂખ્યાંજ સુએ છે તો પછી ગામની મહાપ્રયત્ને મેળવેલી સ્થૂલ સમૃદ્ધિ ક્યાંથી વધે ને ટકે ?

## પુસ્તકાલયને આબાદ કરવાની દિશાઓ

તો આપણે તાત્કાલિક શું પગલાં લેવાની જરૂર છે કે જેથી આપણી શક્તિ સાચા જ્ઞાનમાર્ગે વહેતી થાય ને દુન્યવી ઐશ્વર્ય આપણે આપણી પાછળ ઘસડી શકીએ ?

૧ ગામના આગળ પડતા પાંચ માણસમાં ભારબોજ પાડતા, કેળવાયલા, વિચારવાન અને સમજુ વર્ગને એમ થવું જોઇએ કે ગામનો સાચો ધન-ભંડાર **પુસ્તકાલય**, વ્યવસ્થિત સાધનસંપન્ન દેખાવડો ને આકર્ષક હોવો જોઇએ.

૨ એ ધનભંડાર પુસ્તકો ભરી રાખવાનું માત્ર ઘર કે કોઠારજ નહિ, પણ ચેતનવંતો મધપુડા માફક સદાયે પ્રાણવાન જણાતો હોવો જોઇએ.

અનેક જાતની વાનીઓથી ભરેલા થાળ માફક પુસ્તકાલય હોવું જોઇએ, જેથી બાળકો અને સ્ત્રીઓને, યુવાનો અને વૃદ્ધોને એક સમયે તે તરફ પગલાં ભરવાનું મન થાય. અરે, નિરક્ષર અને અજ્ઞાન પણ આવવા લલચાય તેવાં સાધનો-ભીંતચિત્રો, ચિત્રપુસ્તકો, સ્ટીરીઓસ્કોપ વગેરે વસાવવાં જોઇએ. કેળવણીની દૃષ્ટિએ સંગીતનો નિર્દોષ આનંદ આપવા સારી રેકર્ડ પસંદ કરી ગ્રામોફોન પણ વસાવવું જોઇએ.

૪ દરેક વર્તમાનપત્રોમાંના આકર્ષક બનાવો અને સમાચાર ગામમાં બે-ત્રણ ઠેકાણે ભીંતપાટીઓ કરી તે ઉપર સુવાચ્ય અક્ષરે લખવા જોઇએ.

૫ કયાં કયાં પુસ્તકો જુદા જુદા વિષયોની દૃષ્ટિએ વાંચવા જેવાં સારાં છે તેની નોંધો અવારનવાર પુસ્તકાલયમાં ટીંગાડવી જોઈએ; તેમ જ માસિકોમાં આવતા મનનીય વાંચવા જેવા લેખોની યાદીઓ પણ બહાર મૂકવી જોઈએ. આથી વાચનરસ કેળવાય છે.

૬ ગ્રામજનતાને કેળવણીની–જ્ઞાનની ભૂખ જાગ્રત કરનાર એવો ગ્રંથપાલ–ઉત્સાહી અને જીવતો જાગતો હોવો જોઈએ.

## લોહચુંબક બનો

શરૂઆતમાં ગામડાની પ્રજા આ બધું કરવા, વારંવાર ગોઠવણી અને નિયમો માટે સભાઓમાં હાજરી આપવા નવરી નથી એમ કોઈ કહેશે; એમની પાસે પુસ્તકાલય સમૃદ્ધ કરવા જેટલા પૈસા નથી એમ કોઈ કહેશે; પણ એક ઉત્સાહી ગ્રંથપાલ ગામમાંથી સહેજે મળી આવતા બે ચાર સુધારક વૃત્તિઓવાળા યુવાનોની મદદ વડે એવા ફડચાનો નિવેડો ઝટ લાવી શકે છે. ઉત્સવોને દિવસે જ્યારે ઘરનાં કામકાજ મૂકી ગ્રામપ્રજા એકઠી મળી હોય તે વખતે પુસ્તકાલય પ્રવૃત્તિની વાર્તા કહેનારને બોલાવી વાતોથી, ગ્રામોફોનની રેકર્ડથી, નાનાં બાળકોના કસરતના પ્રયોગો–રમતગમતથી, રાત્રે સંભાષણો–સંવાદોથી એક તરફ વાળી એ વિષેનો રસ જાગ્રત કરી શકાય છે. અને પછી તો એ ગ્રામપ્રજા જ શું શું જોઈએ છીએ, કયાંથી મળી શકે તેમ છે વગેરેનો વિચાર કરતી થાય છે. એ વખતે ફંડ અને નાણાંની કાર્યકર્તાની મૂંઝવણ ઉકલી જાય છે.

## નિરક્ષરતા દૂર કરોઃ સ્ત્રીશક્તિને ખીલવો

ગામની નિરક્ષરતા પુસ્તકાલય વડે જ દૂર કરી શકાય અને ગામનો એકેએક માણસ લખતો વાંચતો થયો એટલે અનેક પ્રવૃત્તિઓ દ્વારા સમૃદ્ધિ હાથવેંતમાં છે. એવી જ રીતે ગામની અડધી શકિત સ્ત્રીઓ દ્વારા રાંધવા ખાવા ને મજૂરીમાં જ વેડફાય છે તેમને પણ સંસ્કારી બનાવી શકાય; અને ગામની સંપત્તિ વધારવામાં તેમનો સુંદર ફાળો લઈ શકાય.

અને જ્યાં એક વાર ગામનું માનસ કેળવાયું, સંસ્કારી બન્યું એટલે તેમને નવાનવા હુન્નરો શોધી કાઢવાનું, મેળવેલાનો કરકસર ને ત્રેવડથી ઉપયોગ કરવાનું, જીવનને સાત્વિક અને સદ્‌ગુણી બનાવવાનું એની મેળે જ સૂઝી જશે. એ વખતે લોકો પશુવત્ જીવન ગાળવું પસંદ નહિ કરે, પણ સંપત્તિ મેળવવાના ઉદ્યોગ શોધી કાઢી જીવનને કલાની દૃષ્ટિથી જીવતાં શીખશે. તે વખતે સુધારો થયો ગણાશે.

## ઉપસંહાર

આપણે આજ સુધી ખાલી પુસ્તકાલયનાં મકાનો, કબાટો ને પુસ્તકોથી સંતોષ માન્યો, પણ હવે તો તે ગામનો ધનભંડાર છે એમ ગણી ઘરનો ખૂણો માત્ર ધનવાન કરવાનો મોહ મૂકી પુસ્તકાલયરૂપી ગામના ખુણાને ધનવાન બનાવીશું તો મને આશા છે કે ગામ આજે હશે તેનાથી દશ વર્ષે અનેકગણું ફૂલેલું ફાલેલું સુખી ને સમૃદ્ધિવાન જોઈશું.*

---

* તા. ૧ નવેમ્બર ૧૯૩૮ ના " લોકોદય " પરથી.

# જોઈએ છે: સાચા સાહિત્યપારખો

આપણે ત્યાં પુસ્તકપ્રકાશન પ્રવૃત્તિનો પારો હવે ઝપાટાબંધ વધતો જાય છે. × × × પ્રકાશનનો મોહ વધતો જાય છે એમાં શંકા નથી. નવલરામના 'ઓથારિયા હડકવા' વિષેના ચર્ચાપત્રને સંભારી આપે તેટલું બધું છપાયે જ જાય છે. છપાય છે તે બધુંજ સાહિત્ય નામને પાત્ર નથી હોતું. × × × આવું ઢગલાબંધ સાહિત્ય ચઢ-ઊતર સંસ્કારે અને રસવૃત્તિવાળા જુદી જુદી કક્ષાના વાચકોના હાથમાં જઇ પડી અનેક સારા માઠા સંસ્કાર પાડે છે. આવી પરિસ્થિતિમાં, એમાંથી સત્ત્વશાળી ચિરંજીવ કૃતિ કઇ, અને વાચકોના સમય તથા ગજવા પર અત્યાચાર કરનારી નમાલી કૃતિઓ કઇ તેની યોગ્ય પરખ કરી આપનાર **ચુનંદા સાહિત્યપારખુઓની બહુ મોટી જરૂરત આપણે ત્યાં ઊભી થઇ છે.** એક-બે રડયા ખડયા વિવેચકથી એ જરૂરત પૂરી નહિ પડે; પ્રગટ થયે જતા ગ્રંથરાશિને પહોંચી વળવા, લોકરુચિને શિષ્ટ બનાવવા તથા સાહિત્યક્ષેત્રની શુદ્ધિની સતત ચોકી કરવા જાગતા વિવેચકોની મોટી ફોજ જોઇશે. આવા વિવેચકોની અછતથી તેમ જ તલસ્પર્શી, સર્વદેશ અને સાહિત્યકારોને પણ રાહબર બને તેવા વિવેચનના દારિદ્રયથી ગુજરાતી સાહિત્ય અત્યારે પીડાય છે એમ કહેવામાં રજ પણ અતિશયોક્તિ નથી, પણ સીધું સાદું સત્ય કથન જ છે. × ×

× × × ×

લેખકના નામ તથા પ્રતિષ્ઠાને કોરે મૂકી તેની કૃતિ પરજ નજર ઠેરવતી સમીક્ષા, ટીકાના એકાદ ચુખનથી છેડાઇ દુભાઇ જતા લેખકોની આળી ચામડીને બરડ બનાવવાનું સુકૃત્ય પણ કરી જશે. અંગત ગમા-અણગમા, ઉપરછલ્લી દૃષ્ટિ, અનભ્યાસ, 'પરિચિત અથવા સંબંધી લેખકજનોનો રોષ વહોરી નાહક અળખામણા શીદ થવું' એવી ભીરુ મનોદશા અને તેના પરિણામરૂપ મંદિગ્ધ મિષ્ટભાષિત્વ-કિરતારે ઘડેલા માનવીની માનવસહજ અપૂર્ણતાઓને લીધે આ ને આવાં કેટલાંક તત્ત્વો વિવેચકની સમીક્ષાને થોડે ઝાઝે અંશે દૂષિત કર્યા વિના તો રહે નહિ જ, પણ તેમ છતાં વિવેચનના ઝંડાને ઊંચો જ રાખવાની ભાવના રાખી હોય તો એના પાલનના આગ્રહને પરિણામે આવાં સ્ખલનો ક્રમે ક્રમે ઓછાં થવાનાં જ.

[ સાડત્રીસનું ગ્રંથસ્થ વાઙ્મય ]

# હું પુસ્તકાલયને આદર્શ કેમ બનાવી શક્યો ?

## ( એક અનુભવ )

[ લેખક : શ્રી. ભાઇલાલભાઇ ભવાનભાઇ પટેલ ]

ગ્રામ પુસ્તકાલયને સુદૃઢ બનાવવા માટે જેટલી નાણાંની જરૂર છે, બલ્કે તેથીય વધારે જરૂર તેની પાછળ ' સેવાભાવ ' આપવાની છે; તેમાં સેવાનું અંગ પ્રથમ છે, જ્યારે નાણાંનું ગૌણ છે–અર્થાત્ સેવાભાવ પાછળ બધુંજ ખેંચાઇ આવે છે.

હું ૧૯૨૩–૨૪ માં શિક્ષક થયો અને ત્યારે મને પુસ્તકાલય પ્રવૃત્તિનું જ્ઞાન નહોતું. કદાચ અધિકાર હશે, પરંતુ એ જ્ઞાનની ભૂમિકા રચાવી આપનાર એ આપણા પુસ્તકાલયના પ્રાણસમા શ્રી. મોતીભાઇ નરસિંહભાઇ અમીન મહોદય.

૧૯૨૭–૨૮ માં અમારા ગ્રામ પુસ્તકાલયનો વહીવટ મુખ્ય શિક્ષકની છત્રછાયા નીચે હતો ત્યારે તે વખતના મુ૦ શિ૦ સાહેબે પુસ્તકોને બહુ જ ગોંધી રાખ્યાં. તે ગુંગળાએલાં પુસ્તકોને મુક્તિ મેળવવી હતી, પણ તેને માટે તક નહોતી. એમ દિન-પ્રતિદિન તેઓશ્રીએ પુસ્તકાલય ઉપર સ્વામિત્વ મેળવીને પુસ્તકાલયમાંનાં સારાં પુસ્તકોમાંનાં કેટલાંએક વેડફી નાખવાનો પ્રયત્ન એ કર્યો કે–તેમણે ૯૯ પુસ્તકો કમી કરાવવાની નામાવલી કરી ખાતાને નિવેદન મોકલ્યું હતું. હા, કેટલાંક પુસ્તકો ઉધાઇથી ખવાઇ ગએલાં હતાં પણ ખરાં, એ અર્ધસત્ય હતું તે પણ ના ન કહેવાય. હવે પુસ્તકોને મુક્તિની તક મળી. કમી કરવાનાં પુસ્તકોનો એકસાથે રાફડો ફાટ્યો જાણી આપણા લોકપ્રિય અમીન સાહેબ પ્રત્યક્ષ તપાસણી કરવા માટે સાઢલી પધાર્યાં. તે વખતે હું એઓશ્રીના વર્ચસ્વથી, પ્રતિભાથી અધીરો બની એમની નજીક ગયો અને વાટાઘાટને અંતે પુસ્તકાલયનું નાવ મને સુપ્રત કર્યું. તે પછી પુસ્તકાલયનો હું પૂજારી બન્યો, શોધક અને સાધક બન્યો. તે વખતથી પુસ્તકાલયમાં તન્મય રહેવાથી અને યુવક મંડળની સહાનુભૂતિ અને સેવાથી આદર્શ પુસ્તકાલયની સુઘડતા, સુંદરતા, પ્રચાર, દફતરની વ્યવસ્થા, હિસાબની ચોખવટ, કાયમ ફંડની સદ્ધરતા, વાચનાલય, જૂથમંડળ વગેરે–તેના પ્રભાવે ઈ. સ. ૧૯૩૦ માં શ્રી. વિઠ્ઠલભાઇ જીજીભાઇ પટેલ બી. એ. .નાર તા. પેટલાદના રહીશ, કૉલેજિયનને મે વેકેશનમાં પુસ્તકાલ તરફ સેવાભાવ વ્યક્ત કરવા, પુસ્તકાલય તપાસણી અર્થે શિનોર અને સાવલી વગેરે મહાલો માટે અમીન સાહેબે મોકલી આપ્યા. તેઓશ્રીએ મારા પુસ્તકાલયની તપાસણી કરી નોંધ કરી કે " શિનોર અને સાવલી વગેરે તાલુકાઓની–મારી તપાસણી દરમ્યાન સારામાં સારૂં ગ્રામ્ય પુસ્તકાલય હોય તો ' સાઢલી ' જ છે. એ સમયની અને એ સમય પછીની મારા માટેની આત્મસ્તુતિ છોડી દઉં છું. તે પછી પૂજ્ય શ્રી. અમીન સાહેબ જ્યારે જ્યારે મહાલમાં પધારે ત્યારે ત્યારે સાઢલી પુસ્તકાલયની મુલાકાત લે. તે વખતે ગામમાં દાખલ થતાં વેંત જ " આ મોટા દરવાજાવાળું ગામ આવ્યું કે " એમ સંબોધન કરતા અને જ્ઞાન-ગમ્મત આપતા. તે પછી તો ઉત્તરોત્તર મહાલ, પ્રાંત, રાજ્ય અને ગુજરાત

પુસ્તકાલય પરિષદોમાં, પ્રવાસોમાં હાજરી આપતાં અને ઉત્કૃષ્ટ માણસોના અંગત પરિચયમાં આવતાં પુસ્તકાલયપ્રચારનું જ્ઞાન દૃઢ થયું અને પછી તો વાચનની ભૂખ જાગતાં હું અમીન સાહેબની યોજનાથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો આજીવન સભ્ય બન્યો. અને ત્યારપછી પુસ્તકાલયની મગુનાથી હું મારા ગામે સ્કાઉટ સંસ્થા સ્થાપી શક્યો. અત્યારે તો તે સંસ્થાને ' અને પુસ્તકાલયને ' મારા ગામના વતની સેવાભાવી શિક્ષક ભાઈ હિરાલાલ જાની વિકસાવી રહ્યા છે. પૂજ્ય શ્રી. અમીન સાહેબ સાથે વાટાઘાટમાં, લખાણોમાં મારા ગામે સ્વતંત્ર પુસ્તકાલયનું મકાન બંધાવવા માટેના કોડ વ્યક્ત કરતો હતો અને એ આશાના કિનારે હું ઉભો છું એવામાં શ્રી. માજી મે. શા. શા. વડોદરા વિભાગ શાળાધિકારી શ્રી. ચુનીલાલ મગનલાલ દેસાઈ સાહેબ સાદરી શાળાની તપાસણી અર્થે પધારતાં તેમના હસ્તે ' રાત્રિશાળા ' ખુલ્લી મુકાવતાં તેઓશ્રીએ સંતોષ પ્રદર્શિત કર્યો ! અને પ્રેરણા આપી કે ' તમે ઉત્તમપદ પસાર થાઓ ' અને તે પ્રેરણાનાં વારિ ઝીલી હું ઉત્તમપદ થવાની આશાએ પૂર્વપદમાં ગયો. પૂર્વપદમાં પુસ્તકવાચનનું પૂર્વજ્ઞાન તૈયારીરૂપે આવી મળવાથી હું પ્રથમ વર્ગમાં પસાર થતાં ઉત્તમપદ પસાર કરવાની તક સાંપડી. અને તે વખતે પણ પાઠશાળામાં ' રાજહંસ ' માસિક દ્વારા અને વ્યાખ્યાનોની યોજનાથી વક્તાઓના વક્તૃત્વનો લાભ મેળવ્યો. હવે હું તાલુકાનાં પુસ્તકાલયોમાં યથાશક્તિ સહાય આપી રહ્યો છું. મારો કહેવાનો આશય એ નથી કે ' હું જ પુસ્તકાલયપ્રવૃત્તિ કરી શક્યો છું. મારા કરતાં બલવત્તર કેટલાક મારા સ્નેહી શિક્ષક બંધુઓ પુસ્તકાલય પ્રવૃત્તિ કરી શક્યા છે અને કરી શકશે. પરંતુ આ તો પુસ્તકાલય એ સેવાનું ખાસ અંગ હોવાથી તે તરફ સારાય શિક્ષકસમુદાયને આકર્ષવા માટે, અને સેવાની પ્રતીતિ કરાવવા માટે આ લેખ લખી રહ્યો છું. કારણ કે પુસ્તકાલય એ ગ્રામોદ્ધારનું ખરૂં પ્રતીક છે, કેળવણીનું મહત્ત્વનું અંગ છે.



# પુસ્તકની ખુબી

જીવન સાધો જીંદગીનું જ્ઞાન પુસ્તકથી ગ્રહી;
અમૃત પીઓ આનંદથી પુસ્તક તણા એ પાનથી.
પરિમલભર્યાં પુષ્પો સમું 'કંઇ કંઇ' ભર્યું પુસ્તક મહીં;
કરી લો જીવન પરિમલભર્યું પુસ્તક થકી એ 'કંઇ' વીણી.
રસ્તો બધો સ્હેલો થશે પુસ્તક તણા સેવન થકી;
જડશે વળી છે ક્યાં જવું ? મળશે બધું પુસ્તક મહીં.
સરિતા ભરી નિર્મળ જળે પુસ્તક તણા શબ્દો મહીં;
સ્નાન કરીને પાર ઉતરો જીવન તમ ઉજ્જવળ કરી.
જ્ઞાનના કૂપો ભર્યા પુસ્તક તણાં પૃષ્ઠો મહીં;
ખુલશે પડળ અજ્ઞાનનાં એ છે ખુબી પુસ્તક મહીં.

—કનૈયાલાલ નાનાલાલ શાહ

૫ કયાં કયાં પુસ્તકો જુદા જુદા વિષયોની દષ્ટિએ વાંચવા જેવાં સારાં છે તેની નોંધો અવારનવાર પુસ્તકાલયમાં ટીંગાડવી જોઇએ; તેમ જ માસિકોમાં આવતા મનનીય વાંચવા જેવા લેખોની યાદીઓ પણ બહાર મૂકવી જોઇએ. આથી વાચનરસ કેળવાય છે.

૬ ગ્રામજનતાને કેળવણીની-જ્ઞાનની ભૂખ જાગ્રત કરનાર એવો ગ્રંથપાલ-ઉત્સાહી અને જીવતો જાગતો હોવો જોઇએ.

## લોહચુંબક બનો

શરૂઆતમાં ગામડાની પ્રજા આ બધું કરવા, વારંવાર ગોઠવણી અને નિયમો માટે સભાઓમાં હાજરી આપવા નવરી નથી એમ કોઇ કહેશે; એમની પાસે પુસ્તકાલય સમૃદ્ધ કરવા જેટલા પૈસા નથી એમ કોઇ કહેશે; પણ એક ઉત્સાહી ગ્રંથપાલ ગામમાંથી સહેજે મળી આવતા બે ચાર સુધારક વૃત્તિઓવાળા યુવાનોની મદદ વડે એવા ફડચાનો નિવેડો ઝટ લાવી શકે છે. ઉત્સવોને દિવસે જ્યારે ઘરનાં કામકાજ મૂકી ગ્રામપ્રજા એકઠી મળી હોય તે વખતે પુસ્તકાલય પ્રવૃત્તિની વાર્તા કહેનારને બોલાવી વાતોથી, ગ્રામોફોનની રેકર્ડથી, નાનાં બાળકોના કસરતના પ્રયોગો-રમતગમતથી, રાત્રે સંભાષણો-સંવાદોથી એક તરફ વાળી એ વિષેનો રસ જાગ્રત કરી શકાય છે. અને પછી તો એ ગ્રામપ્રજા જ શું શું જોઇએ છીએ, કયાંથી મળી શકે તેમ છે વગેરેનો વિચાર કરતી થાય છે. એ વખતે ફંડ અને નાણાંની કાર્યકર્તાની મૂંઝવણ ઉકલી જાય છે.

## નિરક્ષરતા દૂર કરોઃ સ્ત્રીશક્તિને ખીલવો

ગામની નિરક્ષરતા પુસ્તકાલય વડે જ દૂર કરી શકાય અને ગામનો એકેએક માણસ લખતો વાંચતો થયો એટલે અનેક પ્રવૃત્તિઓ દ્વારા સમૃદ્ધિ હાથવેંતમાં છે. એવી જ રીતે ગામની અડધી શકિત સ્ત્રીઓ દ્વારા રાંધવા ખાવા ને મજૂરીમાં જ વેડફાય છે તેમને પણ સંસ્કારી બનાવી શકાય; અને ગામની સંપત્તિ વધારવામાં તેમનો સુંદર ફાળો લઇ શકાય.

અને જ્યાં એક વાર ગામનું માનસ કેળવાયું, સંસ્કારી બન્યું એટલે તેમને નવાનવા હુન્નરો શોધી કાઢવાનું, મેળવેલાનો કરકસર ને ત્રેવડથી ઉપયોગ કરવાનું, જીવનને સાત્વિક અને સદ્ગુણી બનાવવાનું એની મેળે જ સૂઝી જશે. એ વખતે લોકો પશુવત્ જીવન ગાળવું પસંદ નહિ કરે, પણ સંપત્તિ મેળવવાના ઉદ્યોગ શોધી કાઢી જીવનને કલાની દષ્ટિથી જીવતાં શીખશે. તે વખતે સુધારો થયો ગણાશે.

## ઉપસંહાર

આપણે આજ સુધી ખાલી પુસ્તકાલયનાં મકાનો, કબાટો ને પુસ્તકોથી સંતોષ માન્યો, પણ હવે તો તે ગામનો ધનભંડાર છે એમ ગણી ઘરનો ખૂણો માત્ર ધનવાન કરવાનો મોહ મૂકી પુસ્તકાલયરૂપી ગામના ખુણાને ધનવાન બનાવીશું તો મને આશા છે કે ગામ આજે હશે તેનાથી દશ વર્ષે અનેકગણું ફૂલેલું ફાલેલું સુખી ને સમૃદ્ધિવાન જોઇશું.*

* તા. ૧ નવેમ્બર ૧૯૩૮ ના " લોકોદય " પરથી.

# જોઈએ છે: સાચા સાહિત્યપારખો

આપણે ત્યાં પુસ્તકપ્રકાશન પ્રવૃત્તિનો પારો હવે ઝપાટાબંધ વધતો જાય છે. × × × પ્રકાશનનો મોહ વધતો જાય છે એમાં શંકા નથી. નવલરામના 'ઓથારિયા દડકવા' વિષેના ચર્ચાપત્રને સંભારી આપે તેટલું બધું છપાયે જ જાય છે. છપાય છે તે બધું જ સાહિત્ય નામને પાત્ર નથી હોતું. × × × આવું ઢગલાબંધ સાહિત્ય ચઢ-ઊતર સંસ્કાર અને રસવૃત્તિવાળા જુદી જુદી કક્ષાના વાચકોના હાથમાં જઈ પડી અનેક સારા માઠા સંસ્કાર પાડે છે. આવી પરિસ્થિતિમાં, એમાંથી સત્ત્વશાળી ચિરંજીવ કૃતિ કઈ, અને વાચકોના સમય તથા ગજવા પર અત્યાચાર કરનારી નમાલી કૃતિઓ કઈ તેની યોગ્ય પરખ કરી આપનાર **ચુનંદા સાહિત્યપારેખોની બહુ મોટી જરૂરત આપણે ત્યાં ઊભી થઈ છે.** એક–બે રડ્યા ખડ્યા વિવેચકથી એ જરૂરત પૂરી નહિ પડે; પ્રગટ થયે જતા ગ્રંથરાશિને પહોંચી વળવા, લોકરુચિને શિષ્ટ બનાવવા તથા સાહિત્યક્ષેત્રની શુદ્ધિની સતત ચોકી કરવા જાગતા વિવેચકોની મોટી ફોજ જોઈશે. આવા વિવેચકોની અછતથી તેમ જ તલસ્પર્શી, સર્વંકષ અને સાહિત્યકારોને પણ રાહબર બને તેવા વિવેચનના દારિદ્ર્યથી ગુજરાતી સાહિત્ય અત્યારે પીડાય છે એમ કહેવામાં રજ પણ અતિશયોક્તિ નથી, પણ સીધું સાદું સત્ય કથન જ છે. × ×

× × × ×

લેખકનાં નામ તથા પ્રતિષ્ઠાને કોરે મૂકી તેની કૃતિ પરજ નજર ઠેરવતી સમીક્ષા, ટીકાના એકાદ સુખનથી ઉઝરડાઈ દુભાઈ જતા લેખકોની આળી ચામડીને બરડ બનાવવાનું સુકૃત્ય પણ કરી જશે. અંગત ગમા–અણગમા, ઉપરછલ્લી દૃષ્ટિ, અનભ્યાસ, 'પરિચિત અથવા સંબંધી લેખકજનોનો રોષ વહોરી નાહક અળખામણા શીદ થવું' એવી ભીરુ મનોદશા અને તેના પરિણામરૂપ સંદિગ્ધ મિષ્ટભાષિત્વ–કિરતારે ઘડેલા માનવીની માનવસહજ અપૂર્ણતાઓને લીધે આ ને આવાં કેટલાંક તત્ત્વો વિવેચકની સમીક્ષાને થોડે ઝાઝે અંશે દૂષિત કર્યા વિના તો રહે નહિ જ, પણ તેમ છતાં વિવે-ચનના ઝંડાને ઊંચો જ રાખવાની ભાવના રાખી હોય તો એના પાલનના આગ્રહને પરિણામે આવાં સ્ખલનો ક્રમે ક્રમે ઓછાં થવાનાં જ.

[ સાહિત્યનું ગ્રંથસ્થ વાઙ્મય ]

# હું પુસ્તકાલયને આદર્શ કેમ બનાવી શક્યો ?

## ( એક અનુભવ )

[ લેખક : શ્રી. ભાઇલાલભાઇ ભવાનભાઇ પટેલ ]

**ગ્રામ** પુસ્તકાલયને સુદૃઢ બનાવવા માટે જેટલી નાણાંની જરૂર છે, બલ્કે તેથીય વધારે જરૂર તેની પાછળ ' સેવાભાવ ' આપવાની છે; તેમાં સેવાનું અંગ પ્રથમ છે, જ્યારે નાણાંનું ગૌણ છે–અર્થાત્ સેવાભાવ પાછળ બધુંજ ખેંચાઇ આવે છે.

હું ૧૯૨૩–૨૪ માં શિક્ષક થયો અને ત્યારે મને પુસ્તકાલય પ્રવૃત્તિનું જ્ઞાન નહોતું. કદાચ અધિકાર હશે, પરંતુ એ જ્ઞાનની ભૂમિકા રચાવી આપનાર એ આપણા પુસ્તકાલયના પ્રાણસમા શ્રી. મોતીભાઇ નરસિંહભાઇ અમીન મહોદય.

૧૯૨૭–૨૮ માં અમારા ગ્રામ પુસ્તકાલયનો વહીવટ મુખ્ય શિક્ષકની છત્રછાયા નીચે હતો ત્યારે તે વખતના મુ૦ શિ૦ સાહેબે પુસ્તકોને બહુ જ ગોંધી રાખ્યાં. તે ગુંગળાએલાં પુસ્તકોને મુક્તિ મેળવવી હતી, પણ તેને માટે તક નહોતી. એમ દિન-પ્રતિદિન તેઓશ્રીએ પુસ્તકાલય ઉપર સ્વામિત્વ મેળવીને પુસ્તકાલયમાંનાં સારાં પુસ્તકોમાંનાં કેટલાએક વેડફી નાખવાનો પ્રયત્ન એ કર્યો કે–તેમણે ૯૯ પુસ્તકો કમી કરાવવાની નામાવલી કરી ખાતાને નિવેદન મોકલ્યું હતું. હા, કેટલાંક પુસ્તકો ઉધાઇથી ખવાઇ ગએલાં હતાં પણ ખરાં, એ અર્ધસત્ય હતું તે પણ ના ન કહેવાય. હવે પુસ્તકોને મુક્તિની તક મળી. કમી કરવાનાં પુસ્તકોનો એકસાથે શકડો ફાટયો જાણી આપણા લોકપ્રિય અમીન સાહેબ પ્રત્યક્ષ તપાસણી કરવા માટે સાઢલી પધાર્યા. તે વખતે હું એઓશ્રીના વર્ચસ્વથી, પ્રતિભાથી અધીરો બની એમની નજીક ગયો અને વાટાઘાટને અંતે પુસ્તકાલયનું નાવ મને સુપ્રત કર્યું. તે પછી પુસ્તકાલયનો હું પૂજારી બન્યો, શોધક અને સાધક બન્યો. તે વખતથી પુસ્તકાલયમાં તન્મય રહેવાથી અને યુવક મંડળની સહાનુભૂતિ અને સેવાથી આદર્શ પુસ્તકાલયની સુઘડતા, સુંદરતા, પ્રચાર, દફતરની વ્યવસ્થા, હિસાબની ચોખવટ, કાયમ ફંડની સદ્ધરતા, વાચનાલય, જૂથમંડળ વગેરે–તેના પ્રભાવે ઇ. સ. ૧૯૩૦ માં શ્રી. વિઠ્ઠલભાઇ જીજીભાઇ પટેલ બી. એ. નાર તા. પેટલાદના રહીશ, કૉલેજિયનને મે વેકેશનમાં પુસ્તકાલ તરફ સેવાભાવ વ્યક્ત કરવા, પુસ્તકાલય તપાસણી અર્થે શિનોર અને સાવલી વગેરે મહાલો માટે અમીન સાહેબે મોકલી આપ્યા. તેઓશ્રીએ મારા પુસ્તકાલયની તપાસણી કરી નોંધ કરી કે " શિનોર અને સાવલી વગેરે તાલુકાઓની–મારી તપાસણી દરમ્યાન સારામાં સારૂં ગ્રામ્ય પુસ્તકાલય હોય તો ' સાઢલી ' જ છે. એ સમયની અને એ સમય પછીની મારા માટેની આત્મસ્તુતિ છોડી દઉં છું. તે પછી પૂજ્ય શ્રી. અમીન સાહેબ જ્યારે જ્યારે મહાલમાં પધારે ત્યારે ત્યારે સાઢલી પુસ્તકાલયની મુલાકાત લે. તે વખતે ગામમાં દાખલ થતાં વેંત જ " આ મોટા દરવાજાવાળું ગામ આવ્યું કે " એમ સંબોધન કરતા અને જ્ઞાન-ગમ્મત આપતા. તે પછી તો ઉત્તરોત્તર મહાલ, પ્રાંત, રાજ્ય અને ગુજરાત

પુસ્તકાલય પરિષદોમાં, પ્રવાસોમાં હાજરી આપતાં અને ઉત્કૃષ્ટ માણસોના અંગત પરિચયમાં આવતાં પુસ્તકાલયપ્રચારનું જ્ઞાન દૃઢ થયું અને પછી તો વાચનની ભૂખ જાગતાં હું અમીન સાહેબની યોજનાથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો આજીવન સભ્ય બન્યો. અને ત્યારપછી પુસ્તકાલયની ગણનાથી હું મારા ગામે સ્કાઉટ સંસ્થા સ્થાપી શક્યો. અત્યારે તો તે સંસ્થાને ' અને પુસ્તકાલયને ' મારા ગામના વતની સેવાભાવી શિક્ષક ભાઈ હિરાલાલ જાની વિકસાવી રહ્યા છે. પૂજ્ય શ્રી. અમીન સાહેબ સાથે વાટાઘાટમાં, લખાણોમાં મારા ગામે સ્વતંત્ર પુસ્તકાલયનું મકાન વસાવવા મારેના કોડ વ્યક્ત કરતો હતો અને એ આશાના કિનારે હું ઉભો છું એવામાં શ્રી. માજી મે. રા. રા. વડોદરા વિભાગ શાળાધિકારી શ્રી. ચુનીલાલ મગનલાલ દેસાઈ સાહેબ સાઢલી શાળાની તપાસણી અર્થે પધારતાં તેમના હસ્તે ' રાત્રિશાળા ' ખુલ્લી મુકાવતાં તેઓશ્રીએ સંતોષ પ્રદર્શિત કર્યો ! અને પ્રેરણા આપી કે ' તમે ઉત્તમપદ પસાર થાઓ ' અને તે પ્રેરણાનાં વારિ ઝીલી હું ઉત્તમપદ થવાની આશાએ પૂર્વપદમાં ગયો. પૂર્વપદમાં પુસ્તકવાચનનું પૂર્વજ્ઞાન તૈયારીરૂપે આવી મળવાથી હું પ્રથમ વર્ગમાં પસાર થતાં ઉત્તમપદ પસાર કરવાની તક સાંપડી. અને તે વખતે પણ પાઠશાળામાં ' રાજહંસ ' માસિક દ્વારા અને વ્યાખ્યાનોની યોજનાથી વક્તાઓના વક્તૃત્વનો લાભ મેળવ્યો. હવે હું તાલુકાનાં પુસ્તકાલયોમાં યથાશક્તિ સહાય આપી રહ્યો છું. મારો કહેવાનો આશય એ નથી કે ' હું જ પુસ્તકાલયપ્રવૃત્તિ કરી શક્યો છું. મારા કરતાં બલવત્તર કેટલાક મારા સ્નેહી શિક્ષક બંધુઓ પુસ્તકાલય પ્રવૃત્તિ કરી શક્યા છે અને કરી શકશે પરંતુ આ તો પુસ્તકાલય એ સેવાનું ખાસ અંગ હોવાથી તે તરફ સારાય શિક્ષકસમુદાયને આકર્ષવા માટે, અને સેવાની પ્રતીતિ કરાવવા માટે આ લેખ લખી રહ્યો છું. કારણ કે પુસ્તકાલય એ ગ્રામોદ્ધારનું ખરું પ્રતીક છે, કેળવણીનું મહત્ત્વનું અંગ છે.

—✠—

## પુસ્તકની ખુબી

જીવન સાધો જીંદગીનું જ્ઞાન પુસ્તકથી ગ્રહી;
અમૃત પીઓ આનંદથી પુસ્તક તણા એ પાનથી.
પરિમલભર્યાં પુષ્પો સમું 'કંઇ કંઇ' ભર્યું પુસ્તક મહીં;
કરી લો જીવન પરિમલભર્યું પુસ્તક થકી એ 'કંઇ' વીણી.
રસ્તો બધો સ્હેલો થશે પુસ્તક તણા સેવન થકી;
જડશે વળી છે ક્યાં જવું ? મળશે બધું પુસ્તક મહીં.
સરિતા ભરી નિર્મળ જળે પુસ્તક તણા શબ્દો મહીં;
સ્નાન કરીને પાર ઉતરો જીવન તમ ઉજ્જવળ કરી.
જ્ઞાનના કૂપો ભર્યાં પુસ્તક તણાં પૃષ્ઠો મહીં;
ખુલશે પડળ અજ્ઞાનનાં એ છે ખુબી પુસ્તક મહીં.

—કનૈયાલાલ નાનાલાલ શાહ

# વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળનો

## સન ૧૯૩૭–૩૮ નો અહેવાલ અને હિસાબ

### સ્થાપના અને ઉદ્દેશ

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના છેવટના બંધારણને અનુસરીને, સન ૧૯૩૦–૩૧ થી આ મંડળની સ્થાપના કરવામાં આવી છે. અને તેનો ઉદ્દેશ રાજ્ય પુસ્તકાલય મંડળના જે ઉદ્દેશો છે તે ઉદ્દેશોને પોતાના પ્રાંત પૂરતા અમલમાં મૂકવા તે છે.

### મંડળનું કાર્ય

#### ૧ મહાલ અને જૂથમંડળો

રાજ્ય પુસ્તકાલય મંડળના ઉદ્દેશ પ્રમાણે વડોદરા પ્રાંતના એકેએક મહાલમાં મહાલ પુસ્તકાલય મંડળો સ્થપાઇ ચૂક્યાં છે. અને તે દરેક કંઇ ને કંઇ કાર્ય કરતા પણ થઇ ગયાં છે, એ ખરેખર ખુશી થવા જેવું છે. એમાં પેટલાદ, વડોદરા, શિનોર અને સંખેડા એ મહાલોનું કાર્ય બીજા મહાલો કરતાં કંઇક સારૂં દેખાઇ આવે છે. એ બદલ એ મહાલમંડળોને ખરેખર અભિનંદન ઘટે છે.

જૂથમંડળોની સ્થિતિ તો જે છે તે ને તે જ રહી છે. એ બદલ દિલગીર થવા જેવું છે. આ સ્થિતિ જ્યાં સુધી ન સુધરે ત્યાં સુધી આપણે ગામડાંનાં પુસ્તકાલયોને આપણો અવાજ સંભળાવી શકવાના નથી; તેમની પ્રગતિ સાધી શકવાના નથી. સહકારથી અરસપરસ મળતા લાભો આપી શકાવાના નથી; જેથી પ્રાંતનાં દરેક મહાલ-મંડળોને આ વર્ષમાં પહેલી તકે જૂથમંડળો ખીલવવાનું કાર્ય ઉપાડી લેવાને ખાસ વિનંતિ કરવામાં આવે છે.

#### ૨ મહાલપરિષદો

આ વર્ષમાં વડોદરા, શિનોર, સંખેડા, પાદરા અને પેટલાદ, એ પાંચ મહાલોની પરિષદ ભરાઇ છે, જ્યારે ભાદરણ, કરજણ, ડભોઇ, સાવલી, વાઘોડીઆ અને તિલકવાડા, એ ૭ મહાલોની પરિષદ ભરાઇ નથી. તેમાં ડભોઇની તો હજુ ય સુધી પણ એકેય પરિષદ ભરાઇ નથી. ( ભરાયલી પરિષદોની ક્યાં, ક્યરે અને કોના પ્રમુખપણા નીચે એ હકીકત પરિશિષ્ટ ૧ માં આપી છે. )

આશા છે કે, આ નવા વર્ષમાં એકેએક મહાલમંડળના કાર્યકરો પોતાના મહાલની પરિષદ જરૂર ભરશે. અને તેમાં ડભોઇના કાર્યકરો તો પ્રાંતના બીજા મહાલો પરિષદ ભરે તે પહેલાં પોતાના મહાલની પરિષદ ભરી, મોડી મોડી પણ આ વર્ષમાં બીજા મહાલો કરતાં તો પહેલી ભરવાનું માન મેળવશે.

#### ૩ પગારદાર અને માનદ પ્રચારકો

પ્રાંત તરફથી પગારદાર પ્રચારક રોકવાની યોજના છેલ્લાં બે વર્ષથી શરૂ કરવામાં

આવી છે. આ વર્ષે પણ વડુ તા. પાદરાના પ્રા૦ પુ૦ ના મંથપાળ ભાઇ ડાહ્યાભાઇ તળજાભાઇ પટેલને તા. ૧૫ જાનેવારી '૩૮ થી માર્ચ '૩૮ સુધી રોકવામાં આવ્યા હતા. તેઓએ કરજણ મહાલનાં ૧૬, વડોદરા મહાલનાં ૧, સંખેડા મહાલનાં ૨૮, ડભોઇ મહાલનાં ૧૧, એ પ્રમાણે કુલ ૫૬ પુસ્તકાલયોની તપાસણી કરી હતી. ત્યાર પછી તા. ૧૬ મે '૩૮ થી રણાપુર તા. કરજણના એક યુવક ભાઇ છગનભાઇ મથુરભાઇને રોકવામાં આવ્યા છે અને તેઓ નવા વર્ષમાં પણ ચાલુ રહ્યા છે. આ ભાઇએ પણ કરજણ મહાલનાં ૨૭ અને પાદરા મહાલનાં ૨૨ મળી કુલ ૪૯ આમ પુસ્તકાલયો તપાસ્યાં છે. આ સિવાય વડોદરા મહાલ પુસ્તકાલય મંડળે પણ મે, જુન, જુલાઇ '૩૮ એ ત્રણ માસ માટે માજી પ્રાંત પ્રચારક ભાઇ મંગળભાઇ જેઠાભાઇને રોકી, પોતાના મહાલનાં ૨૦ પુસ્તકાલયોની તપાસણી કરાવી છે. આ પ્રમાણે આ ત્રણે પ્રચારકોએ કુલ ૧૨૫ ગામોની તપાસણી કરી છે. પેટલાદ મહાલ પુ. મંડળ તરફથી પણ કાયમને માટે એક સ્વતંત્ર પ્રચારક રોકવામાં આવેલા છે.

ઉપરોક્ત પગારદાર પ્રચારકોમાં વડોદરા પ્રાંતના ચાલુ પ્રચારક ભાઇ છગનભાઇ મથુરભાઇ પટેલ તથા વડોદરા મહાલ માટે થોડોક વખત નીમેલા પ્રચારક ભાઇ મંગળભાઇ જે. પટેલે જે જે પુસ્તકાલયોની તપાસણી કરી છે તે તે પુસ્તકાલયોની તપાસણીમાં જે જે ખામીઓ જણાઇ તે બધી રૂબરૂમાં જ બતાવી છે અને સુધારી છે. ઉપરાંત વિષયવારી અને નામવારી રજીસ્ટરો પણ દરેકનાં તૈયાર કરી આપ્યાં છે.

આ સિવાય સાવલી મહાલના માનદ પ્રચારક શ્રી. સોમાભાઇ ગરબડભાઇએ ૧૦, પાદરા મહાલના માનદ પ્રચારક શ્રી. વિષ્ણુપ્રસાદ પ્રહ્લાદજી પંડયા તથા શ્રી. મોતીભાઇ કુબેરભાઇ પટેલ એ દરેકે અનુક્રમે ૯ અને ૧૨; કરજણ મહાલના માનદ પ્રચારક શ્રી. મલંગશા ઉમેદશા દિવાન તથા શ્રી. ભાઇલાલભાઇ બાવાજી પટેલ એ દરેકે અનુક્રમે ૧૦ અને ૪ તથા ચિનોર મહાલના માનદ પ્રચારક શ્રી. હિરાલાલ ફે. જાની તથા શ્રી. હરિવલ્લભ બાળાશંકર એ દરેકે ૫ અને ૮ મળી કુલ ૫૮ પુસ્તકાલયોની તપાસણી કરી છે.

## ૪ પુસ્તકાલય પર્વણી

ગામડાંના લોકોને પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેતા કરવાને, આ પર્વણીદિન ઉજવવાની ખાસ જરૂર રહે છે. આ વર્ષમાં ૧ વરણામા, ૨ ગાડા, ૩ સાટલી, ૪ કંડારી, ૫ બામણગામ, ૬ અણુસ્તુ, ૭ કોલિયાદ, ૮ ખરકાલ, ૯ માકણી, ૧૦ વડેલી, ૧૧ લહોદ, ૧૨ રાજનગર, ૧૩ કાવીઠા, ૧૪ બોડેલી, ૧૫ નાંદલજા, ૧૬ ભાદપુર, ૧૭ ટીંબા, ૧૮ કસુંબીઆ, ૧૯ માંજરોળ, ૨૦ કરનાળી એ પુસ્તકાલયોમાં પર્વણીદિન ઉજવવામાં આવ્યો હતો. આમાં ૧૩ ગામો તો સંખેડા મહાલનાં જ છે. ગયે વર્ષે પણ આ મહાલે સારા પ્રમાણમાં ઉજવાયો હતો અને તે સંખેડા મહાલ પુસ્તકાલય મંડળના પ્રચારકાર્યને આભારી છે. પ્રાંતનાં બીજાં મહાલમંડળો પણ વસંત પંચમીના દિવસ અગાઉ, પ્રચારકાર્ય કરી પોતાના મહાલમાં સારા પ્રમાણમાં વસંતપંચમીના દિવસો ઉજવાવશે એવી આશા છે.

## ૫ શિષ્ટ વાચનની પરીક્ષા અને વાચકમંડળ

ગામડે ગામડે પુસ્તકાલયો ખોલાઇ જાય, એને માટે સ્વતંત્ર મકાનો પણ ઊભાં થઇ જાય, સારામાં સારૂં ફર્નિચર, કબાટ, પુસ્તકો વગેરે પણ વસાવાય; છતાં એની ઉપયોગિતા તરફ જોઇએ તેટલું લક્ષ જો ન અપાય તો આ સર્વ નિરર્થક છે. જનતામાં શિષ્ટ પુસ્તકો ખૂબ વંચાય અને તે પણ નિયમિતપણે વંચાય, તે માટે ઉપરની બે યોજનાઓ રા. પુ. મંડળે કેટલાય વખતથી ચાલુ કરેલી છે.

નિવેદનના વર્ષમાં રા. પુ. મંડળે ફોરમ તથા કિશોર ચરિત્રમાળાનો બીજો ભાગ તથા આપવીતીનાં પુસ્તકોની પરીક્ષા લીધી હતી. આ બંને પરીક્ષાઓનો વડોદરા પ્રાંતે સારા પ્રમાણમાં લાભ લીધો છે. અને તે સિવાય પેટલાદ, વડોદરા, શિનોર એ મહાલનાં મહાલમંડળોએ પોતાના મહાલ પૂરતી પણ શિષ્ટ વાચનની પરીક્ષાઓ મોટેરાંઓ અને વિદ્યાર્થીઓ માટેની રાખી હતી અને તેનો પણ તે મહાલોએ સારા પ્રમાણમાં લાભ લીધો હતો. આ મહાલ મંડળોની પેઠે બીજાં મંડળો પણ પોતાના મહાલ પૂરતી શિષ્ટ વાચનની પરીક્ષા લેવાની સ્વતંત્ર યોજના આ નવા વર્ષમાં વિચારે અને તે અમલમાં મૂકે એવી આશા રાખવામાં આવે છે.

## ૬. પુસ્તકાલય વિનાનાં ગામો

વડોદરા પ્રાંતમાં શાળાવાળું એક પણ ગામ પુસ્તકાલય વિનાનું બાકી ન હોય એવા બે મહાલો—પેટલાદ અને શિનોર—ગયે વર્ષે ગણાવ્યા હતા. આ વર્ષે એમાં ભાદરણ મહાલનો ઉમેરો થાય છે. વડોદરા પ્રાંતના કુલ ૧૧ મહાલોમાંથી આ ચાર મહાલો જતાં બાકી ૭ મહાલોમાં એ દિશામાં પ્રયત્નો કરવાના રહે છે.

આ વર્ષમાં ભાદરણ મહાલે ૧, વડોદરા મહાલે ૧, પાદરા મહાલે ૨ અને સંખેડા મહાલે ત્રણ મળી કુલ ૭ નવીન પુસ્તકાલયો ઉઘડતાં વર્ષ આખરે બાકી સંખ્યા ૮૧ રહે છે, અને તે મહાલવાર નીચે પ્રમાણે છે. મહાલવાર વસ્તી સાથે ગામોની યાદી પરિશિષ્ટ ૨માં આપી છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ વડોદરા મહાલ | ૨૫ | ૪ સાવલી મહાલ | ૧૨ | ૭ વાઘોડીઆ મહાલ | ૯ |
| ૨ પાદરા મહાલ | ૧૦ | ૫ તિલકવાડા મહાલ | ૪ | ૮ ડભોઇ મહાલ | ૧ |
| ૩ કરજણ મહાલ | ૯ | ૬ સંખેડા મહાલ | ૧૧ | કુલ | ૮૧ |

નિવેદનના વર્ષમાં ૭ નવીન પુસ્તકાલયો ઉઘાડવામાં ભાદરણ, પાદરા અને સંખેડા મહાલના કાર્યકરોએ ઠીક ઠીક પ્રયત્નો કર્યા છે. એ બદલ તેઓને અભિનંદન ઘટે છે. અને આશા રાખવામાં આવે છે કે, આ નવા વર્ષમાં ઉપરના આઠેય મહાલના કાર્યકરો પોતાના મહાલનાં જેટલાં ગામડાંમાં પુસ્તકાલયો ઉઘાડી શકાય તેટલાં ઉઘાડવા ખાસ ચીવટ રાખશે. અને ટૂંક વખતમાં પોતાના મહાલો પૂરા કરશે.

## ૭ ફરતા પુસ્તકાલયની પેટીઓ

શેઠશ્રી ચિમનલાલ તરફથી અપાયલી રૂ. ૫૦૦)ની રકમ પર સરકાર–પંચાયતની

મદદ મેળવી પુસ્તકોની અન્નાવેલી. ૬. પુ. ની પેટીઓ, સરતુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી આવેલાં પુસ્તકોની પેટીઓ અને કરજણ મહાલ માટે શ્રી. આનંદકુંવરબા તરફથી અપાયલાં પુસ્તકોની પેટીઓનો ઉપયોગ જે તે સ્થળે સારા પ્રમાણમાં થઇ રહ્યો છે.

**પ્રાંત અને મહાલ મંડળની ફાળવણી**

પ્રાંત અને મહાલોને પોતાની પ્રવૃત્તિઓને અંગે થતા ખર્ચને પહોંચી વળવા સારૂ, રાજ્ય પુ. મંડળ તરફથી જે ફાળવણી મળે છે તે ફાળવણી નિવેદનના વર્ષમાં રૂ. ૪૧૬-૪-૦ ની મળી હતી. આમાં રૂ. ૧૦૪-૧-૦ પ્રાંત મંડળને પોતાને માટે અને રૂ. ૩૧૨-૩-૦ મહાલ મંડળો માટેના આવેલા હતા. મહાલ મંડળોની આ રકમમાં, પાછલી સાલના જે તે મહાલ મંડળોના પ્રાંતમંડળમાં જમા રહેલા રૂ. ૨૫૮-૧૨-૦ ઉમેરતાં કુલ રૂ. ૫૭૦-૧૫-૦ થાય. તેમાંથી રૂ. ૪૨૯-૧૩-૦ જે મહાલ મંડળોના હિસાબ, નિવેદન અને માગણી આવેલી, તે મહાલ મંડળોને અદા કરવામાં આવ્યા છે. હવે ફક્ત રૂ. ૧૪૧-૨-૦ આ ખાતે જમા રહે છે. મહાલ મંડળોની ફાળવણીના મહાલવાર આંકડા પરિશિષ્ટ ૩ માં આપેલા છે.

**મંડળના સભ્યો અને વ્યવસ્થાપક મંડળ**

દરેક મહાલમાંથી ચુંટાઇ આવેલા બે પ્રતિનિધિઓ ( એક કસ્બાનો અને એક ગ્રા. પુ. તથા વાંચનાલયોનો ) એ આ પ્રાંત મંડળના સભ્યો ગણાય છે. અને તેઓએ દર વર્ષે પોતામાંથી એક પ્રમુખ, એક મંત્રી અને ૫ સભાસદો મળી ૭ નું વ્યવસ્થાપક મંડળ ચૂંટવાનું હોય છે. ( આ વ્ય. મં. માં રા. પુ. મં. ના વ્ય. મં. માં ચુંટાઇ આવેલા વડોદરા પ્રાંતના જે સભ્યો, ન ચુંટાઇ આવ્યા હોય તો તે સભ્યો વધારાના સભાસદો ગણાય છે. ) આ વ્ય. મં. વર્ષમાં બે વાર મળે અને એ રીતે એનું કામકાજ ચાલે એવું રા પુ. મં. ના બંધારણથી ઠરેલું છે.

**આભાર**

*વખતોવખત સલાહ અને સૂચના આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી* સાહેબ, રાજ્ય પુ. મંડળના મંત્રીઓ અને આખું વર્ષ પ્રમુખ તરીકે રહીને બજાવેલી પોતાની ફરજ બદલ શ્રીમતી જયવતી બ્હેનનો, પોતાના મહાલમાં સેવાવૃત્તિથી પુસ્તકાલયોની તપાસણી કર્યા બદલ માનદ પ્રચારકોનો, મહાલની પુસ્તકાલય પ્રવૃત્તિમાં વેગ આપવા માટે મહાલ પુસ્તકાલય મંડળમાં સક્રિય ફાળો આપી રહ્યા છે તેવા મહાલ શાળાધિકારી સાહેબોનો અને આ સિવાય એક યા બીજી રીતે જે જે ભાઇઓએ મદદ આપી છે તે તે સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

ચિમનભાઇ હ. અમીન
મંત્રી, વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળ

## પરિશિષ્ટ ૧ લું

### મહાલ પરિષદોની વિગત

| કયા મહાલની કઈ પરિષદ | તારીખ | સ્થળ | પ્રમુખ |
|---|---|---|---|
| ૧ વડોદરા મહાલ બીજી પરિષદ | ૨૮-૧૧-૩૭ | બીલ | શ્રી. મણિભાઈ પુ. પટેલ. વહીવટદાર, વડોદરા મહાલ. |
| ૨ શિનોર મહાલ ત્રીજી પરિષદ | ૩૦- ૧-૩૮ | અવાખળ | શ્રી. મણિરાય મજમુદાર. વહીવટદાર, શિનોર મહાલ. |
| ૩ સંખેડા મહાલ પ્રથમ પરિષદ | ૨૭- ૩-૩૮ | માંકણી | શ્રી ઇન્દ્રવદન ધનંજય પંડયા. શાળાધિકારી, વડોદરા વિભાગ. |
| ૪ પાદરા મહાલ ચોથી પરિષદ | ૩- ૪-૩૮ | કોટણા | શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ સહકારી અધિકારી, વડોદરા રાજ્ય. |
| ૫ પેટલાદ મહાલ ચોથી પરિષદ | ૨૭- ૫-૩૮ | વસો | શ્રી. પ્રાણલાલ કીરપારામ દેસાઈ. નિવૃત્ત એન્જી. ઑફિસર અમદાવાદ મ્યુનિસિપાલીટી. |

## પરિશિષ્ટ ૨ જું

### શાળાવાળાં પુસ્તકાલય વિનાનાં ગામો ૮૧

| | | | | | |
|---|---|---|---|---|---|
| **વડોદરા મહાલ ૨૫** | | ૧૭ મહાપુરા | ૩૫૨ | ૮ હરણમાળ | ૧૯૦ |
| ૧ અકોટા | ૧૪૯ | ૧૮ મારેઠા | ૨૫૨ | ૯ મહાપુર | ૨૬૫ |
| ૨ અલ્હાદપુરા | ૪૮૭ | ૧૯ રાઘવપુરા | ૩૬૭ | ૧૦ નેદરા | ૩૮૫ |
| ૩ આમલીઆરા | ૫૪૩ | ૨૦ રાયપુરા | ૧૨૧૭ | **કરજણ મહાલ ૯** | |
| ૪ અંપાડ | ૩૪૩ | ૨૧ વિરોદ | ૬૫૭ | ૧ અભરા | ૩૫૮ |
| ૫ ઉંટીયા | ૧૬૪ | ૨૨ વેમાલી | ૪૫૨ | ૨ ચોરણજ | ૫૧૮ |
| ૬ કપુરાઈ | ૪૮૦ | ૨૩ સમસપુરા | ૩૫૯ | ૩ ધામણજા | ૩૩૪ |
| ૭ કરાલી | ૩૧૦ | ૨૪ મીરસાપુરા | ૫૧૪ | ૪ નિશાળિયા | ૨૩૩ |
| ૮ કરોડીયા | ૬૨૩ | ૨૫ મોચીયાપુરા | ૪૩૫ | ૫ સાયર | ૭૭૦ |
| ૯ કેસનપુર | ૬૪૩ | **પાદરા મહાલ ૧૦** | | ૬ લતીપુર ટીંબી | ૩૦૦ |
| ૧૦ કોટણા | ૫૦૦ | ૧ સોલા | ૫૫૩ | ૭ કીયા | ૫૨૦ |
| ૧૧ ખલીપુર | ૩૪૦ | ૨ બામણવસી | ૧૮૪૮ | ૮ કણભા | ૪૩૯ |
| ૧૨ ગોસીંદ્રા | ૩૯૦ | ૩ મજાતણ | ૮૩૩ | ૯ કળદરવા | ૭૫૬ |
| ૧૩ તાંદળજા | ૬૦૪ | ૪ મહમદપુરા | ૫૮૨ | **સાવલી મહાલ ૧૨** | |
| ૧૪ ધનોરા | ૪૦૫ | ૫ મહુવડ | ૪૩૭ | ૧ આણંદીનું સુવાકુ | ૩૩૪ |
| ૧૫ ફાજલપુરપોર | ૨૪૭ | ૬ સાંઢા | ૬૫૧ | ૨ કડાછલા | ૩૪૪ |
| ૧૬ ફાજલપુરસાંકરદા | ૩૪૦ | ૭ સોમજીપુરા | ૪૩૪ | ૩ કુનપાડ | ૫૦૭ |

૪ ધંટિયાળા ૫૮૧
૫ જાંબુગોરળ ૩૨૬
૬ પોઇચા ૮૧૩
૭ બહુચા ૪૩૭
૮ રાસાવાડી ૨૫૪
૯ વેમાર ૪૬૦
૧૦ સમલાયા ૬૨૭
૧૧ લીમડાપુરા ૩૬૩
૧૨ મેરાકુવા ૫૦૨

**વાઘોડીઆ મહાલ ૯**

૧ અડીરણ ૪૯૧
૨ અલવા ૫૦૧
૩ આમોદર ૬૬૫
૪ કુમેદા ૫૪૫
૫ ગુગલપુર ૨૬૮
૬ તવરા ૬૪૨
૭ ફલોડ ૫૦૪
૮ મછલીપુરા ૩૫૦
૯ લીલોરા ૫૩૦

**તીલકવાડા મહાલ ૪**

૧ ખાપરીયા ૩૧૯
૨ જેમલગઢ ૨૯૮
૩ પોચંબા ૩૨૮
૪ બરોલી ૬૬૩

**સંખેડા મહાલ ૧૧**

૧ કાળી તલાવડી ૩૨૭
૨ ગોળાગામડી ૩૨૯
૩ ઝરવણ ૩૫૦
૪ પાટણા ૩૧૦
૫ પીહા ૩૨૫
૬ લાછરસ ૬૧૨
૭ લોટીયા ૨૯૯
૮ વાંઘેથા ૩૮૯
૯ સુરીયા ૨૩૧
૧૦ હરેશ્વર ૨૦૪
૧૧ ઝાબ ૩૭૮

**ડભોઇ મહાલ ૧**

૧ દનગીવાડા ૩૧૩

## પરિશિષ્ટ ૩ જું

### મહાલમંડળોની ફાળવણીના આંકડા

| મહાલનું નામ | સન ૩૬–૩૭ ની બાકી | સન ૩૭–૩૮ ની આવી તે | કુલ | અદા થયા | બાકી રહ્યા |
|---|---|---|---|---|---|
| ૧ પેટલાદ | ૪૦–૧૪–૦ | ૯૩– ૬–૦ | ૧૩૪– ૪–૦ | ૧૩૪– ૪–૦ | ૦–૦–૦ |
| ૨ ભાદરણ | ૩૩– ૩–૦ | ૩૦–૧૫–૦ | ૬૪– ૨–૦ | ૫૦– ૦–૦ | ૧૪–૨–૦ |
| ૩ વડોદરા | ૩૬– ૦–૦ | ૨૦–૧૩–૦ | ૫૬–૧૩–૦ | ૫૬–૧૩–૦ | ૦–૦–૦ |
| ૪ પાદરા | ૨૮– ૦–૦ | ૩૩– ૩–૦ | ૬૧– ૩–૦ | ૬૧– ૩–૦ | ૦–૦–૦ |
| ૫ કરજણ | ૩૨–૧૫–૦ | ૩૩–૧૨–૦ | ૬૬–૧૧–૦ | ૬૬–૧૧–૦ | ૦–૦–૦ |
| ૬ ડભોઇ | ૯– ૪–૦ | ૨૪– ૩–૦ | ૩૩– ૭–૦ | ૦– ૦–૦ | ૩૩–૭–૦ |
| ૭ શિનોર | ૩૦– ૬–૦ | ૨૫–૧૪–૦ | ૫૬– ૪–૦ | ૧૨– ૦–૬ | ૪૪–૩–૬ |
| ૮ સાવલી | ૧૭– ૦–૦ | ૧૪– ૧–૦ | ૩૧– ૧–૦ | ૩૧– ૧–૦ | ૦–૦–૦ |
| ૯ વાઘોડીઆ | ૦– ૦–૦ | ૧૪–૧૦–૦ | ૧૪–૧૦–૦ | ૧૪–૧૦–૦ | ૦–૦–૦ |
| ૧૦ સંખેડા | ૨૪–૧૫–૦ | ૧૭– ૭–૦ | ૪૨– ૬–૦ | ૩– ૨–૬ | ૩૯–૩–૬ |
| ૧૧ તિલકવાડા | ૬– ૩–૦ | ૩–૧૫–૦ | ૧૦– ૨–૦ | ૦– ૦–૦ | ૧૦–૨–૦ |
| | ૨૫૮–૧૨–૦ | ૩૧૨– ૩–૦ | ૫૭૦–૧૫–૦ | ૪૨૯–૧૩–૦ | ૧૪૧–૨–૦ |

## પરિશિષ્ટ ૪ થું

### સન ૧૯૩૭-૩૮ નો આવક જાવકનો હિસાબ

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૦૪– ૧–૦ | પ્રાંતમંડળને પોતાને વાપરવા માટે આવેલી ૧૯૩૭–૩૮ની ફાળવણી | ૫– ૨–૦ | શ્રી છપામણી ખર્ચના |
| ૪– ૯–૦ | ફર્નિચર વેચાણના | ૮– ૫–૦ | શ્રી પોસ્ટ અને કંટીજંટ ખર્ચના |
| ૧૦૮–૧૦–૦ | | ૧૨૪–૧૫–૬ | શ્રી પ્રચારકના પગારના |
| ૪૧–૧૩–૯ | આવક કરતાં વધારે ખર્ચ થવાથી પાછલી શિલક ખાતેથી લીધા | ૧૨– ૧–૩ | શ્રી મંત્રીની મુસાફરી ખર્ચના |
| ૧૫૦– ૭–૯ | | ૧૫૦– ૭–૯ | |

### સરવાયું સન ૧૯૩૭–૩૮

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૩૧૪–૧૦–૬ | પ્રાંતમંડળની પોતાની શિલક | ૪૪૫–૧૨–૩ | વડોદરા રાજ્ય પુ. મંડળમાં જમા |
| | ૩૫૬–૮–૩ સન ૩૬–૩૭ આખરની શિલક | ૫૯– ૩–૬ | હાથ ઉપર શિલક |
| | ૪૧–૧૩–૯ આવક કરતાં વધારે ખર્ચ થયો તેના બાદ. | ૫૦૪–૧૫–૯ | |
| | ૩૧૪–૧૦–૬ | | |
| ૪૯– ૩–૩ | ફરતા પુ. ની પેટીઓ ખાતેના | | |
| ૧૪૧– ૨–૦ | મહાલ મંડળોની ફાળવણીના જેના આપવાના બાકી રહ્યા છે તેના | | |
| | ૧૪–૨–૦ ભાદરણ મ.પુ.મં. | | |
| | ૩૩–૭–૦ ડભોઈ ,, | | |
| | ૪૪–૩–૬ શિનોર ,, | | |
| | ૩૯–૩–૬ સંખેડા ,, | | |
| | ૧૦–૨–૦ તિલકવાડા,, | | |
| | ૧૪૧–૨–૦ | | |
| | ૫૦૪–૧૫–૯ | | |

ચિમનભાઈ હ. અમીન.
મંત્રી, વ. પ્રાં. પુ. મંડળ.

# નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળનો

## સન ૧૯૩૭–૩૮ નો વાર્ષિક અહેવાલ તથા હિસાબ

**વડોદરા** રાજ્ય પુસ્તકાલય મંડળના છેવટના બંધારણને 'અનુસરીને સને ૧૯૩૦–૩૧ થી આ પ્રાંત મંડળની સ્થાપના કરવામાં આવી છે અને તેના ઉદ્દેશ રાજ્ય પુસ્તકાલય મંડળના જે ઉદ્દેશ છે તે ઉદ્દેશને પોતાના પ્રાંત પૂરતા અમલમાં મૂકવાનો છે.

નવસારી પ્રાંતના આઠ મહાલોમાં એકંદર વસ્તી છેલ્લી ગણતરી પ્રમાણે પુરુષો ૨૦૩૧૬૮ તથા સ્ત્રીઓ ૨૦૧૨૦૫ મળી કુલ ૪૦૪૩૭૭ માણસોની છે ને પ્રાંતમાં ૭૮૯ ગામ છે જેમાં શાળાવાળાં ગામ ૨૪૨ છે. તે પૈકી માંગરોળ, વ્યારા, સોનગઢ અને મહુવા મહાલે રાની ભાઇઓની વસ્તી વધુ પ્રમાણમાં છે. પલસાણા, ગણદેવી, કામરેજ, નવસારી–રાસતી મહાલની વસ્તી છે.

સન ૧૯૩૭–૩૮ માં મહાલવાર પુસ્તકાલયો તથા વાચનાલયો નીચે જણાવ્યા પ્રમાણે છેઃ—

| મહાલનું નામ. | એકંદર ગામ. | શાળાવાળાં | કસ્બા પુસ્તકાલય | પુસ્તકાલય વાળાં ગામો | વાંચનાલયો મ. બા. પુ. | કુલ |
|---|---|---|---|---|---|---|
| નવસારી | ૬૧ | ૪૩ | ૧ | ૪૩ | ૩–૨–૧ | ૫૦ |
| ગણદેવી | ૩૦ | ૨૩ | ૨ | ૧૮ | ૪ | ૨૪ |
| પલસાણા | ૫૨ | ૩૦ | ૧ | ૧૯ | ૨ | ૩૨ |
| કામરેજ | ૭૨ | ૪૨ | ૧ | ૪૨ | ૧ | ૨૭ |
| મહુવા | ૬૯ | ૪૦ | ૦ | ૧૭ | ૧૦ | ૨૩ |
| માંગરોળ | ૧૩૨ | ૨૦ | ૦ | ૨૨ | ૧ | ૧૭ |
| વ્યારા | ૧૫૨ | ૩૪ | ૧ | ૧૨ | ૪ | ૩ |
| સોનગઢ | ૨૨૧ | ૯ | ૧ | ૨ | ૦ | |
| | ૭૮૯ | ૨૪૧ | ૭ | ૧૮૫ | ૨૫–૨–૧ | ૨૨૦ |

કુલ ગામ ૭૮૯, શાળાવાળાં ગામ ૨૪૧, કસ્બા પુ. ૭, ગ્રામ પુ. ૧૮૫, વાંચનાલય ૨૫, મ. પુ. ૨, બાલ પુ. ૧, કુલ ૨૨૦.

| | |
|---|---|
| મહાલવાળાં મકાનવાળાં પુસ્તકાલયો | ૨૯ |
| ગુ. વ. સો. નોંધાયેલા. | ૬૭ |

વ્યારા મહાલનું કપુટાલ તથા કામરેજ મહાલનું દીગસ એ બન્ને પુસ્તકાલયનાં મકાન બંધાવવા ગ્રાન્ટ મળી છે તેમ જ નવસારી મહિલા તથા બાલ પુસ્તકાલય માટે ગ્રાન્ટ મેળવી મકાન બાંધવા તજવીજ ચાલે છે.

ચાલુ સાલે પ્રાંતના દરેક પુસ્તકાલયની તપાસણી તથા વર્ગીકરણ કરવા માટે એક પગારદાર પ્રચારક રાખવામાં આવ્યા હતા. ને તેમણે નવસારી તથા પલસાણા

મહાલની તપાસણીનું કામ બે માસમાં પૂરું કર્યું હતું ને તે પછી તે પોતાની રાજી-ખુશીથી રાજીનામું આપી છૂટા થયા હતા. આ સિવાય દરેક મહાલમાં ઐચ્છિક પ્રચાર-કાર્ય કેટલાક ભાઇઓએ કરેલ છે, ને તેમણે દરેક પુસ્તકાલયની તપાસણી કરી ઘટતી સૂચના આપી વર્ગીકરણ વગેરે કાર્ય કર્યું છે. તે માટે તે ભાઇઓનો આભાર માનવામાં આવે છે. ચાલુ સાલે પણ તેઓ પૂર્વવત્ ઉત્સાહ ને કાળજી બતાવી પોતપોતાના મહાલના બાકી રહેલા પુસ્તકાલયનું વર્ગીકરણ વગેરે કાર્યવ્યવસ્થાસર કરશે એવી આશા છે.

દરેક મહાલના મંત્રીએ પોતાના મહાલમાં શિષ્ટ વાચનની પરીક્ષા રાખવા ઠરેલું છે, ને તે પ્રમાણે નવસારી મહાલમાં શિષ્ટ વાચનની પરીક્ષાઓ રાખેલી તેમાં લગભગ ૪૦૦ થી ૫૦૦ ભાઇઓએ લાભ લીધો હતો. 'વીર વિઠ્ઠલભાઇ'નું પુસ્તક પસંદ કરવામાં આવ્યું હતું. આ સિવાય બીજા કોઇ મહાલે શિષ્ટ વાચનની પરીક્ષા રાખી નથી. આવતા વર્ષમાં દરેક મહાલ પોતા તરફથી શિષ્ટ વાચનની પરીક્ષા રાખશે. વ. રા. પુ. મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાઓનો પણ વધુ પ્રમાણમાં લાભ લેવાય તેમ તજવીજ કરશે.

ફરતા પુસ્તકાલયની પેટીઓનો પ્રચાર પણ ઘણાખરા મહાલોમાં થયો હતો તેમ જ મહાલ વહીવટદાર તરફથી ભરાતા પંચાયત સપ્તાહમાં પણ પુસ્તકાલયનો સ્ટૉલ ખોલી પુસ્તકાલય પ્રવૃત્તિ માટે યોગ્ય તે પ્રચાર કર્યો હતો. મહાલ પરિષદો ભરવામાં આવતી નથી તે માટે તથા જૂથમંડળ દ્વારા દરેક પુસ્તકાલયનું બજેટ લોકમદદ મેળવી વેળાસર મંજૂર થવા મોકલી આપવું જોઇએ. દરેક મહાલના મંત્રીએ આ માટે ખાસ ધ્યાન આપી જેમ બને તેમ વ્યવસ્થાસર કાર્ય થાય તેમ તજવીજ કરવી.

૧૯૩૫-૩૬માં નવસારી પ્રાંતમાં શાળાવાળાં બાકી રહેલાં ગામે વાચનાલયો અગર તો ફરતા પુસ્તકાલયની પેટીઓ ચાલુ કરવા લોકમદદની રકમ માટે રૂ. ૩૫૦ ત્રણસોપચાસ સુધીની મદદ તે વખતના લોકપ્રિય ને વિદ્વાન માજી સુબા ડૉ. પગાર સાહેબે પોતાના હસ્તકના ધર્માદા ફંડમાંથી આપી હતી. તેથી પ્રાંતના દરેક શાળાવાળા ગામે વાચનાલય ને ફરતા પુસ્તકાલયની પેટીઓ પૂરી પાડવા શક્તિમાન થયા હતા.

ચાલુ સાલ માટે બીજા પ્રાંતોમાં જેમ સખી ગૃહસ્થો જ્ઞાનદાન કરે છે તેમ આ પ્રાંતમાં પણ કોઇ સખી ગૃહસ્થ જ્ઞાનદાન માટે સારી રકમ આપી જ્ઞાનદાનનું પુણ્ય હાંસલ કરશે એવી વિનંતિ છે.

ચાલુ વરસમાં ગણદેવી તથા નવસારી મહાલ, અને મહુવા મહાલ તથા ગાંમરોળ સિવાય કોઇપણ મહાલનો હેવાલ તથા હિસાબ મળ્યો નથી, તે માટે દરેક મહાલમંત્રીને જણાવાનું કે દરેલ મુદતે હેવાલ તથા હિસાબ હવેથી મોકલી આપવા તજવીજ કરવી.

ગયા વરસનો આવક જાવકનો હિસાબ નીચે પ્રમાણે છેઃ—

જ

૧૮૫–૦–૦ શ્રી પુરાંત બાકી
૧૭૭–૦–૦ બરોડા બેંકમાં
૮–૦–૦ હાથ ઉપર
૧૮૫–૦–૦

૨૦૦–૪–૦ શ્રી વ. રા. પુ. મંડળ તરફથી ફાળાના સન ૧૯૩૫–૩૬

૧–૪–૬ વ્યાજના બરોડા બેંકના ખાતાના

૧૭૧–૦–૦ શ્રી વ. રા. પુ. મંડળ તરફથી ફાળાના સાલ. ૧૯૩૬–૩૭

૫૫૭–૮–૬

ઉ

૧૦– ૭–૦ શ્રી કન્ટીજન્ખરચ ખાતે
૧૦– ૭–૦ પોસ્ટ ટિકિટ, રેલવે નૂર વગેરે

૪૮– ૦–૦ શ્રી પગાર ખાતે ઉધાર.
૪૮– ૦–૦ પ્રચારકનાં બે માસના પગાર તથા ભથ્થુ
૪૮– ૦–૦

૩–૧૨–૦ શ્રી પરચુરણ ખાતે, મુસાફરી વગેરે ખરચ.

૮–૧૨–૦ શ્રી ગ. મ. પુ. મંડળના
૮–૧૨–૦ સાલ ૧૯૩૫–૩૬ ના ફાળાના

૧૪–૧૦–૦ શ્રી મ. પુ. મંડળના
૧૪–૧૦–૦ સાલ ૧૯૩૫–૩૬ ફાળાના

૩૩– ૩–૦ શ્રી ન. મ. પુ. મંડળના
૩૩– ૩–૦ સાલ ૧૯૩૬–૩૭ ના ફાળાના

૧૦– ૦–૦ શ્રી ન. મ. પુ. મંડળ
૧૦– ૦–૦ ખરચ માટે ગયા વરસમાં લીધેલા તે પરત કર્યા છે.

૧૨૮–૧૨–૦

૪૨૮–૧૨–૬ શ્રી જણસે બાકી
૪૦૦– ૧–૬ બરોડા બેંકમાં
૧૨– ૦–૦ નવસારી કરબા પુસ્તકાલય
૧૬–૧૧–૦ હાથ ઉપર રોકડા
૪૨૮–૧૨–૬

૫૫૭– ૮–૬

(સહી) મગનલાલ જીણાભાઇ દેસાઇ
„ કસનજી દેસાઇ
મંત્રી શ્રી. ન. પ્રા. પુ. નવસારી

# મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળનું

## સન ૧૯૩૭–૩૮ ની સાલનું વાર્ષિક નિવેદન

ગૃહસ્થો !

મને જણાવતાં આનંદ થાય છે કે, અમારા આમંત્રણને માન આપી આપ સર્વે આ સભામાં પધાર્યા છો તે બદલ આપ સર્વનો હૃદયપૂર્વક આભાર માનું છું.

(૧) સન ૧૯૩૭–૩૮ ની સાલે સાધારણ સભાની એક અને વ્યવસ્થાપક કમિટિની બે સભાઓ થઇ છે.

(૨) પાછલી સાલે આ મંડળના પ્રમુખ તરીકે શ્રી. દુર્ગાશંકરભાઇ દવે ચાણસ્મા મહાલ શાળાધિકારી સાહેબ કામ કરતા હતા, પરંતુ તેમની બદલી દ્વારકા થતાં તેમની ખાલી પડેલ જગોએ કડી વિ૦ શાળાધિકારી સા. શ્રી. ચુનીલાલ મગનલાલ દેસાઇની નિમણુક કરવામાં આવી છે–આ નિમણુક તેમની ગેરહાજરીમાં કરી પાછળથી તે માન્ય રાખવા બદલની અમારી વિનંતિ કબૂલ રાખી તે બદલ મંડળની વતી તેમનો આભાર માનું છું.

(૩) નિવેદનની સાલે દરેક મહાલ મંડળે પોતપોતાના મહાલ પૂરતી મહાલ પરિષદો ભરવા અમે કરેલ સૂચના ઉપરથી–કડી, સિદ્ધપુર, ચાણસ્મા, વિસનગર, પાટણ–એ પ્રમાણે ૫ મહાલ મંડળોએ પરિષદો ભરી છે. તે બદલ તેમને ધન્યવાદ આપવામાં આવે છે–આ ઉપરાંતના સાત તાલુકા મંડળના કાર્યકર્તાઓ પણ ધારે તો પોતપોતાનાં મહાલ મંડળોની પરિષદો ભરી શકે, પરંતુ શાથી ભરી શકયા નથી તે જણાયું નથી, તોપણ આવતી સાલે તો આશા છે કે દરેક મહાલ મંડળ પરિષદ બોલાવવા ચૂકશે નહિ.

દરેક મહાલ મંડળોને સન ૧૯૩૭–૩૮ ની સાલનો હિસાબ અને નિવેદન મોકલી આપવા અત્રેથી ખબર આપવામાં આવી હતી, છતાં દિલગીરી સાથે જણાવવું પડે છે કેઃ—મહેસાણા, હારીજ, દહેગામ અને આતરસુંબા–આ ચાર તાલુકા મંડળોનો હિસાબ આવ્યો નથી

(૪) પ્રચારકઃ રિપોર્ટની સાલે પ્રચારકની જગોએ માસિક રૂ. ૨૫ ના પગારથી તા. ૧–૧–૧૯૩૮ થી અમથારામ કકુરામની નિમણુક કરેલી, પણ પાછળથી તેઓ બહુ જ વ્યવસાયી જણાયાથી વતનથી દૂર જઇ નોકરી કરી શકે તેમ ન હોવાથી તેમને તા. ૪-૪–૧૯૩૮ સુધી રાખી છૂટા કરવામાં આવેલ છે. આ ખાલી પડેલ જગોએ તા. ૨૩–૫–૧૯૩૮ થી વેલજીભાઇ ભાભઇદાસ ( મેટ્રીક પાસ છે ) ને માસિક રૂ. ૨૫ ના પગારથી રાખી તેમની પાસેથી પ્રચારક તરીકે કામ લેવામાં આવે છે.

(૫) ચાલુ નિવેદનની સાલે પ્રચારકે પુસ્તકાલયોની તપાસણી કરી તેમના કામમાં જણાયેલ ખામીઓની પૂર્તિ કરી આપી છે.

(૬) દરેક મહાલ પુસ્તકાલય મંડળને વિનંતિ છે કે, પોતપોતાના મહાલનાં જે જે પુસ્તકાલયોનાં કામ બરાબર ન ચાલતાં હોય, કામમાં અપૂર્ણતા હોય અને પ્રચારકને મોકલવાની જરૂર જણાતી હોય તેવા ગામોની યાદી કરી અમારી તરફ મોકલી આપવી કે જેથી તેવા ગામોએ પ્રચારકને વહેલામાં વહેલી તકે મોકલી આપવામાં આવશે.

(૭) પ્રાંત મંડળના રજૂ કરેલ હિસાબ ઉપરથી સમજી શકાશે કે પ્રાંત મંડળ પાસે પોતાની શિલક રૂ. ૧૨૯-૩-૧૦ છે અને વાર્ષિક ખર્ચ માટે રૂા. ૪૦૦ ની જરૂર છે (પગાર=૩૬૦+૪૦ પોસ્ટેજ, પ્રિંટિંગ અને કંટીજન્સી ) એટલે મંડળના ખર્ચને કેવી રીતે પહોંચી વળવું એ એક સવાલ છે.

આ સંબંધમાં શ્રી. મોતીભાઇ સાહેબ આપણને માર્ગ સૂચવશે એવી આશા રાખુ છું.

(૮) મારૂં નિવેદન પૂરૂં કરતા પહેલાં એક વાત આપની આગળ રજૂ કરૂં છું. છેલ્લી રાજ્ય પુસ્તકાલય પરિષદ વડોદરા મુકામે ભરાઇ તેને ઘણો વખત થયો છે એટલે હવે રાજ્ય પરિષદ ભરાય તો સારૂં. આ સંબંધમાં રાજ્ય પુ૦ મંડળના મંત્રી. તરફથી આપણા પ્રાંતમાં રાજ્ય પુ૦ પરિષદ ભરવા થોડા વખત ઉપર સૂચન થયેલ તે બદલ આપ સર્વેને યાદ આપી આ સંબંધમાં અને જો તેમ ન બને તો છેવટ પ્રાંત પુસ્તકાલય મંડળની પરિષદ બોલાવવા સહાનુભૂતિથી વિચાર કરવા મારી આપ સર્વને નમ્ર વિનંતિ છે.

## પ્રચારકે કરેલી કામગીરી

**પ્રચારક અમથારામ કકુરામ:**—ચાણસ્મા તાલુકાનાં ૧૪ દિવસમાં ૧૯ ગામ, કલોલ તાલુકાનાં ૧ દિવસમાં ૧ ગામ, ખેરાળુ તાલુકાનાં ૨૫ દિવસમાં ૨૬ ગામ, સિદ્ધપુર તાલુકાનાં ૧૫ દિવસમાં ૧૬ ગામ, વિસનગર તાલુકાનાં ૨ દિવસમાં ૨ ગામ.

**પ્રચારક વેલજીભાઇ બાભઇદાસ પટેલ:**—દહેગામ તાલુકાનાં ૨૪ દિવસમાં ૨૩ ગામ, *કડી તાલુકાનાં ૨૨ દિવસમાં ૨૨ ગામ, ચાણસ્મા તાલુકાનાં ૫૦ દિવસમાં* ૪૭ ગામ.

મહેસાણા
તા. ૧૧-૯-૧૯૩૮

Jethalal L. Patel
મંત્રી

## મહાલ મંડળો તરફથી આવેલ હિસાબ ઉપરથી તૈયાર કરેલ હિસાબની તારીજ
### સન ૧૯૩૭-૩૮ ની સાલની

| નંબર | મહાલ મંડળનું નામ. | તા. ૧-૮-૩૭ ના રોજ બાકી શિલક | | | સન ૧૯૩૮ ની સાલે કુલ જમા | | | કો. ૩-૪ નું કુલ | | | સન ૧૯૩૭-૩૮ ની સાલે થયેલ ખર્ચ | | | તારીખ ૩૧-૭-૩૮ આખરે બાકી જમા | | | કેળવણીની રકમ તા. ૩૧-૭-૩૮ આખરે જમા છે તે | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | મહેસાણા | ૪ | ૧ | ૮ | ... | ... | ... | ... | ... | ... | ... | ... | ... | ... | ... | ... | ૪૬ | ૦ | ૦ |
| ૨ | પાટણ | ૮ | ૯ | ૩ | ૩૯ | ૧૪ | ૦ | ૪૮ | ૭ | ૩ | ૨૨ | ૫ | ૩ | ૨૬ | ૨ | ૦ | ૨૫ | ૧૪ | ૦ |
| ૩ | કડી | ૬૭ | ૧૦ | ૯ | ... | ૩ | ૬ | ૬૭ | ૧૪ | ૩ | ૬૦ | ૬ | ૬ | ૭ | ૭ | ૯ | ૩૬ | ૯ | ૦ |
| ૪ | વિજાપુર | ૧૫૧ | ૬ | ૦ | ... | ... | ... | ૧૫૬ | ૪ | ૬ | ૪ | ૩ | ૩ | ૧૫૨ | ૧ | ૩ | ૭૯ | ૧૪ | ૦ |
| ૫ | વિસનગર | ૧૭ | ૮ | ૬ | ૩૪૧ | ૯ | ૯ | ૩૫૯ | ૨ | ૩ | ૩૬૮ | ૨ | ૦ | ... | ... | ... | ૧૭ | ૫ | ૦ |
| ૬ | કલોલ | ૧૧ | ૭ | ૯ | ૯૪ | ૧૨ | ૩ | ૧૦૬ | ૪ | ૦ | ૫૦ | ૦ | ૩ | ૫૬ | ૩ | ૯ | ૨૫ | ૩ | ૦ |
| ૭ | ચાણસ્મા | ૧૫ | ૦ | ૦ | ૫૦૫ | ૧ | ૩ | ૫૨૦ | ૧ | ૩ | ૫૧૮ | ૧૦ | ૩ | ૧ | ૭ | ... | ૨૨ | ૮ | ૦ |
| ૮ | સિદ્ધપુર | ૫ | ૫ | ૩ | ૩૫ | ૪ | ૦ | ૪૦ | ૯ | ૩ | ૩૭ | ૪ | ૦ | ૩ | ૫ | ૩ | ૨૨ | ૮ | ૦ |
| ૯ | હારીજ | ૯ | ૭ | ૦ | ... | ... | ... | ૯ | ૭ | ૦ | | | | ૬ | ૧ | ... | ૨ | ૪ | ૦ |
| ૧૦ | દહેગામ | ૩૫ | ૧૧ | ૯ | | | | | | | | | | | | | ૩૦ | ૧૫ | ૦ |
| ૧૧ | આતરસુંબા | ... | ... | ... | | | | | | | | | | | | | ૧૩ | ૮ | ૦ |
| ૧૨ | ખેરાળુ | ૧૦ | ૮ | ૩ | ૩૭ | ૨ | ૦ | ૪૭ | ૧૦ | ૩ | ૪૪ | ૧૨ | ૩ | ૨ | ૧૪ | ૦ | ૩૧ | ૮ | ૦ |
| | કુલ | ૩૩૬ | ૧૨ | ૨ | | | | | | | | | | | | | ૩૫૪ | ૦ | ૦ |

તા. ૩૧-૭-૧૯૩૮
મહેસાણા

Jethalal L. Patel
મંત્રી

## મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળ ૧૯૩૭-૩૮ ની સાલનું બેલેન્સશીટ.

| ક્રમ નંબર | ખાતાનું નામ. | નં. ૩ જમા. | | | નં. ૩ ઉધાર. | | | નં. ૪ દેવું. | | | નં. ૪ લહેણું. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | દહેગામ મહાલ પુ૦ મંડળ | ૧૫ | ૩ | ૦ | ... | ... | ... | ૩૦ | ૧૫ | ૦ | ... | ... | ... |
| ૨ | આતરસુંબા „ „ „ | ૬ | ૩ | ૦ | ... | ... | ... | ૧૩ | ૮ | ૦ | ... | ... | ... |
| ૩ | કડી „ „ „ | ૧૩ | ૮ | ૦ | ... | ... | ... | ૩૬ | ૯ | ૦ | ... | ... | ... |
| ૪ | કલોલ „ „ „ | ૨૭ | ૯ | ૦ | ૨ | ૬ | ૦ | ૨૫ | ૩ | ૦ | ... | ... | ... |
| ૫ | વિજાપુર „ „ „ | ૩૭ | ૧૧ | ૦ | ... | ... | ... | ૭૯ | ૧૪ | ૦ | ... | ... | ... |
| ૬ | વિસનગર „ „ „ | ૨૧ | ૧૫ | ૦ | ૪ | ૧૦ | ૦ | ૧૭ | ૫ | ૦ | ... | ... | ... |
| ૭ | મહેસાણા „ „ „ | ૨૭ | ૦ | ૦ | ... | ... | ... | ૪૬ | ૦ | ૦ | ... | ... | ... |
| ૮ | સિદ્ધપુર „ „ „ | ૨૨ | ૮ | ૦ | ૧૫ | ૧૪ | ૦ | ૨૨ | ૮ | ૦ | ... | ... | ... |
| ૯ | ખેરાળુ „ „ „ | ૩૧ | ૮ | ૦ | ૩૭ | ૨ | ૦ | ૩૧ | ૮ | ૦ | ... | ... | ... |
| ૧૦ | પાટણ „ „ „ | ૨૫ | ૧૪ | ૦ | ૩૪ | ૦ | ૦ | ૨૫ | ૧૪ | ૦ | ... | ... | ... |
| ૧૧ | ચાણસ્મા „ „ „ | ૨૨ | ૮ | ૦ | ૩૨ | ૧૦ | ૦ | ૨૨ | ૮ | ૦ | ... | ... | ... |
| ૧૨ | હારીજ „ „ „ | ૦ | ૯ | ૦ | ... | ... | ... | ૨ | ૪ | ૦ | ... | ... | ... |
| | | | | | | | | ૩૫૪ | ૦ | ૦ | | | |
| ૧૩ | ધી બેન્ક ઓફ બરોડા લી. ( શે. ડી. ) | ૨૪૦ | ૧૫ | ૦ | ૩૩૧ | ૮ | ૧૦ | ... | ... | ... | ૪૮૧ | ૮ | ૧૦ |
| ૧૪ | પોસ્ટેજ એકાઉન્ટ | ૪ | ૧૦ | ૦ | ૪ | ૧૦ | ૦ | ... | ... | ... | ... | ... | .. |
| ૧૫ | પ્રિન્ટિંગ એકાઉન્ટ | ૬ | ૪ | ૦ | ૬ | ૪ | ૦ | ... | ... | ... | ... | ... | ... |
| ૧૬ | કીરકોલ ( પરચુરણ ) ખર્ચ | ૨ | ૧૨ | ૦ | ૨ | ૧૨ | ૦ | ... | ... | ... | ... | ... | ... |
| ૧૭ | પ્રચારકના પગાર ખર્ચ ખાતું | ૧૧૦ | ૯ | ૦ | ૧૧૦ | ૯ | ૦ | ... | ... | ... | ... | ... | ... |
| ૧૮ | વ્યાજ ખાતું | ૨ | ૧૪ | ૧૦ | ૨ | ૧૪ | ૧૦ | ... | ... | ... | ... | ... | ... |
| ૧૯ | વડોદરા રાજ્ય પુ૦ મંડળ | ૩૩૬ | ૦ | ૦ | ૩૩૬ | ૦ | ૦ | ... | ... | ... | ... | ... | ... |
| ૨૦ | મહેસાણા પ્રાંત પુ૦ મંડળ | ૮૬ | ૧૪ | ૧૦ | ૧૨૪ | ૩ | ૦ | ૧૨૯ | ૩ | ૧૦ | ... | ... | ... |
| | શિલક વર્ષ શરૂની | ૪ | ૩ | ૦ | ... | ... | ... | ... | ... | ... | ... | ... | ... |
| | વર્ષ આખરે | ... | ... | ... | ૧ | ૧૧ | ૦ | ... | ... | ... | ૧ | ૧૧ | ૦ |
| | કુલ એકંદર | ૧૦૪૭ | ૨ | ૮ | ૧૦૪૭ | ૨ | ૮ | ૪૮૩ | ૩ | ૧૦ | ૪૮૩ | ૩ | ૧૦ |

તા. ૩૧-૭-૧૯૩૮
મહેસાણા.

**Jethalal L. Patel**
મંત્રી
મહેસાણા પ્રાંત પુ. મંડળ

# અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળનો

## સને ૧૯૩૭–૩૮ નો હેવાલ અને હિસાબ

**નિવેદનના** વર્ષમાં દુષ્કાળ જેવી પરિસ્થિતિના કારણે ખાસ પ્રગતિ આ મંડળે કરી નથી; જો કે આનું મુખ્ય કારણ તો પ્રાંત પંચાયતની મદદની મુશ્કેલી પણ છે. અમરેલી પ્રાંત પંચાયત અગાઉ રૂા. ૪૦૦૦ પ્રતિવર્ષે પ્રાંતના પુસ્તકાલયને આપતી. ત્યાર પછી રૂા. ૩૦૦૦ કર્યા અને હાલ રૂા. ૨૦૦૦ આપે છે. કારણ કે પંચાયતમદદના અભાવે પ્રાંતમાં કોઇપણ પુસ્તકાલયનું મકાન બંધાય તેવી સ્થિતિ રહી નથી. મદદ કરવા પુસ્તકાલયોને પંચાયત મદદ મળતી નથી. આખા રાજ્યમાં હીનભાગી પ્રાંત આ ફક્ત એવો છે કે જ્યાં આ પ્રકારનું બન્યું છે. એ ખૂટતી મદદ હીરક મહોત્સવ નિધિમાંથી મળવા અમોએ પ્રયાસ કર્યો હતો. સ્થિતિ એવી આવી છે કે નવાં પુસ્તકાલયો સ્થપાય તેવી સવડ પણ આ કારણે રહી નથી. કરોડનિધિ જો આ મદદ માટે ઘટતું કરશે યા શ્રીમંત સરકાર આ પ્રશ્ન તરફ સહાનુભૂતિથી જોશે તો જ આ પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિ વિકસશે; અન્યથા મૃત્યુઘંટ તો વાગી રહ્યો છે. પંચાયતને પણ ઓછી આવકની તેની મુશ્કેલી ઊભી જ છે. એમાંથી રસ્તો કંઇક નીકળવો જોઇએ.

પંચાયત મદદની ફાળે પડતી રકમ કરવા માટે માંગવા પણ ગ્રામ પુનર્ઘટનાના આ યુગમાં અન્યાય છે.

અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળ તરફથી પ્રચારક રોકવામાં આવે છે, તેના ખર્ચ પૈકી રૂા. ૫૦) વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે આપ્યા છે. પ્રચારકો શ્રી. પ્રભાશંકર ઠાકર નીચેને સ્થળે ફર્યા હતાઃ ખીચા, દલખાણીઆ, વીરપુર, દેવળા, કુબડા, ગોવિંદપુર, અમૃતપુર, સરસિયા, જીરા ખેડાવળ, મીઠાપુરા, માધવપુર, કાચરીઆ.

**શ્રી. લાભશંકર ભટ્ટ** નીચેને સ્થળે ફર્યા હતા:—મોટા આંકડીઆ, માલવણ, મોંગલાપાળ, અમરપુર, નાના માચીઆળા, મોટા માચીઆળા, વરસડા, ઈશ્વરીઆ, ગાવડકા, વાંકીઆ, બાવાપુર, ફત્તેપુર, ચક્કરગઢ, વિઠ્ઠલપુર, ચાંપથળ, તરવડા, મેડી, આડીઆ, સાજીઆવદર, કેરીઆનાગસ, લીલાવદર, સરંભડા, સ્મશાન પુસ્તકાલય, ચક્ષાળા, આંબરડી, ધારી, ભાડીઆ, પાડરશિંગા, રીભડા, ઠાંસા, દહીથરા, ધામેલ, નારણગઢ, ચાવંડ, દામનગર.

**માનદ પ્રચારક શ્રી. કૃષ્ણલાલ ત્રિવેદીઃ**—વિઠ્ઠલપુર, ખંભાળીઆ, ગાવડકા, દેવળીઆ, ચાનગઢ, સોનારીઆ, વરસડા, વાંકીઆ, મોટા આંકડીઆ, માલવણ, પીપરલગ.

**માનદ પ્રચારક શ્રી. વ્રજલાલ મહેતા (ધારી):**—કેરાળા, ચલાળા, ભાડેર, ભલગામ, વીરપુર, નાગધરા, ધારગણી, જીરા, ટીટલા, દલખાણીઆ.

**માનદ પ્રચારક શ્રી. નંદલાલભાઇ (દામનગર મહાલ):**—ધામેલ, રાભડા, ઠાંસા, દહીંથરા, કાંચરડી, નારણગઢ, હાવતડ અને પાડરશિંગા.

આદર્શ જીવનચરિત્રો વાંચો અને તેમાંથી પ્રેરણા મેળવી તેવા થવા પ્રયત્ન કરો.

આજેજ મંગાવો **ઉન્નત જીવનના આદર્શરૂપ** આજેજ મંગાવો

# ગુજરાતી મહાજનો

## કિશોર ચરિત્રમાળાના બીજા ગુચ્છરૂપે પ્રકટ થયેલો આદર્શ જીવન ચરિત્રોનો ઉત્તમ ગુચ્છ

**એ ગુચ્છમાંના મહાજનો**—(૧) હિન્દી મિલઉદ્યોગના પિતા રણછોડલાલ છોટાલાલ, (૨) હિંદના દાદા દાદાભાઈ નવરોજજી, (૩) આર્ય સમાજના સંસ્થાપક મહર્ષિ દયાનંદ સરસ્વતી, (૪) આદર્શ વૈદરાજ ઝંડુ ભટ્ટજી, (૫) સંસાર-સુધારક કરસનદાસ મૂળજી, (૬) શૌર્યમૂર્તિ કવિ નર્મદ, (૭) હિન્દના મહાન ઉદ્યોગપતિ સર જમશેદજી ટાટા, (૮) વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણભાઈ, (૯) આપકર્મી કવિ બહેરામજી મલબારી, (૧૦) વયે વૃદ્ધ કાર્યે યુવાન અબ્બાસ તૈયબજી, (૧૧) સાધુચરિત નારાયણ હેમચંદ્ર, (૧૨) સ્વર્ગનું સાહિત્ય પીરસનાર અમૃતલાલ પઢિયાર.

**નોંધી રાખજો**—આ પ્રત્યેક મહાજનનું જીવનચરિત્ર એક એક જુદી પુસ્તિકા-રૂપે છે. દરેકનું મૂલ્ય માત્ર ૦–૨–૦ છે. અને બારેય પુસ્તકોનો આખો ગુચ્છ ખરીદનારને રૂ. ૧–૮–૦ ને બદલે રૂ. ૧–૫–૦ માં અપાશે. ૭–૭ પુસ્તિકાઓના પાકી બાંધણીથી બાંધેલા બે ગુચ્છોનું મૂલ્ય રૂા. ૧ાા છે.

## કિશોર ચરિત્રમાળા—ગુચ્છ ૧લો

એમાં પરદેશના મહાન પુરુષોનાં ચરિત્રો છપાયાં છે.

પહેલી આવૃત્તિ હવે મળતી નથી. એની બીજી આવૃત્તિ છપાય છે, સત્વર બહાર પડશે.

**તા. ક.** કિશોરચરિત્રમાળાનાં પ્રકાશનોને વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ પ્રાથમિક શાળાના ઇતર વાચન તરીકે માન્ય કરેલાં છે.

આજેજ લખોઃ—

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦**

રાવપુરા, વડોદરા.

ખાંભા મહાલ માનદ પ્રચારક મહાશયે નીચેનાં ગામો તપાસ્યાં હતાં: રૂઘનાથપુરા, જીકીઆળી, વાંકીઆ, ખાંભા, ઇંગોરાળા, તાંતણીઆ, ભાડ. ઝરના મંત્રીભાઇએ તપાસેલ ગામો:—રાજસ્થળી, તરકતલાવ, વિઠ્ઠલપુર, દેવળીઆ, સાજીઆવદર, ચાડીઆ અને માળીઆ.

શ્રી. જગમોહનદાસ લ. ગાંધીએ ધારી મહાલનાં કેટલાંક ગામોનાં પુસ્તકાલયો તપાસ્યાં હતાં અને બજેટો બનાવવા સવડ કરી આપી હતી.

આ સૌનો આભાર માનવો ઘટે છે. રાજ્ય પુ. મંડળના પ્રચારક ભાઇની ખાસ જરૂર છે. કારણ, એ આ વિષયના ખાસ નિષ્ણાત હોઇ વર્ગીકરણ વગેરેમાં ગામડાંઓને મદદ કરી શકે. મંત્રી શ્રીમાન મણિભાઇ કાશીવાળાએ આ વર્ષે એવા પ્રચારકને મોકલવાનું કબૂલ્યું છે. આપણે શેઠ રામજીભાઇની રૂ. ૧૦૦)ની મદદ લઇ ગામડાના સેવાભાવી મંત્રીઓને ઇનામ આપવાનું છે, જેમણે આ વર્ષે સેવાભાવી સારું કામ કર્યું હોય, આ ઇનામો પણ રાજ્યના પ્રચારક ભાઇ ફરે તે પછી આપવાનું અમે વ્યવસ્થાપકોએ અને મહાલ શાળાધિકારીએ નક્કી કર્યું છે.

આ વર્ષે અમરેલીના ગાંધીપા વાચનાલયને રૂ. ૧૫૦૦ ની વીમાની પોલીસીની શેઠ ખુશાલદાસ કુરજીભાઇ પારેખે આપેલી દેણગી સ્વીકારવા હા પાડયા પછી ખાતાએ ના પડી હતી. તે માટે બંદોબસ્ત આ સંસ્થા તરફથી કરવામાં આવ્યો હતો. ચલાળાના શ્રી. હરગોવિંદભાઇ સ્મારક બાલપુસ્તકાલયની રૂ. ૧૧૦૦ ની મદદ ઉચિત શરતે પુસ્તકાલય સહાયક સહકારી મંડળને સોંપવામાં આવી હતી. તેની છેલ્લી કલમ સખ્ત હતી તે મંડળ તરફથી ઢીલી કરવામાં આવી હતી. અમરેલીના સાર્વજનિક પુસ્તકાલયે પુસ્તકોનું બાંધકામ (Binding) ખાતું ખોલ્યું છે તે વાજબી દરે આ પ્રાંતનાં પુસ્તકાલયોને પુસ્તકો બાંધી આપશે.

આ પ્રાંત ગરીબ છે, પણ ગરીબાઇનાં રોદણાં રડયે ચાલવાનું નથી; જ્ઞાન-પ્રચારના મશાલ લઇ ઘરેઘર ભમવાનું છે.

પ્રતાપરાય ગિરધરલાલ મહેતા.
જગમોહનદાસ લક્ષ્મીદાસ ગાંધી.

### શ્રી. અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળનું સંવત ૧૯૯૩-૯૪ સને ૧૯૩૭૩૮ નું સરવૈયું

**જ**

| | |
|---|---|
| ૪– ૮–૦ | શ્રી પુરાંત બાકી. |
| ૨– ૫–૦ | શ્રી વ્યાજ ખાતે જમા. |
| ૫૦– ૦–૦ | શ્રી પ્રચારક મદદના |
| ૨૧– ૯–૦ | શ્રી પ્રાંત પુસ્તકાલય મંડળને ફાળવણીના. |
| ૯–૧૨–૩ | શ્રી સાર્વજનિક પુસ્તકાલયના દેવા |
| ૩– ૫–૩ | શ્રી ફારમ વેચાણના જમા |
| ૧૦૦– ૦–૦ | શ્રી વૃજલાલ નારણદાસ દેસાઇ તરફથી ભેટના |
| ૧૦૦– ૦–૦ | શેઠ રામજીભાઇ હંસરાજ તરફથી મંત્રીઓને ઇનામ માટે |
| ૫૦– ૦–૦ | શ્રી સંગ્રહસ્થાન ખાતે જમા |
| ૩૪૧– ૭–૬ | |

**ઉ**

| | |
|---|---|
| ૨૫–૧૩–૩ | શ્રી તાર–ટપાલ કન્ટીજન્સી સ્વાગત ખરચના |
| ૯૫–૧૨–૬ | શ્રી પ્રચારક પગારના તથા મુસાફરી ખરચના |
| ૮– ૦–૦ | શ્રી ગ્રામ પુસ્તકાલય મદદના |
| ૧૧–૧૨–૦ | શ્રી ખેતીવાડી પેઢી ખાતે |
| ૧૦૦– ૦–૦ | શ્રી વૃજલાલ નારણદાસ ખાતે |
| ૧૦૦– ૦–૦ | શેઠ રામજીભાઇ હંસરાજ |
| ૩૩૬ –૫–૯ | |
| ૫– ૧–૯ | શ્રી પુરાંત બાકી |
| ૩૪૧ –૭–૬ | |

કરૂણાશંકર

**જગમોહનદાસ લક્ષ્મીદાસ ગાંધી**
મંત્રી
પ્રાંત પુસ્તકાલય મંડળ, અમરેલી.



# પુસ્તકાલયોની તપાસણી

**નીચેના** પ્રચારકોએ જણાવેલી મુદત દરમ્યાન નીચેનાં સ્થળોની મુલાકાત લઇ પુસ્તકાલયોની તપાસણી વગેરે કામગીરી બજાવી છે.

**૧. વડોદરા પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઈ પટેલ :** (૧) તરવા–તા. શિનોર, (૨) ઉતરાજ, (૩) ટીંબરવા, (૪) નાના અમીપુરા (૪) અવાખલ, (૬) ભેખડા વડોદરા મહાલમાં (૭) કોયલી.

**૨. ખાંભા મહાલ માનદ પ્રચારક જગજીવન વાઘજીભાઇ પંડયાઃ—** (૧) વાંકીઆ ( તા ખાંભા ), (૨) કેરીઆ નાગસ, (૩) લાલાવદર ( તા. અમરેલી ),




૧. **પક્ષીમિત્રોઃ**—લેખક, મગનભાઇ પટેલ; પ્રકાશક, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; ૧ લી આવૃત્તિ ૧૯૩૮; ૧૬ પેજી, પૃષ્ઠ ૬૫; સચિત્ર કાચું પૂઠું; કિં. ૦–૫–૦.

(૧) કાળોકોશી (૨) દરજીડો (૩) હોલા-શકરી (૪) હુડહુડ (૫) નીલકંઠ (૬) રૈયડ (૭) ટુકટુક (૮) મેના (૯) ફટીક જાળ (૧૦) સકકરખોરો (૧૧) ચકટીલ (૧૨) કલકલિયો (૧૩) શ્વેતાક્ષી (૧૪) સુઘરી (૧૫) રાજાલાલ, અને (૧૬) લક્કડફોડઃ એમ કુલ ૧૬ પક્ષીઓનો પરિચય ધરાવતી આ પુસ્તિકા ગુર્જર બાલ ગ્રંથાવલિની ત્રીજી શ્રેણીનાં પુ. ૫–૬ તરીકે પ્રસિદ્ધ થઇ છે. એનું વાચન તે તે પક્ષીઓને ઓળખવામાં ને તેમનો સ્વભાવ વગેરે જાણવા માટે ઉપયોગી થઇ પડશે. પક્ષીવિષયક બાલસાહિત્યમાં ઉમેરો કરતું મોટાં બીબાંમાં સફાઇબંધ છપાયલું આ પુસ્તક બાળકો માટે જરૂર વસાવવા જેવું છે.

૨. **દેશ દેશની વીરકથાઓઃ** ભાગ ૨ જોઃ—લેખક, રમણલાલ નાનાલાલ શાહ; પ્રકાશક, ગૂ. ગ્રં. ર. કાર્યાલય, અમદાવાદ; આવૃત્તિ ૨ જી ૧૯૩૮; ૧૬ પેજી પૃષ્ઠ ૮+૧૬૯; સચિત્ર કાર્ડબોર્ડ પૂઠાનું પૂઠું; કિં. ૧–૦–૦; ચિત્રસંખ્યા ૧૧.

૧૦ સ્વદેશી તથા ૧૦ યુરોપ–આફ્રિકાદિ પરદેશી વીરોની મળી કુલ ૨૦ કથાઓનો સુવાચ્ય સંગ્રહ ધરાવતા બાલસાહિત્યમાળાના ૭ મા મણકાની આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે એજ એની ઉપયોગિતાની સાબિતી છે. આવું વાચન બાલવાચકોમાં ખૂબ પ્રચાર પામે એમ ઇચ્છીએ છીએ. જે પુસ્તકાલયોમાં આ પુસ્તક ન હોય તે ખસુસ અપનાવી લે.

**ગણિતગમ્મતઃ**—સંપાદક, નાગરદાસ ઇ. પટેલ, મલાડ; પ્રકાશકઃ ગૂર્જર ગ્રં. ર. કાર્યાલય, અમદાવાદ; આવૃત્તિ ૩ જી ૧૯૩૮; ૧૬ પેજી પૃ. ૩૧; સચિત્ર કાચું પૂઠું; કિં. ૦–૨–૬;

આ પ્રકાશનમાં સંગ્રહાયલા ગણિતના કુલ ૧૮ કોયડાઓ આનંદ સાથે બાળકોનું બુદ્ધિબળ ખીલવવાની ગરજ સારે છે. એની આ ત્રીજી આવૃત્તિ એજ એની ઉપકારકતા બાલદુનિયા માટે પૂરવાર થાય છે. શાળાઓમાં તેમ જ સાધનસંપન્ન કુટુંબોના પુસ્તકસંગ્રહોમાં આને સ્થાન મળવું જ જોઇએ.

**ટન્–ટન્–ટનૂ–ટનઃ**—લખનાર સૌ. કપિલા ઠાકોર, બી. એ.; પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય; ત્રીજી આવૃત્તિ ૧૯૩૮; ૧૬ પેજી પૃ. ૩૬; સચિત્ર; કાચું પૂઠું; કિં. ૦–૨–૬.

નાનામોટા ઘંટ-ઘંટડીઓનો પરિચય આપતી ને ઉપયોગ સમજાવતી આ પુસ્તિકા પણ બાલદુનિયાનો અચ્છો આદર મેળવી શકી છે એ એની આ ત્રીજી આવૃત્તિથી સિદ્ધ થાય છે. બીજા ત્રીજા ધોરણનાં બાળકો રસથી વાંચી શકે એવું ઉપકારક વાચનવસ્તુ આ પ્રકાશન ધરાવે છે.

**વિરાજવહુ**:—અનુવાદક, મહાદેવ હરિભાઈ દેસાઈ; પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; આવૃત્તિ ત્રીજી, ૧૯૩૮; ૧૬ પેજી પૃષ્ઠ ૧૪+૧૬૦; પૂઠું કાર્ડ બોર્ડ પટ્ટીનું; કિં. ૦-૧૦-૦

સુપ્રસિદ્ધ બંગાળી લેખક શરદબાબુની કૃતિઓ એક પછી એક પ્રસિદ્ધ કરવાની હરિફાઈ ચાલી રહેલી આજકાલ આપણે જોઈએ છીએ. એવી હરિફાઈ તે સમયે નહોતી કિંબહુના શરદબાબુની કૃતિઓ ગુજરાતીમાં ઉતારવા તરફ ગુજરાતી લેખક-પ્રકાશકોનું ઝાઝું ધ્યાન ખેંચાયું નહોતું, તેવે સમયે વસ્તુની નિર્દોષતા, રસિકતા, બોધકતા ને ઉપકારકતાથી આકર્ષાઈ શ્રી. મહાદેવભાઈએ આ સામાજિક વાર્તાનો અનુવાદ કરેલો. એ અનુવાદ એવો સફળ ને સરળ છે કે, વાંચતાં જાણે કોઈ મૌલિક કૃતિ જ વાંચતા હોઈએ એવો રસ પડે છે ને મળતો રસ અખંડ જળવાઈ રહે છે. સ્ત્રીપુરુષ વાચકોમાં હજી પણ આનો વિશેષ પ્રચાર થાય એ ખાસ ઇચ્છવા યોગ્ય છે.

**અપંગની પ્રતિભા** (હેલન કેલર કૃત આત્મકથા):—અનુવાદક, મગનભાઈ પ્રભુદાસ દેસાઈ; પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; ૨ જી આવૃત્તિ ૧૯૩૮; ૧૬ પેજી પૃઃ ૨૦૪; પૂઠું કાર્ડ બોર્ડ પટ્ટીનું: કિં. ૦-૧૨-૦

નેત્રશક્તિ, શ્રવણશક્તિ કે વાચાશક્તિ પૈકી એકાદની યા બધીની ખોડવાળા અપંગો તો દુનિયાના બધા દેશોમાં હોય છે. પરંતુ એવાં અપંગોને કેળવવા યુરોપ-અમેરિકાદિ સુધરેલા દેશોમાં જે પ્રયત્નો થાય છે ને તેનાં જે સુંદર પરિણામ નીપજે છે તેનો ખ્યાલ મેળવવાને ચરિત્રવિષયક આ પુસ્તક પુખ્ત વયનાં સ્ત્રીપુરુષોએ ખાસ વાંચવા જેવું છે.

આ ચરિત્રની નાયિકા કુ. હેલન જન્મથી નહિ પણ દેઢેક વર્ષની કાચી વયમાં આવી પડેલી માંદગીના પરિણામે પોતાની એ ત્રણે શક્તિઓ ગુમાવી બેઠેલી; તથાપિ એનાં પ્રેમાળ માતાપિતાની માયાભરી સારવાર, અને કુ. સલિવન જેવી નિષ્ણાત શિક્ષિકાના ખંતભર્યા શિક્ષણ ને મદદગારીથી એ અપંગ બાળાના જીવનમાં વિવિધ જ્ઞાનની ફોરમ કેવી ફોરે છે, એની શક્તિઓ કેવી ખીલી નીકળે છે એ જાણી મુગ્ધ થઈ જવાય છે. અને એકલું વાંચી લખી શકે છે પણ બોલી પણ શકે છે, શિકાર, વનવિહાર ને જળવિહાર, નાટક સિનેમા ને પ્રદર્શનો સંગ્રહસ્થાનોની મોજ પણ માણી શકે છે. અત્યારે એ ૫૮ વર્ષની હોઈ આંધળાં, બહેરાં, ને મૂંગાંઓને કેળવવાની કાળજી રખાય ને સાચા દિલના જો પ્રયત્નો આદરાય તો કેવાં સુંદર પરિણામો આવી શકે તેના અદ્ભુત દૃષ્ટાંતરૂપ અપંગોની ઉન્નતિનું જ કાર્ય કરતી હવે છે. આ પ્રેરણાવંતી આત્મકથાનું પુસ્તક ગુજરાતનો શિક્ષિત વર્ગ એકવાર વાંચી ગયા વગર ન જ રહે એમ ઇચ્છીએ છીએ. પુસ્તકાલયોમાં તો આની એક નકલ અવશ્ય હોવી જોઈએ.

**કુમારી હેલનઃ**—લેખક, રસૂલભાઇ ન. વહોરા; પ્રકાશક, ચરોતર એજ્યુકેશન સોસાઇટી, આણંદ; ૧ લી આવૃત્તિ ૧૯૩૮; ૧૬ પેજી પૃ. ૪૨; કાચું પૂઠું; કિં. ૦–૨–૦.

ઉપરોકત પુસ્તકની નાયિકાનો પરિચય ગુજરાતના વિદ્યાર્થીવર્ગને–કિશોરોને થાય એ બહુ ઇચ્છવાયોગ્ય છે એમ લાગવાથી આ નાની પુસ્તિકા ચરોતર એ. સોસાયટીએ લેખક ભાઇ રસૂલભાઇ પાસે તૈયાર કરાવી છે. એમાં એમણે હેલનના અદ્દભુત જીવન-પ્રસંગો વીણી વીણીને બાલસુલભ શૈલીમાં એવા તો સુંદર રીતે ગોઠવ્યા છે કે થોડું ઘણું ભણેલાં તેમ ચોથા પાંચમા ધોરણનાં બાળકો પણ એ રસથી વાંચી શકશે ને ઘણું જાણી શકશે. કિશોર સાહિત્યના લેખક તરીકે ભાઇ રસૂલભાઇનું નામ ગુજરાતને જાણીતું થયું છે. તાજેતરમાં કિશોર ચરિત્રમાળાના બીજા ગુચ્છ તરીકે ૧૨ ગુજરાતી મહાજનોનાં ચરિત્રોની ૧૨ પુસ્તિકાઓ સાથે આ 'કુમારી હેલન'ના પ્રકાશનથી કિશોર સાહિત્યમાં અભિનંદનીય ઉમેરો થાય છે. આ 'કુમારી હેલન'ની પુસ્તિકા વાંચી ગયા પછીનું 'અપંગની પ્રતિભા'નું વાચન વધારે સુગમ ને રસદાયી નીવડશે એમ માનીએ છીએ. શાળાઓ તેમ જ પુસ્તકાલયો આની નકલો વસાવે ને છૂટથી વંચાવે. વિદ્યાર્થીઓના ઇતર વાચન તરીકે તેમ જ તેમને માટેની શિષ્ટ વાચનની પરીક્ષા માટે આ પુસ્તકને બેલાશક પસંદ કરાય.

**ના. નં. ચોકસી**

**ખોરાકઃ**—લેખકઃ શ્રી. ચમનલાલ માધવરાય વૈષ્ણવ. પ્રકાશકઃ લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા, પોરબંદર. પૃષ્ઠ ૧૯૫+૧૨. સાદુ પૂંઠું મૂલ્ય ૦–૮–૦ ટ. ખ. ૦–૨–૩.

આ પુસ્તક સરળ ભાષામાં લખાયું હોઇને તેમાં સારી રીતે ૪૦ પ્રકરણમાં જુદા જુદા વિષયોને ટુંકાણમાં સમાવ્યા છે. તેમાં ખાસ કરી અત્યારની જે રાંધવાની પદ્ધતિ છે, તેનાથી આપણે ખોરાકને નિઃસત્ત્વ અને જીવતીય તત્ત્વ-વિટામિન વગરનો બનાવી ખાઇએ છીએ; તેનાથી રસ–રક્તાદિનો જોઇએ તેવો વધારો ન થતાં શરીરનું પોષણ પણ યોગ્ય પ્રમાણમાં ન થવાથી આરોગ્ય ગુમાવી ઘણા રોગોના ભોગ થઇએ છીએ. તે વિષય ઉપર સારો પ્રકાશ પાડયો છે. ઉપરાંત શાકભાજી અને ફળને રોજના ઉપયોગમાં વાપરવાં જરૂરી છેઃ તેમાં રહેલા વનસ્પતિના કુદરતી ક્ષારો રોગક્ષમતા શક્તિ વધારવામાં ઘણા ઉપયોગી છે. સાથે આપેલાં પરિશિષ્ટો ધ્યાનથી સમજવા જેવાં છે.

દરેકે આ પુસ્તક વાંચી મનન કરવા જેવું છે.

**—વૈદ્યરાજ હરિપ્રસાદ સી. ભટ્ટ**

**મ્હારી જીવનસ્મૃતિ તથા નોંધપોથીઃ**—કર્તાઃ–સદ્દ૦ સૌ. કનુબ્હેન દવે. પ્રકાશકઃ–ડૉ. સૌ. પુષ્પલતા રંજિતલાલ પંડયા. બાબુલનાથ રોડ, મુંબઇ ૭. પૃષ્ઠ ૨૯૬+૧૬. બોર્ડ પટીનું પૂઠું. મૂલ્ય રૂા. ૨)

સદ્દગત સૌ. કનુબ્હેન દવેની સંવેદનસંહિતા કોઇ દિવાળી અંકોમાં અગાઉ વાંચેલી એવું આ પુસ્તક હાથમાં આવતાં યાદ આવે છે. એ વાંચતાં ત્યારે થયેલું કે લેખિકાબ્હેન કેટલાં સંસ્કારી હશે ! આજે એ ભૂતકાળમાં વાંચેલું આ પુસ્તકાકારે

નાનામોટા ઘંટ–ઘંટડીઓનો પરિચય આપતી ને ઉપયોગ સમજાવતી આ પુસ્તિકા પણ બાલદુનિયાનો અચ્છો આદર મેળવી શકી છે એ એની આ ત્રીજી આવૃત્તિથી સિદ્ધ થાય છે. બીજા ત્રીજા ધોરણનાં બાળકો રસથી વાંચી શકે એવું ઉપકારક વાચનવસ્તુ આ પ્રકાશન ધરાવે છે.

**વિરાજવહુઃ**—અનુવાદક, મહાદેવ હરિભાઈ દેસાઈ; પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; આવૃત્તિ ત્રીજી, ૧૯૩૮; ૧૬ પેજી પૃષ્ઠ ૧૪+૧૬૦; પૂઠું કાર્ડ બોર્ડ પટ્ટીનું; કિં. ૦–૧૦–૦

સુપ્રસિદ્ધ બંગાળી લેખક શરદ્‌બાબુની કૃતિઓ એક પછી એક પ્રસિદ્ધ કરવાની હરિફાઇ ચાલી રહેલી આજકાલ આપણે જોઈએ છીએ. એવી હરિફાઈ તે સમયે નહોતી કિંબહુના શરદબાબુની કૃતિઓ ગુજરાતીમાં ઉતારવા તરફ ગુજરાતી લેખક–પ્રકાશકોનું ઝાઝું ધ્યાન ખેંચાયું નહોતું, તેવે સમયે વસ્તુની નિર્દોષતા, રસિકતા, બોધકતા ને ઉપકારકતાથી આકર્ષાઇ શ્રી. મહાદેવભાઈએ આ સામાજિક વાર્તાનો અનુવાદ કરેલો. એ અનુવાદ એવો સફળ ને સરળ છે કે, વાંચતાં જાણે કોઇ મૌલિક કૃતિ જ વાંચતા હોઇએ એવો રસ પડે છે ને મળતો રસ અખંડ જળવાઇ રહે છે. સ્ત્રીપુરુષ વાચકોમાં હજી પણ આનો વિશેષ પ્રચાર થાય એ ખાસ ઇચ્છવા યોગ્ય છે.

**અપંગની પ્રતિભા** (હેલન કેલર કૃત આત્મકથા):—અનુવાદક, મગનભાઇ પ્રભુદાસ દેસાઇ; પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; ૨ જી આવૃત્તિ ૧૯૩૮; ૧૬ પેજી પૃઃ ૨૦૪; પૂઠું કાર્ડ બોર્ડ પટ્ટીનુંઃ કિં. ૦–૧૨–૦

નેત્રશક્તિ, શ્રવણશક્તિ કે વાચાશક્તિ પૈકી એકાદની યા બધીની ખોડવાળા અપંગો તો દુનિયાના બધા દેશોમાં હોય છે. પરંતુ એવાં અપંગોને કેળવવા યુરોપ–અમેરિકાદિ સુધરેલા દેશોમાં જે પ્રયત્નો થાય છે ને તેનાં જે સુંદર પરિણામ નીપજે છે તેનો ખ્યાલ મેળવવાને ચરિત્રવિષયક આ પુસ્તક પુખ્ત વયનાં સ્ત્રીપુરુષોએ ખાસ વાંચવા જેવું છે.

આ ચરિત્રની નાયિકા કુ. હેલન જન્મથી નહિ પણ દેઢેક વર્ષની કાચી વયમાં આવી પડેલી માંદગીના પરિણામે પોતાની એ ત્રણે શક્તિઓ ગુમાવી બેઠેલી; તથાપિ એનાં પ્રેમાળ માતાપિતાની માયાભરી સારવાર, અને કુ. સલિવન જેવી નિષ્ણાત શિક્ષિકાના ખંતભર્યા શિક્ષણ ને સહકારથી એ અપંગ બાળાના જીવનમાં વિવિધ જ્ઞાનની ફોરમ કેવી ફોરે છે, એની શક્તિઓ કેવી ખીલી નીકળે છે એ જાણી મુગ્ધ થઇ જવાય છે. અને એકલું વાંચી લખી શકે છે પણ બોલી પણ શકે છે, શિકાર, વનવિહાર ને જળવિહાર, નાટક સિનેમા ને પ્રદર્શનો સંગ્રહસ્થાનોની મોજ પણ માણી શકે છે. અત્યારે એ ૫૮ વર્ષની હોઇ આંધળાં, બહેરાં, ને મૂંગાંઓને કેળવવાની કાળજી રખાય ને સાચા દિલના જો પ્રયત્નો આદરાય તો કેવાં સુંદર પરિણામો આવી શકે તેના અદ્‌ભુત દૃષ્ટાંતરૂપ અપંગોની ઉન્નતિનું જ કાર્ય કરતી જીવે છે. આ પ્રેરણાવંતી આત્મકથાનું પુસ્તક ગુજરાતનો શિક્ષિત વર્ગ એકવાર વાંચી ગયા વગર ન જ રહે એમ ઇચ્છીએ છીએ. પુસ્તકાલયોમાં તો આની એક નકલ અવશ્ય હોવી જોઇએ,

**કુમારી હેલનઃ**—લેખક, રસૂલભાઇ ન. વહોરા; પ્રકાશક, ચરોતર એજ્યુકેશન સોસાઇટી, આણંદ; ૧ લી આવૃત્તિ ૧૯૩૮; ૧૬ પેજી પૃ. ૪૨; કાચું પૂઠું; કિં. ૦–૨–૦.

ઉપરોકત પુસ્તકની નાયિકાનો પરિચય ગુજરાતના વિદ્યાર્થીવર્ગને–કિશોરોને થાય એ બહુ ઇચ્છવાયોગ્ય છે એમ લાગવાથી આ નાની પુસ્તિકા ચરોતર એ. સોસાયટીએ લેખક ભાઇ રસૂલભાઇ પાસે તૈયાર કરાવી છે. એમાં એમણે હેલનના અદ્દભુત જીવન-પ્રસંગો વીણી વીણીને બાલસુલભ શૈલીમાં એવા તો સુંદર રીતે ગોઠવ્યા છે કે થોડું ઘણું ભણેલાં તેમ ચોથા પાંચમા ધોરણનાં બાળકો પણ એ રસથી વાંચી શકશે ને ઘણું જાણી શકશે. કિશોર સાહિત્યના લેખક તરીકે ભાઇ રસૂલભાઇનું નામ ગુજરાતને જાણીતું થયું છે. તાજેતરમાં કિશોર ચરિત્રમાળાના બીજા ગુચ્છ તરીકે ૧૨ ગુજરાતી મહાજનોનાં ચરિત્રોની ૧૨ પુસ્તિકાઓ સાથે આ 'કુમારી હેલન'ના પ્રકાશનથી કિશોર સાહિત્યમાં અભિનંદનીય ઉમેરો થાય છે. આ 'કુમારી હેલન'ની પુસ્તિકા વાંચી ગયા પછીનું 'અપંગની પ્રતિભા'નું વાચન વધારે સુગમ ને રસદાયી નીવડશે એમ માનીએ છીએ. શાળાઓ તેમ જ પુસ્તકાલયો આની નકલો વસાવે ને છૂટથી વંચાવે. વિદ્યાર્થીઓના ઇતર વાચન તરીકે તેમ જ તેમને માટેની શિષ્ટ વાચનની પરીક્ષા માટે આ પુસ્તકને બેલાશક પસંદ કરાય.

**ના. નં. ચોકસી**

**ખોરાકઃ**—લેખકઃ શ્રી. ચમનલાલ માધવરાય વૈષ્ણવ. પ્રકાશકઃ લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા, પોરબંદર. પૃષ્ઠ ૧૯૫+૧૨. સાદુ પૂંઠું મૂલ્ય ૦–૮–૦ ટ. ખ. ૦–૨–૩.

આ પુસ્તક સરળ ભાષામાં લખાયું હોઇને તેમાં સારી રીતે ૪૦ પ્રકરણમાં જુદા જુદા વિષયોને ટુંકાણમાં સમાવ્યા છે. તેમાં ખાસ કરી અત્યારની જે રાંધવાની પદ્ધતિ છે, તેનાથી આપણે ખોરાકને નિઃસત્ત્વ અને જીવતીય તત્ત્વ–વિટામિન વગરનો બનાવી ખાઇએ છીએ; તેનાથી રસ–રક્તાદિનો જોઇએ તેવો વધારો ન થતાં શરીરનું પોષણ પણ યોગ્ય પ્રમાણમાં ન થવાથી આરોગ્ય ગુમાવી ઘણા રોગોના ભોગ થઇએ છીએ. તે વિષય ઉપર સારો પ્રકાશ પાડયો છે. ઉપરાંત શાકભાજી અને ફળને રોજના ઉપયોગમાં વાપરવાં જરૂરી છેઃ તેમાં રહેલા વનસ્પતિના કુદરતી ક્ષારો રોગક્ષમતા શક્તિ વધારવામાં ઘણા ઉપયોગી છે. સાથે આપેલાં પરિશિષ્ટો ધ્યાનથી સમજવા જેવાં છે.

દરેકે આ પુસ્તક વાંચી મનન કરવા જેવું છે.

**—વૈદ્યરાજ હરિપ્રસાદ સી. ભટ્ટ**

**મ્હારી જીવનસ્મૃતિ તથા નોંધપોથીઃ**—કર્તાઃ–સદ્દ૦ સૌ. કનુબહેન દવે. પ્રકાશકઃ–ડૉ. સૌ. પુષ્પલતા રંજિતલાલ પંડયા. બાબુલનાથ રોડ, મુંબઇ ૭. પૃ૪ ૨૯૬+૧૬. બોર્ડ પટીનું પૂઠું. મૂલ્ય રૂા. ૨)

સદ્દગત સૌ. કંનુબહેન દવેની સંવેદનસંહિતા કોઇ દિવાળી અંકોમાં અગાઉ વાંચેલી એવું આ પુસ્તક હાથમાં આવતાં યાદ આવે છે. એ વાંચતાં ત્યારે થયેલું કે લેખિકાબહેન કેટલાં સંસ્કારી હશે ! આજે એ ભૂતકાળમાં વાંચેલું આ પુસ્તકાકારે

સંગ્રહાયેલું જોઈ આનંદ થાય છે. સૌ. કનુબહેન શાળામાં માત્ર ચોથી ચોપડી સુધીનું જ શિક્ષણ પામેલાં છતાં વાચનરુચિના પ્રતાપે એક સાક્ષરને પણ વટાવી જાય તેવું લખતાં જોઈએ છીએ ત્યારે તેમના વાચન-પ્રભાવ પ્રત્યે આપણા મુખેથી ધન્ય ધન્યના ઉદ્‌ગારો સહજે સરી પડે છે.

પુસ્તકોના વાચન સંબંધેની તેમની નોંધ અહીં જોઈએઃ-" બોરસદમાં મેં કલાપી વાંચ્યો. × × × અંકલેશ્વરમાં એમની સાથે એમ. એ. ના ગુજરાતી અભ્યાસક્રમનાં પુસ્તકો વાંચ્યાં-વિચાર્યાં. કેટલાકો પર ટીકા-વિવેચનો કર્યાં. × × × જૂના ને નવા સાહિત્યની હું રસિયણ બની. પરંતુ વધુ છાપ નવાની ટકી-ને તેમાંથીય વધુ નવાની...× × ×

" × × સસ્તુ સાહિત્ય વર્ધક સંસ્થાનાં પુસ્તકોય વાંચ્યાં-નવસંહિતા, કાર્લાઈલ, નેપોલિયન, હિંદના સંત પુરુષો મને આકર્ષી રહ્યાં. તેમાંના ભાવ મેં મારા કર્યા.....

" મીરા ને દયારામ જૂનામાંથી મને રુચતા. પૂજ્ય ગોવર્ધનરામભાઈએ સંસ્કારી સંસિદ્ધ કરેલ દયારામ મને શુદ્ધ લાગતા-તેમનો 'અક્ષરદેહ' મને વહાલો લાગતો.

" પાટણમાં વડોદરા રાજ્યની લાયબ્રેરી વડે નાટકો-સંસ્કૃત ( પ્રાકૃત ભાષાન્તરો દ્વારા ) વંચાયાં. એ રાજ્યે ' ઘેર બેઠાં ગંગા ' સમું જે જ્ઞાન લાયબ્રેરી દ્વારા આપવા માંડ્યું છે તેની ઉણપ તો ઠેઠ મુંબઈ જેવા ધનાઢ્ય શહેરમાંય લાયબ્રેરીઓ-ખાસ કરીને ગુજરાતી પુસ્તકોથી ભરપૂર લાયબ્રેરીઓની તો ઉણપ છેજ. રવીન્દ્ર બાબુનાં પુસ્તકોનો પરિચય મને અહીંથી થયો. "

આટલા ઉતારા પરથી જોઈ શકાય છે કે સદ્‌૰ લેખિકાબહેન માત્ર શાળાની ચોથી ચોપડીના અભ્યાસને અંતે વાચનદ્વારા કેટલું જ્ઞાન પ્રાપ્ત કરી શક્યાં છે. આ જ્ઞાન-પ્રાપ્તિને અંતે તેમણે વિવિધ વિષયો પર જે લેખ, નિબંધ ઇત્યાદિ નોંધ વગેરે લખેલું તે આ પુસ્તકમાં સારી રીતે સંગ્રહાયું છે.

સદ્‌૰ સૌ. કનુબહેન દવેની આ નોંધપોથીમાંથી તેમના વિવિધ વિષયો પરના વેધક વિચારો મળી આવે છે. એમાંથી વાચકને ઘણું જાણવાનું મળશે.

**રંજનઃ**—લેખકઃ શ્રી. ' પ્રમોદ. ' ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૨૨૪, સાદું પૂઠું, મૂલ્ય રૂ. ૧ા પ્રકાશકઃ ' ગુણસુંદરી ' કાર્યાલય, લુહાણામિત્ર પ્રિં. પ્રેસ રાવપુરા, વડોદરા.

આ નવલકથામાં લેખકે, ગામડાની લગ્નપ્રથાનો ઠીકઠીક ચિતાર આપવા પ્રયત્ન કર્યો છે. જ્ઞાતિના વાડામાં કરવાં પડતાં લગ્નો, માબાપોને કેવી મુશ્કેલીમાં મૂકી દે છે તે બાબત આ પુસ્તકમાં રજૂ કરવામાં આવી છે. સાદી સરળ ભાષામાં લખાયેલું આ પુસ્તક ગામડાના રીતરિવાજોનો ઠીકઠીક પરિચય આપે છે.

**ભક્તનાં બાલગીતો**—લેખકઃ-શ્રી. મૂળજીભાઈ ભક્ત. પ્રકાશકોઃ-રણછોડલાલ મગનલાલ શાહ અને અંબાલાલ પ્રભુદાસ ચોકસી; મંત્રીઓ, ફૂલચંદ બાલમન્દિર, નડીઆદ. પૃષ્ઠ ૬૮+૮. સાદું પૂઠું, મૂલ્ય ૦-૪-૦.

બાળકો હોંસે હોંસે ગાય તેવાં ગીતોનો આ પુસ્તકમાં સંગ્રહ કરાયો છે. એમાંના

દોટ દોટા કરવા દે, કેવી મજા, લીમડા ડાળે વગેરે ગીતો તો બાળકોને સહેલાઇથી મોઢે ચડી જાય તેવાં છે. તેમાંનું ' કેવી મજા ' એ ગીતને જ્યારે ગ્રામોફોન રેકર્ડ પર વાગતું સાંભળવા મળે ત્યારે તો તે સાંભળવા બેઠેલાં ભૂલકાંઓ સાચેજ તન્મય થઇ જાય છે.

લેખક કહે છે તે સાથે અમે પણ સહમત થઇએ છીએ કે, આમાંનાં લગભગ ઘણાં ગીતો બાળકોને ગાવા માટે ઉપયોગી નીવડશે.

**ઝાંખાં કિરણઃ**—લેખક : રસિકલાલ નાથાલાલ શાહ, રાયપુર, ગગડાવાડ; ૨૫૪૨, અમદાવાદ. આ નાની પુસ્તિકામાં ૧૦ ટૂંકી વાર્તાઓ આપવામાં આવી છે. તેમાંની ૩ લેખકના તંત્રીપણા નીચે અગાઉ ચાલતા "મયૂર" સાપ્તાહિકમાં પ્રકટ થયેલી તે તથા બાકીની તદ્દન નવી વાર્તાઓ આમાં સંગ્રહી છે. લેખકે નામની પસંદગી કરતાં જણાવ્યું છેઃ મારી લેખનશૈલીમાં રહેતી કચાશ–ઝાંખાશ લક્ષમાં રાખી " ઝાંખાં કિરણ " નામ યોજ્યું છે. ઇચ્છીએ કે લેખક એમની આ ' કચાશ ' ધીમે ધીમે દૂર કરતા થઇ શિષ્ટ લેખનકાર્યમાં આગળ વધે.

**ઇઝી હારમોનિયમ ટિચર–ટૉકીઝ ગાઇડઃ**—યોજકોઃ ગણપતલાલ દયાશંકર વ્યાસ અને મૂળસુખલાલ અનુપરામ દિવાન. પ્રકાશકઃ એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. પૃષ્ઠ ૩૨૦+૮. પાકું પૂંઠું, સચિત્ર આચ્છાદન સાથે મૂલ્ય રૂ. ૨॥.

સંગીતના–ગાયન–વાદનના શોખીનો માટે આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. એમાં ચાલુ હિન્દી ફિલ્મોમાં આવતાં ગાયનો તેના તાલ–સ્વરની સમજ સાથે આપ્યાં છે. સ્થળે સ્થળે સમજૂતીસૂચક ચિત્રો પણ આપ્યાં છે. સંગીતના શોખીનો માટે આ પુસ્તક ઉપયોગી થઇ પડશે.

**ઇઝી ટૉકીઝ ગાઇડઃ**—પ્રયોજકો ઉપર પ્રમાણે. પ્રકાશકઃ હરિહર પુસ્તકાલય ટાવર રોડ, સુરત. પૃષ્ઠ ૪+૨૯૨. સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂંઠું; મૂલ્ય રૂ. ૧॥.

પુસ્તકનું લખાણ લગભગ બધું જ ઉપર પ્રમાણે જણાય છે.

**પ્રભુપ્રેરિત મારા સ્વરચિત ઉદ્દગારોઃ**—લેખક અને પ્રકાશક : કાલીદાસ ભગવાનદાસ, મોટી ભાટિયાવાડ, પાટણ; રૉયલ સોળ પેજી પૃષ્ઠ ૧૬, અમૂલ્ય.

આ નાની પુસ્તિકા લેખકે દિવાળીને ટાંકણે પ્રકટ કરી છે. તેમાં જૂની ઢબનાં પદો અને ભજનો વગેરે આપ્યાં છે.

મ. પ્રે. વ્યાસ

## સ્વીકાર

શ્રી સિનોર સયાજી સુવર્ણ મહોત્સવ પુસ્તકાલયનું ૧૯૩૭–૩૮ નું નિવેદન, ધી જહાંગીર બમનજી પીટીટ ફ્રી લાયબ્રેરી એન્ડ પબ્લીક હૉલ–બીલીમોરાનો ૧૯૩૭–૩૮ નો વાર્ષિક રિપોર્ટ, શ્રી છગનલાલ ગલીઆરા સાર્વજનિક પુસ્તકાલય કઠોરનો સને ૧૯૩૭–૩૮ નો વાર્ષિક રિપોર્ટ, બાદરણના શ્રી. મ કા. સાર્વજનિક પુસ્તકાલય, કંકુબા મહિલા પુસ્તકાલય અને સ્વ. નારણભાઇ મથુરભાઇ વિદ્યોત્તેજક ફંડનું સને ૧૯૩૭–૩૮ નું વાર્ષિક નિવેદન, દહેગામ સાર્વજનિક પુસ્તકાલયનો સને ૧૯૩૭–૩૮ નો વાર્ષિક રિપોર્ટ, બેટ શંખોદ્ધાર શેઠ ઘેલાભાઇ ઠાકરશી મૂળજી સાર્વજનિક મહિલા પુસ્તકાલયનું ૫૦ મા વર્ષનું તથા બેટ સાર્વજનિક મહિલા પુસ્તકાલયનું સને ૧૯૩૭–૩૮ ના ૭ મા વર્ષનું વાર્ષિક નિવેદન.

## દીપોત્સવી અંકો

**નવસૌરાષ્ટ્ર**—તંત્રી શ્રી. કકલભાઇ કોઠારી, સલાપોસ ક્રોસરોડ, અમદાવાદ. અમારી પાસે આવેલા—દીપોત્સવી સાહિત્યમાં " નવસૌરાષ્ટ્ર "ના અંકમાં એક નવીનતા તરી આવે છે: અને તે લગભગ આખો અંક ચિત્રોથીજ વાચકોને વાંચતા કરવાની પદ્ધતિ. અંકનાં લગભગ ઘણાં પૃષ્ઠો રાજકીય ઠઠ્ઠાચિત્રોએ રોક્યાં છે, જે ઓછું ભણેલા વાચકને પણ સમજવાં સુગમ થાય તેવાં છે. બીજી નવી રીત અખત્યાર કરાયેલી એ નજરે પડે છે કે, બહારના લેખકોના લેખો માત્ર ગણ્યાગાંઠ્યાજ છે. તેમાં તેમણે **રાજમુગટ** અને **શકોરૂ**ના લેખમાં આજના અવનતિ પામતા જતા રાજપૂતોનો સરસ ચિતાર આપ્યો છે. આખોય અંક સારી એવી વાચનસામગ્રીથી ભરપૂર છે.

**સંદેશ**—સંપાદકઃ શ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ. તંત્રી શ્રી. નંદલાલ ચુનીલાલ બોડીવાળા—સરસ્વતી ભુવન, સારંગપુર, અમદાવાદ. રા. એચ. એલ. ખત્રીએ પ્રસંગાનુસાર તૈયાર કરેલા કવર ડિઝાઇનથી શોભતો આ અંક હરકોઇને ગમી જાય તેવો છે. વિવિધ વાચનસામગ્રીથી ભરપૂર આ અંકનું મૂલ્ય ૦–૧૦–૦ છે. એમાં ગુજરાતી સાહિત્યના કલમકારો—રા. ધૂમકેતુ, રા. નવલરામ ત્રિવેદી, કવિશ્રી ન્હાનાલાલ, શ્રી. સ્નેહરશ્મિ વગેરે નામાંકિત લેખકોનો ઠીક સહકાર સધાયો છે. વિવિધ વિષયોની વાચનસામગ્રીથી અંક ભરપૂર ભરેલો છે. એમાંનો વડલી યાને વટપલ્લિકાનો શ્રી. કનૈયાલાલ ભાઇશંકર દવેનો લેખ ગુજરાતના ઇતિહાસ પર ઠીક ઠીક પ્રકાશ પાડે છે.

**ગુજરાત**—તંત્રીઃ શ્રી. નટવરલાલ ઇચ્છારામ દેસાઇ, ગુજરાતી પ્રિં. પ્રેસ, મુંબઇ; મૂલ્ય રૂ. ૧) મુંબઇથી પ્રકટ થતા " ગુજરાતી " સાપ્તાહિકનો દીપોત્સવી અંક તેના હમેશના નિયમ મુજબ પ્રકટ થયો છે. એણે એની હમેશની શિષ્ટ સાહિત્ય પીરસવાની નીતિરીતિ આ અંકે પણ ઠીક સાચવી રાખી છે. પહેલાજ પૃષ્ઠ પર કવિશ્રી ખબરદારનું "ઊડવાં આઘાં આઘાં રે " નામક ભાવનાભર્યું કાવ્ય આપ્યું છે. અંકમાં પીરસાયલી વાનીઓમાં રા. ડુંગરશી ધરમશી સંપટનું " શ્રી પશુપતિના પ્રદેશમાં " વાળો લેખ ઉત્તરાખંડના યાત્રીઓને સારો માર્ગદર્શક છે. ઉપરાંત, તેમાં ત્યાંના રીતરિવાજો અને ઐતિહાસિક વિગતો પણ છે. એ સિવાય ધાર્મિક લેખોનો પણ પૂરતો સંભાર ભરેલો છે. એમાં અપાયેલા ઐતિહાસિક લેખોમાં એકકો, બુંદી( કોટા )ના હાડા ક્ષત્રિય રાજાઓની બહાદુરી, મહારાવશ્રી દેશલજી (બીજા) વગેરે ખાસ વાંચવા જેવા છે.

**લોકવાણી**—તંત્રી શ્રી. ઇશ્વરલાલ ઇચ્છારામ દેસાઇ, સુરત. મૂલ્ય દશ આના.

" લોકવાણી "એ એના આ પ્રાસંગિક અંકને દીપોત્સવી અંક નામાભિધાન આપવાને બદલે વાર્ષિક અંક જણાવ્યો છે. એમાં પણ પ્રથમ પૃષ્ઠ પર કવિશ્રી ખબરદારનું કાવ્ય " માયાની લગની " અપાયું છે. સ્થળે સ્થળે, વાચનવિભાગની વચ્ચે આકર્ષક રીતે દેશનેતાઓના શુભાશીર્વાદસૂચક સંદેશાઓ છે. તેમાં શ્રી. મોરારજી દેસાઇનો " કોમી વલણ " નામનો ટૂંકો પણ મુદ્દાસરનો લેખ આજે દેશમાં ચર્ચાનો વિષય થઇ પડેલ કોમવાદના ઉકેલમાં માર્ગસૂચક થઇ પડે તેવો છે. ઉપરાંત શ્રી. કિશોર

વકીલનો " ખોટી કહેવતો " શીર્ષક લેખ આપણી કહેવતો કેવી અવળી નીકળે છે તે પરત્વે ઠીક ઠીક પ્રકાશ પાડે છે. વળી શ્રી. ર. વ. દેસાઇનું ગેય કાવ્ય " બારી ખોલ " તેમના કવિતા–કવનનો આપણને સુંદર નમૂનો પૂરો પાડે છે. અંકના મુદ્રણનો ઉઠાવ ( Get-up ) સુંદર રીતે કરવામાં આવ્યો છે.

**પ્રતાપ**—તંત્રીઃ શ્રી. કાલીદાસ કૃપાશંકર શેલત, સુરત. " પ્રતાપ "ના તંત્રીએ તેમના આ ખાસ અંકમાં ગુજરાતના અગ્રગણ્ય લેખકોને ઠીક સર કર્યા છે. પ્રથમ પૃષ્ઠ પરનો સરદાર વલ્લભભાઇનો સંદેશો દેશપ્રેમનો ખાસ પ્રેરક છે. અને તે પછી આપણા જાણીતા સાહિત્યકારો મહાકવિ શ્રી ન્હાનાલાલ અને શ્રી. ખબરદારનાં કાવ્યો તથા આપણા નવલકાર શ્રી. રમણલાલ વ. દેસાઇનો "ગુજરાત અને મહારાષ્ટ્ર" ને લગતો ઐતિહાસિક લેખ છે. તે પછી " આપણું ' જર્નાલિઝમ 'ના શીર્ષક હેઠળ શ્રી. ધૂમકેતુએ તદ્દન નવીજ દિશાનું દિગ્દર્શન કરાવતો લેખ આપ્યો છે. તેમાં તેઓશ્રીએ ' જર્નાલિઝમ 'ની ફરજોના નેજા નીચે કેળવણીના વિષયને ઠીક ઠીક ચર્ચ્યો છે. શ્રી. ધૂમકેતુના મંતવ્ય સાથે આપણા લોકનાયકોમાંના કેટલા સહમત થાય છે અને તેના પરિણામે શું શું નવા ફેરફાર થાય છે તે તો એ લેખ એ લોકનેતાઓની નજરે ચઢે ત્યારેજ સમજાય. આ લેખમાં લેખકે આપણા દેશની ઉન્નતિ પરત્વે ઠીક આગળ પડતા વિચારો વ્યક્ત કર્યા છે. આપણા દેશમાં આજે હિટલર ધિક્કારને પાત્ર ગણાય છે, પરંતુ શ્રી. ધૂમકેતુનું મંતવ્ય એથી જુદુંજ છે. વાચકને એ લેખ વાંચવા ખાસ ભલામણ છે. એ સિવાય આજે થોકબંધ પ્રકટ થયે જતા વાર્તાસાહિત્ય સંબંધે શ્રી. કૃષ્ણલાલભાઇ ઝવેરીએ જે લાલ બત્તી ધરી છે તે ખાસ આવકારદાયક છે. આ સિવાય બીજા પણ લેખકોના લેખો વાંચી જવા જેવા છે.

અંકનો ઉઠાવ ( Get-up ) પણ સુંદર રીતે ગોઠવાયો છે.

**નવચેતન**—તંત્રીઃ શ્રી. ચાંપશી વિ. ઉદેશી કલકત્તા. મૂલ્ય બાર આના.

" નવચેતન " માસિકનો નવેમ્બરનો અંક દિવાળી અંક તરીકે પ્રકટ થયો છે. લીલા અને સોનેરી રંગમાં છપાયેલું એનું મુખપૃષ્ઠ આ અંકનું એક આકર્ષણ છે. અને અંક ઉઘાડતાં પહેલા પૃષ્ઠની સામેનું ચિત્ર શ્રી. કનુ દેસાઇની કલાની નવીનતાનું દ્યોતક છે. વળી કલાકાર શ્રી. યજ્ઞેશ શુક્લનાં ચિત્રો પણ આ અંકનું એક વિશેષ આકર્ષણ છે. શ્રી. કાન્તિલાલ પંડયાનો " હાલના અમેરિકાની કાંઇક ઝાંખી " શ્રીમતી સૌદામિની મહેતાનો " ઑઝેરિક હોમ્સ " એ લેખો માહિતીપૂર્ણ હોઇને ખાસ વાંચવા જેવા છે. એ સિવાય જાણીતા વાર્તાનવેશોની મનોરમ ટૂંકી વાર્તાઓ પણ આપેલી છે. વળી "કુદરતની સૌથી માનીતી ધાતુ" શીર્ષક લેખ વાંચી વાચક જરા મુઝવણમાં પડી જશે. પાંચેક વરસ પર સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય તરફથી આ લેખમાં નિર્દેશ કરેલ તથ્યથી ઉલટપક્ષી પરિપત્ર–એલ્યુમીનિયમનાં વાસણોથી થતું નુકસાન–ગુજરાતનાં ઘરેઘરમાં જાણીતું છે, ત્યાં આ હકીકતથી વળી નવો ગૂંચવાડો ઊભો થશે. પૂરતા સબળ પ્રમાણો

ન મળે ત્યાં સુધી આવી પરસ્પર વિરુદ્ધ વિગતોથી પર રહેવાય નો ? અને એજ લેખને છેડે જા. ખ. છપાઇ છેઃ **' ક્રાઉન માર્ક ' એલ્યુમીનિયમનાં વાસણો સર્વશ્રેષ્ઠ છે.** બનવાજોગ છે કે આ લેખ આ જા. ખ. ને અંગે લખાયો હોય.

**બાલસખા**—તંત્રી શ્રી. હિમ્મતલાલ ચુ. શાહ, અમદાવાદ. દિવાળીના ટાંકણે મોટાં માણસોને ભરપૂર વાચનસામગ્રી જોઇએ તો બાળકો તેથી શા માટે વંચિત રહી જાય ? પરંતુ તેમ નથી. "બાલસખા"એ અને "બાલજીવન"એ પણ દિવાળી અંકો પ્રકટ કર્યા છે. તેમાં " બાલસખા "એ તો ખાસ **પ્રવાસ** અંક પ્રકટ કર્યો છે. તેની દોઢ વર્ષની કારકિર્દીમાં આ ખાસ અંક પ્રકટ કરવાનું તેનું સાહસ ઠીક ગણાય. આ અંકમાં આપેલાં પ્રવાસવર્ણનોમાં–" રાણીબાગની સહેલ " શ્રી રમણીક અરાલવાળાએ કાવ્યમાં ઉતારી છે. બીલેશ્વરની મઝા, રુદ્રમાળ, તુલસીશ્યામનો પ્રવાસ, ગિરનાર ઉપર, નર્મદાના ખોળામાં એક અઠવાડિયું વગેરે આ અંકના બધાજ લેખો પ્રવાસવર્ણનોવાળા હોવાથી સૌ બાળકોએ તે ખાસ વાંચવા જેવા છે.

**બાલજીવન**—તંત્રી શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, વડોદરા બાળકોને જ્ઞાન સાથે આનંદ આપે એવી વાનીઓ આ અંકમાં આપી છે. તેમાં રંગઓઢણી, સંવત ૧૯૯૫ નું કાવ્ય, કાગળની ચકરડી, બાકસનું મેજ, પરવત સુથાર, ચા તું જાણે ? વાણિયાનું વચન, પાણી, ઢોલ અને હાથી, દિવાળીની મધરાતે, વગેરે લેખો તેમાંના ઘણા સચિત્ર હોવાથી બાળકો હોંસે હોંસે વાંચે તેવા છે.

**ગુજરાતી પંચ**—તંત્રી શ્રી. સોમાલાલ મંગળદાસ શાહ. અમદાવાદ.

દિવાળી અંકો પ્રકટ કરવાની પદ્ધતિમાં " ગુજરાતી પંચે " આ વર્ષે એક નવો ચીલો પકડયો છે. અંકને ચિત્રોથી સુશોભિત કરવાની દરકાર કરવા કરતાં વાચન–સામગ્રીથી સમૃદ્ધ કરવા ઠીક પ્રયત્ન કર્યો છે. અને તેમાંય આજની લોકરુચિને અનુરૂપ ખાસ વાર્તાઅંક પ્રકટ કર્યો છે એ એની નવીનતા.

**ગાંડીવ** ( બાલપખવાડીક )—તંત્રીઓઃ શ્રી. નટવર વીમાવાળા, શ્રી. સુમતી વીમાવાળા–સુરત. દિવાળીને ટાંકણે બાળકોને મનોરંજક વાચન પૂરું પાડવામાં ' ગાંડીવ ' આગળ આવે છે. એમાંના બાલસુલભ સરળ શૈલીમાં લખાયેલા બધા લેખો બાળકોને વાંચવા ગમે તેવા છે અને તે બધા સચિત્ર હોવાથી વધુ આકર્ષક બન્યા છે. મુખપૃષ્ઠ પરનું પરીનું ચિત્ર બાળકોએ માત્ર વાંચેલી પરીઓનો હૂબહૂ ખ્યાલ આપે તેવું છે.

**ગુણસુન્દરી**—તંત્રીઓઃ શ્રી. પ્રેમલીલા મહેતા અને શ્રી. વિદ્યુલ્લતા દેસાઇ, વડોદરા. અંકની શરૂઆતમાં શ્રી. કેશવ શેઠ અને કવિશ્રી ખબરદારનાં કાવ્યો આપ્યાં છે. તે પછીના લેખોમાં તંત્રી બહેનોએ સારા સારા લેખકોનો ઠીક સહકાર મેળવ્યો છે. સર મનુભાઇનો લેખ ' દેવી શ્રી અહલ્યાબાઇ ' ટૂંકું પણ મનનીય જીવનચરિત્ર પૂરું પાડે છે. અને ' દાનની દિશા 'માં આપણા માનનીય સાક્ષર શ્રી કૃષ્ણલાલભાઇએ જે દિશા-સૂચન દર્શાવ્યું છે તે આપણા હાલના દાતાઓએ વધાવી લેવા જેવું છે. શ્રી. દ્વિરેફની

વાર્તા ' પ્રસ્થાન 'ના આશ્વિન અંકમાં અને આ અંકમાં બન્ને સ્થળે જોઇ જરા વિચાર ઉદ્ભવે છે કે આવા લેખકે એકજ વાર્તા આ બન્ને પત્રોને કેમ મોકલી હશે ?

અંકની ચિત્રસજાવટ સાદી છતાં આકર્ષક છે. એકંદરે આખો અંક સુવાચ્ય છે. એના બાલવિભાગમાંના લેખો બાળકો હોંશે હોંશે વાંચશે.

**શારદા**—તંત્રીઃ શ્રી. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા, ચોરવાડ, કાઠિયાવાડ. [કિં. રૂા. ૧)

' શારદા 'નો દીપોત્સવી અંક એના ધ્યેયલક્ષી લોકસાહિત્યના પ્રતીક સરખો છે. એનું કવરડિઝાઇન ગામડાના અસલ ખેડૂતનો ખુબીભર્યો ખ્યાલ આપે છે. એની લેખ-સામગ્રીમાં કવિશ્રી ત્રિભુવન વ્યાસનું " દૂર થા તું દુષ્ટ દારૂ " આજની મદ્યનિષેધની પ્રવૃત્તિમાં અતિ ઉપયોગી થાય તેવું છે; ભકત કવિ દુલા કાગનું ' નવા પુરાણ લખાશે ' એ ભાવનાભર્યું કાવ્ય નવા ' રામાયણ 'ની રચનાના સૂચનરૂપ સમજાય છે. અને ' ૧૯૯૪ નો કાપડીઓ'માં કાપડના વ્યાપારની ઠીક ઠીક સમાલોચના કરવામાં આવી છે. " જાપાન વિષે પાંચ પ્રશ્નો "માં આપણા પ્રવાસી સાહસિક વેપારી શ્રી. નાનજીભાઇ જાપાનની ઉન્નતિની સાચી ચાવીઓ સમજાવે છે.

એકંદરે આખોય અંક સરસ વાચનસામગ્રી પૂરી પાડે છે એની લોકસાહિત્ય પીરસવાની હંમેશની નેમ આ અંકમાં પણ બરાબર જળવાઇ છે.

**પદ્મિનીઃ**—નવેમ્બર ૧૯૩૮: તંત્રીઓઃ શ્રી. વાડીલાલ હ. શાહ અને શ્રી. હૃદયકાન્ત ઓઝા. અમદાવાદ.

આ અંકને દીપોત્સવી અંક તરીકે તંત્રીઓએ ઓળખાવ્યો છે. રાબેતા કરતાં આ વખતે પૃષ્ઠસંખ્યા અને લેખસંખ્યા થોડીક વધુ છે. તંત્રીઓએ કવિ શ્રી. લલિતજી, શ્રી. કેશવ શેઠ, શ્રી. ધનશંકર ત્રિપાઠી, શ્રી. મકનજી પરમાર વગેરે જાણીતા લેખકોનો સહકાર મેળવ્યો છે. આવા દિવાળી અંકમાં, એક વાર વર્તમાનપત્રને પાને ચઢી ચૂકેલી વાર્તા ' દાનો દુશ્મન ' પુનર્મુદ્રણ તરીકે કેમ ઉતારી હશે ? આવા ખાસ અંકમાં નવીનજ અપાય એ વધુ ઇચ્છવાજોગ છે.

મ. પ્ર. વ્યાસ

—卐—

# નવીન ફાલ

| ક્રમાંક | પુસ્તકનું નામ | કર્તા | પ્રકાશક અને મળવાનું સ્થળ | કિંમત | વિશેષ માહિતી |
|---|---|---|---|---|---|
| ૧ | સોનેરી સંદૂક (૧૯૩૮) | કર્ષિક, માધવરાવ ભાસ્કરરાવ | નિરંજન કાર્યાલય સૈયદપુરા, સુરત | ૩– ૦–૦ | છૂ. પો. ગ્રંથમાળા |
| ૨ | મુક્તિ ,, | મધુકર | ,, | ૧– ૮–૦ | ,, વર્ષ ૧ પુ. ૩ |
| ૩ | ભયંકર પડછાયો ,, | ગુપ્તહૃત | ,, | ૧– ૮–૦ | ,, ,, ૧ પુ. ૨ |
| ૪ | પિશાચની પ્રતિમા ,, | ,, | ,, | ૧– ૦–૦ | ,, ,, ૧ પુ. ૧ |
| ૫ | અમ્મા ,, | ભોગીલાલ ગાંધી | નવી દુનિયા કાર્યાલય અમદાવાદ | | નવી દુનિયા ગ્રંથમાળા વર્ષ ૩ જું પુ. ૩ જું |
| ૬ | એક જ પત્ની ,, | છોટુભાઇ નારણજી જોશી એડવોકેટ | અંબેલાલ ના. જોશી એડવોકેટ, હાઇકોર્ટ, મુંબઇ | ૧– ૮–૦ | સામાજિક ત્રિઅંકી નાટક |
| ૭ | ખોરાક | ચમનલાલ માધવરાય વૈષ્ણવ | લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા, પોરબંદર | ૦– ૮–૦ | |
| ૮ | ત્યાગમૂર્તિ અને બીજા લેખો | મહાત્મા ગાંધીજી | નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ | ૦–૧૨–૦ | ચોથી આવૃત્તિ |
| ૯ | કેળવણીનો કોયડો | ,, ,, | ,, ,, | ૧– ૦–૦ | |
| ૧૦ | સંગીતની પ્રાથમિક માહિતી | સ્વ નારાયણ મોરેશ્વર ખરે | ,, ,, | ૦– ૨–૦ | ત્રીજી આવૃત્તિ |
| ૧૧ | સાનમાં સમજાવું (સ્ત્રી આરોગ્ય) ભા. ૧લો | ડાહ્યાલાલ હરગોવિંદ જાની | ડાહ્યાલાલ હ. જાની નેપથ્ય ગ્રંથમાળા વઢવાણ શહેર | ૦– ૫–૦ | નેપથ્ય ગ્રંથમાળા મણકો ૧ લો. |

# પુસ્તકોના પરિચયસંગ્રહ

**પુસ્તકાલય** એટલે પુસ્તકોની પસંદગી, પુસ્તકોનું વર્ગીકરણ, પુસ્તકોની ખરીદી, પુસ્તકોનો પ્રચાર અને પુસ્તકોનું વાચન.

સારાં પુસ્તકો જ ખરીદાય અને તેવાં જ પુસ્તકોનું વાચન થાય તે માટે વિદ્વાનોએ અને પુસ્તકાલય પ્રવૃત્તિના હિતચિંતકોએ સતત પ્રયત્ન કરતા રહેવાની જરૂર છે. અને સારા પુસ્તકોને ઉત્તેજન મળે તે માટે બનતી વ્યવસ્થા અને બની શકે તો અયોગ્ય પુસ્તકો પર ચોકી રાખવાની તજવીજ રાખવાની જરૂર છે.

'પુસ્તકાલય' માસિક, પુ. સ. સ. મંડળ અને વડોદરા રાજ્ય પુ. મંડળો તરફથી આ દિશામાં કંઇક કંઇક પ્રયત્ન થયા છે અને ઘણા પ્રયત્નો થવા જોઇશે. તે માટે યોજનાએ વિચારાય છે.

આ યોજનાઓ પૈકીની આ યોજના "પુસ્તકાલય" માસિકના ઑકટોબરના અંકથી શરૂ થય છે. અને તેમાં ગુજરાતી ભાષાનાં વર્તમાનપત્રો, માસિકો અને અન્ય સામયિકોએ પોતપોતાનાં પત્રોમાં પુસ્તકોનો જે પરિચય કરાવ્યો હોય તે પરિચયનો નિર્દેશ "પુસ્તકાલય" માસિકમાં હવેથી પ્રકટ કરવામાં આવશે, જેથી પુસ્તકો ખરીદનાર અને વાચકો જે તે પુસ્તકની હકીકત જે તે પત્રમાં વાંચી શકશે.

આ સંબંધમાં જે કંઇ સૂચના જે કોઇને કરવા જેવી જણાય તેમણે તેવી સૂચનાએ પુસ્તકાલયના તંત્રીને સરનામે લખી મોકલવા વિજ્ઞપ્તિ છે.

વડોદરા,
તા. ૯-૧૦-૩૮

**મોતીભાઈ ન. અમીન**

| ક્રમાંક | પુસ્તકનું નામ તથા વિષય | લેખક કે અનુવાદક | પ્રકાશક પ્રાપ્તિ સ્થાન | પૃષ્ઠ, પૂંઠું, મૂલ્ય | પરિચય આપનાર પત્રો |
|---|---|---|---|---|---|
| ૯૮ | હિમાલયનો પ્રવાસ (પ્રવાસવર્ણન) | કાલેલકર | નવજીવન પ્ર. મંદિર-અમદાવાદ | ૦-૧૨-૦ | "જન્મભૂમિ" ૬-૧૦-૩ |
| ૯૯ | આર્યાવર્તની યાત્રા (પ્રવાસવર્ણન) | સ્વ. વિહારી | ચંદુલાલ બહેચરલાલ પટેલ | ... | ,, ,, |
| ૧૦૦ | ઉદયપુરથી મેવાડ (પ્રવાસવર્ણન) | નટવરલાલ પ્ર. બુચ | દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર-ભાવનગર | ૦- ૫-૦ | ,, ,, |
| ૧૦૧ | અંતરનાં અજવાળાં (બાલોપયોગી) | સ્વ. જેઠાલાલ ગ. ચૌધરી | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદ | ૦- ૫-૦ | "ફૂલછાબ" ૭-૧૦-૩૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૦૨ | ધૂમકેતુ પાઠસંગ્રહ (પાઠોનો સંગ્રહ) | ધૂમકેતુ: મધુસૂદન ચિ. મોદી | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદ | ૦–૧૦–૦ | "ફૂલછાબ" ૭–૧૦–૩૮ |
| ૧૦૭ | બડી દીદી (નવલકથા) | અનુ: સુશીલ | એન. એમ. ઠક્કરની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨ | પૃષ્ઠ ૨૮૨ પાકું, ૧॥। | "ગુજરાતી" ૯–૧૦–૩૮ |
| ૩૨ | અંજની (નાટક) | રમણલાલ વ. દેસાઈ એમ. એ. | સયાજી વિજય પ્રેસ ઑફીસ, વડોદરા | પૃષ્ઠ ૨૧૦ પાકું ૨) | "ગુજરાતી" ૯–૧૦–૩૮ "નવસૌરાષ્ટ્ર"૧૩–૧૦–૩૮ |
| ૨૬ | લતા અને બીજી વાતો ( ટૂંકી વાર્તાઓ ) | ગુલાબદાસ બ્રોકર | આર. આર. શેઠની કંપની મુંબઇ | ૨૪૭+૨૦ પાકું ૧– ૮–૦ | "પ્રજાબંધુ" ૯–૧૦–૩૮ |
| ૧૦૮ | ઘર ભાણી (નવલકથા) | મૂળ લેખક (હિંદીમાં) ઇન્દ્ર વસાવડા | નવરચના કાર્યાલય, રમકડાં મારકેટ, અમદાવાદ | પૃષ્ઠ ૨૪૮ કાચું ૧–૮–૦ | "પ્રજાબંધુ" ૯–૧૦–૩૮ |
| ૧૦૯ | હાસ્ય છાંટણાં (પ્રકીર્ણ) | ભરત ફકીર | નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ | પૃષ્ઠ ૧૪૪ કાચું પૂંઠું ૧–૪–૦ | "પ્રજાબંધુ" ૯–૧૦–૩૮ |
| ૧૧૦ | મુક્તિ (નવલકથા) | મધુકર | નિરંજન કાર્યાલય સૈયદપુરા, સુરત | ... | "દાંડીઓ" ૧૩–૧૦–૪૮ |
| ૧૨૩ | અમ્મા (નવલકથા) | ભોગીલાલ ગાંધી | નવી દુનિયા કાર્યાલય ગાંધી-રોડ અમદાવાદ | પાકું ૨–૦–૦ | "નવસૌરાષ્ટ્ર"૧૩–૧૦–૩૮ |
| ૧૨૪ | પાંખડીઓ (ટૂંકી વાર્તાઓ) | શયદા | બેઘડીમોજ કાર્યાલય ૧૪, બેક હાઉસ લેન કોટ, મુંબઇ | પૃ. ૨૩૧ પાકું ૨–૮–૦ | "નવસૌરાષ્ટ્ર"૧૩–૧૦–૩૮ |
| ૧૨૫ | વિભંગ કલાં (નવલકથા) | દુર્ગેશ શુકલ | નવયુગ પુસ્તક ભંડાર રાજકોટ | પૃ. ૩૦૨ ૧–૮–૦ | 'ફૂલછાબ" ૧૪–૧૦–૩૮ |
| ૭ | કલંકિત (નવલકથા) | મણિભાઇ ભગવાનજી દેસાઇ | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ | પૃ. ૧૮૨ પાકું ૧–૪–૦ | 'ગુજરાતી" ૧૬–૧૦–૩૮ |
| ૧૭ | રંજન (નવલકથા) | પ્રમોદ | ગુણસુન્દરી કાર્યાલય રાવપુરા વડોદરા | ૧–૮–૦ | 'ગુજરાતીપંચ" ૧૬–૧૦–૩૮ "શ્રીબોધ" નવેમ્બર '૩૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૨૬ | ઝાંખાં કિરણ | રતિલાલ નાથાલાલ શાહ રાયપુર બગડાવાડ, અમદાવાદ | લેખક પોતે | ૦–૬–૦ | "ગુજરાતી પંચ" ૧૬–૧૦–૩૮ |
| ૧૨૭ | નિરંજના (નવલકથા) | મૂળજીભાઇ પી. શાહ | રામચંદ્ર ગણપતરામ ભટ્ટ ભારત કાર્યાલય વડોદરા | ૨–૦–૦ | "નવગુજરાત" ૧૭–૧૦–૩૮ |
| ૧૨૮ | સંવાદો (પ્રકીર્ણ) | વ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજી | જયમનગૌરી વ્યોમેશચંદ્ર પાઠકજી ખપાટિયા ચકલા, સુરત | ૧–૦–૦ | "લોકવાણી" ૯–૧૦–૩ "નવગુજરાત" ૧૭–૧૦–૩૮ "સાંજવર્તમાન" ૨૦–૧૦–૩૮ |
| ૩૮ | નૌકા ડૂબી (નવલકથા) | અનુઃ નગીનદાસ પારેખ | પ્રસ્થાન કાર્યાલય અમદાવાદ | ૨–૮–૦ | "લોકવાણી" ૯–૧૦–૩ |
| ૩૯ | દરિયાલાલ (નવલકથા) | ગુણવંતરાય આચાર્ય | પ્રજાબંધુ પ્રેસ અમદાવાદ | પૃ. ૩૦૦ ૨–૦–૦ | "લોકવાણી" ૯–૧૦–૩૮ "મુંબઇ સમાચાર" ૨૨–૧૦–૩૮ |
| ૨૬ | લતા અને બીજી વાતો (ટૂંકી વાર્તાઓ) | ગુલાબદાસ બ્રોકર | આર. આર. શેઠની કંાં. મુંબઇ ૨ | ૧–૮–૦ | "લોકવાણી" ૯–૧૦–૩૮ "મુંબઇ સમાચાર" ૧૬–૧૦–૩૮ |
| ૯ | દિગંત (ટૂંકી વાર્તાઓ) | મોહનલાલ દલસુખરામ ભટ્ટ | નવચેતન સાહિત્ય મંદિર ૨૪૫૬, ભદ્ર અમદાવાદ | ૧–૮–૦ | "લોકવાણી" ૯–૧૦–૩૮ "ઊર્મિ" નવે. ૧૯૩૮ |
| ૧ | અનુરાધા (નવલકથા) | અનુઃ દયાશંકર ભ. કવિ માણેકલાલ ગો. જોષી | નવચેતન સાહિત્ય મંદિર અમદાવાદ | ૧–૪–૦ | "મુંબઇ સમાચાર" ૨૯–૧૦–૩૮ |
| ૧૨૯ | અપરાધી (નવલકથા) | ઝવેરચંદ મેઘાણી | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ | ૧–૪–૦ | "ફૂલછાબ" ૫–૧૧–૩૮ "પ્રબોધ" નવેમ્બર ૩૮ |
| ૧૩૧ | યોગી કોણ ? (નાટક) | દિવ્યાનંદ | નવચેતન સાહિત્ય મંદિર ભદ્ર, અમદાવાદ | ૨–૮–૦ | પ્રબોધ". નવેમ્બર '૩૮ |
| ૧૩૨ | શુભદા(નવલકથા) | શાંતિલાલ શાહ હીમાંશુ ચક્રવર્તી | એન. એમ. ઠક્કરની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ ૨ | ૨–૮–૦ | "યુવક" નવેમ્બર '૩૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૩ | શેષ પ્રશ્ન (નવલકથા) | માધવરાવ કર્ણીક | એન. એમ. ઠક્કરની કંપની મુંબઈ | ૨-૮-૦ | "યુવક" નવેમ્બર ૩૮ |
| ૧૩૩ | સત્તાવન (નવલકથા) | નગીનદાસ પારેખ | ભારતી સાહિત્ય સંઘ પાનકોર નાકા, અમદાવાદ | પાકું પૂંઠું ૧-૮-૦ | "યુવક" નવેમ્બર ૩૮ |
| ૧૧૧ | યુગાવતાર ગાંધી (ખંડ ત્રીજો) (જીવનચરિત્ર) | રામનારાયણ ના. પાઠક | લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા ભારતોદય મંડળ પોરબંદર | ૦-૧૩-૦ | "ફૂલછાબ" ૧૪-૧૦-૩૮ |
| ૪૧ | વ્યાયામનો કબીર વડ (જીવનચરિત્ર) | ચ્યવનરાય શુક્લ | | ૦-૨-૦ | "નવગુજરાત" ૧૭-૧૦-૩૮ |
| ૧૧૨ | નૌજવાન સુભાષ (જીવનચરિત્ર) | ગુણવંતરાય આચાર્ય | ગૂર્જર ગ્રંથરત્ન કા૦ અમદાવાદ | ૦-૮-૦ | "નવગુજરાત" ૯-૧૦-૩૮ |
| ૧૧૩ | આઝાદીના આશકો (જીવનચરિત્રો) | મોક્ષવદનરાય એમ. દેસાઈ | આર. આર. શેઠની કંપની મુંબઈ | ૧-૦-૦ | "મુંબઈ સમાચાર" ૧૬-૧૦-૩૮ |
| ૧૧૪ | જંગીઝખાન (ઐતિહાસિક જીવન) | રમણીકલાલ જયચંદભાઈ દલાલ | જીવનલાલ અમરશી મહેતા અમદાવાદ | ૨-૦-૦ | "પ્રસ્થાન" આશ્વિન ૧૯૯૪ "યુવક" નવેમ્બર ૩૮ "પ્રજાવર્તમાન" ૨૦-૧૦ "ઊર્મિ" નવેમ્બર '૩૮ |
| ૪૭ | જેકિલ અને હાઇડ (નવલકથા) | મગનભાઈ પ્ર. દેસાઈ | નવજીવન કાર્યા૦ અમદાવાદ | પૃં ૧૫૧ ૦-૯-૦ | "સ્ત્રીબોધ" નવેમ્બર '૩૮ |
| ૧૧૫ | સરળ બાળપોથી (બાલોપયોગી) | શિવલાલ છગનલાલ અને ચાલિયા ઇશ્વરલાલ લ. પટેલ નડિયાદ | લેખકો પોતે | ૦-૨-૦ | "ગુજરાતી" ૯-૧૦-૩૮ |
| ૧૧૬ | ભક્તાનાં બાળગીતો (બાલોપયોગી) | મૂળજીભાઈ ભક્ત | મંત્રીઓ, ફૂલચંદ બાલમંદિર, નડિયાદ | ૦-૪-૦ | "મુંબઈ સમાચાર" ૨૯-૧૦-૩૮ "લોકવાણી" ૯-૧૦-૩૮ "દાંડીઓ" ૧૩-૧૦-૩૮ "નવગુજરાત" ૧૭-૧૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫૧ | ભવ્ય જગત (બાલોપયોગી) | રમણલાલ ના. શાહ | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યા. અમદાવાદ | ૦-૧૦-૦ | "લોકવાણી" ૯-૧૦-૩૮ "દાંડીઓ" ૧૩-૧૦-૩૮ |
| ૫૪ | કુદરતકથાઓ (બાલોપયોગી) | સોમાભાઇ પટેલ | દક્ષિણામૂર્તિ પ્ર મંદિર-ભાવનગર | પૃ. ૧૦૦ ૦-૫-૦ | "ફૂલછાબ" ૧૪-૧૦-૩૮ 'બોધ' નવેમ્બર '૩૮ |
| ૧૧૭ | મહાન માતાઓ, પરોપકારી બાળકો, સત્યવાદી બાળકો (બાલોપયોગી) | કવિ વલ્લભજી સુંદરજી | બાલવાચન પ્ર. મંદિર-રાજકોટ | દરેકના રૂ. ૦-૩-૦ | "ગુજરાતી પંચ" ૧૬-૧૦-૩૮ |
| ૫૩ | આપણાં પક્ષીઓ (બાલોપયોગી) | નરેન્દ્ર બધેકા | દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર ભાવનગર | ૦-૫-૦ | 'લોકવાણી" ૯-૧૦-૩૮ "બોધ" નવેમ્બર '૩૮ |
| ૧૧૮ | આપણે ભજવીએ (બાલોપયોગી) | વૈકુંઠ મો. ઠાકોર | આપણું બાળ કાર્યાલય ચિંગસપુરા, ભરૂચ | ૦-૨-૦ | "મુંબઇ સમાચાર" ૨૯-૧૦-૩૮ |
| ૫૨ | બાલચિત્રો (બાલોપયોગી) | વૈકુંઠ મો. ઠાકોર | ,, | ૦-૨-૦ | "ઊમિ" નવેમ્બર '૩૮ |
| ૧૦૩ | ચાલો હિમાલયે (બાલોપયોગી) | પદ્માવતી દેસાઇ | ,, | ૦-૩-૦ | "ઊમિ" નવેમ્બર '૩૮ |
| ૧૦૪ | શું શીખ્યા ? (બાલોપયોગી) | હર્ષદ પટેલ | ,, | ૦-૩-૦ | "ઊમિ" નવેમ્બર '૩૮ |
| ૧૦૫ | ગામડામાં (બાલોપયોગી) | રમણભાઇ | ,, | ૦-૪-૦ | "ઊમિ" નવેમ્બર '૩૮ |
| ૧૦૬ | હિં. રા. મહાસભા | હર્ષદ પટેલ | આપણી બાળ ગ્રંથમાળા ભરૂચ | ૦-૪-૦ | "ઊમિ" નવેમ્બર '૩૮ |
| ૧૯૯ | આધુનિક ગૂંથણકળા (ગૂંથણકળા) | સંપાદિકા : રતનબાઇ | કે. કે. જેસરાણી કાંદિવલી, મુંબઇ | પૃષ્ઠ ૪૧ ૧-૦-૦ | "ગુજરાતી" ૯-૧૦-૩૮ "બોધ" નવેમ્બર '૩૮ |
| ૧૨૦ | ગુજરાતી ગ્રંથકાર સંમેલન (૧૯૩૮) (પ્રકીર્ણ) | દ. બા. કાલેલકર, હિં. ગ. અંજારીઆ, રામનારાયણ પાઠક, મુનિ જિનવિજયજી, ઝવેરચંદ મેઘાણી. | પ્રાચ્ય વિદ્યામંદિર વડોદરા | ૧-૪-૦ | "ગુજરાતી" ૯-૧૦-૩૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬૮ | રાસપાંખડી (રાસ) | વિવિત્સુ | ચિમનલાલ ભોગીલાલ ગાંધી ઘોડાટા, વડવાળું ફળિયું–વડોદરા | ૦–૮–૦ | "શ્રીબોધ" નવેમ્બર '૩૮ "મુંબઇ સમાચાર" ૨૯–૧૦–૩૮ "ગુજરાતી" ૧૬–૧૦–૩૮ |
| ૭૧ | નયનકાવ્યમાળા (કાવ્યો) | નયન | 'નયન' રાણાવાવ | ૦–૧૨–૦ | "ઊર્મિ" નવેમ્બર '૩૮ |
| ૭૨ | રાસસરિતા (ભા. ૨) (રાસસંગ્રહ) | કુસુમતી ધીરજલાલ દેસાઇ સંઘાડિયાવાડ, સુરત | લેખિકા પોતે | કાગળનું પૂંઠું ૦–૧૦–૦ | "ગુજરાતી" ૧૬–૧૦–૩૮ "શ્રીબોધ" નવેમ્બર '૩૮ |
| ૬૨ | ગ્રામકાવ્યો અને સંવાદો | ઇશ્વરલાલ ક. જોષી | રામજી હંસરાજ, પ્રમુખ જેસંગ પરા ખેડુત શાળા સમિતિ અમરેલી | પૃ. ૭૫ ૦–૨–૦ | "ગુજરાતી" ૧૬–૧૦–૩૮ "શ્રીબોધ" નવેમ્બર '૩૮ |
| ૮૩ | જ્યોતિષવિજ્ઞાન અને અષ્ટકવર્ગ | ઉત્તમરામ મયારામ ઠાકર, | ડિસ્ટ્રિક્ટ કોર્ટ ચેમ્બર્સ અમદાવાદ | પાકું ૪–૦–૦ | "મુંબઇ સમાચાર" ૨૯–૧૦–૩૮ |
| ૮૪ | પકવાનપોથી | વિમળાબેન મગનલાલ પંડ્યા | એન. એમ. ત્રિપાઠીની કું. કાલબાદેવી મુંબઇ | ૨–૮–૦ | "ગુજરાતી પંચ" ૯–૧૦–૩૮ |
| ૧૨૧ | ગુજરાતનું પ્રાકૃતિક અને વ્યાપારી ભૂગોળવિજ્ઞાન (ભૌગોલિક) | ભોગીલાલ ગિરધરલાલ મહેતા | ફાર્બસ ગુજરાતી સભા મુંબઇ | ૦–૧૨–૦ | "ગુજરાતી પંચ" ૧૬–૧૦–૩૮ |
| ૧૭૭ | સાહિત્ય કળા (સાહિત્ય) | મોહનલાલ પાર્વતીશંકર દવે ખપાટિયા ચકલા, સુરત | લેખક પોતે | ... | "લોકવાણી" ૯–૧૦–૩૮ |
| ૧૨૨ | કબીર સંપ્રદાય (ધાર્મિક) | કિસનસિંહ ગો. ચાવડા | ફાર્બસ ગુ. સભા મુંબઇ | ૧–૦–૦ | "ગુજરાતી પંચ" ૧૬–૧૦–૩૮ |
| ૧૩૧ | પરાધીન રશિયા (ઐતિહાસિક) | ઉછરંગરાય ઓઝા | જીવનલાલ અમરશી મહેતા અમદાવાદ | ૧–૮–૦ | "મુંબઇ સમાચાર" સાપ્તાહિક ૧૬–૧૦–૩૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૦ | સ્વાયત્ત રશિયા (ઐતિહાસિક) | ઉછરંગરાય ઓઝા | જીવનલાલ અમરશી મહેતા પીરમશારોડ, અમદાવાદ | ૧–૮–૦ | "મુંબઇ સમાચાર" ૧૬–૧૦–૩૮ |
| ૬૬ | રાસકૌમુદી (રાસ) | મૂળજીભાઇ પી. શાહ | રાવપુરા, વડોદરા | ૧–૦–૦ | "સયાજીવિજય" ૧૩–૧૦–૩૮ |
| ૬૦ | વિનાશના અંશો અને માયા (કાવ્ય) | સ્વપ્નસ્થ | ભાનુભાઇ હ. વ્યાસ અને રણછોડભાઇ કે. વ્યાસ કાજીચકલા ભાવનગર | ૦–૫–૦ | "ઊર્મિ" નવેમ્બર '૩૮ |
| ૬૭ | અમે છીએ સાત | કુ. કુસુમ એ. સુરૈયા | ગૂજરાતી સાહિત્ય મંડળ ધરમાઇલ કોલેજ, જોગેશ્વરી મુંબઇ | ૧–૦–૦ | "ઊર્મિ" નવેમ્બર '૩૮ |
| ૧૩૦ | ભગવતીસાર (ધાર્મિક) | ગોપાલદાસ જીવાભાઇ પટેલ | નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ | પૃ. ૭૮૩ ૨–૦–૦ | "શ્રીબોધ" નવેમ્બર '૩૮ |
| ૫૮ × | સંચિતનાં કાવ્યો (કાવ્યો) | મૂળશંકર ઉદયશંકર ઓઝા | મનહર બ્રધર્સ, વાંકાનેર | પાકું પૂંઠું પૃ. ૧૬૦ | "શ્રીબોધ" નવેમ્બર '૩૮ |

# મહાલ પુસ્તકાલય મંડળોની વાર્ષિક સભાઓ

( ગતાંકના પૃષ્ઠ ૬૩૩ પરથી ચાલુ )

**૩૪ કામરેજ :** તા. ૬–૧૧–૧૯૩૮ ના રોજ મળી હતી. તેમાં (૧) દરેક જૂથમંડળના મંત્રીઓની સભા વરસમાં બે વખત ભરવા બાબતનો, (૨) શિષ્ટવાચનની પરીક્ષા માટે પુસ્તકપસંદગીનો તથા (૩) શિષ્ટવાચનની પરીક્ષક સમિતિ નીમવાના ઠરાવો થયા.

**૩૫. દહેગામ :** મંડળની વા. સામાન્ય સભા તા. ૨૫–૯–૩૮ ને રોજ મળી હતી, જેમાં (૧) સને ૧૯૩૭–૩૮નો હિસાબ મંજૂર કરવામાં આવ્યો, (૨) નવું વ્યવસ્થાપક મંડળ ચૂંટાયું, (૩) ૧૯૩૮–૩૯ માટેનું બીજું અધિવેશન નાંદોલ મુકામે ભરવા ઠરાવાયું તથા (૪) દહેગામ મહાલ પુસ્તકાલયની ફાળવણી સને ૧૯૩૫–૩૬ તથા ૩૬–૩૭ મહેસાણા પ્રાંત પુસ્તકાલયમાં આવેલી છે તે મંત્રીએ મંગાવી લેવા તજવીજ કરવાનું ઠરાવાયું હતું.

× આ કોષ્ટકમાં જે પુસ્તકનો જે ક્રમાંક આપવામાં આવ્યો છે તેનો તેજ ક્રમાંક, જે તે પુસ્તકનો પરિચય ફરીવાર અન્ય સામયિકમાં પ્રકટ થતાં આપવામાં આવ્યો છે અને હવે પછી પણ અપાશે. —તંત્રી.

નોકરિયાત વર્ગને એ વધુ માફક આવે છે, પોતાના નશીએ નિમાઇ ચૂકેલા ૪૦-૫૦ માં જે કંઇ ચા-પાણીના ખર્ચનું ઉમેરી શકાય તે ભલું, એ ગણતરીએ બિચારો એ નોકરી કરનાર, પોતાને મળતા આરામના થોડા કલાકોનો પણ શરીરસ્વાસ્થ્યની દૃષ્ટિએ મહાન ભોગ, આવી વીમા એજન્સી પાછળ આપે છે. તેની ચકોર આંખો વીમાના શિકારો ચોતરફ શોધતી હોય છે, અને ભાગ્યે જ મળતી સફળતા પાછળ ધક્કાઓ ખાઇ, ખુશામતો કરી, શિકારની પાછળ ચા-નાસ્તાઓના ખર્ચાઓ બગાડી, છેવટ તે નિરાશ થાય છે. આખી વાર્તા વાંચી જવા જેવી છે.

**કુમાર : આસો : ૧૯૯૪**

**દેવપુત્ર કનિષ્ક :** બુદ્ધધર્મની પડતી સાથે હિંદુસ્તાનની પડતી થઇ એમ કહીએ તો ખોટું નથી. કુમારિલ ભટ્ટે ફરકાવેલા બ્રાહ્મણત્વના ઝંડાએ શી કામગીરી આદરેલી ! નરી કત્લે આમ. પરંતુ પાછળથી બૌદ્ધ ધર્મનું અભ્યુત્થાન કરનાર એક મહાન વ્યક્તિ ઉત્પન્ન થઇ અને તે દેવપુત્ર કનિષ્ક. એણે ત્યારે મહાન સામ્રાજ્ય જમાવેલું. એણે રાષ્ટ્રીય બૌદ્ધ ધર્મ ઊભો કરેલો. એ બૌદ્ધ ધર્મનો સમુદ્ધર્તા ગણાયો છે.

કનિષ્કના પ્રતાપનો ખ્યાલ તો તેના નામની આગળ તેના ચક્રવર્તિત્વની સૂચક એવી કેટલીયે ઉપાધિઓ હતી, તે પરથી આવે છે. જૂની હિન્દુ રાજધાની પાટલીપુત્ર પણ એણે જીતેલી. કનિષ્કનો દરબાર એકલા તત્ત્વજ્ઞોથી નહિ પણ અનેકવિધ વિભૂતિઓ વડે શોભતો હતો. કહે છે કે વિખ્યાત ભિષગ્વર ચરક પણ એના દરબારનું એક રત્ન હતું.

**ઝાડની શરીરરચના :** ઝાડને જોતાં આપણને તેના આકારની સમજ પડે છે, તેટલી તેના શરીરની સમજ પડતી નથી. બહુ બહુ તો તેનું થડ, ડાળી, પાન અને ફૂલ કે ફળ આપણે જોઇ શકીએ છીએ. આપણને ભાગ્યે જ ખ્યાલ આવે છે કે પ્રાણી અને વનસ્પતિનાં શરીર એક જ જાતના જીવતા પદાર્થમાંથી ઘડાએલાં છે, એટલું જ નહિ પણ તેમની જીવનક્રિયા ( Vital Process )માં પણ ઘણું સરખાપણું છે. એક ઝાડ તેની ડાળી પર બેઠેલા પક્ષી જેટલું જ જીવતું છે.

**સર ફિરોઝશાહ મહેતા :** ઇ. સ. ૧૮૬૪ માં એલ્ફિન્સ્ટન કોલેજના ગ્રેજ્યુએટ ને ૬ મહિના રહી એમ. એ. થયા. તેમની દક્ષતાથી તરત જ તેઓ ફેલો નિમાયેલા અને તેમની કોલેજના પ્રેસિડેન્ટની ભલામણથી સ્કોલરશિપ મેળવી બેરિસ્ટર થયા. એમની બે વસ્તુઓ ખાસ યાદગાર છેઃ એક એમની પ્રતિભા અને બીજું એમનું વક્તૃત્વ. એ સ્વભાવને લઇને જીવ્યા ત્યાંસુધી કોંગ્રેસના સરમુખત્યાર જેવા બની રહેલા. આ "મુંબઇના સિંહ"ની આત્મગૌરવભરી ગર્જનાઓ એટલી જાણીતી હતી કે પ્રિન્સ અને પ્રિન્સેસ ઓફ વેલ્સ મુંબઇ આવ્યા ત્યારે એમનો ઓટોગ્રાફ માગેલો.

**નવચેતન : નવેમ્બર : ૧૯૩૮**

**હાલના અમેરિકાની કાંઇક ઝાંખી :** અમેરિકનો ઘણી બાબતનો ગર્વ લે છે. તેમાં ખાસ તો એમની મોટરોનોઃ દુનિયાની કોઇ પ્રજા પાસે હોય તેથી વધારે મોટરો એમની પાસે છે. અઠવાડિયાના સાધારણ કામના દિવસે રોજ આશરે અઢી લાખ

મોટરો ન્યૂયોર્કમાં પ્રવેશે છે અને એટલી જ બહાર જાય છે. બપોરે કામવાળા લત્તાઓમાં ૩૫૦૦૦ મોટરો રોજ ઉભી રહે છે (પાર્ક કરે છે), લોકોના મોટા ભાગને જમીન તળેની ' સબ-વે ' લઇ જાય છે, તેથી જમીન પર લોકોની બહુ ભીડ જામતી નથી. આ ' સબ-વે ' વીજળીની હોઇને સસ્તી છે. રા પેની ( બે આનામાં ) ગમે ત્યાં પહોંચાડે છે.

વૈજ્ઞાનિક બાબતોમાં લોકોનો બહુ રસ જણાય છે; લોકપ્રિય ને લોકભોગ્ય, વૈજ્ઞાનિક તથા શાસ્ત્રીય સામયિક પત્રો જુદા જુદા ઘણા રૂપે પ્રકટ થઇને દુનિયામાં આગળ વધવા ઇચ્છિતા યુવકોના મોટા સમૂહોની સેવામાં હાજર રહે છે, જાહેર ભાષણોમાં હાજરી ઘણી હોય છે.

વિજ્ઞાન તરફ વળતા મુસાફરો માટે ન્યૂયોર્કમાં ઘણાં રસસ્થાનો છે; કોલમ્બીઆ યુનિવર્સિટી, બેલની ટેલિફોનની પ્રયોગશાળાઓ, નેશનલ બ્રૉડકાસ્ટિંગ કંપની, ટેલિફોન તથા રેડીઓ-ટેલિફોન, સરકિટસને માટે ' લૉન્ગ ડિસ્ટન્સ ' મકાનો. પ્રત્યેક સ્થળે આપણે બેહદ આતુરતા, ઉત્સાહ, જ્ઞાન મેળવવાની શકિત અને મિત્રતા જ અનુભવીએ.

**મૅઝેરિક હોમ્સ :** મૅઝેરિક હોમ્સ એ પ્રાગ શહેરની પાસે આવેલું એક નાનું ગામ છે. વિશાળ બાગ-બગીચા વચ્ચે ત્રીસ ભવ્ય મકાનોમાં મૅઝેરિક હોમ્સનો સમાવેશ થાય છે. આ સંસ્થાના ત્રણ વિભાગ છેઃ પહેલામાં અસાધ્ય રોગથી પીડાતાં સ્ત્રી-પુરુષો માટેની હૉસ્પિટલો તથા વૃદ્ધ સ્ત્રી-પુરુષોને રહેવાની સંસ્થા છે; બીજામાં અસાધ્ય રોગોથી પીડાતાં બાળકો માટે સંસ્થા છે અને ત્રીજામાં નબળાં બાળકોની શરીર સુધારવાની તેમ જ તેમને શિક્ષણ આપવાની સંસ્થા છે.

મૅઝેરિક હોમ્સ બાળકો ને વૃદ્ધો માટે સ્વર્ગસમાન સંસ્થા છે. ઝેકોસ્લોવેકિયાને સ્વતંત્ર કરનાર અને પોતાનું આખું જીવન દેશસેવામાં અર્પનાર મહાપુરુષ મૅઝેરિકનું નામ આ સંસ્થા સાથે જોડાયેલું છે. કહેવાય છે કે જગતભરમાં આવી સંસ્થા નથી. ગરીબોનાં દુઃખો દૂર કરવાનું આ અતિ અગત્યનું સ્થળ છે. આવી સંસ્થાઓ આપણા દેશમાં ક્યારે થશે ?

**નવરચના : ઑક્ટોબર : ૧૯૩૮**

**વિદ્યુતયુગનો વિધાતા :** નોકરી શોધતો રખડતો એક છોકરો ચોપડીઓ બાંધનારને ત્યાં નોકરી રહે છે. નોકરી કરતાં ' રિસેસ ' ના વખતે ચોપડીઓ વાંચે છે: વાચનવૃત્તિ કેળવાતાં તે આગળ વધે છે અને વાચનવૃત્તિ દ્વારા એ એક મહાન વૈજ્ઞાનિક નીવડે છે. અને એને 'વિદ્યુતયુગના વિધાતા'નું બિરુદ પ્રાપ્ત થાય છે. એનું નામ ફેરેડ. છેવટે એ રૉયલ સોસાઇટિનો સભ્ય બન્યો હતો. આખુંય ચરિત્ર વાંચી જવા જેવું છે.

**કિશોર : શ્રાવણ : ૧૯૯૪**

**એકડો અને મીંડાં :** આજે એવી હાલત થઇ પડી છે કે અંગ્રેજી ભણેલો છોકરો પોતે શું ભણે છે એ પોતાની માને પણ ન સમજાવી શકે. એને એમ થાય છે કે મારી મા આમાંનું શું સમજી શકે એમ છે ? આ રીતે મા અને દીકરા વચ્ચે અંતર

પડે છે અને તે દિવસે દિવસે વધતું જ જાય છે. એટલે અંગ્રેજી કેળવણી માબાપ અને દીકરા વચ્ચે અંતરાયરૂપ બની છે.

'આજકાલ અપાતી કેળવણીમાં બુદ્ધિની કસરત થાય છે, પણ હાથપગ બાજુએ મૂકી દેવાય છે. એની કેળવણી તો ભુલાઇ જ ગઇ છે. લેખક બુદ્ધિની કેળવણીને મીંડું કહે છે અને હાથપગની કેળવણીને એકડો. આજકાલ બધા એકડાને છોડી મીંડાની પાછળ પડયા છે. આપણે ગમે તેટલાં મીંડાંઓને હારબંધ ગોઠવીએ તોય એની કિંમત તો શૂન્ય જ રહેવાની. હાથપગની કેળવણી મેળવીએ તો કંઇ નહિ તો એકડો તો હાથ આવે જ. હાથપગ ચલાવવાવાળો કદી ભૂખે નહિ મરવાનો.

આજનું ભણતર, જ્ઞાન નથી પણ અજ્ઞાન છે. બાપે દેવામાં ડુબી ડુબીને છોકરાને ભણાવ્યો હોય અને છોકરો ફૂલફટાકા થઇને ફર્યા કરે એ ભણતર કેમ કહેવાય ? બાપ ખેતરમાંથી કલ્લો કલ્લો લાવીને ભરણપોષણ કરે અને છોકરો લાંબા વાળ રાખી, ઇસ્તરીબંધ કપડાં પહેરીને અને ચમચપાટી બોલાવતા બૂટ પહેરી છેલબટાઉ માફક ફરે એ ભણતર કેમ કહેવાય ?

**પૂર્ણી : ઑક્ટોબર : ૧૯૩૮**

**અંગ્રેજોનું રાજ કયારે જશે ? :** પચાસ વર્ષ પરનો પુનાનો એક પ્રસંગઃ લોકો જાહેર સ્થળે ચોઢેલું એક જાહેરનામું વાંચતા હતા. એ હતું કલેકટરની ઑફિસનું: એમાં લખ્યું હતું: " આજે એક અરજી આવી છે. એ નનામી હોવાથી જવાબ આપી શકાયો નથી. જાહેરની જાણ માટે અહીં મૂકી છે. " તે અરજી નીચે પ્રમાણે હતીઃ

" સાહેબને માલમ થાય જે અંગ્રેજ સરકારનું રાજ કયારે જશે ? " આ અરજી પહેલાં તો કારકુનના હાથમાં આવેલી. તેને થયેલું કે આવી અરજી વાંચી સાહેબ ગુસ્સે થશે, તેથી તેણે સંતાડી રાખી, પણ પ્રસંગવશાત્ સાહેબ તે જોઇ ગયા. વાંચી, મૂછમાં હસ્યા અને બોલ્યાઃ " એના પર શેરો મારોઃ ' જ્યારે અમે અંદર અંદર લડશું અગર તમે અંદર અંદર લડતા બંધ થશો તે દિવસે આ અંગ્રેજી રાજ આથમી જશે.' "

**પ્રસ્થાન : ભાદ્રપદ : ૧૯૯૪**

**સુધારક ધર્મમાં સુધારા :** પ્રગતિ એટલે શું ? એ સવાલ હંમેશાં ઊઠે છે. જ્યાં જીવનના આદર્શો વારંવાર બદલાય છે ત્યાં પ્રગતીની દિશા નક્કી કરવી સહેલી નથી. તે તે વખતના લોકોને તાત્કાલિક જે ઇષ્ટ લાગે તે તરફ જવા માટે જોઇતા ફેરફાર કરવા એનું નામ પ્રગતિ. લોકોને રૂચે એ દિશામાં જ લોકો જવાના. સમાજમાં સ્થૈર્ય અને પ્રગતિ બન્ને સાચવવાં પડે છે. જો સ્થિરતા ન હોય તો સામાજિક સદ્દગુણોની મૂડી બંધાય જ નહિ. ચારિત્ર્ય કેળવાય નહિ અને માણસને સામાજિક જીવનનો વિશ્વાસ ન બેસે. ઊલટા જો આપણે અપરિવર્તનવાદી બન્યા તો જીવન કટાઇ જશે, કોહવાઇ જશે અને તમારા જીવનરસો સુકાઇ જશે.

**વિયેના :** નાઝી રાજ્યમાં જ્યૂ લોકોનો પત્રવ્યવહાર પણ સલામત નથી. ટપાલના કાગળમાં ન એનાથી કશું પુછાવાય કે ન કશું લખાય. કારણ કે તેમના કાગળો નવી સરકાર સેન્સર કરીને જ મોકલે છે. એટલે કાગળમાં તો ' અમે ખુશીમાં છીએ, તમે ખુશીમાં હશો ' એવું જ લખી શકાય. વિયેનામાં નાઝી રાજ્ય સ્થપાતાં પહેલાં એકે એક માણસનો મત લેવામાં આવ્યો હતો એમ કહેવાય છે, પણ ઘણાઓ માને છે કે એ તો તૂત છે. અમુક મહોલ્લામાંથી હજાર મત મળ્યા જણાવે જ્યારે ત્યાં તેટલી વસ્તી જ ન હોય ! ઑસ્ટ્રિયામાં નાઝી રાજ્યની સ્થાપનાને ' આનશ્લુસ ' ( સંગઠન ) કહે છે. પણ યહૂદીઓ પૂછે છે કે એ સંગઠન ક્યાં છે !

**શ્રીમદ્ રાજચંદ્ર :** તેમનામાં મહાશક્તિનો આવિર્ભાવ હતો; અને તેનો ઉપયોગ તેમણે ઉત્તરોત્તર અન્ય પદાર્થમાંથી કાઢી લઇ કેવળ એક આત્મતત્ત્વની શોધમાં અને સાક્ષાત્કારમાં કર્યો હતો. તેઓએ સાધારણ અર્થમાં સંસારનો ત્યાગ નહોતો કર્યો: કદી ભગવો કે પીળો-ધોળો વેષ ધારણ કર્યો નહોતો; છેવટ સુધી તેઓ ગૃહસ્થના પર્યાયમાં હતા. છતાં તેઓ ' હૃદયત્યાગી ' હતા.

## પ્રસ્થાન : આશ્વિન : ૧૯૯૪

**ભગવદ્‌ગીતાનું અધ્યયન :** ભગવદ્‌ગીતાનું જીવન પ્રત્યેનું જે વલણ છે તે સમજી લીધા વગર અને સ્વીકાર્યા વગર ભગવદ્‌ગીતાનો સંદેશો જીવનમાં ઉતારવાની વાત મિથ્યા છે. ગીતાવાચનથી મન ઉન્નત થાય છે. પણ ગીતામાં આવેલા બધા જ સિદ્ધાંતો અમને માન્ય છે એમ નથી, એવું કહેનારા લોકો એટલું નથી સમજતા કે ગીતાનો સંદેશો એ સારા સારા સિદ્ધાંતોનો ખીચડો નથી; પણ એક જ બીજમાંથી જેમ અસંખ્ય શાખા-પ્રશાખાઓ નીકળે છે, તેમ એક મૂળભૂત સિદ્ધાંતમાંથી એની મેળે ફલિત થતા સિદ્ધાંત-ઉપસિદ્ધાંતનું એક જીવનવૃક્ષ છે. ગીતામાં અધ્યાત્મશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર એકરૂપ વણેલાં છે, તેથી ગીતાના સમાજશાસ્ત્રમાં ગીતાનું અધ્યાત્મ પરોવાયલું જોવું જરૂરી છે.

સમાજશાસ્ત્રમાં ગીતાએ સ્વધર્મપાલન, શ્રેષ્ઠોનું અનુસરણ, લોકસંગ્રહ, સર્વભૂતહિતસાધન અને જ્ઞાનદાન એને જ મહત્ત્વ આપ્યું છે. ઉચ્ચનીચ ભાવને સ્થાન ન જ રહેવું જોઇએ એ પણ આગ્રહપૂર્વક કહ્યું છે.

**અમેરિકાની કેળવણી અને કેળવણીની સંસ્થાઓ :** ચાલુ જમાનામાં આ દેશ દુનિયાના કોઇ પણ દેશ કરતાં વધારે સંપત્તિવાન અને પ્રગતિમાન થયો છે. એનાં મુખ્ય કારણો આ પ્રમાણે ગણી શકાય: (૧) દેશની નૈસર્ગિક સંપત્તિ, (૨) સમાજવ્યવસ્થા, (૩) રાજ્યવ્યવસ્થા, (૪) નાગરિકોની સાહસિકતા અને (૫) યુવકોની કેળવણી. આ બધાયમાં મૂળભૂત કેળવણી છે. દેશની ગમે તેટલી નૈસર્ગિક સંપત્તિ છતાં કેળવણી સિવાય તે કશા કામમાં નથી આવતી. ત્યાંના યુરોપિયન વસવાટ કરનારાઓએ પોતે વસવાટ કર્યો તે સાથે દેવળો અને શાળાઓ સ્થાપવાનું કામ એમણે પહેલેથી જ કર્યું હતું; એનો લાભ એમના વંશજોને આજે સારી રીતે મળી રહ્યો છે. કેળવણી મેળવવાની

સંસ્થાઓના પ્રકારમાં નિશાળ, કુટુંબ અને સમાજ એ ત્રણ મુખ્ય છે. આમાં નિશાળ મુખ્ય ભાગ ભજવે છે; જ્યારે કુટુંબ અને સમાજ અનુકૂળ ભૂમિકા તૈયાર કરવામાં સહાયભૂત થાય છે. આપણા દેશમાં છેલ્લી બે સંસ્થાઓ યોગ્ય ભાગ ભજવતી ન હોવાથી આપણાં બાળકોને પૂરતો વેગ મળતો નથી.

વસંત : શ્રાવણ–આશ્વિન : ૧૯૯૪

**બંકિમ :** બંકિમ સાચે જ યુગપ્રવર્તક હતા. બંગાળી ભાષા અને સાહિત્યમાં તેમણે એક નવો યુગ પ્રવર્તાવ્યો હતો, એ વિષે કશો સંદેહ નથી. પરંતુ કેવળ બંગાળી ભાષા અને સાહિત્યમાં જ નહિ પણ પોતાના ' આનંદમઠ ' પુસ્તકમાં તેમણે દેશ–માતૃકાની જે અપૂર્વ સુંદર મૂર્તિ આપણી સમક્ષ ખડી કરી છે, અને દેશમાતૃકાની સેવાનું જે અતિશય આશ્ચર્યજનક રૂપ આપણને બતાવ્યું છે, તે ઉપરથી રાજનીતિ ક્ષેત્રમાં પણ તેમણે નવો યુગ આણ્યો હતો એમ કહી શકાય.

**જગન્નાથનો સાગર :** જેમ કાશીનું ખરું દર્શન કરવું હોય તો તે કાશી વિશ્વનાથના મંદિરમાં તે થઇ શકતું નથી, પરંતુ ગંગાના કાંઠે આવેલા દશાશ્વમેધ ઘાટ ઉપર એકત્ર થયેલી વિવિધ પ્રાન્તોની માનવમેદનીમાંથી થઇ શકે છે, તેમ જગન્નાથનું ખરું મહત્ત્વ નગરની મધ્યમાં આવેલા જગન્નાથના મંદિરમાં જણાતું નથી, પરંતુ સમુદ્રકાંઠે કલ્પનાના નયનથી દેખાતા જગન્નાથના દર્શનમાં રહેલું છે. જગન્નાથના સાગરને જોતાં જ કલ્પનાતીત ભવ્યતા આશ્ચર્યચકિત કરે છે. આકાશ અને હિમાલયની ભવ્યતા કરતાં સાગરની ભવ્યતા જુદી જ છે. ગિરિશિખર જેવા તોફાની તરંગો પ્રતિક્ષણ સંપૂર્ણ સામર્થ્યથી ઉછળે છે.

યુવક : નવેમ્બર : ૧૯૩૮

**હિંસાત્મક આર્થિક પ્રવૃત્તિ :** માણસની આર્થિક પ્રવૃત્તિમાં હિંસા જે ભાગ ભજવી રહી છે તેને પરિણામે માનવજાત શાંતિ ખોઇ બેઠી છે અને સત્તાના પંજામાં જકડાઇ ગઇ છે. આજે જગતભરમાં હિંસાનું રાજ્ય છે. શિક્ષિત અને ધંધાદારી ખુનીઓને ( લશ્કરને ) રાષ્ટ્રના નેતા અને ઉદ્ધારકો તરીકે મોટું રાષ્ટ્રીય માન આપવામાં આવે છે. શાંતિની જેટલી વાતો સંભળાય છે તે બધી, માત્ર ભયંકર જીવલેણ વિગ્રહને પાછો ઠેલવા પૂરતી જ; કારણ કે ભીતિ અને તિરસ્કારના પાયા ઉપર ચિરસ્થાયી શાંતિ કદી સ્થાપી શકાય જ નહિ. જ્યાં સુધી ઔદ્યોગિક એકીકરણો અને જથાબંધ ઉત્પાદનની પ્રથા મોજૂદ છે ત્યાં સુધી જગતમાં કાયમ ટકી શકે એવી શાંતિ સ્થપાવી અશક્ય છે, અસંભવ છે. ઔદ્યોગિક ઉત્પાદન અને યુદ્ધ એ કોઇ દિવસ જુદાં ન પડી શકે તેવાં જોડકાં બાળકો છે. ઔદ્યોગિક એકીકરણ હિંસાને નોતરે છે.

**માતાઓ માટે સંગ્રહસ્થાનો :** રશિયાભરમાં સ્ત્રીઓ અને માતાઓના રક્ષણ માટે સંગ્રહસ્થાનો સ્થપાયાં છે. તે દ્વારા ભવિષ્યની માતાને માતૃત્વનું અને બાળસંભાળનું જ્ઞાન આપવામાં આવે છે. આ સંગ્રહસ્થાનમાં જુદા જુદા વિભાગો હોય છે.

એમાં બાળકના જન્મ પહેલાં અને પછીની સંભાળ, બાળઉછેર અને બાળખરદાસ્તનું શિક્ષણ અપાય છે.

**શિક્ષણ પત્રિકા : આશ્વિન : ૧૯૯૪**

**સામાન્ય જ્ઞાન :** જ્યાં પુસ્તકો કે છાપાં જેવું કંઇ જ ન મળતું હોય ત્યાં પણ શિક્ષક મહેનત કરી, લાગવગ લગાવી મૈત્રી કરી વાચન મેળવી શકે; માત્ર જે શિક્ષક આળસુ હોય અને સામાન્ય જ્ઞાનમાં ન માનતો હોય તે જ ન મેળવી શકે. ઘણા શિક્ષકો દલીલ કરે છે કે " આપણે વાંચીને શું કરવું છે ? ઓછો પગાર વધવાનો છે ? વાંચ્યું તો યે શું ને ન વાંચ્યું તો યે શું ?" આનો જવાબ તો તેમના ઉપરી અધિકારી આપી શકે; અને તે એક જ રીતે કે શિક્ષકને તેને કરવા પડતા આ કંટાળાભરેલા ધંધામાંથી છોડી મૂકવાની કૃપા કરીને.

—બાળકને મોઢે મોઢે કહેવું કે ' આ બાળક મંદ છે ' અગર ' આને બરાબર નથી આવડતું ' અગર ' આ ચાલી શકે તેમ નથી ' તેમાં અલબત્ત, બાળકનું તો અપમાન છે જ, પણ તેમાં આપણી જાતનું પણ અપમાન છે. આપણી જાતનું એટલા માટે કે આપણામાં જે મહાનતા અને ઉદારતા જોઇએ તે છોડીને આપણે નીચે ઊતરી મંદને મંદ કહીએ છીએ.

**સ્ત્રીબોધ : નવેમ્બર : ૧૯૩૮**

**ભાવનાનું શિક્ષણ :** મનુષ્યની અંતર્ગત રચના ગૂંચવણભરેલી છે. આ રચનાના શારીરિક, માનસિક વગેરે ઘણા વિભાગો છે, જેમાં વિચારવાના, વિચારના આદેશોને વાણીમાં ઉતારવાના, વાણી વા વિચારમાંથી કાર્યમાં મૂકવાના, એવા ઘણા સાંચાઓ કામ કરે છે. આ બધામાં મનનું કાર્ય સૌથી મુખ્ય છે. આ મનનું સ્થાન મગજમાં રહેલ છે. બુદ્ધિ, મન અને આત્મા ભલે નૈયાયિક અગર તત્ત્વવેત્તાની દૃષ્ટિએ જુદાં હોય, પરંતુ સાધારણ માણસ માટે તો આ બધું એક જ છે.

**સ્ત્રીપ્રવૃત્તિનું લક્ષ્ય :** સ્ત્રીની પરિસ્થિતિમાં એવું પરિવર્તન થવું જોઇએ કે તે પોતે જ પોતાનો માર્ગ રચવા શક્તિવાન હોય; પોતાના સારા–નરસા વિચાર કરી શકે; અને પોતાની ઇચ્છાનુસાર જીવન જીવવાનો અધિકાર ધરાવી શકે. એ ત્યારે જ શક્ય બને કે જ્યારે એને પુરુષના સરખા અધિકારો મળે. માતાઓ, પુત્રીઓ, બહેનો માટે એવો સંદેહ લાવવો કે એ સ્વતંત્ર બનીને પુરુષોની વિરોધી બનશે એ જ ભૂલ છે. સ્ત્રીઆંદોલન એમનો વિરોધ કરવાને નથી, એમની સાથે સાચો સહયોગ સ્થાપવાને છે.

**બુદ્ધિપ્રકાશ: જુલાઇ–સપ્ટેમ્બર ૧૯૩૮**

આખોય અંક સ્વ. હિરાલાલ પારેખના સ્મારક અંક તરીકે પ્રસિદ્ધ થયો છે. તેમના મિત્રો–પરિચિતો વગેરેનાં સદ્‌ગતના સેવાભાવી જીવન પર પ્રકાશ પાડતાં સંસ્મરણોનો સારો સંગ્રહ છે. જીવનમાં કંઇક કરી જવાની ભાવનાશીલ હરકોઇ વ્યક્તિએ તે આખોય અંક ખાસ વાંચી જવા જેવો છે.

—✠—

## ગુજરાતી મહાજનો ( આછો પરિચય )

**૧ રણછોડલાલ છોટાલાલ, ૨ દાદાભાઇ નવરોજજી, ૩ દયાનંદ સરસ્વતી, ૪ કરસનદાસ મૂળજી, ૫ કવિ નર્મદ, ૬ જયકૃષ્ણભાઇ, ૭ ઝંડુ ભટ્ટજી, ૮ જમશેદજી ટાટા, ૯ બહેરામજી મલબારી, ૧૦ અબ્બાસ તૈયબજી, ૧૧ નારાયણ હેમચંદ્ર, ૧૨ અમૃતલાલ પઢિયાર.** કિશોર ચારિત્રમાળા—ગુચ્છ બીજો. લેખકઃ **રા. રસૂલભાઇ ન. વહોરા,** પ્રકાશક : ચરોતર એજ્યુકેશન સોસાઇટી આણંદ. આખા ગુચ્છાનાં પૃ. ૪૭૬, દરેકની કિંમત રૂ. ૦–૨–૦ અને આખા ગુચ્છની કિંમત રૂ. ૧–૫–૦

એક પ્રાથમિક શાળાનો શિક્ષક કિશોર ચરિત્રમાળાના બે ગુચ્છનાં ૨૪ પુસ્તકો લખે એ ખરેખર આનંદજનક વાત છે. લખે છે ઘણા, પણ બાળકો અને શિક્ષકોને કામમાં આવે એવું લખનારા થોડા છે. આ ગુચ્છમાં ગુજરાતના ૧૨ મહાજનોની ઓળખાણ અને તેમના જીવનની આછી આછી ઝાંખી સફળ રીતે સાદી ભાષામાં લેખકે આપી છે. જનતામાં પુસ્તકાલયપ્રવૃત્તિ માટે સુપ્રસિદ્ધ થયેલા શ્રી. મોતીભાઇ અમીન સાહેબે નિવેદન ( એકસરખું ) આપ્યું છે ને તેમાં આ ચરિત્રમાળા કેવા ઉદ્દેશથી પ્રસિદ્ધ થાય છે ને તેનો કેવો સદુપયોગ કરવામાં આવે છે તે જણાવવામાં આવ્યું છે. ગુચ્છના લેખકને ધન્યવાદ ઘટે છે. વિશેષ ખુબી રા. આશાભાઇ નરસિંહભાઇ પટેલે દરેક મહાજનનો પરિચય આપ્યો છે તેમાં છે. દરેક નાયકના વિશિષ્ટ ગુણો અતિસંક્ષેપમાં પણ મહત્ત્વ ઓછું થયા વિના પરિચયમાં આલેખાયા છે ને જેમને આટલા નાના ગ્રંથો પણ વાંચવાનો અવકાશ ન હોય તેમને આ ' પરિચય ' વાંચી જવાની હું ખાસ ભલામણ કરૂં. એ શૈલી લાક્ષણિક જણાય છે. રા. રસૂલભાઇ ખૂણે પડયા પડયા આવું સારૂં કામ કરી રહ્યા છે તે પરોક્ષ રીતે ગુજરાતી આલમ ઉપર ઉપકાર કરતા રહ્યા છે. સારા કાગળ, સારી છપાઇ, શુદ્ધ લેખન, જે તે ' મહાજન 'ની છબિ—આ બધાં આ કિશોર ચરિત્રમાળાનાં આકર્ષણો છે. આવાં પુસ્તકો દરેક પ્રાથમિક અને માધ્યમિક શાળામાં હોવાં ઘટે છે. શાળાના કંટીજન્ટમાંથી લઇ શકાય એટલાં તે સોંઘાં છે. જે તે 'મહાજન' વિષે વધારે માહિતીની જિજ્ઞાસા ધરાવનારને શ્રી. આશાભાઇએ દિશાઓ બતાવી છે.

ગુજરાતમાંથી હજી ઘણા ' મહાજનો ' જડે એમ છે. તે ઉપરાંત સાક્ષરો, સંતો, કેળવણીકારો, દાનવીરો તેમ જ સ્ત્રીવર્ગ—એ સૌમાંથી યોગ્ય ચૂંટણી કરી, શ્રી. મોતીભાઇ અમીન સાહેબ રસૂલભાઇને યોગ્ય માર્ગે દોરશે તો તેઓ વળી નવા ગુચ્છો લખશે અને શ્રી. મોતીભાઇ અમીન સાહેબ ઉત્તરાવસ્થામાં પણ જુવાન માણસના જેટલી પ્રવૃત્તિ કરી શકે છે તે કરશે તો સમગ્ર ગુજરાત—આબાલવૃદ્ધ—તેમનો ઉપકાર માનશે ને દેશની, ગુજરાતી ભાષાની સારી સેવા થઇ ગણાશે.

**૧૦–૧૧–૩૮** **ગો. મ. શાહ**

**વડોદરા.**




## વડોદરા રાજ્ય

**મદદનીશ વ્યવસ્થાપકઃ**—દીવાળીના તહેવારો શરૂ થવાના અરસામાં પુ૦ ખાતાના મદદનીશ વ્યવસ્થાપક રા. રા. રાંગણેકર સાહેબની બદલી થઇને તેમને ઠેકાણે રા. રા. ઉમેદભાઇ મોતીભાઇ પટેલ કે જેઓ ડભોઇ મહાલના શાળાધિકારી હતા તેમની નિમણુક થઇ છે

**પુસ્તકાલયની સભા**—ભાડ સાર્વજનિક પુસ્તકાલયની ત્રિમાસિક સભા મળી હતી, તેમાં તે પુસ્તકાલયનો ત્રિમાસિક હિસાબ મંજુર કરવામાં આવ્યો હતો તથા સારાં પુસ્તકોના લાભ વગેરે સમજાવવામાં આવ્યું હતું.

**—તરકતલાવ** મે. રા. રા. અમરેલી પ્રાંત શાળાધિકારી શ્રી. ઓતીવ સાહેબે પુસ્તકાલયની તપાસણી કરી હતી. ઉંડી ગયેલા વિદ્યાર્થીઓ વધારે પ્રમાણમાં વાચન કરે તે માટે આગ્રહપૂર્વક ભલામણ કરી હતી, તેમજ શિષ્ટવાચનની પરીક્ષા આપવા બને તેટલા નાગરિકોને તૈયાર કરવા સૂચના કરી હતી.

**—પાટણ મહાલ પુસ્તકાલય પરિષદનું** દ્વિતીય અધિવેશન રૂવાવી મુકામે તા. ૨૦-૧૧-૩૮ને રવિવારે પાટણ વિભાગ શાળાધિકારી મે. રા. રા. ઇંદ્રવદન ધનંજય પંડયા સા. ના પ્રમુખપદે મળનાર છે.

**પુસ્તકાલયને મળેલી ભેટ** : સાર્વજનિક પુસ્તકાલય ચારૂપ તા. પાટણને પાટણનિવાસી સંઘવી શેઠ નગીનદાસ કરમચંદે રૂા. ૧૫ ભેટ આપ્યા છે.

## વ૦ રા૦ પુ૦ મંડળ

**શિષ્ટ વાચનની ૧૫ મી પરીક્ષાઃ**—જાનેવારીની ૨૨ મી તારીખે લેવા ઠરેલી આ પરીક્ષા માટે રખાયલા પુસ્તક '**અપંગની પ્રતિભા**'ની નવીન આવૃત્તિ પ્રસિદ્ધ થયેલ હોવાથી એની નકલો હવે સુલભ બની છે. એક આંધળી, બહેરી ને મૂંગી બાળા યોગ્ય કેળવણીના પ્રતાપે પોતાનું જીવન કેટલે દરજ્જે ખીલવી શકે છે ને કેવાં કેવાં કાર્યો કરે છે એ વગેરેની પ્રેરણાવંતી માહિતી ધરાવતા આત્મકથાના આ પુસ્તકની પરીક્ષાનો લાભ ગુજરાતનાં શિક્ષિત સ્ત્રી-પુરુષો તેમ મોટા વિદ્યાર્થીઓ બહોળા પ્રમાણમાં લે એ ઇચ્છવા યોગ્ય છે. ઉમેદવારી હજી જેમણે ન નોંધાવી હોય તેમને તરત જ તેમ કરી દેવાની ને પુસ્તક મંગાવી કે મેળવી લઇને વાંચવા માંડવાની ભલામણ કરીએ છીએ.

**કરજણ મહાલ પુસ્તકાલય મંડળ** તરફથી શિષ્ટ-વાચનની પહેલી પરીક્ષા તા. ૨૦-૧૧-૩૮ ને રોજ રાખવામાં આવી છે.

**જોઇએ છે !**:—નવસારી પ્રાંત માટેના પુસ્તકાલય પ્રચારકનું પદ ખાલી હોઇ તેને માટે પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ ધરાવનારા ને એના ધારાધોરણો તેમ કામથી

સોમીઆ શખ્સની સેવાની જરૂર છે. ઇચ્છુક ઉમેદવારોને નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળના મંત્રી તરફ અરજી મોકલવાની ભલામણ છે. ભથ્થા ભાડા સાથે પગાર રૂ. ૨૫) થી ૩૦) સુધી મળી શકશે.

## રાજ્યબહાર

**બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ :** આવતા ડિસેમ્બર માસમાં આણંદ મુકામે ભરાવાનું નક્કી થઇ ગયું છે. એને લગતી ત્રણ પત્રિકાઓ પ્રકટ થઇ છે તેમાંની પહેલી પત્રિકામાં નીચેની માહિતી માગવામાં આવી છે તે તા. ૨૦ સુધીમાં બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદના મંત્રીને આણંદ મોકલી આપવા સૌ જાણકારોને જણાવ્યું છે.

**માગેલી માહિતી—**

### સાર્વજનિક પુસ્તકાલયનું નિવેદન

[૫૦૦૦થી વધારે વસ્તીવાળા ગામે વા ૫૦૦થી વધારે પુસ્તકો હોય તેવા પુસ્તકાલયે ભરી મોકલવાનું]

(૧) ગામ, જીલ્લો, વસ્તી; (૨) સ્થાપન તારીખ વા તે ન મળે તો સન: (૩) વાચનાલયનું સ્થળ: પોતાનું, ભાડાનું કે માગેલું? (પોતાનું હોય તો જમીન સાથે મકાનની કિમ્મત રૂ.) (૪) સ્થાયી ભંડોળ રૂ (૫) પુસ્તકોની સંખ્યા: પુસ્તકોની કુલ કિમ્મત રૂ. (૬) લાકડી સામાનની કિમ્મત તથા અન્ય સામાનની કિમ્મત, (૭) કુલ મિલ્કત (ઉપરના ૩ થી ૬ સુધીનો સરવાળો), (૮) ચાલુ વર્ષે આવક: સભાસદોનું લવાજમ, વ્યાજ, અન્ય મદદ, કુલ આવક, (૯) ચાલુ વર્ષે ખર્ચ, પત્રો માસિકો માટે, નોકર ખર્ચ, પુસ્તકો માટેનો ખર્ચ, ઇતર ખર્ચ; (૧૦) સભાસદના વર્ગોના પ્રકાર, વર્ગવાર દરેક સભાસદને આપવાનું લવાજમ અને વર્ગવાર સભાસદોની સંખ્યા, (૧૧) વર્ષમાં વંચાયલાં પુસ્તકોની સંખ્યા: વાચકોની સંખ્યા: (૧૨) મંત્રીનું પૂરેપુરૂં નામ અને ધંધો, સરનામું, તારીખ.

**ટીપ :** (૧) પોતપોતાના ચાલુ હિસાબી વર્ષના આંકડા દરેકે ભરવાના છે. (૨) પોતપોતાના વર્ષ આખરે ઇસ્યુબુકમાં જે છેલ્લો નંબર હોય તે વંચાયલાં પુસ્તકોની સંખ્યા જણાવવી. (૩) એકજ વાચકે વર્ષમાં ઘણાં પુસ્તકો વાંચ્યાં હોય તો પણ તેને એકજ વાચક ગણવો.

**પુસ્તકોનું પ્રદર્શન**—એ પરિષદ પ્રસંગે વિવિધ પ્રદર્શનો સાથે ચરોતરના વતનીઓએ લખેલાં પુસ્તકોનું પણ એક પ્રદર્શન ભરવા નક્કી થયું છે. એ પ્રદેશમાં પેટલાદ અને ભાદરણ તાલુકા તેમજ ખેડા જીલ્લો અને ખંભાત રાજ્યનો સમાવેશ થાય છે.

ચરોતરના સૌ લેખકો પોતપોતાની કૃતિઓ આ પ્રદર્શન માટે મોકલી આપે. એવાં એકત્ર થયેલાં સઘળાં પુસ્તકો ચરોતર એજ્યુકેશન સોસાઇટીમાં ટ્રસ્ટ તરીકે સોંપાશે.

—આ પ્રસંગે ધંધે વળગેલા આપણા સામાન્ય વર્ગ માટે તેમ જ શાળા-મહાશાળાઓમાં ભણતા આપણા ઉછરતા વર્ગ માટે સંસ્કારપોષક અને વિવિધ જ્ઞાન આપતાં સારાં પુસ્તકોના માર્ગદર્શક યાદી તૈયાર કરવાનું પણ હાથ ધરવાની યોજના છે. એ માટે જીવનઘડતરમાં જરૂરી એવાં ૧૫ પુસ્તકોની નામાવલિ તેના વિષય, કર્તા ને અને તો કિંમત સાથે નવેમ્બરની ૨૦ મી સુધીમાં મોકલવાથી તે તૈયાર થતી યાદીમાં ઉપયોગી થઇ પડશે. પુસ્તકાલય પ્રવૃત્તિના સૌ પ્રેમીઓ આટલું તો જરૂર કરી શકે.

**ઉમદા સખાવત**—ગુજરાતમાં પુસ્તકાલયપ્રવૃત્તિને આગળ વધારવા માટે એમ કહેવાય છે કે સર સી. વી. મહેતાએ સારી એવી રકમ આપવાનું જાહેર કર્યું છે અને તેની યોજના વગેરે શ્રી. મોતીભાઇ અમીન સાહેબ સાથે ઘડાય છે. આ રકમ અને મુંબઇ સરકારે આ કાર્ય માટે જાહેર કરેલ રકમ વડે, કહે છે કે જીલ્લા લોકલ બોર્ડોની પૂરતી મદદ મળે તો ગુજરાતને ગામડે ગામડે પુસ્તકાલયો સ્થપાય.

—※—

રતા પુસ્તકાલય શાખા — વડોદરા તા. ૭-૧૧-૩૮

## સુચના નં.. ૪૩૭ સને ૧૯૩૮-૩૯

# વિષય

### ફ. પુ. શાખાનાં નવીન પુસ્તકો બાબત

સુચના નં. ૪૩૧ તા. ૬-૮-૩૮ ના અનુસંધાનમાં જણાવવાનું કે ફરતા પુસ્તકાલયના ઉપયોગ માટે માહે ઑગસ્ટ ૧૯૩૮થી માહે ઑક્ટોબર ૧૯૩૮ સુધીમાં નીચેનાં પુસ્તકોનો વધારો કરવામાં આવ્યો છેઃ—

ગુજરાતી

| લેખક. | પુસ્તકનું નામ. | સાલ |
|---|---|---|
| કવિ દ. ભ. ( શરદબાબુ ) | અનુરાધા | ૧૯૩૮ |
| સુશીલ ,, | બડીદીદી | ,, |
| કર્ણિક, માધવરાવ | શેષપ્રશ્ન | ,, |
| પટેલ, નાગરદાસ ઈ. | રોહિણી | ,, |
| શાહ, ચંદુલાલ એમ. | દેશની માયા | ,, |
| કર્ણિક, મા. ભા. | સફેદ શયતાન | ,, |
| ચાવડા, કીસનસિંહ | ભૈરવી | ,, |
| દેસાઈ, ભીમભાઈ | સંકટની શોધમાં | ,, |
| શ્રી 'રામ' | લલ્લુ | ,, |
| દેસાઈ, મણિભાઈ ભ. | કલંકિત | ,, |
| દેસાઈ, રમણલાલ વ. | કોકિલા | ,, |
| મુનશી, કનૈયાલાલ | ગુજરાતનો નાથ | ૧૯૩૭ |
| ,, | રાજાધિરાજ | ,, |
| ધનસ્યામ | પાટણની પ્રભુતા | ૧૯૩૬ |
| વિનોદકાન્ત | નાજુક સ્વારી | ૧૯૩૮ |
| સી. જીનરાજદાસ ( અનુ. મહેતા ઇંદુમતિ ) | કલાસૃષ્ટિ | સં. ૧૯૯૪ |
| કુમાર કાર્યાલય | અજવાળી રાત | ૧૯૩૮ |
| ગાંધી, ભોગીલાલ | અમ્મા | ,, |
| પારેખ, નગીનદાસ | સત્તાવન | ,, |
| સોપાન | મંગલમૂર્તિ | ,, |
| મુનશી, કનૈયાલાલ મા. | પૃથિવીવલ્લભ | ૧૯૩૭ |

( ૩ ) કેટલીક વાર તંત્રી પોતાને ત્યાં અવલોકનો કે અભિપ્રાયો માટે આવતાં પુસ્તકો વાંચવાનો અવકાશ ન હોય ત્યારે તે લેખકને જ જણાવી દે છે કે " કૃપા કરી આપ જ એનો ' રિવ્યુ ' લખી મોકલશો અને મારા સહતંત્રીને તે વિષે જણાવું છું તે લઇ લેશે. "

( ૪ ) વળી કેટલીક વખત વર્તમાનપત્રકારો આવી વસ્તુ લખતાં પણ સંકોચાય છે. તેઓને ભીતિ રહે છે કે રખેને અમુકને માટે અમુક લખાશે તો તેનો અને આપણો સંબંધ તૂટી જશે અને પરિણામે આર્થિક મુશ્કેલીની આંટી ઊભી થશે. આવા કારણે પણ કેટલીક વાર ખોટાને ખોટું કહેવામાં પત્રકારો પાછા પડતા હોય છે. અવલોકનો માટે આપણે ત્યાં આજે આવી કેટલીક પ્રથા પ્રચલિત છે.

એટલે વર્તમાનપત્રોમાં જે જે અવલોકનો છપાય છે તે બધાં જ નિષ્પક્ષ અને તટસ્થ વૃત્તિથી લખાયાં હોય છે તેવું નથી હોતું. એ માટે આપણે જે તે પત્રકારની પત્રકાર તરીકેની કારકીર્દિ અને સૈદ્ધાન્તિક નીતિ પર મદાર બાંધવાનો રહે છે. એટલે આજે તો સાચેસાચું કહી શકે તેવા અવલોકનકારોની આપણને જરૂર છે, કે જેમના અભિપ્રાયોને આધારે આપણે પુસ્તકોની પસંદગી કરી જનતાને સારાસાર વસ્તુ આપવાની છે.



—લાયબ્રેરીઓમાંથી નાટક–વાર્તા–કવિતાનાં પુસ્તકો વાંચવા લોકો વધુ લઇ જાય છે અને ધર્મબોધનાં પુસ્તકો તેટલાં લઇ જતા નથી; કવિસભાનો લોકો વધુ પ્રમાણમાં લાભ લે છે અને ગીતાના વાચનનો તેટલો લાભ લેતા નથી: એ બધાં દશ્યો જોઇને આપણે ભડકી જવાની જરૂર નથી. જીવન પર બેઉ ઉપકારક અસર કરે છે. અને જેવી રીતે દરેક ધર્મોપદેશક સદ્‌ગુરુ નથી, તેવી રીતે દરેક કથા–કાવ્ય–નાટક ઉચ્ચ સાહિત્ય નથી; એટલે બેઉની પસંદગીમાં તો એકસરખો જ વિવેક વાપરવાની જરૂર રહે છે, એ પણ કહી દેવું જોઇએ.

—'સાહિત્યપ્રિય'

---

**લાલ બત્તી**—ગામડામાંના ગરીબમાં ગરીબ વર્ગને પુસ્તકાલયનો લાભ અને પેગામ પહોંચાડવો એ પુસ્તકાલયનું ધ્યેય. × × × હું આપ સર્વને એકજ લાલ બત્તી ધરૂં છું કે પુસ્તકાલય ફક્ત ચોપડી–ઘર, નવરાનું વિશ્રામસ્થાન અથવા ગપ્પીદાસોનો આશ્રય ન થઇ જાય.

—શ્રી. જુગતરામ દવે

# " લાયબરી "

લેખકઃ—શ્રી. " પરાશર "

વર્ષો પહેલાંની વાત છે.

ગામને છેડે એક ધર્મશાળા હતી. આ ધર્મશાળાનો ઉપયોગ મુખ્યત્વે ગામની આગેવાન ગણાતી કોમો જમણવારો કરવામાં અથવા જ્ઞાતિપંચોના કે લગનની જાનોના ઉતારા તરીકે કરવામાં આવતો. અને ત્યારે–એવે પ્રસંગે–આ ધર્મશાળા ગામના કેટલાક ગૃહસ્થોનું પ્રવૃત્તિધામ બની રહેતુંઃ આખો દિવસ ધમાલ ચાલ્યા કરતી.

આજે પણ એવી જ ધમાલ અને ગરમાગરમ વાતાવરણ એ ધર્મશાળાની આસપાસ પથરાઇ રહ્યું હતું. આજે ત્યાં ગામના માત્ર આગેવાનોનો જ અવરજવર હતો એમ નહિ પરંતુ બાળકો, વૃદ્ધો અને સ્ત્રીઓ પણ આ ધર્મશાળા પ્રતિ પ્રયાણ કરી રહ્યાં હતાં.

* * *

" હેં ભાઇ ! આજે આ ધર્મશાળામાં કોને ત્યાંની જાનનો ઉતારો છે ? માણસોની બહુ ધમાલ લાગે છે ! " ખેતરેથી પાછા વળતા રામજી ખેડૂતે ધર્મશાળાનાં પગથિયાં ચડતા એક જુવાનને પ્રશ્ન કર્યો.

" અરે ભલા માણસ ! જાન માટે તે કંઇ આવું વાતાવરણ હોય ? "

" ત્યારે કઇ ન્યાતનું પંચ ભેગું થયું છે ? અને તેમાં વળી આ બૈરાં પણ જતાં જણાય છે ! વળી આ બધી ધજાઓનાં તોરણો શેનાં છે ? " જુવાનના બળતા જ જવાબથી વધુ જાણવાની જિજ્ઞાસા જાગ્રત થતાં ખેડૂતે ફરીથી પૂછ્યું.

" ભલા પટેલ ! આટલા દિવસથી તૈયારીઓ ચાલે છે છતાં તમને એટલીય ખબર નથી ? " ખેડૂતના અજ્ઞાન પ્રત્યે સહજ આશ્ચર્યભરી નજરે જોઇ પેલા જુવાને કહ્યું.

" ભાઇ ! મને તો કંઇ જ ખબર નથી. અમે તો સવાર થયે ખેતરમાં જઇએ તે અત્યારે પાછા આવીએ; અમને ભાઇ શી ખબર કે ગામમાં શું થાય છે ? " પોતાની પરિસ્થિતિ વ્યક્ત કરતાં પટેલે કહ્યુ.

" જુઓ, સાંભળો. આપણા ગામના પેલા શિવરામ શર્મા તમારે ત્યાં કંઇ ઉઘરાણું કરવા આવેલા કે ? "

" હા. "

" શાનું ? "

" એ તો કંઇક એમ કહેતા'તા કે આપણા ગામના લોકોને મફત વાંચવા મળે તે માટે ચોપડીઓ મંગાવવાની છે તેનું ઉઘરાણું થાય છે. એમાં તમારે કંઇક આપવું પડશે. અને ભાઇ ! એમની શરમ કાંઇ છંડાય ! એટલે મેં તો એક રૂપિયો આપેલો,

એ વગર બીજું કંઇ મેં કોઇને લખણીમાં આપ્યું નથી. " પટેલે પોતે ભરેલો ફાળો જુવાનને જણાવ્યો.

" ત્યારે જુઓ પટેલ, તમારી પાસેથી શિવરામ શર્મા જેવો રૂપિયો ઊઘરાણામાં લઇ ગયેલા તેવી જ રીતે આખા ગામમાં ઊઘરાણું કરેલું. એવા ઊઘરાણામાંથી બે હજાર રૂપિયા ભેગા કર્યા..."

" હેં ! શું કહો છો ? "

" હા; અને એ રૂપિયાનાં સારાં સારાં પુસ્તકો તથા કબાટો મંગાવ્યાં. તે કબાટોમાં એ બધાં પુસ્તકો ગોઠવીને તૈયાર કર્યાં છે. એ બધાં ય આપણી આ ધર્મ-શાળામાંના આ મેડા પરના મોટા ઓરડામાં છે. આજે, લોકોને એ ચોપડીઓ વાંચવા આપવાનું મુહૂર્ત છે. અને એ કામ પહેલવહેલું પેલા આશ્રમવાળા મગનભાઇ આવે છે તેમને હાથે કરાવવાનું છે. એને માટે આજે આ બધી તૈયારી છે. જરા અંદર આવો તો એ બધું સમજાય, અને જોવા મળે ! ! "

" એમ ? "

" હા. "

***

અને ખેડુત આટલા સંવાદને અંતે ધર્મશાળામાં ગયો અંદર જઇને જોયું તો આખી ય ધર્મશાળા ધ્વજ–પતાકાઓથી શણગારેલી દીઠી. ભીંતે ભીંતે દિવાલપત્રો દીઠાં. ઉપર જઇને જોયું તો જ્યાં જુદી જુદી જ્ઞાતિના પંચના માણસો જ્ઞાતિતકરારોની ભાંજ-ગડો ચૂકવતા બેસતા તે મોટા ખંડની ચારે ભીંતોએ મોટાં મોટાં કબાટો ગોઠવાયેલાં જોયાં, તેની ઉપર દેશનેતાઓની તસ્વીરો ગોઠવેલી જોઇ. આ બધું જોઇ ખેડૂત ઘડીભર તો આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો. એને પણ થયું કે લાવને, હું પણ આ બધું જોઉં તો ખરો: હવે શું થાય છે. આમ વિચારી તે નિરાંતે બેઠો; એટલામાં પેલો જુવાન ફરતો ફરતો આવી ચઢ્યો અને પટેલને આ પ્રવૃત્તિમાં રસ લેતા કરવાની ઇચ્છાએ વળી પાછા પ્રશ્નોત્તરો શરૂ કર્યા:

" પટેલ ! કંઇ ભણ્યા છો ખરા કે ? "

" હા ભાઇ ! ખપજોગું. "

" પણ લખતાં વાંચતાં તો આવડે ને ? "

" હા. "

" કોઇ દિવસ કંઇ વાંચ્યો છો ? "

" હા, મારે ઘેર ગીતા છે, એનો રોજ નાહીને પાઠ કરું છું. એ તો મને મોઢે થઇ ગઇ છે; કહો તો કડકડાટ બોલી બતાવું. "

" ના, મારે તે સાંભળવી નથી; પણ એ સિવાય તમે કંઇ વાંચેલું કે ? "

" ના, ભાઇ ! મારે ઘેર ગીતા વગર બીજી ચોપડી જ નથી; પછી શું વાંચું ? પણ હા, મારા છનિયાની નિશાળે ભણવાની ચોપડી કોઇ વાર નવરો હોઉં ત્યારે વાંચું. "

" તમને ઘેર ચોપડી વાંચવા મળે તો વાંચો ખરા કે ? "

" હા; હવે તો ખેતીમાંથી પરવાર્યા; નવરાજ રહેવાના; હોય તો વાંચીએ. "

" તમને શું વાંચવું ગમે ? "

" કહું; પેલા માણભટ્ટ રામાયણ બહુ સરસ ગાતા. એ રમાયણમાંથી થોડુંક તો મને મોઢે ચઢી ગયું છે. એ જો મળે તો વાંચવાની મઝા પડે. "

" પે...લા રાત્રે કથા કરતા હતા તે જ મહારાજને ! "

" હા. "

" એ તો ગિરધરકૃત રામાયણની કથા કરતા. કાલે જ તમને એ ચોપડી હું આ લાયબ્રેરીમાંથી કઢાવી આપીશ. "

" હેં ? શેમાંથી ? "

" આ લાયબ્રેરીમાંથી. "

" એ ' લાયબરી ' વળી શું ? "

" પટેલ, લાવબરી નહિ પણ લાયબ્રેરી ! "

" પટેલે કેટલીય વાર ગોખી જોયું, છતાં તેમને લાયબ્રેરીનો ઉચ્ચાર ન જ આવડયો, અને જુવાન આ જોઇ જરા છેડાઇ પડયો. શિવરામ શર્મા પર તેનો મિજાજ ગયો; છતાં એ તેમને કંઇ જ કહી શકે તેમ નહોતો, કારણ તેમનાથી તે વયમાં નાનો હતો. તેણે સ્વગત વિચાર્યું:

" આવા ગામડાની લાયબ્રેરી માટે આ શર્માએ આવો અંગ્રેજી શબ્દ યોજ્યો છે એ બહુજ ગેરવાજબી કર્યું છે. બિચારા ગ્રામજનો એ શી રીતે સમજી શકવાના ? "

આખરે તેણે પટેલને સમજાવ્યું:

" પટેલ ! એ બોલતાં ન આવડે તો કંઇ નહિ. તમને પુસ્તક બોલતાં તો આવડે ને ? "

" હા, ભાઇ ! "

" ત્યારે પુસ્તક બોલતાં આવડે તો પુસ્તકાલય તો આવડેજ ને ? "

" હા. "

" બોલો જોઉં ! "

" પુસ્તકાલય " પટેલે સહેલાઇથી ઉચ્ચાર કરી બતાવ્યો; અને એ સાંભળી પેલો જુવાન રાજી રાજી થઇ ગયો.



વખત વીતતો ગયો અને બરાબર સમય થતાં સૌ ગ્રામજનો અને આમંત્રિતો આવી સભાસ્થળે એકત્ર થયા. લોકસેવક મગનભાઇએ એ સૌની સમક્ષ પ્રેરક વાણીમાં પુસ્તકાલયની આવશ્યકતા પર સુંદર વ્યાખ્યાન આપ્યું. તેમણે તેમના ભાષણને અંતે ' લાયબ્રેરી ' શબ્દ વાપરવા સામે ટકોર કરી અને તેના સંચાલકોને એ નામ દેશી ભાષામાં ફેરવી નાખવા વિનંતિ કરી. છતાં કેટલાક દુરાગ્રહી કાર્યકર્તાઓના હાગ્રહને

પરિણામે તે લાયબ્રેરી નામ જ ચાલુ રહ્યું; અને આપણા વાર્તાનાયક, પટેલ પણ એને " **લાયબરી** " ના સંબોધનથી જ સંબોધતા રહ્યા.

હવે આપણા પટેલ અઠવાડિયે–પંદર દહાડે લાયબ્રેરીમાં જાય છે ત્યારે ઘેર કહેતા જાય કે " કોઇ આવે તો કહેજે કે **લાયબરી**માં ગયા છે ! "

આજે એ પટેલ હંમેશના વાચક બન્યા છે, તેમનો આ વાચનરસ વધુ કેળવાયો છે અને જે દિવસે લાયબ્રેરીમાં ન ગયા હોય તે દિવસે તેમને ચેન પડતું નથી.



# જગતનું મહાન પુસ્તકાલય

જગતમાં સૌથી મોટું પુસ્તકાલય કયું ? જો અભરાઇ પરની ચોપડીઓથી મોટાઇનું માપ કઢાતું હોય તો તે માન મોસ્કોનું લેનિન સ્ટેટ પુસ્તકાલય ખાટી જશે. તેમાં ૬,૦૦૦,૦૦૦ પુસ્તકો માટે સગવડ હોવાનું કહેવાય છે. રશિયામાં બીજું મોટું પુસ્તકાલય લેનિનગ્રેડનું જાહેર પુસ્તકાલય છે. થોડાં વર્ષ પહેલાં તેની 'યાદીમાં' ૪,૮૩૨,૯૪૮ પુસ્તકો તથા ૩૩૧,૧૦૦ પેમ્ફ્લેટો હતાં.

યુરોપ અને અમેરિકાનાં પ્રખ્યાત જાહેર પુસ્તકાલયો સાથે આ આંકડા આપણે સરખાવી જોઇએ. પેરિસના બિબ્લિઓથિક ને શનેલમાં ૪,૦૦૦,૦૦૦ છાપેલાં પુસ્તકો છે. લંડનના બ્રિટિશ મ્યૂઝિયમનાં પુસ્તકોનો ચોક્કસ આંકડો જાણવામાં આવ્યો નથી, પણ તે આંકડો આપણે ખુશીથી ૪,૦૦૦,૦૦૦ પર મૂકી શકીએ. અમેરિકનો યેલના સ્ટર્લિંગ મેમોરિયલ ( સ્મારક ) પુસ્તકાલયને મોટું ગણે છે. તેમાં ૩,૫૦૦,૦૦૦ પુસ્તકો છે. વૉશિંગ્ટનના કોંગ્રેસ પુસ્તકાલયમાં ૨,૫૦૦,૦૦૦ પુસ્તકોનો સમાવેશ છે. ૧,૦૦૦,૦૦૦ પુસ્તકોથી વધારે સંખ્યાવાળાં ઓછામાં ઓછાં ૭ પુસ્તકાલયો છે.

| | |
|---|---|
| બર્લિનનું રાજ્ય પુસ્તકાલય | ૨,૩૦૦,૦૦૦ |
| મ્યુનિચનું રાજ્ય પુસ્તકાલય | ૧,૬૭૦,૦૦૦ |
| સ્ટ્રેસ્બર્ગનું વિશ્વવિદ્યાલય પુસ્તકાલય | ૧,૩૦૦,૦૦૦ |
| વિયેનાનું રાષ્ટ્રીય પુસ્તકાલય | ૧,૨૫૦,૦૦૦ |
| ઑક્સફર્ડ બોડલિયન પુસ્તકાલય | ૧,૨૫૦,૦૦૦ |
| કેમ્બ્રિજ વિશ્વવિદ્યાલય પુસ્તકાલય | ૧,૨૫૦,૦૦૦ |

યુરોપનાં જૂનામાં જૂના પુસ્તકાલય થી બોડલિયનને બ્રિટિશ મ્યૂઝિયમની માફક ઇંગ્લાંડમાં પ્રસિદ્ધ થયેલ દરેક પુસ્તકની એક નકલ મેળવવાનો કાયદેસર હક છે.

—છોટાલાલ માનસિંગ કામદાર

# બાલશિક્ષણપ્રેમીઓને–

લેખક : શ્રી. પ્રતાપરાય ગિ. મહેતા

રવિવારે બપોર પછી મારા એક મિત્રને ત્યાં કામ પ્રસંગે જઇ ચડયો. દાદરે ચડતાં મેં એક સંવાદ સાંભળ્યોઃ

" ભાઇ, ધરતીકંપ કેમ થતો હશે ? "

" જોતો નથી, હું છાપું વાંચું છે તે ? પૂછજે તારા માસ્તરને. "

" માસ્તરને તો કાલે પૂછયું હતું, પણ તેમણે કહ્યું કે આ તો વિજ્ઞાનનો કલાક ચાલે છે; ભૂગોળના કલાકમાં પૂછજે; જોઇશું. "

હું ઘડીક ઊભો રહ્યો. આ વાતનું પિતા-પુત્રને ધ્યાન ન હતું.

" તો પૂછજે ઘેર માસ્તર આવે છે તેમને ! "

છોકરો ચૂપ થઇ ગયો. તેના હાથમાં છાપાનાં બે-ચાર પાનાં હતાં, જેમાં પાળિયાદના ભૂકંપનાં થોડાં ચિત્રો હતાં. સંભવ છે, આ ઉપરથી જ પ્રશ્ન ઉદ્‌ભવ્યો હશે.

***

અમે ઉપાહાર લેતાં હતાં ત્યાં અંદરથી અવાજ સંભળાયોઃ " રમા, કયાં ચાલી આવા તડકામાં ! માંદી પડશે તો ? " પાછી થોડીક ક્ષણોના મૌન પછી પુનઃ એ જ અવાજ સંભળાયો :

" પાછી કાતર લીધી ને ? આ છોડીથી તો બા, તોબાહ ! "

" બા, પણ સરલાએ ફૂલ કાતર્યું છે તેવું બનાવતાં હું શીખું છું. "

આ તે ફૂલ બનાવ્યું કે......! આ જમાનાનાં છોકરાં જ માળાં એવાં. એલી, તેં લલ્લુ-લખીના ચપ્પુની વાત નથી વાંચી ? મૂકી દે કાતર હેઠી. "

***

ઘણા વખતથી હું એક વિચાર કરી રહ્યો હતો તેમાં આ સંવાદે મને વધુ વિચાર કરતો કરી મૂકયો. સાંજે એક સંબંધીની સાથે "બાળકોની કેળવણીમાં માબાપોનો હિસ્સો " એ સંબંધે ચર્ચા થઇ. તેણે પણ કહ્યું કે ' બાળકની કેળવણી પ્રથમ માતાથી અને પછી પિતાથી શરૂ થાય છે. અને શિક્ષક તો પછી ઘણો મોડો આવે છે. "

આ મિત્ર વેપારી હોઇને સંસ્કારવાંચ્છુ હતા, છતાં તેમણે ફરિયાદ કરી; " ઇચ્છા છતાં અનુકૂળતા નથી. આખો દિવસ કામ કરી થાકીએ તેમાં કયો વખત મેળવીએ ! છોકરાને ' ટયૂશન ' રાખી દીધું છે, તેને મારું સ્થાન સોંપી દીધું છે. "

રાત્રે ખૂબ મંથન થયું. નિશ્ચય કર્યો કે ગમે તેમ કરીને પણ બાળકોને થોડી મિનિટો અવશ્ય આપવી. પુસ્તકાલય દ્વારા ઘણાંઓને મેં વાંચતાં કરી મૂકયાં હતાં; આજે હવે ઘર તરફ વલણ ગયું. " બાલસાહિત્ય સર્વસંગ્રહ " તો મેં ગિજુભાઇને આગ્રહ કરીને તૈયાર કરાવ્યો હતો, એટલે તેનો ઉપયોગ જાતે જ કરવો ધાર્યો. વાર્તાની

રસિક ચોપડીઓનો થોકડો લઇ હું ઘેર આવ્યો. રોજ રાત્રે બાળકોની પાસે એ વાંચવી શરૂ કરી. કોઇ પરીકથા હોય કે જાદુમંતરની વાત હોય, કોઇ પ્રાણીકથા કે બુદ્ધિકથા ય હોય, પણ આવી વાર્તાઓ તો મારાં બા પણ બાળકોને કહેતાં જ હતાં ને ? તો મારા વાચનથી વધુ શું થયું ? થોડી બાળરમતો પણ બાળકો પાસે મૂકી દીધી. છતાં મને સંતોષ થતો ન હતો. છોકરાં ભણતાં હતાં, તેમાંથી એકની ચોપડી મેં ઉઘાડી. ' ક્રીયોન 'ની રંગપેનથી ચોપડીનાં ચિત્રો અવ્યવસ્થિત રંગાયેલાં હતાં. કેટલાંક પાનાં ઉપર થૂંકથી ચોટાડી પાડેલાં જાપાનિસ પિક્ચરો હતાં. વળી બીજાની ચોપડી ઉઘાડી તો તેમાં પાડોશીએ કાલે ખરીદેલ જાપાનિસ ખાદીના તાકા ઉપરનાં ' હિંદદેવી 'નાં ચિત્રોમાંથી દેવી કાતરી છૂટી પાડવાનો કરેલો અધુરો પ્રયત્ન જણાયો. તે અર્ધકપાયેલ ચિત્ર સંતાડતો પ્રમોદ બોલ્યોઃ " ભાઇ, એ તો અમથું છે, અમથું ! "

મેં તેના હાથમાંથી ચિત્ર લઇ જોયું. હિંદદેવીના મુકુટનો અર્ધો ભાગ, એક તરફનો કાન અને બીજો કેટલોક ભાગ કપાઇ ગયેલ હતો. છોકરાંઓને રંગકામ અને કાતરકામની સ્વાભાવિક હોંશ હોય છે, એમ જણાયું. વિચાર કરું છું તેટલામાં બીજું કામ આવી પડયું, અને મારે તુરત બહાર જવું પડયું. " બાળકેળવણી શરૂ કેમ કરવી ? " એ ગૂંચવણ એ વખતે અણઉકેલી રહી.

હું વડોદરા ગયો ત્યારે કેટલીક સુંદર બાલરમતો પુસ્તકાલય મંડળમાંથી ખરીદી. કેટલાંક પુસ્તકો પણ ખરીદ્યાં; અમદાવાદથી કેટલાંક સારાં પુસ્તકો મળ્યાં અને બીજાં મુંબઇથી મંગાવ્યાં. મને જોઇતું હતું તે આમાંથી મળી રહ્યું. બાળશિક્ષણમાં મદદ આપે અને બાળકની બુદ્ધિશક્તિ ખીલવે તેવાં તે હતાં, તેનાથી કામ ચાલ્યું.

***

આ બધાં પુસ્તકો ઉપર વિવેચન નહિ કરું, માત્ર નામનિર્દેશ જ બસ થશે કેટલાંક માબાપોને તે ઉપયોગી થશે. ઓછું ભણેલાં બાલપ્રેમી માબાપ માટે તો એ આશીર્વાદરૂપ બનશે. બહુ ભણેલાં માબાપ તો ગમે ત્યાંથી **બાલશિક્ષણ**ના પ્રશ્નો ઉકેલી શકે. મેળામાં જઇ સામાન્ય માબાપો પણ બે–ચાર આના વિદેશી રમકડાંમાં ખરચતાં અચકાતાં નથી, તેમણે આવું કંઇક લઇ આપ્યું હોય તો ! બાળકો કેટલાંકથી રમી પણ શકે છે.

**બાળવિનોદઃ**—( પાંચ ભાગ ) લેખકઃ–શ્રી. મગનલાલ ત્રિ. વ્યાસ એમ. એ. (લંડન) પ્રિન્સિપાલ ન્યુ ઇરા સ્કૂલ મુંબઇ.

**ચાલો લખીએઃ**—( સાત ભાગ ) લેખકોઃ શ્રી. લાલભાઇ દેસાઇ અને શ્રી. જીવણજી દેસાઇ બી. એ. ગવર્નમેન્ટ હાઇસ્કૂલ સુરત.

**વાંચો અને લખોઃ**—( ચાર ભાગ ) શ્રી. મનુભાઇ ક. દેશાઇ એમ. એ. બી. ટી. એલએલ. બી. માસ્તર ન્યુ ઇંગ્લિશ સ્કૂલ, જલગામ.

**ચાલો ગણીએઃ**— ( બે ભાગ ) ( ન. મ. ત્રિવેદી તથા લ. ના. આચાર્ય કરાંચી )

ચાલો રંગ પૂરીએઃ—( ચિત્રકાર ) ( શ્રી. યજ્ઞેશ શુક્લ. )

ચાલો કાતરીએઃ—( ત્રણ ભાગ )

સેટનાં બધાં પુસ્તકો–બધા ભાગો–એકીસાથે લેવા જરૂર નથી. વયના પ્રમાણમાં પુસ્તકો પસંદ કરી શકાય, અને ક્રમશઃ ઉપરનાં વાપરી શકાય. કાતરવાનાં અને રંગનાં પુસ્તકો તો બાળકો વિશેષ રસથી વધાવી લેશે.

આ પુસ્તકો પૈકી કેટલાંકની પ્રસ્તાવનામાંથી એ સમજી શકાયું છે કે શિક્ષક અને માબાપને ઉપયોગી આ પ્રકારની પ્રેરણા, મુંબઇ ઇલાકાનાં ઇન્સ્પેક્ટ્રેસ મિસ રૂસ્તમજીના ' Seat Works 'માંથી લેખકોને મળી છે. આવાં ઘણાં અંગ્રેજી પુસ્તકો પણ મેં મંગાવ્યાં, પણ કુ. રૂસ્તમજીનાં અંગ્રેજી પુસ્તકો વધુ સુંદર અને સારાં લાગ્યાં. ચિ. ચંપકલાલે તો વણપૂછ્યે તેનો ઉપયોગ જ કરવા માંડયો. ELEPHANT શબ્દના અક્ષરોમાંથી બનતા બીજા અંગ્રેજી શબ્દો રચી બત્રીસનો ઢગલો કર્યો. મને વારંવાર કહેવા માંડયોઃ

" ભાઇ ! બસ, આનાથી વધુ ગોતી શકો તો ખરા કહું ! " તેને આટલી પ્રેરણા અને આનંદ મળ્યો, તેથી મને સંતોષ થયો. વળી રાત્રે ફરી ચેલેંજ ફેંકી. હું કંઇક વિચાર સરખો કરું તે પહેલાં પાસે બેઠેલા એક એંજીનિયર મિત્રે તે કામ ઉપાડી લીધું. થોડી જ મિનિટોમાં ૬૫ શબ્દો થયા અને બીજી જ સવારે ૯૮ શબ્દોનો ઢગલો ચંપકભાઇ પાસે કરી દીધો. ' અરે આ તે હોય ? આ ખોટો છે, ' એમ કહી થોડા શબ્દો ખોટા પાડવા અંગ્રેજી કોષ ચંપકભાઇએ વૃથા ફેંદી નાખ્યો. આ અસર જોઇ હું બહુ જ રાજી થયો. બાલશિક્ષણપ્રેમી માબાપોની વહારે આ પુસ્તકો ખરેખર ચડે છે, શિક્ષણનાં તે પૂરક છે. શિક્ષકો પણ ઉપયોગ કરી શકશે.

* * *

હવે પાડોશીઓ અને વિદ્વાન મિત્રોમાં પણ આની અસર થવા માંડી. કપોળ બોર્ડિંગના છાત્રોને ઇનામ માટે આવાં પુસ્તકો, કાતર ને રંગ અપાયાં. રસકવિ લલિતજી આવ્યા અને મારો આ સંગ્રહ જોઇ લાડીના કુમારો માટે લેતા ગયા. એક ડૉક્ટર મિત્રનો છોકરો તો નાનો છે પણ આ બધાં પુસ્તકો તેમ જ એવાં જ્યારે જ્યારે હું મંગાવું ત્યારે તેમને માટે એ વણપૂછ્યે મંગાવવા કહ્યું. અમદાવાદથી આવેલ સચિત્ર પુસ્તિકાઓ તેમને બહુ ગમી, તેથી મુંબઇના જાપાનિસ રમકડાના એક મોટા વેપારી શેઠ હાજી ઇસ્માઇલની દુકાને લખતાં, ચાર રૂપિયામાં તો રંગબેરંગી પચાસ ચોપડીઓનો ઢગલો થયો. તેની વિવિધ માળાઓનાં થોડાં નામો આ રહ્યાંઃ—

Our Children's books, Tiny Tot's tales Kiddies own A. B C. Books, Little Learnle's Books, De Luxe Series, Little folks Series, Ballon (Stories) Series, Happy hour Books, Travel Books, My big book Series, Crayon Series, My painting Books. વગેરે...

રંગોથી ઊભરાતાં અતિસુંદર આ પુસ્તકોમાંનાં કેટલાંકમાં વાર્તાઓ છે, જે રસિક અને જ્ઞાનપ્રદ છે. અંગ્રેજી છે, છતાં ચિત્રો તો સર્વભાષી હોય, ગમે તેને મજા પડે તેવાં છે. આ પુસ્તકો પ્રત્યેક ઘેર મંગાવવા જેવાં છે. બાળકો જોયા જ કરશે. ચિત્રકામ માટે છેલ્લી બે માળાઓ ખાસ મંગાવવા ભલામણ છે. ક્રેયોન અને રંગકામ માટે તે બહુ ઉપયોગી છે.

***

એક વાર શ્રી. સુમંત મહેતાએ મહારાષ્ટ્રમાં એક ભાષણમાં કહ્યું હતું 'અત્યારે ગુજરાતમાં બે વસ્તુઓ દેખાય છેઃ–' એક હાઉસિંગ સોસાયટી અને બીજું બાલમંદિર." આટલાં આટલાં બાલમંદિરો સ્થપાતાં જાય છે છતાં શિશુભાવના આ ગુજરાતનાં બાલમંદિરોમાં બહુ તેજ કેમ નથી ?' એનો જવાબ આ છેઃ 'માબાપો કશી જ તકલીફ લીધા વિના, બટનો બીડવાનું શીખવવાનું કામ પણ બાલમંદિરોને સોંપી દે છે.' આપણાં સુંદર બાલમંદિરોને માબાપોનો સાચો સહકાર હોય તો શું થઇ શકે, તે પૂછો કોઇ **બાળકેળવણીકારને.**

—✠—

## કેટલાં વંચાય છે ?

**ગ્રેટબ્રિટનમાં**—સવારસાંજ મળીને દોઢસોથી વધુ વર્તમાનપત્રો પ્રકટ થાય છે. એમના વેચનારા ફેરીઆઓની સંખ્યા ૫૦,૦૦૦ની છે. દર સવારે સાઠ પત્રો પ્રકટ થાય છે. લંડનમાં ૧૮ દૈનિકોમાંના એક "ટાઇમ્સ" સિવાય બાકીનાં બધાંની કિંમત એક પેની છે, જ્યારે "ટાઇમ્સ"ની બે પેન્સ છે. લંડનમાં રોજ વંચાતાં અખબારોની ગણતરી કરીએ તો ૯૯,૦૦,૦૦૦ એટલે લગભગ એક કરોડ જેટલી થાય છે. આ હિસાબે લંડનમાં દર અઠવાડિયે ૭ કરોડ વર્તમાનપત્રો વંચાય છે.

---

## 'લાયબ્રેરીઅનશીપ' માટેની તાલીમ

કલકત્તા ખાતેની ઇમ્પીરીઅલ લાયબ્રેરીમાં લાયબ્રેરીઅનશીપ માટેનો તાલીમ અભ્યાસવર્ગ ૭ માસની મુદત સુધીનો તા. ૧ લી એપ્રિલ ૧૯૩૯ ના રોજથી શરૂ થશે. ફતેહમંદ વિદ્યાર્થીઓને ડિપ્લોમા એનાયત કરવામાં આવશે.

વર્ગમાં કેવળ ૨૦ વિદ્યાર્થીઓ હિંદ અને દેશી રાજ્યોમાંથી લેવામાં આવશે, જેઓ યુનિવર્સિટી ડીગ્રી અથવા લાયબ્રેરીમાં કામ કર્યું હોવાની લાયકાત ધરાવતા હોવા જોઇએ. દાખલ થવા માટેની અરજીનો છેલ્લો દિવસ તા. ૩૧ મી જાન્યુઆરી ૧૯૩૯ નક્કી કરવામાં આવ્યો છે. ટર્મની ફિ રૂ. ૭૫ રાખવામાં આવી છે.

---

લગ્ન–ભેટ તરીકે આપણે ત્યાં સિંદૂરની કંકાવટીઓ, નીટીંગ, કેઇસ, સાલુ, તેલ, પૂતળાં, ઘરેણું, કલમ, કાગળ, એ બધું અપાય છે. નથી અપાતાં માત્ર પુસ્તકો!

આ કંકાવટીઓ બે દિવસમાં જ કાળી મેશ બની જાય છે, પણ પુસ્તક કાળું પડતું નથી. અઢી રૂપિયાની આ કંકાવટીની સરખામણીમાં એકાદ રૂપિયાની કિંમતનું કોઇ પુસ્તક શું વધુ મૂલ્યવાન નથી ?' પુસ્તકોનો પ્રચાર લગ્ન–ભેટમાં જરૂર થવો ઘટે.

## આજના રશિયાની વાચનભૂખ.

વાંચવા માટેનો અત્યંત તલસાટ છતાં રશિયાના આજના પ્રજાજનોને પૂરતું વાચન મળવાના વાખા છે; છતાં એને પહોંચી વળવા કેટકેટલાં અખબારો કામ કરી રહ્યાં છે તે જુઓઃ-

૧૯૩૬ માં કુલ ૯૨૫૦ અખબારો પ્રસિદ્ધ થતાં હતાં. અને તે લગભગ ૪ કરોડ વાચકોના હાથમાં જઇ પડતાં.

૧૯૧૩ ની સાલના ઝારના જમાના સાથે આજના રશિયન યુગને સરખાવતાં જણાય છે કે, ૧૯૧૩ ની સાલમાં અખબારોની વધુમાં વધુ સંખ્યા ૮૫૯ ની હતી; જ્યારે આજના રશિયાની વાચનભૂખને સંતોષવા માટે ઉપર જણાવેલી સંખ્યા પણ પૂરતી થતી નથી. આજના રશિયનોની વાચનભૂખ એથી પણ વધુ તેજ છે.

રશિયાનું પત્રકારિત્વ આપણે ત્યાંના પત્રકારિત્વ કરતાં તદ્દન જુદુંજ છે. એક અખબાર સરકારનું મુખપત્ર હોય તો બીજું રેલવેનું, ત્રીજું યુવકોનું હોય તો ચોથું હળપતિ ખેડૂતોનું, પાંચમું યંત્રવાદી મજૂરોનું તો છઠ્ઠું કોઇ સહકારી સંસ્થાનું. ત્યાં તો શિક્ષકોનાં, વેપારીઓનાં અને જુદા જુદા ધંધાદારીઓનાં પોતપોતાનાં મુખપત્રો હોય છે. છેલ્લે લશ્કરને પણ પોતાનું મુખપત્ર છે. આમાંનાં કેટલાકોની તો લાખો નકલો ખપે છે, જ્યારે કેટલાંક ભીંતપત્રો હોય છે, જે કારખાનેથી પાછા ફરતા હજારો મજૂરો જરાવાર થોભીને વાંચે છે.

રશિયાનાં અખબારો જુદી જુદી ૬૯ ભાષાઓમાં પ્રસિદ્ધ થાય છે. કહે છે કે, ૧૯૩૭ ની સાલ આખરે રશિયન નહિ એવી જુદી જુદી ભાષાઓમાં ૨૯૬૫ અખબારો પ્રગટ થયાં હતાં.

આટલા વિશાળ પાયા પર ચાલતો વાચનવ્યવસાય પ્રગતિસાધક કેમ ન નીવડે ! !

# જર્મન

**હીટલર** હવે એક બીજું પુસ્તક લખી રહ્યો છે એવા સમાચાર પ્રસિદ્ધ થયા છે. હીટલરે લખેલા "મેઇન કેમ્પ" (મારી લડત)ના પુસ્તકની **ચાલીસ લાખ** નકલો ખપી છે તે જોતાં હીટલર દુનિયાના કોઇ પણ લેખક કરતાં વધુ સફળ અને વધુ શ્રીમંત ગણાવો જોઇએ.

આ નાઝી અગ્રેસરે બાર વર્ષ પહેલાં તેના પુસ્તકના વેચાણમાંથી જે નફો મળ્યો તેનો ઉપયોગ તેનાં અખબારને નિભાવવા માટે કર્યો હતો પણ આજે હવે તેને તેની જરૂર નથી.

### ૧૦ લાખની આવક

આ વર્ષે તેનાં પુસ્તકની નવ લાખ નકલો ખપશે એવી ગણતરી કરવામાં આવી છે. તેને દર એક નકલે એક માર્ક રૉયલ્ટી મળે છે. એ રીતે નવ લાખ માર્ક એટલે કે ૧૦ લાખ રૂપીઆ તેને મળશે.

હીટલરના આ પુસ્તકનો અનુવાદ દુનિયાની લગભગ દરેક ભાષામાં થયો છે. દુનિયામાં માત્ર બેજ દેશો એવા છે કે જ્યાં તે વેચાતી નથી. ને તે બે રશિયા અને લીથુઆનિયા.

હીટલરના આ પુસ્તકનો ફેલાવો આટલો બધો થયો હોય તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જરૂર નથી. બધી જર્મન શાળાઓ, કૉલેજો અને વિદ્યાપીઠોમાં તેનો પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગ કરવો પડે છે. કોઇ પણ ધંધામાં પ્રવેશતા દરેક જર્મનને એ પુસ્તકના મુખ્ય વિચારો જાણવાની

# બાઈબલ

જરૂર પડે છે. પોતાનો ધંધો શીખતા નાઝીને પણ હીટલરના એ પુસ્તકથી પરિચિત રહેવું પડે છે.

એક વખતે આ પુસ્તક હીટલરની લડતનો પાયો હતો. આજે તે તેના પક્ષનું બાઈબલ કે ગીતા બનેલ છે.

જર્મન અખબારોના સેંકડો તંત્રીઓ હીટલરના આ પુસ્તકને પોતાની પાસે રાખી મૂકે છે. જે વર્ષમાં હીટલર સત્તાસ્થાને આવ્યો તે વર્ષમાં એ પુસ્તકની ઘણી ખરી નકલો ખપી હતી; કારણ કે હીટલર પ્રત્યેની પોતાની વફાદારી દાખવવા દરેક પ્રજાજને તે પુસ્તક ખરીદવા માંડ્યું હતું. અનેક લોકો તેમાં કેવા રાજકીય વિચારો સમાએલા છે તે જાણવા વાંચે છે, જ્યારે બીજા કોઈને ભેટ આપવા અર્થે તે ખરીદે છે. વળી જર્મનીની વીસહજાર મ્યુનિસિપાલિટીઓ દરેક નૂતન પરિણિત યુગલને લગ્નના રજીસ્ટ્રારની ઑફિસમાં એ પુસ્તકની ખાસ બાંધેલી નકલ ભેટ આપે છે.

## પ્રથમ આવૃત્તિ

આ પુસ્તક પહેલવહેલાં ૧૯૨૫ ના જુલાઈની ૧૮ મીએ પ્રસિદ્ધ થયું. તે વખતે તેની દશ હજાર નકલો છપાઈ હતી. બીજી ડિસેમ્બર ૧૯૨૬ ના દિવસે આઠ હજાર નકલોની તેની બીજી આવૃત્તિ છપાઈ. તે વખતે તે પુસ્તકની કિંમત ઘણી હતી. એક નકલના નવ રૂા. પડતા; એટલે

## જર્મનીનું આજનું વાચન

જર્મનીમાં હિટલર સત્તાપર આવ્યો તે પહેલાં ત્યાં ૪૭૦૩ અખબારો અસ્તિત્વ ધરાવતાં હતાં. પરંતુ તેના માત્ર એકજ વર્ષના શાસનકાળમાં આ સંખ્યા ઘટીને ૩૦૯૧ ની થઈ. આ ઉપરાંત, જર્મન પાર્લામેન્ટને આગ લગાડવાનો બનાવ બન્યા પછીથી જે સમાજવાદી કે સામ્યવાદી અખબારો પર પ્રતિબંધો મૂકવામાં આવેલા તેમની સંખ્યા ૧૮૪ ની હતી. આ રીતે માત્ર એક વર્ષના નાઝીઅમલ દરમિયાન કોઈપણ પક્ષ નહિ ધરાવતાં એવાં ૧૪૨૨ વર્તમાનપત્રોનું પ્રકાશન બંધ થયું હતું.

આ સંબંધમાં મળેલી કેટલીક માહિતી મુજબ ૧૯૩૩ પહેલાં જર્મનીમાં ૩૪૮ અઠવાડિકોના ત્રીજા ભાગનાં ૧૯૩૩ માં બંધ થઈ ગયાં. ૧૯૩૨ માં જર્મન પત્રકારોની ઑફિસોમાં કુલ ૧૯૨૦૦ માણસો કામ કરતાં હતાં તેમની એ સંખ્યા ૧૯૩૩ માં ઘટી જઈને માત્ર ૫૩૪૧ ની રહેવા પામી હતી

૧૯૩૩ ના માર્ચની ૨૯ મી તારીખે સામ્યવાદી અખબારો જપ્ત થતાં નાઝી અખબારોને પોતાના હરીફોની મિલ્કત ને યંત્રો મળ્યાં. આમ છતાં નાઝી અખબારનવેશોની સ્થિતિમાં સારો સુધારો ન થયો; તેમાં મુખ્ય કારણ એ હતું કે, સામ્યવાદી પત્રોના જે સંખ્યાબંધ વાચકો હતા તે નાઝી પત્રોના ગ્રાહકો થયા નહિ. અને આખરે તેમને સમૃદ્ધ કરવા માટે લશ્કરી માણસો દ્વારા ઠેરઠેર પ્રચારકાર્ય આરંભાયું. જેઓ નાઝી પત્રના ગ્રાહક થવા ના પાડે તેમને માટે સરકારી નોકરીની રૂખસદનો સીરપાવ હાજર રહેતો.

૧૯૩૫માં 'જર્મન પત્રોની સ્વતંત્રતા જાળવનાર' કાયદો કરવામાં આવ્યો. આ કાયદાની મદદથી નાઝી પક્ષનાં હિતોની માલિકીનું ન હોય તેવા હરકોઈ અખબારને બંધ કરવાનું શક્ય બન્યું છે.

ાઝીઓની સભ્યસંખ્યા વધી હોવા છતાં તેટલા પ્રમાણમાં તે ખપી નહિ. પરંતુ આટલી કિંમતે ખપી એજ નવાઇની વાત છે.

૧૯૨૯ સુધીમાં કુલ ૩૫૦૦૦ નકલો ખપી હતી. ૧૯૩૦ માં એકસોમી આવૃત્તિ સિદ્ધ થઇ. તે આવૃત્તિની કિંમત માત્ર પાંચ રૂપીઆજ રખાઇ હતી.

## વધતું વેચાણ

ઘટાડેલી કિંમતને કારણે તેનું વેચાણ ખૂબ વધવા લાગ્યું. હીટલર સત્તા પર આવ્યો તે પહેલાંના કાળમાં આ પુસ્તકની બે લાખ નકલો ખપી હતી.

પરંતુ તે પછી તો તેનું વેચાણ ગગનગામી બની ગયું. ૧૯૩૩ ના ઑકટોબરમાં ૧૦ લાખ ઉપર આંકડો પહોંચ્યો. ૧૯૩૬ માં ૨૭,૧૭૦૦૦ અને ૧૯૩૭ માં ૩૪,૩૭૦૦૦ની સંખ્યાએ નકલો પહોંચી.

## કૉપીરાઇટ માટે પાંચ પાઉન્ડ !!

હીટલર સત્તા પર આવ્યો તે પહેલાં બીજા કોઇ દેશોએ ' મારી લડત ' પર દ્રષ્ટિ પણ નાખી ન હતી. ને તે પહેલાં ઇંગ્લેંડના એક પ્રકાશકે આ પુસ્તકના અનુવાદના હક્ક અર્થે **પાંચ પાઉંડની** જંગી (?) ઑફર આપવાની હિંમત કરી હતી.

## અંગ્રેજી અનુવાદ

આ પુસ્તકનો પ્રથમ અંગ્રેજી અનુવાદ ૧૯૩૩ ના ઑકટોબરમાં ન્યુયોર્કમાં દેખાયો. ને તેનું શીર્ષક હતું " મારી લડત. " તે જ વખતે લંડનમાં પણ તેની આવૃત્તિ પ્રસિદ્ધ થઇ પણ તેની કિંમત ૧૮ શિલિંગ રખાઇ હતી. તેનું નામ હતું 'મારી જેહાદ.' ૧૯૩૫ માં આ અનુવાદની એક સોંઘી આવૃત્તિ છપાઇ ને અંગ્રેજીમાં તેની ૪૭૦૦૦ નકલો વેચાય છે.

જર્મનીમાં ચાલતા ધાર્મિક તથા યહુદીવિરોધી પ્રચારને કારણે ઇંગ્લેંડનું ધ્યાન જર્મની પ્રત્યે દોરાયું ને હીટલરના પુસ્તકમાં તેની રાજકીય મહત્ત્વાકાંક્ષાઓની જે રૂપરેખા દોરવામાં આવી છે તે તરફ આજે જેટલી ચિંતા દેખાડવામાં આવે છે તેટલી તે વખતે દેખાડવામાં આવતી ન હતી.

આ પુસ્તકની મુખ્ય રૂપરેખા, ઇંગ્લેંડને સ્પર્શતી હોવા છતાં કોઇ અંગ્રેજી અખબારે તેની માહિતી અંગ્રેજી પ્રજાને આપવાની પરવા કરી નથી, તે નવાઇ લાગે છે.

ને આ બાબતમાં નોંધવા જેવી વાત એ છે કે મૂળ પુસ્તકના કેટલાક મહત્ત્વના ભાગો અંગ્રેજી અનુવાદમાંથી કાપી નાખવામાં આવ્યા છે.

૧૯૩૪ માં તેનું સંપૂર્ણ ભાષાંતર ફ્રાન્સમાં પ્રકટ થયું હતું. પરંતુ આ અનુવાદ કૉપીરાઇટના ભંગરૂપે હોઇને જર્મન પ્રકાશકોએ ફ્રાન્સના પ્રકાશકો પર મુકદ્દમો માંડ્યો, તે જીત્યા ને પુસ્તકનો નાશ કરવામાં આવ્યો.

હવે હીટલરનું નવું પુસ્તક કેવું હશે તેની રાહ જોવાય છે. આ પુસ્તક પ્રસિદ્ધ થતાં જ આખી દુનિયાનું લક્ષ તેના પર દોરાશે. [ તા. ૨૭-૧૧-'૩૮ " જન્મભૂમિ " ]

—※—

# નવસારી મહાલ દ્વિતીય પુસ્તકાલય પરિષદ્

• **નવસારી મહાલ બીજી પુ૦ પરિષદ**—તા. ૨૭–૧૧–૩૮ ના રોજ નવસારી મુકામે લક્ષ્મણ હૉલમાં સવારે નવ વાગે નવસારી પ્રાંત વિ. મે. રા. રા. ઉમેદભાઇ લખાભાઇ પટેલના પ્રમુખપણા નીચે મળી હતી.

પરિષદમાં ભાગ લેવા પુસ્તકાલય ખાતાના વડા મે. રા. રા. વાકનીસ સાહેબ ખાસ પધારેલા હતા. સુબાના ચીટણીસ મિ. ભીડે તેમજ નવસારી, વ્યારા, મહુવા મહાલ શાળાધિકારીઓ, સોનગઢ રાનીપરજ બોર્ડિંગના હેડમાસ્તર, નવસારીના નાગરિકો, પારસી હિન્દુ બહેનો, નવસારી મરોલી ગ્રુપના શિક્ષકો તેમ જ ગ્રામ પુસ્તકાલયના ૩૫ ગામના પ્રતિનિધિઓ વગેરે પધારેલા હતા. હૉલ ચીકાર ભરાઇ ગયો હતો.

શરૂઆતમાં સ ગુ ક. શાળાની બાળાઓએ ઇશ્વરસ્તવન કર્યું હતું.

નવસારી પ્રાંત અને કસ્બા પુસ્તકાલયના મંત્રી તથા જાણીતા વકીલ રા. રા. મગનભાઇ દેસાઇએ પોતાનું સ્વાગત ભાષણ આપ્યું હતું, જેમાં તેમણે જણાવ્યું હતું કેઃ

પુસ્તકાલય પ્રવૃત્તિમાં જેટલું મહત્ત્વ આપણે વ્યાપકતાને આપીએ છીએ તેટલું જ –બલ્કે તેથી વિશેષ મહત્ત્વ કાર્યની સંગીનતાને અપાવું જોઇએ, તો જ શ્રીમંત સરકારના શુભ ઉદ્દેશો સફળ થશે અને પુસ્તકાલય પ્રવૃત્તિ પ્રજાજીવનના વિકાસમાં અમૂલ્ય ફાળો આપ્યા વિના રહેશે નહિ. પુસ્તકાલય પ્રવૃત્તિના કાર્યકર્તાઓને પ્રજાનો સુંદર સહકાર મળે અને પરસ્પર ભ્રાતૃભાવ તથા મૈત્રીથી કાર્ય કરવામાં આવે તો આ પ્રવૃત્તિ હજુ પણ વિશેષ સુંદર પરિણામો લાવ્યા સિવાય નહિ રહે. આવી પ્રવૃત્તિઓમાં વૈમનસ્ય, અહંભાવ કે આત્મશ્લાઘાને સ્થાન નથી. પોતે પુસ્તકાલયનો નમ્રમાં નમ્ર સેવક બની રહે તો જ તે પુસ્તકાલય ઉત્તરોત્તર વૃદ્ધિ પામે અને શહેરમાં કે ગામમાં તે પુસ્તકાલય આદર્શ પણ ત્યારે જ નીવડે. સંચાલકોના આત્મભોગ, વ્યવસ્થા, કાળજી અને હૃદયની ધગશ ઉપર બધો આધાર રહે છે.

ત્યાર પછી નવસારી પ્રાંત પ્રજામંડળના પ્રમુખ રા. રા. કાશીભાઇ ઝવેરભાઇ વકીલની દરખાસ્તને રા. રા. કનૈયાલાલભાઇ મજમુદારના ટેકાથી પ્રમુખની ચૂંટણી થઇ હતી.

## પ્રમુખનું ભાષણ

આ પ્રાંતમાં જે જે પુસ્તકાલયો મારા જોવામાં આવ્યાં છે, તેમાં પુસ્તકોની સારી સંભાળ લેવામાં આવતી જોવામાં આવી છે. ત્યાં વાચકોની સંખ્યામાં વધારો કરવા પ્રયત્ન થાય છે; અને ઘણી જગ્યાએ સ્ત્રીવાચકો પણ હોય છે. ટુંકામાં પુસ્તકાલયનો લાભ લોકો લે, તે માટે શિક્ષકો તરફથી બનતો પ્રયાસ કરવામાં આવે છે.

આટલું છતાં પણ શિષ્ટવાચનનો પ્રચાર કેમ ઓછો રહે છે, તેનો વિચાર શિક્ષકોએ કરવો રહે છે. જે લોકો વાંચતા હોય તે જ વાંચે અને હલકા સાહિત્યનું વાચન કર્યા કરે, તે સંતોષકારક સ્થિતિ કહેવાય નહિ

સાધારણ રીતે દુકાનદારો અને બીજા ખેડાખેડનો ધંધો કરનારા લોકો સિવાય સામાન્ય લોકો ઘણા વ્યવસાયી હોય છે. તેમને પુસ્તકાલયમાંથી પુસ્તકો લઇ વાંચવાની અને તે વખતસર પહોંચાડવાની ફુરસદ હોતી નથી. કયાં પુસ્તક વાંચવા લાયક અને કયાં નહિ, તેની તેમને ગતાગમ હોતી નથી. વિદ્યાર્થીઓનું પણ તેમ જ હોય છે. આ લોકોની કાળજી શિક્ષકોએ કરવાની જરૂર છે.

શિક્ષકોએ પ્રથમ પોતાના વિદ્યાર્થીઓમાં વાચનનો શોખ વધારવા પ્રચાર કરવો જોઇએ. હાલમાં સોંઘું અને વિસ્તીર્ણ બાલસાહિત્ય પ્રગટ થાય છે, તેનો લાભ શિક્ષકો લઇ શકે તેમ છે. આ બાલસાહિત્ય જ્ઞાનના ઘણાખરા વિષયોને સ્પર્શે છે; અને બાળકોને રૂચે તેવી શૈલીમાં અને રૂપમાં તે રજૂ કરે છે. આવાં પુસ્તકોનો સંગ્રહ કરી તેને વ્યવસ્થિત રીતે વંચાવવામાં આવે તો વિદ્યાર્થીઓમાં ઉંચા સાહિત્ય માટે પ્રીતિ ઉત્પન્ન થાય; અને તે વડે તેમનાં મનમાં સામાન્ય જ્ઞાનનો સંભાર ભરી શકાય. શાળા ખાતાએ વિશેષ વાચન માટે શાળાઓના અભ્યાસક્રમમાં જોગવાઇ રાખેલ છે; અને નવા બાલસાહિત્યમાંથી સારાં પુસ્તકો વર્ગવાર પસંદ કરેલાં છે.

મોટા માણસો પુસ્તકાલયનો વિશેષ લાભ લે તે માટે શિક્ષકે દર અઠવાડીએ થોડો વખત પણ તેમની બેઠકોમાં જઇને વર્તમાનપત્રો તથા પુસ્તકોમાંની નવી નવી વાતો કહી સંભળાવે તો તેમનામાં પણ તિતિક્ષા ઉત્પન્ન કરી શકાય; અને તેમ થતાં તેઓ પુસ્તકો અગર વર્તમાનપત્રો માગે તો તે જલદી તેમને મળી શકે તેવી ગોઠવણ કરવામાં આવે તો જ્ઞાનપ્રચારનો સંગીન પાયો નાખી શકાય. ગ્રંથપાળો તથા શિક્ષકો પુસ્તકોના વિષયોથી માહિતગાર હોય અને તેઓ ચોરે અને ચૌટે તથા લોકોની મિજલસોમાં જુદા જુદા વિષયોની વાતો કરતા રહે; અને કયા પુસ્તકમાંથી શી માહિતી મળી શકે તેમ છે, તે જણાવતા રહે તો લોકોની જિજ્ઞાસા વધારવા સાથે તેને સંતોષીને તેઓ લોકશિક્ષણમાં સારો ફાળો આપી શકે.

પ્રમુખના ભાષણ પછી મહામંત્રી રા. રા. છોટુભાઇ ભીખાભાઇ વકીલે કાર્યનું નિવેદન વાંચ્યું હતું ને પરિષદને પ્રોત્સાહનના સંદેશા મોકલનાર મે. રા. રા. પૂ. મોતીભાઇ અમીન સાહેબ, રા. રાજેશ્રી આ. ક્યુરેટર શ્રી. ઉમેદભાઇ પટેલ, ચરોતર એજ્યુકેશન સોસાયટીના મંત્રી રાજેશ્રી આશાભાઇ ન. પટેલ, શ્રીયુત નાજુકલાલ નં. ચોકસી, ગણદેવી મહાસભાના મંત્રી રાજેશ્રી કાવસજી ગણદેવીઆ તથા જાણીતા નવલકથાકાર ને પેટલાદ નાયબ સુબા સાક્ષર શ્રી રમણલાલભાઈ દેસાઇના સંદેશાઓ રા. રા. મણિભાઇ દ્વિવેદીએ વાંચી બતાવ્યા હતા.

ઉપરાંત પ્રજામંડળના પ્રચારક ને પુરાતત્ત્વના સંશોધક તથા અભ્યાસી રાજેશ્રી મણિભાઇ દ્વિવેદીએ પોતાનો વિદ્વત્તાભર્યો ને મનનીય નિબંધ વાંચી સંભળાવ્યો હતો. વળી મે. રા. રા. વાકતીસ સાહેબે પુસ્તકાલયના પ્રચાર માટે પોતાના મનનીય વિચારો જણાવી ઘણો સુંદર બોધ આપ્યો હતો. ( જે આ પછીનાં પૃષ્ઠોમાં છપાયો છે. )

તેમજ બાળાઓનો પુસ્તકવાચનના ફાયદા વિષેનો લાલિત્યભર્યો ગરબો ગવાયો હતો

ને તેમને ઉત્તેજન તરીકે પ્રમુખ સાહેબના હાથે ત્રાંબા-પિત્તળનાં વાસણ કે કપડાં વગેરેની લહાણી આપવાને બદલે તેમના જ્ઞાનમાં વધારો થાય તેવું ફોરમ પુસ્તકની પાંચમી શ્રેણી "ઓશક્તિ"નું ઈનામ આપવામાં આવ્યું હતું. છેવટે પ્રમુખનો આભાર માની રાજગીત ગવાયા બાદ સભા વિસર્જન થઈ હતી.

## મંત્રીનું નિવેદન

પાટણ મુકામે મળેલી વડોદરા રાજ્યની ૫ મી પુસ્તકાલય પરિષદમાં રાજ્ય પુ. ૫. મંડળનું નવું બંધારણ ઘડાયા પછી દરેક પ્રાંતમાં પ્રાંત મંડળો, મહાલ મંડળો અને જૂથ મંડળો સ્થાપવામાં આવ્યાં છે. અને દરેક મહાલમાં પ્રાંત મંડળની દેખરેખ નીચે મહાલ મંડળો અને મહાલ મંડળોની નીચે જૂથ મંડળો પોતપોતાના વિભાગમાં પુસ્તકાલયની પ્રગતિ અર્થે કંઇ ને કંઇ કામ કરી રહેલ છે. આ મહાલમાં મહાલ મંડળ ચાર વરસથી સ્થપાયેલું હોઇ એ મંડળ જુદી જુદી દિશામાં કામ કરી રહેલ છે.

મહાલ મંડળની પહેલી પરિષદ તા. ૭-૪-૩૫ના રોજ વેસ્મા મુકામે તે વખતના બારા વિભાગ નાયબ સુબા ને ગુજરાતના જાણીતા નવલકથાકાર મે. રા. રા. સાક્ષર શ્રી. રમણલાલભાઇ દેસાઇના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી. ત્યાર પછી કેટલાક અનિવાર્ય સંજોગોને લઇને આજ સુધી મહાલ પરિષદ ભરી શકાઇ નથી.

નવસારી મહાલમાં એકંદર ગામ ૬૧ છે ને તેમાં નવસારી કસ્બા વગર શાળાવાળાં ગામ ૪૪ છે, ને તે દરેક શાળાવાળાં ગામે પુસ્તકાલય છે. નવસારી કસ્બામાં પ્રાંતનું કસ્બા પુસ્તકાલય, મહિલા પુસ્તકાલય, બાલ પુસ્તકાલય તથા સ્ટેશનના રસ્તે રાયચંદ રોડ ઉપર એક વાચનાલય પણ ચાલે છે. આસણ ગામ પુસ્તકાલય વગરનું બાકી હતું તે આ સાલ લોકમદદ મેળવી તેનું બજેટ મોકલી આપ્યું છે.

મહાલમાં એક પણ શાળાવાળું ગામ પુસ્તકાલય વગરનું નથી. કસ્બા ગામોનું ફળિયું કાદીપુરમાં ત્યાંના કોળી ભાઇઓના ઉત્સાહથી આજ આઠ વરસથી સ્વતંત્ર પુસ્તકાલય ચાલે છે. તે પુસ્તકાલય મકાન, બાગબગીચો, કૂવો તથા પાણીની પરબ સાથે ચાલુ છે.

મહાલના ગ્રામ પુસ્તકાલયમાં ૧૯૩૭-૩૮ માં પુસ્તકોની સંખ્યા ૧૯૩૦૫ હતી, જેમાં વંચાયેલાં પુસ્તકોની સંખ્યા ૧૦૩૮૫ ને વાચકો ૩૪૮૮ હતા.

| | પુસ્તકો | વંચાયેલાં પુ. | વાચકો. |
|---|---|---|---|
| નવસારી કસ્બામાં | | | |
| ,, મહિલા પુ. | ૮૦૩૮ | ૬૦૪૦ | ૫૮૯ |
| ,, બાલ પુ. | ૨૮૦૯ | ૮૬૧૯ | ૭૦૯ |

કુલ પુ. સંખ્યા ૨૦૫૫૨, વંચાયલાંની સંખ્યા ૨૫૦૪૪, વાચકોની સંખ્યા ૪૮૮૬.

મહાલનાં નીચેનાં ગામો ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાં નોંધાયેલાં છે:

૧ નવસારી પુ., ૨ નવસારી મ. પુ., ૩ આમલી, ૪ કસ્બાપાર, ૫ કડોલી, ૬

કાછીયાવાડી, ૭ કુચેદ, ૮ તવડી, ૯ ધામણ, ૧૦ પડધા, ૧૧ પેરૂજણ, ૧૨ પીનસાડ, ૧૩ વેસ્મા, ૧૪ સીસોદરા, ૧૫ સીમલગામ.

મહાલમાં નીચેનાં ગામોવાળાં પુસ્તકાલયોને પોતાનાં સ્વતંત્ર મકાન છે.

૧ નવસારી ક. પુ., ૨ ધામણ, ૩ મીરઝાપુર, ૪ સીસોદરા, ૫ વેસ્મા, ૬ કુચેદ, ૭ સામરા, ૮ કાછીઆવાડો ( ચોવીસી ), ૯ કાદીપોર.

ગયા વરસમાં મહાલના દરેક ગામના પુસ્તકાલય માટે શિષ્ટ વાચનની પરીક્ષા રાખી હતી ને તે માટે ' વીર વિઠ્ઠલભાઇ 'નું પુસ્તક પસંદ કરવામાં આવ્યું હતું. તેમાં ૧૩ ગામોના ૫૨૫ વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. ચાલુ સાલે પણ શિષ્ટ વાચનની પરીક્ષા રાખવામાં આવશે તેનો સારા પ્રમાણમાં લાભ લેવા દરેક પુસ્તકાલયના મંત્રીને વિનંતિ છે.

ગયા વરસમાં પ્રાંત મંડળ તરફથી એક પ્રચારક પુસ્તકાલય તપાસણી માટે રાખવામાં આવેલ. તેમણે નવસારી મહાલના દરેક ગામના પુસ્તકાલયની તપાસણી કરી હતી. ઘણુંખરાં પુસ્તકાલયનાં પુસ્તકોનું વર્ગીકરણ થઇ ગયું છે. બાકીનાં વર્ગીકરણ જે તે જૂથમંડળના મંત્રી પોતાના તાબાનાં પુસ્તકાલયોનું પરસ્પર મદદ લઇને કરી લે એમ આશા છે.

ગયા વરસમાં નવસારી મહાલ વહીવટદાર સાહેબે છીણપ ગામે પંચાયત સપ્તાહ ઉજવ્યું હતું તેમાં મહાલ મંડળ તરફથી પુસ્તકાલયનો સ્ટોલ ઉઘાડી જનતાને પુસ્તકોના વાચનના ફાયદાઓ સમજાવ્યા હતા. ત્રણ દિવસમાં લગભગ ત્રણ હજાર માણસોએ પુસ્તકાલયનો લાભ લીધો હતો.

મહાલ શાળા વિદ્યાધિકારીઓ તથા મે. રા. રા. નવસારી વહીવટદાર સાહેબ પુસ્તકાલયને અંગે વખતોવખત જે કિંમતી મદદ ને સૂચના કરતા રહે છે તે માટે તેમનો આભાર માનવામાં આવે છે.

## પસાર થયેલા ઠરાવો

ઠરાવ ૧—આપણા રાજ્યપિતા જેમની ઉદાર રાજ્યનીતિથી આપણે પુસ્તકાલય પ્રવૃત્તિનું કાર્ય આગળ ધપાવી રહ્યા છીએ, તેઓ ગંભીર માંદગીમાંથી હવે તંદુરસ્ત થતા જાય છે. તે માટે આ પરિષદ સંતોષ અને આનંદ વ્યક્ત કરે છે અને દિનપ્રતિદિન એમનું આરોગ્ય સુધરતું જાય એવી, પરમકૃપાળુ પરમેશ્વર પ્રતિ અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરે છે. અને એમને પ્રભુ દીર્ઘાયુષ્ય અર્પણ કરે જેથી પુસ્તકાલય પ્રવૃત્તિ સંબંધમાં એમના અભિલાષ સંપૂર્ણ થાય.

પ્રમુખસ્થાનેથી૦

ઠરાવ ૨—શિષ્ટવાચન તરફ વાચકોને રસ લેતા કરવા ને પુસ્તકાલયોનાં પુસ્તકોનો વધારે પ્રમાણમાં ઉપયોગ કરી શકાય તે માટે મહાલ મંડળ તરફથી તથા વડોદરા રાજ્ય પુ. પ. મંડળ તરફથી યોજાતી શિષ્ટવાચનની પરીક્ષાઓમાં શિક્ષકો, વિદ્યાર્થીઓ, વિદ્યાર્થિનીઓ, બહેનો તથા બહારના જે કોઇ ભાઇઓ લાભ લેવા માગે તેઓ ફરજીઆત લાભ લે અને વાચકોમાં જીવનચરિત્ર તથા બીજાં શિષ્ટ સાહિત્યનાં પુસ્તકો વાંચે તેવો પ્રયાસ કરવા મહાલના કેળવણીધિકારી સાહેબ, પુસ્તકાલયના મંત્રીઓ તેમજ અન્ય શિક્ષક ભાઇઓ એ સંબંધે પ્રયત્ન કરશે એમ વિનંતિ છે.

દરખાસ્ત ગુલાબભાઇ હરિભાઇ—અ. આ. દયાલજી રણછોડજી

ઠરાવ ૩—આ પરિષદ સદ્‌ગત શ્રી સોરાબજી મનચેરજી દેસાઇ કે જેઓ નવસારી પ્રાંત પુ. પરિષદના સ્વાગત પ્રમુખ હતા ને જેઓ સાહિત્યવિલાસી, વિદ્વાન, પુરાતત્ત્વના અભ્યાસી, કવિ, તત્ત્વજ્ઞાની ને પુસ્તકપ્રેમી હતા તેમના અવસાન બદલ પોતાનો ખેદ પ્રદર્શિત કરે છે.

દરખાસ્ત બળવંતરાય અંબેલાલ વકીલ અ. આ. અ. સો. નંદકુખગૌરી હ. મજમુદાર: શ્રીમતી મનીજી સુઇ—નવસારી

ઠરાવ ૪—વાર્ષિક નિવેદન દરેક પુસ્તકાલયોના મંત્રીઓએ વરસની આખરે પોતાના જૂથ મંડળના મંત્રી અગર તો મહાલ મંડળના મંત્રી ઉપર મોકલી આપવા ને મહાલ મંડળે એકત્ર કરી ખાતામાં મોકલી આપવા તજવીજ રાખવી, એમ આ પરિષદ ઠરાવે છે.

દરખાસ્ત ગુલાબભાઇ નિછાભાઇ—અ. આ. મોતીભાઈ ભીખુભાઇ

ઠરાવ ૫—કાયમ ફંડ ખાનગી ગૃહસ્થોને ત્યાં મુકાયેલાં હોય તે વહેલામાં વહેલી મુદતે ઉપાડી લઇ પુસ્તકાલય સ. સ. મંડળ લિ. માં, સહકારી મંડળીઓમાં અગર તો સદ્ધર બેંકમાં મૂકવા દરેક પુસ્તકાલયના મંત્રીઓએ તજવીજ કરવી, એમ આ પરિષદ ઇચ્છે છે.

દરખાસ્ત ગોકળભાઇ—ધામણ; અ. આ. ભાઇલાલભાઇ હાજીભાઇ—તવડી

ઠરાવ ૬—નવસારી મહાલનાં કેટલાંક પુસ્તકાલયોનાં પુસ્તકોનું વર્ગીકરણ થયેલું નથી તો પુસ્તકાલયના મંત્રીઓ પોતાના જૂથ મંડળના મંત્રીની અગર તો પાસેના પુસ્તકાલયના મંત્રીની મદદ લઇ ચાલુ વરસમાં પૂરું કરી ખાતાને તથા મહાલ મંડળને ખબર આપવા આ પરિષદ ઠરાવે છે.

દરખાસ્ત દુર્લભભાઇ દાજીભાઇ—સીસોદ્રાઃ અ. આ. દયાલજી રણછોડજી—આંબલી

ઠરાવ ૭—ગ્રામ પુસ્તકાલયના મંત્રીઓએ પોતાના પુ. નું બજેટ મોકલવા લોકમદદ મેળવી, ખાતા તરફ મંજૂર થવા વેળાસર મોકલવું. ગ્રામ પંચાયતો પોતાના ભંડોળના ૧૦ ટકા સુધીની રકમ ફરજીઆત કામોમાં વાપરી શકે છે. તે રકમ પૈકીની રકમ ગ્રામ પુસ્તકાલયને મદદ તરીકે આપવા ગ્રામ પંચાયતે ઠરાવ કર્યો હોય તે ઠરાવના અમલમાં કાંઇ પ્રત્યવાય આવે નહિ એવો વહીવટ રાખવા ખાતાને વિનંતિ કરવામાં આવે છે.

દરખાસ્ત મણિભાઇ દ્વિવેદી—નવસારીઃ અ. આ. ગોકળભાઇ—ધામણ

ઠરાવ ૮—દરેક પુસ્તકાલયના મંત્રી ગ્રંથપાળે વ. રા. પુ. પ. મંડળ તરફથી પુસ્તકાલય શિક્ષણવર્ગ રાખવામાં આવે તેમાં હાજર રહેવું ને માહિતી લેવી. ને તેના અંગેના ખર્ચની સવડ પોતાના બજેટમાં કરવી.

દરખાસ્ત શંકરલાલ દવે—નવસારીઃ અ. આ. ઘેલાભાઈ—વેસ્મા

ઠરાવ ૯—મહાલની પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ મળે તે માટે મહાલ પુ. પરિષદ દર વર્ષે વારાફરતી જુદા જુદા જૂથ મંડળવાળાં ગામોએ ભરવી કે જેથી ગામડાંની જનતામાં વાચનને લાભો સમજાય એમ આ પરિષદ ઠરાવે છે.

દરખાસ્ત ધનસુખલાલ મહેતા—વેરાવળ અ. આ. શંકરલાલ દવે—નવસારી

ઠરાવ ૧૦—પ્રાંતપંચાયત, સુધરાઇઓ અને ગ્રામપંચાયતો તરફથી પુસ્તકાલય પ્રવૃત્તિને ઉદાર મદદ મળે છે તે બદલ આ પરિષદ તે સંસ્થાઓનો સહૃદય ઉપકાર માને છે અને પોતાના બજેટમાં પુસ્તકાલયો માટે કાયમની સવડ કરી છૂટે હાથે પ્રવૃત્તિને મદદ કરવા વિનંતિ કરે છે.

દરખાસ્ત લક્ષ્મણરાવ આનંદરાવ પ્રધાન—નવસારીઃ અ. આ. ઘેલાભાઇ વેસ્મા

[ અનુસંધાન પાછળના પૃષ્ઠ ૫૨ ]

# ક્યુરેટર સા૦ મે. રા. રા. વાકનીસ સાહેબનું ભાષણ

ભાષણની શરૂઆતમાં તેઓ સાહેબે પરિષદ્‌ને લગતી કેટલીક પ્રાથમિક હકીકત દર્શાવી આગળ ચાલતાં જણાવ્યું હતું કે, આ પરિષદ માટે હું વડોદરેથી કંઇ ભાષણ તૈયાર કરી લાવ્યો નથી. આજે અને કાલે પુસ્તકાલયો સંબંધી જે પ્રશ્નો ચર્ચાયા છે, તેના ઉપર હું ટૂંકું વિવેચન કરવા માગું છું.

## એક ખુલાસો

પ્રથમથી જ મારે કહેવું જોઇએ કે અહીં શ્રી. કનૈયાલાલે પુસ્તકાલયો તરફ જોવાની શ્રી સરકારની દષ્ટિમાં જે દોષ કાઢ્યા છે તે બદલ ખોલવાની રજા લઉં છું. શ્રી. કનૈયાલાલ કહે છે કે શ્રીમંત સરકાર વડોદરા શહેરના એક લાખ લોકો માટે પુસ્તકાલય ઉપર જે ખર્ચ કરે છે, તે રાજ્યનાં ઇતર પુસ્તકાલયો ઉપર જે ખર્ચ કરે છે તેના પ્રમાણમાં વિશેષ છે. મધ્યવર્તી પુસ્તકાલય ઉપર જે ખર્ચ કરવામાં આવે છે, તેમાંથી ત્રણચાર હજાર રૂપીઆ સરકારે ઇતર પ્રાંતની લાયબ્રેરીઓ માટે વેગળા કાઢવા જોઇએ અને વડોદરા શહેરનિવાસીઓને રાજ્યના ઇતર પ્રજાજનો પ્રમાણે જ લેખવા જોઇએ. સરકાર રાજધાનીના રહેવાસીઓ તરફથી લોકમદદની કેમ અપેક્ષા રાખે નહિ? ઇતર દેશોમાં રાજધાની અને દેશ વચ્ચે આટલો અંતર નથી દેખાઇ આવતો. શ્રી. કનૈયાલાલ જે વસ્તુ વર્ણવે છે તે પ્રથમ દર્શનીય કોઇને પણ માન્યજ કરવી પડશે, પણ તેનું સમર્થન નહિ તો ખુલાસો ઇતિહાસ જોવાથી થઇ શકે તેમ છે, એવી મારી દરખાસ્ત છે. પુસ્તકાલય ખાતાનું બંધારણ મિ. બોર્ડન સાહેબે ઘડાવ્યું તેમાં વડોદરા શહેરમાં એક આદર્શ મધ્યવર્તી પુસ્તકાલયની તેમણે યોજના કરી, પણ તે વડોદરા શહેરવાસી લોકો માટેજ તેમણે રાખ્યું ન હતુ. તેમના બંધારણ પ્રમાણે મધ્યવર્તી પુસ્તકાલયનો ઉપયોગ રાજ્યના બધા પ્રજાજનો માટે રાખવાનો હતો. ફરતાં પુસ્તકાલયો ઉપર વધારે ભાર મૂકવામાં આવ્યો હતો. આખી પુસ્તકાલયોની ફૂલગૂંથણી એકઠ્ઠી

---

[ અનુસંધાન પૃ. ૭૫૧ નું ]

ઠરાવ ૧૧—ગ્રામપુસ્તકાલયના મંત્રીનું કામ જે તે શાળાના શિક્ષક બન્ધુઓ વિના વેતને સેવાભાવથી કરે છે તે માટે આ પરિષદ તેમની સેવાની કદર કરે છે ને નિઃસ્વાર્થ સેવા ચાલુ રાખે એવી આશા રાખે છે.

દરખાસ્ત ઉમિયાશંકર મહેતા—નવસારી: અ. આ. છોટુભાઇ વકીલ નવસારી

ઠરાવ ૧૨—ગ્રામ પુસ્તકાલયના ગ્રંથપાળ તરીકે લગભગ બધેજ સ્થળે શાળાના શિક્ષક કાર્ય કરે છે. વાર્ષિક બજેટની રકમ ભેગી કરવાનું કામ ઘણુંખરું તેઓનેજ કરવાનું હોય છે.

બજેટની રકમ ભેગી કરવાનું કાર્ય ગામના પટેલ તલાટી તથા પંચાયતના સભ્યોએ કરવું જોઇએ તે પ્રમાણે મહાલના મુલ્કી ખાતા તરફથી નિયમ થવા આ સભા દરખાસ્ત કરે છે.

દરખાસ્ત ઘેલાભાઇ ડાહ્યાભાઇ; અ. આ. મે. રા. રા. નંદકિશોર મહેતા

કરવાની એમની યોજના હતી, પરંતુ સંજોગવશાત્ તે યોજના અમલમાં ન મુકાઇ અને તેથી હાલ મધ્યવર્તી પુસ્તકાલયનો ઉપયોગ માત્ર વડોદરાવાસીઓને જ મળે છે અને તે પુસ્તકાલય ઉપર ખર્ચ માત્ર ઇતર પુસ્તકાલયોના પ્રમાણમાં વધારે થયા કરે છે.

આ વસ્તુસ્થિતિ હું માન્ય રાખું છું અને તેમાં જેટલો અન્યાયનો અંશ જણાય છે તે દૂર કરવા હું મારાથી બનતું કરીશ. કરીશ એટલું જ નહિ પણ ફરતા પુસ્તકાલયોની પેટી દ્વારા જો મધ્યવર્તી પુસ્તકાલયોનાં પુસ્તકો માટે માગણી આવે તો તેમને તે પ્રમાણે થોડાક પ્રમાણમાં હું મોકલતો આવ્યો છું.

## પુસ્તકાલય એટલે પાવરહાઉસ

આપણા દેશમાં હાલ જ્યાં જ્યાં સ્વરાજ્ય સરકાર સ્થપાઇ રહી છે, ત્યાં ત્યાં પુસ્તકાલયો તરફ લોકોનું ખૂબજ આકર્ષણ થયાનું આપણે સૌ જાણીએ છીએ અને તેથી અમોને આનંદ થાય છે, પણ આશ્ચર્ય લાગતું નથી. કારણ કે પુસ્તકાલય જેવું લોકજાગૃતિનું, લોકોમાં કાર્ય કરવાની પ્રેરણા ઉત્પન્ન કરવાનું લોકોમાં આશા ઉત્સાહ નિર્માણ કરવાનું બીજું કોઇ પણ સાધન નથી. પુસ્તકાલય એટલે એક જાતનું પાવર હાઉસ અથવા પ્રેરક શક્તિની ખાણ છે. મનુષ્યસ્વભાવ અનુકરણશીલ છે. બીજાએ કરેલું જોઇને તેને કંઇ પણ કરવાની પ્રેરણા-ઇચ્છા થાય છે. અન્ય લોકોએ કરેલું જાણવાનું સાધન વાચન અને મનન કરતાં મોટું કયું હોઇ શકે છે ?

## પુસ્તકાલય ખાતાની વિશિષ્ટતા

પુસ્તકાલય ખાતું એ ડેવલપ. ડિપાર્ટમેંટસમાંનું એક કહેવાય છે; પણ તેની એ વિશિષ્ટતા છે કે ઇતર ખાતાના કાર્યને વ્યાપી રહી તે વધે છે. ખેતીવાડી ખાતું ખેતીનાં ઓજાર સુધારવાનું તથા સારૂં ખાતર નાખવાનું કહે છે. અને ખેતીની પેદાશ વધારેમાં વધારે કમાણી કરે એ સારૂ સહકાર સાધી વેચાણ કરો, રસ્તા અને માર્ગ સુધારો કે જેથી તે ખેતીની પેદાશ દૂર દૂર સુધી જઇ શકે, એવું એવું કહે છે. આરોગ્ય ખાતું કહે છે કે તંદુરસ્તી જાળવો, વ્યાયામ કરો, સ્વચ્છતા રાખો, અંગની તેમ ગામની; એ પ્રમાણે જુદાં જુદાં ખાતાંઓ પૃથક્ પૃથક્ બોધ આપે છે પરંતુ પુસ્તકાલય ખાતું આ સર્વ ખાતાનો ઉપદેશ સામટો કરે છે. દૃષ્ટાંત આપીએ તો એમ સમજો કે, દરેક ખાતુ એક અંધ માણસને એકેક વસ્તુનો જુદો જુદો પરિચય કરી આપે છે, પરંતુ પુસ્તકાલય ખાતુ એ અંધનો હાથ પકડીને તેને જુદી જુદી વસ્તુનો સ્પર્શથી પરિચય કરાવતું નથી. તે તેને આંખ અને દૃષ્ટિ જ આપે છે, જેથી આપમેળે તે સર્વ વસ્તુઓનું જ્ઞાન મેળવી શકે છે.

હવે થોડીક વ્યાવહારિક સૂચનાઓ કરી હું મારૂં ભાષણ પૂરૂં કરવા માગું છું:—

## ત્રણ રંગો

આપણા રાષ્ટ્રીય ધ્વજના ત્રણ રંગ હોય છે. મેં આપણી આમ પુસ્તકાલય પ્રવૃત્તિ માટે પણ ત્રણ રંગ પસંદ કર્યા છે અને તે (૧) Budget, (૨) તપાસણી અને (૩) નિવેદન. આપણા રાજ્યમાં લગભગ ૧૪૦૦ જેટલાં પુસ્તકાલયો અને વાચનાલયો છે, તેમાંથી ગઇ સાલે પોણાબસો જેટલાં નિદ્રાવસ્થામાં હતાં.

ત્યાંના ગ્રંથપાલ લોકમદદ ભેગી કરી શકયા નહિ હોય કે કોણ જાણે કયા કારણસર તેમણે બજેટા મોકલ્યાં નથી. પણ એક વખત પુસ્તકાલય સ્થપાયા પછી તે ગેરવ્યુવસ્થામાં જવું એ કોઇના માટે અભિમાનાસ્પદ નથી. એ તો એક વખત આપણને જામત કરવાના જેમણે પ્રયાસ કર્યા તેમનું અપમાન કરવા જેવું છે. મારી વિનંતિ છે કે દરેક ગ્રંથપાલ યોગ્ય અવસરમાં પોતાના ગામનું બજેટ બનાવી અમારે ત્યાં મોકલી દે.

## બજેટા વિષે બે બોલ

આ બજેટા સંબંધી બીજી એક વાત એવી છે કે એ તદ્દન નાની રકમનાં હોય છે. ૧૪૦૦ પૈકી હજાર જેટલાં પુસ્તકાલયોનાં બજેટ સો રૂપિયાની અંદરનાં હોય છે; પરિણામે સારાં પુસ્તકો ખરીદાતાં નથી, બલ્કે મોટા ભાગનાં પુસ્તકાલયોમાં પુસ્તકો જ ખરીદાતાં નથી. પુસ્તકો વિના પુસ્તકાલય એ નામ સંસ્થાને સાર્થ કેમ ગણાય ? પુસ્તકોના અભાવથી છાપાં અને ચોપાનિયાં વડે નભાવી લેવાય છે. છાપાં વાંચવાં એ સારૂં છે, પણ એ સારા જમણ વચ્ચે તે ચહા પીવા જેવું છે. પુસ્તકો દ્વારા જે સંસ્કાર થવાના તે છાપાં વાંચવાથી મળશે એવો કોઇ દાવો કરશે અગર અપેક્ષા રાખશે તો ચાહ પીને શરીરપોષણ થશે એવું માનનારની કોટીમાં તે આવી જશે. નાણાંની તંગી દૂર કેવી રીતે કરવી તે કહેવાનું મુશ્કેલીભરેલું છે. હું તે જાણતો જ નથી; પણ મારી વિનંતિ એ છે કે જે રકમ આપણે ભેગી કરીએ તેનો વધારેમાં વધારે ઉપયોગ થાય એવી રીતે આપણે બજેટ બનાવવું.

## ભેટની ઉપયોગિતા

પુસ્તકાલયોની તપાસણી વર્ષમાં એક વખત થવી જોઇએ તે થતી નથી. કેટલાંક સારાં પુસ્તકાલયોની ભેટ એકથી વધારે વખત અને એકથી વધારે અમલદારો તરફથી થાય છે. એનો ઉપયોગ નથી થતો પુસ્તકાલયોને કે નથી થતો ખાતાને. પુસ્તકાલયને પોતાની પ્રશંસા સાંભળવા મળે ખરી, પણ મને લાગે છે કે તે પુસ્તકાલયના ગ્રંથપાલ પોકળ પ્રશંસાથી સમાધાન માનતા નહિ હોય.

## નિવેદનનું મહત્ત્વ

ત્રીજી બાબત નિવેદનો સંબંધી. નિવેદનો દર વર્ષે અમને મળે એટલે ગામડાંઓમાં શું શું થાય છે તેનાથી અમે પૂર્ણપણે વાકેફ રહી શકીએ, નહિ તો ગામડાંઓમાં આપ જે કામ કરો તે અમો ન જાણીએ, સરકાર ન જાણે અને તેના લીધે જોઇએ તેવી આપના કાર્યની કદર અમારાથી ન બને, બીજું આપણે ભૂલવું ન જોઇએ કે નિવેદન એક પ્રકારનું મોટું સાધન છે. વેપારીઓને માટે જેમ જાહેરાત છે, તેમ સાર્વજનિક સંસ્થાઓ માટે તેમનું નિવેદન છે. નિવેદનો લોકોના વંચાણમાં આવે તો આપેલા પૈસા યોગ્ય રીતે ખર્ચાવાનું સમાધાન દાનવીરોને મળે અને તે સમાધાનથી અધિક આપવા તે પ્રેરાશે એની મને જરાય શંકા નથી.

હવે આપનો હું વધારે વખત લેવા માગતો નથી. ફરી એક વાર મહાસમંડળના યાલકોનો ઉપકાર માની આપ સહુની રજા લઉં છું.

# શિષ્ટ વાચન

[ લેખક : શ્રી. હરિપ્રસાદ હરખજી ત્રિવેદી ( તરકતલાવ તા. અમરેલી ) ]

આપણા શ્રીમંત મહારાજા સાહેબે પોતાના ૬૫ વર્ષના ઉજ્જવળ વિજય અમલમાં પ્રજાઉત્કર્ષના ઘણા સુધારા કરી પોતાની પ્રાણપ્રિય પ્રજાને ઉત્તમ નાગરિક બનાવ્યા છે.

વડોદરા રાજ્યના અનેક સુધારામાં ફરજીઆત કેળવણીના કાયદાથી ઘેર ઘેર જ્ઞાનગંગા શરૂ થઈ છે. આ પવિત્ર જળ અહર્નિશ વહેતાં રહી માણસ પોતાના જ્ઞાન વડે આત્માનું કલ્યાણ સાધી આ લોક અને પરલોક માટે બનતું કરે તે ઉદ્દેશથી પુસ્તકાલયો સ્થાપ્યાં અને પુસ્તકરૂપી સાચા ગુરુઓ ઝૂંપડીમાં પણ મોકલી જ્ઞાનગંગા વહેતી રાખી છે.

પુસ્તકાલયપ્રવૃત્તિનું મહાન અંગ રાજ્ય પુસ્તકાલય મંડળ છે. આ મંડળ જે રચનાત્મક કાર્ય કરે છે અને તેણે જે પ્રગતિ સાધી છે તે અજોડ છે અને હરકોઈ નાગરિક તેના કાર્યને અને તેમને સાથ આપવાનો લહાવો લઈ સંસ્થા માટે અભિમાન ધરે એવું એ સેવાભાવી મંડળ છે.

આ મંડળે રાજ્યના તેમજ દેશના ખૂણે ખૂણે જ્ઞાનગંગાનાં નીર વહેવરાવી પ્રજાને ઉત્કર્ષના માર્ગો શોધી આપ્યા છે અને પ્રજાએ પણ તેને વધાવી પોતાની ઉન્નતિમાં યોગ્ય સાથ આપ્યો છે.

રાજ્ય પુસ્તકાલય મંડળનાં પ્રશંસનીય કાર્યોમાંનું મુખ્ય કાર્ય તો શિષ્ટ વાચનનો બહોળો પ્રચાર થાય એ જ છે. કારણ કે મનુષ્યને પોતાના ચારિત્ર્યનું જ્ઞાન થાય, તે પોતાનાં કાર્યોને સમજે, ઉચ્ચ જીવન જીવવાના કોડ પૂરા કરે અને સુખ-દુઃખમાં કેમ વર્તવું, સેવા એ કેવું મહાન પુણ્ય છે, દેશ માટે કેવું સ્વાભિમાન જોઈએ, તેમ જ મહાન પુરુષો કે મહાત્માઓ કેવા થાય છે તેના પ્રત્યક્ષ કથિતપાઠ તો જીવન-ચરિત્રના વાચનમાંથી જ મળે છે. અને આવાં સુંદર પુસ્તકો લોકસમૂહમાં બહોળા પ્રમાણમાં વંચાય, મહાત્માઓના ઉત્તમ સિદ્ધાંતો હૃદયમાં કોતરાય અને તેની છાપ જીવનના દરેક કાર્યમાં કાયમ રહે તે ઉદ્દેશથી જ આવાં પુસ્તકોની પરીક્ષાઓ ઠરાવી છે.

આવી પરીક્ષાઓ દરસાલ વર્ષમાં બે વાર લેવામાં આવે છે. આથી મહાન લાભ એ થાય છે કે આદર્શ પુસ્તકો પુસ્તકાલયમાં વસે છે; અને બહોળા પ્રમાણમાં વંચાય છે, તેમ જ ભવિષ્યના નાગરિકને પણ પુસ્તકોની પસંદગીની પ્રેરણા મળે છે. વળી તેને ઉત્તમ ગ્રંથના વાચનનું વ્યસન થાય છે. અત્યાર સુધીની આવી પરીક્ષાઓથી ઘણાં પુસ્તકાલયોમાં વીર ગારિબ્લ્ડિ, ધોંડો કેશવ કર્વે, ઈશ્વરચંદ્ર વિદ્યાસાગ, આત્મકથા, ફોરમ... વગેરે વગેરે ઉપયોગી ગ્રંથો વસાવાયા હશે.

આવાં પુસ્તકોમાંથી ફક્ત ફોરમ જેવાં નાનાં પુસ્તકો તરફ નજર કરીએ તો પણ જણાય છે કે, કેવાં આદર્શ દષ્ટાંતો, કેવી સમાજસેવા, કેવા દાનવીરો ભારત ભૂમિને આંગણે થયા છે તેનો સાક્ષાત્કાર થઈ હૃદય નમે છે.

આવી જ રીતે જો મંડળ ઐતિહાસિક તેમ જ ભૌગોલિક પુસ્તકો શિષ્ટ વાચનમાં પસંદ કરે તો તેથી દેશનો ભાવી નાગરિક વધારે ઉંચે પગથીએ જાય એમ હું માનું છું. આમાં રામાયણ ને મહાભારતનાં પાત્રો શિષ્ટ વાચન માટે ખાસ ઉપયોગી છે.

હવેની પરીક્ષામાં 'અપંગની પ્રતિભા' એ પુસ્તક શિષ્ટ વાચન માટે પસંદ થયું છે. આવા ઉત્તમ ગ્રંથ માટે દરેક નાગરિકનો સહકાર જોઇએ. પરીક્ષા ખાતર નહિ તો પણ ઉત્તમ વાચન ખાતર પણ આવાં પુસ્તકોનું વાચન-મનન કરવું જોઇએ.



## 'આવો શારદધામ'

આવો શારદધામ
સહુ જણ આવો શારદધામ.

પુનિત શારદ મંદિર આવો
શારદનો જયનાદ ગજાવો,
વેરઝેર સહુ ભૂલી જાવો;
શારદનાં સન્માન કાજે,
આવો બંધુ બહેન. સહુ૦

*

ગ્રંથાલયને આંગણે, ફરકે શીતળ સમીર;
વારિ અમૃતનાં વહે, પીજો રંક અમીર. સહુ૦

*

રંક આવો ધનિક આવો
બાળ અને જુવાન આવો,
અહિંયાં નહિ કો'નો છે દાવો
સહુનો એ વિશ્રામ. સહુ૦

*

મલયાનીલ છે ત્યાં લહેરાયે
નિર્મળ પંખી ગાણું ગાયે
અર્ણવ કેરા નાદ સુણાયે
જીવનના અંધારનાશક,
મુક્તિદાતા ધામ. સહુ૦

*

આવો શારદધામ,
સહુ જણ આવો શારદધામ.

આલજીભાઇ નરસિંહભાઇ સોલંકી

પુસ્તકાલયના નિભાવ માટે

# મદદ મેળવવામાં પડતી અડચણો અને તેનો ઉકેલ

[ લેખકઃ—શ્રી. સોમાભાઇ ગરબડભાઇ, પુસ્તકાલય પ્રચારક મ૦ સાવલી ]

**આપણા** શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબે પોતાની પ્રજાને કેળવણીનું શિક્ષણ આપવા માટે પ્રાથમિક ધોરણ ૪ સુધી ફરજીઆત ઠરાવેલું છે. વિદ્યાર્થી ચાર ચોપડી ભણી ઉઠી ગયા પછી તેને પોતાનું જ્ઞાન તાજુ રાખવા માટે શ્રીમંત મહારાજા સાહેબે પુસ્તકાલયો ખોલ્યાં છે. તેનો બહોળો ફેલાવો થવા માટે અને પ્રજાને જ્ઞાન આપવા માટે જ્યાં જ્યાં શાળા છે, ત્યાં ત્યાં પુસ્તકાલય ઉઘાડવા માટે યોગ્ય ગોઠવણ કરેલી છે. આનો લાભ પોતાની પ્રજા ઘણો લે છે ને સદા લેશે. પુસ્તકાલયનું કામ સારી રીતે ચાલે તે માટે એ કામ શાળાને અંગે શિક્ષકને સેવાભાવે સોંપવામાં આવેલું છે. શિક્ષકને પણ ગામડાની શાળામાં દાખલ થયા પછી જ્ઞાન લેવા માટે પુસ્તકાલય જરૂરનું છે. જ્યાં જ્યાં સારા સેવાભાવી શિક્ષકો હોય છે ત્યાં ત્યાં પુસ્તકાલયોનું કામ સુંદર રીતે ચાલે છે. કામ સારૂ થવા માટે લોકોનો સાથ તો અવશ્ય હોવો જોઇએ. જ્યાં લોકો સારો સાથ આપે છે, ત્યાં શિક્ષકની મહેનત સારી દીપે છે. લોકોના સાથ વગર એકલી મહેનત દીપતી નથી. પુસ્તકાલયને નિભાવવા ખાતર પૈસાની જરૂર પડે છે. જે લોકો ભણેલા છે તેમણે તો અવશ્ય મદદ કરવાની જરૂર છે. પણ જ્યાં નિરુત્સાહી ને અભણ વર્ગ છે, ત્યાં પુસ્તકાલયના નિભાવ માટે મુશ્કેલી પડે છે. શિક્ષકો સારૂં કામ કરવા આતુર હોય છે, પણ કેટલીકવાર લોકોના સાથ વિના તે નકામું જાય છે.

ઘણે ઠેકાણે અમારી તપાસણીમાં એવો અનુભવ મળ્યો છે કે વાચકો વાંચવા તૈયાર હોય છે, પણ મદદ કરવા તૈયાર હોતા નથી. શિક્ષક પુસ્તકાલયના નિભાવ માટે પૈસા માગે તો જવાબ મળે છે કે સરકારી લાયબ્રેરી છે. તેમાં પૈસા શાના આપીએ ? સરકારી પુસ્તકાલયમાં પૈસા વગર કેમ વાંચવા ન મળી શકે ? વાત સાચી છે. મફત વાંચવા મળે, પણ લાયબ્રેરી પાસે પૈસા ન હોય તો પુસ્તકો આવે કયાંથી ? સરકાર ગામમદદ વગર પૈસા આપે નહિ. આમ સમજાવવાની જરૂર છે, કેટલેક સ્થળે કામ કરનાર શિક્ષકને વાચકનું અપમાન પણ ખમવું પડે. જેણે સેવાભાવે કામ સ્વીકાર્યું છે તેણે તો દરેક વસ્તુ સહન કરવાની જરૂર છે. સહન ન કરવાની વાત અજ્ઞાનતાની છે. શિક્ષકે લોકો સાથે સહકાર કરવાની જરૂર છે.

હવે નિભાવ માટે શિક્ષકે શું કરવું—મદદ કેવી રીતે મેળવવી, એ બાબત શિક્ષક કાળજી રાખે તો વર્ષે દહાડે રૂ. ૧૦–૧૨ જેવી રકમ તો મળેજ મળે.

અમારા અનુભવમાં આવ્યું છે કે એક ગામે અમો તપાસવા ગયા ત્યાં પંચાયત મદદ બિલકુલ મળતી ન હતી. આગેવાન પટેલ તલાટીને પૂછતાં જવાબ મળ્યો કે માસ્તર અમારી પાસે માગણી કરતા નથી ને અમો આપતા નથી. મેં જણાવ્યું કે લાયબ્રેરી તમારી છે. તમારે નિભાવવી જોઇએ. છતાં માસ્તર માગે ત્યારેજ આપો એમ ન થવું જોઇએ. પંચાયતનું બજેટ દર વર્ષે થાય કે તુરતજ બજેટમાં પુસ્તકાલય–

મદદ જરૂર મૂકવી. આ માટે સરકાર તરફથી મદદ આપવા ઠરેલું છે. તેમાં બાધ નથી એટલે કેટલાકોએ કહ્યું કે અમો જરૂર દર વર્ષે પુસ્તકાલયને મદદ કરીશું. ત્યારપછી થોડીવારે રૂ. ૪૦) ભેગા થઇ ગયા. ને રૂ. ૨૦૪૪=૬૦ નું બજેટ પણ બનાવી ખાતામાં મંજૂર થવા ગયું છે.

કેટલીક વાર માસ્તર ને તલાટીને મેળ ન આવતો હોય તો પણ પંચાયત મદદ મળતી નથી.

શિક્ષકે સેવાભાવના રાખી દરેક સાથે સહકાર કરી સાર્વજનિક પુસ્તકાલયને ખીલવવાનું છે. સહકારથી કામ કરે તો કોઇ દિવસ લાઇબ્રેરી બજેટ વગર રહે તેમ મને જણાતું નથી.



# હું શા માટે પુસ્તકાલયનો હિમાયતી છું ?

પ્રમુખ શ્રી ભાઇઓ અને બહેનો,

પુસ્તકાલયની હિમાયત મેં ઘણા વખત કરી છે અને કરતો આવું છું. હું શા માટે પુસ્તકાલયનો હિમાયતી છું ? સાચા જ્ઞાન વિના કોઇ વ્યકતી, કોઇ કોમ કે કોઇ દેશનો ઉદ્ધાર નથી. જો પોતાના દેશનો ઉદ્ધાર કરવો હોય તો પુસ્તકાલય પ્રવૃતિ વધારો. આપણી શાળાઓમાં અપાતું જ્ઞાન મર્યાદિત છે, સંપૂર્ણ નથી; જ્યારે પુસ્તકાલય બહારનું સર્વાંગી જ્ઞાન આપે છે. પુસ્તકાલયનો ઉપયોગ જ્ઞાન મેળવવા માટે છે. આપણને મળતો અવકાશ નકામો ન ગાળતાં, સારાં પુસ્તકો વાંચી ગાળીએ. નવરાશના સમયમાં આજનાં હલકાં છાપાંઓ અને માસિકોમાં આવતી હલકી વાતો વાંચવા કરતાં ગંજીફા રમવા એ કંઇ ખરાબ નથી. આજનાં છાપાં, માસિકો વાંચવાથી માણસ અવનતિને પંથે દોરાય છે. પુસ્તકાલયદ્વારા સાચું જ્ઞાન મળે છે. પુસ્તકાલયથી ઘણા માણસોએ પોતાનાં જીવન ઉન્નત બનાવ્યાં છે. આપણાં નવજીવન અને 'હરિજન બંધુ' એ આપણા સામાજિક જીવન ઉપર જે અસર કરી છે તે અસર બીજા કોઇ છાપાએ કરી નથી. હજારો માઇલ સુધી એનાથી ચેતન અને જ્ઞાન ફેલાવી શકાય છે. શાળાઓથી અસંતોષ પેદા થાય છે. એ અસંતોષ દૂર કરવા પુસ્તકાલયોને સારાં અને બોધક પુસ્તકોવડે સમૃદ્ધ કરો. લેખકો જનતાને નજર સામે રાખી પુસ્તકો રચે તો જનતાને અવશ્ય લાભ થાય. પુસ્તકાલય એ જનતાને કેળવવાનું સહેલું અને સસ્તું સાધન છે. હજારોને ફાયદો કલ્યાણ આપનાર અને સત્ય રાહ બતાવનાર એ પુસ્તકાલય છે. શાળાના શિક્ષકોની અને છાત્રાલયના ગૃહપતિઓની ફરજ છે કે વિદ્યાર્થી કેવું સાહિત્ય વાંચે છે તેની તપાસ રાખવી. સાહિત્યકો સારું સાહિત્ય પેદા કરે અને પુસ્તકાલયના વ્યવસ્થાપકો તે સાહિત્ય ભેગું કરે તો જનતાને અવશ્ય લાભ થાય. અમેરીકા આ બાબત ઉપર વધારે લક્ષ રાખે છે. ઉચ્ચ સાહિત્યની વધારે કિંમત આંકે છે. જ્ઞાનપ્રચાર માટે શાળા અને પુસ્તકાલય એ અણમોલ સાધન છે, એમ માને છે. વડોદરા રાજ્યમાં કેળવણી પાછળ ખર્ચાતા વીસ લાખ રૂપીઆ મજરે લાવવા હોય તો પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર કરે.

( આણંદ સા. પુ. ના ઉદ્ઘાટન પ્રસંગે શ્રી. મોતીભાઇ અમીન સાહેબના ઉદ્ગારો )

# બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ

જ્ઞાનનો પ્રચાર થાય વાચન દ્વારા. આને માટે શાળાઓ પછી બીજી અતિ અગત્યની જરૂરીઆત પુસ્તકાલયની છે. શાળાઓ વાંચવા લખવાનું શીખવે, પરંતુ પુસ્તકો અને પત્રો દ્વારા એ જ્ઞાનમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થતી ન રહે તો મેળવેલું જ્ઞાન પણ નષ્ટ થાય છે અને તે માટે કરેલું ખર્ચ પણ નિરર્થક નીવડે છે. શાળા–પાઠશાળાઓમાં પણ જે જ્ઞાન મળે છે તે પણ અધુરૂં જ હોય છે; માટે તેમાં પણ સ્વપ્રયત્નથી વાચન દ્વારા દિનપ્રતિદિન નવીન જ્ઞાનનો વધારો કરવાનો રહે છે જ. દુનિયા એટલી ઝડપથી આગળ વધે છે, નવી નવી શોધો અને નવા નવા હુન્નરો એટલા મોટા પ્રમાણમાં થયે જાય છે કે જેઓ એ બધા વિષયોની માહિતી મેળવતા ન રહે તો તેમને પોતાના ઉદ્યોગ–ધંધામાં પણ પાછું પડવું પડે. ધર્મ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનનાં એટલાં બધાં ઉત્તમ પુસ્તકો દરવર્ષે પ્રગટ થાય છે કે આ નવા જ્ઞાનનો લાભ નહિ મેળવનાર મનુષ્ય બહુજ સંકુચિત વિચારનો--અલ્પજ્ઞાની બની જાય છે. વાચન જેવું નિર્દોષ આનંદ આપનાર અન્ય કોઇ સાધન હજી સુધી યોજાયું નથી. આ કારણોને લઇને પુસ્તકાલયોની સર્વત્ર હિમાયત કરવામાં આવે છે અને તેમને સારી રીતે પોષવામાં આવે છે.

હિંદમાં શાળાઓ પૂરતા પ્રમાણમાં સ્થાપી નથી શકાઇ અને એ દિશામાં અનેક પ્રયત્નો કરવાના હજી બાકી રહે છે. ફરજીઆત પ્રાથમિક કેળવણી હિંદના સર્વ ભાગોમાં દાખલ થાય તે માટે પ્રયત્નો થઇ રહ્યા છે. પ્રૌઢ શિક્ષણની યોજનાઓ અમલમાં મૂકવા તજવીજ ચાલે છે. એટલે પુસ્તકાલયોની યોજના પણ સ્વાભાવિક રીતે હિંદના બધા જ વિભાગોમાં વિચારાવા લાગી છે.

મુંબઇ ઇલાકાની સરકારે પ્રૌઢ શિક્ષણ સમિતિને ગ્રામ પુસ્તકાલયો સ્થાપવાનું સોંપ્યું છે અને ચાલુ વર્ષના બજેટમાં તે માટે રૂ. ૫૦૦૦૦) મંજૂર કર્યા છે. આ કામ કેવી રીતે આગળ વધારવું તે માટે પ્રૌઢ શિક્ષણ સમિતિએ વખતોવખત મળીને વિચારો કર્યા છે અને છેવટની મંજૂરીને માટે નિયમો તૈયાર કરી એક યોજના સરકારને સાદર કરી છે.

પુસ્તકાલય પ્રવૃત્તિ એ લોકોપકારક પ્રવૃત્તિ છે. સરકારે એને હાથ ધરી છે, એટલે પ્રજાસેવકોએ તો એ યોજનાને સર્વાંશે સફળ ઉતારવા માટે કટિબદ્ધ થયે જ છૂટકો. સરકારની યોજના લોકો પાસેથી સ્વાશ્રયની અપેક્ષા રાખે છે, અને થોડા ખર્ચે ઘણું કામ થાય તે માટે લોકોના સેવાભાવને માટે તેમાં પૂરતું સ્થાન રાખ્યું છે. લોકમદદ મેળવવામાં અને તે ઉપર સરકારમદદ મેળવી પુસ્તકાલય અને વાચનાલયની આખી વ્યવસ્થાનું બધું કામ પ્રજાએ સહકારથી ઉપાડી લેવાનું છે. આ આખી પ્રવૃત્તિ સફળ નીવડે તે માટે સર્વ કોઇએ પોતપોતાના ગામમાં, તાલુકામાં અને પ્રાંતમાં લોકમત કેળવવો જોઇશે, જરૂરી લોકમદદ મેળવવી જોઇશે, અને વહિવટ માટે સમાજસેવકોને તાલીમ આપવી જોઇશે. ગ્રામ પંચાયતો સ્થપાય છે તે જ અરસામાં ગ્રામપુસ્તકાલયો સ્થપાશે એટલે ગ્રામસેવાની પ્રવૃત્તિઓમાં ઉત્સાહી ભાઇઓને સુંદર કાર્યક્ષેત્ર મળી રહેશે.

લોકમત જાગ્રત થવા પુસ્તકાલય અને વાચનાલયની ઉપયોગિતા સમજાવવામાં આવે અને એ યોજના સફળ થાય તે માટે સબળ પ્રયત્ન થાય અને એકધારું ધોરણ સર્વત્ર અમલમાં મુકાય તે માટે '**ગુજરાત પુસ્તકાલય મંડળ**' સ્થાપવાની અનિવાર્ય જરૂર છે. એ મંડળ પ્રૌઢ શિક્ષણ સમિતિના સભ્યોની સાથે સહકાર સાધી ગુજરાતના એકેએક ચાળાવાળા ગામે પુસ્તકાલય અને વાચનાલય સ્થપાય તે માટે પ્રયત્ન કરશે.

પુસ્તકાલય પ્રવૃત્તિ જેમ જેમ આગળ વધે તેમ તેમ તેને લગતા અનેક પ્રશ્નો વિચારવાના રહે છે: લોકલબોર્ડો, સુધરાઇઓ, ગ્રામ પંચાયતો, સહકારી મંડળીઓ અને સહકારી બેન્કો પાસેથી આર્થિક મદદ મેળવવી જોઇશે. લગ્ન–મરણ જેવા સારા માઠા પ્રસંગોએ પુસ્તકાલયોને થોડીઘણી મદદ મળે જાય એવી પ્રણાલિકા સ્થાપવી જોઇશે, સારા માઠા પ્રસંગોએ થતા દાનની રકમોમાંથી પુસ્તકાલયોએ મદદ મેળવવાનો પોતાનો હક્ક સાબીત કરવો જોઇએ, વ્યવસ્થાને અંગે ગ્રંથપાલોને તાલીમ પણ આપવી જોઇશે અને બીજા અનેક પ્રશ્નોનો ઉકેલ લાવવાનો થશે.

પુસ્તકાલય પ્રવૃત્તિ અંગે ઉપર જણાવેલા અનેક પ્રશ્નો વિચારવાના ચર્ચવાના અને નિર્ણય કરવાના છે. આ પ્રશ્નો એક તાલુકાના કે એક જીલ્લાના નથી, પણ સમગ્ર ગુજરાતના છે. થોડાક જીલ્લા આગળ વધે અને બીજા પાછળ ન રહી જાય તે જોવાની ફરજ ગુજરાતના નેતાઓની છે. ઉદાર ધનિકો પાસેથી મદદ મેળવીને પણ પછાત પ્રદેશોને અને પછાત ગામોને મદદ આપી તેમને પણ સાથમાં લેવાનાં છે. ગુજરાત પુસ્તકાલય પરિષદ માટે જુદા જુદા જીલ્લાના નેતાઓ એકત્ર થાય અને આવા આવા અનેક પ્રશ્નો વિચારે તો જ વડોદરા રાજ્યની માફક ગુજરાતમાં આ પ્રવૃત્તિનું કામ વ્યવસ્થિત બને. અને તેથી જ પરિષદ ભરવાની જરૂર હાલમાં ખાસ ઊભી થઇ છે.

પહેલી ગુજરાત પુસ્તકાલય પરિષદ મળી તે માટે પણ આવો જ ઉદ્દેશ રાખ્યો હતો; પણ સરકાર અને લોકલબોર્ડની મદદ સિવાય આ પ્રવૃત્તિને સાચો વેગ નહિ મળે એમ સમજાયું એટલે બીજી પુસ્તકાલય પરિષદ ભરવામાં જરા ઢીલ કરી હતી. વડોદરા રાજ્યમાં પણ સરકાર અને પંચાયતોની મદદ મળવાનું જાહેર થયું ત્યાર પછીજ પુસ્તકાલયોમાં પ્રાણ પુરાયો અને તે ખૂબ પ્રગતિમાન બન્યાં. મુંબઇ ઈલાકાની સરકારે પણ મદદ આપવાનું જાહેર કર્યું છે અને તે માટે કામ જેમને તેમને સોંપાયું છે. એટલે હવે ગુજરાત પુસ્તકાલય પરિષદને કામ કરવાને માટે પૂરતું ક્ષેત્ર મળી રહે છે. પરિષદ પાંચેય જીલ્લાના સમાજસેવકોને પોતપોતાના જીલ્લાઓમાં પુસ્તકાલયો અને વાંચનાલયો સ્થાપવાનું કામ આપી શકશે અને પરસ્પરના સહકારથી માર્ચ આખર સુધીના ત્રણ માસ જેટલી ટૂંકી મુદતમાં પણ પુસ્તકાલયો માટે ગુજરાતને ફાળે આવતી રકમ મેળવવાને પાત્ર બની તેનો પૂરેપુરો સદુપયોગ કરી બતાવશે.

ગ્રામસેવાના અને જ્ઞાનપ્રચારના આ કલ્યાણકારી કામમાં, સહાયરૂપ બનવા પુસ્તકાલય પરિષદમાં પધારવા સર્વ કોઇને આમંત્રણ આપવામાં આવે છે.

આ પરિષદ નવીન પુસ્તકાલયો સ્થાપવાને માટે એજ વખતે પૂરતી માહિતી

મળી શકે તે જાતની બધી યોજનાઓ અને સાહિત્ય રજૂ કરવામાં આવશે; દૈનિકો, સાપ્તાહિકો, માસિકો, ત્રિમાસિકો તેમ જ બાળકો, સ્ત્રીઓ, ખેડૂતો, શિક્ષકો વગેરે માટેના પુસ્તકસંગ્રહો તેમ જ સ્થાનિક એટલે ચરોતર પ્રદેશના લેખકોનો પુસ્તકસંગ્રહ, વિશિષ્ટ પ્રકારનાં પુસ્તકપ્રકાશનો અને વાર્ષિક અંકો તેમજ હસ્તલિખિત સામયિકો એક જ સ્થળે જોવાનો લાભ મળશે. વિદ્વાનોનો સમાગમ, જ્ઞાન અને અનુભવનો લાભ લેવાની પૂરતી તક મળશે. અને પુસ્તકાલય પ્રવૃત્તિના સંબંધમાં ગુજરાતે આ વર્ષે અને આવતાં પાંચ દશ વર્ષમાં શું શું કરવું જોઇએ, તેનો વ્યવસ્થિત કાર્યક્રમ આ પ્રસંગે ઘડાશે.

પરિષદ સંબંધી વિશેષ માહિતી આ પછીના પૃષ્ઠ પર પ્રકટ કરવામાં આવી છે, તે ધોરણે પરિષદના કાર્યને સફળ બનાવવા ગુજરાતનાં સર્વ સુશિક્ષિત બેનો અને ભાઇઓ સહકાર આપે એવી મારી નમ્ર વિજ્ઞપ્તિ છે.

વસો,
તા. ૪-૧૨-૩૮

મોતીભાઇ ન. અમીન

# પત્રો-માસિકોના વ્યવસ્થાપકોને

આણંદમાં બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ જાન્યુઆરીમાં મળે તે પ્રસંગે ગુજરાતી ભાષામાં પ્રકટ થતાં દૈનિક, અર્ધસાપ્તાહિક, સાપ્તાહિક, પખવાડિક, દ્વિમાસિક, ત્રિમાસિક, ષણ્માસિક, વાર્ષિક અને વિશેષાંકોની એકેક નકલ પ્રદર્શનમાં મૂકવાની છે, જેથી ગુજરાતી ભાષામાં પ્રકટ થતાં પત્રો સહુ કોઇને જોવા મળે. તો જે તે પત્રના વ્યવસ્થાપકને પોતાના પત્રની એક નકલ તેમ જ દિવાળી કે એવા ખાસ અંકની પણ એક નકલ નમુના તરીકે મોકલી આપવા વિનંતિ છે.

લિ૦
આશાભાઇ નરસિંહભાઇ પટેલ
મંત્રી, બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ

ચ. એ. સોસાયટી
આણંદ

# બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ

બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદની બેઠક આણંદમાં ચરોતર એજ્યુકેશન સોસાયટીના ચોગાનમાં જાન્યુઆરી માસની તા ૮ મીએ ભરવાનું નક્કી થયું હતું, પણ તે દિવસ મહાસભાના પ્રતિનિધિઓની ચૂંટણી માટે સમસ્ત ગુજરાતમાં રખાયલો હોઇ સમાજસેવાની આ પ્રવૃત્તિમાં રસ લેતાં ઘણાં ભાઇબહેનો ઇચ્છા હોવા છતાં પરિષદમાં હાજર રહી શકે નહિ એમ લાગવાથી પરિષદની તારીખો બદલી જાન્યુઆરીની ૧૫ મી કે ૨૨ મી રાખવા વિચાર ચાલે છે. હજુ તારીખો નક્કી થઇ નથી; પણ નક્કી થશે એટલે પત્રોમાં તે જાહેર કરવામાં આવશે.

**તારીખ**

સ્વાગત સમિતિના અધ્યક્ષ તરીકે વડોદરા રાજ્યના નિવૃત્ત નાયબ દિવાન રા. બ. શ્રી. ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઇની વરણી થયેલી છે અને પરિષદના પ્રમુખ તરીકે ગુજરાતના બહુશ્રુત વિદ્વાન આચાર્ય આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ ચુંટાયા છે. આ બીજી પરિષદ ચરોતરને આંગણે ભરાય છે એટલે ચરોતરવાસી ભાઇ–બહેનોને રૂ. ૧) મોકલી આપી સ્વાગત સમિતિના સભ્ય બનવાની અમે વિનંતિ કરીએ છીએ અને એ માટે આ પ્રવૃત્તિમાં રસ લેતા ભાઇબહેનો પોતાના ગામમાંથી સ્વાગત સમિતિના સભ્યો નોંધી તેમનું લવાજમ મોકલી આપશે તો સ્વાગત સભ્યો નોંધવાનું કામ સરળ થશે. સ્વાગત સમિતિએ ગુજરાત પુસ્તકાલય પરિષદ અંગનું બધું કામકાજ કરવા સભ્યો ઉમેરવાની સત્તા સાથે નીચેના ગૃહસ્થોનું એક કાર્યવાહક મંડળ પણ નીમ્યું છેઃ—

**સ્વાગત સભ્યો**

શ્રી. મોતીભાઇ નરસિંહભાઇ અમીન, વસો
,, નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ, સોજીત્રા ( આણંદ )
,, ચુનીભાઇ ઉમેદભાઇ પટેલ, નડિયાદ
,, ડાહ્યાભાઇ દેસાઇભાઇ દેસાઇ, નડિયાદ
,, ચુનીભાઇ વેણીભાઇ પટેલ, વસો
,, હીરાભાઇ શામળભાઇ અમીન, તારાપુર
,, ડાહ્યાભાઇ શંકરભાઇ પટેલ, આણંદ
,, ગોવર્ધનભાઇ ભાઇલાલભાઇ અમીન, વસો ( આણંદ )
,, ત્રિભોવનદાસ કિશીભાઇ પટેલ, આણંદ
,, દેસાઇભાઇ નાથાભાઇ પટેલ, ઓડ ( નડિયાદ )
,, આશાભાઇ નરસિંહભાઇ પટેલ, સુણાવ ( નડિયાદ )

ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિની હજુ શરૂઆત છે એમ કહીએ તો ખોટું નથી. મોટાં ગામોમાં પુસ્તકાલયો છે જ, પણ તે બધાં હજુ વ્યવસ્થિત છે એમ તો કહી શકાય નહિ. એટલે હાલમાં પુસ્તકાલય પ્રવૃત્તિની શી સ્થિતિ છે તે જાણવા માટે પરિષદે માહિતી એકઠી કરવા માંડી છે. એ માહિતી એકઠી થયે સહુ કોઇને પુસ્તકાલયોની

**પ્રતિનિધિઓ**

ઠીક ઠીક માહિતી મળશે. આ સ્થિતિમાં પરિષદના પ્રતિનિધિઓની રીતસર ચૂંટણી થવી અશક્ય છે એટલે ગુજરાતનાં પુસ્તકાલયો તરફથી પ્રતિનિધિઓ તરીકે આવે તે બધા તેમજ આ પ્રવૃત્તિમાં રસ લેનાર તરીકે જે ભાઇઓ પરિષદમાં ભાગ લેવા ઇચ્છતા હોય તે સર્વને પ્રતિનિધિ તરીકે ગણવામાં આવશે. વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો તરફથી પણ પ્રતિનિધિઓ પરિષદમાં હાજર રહે તે માટે અનુકૂળતા કરી આપવા પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબને અમે અત્રેથી લખ્યું છે એટલે તે સંબંધી તેમના તરફથી પણ વખતસર સૂચના પ્રકટ થશે. આ વખતે પ્રતિનિધિની ફી કંઇ પણ રાખી નથી. પુસ્તકાલયો વ્યવસ્થિત થતાં ભવિષ્યની પરિષદમાં આ બધું વ્યવસ્થિત થઇ જશે. એટલે પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેતાં ભાઇબહેનોને પરિષદમાં પધારવા વિજ્ઞપ્તિ છે.

**ઠરાવો મોકલવા સંબંધી**

પુસ્તકાલય પ્રવૃત્તિની હજી શરૂઆત છે એટલે તે સ્થિતિ લક્ષમાં લઇ પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ મળે તે માટે શક્ય તે વ્યવહારૂ ઠરાવો પરિષદમાં રજૂ કરવામાં આવશે. આ માટે જે કોઇને ઠરાવો મોકલવા હોય વા દિશાસૂચન કરવું હોય તેમને તે લખી મોકલવા વિનંતિ છે. છતાં ઠરાવોનો આછો ખ્યાલ આવે તે માટે કેવા ઠરાવો રજૂ થઇ શકે તેની યાદી નીચે આપી છેઃ—

૧. ગુજરાત પુસ્તકાલય મંડળ સ્થાપવાનો;
૨. લોકલ બોર્ડ, સુધરાઇઓ, ગ્રામ પંચાયતો, સહકારી મંડળીઓ વગેરે જેવી સંસ્થાઓ સ્થાનિક પુસ્તકાલયોને મદદ કરે તે માટે વિજ્ઞપ્તિ કરવાનો;
૩. મુંબાઇ સરકારે પ્રૌઢ શિક્ષણની સાથે પુસ્તકાલય પ્રવૃત્તિ હાથમાં લીધી તે માટે સરકારને અભિનંદન આપવાનો;
૪. ગુજરાતમાં કમમાં કમ શાળાવાળા દરેક ગામે પુસ્તકાલય સ્થપાય તે માટે પછાત પડતાં ગામોને ઉદાર હાથે મદદ આપવા ગુજરાતના ધનિકોને વિજ્ઞપ્તિ કરવાનો;
૫. પોતપોતાના વિભાગોમાં પુસ્તકાલય પ્રવૃત્તિનું કામ ઉપાડી લેવામાટે જીલ્લા અને પુસ્તકાલય મંડળો સ્થાપવાનો;
૬. પ્રકટ થતાં પુસ્તકોમાંથી શિષ્ટ વાચન માટે પુસ્તકોની તારવણી કાઢી વખતોવખત યાદીઓ બહાર પાડવાની અને પુસ્તકાલયોના કાર્યકર્તાઓને પોતાની વિદ્વત્તાનો લાભ આપી તેમને સાચા માર્ગદર્શક થવાની ગુજરાત સાહિત્ય પરિષદને અને સાહિત્ય સભાઓને વિજ્ઞપ્તિ કરવાનો;
૭. વિદ્યાર્થીઓને નવાં પ્રકટ થતાં સારાં પુસ્તકો વાંચવાની અનુકૂળતા મળે તે માટે શાળાનાં પુસ્તકાલયોમાં તેવાં પુસ્તકો ખરીદવાની છૂટ આપવા માટે કેળવણી ખાતાને ભલામણ કરવાનો;
૮. પ્રેતભોજન જેવાં જૂના યુગનાં ખર્ચ કમી કરી પ્રજામાં જાગૃતિ આણી પ્રાણવાન બનાવવા જ્ઞાનપ્રચારના એક અંગ તરીકે પુસ્તકાલયપ્રવૃત્તિને મદદ આપવા જનતાને વિજ્ઞપ્તિ કરવાનો;

આ ઠરાવો છેવટના છે એમ તો ન જ કહેવાય. આમાંથી કેટલાય રજૂ ન પણ થાય, ને કેટલાક નવા પણ ઉમેરાય. છતાં પરિષદપ્રવૃત્તિનો કંઇક ખ્યાલ આવે ને પરિષદમાં આવનાર વિચાર કરી આવે તે માટે આ માર્ગદર્શક યાદી અત્રે મૂકી છે.

આશા છે કે બીજાઓ પણ આ દિશામાં તાત્કાલિક ઉપયોગી થઇ શકે તેવા વ્યવહારુ ઠરાવો મોકલી આપશે.

**રહેવા જમવાની અનુકૂળતા**

પરિષદમાં આવનાર ભાઇબ્હેનો માટે રહેવા અને જમવાની વ્યવસ્થા સોમાપટિનાં મકાનોમાં થશે. પરિષદને રસોડે જમનાર પાસેથી બે ટંકના દશ આના અને છૂટક સાંજના પાંચ આના અને બપોરના ૭ આના પ્રમાણે ભોજનખર્ચ લેવાશે. ભોજનમાં સાંજના પૂરી, દાળ, ભાત ને શાક અને બપોરના મિષ્ટાન્ન સામાન્ય રીતે રખાશે. **પોતાને માટે જલપાત્ર તેમજ શિયાળાના દિવસો હોવાથી જરૂરી પથારી પરિષદમાં આવનાર ભાઇબ્હેનોએ લાવવી જોઇશે;** અત્રેથી તે મળી શકશે નહિ.

**પરિષદનો કાર્યક્રમ**

પરિષદ પહેલે દિવસે સાંજના ત્રણ વાગે મળશે. તે દિવસે પ્રમુખોનાં ભાષણો થશે. સાંજના વિષયવિચારણી સમિતિ મળશે. રાત્રિએ રંજનાત્મક કાર્યક્રમ રહેશે. બીજે દિવસે સવારે પરિષદની બેઠકમાં ઠરાવો રજૂ થશે અને બપોરે પરિષદનું કામ પૂરું થશે. તે પછી જેમની ઇચ્છા હશે તેમને માટે ડાકોર, વડતાલ, અગાસ, જેવાં સ્થળો જોવાનો કાર્યક્રમ રહેશે. આણંદ બી. બી. સી. આઇ. રેલ્વેનું મોટું મથક હોઇ ગુજરાતમાંથી આવનાર સહુ કોઇને અનુકૂળ છે એટલે બપોરના એકની ગાડીમાં આવી બીજે દિવસે બપોરના એકની ગાડીમાં પ્રતિનિધિઓને ઘેર જવાની અનુકૂળતા મળશે.

**પરિષદ પ્રદર્શનો**

પરિષદ પ્રસંગે નીચે જણાવ્યા પ્રમાણે ભરાનારાં વિવિધ પ્રદર્શનો માટે તૈયારીઓ થવા માંડી છે.

૧. ગુજરાતી ભાષામાં હાલ પ્રકટ થતાં દૈનિક, અર્ધસાપ્તાહિક, સાપ્તાહિક, પાક્ષિક, માસિક, દ્વિમાસિક, ત્રિમાસિક, ષણ્માસિક, વાર્ષિક અને વિશેષાંકો;
૨. ગુજરાતી ભાષામાં પ્રકટ થયેલાં ખેતીવાડીને ઉપયોગી પુસ્તકો;
૩. સ્ત્રીઓ, બાળકો અને કિશોરોને ઉપયોગી હોય તેવાં દરેક માટે રૂા. ૫૦) ની કિંમતનાં પુસ્તકો;
૪. રૂા. ૧૦૦), રૂા. ૨૫૦) અને રૂા. ૫૦૦) ની કિંમતનાં સારાં પુસ્તકો;
૫. ગુજરાતના ઇતિહાસની સામગ્રીનાં ગુજરાતી ભાષામાં પ્રકટ થયેલાં પુસ્તકો;
૬. ગુજરાતના સાહિત્યને ચર્ચતાં ગુજરાતી પુસ્તકો;
૭. ગુજરાતના અને હિંદના મહાપુરુષોને અર્પણ થયેલા સ્મારક ગ્રંથો તથા તે માટે પ્રકટ થએલા માસિકોના ખાસ અંકો જેમાં જુદા જુદા લોકોએ જુદા જુદા દષ્ટિબિંદુએ તેમના સંબંધો ચર્ચા કરી હોય;
૮. ચરોતર પ્રદેશના લોકોએ લખેલાં પુસ્તકો;
૯. લોકશિક્ષણ અને જ્ઞાનપ્રચાર માટે આજસુધી ગુજરાતી ભાષામાં પ્રકટ થયેલ પત્રિકાઓ.

**વિજ્ઞપ્તિ**

પરિષદમાં આવનાર ભાઇબ્હેનો અગાઉથી અમને ખબર આપશે તો તેમને રહેવા-જમવાની અનુકૂળતા કરી આપવામાં અમને સુગમ થશે.

ચરોતર એજ્યુકેશન સોસાયટી
આણંદ, તા. ૫-૧૨-૩૮

**આશાભાઇ નરસિંહભાઇ પટેલ**
મંત્રી, બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ

# પુસ્તકપરિચય

**૧ શુભદા:—** ( પૂર્વાર્ધ–ઉત્તરાર્ધ ) અનુવાદકો: શાંતિલાલ શાહ અને હીમાંશુ ચક્રવર્તી. પ્રકાશક: એન. એમ. ઠક્કરની કુંપની, બુકસેલર્સ અને પબ્લીશર્સ, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ ૨, ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૩૦+૨૪૮, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૨–૮–૦

સુપ્રસિદ્ધ બંગાળી નવલકથાકાર સ્વ. શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયની આ કૃતિ પ્રથમવાર જ ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થાય છે. બંગાળી આચાર–વિચાર તથા સંસારનું સુંદર ચિત્ર આ વાર્તા દ્વારા શરદ્ બાબુએ જનતા સમક્ષ રજૂ કર્યું છે. શરદ્ બાબુની કૃતિઓની ખુબી એ છે કે એમાં ઝાઝાં પાત્રો હોતાં નથી. ચાર પાંચ મુખ્ય પાત્રોની આસપાસ કથાની ગૂંથણી હોય છે.

આમાં શુભદાનું પતિવ્રતપણું અને ખાસ કરીને તેની સહનશીલતા પ્રશંસાપાત્ર છે. મહાનંદનું પાત્ર તેમજ બિન્દુ પણ ગરીબ તરફ સહાનુભૂતિ બતાવનારાં પાત્રો છે. આ કરુણ કથની છે છતાં એમાં બે ચાર પાત્રોનું નિરૂપણ અદ્ભુત પણ છે. આ નવલકથા બંગાળની તે સમયની રહેણીકરણીનું આબેહૂબ ચિત્ર રજૂ કરે છે. અનુવાદ પણ સારો છે.

છપાઇ, કાગળ, બાંધણી વગેરે સારાં છે. એક વખત વાંચવા માંડયા પછી પુસ્તક પૂરૂં કર્યા સિવાય હાથમાંથી મૂકવું ગમે એવું નથી.

**૨ જેકિલ અને હાઇડ:—** દેસાઇ મગનભાઇ પ્રભુદાસ, પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૯૩૮, ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૧૪+૨૪+૧૫૧ કાચું પૂઠું, મૂલ્ય ૯ આના.

પાશ્ચાત્ય લેખક રૉબર્ટ લુઇ સ્ટિવન્સનની અંગ્રેજી કૃતિનો આ અનુવાદ છે. દૈવી અને આસુરી સંપત્તિ એટલે શું તે આ પુસ્તકથી આપણને પ્રત્યક્ષ થાય છે. ડૉ. જેકિલ નામે એક દાક્તરના દ્વિધા સ્વરૂપની આમાં ઝાંખી છે.

આખાય પુસ્તકમાં સત્વગુણી અને તમોગુણી પ્રકૃતિ વચ્ચેનું યુદ્ધ વર્ણવી, રાસાયણિક પ્રયોગથી શરીરનાં રૂપરંગ ફેરવી શકાય છે પરંતુ વધારે વખત અજમાવવાથી આખરે એના ઉપરનો કાબુ જતો રહે છે અને છેવટે જીવ ખોવા વખત આવે છે, એ ઉત્તમ રીતે સિદ્ધ કર્યું છે.

પુસ્તક રસપ્રદ હોઇને વિજ્ઞાનની પ્રગતિ કેવી અને કેટલી છે તે જણાવ્યું છે; પરંતુ છેવટે ' अति सर्वत्र वर्जयेत् ' એ સૂત્ર સાચું ઠરે છે. અને કુદરત ઉપર વિજય મેળવવા જતાં જીવનું કેવું જોખમ ખેડાય છે તેનો આમાં તાદશ ચિતાર આપ્યો છે.

છપાઇ વગેરે સારૂં છે. પુસ્તકાલયો જરૂર ખરીદે.

સાહસ, તેમનું કૌટુંબિક જીવન, તેમની સખાવત, તેમના રાજકીય વિચારો તથા જ્વલંત જીવનની કેટલીક વિશિષ્ટતાઓ વગેરે બહુ વિસ્તારથી વર્ણવ્યું છે. આ પુસ્તક, એડનવાળા તરિકે પ્રખ્યાત થએલા અને રાજદરબારી તેમજ વેપારી જગતમાં ઝળકી રહેલા એડનના વેપારી કુટુંબના આ આગેવાનની આપણને પૂરેપુરી ઓળખ આપે છે.આવાં ચરિત્રોની છાપ જનતા ઉપર સારી પડે છે. એમના ચરિત્ર ઉપરથી ઉગતા યુવાનોએ બોધ લેવા જેવો છે અને પ્રમાણિકતા, ઉદારતા, દયા, મળતાવડાપણું, કુટુંબપ્રેમ, સાહસિકતા વગેરે ગુણોને કેળવવા ઘટે છે. આ પુસ્તક જેમણે અને તેમણે અને મોટાં પુસ્તકાલયોએ ખાસ ખરીદવા લાયક છે. છપાઇ, બાંધણી, કાગળ, ચિત્રો વગેરે બધું ઉંચા પ્રકારનું છે. લેખકને આવા સુંદર પુસ્તક માટે ધન્યવાદ આપવો ઘટે છે.

**૬ શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ એઓશ્રીનાં વ્યાખ્યાનો અને ભાષણો પુ. ૩ જું**:—પ્રકાશકઃ ધીરજલાલ ટોકરશી શાહ, જ્યોતિ કાર્યાલય લિમિટેડ, જુમ્મા મસ્જિદ સામે, અમદાવાદ; ૧૯૩૮; રૉયલ ૮ પેજી પૃષ્ઠ ૧૨+૧૪૪, પાકું પૂઠું, મૂલ્ય ૧૨ આના.

આ ત્રીજા ભાગમાં તા. ૨૪-૧૧-૧૮૯૨ તથા ૧૦-૧૧-૯૨એ લંડનમાં આપેલાં ભાષણો ઉપરાંત ૧૯૨૬ તથા ૨૪ ડિસેંબર ૧૯૩૨થી તા. ૧૧-૪-૩૮, વડોદરા રાજ્યમાં, હિંદમાં તેમ જ હિંદબહાર શ્રીમંત મહારાજા સાહેબે જુદે જુદે પ્રસંગે આપેલાં મનનીય અને બોધક તથા ઉપદેશક એવાં ૫૦ વ્યાખ્યાનો અને ભાષણોનો સમાવેશ થયો છે. એમાંથી શ્રીમંત મહારાજા સાહેબની શિષ્ટપ્રિયતા, નોકરોની ફરજ તથા તેમનાં કર્તવ્યો, ઉપરાંત ખાણાં વેળાએ તથા પરોણાગતના મેળાવડામાં અને ઉદ્‌ઘાટન પ્રસંગોએ તેમજ માનપત્રના જવાબમાં આપેલાં ભાષણો ઉપરથી એમના સર્વદેશીય જ્ઞાનની ખાસ પ્રતીતિ થાય છે. વ્યાખ્યાનો બોધપ્રદ, રસમય અને શિક્ષણદાતાં છે. એમના વિચારો કેટલા ઉદાર અને ઉચ્ચ કોટીના છે તેમ જ એઓશ્રીનો પ્રજાપ્રેમ કેટલો બધો છે તેનું સાચું દિગ્દર્શન થાય છે. છપાઇ, કાગળ, બાંધણી વગેરે સારું છે. રાજ્યના દરેક દરેક પુસ્તકાલયોએ આ ભાષણો ખરીદી ખાસ લોકોમાં વંચાવવાં જોઇએ. આવાં પુસ્તકને ભલામણની અપેક્ષા હોય જ નહિ.

ના. ચ. દીવાનજી

**૭ મશાલઃ**—(જ્ઞાનમૌક્તિકો) કર્તા : પીરસાહેબ હુસેનઅલી; પ્રકાશક : શરફુદ્દીન અલાઉદ્દીન વઝીફદાર—મલાવ ભાગોળ, પેટલાદ. આવૃત્તિ ૧ લી, ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૮+૯૬; કાચું પૂઠું મૂલ્ય ૦—૧૦—૦

લેખકે પોતાના વાચન-જ્ઞાનમાંથી મેળવેલાં ૩૧૫ જ્ઞાનમૌક્તિકોનો આ એક સરસ સંગ્રહ છે. લેખક પોતે મુસ્લીમ હોવા છતાં ભાષાદોષ ક્વચિત જ નજરે પડે છે. આજે જનતાનો ઝોક ટૂંકી વાર્તાઓ અને નવલકથાઓ વાંચવા તરફ વિશેષ વળેલો છે; તેને બદલે પોતાના જીવનના સાથીરૂપ આવાં જ્ઞાનમૌક્તિકો વંચાતાં થઇ જાય એ જરૂરનું છે. લેખકે પરદેશમાં વસવા છતાં અને વ્યાપાર ધંધામાં ગૂંથાયલા રહીને પણ આવું જ્ઞાન મેળવ્યું છે એ ખરેખર ધન્યવાદને પાત્ર છે. આશા છે, જનતા આ પુસ્તકને જરૂર અપનાવશે.

૮ યુરોપમાં કુટુમ્બજીવનઃ—કર્તા અને પ્રકાશકઃ રા. બ. શ્રી. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ; મુ. વડોદરા; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૩૨.

આ નાની પુસ્તિકામાં અપાયેલું વર્ણન "શારદા" માસિકમાં ક્રમશઃ છપાતું હતું. અને ત્યારે, વાચકો એને વાંચવા દર માસે આતુરતા દર્શાવતા. એ જ લખાણ આજે પુસ્તિકાકારે પ્રકટ થાય છે એ આનંદની વાત છે.

પુસ્તિકામાં લેખક મહોદયે યુરોપનું કુટુંબજીવન કેવા પ્રકારનું છે તે દર્શાવી યુરોપના ભિન્ન ભિન્ન દેશોના જીવન સાથે ઠીક ઠીક સરખામણી પણ કરી છે. આપણે ત્યાં આવાં વર્ણનો જૂજ જ મળી આવે છે. આશા રાખીએ, આ પુસ્તક ખૂબ પ્રચાર પામે.

૯ માર્ટિન લ્યુથરઃ—( સંક્ષિપ્ત જીવનકથા ) પ્રયોજક અને પ્રકાશકઃ વિદ્યારામ વસનજી ત્રિવેદી. રૉયલ સોળ પેજી પૃષ્ઠ ૧૪૦, બોર્ડ પટીનું પૂઠું મૂલ્ય ૦—૧૦—૦

યુરોપમાં ૧૬ મા સૈકામાં જે ધાર્મિક અંધાધૂંધી પ્રવર્તતી હતી તે અંધાધૂંધીમાં અજબ પલટો લાવી ધર્મક્રાન્તિ કરનાર વીરનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર આ પુસ્તકમાં આલેખાયું છે. પુસ્તકનાં શરૂઆતનાં ૬૦ પૃષ્ઠોમાં લેખકે ધાર્મિક સંસ્થાઓનું પૂર્વનું અને આધુનિક સ્વરૂપ રજૂ કરી ધર્મભાવનાનું ખરું સ્વરૂપ દર્શાવ્યું છે. આપણે ત્યાં ધર્મને નામે ચાલતા વામાચાર, દેવદાસીની પ્રથા ઇ૦ ધર્મવિકૃતિનો ઠીકઠીક ઉલ્લેખ કર્યો છે અને તેમાં પલટાની આવશ્યકતા પર સારો પ્રકાશ પાડયો છે.

પુસ્તકની છાપણી અને રૂપરંગ જોઇને પુસ્તક ખરીદવાની વૃત્તિવાળાઓ કદાચ આ પુસ્તકની સામે નહિ જુએ. પણ પુસ્તકની વસ્તુને પીછાનનારા આ પુસ્તકને જરૂર મેળવી લેવા પ્રયત્ન કરશે. નવી આવૃત્તિનો પ્રસંગ પ્રાપ્ત થતાં લેખક એના સુવ્યવસ્થિત છાપકામ માટે કાળજી રાખશે તો પુસ્તકના આકર્ષણમાં જરૂર ઉમેરો થશે. પુસ્તક મળવાનું સ્થળ દર્શાવાયું નથી તે દર્શાવવું જરૂરી હતું.

૧૦ કાવ્ય પૂર્ણિમાઃ—કર્તા અને પ્રકાશક : ભૂપતરાય કરસનજી જોષી ( કમરીન ) પોરબંદર. ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૨૮.

જુદાં જુદાં સામયિકોમાં પ્રકટ થઇ ગયેલાં લેખકનાં ૧૫ કાવ્યો આ પુસ્તિકામાં અપાયાં છે. પુસ્તિકાનાં ૨૮ પૃષ્ઠમાંથી દરેક પૃષ્ઠ તો જા. ખ. નાં છે; અને છતાં તેની કિંમત લેખકને અન્ય આર્થિક સહકાર મળવા છતાં ૦—૪—૦ રખાઇ છે તે ઘણીજ વધારા પડતી છે.

૧૧ જીવહિતકમણિઃ—લેખક : કાલિદાસ ધહેલસિંહ રજપૂત ( આંજણા ) લક્ષ્મીપુરા (ઉનાવાનું પેટાપરૂ) તા. સિદ્ધપુર. રૉયલ ૧૬ પેજી પૃષ્ઠ ૪૦, મૂલ્ય ૦—૪—૦ આ પુસ્તિકામાં જુદાં જુદાં દૃષ્ટાંતો આપી કેટલોક સદ્બોધ રજૂ કર્યો છે. આટલી નાની ચોપડીનું ૦—૪—૦ મૂલ્ય વધારે પડતું ગણાય.

૧૨ કાવ્યમાળા મનોરંજની—ભા. ૧—૨ લેખક-પ્રકાશક ઉપર પ્રમાણે. રૉયલ ૧૬ પેજી પૃષ્ઠ ૪૦, મૂલ્ય ૦—૬—૦.

આજે જનતામાં ઘર કરી બેઠેલાં વ્યસનો ઉપર જુદા જુદા છંદો-રાગોમાં ઠીક ઠીક બોધ સમાવ્યો છે. વ્યસનમાં ફસેલાઓને કંઇક બોધ આ પુસ્તિકામાંથી મળી

આવશે. ૨૬ કાગળ પર છપાયેલી માત્ર ૪૦ પૃષ્ઠની આવી પુસ્તિકાનું ૦–૬–૦ મૂલ્ય જરૂર આકરૂં જ ગણાય.

**૧૩ પુષ્પમાલિકાઃ**—લેખક અને પ્રકાશકઃ જયંતિલાલ શંકરલાલ આચાર્ય; સન ૧૯૩૬, રૉયલ ૧૬ પેજી પૃષ્ઠ ૧૬, મૂલ્ય લખ્યું નથી.

જાણીતા સ્વામી રંગ અવધૂતને ઉદ્દેશી ૧૬ પ્રશસ્તિકાવ્યો આ નાની પુસ્તિકામાં સમાવ્યાં છે. શ્રી. રંગ અવધૂતના ભક્તો અને દત્ત સંપ્રદાયના ઉપાસકોને તે જરૂર ઉપયોગી જણાશે.

**૧૪ અણમૂલ બોલ** ( સંતવાણી )—પ્રકાશકઃ પા. શંકરભાઇ જેસંગભાઇ, મુ. મોઢાળ તા. સિનોર. રૉયલ ૧૬ પેજી પૃષ્ઠ ૨૦. મૂલ્ય–ધર્મપ્રેમ.

" કલ્યાણ " માસિક (હિંદી)ના સંતાંકમાં જુદાં જુદાં પૃષ્ઠો પર છપાયેલા " અણમોલ બોલ " નો આ ગુજરાતી અનુવાદ છે. ધાર્મિક જનતાને તે જરૂર ગમશે.

**૧૫. આનંદમેળ**—લેખક અને પ્રયોજકઃ શ્રી જદુરાય ખંધડિયા; પ્રકાશક લક્ષ્મીચંદ ભાણજી સચદે–ગુજરાત સાહિત્ય પ્રકાશક કંપની, ૫૪, કેનિંગ સ્ટ્રીટ, કલકત્તા. કાચું પૂંઠું, કિંમત ૧।।, પાકું રૂ. ૨)

દિવાળીને ટાંકણે, કલકત્તાથી પ્રકટ થતા ( અને હાલ બંધ પડેલા ) "ગુજરાત" સાપ્તાહિકના ગ્રાહકોને આ આનંદમેળ ભેટ આપવામાં આવ્યો છે. એમાં દરેક પૃષ્ઠ પર ૧૫ દિવસનો રોજમેળ લખી શકાય તેવી ગોઠવણ રાખવામાં આવી છે. એમાં દરરોજના ખર્ચની વિગત આપી છે. દરરોજનો હિસાબ રાખવા માટે આ આનંદમેળ વધુ સુગમ જણાય છે. વળી સ્થળે સ્થળે શ્રી. ખંધડિયાની લાક્ષણિક શૈલીએ લખાયેલા હાસ્યપ્રસંગો અને સ્કેચો આપેલા છે, જે રમુજ સાથે મન રંજન કરે તેવા છે.

**૧૬ પ્રાચીન ભારતની દંતવિદ્યા**—લે ડૉ. કેખશરૂ દોરાબજી જીલા, મુ. નવસારી. આ પુસ્તિકામાં દંતવિદ્યા જૂના જમાનાથી ચાલી આવેલી છે ને પાશ્ચાત્યોએ તેને એક નવા સ્વરૂપમાં રજુ કરવાથી નવીન શોધ હોય તેમ બતાવે છે. તેની પ્રાચીનતા સિદ્ધ કરવા માટે કેટલાક જાણીતા દાક્તરોના મત ટાંકી ઠીક ઠીક પ્રયત્ન કર્યો છે.

**૧૭ શ્રીગુરુલીલામૃત** ( ઉપાસનાકાંડ ):—લેખકઃ રંગ અવધૂત. પ્રકાશકઃ અમૃતલાલ નાથાલાલ મોદી, મોદી સાંથ, નડીઆદ. ડેમી ૪ પેજી પૃષ્ઠ ૮+૧૪૮. બૉર્ડપટ્ટીનું પૂઠું, મૂલ્ય રૂ. ૧।।

ગુરુલીલામૃતના જ્ઞાનકાંડ અને કર્મકાંડના બે ભાગો પ્રસિદ્ધ થયા ત્યારે ધર્મજિજ્ઞાસુ જનતાએ તેને આદરપૂર્વક વધાવી લીધા હતા. આજે આ ઉપાસનાકાંડ પ્રસિદ્ધ થાય છે. એમાં દત્તભક્તોમાં દત્તના અવતારરૂપ લેખાતા વાસુદેવાનંદ સરસ્વતી મહારાજની લીલાઓનું વર્ણન છે. આપણે ત્યાં તીર્થયાત્રાનું મહત્ત્વ આજે ઘટતું જાય છે, પરંતુ આ ગ્રંથ વાંચવાથી તીર્થયાત્રા આપણા જીવનમાં કેટલો મહત્ત્વનો ફાળો આપે છે અને કેવી કેવી પ્રેરણાઓ જાગે છે તે સહેજે જણાઇ આવે છે. આખાય

ગ્રંથમાંથી ઉપાસનાજ્ઞાન ઠીક ઠીક પ્રમાણમાં મળે છે. ધર્મપ્રેમી જિજ્ઞાસુઓએ આ ગ્રંથ વસાવવા જેવો છે. અને દત્તઉપાસકો તો એનાં પારાયણ પણ કરશે.

૧૮ આશ્રમભજનાવલિઃ—(૧૨મી આવૃત્તિ) સંગ્રાહકઃ સ્વ. નારાયણ મોરેશ્વર ખરે; પ્રકાશકઃ નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ. ૩૨ પેજી પૃષ્ઠ ૨૮૮, મૂલ્ય ૦-૨-૦.

આ નાની સરખી પુસ્તિકાની ૧૨ મી આવૃત્તિ પ્રકટ થાય છે એ જ એની ઉપયોગિતા પુરવાર કરે છે. એમાં અપાયેલા શ્લોકો, ભજનો ૪૦ નિત્ય પ્રાર્થનામાં ઉપયોગી છે. ગુજરાતી, હિંદી, અંગ્રેજી ભાષાની પ્રાર્થનાઓનો એમાં સમાવેશ છે, એ જોતાં હરકોઇ ભાષાભાષીને એ ઉપયોગી નીવડે તેવી છે. ભગવદ્ગીતાનો જેમ ઘેર ઘેર પ્રચાર છે, તેમ આ આશ્રમભજનાવલિ પણ ઘેરે ઘેર વસાવવી જોઇએ.

મ. પ્ર. વ્યારા

૧૯ વ્યાયામનો કબીરવડઃ રાજ્યરત્ન પ્રો૦ માણિકરાવ, (એક રેખાચિત્ર) ડેમી ૮ પેજી પૃષ્ઠ ૧૨, આલેખનારઃ ચ્યવનરાય શુકલ, જર્નાલિસ્ટ, વડોદરા. પ્રકાશકઃ હિમ્મતલાલ ભૂખણદાસ પટેલ, વાડી, વડોદરા. વ્યાયામ પ્રચાર માટે વડોદરામાં બલ્કે ગુજરાતભરમાં જાણીતા વયોવૃદ્ધ પ્રો૦ માણિકરાવના જીવનની કેટલીક અજ્ઞાત એવી ઝાંખી છે. એમના હીરક મહોત્સવ પ્રસંગે પ્રકટ થયેલી આ પુસ્તિકામાંથી વ્યાયામવીરોને તેમના જીવનમાંથી ઘણું જાણવાનું મળશે.

૨૦ નૂતન બાળપોથીઃ—લેખકઃ શંકરભાઇ સોમાભાઇ પટેલ, ભાષાવિશારદ (ગૂ. વિં.) મોન્ટીસોરી અધ્યાપક, પુરુષ અધ્યાપન પાઠશાળા, વડોદરા. પૃ. ૪૨, પૂઠું જાડા કાગળનું મૂલ્ય ૦-૩-૦.

માનસશાસ્ત્રના ઊંડા અભ્યાસ પછી લખાએલી આ બાળપોથી વિદ્યાર્થીઓને વિશેષ રુચિકર થશે, એમ અમારું માનવું છે. ચિત્રો, છાપકામ, કાગળ બધું જ આદર્શરૂપ બન્યું છે. શબ્દો જાણીતા, વાક્યો અનુભવમાં આવેલાં, ને પાઠો નજર સમક્ષ બનતા બનાવોના લીધા છે. એથી પોથી વિશેષ ઉપયોગી બનશે એમાં સંદેહ નથી. સૌ કોઈ એને ખરીદે વાંચે ને એની મૌલિકતાનો ખ્યાલ લાવી પોતાનાં બાળકોને એની પ્રેરણા આપે.

૨૧ નવીન બાળપોથી ભા. ૧-૨ :—લેખક પ્રકાશકઃ જીવણલાલ લ. પટેલ, મોન્ટીસોરી ટ્રેન્ડ ટીચર અને જગજીવન ન. ઓઝા, થર્ડ ઇયર ટ્રેન્ડ ટીચર, રંગુન, ધી ગુ. એ. વ. હાઇસ્કૂલ, ના. ૨, વોયલરોડ. રંગૂન. ભા. ૧ કિં. ૦-૧-૬, ભા. ૨ કિં. ૦-૧-૯.

ઉપરની બાળપોથીના બંને ભાગો પ્રયોગ દ્વારા નક્કી કરીને લખાએલા હોઇ અનુભવી શિક્ષકોએ એ તૈયાર કર્યા છે. ભાગ પહેલામાં કેવળ મૂળાક્ષરોનું જ્ઞાન આપ્યું છે, ભા. ૨ માં બારાક્ષરીના જ્ઞાન સાથે વાક્યો-પાઠો મૂક્યા છે. રંગુનમાં રહી ગુજરાતી વ્યક્તિત્વ દર્શાવનાર શિક્ષકગણનો પ્રયત્ન પ્રશસ્ય બન્યો છે. વિશેષ વાચન તરીકે આ પોથીઓ ખરીદાય તો કંઇજ વધો નથી. પોથીઓમાં બાલપ્રિયતાનો મોહ રખાયો છે તેથી દેખાવ આંખને આકર્ષે તેવો બન્યો છે.

'દ્રષ્ટા'

## સામયિકો

**કુસુમ**—તંત્રી મ. મો. ઓઝા, વાર્ષિક લવાજમ રૂ. ૧-૦-૦. દર ચાર માસે પૂનાથી પ્રકટ થતા આ સામયિકમાં શ્રી. મનઃસુખલાલ ઝવેરી, જ્યોત્સ્ના શુક્લ, શ્રી. જેઠાલાલ ત્રિવેદી અને 'પતિલ' જેવા કવિઓનાં કાવ્યો છે. ઉપરાંત ગુજરાતી સાહિત્યના સાચા વિવેચક શ્રી. વિશ્વનાથ ભટ્ટનો " આપણી કૂપમંડૂકતા " શીર્ષક વિવેચનને લગતો નિબંધ આજના સાહિત્યકારો પરત્વે પ્રકાશ પાથરી સારાં માર્ગસૂચનો આપે છે. આ સિવાય શ્રી. ત્રિશૂળલિખિત " બધાંજ ડાહ્યાં " નું પ્રહસન ઠીક ઠીક રમૂજ ઉપજાવે છે. અને શ્રી. લાલજી ગોહિલનું આઇન્સ્ટાઇનના સાપેક્ષવાદવાળો લેખ તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનના અભ્યાસીઓએ ખાસ વાંચવા જેવો છે. ઇચ્છીએ કે, આપણા ગુજરાતના ગુજરાતીઓથી અજાણ્યા, પણ બૃહદ્‌ગુજરાત (દક્ષિણ)ના ગુજરાતીઓને કંઇક અંશે પરિચિત "કુસુમ" ફાલો-ફૂલો અને એનો પમરાટ સર્વત્ર પ્રસરાવો.

**રથેસ્તાર**—અધિપતિઃ મંચેરશા સોરાબજી ભમગરા. ૭૯-૮૧ મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઇ. વાર્ષિક લવાજમ મુંબઇ રૂ. ૬) બહારગામ રૂ. ૬-૮-૦.

ભાઇ ભમગરાના અધિપતિપણા હેઠળ શરૂ થયેલું આ અઠવાડીક મુંબઇના અને બીજા અઠવાડીક સમાચારો આપવા ઉપરાંત " વનિતા વિવેચન " " બહેનો શું કહે છે ? " એ શીર્ષક હેઠળ સ્ત્રીસમાજના ઠીક ઠીક પ્રશ્નો ચર્ચે છે. અને " પેટની પૂજા "એ શીર્ષક હેઠળ જુદી જુદી પારસી વાનીઓ વર્ણવે છે. એ સિવાય બીજું પણ કેટલુંક અવનવું જાણવા જેવું સાહિત્ય એના દર અઠવાડીઆના અંકોમાં અપાય છે.

પારસી ભાઇબહેનો જરૂર ભાઇ ભમગરાના આ સાહસને અપનાવશે.

મ. પ્ર. વ્યાસ

## સ્વીકાર

ધી કાવસજી ધનજીભાઇ ગઝદર રિડિંગરૂમ એન્ડ લાયબ્રેરી ગણદેવીનો ૧૯૩૬-૩૭ નો રિપોર્ટ; શ્રી અનોની સા. પુ. સાવલીનું ૧૯૩૭-૩૮ નું વાર્ષિક નિવેદન; વસો વાર્ષિક પત્રિકા ૧૪ મી; આણંદની પુસ્તકાલય પ્રવૃત્તિ ૧૮૮૩ થી ૧૯૩૮ સુધીની; ચરોતર એજ્યુકેશન સોસાઇટિનું સને ૧૯૩૭-૩૮ નું નિવેદન; સર્વ વિદ્યાલય કેળવણી મંડળ-કડીનું ૧૬ મા વર્ષનું વાર્ષિક નિવેદન; સા. પુ. કડીનું ૩૭-૩૮નું નિવેદન.



—બાળકો માટેના સાહિત્યમાં જે સાહિત્ય આવતી કાલનો આદર્શ રજૂ કરતું હોય તેને ઉત્તમ સમજવું. પરીઓની વાતોમાં અતિશયોક્તિ ને અસંભાવ્યતાના દોષ મોટા પ્રમાણમાં હોવા ઉપરાંત તેમાંની કેટલીકમાં અનિચ્છવાયોગ્ય રીત-રિવાજોનું સમર્થન હોય છે. એવી ખોટી વાતો સમાજમાં ન ઘૂસી જાય તે માટે અરુચિકર કે વિકૃતરુચિ-ઉત્પાદક સાહિત્ય પર યોગ્ય અંકુશ મૂકવો જોઇએ. એવી વસ્તુવાળા સાહિત્ય પર ટીકા-પ્રહાર ખાસ થવો જોઇએ.

—શ્રી. ગિજુભાઇ

| ક્રમાંક | પુસ્તકનું નામ | કર્તા | પ્રકાશક અને મળવાનું સ્થળ | કિંમત | વિશેષ માહિતી |
|---|---|---|---|---|---|
| ૧ | ઉમા | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | નવચેતન સાહિત્ય મંદિર અમદાવાદ | ૧–૮–૦ | " ગૃહલક્ષ્મી ગ્રંથમાળા " |
| ૨ | અફલાના ઇજારદાર | ' એકાર ' | હરિહર પુસ્તકાલય, સુરત | ૧–૮–૦ | |
| ૩ | દીન ધ્રુવ | હરજીવન વી. સોમૈયા | ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ | ૨–૦–૦ | |
| ૪ | વિશ્વદર્શન | છોટાલાલ માનસિંગ કામદાર | ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ | ૩–૮–૦ | |
| ૫ | પર્યુષણ પર્વનાં વ્યાખ્યાનો | ...... | મુંબઇ જૈન યુવક સંઘ, મુંબઇ | ૦–૮–૦ | |
| ૬ | વિશ્વશાંતિ | ઉમાશંકર જોષી | નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ | ૦–૨–૦ | |
| ૭ | નીતિનાશને માર્ગે | મહાત્મા ગાંધીજી | ,, | ૦–૪–૦ | |
| ૮ | યુરોપમાં કુટુમ્બ-જીવન | રા. બા. ગોવિંદભાઇ હા. દેશાઇ | લેખક પોતે વડોદરા | ... | |

## ગુજરાત પુસ્તકાલય પરિષદની નક્કી થયેલી તારીખો

બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદના મંત્રીશ્રીનો પરિષદ્ની રૂપરેખાને લગતો જે લેખ આ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થયો છે તેમાં પરિષદની તારીખો નક્કી નહિ થયાનું જણાવ્યું છે; પરંતુ તે પછી તેઓશ્રીના તરફથી મળેલા છેલ્લા સમાચાર મુજબ એ તારીખો નક્કી થઇ ગઇ છે અને તેમાં જણાવ્યા મુજબ બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ આગામી જાન્યુઆરી માસની તા. ૨૧ અને **૨૨ મીને શનિ તથા રવિવારને રોજ ભરાશે,** એમ હવે નક્કી થઇ ગયું છે.

પરિષદને લગતી તૈયારીઓ ચાલુ થઇ ગઇ છે. તે અંગેના પ્રદર્શનમાં જેને પણ મોકલવા જેવું જે હોય તે સત્વર મંત્રી, બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ મુ. આણંદ એ સરનામે બનતી વહેલી તકે મોકલી આપશો.

# પુસ્તકોના પરિચયસંગ્રહ*

**પુસ્તકાલય** એટલે પુસ્તકોની પસંદગી, પુસ્તકોનું વર્ગીકરણ, પુસ્તકોની ખરીદી, પુસ્તકોનો પ્રચાર અને પુસ્તકોનું વાચન.

સારાં પુસ્તકો જ ખરીદાય અને તેવાં જ પુસ્તકોનું વાચન થાય તે માટે વિદ્વાનોએ અને પુસ્તકાલય પ્રવૃત્તિના હિતચિંતકોએ સતત પ્રયત્ન કરતા રહેવાની જરૂર છે. અને સારાં પુસ્તકોને ઉત્તેજન મળે તે માટે બનતી વ્યવસ્થા અને બની શકે તો અયોગ્ય પુસ્તકો પર ચોકી રાખવાની તજવીજ રાખવાની જરૂર છે.

'પુસ્તકાલય' માસિક, પુ. સ. સ. મંડળ અને વડોદરા રાજ્ય પુ. મંડળો તરફથી આ દિશામાં કંઈક કંઈક પ્રયત્ન થયા છે અને ઘણા પ્રયત્નો થવા જોઈશે. તે માટે યોજનાઓ વિચારાય છે.

આ યોજનાઓ પૈકીની આ "પુસ્તકોનો પરિચય સંગ્રહ"ની યોજના "પુસ્તકાલય" માસિકના ઑકટોબરના અંકથી શરૂ થઈ છે. અને તેમાં ગુજરાતી ભાષાનાં વર્તમાનપત્રો, માસિકો અને અન્ય સામયિકોએ પોતપોતાનાં પત્રોમાં પુસ્તકોનો જે પરિચય કરાવ્યો હોય તે પરિચયનો નિર્દેશ "પુસ્તકાલય" માસિકમાં પ્રકટ કરવામાં આવે છે જેથી પુસ્તકો ખરીદનાર અને વાચકો જે તે પુસ્તકની હકીકત જે તે પત્રમાં વાંચી શકશે.

આ સંબંધમાં જે કંઈ સૂચના જે કોઈને કરવા જેવી જણાય તેમણે તેવી સૂચનાઓ પુસ્તકાલયના તંત્રીને સરનામે લખી મોકલવા વિજ્ઞપ્તિ છે.

વડોદરા,
તા. ૯-૧૦-૩૮

**મોતીભાઈ ન. અમીન**

| ક્રમાંક | પુસ્તકનું નામ તથા વિષય | લેખક કે અનુવાદક | પ્રકાશક પ્રાપ્તિસ્થાન | પૃષ્ઠ, પૂંઠું, મૂલ્ય | પરિચય આપનાર પત્રો |
|---|---|---|---|---|---|
| *૧૨૪ | પાંખડીઓ (ટૂંકી વાર્તાઓ) | ધી. શયદા | બેધડીમોજ કાર્યાલય બેંક હાઉસ લેન, કોટ, મુંબઈ | પૃ ૨૩૨ પાકું, ૨-૮-૦ | "પ્રજાબંધુ" ૧૩-૧૧-૩૮ |
| ૧૩૪ | આજકાલ (ટૂંકી વાર્તાઓ) | પુરુષોત્તમ પારેખ | નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ | પૃ. ૧૯૨. પાકું ૧-૪-૦ | "પ્રજાબંધુ" ૧૩-૧૧-૩૮ |
| ૧૩૫ | દેવદાસી (ટૂંકી વાર્તાઓ) | ડૉ. રઘુનાથ કદમ | નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ | ૧૮૭, કાચું ૧-૧૨-૦ | "પ્રજાબંધુ" ૧૩-૧૧-૩૮ |

* આ કોષ્ટકમાં જે પુસ્તકનો જે ક્રમાંક આપવામાં આવ્યો છે તેનો તેજ ક્રમાંક, જે તે પુસ્તકનો પરિચય ફરીવાર અન્ય સામયિકમાં પ્રકટ થતાં આપવામાં આવ્યો છે અને હવે પછી પણ અપાશે.—**તંત્રી.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૭ | રંજન(નવલકથા) | શ્રી. પ્રમોદ | ગુણસુંદરી કાર્યાલય, વડોદરા. | પૃ. ૨૧૪, ૧-૮-૦ | "પ્રજાબંધુ" ૧૩-૧૧-૩. |
| ૧૩૬ | નવો આચાર— નવો વિચાર | હરભાઇ ત્રિવેદી | દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર, ભાવનગર | પૃ ૨૪૩, ૦-૧૨-૦ | "પ્રજાબંધુ" ૧૩-૧૧-૩૮ |
| ૩૨ | અંજની (નાટક) | રમણલાલ વ. દેસાઇ | સયાજીવિજય પ્રેસ, વડોદરા | ૧-૮-૦ | "ફૂલછાબ" ૮-૧૧-૩૮<br>"પ્રજાબંધુ" ૨૦-૧૧-૩૮ |
| ૧ | અનુરાધા (ટૂંકી વાર્તા) | માણેકલાલ ગો. જોષી, દયાશંકર ભ. કવિ | નવચેતન સાહિત્ય મંદિર ભદ્ર, અમદાવાદ | પૃ. ૨૮૭ કાચું, ૧-૪-૦ | "પ્રજાબંધુ" ૨૦-૧૧-૩૮<br>"ઊર્મિ" ડિસેમ્બર-'૩૮<br>"શ્રીબોધ" " '૩૮ |
| ૧૩૨ | શુભદા(નવલકથા) | અનુઃ શાંતિલાલ શાહ અને હિમાંશુ ચક્રવર્તી | એન. એમ. ઠક્કરની કંપની પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ | પાકું ૨-૮-૦ | 'જન્મભૂમિ' ૨૪-૧૧-૩૮<br>"સાંજવર્તમાન" ૮-૧૨-૩૮ |
| ૧૪૪ | દોન પુત્ર (ટૂંકી વાર્તાઓ) | મૂળલેખકઃ વિ. સ. ખાંડેકર અનુઃ હરજીવન સોમૈયા | ભારતી સાહિત્ય સંઘ, પાનકોર નાકા, અમદાવાદ | પાકું પૂઠું ૨-૦-૦ | "જન્મભૂમિ" ૨૪-૧૧-૩૮<br>" " ૧-૧૨-૩૮<br>'ફૂલછાબ" ૨-૧૨-૩૮ |
| ૧૩૪ | બેઠો બળવો (લેખસંગ્રહ) | જયભિખ્ખુ | જ્યોતિ કાર્યાલય લિ. અમદાવાદ | ૧-૦-૦ | "મુંબઇ સમાચાર" દૈનિક ૨૬-૧૧-૩૮<br>"મુંબઇ સમાચાર" અઠવાડીક ૨૭-૧૧-૩૮ |
| ૧૪૫ | આશાની પાંખે (નવલકથા) | શાન્તિલાલ મોહનલાલ શાહ | વર્ધમાન એન્ડ સન્સ-મુંબઇ | ૦-૮-૦ | "મુંબઇ સમાચાર" દૈનિક ૨૬-૧૧-૩૮<br>"ફૂલછાબ" ૨૫-૧૧-૩૮<br>'પાટીદાર" માગશર ૧૯૯૫ |
| ૪૮ | મહાન મુસાફરો (પ્રવાસ) | મૂળશંકર મો. ભટ્ટ | ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ | ૧-૮-૦ | "મુંબઇ સમાચાર" ૨૬-૧૧-૩૮ |
| ૧૧૪ | જંગીઝખાન (ઐતિહાસિક) | રમણીકલાલ જયચંદભાઇ દલાલ | જીવનલાલ અમરશી મહેતા અમદાવાદ | ૨-૦-૦ | "મુંબઇ સમાચાર" ૨૬-૧૱-૩૮ |
| ૩૮ | નૌકાડૂબી (નવલકથા) | નગીનદાસ પારેખ | પ્રસ્થાન કાર્યાલય અમદાવાદ | પૃ. ૪૪૦ ૨-૮-૦ | "ફૂલછાબ" ૨૫-૧૧-૩૮<br>"ઊર્મિ" ડિસેમ્બર '૩૮<br>"પાટીદાર" માગશર ૧૯૯૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૫૬ | શ્રમણ—નારદ (જીવનકથા) | મૂ. લે. નાથુરામ -પ્રેમી- અનુ૦ પદ્માવતી દેસાઇ | રામકૃષ્ણ સેવા-સમિતિ સાંકડી શેરી, હજીરાની પોળ અમદાવાદ | ૦—૧—૦ | "સાંજ વર્તમાન" ૧-૧૨-૩૮ |
| ૧૫૭ | મારી પડોશણ અને બીજી વાતો (ટૂંકી વાર્તાઓ) | ચ્યવનરાય શુક્લ | પીપળાશેરી, ઘડિયાળીપોળ, વડોદરા | પૃ. ૧૦૦ ૦—૮—૦ | "નવસૌરાષ્ટ્ર", ૧-૧૨-૩૮ |
| ૧૫૮ | '૩૭'નું ગ્રંથસ્થ વાઙ્મય | પ્રૉ. અનંતરાય રાવળ | ગૂજરાત સાહિત્ય સભા અમદાવાદ | ... | "ફૂલછાબ" ૨-૧૨-૩૮ |
| ૧૨૩ | અમ્મા (નવલકથા) | ભોગીલાલ ગાંધી | નવી દુનિયા કાર્યાલય, ગાંધીરોડ અમદાવાદ | ૨—૦—૦ | "શ્રી બોધ" ડિસેમ્બર '૩૮ "ફૂલછાબ" ૨-૧૨-૩૮ "ઊર્મિ" ડિસેમ્બર '૩૮ |
| ૬ | શાહજહાં (નાટક) | ઝવેરચંદ મેઘાણી | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય ગાંધીરોડ, અમદાવાદ | પૃ ૧૯૫ ૧—૮—૦ | "ગુજરાતી", ૪-૧૨-૩૮ |
| ૧૨૯ | અપરાધી (નવલકથા) | ઝવેરચંદ મેઘાણી | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ | પાકું ૨—૮—૦ | "ઊર્મિ" ડિસેમ્બર '૩૮ |
| ૭ | કલંકિત (નવલકથા) | મણિભાઇ ભગવાનજી દેસાઇ | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ | ૧—૪—૦ | "ઊર્મિ" ડિસેમ્બર '૩૮ |
| ૧૬૩ | વિરાજવહુ (વાર્તા) | મહાદેવ હરિભાઇ દેસાઇ | નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ | ૦—૧૦—૦ | "ઊર્મિ" ડિસેમ્બર '૩૮ |
| ૧૬૪ | શા માટે બંધન ? | માણેકલાલ જોષી | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ | પૃ. ૧૬૦ પાકું ૧—૪—૦ | "શ્રીબોધ", ડિસેમ્બર '૩૮ |
| ૧૩૧ | યોગી કોણ ? (નાટક) | દિવ્યાનંદ | નવચેતન સાહિત્ય મંદિર અમદાવાદ | ૧—૪—૦ | "ઊર્મિ" ડિસેમ્બર '૩૮ "પાટીદાર" માગશર ૧૯૯૫ |
| ૧૨૩ | શેષપ્રશ્ન (નવલકથા) | મા. ભા. કર્ણીક | એન. એમ. ઠક્કરની કંપની મુંબઇ ૨ | પૃ. ૪૩૪ પાકું ૩—૦—૦ | "શ્રીબોધ", ડિસેમ્બર '૩૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૦૦ | ઉદેપુર-મેવાડ (પ્રવાસવર્ણન) | નટવરલાલ બૂચ | દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર, ભાવનગર | પૃ. ૯૪ ૦-૫-૦ | "ગુજરાતી" ૪-૧૨-૩૮ |
| ૧૩૭ | આફ્રિકાનો વેપાર અને હિંદીઓ (પ્રવાસપુસ્તક) | જુમા પ્રેમજી રૂપાણી | લેખક પોતે શિયાબાગ, વડોદરા | ૫-૦-૦ | "જન્મભૂમિ"૧૭-૧૨-૩૮ |
| ૯૩ | નફાકારક હુન્નરો ભા. ૧ લો (ઔદ્યોગિક) | મૂળજી કાનજી ચાવડા | સંપાદક પોતે પો. સિનુગરા | ૨-૦-૦ | "જન્મભૂમિ"૧૭-૧૧-૩૮ |
| ૧૩૯ | ફૂલવાડીની ખીલવણી (ખેતીવાડી) | અંબાલાલ મોતીભાઇ પટેલ | લેખક પોતે પટેલ ફાર્મ એન્ડ નર્સરી, ઉદવાડા | ૦-૧૨-૦ | "જન્મભૂમિ"૧૭-૧૧-૩૮ |
| ૯૦ | શરદી અને સળેખમ | રમણલાલ એન્જીનિયર | ભારતી સાહિત્ય સંઘ, પાનકોર નાકા, અમદાવાદ | ૦-૬-૦ | "પ્રજાબંધુ" ૧૧-૧૨-૩૮ |
| ૧૪૦ | ફળબાગ સર્જન (ખેતીવાડી) | ભાનુપ્રસાદ હ. દેસાઇ | લેખક પોતે ગાર્ડન કૉટેજ, જામનગર | ૧-૪-૦ | "જન્મભૂમિ"૧૭-૧૧-૩૭ |
| ૧૪૧ | ખોરાક (આરોગ્ય) | અમનલાલ માધવરાય વૈષ્ણવ | લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા, પોરબંદર | ૦-૮-૦ | "જન્મભૂમિ"૧૭-૧૧-૩૮ |
| ૧૪૨ | સાનમાં સમજાવું ભા. ૧ લો (આરોગ્ય) | ડાહ્યાભાઇ હરગોવિંદ જાની | નેપથ્ય ગ્રંથમાળા વઢવાણ શહેર | ૦-૫-૦ | "જન્મભૂમિ"૧૭-૧૧-૩૮ |
| ૧૪૩ | શ્રી સુમાર્ગશિક્ષા (ટૂંકી વાર્તાઓ) | અમથાલાલ જગજીવન શાહ | ૩૫, જુલિયન-હોલ મુંબઇ-૨ | ૧-૦-૦ | "જન્મભૂમિ"૧૭-૧૧-૩૮ |
| [illegible] | બાળકોની તંદુરસ્તી | મગનલાલ ભાઇશંકર શાસ્ત્રી | પેટલાદ | ૧-૪-૦ | " |
| ૧૪૬ | ખરી કેળવણી (કેળવણી) | મહાત્મા ગાંધીજી | નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ | પૃ. ૪૭૦ ૦-૧૨-૦ | "ફૂલછાબ" ૨૫-૧૧-૩૮ |
| ૧૪૭ | કેળવણીનો કોયડો | મહાત્મા ગાંધીજી | " | પૃ. ૪૮૭ ૧-૦-૦ | "શ્રીબોધ" ડિસેમ્બર '૩૮ |

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | મળ્યા તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદવિજ્ઞાન | ૨૧ | ૧૧ | ભાદ્રપદ | ૨૩–૧૧–૩૮ |
| ઊર્મિ | ૭ | ૧૨ | ડિસેમ્બર | ૩–૧૨–૩૮ |
| કિશોર | ૪ | ૪ | શ્રાવણ | ૨૨–૧૦–૩૮ |
| કુમાર | ૧૫ | ૧૧ | કારતક | ૨૭–૧૧–૩૮ |
| ખેડૂત, ખેતી અને સહકાર | ૫ | ૬ | ડિસેમ્બર | ૧૧–૧૨–૩૮ |
| ખેતીવાડી | ૪ | ૭ | કારતક | ૮–૧૨–૩૮ |
| ખેતીવાડીવિજ્ઞાન | ૨૭ | ૩ | ઑકટોબર | ૩–૧૧–૩૮ |
| ગુણસુંદરી | ૩૧ | ૪ | ડિસેમ્બર | ૧–૧૨–૩૮ |
| ગ્રામજીવન | ૯ | ૫ | ડિસેમ્બર | ૧–૧૨–૩૮ |
| ચરોતર | ૮ | ૧૧ | નવેમ્બર | ૧૬–૧૧–૩૮ |
| ચિત્રમય જગત | ૨૪ | ૧૦ | ડિસેમ્બર | ૩–૧૨–૩૮ |
| નવચેતન | ૩૪ | ૩ | ડિસેમ્બર | ૧–૧૨–૩૮ |
| નવરચના | ૩ | ૮ | નવેમ્બર | ૧૭–૧૧–૩૮ |
| પાટીદાર | ૧૬ | ૨ | માગશર | ૨૬–૧૧–૩૮ |
| પૂર્ણા | ૨ | ૪ | નવેમ્બર | ૧૯–૧૧–૩૮ |
| પ્રસ્થાન | ૧૪ | ૧ | કાર્તિક | ૧૧–૧૨–૩૮ |
| ફાર્બસ ગુ. સભા ત્રિમાસિક | ૩ | ૩ | ઑકટો–ડિસેમ્બર | ૧૪–૧૧–૩૮ |
| બાલમિત્ર | ૧૮ | ૫ | ડિસેમ્બર | ૨–૧૨–૩૮ |
| બાલસખા | ૨ | ૭ | ડિસેમ્બર | ૩–૧૨–૩૮ |
| બાળક | ૧૬ | ૧૨ | ડિસેમ્બર | ૧–૧૨–૩૮ |
| બાલજીવન | ૧૭ | ૨ | ડિસેમ્બર | ૧૦–૧૨–૩૮ |
| બુદ્ધિપ્રકાશ ત્રિ. | ૮૫ | ૩ | સહ. પારેખ સ્મા. અંક | ૧૬–૧૦–૩૮ |
| માનસી ત્રિ. | ૩ | ૩ | ઑકટો.–ડિસે. | ૫–૧૧–૩૮ |
| યુવક | ૮ | ૧૨ | ડિસેમ્બર | ૩–૧૨–૩૮ |
| વસંત ત્રિ. | ૩૭ | ૩ | શ્રાવણ–આશ્વિન | ૩–૧૧–૩૮ |
| વૈદ્યકલ્પતરુ | ૪૩ | ૧૨ | ડિસેમ્બર | ૧૧–૧૧–૩૮ |
| વ્યાયામ | ૨૪ | ૨ | નવેમ્બર | ૨૧–૧૧–૩૮ |
| શારદા | ૩૦ | ૨ | નવેમ્બર | ૧૫–૧૧–૩૮ |
| શિક્ષણપત્રિકા | ૧૩ | ૯ | કાર્તિક | ૨૧–૧૧–૩૮ |
| સૌરાષ્ટ્રશિક્ષક | ૧૨ | ૨ | સપ્ટે–નવે૰ | ૧–૧૨–૩૮ |
| સ્ત્રીબોધ | ૮૨ | ૧૨ | ડિસેમ્બર | ૫–૧૨–૩૮ |

# શું વાંચશો ?

જુદાં જુદાં માસિકોમાં ધ્યાન ખેંચવા જેવા જે લેખો પ્રકટ થતા તે લેખોમાંનો મહત્ત્વનો ભાગ "સાહિત્ય" માસિક "ચોપાનિયાં શું કહે છે ?" એ શીર્ષક હેઠળ આપતું. અને તેથી એ મૂળ લેખો વાંચવાની અભિરુચિ ઉત્પન્ન થતી. આવી જ રીતે સારા લેખો તરફ બીજી રીતે ધ્યાન ખેંચવાને માટે ઘણાં વર્ષોથી "પુસ્તકાલય" માસિકમાં "શું વાંચશો ?" એ મથાળા નીચે લેખોનો નામનિર્દેશ કરવાની યોજના દાખલ કરવામાં આવેલી. તે યોજનાની પુરવણી તરીકે એ લેખો સંબંધી ટૂંકી માહિતી આપવાની પ્રથા ઑકટોબરના અંકથી શરૂ કરવામાં આવી છે, જેથી સહેલાઇથી એ લેખોની ટૂંકી હકીકત વાચકને મળી રહેશે અને તે પછી મૂળ લેખ વાંચવો કે નહિ તેનો એ નિર્ણય કરી લેશે.

આ સંબંધમાં પણ કોઇને કંઇ સૂચના કરવા જેવું યોગ્ય લાગે તો તે " પુસ્તકાલય " માસિકના તંત્રીને સરનામે એવી સૂચના મોકલી આપે એવી તેમને વિજ્ઞપ્તિ છે.

વડોદરા,
તા ૯-૧૦-૩૮

મોતીભાઈ ન. અમીન

**ઊર્મિ : ડિસેમ્બર : ૧૯૩૮**

**વિકૃત અભિરુચિ :** વિકૃત અભિરુચિવાળા લોકો ભલે અશ્લીલતા ભરેલી નવલકથાઓ રસપૂર્વક વાંચે અને પોતાના મગજને કોહવા દે; પણ એથી સામાજિક આદર્શ નબળો પડતો નથી; કેમકે સંસ્કારી વ્યક્તિઓને આકર્ષવાને બદલે એ જુગુપ્સા જ પેદા કરે છે. પણ જ્યારે દરેક જાતની નબળાઇનો આકર્ષક શબ્દોમાં બચાવ કરવામાં આવે છે અને વિકારી કામુકતાને રસિકતાના, કલાના અથવા આનંદના આદર્શ સ્વરૂપ તરીકે બતાવવામાં આવે છે ત્યારે જ સમાજ અવળે રસ્તે જાય છે. અને સામાજિક જીવનનાં મૂળિયાં જ સડવા માંડે છે. જૂની રૂઢિઓ, કૃત્રિમ બંધનો આદર્શવાદ નીચે સેવાતા દંભને દૂર કરી મનુષ્ય કૃતિની વાસ્તવિકતાનું મહત્ત્વ અમે તેટલું પ્રસ્થાપિત કરો તેમાં વાંધો નથી, પણ અનાચારને સદાચાર તરીકે રજૂ ન કરો; નબળાઇને મનુષ્યસ્વભાવ તરીકે ન મનાવશો. Justifying weakness and beautifying passions એ નથી કલા તેમ નથી સમાજસેવા.

[ આ લેખ ઉપરાંત આખોય અંક નવલકથાઅંક હોવાથી તેમાં આપેલી વિશ્વશાંતિના આદર્શવાળી આખીય નવલકથા વાંચવા જેવી છે ]

**કુમાર : કારતક : ૧૯૯૫**

**ઉત્તરધ્રુવનો મરજીવો ફ્રાન્કલીન :** ફ્રાન્કલીન ઈંગ્લાંડમાં જન્મેલો. પંદર વર્ષની ઉંમરે કોપનહેગનના યુદ્ધમાં એ જોડાયેલો અને ત્યારપછી તો એની સાહસિકતાએ એને ઑસ્ટ્રેલિયાના કાંઠાનો નકશો કરવા નીકળેલા વહાણનો મુસાફર બનાવ્યો. માર્ગમાં જ એ વહાણ ભાગ્યું. પરંતુ થોડે જ દૂરના એક ખડકે તેની અને તેના અન્ય સાથીદારોની

જીંદગી બચાવી. ત્યાંથી ફ્રાન્કલીન ચીન ગયો અને ત્યાંથી ઇંગ્લંડ પાછો ફર્યો. તે પછી ઘણા વખત સુધી એ દરિયાઇ કાફલાઓની લડાઇઓ લડેલો. અને તેની બાકીની જિંદગી પણ એમ જ વીતત; પણ ત્યારે એક જાહેરાતે એને આકર્ષ્યો. એ હતીઃ ઉત્તરધ્રુવ પાર કરી એશિયા પહોંચવાનો વાયવ્ય માર્ગ શોધવાની ને શોધનારને ૨૦,૦૦૦ પૌંડ ઇનામ આપવાની ઇંગ્લંડની સરકારની જાહેરાત. અને એ પછી એણે જે અજબ અને ગજબનાક સાહસો ખેડયાં તે માટે તો આખોય લેખ વાંચવો ઘટે.

**ટિકિટો સંઘરવાનો શોખ :** પોસ્ટની ટિકિટો સંઘરવાનો શોખ- યુરોપ, અમેરિકામાં તો શાળામાં ભણતા વિદ્યાર્થીઓથી માંડીને વૃદ્ધો પર્યંત પ્રસરેલો છે. ટિકિટોની સંખ્યા વધવા સાથે તેમનું ઐતિહાસિક તથા ભૌગોલિક જ્ઞાન પણ વધતું જ જાય છે. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં તો ટિકિટોનાં મોટાં સંગ્રહસ્થાનો છે. તથા તેને લગતાં અઠવાડીકો, માસિકો તેમ જ બીજું ઘણું સાહિત્ય બહાર પડે છે. નાના મોટા દરેક ગામમાં તેવી કલબો અને સોસાઇટિઓ છે. ઉપરાંત તેનાં પ્રદર્શનો પણ ભરાય છે. આથી લોકોને ટિકિટોમાં શી નવીનતા છે, કઇ કઇ ટિકિટો સાધારણ કે કિંમતી ગણાય છે, કઇ કોની યાદગીરીમાં અને શા કારણે બહાર પડે છે, વગેરે વગેરે બાબતોનું જ્ઞાન તેના નિષ્ણાતો પાસેથી મળે છે.

**વલ્લાથોલ નારાયણ મેનન :** વલ્લાથોલ જન્મજાત કવિ છે. અંગ્રેજીનો કક્કોય નથી શીખ્યા, પરંતુ સંસ્કૃતભક્ત પંડિત કુટુંબમાંથી ઊતરી આવેલા હોઇ કાલિદાસ ને વાલ્મીકિની રચનાઓનું બાલ્યકાળથી જ આકંઠપાન કરેલું, ને કિશોરવયથી જ સંસ્કૃત ને મલયમ્ ભાષામાં કવિતાઓ લખતા. તેમણે રચેલું રામાયણ આજે તુલસીકૃત રામાયણની કક્ષાનું ગણાય છે. તે પછી એમણે બે સામયિકો પ્રગટ કરેલાં, જેમાં એઓ જનસાધારણને દુર્ગમ એવું જુદાં જુદાં પુરાણોનું કાવ્યમય ભાષાંતર આપતા. પરંતુ આ વ્યવસાય શરૂ કર્યો તેવામાં એ બહેરા બનેલા. 'કથકલી' નૃત્યનો એમણે પુનરુદ્ધાર કરેલો અને આજે આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પામનાર ઉદયશંકર ને શંકરન્ નાંબુદ્રીએ, કહે છે કે એ કલા એમની પાસેથી જાણેલી.

## ચિત્રમય જગત : ડિસેમ્બર-૧૯૩૮

**લેખક કેવી રીતે લખે છે ? :** નોબેલ પારિતોષિક મેળવનાર સિંક્લેર લેવિસ કહે છે કે, "હું ગમે તે વિષય પર ગમે તેટલું ગમે ત્યારે લખી શકું છું. માત્ર કોઇએ મને કહેવું જોઇએ. લખતી વખતે મારે વિચાર કરવા થોભવું પડતું નથી, તેમ વિષયનું મનન કે ચિંતન પણ કરવું પડતું નથી. મારી કલમ એટલી જલદી ને બેફામ દોડે છે કે તેને કેવી રીતે અટકાવવી એ મોટો સવાલ થઇ પડે છે. એકાદ નવલકથાનું કથાનક મને સૂઝે એટલે મગજમાં એના સિવાય બીજો વિચાર જ નહિ. કેટલીક વાર એના જ વિચારમાં છ માસ પણ વીતાવી નાખું છું. આવી પૂર્વતૈયારી પણ કેટલીક વાર કરું છું."

જાણીતો ડિટેક્ટિવ લેખક એડગર વૉલેસ શું કહે છે ?

વાર્તાઓ અને લેખ લખતી વખતે હું ડિક્ટોફોન વાપરું છું. નાટકો હું મારા

હાથે પેન વડે લખું છું. લખાણ 'ટાઇપ' કર્યા પછી ઘણી વાર એમાં સુધારો કરું છું. લખાણને નિર્દોષ બનાવવા માટે હું ઘણી જહેમત ઉઠાવું છું. ઉત્કૃષ્ટ, અર્થબોધક અને સુશ્લિષ્ટ ભાષા વાપરવા માટે હું જે પ્રયત્ન કરું છું તેની તો કોઇને કલ્પના પણ નહિ આવે. દિવસમાં અમુક વખતે લખવું એવો મારો નિયમ નથી, તો પણ ઘણે ભાગે હું સવારે લખું છું.

**નવચેતન : ડિસેમ્બર : ૧૯૩૮**

**બહાદૂરશાહ ઝફર :** ૧૮૫૭ ના બળવા વખતે જાન બચાવવા માટે હિંદનો આ છેલ્લો મુગલ બાદશાહ દિલ્હીનો કિલ્લો છોડી હુમાયુના મકબરામાં રહેવા ગયો. પરંતુ ત્યાં પણ અંગ્રેજ સિપાઇઓ એને શોધતા જઇ પહોંચ્યા, પકડી પાડયો, કેસ ચલાવીને જન્મદેશનિકાલની સજા ફરમાવી રંગૂન રવાના કરી દીધો. બહાદુરશાહ કવિ હતો. એ સમયથી તેના આખર સમય સુધી તેના સાથીદાર તરીકે માત્ર બેજ વસ્તુ હતીઃ એક એની કવિતા અને બીજી એની બેગમ ઝીન્નત મહલ. એણે અનેક કાવ્યો લખ્યાં છે. તેના કરુણ હાલહવાલનું બ્યાન તેણે રચેલી નીચેની એક કવિતામાંથી મળી આવે છેઃ—

| | |
|---|---|
| ગઇ યકબયક જો હવા પલટ,<br>નહીં દિલકો મેરે કરાર હૈ,<br>કરું ગમ સિતમકા મૈં કયા બયાં,<br>મેરા સીના ગમફિગાર હૈ.<br>યે ઝમાના વો હૈ બુરા ફલક,<br>ચલો બચકે સબ અલગ અલગ. | શએ રોઝે ફૂલેસિ જો ઘુલે,<br>કયોં ન ખારે ગમસે અબ ઘુલે ?<br>ગલે તોક, પાંવમેં બેડિયાં,<br>કહાં ગુલકે બદલે યે હાર હૈ ?<br>ન કિસીકા કોઇ રરીક હૈ,<br>ન કિસીકા કોઇ યહાં યાર હૈ. |

કેટલી નિરાશા ! કેટલી વ્યથા ! અને કેટલું દર્દ ! !

**ફ્રાન્સ અને ફ્રેન્ચ પ્રજા :** ફ્રાન્સ એટલે નાજુકપણું. ફ્રેન્ચ પ્રજા એટલે હાસ્યનો ભંડાર. નાનાં માથાં, નાજુક શરીર અને 'છોટા' પગવાળા આ બટકા લોકો યુરોપના જાપાનીસો કહેવાય છે. એમનાં મસ્તકોમાં દીર્ઘ દૃષ્ટિની મોટી મોટી વાતો ભાગ્યે જ હોય છે, તેઓ હમેશાં ખુશમિજાજ રહે છે. 'સંતોષી સદા સુખી' એ કહેવત ફ્રેન્ચ પ્રજાના સંબંધમાં સાચી ઠરે છે. ફ્રાન્સની વિશિષ્ટતા ફ્રેન્ચો બે શબ્દોમાં બતાવે છેઃ 'સંસ્કૃતિ' અથવા 'સંસ્કાર.' ત્યાં કેળવણી અગત્યનું સ્થાન ધરાવે છે. પ્રવાસીઓ માટે પેરિસ સગવડભર્યું સ્થળ છે. અહીંના જેવો આવકાર અન્ય સ્થળે યુરોપમાં મળતો નથી.

**નવરચના : નવેમ્બર : '૩૮**

**બ્રહ્મદેવની ઉપાસના :** ઘણી વાર માણસને બાહ્ય અનુકરણની ટેવ પડી જાય છે. આકાશમાં તારાઓ જોઇને મન તલસાટ માંડે છે, એટલે આપણે આપણાં મંદિરોમાં કાચનાં હાંડી–ઝુમ્મરો ટાંગીએ છીએ. આકાશમાંના તારાઓ તો આનંદ આપે છે, પણ આ હાંડી–ઝુમ્મરો તો ઘરના સ્વચ્છ વાયુને બાળે છે, ચાર મહિનાની વર્ષા પછી નીતરી ધોવાઇ ગયેલા આકાશમાં અગણિત તારાઓ જોઇને આપણે દિવાળી શરૂ કરી

દીધી. નાનપણમાં આપણે ફળના કોચલામાં કોપરેલ નાખી દીવો કરતા, પણ આજે તો ગામડાંઓમાં પણ કાળીમેશ ધાસતેલનો ધૂમાડો કાઢતા દીવાઓ બળે છે.

**પઠાણોના પ્રદેશમાં :** જો લૂંટારૂ ટોળીઓ મારી પત્ની કે પૌત્રીનું હરણ કરે ને તેમને પાછાં સોંપવા માટે મારી પાસે બદલો મંગાય તો એવો બદલો હું કોઇ કાળે નહિ આપું; તેઓ મારૂં માથું લઇ શકે, પણ બદલો તો નહિ જ. કાયરો ને બહાદૂરોની ખીચડિયા ન્યાત કોઇ રીતે જગતને પ્રગતિને પંથે લઇ જવાની નથી. લૂટારૂઓ એનો એજ ધંધો યુગના યુગ સુધી ચાલુ રાખે એ વાત હું માનતો નથી. (ગાંધીજી)

## પૂર્ણા : નવેમ્બર : '૩૮

**પ્રગતિ :** પ્રગતિ હરીને ઠામ બેસતી નથી. એનો સ્વભાવ જ એ છે. પ્રગતિ પૂર્ણતાને ઓળખતી જ નથી. માટે જ્યાં કોઇ પૂર્ણતાને સાચી ખોટી રીતે ઓળખીને શ્વાસ ખાવા થંભે ત્યાં તે અપૂર્ણતા ને સંકુચિતતા જાહેર કરે છે, તેની જાણે મશ્કરી કરે છે ને પછી આગળ વધે છે. પ્રગતિના જુવાળે ટોળીઓમાંથી મહારાજ્યો જન્માવ્યાં, ચક્રવર્તીઓને ઇતિહાસે અમર કર્યાં. પ્રવૃત્તિ માત્રને પ્રગતિ ન કહી શકાય.

**ખરા 'પીડિતો' :** મધ્યમ વર્ગના લોકોનો ખ્યાલ કરીએ તો સહજ સમજાશે કે આજ એ જ ખરા ' પીડિતો ' છે. સમાજમાં પોતાનું સ્થાન સાચવી રાખવા તે અનેક આપત્તિ સહન કરે છે. ઘણી વાર અનિચ્છાએ તેને હાનિકારક રિવાજોને વળગી રહેવું પડે છે. માસિક ચાલીસ–પચાસ રૂપિયા મેળવતા નોકરોનું જીવન કેવું હોય છે ? તેમને ગૃહસ્થ માફક રહેવું પડે છે, અતિથિઓને માટે સારી વાનગીઓ કરવી પડે છે, તેમના સત્કાર માટે ઠીકઠાક દેખાવા માટે સારૂં રાચરચીલું વસાવવું પડે છે. માસિક પંદર રૂપિયાના પગારદાર માસ્તર પાસેથી રૂ. ૨૫) નો પટાવાળો આઠ આના બક્ષીસ મેળવે છે.

## યુવક : ડિસેમ્બર : ૧૯૩૮

**અહિંસાત્મક આર્થિક પ્રવૃત્તિ :** યંત્રવાદ ગમે તેટલી સગવડતાઓ આપી શકતો હોય, તેની આર્થિક પ્રગતિ ગમે તેટલી મોહક હોય, પણ જો તે સત્ય અને અહિંસાના સિદ્ધાન્તોથી દૂર હોય અને પરિણામે વ્યક્તિ તેમજ સમષ્ટિની શાન્તિ હણી લેતો હોય તો તેની અવગણના કર્યા સિવાય બીજો ઉપાય શું ? રાષ્ટ્રની ઉન્નતિ માટે ગ્રામઉદ્યોગનું પોષણ અને સેવન પ્રત્યેક વ્યક્તિનો ધર્મ બને છે. સ્વદેશી જો યંત્રમાં બનેલું હોય તો તે સ્વદેશી નથી, ગ્રામઉદ્યોગના ઉત્પાદનને જ ખરૂં સ્વદેશી કહી શકાય. અને એથી પોતાની, સમાજની અને રાષ્ટ્રની ઉન્નતિ સધાય.

**ગામડે જઈને :** સાહિત્યકારો ! એક વાર ગામડે જઇ આવો. સંધ્યાના રંગનાં કાવ્ય લખતાં પહેલાં ચીમળાઇ ગયેલા ગાલના રંગનાં દર્શન કરી લ્યો; ઝાકળનાં બિંદુ પર સૉનેટ લખતા પહેલાં ચીપડા અને લીંટથી ખરડાયેલાં ગામડાનાં બાળકો જોઇ લ્યો. ગામડામાં કાવ્યો પડ્યાં છે. ત્યાંની ધૂળમાં મહાકાવ્યો ગૂંજી રહ્યાં છે. પાણે પાણે વાર્તા પડી છે. સાહિત્યમાં ઉવેખાએલાં આવાં માનવીઓનાં ધબકતાં હૃદયો વગરનું સાહિત્ય




## વડોદરા રાજ્ય

**વર્ગીકરણ થઇ ગયું:**—ધુમાસણ તા. કડી સા. પુસ્તકાલયનાં પુસ્તકોનું વર્ગીકરણ થઇ ગયું છે.

**મ૦ પુ૦ મંડળની સભા**—કડી મહાલ પુ. મં.ની કા. વ. સભા તા. ૨૦–૧૧–૩૮ ને રોજ મળી હતી તેમાં (૧) જૂથ મંડળના તપાસનીશોએ હકીકત મોકલવા જણાવતો, (૨) બજેટ બનાવાયાં છે કે નહિ તેની તપાસ, (૩) ન હોય ત્યાં નવાં પુસ્તકાલયો સ્થાપવાનો અને (૪) વરસમાં એક વાર પુસ્તકાલય તપાસી :નિવેદન મોકલવાની ભલામણ કરતા ઠરાવો પસાર થયા હતા.

**પુસ્તકાલયોને મળેલી ભેટ**—ધીણોજ તા. ચાણસ્મા; ભાવસાર પ્રહ્લાદજી તારાચંદ તથા સોની માણેકલાલ અમથારામને ત્યાં પુત્રજન્મ પ્રસંગે દરેકે રૂા. ૫) તથા પોલીસ થાણાના જમાદાર મિ. દોલતરાવ પવારની બદલી થતાં તેઓ તરફથી રૂા. ૫)

**સેરીસા તા૦ કલોલ:**—૩૯) અમથાલાલ જેશંગભાઇ શાહ, ૧૫) છગનલાલ મૂળચંદ શાહ (પુત્રના લગ્ન પ્રસંગે), ૩) છગનજી ગગાજી ઠાકરડા, ૨) કરીમદ જીવણ મુમના, ૨) મોહનલાલ રામચરણ કલાલ, ૨) કાશીરામ શંકરલાલ (પોતાના લગ્ન પ્રસંગે), ૨) અબ્દુલ ફતેહભાઇ મુમન, ૨) શાહ વાડીલાલ બહેચરભાઇ, ૨) કાળીદાસ મગલદાસ શાહ, ૩) બાના સાજી મુમના, ૩) મુમના અમીઆ કમાલ, ૨) મુમન પોચા અમીઆ, ૨) પારેખ મંગળદાસ ગોપાળદાસ, ૧ાા મફતલાલ છગનલાલ શાહ, ૧ાા ચિમનલાલ શામળદાસ, ૨) વીરચંદભાઇ શામળદાસ શાહ, ૧) આજનભાઇ સીદીકભાઇ શેઠ, ૧) ચુનીલાલ મગલદાસ શાહ, ૧) ઠાકરડા મગાજી વીરાજી, ૧) શા. શાન્તિલાલ મગનલાલ, ૧) શા. જેચંદલાલ મગનલાલ, ઉપરાંત શેઠ ચિમનલાલ શામળદાસ તરફથી આશરે રૂા. ૧૨)નાં પુસ્તકો.

**મણીઆરી તા૦ ચાણસ્મા:**—સદરહુ ગામના રહીશ પં. ચતુરભાઇ કુબેરદાસ તરફથી રૂા. ૨–૧–૬ નાં પુસ્તકો તથા રૂા. ૧), વ્યાસ મણિલાલ છબારામ ૧), ભાટસરના તલાટી હરિલાલ શિવલાલ ૧), મણીઆરીના તલાટી શાન્તિલાલ હીરાલાલ ૧), પા. માધવલાલ ભાઇચંદદાસ ૧), મિસ્ત્રી ગોવિંદલાલ બેચરદાસ ૦ાા

**શિષ્ટ વાચનની પરીક્ષા:**—કરજણ મહાલની શાળાઓમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની શિષ્ટ વાચનની કિશોર ચરિત્રમાળાનાં ત્રણ પુસ્તકોની પરીક્ષા તા. ૨૦–૧૧–૩૮ ના રોજ લેવાઇ હતી.

પરીક્ષામાં કુલ ૩૩ વિદ્યાર્થીઓએ લાભ લીધો હતો. ઉપરાંત બીજા ૧૦ ભાઇઓ પણ હતા. તેમાંથી આઠ ઉમેદવાર ઇનામપાત્ર ઠરેલા છે. તે ઉપરાંત વિદ્યાર્થિનીઓને ઉત્તેજન ઇનામ આપવામાં આવશે. સદરહુ પરીક્ષાના પરીક્ષક મે. કરજણ મહાલ શાળાધિકારી દલવાડી સા. હતા. બીજી પરીક્ષા તા. ૪–૪–૩૯ ને રવિવારે–કરજણ મહાલના શિક્ષકો અને વિદ્યાર્થીઓ માટે રાખવામાં આવી છે. પુસ્તકો હવે પછી નક્કી કરવામાં આવશે.

## વ૦ રા૦ પુ૦ મંડળ

**પુ. શિક્ષણવર્ગોઃ**—વડોદરા રાજ્યનાં ગ્રામ પુસ્તકાલયોનું કામ કરતા મંત્રી વા ગ્રંથપાલ ભાઇઓ માટે પ્રાંત દીઠ એકેકો તાલીમવર્ગ ચલાવવાની યોજના રાજ્ય પુ. મંડળ તરફથી દર વર્ષે થાય છે તે મુજબ ચાલુ સન ૧૯૩૮–૩૯ ના વર્ષ માટે પણ થઇ હોય તે સંબંધની જાહેરાત નં. ૨ ચાલુ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થયેલી છે તેનો મજકૂર લક્ષમાં લઇ જેમણે હજી લગીમાં એવા એકેય વર્ગનો લાભ ન લીધો હોય તેમને પોતપોતાના પ્રાંતિક વર્ગ માટે તરત જ ઉમેદવારી નોંધાવી દેવાની ભલામણ કરીએ છીએ. રાજ્ય બહારના કોઇની ઇચ્છા આ વર્ગનો લાભ લેવાની હોય તો તેઓ પણ જાહેરાતમાં જણાવેલી હકીકત સાથે પોતાની અરજી મોકલી આપે.

**પુસ્તકાલય પર્વણીઃ**—આ સંબંધમાં ચાલુ અંકમાં છપાયેલું " પુસ્તકાલયભકતો જાગજો !—" એ મથાળાવાળું લખાણ વાંચજો, ને એ ધન્ય દિન પૂરઉત્સાહથી ઉજવવા માટે જરૂરી તૈયારી આજથી જ કરવા માંડજો.

**૧૫ મી પરીક્ષાઃ**—આંધળી, બહેરી ને મૂંગી વ્યક્તિને યોગ્ય રાહે કેળવવામાં આવે તો કેવું સુંદર પરિણામ નીપજી શકે છે તેનો ખ્યાલ શિષ્ટ વાચનની ૧૫ મી પરીક્ષા માટે મુકરર કરાયલી " **અપંગની પ્રતિભા** " નામની આત્મકથાના પ્રેરણાવંત વાચનમાંથી મળે તેમ છે. એટલે જ એને એક વાર વાંચી જવાની આગ્રહભરી ભલામણ ગતાંકમાં પ્રસિદ્ધ થયેલા એ પુસ્તકના પરિચયમાં કરવામાં આવેલી છે. એ પરિચય વાંચો, ઉમેદવારી સત્વર નોંધાવી દો. પુસ્તક ન હોય તો મંગાવી લઇને પરીક્ષા માટેની તૈયારી ગુજરાતનો શિક્ષિત વર્ગ જરૂર કરે. પરીક્ષા જાન્યુઆરી માસની ૨૨ મી તારીખે થવાની હોઇ તા. ૮–૧–૩૯ સુધીમાં ઉમેદવારી નોંધાવી દેવાની છે. આ સંબંધમાં "પુસ્તકાલય"ના ઑગસ્ટ અંકમાં પ્રસિદ્ધ થયેલી જાહેરાત નં. ૧/૩૮–૩૯ જોઇ જવા લાગતા વળગતાઓને ભલામણ છે.

**મહાલ મંડળો તરફે શિષ્ટ વાચનની પરીક્ષાઃ**—દામનગર મહાલ મંડળ તરફે તા. ૨૭–૧૧–૩૮ ના રોજ, અને ઓખામંડળ મહાલ મંડળ તરફે તા. ૩–૧૨–૩૮ ના રોજ શિષ્ટ વાચનની પરીક્ષાઓ થઇ ગઇ છે.

## પુ. સ. સ. મંડળ લિ. વિભાગ

**" કૌમુદી "ના ગ્રાહકોને**—"કૌમુદી" માસિકના જે ગ્રાહકોએ એ માસિકનું લવાજમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. મારફતે ભર્યું છે તેમને એ ભરેલા લવાજમમાંથી ૧૧ માસનું લવાજમ પરત આપવાની વ્યવસ્થા યોજાઇ છે.

એ માટેની રકમ મંડળ પાસે આવી જતાં ઉપર જણાવ્યા પ્રમાણે લવાજમ ભરનાર જે તે ગ્રાહકને તે મજરે જમા અપાશે.

**પુસ્તકોની રવાનગી**—ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૮–૩૯ ના બજેટનાં પુસ્તકો, જે તે પુસ્તકાલયને, જુલાઇ ૧૯૩૮ આખર સુધીમાં જેની પુસ્તકોની યાદીઓ વેળાસર અત્રે આવી ગઇ હશે તેમને મોકલી અપાશે. માટે કોઇ પણ ગ્રામ પુસ્તકાલયના મંત્રીએ પુસ્તકો વહેલાં મળવા બાબત ઉઘરાણી નહિ કરવા વિનંતિ છે. સરકાર પંચાયત મદદ જેમ જેમ મળશે, તે અનુક્રમે દરેક જે તે પુસ્તકાલયને પુસ્તકો મોકલાશે. જે પુસ્તકાલયોના મંત્રીઓએ પુસ્તકોની યાદીઓ બજેટ સાથે સામેલ ન રાખી હોય તેમણે વેળાસર ખાતાની મંજૂરી સાથે યાદીઓ અત્રે મોકલી આપવી, જેથી કામની વધુ સરળતા થાય.

**ઉદારતા દાખવશો ?** વડોદરાના જ્યુબીલીબાગ વાચનાલયમાં પુ. સ. સ. મં. લિ. તરફથી વર્તમાનપત્રો વંચાવવા લઇ જવાનું કામ કરવા માટે મુંબઇના મેસર્સ છગનલાલ નરોતમદાસ એન્ડ કંપની તરફથી એક વર્ષ માટે રૂ. ૬૦) મળ્યા હતા. તે વર્ષ તા. ૩૧–૧૨–૩૮ ના રોજ પૂરું થાય છે. આગામી ૧૯૩૯ ના વર્ષ માટે વા તેથી વધુ મુદત માટે આ મદદની જરૂર છે. આશા છે વાચનપ્રચારપ્રેમી ગૃહસ્થો આ તરફ પોતાનો ઉદાર હાથ જરૂર લંબાવશે.

## રાજ્ય બહાર

**બીજી ગુ૦ પુ૦ પરિષદઃ**—આણંદ મુકામે ભરવા ઠરેલી બીજી સમગ્ર ગુજરાત પુ૦ પરિષદ માટે જાન્યુઆરી માસની તા. ૨૧ મી તથા ૨૨ મી ને શનિ–રવિ એ દિવસો નક્કી થયા છે. ચાલુ અંકમાં એ સંબંધમાં છપાયલાં લખાણો વાંચી જવાની તથા પરિષદની કાર્યવાહીમાં ઉત્સાહભર્યો ભાગ લઇ તેને સફળ બનાવવાની લાગતા વળગતા સર્વ કોઇને ભલામણ કરીએ છીએ.

જબુગામ ( સ્ટેટ છોટાઉદેપુર ) અત્રેના શ્રી. ફતેહસિંહજી સાર્વ. પુસ્તકાલયનો વાર્ષિક ઉત્સવ સંમેલન નવે૦ તા. ૧૯ શની તથા તા. ૨૦ ને રવીવારના રોજ રાતના આઠ વાગતાં પુસ્તકાલયના મકાનના પાયા પર ભવ્ય રંગભૂમિ ઉભી કરી, ધ્વજા–તોરણોથી શણગારવામાં આવ્યું હતું. કાર્યક્રમ બાળાઓના ગરબા, બાલમંવાદો, ફેન્સીફેર તથા ' મેવાડનું નૂર ' ' પલટાતાં તેજ ' ( નાટક )થી ભરપૂર હતો.

તા. ૧૯ ના રોજનો કાર્યક્રમ વાઘોડીઆના અને વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિના અગ્રગણ્ય શ્રી. મણિભાઇ મંગળજી કાશીવાળાના પ્રમુખપદે થયો હતો. પુસ્તકાલયનું નિવેદન, મંત્રીએ વાંચ્યા પછી તેમણે ભાષણમાં જણાવ્યું હતું કે–' રાજ્ય ગ્રાન્ટ પુસ્તકાલયની પ્રવૃત્તિ કરતાં ઓછી આપે છે. ' પુસ્તકાલયની મહત્તા અને તેના ફાયદા વિષે રસદાયક વિવેચન કર્યું હતું.

—✠—

# પુસ્તકાલય સ૦ સ૦ મંડળ લિ. ને મળેલાં ટ્રસ્ટ ફંડો

## ટ્રસ્ટફંડ ૩૪ મું*

રા. રા. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. ના મંત્રીજી,

મુ. વડોદરા

મે. સાહેબ,

વિજ્ઞપ્તિ કે મારા જ્યેષ્ઠ બંધુ સ્વ. રણછોડભાઈના પુણ્ય સ્મરણાર્થે મારા વતન ડેમોલ ( તા. પેટલાદ )ના સાર્વજનિક પુસ્તકાલયના ઉપયોગ માટે રૂ. ૩૦૦) અંકે ત્રણસો રૂપીઆ નીચેની શરતોથી સોંપું છું, તે સ્વીકારવા વિજ્ઞપ્તિ છે.

શરતો

૧. આ ફંડનું નામ "સ્વ. રણછોડભાઈ શિવાભાઇ પટેલ સ્મારક ફંડ" રાખવું.

૨. આ ફંડ ગવર્નમેન્ટ સિક્યુરીટીઝમાં રોકવું.

૩. આ ફંડનું વ્યાજ ડેમોલ સાર્વજનિક પુસ્તકાલયને દર વર્ષે દૈનિક, સાપ્તાહિક, માસિક વગેરે પત્રો મેળવવામાં લોકમદદ તરીકે કામ લાગે તે માટે પુસ્તકાલયના તરફની લોકમદદમાં ઉમેરવા આપવું.

૪. આ રકમ દર વર્ષે જ આપવી પરંતુ કોઇ અનિવાર્ય કારણે કોઇ વર્ષે આ રકમ ન ખર્ચાય તો બીજે વર્ષે એ રકમ ખર્ચવી.

૫. ફંડનો ઉદ્દેશ અને શરતો લક્ષમાં રાખી ફંડની શરતોમાં કંઇ સહેજસાજ ફેરફાર કરવાની જરૂર લાગે તો તેમ કરવાની સત્તા હું મંડળને આપું છું.

૬. આ ફંડની હકીકત મંડળે પોતાના વાર્ષિક નિવેદનમાં પ્રગટ કરવી.

ડેમોલ ( વાયા નડિયાદ )
હાલ મુલુ ( યુગાન્ડા )
૨-૧૧-૩૮

લિ. સેવક
(સહી) હરમાનભાઇ શિવાભાઇ વર્મા

---

## ટ્રસ્ટફંડ ૩૫ મું રૂા. ૧૦૧)નું*

પુ. સ. સ. મંડળ લિ. ના ચાર શેર નં. ૧૧૧૫ થી ૧૧૧૮ નું

શરતો

૧. આ ટ્રસ્ટફંડ "સ્વ. શાહીબ્હેન સ્મારક ટ્રસ્ટફંડ ધામણ" એ નામથી ઓળખાશે.

૨. મૂળ રકમ કાયમ રાખી વ્યાજ ધામણ સા. પુ. ના સેક્રેટરીને મોકલી આપવું.

૩. મંડળના વાર્ષિક રિપોર્ટમાં આ ફંડનો હિસાબ બહાર પાડવો.

